પ્રાપ્તિસ્થાન :
**શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર**
ગોડીજીની ચાલ, કીકાસ્ટ્રીટ,
મુંબઈ ૨.



કિંમત રૂા. ૧૫



પ્રથમાવૃત્તિ



પ્રત : 3000



વિ. સં. ૨૦૨૪ :: સને ૧૯૬૮







પ્રકાશક :
ભીમજી વેલાભાઈ ખોના,
ગોવિંદ કુંજ, નેહરુ રોડ,
મુલુંડ, મુંબઈ–૮૦

મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા, અમદાવાદ.



લેખક શ્રી "પાર્શ્વ"

[મૂળનામ પાસવીર વીરજી દુલ્લા, જન્મતા ૧૦–૯–૧૯૩૪, ભરૂડીઆ. ફિલોસોફીના સ્નાતક. "આર્યરક્ષિતસૂરિ," "જયસિંહસૂરિ," "કલ્યાણસાગરસૂરિ," આદિ ગ્રંથોના લેખક, અંચલગચ્છીય લેખ–સંગ્રહ" ના સંશોધક અને સંપાદક, "અંચલગચ્છ–દિગ્દર્શન" ના પ્રયોજક.]



# અર્પણ

જેમની વાત્સલ્ય વેણુના સુમધુર સ્વરોમાંથી
અમોને નવ જીવનનો મહા મંત્ર સંભળાય છે!
જેમની ત્યાગમય દેદીપ્યમાન જીવન જ્યોતિમાંથી
અમોને ઊર્ધ્વ જીવનનો દિવ્ય પ્રકાશ સાંપડે છે!
જેમની અધ્યાત્મ સભર જીવન વાટિકામાંથી
અમોને અહર્નિશ સત્ પ્રેરણા પરાગ લાધે છે!
એવાં કર્તવ્યનિષ્ઠ, ત્યાગમૂર્તિ, ઉપદેષ્ટા, વ્યાખ્યાતા,
વિદુષી બ્હેન શ્રી રાણુબાઈ હીરજીને ... ... !!

—પ્રકાશકો

# પ્રકાશકીય વક્તવ્ય

અંચલગચ્છનો આ બૃહદ્ ઇતિહાસગ્રંથ સમાજના કરકમલમાં સાદર કરતાં અમે અત્યંત હર્ષ અનુભવીએ છીએ. આજ દિવસ સુધી આ ગચ્છની ભિન્ન ભિન્ન પટ્ટાવલીઓ, પ્રશસ્તિઓ કે એવી ઇતિહાસ કૃતિઓ તેમજ ઉત્કીર્ણિત શિલાલેખો કે મૂર્તિલેખો પ્રકાશમાં આવતાં ગયેલાં, પરંતુ ગચ્છનો શૃંખલાબદ્ધ બૃહદ્ ઇતિહાસ તો અપ્રકટ જ રહેલો. સમાજને તેમજ વિદ્વત્સમાજને આવા પ્રમાણભૂત ગ્રંથની ખોટ સતત જણાવા લાગી. આ કાર્યની પૂર્તિ કરવાનું બહુમાન અમને પ્રાપ્ત થયું તે બદલ અમે ગૌરવની સહજ લાગણી અનુભવીએ છીએ.

આ કાર્યના પ્રેરક પૂ. આચાર્ય શ્રી નેમસાગરસૂરિજી મહારાજની શુભ નિશ્રામાં આ બહુમૂલ્ય ગ્રંથનું પ્રકાશન થાત તો ખૂબ જ ઉમંગ અને ઉત્સાહ આવત એ સ્વાભાવિક જ છે. કિન્તુ આપણાં દુર્ભાગ્યે તેઓશ્રી તેમની પ્રેરણાનું ઉત્તમ ફળ જોવા આપણી વચ્ચે ઝાઝું રોકાયા નહીં. 'હું વિદ્યમાન હોઉં કે ન હોઉં તો પણ અંચલગચ્છ—દિગ્દર્શનનું કાર્ય પૂર્ણ કરજો!' એવું વચન લઈ તેઓશ્રી આપણી ચિર વિદાય લઈ ગયા. આજે તો એમનું વચન હૈયુ કોરી ખાય છે, ગચ્છના આ સમર્થ આચાર્યનાં આત્મીય સંસ્મરણો આંખોમાંથી અશ્રુધારા વહાવે છે!

દિવંગત આચાર્યશ્રી સં. ૨૦૧૯ માં મુલુંડમાં શિષ્યપરિવાર સાથે ચાતુર્માસ રહેલા તેઓશ્રીનું શારીરિક સ્વાસ્થ્ય એકંદરે ઠીક તોયે અતિ નાજુક તો હતું જ. પોતે હવે વાણી અને કાયાથી સમાજને યથાવત્ ઉપયોગી થઈ શકે તેવું ન જણાતાં સાહિત્ય દ્વારા સમાજની સેવા કરી જવાની ઉન્નત ભાવના તેમણે સેવી. જો ગચ્છનું પર્યાપ્ત સાહિત્ય આપણી સમક્ષ હશે તો જરૂર પ્રેરણાદાયક થશે એ તેઓશ્રીની મુખ્ય માન્યતા હતી. મુલુંડના ગચ્છના અગ્રણીઓને પોતાનું મંતવ્ય જણાવતાં સૌએ પ્રેરણાદાયક સાહિત્યની ઉપયોગિતા સ્વીકારી, પરંતુ ગ્રંથના સ્વરૂપનો ખાસ કોઈ નિર્ણય લેવાયો નહીં. એ દરમિયાન ગચ્છના સ્થાનિક ભાઈઓની પરસ્પર વાતચીતમાં કચ્છ—કોડારાવાળા શ્રીમાન નાયક જેઠાભાઈએ સૂચન કર્યું કે બની શકે તો અંચલગચ્છ સમાજનો એક કડીબધ્ધ તવારીખ ગ્રંથ તૈયાર કરાવી પ્રકટ કરવો. આચાર્યશ્રીને એમનું આ સૂચન ખૂબ જ ગમી ગયું ગચ્છનો તવારીખ ગ્રંથ પ્રકાશિત કરવાનો તેઓશ્રીએ નિર્ણય લીધો અને મુલુંડ અંચલગચ્છ જૈન સમાજ દ્વારા તે પ્રકટ થાય એવી પણ ઇચ્છા વ્યક્ત કરી, જે અમે સાભાર અને સહર્ષ સ્વીકારી લીધી.

આવો વિશાળ-કાય બૃહદ્ ઇતિહાસગ્રંથ અન્વેષણાત્મક રીતે તૈયાર કરવાનું કષ્ટસાધ્ય કાર્ય આચાર્યશ્રીની ભલામણથી જાણીતા જૈન લેખક અને સંશોધક ભાઈ શ્રી 'પાર્શ્વ'ને સોંપવાનું નક્કી થયું. અમને જણાવતાં હર્ષ થાય છે કે આવા ભગીરથ કાર્યની જવાબદારી શ્રી પાર્શ્વભાઈએ ઉમંગપૂર્વક

તેમ જ નિ:સ્વાર્થભાવે ઉપાડી લીધી. એમના સતત ચાર વર્ષના અથાક તેમ જ અનેકવિધ સંશોધનાત્મક પ્રયાસોથી આ ગ્રંથ ઘણો જ પ્રમાણભૂત બની શક્યો છે. આ સંદર્ભગ્રંથની ઉપયોગિતા અને ગુણવત્તા વાંચકો જ નક્કી કરશે અને તેને મૂલવશે. આ કાર્ય દ્વારા લેખક ઉચ્ચ કોટિના સંશોધક તરીકે પ્રતિષ્ઠા પામશે અને ઉત્તરોત્તર આવા ગ્રંથરત્નો સમાજને ધરતા જશે એવી અપેક્ષા રાખીએ છીએ. પોતાની ઉગતી યૌવનવયે જ તેમણે પ્રાપ્ત કરેલી આવી સિદ્ધિ દ્વારા તેઓ આપણા સૌના હાર્દિક અભિનંદનના અધિકારી બને છે.

ગચ્છનો આ સૌ પ્રથમ બૃહદ્ ઇતિહાસ હોઈને તેને સર્વાંગી તેમજ પ્રમાણભૂત કરવાની લેખકની વિશાળ જવાબદારીઓ હતી, જે તેમણે પ્રથમ કોટિના વિદ્વાનોનાં માર્ગદર્શન હેઠળ પરિપૂર્ણ કરી આ વિદ્વાનોમાં આગમ-પ્રભાકર, મુનિ શ્રી પુણ્યવિજયજી, ઇતિહાસવિદ્ મુનિ શ્રી કાંતિસાગરજી, પં લાલચંદ્ર ભ. ગાંધી અને શ્રી અગરચંદજી નાહટાનાં નામો વિશેષ ઉલ્લેખનીય છે. આ વિદ્વાનોએ એમના સંગ્રહની હસ્તલિખિત પ્રતો કે સંદર્ભનોંધો પૂરી પાડી ગ્રંથને અધિક ઉપયોગી બનાવવામાં કીમતી સાહાય્ય કરી છે. લેખક તથા અમારા તરફથી ઉક્ત વિદ્વાનોનો આભાર માનવાની અમે તક લઈએ છીએ. તદુપરાંત ડૉ. ભોગીલાલ સાંડેસરા, પં. અભયચંદ્ર ભ. ગાંધી, પં. જયન્તીલાલ જાદવજી, પં. અમૃતલાલ સલોત આદિ અનેક વિદ્વાનોએ ગ્રંથ લેખન માટે જુદી જુદી રીતે બનતી મદદ કરી છે એ સૌના પણ અમે આભારી છીએ. ઉપર્યુક્ત વિદ્વાનોના સહયોગ વિના ગ્રંથ ઘણો જ અપૂર્ણ રહ્યો હોત.

આ ગ્રંથના આધારરૂપ શિલા-લેખો અને મૂર્તિલેખો મોકલાવી આપવા માટે અસંખ્ય ઉત્સાહી કાર્યકરોનો પણ આભાર માનવો જોઈએ. જુદા જુદા પ્રદેશોમાંથી પ્રાપ્ત થયેલ ઉત્કીર્ણિત લેખોનો એક સંગ્રહ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' શ્રી પાર્શ્વભાઈની સૂચનાથી અને અમારી વિનતિને માન આપી મુંબઈના શ્રી અનંતનાથજી મહારાજ જૈન દેરાસરજીના ટ્રસ્ટ દ્વારા પ્રકાશિત થઈ ગયો, તે માટે ટ્રસ્ટ બોર્ડના અમે ઘણા જ આભારી છીએ. શિલાલેખોનો આ સંગ્રહ પણ અત્યંત ઉપયોગી હોઈને સર્વત્ર ગ્રંથ ભંડારોમાં વિના મૂલ્યે મૂકવામાં આવે છે. પ્રસ્તુત ગ્રંથની પ્રતો પણ એવા જ હેતુથી મહત્ત્વની તેમજ ઉપયોગી સંસ્થાઓમાં પ્રત્યેક સ્થાને ભેટ મોકલાય એવી અપેક્ષા અસ્થાને નહી જ ગણાય. એકથી વધુ પ્રતો ખરીદનાર ગ્રાહકોને પણ આ સૂચનનો અમલ કરવાની અમારી આગ્રહભરી વિનતિ છે.

તદુપરાંત, પ્રકાશનનાં વિકટ કાર્યમાં દેરાસરજીઓ, મહાજનો અને ભાઈ-બહેનો દ્વારા પણ આર્થિક સહકાર અને પ્રોત્સાહન મળ્યાં છે, જેમની શુભ યાદી અંતે અપાઈ છે. એ સૌના હાર્દિક સહયોગને પરિણામે આ ગ્રંથની ૧૦૦૦ પ્રતો છાપવાના મૂળ ખ્યાલ પરથી ક્રમશ: વધીને ૩૦૦૦ પ્રતો છપાવવાના નિર્ણય પર અમને આવવુ પડ્યું અને આજે તો એવો ભય પણ રહે છે કે ૩૦૦૦ નકલો પણ કદાચ ઓછી પડે !!

લેખકે પ્રાચીન ઐતિહાસિક પ્રશસ્તિઓ, પુષ્પિકાઓ આદિ ગ્રંથમાં આધારરૂપે આપેલ પરંતુ ગ્રંથનું કદ ઘણું વધી જવાના ભયે તેમાંનું ઘણું છાપી શકાયુ નથી. એવી જ રીતે ગ્રંથસૂચિ-વંશસૂચિ-શ્રમણસૂચિ-નૃપતિસૂચિ-સ્થાનસૂચિ આદિ લેખકે ઘણા જ શ્રમપૂર્વક તૈયાર કરેલ પરંતુ તે પણ છેલ્લી સૂચિને બાદ કરતા ઉક્ત કારણે જ મૂકી શકાઈ નથી તેનું અમને દુઃખ છે. જો આ બધું છાપી શકાયુ હોત તો વધારે ઉપયોગી બનત, પરંતુ ગ્રંથની મૂળ ૪૦૦ પૃષ્ટની સંખ્યા નક્કી કરેલી તેથી

લગભગ બમણી સંખ્યા થવા આવતાં ન છૂટકે કાપ મૂકવો પડ્યો છે, જે વાચકો દરગુજર કરશે. ફોટાઓ મૂકવામાં પણ એવું જ થયું છે.

આ ગ્રંથ આચાર્યશ્રીની ઈચ્છા અને સૂચન અનુસાર કચ્છ—કોડાય આશ્રમવાળાં વિદુષી બહેન શ્રી રાણબાઈ હીરજીને અર્પણ કરવામાં આવ્યો છે, જે માટે પણ અમે ઘણા આનંદિત છીએ. પૂ. રાણબાઈમાતાનું નામ જૈન સમાજમાં સુપ્રસિદ્ધ છે. જૈનેતર સમાજનો પણ તેમના પ્રત્યે ખૂબ આદરભાવ છે. મુલુંડના જૈન સમાજના સર્વાંગી ઉત્કર્ષનો પાયો ચાલીશ વર્ષ પર પૂ. માતાજીના હાથે નંખાયા પછી તેમણે એ સમાજની પચીશ વર્ષ લગી સતત અને સક્રિય સેવા કરી છે અને હજીયે કરી રહ્યાં છે. ઈ. સ. ૧૯૫૦ ની સાલમાં શ્રી મુલુંડ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘની સ્થાપના થઈ, જેનાં સંગઠન કાર્યમાં પૂ. માતાજીએ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો છે. અહીંનાં ભવ્ય શિખરબંધ જિનાલય અને વિશાળ ઉપાશ્રયનાં બાંધકામ માટેના ફંડફાળાનાં કાર્યમાં એમણે અગ્રગણ્ય ભાગ લઈ, અહીંના સમાજ પાસેથી પોતાને પગારરૂપે પ્રાપ્ત થયેલ રૂ. ૧૧૨૫૧] ની નાદર રકમ શ્રી સંઘને ચરણે અર્પણ કરી સૌને સુંદર બોધપાઠ આપ્યો છે. પૂ. માતાજીની વિદ્વત્તા અને વ્યાખ્યાન શક્તિ અનુપમ હોવા ઉપરાંત એમની વ્યવહાર કુશળતા પણ એટલી જ અદ્‌ભૂત છે, જેના પરિણામે તેઓ સર્વત્ર બધાને પ્રિય થઈ શક્યા છે. અમારા જ સમાજની આવી એક વિદ્વાન અને ચારિત્ર્યવાન આદર્શ મહિલા—અમારાં પૂ. રાણબાઈમા માટે અમે સૌ ગર્વિત છીએ અને એમને આ મહાન ગ્રંથ અર્પણ કરતાં અમે યત્કિંચિત કૃતકૃત્ય થયાનો સંતોષ અનુભવીએ છીએ.

પૂ. આચાર્ય શ્રી નેમસાગરસૂરિજી મહારાજનું ઋણ સ્વીકારવા માટે અમને શબ્દો ઓછા પડે એમ છે! તેઓશ્રીએ આ ઉત્તમ કાર્ય માટે અમને જે ગૌરવભર્યું માન આપ્યું છે અને જીવનના છેલ્લા શ્વાસ સુધી સતત માર્ગદર્શન આપતા રહી જે પરિશ્રમ લીધો છે, તે કદિયે ભૂલી શકાય? તેઓશ્રીએ આ મહા ગ્રંથ દ્વારા સમાજની ખરેખર, ઉચ્ચ સેવા બજાવી છે, જે માટે શ્રી અચલગચ્છ જૈન સમાજ તેઓશ્રીનો સદા ઋણી રહેશે. તેઓશ્રીના પરિવારના પૂ. મુનિરાજ શ્રી લબ્ધિસાગરજી તથા પૂ. મુનિરાજ શ્રી કૈલાસસાગરજી મહારાજે આ ગ્રંથના અગાઉથી ગ્રાહકો કરવાના કાર્યમાં જે પ્રયત્ન કર્યો છે તે માટે એ બન્ને મુનિવર્યનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

કચ્છ—મેરાઉથી પૂ આચાર્ય શ્રી ગુણસાગરસૂરિજી મહારાજે આ શુભ કાર્ય પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી આશીર્વચન પાઠવ્યાં છે, તે માટે અમે તેઓશ્રીના પણ ઘણા આભારી છીએ.

અંચલગચ્છાધિપતિ પૂ. આચાર્ય શ્રી જિનેન્દ્રસાગરસૂરિજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન શ્રી ક્ષમાનંદજીશ્રીજી મહારાજ, વૈદ્યરાજ યતિવર્ય શ્રી ગુણચંદજી ગુલાબચંદજી, સોનગઢ નિવાસી વિદ્વદ્વર્ય પૂ. શ્રી કલ્યાણચંદજી મહારાજ, ભાવનગર નિવાસી ભક્તકવિ શ્રી શિવજી દેવસિંહ શાહ (મગનબાબા) આદિ મહાનુભાવોએ અને અન્ય જે જે વ્યક્તિઓએ આ મહાન કાર્યમાં અમને એક યા બીજી રીતે સહકાર અને પ્રોત્સાહન આપ્યાં છે તેઓ બધાનો આ પ્રસંગે આભાર માનવાની અમે રજા લઈએ છીએ.

શ્રી વિધિપક્ષગચ્છ ઉત્કર્ષ સાધક સમિતિ (મુંબઈ) વતીથી તેના પ્રમુખ શ્રી ચુનીલાલ માણેકચંદ અને માનદ્‌મંત્રી શ્રી દેવજી દામજી ખોના દ્વારા મળેલ સુંદર સહકારની પણ અમે સાભાર નોંધ લઈએ છીએ. ઈતિહાસરસિક શ્રી જેઠાભાઈ દેવજી નાગડાને પણ અહીં કેમ ભૂલાય?

મુબઈના શ્રી અનંતનાથજી મહારાજ જૈન દેરાસરજી ટ્રસ્ટ, શ્રી ક. વી. ઓ દહેરાવાસી જૈન મહાજન ટ્રસ્ટ (ભાતબજાર-મુંબઈ), શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિ મહાજન (મુંબઈ), શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ જૈન દેરાસરજી ટ્રસ્ટ (માટુંગા), શ્રી મુલુંડ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ (મુલુંડ) તથા દશા ઓશવાળ અને વીશા ઓશવાળ બન્ને જ્ઞાતિઓના માસિકો (૧) પ્રકાશ-સમીક્ષા (૨) જ્ઞાતિ-જ્યોત (૩) પગદંડી, જેમણે અમારું કાર્ય તેમનું પોતાનુ સમજી અમને જોઈતો સહકાર આપ્યો છે, તે સૌનો અમે ખૂબ ખૂબ આભાર માનીએ છીએ. ઉપર્યુક્ત સૌના સદ્ભાવયુક્ત સહકાર વિના અમારું કાર્ય બહુ જ મુશ્કેલ બની જાત.

ઇતિ, ઓમ્ શ્રી સદ્‌ગુરવે નમઃ

ભવદીય

**શ્રી મુલુંડ અંચલગચ્છ જૈન સમાજ વતી**

**સેવક-ખીમજી ઘેલાભાઈ ખોના**

**પ્રકાશકો**



લગભગ બમણી સંખ્યા થવા આવતાં ન છૂટકે કાપ મૂકવો પડ્યો છે, જે વાંચકો દરગુજર કરશે. ફોટાઓ મૂકવામાં પણ એવું જ થયું છે.

આ ગ્રંથ આચાર્યશ્રીની ઈચ્છા અને સૂચન અનુસાર કચ્છ–કોડાય આશ્રમવાળાં વિદુષી બહેન શ્રી રાણબાઈ ટોકરને અર્પણ કરવામાં આવ્યો છે, જે માટે પણ અમે ઘણા આનંદિત છીએ. પૂ. રાણબાઈમાતાનું નામ જૈન સમાજમાં સુપ્રસિદ્ધ છે. જૈનેતર સમાજનો પણ તેમના પ્રત્યે ખૂબ આદરભાવ છે. મુલુંડના જૈન સમાજના સર્વાંગી ઉત્કર્ષનો પાયો ચાલીશ વર્ષ પર પૂ. માતાજીના હાથે નંખાયા પછી તેમણે એ સમાજની પચીશ વર્ષ લગી સતત અને સક્રિય સેવા કરી છે અને હજીયે કરી રહ્યાં છે. ઈ. સ. ૧૯૫૦ ની સાલમાં શ્રી મુલુંડ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘની સ્થાપના થઈ, જેનાં સંગઠન કાર્યમાં પૂ. માતાજીએ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો છે. અહીંનાં ભવ્ય શિખરબંધ જિનાલય અને વિશાળ ઉપાશ્રયનાં બાંધકામ માટેના ફંડફાળાનાં કાર્યમાં એમણે અગ્રગણ્ય ભાગ લઈ, અહીંના સમાજ પાસેથી પોતાને પગારરૂપે પ્રાપ્ત થયેલ રૂ. ૧૧૨૫૫) ની નાદર રકમ શ્રી સંઘને ચરણે અર્પણ કરી સૌને સુંદર બોધપાઠ આપ્યો છે. પૂ. માતાજીની વિદ્વત્તા અને વ્યાખ્યાન શક્તિ અનુપમ હોવા ઉપરાંત એમની વ્યવહાર કુશળતા પણ એટલી જ અદ્‌ભૂત છે, જેના પરિણામે તેઓ સર્વત્ર બધાને પ્રિય થઈ શક્યા છે. અમારા જ સમાજની આવી એક વિદ્વાન અને ચારિત્ર્યવાન આદર્શ મહિલા–અમારાં પૂ. રાણબાઈમા માટે અમે સૌ ગર્વિત છીએ અને એમને આ મહાન ગ્રંથ અર્પણ કરતાં અમે યત્કિંચિત કૃતકૃત્ય થયાનો સંતોષ અનુભવીએ છીએ.

પૂ. આચાર્ય શ્રી નેમસાગરસૂરિજી મહારાજનું ઋણ સ્વીકારવા માટે અમને શબ્દો ઓછા પડે એમ છે ! તેઓશ્રીએ આ ઉત્તમ કાર્ય માટે અમને જે ગૌરવભર્યું માન આપ્યું છે અને જીવનના છેલ્લા શ્વાસ સુધી સતત માર્ગદર્શન આપતા રહી જે પરિશ્રમ લીધો છે, તે કદિય ભૂલી શકાય ? તેમણે આ મહા ગ્રંથ દ્વારા સમાજની ખરેખર, ઉચ્ચ સેવા બજાવી છે, જે માટે શ્રી અચલગચ્છ જૈન સમાજ તેઓશ્રીનો સદા ઋણી રહેશે. તેઓશ્રીના પરિવારના પૂ. મુનિરાજ શ્રી લબ્ધિસાગરજી તથા પૂ. મુનિરાજ શ્રી કૈલાસસાગરજી મહારાજે આ ગ્રંથના અગાઉથી ગ્રાહકો કરવાના કાર્યમાં જે પ્રયત્ન કર્યો છે તે માટે એ બન્ને મુનિવર્યનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

કચ્છ–મેરાઉવાળા પૂ. આચાર્ય શ્રી ગુણસાગરસૂરિજી મહારાજે આ શુભ કાર્ય પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી આશીર્વચન પાઠવ્યા છે, તે માટે અમે તેઓશ્રીના પણ ઘણા આભારી છીએ.

અચલગચ્છાધિપતિ પૂ. આચાર્ય શ્રી જિનેન્દ્રસાગરસૂરિજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન શ્રી ક્ષમાનંદસાગરજી મહારાજ, વિદ્વાન મુનિવર્ય શ્રી ગુણચંદ્રજી ગુલાબચંદજી, સોનગઢ નિવાસી વિદ્વદ્વર્ય પૂ. શ્રી કાનજીસ્વામીજી મહારાજ, જામનગર નિવાસી લોકકવિ શ્રી શિવજી દેવસિંહ શાહ (મગનબાપા) આદિ મહાનુભાવોએ અને અન્ય જે જે વ્યક્તિઓએ આ મહાન કાર્યમાં અમને એક યા બીજી રીતે સહકાર આપી પ્રોત્સાહિત કર્યા છે તે સૌનો આ પ્રસંગે આભાર માનવાની અમે રજા લઈએ છીએ.

મુંબઈના શ્રી અનંતનાથજી મહારાજ જૈન દેરાસરજી ટ્રસ્ટ, શ્રી ક. વી ઓ. દહેરાવાસી જૈન મહાજન ટ્રસ્ટ (ભાતબજાર-મુબઈ), શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિ મહાજન (મુબઈ), શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ જૈન દેરાસરજી ટ્રસ્ટ (માટુંગા), શ્રી મુલુંડ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ (મુલુંડ) તથા દશા ઓશવાળ અને વીશા ઓશવાળ બન્ને જ્ઞાતિઓના માસિકો (૧) પ્રકાશ-સમીક્ષા (૨) જ્ઞાતિ-જ્યોત (૩) પગદંડી, જેમણે અમારું કાર્ય તેમનું પોતાનું સમજી અમને જોઈતો સહકાર આપ્યો છે, તે સૌનો અમે ખૂબ ખૂબ આભાર માનીએ છીએ. ઉપર્યુક્ત સૌના સદ્ભાવયુક્ત સહકાર વિના અમારું કાર્ય બહુ જ મુશ્કેલ બની જાત.

ઇતિ, ઓમ્ શ્રી સદ્‌ગુરવે નમઃ

ભવદીય

**શ્રી મુલુંડ અંચલગચ્છ જૈન સમાજ વતી**

**સેવક-ખીમજી ઘેલાભાઈ ખોના**

**પ્રકાશકો**



# વિષય—સૂચિ

## ૧૬. શ્રી ગુણનિધાનસૂરિ

પ્રકીર્ણ પ્રસંગો—રાજમાન્ય શ્રાવક જશવંત—શ્રમણ સમુદાય—વાચક પુણ્યચંદ્ર—આચાર્ય ગજસાગરસૂરિ—હેમકાન્તિ—સેવક—દયાશીલ—સંયમમૂર્તિ—વા. વિદ્યાવલ્લભગણિ—વા રંગતિલકગણિ અને પં. ભાવરત્ન—વા. વિનયરાજ—પ. શિવસી—ગુણનિધાનસૂરિ શિષ્યો—પં. હર્ષનિધાન અને પં. લક્ષ્મીનિધાન—પ. વિદ્યાશીલ—પં. ગુણરાજ અને તિલકગણિ—ઉપાધ્યાય ઉદયરાજ અને શિષ્યો—સચિત્ર પ્રતો—ગુણનિધાનસૂરિના પ્રતિષ્ઠા લેખો—વિહાર પ્રદેશ—સ્વર્ગગમન (પૃ. ૩૩૬ થી ૩૪૭)

## ૧૭. શ્રી ધર્મમૂર્તિસૂરિ

શ્રમણ-જીવન—પ્રકીર્ણ પ્રસંગો—ધર્મપ્રચાર—પાલણપુરના નવાબ સાથે સમાગમ—પાલણપુરનો એ નવાબ કોણ ?—ખંડન મંડન—શ્રમણ પરિવાર—મહોપાધ્યાય રત્નસાગરજી—કવિ ડુંગર—વાચક મૂલા—વાચક નાથાગણિ—ગોરજી માણેકમેરજી—રાયસુંદર—વાચક સહજરત્ન—વાચક રાજકીર્તિ—રયણુચંદ્ર—વાચક વેલરાજ—મહોપાધ્યાય પુણ્યલબ્ધિ શિષ્ય ઉપાધ્યાય ભાનુલબ્ધિ—મેઘરાજ—વિજયશીલ—વાચનાચાર્ય કમલશેખર—સત્યશેખર—વિનયશેખર—ક્ષેમકીર્તિગણિ—આણંદમેરુ—વિવેકમેરુગણિ—પં. મુનિશીલગણિ—આચાર્ય પુણ્યપ્રભસૂરિ—અને એમના શિષ્યો—આચાર્ય પુણ્યરત્નસૂરિ—ગજસાગરસૂરિ શિષ્ય—ગુણરત્નસૂરિ—તેજરત્નસૂરિ—વિજયસેનસૂરિ—પુણ્યસાગરસૂરિ—પં. ગજલાભગણિ—ઉપાધ્યાય હર્ષલાભ—પં સમયલાભ અને ઋષિ શંકર—ઋષિ જયલાભ—મુનિ જયસમુદ્ર—ઋષિ ભાણુસમુદ્ર અને ઋ. વેણા—દયાકીર્તિ—મહિમાતિલક ગણિ—પં. પદ્મતિલક, રંગમૂર્તિ અને પુણ્યતિલક—પં. વિજયસાગર—પ મતિસાગર—વાચક અભયસુંદર—સાધુ વિજય—લક્ષ્મીસાગર—સંયમમૂર્તિ—પુણ્યકુશલ સંયમસાગર—સૌભાગ્યસાગર—સાધ્વી સમુદાય—શહેનશાહ અકબર અને જૈન ધર્મ—અકબરના ફરમાન પત્રોમાં અંચલગચ્છની મહત્તા—ગ્રંથોદ્ધાર—ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓ—ગ્રંથકાર ધર્મમૂર્તિસૂરિ—વિદાય. (પૃ. ૩૪૮ થી ૩૮૮)

## ૧૮. શ્રી કલ્યાણસાગરસૂરિ

પ્રકીર્ણ પ્રસંગો—વિહાર અને ધર્મોપદેશ—શિષ્ય સમુદાય—વાચક મેરુલાભ—અપરનામ મહાવજી—વાચક ભાવશેખરગણિ—વાચક વિજયશેખરગણિ—વા. રાયમલ્લગણિ શિ. મુનિ લાખા—ઋષિ ન્યાયમેરુ—વાચક રત્નસિંહગણિ—ચંદ્રકીર્તિગણિ—પ. પ્રેમજીગણિ શિષ્ય દેવમૂર્તિ અને ઋષિ દેવજી—ઉપાધ્યાય નયસાગર—કીર્તિચંદ્ર તથા ઉભયચંદ્ર—પંડિત ગુણચંદ્ર શિષ્ય વિવેકચંદ્રગણિ—અમીમુનિ—પંડિત ગુણવર્દ્ધનગણિ—વાચક વીરચંદ્રગણિ શિ. જ્ઞાનસાગર અને સ્થાનસાગર—લાવણ્યસાગર—સુખસાગરગણિ—ઉપાધ્યાય વિદ્યાસાગર—મુનિ ક્ષમાશેખર—પ. પુણ્યમંદિર શિ. ઉદયમંદિર—પં. વિજયમૂર્તિ ગણિ—ઋષિ કીકા—મતિચંદ્ર—ઋષિ મંગલ—મુનિ ચીકા—હેમસાગર—ઉ. ઉદયરાજ શિ હર્ષરત્ન શિ. સુમતિહર્ષગણિ—પં. ભુવનરાજ ગણિના શિષ્ય વા ધનરાજ—વિનયરાજગણિ—ઋષિ જીવરાજ—પ. વિનયશેખર શિ. રવિશેખરગણિ—મહોપાધ્યાય વિનયસાગરજી—સૌભાગ્યસાગરગણિ—સોમસાગર—સુંદરસાગર—મુનિ પંડાશ—મુનિ ધનજી—પંડિત લલિતસાગર—મતિનિધાનગણિ—પંડિત ક્ષમાચંદ્ર શિ. સુમતિચંદ્ર—પદ્મસાગરગણિ—માણિક્યલાભ—મતિસાગર તથા જયસાગર—હર્ષસાગર—વાચક દયાસાગરગણિ—વાચક દયાશીલ અને જસકીર્તિ—પં. ગુણશીલ શિ. રત્નશીલ—દેવરાજ, ક્ષેમસાગર અને સુવર્ણશેખર—એમ-

## પૂર્તિ



## સૂચિપત્ર



## અનુપૂર્તિ

(૧) શેઠ નાગશી જીવરાજ દેવાણીના સુપુત્રો ઝવેરચંદભાઈ તથા સૂર્યકાંતભાઈની દ્રવ્ય સહાયથી તા. ૨–૧૨–૬૭ના દિને મુંબઈથી પાવાગઢનો યાદગાર સંઘ નીકળ્યો, એ બાદ પંજાશ્રાવકોએ પણ ત્યાંનો સંઘ કાઢ્યો. માતુશ્રી મોંઘીબાઈની પ્રેરણાથી ઝવેરચંદભાઈ તથા સૂર્યકાંતભાઈએ ધર્મકાર્યો દ્વારા હાલારનું જ કે જ્ઞાતિનું જ નામ નહીં, સમસ્ત ગચ્છનું અને જૈન શાસનનું નામ અજવાળ્યું છે. હજી આ બંધુઓ વિશાળ ધર્મકાર્યો આદરવાના ઉમદા મનોરથ સેવે છે.

(૨) સં. ૨૦૨૪ના માગશર સુદી ૫ને બુધવારે શેઠ જગશીભાઈ જેઠાભાઈએ ગિરિવરશ્રી તથા સુરેન્દ્રશ્રીની પ્રેરણાથી લાયજાથી સુથરીનો સંઘ કાઢ્યો, જેમાં આચાર્ય ગુણસાગરસૂરિજી પણ પધારેલા

(૩) હાલની તીર્થસંઘની પ્રવૃત્તિના અનુસંધાનમાં ત્રણ સંઘોનો ઉલ્લેખ પ્રસ્તુત ગણાશે. (अ) શેઠ ખેતશી નિઅશી જ્યારે કોન્ફરન્સના પ્રમુખ નિયુક્ત થયેલા ત્યારે કલકત્તા જતાં દશા તથા વીશા ઓશવાળ જ્ઞાતિના પ્રતિનિધિઓને સેકન્ડ કલાસની સ્પેશીઅલ ટ્રેનમાં તેડી ગયેલા અને સમેતશિખરજીની યાત્રા કરાવેલ. (ब) શેઠ કાનજી પાંચારીઆની વિધવા પૂરબાઈએ સં. ૧૯૭૮ માં પાલીતાણાનો સંઘ કાઢ્યો. (क) શેઠ હેમરાજ ખીંઅસીની વિધવા મુરબાઈએ સં. ૧૯૮૧ લગભગમાં ખૂણુ છોડવા અંગે સુથરીથી ભદ્રેસરનો સંઘ કાઢેલ. ( પૃ. ૬૧૭ના અનુસંધાનમાં )



જે કોઈ પરંપરાની શૃંખલાને તોડીને બહાર
આવ્યાનો ડોળ કરે છે અને પોતાને સદૈવ
આધુનિક કહેવડાવવાનો દમામ રાખે છે,
તે પોતે જ એક નવી શૃંખલા સર્જી બેસે છે,
અને તેમાં જકડાઈને રાજીપો માને છે!!

# પ્રાક્કથન

૧ અંચલગચ્છે જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના સર્વત્યાગના મહામૂલા ધર્મસંદેશને ચોગમ પ્રસારિત કરી તેમના અધ્યાત્મિક સંસ્કૃતિ-ધ્વજને ઉન્નત રાખવામાં, તીર્થંકરોએ પ્રરૂપેલા માર્ગને અનુરૂપ સંસ્કાર અને સાહિત્યનું ઘડતર કરવામાં, શિલ્પ અને સ્થાપત્યના સર્જન કાર્યમાં કે તેના પુનરૂત્થાનમાં, જ્ઞાન અને વિજ્ઞાનને પોષણ આપવામાં અને તેના સંવર્ધનમાં ભગીરથ પ્રયાસો કરી પોતાનો વિશિષ્ટ હિસ્સો પૂરાવ્યો છે. આ ગચ્છની સર્વતોમુખી અને પ્રતિભાસંપન્ન કારકિર્દીની યથોચિત નોંધ વિના જૈનશાસનનો ઈતિહાસ નિ:શંક રીતે અપૂર્ણ જ ગણાય.

૨ જૈન શ્વેતાંબર સંઘ જે સ્વરૂપમાં આજે વિદ્યમાન છે, એ સ્વરૂપનાં નિર્માણમાં અંચલગચ્છના શ્રમણો અને શ્રાવકોનો ઉલ્લેખનીય હિસ્સો છે. વિદ્યમાન મુખ્ય ગચ્છોમા પ્રાચીનતાની દૃષ્ટિએ ખરતરગચ્છ પછી આ ગચ્છનું સ્થાન હોઈને સ્વાભાવિક રીતે જ જૈન શાસનના પ્રાચીન ઈતિહાસનો ઘણો મોટો ભાગ આ ગચ્છનો ઈતિહાસ જ રોકે છે. સુદીર્ઘ પ્રણાલિકાઓ, આચારણાઓ અને વિચારધારાઓથી આ ગચ્છનો ઈતિહાસ સંપૂરિત હોઈને તે જૈન સમાજના સાંસ્કૃતિક ઈતિહાસની પણ ગરજ સારે છે

૩. અંચલગચ્છનો ઈતિહાસ એ માત્ર જૈન શાસનના ઈતિહાસનો જ એક મહત્ત્વનો ભાગ નથી, કિન્તુ વિશાળ દૃષ્ટિએ ભારતવર્ષના સાંસ્કૃતિક ઈતિહાસનું એક વિશિષ્ટ પ્રકરણ છે અંચલગચ્છના બહુશ્રુત વિદ્વાનો અને તપસ્વીઓનાં પ્રબળ પાંડિત્ય અને પ્રકૃષ્ટ ચારિત્રનો પ્રભાવ ન માત્ર એમના અનુયાયીઓમાં જ પ્રચારિત રહ્યો, અન્ય ગચ્છો અને જૈનેતર સંપ્રદાયો પણ એની દૂરગામી અસરથી અપ્રભાવિત રહી શક્યા નહી. આમ આ ગચ્છના પટ્ટધરોની ધર્મપ્રવૃત્તિ સાથે સમાજ, શિક્ષણ અને સાહિત્ય—એમ જીવનનાં સર્વ મુખ્ય ક્ષેત્રને આવરી લેતી નવેક શતાબ્દીઓ દરમિયાન પ્રવર્તેલી સમગ્ર પશ્ચિમ ભારતની સંસ્કૃતિનો શૃંખલાબદ્ધ ઈતિહાસ સંકળાયેલો છે. આ દૃષ્ટિએ આ ગચ્છના ગૌરવમૂલક ઈતિહાસની અત્યંત આવશ્યકતા છે.

૪. આર્યરક્ષિતસૂરિ જેવા મહાન તપસ્વીઓ, જયસિંહસૂરિ જેવા અઠંગ ઉપદેશકો, ધર્મઘોષસૂરિ જેવા જીવનદર્શી વિચારકો, મહેન્દ્રસિંહસૂરિ જેવા ખેલદિલ શાસન સેવકો, ભુવનતુંગસૂરિ અને મેરુતુંગસૂરિ જેવા મંત્રવાદીઓ, જયશેખરસૂરિ અને માણિક્યસુંદરસૂરિ જેવા સાહિત્યકારો, જયકીર્તિસૂરિ અને જયકેસરીસૂરિ જેવા પ્રતિષ્ઠાપકો, કલ્યાણસાગરસૂરિ અને વિદ્યાસાગરસૂરિ જેવા ધુરંધર આચાર્યો, મુક્તિસાગરસૂરિ અને રત્નસાગરસૂરિ જેવા પ્રભાવકો માત્ર અંચલગચ્છના જ નહીં, સમગ્ર જૈન શાસનના જ્યોતિર્ધરો છે. તેમના પ્રશસ્ત કાર્યો અને તેમણે પ્રસ્થાપિત કરેલી ઉજ્જવળ પ્રણાલિકાઓ માટે માત્ર અંચલગચ્છ જ નહીં, કિન્તુ સમગ્ર જૈન શાસન ગૌરવ લઈ શકે.

૫. અંચલગચ્છની સ્થાપનાની શતાબ્દીમાં ચૈત્યવાસીઓનો પ્રભાવ અનન્ય હતો. સંવેગપક્ષનો સૂર્ય આથમતો જણાતો હતો. બરોબર એજ વખતે આર્યરક્ષિતસૂરિએ વિધિમાર્ગ અનુસરવાની જાહેરાત ઉચ્ચારણા કરી અંચલગચ્છપ્રવર્તકે પોતાના ઉદાત્ત ચારિત્રના પ્રભાવે ચૈત્યવાસનાં અંધારાં ઉલેચ્યાં. સુવિહિત માર્ગની એમની પ્રબળ ઘોષણાને એ યુગે ઝીલી લીધી, જેના પરિણામે સુવિહિત વિધિમાર્ગની પુનઃ પ્રતિષ્ઠા થઈ શકી, જેની પરંપરા આજ દિવસ સુધી અવિચ્છિન્ન ચાલુ છે. આ અંચલગચ્છની પ્રાથમિક તેમજ સૌથી મોટી સેવા છે. આર્યરક્ષિતસૂરિએ અને એમના અનુગામી પટ્ટધરોએ જૈન ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોની જાળવણીમાં ભગીરથ પુરુષાર્થો કર્યા છે, જેનો ઈતિહાસ ખરેખર, પ્રેરણાદાયક છે.

૬. જ્યારે આ ગચ્છનાં ઘોડાપૂર ભારતવર્ષને ખૂણે ખૂણે પ્રસર્યાં હતાં, જ્યારે જૈન શાસનના અસંખ્ય ગચ્છો શાસનના ઉદ્યોતમાં પ્રવૃત્ત હતા, ત્યારે જૈન શાસનની આબાદી અપૂર્વ કળાએ ખીલી હતી. એ બધાનો ગૌરવાન્વિત ઈતિહાસ ગત કાલીન તેજવંતા યુગના સામૂહિક કૃત્યના સિમાચિહ્નો આંકે છે. આ ભવ્ય ભૂતકાળ આજે તો કાળના અવિરત પ્રવાહ સાથે અતીતના મહાસાગરને તળિયે સંતાઈ ગયો છે. છતાં, એની સ્મૃતિઓ અને એ સુવર્ણયુગની ઝાંખી કરાવવા માટે આપણી પાસે ઈતિહાસ છે, જે ગતકાલીન ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા કરવાનું એકમાત્ર પ્રેરણાસ્રોત છે.

૭. આ ગચ્છની ગૌરવમૂલક યશોગાથા, ગચ્છોની સંકુચિત સીમાઓને ભૂલાવીદે એવી ઉદાત્ત છે. એની યુગમૂર્તિઓનું જીવન અને એમનાં કાર્યોનું પરિશિલન ગચ્છોની સાંકડી કેડીઓ પરથી શાસનના વિસ્તૃત ફલક પર સૌને વિહરતા કરી દે છે. એમના પ્રત્યેની શ્રદ્ધા શાસનશ્રદ્ધામાં પરિણમે છે. જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના અવિભક્ત શાસનનું દર્શન કરવામાં એમના પ્રત્યેની ભક્તિ બાધારૂપ થતી નથી. એ બધાનું કારણ એ કે આ ગચ્છ તીર્થંકરોએ પ્રરૂપેલા માર્ગને પ્રસ્થાપિત રાખવાના માત્ર સાધનરૂપે જ છે. આ ગચ્છની આચારણાઓ અને એનો ઉપદેશ ઉક્ત ધ્યેયની સાધનામાં જ પર્યાપ્ત છે; પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ સિદ્ધ કરવામાં નહીં

૮. અહીં એક વાતનો નિર્દેશ કરવો પ્રસ્તુત બને છે કે જ્યારે અન્ય ગચ્છોના આચાર્યોએ એક બીજા ગચ્છના ખંડનમાં પોતાની શક્તિઓ વ્યય કરેલી, ત્યારે આ ગચ્છના આચાર્યોએ પોતાના ગચ્છ પર પ્રહારો થયા હોવા છતાં એવી ખંડનમંડનની વિનાશક પ્રવૃત્તિથી અલિપ્ત રહેવાનું યોગ્ય ધાર્યું હતું. અન્ય ગચ્છોના આચાર્યો દ્વારા રચાયેલા અનેક ખંડનાત્મક ગ્રંથો ઉપલબ્ધ થાય છે, પરંતુ અંચલગચ્છના એકેય આચાર્યે આજ દિવસ સુધી કોઈપણ ગચ્છની સમાચારીનું ખંડન કરતો કટુતા પ્રેરક એકેય ગ્રંથ લખ્યો હોય એવું પ્રસિદ્ધિમાં આવ્યું નથી. આ હકીકતથી આ ગચ્છની પ્રગતિશીલ વિચારધારા સૂચિત થાય છે.

## ગચ્છ એટલે શું ?

૯. ગચ્છ શબ્દની છાયા આપણને ભગવાન મહાવીર સ્વામીના સમયમાં યોજાતા પ્રચલિત 'ગણ' શબ્દમાં જોવામાં આવે છે આ શબ્દ જ ગચ્છનો યથાર્થ ધ્વનિ પ્રકટ કરે છે. વ્યુત્પત્તિની દૃષ્ટિએ ગચ્છ "ગુચ્છ" કે એવા અન્ય શબ્દો ઉપરથી ભલે ઉદ્‌ભવ્યો હોય પરંતુ એમાં રહેલો તાત્ત્વિક ભાવ "ગણ" શબ્દ સાથે વધારે તાદાત્મ્ય ધરાવે છે. આ દૃષ્ટિએ ગચ્છ શબ્દ 'ગણ'નો જ પર્યાયિક શબ્દ છે.

૧૦. કલ્પસૂત્રોની સ્થવિરાવલીઓમાંથી આપણે જાણી શકીએ છીએ કે ચરમ તીર્થંકરના નવ ગણો અને અગિયાર ગણધરો હતા. અન્ય જિનેશ્વરોના જેટલા ગણ તેટલા ગણધરો હતા, તો પછી શ્રમણ ભગ-

વાન મહાવીરના નવ ગણો હોવા છતાં અગિયાર ગણધરો કેમ ? આ સાહજિક પ્રશ્નનો જવાબ સ્થવિરાવલીઓ આ પ્રમાણે આપે છે, કે શ્રી વીરપ્રભુના ગૌતમ ગોત્રીય મોટા ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, તથા નાના વાયુભૂતિ, અને ભારદ્વાજ ગોત્રીય આર્યવ્યક્ત, અગ્નિવૈશ્યાયન ગોત્રીય આર્યસુધર્મા નામના અણગારો પાંચસો સાધુઓને વાંચના આપતા હતા. વસિષ્ઠ ગોત્રીય સ્થવિર મંડિત તથા કાશ્યપ ગોત્રીય સ્થવિર મૌર્યપુત્ર સાડા ત્રણસો સાધુઓને વાચના આપતા હતા ગૌતમ ગોત્રીય સ્થવિર અકમ્પિત અને હરિતાયન ગોત્રીય સ્થવિર અચલભ્રાતા એ બન્ને સ્થવિરો ત્રણસો ત્રણસો સાધુઓને વાચના આપતા હતા કોડિન્ય ગોત્રીય સ્થવિર મેતાર્ય અને સ્થવિર પ્રભાસ એ બન્ને સ્થવિરો પણ ત્રણસો ત્રણસો સાધુઓને વાચના આપતા હતા. આ અગિયાર ગણધરોમાં અકમ્પિત અને અચલભ્રાતાની એક જ વાચના હતી એવી જ રીતે મેતાર્ય અને પ્રભાસની એક જ વાચના હતી. આમ અગિયાર ગણધરો હોવા છતાં વાચના તો નવ જ હતી.

૧૧. એક વાચનાવાળા યતિ સમુદાયને પહેલાં ગણ રૂપે ઓળખાવવામાં આવતો. તદનંતર ગચ્છ શબ્દ પણ એક જ સમાચારી પાળતા યતિ સમુદાયને ઓળખાવવા માટે રૂઢ થયો. ગચ્છોમાં આચારોની માન્યતાઓમા તથા કેટલીક શ્રુતજ્ઞાનની માન્યતાઓમાં પરસ્પર ભેદ દેખાય છે; પરંતુ નવતત્ત્વ, પંચાસ્તિકાય વગેરે તત્ત્વોની પ્રાય એક સરખી માન્યતા અવલોકવામાં આવે છે. આમ ગચ્છો નિંદવા લાયક નથી પરંતુ ગચ્છોની માન્યતા ભેદે પરસ્પર સંકુચિતવૃત્તિ અપનાવી જૈનધર્મની એકતા ક્ષીણ થાય એવા કુવિચાર પ્રકટાવવા એજ નિંદ્ય છે આ દૃષ્ટિએ, વૃક્ષની શાખાઓની જેમ જિનશાસનની શાખાઓ જેવા ગચ્છો વિકાસ સાધે અને શાસનની સુંદરતા વધારે એજ એનુ પ્રયોજન છે.

## પરંપરાનાં મૂળ

૧૨. અંચલગચ્છ, તપાગચ્છ, ખરતરગચ્છ ઇત્યાદિ પોતાની પરંપરાનુ પ્રભવસ્થાન ભગવાન મહાવીર સ્વામીથી માને છે ઉપકેશગચ્છ પોતાની પરંપરા ભગવાન પાર્શ્વનાથથી શરુ કરે છે આમ શ્વેતાંબર સંપ્રદાયમાં આ બન્ને તીર્થંકરોની શ્રમણ પરંપરા અદ્યાવધિ ચાલી આવે છે. ભગવાન પાર્શ્વનાથના પૂર્વગામી તીર્થંકર ભગવાન નેમિનાથને વિદ્વાનોએ ઐતિહાસિક પુરુષ સિદ્ધ કરી દીધા છે, પરંતુ પ્રમાણોનાં અભાવે એમની પરંપરાના શ્રમણો વિષે આપણે અનભિજ્ઞ રહ્યા છીએ.

૧૩ પહેલાં ભગવાન મહાવીરને જૈન ધર્મના સંસ્થાપક માનવામાં આવતા હતા. પરંતુ ઐતિહાસિક પ્રમાણોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે ભગવાન મહાવીર પહેલાં પણ જૈન ધર્મ વિદ્યમાન હતો જો કે બૌદ્ધ પિટકોમાં "ચાતુર્માસ સંવર" ના ઉલ્લેખ સિવાય ભગવાન પાર્શ્વનાથના જીવન વિષે ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી, છતાં જૈન શાસ્ત્રોમાં એમનાં જીવન વિષયક વિપુલ સામગ્રી ઉપલબ્ધ થાય છે. એમના શ્રમણો વિષે પણ હસ્તલિખિત ગ્રંથોમાં ઐતિહાસિક સામગ્રી પથરાયેલી જણાય છે. એમના શ્રમણો પાસાવણિજ્જિજ્જ —પાર્શ્વાપત્ય કહેવાય છે. આચારાંગ સૂત્રમાં ભગવાન મહાવીરના માતાપિતાને ભગવાન પાર્શ્વનાથના પરંપરાનુયાયી કહેવામા આવ્યા છે. આવશ્યકચૂર્ણિમા એમના અનેક શ્રમણોનો ઉલ્લેખ મળે છે, જેઓ મહાવીર સ્વામીના સાધુ જીવનની ચારિકા સમયે વિદ્યમાન હતા. એમના શ્રમણોમા ઉત્પલ, મુનિચંદ્ર, ગાંગેય, કેશી ઇત્યાદિ નામો ઉલ્લેખનીય છે. ભગવતી સૂત્રમાં તુંગિય ( કૌશાંબીનો એક સંનિવેશ ) નગરી એમના સ્થવિરોનુ કેન્દ્રસ્થાન હોવાનો તથા ત્યાં પાચસો સ્થવિરોએ વિહાર કર્યાનો ઉલ્લેખ છે. આ સ્થવિરોમા કલિયપુત્ત, મેહિજ, આનંદરક્ખય અને કાસવના નામો મુખ્ય છે. સૂત્ર કૃતાંગમાં પણ એમના શ્રમણો અંગે ઘણી માહિતી ઉપલબ્ધ છે.

૧૪. ભગવાન પાર્શ્વનાથની શ્રમણ પરંપરામાં સ્ત્રીઓ પણ દીક્ષિત થઈ શકતી હતી, એવાં ઐતિહાસિક પ્રમાણો પણ જડે છે જ્ઞાતા ધર્મકથા અને નિરયાવલી સૂત્રોમાં એવી અનેક વિદુષીઓનો ઉલ્લેખ આવે છે. એમના ભિક્ષુણી સંઘમાં પુષ્પચૂલા નામક ગણિની મુખ્ય હતાં તેમની એક શિષ્યાનું નામ કાલી હતુ મથુરાના જૈન શિલાલેખોમા પણ આર્યાઓના ઉલ્લેખ મળે છે. સાધ્વી સોમા અને જયંતી નામની ઉત્પલની બે બહેનો પણ એમના સમુદાયની જ પરિવ્રાજિકાઓ હતી

૧૫. ભગવાન મહાવીર સ્વામીની વિદ્યમાનતામા ભગવાન પાર્શ્વનાથ સંતાનીય કેશી ગણધરની વિદ્યમાનતાનાં પ્રમાણો શ્વેતામ્બર મૂળ આગમોમાથી ઉપલબ્ધ થાય છે. આપણે જોઈ ગયા તેમ કેશી ગણધર ઉપરાંત ભગવાન પાર્શ્વનાથ સંતાનીય અન્ય શ્રમણો પણ એ સમયે વિદ્યમાન હતા. અને એમના ઉલ્લેખો અંગસૂત્રોમાં સવિશેષ જોવા મળે છે, પરંતુ કેશી ગણધર એ બધામાં મુખ્ય તેમજ પ્રભાવક હતા. એમની સાથે ગૌતમસ્વામીને થયેલી તાત્ત્વિક ચર્ચા તથા એવા અન્ય પ્રસંગોને આધારે ડૉ. હરમન જેકોબીએ નોંધ્યુ કે "પાર્શ્વ એ ઐતિહાસિક પુરુષ હતા તે વાત તો બધી રીતે સંભવિત લાગે છે. કેશી કે જે મહાવીરના સમયમાં પાર્શ્વના સંપ્રદાયના એક નેતા હોય તેમ જણાય છે"

૧૬. ઉપકેશગચ્છની પટ્ટાવલી ઉપરથી જાણી શકાય છે કે ભગવાન પાર્શ્વનાથની શ્રમણ પરંપરા અદ્યાવધિ અવિચ્છિન્ન રહેલ છે. આ પરંપરાના છઠ્ઠા પટ્ટધર રત્નપ્રભસૂરિ નામના આચાર્ય પ્રભાવક થઈ ગયા છે. ઉપકેશગચ્છની પટ્ટાવલી નોંધે છે કે તેમણે મારવાડ અંતર્ગત ઓશિયા–ઉપકેશ નગરીમાં શ્રી વીર નિર્વાણ સંવત ૭૦ પછી ૧૮૦૦૦૦ ક્ષત્રિયોને ઉપદેશ આપી જૈનધર્મી બનાવ્યા. અન્ય પ્રમાણો આ સંખ્યા ૧૨૫૦૦૦ કે ૩૮૪૦૦૦ ઘર ક્ષત્રિયોને જૈન બનાવ્યા હોવાનુ કહે છે. ક્રમે ક્રમે ત્યાના ક્ષત્રિયોએ જૈનધર્મ અંગીકાર કર્યો હશે એટલે એની સંખ્યામાં તફાવત જણાય છે. પરંતુ અહી અગત્યનો મુદ્દો એ છે કે ત્યારથી ઉપકેશ નામનો વંશ અસ્તિત્વમા આવ્યો, જે આજે ઓશવાળ જાતિના નામથી સર્વત્ર સુપ્રસિદ્ધ છે. આ કાર્ય માટે રત્નપ્રભસૂરિનુ નામ માત્ર ઉપકેશ ગચ્છના ઈતિહાસમાં જ નહીં, અંચલગચ્છના ઈતિહાસમાં પણ ચિરસ્મરણીય રહેશે, કેમકે એમણે પ્રતિબોધેલા ઓશવાળોએ અંચલગચ્છના ઈતિહાસમાં આવગુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. આ ઓશવાળોએ આ ગચ્છનો ઇતિહાસ સર્જ્યો છે એમ કહીએ તો પણ તેમા અતિશયોક્તિ નથી. રાજકીય અત્યાચારો અને ધાર્મિક ઝનૂનો સામે નિડરતાથી પ્રતિકાર કરતા આ બહાદુર ઓશવાળો કાળક્રમે રાજસ્થાન, સિંધ ઈત્યાદિ સ્થળોમા પથરાઈને કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત ઈત્યાદિ પ્રદેશોમા સ્થળાંતર કરતા ગયા. અનેક શતાબ્દીઓના વાયરા વાઈ ગયા, છતાં ઓશવાળો પોતાના પ્રતિબોધક તથા પોતાની પિતૃભૂમિને આજે પણ ભૂલ્યા નથી.

## પ્રાચીન ગચ્છો અને પછીના પ્રવાહો.

૧૭. શ્વેતાંબર જૈન સંપ્રદાયમાં અનેક ગચ્છ અને સંપ્રદાય ઇતિહાસને પાને નોંધાઈ ગયા છે. પ્રચલિત માન્યતા પ્રમાણે આ ગચ્છોની સંખ્યા ૮૪ મનાય છે, પરંતુ અન્વેષણપ્રેમી વિદ્વાનો પાસે આ સંખ્યાનુ કોઈ મૂલ્ય નથી, કેમકે પ્રતિમાલેખો અને ગ્રંથ–પ્રશસ્તિઓ આદિમા જે જે ગચ્છોનો નામનિર્દેશ પ્રાપ્ત થાય છે એની સંખ્યા પણ સોથી અધિક છે આ ૮૪ ગચ્છોની નામસૂચિઓ અનેક ગ્રંથોમાં પ્રકટ થઈ છે, પરંતુ તે બધી જ ભિન્નતા દર્શાવનારી છે ડૉ. જ્હોન બુહ્લર, એચ. ઈ. બ્રીગ્સ, કર્નલ માઈલ્સ જેવા પાશ્ચાત્ય વિદ્વાનો પણ આવી નામાવલીઓ પ્રકટ કરવામા પાછળ રહ્યા નથી. એમને પણ એ હકીકતનો સ્વીકાર કરવો પડ્યો હતો કે એક બીજાને મળતી નામાવલી ક્યાંયે નથી. "ધી ઇન્ડિયન સેક્ટ ઓફ

જૈનીઝમ" નામના ગ્રંથમાં ડૉ. બુહ્લર નોંધે છે: About the middle of the tenth century there flourished a Jaina high priest named Uddyotana, with whose pupils the eighty four gachhas originated. This number is still spoken of by the Jainas, but the lists that have been hitherto published are very discordant.

૧૮ સમાન નામવાળી એક પણ સૂચિ પ્રાપ્ત થતી નથી, એટલુ જ નહી આવી સૂચિઓનાં કેટલાક નામોનું તો કોઈ મહત્ત્વ નથી. આ નામો કેટલાંક તો અપ્રસિદ્ધ જેવાં છે અને કેટલાંક એક જ ગચ્છની શાખાઓનાં છે. વળી ઉત્કીર્ણિત લેખો કે ગ્રંથપ્રશસ્તિઓ જે અમુક નામોનો નિર્દેશ કરે છે, તે નામો આવી સૂચિઓમાં સમાવિષ્ઠ નથી. કલ્પસૂત્રોની સ્થવિરાવલીઓમાથી જાણી શકાય છે કે વજ્રસેનના ચાર શિષ્યો પૈકી દરેકના એકવીશ શિષ્યો થયા જેમાંથી ૮૪ ગચ્છો ઉદ્ભવ્યા પરંતુ તે ચોર્યાશી ગચ્છોના નામો ક્યાંયથી પણ હાલ મળતાં નથી. આ વિષયમાં અગરચંદજી નાહટા જેવા કેટલાક વિદ્વાનો એવો પણ મત ધરાવે છે કે "પછીના પટ્ટાવલીકારોએ એક કલ્પના પણ ઊભી કરી છે કે ઉદ્યોતનસૂરિજીએ એકજ સમયે પોતાના ચોર્યાસી શિષ્યોને આચાર્યપદ પ્રદાન કર્યું અને એ ચોર્યાસી આચાર્યોની સંતતિજ ૮૪ ગચ્છનાં નામથી પ્રસિદ્ધ થઈ, પરંતુ આ કથનમા પણ કોઈ તથ્ય નજરમા આવતું નથી. તત્કાલીન કોઈ પ્રમાણ આ કથનની પુષ્ટિ કરતાં નથી."

૧૯. અલબત્ત, ૮૪ ગચ્છોની કલ્પના પછીના પટ્ટાવલીકારોએ ઉપજાવી કાઢી છે એવો વિદ્વાનોનો મત વિચારણીય છે અંચલગચ્છનાં પ્રાચીન સાહિત્યમાં પણ આ મુદ્દાને ઉપયોગી કોઈ નક્કર પ્રમાણ ઉપલબ્ધ નથી. છતાં ૮૪ ગચ્છો અને ૮૪ વણિકોની જ્ઞાતિ અંગેની માન્યતા તો આ ગચ્છના સાહિત્યકારોની કૃતિઓમાં પ્રચુર થઈ ગઈ છે. ૮૪ ગચ્છોની સંખ્યા કે તેની નામાવલીની ચર્ચા જતી કરીએ તો પણ એટલુ સ્પષ્ટ છે કે જૈન શાસનના ઇતિહાસનાં પાનાં ઉપર સેંકડો ગચ્છોનુ અસ્તિત્વ રહ્યું જ છે.

૨૦. ઇતિહાસ કહે છે કે ભગવાન મહાવીર સ્વામીનાં નિર્વાણ પછી ગણધરવંશ, વાચકવંશ, યુગપ્રધાનવંશ, ઉપકેશવંશ ઇત્યાદિનો પ્રાદુર્ભાવ થયો. ઉપકેશગચ્છની પટ્ટાવલીમા એવો ઉલ્લેખ છે કે શ્રમણસંઘના સમ્મેલને મળીને નાગેન્દ્રકુલ, ચંદ્રકુલ, નિર્વૃત્તિકુલ અને વિદ્યાધરકુલ એમ ચાર કુલોની સ્થાપના કરી. આ ઘટના વીર સં ૬૦૬ લગભગમાં બની સમય જતાં આ ચાર કુલો ગચ્છરૂપે પ્રસિદ્ધિ પામ્યાં અને એની શાખારૂપે પણ અનેક ગચ્છો અસ્તિત્વમા આવ્યા. વિક્રમની છઠ્ઠી સદીથી વનવાસીગચ્છ, વિહારુકગચ્છ, રાજગચ્છ, વટેશ્વરગચ્છ તથા ચૈત્યવાસી ગચ્છો અને સંવેગીગચ્છોમા અનેક પ્રભાવક આચાર્યો થઈ ગયા. કલ્પસૂત્રોની સ્થવિરાવલીઓમાંથી પ્રાચીન ગચ્છો સંબંધક વિપુલ સાહિત્ય મળી આવે છે.

૨૧ આપણે જોઈ ગયા કે શ્રી વીર પ્રભુના ૧૧ ગણધરો અને ૯ ગણો હતા. સમગ્ર પરિવારની વ્યવસ્થા સુધર્માસ્વામી કરતા હોઇને તેમને આદ્ય પટ્ટધર તરીકે સ્વીકારવામાં આવે છે. પરંતુ અન્ય સ્થવિરોથી પણ અનેક શાખાઓ પ્રચલિત થયેલી આર્ય નાગિલથી નાગિલ નામની શાખા નીકળી તેમના શિષ્ય આર્ય પોમિલથી પોમિલ નામની શાખા નીકળી વજ્રસેનના શિષ્ય આર્ય જયન્તથી જયન્તિ શાખા નીકળી, આર્ય તાપસથી તાપસી શાખા નીકળી આર્ય ભદ્રબાહુસ્વામીના ચાર શિષ્ય થયા, તેમાંથી ગોદાસ નામના શિષ્યથી ગોદાસગણ નીકળ્યો ગોદાસગણની તામ્રલિપ્તિ, કોટિવર્ષિકા, પાડવર્ધનિકા અને દાસીખર્પટિકા નામની ચાર શાખા ઉદ્ભવી. આર્ય મહાગિરિના આઠ શિષ્ય થયા તેમા સ્થવિર પઙુલૂક રોહ-

ગુપ્તથી ત્રૈરાશિક–કણાદ મતની ઉત્પત્તિ થઈ સ્થવિર ઉત્તર બલીસહથી એ નામનો ગચ્છ નીકળ્યો, જેમાંથી કાશાંબિકા, સુપ્તવર્ત્તિકા, કોટબાની અને ચંદનગરી એ ચાર શાખા પ્રકટી. કાશ્યપ ગોત્રીય આર્ય રોહણ સ્થવિરથી ઉદ્દેહ નામનો ગચ્છ નીકળ્યો, જેમાંથી ઉદુંબરિજ્જિયા, માસપુરિયા, મઈપત્તિયા અને પુન્નપત્તિયા એ ચાર શાખાઓ નીકળી. સ્થવિર શ્રીગુપ્ત અને હારિયસ ગુપ્તથી ચારણ ગચ્છ નીકળ્યો, જેની હાર્યમાલા ધારી, સંકાસિયા, ગવેધુઆ અને વજ્જનાગરી એ ચાર શાખા નીકળી. સ્થવિર ભદ્રયશથી ઉડુવાડિક ગચ્છ નીકળ્યો અને તેની ચંપિજ્જિયા, ભદ્દિજ્જિયા, કાકંદિયા અને મેહલિજ્જિયા એ નામની ચાર શાખાઓ નીકળી. સ્થવિર કામર્દ્ધિથી વેશવાટિક ગચ્છ નીકળ્યો. તેની સાવત્થિયા, રજ્જપાલિયા, અંતરિજ્જિયા, ખેમલિજ્જિયા એ ચાર શાખાઓ નીકળી વાસિષ્ટ ગોત્રીય સ્થવિર ઋષિગુપ્ત અને કાકંદિકથી માનવગચ્છ નીકળ્યો. અને તેની કાસવિજ્જિયા, ગોયમિજ્જિયા, વાસિટ્ટિયા અને સોરટ્ટિયા એ ચાર શાખાઓ નીકળી. સ્થવિર સુસ્થિત અને સુપ્રતિબદ્ધથી કોટિક ગચ્છ નીકળ્યો અને તેની ઉચ્ચાનાગરી, વિદ્યાધરી, વયરી અને મજ્ઝિમિલ્લા એ ચાર શાખા નીકળી એમના શિષ્ય પ્રિયગ્રન્થથી મધ્યમા શાખા નીકળી અને વિદ્યાધર ગોપાલ સ્થવિરથી વિદ્યાધરી શાખા નીકળી સ્થવિર આર્યશાંતિ શ્રેણિકથી ઉચ્ચનાગરીશાખા નીકળી. એમના ચાર શિષ્યો થયા, જેમાંના આર્યશ્રેણિકથી શ્રેણિકાશાખા, આર્યતાપસથી તાપસી શાખા, આર્યકુબેરથી કુબેરાશાખા અને આર્ય ઋષિપાલિતથી ઋષિપાલિતા શાખા નીકળી સ્થવિર આર્ય સિંહગિરિના ચાર શિષ્ય થયા. તેમાંના આર્યસમિતથી બ્રહ્મદીપિકા નામની શાખા નીકળી તેમના શિષ્ય આર્યવજ્રસ્વામીથી વયરી શાખા નીકળી એમના શિષ્ય આર્ય વજ્રસેનથી નાગિલા શાખા નીકળી. એમના શિષ્ય આર્યપદ્મથી પદ્મા શાખા નીકળી; અને અન્ય શિષ્ય આર્યરથથી આર્યજયન્તી શાખા નીકળી. તેમાંથી કોટિકગચ્છ, વૈયરીશાખા, ચાંદ્રકુલ, નિવૃત્તિકુલ, વિદ્યાધરગચ્છ, નાગેન્દ્રગચ્છ વગેરે ગચ્છોની પરંપરા વિક્રમના સોળમા સૈકા સુધી વહેતી આવતી જણાય છે.

૨૨ ઉપરોક્ત ગચ્છોના શ્રમણો ભારતવર્ષના પ્રત્યેક વિભાગમાં અપ્રતિહત વિહરીને જૈનધર્મના આધ્યાત્મિક સંસ્કારો ખૂણે ખૂણે પ્રકટાવતા રહ્યા ચરમ તીર્થંકરની વિદ્યમાનતામાં સમગ્ર પૂર્વભારત જૈન શ્રમણોની તપોભૂમિ રહી. શ્રી વીરનિર્વાણના પાંચસો વર્ષ સુધી પૂર્વભારતમાં જૈન ધર્મની અપૂર્વ જાહોજલાલી વર્તતી હતી. વજ્રસ્વામી, ભદ્રબાહુ વગેરે આચાર્યોનો બંગાળ અને ઉત્તર પ્રદેશમાં વિશેષ વિહાર હતો. વેદાન્તીઓ અને બૌદ્ધો સાથે જૈનાચાર્યોએ ધર્મસંવાદો યોજીને જૈનધર્મનો સારી રીતે પ્રસાર કર્યો હતો. વિક્રમના પાંચમા સૈકા પછી પૂર્વ ભારતમાં જૈનાચાર્યોનો અલ્પ વિહાર જણાય છે કેમકે જૈનોનું કેન્દ્રસ્થાન પૂર્વમાંથી પશ્ચિમમાં પરાવર્તિત થતું જતું હતું એ પ્રમાણે દિગંબરોનું દક્ષિણ ભારત ઉપર વર્ચસ્વ દિનપ્રતિદિન વધતું જતું હતું. આવી રીતે જ્યારે પશ્ચિમ ભારત અને દક્ષિણપથ જૈનાચાર્યોની સાંસ્કૃતિક પ્રવૃત્તિથી ધમધમતા રહ્યા; ત્યારે મોટા ભાગના તીર્થંકરોની તપોભૂમિ પૂર્વ ભારત એમની એ સંસ્કાર–પ્રવૃત્તિની પ્રેરણાભૂમિ બની।

૨૩. સમય જતાં આ મુનિસંઘો તેનો વિહારપ્રદેશ, નગર કે ગામના નામથી ઓળખાવા લાગ્યા. આમ પ્રદેશ નગર કે ગામનાં નામથી ગચ્છો પ્રચલિત થયા. મારવાડ અંતર્ગત હર્ષપુરથી હર્ષપુરિયાગચ્છ, મેવાડના સાંડેરગામથી સાંડેરગચ્છ, આબુ પાસેના નાણા ગામથી નાણાવાલગચ્છ, છરાવલા ગામથી છરાવલાગચ્છ, પાટણ પાસેના વાયડગામથી વાયડગચ્છ, વાગડના થરાદ ગામથી થારાપદ્રિયગચ્છ, નાગપુરથી નાગપુરી તપાગચ્છ, કોરંટ ગામથી કોરંટગચ્છ, આબુ પાસે બ્રહ્માણ–વર્માણથી બ્રહ્માણગચ્છ, ગુજરાતના પીપલિયા ગામથી પીપલિયાગચ્છ, ભિન્નમાલ નગરથી ભિન્નમાલગચ્છ, રાલદા ગામથી રાલદ્રાગચ્છ, પલ્લીવડગામથી

પલ્લીયગચ્છ, આબુ પાસેના કચ્છોલીવાલ ગામથી કચ્છોલીવાલગચ્છ, હારીજ ગામથી હારીજગચ્છ, હીરાપલ્લી ગામથી હીરાપલ્લીગચ્છ, શંખેશ્વર ગામથી શંખેશ્વર ગચ્છ ઈત્યાદિ અસ્તિત્વમાં આવ્યા હોય એમ સંભવે છે.

૨૪. એવી જ રીતે કેટલાક ગચ્છો બિરુદોથી પણ પ્રચલિત થયા હોય એમ જણાય છે. પાટણના રાજા સિદ્ધરાજે આપેલા મલ્લધારી એવા બિરુદથી મલ્લધારી ગચ્છની ઉત્પત્તિ થઇ. ચિતોડગઢના રાણાએ જગચ્ચન્દ્રસૂરિને તપાનું બિરુદ આપ્યું અને તપાગચ્છ અસ્તિત્મમાં આવ્યો. પાટણના દુર્લભસેન રાજાની રાજસભામાં એવા જ બિરુદદ્વારા ખરતરગચ્છ અસ્તિત્વમાં આવ્યો. અચલગચ્છ પણ મહારાજા સિદ્ધરાજે આપેલા અચલ બિરુદથી પ્રાદુર્ભૂત થયો એમ પટ્ટાવલીના ઉલ્લેખ પરથી જાણી શકાય છે.

૨૫ કેટલાક ગચ્છો આચાર્યોના નામથી ઓળખાતા હતા. સુધર્માસ્વામીથી સુધર્માગચ્છ ઓળખાયો. ધર્મઘોષસૂરિથી ધર્મઘોષગચ્છ થયો. રત્નાકરસૂરિથી રત્નાકરગચ્છની ઉત્પત્તિ થઈ કડવાશાના નામથી કડવા ગચ્છ ઉદ્ભવ્યો. બીજા ઋષિએ બીજા મત પ્રવર્ત્તાવ્યો. લોંકાશાહે લોંકાગચ્છ સ્થાપ્યો. આમ સ્થાપક આચાર્યોના નામથી અનેક ગચ્છો અસ્તિત્વમાં આવ્યા

૨૬ જ્ઞાતિઓના નામોથી પણ અનેક ગચ્છો થયા હોવાનાં અનેક પ્રમાણો મળે છે ઉપકેશ જ્ઞાતિથી ઉપકેશગચ્છ થયો નાગર જ્ઞાતિથી નાગરગચ્છ અસ્તિત્વમા આવ્યો પલ્લીવાલ જ્ઞાતિ પરથી પલ્લીવાલગચ્છ ઉદ્ભવ્યો. ચિત્રવંશથી ચિત્રવાલગચ્છ ઓળખાયો એવો મત છે એવી રીતે જ વાયડ જ્ઞાતિથી વાયડગચ્છ અને હુંબડ જ્ઞાતિથી હુંબડગચ્છ થયો.

૨૭. નોંધપાત્ર હકીકતથી, માન્યતાદર્શક શબ્દોથી કે વિશેષ પ્રસંગોથી પણ ગચ્છોનાં નામો પડ્યાં છે. વટવૃક્ષ નીચે આચાર્યપદવી આપી હોવાથી વડગચ્છ શબ્દ પ્રસિદ્ધ થયો અઢળક નાણું ખરચ્યાં હોવાથી નાણકગચ્છ થયો. ચૈત્યવાસની માન્યતા દર્શાવતો ચૈત્યવાસીગચ્છ અસ્તિત્વમા આવ્યો. એવી જ રીતે વનવાસની માન્યતાથી વનવાસીગચ્છ પ્રસિદ્ધ થયો. પૂર્ણિમાને દિવસે પાંખીની માન્યતા સૂચવતો પૂર્ણિમાગચ્છ પ્રચલિત થયો. આગમોક્ત ક્રિયામાં માનનાર એવું દર્શાવતો આગમિક ગચ્છ શબ્દ પણ લોકોમાં રૂઢ થયો. વિધિપક્ષગચ્છ એ શબ્દ પણ વિધિમાર્ગની પ્રરૂપણા કરનાર એવા અર્થમા જણાય છે. અચલગચ્છ પણ માન્યતાદર્શક શબ્દ છે, કેમકે મુહપત્તિને બદલે અચલ–વસ્ત્રના છેડાનો ઉપયોગ સૂચવતો એ શબ્દ છે. ગચ્છોનાં આ પ્રમાણે પડેલાં અભિધાનો દર્શાવનારાં આવાં અનેક ઉદાહરણો ઇતિહાસમાથી પ્રાપ્ત થાય છે. એવાં જ કારણોથી ઓશવાળ, શ્રીમાલ, પોરવાડ, પલ્લીવાલ, પ્રભૃતિ જ્ઞાતિઓના નામો અસ્તિત્વમા આવ્યા છે.

૨૮. શરુઆતના ગચ્છોનાં નામો અમુક શ્રમણસંઘને ઓળખાવવા માટે જ વિશેષ પ્રચલિત બન્યા હતા. દાખલા તરીકે ધર્મઘોષસૂરિ નામના અનેક આચાર્યો હોઈને અમુક સંઘાડાના–અમુક ગચ્છના ધર્મઘોષસૂરિ–એ રીતે ઓળખાવવા માટે ગચ્છ શબ્દ યોજાયેલો જોવાય છે. આ અર્થમાં ગચ્છનુ નામ અમુક પ્રદેશ, નગર ગ્રામ કે મુખ્યાચાર્યનાં નામ પરથી જ બહુધા પડયું હશે આવાં ઉદાહરણો આપણે જોઈ ગયા છીએ. વિક્રમની એક સહસ્રાબ્દી સુધીના ગચ્છોના પ્રકારો આ અર્થમા જ મર્યાદિત હતા

૨૯. એ પછીના ગચ્છોનો પ્રાદુર્ભાવ સમાચાચારી કે શ્રુતજ્ઞાનની માન્યતાના આધારે થયો; ઉદાહરણાર્થે ખરતરગચ્છ, અચલગચ્છ, તપાગચ્છ ઇત્યાદિ ગચ્છોનો ઉદ્ભવ આવી તાત્ત્વિક ભૂમિકાને આધારે જ થયો.

અલબત્ત, તીર્થંકરોએ પ્રરૂપેલા મૂળ સિદ્ધાંતો કે નવતત્ત્વો, પંચાસ્તિકાય ઇત્યાદિ તત્ત્વો અંગેની એમની માન્યતા તો એક સરખી જ રહી અમુક પ્રકારની સમાચારીની માન્યતામાં પણ પાછળથી કેટલેક અંશે વિચારભેદ સર્જાતાં આવા ગચ્છોમાં પણ પેટાગચ્છો કે શાખાઓની ઉત્પત્તિ થઈ શતાબ્દીઓ જતાં આવા સૂક્ષ્મભેદોથી રચાયેલી શાખાપ્રશાખાઓ મૂળગચ્છમાં વિલીન થઈ ગઈ. આ ગચ્છોની મૂળભૂત માન્યતાઓમાં પણ કાળની ગતિ સાથે અમુક ફેરફાર તો પ્રવિષ્ટ થતા ગયા આમ સ્થાપનાથી લઈને આજ દિવસ સુધીના સુદીર્ઘકાળમાં આવી અનેક વિચાર પ્રક્રિયાઓ ઇતિહાસને પાને અંકાઈ છે આ સૂક્ષ્મભેદો જતા કરતા આ ગચ્છોએ તીર્થંકરોએ પ્રરૂપેલ મૂળ સિદ્ધાંતો અને જૈનશ્રુતનો પ્રસાર કરવામાં સૌથી અગત્યનો ભાગ ભજવ્યો.

૩૦. વિક્રમની પંદરમી શતાબ્દી સુધી જૈનશાસનની એકતા ખંડિત કરવામાં ગચ્છો નિમિત્તરૂપ બન્યા નહીં પરંતુ પછીની વિચારધારાઓએ નવો જ પલટો લીધો. આ અરસામાં રાજકીય અને સામાજિક પરિસ્થિતિને આધારે એવા મતો અસ્તિત્વમાં આવ્યા કે જેણે શાસને અનુભવેલા અભૂતપૂર્વ સંગઠન ઉપર કુઠારઘાત કર્યો તત્કાલીન પરિસ્થિતિને અનુકૂળ બનવામાં આ અરસામાં થયેલા અભિનવ મતપ્રવર્તકોએ જૈનધર્મના અગત્યના સિદ્ધાંતોને પોતાની રીતે ઘટાવવામાં પાછું વળીને જોયું નહીં. આશ્ચર્યની વાત તો એ છે કે માત્ર સમાચારીના ભેદે રચાયેલા મુખ્ય ગચ્છો પણ અંદર અંદરના વિખવાદોને લીધે નબળા પડીને અસ્તિત્વમાં આવતી આવી નવી વિચારધારાઓનો સામનો કરવામાં કશું જ મહત્ત્વપૂર્ણ ન કરી શક્યા. પરિણામે અસ્તિત્વમાં આવેલી નવી નવી વિચારધારાઓ ગચ્છોના રૂપમાં ખૂબ ફૂલી ફાલી. કડવાગચ્છે કે લોંકાગચ્છે આ સમયમાં સાધેલી પ્રગતિ ખરેખર અભૂતપૂર્વ હતી. પ્રાચીન ગચ્છો પણ એમના પ્રભાવથી અલિપ્ત રહી શક્યા નહીં[1]।

૩૧ વિક્રમના પંદરમાં સૈકામાં કે એ પછી પ્રચલિત થતી જતી નવી નવી વિચારધારાઓની સ્ફુરણામાં તત્કાલીન ઘણાંયે પરિબળોએ સંયુક્ત રીતે પોતાનો પ્રભાવ વર્તાવ્યો હોઈ તે એ સંજોગોના ઉપલક્ષમાં સામાજિક, આર્થિક કે રાજકીય દૃષ્ટિએ પૂર્તિકર બની; પરંતુ તીર્થંકરોએ પ્રરૂપેલ આગમ વચનોને તો સર્વથા પ્રતિરોધક જ સાબિત થઈ. આ વિચારધારાઓ તદ્દન નવી જ હોઈને સમાચારી ભેદ વચ્ચે પણ જૈનશાસને અનુભવેલ વૈચારિક એકતા છિન્નભિન્ન થઈ. કેમકે આ નવી વિચારધારાઓ તો સર્જાતી જતી નવી નવી પરિસ્થિતિના પ્રત્યાઘાત કે એના ફલ જેવી જ હતી આ હકીકતનો નિર્દેશ માત્ર અંચલગચ્છના ઉદ્ગમ કે એના સ્વરૂપને સંબંધકારક છે એ દૃષ્ટિએ જ નહીં; શાસનની એકતાના વિશાળ હિતને પણ સ્પર્શે છે એ દૃષ્ટિએ તે ઉલ્લેખનીય બન્યો છે

## અંચલગચ્છના પૂર્વ નામાભિધાનો.

૩૨. આપણે ગણ અને કુલ વિશે જોઈ ગયા. ગણ એટલે વાચના લેનાર મુનિસમુદાય; કુલ એટલે એક આચાર્યનો પરિવાર અને શાખા એટલે એક આચાર્યની સંતતિમાં જ પ્રભાવક આચાર્યોનાં જુદાં જુદાં અન્વય અથવા વિવક્ષિત આદ્ય પુરુષની સંતતિ. ગણો, કુલો અને શાખાઓ એનાં પ્રાચીન સ્વરૂપમાં આજે વિદ્યમાન નથી પરંતુ ગચ્છ સ્વરૂપે જ એનું કાંઈક અસ્તિત્વ આજે જળવાઈ રહ્યું છે

૩૨. અંચલગચ્છ એ શબ્દ વસ્ત્રાંચલ ઉપરથી રૂઢ થયો, તે પહેલાં આ ગચ્છના સાત નામાભિધાનો થયાં પ્રાચીનકાળમાં શ્રમણો નિર્ગ્રંથ એ નામથી ઓળખાતા હતા અગિયારમા પટ્ટધર આર્ય સુસ્થિત તથા આર્ય સુપ્રતિબુદ્ધે કરોડવાર સૂરિમંત્રનુ આરાધન કર્યું એટલે એમનો શિષ્યપરિવાર કોટિક ગચ્છના

નામથી ઓળખાયો. પંદરમા પટ્ટધર વજ્રસ્વામીના સમયમાં તેમનો પરિવાર વયરીશાખાના નામથી ખ્યાતિ પામ્યો. સત્તરમા પટ્ટધર ચંદ્રસૂરિથી ચાંદ્રકુલ એ નામથી અનુક્રમે એનું નામાભિધાન થયું. છત્રીસમા પટ્ટધર સર્વદેવસૂરિને એમના ગુરુ ઉદ્યોતનસૂરિએ વીરાત્ ૧૪૬૪ એટલે સં. ૯૯૪માં મોટા વડ નીચે અર્બુદાચલના ટેલીગ્રામ નજીક અન્ય શિષ્યો સાથે સૂરિપદ આપ્યું. આ પ્રસંગવિશેષથી એમનો પરિવાર વડગચ્છનાં નામથી પ્રસિદ્ધ થયો. આ પાંચમું નામાભિધાન છે. સર્વદેવસૂરિના શિષ્ય પદ્મદેવસૂરિ શંખેશ્વર પાર્શ્વનાથની યાત્રાએ આવતાં, ત્યાં સાંખ્યદર્શનીઓને વાદમાં જીતવાથી તેમનું બીજું નામ સાંખ્યસૂરિ પડ્યું, અને શંખેશ્વરમાં એ ઘટના બની એટલે એમનો પરિવાર શંખેશ્વરગચ્છનાં નામથી પ્રચલિત થયો. જર્મન વિદ્વાન ડૉ. જ્હોન્નેસ ક્લાટ નોંધે છે કે—After his converson of the Samkhya-darsaninas, he received a second name, Sanmkhyasuri. The new gachchha obtained the name of Sankhesvara-gachchha from Sankhesvara-grama a place consecrated to Sankhesvara Parsvanath. શંખેશ્વરના સોલંકી વંશના ક્ષત્રિય સાંખ્યકુમારે સર્વદેવસૂરિ પાસે દીક્ષા લીધેલી તેથી તેમનું નામ સાંખ્યસૂરિ પાડવામાં આવ્યું હતું, પદ્મદેવસૂરિ એમનું બીજું નામ હતું એમ હી. હં. લાલનને અભિપ્રે .

૩૪. પદ્મદેવસૂરિના પ્રશિષ્ય પ્રભાનંદ મુનિને નાણક ગામમાં આચાર્યપદ મળ્યું તે પ્રસંગે ત્યાંના શ્રાવકોએ અઢળક નાણું ખરચ્યું. નાણકગામ કે નાણાં ઉપરથી આ ગચ્છનું નાણકગચ્છ એવું નામ પડ્યું. ડૉ. ક્લાટ નોંધે છે કે–Under him arose the name Nanaka-gachcha, called so either because the Sravakas of Nanak-gram celebrated his visit, or because much money nanaka was expended.

આમ અંચલગચ્છની સ્થાપના પહેલાનું આ સાતમું નામ પડ્યું. એ પછી અડતાલીસમા પટ્ટધર આર્યરક્ષિતસૂરિએ આગમોની પ્રધાનતા સ્વીકારીને ૭૦ બોલની પ્રરૂપણા કરી વિધિપક્ષગચ્છ પ્રકાશ્યો. કે જે અંચલ કે અચલગચ્છ એવા નામથી આજ દિવસ સુધી ઓળખાતો રહ્યો. વિધિપક્ષગચ્છ નામ પાડવાનું કારણ એ હતું કે ચૈત્યવાસીઓએ શાસનમાં જે અવિધિ કરી નાખેલો તેનો પુનઃવિધિ કરનાર ગચ્છ એ વિધિપક્ષગચ્છ.

### અંચલગચ્છનો પટ્ટક્રમ

૩૫. વિદ્યમાન ત્રણે મુખ્ય ગચ્છો ભગવાન મહાવીર સંતાનીય છે. પરંતુ ખરતરગચ્છ ભગવાન મહાવીરને પ્રથમ પટ્ટધર તરીકે દર્શાવે છે તેમ અંચલગચ્છ કે તપાગચ્છ ન દર્શાવતાં ભગવાનના પાંચમા ગણધર આર્ય સુધર્માસ્વામીને આદ્યપટ્ટધર ગણાવે છે. કેટલાક ગચ્છોની પટ્ટાવલીઓમાં ભગવાનના મુખ્ય ગણધર ગૌતમસ્વામીનું નામ આદ્યપટ્ટધર તરીકે આવે છે. જો કે ભગવાન શ્રી વીરના નિર્વાણ સમયથી ગૌતમસ્વામીના નિર્વાણકાલ વચ્ચે બાર વર્ષનું અંતર છે, તો પણ ભગવાનની નિર્વાણ રાત્રિમાં જ એમને કેવલ જ્ઞાન ઉત્પન્ન થયું હતું; એટલે બધી ગચ્છવ્યવસ્થા સુધર્માસ્વામી જ કરતા હતા. પ્રાચીન ગ્રંથોમાંથી એવા પણ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે કે ભગવાન મહાવીરે અગિયારે શિષ્યોને ગણધરપદ દેતી વખતે બીજા સર્વ કરતાં દીર્ઘાયુ હોવાથી સુધર્મા સ્વામીને ગણની આજ્ઞા કરી.

૩૬. સુધર્મા સ્વામીને આદ્યપટ્ટધર તરીકે સ્વીકારતા અંચલગચ્છની પૂર્વ પટ્ટાવલી આ પ્રમાણે છે. (૧) આર્ય સુધર્માસ્વામી (૨) આર્ય જંબુસ્વામી (૩) પ્રભવસ્વામી (૪) સય્યમ્ભવસ્વામી (૫) યશોભદ્રસૂરિ (૬) સમ્ભૂતિ વિજય (૭) ભદ્રબાહુસ્વામી (૮) સ્થૂલભદ્રસ્વામી (૯) આર્ય મહાગિરિ (૧૦) આર્ય

સુહસ્તી (૧૧) આર્ય સુસ્થિત તથા આર્ય સુપ્રતિબુદ્ધ (૧૨) ઇન્દ્રદિન્નસૂરિ (૧૩) આર્ય દિન્નસૂરિ (૧૪) સિંહગિરિસૂરિ (૧૫) વજ્રસ્વામીસૂરિ (૧૬) વજ્રસેનસૂરિ (૧૭) ચંદ્રસૂરિ (૧૮) સામન્તભદ્રસૂરિ (૧૯) વૃદ્ધદેવસૂરિ (૨૦) પ્રદ્યોતનસૂરિ (૨૧) માનદેવસૂરિ (૨૨) માનતુંગસૂરિ (૨૩) વીરસૂરિ (૨૪) જયદેવસૂરિ (૨૫) દેવાનંદસૂરિ (૨૬) વિક્રમસૂરિ (૨૭) નરસિંહસૂરિ (૨૮) સમુદ્રસૂરિ (૨૯) માનદેવસૂરિ (૩૦) વિબુધપ્રભસૂરિ (૩૧) જયાનંદસૂરિ (૩૨) રવિપ્રભસૂરિ (૩૩) યશોભદ્રસૂરિ (૩૪) વિમલચંદ્રસૂરિ (૩૫) ઉદ્યોતનસૂરિ (૩૬) સર્વદેવસૂરિ (૩૭) પદ્મદેવસૂરિ (૩૮) ઉદયપ્રભસૂરિ (૩૯) પ્રભાનંદસૂરિ (૪૦) ધર્મચંદ્રસૂરિ (૪૧) સુવિનયચંદ્રસૂરિ (૪૨) ગુણસમુદ્રસૂરિ (૪૩) વિજયપ્રભસૂરિ (૪૪) નરચંદ્રસૂરિ (૪૫) વીરચંદ્રસૂરિ (૪૬) મુનિતિલકસૂરિ (૪૭) જયસિંહસૂરિ.

૩૭. અંચલગચ્છની સ્થાપના પછીનો પટ્ટક્રમાંક આ પ્રમાણે છે—(૪૮) આર્યરક્ષિતસૂરિ (૪૯) જયસિંહસૂરિ (૫૦) ધર્મઘોષસૂરિ (૫૧) મહેન્દ્રસિંહસૂરિ (૫૨) સિંહપ્રભસૂરિ (૫૩) અજિતસિંહસૂરિ (૫૪) દેવેન્દ્રસિંહસૂરિ (૫૫) ધર્મપ્રભસૂરિ (૫૬) સિંહતિલકસૂરિ (૫૭) મહેન્દ્રપ્રભસૂરિ (૫૮) મેરુતુંગસૂરિ (૫૯) જયકીર્તિસૂરિ (૬૦) જયકેસરીસૂરિ (૬૧) સિદ્ધાંતસાગરસૂરિ (૬૨) ભાવસાગરસૂરિ (૬૩) ગુણનિધાનસૂરિ (૬૪) ધર્મમૂર્તિસૂરિ (૬૫) કલ્યાણસાગરસૂરિ (૬૬) અમરસાગરસૂરિ (૬૭) વિદ્યાસાગરસૂરિ (૬૮) ઉદયસાગરસૂરિ (૬૯) કીર્તિસાગરસૂરિ (૭૦) પુણ્યસાગરસૂરિ (૭૧) રાજેન્દ્રસાગરસૂરિ (૭૨) મુક્તિસાગરસૂરિ (૭૩) રત્નસાગરસૂરિ (૭૪) વિવેકસાગરસૂરિ (૭૫) જિનેન્દ્રસાગરસૂરિ. એ પછી ભિન્ન પરંપરા છે.

## અન્ય પટ્ટાવલીઓ સાથે સંક્ષિપ્ત તુલના

૩૮. ભગવાન મહાવીર સ્વામીનાં નામનો ખરતરગચ્છની પટ્ટાવલીમાં સમાવેશ છે એ તફાવત જતો કરતાં ૩૪ મા પટ્ટધર સુધી ખરતરગચ્છની પટ્ટાવલી ઉપર મુજબ જ છે. સુધર્માસ્વામીનું નામ ખરતરગચ્છની પટ્ટાવલીમાં બીજું છે એટલે ક્રમાંકની દૃષ્ટિએ તે એક ક્રમ આગળ છે. એ પછી દેવસૂરિ અને નેમચંદ્રસૂરિ એમ બે નવાં પટ્ટધરોનાં નામ અચલગચ્છની પટ્ટાવલીથી વિશેષ હોઈને ઉદ્યોતનસૂરિનો ક્રમ તેમાં ૩૮ મો છે. એ પછી તદ્દન જૂદી જ પરંપરા છે.

૩૯. અંચલગચ્છીય પટ્ટક્રમાંકના છઠ્ઠા અને સાતમા પટ્ટધરોને તપાગચ્છની પટ્ટાવલીમાં એકી સાથે છઠ્ઠા ક્રમમાં મૂકવામાં આવ્યા છે. એવી જ રીતે ૯ અને ૧૦ પટ્ટધરોને તપાગચ્છની પટ્ટાવલીમાં એકી સાથે આઠમા ક્રમમાં મૂકવામા આવ્યા છે. આમ અંચલગચ્છના પટ્ટક્રમથી તપાગચ્છનો પટ્ટક્રમ બે ક્રમાંક પાછળ રહે છે. પરંતુ અંચલગચ્છના ૩૪ મા પટ્ટધરની આગળ તપાગચ્છની પટ્ટાવલીમાં બે નવા પટ્ટધરો પ્રદ્યુમ્નસૂરિ અને માનદેવસૂરિનાં નામનો વિશેષ સમાવેશ થયો હોઈને બન્ને ગચ્છોના પટ્ટધરોની નામાવલી ઠેઠ ૩૬ મા પટ્ટધર સર્વદેવસૂરિ સુધી સમાંતર રહે છે એ પછી જુદી પરંપરા આવે છે.

૪૦. નીચે દર્શાવેલી હકીકતના પ્રકાશમાં ઉપરોક્ત ચાર પટ્ટધરોને બે પટ્ટક્રમમાં યુગપ્રધાનત્વકાલની દૃષ્ટિએ દર્શાવી શકાય નહીં

| પટ્ટક્રમાંક | પટ્ટધર | યુગપ્રધાનત્વ કાલ | નિર્વાણકાલ વીરાત્ |
|---|---|---|---|
| ૬ | સમ્ભૂતિ વિજય | ૮ | ૧૫૬ |
| ૭ | ભદ્રબાહુ સ્વામી | ૧૪ | ૧૭૦ |
| ૯ | આર્ય મહાગિરિ | ૩૦ | ૨૪૫ |
| ૧૦ | આર્ય સુહસ્તિ | ૪૬ | ૨૯૧ |

૪૧. તપાગચ્છની પટ્ટાવલીમાં એમ દર્શાવવાનું કારણ આ પ્રમાણે હોઈ શકે (क) આર્ય મહાગિરિએ તેમની વિદ્યમાનતામા જ પોતાનો શિષ્યસમુદાય આર્ય સુહસ્તિને સોંપી દીધો હતો અને પોતે ગચ્છની નિશ્રામાં રહેતા હોવા છતાં જિનકલ્પનુ અનુસરણ કરતા રહ્યા. આ સમર્પણની સાથે જ તેઓએ યુગપ્રધાનપદ પણ આર્ય સુહસ્તિને સમપર્ણ કરી દીધુ હતુ (ख) પરંપરા નામાનુક્રમ બે રીતે દર્શાવી શકાય છે. (૧) યુગપ્રધાન નામાનુક્રમ (૨) ગુરુશિષ્ય નામાનુક્રમ. બીજી રીતે આર્યમહાગિરિ અને આર્ય સુહસ્તિ બન્ને સ્થૂલિભદ્રના જ શિષ્યો હતા. એટલે ગુરુ–શિષ્ય સંબંધથી બન્નેનો પટ્ટક્રમ તો ભિન્ન જ ગણાય. ઉક્ત સામાન્ય ફેરફાર જતો કરતાં, ત્રણેય મુખ્ય ગચ્છોની પટ્ટપરંપરા ૩૬ મા પટ્ટધર સુધી સરખી જ છે. એ પછીની પરંપરા તદ્દન જૂદી છે.

## અંચલગચ્છીય પટ્ટાવલીઓ અને ઐતિહાસિક સાધનો

૪૨ અંચલગચ્છનાં ઐતિહાસિક સાધનો અનેક છે પટ્ટાવલીઓ, ગુર્વાવલીઓ, રાસો, તીર્થમાળાઓ, વંશાવલીઓ, હસ્તલિખિત ગ્રંથો, ગ્રંથ પ્રશસ્તિઓ, પ્રતપુષ્પિકાઓ, શિલાલેખો અને મૂર્તિલેખોમાં આ ગચ્છનો ઇતિહાસ નિબધ્ધ છે ઇતિહાસને ઉપયોગી સામગ્રી એ બધામા ભરેલી હોવા છતાં ગચ્છના ઇતિહાસમાં પટ્ટાવલી સાહિત્યનું સ્થાન અનોખુ હોય છે. પટ્ટાવલી એ જૈન ઇતિહાસનુ વિશિષ્ટ પ્રકારનું અંગ હોઈને જૈન સાહિત્યમા એનુ ખેડાણ ખૂબ જ થયુ છે. જ્યારે અન્ય ઐતિહાસિક સામગ્રીમાં ગચ્છ સંબંધક કે અન્ય બાબતોનો ઇતિહાસ ત્રુટક ત્રુટક હોય છે, ત્યારે ગચ્છનો શૃંખલાબધ્ધ ઇતિહાસ મેળવવાનુ એકમાત્ર સાધન પટ્ટાવલીઓ જ બને છે.

૪૩. અંચલગચ્છમાં પટ્ટાવલીઓ અને એને મળતાં સાહિત્યની ખામી નથી આવી અનેક કૃતિઓ આજે વિદ્યમાન છે, જો કે મોટાભાગની કૃતિઓ તો અપ્રકાશિત જ રહી છે. તો પણ ઐતિહાસિક સાર રૂપે કે ભાષાંતર રૂપે પટ્ટાવલી સાહિત્ય પ્રકાશમાં તો આવતુ જ રહ્યુ છે ગ્રંથોની પ્રશસ્તિઓમાં કે વિસ્તૃત શિલાલેખોમાં પણ પટ્ટાવલીઓ આવે છે. પરંતુ અહી એ બધાનો નિર્દેશ ન કરતાં માત્ર અગત્યની પટ્ટાવલીઓ વિષે જ લખવું યુકત છે.

૪૪. અંચલગચ્છના આદ્યપટ્ટાવલીકાર સંભવિત રીતે ધર્મઘોષસૂરિ જ હશે. એમણે સં. ૧૨૬૩ મા પ્રાકૃતમાં રચેલ શતપદીની ગ્રંથ પ્રશસ્તિમા એમના પૂરોગામી પટ્ટધરો અંચલગચ્છપ્રવર્તક આર્યરક્ષિતસૂરિનો તથા જયસિંહસૂરિનો જીવનવૃત્તાંત હશે જ એ ગ્રંથ આજે ક્યાંયે ઉપલબ્ધ હોય એમ જણાતુ નથી. પરંતુ આ પ્રાકૃતગ્રંથ અત્યંત કઠિન હોવાથી સં. ૧૨૯૪ માં એમના શિષ્ય અને પટ્ટધર મહેન્દ્રસિંહ સૂરિએ ઉકત શતપદી–પ્રશ્નોત્તરપદ્ધતિનો સં. ૧૨૯૪મા સમુધ્ધાર કર્યો. આ ગ્રંથમા ૧૧૭ વિચારો છે, જે અંચલગચ્છની સમાચારી વિષયક મંતવ્ય રજૂ કરે છે. ગ્રંથને અંતે પહેલા ત્રણે પટ્ટધરોના જીવનવૃત્તને ઉપયોગી મહત્ત્વપૂર્ણ અને ખૂબ જ પ્રમાણભૂત માહિતીઓ સમાવિષ્ટ છે. અંચલગચ્છના ઇતિહાસ નિરૂપણ માટે એ સૌથી પ્રાચીન આધાર ગ્રંથ છે.

૪૫. મેરુતુંગસૂરિને નામે પ્રચલિત થયેલી અંચલગચ્છની સંસ્કૃત પટ્ટાવલી આ પ્રકારનાં સાહિત્યમાં અજોડ છે, કેમકે એમાં આદ્યપટ્ટધર સુધર્માસ્વામીથી લઈને અંચલગચ્છના ૫૭ મા પટ્ટધર મહેન્દ્રપ્રભસૂરિ સુધીના આચાર્યોનુ વિસ્તૃત જીવનવૃત્ત નિબદ્ધ છે. આ પટ્ટાવલીની પચાસેક વર્ષ પહેલાં મુનિ ગૌતમસાગરજીના ઉપદેશથી લિપિ કરાયેલી એક પ્રતને આધારે મૂળગ્રંથ સં. ૧૪૩૮ મા રચાયેલ જણાય છે. એક હજાર વર્ષના સુદીર્ઘ સમયનો વિસ્તૃત ઇતિહાસ આ પટ્ટાવલીમા નિબદ્ધ હોઈને પ્રાચીન ઇતિહાસ માટે આ ગ્રંથ ખૂબ જ ઉપયોગી બની રહે છે. આટલા વિસ્તૃત સમયને આવરી લેતો આવો કોઈ પ્રાચીન ઇતિહાસ-

ગ્રંથ બીજો હશે કે કેમ એ શંકાનો વિષય છે. આ પટ્ટાવલીની મૂળ પ્રત ક્યાં છે તે જાણી શકાયું નથી, તેમજ પચાસેક વર્ષમાં લિપિકૃત થયેલી એની અનેક પ્રતો પણ પ્રાપ્ત થતી હોવા છતાં, મૂળગ્રંથ અપ્રકટ જ છે. આ પટ્ટાવલીની ઘણી વાતો સંશોધન માગી લે છે.

૪૬. ઉક્ત મેરુતુંગસૂરિની પટ્ટાવલીના અનુસંધાનરૂપ ધર્મમૂર્તિસૂરિએ, અમરસાગરસૂરિએ, ઉપાધ્યાય જ્ઞાનસાગરે તથા મુનિ ધર્મસાગરજીએ પટ્ટાવલીઓ રચીને એની પૂર્તિ કરી છે. છેલ્લી પટ્ટાવલી ગુજરાતીમાં છે અને બાકીની સંસ્કૃતમાં છે. ઉક્ત મેરુતુંગસૂરિની મૂળ પટ્ટાવલીની પ્રત સાથે જ આ બધી પટ્ટાવલીઓ એની સાથે જ થોડાક વર્ષો પહેલાં જ લિપિકૃત થયેલી છે, એટલે પ્રાચીન પટ્ટાવલીઓની મૂળ પ્રત શોધવી જરૂરી છે. આ બધી પટ્ટાવલીઓમાં અંચલગચ્છના ઇતિહાસ સંબંધમાં ઉપયોગી માહિતીઓ પથરાયેલી છે. પ્રથમ પટ્ટાવલીની પૂર્તિઓની ઘણી વાતો પણ સંશોધન માગી લે છે

૪૭ મેરુતુંગસૂરિ કૃત લઘુ શતપદીની પ્રશસ્તિમાંથી ખૂબ જ ઉપયોગી અને આધારભૂત ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થાય છે. પ્રો. પિટર્સનને આ ગ્રંથની સં. ૧૬૧૦ માં લખાયેલી એક ૭૨ પાનાની પ્રત પ્રાપ્ત થયેલી, જે તેમણે સરકારી ગ્રંથભંડારના સંગ્રહ માટે ખરીદેલી માત્ર ઇતિહાસોપયોગી પ્રશસ્તિ તેમણે પોતાના સને ૧૮૮૬–૯૨ ના ચતુર્થ સંસ્કૃત હસ્તપ્રતવિષયક અહેવાલ, ક્રમાંક ૧૩૪૦ માં પ્રકટ કરેલ છે. પ્રશસ્તિમાં આવેલી પટ્ટાવલીની માહિતી ખૂબ જ વિશ્વસનીય છે

૪૮. અંચલગચ્છના ૬૨ મા પટ્ટધર ભાવસાગરસૂરિ કૃત "વીરવંશપટ્ટાનુપટ્ટ ગુર્વાવલી" નામની ૨૩૧ પ્રાકૃત ગાથાની પદ્યકૃતિ પણ પટ્ટાવલી સાહિત્યના પ્રકારનો જ ગ્રંથ છે. આદ્ય પટ્ટધરથી લઈને કર્તાના સમય સુધીનો આ ગ્રંથમાં ઐતિહાસિક ચિતાર આપવામાં આવ્યો છે આ ગ્રંથની પ્રતો પણ અનેક જ્ઞાનભંડારોમાં સુરક્ષિત રહી છે. આવો મહત્ત્વપૂર્ણ અને વિશ્વસનીય ગ્રંથ પણ આજ દિવસ સુધી અપ્રકટ જ રહ્યો છે. "અંચલગચ્છીય ગુર્વાવલી" પણ ભાવસાગરસૂરિના સમયમાં કોઈ અજ્ઞાત લેખકે સં ૧૫૯૬ ના આસો સુદિ ૧ ને ગુરુવારના રચેલ છે. આ કૃતિમાં માત્ર પટ્ટક્રમ જ દર્શાવવામાં આવ્યો છે.

૪૯. ડૉ ભાંડારકરને પણ અંચલગચ્છની લઘુપટ્ટાવલી પ્રાપ્ત થયેલી, જે તેમણે પોતાના સંસ્કૃત હસ્તપ્રતવિષયક ચતુર્થ અહેવાલમાં પ્રકટ કરેલ છે. એવી જ એક "વીર વંશાવલી" નામની કોઈ અજ્ઞાત કર્તાએ રચેલ પટ્ટાવલી પુરાતત્ત્વાચાર્ય મુનિ જિનવિજયજીને પ્રાપ્ત થયેલી, જે તેમણે "જૈન સાહિત્ય સંશોધક"માં પ્રકટ કરી છે આ પટ્ટાવલી તપાગચ્છની જ છે, કિન્તુ એમાં આર્યરક્ષિતસૂરિના જીવન–વિષયક સુંદર માહિતી આપવામાં આવેલી છે.

૫૦. સં. ૧૪૨૦ ના દીપાવલીને રવિવારને દિવસે ખંભાતમાં રહીને કવીશ્વર કાન્હે "અંચલગચ્છ-નાયક ગુરુરાસ"ની રચના કરી છે ૧૪૦ કડિકાની આ પદ્યકૃતિમાં અંચલગચ્છપ્રવર્તકથી લઈને ગ્રંથ રચના સુધીના સમયમાં થઈ ગયેલા પટ્ટધરોનો કવિએ ઐતિહાસિક વૃત્તાંત આલેખ્યો છે. આ ગ્રંથ પણ અપ્રકટ જ છે. ગ્રંથ નિરુપણ ઇતિહાસ નિષ્પાદિત માહિતીઓને આધારે છે.

૫૧ અંચલગચ્છના ૬૫ મા પટ્ટધર કલ્યાણસાગરસૂરિના સમયમાં રાયમલ્લગણિના શિષ્ય મુનિ લાખાએ એક સંક્ષિપ્ત ગુરુપટ્ટાવલી શ્રાવિકા નારિંગદેને વાંચવા માટે ખંભાતમાં રહીને લખેલી આ પટ્ટા-વલીમાં અંચલગચ્છની સ્થાપનાથી લઈને તત્કાલીન વિહરમાન ૬૫ મા પટ્ટધર સુધીની સંવત ક્રમાનુસાર તવારીખ આલેખવામાં આવી છે. ઐતિહાસિક દૃષ્ટિથી આ ગ્રંથની ઉપયોગિતા ઘણી જ છે. આ ગ્રંથ પણ અપ્રકટ જ રહેલ છે.

પર. વિદ્યાસાગરસૂરિના સમયમાં લક્ષ્મીચંદ્રના શિષ્ય લાવણ્યચંદ્રે સં. ૧૭૬૩ માં 'વીરવંશાનુક્રમ' નામે સંસ્કૃતમાં પટ્ટાવલી રચેલ છે, જેની એક પ્રત મુનિ પુણ્યવિજયજીના સંગ્રહમાં સુરક્ષિત છે. બીજી એક અપૂર્ણ પટ્ટાવલી પણ એજ સંગ્રહમાં છે. આ ઉપયોગી પટ્ટાવલીઓ પણ આજ દિવસ સુધી અપ્રકાશિત જ રહી છે.

૫૩. પટ્ટાવલીઓ, ગ્રંથ પ્રશસ્તિઓ, ઐતિહાસિક રાસો, તીર્થાવલીઓ, શિલાલેખો-મૂર્તિલેખો ઇત્યાદિને આધારે છેલ્લા પચાસેક વર્ષમાં અનેક પટ્ટાવલીઓ કે એવા પ્રકારનું સાહિત્ય લખાતું જ રહ્યું છે. ભીમશી માણેકની પટ્ટાવલી એમાં સૌ પ્રથમ છે. અંચલગચ્છની પટ્ટાવલી ગુજરાતી ભાષામાં એમણે જ સૌ પ્રથમ પ્રકાશિત કરી. પછી તો મોહનલાલ દલીચંદ દેસાઈ આદિ અનેક વિદ્વાનોએ એનું અનુસરણ કર્યું પાશ્ચાત્ય વિદ્વાનો પણ આવું સાહિત્ય લખવા પ્રેરાયા. ડૉ. બુહ્‌લરે "એપીગ્રાફિઆ ઈન્ડીકા"માં તેમજ ડૉ. એ. ગેરીનોટે Repertoire D'epigraphie Jaina નામના ફ્રેન્ચ ગ્રંથમાં પણ અંચલગચ્છની પટ્ટાવલી પ્રકાશિત કરી. સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન ડૉ. જ્હોન્નેસ ક્લાટે તો અંચલગચ્છની વિસ્તૃત અને ખૂબ જ માહિતીપૂર્ણ પટ્ટાવલી લખી, જે "ઇન્ડિયન એન્ટીક્વેરી"ના ત્રેવીસમા પુસ્તકમાં પ્રકાશિત થયેલી છે. આમ પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ અંચલગચ્છના ઇતિહાસમાં ઉલ્લેખનીય ફાળો નોંધાવ્યો છે.

૫૪ એવી જ રીતે અંચલગચ્છનું ઐતિહાસિક રાસ-સાહિત્ય પણ વિપુલ પ્રમાણમાં છે, જેમાં મેરુતુંગસૂરિનો રાસ, જેસાજી પ્રબંધ, કલ્યાણસાગરસૂરિનો રાસ, સમ્મેતશિખર રાસ, વર્દ્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠી-ચરિત્ર, વિદ્યાસાગરસૂરિનો રાસ, શાહ રાજશી રાસ, સરિઆદે રાસ, રાણાદે રાસ, હરિયાશાહ રાસ ઇત્યાદિ નામો વિશેષ ઉલ્લેખનીય છે. આ બધું સાહિત્ય, ઉપરાંત ભાસ, ગીત, ગહૂંલી વિવાહલા, શલોકા પ્રભૃતિ સાહિત્ય અંચલગચ્છીય પટ્ટાવલીઓની માહિતીની પૂર્તિ કરે છે અને એ રીતે આ ગચ્છના ઇતિહાસને ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે. મોટા ભાગનું સાહિત્ય ગ્રંથભંડારોમાં માત્ર પ્રત આકારે જ હોઈને લોક-ભોગ્ય બની શક્યું નથી પરંતુ આવું સાહિત્ય જેમ જેમ પ્રકાશમાં આવતું જશે તેમ તેમ પ્રાચીન ઇતિહાસ વિશે આપણને વધુ ને વધુ માહિતીઓ ઉપલબ્ધ થતી જશે.'

૫૫. જેમ શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, પ્રાચીન ગ્રંથો વિગેરે ઇતિહાસના સાધનો છે, તેમ વહીવંચાઓની પ્રાચીન વહીઓ પણ એક ઉપયોગી સાધન છે વંશાવલીઓમાંથી સામાજિક, રાજકીય તેમજ ધાર્મિક ઇતિહાસ પણ પ્રાપ્ત થતો હોઈને તે અનેક રીતે ઉપયોગી હોય છે. તેમાં ક્યાંક અતિ-શયોક્તિ હોવા છતાં તેમાં ગૂંથાયેલી ઇતિહાસ કંડિકાઓ વિશ્વસનીય હોય છે. એનું કારણ એ છે કે વહીવંચાઓ તેમના યજમાનોની વંશપરંપરામાં થતી આવતી વ્યક્તિઓના નામો અને તેમના ગુણો કે કાર્યો સંબંધી હકીકત વહીરૂપે આલેખતા હોય છે. તે બન્ને લગભગ સમકાલીન જ હોવાથી આવી વહી-ઓમાંથી મળી આવતો ઇતિહાસ બહુધા સત્ય હોય છે; તેમાં લખેલા સંવત, મિતિ, તિથિ ઇત્યાદિ પણ પ્રમાણભૂત હોય છે, કારણ કે તે બધું તે તે કાળમાં થયેલા વહીવંચાઓએ પ્રાયઃ પોતાની હયાતીમાં જ દેખેલું કે થયેલું હોય તે પ્રમાણે લખેલું હોય છે ગ્રંથકારો કે કવિઓની જેમ ઘણા વર્ષો પહેલા થઈ ગયેલી વાતોને વહીમાં લખવાનો પ્રસંગ વહીવંચાઓને બહુ જ ઓછો આવે છે. માટે, વહીવંચાઓની પ્રાચીન વહીઓને ઇતિહાસનું અંગ માનવામાં વાંધો નથી આવી વંશાવલીઓમાં કુટુંબ પરંપરાના નામો ઉપરાંત દેશ, ગામ, રાજા, આચાર્ય, મુનિ વગેરેના નામો પણ હોય છે. અમુક આચાર્યોના ઉપદેશથી સ્વીકારેલા વ્રતો વિષે પણ એમાં નોંધો હોય છે. શ્રાવક શ્રાવિકાઓએ કરેલાં શુભ કાર્યો-જેવાં કે મંદિરો બંધાવ્યાં, જીર્ણોદ્ધાર કરાવ્યા, તીર્થસંઘો કાઢ્યા, દીક્ષા લીધી વિગેરે બાબતો સંવત તથા મિતિ સાથે નિબદ્ધ હોય છે. આ દૃષ્ટિથી તે ગચ્છના ઇતિહાસનું પણ ઉપયોગી અંગ બની રહે છે. સદ્‌ભાગ્યે આવી અનેક

વહીઓ પ્રાપ્ત થતી હોઈને અચલગચ્છના ઇતિહાસ ઉપર વિશેષ પ્રકાશ પાડી શકાય છે. પંડિત હીરાલાલ હંસરાજ લાલને પ્રકાશિત કરેલ "જૈન ગોત્ર સગ્રહ" આવી વહીઓનો જ સંગ્રહ છે, જેમાથી અંચલ-ગચ્છના ઇતિહાસ સબંધી અનેક માહિતીઓ ઉપલબ્ધ બને છે. વહીઓ પટ્ટાવલી સાહિત્યને મળતો જ પ્રકાર હોઈને બન્ને એકબીજાને પૂરક છે. ફરક એટલો જ કે વહીઓમાં અમુક વંશના મુખ્ય પુરુષને મધ્યવર્તિ રાખીને નોંધો હોય છે જ્યારે પટ્ટાવલીઓમાં ગચ્છના મુખ્ય આચાર્યને મધ્યવર્તિ રાખીને હકીકતો નોંધાયેલી હોય છે. એકમા કૌટુબિક કે સામાજિક બાબતોની વિશેષતા હોય છે, બીજામાં ધાર્મિક બાબતોની.

૫૬. જિનવિજયજીએ 'જૈન સાહિત્ય સશોધક'માં તેમજ જયતવિજયજીએ 'આત્માનંદ શતાબ્દી ગ્રંથ'મા શ્રીમાળી વાણિયાની એક વશાવલી પ્રકટ કરી છે, જે ભટ્ટગ્રંથો અને તેની ઐતિહાસિક ઉપયોગિતા અંગે સુદર ખ્યાલ આપે છે. અચલગચ્છના ઇતિહાસને ઉપયોગી આ વહીમાં અનેક માહિતીઓ છે

૫૭. ઉપરોક્ત પટ્ટાવલીઓ અને ઐતિહાસિક સાધનો બહુધા એકબીજાની પૂર્તિ કરનારાં જ છે. પટ્ટાવલીઓની હકીકતોમાં જ્યા જ્યા વિસવાદિતા, અથવા તો ઐતિહાસિક કડીઓ ખૂટતી જણાઈ છે, ત્યાં ત્યાં ઉત્કીર્ણિત લેખો કે અન્ય પ્રમાણભૂત સાધનો દ્વારા એનું સશોધન કે પૂર્તિ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. શૃંખલાબધ્ધ ઇતિહાસની રચનામા આ કાર્ય અત્યત આવશ્યક છે, કેમકે એના વિના બની ગયેલી સત્યઘટનાઓનુ ઐતિહાસિક મૂલ્ય ઓછુ અકાવવાનો જ વધુ સભવ છે. પરસ્પર વિરોધાભાસી કે સ્ખલનાયુક્ત પ્રસગોથી ઐતિહાસિક બાબતોની પ્રમાણભૂતતા વિષે પણ શકા-આશંકાઓ સેવાયા કરે. ખરી હકીકતો ભ્રામક ઠરી જાય એવો અવકાશ પણ રહે; અથવા તો વિપરિત અર્થ ઘટાવવામાં પણ આવુ તત્ત્વ સાહાય્યક બને. ઇતિહાસ નિરુપણમાં આવી નબળાઈઓ ચલાવી શકાય નહી.

### પટ્ટભેદ

૫૮. આપણે અન્ય ગચ્છોની પટ્ટાવલીઓ સાથે અચલગચ્છના પટ્ટાવલીના ક્રમાંક વિષે સંક્ષેપમાં તુલના કરી ગયા. એવી જ રીતે અચલગચ્છની પટ્ટાવલીઓમા પણ પટ્ટક્રમ અગે કોઈ કોઈ જગ્યાએ મતભેદ છે. આ વિષયક સંક્ષેપમાં વિચારણા કરવી વિવક્ષિત છે સદ્ભાગ્યે આપણી પાસે આ વિષયને ઉપયોગી સારી એવી ઐતિહાસિક સામગ્રી ઉપલબ્ધ હોઈને આવી વિસગતિ વિષે આપણે નિશ્ચયપૂર્વક નિર્ણય કરી શકીએ છીએ.

૫૯. ડો. ભાંડારકરે પ્રકાશિત કરેલી ઉક્ત પટ્ટાવલીમાં ૧૦ મા પટ્ટધર આર્યસુહસ્તિ અને ૧૧ મા પટ્ટધરનો એકજ ક્રમાંક દર્શાવ્યો હોઈને તેમાં એક ક્રમ ખૂટે છે પરતુ તેમાં ૨૯ મા ક્રમમાં હરિભદ્રસૂરિને સ્થાન મળતા પાછળનો પટ્ટક્રમ સમાતર રહે છે. સુપ્રસિદ્ધ જૈનાચાર્ય હરિભદ્રસૂરિને આ પટ્ટાવલી સિવાય ક્યાંયે પટ્ટધર તરીકે ઓળખાવવામાં ન આવ્યા હોઈને તેમનો પટ્ટધર તરીકેનો નિર્દેશ સ્વાભાવિક રીતે ધ્યાન ખેંચે છે

૬૦. પટ્ટધરોની નામાવલીમા સામાન્ય વિષમતાઓ અવગણતા, અચલગચ્છપ્રવર્તક આર્યરક્ષિત-સૂરિના પટ્ટક્રમ અગે વિચારણા કરવી ખાસ જરૂરી છે. જુદી જુદી પટ્ટાવલીઓમાં આર્યરક્ષિતસૂરિને ૪૬, ૪૭ કે ૪૮ મા પટ્ટધર તરીકે ગણાવવામાં આવ્યા હોઈ આ બાબત અગે નિર્ણય કરવો ઘટે છે.

૬૧ આર્યરક્ષિતસૂરિને ૪૬ મા પટ્ટધર માનનારાઓમાં ૬૮ મા પટ્ટધર ઉદયસાગરસૂરિ તથા એમના શિષ્ય દર્શનસાગરજી ઉપાધ્યાય મુખ્ય છે. ઉદયસાગરસૂરિએ ગુણવર્મ રાસની તેમજ દર્શનસાગરજીએ આદિ-નાથ રાસની ગ્રથ પ્રશસ્તિમા નોંધ્યુ છે કે "આરજરક્ષિતસૂરિવર છેતાલીસમે પાટ; બહુશ્રુતધારી ઉગ્રતપ,

જાણે મોક્ષની વાટ" એમણે ૪૬મા પટ્ટધર તો ગણાવ્યા પરંતુ આર્યરક્ષિતસૂરિ પહેલાના ૪૫ પટ્ટધરોનાં નામ તો ગણાવ્યા નહી, જેને આધારે આપણે જાણી શકીએ કે તેઓ કયાં જૂદા પડે છે. સદ્‌ભાગ્યે તેમણે સર્વદેવસૂરિનો પટ્ટક્રમ ૩૬ મો આપી દીધો છે–"છત્રીસમેં પાટે થયા, સર્વદેવ સૂરિંદ; તેહને વડતલે સૂરિપદ, ગુરુએ દીધ આનંદ." આ ક્રમાંક અંગે બધી જ પટ્ટાવલીઓ સહમત હોઈને ૩૬ મા પટ્ટધર સુધીનો ક્રમ તો બરોબર રહે છે. પરંતુ પછીના પટ્ટધરોની નામાવલી એમણે આપી નથી એટલે તેઓ કયાં જુદા પડે છે તે ચોક્કસ રીતે કહેવુ અશકય છે પરંતુ એ અંગે અનુમાન તો કરી જ શકાય છે

૬૨. મુનિ જિનવિજયજી સંપાદિત ઉક્ત "વીર વંશાવલી" આ મુદ્દા ઉપર કાંઇક પ્રકાશ પાથરે છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે—"વડગચ્છ બિરુદધારક શ્રી ઉદ્યોતનસૂરિ, તેહની પાટી શ્રી સર્વદેવસૂરિ, તેહના લઘુગુરુભાઈ આ પદ્મદેવસૂરિ ૧ તેહના શિષ્ય ઉદયપ્રભસૂરિ ૨. ધર્મચંદ્રસૂરિ ૩ વિનયચંદ્રસૂરિ ૪. ગુણસાગરસૂરિ ૫ વિજયપ્રભસૂરિ ૬. તેહના નરચંદ્રસૂરિ ૭ તેહના શ્રી વીરચંદ્રસૂરિ ૮. તેહના શિષ્ય આ. શ્રી જયસિંહસૂરિ" તથા તેમના શિષ્ય, આર્યરક્ષિતસૂરિ.

૬૩. "વીર વંશાવલી"ના કર્તા અજ્ઞાત છે, તેમજ તેમની કૃતિનો રચના સંવત પણ પ્રાપ્ય નથી. પરંતુ તેમાં આલેખાયેલી ઘટનાઓને આધારે મુનિ જિનવિજયજીએ તેનો રચના સંવત ૧૮૦૬ પછી ઠરાવ્યો છે. તે ઉપરથી સ્પષ્ટ છે કે તેના કર્તા ઉદયસાગરસૂરિ તથા દર્શનસાગરજીના સમકાલીન હતા ૩૬ મા પટ્ટધરનો ક્રમાંક એમને સ્વીકાર્ય હોઈને જો ઉપરોક્ત પટ્ટધરોનાં નામો ઉમેરવામાં આવે તો આર્યરક્ષિતસૂરિનો ક્રમ ૪૬ મો આવે છે આ પટ્ટાવલીની નામાવલી એમણે સ્વીકારી હોય અને એ રીતે એમણે આર્યરક્ષિતસૂરિનો પટ્ટક્રમ ૪૬ મો આપ્યો હોય એ શકય છે; પરંતુ તેમાં પ્રભાનંદસૂરિ અને મુનિતિલક સૂરિનાં નામનો સમાવેશ ન હોઈને તે ક્રમ અસ્વીકાર્ય ઠરે છે, કેમકે મુનિતિલકસૂરિનાં નામને બાજુએ રાખીએ તો પણ પ્રભાનંદસૂરિને પટ્ટધર તરીકે સ્વીકારવામાં બધી જ પટ્ટાવલીઓ સંમત છે.

૬૪ મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી અંચલગચ્છની સંસ્કૃત પટ્ટાવલીમાં આર્યરક્ષિસૂરિનો પટ્ટક્રમ ૪૭મો દર્શાવવામાં આવ્યો છે. આ પટ્ટાવલીમાં મુનિતિલકસૂરિનો પટ્ટધર તરીકે સમાવેશ ન હોઇને આર્યરક્ષિતસૂરિનો પટ્ટક્રમ ૪૭ મો આવે છે આ રીતે મુનિતિલકસૂરિ પટ્ટધર હતા કે નહીં એ નિર્ણય ઉપર જ આ પ્રશ્ન અવલંબે છે પ્રાચીન પ્રમાણો મુનિતિલકસૂરિને પટ્ટધર તરીકે સિદ્ધ કરતા હોઈને આર્યરક્ષિતસૂરિનો ૪૮ મો પટ્ટક્રમ ચોક્કસ થાય છે. આ વિષયમાં થોડાંક આનુષંગિક પ્રમાણોની વિચારણા જરૂરી છે

૬૫. અંચલગચ્છના ૬૪ મા પટ્ટધર ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીમાં મુનિતિલકસૂરિનાં નામનો પટ્ટધર તરીકે નિર્દેશ છે.—

> સિરિ વિજયપ્પહસૂરી નરચંદો વીરચંદ મુનિતિલઓ,
> તત્તો સિરિ જયસિંહો વડગણ પટ્ટેય સૂરિ ધરો. ૩૬

અહીં બીજી નોંધવા જેવી વાત એ છે કે મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં આર્યરક્ષિતસૂરિના ગુરુનું નામ જયસંઘસૂરિ છે, જ્યારે આ પ્રાકૃત ગુર્વાવલીમાં તેમજ ઉપરોકત "વીર વંશાવલી" માં જયસિંહસૂરિ છે. મહેન્દ્રસિંહસૂરિ કૃત શતપદીમાં પણ એમના ગુરુનુ નામ જયસિંહસૂરિ છે. આપણે જોઈ ગયા કે અંચલગચ્છના પ્રાચીન ગ્રંથોમાં શતપદી સૌ પ્રથમ હોઈને ખૂબ જ પ્રમાણભૂત છે. "શત-

પટ્ટી ભાષાંતર " ના અંતમાં આપેલી પટ્ટાવલીમા પણ મુનિ તિલકસૂરિને પટ્ટધર તરીકે ગણાવ્યા છે. તેમજ આર્યરક્ષિતસૂરિના ગુરુનુ નામ જયસિંહસૂરિ આપ્યું છે.

૧૬ ડૉ ભાંડારકરે રજૂ કરેલી પટ્ટાવલીમાં મુનિતિલકસૂરિને પટ્ટધર તરીકે ગણાવવામાં આવ્યા છે. આર્યરક્ષિતસૂરિનો એમાં ૪૮ મો પટ્ટક્રમ છે તથા એમના ગુરુનું નામ પણ જયસિંહસૂરિ છે. આર્યરક્ષિતસૂરિને પ્રચલિત રીતે ૪૭ મા પટ્ટધર તરીકે ઓળખાવવામા આવતા હોઇને ડૉ.જ્હોન્નેસ ક્લાટ પણ આ મુદ્દા ઉપર દ્વિધામાં પડી ગયેલા કે ડૉ ભાંડારકરની પટ્ટાવલીમાં મુનિતિલકસૂરિનુ નામ પટ્ટધર તરીકે છે તો પ્રચલિત પટ્ટાવલીમાં એમનું નામ પટ્ટધર તરીકે કેમ નથી ? આ બાબત ડૉ. ક્લાટે આત્મારામજી મહારાજને પત્ર દ્વારા પૂછાવ્યુ, જેનો જવાબ તેમને ડૉ. હોર્નલે દ્વારા પ્રાપ્ત થયો. તેમાં આત્મારામજી મહારાજે જણાવ્યું કે સર્વદેવસૂરિના સમયમાં આઠ શાખાઓ અસ્તિત્વમાં આવી, જેમાંની એક પરંપરા આ પ્રમાણે છે—સર્વદેવસૂરિ, પદ્મદેવસૂરિ, ઉદયપ્રભસૂરિ, પ્રભાનંદસૂરિ, ધર્મચંદ્રસૂરિ, વિનયચંદ્રસૂરિ, ગુણસમુદ્રસૂરિ, વિજયપ્રભસૂરિ, જયસિંહસૂરિ, નરચંદ્રસૂરિ, વિજયચંદ્રસૂરિ, આર્યરક્ષિતસૂરિ. આ ઉપરથી ડૉ. ક્લાટ એવા નિર્ણય ઉપર આવ્યા કે જેમ આર્યરક્ષિતસૂરિનું દીક્ષા પર્યાયનું નામ વિજયચંદ્ર હતું તેમ કદાચ ડૉ. ભાંડારકરે રજૂ કરેલી પટ્ટાવલીમાં મુનિતિલક એ નામ જયસિંહસૂરિની દીક્ષા વખતનું હશે. મુનિ શબ્દ ઉપરથી અથવા તો પટ્ટક્રમ મેળવી દેવાની ઉતાવળમાં ડૉ.ક્લાટ આવા ભૂલભરેલા નિર્ણય ઉપર આવી ગયા! ડૉ ક્લાટ 'ઇન્ડિયન એન્ટીક્વેરી', પુસ્તક ૨૩, 'પટ્ટાવલી ઑફ ધી અંચલગચ્છ', એ નામના પ્રકરણમાં નોંધે છે:

Bhandarkar, Report, 1883-4, P. 321 has the following succession: Uddyotana, Sarvadev, Padmadev, Udayaprabha, Prabhananda, Dharmachandra, Sumanchandra, Gunachandra, Vinayaprabha, Narachandra, Virchandra, Munitilaka, Jayasinha, Aryarakshit.

Merutunga, preface, P. 10 has: Uddyotana, Sarvadeva (Note: Dhana palh Vi 1029), Padmadeva, Udayaprabha, Narachandra. Srigunasuri, Vijayaprabha, Narchandra, Virachandra, Aryarakshita.

Atmaramji's list communicated to me in a letter from Dr. Hoernle, makes the following statement: 'In the time of Sarvadevasuri there arose eight Sakhas-Sarvadeva, Padmadev, Udayaprabha, Prabhananda, Dharmachandra, Sri Vinayachandra, Gunasamudra, Vijayaprabha, Jayasinha, Narachandra, Vijayachandra, Aryarakshita.'

વિજયચંદ્રોપાધ્યાય એ નામ ઉપરની પાદનોંધમાં ડૉ. ક્લાટ જણાવે છે કે:

This explains the last error in Atmaramj's list (Vijayachandra instead of Virchandra), So it might be that also Bhandarkar's 'Munitilaka' is simply a juvenile name of 46 Jayasinha.

૧૭ મંત્રી બાંધવો કુંરપાલ-સોનપાલે આગ્રામાં બંધાવેલા જિનપ્રાસાદના સં. ૧૬૭૧ ના શિલાલેખમાં પણ આર્યરક્ષિતસૂરિનો પટ્ટક્રમ ૪૮ મો દર્શાવાયો છે—

**श्री अंचलगच्छे श्री वीरादष्टचत्वारिंशत्तमेपट्टे श्री पावकगिरौ श्री सीमंधरजिन-वचंसा श्री चक्रेश्वरी दत्तवराः सिद्धांतोक्तमार्गप्ररूपकाः श्री विधिपक्षगच्छ संस्थापकाः श्री आर्यरक्षितसूरय ॥ १ ॥**

આમ ઉત્કીર્ણિત લેખો પણ આ મુદ્દા ઉપર પ્રકાશ પાથરે છે

૬૮. પટ્ટાવલીઓ, ગ્રંથો, શિલાલેખો ઉપરાંત ગ્રંથપ્રશસ્તિઓમાં પણ આવા પ્રમાણોની કમી નથી. મુનિ લક્ષ્મીચંદ્રના શિષ્ય મુનિ લાવણ્યચંદ્રે સં. ૧૭૩૪ માં સીરોહીમાં રહીને રચેલ " સાધુવંદના " નામની પદ્યકૃતિમાં આ પ્રમાણે પ્રશસ્તિ છે—

સુવિહિત તિલક સોહમ ગણધરથી અડતાલીસમિ પાટિજી;
આરિજરક્ષિતસૂરિ પરમ ગુરુ વિધિપક્ષ ઉપમા ખાટિજી.

આમ બધાયે પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આર્યરક્ષિતસૂરિ અંચલગચ્છના ૪૮ મા પટ્ટધર હતા અને એમના ગુરુનું નામ જયસિંહસૂરિ હતું.

૬૯. કાલગણનાની દૃષ્ટિએ પણ આ મુદ્દો વિચારણીય છે. પં. હીરાલાલ હં. લાલન પણ પ્રાચીન હસ્તપ્રતો તપાસીને ઉક્ત નિર્ણય ઉપર જ આવ્યા વધુમાં તેમણે મુનિતિલકસૂરિનો સૂરિપદ સંવત ૧૧૦૨ નોંધ્યો છે. એમના ગુરુ વીરચંદ્રનો સૂરિપદ સંવત ૧૦૭૧ તથા મુનિતિલકસૂરિના શિષ્ય જયસિંહસૂરિનો સૂરિપદ સંવત ૧૧૩૩ સ્વીકાર્ય છે. હવે જો મુનિતિલકસૂરિને પટ્ટધર તરીકે ન સ્વીકારવામાં આવે તો એમના પૂરોગામી અને અનુગામી પટ્ટધરોના આચાર્યપદ સંવત ૧૦૭૧ અને ૧૧૩૩ વચ્ચે ન સ્વીકારી શકાય એવો સમયનો લાંબો ગાળો બને છે, જે કાલગણનાની દૃષ્ટિએ જ અસ્વીકાર્ય ઠરે છે આ ઉપરથી મુનિતિલકસૂરિ અંચલગચ્છના પટ્ટધર હતા જ એ મુદ્દાને વધુ પુષ્ટિ મળે છે.

૭૦. મેરુતુંગસૂરિની પટ્ટાવલીમાં મુનિતિલકસૂરિને પટ્ટધર તરીકે સ્વીકારવામાં ન આવ્યા હોય, પરંતુ એ પટ્ટાવલીમાં સ્પષ્ટ નિર્દેશ છે કે વીરચંદ્રસૂરિએ તેમને ઉપાધ્યાય પદ આપ્યું હતું, પરંતુ તેઓ ત્યાંથી જૂદા વિચરીને પાટણ ગયા ત્યા તેમના સંસાર પક્ષના એક ધનવાન કાકાએ મહોત્સવ પૂર્વક તેમનો નગર પ્રવેશ કરાવ્યો ત્યાં તેમણે પોતાની મેળે જ સૂરિપદ અંગીકાર કર્યું. એમનો શિષ્યપરિવાર તિલકશાખાથી પ્રસિદ્ધ થયો આ ઉપરથી એમ પણ માની શકાય છે કે વૈમનસ્યને લીધે કે પછી તેઓ અલ્પાયુ હોઈને તેમને પટ્ટધર તરીકે દર્શાવવામાં ન આવ્યા હોય એ સંભવિત છે.

**કાલભેદ**

૭૧ આપણે જોઈ ગયા કે પટ્ટાવલી એ જૈન ઈતિહાસનું વિશિષ્ટ પ્રકારનુ અંગ છે. એમાં પટ્ટધરોનાં જીવનનો ઈતિહાસ તેમ જ ગચ્છ સંબધી માહિતીઓ હોય છે પટ્ટાવલી લખવાની શરૂઆત વિક્રમની બીજી સહસ્રાબ્દીમાં થઈ હોવાથી તેમાં કાલભેદ પટ્ટભેદથીયે વિશેષ જણાય છે પહેલાંના સમયમાં લખવાની અપેક્ષાએ સ્મૃતિના આધાર પર જ અધિક કામ ચાલતું હતુ આથી પટ્ટાવલીઓમાં જેમને જે સ્મરણ હતુ તે લખતા ગયા આમ અનેક પાઠાંતર અને વૈષમ્ય વધતાં જ રહ્યા પાછળની ગચ્છસ્પર્ધાએ પટ્ટાવલી લેખનમાં કાંઈક અંશે વિકૃતિ આણી પરિણામે અનેક અસંભવિત અને અસંબંધિત વાતોનો પટ્ટાવલીમાં પ્રવેશ થતો ગયો કાલભેદ માટે પટ્ટાવલીનું ચરિતાનુયોગી લક્ષણ પણ વિશેષ જવાબદાર હોય એમ લાગે છે. પટ્ટાવલીઓમાં ચરિત્રનાયકોનાં પ્રશસ્ત જીવન કાર્યો, યાત્રાના વર્ણનો, મંદિરોની સ્થાપના તેમજ જીર્ણોદ્ધારો, અમારી ઘોષણાઓનાં જયવાક્યો, દીક્ષા ઉત્સવો, શાસનનો ઉદ્યોત ઈત્યાદિ ઘટનાત્મક વસ્તુને પ્રાધાન્ય મળ્યું હોઈ, તેમાં કાલક્રમ ઘણી જગ્યાએ સ્ખલિત થાય છે.

૭૨. પટ્ટાવલીઓમાં કાલભેદ અનેક જગ્યાએ નીરખાય છે. કલ્યાણવિજયજીના મતાનુસાર આર્ય સુહસ્તી તથા વજ્રસ્વામીની વચ્ચે કાલગણનામાં ૧૩ વર્ષ ઓછાં થવાં જોઈએ; એટલે કે વજ્રસ્વામીનો ૫૮૪ ને બદલે ૫૭૧ નો તથા વજ્રસેનનો ૬૨૦ ને બદલે ૬૦૭ નો નિર્વાણસંવત એમના મતાનુસાર થાય. આ વિષયમાં એમણે "વીર નિર્વાણ ઔર જૈન કાલગણના" નામના નિબંધમાં વિદ્વત્તાયુક્ત પ્રકાશ પાડેલ છે.

૭૩. મોહનલાલ દેસાઈ "જૈન ગૂર્જર કવિઓ" ભા. ૨. પૃ. ૬૭૨ મા નોંધે છે કે—"ખરતર-ગચ્છની પટ્ટાવલીમાં સુસ્થિતના મરણ અને વિક્રમાદિત્ય વચ્ચેના ૧૫૭ વર્ષના આંતરામા ૧૩ થી ૧૫ નંબરના ઉપરોક્ત ત્રણ આચાર્યો થયા. વજ્રના સ્વર્ગવાસથી અને દેવર્દ્ધિના વચ્ચેનો ૪૦૦ વર્ષનો સમય ૧૭ થી ૨૪ નંબરના ઉપરોક્ત આઠ આચાર્યોએ લીધો, અને દેવર્દ્ધિ અને ઉદ્યોતન વચ્ચેના ૫૫૦ વર્ષોનો કાલ ઉપરોક્ત ૨૫ થી ૩૮ નંબરના ચૌદ આચાર્યોએ લીધો. આ ગણત્રીમાં સ્પષ્ટ રીતે મોટા ગાબડાં (Gaps) છે."

૭૪. વિક્રમસંવત અને શકસંવત અંગે પણ વિદ્વાનોમાં મતભેદ છે. ભગવાન મહાવીર અને વિક્રમાદિત્ય વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે એવો નિશ્ચય કરવામાં આવ્યો છે, પરંતુ અન્ય મતાનુસાર એ અંતર ૪૧૦ વર્ષ હોવાનું મનાય છે. પ્રાચીન ગ્રંથોમાંથી આ અંગેના ઘણા પ્રમાણો પ્રાપ્ત થાય છે. કર્ણ રાજાના શાસનમા અણહિલવાડ નગરમાં સં. ૧૧૪૧ માં નેમિચંદ્રસૂરિએ રચેલ પ્રાકૃત વીરચરિત્રમાં મહાવીર સ્વામીના મુખથી ભવિષ્યવાણી તરીકે સૂચન કર્યું છે કે—"મારું નિર્વાણ થયા પછી ૬૦૫ વર્ષ અને પાંચ માસ જતાં શક રાજા થશે." મહાવીર નિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ અને તે પછી ૧૩૫ વર્ષે શક સંવતનું સૂચન એમાંથી મળે છે. મલધારી હેમચંદ્રસૂરિના પટ્ટધર વિજયહેમસૂરિએ સં. ૧૧૯૧માં સિદ્ધરાજના રાજ્ય સમયમા ૧૪૪૭૧ શ્લોક પરિમાણનું એક બીજું ધર્મોપદેશ માલ વિવરણ રચેલું છે, તેમાં કાલકાચાર્યની પ્રાકૃત કથામાં શકકાલ જાણવા માટે પ્રાસંગિક સૂચન છે, તેમાં પણ એવો આશય સૂચવાયેલ છે—"તે (માલવરાજ વિક્રમાદિત્ય)ના વંશને ઉપાડીને ફરી પણ શક રાજા ઉજ્જેણી નામની શ્રેષ્ઠ નગરીમાં થયો, જેના પદપંકજને સામંતો પ્રણામ કરતા હતા, જેણે વિક્રમ સંવત ૧૩૫ વ્યતીત થયા પછી વિક્રમ સંવતનુ પરિવર્તન કરી પોતાનો સંવત્સર સ્થાપ્યો હતો." શકકાલ જાણવા માટે એ પ્રાસંગિક કહેવામાં આવ્યુ છે.

૭૫ અંચલગચ્છની પટ્ટાવલીમાં પણ આવા કાલભેદ અનેક જગ્યાએ જણાય છે. ગુજરાતી કાર્તિકાદિ, મારવાડી ચૈત્રાદિ અને કચ્છી આષાઢિ સંવતનો તેમાં અનેક જગ્યાએ ઉપયોગ થયો હોઈને તે સંવતનુ અંતર અનેક ગુંચવાડાઓ ઊભા કરે છે. આ અંગે પ્રસંગોપાત વિચાર કરીશું, પરંતુ પટ્ટાવલીમાં વડગચ્છનો સ્થાપના સંવત ૭૨૩ દર્શાવાયો છે, એ કાલભેદનો મોટામાં મોટો દાખલો છે. સામાન્ય તફાવતો વિષે અહીં ચર્ચા ન કરતા આ અગત્યના કાલભેદ ઉપર જ વિચારણા કરવી અહી ખાસ જરૂરી બને છે.

૭૬. મેરુતુંગસૂરિને નામે પ્રચલિત થયેલી અંચલગચ્છની સંસ્કૃત પટ્ટાવલીમાં આવતા પટ્ટભેદ સંબંધમાં આપણે ચર્ચા કરી ગયા છીએ. એ પટ્ટાવલીમાં મુનિતિલકસૂરિનું નામ પટ્ટધર તરીકે ન હોઈને આર્યરક્ષિતસૂરિનો પટ્ટક્રમ ૪૭ મો દર્શાવવામાં આવ્યો છે: તેમજ તેમનાં ગુરુનુ નામ જયસંઘસૂરિ છે, પરંતુ આપણે સિદ્ધ કરી ગયા કે મુનિતિલકસૂરિ પટ્ટધર હતા, આર્યરક્ષિતસૂરિ ૪૮ માં પટ્ટધર થયા અને એમના ગુરુનુ નામ જયસિંહસૂરિ હતું. એજ પટ્ટાવલીમાં ઉક્ત કાલભેદ આવે છે. તેમા જણાવવામાં આવ્યુ છે કે ઉદ્યોતનસૂરિએ આબૂ પર્વત પર ટેલી નામનાં ગામની નજીકમા વિશાળ વટવૃક્ષ નીચે સં. ૭૨૩માં પોતાના

ચોર્યાસી શિષ્યોને એકી સાથે આચાર્યપદ આપ્યુ અને તેમનો શિષ્ય પરિવાર વડગચ્છનાં નામથી પ્રસિદ્ધ થયો.

૭૭. હકીકતમાં સં. ૭૨૩ માં નહી પરંતુ ૯૯૪ માં જ ઉક્ત ઘટના બની છે આમ એક જ પ્રસંગ માટે ૨૭૧ વર્ષનો તફાવત એ પટ્ટાવલીમાં છે. "શતપદી ભાષાંતર" માં છેલ્લે એ સંવત ૯૨૧ જણાવેલ છે, પરંતુ ઉક્ત ઘટના સંવત ૯૯૪ માં જ બની હોવાનુ વિદ્વાનો સ્વીકારે છે. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં એ સં. ૭૨૩ દર્શાવેલ હોઈને ઘણી જ ગેરસમજૂતિઓ ફેલાવા પામેલ છે. આ સંવત ઉપર આધાર રાખીને ત્રિપુટી મહારાજ નીચેના નિર્ણય ઉપર આવ્યા.

૭૮. "ઉદ્યોતનસૂરિ શંખેશ્વર ગચ્છના આચાર્ય હતા. તેઓ વિ. સં. ૭૨૩ માં વિદ્યમાન હતા. અંચલગચ્છની પટ્ટાવલીમાં તેમને સં. ૭૦૦ માં થયેલ આ રવિપ્રભની પરંપરાના ચોથા પટ્ટધર બતાવ્યા છે, તેમને વડગચ્છના સ્થાપક દર્શાવ્યા છે અને સંવત ૭૨૩ નો બતાવ્યો છે, એ વાત બરોબર નથી. આ આચાર્ય શંખેશ્વરગચ્છના ચૈત્યવાસી હતા. જ્યારે વડગચ્છના આચાર્ય વિહરુક શાખાના સંવેગી આચાર્ય હતા, જેઓ સં. ૯૯૫ માં થયા હતા એટલે એ બન્ને આચાર્યો જૂદા જૂદા હતા. આ આચાર્યની પરંપરામાં થયેલા શંખેશ્વર, લોહિયાણા, નાણા, નાડોલ, વલ્લભી વગેરે ગચ્છના આચાર્યોના મઠો સંભવત. ચંદ્રાવતીમા હતા ..વડગચ્છના મુખ્ય આચાર્ય સર્વદેવ ઉપર્યુક્ત સર્વદેવથી જૂદા આચાર્ય હતા"—જૈન પરંપરાનો ઈતિહાસ, ભા. ૨, પૃ. ૫૦૫–૬.

૭૯. આગળ પાછળના પ્રસંગો પ્રત્યે ઉપેક્ષા દાખવી કે તેમાં સમાયેલાં ઐતિહાસિક તત્ત્વ પ્રત્યે દુર્લક્ષ સેવી, માત્ર એક પટ્ટાવલીના સંવતોના આંકડાને જ ચુસ્ત રીતે વળગી રહીને ત્રણસો ચારસો વર્ષ પાછળની વ્યક્તિઓને આગળ ઘસડી, સંવેગી આચાર્યોને ચૈત્યવાસી ઠરાવી, એટલુ જ નહી પરંતુ એમનાં ગચ્છો અને ગુરુપરંપરાને સુદ્ધા અસ્ત–વ્યસ્ત કરી, અસંબદ્ધ પૂર્વાપરતા સાથે સંજોગોને મારી મચડીને એક બીજાને સાથે પરાણે જોડી દઈને તેમને જૂદી જ વ્યક્તિ તરીકે ઈતિહાસને પાને ચીતરવાનો ત્રિપુટી-મહારાજે અનીષ્ટ પ્રયત્ન કર્યો છે અને તેનુ સમર્થન કરતાં ઘણી અસંગતતા ઊભી કરી છે. પટ્ટાવલીઓમાં જણાતા કાલભેદનુ તેમણે સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કર્યું હોત તો તેઓ આવી ભયંકર ભૂલ કરવા ન પ્રેરાત.

૮૦ પ્રાચીન પ્રસંગો માટે પટ્ટાવલીઓમાં ગુપ્ત, વલ્લભી, વહીવંચા–ભાટ કે ચૈત્યવાસી સંવતોનો ઉપયોગ થતો અહી, મુનિ જયંતવિજયજીએ ઉક્ત પટ્ટાવલીમાં વપરાયેલા આવા સંવતોનો કેવો સંભાળ-પૂર્વક ઉપયોગ કર્યો છે તેનો નિર્દેશ પ્રસ્તુત બને છે સર્વદેવસૂરિએ સં ૭૨૩ માં શંખેશ્વરતીર્થમા લોહિ-યાણના રાજા વિજયવંતને ઉપદેશ આપી જૈન બનાવ્યાની હકીકત અંચલગચ્છની ઉક્ત પટ્ટાવલીમા નોંધવામા આવી છે આ સંવતને વિક્રમ સંવતમાં રૂપાંતર કરવા તેમણે "શંખેશ્વર મહાતીર્થ" નામના પુસ્તકમાં ૩૦૦ વર્ષનો તફાવત નક્કી કરી એ પ્રસંગને સં. ૧૦૨૩ મા ઠરાવ્યો

૮૧. અંચલગચ્છની અન્ય પટ્ટાવલીમાં વડગચ્છની સ્થાપના સં. ૯૨૧ મા થઈ હોવાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે એ આપણે જોયું. મહેન્દ્રસિંહસૂરિ રચિત શતપદી—જે અંચલગચ્છની સમાચારી તથા તેના ઇતિહાસ માટે અત્યંત પ્રમાણભૂત અને સૌથી પ્રાચીન ગ્રંથ છે, તેમા પણ અંચલગચ્છની ઉત્પત્તિ વડ-ગચ્છમાંથી થઈ તે વિષયક વિસ્તૃત ઐતિહાસિક વર્ણન છે જ. તો પછી ત્રિપુટી મહારાજે અંચલગચ્છની ઉત્પત્તિ વડગચ્છમાંથી ન થઈ હોવાનું કેમ સ્વીકાર્યું હશે, એ એક આશ્ચર્યપ્રદ હકીકત છે!! અંચલગચ્છની પટ્ટાવલીમાં યશોદેવસૂરિના સમયમા વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવ્યુ એવો ઉલ્લેખ છે. પાટણ વસ્યાનો સંવત ૮૦૨ મનાય છે. તો પછી યશોદેવસૂરિ પછીના ચોથા પટ્ટધરનો સમય સં. ૭૨૩ મા

કેમ સભવી શકે? આ ચારેય પટ્ટધરોનો સમય જો ગણવામાં આવે તો વડગચ્છનો સ્થાપના સવત ૭૨૩ ને બદલે ૯૯૪ જ આવીને ઉભો રહે. ડૉ જ્હોન્નેસ ક્લાટ પણ તેમણે લખેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં એ સંવત માન્ય રાખતા જણાવે છે કે–The names of Suris agree up to the 35th (or 38th) Uddyotanasuri with those given in the Tapa and Kharatara Pattavalis. Also in Anchala Pattavali Uddyotana's date is 1464 after Mahavir, or Vikram-Samvat 994 ( See ante, XI 2539, n. 35 ), in which year Sarvadevsuri one of Uddyotana's 84 pupils, was installed as the 36th Suri of the Anchalagachcha. The latter's successor was the 37th PadmadevaSuri, likewise one of Uddyotana's 84 pupils and the first peculiar to the Anchalagachcha.

૮૨. આમ પૂર્વાપર સબધ ધરાવતા પ્રસગો, પટ્ટાવલીમાં દર્શાવેલી ગુરુપરંપરા તથા અંચલગચ્છની અન્ય પટ્ટાવલીઓમાંથી પ્રાપ્ત થતા ઐતિહાસિક પ્રમાણોને આધારે સિદ્ધ કરી શકાય છે કે અંચલગચ્છની પટ્ટાવલીમા જણાવેલા ઉદ્યોતનસૂરિ એ જ વડગચ્છના સસ્થાપક હતા તથા અચલગચ્છની પૂર્વાપરપરા વડ ગચ્છમાંથી જ છે. અલબત્ત, દેવાનદગચ્છ, કાસહૃદગચ્છ વગેરેમા પણ સમાન નામ ધારણ કરનાર લગભગ સમકાલીન બીજા પણ ઉદ્યોતનસૂરિ નામના આચાર્યો થયેલા જણાય છે. સમાન નામની ભ્રાતિથી તે સર્વને એક માની લેવા ન ઘટે—એ પ્રાસગિક સૂચન છે.

**ચમત્કારિક પ્રસંગો અને લોકકથાઓ.**

૮૩. પટ્ટાવલીમાં જનશ્રુતિ, લોકકથાઓ કે કિવદન્તિને પણ સ્થાન હોય છે તેમાં ચમત્કારિક પ્રસગો પણ વણાયેલા હોય છે. ડૉ. બુહ્લર આવા સાહિત્ય માટે લખે છે કે—આ ચરિત્રો અને પ્રબંધો લખવાનો હેતુ એ હોય છે કે જે કોમ કે જે મતના તે હોય તેને ઉચ્ચ સ્થાન આપવુ, જૈનધર્મની મહત્તા અને સત્તા સંબધમા તેમને પ્રતીતિ કરાવવી, સાધુઓને પ્રવચન કરવા માટે સુદર વ્યાખ્યાન ગ્રથો પૂરા પાડવા અને જ્યારે તેનો વિષય તદ્દન વ્યવહારિક હોય ત્યારે જાહેર પ્રજાને સુંદર ગમ્મત પૂરી પાડવી. આવા પ્રકારની પદ્યકૃતિઓ હમેશ બ્રાહ્મણોનાં સાહિત્યના નિયમ પ્રમાણે તૈયાર કરવામાં આવતી હતી અને તેમા લેખકની કાવ્ય ચમત્કૃતિ અને વિદ્વત્તા બતાવવાનો પ્રયત્ન થતો ગ્રંથના લેખકો આ દૃષ્ટિબિન્દુ ધ્યાનમા રાખીને ગ્રંથ લખવાનુ શરૂ કરે ત્યારે સ્વાભાવિક રીતે છૂટા રસમય બનાવોના સગ્રહરૂપે જ પોતાનો ગ્રથ બનાવે અને તે દ્વારા પોતાનો ઉદ્દેશ પાર પાડે અને તેથી તેઓ પૂર્વકાળના બનાવોના મુદ્દાસર હેવાલ કે જીવનચરિત્રો આપવા કરતાં. ઉક્ત પ્રકારના સગ્રહગ્રથો બનાવવા તૈયાર થાય આવા લેખકો પોતાની કૃતિઓમા ઝપાટાબધ કૂદકા મારીને આગળ વધતા જાય છે અને ઘણી વખત ખાસ અગત્યના પ્રસગો તદ્દન અધારામાં રાખે છે એની સાથે જ તેઓ જે હકીકત પૂરી પાડે છે તેમાં જે કોમ અથવા મતના તેઓ હોય છે તેની ઇરાદાપૂર્વક આલેખાયેલી ભાતની અસર તેમની કૃતિ ઉપર જણાઈ આવે છે અને બીજી કેટલીક જગ્યાએ કવિની અતિશયોક્તિના ઉપયોગથી કૃતિને વધારે લહેજતદાર કરવાની રીતિ પણ ઘણી જગ્યાએ અભિવ્યક્ત થાય છે ચરિત્રો અને પ્રબધોની ઐતિહાસિક કિંમત આંકવામા આપણને એક બીજી પણ મુશ્કેલી નડે છે અને તે એ કે એ લેખકોએ પોતાની હકીકતો કયા મૂળથી લખી છે તેની પ્રાપ્તિ થઈ શકતી નથી ઘણુ ખરુ એનુ મૂળ પરંપરાથી ચાલી આવતી કર્ણોપકર્ણ સાભળેલી કથાઓ અથવા તો ભાટોની કિંવદન્તિઓમા હોય છે અથવા આશ્ચર્યકારક ઘટના યા આશ્ચર્યકારી વહેમની શ્રદ્ધામાં

હોય છે. મધ્યકાળમાં આ વહેમો યુરોપીય પ્રજામાં હતા તેના કરતાં વધારે ઊંડા હિન્દી પ્રજામાં ઊતરી ગયા હતા એમ કદાચ લાગે છે. આ કારણે ચરિત્રો અને પ્રબંધોની ઐતિહાસિક કિંમત કરવામાં મુશીબત પડે છે.

૮૪. ડૉ. બુહ્લરનું વિધાન સંપૂર્ણ રીતે સ્વીકારી શકાય એમ નથી, તેમજ નકારી શકાય એમ પણ નથી જ. એક વાત સ્પષ્ટ છે કે એવી અસ્વીકાર્ય બાબતો, મોટી સંખ્યામાં ઐતિહાસિક વિપર્યાસો, કેટલીક દેવાયેલી હકીકતો અને સ્ખલનાઓ, જેના સંબંધમાં આધારભૂત અન્ય સ્થળોએથી આપણે અંકુશ આણી શકીએ તે બાબતોને લઈને પ્રબંધોનો ઉપયોગ કરતી વખતે આપણને ઘણાં જ સાવધ રહેવું પડે તે ખાસ આવશ્યક છે. અલબત્ત, એવી બાબતોમાંથી ઐતિહાસિક ધ્વનિ તો તારવવો જ જોઈએ, એના અંતર્નિહિત સત્ય અને રહસ્યને તો ઓળખવાં જ જોઈએ.

૮૫. માત્ર અંચલગચ્છની પટ્ટાવલીમાં જ નહીં, બધાયે ગચ્છોની પટ્ટાવલીઓમાં ચમત્કાર ભરેલી બાબતો ઠેક ઠેકાણે જોવા મળે છે. વિશુદ્ધ ઇતિહાસમાં ચમત્કારિક તેમજ અમાનુષિક ઘટનાઓની કોઈ પ્રતિષ્ઠા નથી. પરંતુ આપણા દેશના ઇતિહાસનું ઉપાદાન પ્રાય. ચમત્કારમય વર્ણનથી જ પરિપૂર્ણ બને છે. આપણા માનસિક અને બૌદ્ધિક સંસ્કાર પરાપૂર્વથી આવાં ચમત્કારમય વાતાવરણથી એટલા બધા ઓતપ્રોત બની ગયા છે કે આપણા કોઈ પૂર્વજ યા મહાપુરૂષના જીવનવૃત્તાતમાં કોઈ ચમત્કારિક ઘટનાનો નિર્દેશ જો આપણને ન જોવા મળે, ન પ્રાપ્ત થાય તો આપણને એ વ્યક્તિઓના વૈશિષ્ટ્યમાં કોઈ વિશેષ શ્રદ્ધા જ ઉત્પન્ન થઈ શકતી નથી. એટલા માટે આપણા પૂર્વજોના ઇતિહાસના આલેખનમાં આપણને ડગલે ને પગલે આવા ચમત્કાર અલંકારનાં દર્શન થતાં રહે છે અને બુદ્ધિ અને વિચારશક્તિને ગ્રાહ્ય ન હોવા છતાં પણ શ્રદ્ધા અને સંસ્કારને કારણે આપણને એમાં ભક્તિ રાખવાની ભાવના થતી રહે છે.

**અંચલગચ્છ દિગ્દર્શન:—**

૮૬. આટલા પ્રાક્કથન પછી આપણે અંચલગચ્છના ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરીશું. આ દૃષ્ટિપાત કરતી વખતે આવી જ એક કલ્પના આપણા દૃષ્ટિપથપર રૂઢ થાય છે કે જૈન સંઘ એક વિરાટ વટ વૃક્ષ છે. તેનાં તોત્તિંગ થડમાંથી શ્વેતાંબર અને દિગંબર એમ બે મુખ્ય શાખાઓ ઉદ્‌ભવી છે. એ શાખાઓમાંથી પણ ગચ્છો અને પેટાગચ્છોની પ્રશાખાઓ ફૂટેલી છે. વટવૃક્ષ ભલે એક અને અખંડ હોય પણ એટલામાં જ એનું સામર્થ્ય સમાઈ જતું નથી. શાખા–પ્રશાખાના વિસ્તારમાં જ એના બળ અને રસની સાચી સાર્થકતા છે. જૈન સંઘ એ રીતે જૂદા જૂદા ગચ્છો–સંપ્રદાયોમાં વિસ્તાર પામેલો હોઈ એ બધામાં એક જ પ્રકારનો રસ વહી રહ્યો છે. શાખા–પ્રશાખા પાંગરે અને હરીભરી બને એમાં જ વટવૃક્ષોની શોભા છે. વળી વિરાટ વૃક્ષનાં મૂળ જેટલાં ઊંડાં એટલી જ એની શાખાઓ–પ્રશાખાઓ સુદૃઢ અને સબળ રહે. જૈન સંઘરૂપી આ મહાકાય વટવૃક્ષની ગચ્છો અને સંપ્રદાયોની શાખા–પ્રશાખાઓ એક વખત પૂર્ણ કળાએ વિસ્તરેલી હતી. એની ડાળીએ ડાળીએ પુષ્પો અને ફળોની બહાર જામેલી હતી. આજે એવી વસંત એમાંથી ન દેખાય તોયે આ શાસનના વૃક્ષની શાખાએ શાખાએ, ડાળીએ ડાળીએ મહા પ્રભાવશાળી સત્પુરુષોની કીર્તિસુવાસ બહેકી રહી છે. સાત્ત્વિક સ્પર્ધા કરતી એની શાખાઓ અને ડાળીઓ પહેલાંની જેમ જ આજે ઝૂલી રહી છે. આવી જ એક ડાળીનું હવે આપણે દિગ્દર્શન કરીશું.

# ૧. શ્રી આર્યરક્ષિતસૂરિ

## આ નામના બે યુગપ્રવર્તક પુરુષો

૮૭. જૈન ઇતિહાસમાં આર્યરક્ષિતસૂરિ નામના બે યુગપ્રવર્તક આચાર્યો થઈ ગયા છે. પહેલા આર્યરક્ષિતસૂરિ તે વજ્રસ્વામીના શિષ્ય અને ૧૯મા યુગપ્રધાન, બીજા અંચલગચ્છપ્રવર્તક. આ બન્ને આચાર્યો ઇતિહાસ સર્જી ગયા છે. શિથિલાચારને દૂર કરવા માટે બન્નેએ કરેલાં કાર્યોમાં કંઈક અંશે સામ્ય પણ છે. એમના વખતની પરિસ્થિતિ પણ એ દૃષ્ટિએ સમજવા જેવી છે

૮૮. પહેલા આર્યરક્ષિતસૂરિના સમય સુધી સંયમપ્રવૃત્તિ નિરપવાદ હતી. સાધુઓમાં વસ્ત્ર-પાત્રનો પરિગ્રહ પરિમિત હતો, ચોલપટ્ટાદિ જરૂરી ઉપકરણો યોગ્ય સમયમા જ ઉપયોગમાં લેવાતાં હતાં કલ્યાણવિજયજી પ્રભાવક ચરિત્રની પ્રસ્તાવનામાં આ મુદ્દા ઉપર વિસ્તારથી જણાવે છે કે—'આમ છતાં પણ એટલુ તો કહેવુ પડશે કે સાધુઓમાં કંઈક શિથિલતા પ્રવેશવા લાગી હતી, અને તેથી આર્યરક્ષિતજીને સમયનો વિચાર કરી કઠોર નિયમો કંઈક મંદ કરવા પડ્યા હતા; એનું એક ઉદાહરણ "માત્રક"—નાનુ પાત્ર સાધુઓને રાખવાના આદેશ સંબંધી છે. પૂર્વે એક સાધુને કેવલ એક જ પાત્ર રાખવાનુ વિધાન હતુ, પણ તેથી સાધુઓને કંઈક અડચણ પડતી હશે તેથી આ સૂરિએ સાધુઓને વર્ષાઋતુના ચાર માસ માટે તે પાત્ર ઉપરાંત એક "માત્રક" પણ રાખવાની આજ્ઞા આપી હતી. જુઓ વ્યવહાર સૂત્ર ૮ મા ઉદ્દેશકની ચૂર્ણિમા તેનુ વિસ્તૃત વર્ણન. આથી જણાય છે કે આર્યરક્ષિતનો સમય સંયમપ્રધાન હતો, છતા કંઈક સગવડતાનો વિચાર પણ તે વખતે થતો હતો આર્યરક્ષિતનો સમય અવનત્યભિમુખ હતો તેનુ બીજું ઉદાહરણ સાધ્વીઓનો આલોચના દેવાનો અધિકાર રદ થવો તે છે, એટલે કે પૂર્વે સાધુઓ સાધુઓ પાસે અને સાધ્વીઓ સાધ્વીઓ પાસે આલોચના-પ્રાયશ્ચિત લેવાની રીતિ હતી; પણ તેમના સમયથી સાધ્વીઓનો એ અધિકાર રદ થયો અને તેમને પણ સાધુઓની પાસે આલોચના લેવાનુ ઠર્યું ત્રીજો અને સૌથી મોટો ફેરફાર આર્યરક્ષિતના સમયમા અનુયોગ પૃથક્ત્વનો થયો વજ્રસ્વામી પર્યંત ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ—એ ચારે અનુયોગો સાથે જ ચાલતા હતા; પણ અધ્યાપક વિન્ધ્યની પ્રાર્થનાથી આર્યરક્ષિતે આ ચારે અનુયોગો જૂદા કર્યા કે જે આજ સુધી તેવી જ રીતે જૂદા છે.'

૮૯. 'આ બધા પરિવર્તનો જેવાં તેવાં નથી આ પરિવર્તનો જબરદસ્ત સંજોગોમાં કરવાં પડ્યાં હશે અને એ ઉપરથી તત્કાલીન પરિસ્થિતિ કેવી હશે તે જાણવુ મુશ્કેલ નથી. ખરું જોતા આર્યરક્ષિત એક યુગપ્રવર્તક પુરુષ હતા પ્રાચીન શ્રમણ સંસ્કૃતિનો હ્રાસ અને નવીન આચાર પદ્ધતિનો પ્રારંભ આર્યરક્ષિતના શાસનકાલમા જ થવા માંડ્યો હતો એમ કહેવામાં ભાગ્યે જ વાંધા જેવુ હોય.'

૯૦ અચલગચ્છપ્રવર્તક આર્યરક્ષિતસૂરિનો સમય ચૈત્યવાસીઓનાં સામ્રાજ્યનો સમય હતો. એ સમયમાં શિથિલાચારી ચૈત્યવાસી સાધુઓના હાથમાં જ શાસનનો દોર હતો અલબત્ત, સુવિહિત સાધુઓ તે વખતે નહોતા એવુ તો ન હતું, પરતુ એમનુ વર્ચસ્વ નામશેષ જ રહ્યુ. પ્રથમ આર્યરક્ષિતસૂરિના સમયમાં, તેમણે કરેલા ફેરફારો બહુધા વ્યવહારમાં નડતી મુશ્કેલીઓને અનુલક્ષીને જ હતા જ્યારે અંચલગચ્છપ્રવર્તકના વખતમાં તો શિથિલાચારે પરિસ્થિતિનો સપૂર્ણ કબજો જમાવ્યો હોઈને, કોઈ પણ જાતની બાંધછોડ કર્યા વિના, વિલાસાભિમુખ થતા જતા શ્રમણ સમુદાયને મૂળ માર્ગે વાળવા માટે આગમોક્ત સમાચારીની ઉદ્‌ઘોષણા કરવાનો જ એક માત્ર માર્ગ બાકી હતો, જે તેમણે અનુસર્યો.

## આર્યરક્ષિતસૂરિ પહેલાંની ત્રણ વાચનાઓ

૯૧. આર્યરક્ષિતસૂરિનાં જીવન પર આવતા પહેલાં ત્રણ વાચનાઓ સબધી જાણવુ ઘણુ જરૂરી છે. પહેલી પાટલિપુત્રી વાચના થઈ વીર નિર્વાણ પછી ૧૬૦ વર્ષ આસપાસ નદરાજના સમયમાં એક સમયે બાર વર્ષનો મહાભીષણ દુકાળ પડતાં સઘનો નિર્વાહ મુશ્કેલ થયો. કઠસ્થ રહેલું ધર્મસાહિત્ય લુપ્ત થવાનો ભય જણાતાં સુકાળ આવ્યે મગધના પાટલીપુત્રમાં સઘ ભેગો થયો. સંઘને શ્રુત વિષયે ચિન્તા થઈ કે કોની પાસ કેવો અને કેટલો અર્થ છે ? આ સઘમાં જેના પાસે કાંઈ ઉદ્દેશ, અધ્યયન આદિ સ્મૃતિમાં હતાં તે સર્વ એકત્રિત કરી અગિયાર અગ સ્થાપિત કર્યાં આ પ્રસગ જૈન ઇતિહાસમાં પાટલિપુત્રી વાચનાથી ઓળખાય છે. આચારાંગ આદિ ૧૧ અગો સધાયા અને બારમુ દૃષ્ટિવાદ નામનુ અગ નાશ થયા જેવું લગભગ હતુ, અને માત્ર આર્ય ભદ્રબાહુ જ તે વખતે ચૌદપૂર્વધર હતા. સઘ દૃષ્ટિવાદ નિમિત્તે કઈક વિચાર કરવા લાગ્યો. ભદ્રબાહુ આ વખતે નેપાલ દેશમાં મહાપ્રાણ નામનાં ધ્યાનમાં હતા. તેમની પાસે સ્થૂલભદ્ર આદિ સાધુઓને 'પૂર્વ' શીખવા સઘે મોકલ્યા. આ સર્વ ભદ્રબાહુના સ્વર્ગગમન વીરાત્ ૧૭૦ પહેલાં બન્યું. આમ શ્રી વીરના બીજા સૈકાથી જ શ્રુતની છિન્નભિન્નતાની શરુઆત થઈ હતી. ઉક્ત મગધસઘથી ઘણુ વ્યવસ્થામાં મૂકાયુ, પણ વિશેષ છિન્નભિન્નતા થવાના પ્રસગો ઉત્તરોત્તર આવતા ગયા વીરાત્ ૨૯૧ વર્ષે રાજા સપ્રતિના શાસનમાં આર્ય સુહસ્તીના સમયમાં પણ બારવર્ષી દુકાળ પડ્યો હતો. આવા મહા કરાલ દુષ્કાળને લીધે સ્મૃતિભ્રશ-સ્ખલના થાય, પાઠક-વાચકો મૃત્યુ પામે ઈત્યાદિ કારણથી શ્રતમાં અનવસ્થા થાય તે સ્વાભાવિક છે.

૯૨ બીજી માથુરી કે સ્કાંદિલી વાચના થઈ. વીરાત્ ૮૨૭ થી ૮૪૦ ની વચ્ચે આર્ય સ્કન્દિલના સમયમાં વળી પાછો બારવર્ષી ભીષણ દુષ્કાળ આ દેશે પાર કર્યો આ દુષ્કાળનુ વર્ણન નદીસૂત્રની ચૂર્ણિમા આપેલુ છે કે બાર વર્ષનો ભયકર દુષ્કાળ પડ્યે સાધુઓ અન્નને માટે જુદે જુદે સ્થળે વિહરતા શ્રુતનું ગ્રહણ, ગુણન અને ચિન્તન ન કરી શકયા. એથી તે શ્રુત વિપ્રનષ્ટ થયુ, અને જ્યારે ફરીવાર સુકાળ થયો ત્યારે મથુરામાં સ્કદિલાચાર્ય પ્રમુખ સઘે મોટો શ્રમણ સમુદાય ભેગો કરી જે જેને સાંભર્યુ તે બધું કાલિક શ્રુત સંઘટિત કર્યું. આ દુષ્કાળે તો માંડમાંડ બચી રહેલ તે શ્રુતની ઘણી વિશેષ હાનિ કરી, આ ઉદ્ધારને "માથુરી વાચના" કહેવાય છે

૯૩. ત્રીજી વલભીવાચના થઈ વીરાત્ દશમા સૈકામાં પણ બારવર્ષી દુષ્કાળે દેશ ઉપર પોતાનો વિકરાળ પજો ચલાવ્યો તે વખતે ઘણાં બહુશ્રુતોનાં અવસાન થવા સાથે જે જીર્ણશીર્ણ શ્રુત રહેલુ હતું તે પણ બહુ જ છિન્નભિન્ન થયું. વીરાત્ ૯૮૦ વર્ષે એટલે કે વિ. સ. ૫૧૦મા દેવર્દ્ધિક્ષમા શ્રમણે વલભીપુરમા સઘ એકત્રિત કરી જે જે યાદ હતું તે તે ત્રુટિત અત્રુટિત આગમના પાઠોને અનુક્રમે પોતાની બુદ્ધિથી સકલિત કરી ગ્રથારૂઢ કર્યા. લખવાનુ ઘણુ હતું અને સૂત્રમા વારવાર એક જ પાઠના આલાપ

આવે તેથી વારંવાર લખવાને બદલે જેમ બીજા અમુક સૂત્રમાં છે તેમ, એ રીતે મૂકવામાં આવ્યું. જેમકે વિમાનનો અધિકાર આવે ને તે બીજા સૂત્રમાં હોય તો **जहा रायपसेणीए**—જેમ રાયપસેણીમા છે તેમ, આધાર ટાંકવાનુ રાખ્યુ. આથી અંગની ભલામણ ઉપાંગમાં અને ઉપાંગની ભલામણ અંગમાં આપી છે. આ ઉદ્ધાર વલભીવાચનાને નામે ઓળખાય છે. કલ્યાણવિજયજી વલભીવાચના એટલે દેવર્દ્ધિગણિની નહી, પણ વાચક નાગાર્જુનની વાચના એમ માને છે. આ સૂત્ર ગ્રંથોનુ છેલ્લુ સંસ્કરણ છે.

૯૪. આપણે જોઈ ગયા કે બાર વર્ષી ભીષણ દુષ્કાળોએ જૈનશ્રુતને છિન્નભિન્ન કરી દીધું. નૂતન ગચ્છ-સૃષ્ટિ તો પછી રચાઈ પરંતુ એ જ અરસામાં જૈનશાસન દિગંબરો અને શ્વેતાંબરો એમ બે છાવણીમાં વિભક્ત થયુ. શ્વેતામ્બર મત પ્રમાણે વીરાત્ ૬૦૯મા આ બે પક્ષો પડયા પછી તો પક્ષાપક્ષીમાં વધારો થતો ગયો. વિતંડાવાદમા બન્ને પક્ષોએ શાસનનુ વીર્ય ખોયુ. તાત્ત્વિક વાત વિસારીને બન્ને પક્ષોએ એક બીજાનુ બળ તોડવા પોતાની શક્તિ વ્યય કરી આઠમા સૈકામાં થયેલા શંકરાચાર્યને વૈદિક ધર્મ પ્રબળ કરવા માટે આ નબળાઈ અનુકૂળ બની. અધૂરામાં પૂરુ, એ પછી ચૈત્યવાસીઓનાં પગરણ પણ શરુ થવા લાગ્યા, જેના અનિયંત્રિત વર્ચસ્વને પ્રભાવે સુવિહિત માર્ગ લોપાતો ચાલ્યો.

**ચૈત્યવાસ**

૯૫. મૂલ માર્ગ—શ્રી મહાવીર પ્રણીત આચાર માર્ગના તીવ્ર વિચારભેદને લીધે દિગંબર અને શ્વેતામ્બર એ બે પક્ષો પડ્યા એ આપણે જોયું. ત્યાર પછી કંઈક શિથિલતા પ્રવેશ પામતાં ચૈત્યવાસી સાધુઓના શિથિલતા પ્રદર્શક આચાર વિધિઓના નિયમો થયા અને પ્રકટ રીતે તેનું ચૈત્યવાસી નામ વીરાત્ ૮૮૨ કે ૮૮૪માં પડ્યું. તેવા નિયમોનુ દિગ્દર્શન, ચૈત્યવાસ સામે પ્રબલ રીતે ઝુઝનારા સમર્થ સુધારક અને પ્રખર વિદ્વાન જૈનાચાર્ય હરિભદ્રસૂરિ "સંબોધ પ્રકરણ" નામના પોતાના ગ્રંથમાં સારી રીતે આપે છે—'ચૈત્ય અને મઠમાં તેઓ વાસ કરે, પૂજા માટે આરતી કરે, જિનમંદિર અને પૌષધશાળા—વ્યાખ્યાનમંદિર ચણાવે, મંદિરનાં દ્રવ્યનો સ્વજાત માટે ઉપયોગ કરે, શ્રાવકો પાસે શાસ્ત્રની સૂક્ષ્મ વાતો કહેવા-બતાવવાનો નિષેધ કરે, મુહૂર્ત કાઢી આપે, નિમિત્ત બતાવે, રંગેલા સુગંધિત યા ધૂપિત વસ્ત્રો પહેરે, સ્ત્રીઓ આગે ગાય, સાધ્વીઓનું લાવેલુ વાપરે, ધનનો સંચય કરે, કેશલોચ ન કરે, મિષ્ટાહાર મેળવે—તાંબૂલ, ઘી, દૂધ વગેરે તથા ફળફૂલ અને સચિત્ત પાણી વાપરે, અનેક પાત્રાદિ, જોડા, વાહન, વસ્ત્રો, શય્યા રાખે, કેડ પર કારણ વગર કટિવસ્ત્ર રાખે, તેલ ચોળાવે, સ્ત્રીઓનો પ્રસંગ રાખે, મૃતગુરુઓના દાહ સ્થળો પર પીઠ ચણાવે, બલિ કરે, જિનપ્રતિમા વેચે, ગૃહસ્થોનુ બહુમાન રાખે, સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાન આપે, પૈસાથી નાનાં બાળકોને ચેલા કરે, વૈદુ મંત્રાદિ કરે, અનેક ઉજમણાં કરે, સાધુઓની પ્રતિમા-વ્રતવિશેષ ન પાળે ઈત્યાદિ.

૯૬. ગુજરાત, મેવાડ, મારવાડ, વઢીઆર, સૌરાષ્ટ્ર ઈત્યાદિ પ્રદેશોમા ચૈત્યવાસી સાધુઓને રાજ્યાશ્રય મળતાં તેઓ અમર્યાદ બની વધતા ગયા પાટણમાં જૈનાચાર્ય શીલગુણસૂરિ અને દેવચંદ્રસૂરિના વાસક્ષેપથી સં. ૮૨૧મા વનરાજ ચાવડાનો રાજ્યાભિષેક થયો હોઈને વનરાજ ચાવડાએ એ બન્ને આચાર્યોને શિષ્ય પરંપરાના હક્કમાં તામ્રપત્ર પર ફરમાન લખી આપ્યું કે—'આ આચાર્યોને માનનારા ચૈત્યવાસી યતિઓને સમ્મત મુનિરાજો જ પાટણમાં રહી શકે, બીજાઓ રહી શકશે નહી.' ચાવડાઓના રાજ્ય પ્રદેશમા પણ આ ફરમાનની અસર પડી. પરિણામે સંવેગી સાધુઓ માટે તો પાટણના દ્વાર બંધ જ રહ્યાં, પરંતુ એમના રાજ્યપ્રદેશમા પણ ચૈત્યવાસીઓની ઈચ્છાઓને આધીન એમને રહેવુ પડતું. એટલે ત્યાં સુધી વાત પહોંચી કે ઉદ્યોતનસૂરિના શિષ્યોને કોઈ ગામ કે નગરમાં સૂરિપદે સ્થાપવા માટે પણ

મુશ્કેલ બનેલું, પરિણામે આબૂ ઉપર ટેલી નામનાં ગામની નજીક વટવૃક્ષની નીચે છાણના વાસક્ષેપથી સર્વદેવસૂરિ તથા અન્ય શિષ્યોને આચાર્યપદે સ્થાપવામાં આવેલા. આવી રીતે ચાવડાઓના રાજ્યપ્રદેશમાં ચૈત્યવાસીઓ વિના અન્ય સાધુઓને આવવાનો પણ રાજ્ય તરફથી પ્રતિબંધ હતો.

૯૭ વનરાજ, યોગરાજ, ક્ષેમરાજથી તે ઠેઠ સામંતસિંહ સુધીના ચાવડારાજાઓ ચૈત્યવાસી સાધુઓને ધર્મગુરુ અને રાજ્યગુરુ તરીકે માનતા હતા ચૈત્યવાસી આચાર્યો આથી એ રાજાઓના ધાર્મિક સંસ્કારોની ક્રિયા પણ કરતા હતા. કેટલાકનો એવો મત પણ છે કે ચૈત્યવાસી જૈનાચાર્યો રાજાના ધાર્મિક પુરોહિતોનું ધાર્મિક કાર્ય કરતા હતા તેથી જૈનોના જૈનવેદના પ્રચારથી રાજકીય ધર્મ તરીકે જૈનધર્મ પ્રવર્ત્તતો હતો. આથી ચાવડાઓનાં શાસનમાં વૈદિક સંપ્રદાયનું વર્ચસ્વ નહિવત્ જેવું જ રહ્યું જૈનવેદો, ઉપનિષદો દ્વારા જૈનબ્રાહ્મણો ધાર્મિક પ્રવૃત્તિ કરીને જૈનધર્મની આરાધના કરતા હતા.

૯૮. મહન જિણાણમ્ની ઉપદેશ કલ્પવલ્લિની ટીકામાં જણાવવામાં આવ્યુ છે કે આગમો અને નિગમો એ બન્નેને ભેગાં કર્યા વિના જૈનતત્ત્વોનુ સમાધાન થાય નહિ જૈનાગમો અને જૈનનિગમો એ બન્ને દ્વારા જૈનધર્મ વિશ્વમાં પ્રવર્તી શકે છે ભરત રાજાએ જૈનનિગમો પ્રવર્ત્તાવ્યાં હતાં, તે સર્વ તીર્થંકરોના સમયમાં કાયમ હતાં, અને તે પ્રમાણે સોળ સંસ્કારો વગેરેની ક્રિયા પણ થતી હતી. દરેક તીર્થંકરોના સમયમાં જૈનાગમો નવાં હતાં, અર્થાત્ દ્વાદશાંગી જુદી રચાતી હતી મહાવીર પ્રભુના સમયમાં જૈનનિગમો –જૈનવેદો અને ઉપનિષદો કાયમ રહ્યાં હતાં. ચૈત્યવાસીઓનાં વર્ચસ્વ દરમિયાન જૈનવેદો અને જૈનઉપનિષદો લોકોમાં ખૂબ જ પ્રચલિત રહ્યાં ચૈત્યવાસીઓનું પ્રભુત્વ હટતાં પણ તેઓમાંથી નિગમ પ્રભાવકગચ્છ તરીકે એક ગચ્છ કાયમ રહ્યો.

૯૯. ચૈત્યવાસીઓમાં પણ અનેક મહાન આચાર્યો થઈ ગયા છે, જેમણે શાસનની સારી સેવા કરી છે. દ્રોણાચાર્ય, સૂરાચાર્ય ગોવિંદાચાર્ય, શાન્ત્યાચાર્ય, વીરાચાર્ય વગેરેનું ચરિત્ર તપાસીએ તો સ્પષ્ટ થાય છે કે, તેઓ વિદ્વાન, શાસ્ત્રજ્ઞ, અનેકાંતના યથાર્થ વ્યવસ્થાપક, વિવેકી, પરસ્પર સ્નેહભાવ દર્શાવનાર અને ધર્મરક્ષામાં સદા ઉદ્યમશીલ હતા ઉત્સવ હોય, યાત્રા હોય કે પ્રતિષ્ઠા હોય તો સૌ મળીને ધર્મભાવના કરતા હતા. તેઓમાં આચારશુદ્ધિ હતી, વિચારશુદ્ધિ પણ રહેતી; એક માત્ર વ્યવહાર શુદ્ધિ ન હતી–એટલે કે તેઓ શિથિલ હતા. એ તેમની મોટી ઉણપ હતી, જેને દૂર કરવાની અનિવાર્ય આવશ્યકતા હતી.

૧૦૦. ચૈત્યવાસી યુગનુ ઉલ્લેખનીય લક્ષણ એ ગણાય છે કે એ સમયમાં આયતન – અનાયતનનો ભેદ, વિધિચૈત્ય–અવિધિચૈત્યનો ભેદ, પોસહ માટે પર્વ–અપર્વનો ભેદ, સામાયિક માટે સંધ્યા–અસંધ્યાનો ભેદ, આરાધના માટે શાસન દેવ–દેવીનો ભેદ, જિનપૂજામાં પુરુષ–સ્ત્રીનો ભેદ, કન્યા પરણવા માટે સ્વગચ્છ–પરગચ્છનો ભેદ, ચોથ–પાંચમ કે ચૌદશ–પૂનમનો ભેદ ઈત્યાદિ ભેદનીતિ જોવા મળતી નથી. એ યુગનુ સૌથી વધારે પ્રશસ્ય લક્ષણ એ જ છે એ પછીની ગચ્છસૃષ્ટિમાં ઉકતભેદોને પોપણ મળ્યું અને એ ભેદવિહીન યુગનો સૂર્ય સદાને માટે આથમી ગયો

૧૦૧. ચૈત્યવાસીઓ શિથિલાચારી હતા, છતા એમનામા અમુક ઉચ્ચ ગુણો જળવાયા હતા એ આપણે જોયું. એમના ઉચ્ચ ગુણોનું અનુસરણ કરવામાં સંવેગી પક્ષોએ આનાકાની કરી નથી એ પણ નોધનીય છે શતપદીમા આપણને જણાવવામા આવે છે કે અભયદેવસૂરિ જેવા સમર્થ આચાર્યે પણ ચૈત્યવાસીઓની નિંદા કરી નથી, એટલું જ નહી પરંતુ ચૈત્યવાસી દ્રોણાચાર્ય પાસે પોતાના ગ્રંથોનુ સંશોધન પણ કરાવ્યુ છે વર્ધમાનસૂરિ પહેલાં ચૈત્યવાસી હતા. તેમણે ચોર્યાશી ચૈત્યોની માલીકી છોડી ત્યારે

આગમવાદનું વર્ચસ્વ વધ્યુ. જૈન નિગમોમાંથી આગમવાદીઓને ગ્રહણ કરવા યોગ્ય ધાર્મિક સંસ્કારોના મંત્રોને વર્ધમાનસૂરિએ આચાર દિનકર ગ્રંથ બનાવીને તેમા ગોઠવ્યા તેમજ અન્ય આગમવાદી આચાર્યોએ નિગમોમાંથી સારભાગને ગ્રહી અન્ય ગ્રંથો રચ્યા એવી કેટલાકની માન્યતા છે શત્રુંજય રાસના કર્તા ધનેશ્વર-સૂરિ ચૈત્યવાસી હતા એમ પણ કહેવાય છે.

૧૦૨. ચૈત્યવાસીઓના દુર્ગુણોની અસરથી પણ સુવિહિત સાધુઓ અપ્રભાવિત રહી શકયા નહી, એ અંગેના અનેક ઉદાહરણો ઇતિહાસને પાને નોંધાયા છે. અંચલગચ્છના ૪૫ મા પટ્ટધર વીરચંદ્રસૂરિના વખતનો જ દૃષ્ટાંત લઈએ. વીરચંદ્રસૂરિ વિહરતા પાલણપુર આવ્યા ત્યારે અંચલગચ્છની વલ્લભી શાખાના સોમપ્રભસૂરિ પણ ત્યાં પધારેલા. ત્યાં શંખેશ્વરગચ્છીય શ્રમણો માટે એક જ ઉપાશ્રય હોઈને બન્ને આચાર્યોએ તેમાં નિવાસ કર્યો દુર્ભાગ્યે પરસ્પર વંદન કરવાના પ્રશ્ને તેમના પરિવારમાં કલેશ થયો પરિણામે બન્ને આચાર્યોના શ્રાવકો પણ બે ભાગમા વિભક્ત થઈ ગયા સમુદ્ર શ્રાવક વીરચંદ્રસૂરિને પોતાને સ્થાને લઈ ગયો. આચાર્ય ત્યાં જ ચાતુર્માસ રહ્યા. તેમનું બહુમાન કરવા સમુદ્રે છત્ર, ચામરયુક્ત રૂપાનો સુખપાલ તેમને ભેટ ધર્યો દૃષ્ટિરાગથી આચાર્યે તે ભેટ સ્વીકારી શ્રાવકો વચ્ચેની સ્પર્ધાથી ત્યાંના સામંત નામના ધનવાન શ્રાવકે સોમપ્રભસૂરિને પણ સુવર્ણ સુખપાલ ભેટ ધર્યો. આમ બન્ને આચાર્યો સુખપાલમાં આડંબરપૂર્વક વિહરવા લાગ્યા ! એમની અસર શિષ્ય પરિવાર ઉપર પણ પડી પછી તો આહાર આદિની ગવેષણા કર્યા વિના તેઓ શિથિલાચારને પ્રાપ્ત થયા નિઃશંક રીતે આ બધુ ચૈત્યવાસીઓના જીવન-વ્યવહારની અસરનું જ પ્રત્યક્ષ ફળ હતું. એવી જ રીતે અન્ય સુવિહિત ગચ્છોમાં પણ ચૈત્યવાસીઓના કેટલાક શિથિલાચારો પ્રવિષ્ટ થઈ વૃદ્ધિગત થતા જતા હતા.

૧૦૩. ચૈત્યવાસીઓ સર્વ તીર્થને માનતા હતા, પરંતુ તેઓની આચાર સંબંધી માન્યતાઓ મુખ્યત્વે નિગમોને આધારે હતી. એમ છતાં તેઓ આગમોની ઉત્થાપના કરતા નહોતા યોગવિધિ વગેરેની માન્યતાઓની પ્રણાલિકા ચૈત્યવાસીઓમાં હતી સાધુઓ અને સાધ્વીઓ અંગેની માન્યતા પણ તેઓ સ્વીકારતા હતા ચૈત્યવાસીઓની માન્યતા પ્રમાણે ગૃહસ્થગુરુ તરીકે જૈન બ્રાહ્મણો ગૃહસ્થના ધાર્મિક સંસ્કારો કરાવતા હતા આ રીતે એમના મતાનુસાર ગૃહસ્થગુરુ અને ત્યાગીગુરુ એ બે પ્રકારના ગુરુ માનતા હતા. ચૈત્યવાસી યતિઓએ જૈન મંદિરોને મધ્યકાલના બૌદ્ધ વિહારો-મઠોના આકાર પ્રકારમાં ફેરવી દીધા હતા. એમના સ્તૂપોને પણ બૌદ્ધસ્તૂપો તરીકે ઓળખાવવામાં પાશ્ચાત્ય વિદ્વાનોએ ભૂલ કરી છે રાજા-મહારાજાઓ કે સત્તાધારી શ્રાવકો-મહાજનો તરફથી મંદિરોના નિભાવ ખર્ચે જે ગામોના ગામો આપવામાં આવતાં, તેમની સઘળી વ્યવસ્થા એ ચૈત્યવાસી યતિવર્ગ કરતો અને જમીનની ઉપજનો ઉપભોગ પણ એજ વર્ગ યથેચ્છ કરતો. એમની આ રીતિ કોઈપણ દૃષ્ટિથી અસ્વીકાર્ય હતી આવી પરિસ્થિતિમાં એવો ભય પણ સેવાઈ રહ્યો હતો કે ધીરે ધીરે જૈનધર્મ પણ બૌદ્ધધર્મની જેમ નિર્વાણદશાને શું પ્રાપ્ત થશે? આ ભયને દૂર કરવા એક પ્રબળ સુવિહિત માર્ગે શાસનની આગેવાની લીધી

૧૦૪. ચૈત્યવાસીઓની બન્ને બાજુઓ આપણે જોઈ ગયા શતાબ્દીઓ સુધીના અનિયંત્રિત વર્ચસ્વ પછી એમનો પ્રભાવ ઓસરી ગયો પાટણની ગાદી ઉપર રાજ કરતા દુર્લભરાજના સમયમાં એમ બન્યું કે વનરાજના સમયથી પાટણમાં ચૈત્યવાસી મુનિઓ જ રહેતા, તેથી ચંદ્રકુલના વર્ધમાનસૂરિના શિષ્ય જિનેશ્વરસૂરિએ રાજસભામા જઈ, રાજાના સરસ્વતી ભંડારમાંનુ જૈન મુનિઓના આચાર સ્વરૂપ દાખવતુ દશવૈકાલિક સૂત્ર મંગાવી ચૈત્યવાસીઓનો આચાર તે શુદ્ધ મુનિઆચાર નથી અને પોતે જે ઉગ્ર અને કઠિન આચાર પાળે છે તેજ શાસ્ત્ર સંમત છે એમ બતાવી આપ્યુ, તેથી દુર્લભરાજે તેમને 'ખરતર'

એ નામનુ બિરુદ આપ્યુ અને ત્યારથી ચૈત્યવાસીઓનુ જોર નરમ પડતું ગયુ. એ પછી શુદ્ધ આચાર પાળતા જૈન મુનિઓનો પ્રવેશ વધતો ગયો એમ ખરતરગચ્છની પટ્ટાવલી ઉપરથી જણાય છે.

૧૦૫ સુવિહિત આચાર્યોનો બધે વિહાર તો શરુ થયો, પરંતુ સુવિહિત માર્ગની પ્રતિષ્ઠાનુ કાર્ય તો બાકી જ હતુ. શતાબ્દીઓથી શાસનમાં ઊંડા મૂળ ઘાલીને બેસી ગયેલા શિથિલાચારના સડાને નિર્મૂળ કરવાનુ દુષ્કર કાર્ય હવે કરવાનુ હતું. "પ્રબંધચિન્તામણિ"ના વર્ણનો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે ચૈત્યવાસી સાધુઓની નૈતિક વર્તણૂક વિષે બહુ ખરાબ કહેવાતુ. એક વાર સિદ્ધરાજનો મહામાત્ય સન્તૂ સાન્તૂવસહિકામા દેવને નમસ્કાર કરવા જતો હતો તેવામાં તેણે વેશ્યાના ખભામાં હાથ મૂકીને ઉભેલા ચૈત્યવાસીને જોયા બીજી એક વાત એવી છે કે રાજર્ષિ કુમારપાલે એકવાર વેશ્યા સાથે રહેતા વેશધારી પતિત જૈન સાધુને વંદન કર્યું નાડોલનો યુવરાજ આ જોઈને હસ્યો અને તેણે હેમચંદ્રાચાર્યને આ વાત જણાવી ગુરુએ રાજાને ઉપદેશ આપ્યો કે સંયમવાળો મુનિજ સાચો મુનિ છે, માટે સંયમીને જ વંદન કરવુ, પણ પતિતને વંદન કરવુ નહી

૧૦૬ શિથિલાચારને નિર્મૂળ કરીને સુવિહિત માર્ગની પુનઃપ્રતિષ્ટા કરવી—એ સમાન ભૂમિકાને આધારે નૂતન ગચ્છ સૃષ્ટિના એ પછી મંડાણ થયા આર્યરક્ષિતસૂરિએ અંચલગચ્છ પ્રવર્તાવ્યો તે પહેલા ખરતરગચ્છની સ્થાપના થઈ ચૂકી હતી. આ ગચ્છે શિથિલાચારની જડ ઉખેડવાનુ પ્રારંભિક કાર્ય આરંભી દીધેલુ બરોબર એજ અરસામાં અંચલગચ્છપ્રવર્તક આર્યરક્ષિતસૂરિએ આગમોક્ત માર્ગ અનુસરવાની ઉદ્ઘોષણા કરી પોતાના જ્ઞાન અને તપનાં તેજથી શિથિલાચારનુ તમિસ્ર ઉલેચ્યું. એમના પછી જગત્-ચંદ્રસૂરિ સુવિહિત માર્ગનુ ઓજસ્ પાથરતા શાસનની ક્ષિતિજ પર ચમકયા સં. ૧૨૮૫ માં એમણે ઉગ્ર તપ આદર્યું હતું તેથી મેવાડના રાજાએ 'તપા' બિરુદ તેમને આઘાટમાં આપ્યું અને તેમનાથી તપાગચ્છ સ્થપાયો આવી રીતે વાદવિવાદથી નહી, પરંતુ ત્યાગ, તપ અને જ્ઞાનના ઓજસથી સુવિહિત-માર્ગની પુનઃ પ્રતિષ્ઠા કરવાનાં ધ્યેય સાથે નૂતન ગચ્છ સૃષ્ટિ રચાઈ. ઉક્ત ત્રણેય મુખ્ય ગચ્છોની પ્રાથમિક તેમજ મહાન સિદ્ધિ આ ધ્યેય સિદ્ધ કરવામા જ હતી.

## રાજકીય સ્થિતિ

૧૦૭. આર્યરક્ષિતસૂરિના જીવન ઉપર આવતા પહેલાં કેટલાક પરિબળો વિષે જોયુ તેમના વખતની રાજકીય સ્થિતિ વિષે સંક્ષેપમાં જાણવુ પણ જરૂરી છે આર્યરક્ષિતસૂરિએ ભારતના પરમ અનૈક્યના યુગમા જન્મ લીધો હતો એ વખતે ઉત્તરપથ અનેક પરસ્પર લડવાવાળા રાજ્યોમાં વિભક્ત હતો. ગુજરાતના મહારાજ્યમા બારમી સદીના ઉત્તરાર્ધ સુધી ચાવડાઓ અને સોલંકીઓનુ અનુક્રમે શાસન હતું. સિદ્ધરાજ જયસિંહ તથા પરમાર્હત કુમારપાળનો યુગ અપૂર્વ જાહોજલાલીનો યુગ હતો. પાટણની સ્થાપનાથી લઈને શતાબ્દીઓ સુધી શ્રાવકો કારભારીઓ, મંત્રીઓ કે સેનાપતિઓ તરીકે મોખરે રહ્યા. એમના પ્રભાવથી મારવાડમાંથી સંખ્યાબંધ જૈનો ગુજરાતમાં આવવા લલચાયા. માલવાના નરવર્મા, યશોવર્માદિ નૃપતિઓ થયા, અને આર્યરક્ષિતસૂરિના જીવનકાલમાં જ સિદ્ધરાજ જયસિંહે એ દેશને જીતીને ગુજરાતનાં મહારાજ્યમા સમ્મિલિત કરી દીધો નાડોલ, જાલોર આદિના રાજાઓ પણ તેરમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં ગુજરાતના સામ્રાજ્યની આધીનતા સ્વીકારતા હતા અજમેર, નાગૌર, સાંભર આદિમા ચૌહાણોનુ શક્તિશાળી રાજ્ય હતુ. કાશ્મીરમા કલશ, હર્ષ અને જયસિંહ નામના ત્રણ રાજા અનુક્રમે થઈ ગયા. કનોજમાં રાઠોડોનુ પ્રભુત્વ હતું આર્યરક્ષિતસૂરિના સમકાલીન ગોવિન્દચન્દ્ર પાંચાલના રાજા હતા દિલ્હીના પૃથ્વીરાજ ચૌહાણ અને જયચંદ્ર વચ્ચેનાં વૈમનસ્યને કારણે ભારતવર્ષને વિદેશી શાસનનો અનુભવ અત્યાર સુધી કરવો

પક્ષો હતો. બુંદેલખંડમા ચન્દેલ રાજા કીર્તિવર્માનું શાસન હતું ત્રિપુરીમાં કલચુરિ નરેશ કર્ણનું સામ્રાજ્ય હતું. બંગાલ અને બિહારમા પાલવંશીય રાજા રામપાલ મહાપ્રતાપી હતા. એમનાં સામ્રાજ્યની નજીકમાં જ એક ભાગ પર અધિકાર કરીને સામન્તદેવના પૌત્ર તથા હેમન્તસેનના પુત્ર વિજયસેને સેનવંશનું સામ્રાજ્ય સ્થાપિત કર્યું. સામન્તદેવ દક્ષિણથી આવ્યા હતા, અને મયૂરભંજ રિયાસતના કસિયારમાં પિતા પુત્રે એક નાનુ રાજ્ય સ્થાપિત કર્યું હતુ. વિજયસેનનો પુત્ર બલ્લાલસેન પણ પ્રતાપી હતો. એનો પુત્ર લક્ષ્મણસેન વિદ્યાપ્રેમી હતો. એણે ૮૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. આ સેનવંશી રાજાઓ બ્રાહ્મણ હતા. દક્ષિણપથમા કલ્યાણી ચાલુક્યવંશનુ રાજ્ય હતુ. તે વંશના વિક્રમાંકગ તથા તેના પુત્ર સોમેશ્વરે અનુક્રમે શાસન કર્યું. ચૌલવંશના અંતિમ રાજા અધિરાજેન્દ્ર મૈસૂરમાં થઈ ગયા, જેમના શાસનમા રામાનુજાચાર્યે વિશિષ્ટાદ્વૈત મત પ્રવર્તાવ્યો. એ પછી મૈસૂરમા હોયસલ વંશીય રાજાઓ આવ્યા જેમણે જૈનધર્મને આશ્રય આપ્યું. આ વંશનો પ્રથમ રાજા વિટ્ટિદેવ હતો. એના મંત્રી ગંગરાજે જૈનધર્મની ભારે સેવા કરી. કલિંગના પૂર્વ ગંગરાજાઓમાંના અનન્તવર્મા આર્યરક્ષિતસૂરિના સમકાલીન હતા. ઓરીસ્સાનું સુપ્રસિદ્ધ ઐતિહાસિક મંદિર એમના સમયનુ બનેલુ છે. એમને પૃથ્વીદેવ દ્વિતીય (કલચુરી)એ યુદ્ધમા પરાસ્ત કર્યો હતો. ઉત્તર પ્રદેશમા ગાહડવાલોનુ પ્રબલ રાજ્ય એ સમયે વર્તમાન હતુ. મુસલમાનો એ અરસામા ભારતવર્ષમા પ્રવેશ કરી ચુકયા હતા. પંજાબ, મુલતાન અને સિંધનો કેટલોક ભાગ મુસલમાનોના અધિકારમા હતો સાંસ્કૃતિક ક્ષેત્રે, ધાર્મિક ક્ષેત્રે તેમજ રાજકીય ક્ષેત્રે કુમારપાલનો શાસનકાલ ઇતિહાસમાં સુવર્ણયુગ તરીકે ઓળખાય છે. તેના વખતમા ગુજરાતના સામ્રાજ્યની જે સીમા હતી તે અભૂતપૂર્વ હતી. એના પછી ગુજરાતે એ સીમા કદિયે જોઈ નહી. કુમારપાલે પોતાના પ્રબલ પરાક્રમથી સર્વ શત્રુઓને દળી નાખ્યા. તેની આજ્ઞાને બધાયે રાજાઓએ પોતાને મસ્તક ચડાવી. સિદ્ધરાજે જીતેલાં રાજ્યો ઉપરાત તેણે શાકંભરીના રાજાને નમાવ્યો. તેણે ખુદ હથિયાર ધારણ કરી સપાદલક્ષ પર્યંત ચઢીને સર્વ ગઢપતિઓને નમાવ્યા. પંજાબના સાલપુર સુદ્ધાને પણ તેણે તે પ્રમાણે વશ કર્યું. તેના સૈન્યે કોકણના સિલ્હાર વંશના રાજા મલ્લિકાર્જુનને પણ જીત્યો હતો કુમારપાલે ચૌહાણ રાજા અર્ણોરાજને હરાવેલો. એ સમયમાં લગભગ અર્ણોરાજ—આનાના પુત્ર વિગ્રહરાજે—ચોથા વીસલદેવે તંવરો—તોમારો પાસેથી દિલ્હી લીધુ ને ત્યારથી દિલ્હીનુ રાજ્ય અજમેર રાજ્યનુ સૂબા બનેલું.

૧૦૮. સંવત ૧૨૨૬ માં, આર્યરક્ષિતસૂરિના દેહાન્ત થયા પછી થોડા વર્ષોમા જ, ભારતના બહુ મોટા ભાગે પોતાની સ્વાધીનતા ગુમાવી દીધી જો આર્યરક્ષિતસૂરિ, જયસિંહસૂરિ આદિ આચાર્યો જૈન સંઘને સુદૃઢ, સુવિહિત તથા સુવ્યવસ્થિત ન કરી દેત તો બહુ જ સંભવ છે કે જૈન ધર્મ યવનોના પ્રબલ રાજનૈતિક તેમજ ધાર્મિક આક્રમણનો ભોગ બની જાત અને તેનો સામનો ન કરી શકત પ્રારંભિક મુસલમાન કાલમાં જૈનધર્મનું પતન ન થયુ એટલુ જ નહી, એણે સર્વતોમુખી વૃદ્ધિ પણ કરી, આ બધુ આર્યરક્ષિતસૂરિ અને એમના અનુગામી પટ્ટધરોના ઉપદેશનુ ફળ છે અન્ય ગચ્છોના આચાર્યોની સાથે એમણે જૈનસંઘના પાયાને દૃઢ કરી દીધો હતો, જેને ચલાયમાન કરવો હવે યવન ઝંઝાવાતની શક્તિના બહારનો વિષય છે.

## આર્યરક્ષિતસૂરિનું પૂર્વજીવન

૧૦૯ પ્રાય પ્રત્યેક યુગના યુગપુરુષ અદ્વિતીય પ્રતિભા લઈને જ માનવ સંસારમાં અવતીર્ણ થાય છે. અંચલગચ્છપ્રવર્તક આર્યરક્ષિતસૂરિ પણ સૂક્ષ્મતર પ્રતિભાની અતુલ સંપત્તિ સંચરિત કરીને જ અવતીર્ણ થયા. આવા પ્રતિભાસંપન્ન પુરુષ, જેણે પોતાના જીવનમા ચમત્કારો સર્જ્યા છે, તેમના જીવનની કારકિર્દી દુન્યવી ભાષામા ન આલેખતા પટ્ટાવલીકારોએ ચમત્કારી પ્રસંગોનો આશ્રય લીધો છે.

૧૧૦ પ્રાગ્વાટવંશમાં અગ્રણી ગણાતા દ્રોણ નામના મંત્રી આબૂગિરિવર નજીકના દંતાણી નામનાં ગામમાં વસતા હતા. તેને દેઢી નામની ભાર્યાથી વયજા અને સોલ્હા નામના બે પ્રભાવશાળી પુત્રો થયા. વડગચ્છના જયસિંહસૂરિ પાસે વયજા–વિજયકુમારે ભાવથી દીક્ષા અંગીકાર કરી અને એનું નામ વિજયચંદ્ર રાખવામાં આવ્યું. ગુરુ પાસે વિજયચંદ્ર મુનિએ તીક્ષ્ણબુદ્ધિથી સૂત્રોનુ અધ્યયન શરૂ કર્યું. માત્ર આટલુ પૂર્વજીવનનુ વર્ણન ભાવસાગરસૂરિ તેમણે લખેલી વીરવંશગુર્વાવલી, કંડિકા ૩૭–૩૯માં આપે છે.

૧૧૧. જિનવિજયજીએ વીરવંશાવલી નામની જે પ્રાચીન પટ્ટાવલી સંપાદિત કરી છે તેમા આ પ્રમાણે વિગત છે–'શ્રી જયસિંહસૂરી, તે આબૂની તલહટીઈ દત્તાણી નગરે શાલાઇં રહ્યા છે. એહવઇં તિહાં ઓ૦ વૃદ્ધ દ્રોણ નામિ સેઠ રહિછઇં તેહનઇં નાટી નામી સ્ત્રી છઈ, તેહનઇં ગોદી નામઇં બેટી છે. તેહનો વિ. સં. ૧૧૩૬ વર્ષિ જન્મ હુઓ. પુન. તિણે પુન્યને યોગે વિ સં ૧૧૪૨ વર્ષિ શ્રી જયસિંહસૂરિ હસ્તિ દીક્ષા લીધી '

૧૧૨ રાયમલ્લગણિના શિષ્ય મુનિ લાખાએ લખેલી ગુરુપટ્ટાવલીમાંથી આર્યરક્ષિતસૂરિનાં જીવન વિષે આટલું જ જાણી શકાય છે, 'પ્રથમ ગણધર શ્રી આર્યરક્ષિતસૂરિ દંતાણી ગ્રામે, વ્યવહારી દ્રોણ પિતા, માતા ગોદાનામ સંવત્ ૧૧૩૬ જન્મ. સંવત ૧૧૪૨ દીક્ષા. સંવત્ ૧૧૫૯ ગચ્છસ્થાપના. સંવત્ ૧૨૩૬ નિર્વાણ, બેનાતપુરે. એવંકારિ સર્વાકિય ૧૦૦ વર્ષાયુ '

૧૧૩. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં અનેક ચમત્કારો ભરેલી વાતો કહેવામાં આવી છે, જે આ પ્રમાણે છે. આબુ પર્વતના નજીકના પ્રદેશમાં દંત્રાણા નામનાં ગામમાં પોરવાડ જ્ઞાતિમાં તિલક સમાન દ્રોણ નામનો વ્યાપારી વસતો હતો. તે જૈનધર્મમા તત્પર થઈ હંમેશાં ઉત્તમ આચરણ આચરતો અને ન્યાયમાર્ગથી સ્વલ્પ ધન ઉપાર્જન કરતો. મુનિઓની સેવા પણ તે કરતો, અને સંતોષથી તે પોતાનું જીવન વ્યતીત કરતો તેને ધર્મનિષ્ટ, શીલવંત અને ઉમદા વિચારો ધરાવતી દેદી નામની પત્ની હતી. યૌવનમાં એમની ધર્મપ્રત્યેની એકનિષ્ઠા બધાને આશ્ચર્ય ઉપજાવતી.

૧૧૪ યૌવનકાળ વીત્યા છતાં એમને કંઈ સંતાન થયું નહી. દેદી શ્રાવિકાને આ વાતનો રંજ રહેતો. એક વખત જયસંઘસૂરિ સુખપાલમા આડંબરપૂર્વક વિહરતા ત્યાં આવ્યા તેઓ શિથિલ હોઈને બન્ને તેમને વંદન કરવા ગયા નહી. આ વાત આચાર્યને ખૂચી રાતે શાસનદેવીએ આચાર્યને સ્વપ્નમાં જણાવ્યું કે આજથી સાતમે દિવસે દેવલોકથી ચ્યવીને એક પુણ્યશાળી જીવ દેદીના ઉદરમા ગર્ભરૂપે ઉત્પન્ન થશે, અને તે શાસનનો પ્રભાવ કરનારો અને શુદ્ધ વિધિમાર્ગનો પ્રકાશ કરનારો ઉત્તમ આચાર્ય થશે. તમારે તે પુત્રની યાચના કરવી.

૧૧૫ સ્વપ્નની વાત કહેવા આચાર્યે તે દંપતીને પોતાની પાસે બોલાવ્યા. આચાર્યની આજ્ઞાને માન આપી તેઓ આચાર્ય પાસે ગયા અને લોકવ્યવહારથી વંદન કરીને બેઠા આચાર્યે એમને પૂછ્યું કે તમે ધર્મકાર્યોમાં ઉદ્યમવંત હોવા છતાં અમારી પાસે વંદનાર્થે કેમ આવતા નથી? આચાર્યનો ઉપાલંભ સાંભળી દ્રોણ મૌન ધારણ કરે છે, પરંતુ દેદી સ્પષ્ટતા કરે છે કે, 'ભગવન્, આપ શાસનના નાયક અને શાસ્ત્રોના જાણનારા હોવા છતા પણ સુખપાલ આદિ પરિગ્રહને શા માટે ધારણ કરો છો? ભગવાન મહાવીર પ્રભુએ તો પરિગ્રહની મૂર્છા વિનાનો યતિધર્મ કહેલો છે ' આચાર્યે ગંભીરતાપૂર્વક એને આ પ્રમાણે જવાબ વાળ્યો કે, 'ભદ્રે! તમે આપેલો ઉપાલંભ યોગ્ય જ છે. પંચમકાળના પ્રભાવથી અમારી આવી સ્થિતિ થયેલી છે. હે રત્નગર્ભા! આજથી સાતમે દિવસે કોઈ ભાગ્યશાળી જીવ દેવલોકથી ચ્યવીને

કશો જ ઉલ્લેખ નથી. પરંતુ મેરુતુંગસૂરિએ રચેલ લઘુ શતપદીમાં ઉપર્યુક્ત હકીકતનો તેઓ સ્વીકાર કરે છે. ઉક્ત ગ્રંથમાં સ્વગચ્છની ઉત્પત્તિ વિશે તેઓ જણાવે છે કે નાણકગચ્છમાંથી સર્વદેવસૂરિથી વડગચ્છ થયો. તેમાં અનુક્રમે જયસિંહસૂરિના શિષ્ય વિનયચંદ્ર ઉપાધ્યાય થયા. તેમને પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારનાર તેમના મામા શીલગુણસૂરિએ સર્વ સિદ્ધાંતો ભણાવીને આચાર્યપદ દેવાનું નક્કી કર્યું પણ વિજયચંદ્ર માળારોપણ વિગેરે સાવદ્યના ભયે તે પદ લેવા ઉત્સુક ન હોવાથી તેમને ઉપાધ્યાયપદે જ સ્થાપ્યા. પછી તેઓ બીજા ત્રણ શિષ્યો સાથે વિચરવા લાગ્યા.

૧૨૩. સર્વદેવસૂરિની પરંપરામાં યશોભદ્રસૂરિ અને નેમિચંદ્રસૂરિ થયા. સંભવ છે કે યશોભદ્રસૂરિ સં. ૧૧૪૮ સુધી વિદ્યમાન હોય અને તેમની પાટે અથવા જયસિંહસૂરિની પાટે ચંદ્રપ્રભસૂરિ આવ્યા હોય એમ ત્રિપુટી મહારાજ અનુમાન કરે છે. તેઓ વિશેષમાં જણાવે છે કે નેમિચંદ્ર તે ઉદ્યોતનસૂરિના શિષ્ય ઉપાધ્યાય આમ્રદેવના હસ્તદીક્ષિત શિષ્ય હતા આચાર્ય થયા પહેલાં તેમનું દેવેન્દ્રગણિ નામ હતું. સર્વ દેવસૂરિએ યશોભદ્ર, જયસિંહ, નેમિચંદ્ર, રવિપ્રભ, પ્રભાચંદ્ર વગેરે આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા હતા. નેમિચંદ્રસૂરિ સં ૧૧૨૯ અને સં. ૧૧૩૯ ના અરસામાં આચાર્ય થયા હતા. તેમણે તેજ ગાળામાં મુનિચંદ્રને આચાર્ય પદવી આપી પોતાની પાટે સ્થાપ્યા નેમિચંદ્ર સં. ૧૧૬૯ પછી સ્વર્ગે ગયા. સંભવ છે કે યશોભદ્ર કે જયસિંહની પાટે પ્રભાચંદ્ર અને નેમિચંદ્રની પાટે મુનિચંદ્ર આવ્યા હોય. મુનિચંદ્રસૂરિએ આનંદ, માનદેવ, અજિત, વાદિદેવ વગેરેને આચાર્ય પદરૂઢ કર્યા હતા તેમની વિદ્યમાનતામાં જ પ્રભાચંદ્રે પૂનમિયા મતની સ્થાપના કરી. એમની પાટે શીલગુણસૂરિ થયા. તેમણે તથા પોતાના ભાણેજ વિજયચંદ્રે પૂનમિયાગચ્છમાં પ્રવેશ કરી ક્રિયોદ્ધાર કર્યો. વિજયચંદ્રે પાછળથી વિધિપક્ષ ગચ્છની સ્થાપના કરતા શીલગુણસૂરિ તથા દેવભદ્રસૂરિ પણ વિધિપક્ષગચ્છમાં ભળ્યા. તેમણે શત્રુંજયતીર્થમા બીજા સાત આઠ યતિઓને પોતાના પક્ષમા લીધા.

૧૨૪. આશ્ચર્યની વાત તો એ છે કે ત્રિપુટી મહારાજ પૂર્ણિમાગચ્છની શાખારૂપે વિધિપક્ષગચ્છને ઓળખાવવા ચંદ્રપ્રભસૂરિની પરંપરામાં આર્યરક્ષિતસૂરિને 'જૈન પરંપરાનો ઈતિહાસ' પૃ ૫૧૧ માં ગોઠવે છે. પૂનમિયાગચ્છના સ્થાપક ચંદ્રપ્રભસૂરિની વિચારધારાનો પ્રભાવ આર્યરક્ષિતસૂરિની પ્રારંભિક અવસ્થામાં હતો એની ના નથી, પરંતુ એ ભૂલવું ન જોઈએ કે બન્ને ગુરુબંધુઓ જ હતા; એટલું જ નહીં, પાછળથી એમણે પૂર્ણિમાપક્ષની સમાચારી પણ અમાન્ય રાખેલી ચંદ્રપ્રભસૂરિ વિદ્વાન અને વાદી હતા, વડગચ્છમા વડેરા હતા તેમને વાદીપ્રભસૂરિનું બિરુદ હતું. એમનાથી નાના મુનિચંદ્રસૂરિ શાંત, ત્યાગી, નવકલ્પવિહારી, નિર્દોષ વસતિ અને આહારના ગવેષક તેમજ સંઘમા સૌને માનનીય વિદ્વાન હતા. મુનિચંદ્રસૂરિની લોકપ્રિયતા એ નવા ગચ્છને જન્મ દેવાનું કારણ આપ્યું એમ ત્રિપુટી મહારાજ માને છે અને નીચેનો પ્રસંગ વર્ણવે છે.

૧૨૫. સં. ૧૧૪૯ માં એક શ્રાવકે મોટા આચાર્યને વિનંતિ કરી કે, 'મારે પ્રતિષ્ઠા કરાવવી છે માટે આપ મુનિચંદ્રસૂરિને આજ્ઞા આપો જેથી તેઓ ત્યાં આવીને મારુ કાર્ય સિદ્ધ કરી આપે ' ચંદ્રપ્રભસૂરિને આ વિનંતિ પોતાના અપમાન જેવી લાગી. તેમને થયું કે આ શ્રાવક મુનિચંદ્રસૂરિને લઈ જવા રાજી છે પણ અમને લઈ જવાની તેની ઈચ્છા નથી આથી તેમને આજ્ઞા ન આપતા શ્રાવકને જણાવ્યું કે, 'મહાનુભાવ! પ્રતિષ્ઠા એ સાવદ્ય ક્રિયા છે, તે શ્રાવકની ક્રિયા છે, સાધુનો એ વિધિ નથી. માટે મુનિચંદ્રસૂરિ ત્યાં નહીં આવે ' આ પ્રસંગથી ચંદ્રપ્રભસૂરિએ સાધુઓ પ્રતિષ્ઠા કરાવી ન શકે એવી નવી પ્રરૂપણા કરી. સં ૧૧૪૯ મા જુદા થઈને પુનમિયાગચ્છ સ્થાપ્યો, એમ ત્રિપુટિ મહારાજ નોંધે છે. પરંતુ

એમ કહેવું યથાર્થ નથી અંચલગચ્છે પણ એ માન્યતા સ્વીકારી છે એના સંદર્ભમાં આવો પ્રસંગ ઘટાવી શકાય નહી. એ માન્યતા માત્ર નવો મત ઊભો કરવા માટે નહોતી, તેમાં આગમ પ્રણીત સિદ્ધાંત હતો, તર્ક હતો, સુવિહિત માર્ગની પ્રતિષ્ઠાનો તાત્ત્વિક નિચોડ એમાં છૂપાયેલો હતો અનેક ગચ્છોએ પણ એ વખતે એ સિદ્ધાંત સ્વીકારેલો એ માટે ઉક્ત ઘટના જ માત્ર કારણભૂત કેમ બની શકે?

૧૨૬. આ રીતે, વિધિપક્ષગચ્છની સ્થાપના પહેલા આર્યરક્ષિતસૂરિએ થોડા સમય પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારેલી અને એ ગચ્છની વિચારધારાથી તેઓ પ્રભાવિત પણ થયેલા. પરંતુ તેમને એ ગચ્છના માની લેવાની તેમજ વિધિપક્ષગચ્છને પૂનમિયાગચ્છની શાખારૂપે ઓળખાવવાની કોઈ ભૂલ ન કરે. પોતાના મામા શીલગુણસૂરિના સ્નેહભાવથી તેઓ એ ગચ્છની નિશ્રા થોડા સમય માટે સ્વીકારવા આકર્ષાયા હોય એ સંભવિત છે, અથવા તો ક્રિયોદ્ધાર માટે પણ એ કારણભૂત હોઈ શકે. જ્યારે પૂનમિયાગચ્છમાં એમને આચાર્યપદ પ્રદાન કરવાનું નક્કી થયું ત્યારે એમણે ઘસીને ના પાડી દીધી અને ઉપાધ્યાય પદે જ રહેવાનું પસંદ કર્યું. એ દર્શાવે છે કે એમણે અમુક સંજોગોમાં જ થોડા સમય પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારેલી. માત્ર આટલા કારણથી એમને ચંદ્રપ્રભસૂરિની પરંપરામાં ગોઠવવા એ મોટી ભૂલ ગણાશે.

૧૨૭. નૂતન ગચ્છસૃષ્ટિનાં મંડાણ વખતની પરિસ્થિતિ પર ઇતિહાસકારોએ વિશેષ ધ્યાન કેન્દ્રિત કરી તત્કાલીન પ્રવર્તમાન ભિન્ન ભિન્ન ધારાઓના અનુષંગમાં, તે વખતનું વિસ્તૃત ચિત્ર આલેખવું અભિષ્ટ છે. એક બીજા ગચ્છોની સમાચારી અને એનો ઉદ્‌ગમ ક્ષુલ્લક પ્રસંગોને પરાણે ગોઠવી દઈને વિકૃત રીતે રજૂ કરવાનો નહી પરંતુ તેનું વાસ્તવિક દર્શન કરાવવાનો પ્રયાસ કરવો ઘટે છે. એ વખતે થોડા થોડા અંતરે અનેક ગચ્છોના અંકુરો ફૂટતા ગયા જેમાં ખરતરગચ્છ, પૂર્ણિમાગચ્છ, અંચલગચ્છ, આગમગચ્છ, તપાગચ્છ, ઇત્યાદિ મુખ્ય છે

## એક મહાન પ્રસંગ

૧૨૮. આપણે જોઈ ગયા કે દીક્ષા પછી વિજયચંદ્રે ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ શરુ કર્યો. એ વખતે એમનાં જીવનમાં એક નાનકડો પણ જીવન પરિવર્તક મહાન પ્રસંગ બની ગયો, જે વીરવંશાવલીના કર્તાના શબ્દોમા આ પ્રમાણે છે : 'તિહાં પ્રથમ સાધુનઓ આચાર ઓલખવાનઈ હેતિ શ્રી દશવૈકાલિકસૂત્ર ગુરુ તેહને ભણાવિતા હુયા ભણતા થકા અધ્યયન સાતમાની ગાથા છઠ્ઠી ભણવા માંડી તે ગાથા—

સીઓદગં ન સેવેજ્જા શિલાવુઠં હિમાણિય,
ઉસિણોદગં તત્થ ફાસુયં પડિગાહિજ્જ સંજઈ. ૧

૧૨૯. 'એ ગાથાનઓ અર્થ ગુરુઈ ભણાવ્યો તે અર્થ ગોઢે ચિત્તમાહિ વિચારયૌ. પોશાલમાંહિ તાઢા સચિત્ત પાંણીના ભાંડા ભરયા દેખી ગુરુનઈ પૂછે, શ્રી ગુરુજી અન્નહા વાહાઈ અન્નહા કિરિયા કહીઇ એ વચન સાંભલી ગુરુ કહે, સુશિષ્ય એહ કિરિયા આ સમયઇ ન ચાલિ. તિવારિ તિણે શિષ્યે કહ્યુ એ ક્રિયા કરઇ તેહનઈ લાભ કિ વા ત્રૌટો? ગુરુ કહે—લાભ, પિણ તેહને ત્રોટો નહીં. એહની ગુરે યોગ્ય ક્રિયાપાત્ર તપસ્વી જાણી ઉપાધ્યાય પદ દેઈ શ્રી વિજયચંદ્ર નામ દિધુ તિણઈ તિહાં થકી ગુરુ વાંદી આજ્ઞા લહી ચ્યાર સાધુસ્યુ વિહાર કીધો.'

૧૩૦ મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા પણ એવું જ વર્ણન છે, જેનો ટૂંક સાર આ પ્રમાણે છે—દીક્ષા પછી આર્યરક્ષિતમુનિ ગુરુ પાસે શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા. પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી તેઓએ થોડા વખતમાં ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. એમના ગુરુબંધુ રાજ્યચંદ્રમુનિ પાસે મંત્ર-તંત્રાદિ અગમ્ય વિદ્યાઓનો, પરકાય પ્રવેશ વિદ્યાનો પણ એમણે અભ્યાસ કર્યો સં ૧૧૫૯ ના માગશર સુદી ૩ ને દિવસે પાટણના સંઘના આગ્રહથી તેમને આચાર્યપદ આપવામા આવ્યુ.

નમારા ઉદરમા ગર્ભરૂપે ઉત્પન્ન થશે. તે મહાપ્રભાવિક જૈન શાસનનો ઉદ્યોત કરનાર અને વિધિમાર્ગનો પ્રરૂપનાર થશે.' આચાર્યે વિસ્તારથી સ્વપ્નની વાત કરી અને એ થનાર પુત્રની યાચના કરી દેદીએ કહ્યું કે જો એ રીતે મારા પુત્રથી શાસન પ્રભાવના થશે તો હું એને સહર્ષ આપને ચરણે ધરીશ.

૧૧૬. દેદીને પણ શાસનદેવીએ એવું જ સ્વપ્નું આપી વિશેષમાં કહ્યું કે જ્યારે પુત્ર પાંચ વર્ષનો થાય ત્યારે ગુરુમહારાજને અર્પણ કરવો, સાત વર્ષ બાદ તમારા વંશની વૃદ્ધિ કરનારો બીજો પુત્ર પણ થશે, ઈત્યાદિ સ્વપ્ન અનુસાર સાત દિવસ બાદ દેદીને ગર્ભ રહ્યો ગર્ભાધાનની રાત્રીએ તેણે સ્વપ્નમાં ગાયના દૂધનું પાન કર્યું. ગર્ભવૃદ્ધિની સાથે એ દંપતીની કીર્તિ અને રિદ્ધિસિદ્ધિ પણ વૃદ્ધિગત થઈ. નવ માસ વીત્યા બાદ દેદીએ મનોહર બાળકને જન્મ આપ્યો. સ્વપ્નમા ગાયનાં દૂધનુ પાન કર્યું ; એ અનુસાર બાળકનુ ગોદુહકુમાર એવુ નામ રાખવામા આવ્યુ. બાળકનો જન્મોત્સવ ધામધૂમથી ઉજવવામાં આવ્યો. યાચકોને છૂટે હાથે દાન આપવામાં આવ્યુ.

૧૧૭. જયસિંહસૂરિ સંવત ૧૧૪૧ માં પુન: દંત્રાણામા પધાર્યા દ્રોણ અને દેદી, પુત્ર ગોદુહ સહિત વંદનાર્થે ઉપાશ્રયમાં આવ્યા વંદન કર્યા બાદ કોઈ દૈવી સંકેત અનુસાર ગોદુહ દોડીને ગુરુના આસન ઉપર બેસી ગયા ! તેને ઓળખીને હર્ષિત થયેલા ગુરુએ માતાપિતા પાસે બાળકની માગણી કરી. પોતાનાં વચનાનુસાર બન્નેએ પોતાના પુત્રને ગુરુને સહર્ષ સમર્પિત કર્યો. ત્યાના સંઘે દ્રોણ અને દેદીનો આદર સત્કાર કર્યો. પાંચ વર્ષના બાળકને લઈને ગુરુ ત્યાંથી વિહાર કરી ખંભાત પધાર્યા. ત્યાંના સંઘના આગ્રહથી ત્યાં જ ચાતુર્માસ રહ્યા. સં. ૧૧૪૬ ના પોષ સુદિ ૩ ને દિવસે રાધનપુરના સંઘના આગ્રહથી ગુરુએ બાળકને રાધનપુરમાં દીક્ષા આપી તેનું આર્યરક્ષિત નામ આપ્યું.

૧૧૮. આર્યરક્ષિતસૂરિના પૂર્વ જીવન સંબંધક પટ્ટાવલીમાં આલેખાયેલ ચમત્કારિક વાતો આપણે જોઈ ગયા. મહેન્દ્રસિંહસૂરિ શતપદીમા એવી કોઈ વાત જણાવતા નથી, માત્ર ઐતિહાસિક હકીકતો જ નોંધે છે ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલી નિર્દેશિત હકીકત પણ આપણે જોઈ ગયા એમા પણ કોઈ ચમત્કારિક પ્રસંગોનુ નિરૂપણ નથી પ્રાપ્ય થતી અન્ય પટ્ટાવલીઓનુ વર્ણન પણ એ પ્રમાણે જ ઐતિહાસિક વાસ્તવિકતાનુ વિધાયક છે. અલબત્ત, આપણે અગાઉ જોઈ ગયા તેમ, ચમત્કારિક પ્રસંગો સાથે ઇતિહાસને ખાસ્સી લેવાદેવા નથી એનું તાત્પર્ય જાણવું જ માત્ર જરૂરી છે. ચૈત્યવાસ સામે જે યુગ પુરુષ આંદોલન જગાવ્યો અને વાસ્તવિક ચમત્કારો સર્જ્યા એ પુરુષની પ્રતિભાની પ્રશંસા શાસનદેવીને મુખે થાય એનો ભાવાર્થ સ્પષ્ટ છે ચૈત્યવાસના કાદવમાં ખૂંચી ગયેલા સાધુઓને પણ ઝાંખા પાડી દે એવા ચારિત્રશીલ આત્મા પણ એ જમાનામા વિદ્યમાન હતા જ. એ યુગની મહત્ત્વાકાંક્ષા આપણને દેદીના મુખથી સાંભળવા મળે છે, જે આર્યરક્ષિતમુનિની ભાવિ કારકિર્દીને વર્ણવતી પીઠિકા જેવી જ છે આ બધા વર્ણનો ઔચિત્ય-[illegible] છે. જે અનૈતિહાસિક બાબતો પર વિસંવાદિતા જણાય છે તેનું સંશોધન વિવક્ષિત છે.

૧૧૯. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીની ઘણી બાબતો અસંબધિત છે એટલું જ નહીં [illegible] મેરુતુંગસૂરિ, [illegible] શતપદીસારોદ્ધારની હકીકતો સાથે પણ તેની વિગતો મેળ ખાતી નથી એ [illegible] છે. પ્રો. પીટર્સને પોતાના સને ૧૮૮૬-૯૨ ના રીપોર્ટમાં સં. ૧૬૧૦ માં [illegible] પ્રાચીન [illegible] જે પટ્ટાવલી પ્રકાશિત કરી છે, તે ઉપરથી જાણી શકાય છે કે [illegible] સં. ૧૧૩૬ મા થયો હતો એમનાં પિતાનુ નામ દ્રોણ અને માતાનું [illegible] સં. ૧૧૪૨ મા એમણે જયસિંહસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી આ ઉપરથી સ્પષ્ટ છે કે મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી આર્યરક્ષિતસૂરિનો દીક્ષા સંવત ૧૧૪૬ દર્શાવે છે તે સ્વીકાર્ય

નથી એમનાં જન્મસ્થળ દત્રાણા અને દતાણી નામ વચ્ચેનો ભેદ જતો કરીએ તો પણ ઉક્ત તફાવત ઘણો અગત્યનો કહેવાય એમના ગુરુનુ નામ પટ્ટાવલીમાં જયસધસૂરિ છે, પરતુ ખરેખર નામ જયસિહ-સૂરિ હતુ તે અગે આપણે વિચારણા કરી ગયા છીએ દીક્ષા વખતનું આર્યરક્ષિતસૂરિનુ નામ વિજય-ચદ્ર જ વધુ સ્વીકાર્ય છે. મહેન્દ્રસૂરિ રચિત શતપદીની પ્રશસ્તિ અનુસાર પણ દીક્ષા સંવત ૧૧૪૨ જ ઠીક છે. અન્ય પટ્ટાવલીઓ પણ એ જ સવત દર્શાવે છે વિશેષમાં ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં આર્યરક્ષિતસૂરિનુ શૈશવ નામ વયજા અને એમના નાના ભાઈનુ નામ સોલ્હા આપે છે,

અબ્બૂ ગિરિવર પાસે દતાણી નામ ગામ મજ્ઝમિ,
પાગય વસાભરણો નિવસઈ દોણાભિહો મતી ૩૭

દેઢી તસ્સય ભજ્જા દોન્નિય પુત્તાય તત્થ સજાયા,
વયજા સોલ્હા નામા બાલાન્ન સુગુણ ગણગેહા. ૩૮

જયસિહસૂરિ પાસે વિજયેણ રસેણ સજમિ ગિણ્હ,
નામેણ વિજયચદો ભણઈ સુય તિક્ખ બુદ્ધીએ ૩૯

**શ્રમણ સમુદાય અને પરંપરા.**

૧૨૦. ઉક્ત મેરુતુગસૂરિની પટ્ટાવલીમાં એ વખતના શ્રમણ સમુદાય અને પરપરા વિષે કોઈ નિર્દેશ નથી પરતુ મહેન્દ્રસૂરિ રચિત શતપદીમાંથી આ સબધમાં વિશેષ જાણી શકાય છે, જેનો સાર આ પ્રમાણે છે: નાણક ગામમાં નાણકગચ્છીય સર્વદેવસૂરિ થયા. તેઓ દશવૈકાલિકનુ અધ્યયન કરતાં નાનપણથી વૈરાગ્યવત થયા. એમના ગુરુ ચૈત્યવાસી હતા તેમને બીજા ચૈત્યવાસીઓ સમજાવતા કે તમે જો સર્વદેવ-સૂરિને વધુ ભણાવશો તો આપણને બધાને ઉડાવશે છતાં ગુરુએ એમને બધા સિદ્ધાંત ભણાવ્યા એ વેળા ચૈત્યવાસીઓનુ પ્રભુત્વ એવુ પ્રબળ હતુ કે કોઈ ગામમાં એમને સૂરિપદે સ્થાપવા એ તો મુશ્કેલ કાર્ય હતુ; તેથી આબૂગિરિની નજીકમાં આવિ અને હાતલી નામના બે ગામોની વચ્ચે વડની નીચે છાણનો વાસક્ષેપ નાખી સર્વદેવને સૂરિપદે અભિષિક્ત કર્યા. તેથી તેમના ગચ્છનુ વડગચ્છ એવુ નામ પડ્યુ. એ ગચ્છમાં ઘણા આચાર્યો હોવાથી બૃહદ્‌ગચ્છ તરીકે પણ એ ઓળખાય છે.

૧૨૧ સર્વદેવસૂરિની પરપરામાં યશોદેવ ઉપાધ્યાય થયા. તેમના શિષ્ય જયસિહસૂરિને ગચ્છના આચાર્યોએ મળીને સૂરિપદે સ્થાપ્યા. જયસિહસૂરિએ ચદ્રાવતીમાં મહાવીરસ્વામીનાં દહેરામાં એક નાંદ આગળ નવ શિષ્યોને સૂરિપદ દીધુ. તે નવમાંથી શાંતિસૂરિથી પીપલીઆ ગચ્છ અને દેવેન્દ્રસૂરિથી સગમ-ખેડિયા ગચ્છ અસ્તિત્વમાં આવ્યા ચદ્રપ્રભસૂરિ, શીલગુણસૂરિ, પદ્મદેવસૂરિ અને ભદ્રેશ્વરસૂરિથી પૂનમિયા-ગચ્છની ચાર શાખાઓ થઈ. મુનિચંદ્રસૂરિથી દેવસૂરિ વિગેરેની પરપરા ચાલી, બુદ્ધિસાગરસૂરિથી શ્રીમાલિયા-ગચ્છ ચાલ્યો અને મલયચદ્રસૂરિથી આશાપલ્લિયાગચ્છ ચાલ્યો. જયસિહસૂરિના શિષ્ય વિજયચંદ્રે તેમના મામા શીલગુણસૂરિએ પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારતાં તેમની સાથે જ નીકળ્યા. ત્યા તેમણે તેમને સમસ્ત સિદ્ધાંતના પારગામી કરી આચાર્યપદ લેવા કહ્યુ પણ વિજયચદ્રે માળારોપણ વિગેરે સાવદ્યના ભયથી તે લેવા ના પાડતા ઉપાધ્યાયપદે જ રહ્યા આ રીતે મુનિચદ્રસૂરિ અને વિજયચદ્ર ઉપાધ્યાય એ બન્ને એક જ ગુરુના શિષ્ય હોઈને ગુરુબધુ હતા

૧૨૨ મેરુતુગસૂરિ નામે પ્રસિદ્ધ થયેલ પટ્ટાવલીમાં ઉપરોક્ત શ્રમણ સમુદાય કે એ પરપરા સબધક

કશો જ ઉલ્લેખ નથી. પરંતુ મેરુતુંગસૂરિએ રચેલ લઘુ શતપદીમાં ઉપર્યુક્ત હકીકતનો તેઓ સ્વીકાર કરે છે. ઉક્ત ગ્રંથમાં સ્વગચ્છની ઉત્પત્તિ વિશે તેઓ જણાવે છે કે નાણકગચ્છમાંથી સર્વદેવસૂરિથી વડગચ્છ થયો. તેમાં અનુક્રમે જયસિંહસૂરિના શિષ્ય વિજયચંદ્ર ઉપાધ્યાય થયા તેમને પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારનાર તેમના મામા શીલગુણસૂરિએ સર્વ સિદ્ધાંતો ભણાવીને આચાર્યપદ દેવાનું નક્કી કર્યું પણ વિજયચંદ્ર માળારોપણ વિગેરે સાવદ્યના ભયે તે પદ લેવા ઉત્સુક ન હોવાથી તેમને ઉપાધ્યાયપદે જ સ્થાપ્યા. પછી તેઓ બીજા ત્રણ શિષ્યો સાથે વિચરવા લાગ્યા.

૧૨૩. સર્વદેવસૂરિની પરંપરામાં યશોભદ્રસૂરિ અને નેમિચંદ્રસૂરિ થયા સંભવ છે કે યશોભદ્રસૂરિ સં. ૧૧૪૮ સુધી વિદ્યમાન હોય અને તેમની પાટે અથવા જયસિંહસૂરિની પાટે ચંદ્રપ્રભસૂરિ આવ્યા હોય એમ ત્રિપુટી મહારાજ અનુમાન કરે છે તેઓ વિશેષમાં જણાવે છે કે નેમિચંદ્ર તે ઉદ્યોતનસૂરિના શિષ્ય ઉપાધ્યાય આમ્રદેવના હસ્તદીક્ષિત શિષ્ય હતા આચાર્ય થયા પહેલાં તેમનું દેવેન્દ્રગણિ નામ હતું. સર્વદેવસૂરિએ યશોભદ્ર, જયસિંહ, નેમિચંદ્ર, રવિપ્રભ, પ્રભાચંદ્ર વગેરે આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા હતા. નેમિચંદ્રસૂરિ સં. ૧૧૨૯ અને સં ૧૧૩૯ ના અરસામાં આચાર્ય થયા હતા તેમણે તેજ ગાળામાં મુનિચંદ્રને આચાર્ય પદવી આપી પોતાની પાટે સ્થાપ્યા. નેમિચંદ્ર સં ૧૧૬૯ પછી સ્વર્ગે ગયા. સંભવ છે કે યશોભદ્ર કે જયસિંહની પાટે પ્રભાચંદ્ર અને નેમિચંદ્રની પાટે મુનિચંદ્ર આવ્યા હોય. મુનિચંદ્રસૂરિએ આનંદ, માનદેવ, અજિત, વાદિદેવ વગેરેને આચાર્ય પદરૂઢ કર્યા હતા. તેમની વિદ્યમાનતામાં જ પ્રભાચંદ્રે પૂનમિયા મતની સ્થાપના કરી એમની પાટે શીલગુણસૂરિ થયા તેમણે તથા પોતાના ભાણેજ વિજયચંદ્રે પૂનમિયાગચ્છમાં પ્રવેશ કરી ક્રિયોદ્ધાર કર્યો. વિજયચંદ્રે પાછળથી વિધિપક્ષ ગચ્છની સ્થાપના કરતાં શીલગુણસૂરિ તથા દેવભદ્રસૂરિ પણ વિધિપક્ષગચ્છમાં ભળ્યા. તેમણે શત્રુંજયતીર્થમાં બીજા સાત આઠ યતિઓને પોતાના પક્ષમાં લીધા.

૧૨૪ આશ્ચર્યની વાત તો એ છે કે ત્રિપુટી મહારાજ પૂર્ણિમાગચ્છની શાખારૂપે વિધિપક્ષગચ્છને ઓળખાવવા ચંદ્રપ્રભસૂરિની પરંપરામાં આર્યરક્ષિતસૂરિને 'જૈન પરંપરાનો ઈતિહાસ' પૃ ૫૧૧ માં ગોઠવે છે પૂનમિયાગચ્છના સ્થાપક ચંદ્રપ્રભસૂરિની વિચારધારાનો પ્રભાવ આર્યરક્ષિતસૂરિની પ્રારંભિક અવસ્થામાં હતો એની ના નથી, પરંતુ એ ભૂલવું ન જોઈએ કે બન્ને ગુરુબંધુઓ જ હતા; એટલું જ નહીં, પાછળથી એમણે પૂર્ણિમાપક્ષની સમાચારી પણ અમાન્ય રાખેલી ચંદ્રપ્રભસૂરિ વિદ્વાન અને વાદી હતા, વડગચ્છમાં વડેરા હતા. તેમને વાદીપ્રભસૂરિનું બિરુદ હતું. એમનાથી નાના મુનિચંદ્રસૂરિ શાંત, ત્યાગી, નવકલ્પવિહારી, નિર્દોષ વસતિ અને આહારના ગવેષક તેમજ સંઘમાં સૌને માનનીય વિદ્વાન હતા મુનિચંદ્રસૂરિની લોકપ્રિયતા એ નવા ગચ્છને જન્મ દેવાનું કારણ આપ્યું એમ ત્રિપુટી મહારાજ માને છે અને નીચેનો પ્રસંગ વર્ણવે છે.

૧૨૫. સં. ૧૧૪૯ માં એક શ્રાવકે મોટા આચાર્યને વિનંતિ કરી કે, 'મારે પ્રતિષ્ઠા કરાવવી છે માટે આપ મુનિચંદ્રસૂરિને આજ્ઞા આપો જેથી તેઓ ત્યાં આવીને મારું કાર્ય સિદ્ધ કરી આપે ' ચંદ્રપ્રભસૂરિને આ વિનંતિ પોતાના અપમાન જેવી લાગી તેમને થયું કે આ શ્રાવક મુનિચંદ્રસૂરિને લઈ જવા રાજી છે પણ અમને લઈ જવાની તેની ઈચ્છા નથી. આથી તેમને આજ્ઞા ન આપતાં શ્રાવકને જણાવ્યું કે, 'મહાનુભાવ! પ્રતિષ્ઠા એ સાવદ્ય ક્રિયા છે, તે શ્રાવકની ક્રિયા છે, સાધુનો એ વિધિ નથી. માટે મુનિચંદ્રસૂરિ ત્યાં નહીં આવે.' આ પ્રસંગથી ચંદ્રપ્રભસૂરિએ સાધુઓ પ્રતિષ્ઠા કરાવી ન શકે એવી નવી પ્રરૂપણા કરી. સં ૧૧૪૯ માં જુદા થઈને પૂનમિયાગચ્છ સ્થાપ્યો, એમ ત્રિપુટિ મહારાજ નોંધે છે. પરંતુ

એમ કહેવુ યથાર્થ નથી અચલગચ્છે પણ એ માન્યતા સ્વીકારી છે. એના સંદર્ભમાં આવો પ્રસંગ ઘટાવી શકાય નહી. એ માન્યતા માત્ર નવો મત ઊભો કરવા માટે નહોતી, તેમાં આગમ પ્રણીત સિદ્ધાંત હતો, તર્ક હતો. સુવિહિત માર્ગની પ્રતિષ્ઠાનો તાત્વિક નિચોડ એમાં છૂપાયેલો હતો અનેક ગચ્છોએ પણ એ વખતે એ સિદ્ધાંત સ્વીકારેલો એ માટે ઉક્ત ઘટના જ માત્ર કારણભૂત કેમ બની શકે?

૧૨૬. આ રીતે, વિધિપક્ષગચ્છની સ્થાપના પહેલાં આર્યરક્ષિતસૂરિએ થોડો સમય પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારેલી અને એ ગચ્છની વિચારધારાથી તેઓ પ્રભાવિત પણ થયેલા. પરંતુ તેમને એ ગચ્છના માની લેવાની તેમજ વિધિપક્ષગચ્છને પૂનમિયાગચ્છની શાખારૂપે ઓળખાવવાની કોઈ ભૂલ ન કરે પોતાના મામા શીલગુણસૂરિના સ્નેહભાવથી તેઓ એ ગચ્છની નિશ્રા થોડા સમય માટે સ્વીકારવા આકર્ષાયા હોય એ સંભવિત છે, અથવા તો ક્રિયોદ્ધાર માટે પણ એ કારણભૂત હોઈ શકે. જ્યારે પૂનમિયાગચ્છમાં એમને આચાર્યપદ પ્રદાન કરવાનુ નક્કી થયુ ત્યારે એમણે ધસીને ના પાડી દીધી અને ઉપાધ્યાય પદે જ રહેવાનુ પસંદ કર્યું. એ દર્શાવે છે કે એમણે અમુક સંજોગોમાં જ થોડો સમય પૂનમિયાગચ્છની નિશ્રા સ્વીકારેલી. માત્ર આટલા કારણથી એમને ચંદ્રપ્રભસૂરિની પરંપરામાં ગોઠવવા એ મોટી ભૂલ ગણાશે.

૧૨૭ નૂતન ગચ્છસૃષ્ટિનાં મંડાણ વખતની પરિસ્થિતિ પર ઇતિહાસકારોએ વિશેષ ધ્યાન કેન્દ્રિત કરી તત્કાલીન પ્રવર્તમાન ભિન્ન ભિન્ન ધારાઓના અનુષંગમાં, તે વખતનું વિસ્તૃત ચિત્ર આલેખવુ અભિષ્ટ છે. એક બીજા ગચ્છોની સમાચારી અને એનો ઉદ્‌ગમ ક્ષુલ્લક પ્રસંગોને પરાણે ગોઠવી દઈને વિકૃત રીતે રજૂ કરવાનો નહી પરંતુ તેનુ વાસ્તવિક દર્શન કરાવવાનો પ્રયાસ કરવો ઘટે છે. એ વખતે થોડા થોડા અંતરે અનેક ગચ્છોના અંકુરો ફૂટતા ગયા જેમા ખરતરગચ્છ, પૂર્ણિમાગચ્છ, અંચલગચ્છ, આગમગચ્છ, તપાગચ્છ, ઇત્યાદિ મુખ્ય છે

### એક મહાન પ્રસંગ

૧૨૮. આપણે જોઈ ગયા કે દીક્ષા પછી વિજયચંદ્રે ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ શરુ કર્યો. એ વખતે એમનાં જીવનમા એક નાનકડો પણ જીવન પરિવર્તક મહાન પ્રસંગ બની ગયો, જે વીરવંશાવલીના કર્તાના શબ્દોમાં આ પ્રમાણે છે · ‘ તિહાં પ્રથમ સાધુનઓ આચાર ઓલખવાનઈ હેતિ શ્રી દશવૈકાલિકસૂત્ર ગુરુ તેહને ભણાવિતા હુયા. ભણતા થકા અધ્યયન સાતમાની ગાથા છઠ્ઠી ભણવા માંડી. તે ગાથા—

> સીઉદગં ન સેવેજ્જા શિલાવુઠં હિમાણિયં,
> ઉસિણોદગં તત્થ ફાસુય પડિગાહિજ્જ સંજઈ. ૧

૧૨૯. ‘એ ગાથાનઓ અર્થ ગુરુઈ ભણાવ્યો તે અર્થ ગોઢે ચિત્તમાંહિ વિચારયો. પોશાલમાંહિ તાઢા સચિત્ત પાંણીના ભાંડા ભરયા દેખી ગુરુનઈ પૂછે, શ્રી ગુરુજી અન્નહા વાહાઈ અન્નહા કિરિયા કહીઇં. એ વચન સાભલી ગુરુ કહે, સુશિષ્ય એહ કિરિયા આ સમયઇ ન ચાલિ. તિવારિ તિણે શિષ્યે કહ્યુ એ ક્રિયા કરઇં તેહનઈ લાભ કિંવા ત્રોટો ? ગુરુ કહે—લાભ, પિણ તેહને ત્રોટો નહીં એહની ગુરે યોગ્ય ક્રિયાપાત્ર તપસ્વી જાણી ઉપાધ્યાય પદ દેઈ શ્રી વિજયચંદ્ર નામ દિધુ. તિણઈ તિહાં થકી ગુરુ વાંદી આજ્ઞા લહી ચ્યાર સાધુસ્યું વિહાર કીધો ’

૧૩૦. મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં પણ એવુ જ વર્ણન છે, જેનો ટૂંક સાર આ પ્રમાણે છે—દીક્ષા પછી આર્યરક્ષિતમુનિ ગુરુ પાસે શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી તેઓએ થોડા વખતમાં ઘણા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. એમના ગુરુબંધુ રાજ્યચંદ્રમુનિ પાસે મંત્ર-તંત્રાદિ અગમ્ય વિદ્યાઓનો, પરકાય પ્રવેશ વિદ્યાનો પણ એમણે અભ્યાસ કર્યો સં. ૧૧૫૯ ના માગશર સુદી ૩ ને દિવસે પાટણના સંઘના આગ્રહથી તેમને આચાર્યપદ આપવામાં આવ્યું.

૧૩૧ દશવૈકાલિકસૂત્રનો અભ્યાસ કરતાં આર્યરક્ષિતસૂરિનુ ધ્યાન એક ગાથા પર વિશેષ કેન્દ્રિત થયુ જેનો સાર એવો છે કે, 'ચારિત્રવાન સાધુએ ઉકાળ્યા વિનાનું ઠંડુ પાણી, કંગ વરસેલુ પાણી તથા બરફ ગ્રહણ કરવાં નહી, પરંતુ ઉકાળેલુ પ્રાસુક જલ ગ્રહણ કરવુ.' આ ગાથા વાંચીને તેમને થયુ કે આપણે ચારિત્રવાન સાધુ હોવા છતા શાસ્ત્રોમાં નિષેધ કરેલાં કાચા ઠંડા પાણી તથા અધાર્મિક આહાર આદિને કેમ સેવીએ છીએ? પોતાનાં મનની શંકા તેમણે વિનયપૂર્વક ગુરુ આગળ વ્યક્ત કરી, જેના જવાબમા ગુરુએ જણાવ્યુ કે—'આજકાલ પાંચમા આરાના પ્રભાવથી આપણે શાસ્ત્ર પ્રણીત શુદ્ધ ચારિત્ર પાળવાને અસમર્થ છીએ અને તેથી જ આપણે કાચા પાણી આદિને વાપરીએ છીએ.' આ સાભળીને વૈરાગ્યયુક્ત વાણીમાં આર્યરક્ષિતસૂરિએ કહ્યું કે—'જો આપની આના હોય તો હું ચારિત્રમાર્ગનો સ્વીકાર કરીને શુદ્ધ ધર્મની પ્રરૂપણા કરુ.' આ સાંભળી ગુરુને થયું કે શાસનદેવીએ કહેલુ વચન સત્ય થશે કેમકે આર્યરક્ષિતસૂરિ ક્રિયોદ્ધાર કરીને શુદ્ધ વિધિમાર્ગની પ્રરૂપણા કરશે. યોગ્ય જાણીને ગુરુએ કહ્યું, 'જેમ તમોને રુચે તેમ કરો.' એ પછી ગુરુની અનુજ્ઞા મેળવી શિષ્યે આચાર્યપદનો ત્યાગ કર્યો. ગુરુએ અત્યંત આગ્રહથી આપેલા ઉપાધ્યાયપદને સ્વીકારીને તથા પોતાનુ નામ વિજયચંદ્ર ધારણ કરીને ક્રિયોદ્ધારપૂર્વક શુદ્ધ આચારવાળી પુન. દીક્ષા લઈને કેટલાક સંવેગી મુનિઓની સાથે સં. ૧૧૫૯ના મહા સુદી ૫ ને દિવસે તેઓ જુદો વિહાર કરવા લાગ્યા

૧૩૨. આપણે અગાઉ જોઈ ગયા કે મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીમાં તો જુદા જ પ્રકારની ઘટના વર્ણવવામાં આવી છે તેમાં કહેવામાં આવ્યુ છે કે જયસિંહસૂરિના શિષ્ય વિજયચંદ્રઉપાધ્યાયને પૂનમિયાગચ્છના તેમના મામા શીલગુણસૂરિએ સર્વ સિદ્ધાંતો ભણાવીને આચાર્યપદ દેવા માંડ્યું પણ વિજયચંદ્રે માળારોપણ વિગેરે સાવદ્યના ભયે તે પદ લેવા નહિ ઇચ્છવાથી તેમને ઉપાધ્યાયપદે સ્થાપ્યા. મહેન્દ્રસિંહસૂરિ કૃત શતપદીમાં પણ એ પ્રકારનો જ ઉલ્લેખ છે. ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં આપણને જણાવવામાં આવે છે કે વિજયચંદ્ર તિક્ષ્ણ બુદ્ધિથી સૂત્રો ભણે છે દુસ્સમકાળમાં સદોષ આહાર–પાણીને લીધે સાધુઓની ક્રિયા દુર્વહ હતી તે જોઈને સૂત્રના આચારને સ્મરણ કરતો શિષ્ય એનું કારણ પૂછે છે ગુરુ કહે છે કે પ્રમાદ ગાઢ અંધકાર જેવો છે એટલે શુ કરીએ? સમય અનુસાર જ ચાલવુ પડે છે એ પછી શિષ્ય સૂત્રોનો અભ્યાસ કરે છે. આચાર્યપદને નહી ઇચ્છતા ગુરુએ તેને ઉપાધ્યાયપદ આપ્યુ, જુઓ. 'સૂરિં ચ અણિચ્છતો દવિયસુવજ્ઝાય સંપયં ગુરુણા, અપ્પવઉત્થો ચલિઉ ઉદ્ધરિઉ સુદ્ધ કિરિયમિણં.' એ પછી પાંચ મુનિઓ સહિત ક્રિયોદ્ધાર અર્થે લાટ દેશમાં તેઓ ચાલ્યા. કવિ કાન્હ કૃત ગચ્છનાયક ગુરુરાસમા પણ આને મળતી જ હકીકત છે.

૧૩૩. ઉપર્યુક્ત પ્રમાણો ઉપરથી જાણી શકાય છે કે દશવૈકાલિકસૂત્રની એક જ ગાથાએ આર્યરક્ષિતસૂરિના જીવનમાં મહાન પરિવર્તન આણી દીધુ. આપણે અગાઉ જોઈ ગયા કે એ જ સૂત્રને આધારે જિનેશ્વરસૂરિએ ચૈત્યવાસીઓને દુર્લભરાજની સભામા પરાસ્ત કરીને જૈનશ્રમણોનો આચાર સમજાવેલો આ ઘટનાઓ નાની હોવા છતા યુગપ્રવર્તક છે એક ક્ષુલ્લક ગણાતા પ્રસંગમા પણ જીવનપ્રવાહને બદલાવી દેવાની અમોઘ શક્તિ ભરી પડી હોય છે. અનેક મહાપુરુષોનાં જીવનમા એ વાતનો આવિષ્કાર થતો જોવામા આવે છે. આર્યરક્ષિતસૂરિના જીવનમાં પણ એવુ જ થયુ. એમના જેવા યુગદર્શક પુરુષને કેવુ મનોમંથન કરવુ પડેલું અને એ યુગના આંદોલનો એમણે કેમ ઝીલ્યા એની ઝાખી પણ એ નાના ગણાતા પ્રસંગમાંથી આપણને મળી રહે છે. અલબત્ત, આપણે ઉપર જોયુ તેમ, મહેન્દ્રસિંહસૂરિ, મેરુતુંગસૂરિ કે ભાવસાગરસૂરિ દશવૈકાલિકસૂત્રનો નિર્દેશ કરતા નથી, પરંતુ અન્ય પટ્ટાવલીઓમાં એ સૂત્રનો ઉલ્લેખ હોઈને એ હકીકત સ્વીકારવામા કોઈ બાધા નથી. મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીને બાદ કરતાં બધા

જ પ્રમાણો ઉક્ત પ્રસંગ આર્યરક્ષિતસૂરિનાં આચાર્યપદ પહેલાં બન્યો હોવાનું જણાવે છે, જ્યારે પટ્ટાવલીમાં આચાર્યપદ પછી ઉક્ત પ્રસંગ બન્યો હોવાનો ઉલ્લેખ છે. એ પ્રસંગ પછી તેમણે આચાર્યપદનો ત્યાગ કર્યો અને ઉપાધ્યાયપદે તેઓ રહ્યા હોવાની વાત પટ્ટાવલીકારને અભિપ્રેત છે, જે અસ્વીકાર્ય છે. આર્યરક્ષિતસૂરિ જેવા વિચક્ષણ પુરુષ આચાર્યપદ પામ્યા ત્યાં સુધી દશવૈકાલિકસૂત્ર ન ભણ્યા હોય કે તેમને એ વિષયનો વિચાર સુદ્ધા ન ઉદ્ભવ્યો હોય એ વાત સ્વીકારવા જેવી નથી. એથી તો એમના જેવા યુગપુરુષની પ્રતિભાને ભારોભાર અન્યાય કર્યો જ ગણાય. ઐતિહાસિક દૃષ્ટિથી પણ તે અસ્વીકાર્ય ઠરે છે, જે અંગેનાં પ્રમાણો આપણે જોઈ ગયા. જિનવિજયજી સંપાદિત વીરવંશાવલીમાં તો ગોદુહ દશવૈકાલિકસૂત્રની ગાથા સંબંધમાં ગુરુને પ્રશ્ન પૂછે છે એમ લખેલું છે એટલે એ પ્રસંગ દીક્ષા પહેલાં બન્યો હોવાની એમાં સંભાવના છે પરંતુ દીક્ષા પછી થોડા જ વર્ષોમાં એ બન્યો હશે. પટ્ટાવલીમાં સં. ૧૧૫૯ પછી બન્યો હોવાની જે વાત છે તે ઘણી જ મોડી કહેવાય, કેમકે એ પછી માત્ર દશ વર્ષમાં તો આર્યરક્ષિતસૂરિએ વિધિપક્ષગચ્છની સ્થાપના કરી અને જૈન શાસનના ઈતિહાસમાં એક અગત્યનું પ્રકરણ ઉમેર્યું.

### કઠોર તપ

૧૩૪ આપણે જોઈ ગયા કે સાધુનો શુદ્ધ આચાર પાળવા આર્યરક્ષિતસૂરિ વિજયચંદ્રઉપાધ્યાય નામ ધારણ કરીને પાંચ મુનિઓ સહિત લાટ દેશમા પહોંચ્યા ભાવસાગરસૂરિ વધુમાં જણાવે છે કે તેઓ શુદ્ધ આહાર માટે ફર્યા પરંતુ શુદ્ધ આહાર પામ્યા નહી એટલે પાછા વળ્યા. શુદ્ધ આહારની પ્રાપ્તિ ન થતા તેઓ પાવાગઢના શિખર ઉપર ભગવાન મહાવીરના જિનપ્રાસાદમા દર્શનાર્થે પહોંચ્યા. સંલેખનાને ઈચ્છતા તેઓ એક માસ સુધી તપ કરે છે. મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધરસ્વામી એમની કઠોર સાધનાની પ્રશંસા કરે છે, જે સાંભળીને ચક્કેસરી દેવી હર્ષપૂર્વક સુગુરુને વંદન કરવા આવે છે. દેવીએ પણ એમની પ્રશંસા કરી અને જણાવ્યું કે–અનશન કરશો નહી. ભાલેજ નગરથી યશોધન સંઘ સહિત વીરપ્રભુની યાત્રા કરવા અહી પધારશે તમારા શુદ્ધ ધર્મના ઉપદેશથી તેઓ બોધ પામશે. શુદ્ધ આહાર દ્વારા તમારુ પારણું થશે' ઇત્યાદિ કહી દેવી ગયા.

૧૩૫. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા પણ એ પ્રકારનું વિસ્તૃત વર્ણન છે, જે સંક્ષેપમાં આ પ્રમાણે છે ' વિજયચંદ્રઉપાધ્યાય સાધુની શુદ્ધ ક્રિયા આચરવા લાગ્યા. પરંતુ શુદ્ધાહાર પ્રાપ્ત ન થતાં પાવાગઢ પર તેમણે સાગારી અનશન કર્યું. એક મહિના સુધી તપ ચાલ્યું. એવામાં મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા સીમંધર જિનેશ્વરને ચક્રેશ્વરી તથા પદ્માવતી દેવીએ પૂછ્યું કે આ કાળમાં ભરતક્ષેત્રમા આગમપ્રણીત શુદ્ધ માર્ગની પ્રરૂપણા કરનાર કોઈ મુનિ છે કે નહી ? ભગવાને કહ્યું કે પાવાગઢ ઉપર સાગારી અનશન કરી રહેલા વિજયચંદ્રઉપાધ્યાય શુદ્ધ શ્રમણમાર્ગને જાણનારા છે અને તેઓ હવે શુદ્ધ વિધિ માર્ગની પ્રરૂપણા કરશે. ભગવાનનાં વચનો સાંભળીને બન્ને દેવીઓ પાવાગઢ પર આવી. વિજયચંદ્રઉપાધ્યાયને વંદન કરીને તેમણે કહ્યું કે, હવે તમે ભાલેજ નગરમાં જાઓ. ત્યાં તમોને શુદ્ધ આહારની પ્રાપ્તિ થશે, તથા ત્યાં શુદ્ધ જિનમાર્ગની પ્રરૂપણા કરવાથી તમારા વડે શાસનની મોટી પ્રભાવના થશે. આથી તેઓ ભાલેજ પધાર્યા.

૧૩૬ મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીમાં જણાવવામાં આવ્યું છે કે એ સમયે પાસત્થાઓની બાહુલ્યતા હોવાથી લોકોને ભિક્ષાના દોષોનું જ્ઞાન ન હતું. આથી શુદ્ધ ભિક્ષા ન મળવાથી વિજયચંદ્રઉપાધ્યાયે પાવાગઢ ઉપર સંલેખણા કરવા માંડી એક માસના ઉપવાસ થતા ચક્રેશ્વરી દેવીએ પ્રત્યક્ષ થઈ, નમીને વિનતિ કરી કે મહારાજ, આપના પ્રસાદથી જગતમા મહાલાભ થશે, માટે આવતી કાલે પ્રભાતે તમને આહાર મળે તેના વડે પારણું કરશો. એ અનુસાર ગુરુ તે પ્રમાણે પારણું કરીને તે વેળાએ આવેલા સંઘવી યશોધનના સંઘ સાથે ભાલેજ નગરમાં આવ્યા

૧૩૭. કવિવર કાન્હ રચિત ' ગચ્છનાયક ગુરુરાસ 'માં પણ ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીને મળતું જ વર્ણન છે. કવિએ આ પ્રસંગને વિસ્તારથી વર્ણવ્યો છે, જેનો ટૂંક સાર આ પ્રમાણે છે કાલના પ્રભાવથી શ્રમણાચાર ભૂલાઈ ગયો હતો. શુદ્ધાહાર ન મળવાથી ગુરુ પાવાગઢ પર જઈ એક માસ સુધી કઠોર તપ તપે છે ચક્રેશ્વરીદેવી પ્રત્યક્ષ થાય છે. બન્ને વચ્ચે વાર્તાલાપ થાય છે અંતે દેવી વિનંતિ કરે છે કે ભાલેજનગરથી યશોધન ભણશાળી અહીં સંઘ સાથે યાત્રાએ આવે છે. એ તમારો શ્રાવક થશે. બીજે દિવસે મોટા સંઘ સહિત યશોધન આવ્યો. ગુરુએ એને ઉપદેશ આપ્યો યશોધને ગુરુને પારણું કરાવ્યુ. પછી સંઘ સાથે ગુરુ ભાલેજ નગરે પધાર્યા

૧૩૮. ઉક્ત પ્રમાણો ઉપરથી જાણી શકાય છે કે ચૈત્યવાસની ગર્તામાં ડૂબેલા સમાજને આર્યરક્ષિતસૂરિએ કઠોર તપ તપીને, આગમોક્ત શ્રમણ આચાર પાળીને, સાચો માર્ગ બતાવ્યો આગમ પ્રણીત એ માર્ગ આચરવામા એમને પારાવાર મુશ્કેલીઓ નડી. સતત એક મહિના સુધી એમને શુદ્ધાહાર પ્રાપ્ત ન થયો, છતાં તેઓ પોતાના માર્ગમા મક્કમ રહ્યા અને સાબિત કરી બતાવ્યુ કે દુસ્સમ કાળમાં પણ શુદ્ધ શ્રમણાચાર આચરી શકાય છે. એ વખતે એવી માન્યતા રૂઢ થઈ ગયેલી કે આગમ પ્રણીત સમાચારી તો ચોથા આરા માટે જ છે; પાંચમા આરામા તે આચરવી દુષ્કર છે. આ માન્યતાનુ જો ખંડન કરવામાં ન આવત તો સુવિહિત માર્ગ માટેના બધાયે દ્વારો બીડાઈ જાત અને પરિસ્થિતિ કાંઈક બીજી જ હોત. પરંતુ આ માન્યતાનુ ખંડન માત્ર શાસ્ત્રોનાં કે શ્લોકના પ્રમાણો ટાંકીને નહી, શુદ્ધાચાર પાળીને જ કરી શકાય એવું હતુ, જે આર્યરક્ષિતસૂરિએ કરી બતાવ્યું. એમનાં આવા ઉમદા પ્રયાસ અને એમનાં તપની પ્રશંસા સીમંધર જિનેશ્વર કરે છે એ વાત પ્રાચીન પટ્ટાવલી સાહિત્યની શૈલીને અનુરૂપ જ છે, તેનો ધ્વનિ જો તારવવામાં આવે તો કહી શકાય કે એમની સિદ્ધિ અસાધારણ હતી; એમણે તે દ્વારા ખરેખર, ચમત્કાર સર્જ્યો છે.

૧૩૯. ઐતિહાસિક દૃષ્ટિથી ઉપર્યુક્ત પ્રમાણો વચ્ચે થોડાક ફેરફાર જણાય છે. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા અર્યરક્ષિતસૂરિને દેવી ભાલેજનગરમાં જવાનુ કહે છે ત્યાં દાહજ્વરથી યશોધન પીડાતો હોય છે. એની ઉપશાંતિ માટે તેની માતા અટ્ઠમ કરે છે. અંબીકાદેવી પ્રસન્ન થઈને કહે છે કે વિજયચંદ્રઉપાધ્યાયના ચરણોદકનુ યશોધનના શરીર પર સિંચન કરો તો પીડા મટી જશે એ પ્રમાણે કરતાં યશોધન પીડામુક્ત થયો. ઉપાધ્યાયજીના ઉપદેશથી તેણે જૈનધર્મ સ્વીકાર્યો.

૧૪૦. મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીમાં યશોધન સંઘ સાથે પાવાગઢ યાત્રાર્થે આવે છે એવુ વર્ણન છે ભાવસાગરસૂરિ તથા કવિવર કાન્હ પણ એ પ્રમાણે જ વર્ણવે છે. યશોધન શ્રાવક તો હતો જ પરંતુ આર્યરક્ષિતસૂરિએ તેને આગમપ્રણીત ધર્મ સમજાવ્યો યશોધન એમનો ભક્ત થયો. અને ગુરુને તેણે વિધિમાર્ગની પ્રરૂપણા કરવા વિનંતિ કરી. એની વિનંતિને સ્વીકારી ગુરુ સંઘ સહિત ભાલેજ પધાર્યા.

### વિધિપક્ષ, અચલ કે અંચલગચ્છ

૧૪૧. એ પછી યશોધને અત્યંત આગ્રહથી જયસિંહસૂરિને ભાલેજ નગરમાં બોલાવ્યા અને તેમની ઘણી ભક્તિ કરી ભાલેજના સંઘના આગ્રહથી સં. ૧૧૬૯ ના વૈશાખ સુદી ૩ ને દિવસે ગુરુએ વિજયચંદ્રઉપાધ્યાયને આચાર્યપદ આપ્યું અને તેમનુ આર્યરક્ષિતસૂરિ નામ રાખ્યું યશોધને પદમહોત્સવમાં એક લાખ ટકનો ખર્ચ કર્યો વયોવૃદ્ધ થયેલા જયસિંહસૂરિ એજ વર્ષમા આલોચનાપૂર્વક પંચપરમેષ્ઠિનું આરાધન ધરતા ભાલેજ (વઢવાણમાં ?) માં પંચત્વ પામ્યા.

૧૪૨. આર્યરક્ષિતસૂરિના ઉપદેશથી યશોધને ભરતચક્રવર્તિની યુક્તિ જેવુ આદીશ્વર ભગવાનનું નવું દેરાસર કરાવ્યુ. પટ્ટાવલીકાર જણાવે છે કે તેમા ક્ષેત્રપાલ વ્યંતર વિઘ્ન કરતો હતો. આવી ગુરુએ તેને

આકર્ષિણી અને સ્તંભિની વિદ્યાના પ્રભાવથી કાબૂમાં લીધો, અને જિનાલયનાં કાર્યમાં સાહાય્યક બનાવ્યો. દહેરાસરના દરવાજામાં ક્ષેત્રપાલની ચાર હાથવાળી મૂર્તિ બેસાડવામાં આવી. ચાતુર્માસ બાદ ગુરુના ઉપદેશથી યશોધને શત્રુંજયનો છ'રી પાળતો યાત્રા–સંઘ પણ કાઢ્યો.

૧૪૩. લઘુ શતપદીમાં મેરુતુંગસૂરિ જણાવે છે કે યશોધને આદિદેવનાં દેરાસરની આર્યરક્ષિતસૂરિના ઉપદેશથી પોતે પ્રતિષ્ઠા કરવા માંડી. તે જોઈ તેને અટકાવવા હેમચંદ્રાચાર્યના ગુરુ સંગમખેડીઆ દેવેન્દ્ર-સૂરિ, આશાપલ્લીઆ મલયચંદ્રસૂરિ તથા પીપલ્લીઆ શાંતિસૂરિ વિગેરે મહાન આચાર્યો એકઠા થઈ જોર-શોરથી કહેવા લાગ્યા કે ' આ વળી નવું ડામાડોળ શું ઊભું કરો છો ?' આ સાંભળીને પ્રતિષ્ઠા મહોત્સવમાં એકત્રિત થયેલા મંદોર, વડોદરા, ખંભાત તથા નાહપા વિગેરેના સંઘો વિચારમાં પડ્યા કે હવે શું થશે ? તે વેળા આ પ્રમાણે ત્રણવાર આકાશવાણી થઈ: ' અહો લોકો ! આ વિધિમાર્ગ સિદ્ધાંતોક્ત છે, સર્વ-જ્ઞોક્ત છે અને શાશ્વત છે, માટે એમાં કોઈએ સંદેહ ન કરવો એમાં બ્રહ્મા પણ વિઘ્ન કરી શકે તેમ નથી ' એ પછી વિઘ્ન શાંત થતાં પ્રતિષ્ઠા મહોત્સવ પૂર્ણ થયો અને એ સ્થળે સં. ૧૧૬૯ મા અંચલ-ગચ્છની સ્થાપના થઈ

૧૪૪ આ ગચ્છ શુદ્ધ વિધિમાર્ગની પ્રરૂપણાનાં ધ્યેય સાથે જ ઉદ્ભવ્યો હોઈને પ્રારંભમાં વિધિ-પક્ષગચ્છનાં નામે ઓળખાતો રહ્યો લઘુશતપદીમાં મેરુતુંગસૂરિ જણાવે છે કે ' પરમાર્હત કુમારપાલ રાજાએ નમેલા, કલિકાલસર્વજ્ઞ, પ્રભુ શ્રી હેમચંદ્રાચાર્યે અંચલગચ્છને વિધિપક્ષ નામ આપ્યું.'

૧૪૫. પટ્ટાવલીમાં આ ગચ્છનાં અચલગચ્છ એ નામ સંબંધમાં એક વિસ્તૃત ચમત્કારિક પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે, એનો ઐતિહાસિક સાર આ પ્રમાણે છે: રાજા સિદ્ધરાજે પુત્રપ્રાપ્તિ માટે પુત્ર-કામેષ્ટિયજ્ઞ આરંભ્યો. અકસ્માતે સર્પદંશથી એક ગાય યજ્ઞમંડપમાં જ મૃત્યુ પામી. જો ગાયને જીવતી જ યજ્ઞમંડપમાંથી બહાર કાઢવામાં આવે તો જ યજ્ઞ ચાલી શકે એમ હતું આ અશકય કાર્ય કોણ સાધી શકે ? રાજાની વિનંતિથી આર્યરક્ષિતસૂરિએ પરકાય પ્રવેશિની વિદ્યાના પ્રભાવથી તે ગાયને યજ્ઞશાળામાંથી બહાર કાઢી. આર્યરક્ષિતસૂરિ પોતાનું વચન પાળવામા અચળ રહ્યા એટલે સિદ્ધરાજે તેમને 'અચલ' એવું બિરુદ આપ્યું. આથી વિધિપક્ષગચ્છ અચલગચ્છના નામથી પ્રસિદ્ધ થયો. રાજા સિદ્ધરાજે સં. ૧૧૮૪ પછી પુત્રકામના માટે યાત્રાઓ વિગેરે કરી હતી એ આધારે અચલગચ્છ એ અભિધાન સં ૧૧૮૫ અને સં. ૧૧૯૫ ના વચ્ચેના ગાળામાં પ્રચલિત હશે

૧૪૬ પટ્ટાવલીમાં 'અંચલગચ્છ' એ અભિધાન માટે એવું વર્ણન છે કે સિદ્ધરાજ પછી ગાદી ઉપર આવેલા કુમારપાલે આર્યરક્ષિતસૂરિની પ્રશંસા સાંભળીને તેમને પાટણ તેડાવ્યા, અને બહુ માનપૂર્વક પ્રવેશમહોત્સવ પણ કર્યો. એક પ્રસંગે રાજાની સભામાં બેઠેલા આર્યરક્ષિતસૂરિને કુડી વ્યવહારીએ પોતાના ઉત્તરાસંગના છેડાથી ભૂમિનું પ્રમાર્જન કરીને વંદન કર્યું તે જોઈ રાજાએ હેમચંદ્રાચાર્યને પૂછ્યું કે આ પ્રકારનો વિધિ પણ શું શાસ્ત્રોમા કહેલો છે ? કલિકાલસર્વજ્ઞે એ વિધિને શાસ્ત્રોક્ત કહેતા રાજાએ આર્ય-રક્ષિતસૂરિના પરિવારને અંચલગચ્છ તરીકે ઓળખાવ્યો. ત્યાર પછી આ ગચ્છ એ નામથી જ સવિશેષ પ્રસિદ્ધ થયો, અને આજ દિવસ સુધી એ નામથી જ ઓળખાતો રહ્યો.

૧૪૭ દરેક ગચ્છનો આવિર્ભાવ–પ્રાકટય સામાજિક અને ધાર્મિક આકાંક્ષાઓના ફળ સ્વરૂપે જ થાય છે. શિથિલાચારની ગર્તામાં ડૂબેલા સમાજમા સુવિહિત માર્ગને પ્રસ્થાપિત કરવાની એ વખતે તીવ્ર આકાંક્ષા જાગેલી. એ આકાંક્ષા તાદશ્ય કરવાની આવશ્યકતાએ આર્યરક્ષિતસૂરિ જેવી યુગમૂર્તિને જન્મ આપ્યો. શાસનની આકાંક્ષા એમનાં વ્યક્તિત્વમાં પ્રતિબિંબિત થઈ અને એના ફળ સ્વરૂપે જ અંચલ–ગચ્છનો એમણે સૂત્રપાત કર્યો. આ ગચ્છના નેજા હેઠળ એમને સંગઠન ઊભું કરવું હતું અને તે દ્વારા

જ તેમને સામાજિક, સાંસ્કૃતિક અને ધાર્મિક ઉત્થાનના સિમાચિહ્નો રચવાં હતાં, એક એવું બળ પ્રકટાવવું હતું કે એમના પછી પણ સુવિહિત માર્ગની વિશુદ્ધ પ્રણાલિકાઓ યુગોયુગ અસ્ખલિત વહેતી આવે, કોઈ એ માર્ગમા રૂકાવટ ન લાવી શકે!

## અંચલગચ્છની સમાચારી

૧૪૮. આર્યરક્ષિતસૂરિએ ગચ્છની સ્થાપના કરી અને એનું આગમપ્રણીત મંતવ્ય લોકોને સમજાવ્યું. એમની માન્યતાઓ રૂપે સમાચારી વિષયક શતપદી નામનો પ્રાકૃતગ્રંથ એમના પ્રશિષ્ય ધર્મઘોષસૂરિએ સં. ૧૨૬૩ માં રચ્યો. એ ગ્રંથને આધારે મહેન્દ્રસિંહસૂરિએ સં. ૧૨૯૪ માં એવો જ ગ્રંથ થોડાક સુધારા વધારા સાથે સંસ્કૃતમાં રચ્યો મૂળ ગ્રંથ અપ્રાપ્ય હોઈને અંચલગચ્છની સમાચારી અંગેનું મંતવ્ય આપણે મહેન્દ્રસિંહસૂરિકૃત સંસ્કૃત શતપદીમાંથી જ જાણી શકીએ છીએ. એમાં બધા મળીને ૧૧૭ વિચારો છે. મુખ્ય વિચારો નીચે મુજબ છે:

૧૪૯. સાધુ જિનપ્રતિમાની પ્રતિષ્ઠા ન કરાવે. દીપપૂજા, ફળપૂજા, બીજ પૂજા તથા બલિપૂજા ન કરવી, તંદુલ પૂજા કે પત્રપૂજા કરી શકાય. શ્રાવક વસ્ત્રાંચલથી ક્રિયા કરે, પૌષધ પર્વદિને કરે, સામાયિક સાંજે-સવારે એમ બે ટાણે અને બે ઘડીનું કરે ઉપધાન-માલારોપણ કરવાં નહીં ત્રણ થોય કહેવી. મુનિને વંદન કરતા એક ખમાસમણ દઈ શકાય, સ્ત્રીઓએ મુનિને ઊભે ઊભે જ વાંદવું. કલ્યાણકો ન માનવા, નમોત્થુણંમાં 'દીવો, તાણં, સરણ, ગઈ, પઈટ્ઠા' ઇત્યાદિ પાઠ નહીં કહેવા નવકારમંત્રમાં 'હોઈ મંગલં' કહેવું. ચોમાસી પાખી પૂનમે કરવી સંવત્સરી આષાઢી પૂનમથી પચાસમે દિવસે કરવી. અને અભિવર્ધિત વર્ષમાં વીસમા દિવસે કરવી. અધિક માસ પોષ કે આષાઢમાં જ થાય, ઇત્યાદિ.

૧૫૦. શંખેશ્વરગચ્છ, નાણાવાલગચ્છ, નાડોલગચ્છના વલ્લભીગચ્છ, ભિન્નમાલગચ્છ ઇત્યાદિ ગચ્છોએ પણ ઉપર્યુક્ત સમાચારીનો સ્વીકાર કર્યો. પૂર્ણિમાગચ્છ, સાર્ધપૂર્ણિમાગચ્છ, આગમગચ્છ ઇત્યાદિ ગચ્છોએ પણ અંચલગચ્છની મુખ્ય સમાચારીને સ્વીકૃતિ આપી અન્ય ગચ્છો પણ અંચલગચ્છની સમાચારીથી અપ્રભાવિત રહી શક્યા નહિ.

૧૫૧ અંચલગચ્છની સમાચારીનો વિદ્વાનોએ તાત્ત્વિક દૃષ્ટિથી અને નિઃસ્પૃહ ભાવે અભ્યાસ કરવો ઘટે છે. ગચ્છરાગથી નહીં, કિન્તુ આગમ સિદ્ધાંતોની એરણ ઉપર એનાં મંતવ્યો તપાસવા જોઈએ, અને એ રીતે મૂલવવાં જોઈએ અલબત્ત, એ સમાચારીનો મોટો ભાગ આજે એ ગચ્છ પણ અનુસરતો નથી, છતાં સંસ્કૃતિના ઇતિહાસ માટે એ સમાચારી અને વિચારસગણી સુંદર અભ્યાસ પૂરો પાડે એમ છે. ઇતિહાસના ક્ષેત્ર માટે તો આટલો ઉલ્લેખ જ બસ છે આ સમાચારી પાછળ ઐતિહાસિક ભૂમિકા એટલી જ છે કે સમાજમાં તે કાળે ચારિત્રનો અભાવ હતો. લોકોને વ્રત-નિયમો-વિધિવિધાનો નિરસ લાગતાં હતા, તે વખતે આર્યરક્ષિતસૂરિએ આગમપ્રણીત શુદ્ધ શ્રમણાચારને પુનઃ પ્રતિષ્ઠા અપાવવા સૂચક કદમ ઉઠાવ્યું. જ્યારે શિથિલાચાર સમાજની રગેરગમાં પ્રવેશી ચૂક્યો હતો; સર્વ ત્યાગના મહામાર્ગનાં દ્વારો બીડાઈ જવાથી તૈયારીમાં હતાં, બરાબર એ વખતે જ અંચલગચ્છપ્રવર્તકે આગમોક્ત માર્ગને અનુસરવાની ઉદ્ઘોષણા કરી અને એ યુગની માગણીનો બધાનાં હૈયામાં પડઘો પાડ્યો એમણે જે બોલ ઉચ્ચાર્યા એ અંચલગચ્છનું મંતવ્ય ભલે વ્યક્ત કરતાં હોય, પરંતુ એ આગમપ્રણીત સિદ્ધાંતોનાં નીચોડ રૂપે જ હતા. એમને નવો પંથ સ્થાપવો નહોતો, એમને કશું જ નવું પણ કહેવાનું નહોતું; એમને જે કરવાનું હતું અને કહેવાનું હતું તે એ યુગની માંગ જ હતી, જે તેમણે પૂરી પાડી એ વખતે સુવિહિતમાર્ગની પ્રતિષ્ઠા કરવાની આવશ્યકતા હતી. આર્યરક્ષિતસૂરિએ એ આવશ્યકતાની માત્ર પૂર્તિ કરી.

## અંચલગચ્છાધિષ્ઠાયિકા મહાકાલીદેવી.

૧૫૨. અંચલગચ્છની અધિષ્ઠાયિકા દેવી તરીકે મહાકાલી મનાય છે. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં મહાકાલીદેવી સંબંધમાં ઘણાં પ્રસંગો જોવા મળે છે એક પ્રસંગમાં મહાકાલી દેવી આર્યરક્ષિતસૂરિની કસોટી કરે છે. ચક્રેશ્વરી અને પદ્માવતી દેવીએ પાવાગઢ પર વસનારી પોતાની સખી મહાકાલીદેવી પાસે આચાર્યનાં ત્યાગ, વૈરાગ્ય અને ગંભીરતા આદિ ગુણોની ભારે પ્રશંસા કરી મહાકાલીદેવીએ પ્રશંસા સાંભળીને એમની પરીક્ષા કરવાનું નક્કી કર્યું યશોધન ભણશાળીએ આર્યરક્ષિતસૂરિના ઉપદેશથી શત્રુંજયનો સંઘ કાઢેલો. આચાર્ય પણ સંઘ સાથે જ હતા. તેઓ સંઘની રસોઈમાંથી પ્રાયઃ આહાર લેતા નહી પરંતુ નજીકનાં સ્થાનમાંથી જ ભિક્ષા લાવીને આહાર કરતા હતા સંઘ જ્યારે ખેડા પહોંચ્યો ત્યારે એક મુનિ સાથે આચાર્ય ગોચરી માટે ગયા મહાકાલીદેવીએ સુંદર સ્ત્રીનું રૂપ ધારણ કરીને આહાર માટે નિમંત્રણ કરી આર્યરક્ષિતસૂરિને મોદક ભરેલો થાળ વહોરાવવા માટે ધર્યો દેવીનાં ચક્ષુને નિમેષરહિત જોઇ આ દેવપિંડ છે અને તે મુનિઓને લેવો કલ્પે નહી એમ નિશ્ચય કરી તેઓ ભિક્ષા વિના જ પાછા ફર્યો.

૧૫૩. બીજા એક પ્રસંગમાં મહાકાલીદેવીએ સ્ત્રીનું રૂપ લઈને સોનામહોર ભરેલો થાળ આચાર્ય સામે ધર્યો. તેનો આગ્રહ હોવા છતાં આચાર્યે તે સ્વીકાર્યો નહી તેનો અત્યંત આગ્રહ જાણીને આચાર્યે તેમાંથી એક મહોર લીધી અને તે સાધારણ ખાતે વાપરવાને શ્રાવકોને સમર્પિત કરી એવો વૃદ્ધવાદ છે. આચાર્યની નિસ્પૃહતા જોઇને સંતુષ્ટ થયેલી દેવી પોતાનું સ્વરૂપ પ્રકટ કરીને કહેવા લાગી કે 'દેવ! હું આપના ઉપર પ્રસન્ન થઇ છું. આપે એક સોનામહોર લેવાથી આપના ગચ્છના શ્રાવકોમાંથી એક તો લક્ષાધિપતિ ચોક્કસ રહેશે. વળી, આપનો સમુદાય વિધિપક્ષ ગચ્છના નામથી પ્રસિદ્ધ થઇને જિનશાસનનો ઉદ્યોત કરશે પાવાગઢ ઉપર નિવાસ કરનારી હું મહાકાલીદેવી આજથી આપના ગચ્છની અધિષ્ઠાયિકા થઈશ.'

૧૫૪. ઉક્ત પટ્ટાવલીમાં એ પછી તો વિઘ્નો વખતે આચાર્યો મહાકાલીદેવીનું સ્મરણ કરે અને દેવી પ્રત્યક્ષ થઈ વિઘ્ન નિવારે એવા અનેક પ્રસંગો વર્ણવવામાં આવ્યા છે મેરુતુંગસૂરિ સુધીના પટ્ટધરોનાં વ્યાખ્યાનમાં ચક્રેશ્વરી, પદ્માવતી અને મહાકાલી એ ત્રણે દેવીઓ પધારતી એવી માન્યતા પણ ઘણી જ પ્રચલિત છે.

૧૫૫. સં ૧૬૯૧ માં અમરસાગરસૂરિ રચિત 'વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રમ્'નાં મંગળા ચરણમાં આર્યરક્ષિતસૂરિને પ્રણામ કર્યા પછી ગચ્છની અધિષ્ઠાયિકા, વાંછિત અર્થ આપનારી, પાવાગઢનિવાસિની મહેશ્વરી મહાકાલીને વંદન કર્યું છે :

> गच्छाधिष्ठायिकां वन्दे महाकालीं महेश्वरीम् ।
> वाञ्छितार्थप्रदां नित्यं पावादुर्गनिवासिनीम् ॥

૧૫૬. ઉક્ત ચરિત્રના પ્રથમ સર્ગના ૧૨મા શ્લોકમાં અમરસાગરસૂરિએ આર્યરક્ષિતસૂરિના પટ્ટધર શિષ્ય જયસિંહસૂરિને 'કાલીના પ્રસાદને પ્રાપ્ત કરનારા' કહ્યા છે कालीप्रसादा वभुः ॥ લાલણકુમારને જૈનધર્માવલંબી બનાવ્યા પછી જયસિંહસૂરિએ તેને પાવાગઢનિવાસિની મહાકાલીનું પૂજન કરવાનું કહ્યું—

> लालणोऽथ महाकालीं पूजयामास भावतः ।
> सूरीशस्योपदेशेन पावादुर्ग-निवासिनीम् ॥

એ પછી લાલણકુમારે લક્ષ્મીનું રૂપ ધારણ કરનારી કાલીને ગોત્ર–દેવી તરીકે સ્થાપી, ઇત્યાદિ વૃત્તાંત આપણે પાછળથી જોશું.

૧૫૭. જિનવિજયજી સંપાદિત 'વીરવંશાવલી'માં આ પ્રમાણે વર્ણન છે : 'એનલેક દિવસે પાવઈ પર્વતિ આવ્યા તિહા સંપ્રતિ નૃપકારક પ્રાસાદે શ્રી સંભવદેવનઇ નમસ્કાર કરી ચઉ વિહાર માસખમણેં ઉપાધ્યાય કાઉસ્સગિ રહ્યા માસ સંપૂર્ણ જિતેંદ્રિય તપસ્વી પણઈ જાંણી મહાકાલી દેવ્યા વાંદી કહીઇ— હું તુમ્હ ઉપરી પ્રસન્ન છું તુમ્હો સંઘનઇ કલ્યાણકારી છું મુઝને સંભારઇ ઉપદ્રવ વેગલો કરીસ. પિણ આજ કૃષ્ણાષ્ટમી છઇ તે માટિ મુઝનઇ અષ્ટમાંઇ દીનઇ ઉપવાસી તુમ્હે સંભારજ્યો તે દેવી દત્તવર થકી ઉપાધ્યાય શ્રી વિજયચંદ્ર પાવાગિરિ પીઠ થકી ઉતરી ભાલિજ નગરઇ આવી માસખમણનેં પારિણએ યશોધન ભણશાલી નઇ ઘરે આહાર લીધો એતલઇ દેવીનઈ વરથકી મુખ્ય ગૃહસ્થ યશોધન ધનશાલી હુઓ'

૧૫૮. માન્યતાની દૃષ્ટિએ આપણે અમુક પ્રસંગો જોઈ ગયા. બીજી રીતે પણ આ મુદ્દો વિચારણીય છે. અન્વેષણની દૃષ્ટિએ તપાસતાં અંચલગચ્છના પ્રાચીન સાહિત્યમાં મહાકાલીનો ક્યાંયે ઉલ્લેખ નથી આ ગચ્છના સૌથી પ્રાચીન પ્રાપ્ય ગ્રંથ શતપદીમાં મહેન્દ્રસિંહસૂરિએ મહાકાલીનો ક્યાંયે ઉલ્લેખ નથી કર્યો એટલું જ નહીં, દેવદેવીઓની માન્યતાને પણ અસ્વીકૃતિ આપી અને હિંસક દેવીઓનો તો મક્કમતાથી વિરોધ કર્યો હતો

૧૫૯. આર્યરક્ષિતસૂરિના સમકાલીન ખરતરગચ્છીય જિનવલ્લભસૂરિ પણ સમર્થ આચાર્ય થઈ ગયા, જેમણે ચૈત્યવાસ સામે પ્રચંડ ઝુંબેશ ઉઠાવી હતી તેમણે ચંડિકાદેવીની સાધના કરી હતી 'વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી'માં જણાવ્યું છે કે તેમણે ચંડિકાના નામથી પોતાનો ગચ્છ ચલાવ્યો હતો. 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલિ'માં એવું વર્ણન છે કે જિનવલ્લભસૂરિએ ચિત્તોડ જઈ સ્થાન માટે પૂછ્યું. કોઈ સ્થાન આપવાને બદલે લોકોએ હાસ્યપૂર્વક કહ્યું કે 'અહીં એક સૂનું ચંડિકાનું મંદિર છે, આપ એમાં જ ઉતરો.' આચાર્ય એમનાં કહેવાનો કુટિલ ગર્ભ જાણી ગયા અને નિર્દિષ્ટ સ્થાનમાં જ રહ્યા દેવીને તેમણે પ્રસન્ન કરી ચંડિકાનો લોકોને ડર રહેતો અને એથી અનેક લોકોનું અનીષ્ટ પણ થયું હતું. જે ચંડિકા અન્યના માટે ભક્ષિકા હતી તે જિનવલ્લભસૂરિના પ્રભાવથી એમની રક્ષિકા થઈ. એમના પછી જિનદત્તસૂરિએ પણ અજમેરના શ્રી પાર્શ્વનાથ જિનાલયમાં 'જેમને માંસ પણ ચડે છે એવી શીતળા વગેરે દેવીઓ સ્થાપી' જેનો શતપદીમાં મહેન્દ્રસિંહસૂરિએ વિરોધ કર્યો

૧૬૦. મેરુતુંગસૂરિ રચિત 'લઘુશતપદી'માં કહેવાયું છે કે 'સિદ્ધાંતપ્રણીત સમાચારી અને શુદ્ધ તપક્રિયા જોઈ એ ગચ્છને ચક્રેશ્વરી નામે શાસનદેવી સાનિધ્ય કરે છે, તેથી તે અનેક શાખાએ વધે છે.' આ ગ્રંથમાં પણ મહાકાલીદેવીનો ક્યાંયે નિર્દેશ નથી

૧૬૧. મેરુતુંગસૂરિના સમકાલીન, શાખાચાર્ય અને મહાકવિ જયશેખરસૂરિએ રચેલ 'ઉપદેશ ચિન્તામણિ'ની ગ્રંથ પ્રશસ્તિમાં આર્યરક્ષિતસૂરિએ તપોબળથી ચક્રેશ્વરીને સાક્ષાત્ કરીને અંચલગચ્છ વિસ્તાર્યો એવું જ કહેવામાં આવ્યું છે.

वंशे वीरविभोरभूदिति वदन्वीरत्पूर्जिनं ।
मिथ्यात्वादिविपक्षवारणविधौ धर्मोद्यमे चोत्तमे ॥
ज्ञानः पूर्वमितार्यरक्षितगुरुश्चक्रेश्वरी देवतां ।
साक्षात्कृत्य तपोभिरंचलगणं विस्तारयन् भूतले ॥

વાણી ઉચ્ચારે છે અને ચક્રેશ્વરીનાં વચનથી વિધિપક્ષગચ્છ ઉદ્ભવે છે એ વિષયક વિસ્તૃત વર્ણન છે કિન્તુ ક્યાંયે મહાકાલી દેવીનો ઉલ્લેખ નથી. ભાવસાગરસૂરિ કહે છે **चक्केसरि वयणेणवि जाओ विहिंपक्ख गण तिलओ ॥**

૧૬૩ મેરુતુંગસૂરિ અને ભાવસાગરસૂરિના ઉક્ત ગ્રંથોથીયે પ્રાચીન, સં ૧૪૨૦ માં કવિવર કાન્હ-રચિત 'અંચલગચ્છનાયક ગુરુ રાસ' નામના ગ્રંથમાં પણ ચક્રેશ્વરી દેવી સંબંધક એવાજ પ્રસંગો વર્ણવવામાં આવ્યા છે; એટલું જ નહી, આર્યરક્ષિતસૂરિ અને ચક્રેશ્વરીદેવી વચ્ચેનો વાર્તાલાપ પણ એમાં છે. પરંતુ એ પ્રાચીન ગ્રંથમાં પણ મહાકાલીદેવીનો નામોલ્લેખ સુદ્ધાં નથી

૧૬૪ ઉપર્યુક્ત પ્રમાણો ઉપરાંત અન્ય નાની મોટી પટ્ટાવલીઓમાં પણ એ પ્રમાણે જ છે વર્તમાનમાં પણ ગુજરાતી ભાષામાં સૌથી પ્રથમ ભીમશી માણેકે અંચલગચ્છની ગુરુપટ્ટાવલી લખી અને 'પંચ પ્રતિક્રમણ સૂત્ર'માં પ્રકાશિત કરી એમાં પણ આર્યરક્ષિતસૂરિના સંબંધમાં મહાકાલીદેવીનો ક્યાંયે ઉલ્લેખ નથી. પરંતુ ચક્રેશ્વરી દેવી સંબંધમાં અનેક પ્રસંગો કહેવાયા છે. ચક્રેશ્વરીદેવી અને પદ્માવતીદેવી શ્રી સીમંધર જિનેશ્વરનાં મુખેથી આચાર્યના ગુણોની પ્રશંસા સાંભળે છે, એમને પાવાગઢ ઉપર વંદન કરવા આવે છે, તેમના ઉપર પ્રસન્ન થાય છે, અને ભવિષ્યવાણી ઉચ્ચારે છે એવું વિસ્તૃત વર્ણન ઉક્ત ગુરુપટ્ટાવલીમાં છે. એક માત્ર મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી સંસ્કૃત પટ્ટાવલીમાં મહાકાલી સંબંધક વર્ણનો છે આચાર્યની પરીક્ષા કરવાનું પણ એમાં જ વર્ણન છે. પરંતુ ઉક્ત ગુરુપટ્ટાવલીમાં ચક્રેશ્વરીદેવીએ આચાર્યશ્રીની પરીક્ષા કરી એવું વર્ણન છે ચક્રેશ્વરી દેવીએ આચાર્યને અનશન ન કરવાની વિનતિ કરી અને જણાવ્યું કે તમે ભાલેજ જાઓ. ત્યાં યશોધન ભણશાળીએ જિનાલય બંધાવ્યું છે, તેના મહોત્સવ ઉપર શ્રી સંઘ આવશે તેના તણુમાં તમોને શુદ્ધ આહાર મળશે. દેવીનાં કથનાનુસાર પ્રભાતમાં સંઘ આવ્યો. તેમણે સાધુને વહોરાવવા માટે વિનતિ કરી ગુરુ ત્યાં ગયા. ચક્રેશ્વરી દેવી પોતે આહાર વહોરાવવા આવ્યા. સોનામહોરોનો થાળ ભરીને દેવીએ કહ્યું આ વહોરો સાધુએ બે વાર કહ્યું કે આ અમને લેવું કલ્પે નહી. તેથી ત્રીજી વાર થાળમાં ચોખા ભરી લાવ્યા ગુરુએ તે વહોર્યા તે વખતે દેવીએ વચન આપ્યું કે આજથી વિધિપક્ષગચ્છના શ્રાવક જે જે ગામમા હશે તે તે ગામમાં ચારેક જણની પાસે પ્રાયઃ સોનૈયા અવશ્ય હશે. ચક્રેશ્વરી દેવીની પ્રાર્થનાથી વિધિપક્ષગચ્છ એવું નામ સ્થપાયું

૧૬૫ મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં મહાકાલીદેવીએ ધરેલા સોનામહોર ભરેલા થાળમાંથી આર્યરક્ષિતસૂરિએ દેવીના અત્યંત આગ્રહથી એક મહોર લીધી અને સંઘને અર્પણ કરી એ વર્ણન આપણે જોઈ ગયા આ વાત પણ સ્વીકાર્ય જણાતી નથી. કેમકે એ વખતે સાધુઓને પૈસા સ્વીકારવાનો એક પ્રસંગ બન્યો હતો. પાટણમાં સં. ૧૨૫૭ ના ચોમાસામાં આભડશાએ પ્રત્યેક આચાર્ય દીઠ કોઈને હજાર, કોઈને પાંચસો, કોઈને સો, કોઈને પચાસ તથા છેવટ કોઈને બત્રીસ દ્રમ્મ આપ્યા અને તે તેમણે હાથમાં મુહપત્તિ રાખીને સ્વીકાર્યા મહેન્દ્રસિંહસૂરિ આનો શતપદીમાં ઉગ્ર વિરોધ કરે છે કે 'આ કેવું ? આ તો એવું થયું કે જેને પૂજવું એનું જ ઉલ્લંઘન કરવું ! જે કાજિકિની–કુંડી પૂજવી તેમાં જ ઓસામણ રેડવું ! તથા જે ચુલ્લી પૂજવી તેમાં જ આગ બાળવી ! !'

૧૬૬. ઉક્ત ગુરુપટ્ટાવલી પછી ડૉ. જહોન્નેસ ક્લાટે તથા મોહનલાલ દલીચંદ દેશાઈએ પણ અંચલ-ગચ્છની પટ્ટાવલીઓ લખી. ઉક્ત બન્ને વિદ્વાનોએ પણ આર્યરક્ષિતસૂરિના સંબંધમાં મહાકાલીદેવીનો ક્યાંયે ઉલ્લેખ કર્યો નથી ડૉ. ક્લાટ ચક્રેશ્વરી દેવીનો અંચલગચ્છ સંબંધમાં આ પ્રમાણે ઉલ્લેખ કરે છે—
Under him the gachcha, having a vision of Chakresvari devi, received

Samvat 1169 the name Vidhipaksha-gachcha (see Bhan. Rep 1883-4, P. 130, 442, V. I)

૧૬૭ પ્રાચીન શિલાલેખોમાં પણ મહાકાલીદેવીના ઉલ્લેખો પ્રાપ્ત થતા નથી. આગરામાં કુંવરપાલ તથા સોનપાલે બંધાવેલાં શ્રી શ્રેયાસનાથ ભગવાનના જિનાલયના સં. ૧૬૭૧ના વિસ્તૃત શિલાલેખમા ચક્રેશ્વરીદેવીએ આર્યરક્ષિતસૂરિને વરદાન આપ્યું એ સંબંધમાં આ પ્રમાણે ઉલ્લેખ છે : **श्री अंचलगच्छे श्री वीरादष्टचत्वारिंशत्तमे पट्टे श्री पावकगिरौ श्रीसीमंधरजिनवचसा श्री चक्रेश्वर्यादत्तवराः सिद्धांतोक्तमार्गप्ररूपकाः श्री विधिपक्षगच्छसंस्थापकाः श्री आर्यरक्षितसूरयः ॥**

૧૬૮. જામનગરમાં વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે બંધાવેલાં જિનમંદિરના સં. ૧૬૯૭ના વિસ્તૃત શિલાલેખમાં પણ એ પ્રમાણે જ ચક્રેશ્વરીદેવીના નામનો ઉલ્લેખ છે.

**श्री वीरपट्टक्रमसंगतोऽभूद् । भाग्याधिकः श्रीविजयेंदुसूरिः ॥**
**श्रीमंधरैः प्रस्तुतसाधुमार्ग-श्चक्रेश्वरीदत्तवरप्रसादः ॥५॥**

૧૬૯. મહાકાલીદેવી અંચલગચ્છની અધિષ્ઠાયિકાદેવી તો આજે મનાય જ છે અન્વેષણની દૃષ્ટિએ આપણે જોયું કે પ્રાચીન સાહિત્યમાં મહાકાલીદેવીનો એ સંબંધમા ક્યાંયે ઉલ્લેખ નથી ૧૭મી શતાબ્દી પછીના સાહિત્યમા મહાકાલીદેવીના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે એ પણ આપણે જોયું. આ ઉપરથી માનવાને કારણ મળે છે કે ૧૭મી શતાબ્દી પછી જ અંચલગચ્છાધિષ્ઠાયિકા તરીકે મહાકાલીદેવીના નામનો સવિશેષ પ્રચાર થયો હશે. 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્ર,' જિનવિજયજી સંપાદિત સં. ૧૮૦૬ની આસપાસ અજ્ઞાત કૃત 'વીરવંશાવલી' તથા તપગચ્છીય ઉપાધ્યાય ધર્મસાગરજીએ સં ૧૬૨૯માં રચેલ કુપક્ષ-કૌશિક-સહસ્ર કિરણ અપરનામ 'પ્રવચન પરીક્ષા'માં મહાકાલી વિષે સ્પષ્ટ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. મુક્તિલાભ ઉપાધ્યાયના શિષ્ય કવિ ક્ષમાલાભે પણ મહાકાલીદેવીનો છંદ રચ્યો છે, જેમાંથી જાણી શકાય છે કે સં. ૧૮૯૩ના ચૈત્ર વદિ ૧૨ને દિવસે મુક્તિસાગરસૂરિએ પાવાગઢની યાત્રા કરી મહાકાલીમાતાનુ વરદાન પ્રાપ્ત કર્યું. આમ છેલ્લા ત્રણેક સૈકાઓમાં અંચલગચ્છીય સાહિત્યમા મહાકાલીદેવીના સંબંધમાં અનેક ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

૧૭૦ અહીં એવો તર્ક પણ કરવામાં આવે કે, આર્યરક્ષિતસૂરિએ પાવાગઢ ઉપર તપ કર્યું એટલે મહાકાલીદેવીનું વરદાન પ્રાપ્ત કર્યું હશે એવી માન્યતા પ્રચલિત થઈ હશે, કેમકે પાવાગઢ હાલમાં મહાકાલીદેવીનુ જ ધામ ગણાય છે પરંતુ મહાકાલીદેવી સંબંધમાં એ માન્યતા જ મુખ્ય હોય તો એ જાણવુ જરૂરી છે કે એક વખત પાવાગઢ સુપ્રસિદ્ધ જૈનતીર્થ હતુ.

**પાવાગઢ-જૈનતીર્થ.**

૧૭૧ મહાકાલીના ધામ તરીકે ભારતવર્ષમાં પ્રસિદ્ધિ પામેલું પાવાગઢ એક વખત જૈનોનું અગત્યનું યાત્રાનુ ધામ હતુ. આ સંબંધમાં થોડાક પ્રમાણો આ પ્રમાણે છે વનરાજ ચાવડાએ સં ૮૦૨ માં પાટણ વસાવી ગુજરાતનુ રાજ્ય સ્થાપ્યુ ત્યારે તેના મંત્રી ચાપા શાહે ચાપાનેર વસાવીને પાવાગઢ ઉપર કિલ્લો બાંધ્યો અને એક જૈન દહેરાસર પણ બંધાવ્યું. એ પછી અહીં અનેક જિનાલયો બંધાયા.

૧૭૨ સંઘનું બાવન દેરીવાળું શ્રી અભિનંદનસ્વામીનુ પ્રાચીન મંદિર હતું, જેનો જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા ગુણસાગરસૂરિએ સં. ૧૧૧૨ના વૈશાખ સુદી ૫ને ગુરુવારે કરાવ્યા હતા આ પ્રતિષ્ઠા ઉત્સવથી સંઘમા આનંદી વાતાવરણ ફેલાયું હતું. જીરાવલા પાર્શ્વનાથના મંદિરની પ્રતિષ્ઠા પણ એ જ દિવસે થઈ. મહમ્મદ બેગડાએ ચાપાનેર ભાંગ્યુ ત્યારે સંઘે મૂળનાયકની પ્રતિમા જમીનમાં ભંડારી હતી,

સ. ૧૮૮૯ ના મહા વદિ ૧૧ ના રોજ જીરાવલા પાર્શ્વનાથની પ્રતિમા જમીનમાંથી પ્રકટ થતાં સં. ૧૮૯૬ ના મહા સુદી ૧૩ ના રોજ વડોદરામાં મામાની પોળમા દેરાસર કરાવી તેમાં તે મૂર્તિને સ્થાપન કરવામાં આવી, જે આજે જીરાવલા પાર્શ્વનાથ તથા કલ્યાણ પાર્શ્વનાથનાં નામથી સુપ્રસિદ્ધ છે.

૧૭૩ પાવાગઢ ઉપર આર્યરક્ષિતસૂરિ પધાર્યા ત્યારે શ્રી મહાવીર સ્વામીનુ મ દિર હતુ મહેન્દ્રસિહ-સૂરિ તીર્થમાળામાં શ્રી વીર પ્રભુને આ પ્રમાણે નમસ્કાર કરે છે **पावयगिरिवरसिहरे दुहदवनीर थुण वीर ॥** ભાવસાગરસૂરિ પણ ગુર્વાવલીમા જણાવે છે કે. **पावागिरिवरसिहरे सुवीर भवणम्मि संघेण पत्तो ।** કવિવર કાન્હ રચિત અ ચલગચ્છનાયક ગુરુરાસમાં પણ શ્રી વીર જિનેશ્વરનાં દર્શનાર્થે આર્યરક્ષિતસૂરિ પધાર્યા હતા એવો ઉલ્લેખ છે મહામ ત્રી તેજપાલે ગોધરાના ઘૂઘલને જીતી આવી અહી ઉત્સવ કર્યો તે પછી પાવાગઢ પર ભગવાન મહાવીરનુ સર્વતોભદ્ર નામે મ દિર બ ધાવી પ્રતિષ્ઠા કરાવી હતી તેમાં આબૂ જેવી ઝીણી નકસી પણ કરાવી હતી. મુસલમાનોએ તે મ દિર તોડી નાખી જુમ્મા–મસ્જિદનાં રૂપમાં પરિવર્તન કરી નાખ્યુ

૧૭૪. પાવાગઢ ઉપર શ્રી સ ભવનાથનુ મ દિર પણ હતું, જેમા ખ ભાતના મેઘાશાહે સ ૧૪૫૭ થી ૧૪૯૯ સુધીમા ૮ દેરીઓ બ ધાવી હતી સોમસુદરસૂરિના શિષ્ય ભુવનસુદરસૂરિએ ‘ સ ભવનાથનુ સ્તોત્ર ’ રચ્યુ છે, તેમાં પાવાગઢને શત્રુ જય મહાતીર્થનો અવતાર બતાવ્યો છે માડવગઢના સ ઘપતિ વલ્લાકે પાવાગઢનો સ ઘ કાઢયો હતો અને શ્રી સ ભવનાથની પૂજા કરી પરમ શાંતિ મેળવી હતી. જિનવિજયજી સંપાદિત ‘ વીરવ શાવલિ ’મા કહેવામાં આવ્યુ છે કે. આર્યરક્ષિતસૂરિએ પાવાગઢ પર ચડીને સ પ્રતિરાજાએ બ ધાવેલા જિનાલયમાં શ્રી સ ભવનાથ જિનેશ્વરનાં દર્શન કર્યા

૧૭૫. શેઠ છાડાના વ શજ સંઘવી ખીમા અને સ ઘવી સહસાએ પાવાગઢમાં મોટું જિનબિંબ ભરાવી સ. ૧૫૨૭ ના પોષ વદિ ૫ ના રોજ પ્રતિષ્ઠા કરાવી હતી

૧૭૬. ભીડભ જન પાર્શ્વનાથનુ મ દિર પણ પાવાગઢ ઉપર હતુ, જેની મૂળ પ્રતિમા વડોદરાના દાદા પાર્શ્વનાથના દેરાસરમાં વિરાજમાન છે.

૧૭૭. પાટણનિવાસી શેઠ છાડાના વ શજ સ ઘવી ખીમસિહ અને સ ઘવી સહસાએ સ. ૧૫૨૭ના પોષ વદિ ૭ના રોજ પાવાગઢમાં જિનમ દિર બ ધાવી, મોટા બિંબની પ્રતિષ્ઠા કરાવી હતી.

૧૭૮. ચાંપાનેરના શેઠ જયવ તે સં. ૧૬૩૨ ના વૈશાખ સુદી ૩ ના રોજ પાવાગઢમાં જિનાલય બ ધાવી તેનો પ્રતિષ્ઠા મહોત્સવ કરાવ્યો હતો.

૧૭૯ સ. ૧૭૪૬ મા ૫ શીલવિજયજીએ રચેલી ‘ તીર્થમાળા ’માં ભગવાન નેમિનાથના મંદિરનો આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે ‘ચાંપાનેરી નેમિ જિણ દ મહાકાલી દેવી સુખક દ ’

૧૮૦. પાવાગઢ ઉપર શ્રી અભિન દન સ્વામીનાં જિનાલયમાં કાલિકાદેવીનુ મ દિર પણ હતું અને જૈન શિલ્પ પ્રમાણે કાલિકાદેવીની મૂર્તિ બનાવીને તેમની સ્થાપના કરવામા આવી હતી. વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહે આ મ દિરનો ૧૭ મા સૈકામાં મોટો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

૮૮૧ પાવાગઢમાં અનેક શ્વેતાબર મુનિવરો વિચર્યા છે અને અનેક ધર્મકાર્યો થયા છે. યાત્રાસ ઘ સાથે અનેક શ્રાવકો આ જૈન તીર્થમાં પધારીને પાવન થયા છે. આ વિષયક અનેક પ્રમાણો જૈન સાહિત્યમાંથી પ્રાપ્ત થાય છે ૫ દરમી શતાબ્દી સુધી પાવાગઢનો ઉન્નત કાળ હતો

૧૮૨. જનશ્રુતિ કહે છે કે પાવાગઢના પતાઈ ગવલને દુર્બુદ્ધિ સૂઝી અને તેણે સખીઓ સાથે ગરબામા સાક્ષાત્ આવેલી કાલિકા માતાનો હાથ પકડી તેને પોતાની દુર્ભાવના જણાવી. દેવીએ રાજાને

ઘણો સમજાવ્યો પણ તે માન્યો નહી, એટલે દેવીએ શાપ આપ્યો. પરિણામે મહમ્મદ બેગડો અહી ચડી આવ્યો, ચાંપાનેર ભાંગ્યુ, પાવાગઢનુ પતન થયુ, જૈનમંદિરો લૂંટાયાં એ વખતે જૈન સંઘે અનેક જિનપ્રતિમાઓને ભૂમિમાં ભંડારી દીધી. બેગડાએ સં. ૧૫૪૧માં રાજા જયસિંહ-પતાઇ રાવલ, ડુંગરશી પ્રધાન વગેરેને મારી નાખી પાવાગઢ જીતી લીધો ત્યારથી ચાંપાનેરનુ રાજ્ય ખાલસા બન્યું, અને મહમ્મદશાહ ત્રીજો બે કીલ્લાનો રાજા બનવાથી બેગડો કહેવાયો.

૧૮૩. 'પાવાગઢથી ઊતર્યાં મહાકાલી રે' એ ગરબો ગુજરાતમાં લોકવિશ્રુત બન્યો અને પાવાગઢ મહાકાલી માતાના ધામ તરીકે પ્રસિદ્ધ રહ્યુ, કિન્તુ એક જૈન તીર્થ તરીકે એનુ મહાત્મ્ય લોકોમાં ભૂલાઈ ગયું. અલબત્ત, ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે કે પાવાગઢ એ જૈન શ્વેતાંબરોનુ મધ્યકાલીન જૈન તીર્થધામ હતું. આજે પર્વત ઉપર કોઈ શ્વેતાંબર મંદિર નથી અને શ્વેતાંબર સંપ્રદાયના યાત્રિકો પણ અહિં આવતા નથી. કાલિકામાતાનુ મંદિર ૨૦૦ વર્ષની અંદર બંધાયેલુ આજે વિદ્યમાન છે. કાલિકાની ટૂંક પર ચડવાનાં પગથિયાંઓમાં જે પથ્થરો લગાડવામાં આવ્યાં હતા, તેમા નજીવા પથ્થરા સમજીને છ-સાત જૈન મૂર્તિઓ લગાડી દેવાઈ હતી!!

૧૮૪. સને ૧૮૯૫ માં અહી આવેલા વિદેશી વિદ્વાન બર્જેસ કહે છે, 'પાવાગઢના શિખર ઉપર રહેલાં કાલિકા માતાના મંદિર નીચેના ભાગમાં અતિ પ્રાચીન જૈન મંદિરોનું જૂથ છે.'

૧૮૫. અહિંની એક જુમ્મા મસ્જિદનો પરિચય કરાવતા એક વિદ્વાન કહે છે-'આ મસ્જિદની બારીઓ અને ઘૂમ્મટોમા જે કોતરકામ અને શિલ્પકળા દર્શાવી છે તે અજાયબી પમાડે એવી છે. આબૂના પહાડ ઉપર આવેલાં દેલવાડાનાં જૈન મંદિરોમાં જે પ્રકારની અષ્ટ પાંદડીવાળાં કમળની રચના કરવામાં આવી છે તેવા જ પ્રકારની આકૃતિઓ અહી પણ જોવામાં આવે છે.' સંભવતઃ સર્વતોભદ્ર નામનું જૈન મંદિર આ હોય એમ જણાય છે.

## મહાકાલીદેવી શું જૈન દેવી છે?

૧૮૬. મહાકાલીદેવી પ્રભાવક અને ભક્તોની ઇચ્છા પૂરી પાડનારી મનાઈ છે. ગુજરાતમાં જ નહીં સમગ્ર ભારતમા કાલીભક્તો અનેક છે. બંગાળમા તો આ દેવી અત્યંત પૂજાય છે. ઇતિહાસ કહે છે કે પૃથ્વીરાજ ચૌહાણના વંશજો પાવાગઢના રાજવીઓ હતા ત્યારે તેઓ આ દેવીને રાજ્યની રખેવાળી કરનારી માનતા હતા. ગુજરાતણો તો નવરાત્રીના દિવસોમા મહાકાલી દેવીના ગરબા ગાવા ગાંડીતૂર હોય છે. આમ, જૈનેતરો આ દેવીને અત્યંત પૂજનીય ગણે છે એ વાત સર્વ પ્રસિદ્ધ છે. અહી પ્રશ્ન એ છે કે અંચલગચ્છાધિષ્ઠાયિકા ગણાતી મહાકાલી શુ જૈન દેવી છે? આ પ્રશ્ન અનેકના મનમા ઉદ્ભવે છે.

૧૮૭. તપાગચ્છના ઉગ્રસ્વભાવવાળા ઉપાધ્યાય ધર્મસાગરજીએ લોકોની આ શંકાનો ખરેખર, ખોટો ઉપયોગ કર્યો છે. અંચલગચ્છનું ઉગ્રખંડન કરવામા તેમણે મહાકાલીદેવીનાં નામને પણ સંડોવ્યુ ઉક્ત પ્રવચન પરીક્ષા (વિ ૪, ગા. ૩૪) ની વ્યાખ્યામા તેમણે જણાવ્યુ છે કે-'આંચલિકમતના આકર્ષક નરસિંહ ઉપાધ્યાયે ચંપક દુર્ગ (ચાંપાનેર) માં મિથ્યાદષ્ટિ કાલિકાદેવી પોતાના મતની વૃદ્ધિ માટે આરાધી હતી. નરસિંહને નાઢી શ્રાવિકાએ નટપદ્રીય (નડીઆદ) ના ચૈત્યવાસી સૂરિ દ્વારા "આર્યરક્ષિતસૂરિ" નામથી સૂરિપદ અપાવ્યુ હતુ. એ જ ગ્રંથના પાંચમા વિભાગ (ગા. ૭-૮) માં જણાવ્યું કે 'તે નરસિંહે પોતાના મતની વૃદ્ધિ માટે પાવકગિરિ (પાવાગઢ)માં રહેલી કાલિકા નામની મિથ્યાદષ્ટિ-હિંસાપ્રિય દેવીને ૨૧ ઉપવાસો દ્વારા આરાધી હતી; અને તે પાપીજનો પાસે વ્યુદ્ગ્રહ વચન પ્રકાશિત કરતાં "અમને ચક્રેશ્વરી પ્રત્યક્ષ થયાં" એવુ મૃષા બોલ્યા હતા—

"यथा आञ्चलिकमताकर्षकेण नरसिंहोपाध्यायेन चम्पकदुर्गे मिथ्यादृग् कालिकादेवी निजमतवृद्धये आराधिता . .

"नियमयवुड्ढिनिमित्तं पावयगिरि-कलिआभिहा देवी
आराहिआ य मिच्छादिट्ठी इगवीसु [व] वासेहिं ॥
पच्चक्खा चक्केसरि अम्हं' ति मुसं वइंसु सो पावो ।
पावजणाणं पुरओ वुग्गहवयणं पयासंतो ॥

व्याः—निजमतवृद्धिनिमित्तं पावकगिरौ या कालिकाऽभिधा कालिकानाम्नी मिथ्या-दृष्टि हिंसाप्रिया देवी सा × × ×"

૧૮૮ ઉપાધ્યાય ધર્મસાગરજીએ મહાકાલીદેવીને 'મિથ્યાદૃષ્ટિ' અને 'હિંસાપ્રિય' કહી છે. આર્ય-રક્ષિતસૂરિના સંબંધમાં પણ તેમણે અનેક ગેરસમજૂતિઓ ફેલાવી છે. અન્ય ગચ્છો ઉપર પણ તેમણે ઉગ્ર પ્રહારો કરી તેમનું ખંડન કર્યું છે. આ અંગેની પાછળથી વિચારણા કરવામાં આવશે અહીં તો મહા-કાલીદેવી જૈનદેવી છે કે નહીં એ વિષયમાં જણાવવું વિવક્ષિત છે

૧૮૯. વિક્રમની ૧૯ મી સદીમાં તપાગચ્છમાં થઈ ગયેલા કવિ દીપવિજયજીએ તેમને મળેલા લેખાદિ આધાર પ્રમાણે જણાવ્યું કે સં. ૧૧૧૨ માં વૈશાખ સુદી ૫ ના દિવસે પાવાગઢ પર ચોથા તીર્થંકર અભિનંદન જિનની પ્રતિષ્ઠા શ્વે. જૈનાચાર્ય ગુણસાગરસૂરિ દ્વારા કરવામાં આવી હતી. તે સાથે તેની ભક્તશાસનદેવી કાલિકાને પણ ત્યાં સ્થાપિત કરવામાં આવ્યાં હતાં તેનો ઉલ્લેખ આપણે કરી ગયા.

૧૯૦. પં. લાલચંદ્ર ભ. ગાંધી 'પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ' એ નામનાં પુસ્તકમાં નોંધે છે કે—વર્તમાનમાં પાવાગઢમાં હિંદુસમાજમાં—દેવીના ઉપાસકો દ્વારા બહુ મનાતી એ કાલિકાદેવીની મૂર્તિ જોવામાં આવતી નથી, માત્ર ત્યાં તે દેવીની સ્થાનક—સ્થાપના જ જણાય છે; પરંતુ કવિરાજ દીપવિજયે ૧૦૮ વર્ષો પહેલાં ત્યાં કાલિકાદેવીની મૂર્તિનાં દર્શન કર્યાં જણાય છે—એથી તેનાં અંગ—ઉપાંગ, આસન, આયુધ, વસ્ત્ર, આભૂષણ—શણગાર વગેરેનું વાસ્તવિક વર્ણન કરેલું જણાઈ આવે છે. પાવાગઢની રખવાલી આ કાલિકા દેવીને ચોથા તીર્થંકર અભિનંદન જિનની શાસન—દેવી તરીકે ઓળખાવી છે, તે શ્વે. જૈનોની માન્યતા પ્રમાણે છે. શ્વે જૈનાચાર્ય શ્રી હેમચંદ્રની અભિધાનચિંતામણિ નામમાલા (૧ દેવાધિદેવ કાંડ, શ્લો ૪૪) માં એ રીતે નામ સૂચવ્યું છે, તેમ તેમના ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર (પર્વ ૩ જા) માં અભિનંદન—જિન ચરિત્રમાં તથા બીજા અનેક શ્વે. જૈન ગ્રંથકારોએ નિર્વાણકલિકા, પ્રવચનસારોદ્ધાર, પદ્માનંદ મહાકાવ્ય, આચારદિનકર વગેરે ગ્રંથોમાં જણાવેલ શાસન દેવ-દેવીનાં નામો અને સ્વરૂપો પ્રમાણે ચોથા તીર્થંકર અભિનંદન સ્વામીની શાસનદેવીનું નામ કાલિકા છે, અને કવિએ વર્ણવ્યા પ્રમાણે તેનું સ્વરૂપ છે—

૧૯૧. હેમચંદ્રાચાર્ય અભિધાન ચિંતામણિ નામમાલા (ચ. વિ ગ્ર. ૧, ૪૪-૪૬) માં આ પ્રમાણે નોંધે છે चक्रेश्वर्यजितबला दुरितारिश्च कालिका×× इति जैन्यः क्रमाच्छासन-देवताः । व्याख्या-काल्येव कालिका वर्णेन । × × एवमेताश्चतुर्विंशतिरपि जिनानां ऋषभादीनां भक्ताः क्रमेण जिनशासनस्य अधिष्ठात्र्यो देवताः शासनदेवताः

૧૯૨. ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર (પર્વ ૩ સર્ગ ૨, શ્લો ૧૫૯, ૧૬૦ અભિનંદનજિનચરિત્ર)માં આ પ્રમાણે વર્ણન છે

कालिका च तथोत्पन्ना श्यामवर्णाऽम्बुजासना ।
दक्षिणौ धारयन्ती तु भुजौ वरद-पाशिनौ ॥
नागाङ्कुशधरौ बाहू दधाना दक्षिणेतरौ ।
पारिपार्श्विक्यभून्नित्यं भर्तुः शासनदेवता ॥ युग्मम् ॥

૧૯૩ પાદલિપ્તસૂરિની નિર્વાણકલિકા (પત્ર ૩૪-૩૫) મા આ પ્રમાણે વર્ણન છે. **तथा चतुर्थमभिनन्दनजिनं ×× तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कालिकादेवीं श्यामवर्णां पद्मासनां चतुर्भुजां वरद-पाशाधिष्ठितदक्षिणभुजां नागाङ्कुशान्वितवामकरां चेति ।**

૧૯૪. સં. ૧૪૬૮ માં વર્ધમાનસૂરિએ રચેલા આચારદિનકરમા પણ મહાકાલીદેવીનુ વર્ણન છે.

श्यामाभा पद्मसंस्था चलयचलिचतुर्बाहुविभ्राजमाना
पाशं विस्फूर्ज्जसूर्ज्जस्वलमपि वरदं दक्षिणे हस्तयुग्मे ।
बिभ्राणा चापि वामेऽङ्कुशमपि कविषं भोगिनं च प्रकृष्टा
देवीनामस्तु काली कलिकलितकलितस्फूर्तिरुद्भूतये नः ॥

**ॐ नमः श्री काल्यै श्रीअभिनन्दननाथशासनदव्यै । श्री कलि ! सायुधा सवाहना सपरिकरा इह प्रतिष्ठामहोत्सवे आगच्छ आगच्छ इद मर्घ्यं पाद्यं वलिं चरुं गृह्ण गृहाण सन्निहिता भव भव स्वाहा ।** (વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરની સં. ૧૪૭૬ માં લખાયેલી પ્રત પત્ર ૧૨૧)

૧૯૫ પરમ જૈન ઠક્કુર ફેરુએ સં. ૧૩૭૨ મા પ્રાકૃતમાં રચેલા વાસ્તુસારને, પં. ભગવાનદાસજી જૈને હિંદી અનુવાદ સાથે સચિત્ર પ્રકાશિત કર્યો છે તેમા શ્વેતામ્બર અને દિગંબર જૈન ગ્રંથોના આધારે શાસનદેવ-દેવીઓના લક્ષણો સાથે જે ચિત્રો આપ્યા છે, તેમાં શ્વે જૈન માન્યતા પ્રમાણે જણાવેલ ચોથા તીર્થંકરની શાસનદેવી કાલિકાનું નામ તથા સ્વરૂપ મળતુ આવે છે; પરંતુ દિગંબર જૈનોની માન્યતા એથી જુદી પડે છે, અર્થાત્ તેઓ ચોથા તીર્થંકર (અભિનંદન) ની શાસનદેવી તરીકે અને તેવા સ્વરૂપમાં કાલિકાને માનતા નથી એવો સ્પષ્ટ ભેદ લા જણાવ્યો છે.

૧૯૬. ઉક્ત કવિરાજ દીપવિજયજીએ 'જીરાવલી પાર્શ્વનાથ સ્તવન'ની ત્રીજી ઢાળમાં પાવાગઢની રખવાલી, અભિનંદનશાસન રક્ષિકા દેવી જગદંબા એ કાલિકાનુ સુંદર વર્ણન કર્યું છે એના ચાર હાથમાં રહેલા આયુધ-ચિહ્નો જણાવ્યા છે, તેમા જમણા બે હાથમા વરદ અને પાશ તથા ડાબા બે હાથમાં નાગરાજ અને અંકુશ જણાવેલ છે. દેવીના મુખને પૂર્ણિમાના ચંદ્રની ઉપમા આપી છે, હોઠ પ્રવાલ જેવા લાલ, આંખો અમૃત-કચોલા જેવી, અને લલાટમાં તિલક-ટીકા રત્નજડિત જણાવેલ છે. પહેરેલ ચણીઓ પીળા અને રાતા વર્ણનો તથા ઉપરની ઓઢણી-ઘાટડી લાલ-ગુલાલ જણાવી છે. હાથમાં રત્ન-જડાવ ચૂડી કંકણ, પગમા ઝાંઝર નૂપુર અને ડોકમાં નવલખો હાર એ દેવીનો શણગાર સૂચવ્યો છે. દેવી, પાવાગઢથી ઉતરીને નવરાત-નોરતાના ૯ દિવસોમાં શહેર (ચાંપાનેર) ની નારીઓની ટોળીમાં ભળી સૌ સાથે ગરબા રમે છે—એવી લોકવાયકા પણ કવિએ જણાવી છે. ગામ, નગર, પુર, સંનિવેશ અને રાજ્યની રક્ષા કરવા તથા ધર્મી જૈન-જનોના ઇતિ, ઉપદ્રવ, ભય, સંકટ હરવા—સંઘનાં વિઘ્નો હરવા એ દેવીને પ્રાર્થના કરી છે.

૧૯૭ અંચલગચ્છના સાહિત્યમા કાલિકાદેવી વિષેના ઉલ્લેખો આપણે સપ્રમાણ જોઈ ગયા છીએ. આ બધાયે પ્રમાણો ઉપરથી સિદ્ધ થાય છે કાલિકાદેવી જૈન દેવી જ છે. ધર્મસાગરજીએ એને 'મિથ્યાદૃષ્ટિ'

અને 'હિંસાપ્રિય' તરીકે ઓળખાવી છે તે અયુક્ત છે જૈનોની સોળ વિદ્યાદેવીઓમાં મહાકાલી પણ છે જ—રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા (ચક્રેશ્વરી), પુરુષદત્તા (નરદત્તા), કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, મહાજ્વાલા, માનવી, વૈરોટયા, અચ્છુપ્તા, માનસી અને મહામાનસી. તેનો મંત્ર પણ આ પ્રમાણે પ્રસિદ્ધ છે: ॐ **ह्रां महाकाल्यै ऋं नमः** । પ્રાચીન જૈન હાથપ્રતોમાં મહાકાલીનાં ચિત્રો તો છે જ કિન્તુ આબૂનાં જગતપ્રસિદ્ધ વિમલવસહીનાં દેરાસરની છતમાં પણ ઉક્ત ૧૬ વિદ્યાદેવીઓની કલાત્મક શિલ્પકૃતિઓ છે જૈનશાસનના ચોથા જિનેશ્વર અભિનંદન સ્વામીની શાસનદેવી માટે આવા વિશેષણોનો ઉપયોગ અંચલગચ્છ માટે જ નહીં, સમગ્ર શાસન માટે હાનિકારક છે આવા કારણે જ ધર્મસાગરજીને માફી માગવી પડી હતી અને એમનો ખંડનાત્મક ઉક્ત ગ્રંથ એમના ગુરુએ અમાન્ય ઠરાવ્યો હતો!

## અંચલગચ્છનો પ્રથમ શ્રાવક : યશોધન ભણશાળી

૧૯૮ યશોધન ભણશાળીને અંચલગચ્છના પ્રથમ શ્રાવક ગણવામાં કોઈ વાંધો નથી. આપણે જોઈ ગયા કે આર્યરક્ષિતસૂરિએ પાવાગઢ પર ઉગ્ર તપશ્ચર્યા કરી, ચક્રેશ્વરી દેવીએ ભવિષ્યવાણી ઉચ્ચારી કે યશોધન સંઘ સહિત પાવાગઢ યાત્રાએ આવે છે, તે વખતે શુદ્ધ આહારની પ્રાપ્તિ થવાની હોવાથી દેવી ગુરુને અનશન ન કરવાની વિનતિ પણ કરે છે. બીજે દિવસે પ્રભાતે સંઘપતિ યશોધન મોટા સંઘ સાથે પાવાગઢ યાત્રાર્થે આવ્યો, ગુરુને શુદ્ધાહારની પ્રાપ્તિ થઈ, ગુરુ યશોધનને આગમપ્રણીત માર્ગનો ઉપદેશ આપે છે અને યશોધન ગુરુને વિધિપક્ષગચ્છ સ્થાપવાની વિનતિ કરે છે. એ પછી સંઘ સાથે ગુરુ ભાલેજ નગર પધારે છે જ્યાં યશોધન ગુરુના ઉપદેશથી ભરતચક્રવર્તિની યુક્તિ જેવો વિશાળ ઋષભજિનપ્રાસાદ બંધાવે છે. જયસિંહસૂરિને ભાવથી ભાલેજ તેડાવીને આર્યરક્ષિતસૂરિનો પદમહોત્સવ ઉજવે છે જિનાલયની ખૂબ જ ધામધૂમથી પ્રતિષ્ઠા કરાવે છે. દૂરદૂરથી સંઘો એકઠા મળે છે. એ પ્રસંગે સં. ૧૧૬૯ માં આર્યરક્ષિતસૂરિ વિધિપક્ષગચ્છ સ્થાપી મુખ્ય ૭૦ બોલની પ્રરૂપણા કરે છે. એ પછી યશોધન શત્રુંજયનો છ'રી પાળતો સંઘ કાઢે છે યશોધને ભાલેજ આદિ અન્ય ગામોમાં સાત જિનાલયો બંધાવ્યાં હતા.

૧૯૯. પં. હીરાલાલ હંસરાજ લાલન યશોધનનું ગોત્ર, એના આદિપુરુષ અને વંશજોનો 'શ્રી જૈન ગોત્રસંગ્રહ'માં પરિચય આપે છે, જે ઉપરથી જાણી શકાય છે કે તે શ્રીમાલી વંશનો ગૌતમગૌત્રીય હતો, ગૌતમગોત્રની દશા-વીશા જ્ઞાતિમાં મુખ્ય શાખાઓ આ પ્રમાણે થઈ મહેતા, યશોધન, ભણશાલી વિસરિયા, શંખેશ્વરિયા, પુરાણી, ધ્રુરિયાણી, ભરકિયાણી, ધદ્દા, છેવટ્ઠાણી, પબાણી, માલાણી, ઘેલાણી ઈત્યાદિ

૨૦૦. સં. ૭૯૫ માં ભિન્નમાલમાં શ્રી શાંતિનાથના ગૌષ્ઠિક વિજય શેઠ વસતા હતા. તેમને ઉદયપ્રભસૂરિએ પ્રતિબોધી જૈન કર્યા. તેની ગોત્રજા ગાજણાદેવી હતી. તે દેવી નારાયણી પણ કહેવાતી. એ દેવીનું સ્થાન ભિન્નમાલની પાસે ખીમજાડુંગરી પર ગાજણા ટુંક પર હતું. વિજયશેઠ નગરની પૂર્વ તરફની પોળ પાસે સમરસંઘ નામના પાડામાં વસતા હતા. ચાર કરોડના તેઓ વ્યાપારી હતા સં. ૧૧૧૧ માં ભિન્નમાલનો મુસલમાનોએ નાશ કરતા વિજયશેઠના વંશજ સહદે શેઠ ત્યાંથી સ્થળાંતર કરીને ચાંપાનેર પાસેના ભાલેજ નગરમાં જઈને વસ્યા ત્યાં કરિયાણાનો વ્યાપાર કરતા હોવાથી તેમની ભાંડશાલી એટક થઈ. સહદે શેઠના યશોધન અને સોમા નામે બે પુત્રો થયા.

૨૦૧. યશોધન ઘણો જ પ્રતાપી પુરુષ હતો. તેના પછી આ ગોત્રનો ખૂબ જ વિસ્તાર થયો અને એના વંશજો ઘણે સ્થળે પથરાયા અનેક પ્રસિદ્ધ પુરુષો પણ આ ગોત્રમાં થઈ ગયા મંત્રી સલખુએ જૂનાગઢમાં આદિનાથનો શિખરબંધ જિનપ્રાસાદ બંધાવ્યો તથા પાટણમાં ચોર્યાસી

પૌષધશાળાઓમાં કલ્પમહોત્સવ ઊજવી ઘણું ધન વાપર્યું. સં. ૧૫૧૦ માં વૈશાખ સુદી ૩ ને દિવસે માંડલના રહીશ શા વાઘા તથા હરખચંદે પટ્ટધર આચાર્ય ભાવસાગરસૂરિનો પદમહોત્સવ પચાસ હજાર દ્રવ્ય ખર્ચીને ધામધૂમથી ઊજવ્યો. સંઘવી ભીમાના ભાઈ ભાણાના સંતાનો કચ્છી ઓશવાળ થયા અને તેઓ વીસલદેવ રાજાના કારભારી હોવાથી વીસરિયામેતા કહેવાયા. સં. ૧૨૩૬ માં ધુમલીમાં થયેલા જેતા શેઠે દોઢલાખ ટંક ખરચીને વાવ બંધાવી ત્યાંના વિક્રમાદિત્ય રાણા તરફથી તેને ઘણું માન મળેલું. એણે બંધાવેલી વાવ જેતાવાવના નામથી ઓળખાય છે. તણુઆણામાં થયેલા માંડણનો પરિવાર દશા થયો. કચ્છમા થયેલા આ ગોત્રના પુરુષોએ ઘીના લડાણા, દેશનેડા આદિ સત્કાર્યો કરેલા છે. સં. ૧૨૯૫ માં થયેલા રીડાના પુત્ર જીવા શાહે શંખેશ્વરજીના પ્રાસાદનો ઉદ્ધાર કરાવ્યો છે. વાસગેડાના રહીશ પર્વતે પુનર્લગ્ન કરવાથી તેના વંશજો દશા થયા છે સં ૧૩૯૫ માં ધોલકામા થયેલા સાલિગની સ્ત્રી સુહવદેએ 'નાઈણી કઈ' ને ગોત્રજા કરી. સં. ૧૩૭૫ મા વર્ધમાન શેઠે માંડલમાં નિવાસ કર્યો તેઓ મહત્પદે સ્થિત થયા હોવાથી તેના વંશજો મહેતા ઓડકથી ઓળખાયા. સં. ૧૧૯૫ માં ભાલેજમાં થયેલા આભાશેઠનો પરિવાર ઓશવાળ થયો. યશોધન આ ગોત્રની પેટા શાખા ભણશાળીનો મૂળ પુરુષ થયો અને તેની ગોત્રજા અંબામાતા હતી.

૨૦૨. અચલગચ્છની પટ્ટાવલીઓમાં, પ્રાચીન ગ્રંથોમા કે શિલાલેખોમા યશોધન ભણશાળીનો ઉલ્લેખ તો મળવાનો જ. એના સત્કાર્યોનું વર્ણન પણ પુષ્કળ મળે છે. આર્યરક્ષિતસૂરિના સમુદાયના આચાર્યોના નામોલ્લેખ પણ મળતા નથી, ત્યારે યશોધન માટે ગૌરવાન્વિત ઉલ્લેખો આ ગચ્છનાં પ્રાચીન સાહિત્યમાં ઠેકઠેકાણે છે એ દર્શાવે છે કે અંચલગચ્છની સ્થાપનામાં એ મહાન શ્રાવકનો શું ફાળો હતો! કવિઓ પણ યશોધનની ઉજ્જવળ પ્રશસ્તિ ગાવામા પાછળ રહ્યા નથી. પ્રાચીન પ્રતમાંથી મળેલ નીચેની કાવ્ય કંડિકાઓ ઉપરથી આ જાણી શકાશે ;

ભલું નગર ભાલેજ વસે ભણસાલી ભુજબલ,<br>
તાસ પુત્ર જયવંત જશોધન નામે નિરમલ;<br>
પાવે પરવત જાત્ર કામ આવીઆ ગહગટી,<br>
નમી દેવી અંબાવિ આવી રહિયા તલહટી.<br>
આવીઆ સુગુરુ એહવે સમે આર્યરક્ષિતસૂરિવર,<br>
ધન ધન જસોધન પય નમી ચરણ નમે ચારિત્રધર ૧

ધરી ભાવ મનશુદ્ધ બુદ્ધિ પય પ્રણમે સહિ ગુરુ,<br>
આજ સફલ મુઝ દિવસ પુણ્યે પામીઓ કલ્પતરુ;<br>
જન્મ મરણ ભયભીતિ સાવયવય સાખે,<br>
સમકીત મૂલ સુસાધુ દેવગુરુ ધર્મહ આપે;<br>
પરિહરી પાપ શુભ આચરે ધરે ધ્યાન ધર્મનું મહેતા,<br>
એ શ્રીમાલી ધુરસખા ધન ધન જસોધન એ સખા. ૨

આ વર્ણન ઉપરાંત કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં યશોધનનુ અને એનાં સુકૃત્યોનું વિશદ વર્ણન આપે છે, જે ખૂબ જ માહિતીપૂર્ણ તેમજ પ્રમાણભૂત છે.

### અંચલગચ્છનાં પ્રથમ મહત્તરા સાધ્વીજી સમયશ્રી

૨૦૩ અંચલગચ્છના પ્રથમ મહત્તરા સાધ્વીજી સમયશ્રી થયાં. આર્યરક્ષિતસૂરિનો ધર્મોપદેશ સાંભળી

તેઓ દીક્ષિત થયાં ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં જણાવે છે કે ગુરુ વિહરતા બેણુપ નગરમાં આવ્યા. ત્યા કોડી વ્યવહારીને પ્રતિબોધ આપ્યો તેની સોમાઈ નામે પુત્રી હતી, જે એક કરોડનાં મૂલ્યનુ સોનાનું ઘરેણુ પહેરતી હતી આચાર્યનાં મુખેથી ઉપદેશ સાંભળી તે બધાનો ત્યાગ કરી પોતાની પચીસ સખીઓ સાથે સોમાઈએ દીક્ષા ગ્રહણ કરી બીજા પણ ઘણાં લોકોએ સર્વવિરતિ કે દેશવિરતિનો સ્વીકાર કર્યો.

૨૦૪. પ્રાચીન ઇતિહાસ તપાસતાં કપર્દિ નામના ચાર પાંચ પ્રસિદ્ધ પુરુષો થઈ ગયેલા જણાય છે. ઉક્ત કોડીવ્યવહારી–કપર્દિ શેઠ રાંકા શાહનો પુત્ર હતો સ ૧૧૮૫ માં સિદ્ધરાજ જયસિંહે તેને દંડનાયક નીમ્યો હતો અને પ્રસન્ન થઈને તેને બાર ગામો ઇનામમાં આપ્યાં હતાં. એક સમયે તેને ઘેર લગભગ એક સાથે પાંચસો ઘોડી વીયાણી તેથી તેનુ નામ કુડી વ્યવહારી પડ્યુ. તેણે પાટણમાં મોટું જિનાલય બધાવેલુ, તેમજ બાર વાવ તથા બાર કૂવા પણ બધાવ્યાં

૨૦૫. ભીમશી માણેકે પ્રસિદ્ધ કરેલી ગુરુપટ્ટાવલીમાં કપર્દિનો પરિચય થોડાક ફેરફાર સાથે મળે છે. તેમાં કહેવાયુ છે કે તે કોટી વ્યવહારીની સિદ્ધિ અપૂર્વ હતી તેના આવાસના ચોર્યાસી તો દરવાજા હતા. રાજા સિદ્ધરાજે તેને પોતાનો ભડારી બનાવ્યો અને તેને પાંચસો ઘોડી વછેરા સહિત આપી. મેરુતુંગસૂરિ કૃત લઘુ શતપદીમાં વકા શેઠના પુત્ર કઉડિ હતા એવો ઉલ્લેખ છે. તેમાં સમયશ્રીનુ નામ નથી, પરતુ એમ જણાવવામાં આવ્યુ છે કે—આર્યરક્ષિતસૂરિ બિઉણપ બદરના વકા શેઠના પુત્ર કઉડિ વિગેરેને પોતાના શ્રાવકો કરી તથા તેની પુત્રીને દીક્ષા આપી થરાદ આવ્યા. 'ગોત્ર સગ્રહ'માં સોમા શેઠની સોમાઈ નામે પુત્રી હતી એમ હી હ લાલનને અભિપ્રેત છે

૨૦૬. મુનિ જિનવિજયજી સપાદિત 'વીરવશાવલિ'માં કપર્દિ માટે આ પ્રમાણે ઉલ્લેખ છે: 'તિહાં થકી કેતલેક દીને શ્રી વિજયચદ્ર ઉપાધ્યાય વિહાર કરતા બઇણિપ નગરિ આવ્યા. તિહાં શ્રી શ્રીમાલી કોડિ નામે વ્યવહારીઓ પ્રતિબોધી સ્વગછિ કીધો. તિહ વિહાર કરતા ઘણા ગૃહસ્થને પ્રતિબોધી દીક્ષા દેતા પુનઃ શ્રાધિ પ્રમુખને દીક્ષા દેતા થકા પશ્ચિમ દેશે મદાઉર નગરઈ આવ્યા. તિહાં વિ. સ. ૧૨૦૨ વર્ષિ ઉ૦ શ્રી વિજયચદ્રને સૂરીપદ હુઓ શ્રી આર્યરક્ષિત સૂરી નામ દીધુ. કેતલાક ચૌમાસા પશ્ચિમ દિશિ કીધા.'

૨૦૭ અચલગચ્છ નામ સંબધક પ્રસગ 'વીરવશાવલિ'માં આ પ્રમાણે છે. 'એહવઈ બઇણિપ નગર થકી કોટી વ્યવહારીઓ કોઈક કાર્યાર્થે પાટણઇ આવ્યો. તિહાં દેવદર્શન કરી જિહાં શાલાઇ રાજા કુમારપાલ આ હેમચદ્ર મુખ થકી ઉપદેશ સાંભલીઇ છે, તિહાં આવી સભા સમક્ષઇ શ્રી હેમચદ્રને વસ્ત્રાંચલઇ વાંદઈ તે દેખી રાજા કુમારપાલ કહઇ—એ કુણ ગ્રહસ્થ જે વીગર વાદણઇ ઇમિ વાદઇ? તે સાંભલી શ્રી હેમચદ્ર કહે—એ વિધિપક્ષીક તિવારિ કુમારપાલ કહઇ—એ વસ્ત્રાંચલિ ગુરુનઇ વાંદઇ છઇ તેહ થકી એહનો નાંમ અચલિક કહો એતલઇ વિ સ. ૧૨૨૧ વર્ષિ બીજુ નામ અંચલગચ્છ કહિવાણો. તિહા થકી શ્રી આર્યરક્ષિતસૂરિ વિહાર કરતા શ્રી બઇણિપ નગરી આવ્યા ..'

૨૦૮. ભીમશી માણેકે પ્રસિદ્ધ કરેલ ગુરુપટ્ટાવલીમાં, કદર્પિ હેમચદ્રાચાર્યને ખેસના છેડાથી વંદન કરે છે, કુમારપાલ રાજા આ વદનવિધિ અગે પૃચ્છા કરે છે અને હેમચદ્રાચાર્ય આ વિધિ પણ શાસ્ત્રોક્ત છે એમ રાજાને કહે છે—ઇત્યાદિ વર્ણન છે.

૨૦૯. કપર્દિ અને તેની સુપુત્રી સોમાઈ સબધમા આથી વિશેષ જાણી શકાતું નથી 'વીર-વશાવલીમાં સ. ૧૨૨૧ મા ઉક્ત વદનનો પ્રસગ હોઈને કહી શકાય છે કે કપર્દિ સં. ૧૧૮૫ થી ૧૨૨૧ માં વિદ્યમાન હતા, તેમજ તેઓ અચલગચ્છના ચુસ્ત હિમાયતી હતા. એમની ભાગ્યવંત પુત્રી

સોમાઈ જે પાછળથી સમયશ્રીને નામે મહત્તરા થઈને, અંચલગચ્છના ઇતિહાસમા તેણે મહત્તરા સાધ્વી તરીકે પ્રથમ સ્થાન મેળવ્યું.

૨૧૦. આર્યરક્ષિતસૂરિનો સમગ્ર પરિવાર આ પ્રમાણે મનાય છે. ૧૨ આચાર્ય, ૨૦ ઉપાધ્યાય, ૭૦ પંડિત, ૨૧૦૦ સાધુ, ૧૦૩ મહત્તરા સાધ્વી, ૮૨ પ્રવર્તિની સાધ્વી અને ૧૧૩૦ સાધ્વી આમ કુલ્લે ૩૫૧૭ ની સંખ્યામાં ૨૨૦૨ સાધુઓ અને ૧૩૧૫ સાધ્વીજીઓ હતાં. ૧૩૧૫ ના સાધ્વીજીઓના સમુદાયમાં સમયશ્રી પ્રથમ મહત્તરા સાધ્વીજી હતા.*

૨૧૧. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં સાધુઓની સંખ્યા ૨૧૨૦ દર્શાવે છે. 'ઇગવીસ સયા વીસા સાહણ સપયા ભવે તસ્સ.' મોહનલાલ દલીચંદ દેશાઈ અંચલગચ્છની પટ્ટાવલી, જૈ. ગૂ. ક. ભા. ૨ માં નોંધે છે કે આર્યરક્ષિતસૂરિએ માત્ર માલવદેશમાં વિહાર કરીને ૨૧૦૦ સાધુને તથા ૧૧૦૦ સાધ્વીને દીક્ષા આપી હતી. આટલા બહોળા શિષ્ય પરિવાર ઉપરથી પણ આર્યરક્ષિતસૂરિની મહાનતાનું આપણને દર્શન થાય છે.

૨૧૨. ઇતિહાસ કહે છે કે તીર્થંકર ભગવાનનાં શાસનમાં સાધુઓ કરતાં સાધ્વીઓની સંખ્યા લગભગ ત્રણ ગણી હતી મધ્યકાળમાં સાધ્વીઓની સંખ્યા, સાધુઓ કરતાં ઓછી થઈ. આર્યરક્ષિતસૂરિના સમયમાં સાધુઓની સંખ્યા કરતાં સાધ્વીઓની સંખ્યા લગભગ અડધી રહી. વર્તમાન કાળમા સાધ્વીઓની સંખ્યા સાધુસંખ્યા કરતાં અનેક ગણી જણાય છે.

## મુનિ રાજચંદ્ર.

૨૧૩. મુનિ રાજચંદ્ર વિષે પટ્ટાવલીમાં વિસ્તૃત હકીકત વર્ણવવામાં આવી છે, તેનો ટૂંક સાર એ છે કે, જયસિંહસૂરિના બંધુ રાજચંદ્ર બાલ્યાવસ્થામાં જુગારના વ્યસનમાં સપડાયા એટલે તેમને પિતાએ ઘરથી બહાર કાઢી મૂકેલા. વિંધ્યાચલ પર્વત પર જઈ તેમણે પરકાય પ્રવેશિની વિદ્યા સાધ્ય કરવા પ્રયાસો કર્યા પરંતુ સફળતા મળી નહીં. દુષ્ટ કાપડી સાથે તેમનો પરિચય થયો તેને સુવર્ણપુરુષ સાધવાની ઇચ્છા હતી, આથી કાપડીએ તેમને પરકાય પ્રવેશ વિદ્યા શિખવાડવાનુ માથે લીધું. કાપડીનું કપટ બહાર પડે તે પહેલાં જ જયસિંહસૂરિના ભરૂચના ચાતુર્માસ દરમિયાન બન્ને બંધુઓનો અચાનક ભેટો થઈ ગયો પરિચય મળતાં બન્નેની આંખો હર્ષાશ્રુથી ભીંજાઈ ઊઠી. મોટાભાઈનાં વચનથી નાના ભાઈએ દીક્ષા ગ્રહણ કરી અને એમનું નામ મુનિ રાજચંદ્ર રાખવામાં આવ્યું.

૨૧૪. રાજચંદ્રજીએ ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો અને તેઓ શાસ્ત્રોના પારગામી થયા. વિવિધ તપના પ્રભાવથી તેમણે પરકાયપ્રવેશ વિદ્યા પણ સાધી. આર્યરક્ષિતસૂરિને એ વિદ્યાઓ પણ એમણે શિખવી એમ પટ્ટાવલીનાં વર્ણનો ઉપરથી જાણી શકાય છે. એમને વિષે અન્ય ગ્રંથોમાંથી કશી માહિતી પ્રાપ્ત થતી નથી.

---

* ડો. ક્લાટ, તેમણે લખેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં, આર્યરક્ષિતસૂરિના શિષ્ય પરિવારનું આ પ્રમાણે વર્ણન આપે છે Aryarakshit Suri gave the diksba to 2100 Sadhus and 1130 Sadhvis, the Upadhyaya-Padam to 29, the Pandit-padam to 70, the Mahattara-padam to 103 Sadhvis (Samayasrı and others), the Pravartini padam ( See Weber Verz. II. p. 837, 1 and p. 988 on V. 59 ) to 82 Sadhvis, the total number of Sadhus and Sadhvis being 3517.

## સીદ્દિક શેઠ.

૨૧૫ ખંભાતમાં વસતો ધનાઢ્ય આરબ વ્યાપારી સીદ્દિક શેઠ જયસિંહસૂરિનો પરમ ભક્ત હતો, એમ પટ્ટાવલીમાંથી જાણી શકાય છે. તેનાં પાંચ વહાણો હતાં દૂર દૂરના દેશોમાં તે વહાણવટું કરતો, તેમજ મોતી આદિ કિંમતી વસ્તુઓનો પણ તે વ્યાપાર કરતો હતો. તેને સંતતિ ન હોવાથી સંતાન પ્રાપ્તિ માટે તેણે અનેક ઉપાયો યોજી જોયા. પ્રાગ્વાટ જ્ઞાતિનો તથા જયસિંહસૂરિનો ભક્ત જયવંત સીદ્દિકનો મિત્ર હતો તેનાં કહેવાથી સીદ્દિક જયસિંહસૂરિના સંપર્કમાં આવે છે. આચાર્યનાં આશીર્વચનથી તેને સંતાન પ્રાપ્તિ થાય છે. એ પછી તે જયસિંહસૂરિનો ભક્ત બની ગયો. જિનપૂજામાં પણ એને આસ્થા બેઠી. આચાર્યને માટે તેણે એક લાખનાં મૂલ્યનો સુખપાલ અર્પણ કર્યો

## રાજા મહિપાલ.

૨૧૬. પારકરનાં સુરપાટણ નગરનો દધિપકવંશનો સોઢા પરમાર જ્ઞાતિનો રાજા મહીપાલ આર્યરક્ષિતસૂરિનો ભક્ત બન્યો હતો. સં. ૧૧૭૨ માં તેનાં નગરમાં મરકી ફાટી નીકળી, આથી લોકોને પારાવાર સહન કરવું પડ્યું. ઘણા લોકો મૃત્યુ પામ્યા એ અરસામાં આર્યરક્ષિતસૂરિ તથા એમના શિષ્ય જયસિંહ ઉપાધ્યાય નગરમાં પધાર્યા. રાજા મહીપાલે પોતાના મંત્રી ધરણની સલાહથી મરકીની શાંતિ માટે ગુરુને વિનંતિ કરી જયસિંહ ઉપાધ્યાયની સૂચના અનુસાર આર્યરક્ષિતસૂરિના ચરણોદકનો શહેરમાં છંટકાવ કરવામાં આવ્યો, અને મરકી શમી ગઈ આથી પ્રસન્ન થઈને રાજા ઝવેરાત આદિનું ભેટણું લઈને ગુરુને વાંદવા આવ્યો, પરંતુ નિઃસ્પૃહી આચાર્યે તે લીધું નહી આથી આચાર્યના ઉપદેશથી તેણે તે દ્રવ્યમાંથી ભગવાન શાંતિનાથનું મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી.

૨૧૭ પં હીરાલાલ હં. લાલન ગોત્રસંગ્રહમાં જણાવે છે કે મહીપાલ રાણો પોતાના પુત્ર ધર્મદાસ સહિત શ્રાવક થયો મંત્રી ધરણે તેને પોતાની પુત્રી પરણાવીને ગુરુના ઉપદેશથી તેને ઓશવાળ જ્ઞાતિમાં ભેળવ્યો ધર્મદાસને ચંદેરીનગરનું રાજ્ય મળ્યું. તેને પાંચ પુત્રો હતા. દિલ્હીના રાજા પૃથ્વીરાજ ચૌહાણ તરફથી ધર્મદાસને સન્માન મળ્યું હતુ. તેનાં મુખેથી ગુરુની પ્રશંસા સાંભળીને પૃથ્વીરાજ ચૌહાણે આર્યરક્ષિતસૂરિનું ઘણું સન્માન કર્યું હતું મહીપાલ રાજાના વંશજો મીઠડીઆ ગોત્રથી પ્રસિદ્ધ થયા છે. અંબા-માં એમની ગોત્રજા બની

૨૧૮. પૃથ્વીરાજે આર્યરક્ષિતસૂરિનું ઘણું સન્માન કર્યું હતું એવા ઉલ્લેખ પરથી માની શકાય છે કે આચાર્યનો વિહાર દિલ્હી તેમજ ઉત્તર ભારતમાં પણ હશે. અલબત્ત, આ અંગે વિશેષ માહિતી પ્રાપ્ત થઈ શકતી નથી. પ્રાચીન ગ્રંથો પરથી જાણી શકાય છે કે પૃથ્વીરાજ પોતાની પર્ષદામાં જૈનાચાર્યોનો ખૂબ જ આદર સત્કાર કરતો. તેની રાજસભામા જૈનાચાર્યો વચ્ચે શાસ્ત્રાર્થ પણ થયા છે. સં. ૧૨૩૯ ના કાર્તિક સુદી ૭ અથવા ૧૦ ને દિવસે ઉપકેશગચ્છીય પદ્મપ્રભ તથા ખરતરગચ્છીય જિનપતિસૂરિ વચ્ચે પૃથ્વીરાજની સભામા એક બહુ મોટો મનોરંજક શાસ્ત્રાર્થ થયો, જેમા જિનપતિસૂરિ જીત્યા જિનપતિસૂરિ ઉપરાંત ઉપા. જિનપાલ, પં સ્થિરચંદ્ર, માનચંદ્ર વગેરે પણ આ વિવાદમા ઉપસ્થિત હતા. પૃથ્વીરાજની રાજસભામાં જૈનાચાર્યોનો આદરસત્કાર થતો હોઈને આર્યરક્ષિતસૂરિ પણ પૃથ્વીરાજથી એવું માન પામ્યા હોય એ સંભવિત છે. ઉક્ત વિવાદ રામદેવ નામના પ્રભાવશાળી શ્રાવકના પ્રયાસથી થયો, એવી જ રીતે ધર્મદાસના પ્રયાસથી પૃથ્વીરાજ આર્યરક્ષિતસૂરિના પરિચયમા આવ્યો હશે આ ઉપરથી એમ પણ જાણી શકાય છે કે પૃથ્વીરાજની સભામાં જૈન શ્રાવકો પણ આગળ પડતું સ્થાન ભોગવતા હતા

### પુત્ર-કામેષ્ટિ યજ્ઞ

૨૧૯. આપણે જોયુ કે કપર્દિને રાજા સિદ્ધરાજે પોતાનો દંડનાયક અથવા ભંડારી બનાવ્યો હતો, તથા તે આર્યરક્ષિતસૂરિનો ભક્ત હતો તેનાં મુખેથી પ્રશંસા સાંભળીને સિદ્ધરાજે બાહડ નામના મંત્રીને મોકલીને આચાર્યને પાટનગરમાં તેડાવેલા, અને તેમનુ બહુમાન કરેલુ.

૨૨૦. પટ્ટાવલીમાં સિદ્ધરાજે પુત્રપ્રાપ્તિ માટે કરેલા પુત્રકામેષ્ટિ યજ્ઞનો પ્રસંગ વિસ્તારથી અપાયો છે. રાજા નિ:સંતાન હોવાથી પંડિતોની સલાહથી એ યજ્ઞ કરે છે, તેની ક્રિયા માટે કાશી અને દૂર દૂરનાં સ્થળેથી વિદ્વાન પંડિતોને તેડાવે છે. યજ્ઞના દશમા દિવસની રાત્રિએ એક ગાય યજ્ઞશાળામાં દાખલ થાય છે, સર્પદંશ થવાથી ગાય ત્યાં જ મૃત્યુ પામે છે, અને એ રીતે યજ્ઞમાં વિઘ્ન આવે છે. મુશ્કેલી એ હોય છે કે ગાયનાં મૃત્યુથી યજ્ઞનુ કાર્ય આગળ ચાલી શકતુ નથી અને પુત્રકામેષ્ટિ યજ્ઞ એક જ વખત કરી શકાય છે, બીજી વખત ન કરી શકાય. બધા ચિન્તામાં ડૂબે છે. આ મુશ્કેલીમાંથી બચવા માટે એક જ ઉપાય હતો અને તે એ કે જો મૃત્યુ પામેલી ગાય યજ્ઞશાળામાંથી જીવતી થઈને બહાર નીકળી જાય તો જ યજ્ઞ ચાલી શકે. આ અશક્ય વાત હતી હેમચંદ્રાચાર્યે કહ્યુ કે પરકાય પ્રવેશિની વિદ્યા જાણનાર આ કાર્ય કરી શકે રાજા જણાવે છે કે એ વિદ્યાનો જાણકાર શોધવો ક્યાંથી? આચાર્ય આર્યરક્ષિતસૂરિનુ નામ આપે છે સિદ્ધરાજ ખુશ થાય છે કેમકે તેણે જ આર્યરક્ષિતસૂરિને પાટણ તેડાવ્યા હોય છે. અનીવાર્ય રોકાણોને અંગે આચાર્યના ખબર-અંતર પણ એણે ન પૂછ્યા હોવાથી તરત તે ઉપાશ્રયે જઈને ગુરુની ક્ષમા યાચે છે, અને યજ્ઞમાં મૃત્યુ પામેલી ગાયને જીવતી બહાર કાઢવાની વાત કહે છે. આચાર્ય તેમ કરવાનુ વચન આપે છે અને પરકાય પ્રવેશિની વિદ્યાના પ્રભાવથી મૃત્યુ પામેલી ગાયને યજ્ઞશાલામાંથી જીવતી બહાર કાઢે છે પોતાનુ વચન પાળવામાં આચાર્ય અચળ રહ્યા એટલે એમને 'અચળ' બિરુદ આપીને એમના પરિવારને અચળગચ્છના નામથી રાજા ઓળખાવે છે.

૨૨૧. સિદ્ધરાજની જેમ પરમાર્હત કુમારપાલે પણ આર્યરક્ષિતસૂરિનુ ખૂબ સન્માન કરેલુ એમ પટ્ટાવલી જણાવે છે. કુમારપાલે વિધિપક્ષ કે અચલગચ્છને સૌ પ્રથમ અંચલગચ્છ તરીકે ઓળખાવ્યો, એ વિષે આપણે જોઈ ગયા.

### રાઉત હમીરજી પરમાર

૨૨૨. રાઉત હમીરજી પરમાર ભિન્નમાલ પાસેના રતનપુર નામનાં નગરમાં રાજ્ય કરતો હતો. તેને જેસંગદે નામે પુત્ર હતો. પારકરના ભુદેસર નગરના રાણા ભારમલ્લને સુહદે નામની સ્ત્રીથી થયેલ સરસ્વતી નામની પુત્રીને જેસંગદે સાથે પરણાવેલી. લગ્નમા નવ લાખ પીરોજીનો ખર્ચ થવાથી પુત્રવધૂને નવલખી તરીકે ઓળખાવવામાં આવતી. તેનો પુત્ર રાજમહેલમાંથી ગૂમ થઈ જતાં તેને ગોતવા અનેક પ્રયાસો કરવામાં આવ્યા.

૨૨૩. સં. ૧૨૧૦ માં આર્યરક્ષિતસૂરિ રતનપુર પધાર્યા સંઘના લોકો ઉદ્વિગ્ન જોવાથી ગુરુએ પૂછતાં રાજકુમારનાં હરાવાની વાત તેઓએ કહી આચાર્યને મહાપ્રભાવક જાણીને રાજા ગુરુને વંદન કરવા ઉપાશ્રયમા પધાર્યો અને કુમારને શોધી આપવાની આગ્રહપૂર્વક વિનતિ કરી આચાર્યે વિનતિ સ્વીકારી પંડિત લાલન ગોત્રસંગ્રહમાં એ સંબંધક એક ચમત્કારિક પ્રસંગ વર્ણવે છે આચાર્યના પ્રભાવથી રાજકુમાર પ્રાપ્ત થાય છે અને બધે હર્ષ ફેલાય છે. રાજા પ્રસન્ન થઈને કુટુંબ સહિત જૈનધર્મ સ્વીકારે છે.

૨૨૪. કુમારનુ નામ સખતસધ રાખવામાં આવ્યુ. પ. લાલન જણાવે છે કે મહાકાલીદેવી કુમારને સોંપે છે એ પછી આર્યરક્ષિતસૂરિએ વાસક્ષેપ નાંખી બાળકને એવા આશીર્વાદ આપ્યા કે જે કોઈ રોગી માણસ પર આ બાળક હાથ ફેરવશે તેનો રોગ તેમજ સર્વ પ્રકારનુ વિષ દૂર થશે કુમાર મોટો થયો ત્યારે લોકો એના ગુણોની પ્રશસા કરવા લાગ્યા. આથી, તેના વશજો સહસગુણાગાંધીથી ઓળખાવા લાગ્યા રાઉત જેસગે શત્રુજયનો સઘ કાઢીને ઘણું ધન ખરચ્યું, સોનામહોરોની લહાણી કરી, ચોર્યાસી ગચ્છોમાં પહેરામણી કરી, આગમગ્રથો લખાવી ઘણો યશ સપાદન કર્યો. ગુરુના ઉપદેશથી તેનાં કુટુબને ઓશવાળ જ્ઞાતિમાં ભેળવવામાં આવ્યુ, અને ચામુડાદેવી એમની ગોત્રજા થઈ.

૨૨૫. ભટ્ટગ્રથોમાં પણ ઉક્ત પ્રસગ જોવામાં આવે છે, પરતુ બાળકનુ નામ સખતસધને બદલે માલદે હોવાનો તેમાં ઉલ્લેખ છે માલદે ઉપરથી તેના વશજો એ ગોત્રથી પ્રસિદ્ધ થયા માલદેના વશજો થરપારકરથી કચ્છ આવીને વસ્યા. ભટ્ટ ગ્રથોમાંથી વિશેષમાં એ પણ જાણી શકાય છે કે નાની ખાખરથી આ વશના પાંચ ભાઈઓ (૧) નરશી (૨) વૃજલાલ (૩) ખેતશી (૪) કરમણ (૫) આશો વિગેરે સ. ૧૫૯૬ માં જામ રાવલ સાથે કચ્છથી સાથે ચાલી હાલારમાં નાની રાફુદર, વીશોતરી, મુગણી, વસઈ વિગેરે ગામોમાં વસ્યા. એમાંના શરાના પુત્ર અધાએ સ. ૧૭૯૭ માં પુનર્લગ્ન કરતાં તેમનાં કુટુબને દશા જ્ઞાતિમાં જવુ પડ્યુ. તેનો વિસ્તાર દલતુંગી ગામમાં વસવાટ કરે છે

૨૨૬. ભટ્ટગ્રથોમાથી હમીરજીના પુત્ર જેસગ અને તેના પુત્ર માલદેનુ વશવૃક્ષ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે માલદેનો પુત્ર ખેતો–પમાણુ–આશો–જેઠો–કરમણ–મેઘો–પોધો–ભારમલ–પેથરાજ–આશો, તે કચ્છનાં રાપર ગામમાંથી સં ૧૫૯૬ માં જામરાવલ સાથે હાલારમાં આવીને મોટા ટોડા ગામે અને તેના વશજો રાફુદર ગામે વસ્યા. ત્યારપછી દલતુગી (સં. ૧૮૦૦)માં,–આશો–કરમશી–હેમો–નથુ–ગોસર–હીરજી–શરો–અધો, તેણે સ ૧૭૮૯ માં પુનર્લગ્ન કર્યાં અને રાફુદર ગામમાંથી તેના વશજો દલતુગીમાં દશા થઈને વસ્યા.

## શુભંકર વંશ

૨૨૭. ત્રિપુટી મહારાજ, 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા ૨ માં જણાવે છે કે શુભકરવશનો મૂળપુરુષ શુભંકર પોરવાડ જ્ઞાતિનો, વિધિપક્ષગચ્છનો શ્રાવક હતો આ વશમા વડગચ્છના મલયપ્રભસૂરિ થયા જેઓ સેવાકપુત્ર યશોધન, તેમના પુત્ર સુમદેવના પુત્ર હતા. આ વંશમાથી મલયપ્રભસૂરિ, મદનચદ્ર, ઉદયચદ્ર, લલિતકીર્તિસૂરિ, જયદેવસૂરિ, પ. ધનકુમારગણિ, સાધ્વી જિનસુંદરી ગણિની, તથા ચદનબાલા ગણિની વગેરે દીક્ષિત થયાં હતાં. વિધિપક્ષના શ્રાવક શેઠ શુભકર પોરવાડની પરપરામાં અનુક્રમે સેવાક, યશોધન, બાહૂ, દાહડ, સોલાક, ચાંદાક, અને પૂર્ણદેવ થયા. આ કુટુબે ઘણાં સાધુ–સાધ્વીઓ આપ્યાં છે.

## આર્યરક્ષિતસૂરિનો દેહોત્સર્ગ

૨૨૮. ગૂર્જર, સિધ, સોરઠ, માલવ, મરુ ઈત્યાદિ પ્રદેશોમા વિહાર કરીને આર્યરક્ષિતસૂરિએ અનેક જીવોને પ્રતિબોધ આપ્યો; એમના ઉપદેશથી અનેક ધર્મકાર્યો થયાં; શાસનનો ઉદ્યોત કરવામા એમણે ભગીરથ પ્રયત્નો કર્યા ઈત્યાદિ વિષે આપણે જોઈ ગયા. સ. ૧૨૨૬મા ૯૧ વર્ષની ઉમરે એમનો દેહોત્સર્ગ થયો. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એકસો વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરીને સ. ૧૨૩૬ માં પાવાગઢ પર સાત દિવસનુ અનશન કરીને તેઓ દેવલોક ગયા એવો ઉલ્લેખ છે. મહેન્દ્રસિહસૂરિએ તથા મેરુતુગસૂરિએ શતપદી તથા લઘુશતપદીમાં મૃત્યુ–સવત ૧૨૨૬ નોંધેલ છે; મૃત્યુસ્થળનો તેમણે નિર્દેશ

કર્યો નથી. ૫ લાલન 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ'માં પણ મૃત્યુ સંવત ૧૨૨૬ સ્વીકારે છે. 'ગુર્વાવલી' તથા 'વીર વંશાવલી'માં મૃત્યુ સંવત ૧૨૩૬ છે પરંતુ સ્થળ નિર્દેશ એમાં પણ નથી. મુનિ લાખા રચિત ગુરુપટ્ટાવલીમાં પણ એજ સંવત છે અને મૃત્યુ બેનાતટપુરે એકસો વર્ષની ઉંમરે થયું એવો ઉલ્લેખ છે. ભીમશી માણેક પણ એવી જ રીતે ગુરુપટ્ટાવલીમાં સં ૧૨૩૬ માં બેણુપમાં મૃત્યુ થયું હોવાનું નોંધે છે.

૨૨૯. અંચલગચ્છના ઇતિહાસ માટે મહેન્દ્રસિંહસૂરિ રચિત 'શતપદી' તેમજ મેરુતુંગસૂરિ રચિત 'લઘુ શતપદી' ખૂબ જ પ્રમાણભૂત ગ્રંથો છે. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં, પાંચમને માનનારા ગચ્છોને પાટણ બહાર જવાનું ફરમાન કુમારપાલ રાજાએ કાઢેલું, પરંતુ જયસિંહસૂરિ વાક્ચાતુર્યથી પાટણમાં જ રહ્યા—એવો ઉલ્લેખ છે, પરંતુ આર્યરક્ષિતસૂરિનાં નામ અંગે ક્યાંયે નિર્દેશ નથી. એ પ્રસંગ પછી કુમારપાલ રાજાનું મૃત્યુ થયું આ અનુસાર, સં. ૧૨૩૦ વખતે આર્યરક્ષિતસૂરિ વિદ્યમાન ન હોવાની શક્યતા વધારે છે. આથી એમનું મૃત્યુ સં. ૧૨૨૬ માં થયું હોય એ વધુ સ્વીકાર્ય બને છે."

---

* પ્રો. પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રતવિષયક સને ૧૮૮૬–૯૨ ના અહેવાલમાં આર્યરક્ષિતસૂરિનું મૃત્યુ સં. ૧૨૨૬ માં થયું હોવાનું શતપદીને આધારે સ્વીકારે છે. ડૉ. ક્લાટ ભીમશી માણેકની પટ્ટાવલીને આધારે આર્યરક્ષિતસૂરિનું મૃત્યુ સં. ૧૨૩૬ માં થયું હોવાનું નોંધે છે, છતાં સં. ૧૨૨૬ માં એમનું મૃત્યુ થયું હોવાની સંભાવના તેઓ જતી કરતા નથી એ બન્ને વિદ્વાનોની નોંધો ઉપયોગી હોઈને ઉલ્લેખનીય છે:

Aryarakshita—

Founder of the *Anchala* or Vidhipaksha gachcha. Guru of Jayasinha, who was guru of Dharmaghosha. 8, App p 219 This Dharma ghosha wrote in Samvat 1263. 1, *App* p 12. In Merutunga's Satapadisaroddhara (Nos. 1340-1, of this Report's Collection) it is stated that this Aryarakshita was born in Samvat 1136, in the village Dantani, that he took vrata in Samvat 1142, and that he died, at the age of 91 in Samvat 1226. He was called Godu by his father, Vijayachandra by his guru, and Aryarakshita by his Suri. In the pattavali of the Anchala gachcha (Bombay Ed. 1889) it is stated that Aryarakshita founded the gachcha in Samvat 1169.

—Prof. Peterson.

Aryarakshit-Suri, born Samvat 1136 in Dantranagram ( Merut. P. 11: Dantani ), mula-naman Godu (Merut. Godau ), son of the Vyavaharin Droṇa of the Pragvatajnati, diksha Samvat 1146 ( Mer 1141, Satapadi-Samuddhara 1142), obtained from the guru the name Vijayachandropadhyaya, Suri Samvat 1202 under the name Aryarakshita suri, + Samvat 1236 at the age of 100 ( Mer. and Sat. 1226 and 91).

—Dr. Klatt

૨૩૦. આર્યરક્ષિતસૂરિનું મૃત્યુ બેણપતટમાં થયુ હોય એ પણ સંભવિત છે. મેરુતુંગસૂરિ લઘુ શતપદીમાં જણાવે છે કે વાહકગણિની પ્રેરણાથી હેમચંદ્રાચાર્યે જયસિંહસૂરિને કહ્યુ કે–તમે બિઉણપતટથી સંઘ બોલાવી એક સમાચારી કરો. ગુરુએ ઉત્તર આપ્યો કે જો સર્વે ગચ્છો એક થઈને અમને કહેશે તો અમે પણ તેમ જ કરશુ વાહકગણિને થયું કે આ તો અંદર અંદર કલહ જાગે એવુ થયું, એટલે એમણે જયસિંહસૂરિને મારવા અમુક માણસોને રોકયા પરંતુ ગુરુને તેઓ કાંઈ ન કરી શકયા. ઉલ્ટાના વહકગણિ પોતે જ શૂળથી પીડાવા લાગ્યા. હેમચંદ્રાચાર્યે પૂછ્યુ કે તમે કોનો અપરાધ કર્યો છે? વાહકગણિએ યથાસ્થિત વૃત્તાંત કહી સંભળાવ્યો એટલે હેમચંદ્રાચાર્યે કહ્યું કે એ વ્યાધિ બીજા કોઈથી મટે તેમ નથી કિંતુ આર્યરક્ષિતસૂરિના ચરણોદકથી જ મટશે. તે અનુસાર ચરણોદક મંગાવીને તેમને સ્વસ્થ કરવામાં આવ્યા આર્યરક્ષિતસૂરિ વિષે આ છેલ્લો પ્રસંગ ઉપલબ્ધ છે. શકય છે કે તે સં. ૧૨૨૬ માં બન્યો હોય અને બેણપમાં જ આચાર્યનુ મૃત્યુ થયુ હોય, કેમકે કવિવર કાન્હ રચિત 'ગચ્છનાયક ગુરુરાસ' અનુસાર સં. ૧૨૨૬ માં આર્યરક્ષિતસૂરિ બેણપમાં જ હતા

## ખંડનપટુ ઉપાધ્યાય ધર્મસાગરજીએ કરેલું અંચલગચ્છનું ઉગ્ર ખંડન.

૨૩૧. તપાગચ્છે તેમજ ખરતરગચ્છે અંચલગચ્છનું ખંડન કર્યું છે તેમજ તેમણે એક બીજાનું ખંડન–મંડન પણ કર્યું છે. ૧૭ મી સદીમાં થઈ ગયેલા ઉપાધ્યાય ધર્મસાગરજીએ 'પ્રવચન પરીક્ષા' નામના ગ્રંથમાં અન્ય ગચ્છોની સાથે અંચલગચ્છનું ઉગ્ર ખંડન કર્યું છે જેનો સાર નીચે મુજબ છે.

૨૩૨. 'અંચલગચ્છની ઉત્પત્તિ સં. ૧૨૧૩ માં થઈ તે ગચ્છના સંસ્થાપક પૂર્ણિમા પક્ષના નરસિંહ હતા જેમની એક આંખ જોખમાયેલી હતી એક વખત નરસિંહ જ્યારે બ્યુના નામનાં ગામમાં હતા, ત્યારે નાથી નામની એક આંધળી અને ઘણી જ પૈસાદાર સ્ત્રી તેમને વંદન કરવા આવી પણ તે પોતાની મુહપત્તિ લાવવી વિસરી ગઈ હતી. નરસિંહે તેને કહ્યું કે જો તમે મુહપત્તિ ભૂલી ગયા હો તો તેને બદલે તમારાં વસ્ત્રનો છેડો પણ ચાલશે. તેણે પણ તે વાત કબૂલ રાખી. એવી રીતે તેના પૈસાની મદદથી તેઓ બન્નેએ ત્યાં આંચલિક મતની સ્થાપના કરી. ત્યારથી પ્રતિક્રમણ વખતે પણ તેઓ મુહપત્તિને બદલે વસ્ત્રના છેડાનો ઉપયોગ કરવા લાગ્યાં'

૨૩૩ ધર્મસાગરજીએ અંચલગચ્છનુ ખંડન કરવામાં અને અનુચિત આક્ષેપો કરવામાં સત્યને નેવે જ મૂકી દીધુ છે એમના ખંડનાત્મક લખાણુથી સર્વે મતો ખળભળી ઊઠ્યા, અને તેનુ જો સમાધાન ન થાય તો આખા જૈન સમાજમાં દાવાનળ અગ્નિ પ્રકટે. આથી તપાગચ્છાચાર્ય વિજયદાનસૂરિએ ઉપર્યુક્ત ગ્રંથને પાણીમાં બોળાવી દીધો અને તેને અપ્રમાણ ઠરાવ્યો ધર્મસાગરજીને જિનશાસનમાંથી બહિષ્કૃત કરવામાં પણ આવ્યા. એમણે એમના બેજવાબદાર લખાણ માટે સંઘની ક્ષમા પણ યાચી. ધર્મસાગરજીના ખંડનાત્મક વલણને લીધે ખુદ તપાગચ્છમાં પણ ભંગાણ પડયું તપાગચ્છ 'દેવસૂર' અને 'આણંદસૂર' એમ બે પક્ષોમાં વિભક્ત થયો. હીરવિજયસૂરિએ પ્રથમ સાત બોલ અને પાછળથી બાર બોલ એ નામે આજ્ઞાઓ જાહેર કરી અથડામણ ઓછી કરવા પ્રયાસો કર્યા. પરસ્પર ગચ્છોમાં અગાઉની માફક પ્રેમ જળવાઈ રહે, અને ઉત્સૂત્ર પ્રરૂપણાની વૃદ્ધિ ન થાય એટલા માટે દશમા બોલમાં હીરવિજયસૂરિએ જણાવ્યું કે, 'તથા શ્રી વિજયદાનસૂરિ બહુજન સમક્ષ જલશરણ જે કીધુ ઉત્સૂત્ર–કંદ–કુદ્દલ ગ્રંથ તેહ માહિલુ જે અસંમત અર્થ બીજા કોઈ ગ્રંથ માંહિ આણ્યઉ હુવઈ, નઉ તે તિહાં અર્થ અપ્રમાણ જાણિવઉ.'

૨૩૪. આશ્ચર્યની વાત તો એ છે કે ધર્મસાગરના અપ્રમાણિક ગ્રંથોનો આશ્રય લઈ આજે પણ

કેટલાક કદાગ્રહીઓ ગચ્છોમાં પરસ્પર વૈમનસ્યની વૃદ્ધિ કરી રહ્યા છે!! એ સમયના પ્રભાવક તપાગચ્છીય આચાર્યો-વિજયદાનસૂરિ, હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિ આદિએ જે ગ્રંથોને સર્વથા અસદ્દહણીય, અમાન્ય, અપ્રમાણિક ગણ્યા હતા અને જેને સ્વય ધર્મસાગરે સ્વીકૃત કરી 'મિચ્છામિ દુક્કડમ્' દીધેલ, આજે એમનીજ પરંપરા અનુસરનારાઓ એ ગ્રંથોને ઉપાદેય સમજી પ્રકટ કરી ક્લેશ વધારવાનુ કલંક વહોરે છે એ ખરેખર, દુઃખની વાત છે

૨૩૫. પૂર્વે કોઈએ ન કહેલી અને કોઈએ ન સાંભળેલી વાતો ગચ્છાંધતાને લીધે ધર્મસાગરે લખી એ આપણે જોયુ, એટલે એ વિષે વધુ જણાવવુ અપ્રસ્તુત છે. પરંતુ એક વાત પર લક્ષ ખેંચવુ અહી જરૂરી છે કે તપાગચ્છની પટ્ટાવલીઓમાં અંચલગચ્છની સ્થાપના સં ૧૨૧૩માં દર્શાવવામાં આવે છે આપણે જોઈ ગયા કે આ ગચ્છની સ્થાપના સં.૧૧૬૯માં થયેલી છે જે અંગેનાં અનેક પ્રમાણો વિદ્યમાન છે, છતાં અંચલગચ્છની સ્થાપનાનો સંવત બને તેટલો પાછળ દર્શાવવાનું વલણ તપાગચ્છની પટ્ટાવલીઓમાં ધ્યાન ખેંચે એવુ છે. ડૉ. ભાંડારકરની આ મુદ્દા સબંધમાં દલીલ ગળે ઉતરી જાય એવી છે:

૨૩૬ The Siddharaji mentioned in connection with Jayasimhasuri can possibly be no other than the Siddharaj alias Jayasimhadeva of Anhilwara who reigned from Samvat 1150 to 1199 and whose reign was not noted for religious controversies among Jain sects. If therefore Jayasimhasuri was really a contemporary of Siddharaj, the date Samvat 1213 assigned to the rise of the Anchalika sect in the Tapa-gachcha Pattavalis published by Klatt and Dharmasagara in his 'Pravachana-pariksa' cannot be correct. The other date Sam. 1159 assigned to it in a Pattavali noted above is more likely to be the correct one.

'It might be mentioned on Dharmasagar's authority that the Aryarakshita who stands first in the above list was the same as Narasimha, the originator of the Anchalika-gachha'.

(Dr. Bhandarkar's Report 1883-84)

૨૩૭. અંચલગચ્છની પ્રાપ્ત થયેલી જે પ્રાચીન પટ્ટાવલી ડૉ. ભાંડારકરે ચોથા રીપોર્ટમાં પ્રકાશિત કરી છે, તેમાં અંચલગચ્છનો સ્થાપનાસંવત ૧૧૫૯ હોઈને તેઓએ એ વર્ષ ખરું માન્યું છે. કદાચ પ્રત લખવામા લહિયાએ કે ડૉ. ભાંડારકરે વાંચવામાં પણ ભૂલ કરી હોય, કેમકે અંચલગચ્છની સ્થાપના સં ૧૧૬૯ મા થઈ હોવાના બધાં જ પ્રાચીન પ્રમાણો સાક્ષી પૂરે છે

**મંત્રી ભાટા**

૨૩૮. અંચલગચ્છીય શ્રાવકોમા મંત્રી ભાટાનું નામ વિશેષ ઉલ્લેખનીય છે શ્રીમાલી જ્ઞાતીય, ભારદ્વાજ શ્રેષ્ઠી મહિયા તથા તેની પત્ની ફુલાને ત્યાં માણ્ડવગઢમાં તેનો જન્મ થયો તેની પત્ની દેમીથી તેને લુંભા નામનો પુત્ર થયો મંત્રી ભાટા ઘણો જ પ્રતાપી હતો. સિદ્ધરાજ જયસિંહે સહસ્રલિંગ તળાવનાં નિર્માણમાં તેની કાર્યદક્ષતાનો ઉપયોગ કર્યો એ પરથી જ એની શક્તિનો આપણને પરિચય મળી રહે એમ છે રાજાએ પ્રસન્ન થઈને તેને સં ૧૧૭૪ મા માતર પાસેનું ગોભલેજ નામનું ગામ બક્ષિસમા આપ્યુ એ ગામમાં ભાટાએ પથ્થરો મોકલાવી એક તળાવ અને બાર કૂવાઓ બંધાવ્યા. તેણે

શત્રુંજય પર જિનબિંબની પણ પ્રતિષ્ઠા કરાવેલી. આર્યરક્ષિતસૂરિના ઉપદેશથી એ પ્રતિષ્ઠા થઈ હોવાની સંભાવના છે. કોઈ કારણવશાત્ રાજા તેના પર રૂઠયો સહસ્રલિંગના પથ્થરોનો ભાટાએ ગોભલેજનાં સ્થાપત્યોમાં ઉપયોગ કર્યો હોઈને એ કારણે રાજાની નાખુશી તેણે વહોરી લીધી હોય એ સંભવિત છે. જિનવિજયજી સંપાદિત શ્રીમાલી જૈન કુટુંબની જૂની વંશાવલીમાં મંત્રી ભાટા વિશે આ પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે—'પૂર્વિં સારિંગ ભાઈ મહિયા ભા ફૂલા, પુ ભાટા, તે સિદ્ધરાજ જેસિંગદેવ રાજ્યે વ્યાપારી સહસ્રલિંગ ઉપરિ રાયનુ આદેશ ચિત્ત કરી તિહા પાષાણ અણાવિ તે પાંચ ગજ લાડલાં દીઠ રખાવઈ. વરતણ માટે રાયે ગોભલેજ ગામ આપ્પઉ છઈ. ચિડોત્તર માહિ માતર પાસિ તિણિં ગાંમિ પાષાણ મોકલઈ તિણિ ગાંમિ તલાવ ૧ કૂપ ૧૨ કરાવ્યા. શ્રી શત્રુંજયે પ્રાસાદ બિંબ પ્રતિષ્ઠિત અંચલગચ્છે પછિ કાલાંતરે રાજા રૂઠો દેખી એ પાષાણની રાવ (?) કીધી મં. ભાટા મંડપદુર્ગે વાસ્તવ્ય' ભાટા ભા દેમી પુ લુભા ભા માની પુ ૧ માધવ ૨ કેશવ...'

જુઓ—'જૈન સાહિત્ય સંશોધક' ખં ૧, અં. ૪. પૃ. ૧૬૬.

## દશા-વીશાનો ભેદ

૨૩૯. આર્યરક્ષિતસૂરિના સમયમાં દશા–વીશાનો ભેદ હોવાનો ઉલ્લેખ પં હીરાલાલ હં. લાલન ગોત્રસંગ્રહમાં કરે છે અને એક પ્રસંગ આ પ્રમાણે નોંધે છે. ઉદયપ્રભસૂરિના ઉપદેશથી કાત્યાયન શ્રીમાલી જૈનો થયા. તેનો મૂળ પુરુષ શ્રીમલ્લ ભિન્નમાલના હનુમંત પાડામાં વસતો હતો તે શ્રી શાંતિનાથ ભગવાનનો ગોષ્ઠિક અને સાત કરોડ દ્રવ્યનો આસામી હતો. શ્રેષ્ઠી મુંજા, લીંબા, સામંત, જિનદાસ ઈત્યાદિ તેના વંશજો હતા.

૨૪૦. જિનદાસ શેઠ એણપમાં વસતા હતા તે વખતે સં. ૧૧૪૫ માં ત્યાં ભીમરાજા રાજ્ય કરતો હતો. તેને સંતાન ન હોવાથી પોતાના પ્રધાન જોગાની પુત્રી માનાને પુત્રી કરીને રાખી હતી. એક વખતે દિવાળીને દિવસે રાજા માનાને પોતાના ખોળામાં લઈ રાજસભામાં બેઠો હતો તે વખતે જિનદાસ જુહાર કરવાને રાજસભામાં આવ્યો તેનું રૂપ જોઈ માના તેના પર મોહિત થઈ રાજાએ તેને જિનદાસ સાથે પરણવા માટે પૂછયું, ત્યારે માનાએ હા પાડી. પરંતુ જિનદાસે વાંધો લીધો કે, 'અમે વીસા શ્રીમાલી છીએ જ્યારે માનાકુમારીનો પિતા દશા શ્રીમાલી છે એટલે તે કન્યાને હું પરણી શકું નહી' પરંતુ રાજાએ બળજબરીથી તે બન્નેના લગ્ન કર્યાં.

૨૪૧ જિનદાસ શેઠ એણપથી સ્થળાંતર કરી આરાસણમાં જઈ વસ્યા, અને તેના વંશજો સં. ૧૧૮૫ થી લઘુસજનીય શાખાના થયા આરાસણમાં એ પછી મરકી ફેલાઈ અને જિનદાસના વંશજ મંત્રી નાયક કુટુંબ સહિત ઇડરમાં જઈ વસ્યા

## શ્રીમાલીઓનું ઓશવાળ થવું.

૨૪૨. આ અરસામાં કેટલાક શ્રીમાલીઓ ઓશવાળ જ્ઞાતિમાં દાખલ થયા આપણે જોયું કે ભાલેજમાં યશોધન ભણશાલીના જ્ઞાતિબંધુ આભાશેઠનો પરિવાર સં ૧૧૯૫ માં ઓશવાળ થયો. એવી જ રીતે ઘણાં કુટુંબોનું શ્રીમાલીમાંથી ઓશવાળમાં રૂપાંતર થયું હોવાનાં પ્રમાણો ઉપલબ્ધ બને છે.

૨૪૩. સં. ૧૦૦૭ માં ભિન્નમાલમાં પરમારવંશનો સોમકરણ નામે રાજા રાજ્ય કરતો હતો. અંચલગચ્છીય વલ્લભી શાખાના જયપ્રભસૂરિના ઉપદેશથી તે જૈન થયો. સં. ૧૧૧૧ માં મુસલમાનોએ ભિન્નમાલનો નાશ કરતાં તેના વંશજ રાય ગાગા બાહડમેર આવીને વસ્યા. ત્યાંના પરમારવંશીય રાજા

દેવડે રાય ગાગાના પુત્ર મુનિચંદ્રને 'સેલહોત' પદવી આપી મુનિચંદ્રનો ગુણચંદ્ર નામે પુત્ર થયો ૫. લાલન ગોત્રસગ્રહમા નોંધે છે કે એ વખતે આર્યરક્ષિતસૂરિ બાહડમેર પધાર્યા. તેમના ઉપદેશથી તથા જયસિંહસૂરિની પ્રેરણાથી ત્યાના સઘે ગુણચંદ્રને સં. ૧૨૧૬ મા ઓશવાળ જ્ઞાતિમાં ભેળવ્યા. એના વંશજો વડેરા ગોત્રથી પ્રસિદ્ધ થયા.

૨૪૪ ભિન્નમાલનો રહેવાશી કાસ્યપ ગોત્રીય જુના નામનો શેઠ ઉદયપ્રભસૂરિના ઉપદેશથી શ્રીમાલી જૈન થયો તેના વંશજ અનાગેઠ ભિન્નમાલનો નાશ થતા અચવાડી વસ્યા સ ૧૧૫૫ માં તેમણે સુવર્ણ-ગિરિ પર પ્રાસાદ કરાવીને તેમાં અઢાર ભાગ પીત્તલની જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી એના વંશજ લાલાના પુત્ર અમરા ઓશવાળ જ્ઞાતિની કન્યાને પરણ્યા. તેમનો પુત્ર ખેતસી મામચીરિ ગામમાં મોશાળમા ઉછર્યો. એ પછી તેના વંશજો ઓશવાળ જ્ઞાતિમાં લાછી ગોત્રથી પ્રસિદ્ધ થયા મામચીરિ ગામમાં ઋષભ શેઠના પુત્ર ઉદેશીએ પચાસ મણની કની ગાસડી ઉપાડી, તેથી લોકો તેને ગટો કહેવા લાગ્યા પાછળથી તેના વંશજો ગટા ગોત્રથી પ્રસિદ્ધ થયા.

## ભિન્નમાલની ઉન્નતિ અને તેનો નાશ.

૨૪૫. ગુજરાતની પ્રાચીન રાજધાનીનુ મુખ્ય નગર ભિન્નમાલ એક સમયે ખૂબ પ્રસિદ્ધ હતુ. આ નગરના વસવાટ સબધમા વિશેષ માહિતી અનુપલબ્ધ છે. આ નગર કોણે વસાવ્યુ એનો ઈતિહાસ પણ મળતો નથી. જનશ્રુતિને આધારે આ નગરનું અસ્તિત્વ અતિ પ્રાચીન કાળથી હતુ એમ જણાય છે. પુરાણોનાં કથન અનુસાર આ નગરનાં ચાર યુગમા જુદાં જુદાં ચાર નામો હતાં સત્યયુગમાં તેનુ નામ શ્રીમાલ, ત્રેતામા રત્નમાલ, દ્વાપરમાં પુષ્પમાલ અને કળિયુગમાં ભિન્નમાલ હતુ છેલ્લુ નામ ભિન્ન અને માલ નામની જાતિઓનાં કારણે પડયુ હોવાનુ સૂચન હેમચદ્રાચાર્યના લખાણોમાથી મળી શકે છે. ચાર યુગોની કલ્પનાનો ધ્વનિ એ હોઈ શકે કે શ્રીમાલ ચાર વખત કરતા વધુ વાર લૂટાયુ હશે, એને જ યુગની કલ્પનામા ઘટાવાયુ હશે બીજા એ નામો કરતા શ્રીમાલ અને ભિન્નમાલ એ નામો જ લોકપ્રસિદ્ધ રહ્યા છે શ્રીમાલમાંથી ભિન્નમાલ નામનો ફેરફાર કોઈ ઘટનાવિશેષને આભારી જણાય છે. શ્રીથી ભિન્ન એવુ ભિન્નમાલ એવો સંકેત જ આમાથી ફલિત થયો લાગે છે.

૨૪૬. ઓશવાળ, શ્રીમાલી અને પોરવાડ એ ત્રણેય મુખ્ય જાતિઓ મૂળ ભિન્નમાલ નગરમા વસતી હતી સજોગો અનુસાર જેમણે ભિન્નમાલ છોડયુ, તેમણે એ શહેરની હદ–ઓસ છોડયા બાદ જે શહેર વસાવ્યુ તેને ઓસિયા નગર નામ અપાયુ આ નગરનાં રાજા–પ્રજાને શ્રી પાર્શ્વનાથ સંતાનીય રત્નપ્રભ-સૂરિએ પ્રતિબોધી જૈન બનાવ્યા, જે અંગે આપણે ઉલ્લેખ કરી ગયા છીએ એ નગરના નવોદિત જૈન મહાજનવંશના નામથી ઓળખાયા. એ પછી ખડેલા નગરમા પ્રથમવાર બાર ન્યાતો એકત્રિત થઈ હતી, ત્યારે જે વંશના પ્રતિનિધિઓ ઉપસ્થિત રહ્યા, તેઓ જે નગરથી આવ્યા હતા તે નગરના નામ પરથી તેમના વંશના નામો સ્થાપિત કરવામા આવ્યાં; જેમકે ડીસાથી ડીસાવાલ, ખડેલાથી ખડેલવાલ, શ્રીમાલ –ભિન્નમાલથી શ્રીમાલી, ડીડવાણાથી ડીડુ, જાલટાપદ્દણથી જાલોરા, પલ્લીથી પલ્લીવાલ, ઓસિયાથી ઓશવાલ ઇત્યાદિ

૨૪૭ લગભગ દશમા–અગિયારમા સૈકામા આ નગરમાથી ૧૮૦૦૦ શ્રીમાલીઓ સ્થળાતર કરીને ગુજરાતની નવી રાજધાની પાટણ અને તેની આસપાસનાં ગામોમા જઈને વસ્યા આ રીતે ભિન્નમાલની સમૃદ્ધિનો પ્રવાહ ગુજરાત તરફ વળ્યો અને જોતજોતામા પાટણ અને ગુજરાત સંપત્તિ અને શક્તિથી

સપન્ન બન્યાં ઈતિહાસ કહે છે કે વલ્લભી ભાંગ્યું ને ભિન્નમાલે એ સસ્કારો ઝીલ્યા. શ્રીમાલ–ભિન્નમાલ એ સમયે ગુર્જરભૂમિનુ મુખ્ય નગર હતુ. પ્રભાવશાળી શ્રુતધર આચાર્યોએ એ પ્રદેશમા ભગવાન મહાવીરની વાણીનો સદેશધ્વજ રોપ્યો અને એ ભૂમિને દેવગૃહોથી અલકૃત બનાવી દીધી પછી તો ભિન્નમાલ પણ ભાંગ્યુ અને ગુજરાતની સસ્કૃતિ કૂચ પાટણ તરફ વળી

૨૪૮ પડિત લાલન આ નગરનો કઈક ઇતિહાસ ગોત્રસગ્રહમાં આપે છે આ નગરનો રાજકીય ઈતિહાસ અગત્યનો છે જ, કિન્તુ તેનો સામાજિક ઈતિહાસ તો અત્યત મહત્ત્વપૂર્ણ છે. હાલમાં ગુજરાતમાં જે જાતિઓ વસે છે—ચારે વર્ણની, તેનો સબધ આ નગર સાથે છે ગુજરાતના પછીના ઈતિહાસમાં મહત્ત્વનાં કાર્યો કરનાર વૈશ્ય જાતિઓ–પોરવાડ, શ્રીમાલી વગેરેના વાસ નગરની કઈ દિશામાં હતા તે વિષે 'શ્રીમાલ પુરાણ' મા વિસ્તૃત હકીકતો પ્રાપ્ત થાય છે. હયુએનસગ નામનો ચીની મુસાફર પણ તેની યાત્રા–નોંધમાં આ નગરનો 'પીલોમોલો' નામથી ઉલ્લેખ કરી તેની ઉન્નતિ વર્ણવે છે તે ઉપરાંત પ્રભાવક ચરિતમાં પણ બે પ્રકરણોમા આ નગરના સક્ષિપ્ત વર્ણનો છે શ્રીમાલ ગુર્જર દેશનુ નગર છે એમ એ સ્પષ્ટ રીતે કહે છે

૨૪૯ આ નગરના રાજકીય ઈતિહાસ ઉપર બોમ્બે ગેઝેટિયરે ઘણો જ પ્રકાશ પાડયો છે, તે ઉપરાંત અન્ય પ્રમાણો દ્વારા પણ તે વિષે ઘણુ જાણી શકાય છે હયુએનસગના આધારે ઉત્તરમાં ગુર્જર દેશ હતો જેની રાજધાની ભિન્નમાલ હતી આ પ્રસિદ્ધ ચીની પ્રવાસી સ ૬૯૭ ના અરસામાં અહી આવ્યો મનાય છે તે વખતે આ નગરનો રાજા વ્યાઘ્રમુખ ચાપવશીય હતો વર્મલાતનો સ. ૬૮૨ નો શિલાલેખ પ્રાપ્ત થાય છે પ્રભાવક ચરિતમા વર્મલાતને ભિન્નમાલનો રાજા કહે છે પરપરા પ્રમાણે શ્રીમાલનો ગણાતો માઘ શિશુપાલ વધમા વર્મલાતનો ઉલ્લેખ કરે છે, જેનો મહામાત્ય માઘનો પિતામહ સુપ્રભદેવ હતો. માઘને સ ૭૫૬ ના અરસામાં મૂકવામાં આવે છે, તે જોતાં ૫૦ વર્ષ પૂર્વે તેનો પિતામહ આ વર્મલાતનો મહામાત્ય હોય એ સભવે છે

૨૫૦. જૈન ગ્રંથકારોમા સિદ્ધર્ષિએ 'ઉપમિતિભવ પ્રપચકથા' ભિન્નમાલમાં સ. ૯૬૨ માં પૂરી કરી. હરિભદ્રસૂરિની સાહિત્ય પ્રવૃત્તિનુ ક્ષેત્ર પણ શ્રીમાલમાં જ હતુ ઉદ્દ્યોતનસૂરિની 'કુવલયમાલા કથા' પણ ભિન્નમાલમાં સ ૭૭૮ મા પૂરી થઈ

૨૫૧ બ્રહ્મગુપ્તે સ ૬૮૮ માં સિદ્ધાંત પૂરો કર્યો, ત્યારે વ્યાઘ્રમુખ નામનો ચાપવશનો રાજા હતો. હ્યુએનસંગ ભિન્નમાલમા આવ્યો ત્યારે આ રાજા કે તેનો પુત્ર ગાદીએ હશે. જો કે દુર્ગાશકર શાસ્ત્રી એ મતને સ્વીકારતા નથી. ભિન્નમાલમાં તો ગુર્જરોનુ રાજ્ય જ હોવાનો સભવ તેઓ માને છે.

૨૫૨. ભિન્નમાલનો ઈતિહાસ–પ્રસિદ્ધ રાજવશ તે ગુર્જર પ્રતિહાર. પહેલો નાગભટ્ટ અથવા નાગાવલોક, પછી કાકુત્સ્થ અને દેવરાજ તેની પછી આવનાર વત્સરાજ એક પ્રતાપી રાજા હતો. દિગબરાચાર્ય જિનસેન તેનો ઉલ્લેખ કરે છે. સં ૮૩૯ની પછી નાગભટ્ટ ૨ જો જેને નાગાવલોક પણ કહેતા, તે કનોજના ચક્રાયુધને હરાવી સમ્રાટ બન્યો ગ્વાલિયરના શિલાલેખથી જણાય છે કે તેણે આન્ધ્ર, સૈધવ, વિદર્ભ, કલિગ, અને વગના રાજાઓને પરાજય આપ્યો અને આનર્ત, માલવા, કિરાત, તુરુષ્ક, વત્સ અને મત્સ્ય દેશોના ગિરિદુર્ગો સર કર્યા. તેનો એક શિલાલેખ સ ૮૭૨ નો જોધપુરના બુચકલા ગામમાંથી મળ્યો છે, તે ભગવતીનો ભક્ત હતો આ નાગભટ્ટને જૈન ગ્રથકારો 'આમ' નામથી ઓળખે છે. પ્રભાવક ચરિત પ્રમાણે તેનુ મૃત્યુ સ ૮૯૦ મા થયું રાજ્યવિસ્તાર વધતા તે તેની રાજધાની ભિન્નમાલથી બદલી કનોજ લઈ ગયો હોય એમ સભવે છે

૨૫૩. જનશ્રુતિ પ્રમાણે જગત્સ્વામી–સૂર્યનું પહેલુ મંદિર સં. ૨૨૨ મા બંધાયું. સ. ૨૬૫ મા ભિન્નમાલ ભાગ્યું, પહેલીવાર. સં. ૪૯૪ માં બીજીવાર શહેર ભાગ્યું સ ૭૦૦ માં નગર ફરીવાર બંધાયું. સ. ૯૦૦ માં તે ત્રીજીવાર ભાંગ્યું સં. ૯૫૫મા ફરીવાર બંધાયુ. અને ૧૪મા સૈકા સુધી સમૃદ્ધ રહ્યુ

૨૫૪. પ. લાલન ભિન્નમાલ વિષે જે હકિકત વર્ણવે છે, તે સંક્ષેપમા આ પ્રમાણે છે : સ. ૨૦૨ માં આ નગરમાં અજિતસિંહ સોલંકી રાજ્ય કરતો હતો. એ વખતે મીરમામોચો નામના મુસલમાને નગરનો નાશ કર્યો રાજા પણ મરાણો નગર પુનઃ વસ્યું. તે વખતે શ્રીશ્રીમાલી બ્રાહ્મણોનાં ૩૧૦૦૦ ઘરો હતાં. અનુક્રમે સ. ૫૦૩ માં સિંહ નામે રાજા થયો તે અપુત્ર હોવાથી અવંતીનગરીના મોહલ નામના ક્ષત્રિયના કુમાર જઈઆણને દત્તક લીધો સ. ૫૨૭મા 'જઈઆણકુમાર ગાદીએ આવ્યો સ ૫૮૧ માં તેનો પુત્ર શ્રીકર્ણ રાજા થયો. તેનો પુત્ર મૂલજી સં. ૬૦૫ માં ગાદીએ આવ્યો સ. ૬૪૫ માં તેનો પુત્ર ગોપાલ રાજા થયો સ ૬૭૫ માં તેનો પુત્ર રામદાસ તેની ગાદીએ આવ્યો સ. ૭૦૫ માં તેનો પુત્ર સામંત રાજા થયો. તેણે જયંત અને વિજયંત નામના પોતાના પુત્રોને રાજ્યના ભિન્નમાલ અને લોહિઆણ એમ બે વિભાગો કરી આપ્યા. સં ૭૧૯ મા બન્ને ગાદી ઉપર આવ્યા. પિતાના મૃત્યુ બાદ ભિન્નમાલના જયંત રાજાએ પોતાના ભાઈ વિજયંતનુ લોહિયાણ નગરનુ રાજ્ય ખૂંચવી લીધુ. આથી વિજયંત બેનાતટમાં પોતાના મામા અને રત્નાદિત્ય રાજાના પુત્ર વજ્રસિંહ પાસે ગયો. મોસાળપક્ષ તરફથી રાજ્ય મેળવી આપવા આશ્વાસન મળતાં વિજયંત શંખેશ્વર જઈ વસ્યો સર્વદેવસૂરિના ઉપદેશથી તેણે સ. ૭૨૩ના માગશર સુદી ૧૦ ને ગુરુવારે જૈનધર્મ અંગીકાર કર્યો તે પછી તેના મામાએ તેને લોહિયાણનું પુનઃ રાજ્ય અપાવ્યું.

૨૫૫ સં. ૭૩૫ માં તેનો પુત્ર જયમલ્લ રાજા થયો. સ. ૭૪૧ માં તેનો ભાઈ જોગા તેની ગાદી ઉપર બેઠો. સં. ૭૪૯ માં જોગો પણ અપુત્ર હોવાથી તેનો ભાઈ જયવંત રાજા થયો. સ ૭૬૪મા તેમના વંશજ ભાણ ગાદીએ આવ્યો. ભિન્નમાલનો રાજા જયંત અપુત્ર હોવાથી રાજ્ય ભાણ રાજાના હાથમાં આવ્યુ. ભાણ રાજા મહાપરાક્રમી હતો. તેણે રાજ્યની હદ છેક ગંગા નદીના કિનારા સુધી વિસ્તારી. રાજાએ શત્રુંજયનો તથા ગિરનારજીનો મોટો સંઘ પણ કાઢેલો. સંઘપતિને તિલક કરતી વખતે ઉદયપ્રભસૂરિ અને સોમપ્રભસૂરિ વચ્ચે વિવાદ થયો ઉદયપ્રભસૂરિએ રાજાને ઉપદેશ આપીને જૈન બનાવેલો રાજા સોમપ્રભસૂરિનો ભત્રીજો હતો એ વખતે દરેક ગચ્છોના આચાર્યોએ મળીને નક્કી કર્યું કે પરંપરામાં ચાલ્યા આવતા ગુરુના જ તેઓ શ્રાવક ગણાય આથી ઉદયપ્રભસૂરિના જ તેઓ શ્રાવક ઠર્યા. ત્યારથી નક્કી થયુ કે જે કોઈ આચાર્ય જેને પ્રતિબોધ આપી જૈન બનાવે તે આચાર્યનો તે શ્રાવક ગણાય અને તે શ્રાવકની યાદી આચાર્યે રાખવી વહીઓ લખવાની પ્રથા ત્યારથી અમલમા આવી. આ નિર્ણયનાં લખાણ ઉપર નાગેન્દ્રગચ્છીય સોમપ્રભાચાર્યે, ઉપકેશગચ્છીય સિદ્ધિસૂરિ, નિવૃત્તિગચ્છીય મહેન્દ્રસૂરિ, વિદ્યાધરગચ્છીય હરિયાણંદસૂરિ, બ્રહ્માણગચ્છીય જજ્જગસૂરિ, સાંડેરગચ્છીય ઈશ્વરસૂરિ, બૃહદ્‌ગચ્છીય ઉદયપ્રભસૂરિ વિગેરે ચોર્યાસી ગચ્છોના નાયકોએ વઢવાણમા રહીને સ. ૭૭૫ ના ચૈત્ર સુદી ૭ ને દિવસે સહી કરી. ભાણ રાજાએ પણ તેમાં સાક્ષી કરી.

૨૫૬. ભાણ રાજાએ ઉકેશનગરના ઓશવાળ જ્ઞાતિના જયમલ્લની કન્યા રત્નાબાઈ સાથે લગ્ન કરેલું. તે રાણીથી તેને રાણા અને કુંભા નામના બે પુત્રો થયેલા સ. ૭૯૫ ના માગશર સુદી ૧૦ ને રવિવારે તેણે સાધર્મિક બંધુઓના મનોવાંછિત પૂર્ણ કરવાની ઉદ્‌ઘોષણા પણ કરેલી

૨૫૭. ભિન્નમાલનુ સમૃદ્ધ રાજ્ય સ. ૧૧૧૧ માં મુસલમાન ગજા બોડીમુગલે લૂટયું અને ભિન્ન-

માલનો નાશ કર્યો અનેક કુટુંબો એ વખતે સ્થળાંતર કરીને ગુજરાત તરફ વળ્યાં આ બધો ઇતિહાસ પંડિત લાલન ગોત્રસંગ્રહમાં વિસ્તારથી વર્ણવે છે એની પ્રામાણિકતા ઇતિહાસકારો જ નક્કી કરી શકે. એમાં લખાયેલા સંવત ચર્ચાસ્પદ છે. ભાટ-ચારણ કે એવા જ સંવતોનો એમાં ઉપયોગ થયો છે. પંડિત લાલન પોતે જણાવે છે કે હસ્તલિખિત પ્રાચીન લેખોમા ઉક્ત મુસલમાન રાજા વિષે લખેલુ છે, પરંતુ તે કોણ અને ક્યાંનો રાજા હતો તે સંબંધી ઈતિહાસ મળી શક્યો નથી. એટલુ ખરૂ કે આ સમૃદ્ધ નગરે અનેકવાર ચડતી પડતી જોઈ છે. પશ્ચિમ ભારતની સંસ્કાર પ્રવૃત્તિમાં આ નગરનો ફાળો અત્યંત ઉલ્લેખનીય છે. એ નગરની પડતી પછી તેની સમૃદ્ધિ અને સંસ્કારપ્રવૃત્તિ ગુજરાત તરફ વળી ગુજરાતની વર્તમાન જ્ઞાતિઓ તથા તેમનાં આચાર, વિચાર અને ધર્મ એક અથવા બીજી રીતે આ મહાનગર સાથે સંબંધ ધરાવે છે એટલે એમ કહેવામા અતિશયોક્તિ નથી કે ગુજરાતનુ ઘડતર શ્રીમાલનુ છે, અને એ ભિન્નમાલ-શ્રીમાલની ગુર્જરતા આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટમાં વિસ્તરી છે એ નિ શંક છે એ અર્થમાં આ પ્રદેશોની ગુજરાત તરીકે પહેલી રાજધાની ભિન્નમાલ કે શ્રીમાલ

૨૫૮ અચલગચ્છના ઈતિહાસમાં ભિન્નમાલનું નામ બીજી રીતે પણ કાયમ રહેશે, કેમકે અચલગચ્છમાં ભિન્નમાલગચ્છ એવો શાખા-ગચ્છ હોવાની પ્રશસ્તિઓ મળે છે, જુઓ ત્રિપુટી મહારાજ કૃત 'જૈન પરંપરાનો ઈતિહાસ' ભા ૨, પૃ. ૫૯૯. અચલગચ્છની આ શાખા માટે વિશેષ સંશોધનની જરૂર છે મુનિ લાવણ્યચંદ્રની પટ્ટાવલીમાં પણ ભિન્નમાલગચ્છનો ઉલ્લેખ છે.

**રાધનપુર.**

૨૫૯. આર્યરક્ષિતસૂરિનો દીક્ષામહોત્સવ રાધનપુરમાં સં. ૧૧૪૬ ના પોષ સુદી ૩ ને દિવસે સંઘે ઉજવ્યો એવો પટ્ટાવલીમાં ઉલ્લેખ છે. આ ઉપરથી જાણી શકાય છે કે આ શહેર કેટલુ પ્રાચીન હશે.

૨૬૦. 'રાધનપુર ડિરેક્ટરી'મા રાધનપુરની પ્રાચીનતા વિશે આ પ્રમાણે જાણવા મળે છે-'ચાવડા વંશના રદનદેવે સં, ૬૦૨ ના વૈશાખ સુદી ૩ ના રોજ આ શહેર વસાવ્યું, તેથી તેના નામ ઉપરથી રદનપુર નામ હતુ. જેમ જેમ વખત લંબાતો ગયો, તેમ તેમ નામનાં રૂપમાં ફેરફાર થઈ રાયધણુ નામ કહેવાણુ. ઈ. સ ના સત્તરમા સૈકામાં તે નામ પણ બદલાઈ જઈ રાધનપુર પડ્યુ, અને તે જ નામથી હાલ પણ બોલાય છે. રદનદેવ ચાવડો કોના વંશમાં થયો તે જણાયું નથી, પણ કાતો કચ્છના પૂર્વ ભાગમાં ચાવડાનુ રાજ હતું તેમાંના, અગર તો પંચાસરના ચાવડાના વંશમાંના કોઈ હોય.

૨૬૧. 'રાધનખાન બલોચ'નાં નામ ઉપરથી રાધનપુર પડ્યુ હોય એમ "બોમ્બે ગેઝેટિયર", વોલ્યુમ ૫ માં અનુમાન બતાવેલુ જણાય છે, પણ તેમ બનવા સંભવ ઓછો છે; કારણ કે રાધનખાન બલોચ સત્તરમા સૈકા પહેલા થયેલો નથી, અને રાધનપુરની આબાદી તે પહેલાંની છે ઈ. સ ના તેરમા સૈકામાં રાધનપુર નામ હોવાનુ જૈનોના પુસ્તકો ઉપરથી નીકળી આવે છે.'

૨૬૨ ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા ૨, પૃ. ૨૩૯ માં રાધનપુર વસ્યાનો ખુલાસો આ રીતે આપે છે-ભીલડિયામા સં. ૧૩૩૩ ના ચતુર્માસમા સં ૧૩૩૪ બેસતાં બે કાર્તિક મહિના હતા ચતુર્માસ બીજી કાર્તિક પૂર્ણિમાએ પૂરુ થાય, પરંતુ સોમપ્રભસૂરિએ નિમિત્તજ્ઞાનથી જાણ્યું કે, નજીકના દિવસોમા ભીલડિયાનો વિનાશ થવાનો છે એટલે તેમણે પહેલી કાર્તિક પૂર્ણિમાએ ચોમાસું પૂરું કરી તરત વિહાર કર્યો બીજા પણ સાધુ-સાધ્વીઓ તથા શ્રાવકો ઉચાળો ભરી ગયાં અને તેમણે એક સ્થળે જઈને નિવાસ કર્યો. એ સ્થળે રાધનપુર શહેર વસ્યુ.

૨૬૩. 'રાધનપુર પ્રતિમાલેખ-સંગ્રહ'માં વિશાલવિજયજી મહારાજ જણાવે છે કે ઇતિહાસની દૃષ્ટિએ જોતાં સોમપ્રભસૂરિ સં. ૧૩૫૨મા આવ્યા હોય એવું અનુમાન છે. કારણ કે સં. ૧૩૫૩ની સાલમાં અલ્લાઉદ્દીનના સૂબા અલપખાને પાટણને પાદર કર્યું. તેની સાથે ભીમપલ્લીને આગ ચાંપી. ભીમપલ્લીની જમીનને ત્રણ ચાર હાથ ખોદતાં તેમાંથી બળેલી ઈંટોના થર અને બીજા અવશેષો મળી આવે છે આ ભૂમિ ઉપર ઊભા કરેલા સં. ૧૩૫૪, ૧૩૫૫ અને ૧૩૫૬ના પાળિયાઓથી પણ એ વાત પુરવાર થાય છે.

૨૬૪. રાધનપુર શહેર વસ્યા અંગેની ત્રિપુટી મહારાજ કે વિશાલવિજયજીની વાત સ્વીકારી શકાય એવી નથી. ભીલડિયાનો નાશ ૧૪મી શતાબ્દીમાં થયો એ ઐતિહાસિક હકીકત હોય તો પણ એમાંથી રાધનપુર વસ્યા અંગેનો સંતોષકારક ખુલાસો મળતો નથી અંચલગચ્છની પટ્ટાવલીમાં આર્યરક્ષિતસૂરિની દીક્ષા રાધનપુરમાં થઈ હોવાનો ઉલ્લેખ દર્શાવે છે કે ૧૨મી સદીમાં આ શહેર આબાદ હતું આથી, ઉક્ત પ્રસંગથી ત્રણસો ચારસો વર્ષ પહેલાં આ શહેર વસ્યું હોય એ સંભવિત છે. એ પછી રાધનપુર અંગેના અનેક ઉલ્લેખો પ્રાપ્ત થાય છે, જે પાછળથી જોઈશું.

દત્તાણી.

૨૬૫. આર્યરક્ષિતસૂરિનું જન્મસ્થળ દત્તાણી પ્રાચીન તેમજ ઐતિહાસિક નગર હતું આજે તો તે એક ગામની શ્રેણિમાં આવી ગયું છે ખરાડીથી પશ્ચિમ દિશામાં ૧૩ માઈલ દૂર આબૂગિરિની તળેટીમાં ગામ આવેલું છે. અહીનાં ખંડિત જૈન મંદિરમાં ૭ ચોકીના ડાબા હાથ તરફના સ્તંભ પર સં. ૧૨૯૮નો લેખ છે, તેમાં દત્તાણી ગામનો ઉલ્લેખ આ પ્રમાણે છે **सं. १२९८ वर्षे भाद्रग सुदि ५ बुधे दंताणी ग्रामे श्री पार्श्वनाथ चैत्ये श्रे. जयताकेन पुत्र वस्तुपाल श्रेयसे चतुष्किकापदेष्ववं स्तंभद्ः दः (?)** આ લેખ પરથી આ ગામ સં. ૧૨૯૮ પહેલાનું હોવાનું નિશ્ચિત છે અને એ સમયે અહીં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર હતું એમ જણાય છે આર્યરક્ષિતસૂરિનો જન્મ સં. ૧૧૩૬મા હોઈને આ નગર તેથીયે પ્રાચીન હોવું જોઈએ

૨૬૬. રાજકીય ઇતિહાસમાં પણ આ શહેરનું નામ ભૂલી શકાય એવું નથી દત્તાણી શહેર ગામડામાં ફેરવાઈ ગયું હોવા છતા, એ ઐતિહાસિક જગ્યાએ આજે પણ પોતાનું ગૌરવ ગુમાવ્યું નથી કુરુક્ષેત્રનાં જેવું જ રણક્ષેત્ર હોય તેમ તેનું નામ આજ પણ દત્તાણીક્ષેત્ર અથવા હાલ કહેવાતા દતાણીખેતનાં નામથી પ્રસિદ્ધ છે. એ રણક્ષેત્રે દેવડાચૌહાણની કીર્તિ એટલી તો વધારી છે કે તેઓને દત્તાણીખેતરા-દત્તાણીક્ષેત્ર-વાળા, એવા ઉપનામથી તેઓની કીર્તિ ગાનાર ભાટ-ચારણો મંગળાચરણમાં જ વધાવીલે છે. "નંદગિરિ નરેશ, કટારબંધ ચહૂઆણ: દત્તાણીખેતરા, જિત જુહાર" એ બોલ કાન પર આવતા જ ચૌહાણ રાજપૂતનું શૂરાતન બીજા રૂપમા પ્રકાશિત થઈ દુશ્મનોના પગ પાછા પાડે છે એ રણક્ષેત્રમાં જ સિરોહીના શૂરવીર રાજા ગયસૂરતાણજીએ મોગલ બાદશાહ અકબરની ફોજ સાથે લડી મોટી નામના મેળવી હતી, જેમાં બાદશાહી ફોજની હાર સાથે તેની કુમકે આવેલા નાના મોટા બાવીસ રાજાઓ માર્યા જવાની દંતકથા ચાલી આજ પણ 'બાવીશી કટી' એવા નામથી દત્તાણીક્ષેત્રનું ગૌરવ વધારવામાં આવે છે, જુઓ 'રાજયોગી'ની ભૂમિકા.

૨૬૭. અંચલગચ્છ પ્રવર્તક આર્યરક્ષિતસૂરિ જેવા પ્રભાવક આચાર્યના જન્મસ્થળ તરીકે પાવન થયેલું આ પવિત્ર સ્થળ આજે તો અંચલગચ્છના શ્રાવકોનું ધ્યાન કેન્દ્રિત કરવામાં પણ સફળ થઈ શક્યું

નથી, અથવા તો અચલગચ્છના શ્રાવકો આ સ્થળનુ મહાત્મ્ય સમજવામા પાછળ રહી ગયા છે એમ કહેવામાં પણ વાધા જેવુ નથી જ! ખરતરગચ્છ કે તપાગચ્છના શ્રાવકોએ પોતાના પ્રભાવક આચાર્યોથી પાવન થયેલાં પુનિત સ્થળોમાં જિનાલયો, ઉપાશ્રયો, જ્ઞાનભંડારો કે એવાં સ્મારકો રચી તે સ્થળોની મહત્તા વધારી છે, ત્યારે આ ગચ્છના સંસ્થાપકનાં જન્મસ્થળનાં એક જિનાલયનુ વર્ણન 'જૈન તીર્થ' ભા. ૧, પૃ. ૨૮૨ માં આ પ્રમાણે મળે છે—'ગામની પૂર્વ દિશામા એક વિશાળ જૈન મંદિર ખાલી ઊભુ છે. મૂળ ગભારો, ગૂઢ મંડપ, છ ચોકી, સભા મંડપ, શૃંગાર ચોકી અને ભમતીના કોટયુક્ત વિશાળ આકૃતિનું આ મંદિર છે. આખુયે મંદિર સફેદ પથ્થરથી બનેલુ છે. સભા મંડપની કેટલીક છત અને કોટનો થોડો ભાગ પડી ગયો છે સામાન્ય જીર્ણોદ્ધારથી આખુયે મંદિર ટકી રહે એવુ છે. આ મંદિરમાંથી મૂર્તિઓ પબાસનના પરિકરો અને ગોખલાના પથ્થરો કોણ કયારે લઈ ગયું તે જાણવામાં નથી. સંભવ છે કે અહીં કોઈ શ્રાવક ન રહેવાથી મંદિરને વધાવી લેવામા આવ્યું હોય.'

૨૬૮. આ જિનાલયનુ વર્ણન, ગતકાલીન આબાદ શહેર દત્તાણીની કે એક વખતમાં ખૂબ જ શક્તિશાળી ગણાતા અચલગચ્છની સ્થિતિની પણ અપ્રત્યક્ષ રીતે ઝાખી કરાવે છે! સામાન્ય જીર્ણોદ્ધારથી એ આખુ યે મંદિર ટકી રહે એવુ હોઇને એનો ઉદ્ધાર કરી અચલગચ્છનાં બીડાઈ ગયેલાં સુવર્ણપૃષ્ટને કોઈ ઉઘાડશે ખરુ? એની ગૌરવમૂલક કથાને કોઈ વાચા આપશે ખરુ?

# ૨. શ્રી જયસિંહસૂરિ

## પૂર્વ જીવન

૨૬૯ કોંકણ પ્રદેશનાં સોપારા પટ્ટણમાં ઓશવાળ જ્ઞાતિનો દ્રોણ નામે ધનાઢ્ય શ્રેષ્ઠી વસતો હતો. તેને નેઢી નામની સુશીલા પત્ની હતી. એક દિવસ તેણે સ્વપ્નમાં પૂર્ણચંદ્રને જોયો એમ ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે. પટ્ટાવલીમાં એવો ઉલ્લેખ છે કે સ્વપ્નમાં નેઢીએ જિનમંદિર ઉપર સુવર્ણ કળશ ચડાવ્યો. આવા સ્વપ્નથી તેને આશ્ચર્ય થયું. પૌષધશાલામાં બિરાજતા અચલગચ્છીય વલ્લભી શાખાના ભાનુપ્રભસૂરિને તેમણે સ્વપ્નની વાત કરી, આચાર્યે કહ્યું કે આ શુભ સ્વપ્નથી તમને શાસનનો પ્રદ્યોત કરનારો પ્રતાપી પુત્ર થશે, જે સંસારનો ત્યાગ કરી સંયમ સ્વીકારશે એ પછી નવ માસ વીત્યે સં. ૧૧૭૯ ના ચૈત્ર સુદી ૯ ને દિવસે મધ્યરાત્રિએ નેઢીએ મનોહર બાળકને જન્મ આપ્યો. સ્વપ્નાનુસાર બાળકનુ 'જિનકલશ' એવું નામ રાખવામાં આવ્યું અન્ય ગ્રંથકારો બાળકનું નામ જેસિંગ હોવાનુ જણાવે છે, જે વધુ સ્વીકાર્ય છે.

૨૭૦. બાળક મોટો થતાં સોપારકમાં પધારેલા કક્કસૂરિનાં વ્યાખ્યાનમાં તે જવા લાગ્યો. આચાર્યનાં મુખેથી જંબૂચરિત્ર સાંભળીને બાળકનાં હૃદયમાં વૈરાગ્યના અંકુરો ઊગી નીકળ્યા અને તેણે દીક્ષા ગ્રહણ કરવાની પોતાની ઈચ્છા માતાપિતા પાસે વ્યક્ત કરી એ પછી જેસિંગ પોતાનાં માતાપિતા સહિત તીર્થયાત્રાએ ચાલ્યો. ખંભાત, ભરૂચ ઈત્યાદિ તીર્થોની યાત્રા કરી સૌ ગુજરાતનાં પાટનગર પાટણમાં આવ્યાં દ્રોણ શ્રેષ્ઠીએ રાજા સિદ્ધરાજને એક લાખ ટકાની કિંમતનો હીરાજડિત સુવર્ણહાર ભેટ આપ્યો. રાજાએ પણ તેમનું સન્માન કર્યું. 'ગુરુપટ્ટાવલી' માં ઉલ્લેખ છે કે રાજાએ તેમને પાટણ આવવાનુ પ્રયોજન પૂછતાં, તેમણે બાળકની દીક્ષા લેવાની ભાવના જણાવી આથી રાજાએ એમને થરાદ જઈ આર્યરક્ષિતસૂરિ પાસે દીક્ષા લેવાનુ સૂચવ્યું

૨૭૧. મેરુતુંગસૂરિ રચિત લઘુશતપદીમાં જણાવવામા આવ્યું છે કે જેસિંગકુમારે જંબૂચરિત્ર સાંભળી, પ્રતિબોધ પામીને પોતાના મિત્ર આસધરની સાથે રાજા જયસિંહની પ્રીતિ પ્રાપ્ત કરી, ગુરુ પાસે દીક્ષા લીધી. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં પણ એ પ્રમાણે જ જણાવે છે, પરંતુ મિત્રનું નામ શુભદત્ત આપે છે કવિવર કાન્હ રચિત ગચ્છનાયક ગુરુ રાસમાં પણ આસધરના નામનો ઉલ્લેખ છે જ. આમ પોતાના મિત્ર સાથે, માતાપિતાની અનુજ્ઞા લઈને જેસિંગકુમાર પાટણ આવેલો હોઈને સ્પષ્ટ થાય છે કે પટ્ટાવલીમાં માતાપિતા સાથે યાત્રાર્થે ગયાનો જે ઉલ્લેખ છે તે બરોબર નથી પોતાના મિત્ર આસધર અથવા તો શુભદત્ત સાથે તે યાત્રાર્થે નીકળ્યો હશે, અને અણહિલપુર પાટણમાં રાજા સિદ્ધરાજને મળ્યો અને એની પ્રીતિ પણ સંપાદન કરી કવિવર કાન્હ રચિત 'ગચ્છનાયક ગુરુરાસ'માં પણ જેસિંગ-કુમાર ખંભાત થઈ પાટણ આવ્યો, અને સિદ્ધરાજને ભેટ્યો એવો ઉલ્લેખ છે.

## દીક્ષા અને એ પછીનું જીવન

૨૭૨. રાજા સિદ્ધરાજની મુલાકાત પછી તેની સૂચના અનુસાર જેસિંગ થરાદ ગયો, જ્યાં આર્યરક્ષિતસૂરિ બિરાજતા હતા આચાર્યને વંદન કરવા જેસિંગ ઉપાશ્રયે ગયો, પરંતુ તે વખતે ગુરુ દેવદર્શને ગયા હતા આથી ત્યાં દવણી ઉપર પડેલો ગ્રંથ તેણે જોવા માંડ્યો. આશ્ચર્યની વાત તો એ છે કે એ દશવૈકાલિકસૂત્રની ૭૦૦ ગાથાઓ એક વખત વાંચવાથી જ એને કંઠસ્થ થઈ ગઈ! ગુરુ પણ એની જ્ઞાનપિપાસા અને બુદ્ધિમત્તા જોઈને અંજાઈ ગયા હશે! થોડીવારમાં જ ગુરુ આવ્યા. જેસિંગે દીક્ષા લેવાની પોતાની ભાવના ગુરુ આગળ વ્યક્ત કરી ૧૮ વર્ષના એ તેજસ્વી કુમારને જોઈને આચાર્યનું હૈયું પુલકિત થયું સં ૧૧૯૭ માં એમને દીક્ષા આપી ગુરુએ એમનું યશચંદ્ર નામ આપ્યું.

૨૭૩ પટ્ટાવલીમાં દીક્ષા સં ૧૧૯૩ ના માગશર સુદી ૩ ને દિવસે થઈ હોવાનો અને સં ૧૧૯૭ માં ઉપાધ્યાયપદ પ્રાપ્ત થયાનો ઉલ્લેખ છે. પં લાલન જૈ ધ પ્રાચીન ઇતિહાસમાં દીક્ષા સંવત ૧૧૯૦ જણાવે છે પરંતુ આ બન્ને સંવત અસ્વીકાર્ય છે મહેન્દ્રસિંહસૂરિ શતપદીમાં, મેરુતુંગસૂરિ લઘુશતપદીમાં, મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં, કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં દીક્ષા–સંવત ૧૧૯૭ જ દર્શાવે છે મહેન્દ્રસિંહસૂરિ એમનું દીક્ષાપર્યાયનું નામ પણ યશચંદ્ર હોવાનું નોંધે છે

૨૭૪ પટ્ટાવલી વર્ણવે છે કે થરાદના સંઘે ખૂબ જ ઉત્સાહપૂર્વક દીક્ષા મહોત્સવ ઊજવ્યો જેસિંગનાં માતાપિતાએ પણ એ મહોત્સવ પ્રસંગે બે લાખ ટંક દ્રવ્ય ખરચ્યું, દીક્ષા આપતી વખતે જયસિંહ મુનિ નામ રાખવામાં આવ્યું. પટ્ટાવલીમાં એમના દેહનું વર્ણન પણ છે. સોળ અંગુલ લાંબું, સાત અંગુલ પહોળું અને જાણે કંકુમના તિલકવાળું હોય એમ પહેલેથી જ તિલકનાં લક્ષણવાળું તેજસ્વી તો એમનું લલાટ હતું આ વર્ણન ઉપરથી એમની શરીર સંપત્તિની અને દેહકાંતિની આપણને ઝાંખી થઈ શકે છે. એમની સુડોળ, ઘાટીલી અને સપ્રમાણ અંગવ્યવસ્થાનું સૌષ્ઠવ પણ અપૂર્વ હશે.

૨૭૫ એમની યાદશક્તિ તો અદ્ભુત હતી એક વખત જ વાંચવાથી એમને કંઠસ્થ થઈ શકતું. માત્ર ત્રણ વર્ષમાં જ એમણે ત્રણ કરોડ શ્લોક પરિમાણના ગ્રંથો જીભને ટેરવે રમતા કરી દીધા! ભાવસાગરસૂરિ જણાવે છે કે માત્ર પાંચ વર્ષમાં જ તેઓ વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, છંદ, અલંકાર અને આગમાદિ શ્રુતસાગરના પારગામી થયા દર્શનસાગરજી 'આદિનાથ રાસ'માં એમની જ્ઞાનપિપાસા આ શબ્દોમાં વર્ણવે છે: 'સાત કોટિ ગ્રંથ મુખે જેહને ..'

૨૭૬ જયસિંહસૂરિનાં સમ્યક્ત્વ માટે ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં વિશેષમાં જણાવે છે કે તેઓ પરિવાર સહિત બે દિવસને આંતરે વિહાર કરતા પ્રાય ગામડામાં એક રાત્રિ અને નગરમાં પાંચ રાત્રિ તેઓ રહેતા; અને એ રીતે તેઓ ઉગ્રવિહારની સ્થિતિને પામ્યા. કવિચક્રવર્તિ જયશેખરસૂરિ ઉપદેશ ચિંતામણીની પ્રશસ્તિમાં એમનાં નિઃસંગપણાં વિષે આ પ્રમાણે કહે છે—

**मौलिं धुनोति स्म विलोक्य यस्य निःसंगतां विस्मितचित्तवृत्तिः ।**
**श्री सिद्धराजः स्वसमाजमध्ये सोऽभूत्ततः श्री जयसिंहसूरिः ॥**

આમ, જયસિંહસૂરિના નિઃસંગપણાંને જોઈને મનમાં વિસ્મય પામેલો સિદ્ધરાજ પોતાની રાજ્યસભામાં માનથી મસ્તક ધૂણાવતો હતો!

૨૭૭ રાજા સિદ્ધરાજે જયસિંહસૂરિની પ્રતિભાથી પ્રભાવિત થઈ તેમને પોતાની પર્ષદામાં સત્કાર્યા

હતા તે અંગેનો નિર્દેશ અમરસાગરસૂરિ કૃત 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'ના પ્રથમ સર્ગના ૧૨મા શ્લોકમાંથી મળી રહે છે—

> गच्छ श्री विधिपक्षभूषणनिभाः श्री सिद्धराजार्चिता
> आचार्या जयसिंहसूरिमुनयः संवेगरंगांकिताः ।
> वादे निर्जितदिक्पटाः सुविहिताः शास्त्राम्बुधेः पारगा
> लक्षक्षत्रविबोधका परहिताः काली-प्रसादा वभुः ॥

૨૭૮. આપણે જોઈ ગયા કે આર્યરક્ષિતસૂરિનું મુખ્ય ધ્યેય ચૈત્યવાસને જડમૂળથી ઊખેડી નાખવાનુ અને સુવિહિત માર્ગની પ્રતિષ્ઠા કરવાનું હતું એમને પગલે પગલે જ જયસિંહસૂરિને ચાલવાનું હતુ. એ વખતની પરિસ્થિતિનુ ચિત્ર આપણને કવિચક્રવર્તિ જયશેખરસૂરિ 'પ્રબોધ ચિંતામણિ'ના છઠ્ઠા અધિકારમાં અપ્રત્યક્ષ રીતે આપે છે ઉન્મત્તપણા ને પ્રમોદને વશ મુનિઓની બહુમતિ હતી તેનાં ફળસ્વરૂપે જિનાગમોને અભરાઈએ ચડાવવામાં આવ્યા હતા જુદી સમાચારીના ભેદે લોકોને એવા મોહિત કરી નાખ્યા હતા કે લોકોને આગમોનાં વચન પર પ્રતિદિન વિશ્વાસ ઊઠવા લાગ્યો પ્રભુતાની આંધળી દોટે કાળો કેર વર્તાવ્યો એક ગચ્છમા હોવા છતાં—સધર્મી હોવા છતાં, સાધુઓમા નિષ્કારણ કલેશ ઉત્પન્ન થતો પગે ચાલવુ, પૃથ્વી પર સૂવુ ઈત્યાદિ બાહ્યાચારને રહેવા દઈ સાધુઓમા સારભૂત નિષ્કપાયપણુ પ્રચલિત ન હતું કેટલાક સાધુઓ શ્રાવકવૃંદ અને શિષ્ય પરિવાર વિસ્તારવાના મોહમાં અંધ થયા કેટલાક મિથ્યાત્વી પર પ્રભાવ પાડવામા અશક્તિમાન સાધુઓ અન્ય સાધુઓની વધતી જતી પ્રતિષ્ઠા જોઈ તેમના દ્વેષી થયા વૈદક અને જ્યોતિષમાં પોતાનો ગજ વાગે તેમ લાગતાં, કેટલાક સાધુઓ સાધુપણુ ભૂલી એ માર્ગમાં પ્રવૃત્ત થયા આવી વિકટ પરિસ્થિતિમા જયસિંહસૂરિનું ચારિત્ર્ય અંધકારમા પ્રજળતા દીપક જેવું પ્રકાશતુ હતુ. આર્યરક્ષિતસૂરિએ ચીંધેલા માર્ગને એમણે આદર્શ રીતે અપનાવ્યો હોઈને ગ્રંથકારોએ આર્યરક્ષિતસૂરિના પાટને કમળની અને જયસિંહસૂરિને રાજહંસની ઉપમા આપી અનેક પ્રશસ્તિઓ રચી છે!!

## પદ મહોત્સવ

૨૭૯ સં. ૧૨૦૨ માં ગુરુને મંદોરમાં આચાર્યપદ આપીને આર્યરક્ષિતસૂરિએ એમનુ જયસિંહસૂરિ નામ આપ્યું. ભીમશી માણેકની ગુરુપટ્ટાવલીને અનુસરીને ડૉ. જહોન્નેસ ક્લાટ જયસિંહસૂરિના આચાર્યપદનો સંવત ૧૨૩૬ અને આર્યરક્ષિતસૂરિના આચાર્યપદનો સંવત ૧૨૦૨ દર્શાવે છે, પરંતુ તે નિમ્નલિખિત પ્રમાણોને આધારે અસ્વીકાર્ય ઠરે છે જો એ સંવત સ્વીકારવામા આવે તો જયસિંહસૂરિનુ આચાર્યપદનું વર્ષ તેમના શિષ્ય ધર્મઘોષસૂરિના પદમહોત્સવ સં ૧૨૩૪ થીયે પાછળ થાય!!

૨૮૦ શતપદીમા મહેન્દ્રસિંહસૂરિ એવુ નોંધે છે કે યશશ્ચંદ્રગણિને મુનિચંદ્રસૂરિ સંતતીય રામદેવસૂરિએ પાવાગઢ પાસે મંદોરપુરમાં પાર્શ્વનાથ જિનાલયમાં ત્યાના રાઉત ચંદ્રશ્રાવક પ્રભૃતિ વડોદરા, ખંભાત ઈત્યાદિ સ્થળોના સંઘો એકત્રિત કરી સં ૧૨૦૨ માં આચાર્યપદે અભિષિક્ત કર્યા અને એમનુ જયસિંહસૂરિ એવુ નામ રાખવામાં આવ્યું રામદેવસૂરિ અને જયસિંહસૂરિ વચ્ચેનો સ્નેહભાવ અન્ય પ્રમાણોથી પણ જાણી શકાય છે રામદેવસૂરિના પદમહોત્સવ પ્રસંગે જયસિંહસૂરિના શ્રાવકોએ ઉત્સાહપૂર્વક ધન ખરચેલુ એમ ભદ્રગ્રંથોથી જાણી શકાય છે

૨૮૧. મેરુતુંગસૂરિ લઘુશતપદીમા જણાવે છે કે યશશ્ચંદ્રગણિને પાંચ વર્ષમાં—એટલે કે સં ૧૨૦૨ માં સ્વપર સમયના પારગામી થતા મંદોરપુરના સંઘે તેમને આચાર્યપદ દઈ જયસિંહસૂરિ એવુ નામ આપ્યુ.

મુનિ લાખા રચિત ગુરુપટ્ટાવલીમા પણ સ ૧૨૦૨ માં મ દાઉરિગ્રામમા આચાર્યપદ થયું એવો ઉલ્લેખ મળે છે. કવિવર કાન્હ રચિત ગચ્છનાયક ગુરુ રાસમાં પણ સ ૧૨૦૨ મા મ દાઉર નગરમાં આચાર્યપદ મળ્યુ હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે

૨૮૨ ભાવસાગરસૂરિ પદમહોત્સવ સ્થળ બાબતમા જુદા પડે છે સ વત પણ તેઓ આપતા નથી, પર તુ પાંચ વરસ પછી—એમ તેઓ દર્શાવતા હોવાથી સ. ૧૧૯૭ માં દીક્ષા પ્રાપ્ત થઈ હોઇને પદમહોત્સવ સ વત ૧૨૦૨ જ ઠરે છે બેણુપ નગરમાં ખૂબ જ ઉત્સાહપૂર્વક આચાર્યપદ પામ્યા એમ તેઓ જણાવે છે અલબત્ત, મોટા ભાગના પ્રાચીન ગ્રથો તો મ દોર નગરને જ પદમહોત્સવ સ્થળ તરીકે ગણાવે છે, એટલે એ જ વધુ સ્વીકાર્ય જણાય છે મેરુતુ ગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં પદ મહોત્સવ સ્થળ તરીકે માંડલનો ઉલ્લેખ છે તે ભ્રાત છે. માંડલ શ ખેશ્વરતીર્થ પાસે અને મ દોરપુર પાવાગઢતીર્થ પાસેનાં સ્થળો હોઈને ભિન્ન છે. નામમાં રહેલાં સામ્યથી આ ગ ભીર ભૂલ થયેલી જણાય છે

## કુમુદચંદ્ર સાથે વિવાદ

૨૮૩ જયસિ હસૂરિના સમયમાં થયેલ આ વિવાદ એક મહત્ત્વપૂર્ણ ઘટના ગણાય છે. આ વિવાદની અસર દૂરગામી હતી, કેમકે એને પરિણામે દિગ બરીઓને દેશપાર થવુ પડ્યુ હતુ પ્રભાવક ચરિતમાં વાદિદેવસૂરિ પ્રબ ધમાં આ વાદનુ સમગ્ર કથન ગૂ થેલુ છે આ વાદનુ વર્ણન તે વખતમાં થયેલા યશચ દ્રે પાચ સર્ગમા રચેલ મુદ્રિત કુમુદચ દ્ર નામનાં નાટકમા યથાસ્થિત વિસ્તૃત આપ્યુ છે આ બધાનો સ ક્ષેપ સાર જાણવા જેવો છે

૨૮૪ એકવાર કર્ણાટકીય દિગ બર વિદ્વાન કુમુદચ દ્રે એક વૃદ્ધ શ્વેતામ્બર સાધ્વી સરસ્વતીશ્રીની ઘણી કદર્થના કરી. સાધ્વીએ દેવસૂરિ પાસે જઈને ઉત્તેજક વાણીમાં હકીકત કહી. વિશેષમા ઉમેર્યુ કે અમારી વિડ બના જોવા માટે જ આપને આચાર્ય બનાવવામાં આવ્યા છે? તમારી મોટાઈ અને વિદ્વત્તા શુ કામની? શત્રુને ન જીતાય તો હથિયારનુ પ્રયોજન શા કામનુ? ઈત્યાદિ આ પ્રસ ગ ઉક્ત વાદનુ નિમિત્ત બન્યો. અને સ ૧૧૮૧ ના વૈશાખ સુદી ૧૫ ને દિવસે સિદ્ધરાજની રાજસભામા તેની અધ્યક્ષતામાં જૈનધર્મની શ્વેતામ્બર અને દિગ બર નામની બે મુખ્ય શાખાઓ વચ્ચે પરસ્પર એક ચિરસ્મરણીય પ્રચ ડ વાદ થયો આ વિવાદમા કર્ણાટકીય દિગ બરાચાર્ય કુમુદચ દ્ર વાદી અને ગૂર્જરીય શ્વેતાંબરાચાર્ય દેવસૂરિ પ્રતિવાદી હતા.

૨૮૫. દિગ બરોની માન્યતા હતી કે કેવલી આહાર ન કરે, વસ્ત્ર ધારણ કરનાર મોક્ષે ન જાય અને સ્ત્રી મુક્તિપદ ન પામી શકે. શ્વેતાંબરોનુ મ તવ્ય હકારમા હતુ બન્નેનુ પ્રતિજ્ઞાપત્ર એવુ હતુ કે જે પક્ષ હારે તે દેશ છોડીને ચાલ્યો જાય જો કે પ લાલચંદ્ર ગાધી જેવા વિદ્વાનો દિગંબરોની દેશપાર થયાની હકીકતને વિશ્વસનીય ગણુતા નથી

૨૮૬ કહેવાય છે કે રાજમાતા મયણલ્લદેવીને પિયરને કારણે દિગંબરાચાર્ય તરફ પક્ષપાત હતો, પર તુ તેમને સમજાવવામા આવ્યાં કે દિગંબરો સ્ત્રીને મુક્તિ ન મળે એવી માન્યતા ધરાવે છે આથી રાજમાતાએ દિગબરો તરફનો પક્ષપાત છોડી દીધો જો કે રાજ્યના કોપાધ્યક્ષ મ ત્રી ગાંગિલ નાગર, દિગ બરોના પક્ષપાતી રહ્યા

૨૮૭. દિગ બરો તરફથી કુમુદચ દ્ર તથા કેશવ પ ડિતો હતા. શ્વેતાંબરો તરફથી દેવસૂરિ, હેમચંદ્રાચાર્ય, યશોભદ્રસૂરિ, કવિચક્રવર્તિ શ્રીપાલ, કેરવરાજ અને ભાનુચદ્ર હતા. રાજસભાના સભાસદો પણ આ પ્રસ ગે ઉપસ્થિત રહેલા. ઘણા દૂર દૂરથી લોકો આ પ્રસ ગે એકત્રિત થયેલા.

૨૮૮. મંગલાચરણમા કુમુદચંદ્રે કહ્યું—રાજન્ ! તારા યશની સરખામણીમા આ અનંત આકાશ પણ ભ્રમર જેવુ દીસે છે, આથી વધુ કહેવાની મારી જીભ ચાલતી નથી. દેવસૂરિએ મંગલાચરણ કર્યું કે— હે ચૌલુક્યરાજ ! સ્ત્રીઓને પણ મોક્ષની પ્રાપ્તિનુ વિધાન કરનાર શ્વેતાંબરોથી વિકસિત અને સ્ફુરાયમાન કીર્તિ વડે જે મનોહર લાગે છે, નયમાર્ગોના વિવિધ પ્રકારો અને અંગો જેમા દર્શાવ્યા છે અને પરવાદીઓનાં ગર્વનો સદા પરાજય કરનારા હાથીઓ જેવા કેવળજ્ઞાનીઓ જેમાં વસે છે, એવુ તારું રાજ્ય અને જિનેશ્વર ભગવંતોનું શાસન ચિરકાળ જય પામો !

૨૮૯ વાદવિવાદની શરુઆત પહેલા વિદ્વાનો વચ્ચે શબ્દ ગમ્મત ચાલી. કુમુદચંદ્રે હેમચંદ્રાચાર્યને પૂછ્યુ **पींत तक्रम् ?** છાશ પીધીને ? હેમચંદ્રાચાર્યે જવાબ આપ્યો કે આપ અસત્ય કેમ બોલો છો ? વૃદ્ધ છો એટલે ? **तक्रं तु श्वेतं भवति न तु पितम् ।** છાશ તો ધોળી હોય છે. પીળી હોતી નથી, સમજ્યાને ? કુમુદચંદ્રે આથી કહ્યું કે તું હજી બાળક છે. તારી સાથે વાદ શો કરવો ? હેમચંદ્રાચાર્યે જવાબ વાળ્યો કે બાળક કોણ છે ? જેને લંગોટી પણ ન હોય તે આપ જુઓ છો કે મે તો કપડાં પહેર્યાં છે ! !

૨૯૦. હળવા વિનોદ પછી મૂળ ચર્ચા શરુ થઈ. વાદી કુમુદચંદ્રે સ્વપક્ષ રજૂ કર્યો કે સ્ત્રી જૂઠ, કપટ, તુચ્છતા વગેરેનુ ઘર છે, તેથી મોક્ષ માટે તે સર્વથા અયોગ્ય છે. પ્રતિવાદી દેવસૂરિએ સિદ્ધ કર્યું કે, સ્ત્રી મહાન શક્તિ છે. તીર્થંકરોની માતા, સીતા, સુભદ્રા, રાજીમતી, અનસૂયા વગેરે દેવી સ્વરૂપ નારીઓ સાત્ત્વિકતાનાં પ્રતીકો છે. સ્ત્રી પોતાનાં સત્ત્વથી મોક્ષપદ પામવાને યોગ્ય છે. આમાં પ્રથમ ૫૦૦ પ્રશ્નો અને તેના ૫૦૦ ઉત્તરો થયા, તેમાં ૨૫ દિવસ વીતી ગયા

૨૯૧. મૌખિક વાદમા કુમુદચંદ્ર પરાસ્ત થતાં, લેખિત વાદ થયો તેમા કોટાકોટિ શબ્દ ઉપર કુમુદચંદ્રે વાંધો લીધો કે તે અશુદ્ધ છે એ સમયે રાજાની સૂચનાથી પ્રસિદ્ધ વ્યાકરણજ્ઞાતા પં કાકલ કાયસ્થે પાણિનીય તેમજ શાકટાયન વ્યાકરણના 'ટાપટીપ' સૂત્રથી નિર્ણય આપ્યો કે—કોટાકોટિ, કોટીકોટિ અને કોટિકોટિ એ ત્રણે શબ્દો વ્યાકરણસિદ્ધ અને વિશુદ્ધ છે આથી, વાદી કુમુદચંદ્રે પોતાનો પરાભવ અનુભવ્યો, અને મંત્રતંત્રનુ શરણું લીધુ

૨૯૨. મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી અંચલગચ્છની પટ્ટાવલીથી જાણી શકાય છે કે શ્વેતાંબર પક્ષ તરફથી ન્યાયશાસ્ત્ર માટે દેવસૂરિ, ધર્મશાસ્ત્ર માટે હેમચંદ્રાચાર્ય અને મંત્રતંત્રના પ્રયોગોના વિષય માટે જયસિંહસૂરિ, જેઓ તે વખતે ઉપાધ્યાયપદે હતા, તેમને નિયુક્ત કરવામા આવ્યા હતા કુમુદચંદ્રે મંત્રતંત્રનો આશ્રય લીધો એટલે જયસિંહસૂરિએ તેનો વળતો પ્રત્યુત્તર આપ્યો મુહપત્તિ આકર્ષી લેવાના, કુમુદચંદ્રને સ્તંભન વિદ્યાથી થંભાવી દેવાના ચમત્કારિક પ્રસંગો એ પટ્ટાવલીમાં છે આથી કુમુદચંદ્રની હાર થઈ. શ્વેતાંબરો જીત્યા અને પરિણામે દિગંબરોને ગુજરાત છોડવું પડ્યુ રાજા સિદ્ધરાજ જયસિંહસૂરિના કાર્યથી પ્રભાવિત થયો અને એમની ખૂબ જ પ્રશંસા કરી એમને યુગપ્રધાનપદ પણ આપ્યું. દેવસૂરિ વાદિદેવસૂરિના નામથી સુપ્રસિદ્ધ થયા. કુમુદચંદ્ર પુન. પ્રતિષ્ઠાનપુર ચાલ્યા ગયા

૨૯૩ ઉક્ત પટ્ટાવલી સિવાય જયસિંહસૂરિએ કુમુદચંદ્રને મંત્રતંત્રમા પરાજિત કરેલા એવો એકેય પ્રાચીન ગ્રંથમા ઉલ્લેખ નથી એટલુ જ નહી એ વિવાદ સંબંધમા નિર્દેશ સુદ્ધા નથી એ વિવાદ સં. ૧૧૮૧ મા થયેલો હોઈને, [1] જયસિંહસૂરિ જેસિંગનાં નામથી સોપાગપટ્ટનમા જ શૈશવમા મહાલતા હતા !

[1] પ્રભાવક ચરિત—વાદિદેવસૂરિ પ્રબંધમાં આ પ્રમાણે શ્લોક છે—

चंद्राष्टे–शिववर्षेऽत्र ११८१ वैशाखे पूर्णिमा द्दिने ।
आर्हतो वादशालायां तो वादि–प्रतिवाद्दिनो ॥ १९३.

તેમનું વય તે વખતે માત્ર ત્રણ જ વર્ષનું હતું ! અલબત્ત, એમના યુગનો આ વિવાદ એક મહાન પ્રસંગ હતો, કેમકે શતાબ્દીઓ સુધી એની અસર રહી વાદનાં પરિણામે દિગંબરાચાર્ય હારતાં દિગંબરોને ગુર્જરભૂમિ તજવી પડી

૨૯૪. ઉક્ત ઐતિહાસિક વિવાદ પ્રસંગે જયસિંહસૂરિ માત્ર ત્રણ વર્ષની જ કોમળ વયના હતા; એ પ્રસંગથી સોળેક વર્ષ પછી તો તેઓ દીક્ષિત થયા, એ વિષે આપણે જોયું. સ્ત્રી મુક્તિ પામી શકે કે નહીં એ વિષયક અંચલગચ્છનું મંતવ્ય પણ અહીં ઉલ્લેખનીય છે. શતપદીમાં મહેન્દ્રસિંહસૂરિ યાપનીય તંત્ર નામના ગ્રંથનો હવાલો આપીને જણાવે છે કે—સ્ત્રી અજીવ નથી, અભવ્ય નથી, દર્શન વિરોધિની નથી, અમાનવ પણ નથી અનાર્ય દેશમાં જ જન્મી છે એમ પણ નથી અસંખ્યાત આયુષ્યની પણ નથી. અતિ ક્રૂર મતિવાળી પણ નથી તે ઉપશાંત મોહ ગુણઠાણું પ્રાપ્ત ન કરી શકે એમ પણ નથી. શુદ્ધાચારિણી નહીં જ હોય એવું પણ નથી. અશુદ્ધ બુદ્ધિવાળી જ હોય એમ પણ નથી. ક્રિયારહિત જ છે એમ પણ નથી અપૂર્વકરણ ન કરી શકે એમ પણ નથી. નવગુણઠાણાં ન જ પામી શકે એમ પણ નથી. અયોગલબ્ધિવાળી છે એમ પણ નથી. અકલ્યાણનું જ ભાજન છે એમ પણ નથી. માટે તે ઉત્તમ ધર્મની સાધક શા માટે ન થાય? આથી, જો સ્ત્રી ઉત્તમ ધર્મની સાધક થઈ શકે તો તે જ ભવે મુક્તિ પણ પામી શકે એ સિદ્ધ થાય છે

## છત્રસેન ભટ્ટારક અને તેમના શાલવી અનુયાયીઓ.

૨૯૫. રાજા સિદ્ધરાજનાં મૃત્યુ પછી કુમારપાલ સં ૧૧૯૯ માં ગુજરાતની ગાદી ઉપર આવ્યો. તે એક અદ્વિતીય આદર્શ નૃપતિ હતો. હેમચંદ્રાચાર્યના ઉપદેશથી તે જૈનધર્મનો અનુયાયી બન્યો હતો. જૈન ધર્મનું તેણે એવું ઉત્કૃષ્ટતાથી પાલન કર્યું કે તે પરમાર્હતનાં બિરુદથી સર્વત્ર પ્રસિદ્ધ થયો તેણે બધા દેશોમાં અમારિ પડહની ઘોષણા કરાવેલી. તેનાં શાસન દરમિયાન છત્રસેન ભટ્ટારક સાથે જયસિંહ-સૂરિએ કરેલા વાદનો વૃત્તાંત ભીમશી માણેકે 'ગુરુપટ્ટાવલી' માં આ પ્રમાણે વર્ણવ્યો છે :

૨૯૬ એક દિવસ રાજા પિતાંબર પહેરીને શ્રી પાર્શ્વનાથજીની પૂજા કરતો હતો, તે વખતે મુંગી-પટ્ટણથી આવેલા તેના મિત્રે કહ્યું કે આ વસ્ત્રો પવિત્ર નથી રાજાએ કારણ પૂછતા તેણે જણાવ્યું કે અમારા મુંગીપટ્ટણનો રાજા મદનબ્રહ્મ જેટલા વસ્ત્રો તૈયાર થાય છે તેને પ્રથમ પોતાની શૈય્યામાં મૂકાવે છે અને પછી વ્યાપારીઓને આપે છે આ વાતની ખાત્રી કરવા રાજાએ પોતાના રાજદૂતને મોકલ્યો અને વાત ખરી જણાઈ. આથી તેણે શાલવીઓને પોતાના નગરમા નિમંત્ર્યા અને કાયમ વસવાટ કરવા વિનતિ કરી. શાલવીઓએ કહ્યું કે અમે અમારી સમગ્ર જ્ઞાતિ, અમારા ગુરુ છત્રસેન તથા અમારા દેવોની પ્રતિ-માઓ સાથે જ આવીએ રાજાએ તેમની વાત કબૂલ રાખતા સૌ પીરાણ પાટણ આવીને વસ્યા. તેમની વસ્તીથી પાટણમા સાત પુરા વસ્યા તેમણે પોતાનાં વ્યવસાય કૌશલ્યથી પાટણનું નામ સુંદર પટોળા દ્વારા દૂરદૂરનાં દેશોમા ગાજતું કરી દીધું બધે સંભળાતું કે પટોળા તો પાટણના જ !

૨૯૭ આ શાલવીઓ દિગંબર જૈન ધર્માનુયાયી હતા તેઓ રાત્રે દેરાસરમા શ્રી નેમિનાથ ભગવાનની પૂજા કરતા તે રાજાને ગમતું નહીં તેઓ શ્વેતાંબરપંથી થાય એ સંબંધમાં હેમચંદ્રાચાર્ય સાથે રાજાએ વિચારણા કરી. આચાર્યના સૂચનથી રાજાએ જયસિંહસૂરિને છત્રસેન સાથે વિવાદ કરવા વિનતિ કરી અને તેમને હરાવી શ્વેતાંબરપંથી બનાવવા જણાવ્યું. જયસિંહસૂરિ કબૂલ થયા અને બન્ને વચ્ચે વિવાદ થયો વાદવિવાદમા ૭ દિવસ વીતી ગયા એટલે રાજાની ઉત્સુકતા વધી. હવે ઝટ પરિણામ આવે એવું કરવા રાજાએ જયસિંહસૂરિને જણાવ્યું સાતમે દિવસે જયસિંહસૂરિએ શિષ્યને શીખવીને છત્રસેન ભટ્ટારકનો

ઘટ ભંગાવી નાખ્યો કહેવાય છે કે તેણે ઘટસરસ્વતીને એમા સ્થાપેલી એટલે સરસ્વતી વાદ કરે અને ગુરુ ઉત્તર આપે એ ઘટ ભાગી જતા જ દિગમ્બરાચાર્યને એક જ પ્રશ્નમાં જીતી લેવામાં આવ્યા. શરત મુજબ છત્રસેન જયસિંહસૂરિના શિષ્ય થયા અને એમના અનુયાયી શાલવીઓએ શ્વેતાંબર ધર્મ સ્વીકાર્યો શ્રી નેમિનાથ પ્રમુખ તેઓ સાથે લાવેલા જિનબિંબોને કણદોરો કરાવી શ્વેતાંબરીય પ્રતિમાઓ કરાવી ભગવાન શ્રી નેમિનાથની પ્રતિમા પીરાણુ પાટણમાં ત્રિસેરી પોળમા છે શ્રી આદીશ્વર ભગવાનની મૂર્તિ રાજનગરના ઈલિમપુરમાં છે, તથા પદ્માવતીદેવીની પણ ઈલિમપુરમા સ્થાપના થઈ, જે હમણાં જમાલપુરમાં છે છત્રસેન પ્રભૃતિ દિગંબર યતિઓએ પણ અંચલગચ્છની સમાચારી સ્વીકારી છત્રસેનનું નામ છત્રહર્ષ રાખવામા આવ્યુ હોઈને એમનો પરિવાર અંચલગચ્છમા હર્ષશાખાથી પ્રસિદ્ધ થયો.

૨૯૮. મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી સિવાય અન્ય કોઈ પણ પ્રાચીન ગ્રંથમાં ઉક્ત પ્રસંગોનો કોઈ ઉલ્લેખ ન હોઈને તે સંબંધમાં પ્રમાણભૂત રીતે વિશેષ પ્રકાશ પાડી શકાતો નથી. ઉક્ત પટ્ટાવલીમા એ પ્રસંગ સં. ૧૨૧૭માં બન્યો હોવાનો નિર્દેશ છે કુમારપાલનાં આધિપત્યમાં એ વખતે અણહિલ્લપુર પાટણ ભારતનાં તે સમયના સર્વોત્કૃષ્ટ નગરોમાનું એક ગણાતુ. વ્યાપાર અને કલાકૌશલ્યથી તે ઘણું ચઢેલુ હતુ. પાટણની ખીલવણીમાં શાલવીઓનો પણ સુંદર હિસ્સો હોઈને રાજા તે જ્ઞાતિનું બહુમાન કરતો. શાલવીઓની શાલાપતિ જ્ઞાતિના મૂર્તિ-લેખો પણ પ્રાપ્ત થાય છે આ જ્ઞાતિના લોકો મોટે ભાગે પાટણમાં વસવાટ કરે છે. તેમના બંધાવેલાં જિનાલયો અને ઉપાશ્રયો હાલ વિદ્યમાન છે.

૨૯૯ સેરિસા તીર્થની ઉત્પત્તિ અંગે કહેવાય છે કે છત્રાપાલીય ગચ્છના દેવેન્દ્રસૂરિએ સેરિસામાં આવી જમીનમાથી એક મોટી પાટ કઢાવી અને તેની જિનપ્રતિમાઓ બનાવવા માટે પદ્માવતી દેવીનુ આરાધન કર્યુ. દેવીએ જણાવ્યુ કે 'સોપારકના એક અંધ સ્થપતિને બોલાવી લાવી તેની પાસે પ્રતિમાઓ તૈયાર કરાવો જો તે એક જ રાતમા પ્રતિમાઓ ઘડીને તૈયાર કરી આપશે તો તે મહાપ્રભાવક થશે.' સેરિસાના સંઘે તે સ્થપતિને બોલાવ્યો અને તેને કલહી-પાટ આપવામા આવી સ્થપતિએ એક જ રાતમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા ઘડીને તૈયાર કરી પ્રતિમાની છાતીમા એક મસો રહ્યો હતો તેને દૂર કરવા સ્થપતિએ તે સ્થળે હળવે હાથે ટાંકણુ લગાવ્યુ ને ત્યાથી લોહીની ધારા વછૂટી આચાર્યે આગળી દાબી લોહીને રોકી દીધુ તે પછી બીજી ચોવીશ પ્રતિમાઓ તૈયાર કરવામાં આવી આચાર્ય તે જ રાત્રે બીજી ચાર પ્રતિમાઓ પોતાની દિવ્ય શક્તિથી બહાર લાવવાના હતા. ત્રણ પ્રતિમાઓ તો આવી અને સવાર પડી ગઈ. ચોથી પ્રતિમા લાવતા જ્યા પ્રભાત થયુ તે સ્થળે પારાસણનાં ખેતરમાં પધરાવી પ્રતિમા રાત્રે બનેલી હોવાથી તેના અવયવો સાફ દેખાતા નથી ગૂર્જરેશ્વર કુમારપાલે અહીં ચોથી પ્રતિમા ભરાવી ચૌમુખજીની સ્થાપના કરી, તે જ પ્રતિમાઓ આજે પણ પૂજાય છે.

૩૦૦. સેરિસા તીર્થના સ્થાપક છત્રાપાલીયગચ્છના દેવેન્દ્રસૂરિ એ કોણ? આ ગચ્છ વિદ્યમાન ન હોઈને તેમજ વિશેષ માહિતી પ્રાપ્ત ન હોઈને તેને વિષે પ્રમાણભૂત રીતે કશુ જ કહી શકાતુ નથી. ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા. ૨, પૃ. ૪૦૩ મા અંચલગચ્છમા સં. ૧૨૧૭ માં છત્રહર્ષથી જે શાખા નીકળેલી તે જ છત્રાપાલીયગચ્છ હોવાની સંભાવના દર્શાવે છે. આ સંભાવના કાળક્રમની દૃષ્ટિએ પણ સ્વીકાર્ય છે.

૩૦૧. જયસિંહસૂરિએ દિગંબર વાદી છત્રસેન ભટ્ટારકને વાદમા પરાજિત કર્યા એ વાતનુ સૂચન અમરસાગરસૂરિએ 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્ર'ના પ્રથમ સર્ગના ૧૨ મા શ્લોકમા આ પ્રમાણે કર્યુ છે: **वादे निर्जितदिक्पटाः** જયસિંહસૂરિએ બીજા દિગંબર વાદીઓને વાદમા પરાસ્ત કર્યા હોય એ પણ શક્ય છે.

અચલગચ્છ.

૩૦૨ અચલગચ્છ નામાભિધાન સંબંધમાં મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એક વિસ્તૃત પ્રસંગ છે, જે સંક્ષેપમાં આ પ્રમાણે છે: પરમાર્હત કુમારપાલને પરગચ્છના ઈર્ષાળુ શ્રાવકોએ ચડાવ્યા કે, 'આપ અને અમે ભાદરવા સુદી ૪ને દિવસે સાંવત્સરિક પર્વનું આરાધન કરીએ છીએ પરંતુ અહીં રહેલા કેટલાક સાધુઓ તે પર્વ ૫ને દિવસે આરાધે છે આવો ધર્મભેદ આપનાં નગરમાં શોભે નહી!' રાજાએ બીજાઓની પ્રેરણાથી હુકમ કર્યો કે, '૫ને દિવસે સાંવત્સરિક પર્વને આરાધનારાઓએ આજથી મારાં નગરમાં રહેવું નહી.'

૩૦૩ રાજાની આજ્ઞા થવાથી ૫ને દિવસે સાંવત્સરિક પર્વ આરાધક ભિન્નભિન્ન ગચ્છના સાધુઓ પાટણમાંથી વિહાર કરી ગયા જયસિંહસૂરિ પણ તે વખતે પાટણમાં જ બિરાજતા હતા. તેમણે યુક્તિ-પૂર્વક પોતાના એક વાચાળ શ્રાવક દ્વારા રાજાને કહેવડાવ્યું કે, 'અમારા ગુરુ ૫ને દિવસે સાંવત્સરિક પર્વનું આરાધન કરનારા છે. તેઓએ વ્યાખ્યાનમાં આવશ્યક સૂત્રનો પ્રારંભ કર્યો છે પ્રથમ તેઓ નવકાર મંત્રનું વિવરણ કરે છે. આથી તેઓ તે વિવરણ સમાપ્ત કરીને જાય કે અધૂરું મૂકીને જાય?' રાજા આ સાંભળીને ક્રોધયુક્ત દ્વિધામાં પડ્યો ગુરુ અંગે પૃચ્છા કરતાં હેમચંદ્રાચાર્યે કહ્યું કે, 'રાજન્! તેઓ આપના પરિચિત દિગંબરો પર વિજય મેળવનારા, મહાપ્રભાવક, મંત્રતંત્ર આદિ વિદ્યાના પારગામી, વિધિપક્ષગચ્છના જયસિંહસૂરિ છે. તેઓ પ્રકાન્ડ વિદ્વાન હોઈને બાર વર્ષ સુધી પણ માત્ર નવકારમંત્રનું વિવરણ કરવા સમર્થ છે. તેઓને ક્રોધ ઉપજાવવો એ પણ હિતકર નથી'

૩૦૪. આ સાંભળી રાજા તરત જ રાજસભામાંથી ઊઠી જયસિંહસૂરિ પાસે ઉપાશ્રયમાં ગયો. અને હકીકત વિસ્તારથી નિવેદિત કરી ક્ષમા યાચી જયસિંહસૂરિએ રાજાને જણાવ્યું કે, 'રાજન્! એમાં આપનો કોઈ અપરાધ નથી, અમે તો હમેશાં ક્ષમાયુક્ત કર્મસ્વભાવ પર જ શ્રદ્ધા ધરાવીએ છીએ, ક્રોધ કરતા નથી. પરંતુ તમારી બુદ્ધિમાં જે વિપર્યાસ થયેલો જણાય છે, તે ખરેખર, તમારું સ્વલ્પ આયુ સૂચવે છે. માટે હવે તમારે ધર્મકાર્યોમાં વિશેષ ઉદ્યમ કરવો જોઈએ.' આ સાંભળી રાજા હેમચંદ્રાચાર્ય પાસે ગયા અને સઘળો વૃત્તાંત જણાવ્યો. નિમિત્ત શાસ્ત્રમાં વિચક્ષણ હેમચંદ્રાચાર્યે પણ સત્ય જાણીને રાજાને કહ્યું કે, 'રાજન્! જ્યોતિષ શાસ્ત્રના પારંગત જયસિંહસૂરિએ સઘળું સત્ય કહેલ છે હવે આપે ધર્મારાધનમાં જ તત્પર થવું' એ પછી રાજા ધર્મારાધના કરતો સાતમે દિવસે મૃત્યુ પામ્યો.

૩૦૫ ઉક્ત પ્રસંગ ભીમશી માણેક ગુરુપટ્ટાવલીમાં થોડાક ફેરફાર સાથે આપે છે અને જયસિંહ-સૂરિ અચળ રહ્યા એટલે એમના ગચ્છનું નામ અચળગચ્છ તરીકે પ્રસિદ્ધ થયું એમ અંતમાં વર્ણવે છે પ્રાચીન ગ્રંથોમાં પણ આ પ્રસંગ નથી માત્ર મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી સંસ્કૃત પટ્ટાવલીમાંથી આ પ્રસંગ જાણવા મળે છે.

૩૦૬. ઐતિહાસિક દૃષ્ટિએ વિચારીએ તો ઉક્ત પ્રસંગ અવિશ્વસનીય જણાય છે. પટ્ટાવલીમાં કુમારપાલનું મૃત્યુ હેમચંદ્રાચાર્ય પહેલા બતાવ્યું છે તે તદ્દન અસ્વીકાર્ય છે ઈતિહાસકારોએ સિદ્ધ કર્યું છે કે હેમચંદ્રાચાર્ય કુમારપાલ પહેલા સં. ૧૨૨૯ માં મૃત્યુ પામ્યા. એમના મૃત્યુથી ૭ મહિના પછી કુમારપાલ રાજા સં ૧૨૩૦ મા મૃત્યુ પામ્યો આ ઐતિહાસિક બાબતોમા ક્યાંયે મતભેદ નથી પટ્ટાવલી-માં વર્ણવેલા અસંબંધિત પ્રસંગો અને અનેક સ્ખલના–યુક્ત હકીકતોની ભેળસેળથી તેમાં રહેલાં ઐતિ-હાસિક પ્રમાણો અને તેની પ્રમાણભૂતતા શંકિત બની ગયાં છે. પરંતુ જયસિંહસૂરિ યુક્તિપૂર્વક પાટણમા રહ્યા હશે અને તેઓ અચળ રહ્યા હોઈને તેમનો પરિવાર અચળગચ્છનાં નામથી પ્રસિદ્ધ થયો હશે એ

સ્વીકારવામાં ક્યાંય વાંધા જેવુ નથી સમદર્શી હેમચદ્રાચાર્યનાં મૃત્યુ પછી એ પ્રસગ બનવા પામ્યો હશે, કેમકે એમનાં મૃત્યુ પછી અનેક ખટપટો ઊભી થયેલી

## કુમારપાલ પછી.

૩૦૭ આપણે જોયુ કે હેમચદ્રાચાર્ય સ. ૧૨૨૯ માં અને પછી ૭ મહિના બાદ કુમારપાલ રાજા પણ સં. ૧૨૩૦ મા મૃત્યુ પામ્યા. ગુજરાતની ગાદી કમનશીબે અજયપાલ જેવા કુનૃપતિના હાથમાં આવી પડી. તેણે ગાદીએ આવતાં જ તેના કાકા કુમારપાલે બધાવેલાં જિનાલયો તોડી નંખાવ્યાં. રામચદ્રસૂરિ તથા કપર્દિ, વાહડ આદિ મંત્રીઓને મારી નખાવ્યા, અને રાજકીય તેમજ ધાર્મિક ક્ષેત્રે પરિસ્થિતિ ડામાડોળ કરી દીધી.

૩૦૮ અજયપાલે તારગાના જિનાલયો તોડવાનો વિચાર કર્યો. આભડ શ્રેષ્ઠીએ રાજાના કોપમાંથી આ જિનાલયો બચાવવા યુક્તિપૂર્વક કામ લીધુ કહેવાય છે કે તેણે રાજાના પ્રીતિપાત્ર શીલણ ભાંડને ખૂબ દ્રવ્ય આપીને એક નૂસ્ખો અજમાવ્યો. શીલણે એક સાંઠીનો સુદર પ્રાસાદ તૈયાર કરાવ્યો એ પછી રાજાને તેના પાંચ પુત્રો તથા એ પ્રાસાદ ભળાવ્યા અને વિનતિ કરી કે, ‘મહારાજ ! મારે પુત્ર છે તેમના માટે બધી વ્યવસ્થા છે. હુ હવે વૃદ્ધ થયો છુ, આથી હુ તીર્થયાત્રાએ જવાની ઇચ્છા રાખું છુ તો મને આજ્ઞા આપો કે હુ મારા જીવનનુ કલ્યાણ કરૂં ’ આવી રીતે રાજાની આજ્ઞા લઈ સૌની પાસેથી વિદાય માગીને એક દિશા તરફ ચાલવા લાગ્યો એટલામા જ તેના પુત્રોએ ડાંગ મારીને પ્રાસાદ તોડી નાખી જમીનદોસ્ત બનાવ્યો. અવાજ સાંભળી શીલણ પાછો આવ્યો અને પુત્રોને ઉદ્દેશીને તિરસ્કારથી બોલવા લાગ્યો ‘ ‘રે અભાગિયાઓ ! આ કુનૃપ છે છતાં સારો છે, કેમકે તેણે પોતાના પિતાનાં મરણ પછી તેનાં ધર્મસ્થાનો પાડી નાખ્યાં, જ્યારે તમે કુપુત્રો તો તેનાથીયે વધુ અધમ છો, કારણ કે તમે તો હું સો ડગ ભરુ એટલીયે રાહ જોઈ નહી.’ રાજા આ સાભળીને શરમાઈ ગયો. તેણે દેરાસરો તોડવાનુ કામ બંધ રાખ્યું. આમ બાકીનાં દેરાસરો બચી ગયાં. જૈનોએ આ સમયે જૈનગ્રથોને બચાવવા જેસલમેર જેવા સુરક્ષિત પ્રદેશમાં મોકલી આપ્યા

૩૦૯. રાજા અજયપાલ તેના નીચ સ્વભાવનાં કારણે ત્રીજે વર્ષે પોતાના અંગરક્ષક વેજલના હાથે માર્યો ગયો. એ પછી સોલંકી રાજવંશની અવનતિ શરુ થઈ.

૩૧૦. અજયપાલ ધર્માંધ શૈવ હતો. ગાદી ઉપર બેસતાં જ તેણે જૈનો ઉપર જુલમ ગુજારવા માંડ્યો. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, અજયપાલ જૈન ધર્મનો કટ્ટર વિરોધી હોવાની વાતમા શકા નાખે છે. જૈન ધર્મ વિરુદ્ધના એનાં કાર્યો એમને ઐતિહાસિક જણાતા નથી. પરતુ અજયપાલે ક્રૂર, ઉન્મત્ત અને દંશીલી ચાલ ચલાવી છે એમાં કંઈ શક નથી, અને એજ કારણે આ જુલમી રાજાનું રાજ્ય લાંબુ ટકી શક્યું નહી. કર્નલ જેમ્સ ટોડ તો વેસ્ટર્ન ઈંડિયામાં અજયપાલ મુસલમાન થઈ ગયો હોવાનું પણ નોંધે છે ! જો કે તે મુસલમાન થયો નહોતો, પણ મુસલમાન લાગે તેવું તેનું વર્તન હતું. એની નીતિને કારણે જ મંત્રી ઉદયન તથા આભડ શ્રેષ્ઠીની સતતિમા ધર્મ પરિવર્તન થવાનું મનાય છે

૩૧૧. આવી ઉગ્ર પરિસ્થિતિમાં જયસિંહસૂરિ પાટણમાં ઓછું વિચર્યા હશે. ગુજરાતમા પણ એમનો વિહાર મર્યાદિત જણાય છે. વઢિયાર, મારવાડ, મેવાડ, કચ્છ, સૌરાષ્ટ્ર આદિ પ્રદેશોમાં એમનો વિહાર એ અરસામા વિશેષ જણાય છે. સામાજિક દૃષ્ટિએ વિચારીએ તો પણ જણાય છે કે તે અરસામાં ભિન્નમાલ તેમજ પાટણના શ્રીમાલી જૈનોના ઘણાં કુટુબો સૌરાષ્ટ્રમાં આવીને વસ્યાં હતાં. અલબત્ત, ઉચ્ચ કોટિના રાજ્યાધિકારીઓ—કપર્દિ, આંબાક, ભાટા ઈત્યાદિ જયસિંહસૂરિના પરમ ભક્તો હતા. કપર્દિ વિશે

આપણે જોઈ ગયા અજયપાલ પછી ગાદીએ આવેલ બાલ મૂળરાજ (સં ૧૨૩૨-૧૨૩૪) ના સમયમા મંત્રી સજ્જન ગુજરાતનો મહામાત્ય હતો. તેના નાનાભાઈ આંબાકે સૌરાષ્ટ્રના દંડનાયકનું પદ પણ શોભાવ્યું હતુ. મંત્રી આંબાકે જયસિંહસૂરિના ઉપદેશથી સોમનાથ પાટણમા શ્રી ચંદ્રપ્રભુસ્વામીના જિનપ્રાસાદનો જીર્ણોદ્ધાર પણ કરાવેલો

૩૧૨. કુમારપાલના મૃત્યુ પછી એમણે પ્રવર્તાવેલા સુવર્ણયુગનો અંત આવ્યો. ગુર્જરદેશ-ગુર્જરત્રા -ગુજરાત એ શબ્દો આ સમયમાં સુપ્રસિદ્ધ થયા સિદ્ધરાજે અને કુમારપાલે ગુજરાતની સંસ્કૃતિનો પાયો સુદૃઢ કર્યો. ગુર્જરરાજ મંડપમા તે વખતે એક બાજુએ દિગંબરાચાર્ય કુમુદચંદ્ર, છત્રસેન તથા બીજી બાજુએ શ્વેતાંબરાચાર્ય દેવસૂરિ, હેમચંદ્રાચાર્ય તથા જયસિંહસૂરિ સામસામા સમર્થ વાદ કરતા હતા. આ તરફ રાજકુટુંબ અને સૈન્યના જગદેવ સરખા રજપૂત તથા સજ્જન સરખા વણિક સરદારો હાદથી બેસી યુદ્ધ વિષય ચર્ચતા સિંહાસનની ઓથમા રહી સાંતુ, મુંજાલ અને ઉદયન એ વણિક મંત્રીઓ વ્યવસ્થા કરતા તથા ન્યાય ચૂકવતા. રાજસભામાં આગળની હારમાં લાલાભાટ, ભંગડભાટ, ચંચભાટ, ડબલભાટ વિગેરે વિજય-પ્રશસ્તિથી રાજમંડપ ધ્રુજાવતા. ખરેખર, ગુજરાતનો એ સોનેરી કાળ હતો. અજયપાલ ગાદી ઉપર આવતા જ એ તેજવંતા યુગ પર પડદો પડયો ! !

## ધાર્મિક ક્ષેત્રે ગડમથલ.

૩૧૩. રાજકીય ક્ષેત્રે અંધાધૂંધી ઘેરી બનતી ગઈ. મુસલમાનોનાં ધાડાં હવે ગુજરાત ઉપર ઉતરવાં લાગ્યાં અને રાજકીય તેમજ સાસ્કૃતિક હૂમલાઓ કરતાં ગયાં. આવી વિસ્ફોટક પરિસ્થિતિએ ધાર્મિક ક્ષેત્ર પણ ગડમથલ ઊભી કરી એમાંથી બચવા અને જૈન સંઘને સુવ્યવસ્થિત તેમજ સુદૃઢ રાખવા એ વખતના સમર્થ આચાર્ય હેમચંદ્રાચાર્યને બધાયે ગચ્છોની એકતાનો વિચાર ઉદ્‌ભવ્યો હશે મેરુતુંગસૂરિએ આ અંગેનો નિર્દેશ લઘુશતપદીમાં આ પ્રમાણે કર્યો છે.

૩૧૪. હેમચંદ્રાચાર્યે વાહકગણિની પ્રેરણાથી જયસિંહસૂરિને કહ્યુ કે તમે બિઉણુપ તટથી સઘડો સંઘ એકત્રિત કરી એક સમાચારી કરો ગુરુએ ઉત્તર આપ્યો કે જો સર્વે ગચ્છો એક થઈને નક્કી કરશે તો અમે પણ તેમજ કરશુ વાહકગણિ વગેરે વિચારવા લાગ્યા કે એથી તો આપણામા જ વિરોધ પડશે. તેથી સર્વ સંઘ સમક્ષ 'અંચલગચ્છવાળા સંઘ બહાર છે' એવી ઉદ્‌ઘોષણા કરાવવા એક માણુસને ઊભો કર્યો, પણ તે ઉદ્‌ઘોષણા કરનારે ત્રણવાર એમ ઉદ્‌ઘોષણા કરી કે, 'વિધિપક્ષ વિના બીજા સર્વ સંઘ બહાર છે'

૩૧૫ ઉદ્‌ઘોષણા કરનારને લાંચ આપવામાં આવી છે એમ ઠરાવીને જુદા જુદા માણસોને ઊભા કર્યા પણ બધાએ તેવી જ ઉદ્‌ઘોષણા કરવાથી સૌ મુંઝાયા. જયસિંહસૂરિને શિક્ષા કરવા વાહકગણિએ વિચાર્યું જયસિંહસૂરિને મારવા માટે બેણ્ણ બંદરે લાઠીધારી માણસો મોકલાવવામા આવ્યા. તેઓ ત્યાં જઈ ગુરુને જીવરક્ષા માટે રજોહરણથી પૃંઠ પ્રમાર્જતા જોઈને પરસ્પર લડી અને જમીન પર પડયા. ગુરુનુ ચરણામૃત છાંટવાથી સૌ બચવા પામ્યા

૩૧૬. એ દરમિયાન પાટણમાં વાહકગણિ ગળાના વ્યાધિથી પીડાવા લાગ્યા. હેમચંદ્રાચાર્યે તેમને પૂછ્યુ કે તમે કોનો અપરાધ કર્યો છે ? વાહકગણિએ યથાસ્થિત વૃત્તાંત જણાવતા હેમચંદ્રાચાર્યે કહ્યુ કે એ વ્યાધિ બીજા કોઈથી મટે તેમ નથી, કિંતુ આર્યરક્ષિતસૂરિના ચરણોદકથી જ મટશે, તેથી તે પાણી મંગાવીને તેમને સ્વસ્થ કર્યા.

૨૧૭. ભાવસાગરસૂરિ પણ સંદિગ્ધ રીતે ઉક્ત પ્રસંગનો આ પ્રમાણે નિર્દેશ કરે છે. એક વખત ક્યાંકથી ગુરુનો ઘાત કરવાને હથિયાર સાથે માણસો આવ્યા પરંતુ તેઓ ગુરુના પ્રભાવથી થંભી ગયા. તેમનાં માતા-પિતા, બાંધવો ગુરુ પાસે ભક્તિપૂર્વક આવ્યા ત્રીજે દિવસે ગુરુના પગ ધોઈને ચરણોદક છાંટવાથી સૌ મુક્ત થયા.

૨૧૮ તેઓ એવો જ એક બીજો પ્રસંગ સંક્ષેપમાં આ પ્રમાણે નોંધે છે. એક દિવસે શિથિલાચારીઓએ ગુરુને મારવાને માટે ભેણુપ નગરમાં માણસો મોકલ્યા, પરંતુ તેઓ ઘણી વેદના પામ્યા. ગુરુના પગ ધોવાથી એમની વેદના શાંત થઈ અને ગુરુનો મહિમા ખૂબ વધ્યો.

> કહિવિ ગુરું ઘાઉ સંપેસિય ભડ સઇકિરે સત્થા,
> જાવ સમેયા તત્થવિ થંભિયભૂયા તયા સવ્વા.
>
> પિય માય બંધવેહિં ગુરુ પાસે આગયેહિં ભત્તીએ,
> તઈય દિણે પગ ધોવણ છટનઓ મુક્કલા જાયા.
>
> અન્નય પાસત્થેણવિ ગુરુહણણત્થં ચ પેસિયા સુહડા,
> બિઉણપિ વસઈ દુવારે સરુપ્પ રજુબ્ભિયા વલિયા.
>
> તસ્સય ઉયરે વેયણ સંજાયા અઈ બહુ પગોરહિં,
> ન સમઈ તત્તો તપ્પય ધોયણ પાણાઉ ઉવસમિયા

૨૧૯ ઉક્ત પ્રસંગો સંક્ષિપ્ત તેમજ સંદિગ્ધ હોવા છતાં ઘણું ઘણું કહી જાય છે તે વખતે પ્રવર્તમાન રાજકીય અંધાધૂંધીની સાથે ધાર્મિક ગડમથલોની પણ આ દ્વારા ઝાંખી થાય છે. શિથિલાચાર સામે જયસિંહસૂરિએ જે તીવ્ર ઝુંબેશ ઉઠાવી હતી તેનું પણ એ પરિણામ હતું. આ દૃષ્ટિએ જયસિંહસૂરિનું સૌથી મોટું કાર્ય તો એ છે કે રાજવિરોધ, જનવિરોધ, શ્રેણીવિરોધ ઈત્યાદિની કંઈપણ પરવા કર્યા વિના એમણે શિથિલાચાર તેમજ અનૈક્યની જડ પર કુઠારઘાત કર્યો. અનેક અવરોધો અને પ્રતિકૂળતાઓ વચ્ચે પણ તેઓ અડગ રહ્યા. પોતાના ઉચ્ચ ધ્યેયની સિદ્ધિ માટે એમણે પારાવાર સહન કર્યું. પોતાનું જીવન ભયમાં હોવા છતાં તેઓ સ્વીકારેલા માર્ગમાંથી ચલિત થયા નહીં આ ગુણને લીધે જ તેઓ અન્ય પટ્ટધરોથી જુદા તરી આવે છે.

**અંચલગચ્છનો વિસ્તાર.**

૨૨૦ આર્યરક્ષિતસૂરિએ અચલગચ્છની વિચારધારાનો સૂત્રપાત તો કર્યો, પરંતુ એને વ્યાપક બનાવનાર તો જયસિંહસૂરિ જ હતા આ ગચ્છના પાયા જયસિંહસૂરિએ એવા તો સુદૃઢ કરી દીધા કે શતાબ્દીઓ વહી ગયા છતાં તે ટકી શક્યા છે. આ ગચ્છને સંગઠિત કરીને તેમણે જૈનશાસનની ખરેખર, મહાન સેવા બજાવી છે. અન્ય ગચ્છોના આચાર્યોએ પણ આ દિશામાં મોટો ફાળો નોંધાવ્યો છે અને એ કારણે જ રાજકીય લગામ મુસલમાનોના હાથમાં સરી ગઈ હોવા છતાં શાસનની એકતા ખંડિત થઈ શકી નહીં જયસિંહસૂરિએ જૈનધર્મનાં દ્વાર બધી જ જ્ઞાતિઓ માટે ખુલ્લાં મૂકી દીધાં, બધાને સમાનાધિકાર આપી એક સૂત્રમાં બાંધવાના પ્રયત્નો કર્યા એમનાં પરિશ્રમને પરિણામે અસંખ્ય લોકોએ જૈન ધર્મ સ્વીકાર્યો રાજાઓ પણ જૈનધર્માનુયાયી થયા 'વર્ધમાનપદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્ર' માં અમરસાગરસૂરિ એમને **लक्ष क्षत्र विबोधका** એવું બિરુદ આપીને એમના સુકૃત્યોની પ્રશસ્તિ કરે છે આથી જાણી શકાય છે કે લાખો ક્ષત્રિયોએ એમનો ઉપદેશ સાંભળીને જૈનધર્મ સ્વીકારેલો પદ્મસિંહ શાહે શત્રુંજયગિરિ

પર બધાવેલાં જિનાલયના શિલાલેખમાં દેવસાગરજીએ એમને 'આર્યરક્ષિતસૂરિના પાટરૂપી કમળ માટે સૂર્યસમાન' કહ્યા છે તે યથાર્થ છે, કેમકે એ પાટરૂપી કમળને વિકસિત કરનાર સૂર્યરૂપી જયસિંહસૂરિ જ હતા. જયસિંહસૂરિનાં નિશ્ચયાત્મક નેતૃત્વથી જૈનશાસનનો પ્રભાવ વૃદ્ધિગત થયો એ એક ઐતિહાસિક સત્ય છે

## રાઠોડ અનંતસિંહ તથા હત્થુંડીનો ગતકાલ.

૩૨૧ હસ્તિતુંડ નગરનો રાઉત અનંતસિંહ રાઠોડ જયસિંહસૂરિનો ભક્ત હતો. અનંતસિંહને અખયરાજના નામથી પણ ઓળખવામાં આવે છે સં ૧૨૦૮ અથવા તો સં. ૧૨૨૪મા તેણે જયસિંહસૂરિના ઉપદેશથી જૈનધર્મ સ્વીકારેલો કહેવાય છે કે રાજા જલોદરના રોગથી પીડાતો હતો. ઘણા ઉપાયો યોજ્યા છતા તેનો રોગ મટયો નહીં. જયસિંહસૂરિના પ્રભાવથી રોગ મટયો અનંતસિંહે શત્રુંજયની યાત્રા કરીને હસ્તિતુંડમા શ્રી વીરપ્રભુનો પ્રાસાદ કરાવ્યો. તેના વંશજો, ઓશવાલમાં હથુડિયા રાઠોડ ગોત્રથી પ્રસિદ્ધ થયા રાજાની વિનતિથી આચાર્ય હસ્તિતુંડમાં સં ૧૨૦૮ માં ચાતુર્માસ પણ રહેલા.

૩૨૨ હથુડિયા સંબંધમાં એવો ઉલ્લેખ પણ પ્રાપ્ત થાય છે કે કનોજના રાજા જયચંદ રાઠોડના ભત્રિજા શિયોજી—સિંહજી—સિંહજીતનુ રાજ્ય કનોજ નજીક બદાયુમા હતુ. શાહબુદ્દીને સં. ૧૨૬૫માં તેનુ રાજ્ય નાશ કરતાં શિયોજી મારવાડ આવ્યો અને પાલીગામ પર અધિકાર કરી રાજ્ય જમાવ્યુ. તેને સોનગ આદિ ત્રણ પુત્રો હતા સોનગજીને ગુજરાતના રાજા ભોળા ભીમે સામેત્રા ગામ આપ્યું. તેણે ઈડરનું રાજ્ય પણ પ્રાપ્ત કરેલુ. સોનગજીના એક પુત્રથી ઈડરના રાઠોડ વંશમાં રાઠોડની એક હથુડિયા શાખા થઈ. તેના વંશજોએ જૈનધર્મ સ્વીકારતાં તેમનુ કુટુંબ ઓશવાલ જ્ઞાતિમાં દાખલ થયુ. સોનગજીની ૧૫મી પેઢીમાં સાંગોજી થયા તેમનાં નામ ઉપરથી તેમના વંશજો સાંગોપ્ત અથવા સંગોઈ ગોત્રથી ઓળખાયા. મુસલમાનોએ ઈડર પર હલ્લાઓ કરતાં સંગોઈ કુટુંબો જોધપુરમાં આવી રહ્યાં ત્યાં સંગોઈમાંથી સિંગુઈ થઈ, હાલમાં સિંધીને નામે પોતાને ઓળખાવે છે. કેટલાંક સંગોઈ કુટુંબો પારકર થઈ કચ્છમાં કાયમ વસવાટ કર્યો એમની ગોત્રદેવી સત્યાદેવીની મૂર્તિ સાથે જ ઘોડા ઉપર સવાર થયેલા બોંતેર જખદેવોની ઘોડે સવાર મૂર્તિઓ પણ બેસાડેલી હોય છે આ જખદેવોને ઓસવાલો ઉપરાંત કચ્છના લગભગ દરેક જાતિના લોકો આસ્થાપૂર્વક માને છે

૩૨૩. હથુડિયા રાઠોડ રતનસિંહ માટે કોઈ અજ્ઞાત કવિએ રચેલ કવિત આ પ્રમાણે પ્રાપ્ત થાય છે:

> સાકરગઢ સા પુરુષ, ખારદીવા ખેતડા,
> પુથિયાલને દાનકા માલ અપહો આપે તડા.
> ખેમસી લખીપાલ લખ ઓપમા કેમ બખાણુ,
> નવખંડ દેશ ખેર દાબડા વડ નામ પરિયાણુ.
> ઓસવાલ ગોત થારો; અચલ વાચામે લખમી વસી,
> વીરમ સુતન કીજે બહુત યુગ યુગ રાજ રતનમી.

૩૨૪. હત્થુંડીની રાજાવલી આ પ્રમાણે મળે છે: (૧) રાજા હરિવર્મા (૨) વિદગ્ધરાજ, સં. ૯૭૩ (૩) મમ્મટરાજ, સં ૯૮૮ (૪) ધવલરાજ, સં ૧૦૫૩ (૫) બાલાપ્રસાદ સં. ૧૧૧૩, ૧૧૧૭. શક્ય છે કે અખયરાજ અથવા તો અનંતસિંહ બાલાપ્રસાદનો પૌત્ર હોય આ રાજાવલી અજમેરનાં સંગ્રહસ્થાનમાં રહેલા શિલાલેખ ઉપરથી પ્રમાણિત થાય છે. આ શિલાલેખ કોટન બર્ટ ઉદયપુરથી શીરોહી

જતાં રસ્તામાં બીજાપુર નામનાં ગામથી બે માઈલ દૂર આવેલાં એક જૈનમંદિરમાંથી ખોળી કાઢ્યો હતો. એ ઉપરથી પ્રો. કીલહોર્ને નાનો નિબંધ પણ લખ્યો હતો. મૂળ લેખ એપિગ્રાફિઆ ઈન્ડિકાના ૧૦ મા ભાગમાં પંડિત રામકરણ દ્વારા પ્રકટ કરવામાં આવ્યો હતો.

૩૨૫. આ લેખમા હરિવર્મા અને વિદગ્ધરાજનું વર્ણન છે તેઓ રાષ્ટ્રકૂટ—રાઠોડ વંશના હતા. વિદગ્ધરાજે વાસુદેવ નામના આચાર્યના ઉપદેશથી હસ્તિકુંડીમા એક જૈન મંદિર બનાવ્યું હતું અને શરીરના ભાર જેટલું સુવર્ણદાન કર્યું હતુ તે દાનના બે ભાગ દેવને અર્પણ કર્યા હતા અને એક ભાગ આચાર્યના ઉપદેશથી ધર્મકાર્યોમા ખરચ્યો હતો. એ પછી મમ્મટ અને ધવલરાજ અનુક્રમે ગાદીનશીન થયા. ધવલરાજ ભારે પ્રતાપી હતો. જ્યારે મુંજરાજે મેદપાટના અઘાટ ઉપર ચડાઈ કરી તેનો નાશ કર્યો અને ગુર્જરેશને નસાડ્યો ત્યારે તેમનાં સૈન્યને ધવલરાજે આશ્રય આપ્યો હતો. આ મુંજરાજ તે પ્રો. કીલહોર્નના જણાવ્યા પ્રમાણે માલવાનો સુપ્રસિદ્ધ વાક્પતિ મુંજ હોવો જોઈએ કારણ કે તે સં. ૧૦૩૧ થી ૧૦૫૦ ની લગભગમા વિદ્યમાન હતો. મેવાડના રાજાનું નામ જો કે સ્પષ્ટ રીતે આપેલું નથી પરંતુ તે વખતે ખુમાણ નામે ઓળખાતો રાજા રાજ્ય કરતો હોય એમ જણાય છે. ગુજરાતનો નૃપતિ પણ સંભવિત રીતે ચૌલુક્ય વંશનો પહેલો મૂળરાજ હશે. આ શિલાલેખમા અનેક રાજકીય હકીકતો સંપૂરિત છે

૩૨૬. હસ્તિકુંડી અંગે પણ ઉક્ત લેખમા અલંકારિક વર્ણન છે. ઉપર્યુક્ત રાજાઓની રાજધાનીતુ એ સમૃદ્ધ અને પ્રસિદ્ધ નગર હતુ તેમાં શાંતિભદ્રસૂરિના ઉપદેશથી ત્યાંના ગોષ્ઠિઓએ શ્રી ઋષભદેવ જિનાલયનો પુનરુદ્ધાર કર્યો આ જિનાલય વિદગ્ધરાજે બંધાવેલું. મંદિરનો જીર્ણોદ્ધાર થયા પછી સં ૧૦૫૩ ના માઘ સુદી ૧૩ને રવિવારને દિવસે પુષ્યનક્ષત્રના દિવસે—પ્રો કીલહોર્નની ગણત્રી પ્રમાણે ઈ. સ ૯૯૭ના જાન્યુઆરી માસની ૨૪ મી તારીખે શ્રી ઋષભદેવની પ્રતિમાની પ્રતિષ્ઠા તથા ધ્વજારોપણ થયા. આ પ્રતિમા નાહક, જિંદ, જસ, શંપ, પૂરભદ્ર અને ગોમી નામના શ્રાવકોએ કર્મબંધનના નાશને અર્થે અને સંસાર સમુદ્રથી પાર થવાના અર્થે પોતાનાં ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે કરાવી છે. ધવલરાજે અરઘટ્ટ સહિત પીપ્પલ નામનો કૂવો આ જિનાલયને ભેટ કર્યો હતો.

૩૨૭. હત્થુંડીનગર, હત્થુંડી ગચ્છ કે ધવલરાજે બનાવેલું ઉક્ત જિનાલય આજે વિદ્યમાન નથી, કિન્તુ તેનાથી એક કોષ દૂર સેવાડી પાસે રાતા મહાવીરનું તીર્થ વિદ્યમાન છે. આ તીર્થનો ઉલ્લેખ પ્રાચીન તીર્થમાળાઓમાં અનેક જગ્યાએ છે. શીલવિજયજીની તીર્થમાળામાં આ પ્રમાણે ઉલ્લેખ છે: 'રાતોવીર પુરી મન આસ' લાવણ્યસમય અલિભદ્રરાસમાં પણ શ્રી વીરપ્રભુનાં તીર્થ તરીકે હસ્તિકુંડનો ઉલ્લેખ કરે છે. શક્ય છે કે પ્રથમ અને ચરમ તીર્થંકરોના બે જિનાલયો અહીં હોય. ઉક્ત શિલાલેખ અનુસાર શ્રી ઋષભદેવ જિનાલય, જેને વિદગ્ધરાજે બંધાવેલું, તથા સં ૧૨૦૮ મા જયસિંહસૂરિના ઉપદેશથી રાજા અનંતસિંહે અથવા તો અખયરાજે બંધાવેલું શ્રી વીરપ્રભુનું જિનાલય જયસિંહસૂરિએ પ્રતિબોધીને જૈનધર્મી કરેલા કટારમલ્લજીએ પણ ત્યા શ્રી વીરપ્રભુનું જિનાલય બંધાવ્યું હોવા સંબંધક ઉલ્લેખો ભટ્ટગ્રંથોમાંથી મળે છે. શક્ય છે કે કટારમલ્લજીએ ઉક્ત જિનાલયનો ઉદ્ધાર કરાવ્યો હોય

૩૨૮. હત્થુંડીનું પ્રાચીન ગૌરવ, તેના રાજાઓએ બજાવેલી જૈન ધર્મની સેવા, તેમણે બંધાવેલાં જિનાલયો, તેમણે કાઢેલા શાસનો—આજ્ઞાપત્રો ઈત્યાદિ વિષે અનેક માહિતીઓ સારા પ્રમાણમાં ઉપલબ્ધ હોઈને તેનું અધ્યયન સ્વતંત્ર ગ્રંથની ગરજ સારે એવું વિશદ છે. ઉક્ત હકીકતો શિલાલેખો દ્વારા પણ પ્રમાણિત થતી હોઈને એ બધાના ઈતિહાસ સામાજિક અને ગચ્છીય ઈતિહાસ ઉપર પણ નિઃશંક

રીતે સુંદર પ્રકાશ પાથરે છે. અચલગચ્છના ઈતિહાસમાં પણ એ પ્રાચીન નગરનું નામ ભૂલાય એમ નથી હત્થુડીનો તેમાં હસ્તિતુંડ તરીકે અનેક જગ્યાએ ઉલ્લેખ મળે છે.

**રાઉત ફણગર અને પડાઈઆ ગોત્ર.**

૩૨૯. સં ૧૨૨૪ માં લોલાડા નગરમાં રાઠોડ વંશના રાઉત ફણગરને જયસિંહસૂરિએ પ્રતિબોધ આપી જૈન કર્યો તેના વંશજો ઓશવાળ જ્ઞાતિમાં પડાઈઆ ગોત્રથી ઓળખાય છે આ વંશમાં તિલાણી, મુમુણિયા વગેરે ઓડકો છે. આ ગોત્રના વંશજો વિશાલા, રાડદ્રા, બાહડમેર, નગરપારકર, જેસલમેર, બિલાડા વિગેરે ગામોમાં વસે છે આ વંશમાં સમરસિંહ, સાદા, સમરથ, મંડલિક, તોલાક ઈત્યાદિ પ્રસિદ્ધ પુરુષો થઈ ગયા છે, જેમનાં સુકૃત્યો વિશે ભટ્ટગ્રંથોમાં અનેક માહિતીઓ ઉપલબ્ધ થાય છે.

**રાઉત મોહણસિંહ અને નાગડા ગોત્ર.**

૩૩૦. થરપારકરમાં આવેલા ઉમરકોટ શહેરમાં પરમાર વંશનો રાઉત મોહણસિંહ નામનો ક્ષત્રિય જયસિંહસૂરિનો ભક્ત હતો. આચાર્યનો ઉપદેશ સાંભળીને તેણે સં. ૧૨૨૮ માં જૈનધર્મ સ્વીકારેલો. તેના વંશજો ઓશવાળ જ્ઞાતિમાં ભળીને નાગડા ગોત્રથી પ્રસિદ્ધ થયા.

૩૩૧. નાગડા ગોત્રનાં નામ સંબંધી એક આખ્યાયિકા આ પ્રમાણે સંભળાય છે· મોહણસિંહને કાંઈ સંતતિ ન હતી જયસિંહસૂરિ જ્યારે ઉમરકોટમાં ચાતુર્માસ રહેલા તે વખતે સુહણસિંહે તેમને પુત્ર બાબત પ્રશ્ન કરેલો આચાર્યના ઉપદેશથી તે જૈનધર્મ સ્વીકારવા પ્રેરાયેલો જૈન ધર્મ અંગીકાર કર્યા પછી તેને દેવકરણ, દેવસી, ઉદેસી, લખમણ નામે ચાર પુત્રો થયા, તથા પાંચમો નાગ પુત્ર થયો નાગ-પુત્રને રાતદિવસે કરંડિયામાં રાખવામાં આવતો અને દૂધ પાઈને ઉછેરાતો મોહણસિંહે એક વખત પોતાનાં દ્રવ્યના ચાર પુત્રો માટે તથા બે પોતાના માટે એમ છ ભાગ કર્યા ત્યારે નાગપુત્રે પોતાની પૂછડીથી ઝાપડ મારીને તે ભાગો વિખેરી નાખ્યા આથી તેનો એક ભાગ વધારે કરવામાં આવ્યો જે તેણે પિતાના ભાગ સાથે ભેળવી દીધો એક દિવસ નાગ ટંડીથી રક્ષણ મેળવવા ચૂલામાં સૂતો હતો. એવામાં મોહણસિંહને પેટ પીડા થવાથી શેક માટે તેની પુત્રીએ ચૂલામાં અગ્નિ સળગાવ્યો, જેથી નાગ-કુમાર બળી મૂઓ વ્યંતર થઈ તે કુટુંબને દુંખ દેવા લાગ્યો પછી તેણે પ્રકટ થઈ કહ્યું કે મારી સ્થાપના કરીને તથા મારા નામથી વંશ ચલાવી મને પૂજે કુટુંબીઓએ તે કબૂલ કર્યું. અને ત્યારથી તે ચારે ભાઈઓના વંશજો નાગડા ગોત્રથી પ્રસિદ્ધ થયા ઉમરકોટમાં આથમણી દિશામાં નગરની બહાર ખીજડાનાં વૃક્ષ નીચે નાગની ઊભી ફણાવાળી મૂર્તિ બેસાડી તે ઉપર દેરી બંધાવવામાં આવી એ સંબંધક વર્ણનો ભટ્ટગ્રંથોમાંથી મળે છે

૩૩૨. પૂર્વે નાગપૂજાની માન્યતાને આધારે પણ આ ગોત્રનું નામ નાગડા પડ્યું હોય. અથવા તો નગદ–શરાફીનાં વ્યવસાયથી આ ગોત્રનું નામ નાગડા પડ્યું હોય એવી માન્યતા પણ સ્વીકારાય છે. આ ગોત્રનું નામ સ્થાનદર્શક હોવાનું પણ કેટલાક માને છે જૈન ગોત્રો સંબંધી આવા અનેક વિકલ્પો જુદી જુદી માન્યતાને આધારે રજૂ કરાયા હોઈને તેનો ઈતિહાસ રહસ્યમય બની ગયો છે

૩૩૩, નાગડા ગોત્રમાં પૂર્વે ભિન્નમાલમાં થયેલા ધનદત્ત શેઠનો જે પરિવાર હાલારમાં આવી વસ્યો, તેના વંશજો લઘુ નાગડા ગોત્રથી ઓળખાવા લાગ્યા. લઘુ નાગડાના વંશજો કચ્છમાં જસાપુર, જખૌ, સાંધણ, નલિયા, સાયરા, પરજાઉ વિગેરે ગામોમાં વસે છે.

૩૩૪ નાગડા ગોત્રમાં અનેક પ્રસિદ્ધ પુરુષો થઈ ગયા છે, જેમણે જૈન ધર્મની ઘણી સેવા બજાવી છે. આ વંશના કેટલાક ભાગ્યવંત વંશજો માટે કોઈ પ્રાચીન કવિએ નીચે પ્રમાણે કવિત કહેલું છે.

ઉદયવંત ઉદ્દિલ્લ જાસ કુલ સુગુણહ જાણો,
સુટાસુત વડવીર વલી છે ભરમો ચારુ,
જગમા જયવંત હીર સકલ જેણે કીધો વારુ
અનુક્રમે વલી ભોજ અલી મત્રવી મડણો,
જયવત સુત જાણીયે
ભોજાણી ભૂપત ભલા વસુધામાહે વખાણીયે.

નાગડા ગોત્રમાં થઈ ગયેલા પ્રસિદ્ધ પુરુષોનાં સુકૃત્યોનો ઇતિહાસ પ્રેરણાદાયક છે, જે અગે પાછળથી દૃષ્ટિપાત કરીશુ.

**લાલન ગોત્ર.**

૩૩૫. નાગડા ગોત્રની જેમ લાલન ગોત્રનુ સ્થાન પણ અચલગચ્છના ઇતિહાસમાં અદ્વિતીય છે. સ ૭૧૩ માં ઝાલોરનાં સોનગીરા સોઢા વંશનો કાન્હડદે નામનો સોલકી રજપૂત રાજ્ય કરતો હતો. સ્વાતિ આચાર્યના ઉપદેશથી તેમણે જૈનધર્મ અગીકાર કરેલો અને ઝાલોરમા શ્રી ચંદ્રપ્રભસ્વામીનુ જિનમદિર બંધાવેલુ. એમના વશજોએ જૈન ધર્મની મોટી સેવાઓ કરી છે.

૩૩૬. કાન્હડદેનું વશવૃક્ષ આ પ્રમાણે છે (૧) કાન્હડદે (૨) રાયધણ (૩) વાલ્હ, જે રીસાઈને પાલણપુર આવ્યો. (૪) વ્યાસદેવ (૫) વાહડ (૬) લુંગોજી, તેને સહજ અને આશધર નામે પુત્રો થયા. (૭) આશધર (૮) પુણ્યપાલ (૯) ભીણોજી (૧૦) ધરણાજી (૧૧) પદાજી, જેણે જૈન ધર્મનો ત્યાગ કર્યો. (૧૨) ગેહોજી (૧૩) પર્વત, તેને પેથાજી, નગાજી તથા વીરાજી નામના ત્રણ પુત્રો થયા એમની ગરાસભૂમિ થરપારકરમા પીલુડામાં હોવાથી તેઓ ત્યા જઈને વસ્યા. (૧૪) પેથોજી, તેની જમ્માદેવી નામની પત્ની હતી, તેઓ પીલુડામાં વસતા હતાં (૧૫) રાવજી, તેઓ સં. ૧૧૭૩ માં પીલુડાના ઠાકોર થયા તેમને સારાદેવીથી રાણાજી અને કાનાજી તથા રૂપાદેવીથી લખધીરજી અને લાલણજી નામના પુત્રો થયા. ઠાકોરનો દેવસિહ નામનો ઓસવાળ વણિક મત્રી હતો.

૩૩૭. રાવજી ઠાકોરે, રૂપાદેવીએ તથા લાલણજીએ સં ૧૨૨૯ મા જૈનધર્મ સ્વીકાર્યો ને વિષે અમરસાગરસૂરિ કૃત વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્રના પ્રથમ સર્ગમા વિસ્તૃત વર્ણન છે પારકર દેશમાં સિંધુ નદીના કાંઠા ઉપર વાડીઓથી રમણીય પીલુડા નામનુ ગામ છે. ત્યાં શૂરતા વગેરે ગુણોથી શોભતો, પ્રજાનુ પાલન કરતો રાવજી નામનો ચંદ્રવશી રાજા વસતો હતો તેને રૂપદેવી નામની સુશીલ રાણીથી લક્ષધીરજી અને લાલણજી નામના બે પુત્રો હતા. દુષ્કર્મયોગે લાલણનો દેહ કોઢયુક્ત થતા માતા-પિતા દુખી થયાં. તે રાજાનો મત્રી દેવસિહ જૈનધર્મ પ્રત્યે આદરમાનવાળો સુશ્રાવક ગુણોથી યુક્ત હતો તે સમયમાં વિધિપક્ષગચ્છના ભૂષણરૂપ જયસિંહસૂરિ શોભતા હતા, જેમનો સત્કાર સિદ્ધરાજે કર્યો હતો સવેગ રંગવાળા, શાસ્ત્ર-સાગરના પારગામી, કાલીના પ્રસાદને પ્રાપ્ત કરનારા, પરોપકારી, જે સુવિહિતે વાદમાં દિગબરોને જીત્યા હતા તથા લાખ ક્ષત્રિયોને બોધ પમાડયો હતો

૩૩૮ વિચરતા તે સૂરિજી, મુનિઓ સાથે પીલુડા ગામમા પધાર્યા, ત્યારે દેવસિહ વગેરે શ્રાવકોએ દેશ-કાલોચિત ભક્તિ કરતા તેમનો પ્રવેશ કરાવ્યો હતો મધુર દેશના કરતા સૂરિજીનું પ્રભાવવાળુ આચરણ સાભળી મત્રએ લાલણને નિરોગી કરવા ઉપાય દર્શાવવા મત્રી દાગ જણાવ્યુ 'જિનશાસનનો પ્રભાવ થશે' એમ વિચારી સૂરિજીએ 'અષ્ટમતપ કરી કાલિકા દેવીનુ આરાધન' કરવા જણાવ્યુ. એ રીતે આરાધન

કરતાં દેવીએ પ્રસન્ન થઈ જયસિંહસૂરિનાં ચરણનાં પ્રક્ષાલન–જલનો મહિમા સૂચવ્યો એ રીતે કરતાં લાલણ નિરોગી ગયો તેનાં માતા–પિતા હર્ષિત થયાં કૃતજ્ઞતાથી સૂરિજીના ઉપદેશથી તેઓએ દયામય જૈનધર્મ સ્વીકાર્યો સૂરિજીના ઉપદેશથી લાલણે પાવાદુર્ગ–નિવાસિની મહાકાલીનું ભાવથી પૂજન કર્યું

૩૩૯. માતા–પિતા સાથે જિનધર્મનુ આરાધન કરતાં તેણે શ્રી શાંતિનાથ જિનની એક દેવકુલિકા કરાવી હતી, તેમાં સ્ફટિક રત્નની બનાવેલી શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા સૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવી હતી

૩૪૦ ઓશવાળોમાં અગ્રેસર મંત્રી દેવસિંહે સૂરિજીના ઉપદેશથી લાલણને નિશ્ચિત રીતે પોતાનો સાધર્મિક જાણીને ઓશવાળોની પંક્તિમાં મેળવ્યો હતો. સૂરિજી ચતુર્માસ કરી શિષ્યો સાથે અન્યત્ર વિહાર કરી ગયા લાલણને પ્રાપ્ત થયેલ સુધર્મ, લક્ષધીરનાં મનને રુચ્યો ન હતો. કાલક્રમે રાવજી ઠાકોર પરલોકવાસી થયા મૃત–કાર્યો કરતાં જ્ઞાતિ–ભોજન કાર્યમાં બન્ને ભાઈઓને પરસ્પર ક્લેશ થયો. મોટા ભાઈથી અપમાનિત થતાં લાલણ અંતઃકરણમાં ખિન્ન થઈ પોતાનાં કુટુંબને લઈ માતા સાથે ત્યાંથી ચાલી નીકળ્યો. કચ્છ દેશમાં ડોણ નામનાં મનોહર ગામમાં સુરાજી નામનો રાજા લાલણનો મામા હતો, માતા અને પત્નીની પ્રેરણાથી લાલણ ત્યાં ગયો. વૃત્તાંત જણાવ્યો મામાએ સત્કાર કર્યો. પોતાને પુત્ર ન હોવાથી સુરાજીએ ભાણેજને પુત્ર તરીકે સ્વીકારી તેને પોતાના રાજ્યપટ્ટ પર સ્થાપ્યો. વૃદ્ધ માતા રૂપાદેવી એ જોઈ ઘણાં હર્ષિત થયાં, જિનધર્મનુ આરાધન કરતાં તે કાલ–ક્રમે ભાઈ પછી પરલોક–પંથે સંચર્યાં. માતાનાં મૃતકાર્ય પ્રસંગે લાલણે મોટાભાઈ લખધીરને વિનયપૂર્વક પોતાનાં ગામમાં બોલાવ્યો, પરિવાર સાથે તે આવ્યો. માતાના વિયોગે દુઃખે દુઃખી બન્ને ભાઈઓ મળ્યા તેઓએ માતાની અગ્નિસંસ્કારની ભૂમિમાં માતાની મૂર્તિ સાથે દેરી કરાવી હતી. ડોણ ગામનાં પાદરમાં તળાવને કિનારે આ દેરી આજે પણ આઈનાં સ્થાન તરીકે ઓળખાય છે. એ પછી લખધીરજી રજા લઈ પોતાનાં કુટુંબ સાથે પોતાનાં ગામમાં ગયો.

૩૪૧. દાનેશ્વરી લાલણ પોતાની પ્રજાનું પાલન કરતો હતો, જૈનધર્મનાં અણુવ્રતોનું પાલન કરતો હતો. તેને સોના નામની પત્નીથી બે પુત્રો થયા હતા. પોતાનુ ગોત્ર સ્થાપન કરવાની લાલસાવાળા લાલણે એક વખતે અષ્ટમતપ કરી મહાકાલીનુ આરાધન કર્યું હતું. કાલીએ પહેલાં ભીષણરૂપે અને પછી પ્રશાંત મનોહર લક્ષ્મીરૂપે દર્શન આપ્યુ હતુ. લાલણ દેવીનુ ભીષણરૂપ જોઈને ત્રણ પગલાં પાછો હટી ગયેલો. પછી તેણે પદ્માસનસ્થ પ્રશાંત મૂર્તિને પ્રણામ કરી પોતાના વંશજોની રક્ષા માટે, વૈભવ માટે પ્રાર્થના કરી હતી. તે ત્રણ પગલા પાછો હટી ગયો હોવાથી દેવીએ તેના વંશની દરેક ત્રીજી પેઢીને લક્ષ્મીરૂપે સાહાય્ય કરવાનુ તથા 'લાલણ' નામે પ્રસિદ્ધ થનાર વંશવૃદ્ધિ વિસ્તાર માટે વરદાન–વચન આપ્યું હતુ. લાલણે એવી રીતે સં. ૧૨૨૯ માં લક્ષ્મીનુ રૂપ ધરનારી કાલીને ગોત્રદેવી તરીકે સ્થાપી હતી

૩૪૨ લાલણજીના બે પુત્રો હતા (૧) માણિકજી (૨) મનુજી માણિકજીના વંશજોની નામાવલી આ પ્રમાણે પ્રાપ્ત થાય છે : માણિકજી–મેઘાજી–લુંભાજી–સહદેવજી–ટેડાજી–લુંઢાજી–લુણાજી–સેવાજી–સિંહજી –હરપાલ–દેવનંદ (પારકર)–પરવતજી–વચ્છરાજ.

૩૪૩. વચ્છરાજના ત્રણ પુત્રો હતા (૧) રાજા (માંડવી), (૨) મૂલા (ભદ્રેશ્વર), (૩) અમરશી (આરીખાણા). અમરશીના ત્રણ પુત્રો હતા. (૧) વર્ધમાન, (૨) ચાંપશી, (૩) પદ્મસિંહ વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહનાં સુકૃત્યોથી લાલનવંશ વિશેષ પ્રસિદ્ધ થયો છે. એમનાં સુકૃત્યો અને વંશજો વિશે પાછળથી વિચારીશું.

૩૪૪. શત્રુંજયગિરિ ઉપર પદ્મસિંહ શાહે બંધાવેલાં જિનાલયના શિલાલેખમાં હરપાલથી આપેલી વંશાવલી આ પ્રમાણે છે. હરપાલ-હરિયા-સિંહજી-ઉદ્દેશી-પર્વત-નચ્છરાજ-અમરસિંહ ઇત્યાદિ પરંતુ જામનગરમાં વર્ધમાન-પદ્મસિંહના બંધાવેલ જિનપ્રાસાદના શિલાલેખ અનુસાર તેમજ 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત' નામના ગ્રંથ અનુસાર આ વંશક્રમ અસત્ય સંભવે છે. પ્રમાદને લીધે આમ બનવા પામ્યું હશે

૩૪૫ લાલનવંશમાં નગરપારકરમાં થયેલા વેલાજીના પુત્ર વરજાંગ તથા જેસાજી પ્રસિદ્ધ પુરુષો થઈ ગયા છે. જેસાજી પોતાની ઉદારતાથી 'જેસો જગદાતાર' કહેવાયો. પીલુડાના ભોજાશાહ પણ પ્રતાપી પુરુષ થઈ ગયા છે લાલન ગોત્રના વંશજોએ અંચલગચ્છની અને તે દ્વારા જૈનશાસનની અનેક સેવાઓ બજાવેલ છે. આ વંશનો ઇતિહાસ એ રીતે ગૌરવાન્વિત છે. આ વંશના બડભાગી પુરુષો અને તેમનાં સુકૃત્યોનો ઇતિહાસ આ ગચ્છના ઇતિહાસમાં આવગુ પ્રકરણ રોકે છે.

**દેવડા ચાવડા અને દેઢિયા ગોત્ર.**

૩૪૬ જેસલમેરમા સં. ૧૨૫૫ માં દેવડ નામના ચાવડા રજપૂતને પ્રતિબોધ આપીને જયસિંહસૂરિએ જૈનધર્મી કર્યો અને ઓશવાળ જ્ઞાતિમાં ભેળવ્યો આ અરસામા અનેક ચાવડા રજપૂતોએ જૈનાચાર્યોના ઉપદેશથી જૈનધર્મ સ્વીકારેલો

૩૪૭ દેવડના પુત્ર ઝામરે ઝાલોરમાં એક લાખ સીત્તેર હજાર ટંક ખરચીને શ્રી આદિનાથ પ્રભુનો શિખરબદ્ધ પ્રાસાદ બંધાવ્યો, વસ્ત્રાદિની લહાણી કરી તથા ઘણા બંદીઓને છોડાવ્યા

૩૪૮. ઝામરનો દેઢિયા નામે પુત્ર હતો, જેનાં નામથી એમના વંશજો દેઢિયા ગોત્રથી પ્રસિદ્ધ થયા. દેઢિયાના વંશજ જેહાણંદ શેઠ ઘણા જ ધનાઢ્ય હતા. તેમણે શત્રુંજયનો મોટો સંઘ કાઢીને ત્યાં એકત્રિત થયેલા જુદાં જુદાં નગરોના બાવન સંઘવીઓમાં અગ્રપદ લીધું તથા ધર્મકાર્યોમાં અઢળક ધન વાપર્યું. આ ગોત્રમાં બીજા પણ અનેક પ્રતાપી પુરુષો થઈ ગયા છે, જેમને વિષે ભટ્ટગ્રંથોમાથી અનેક માહિતીઓ ઉપલબ્ધ થાય છે.

૩૪૯. દેઢિયા ગોત્ર સંબંધમાં થોડાક ફેરફારવાળો બીજો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે: ડેડજી અથવા તો ડેડાજીની ભૂમિ સોલંકીઓએ લઈ લેતાં, તે આબૂ તરફ આવ્યો. તે મહાપરાક્રમી હતો તેણે ત્યાં વસતા મીણા તથા કાલી લોકોને હાંકી કાઢીને ડેડવા નામે ગામ વસાવ્યું આ ડેડજી પુન. મંડોવર તરફ આવ્યો અને ત્યા પડિહારોની ભૂમિ દબાવી ઓસિયા નજીક ડેઢિયા નામનું ગામ વસાવ્યું. ડેડજીનાં ડેઢિયા ગામના વંશજોનુ ડેઢિયા ગોત્ર થયુ

૩૫૦. સં. ૧૧૦૦ માં ડેઢિયા ગામ ઓસિયાના પરમારે લઈ લીધું. સં. ૧૨૫૪ માં જયસિંહસૂરિએ ડેઢિયા કુળનાં કુટુંબોને પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યાં. ત્યાર બાદ તે કુટુંબો ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયા

૩૫૧ આ દેઢિયાઓની કુળદેવી મામલ માતા છે. મામલદેવી રાઠોડ વંશનાં કક્કા કુળની કન્યા હતી અને ચાવડાવંશનાં ડેઢિયાકુળમા પરણી હતી પાછળથી તેણે શક્તિ થઈને દેઢિયાકુળને વરદાન આપ્યુ હતું

૩૫૨. કચ્છમા ગુર્જર ઓશવાલોની જ્ઞાતિમાં તેમજ જોધપુર અને જેસલમેરની વચ્ચે ઓસિયાના પ્રદેશના પરમાર કુટુંબોમાં આ ગોત્ર છે મારવાડી ભાષામા 'ડ' ઉચ્ચાર 'ઢ' થતો હોવાથી ત્યા આ

ગોત્ર ઢેઢિયાને નામે ઓળખાય છે રજપૂતોની જ્ઞાતિ ઉપરાત વૈષ્ણવવૈશ્ય કુટુબોમાં પણ ઢેઢિયા ગોત્ર છે. મૂળ ડેઢિયાનુ અપભ્રશ થઈને જ ઢેઢિયા નામ થયુ છે

## ગાલા ગોત્ર.

૩૫૩ ગાલા ગોત્રના મૂળ પુરુષો યદુવશી શ્રી કૃષ્ણભગવાનના સતાનીય મનાય છે પટ્ટાવલીના ઉલ્લેખ અનુસાર દ્વારકાના નાશ પછી શ્રી કૃષ્ણભગવાનના નવમી પેઢીના વશજ રાયભદ્દે મારવાડ જઈ ભટનેર નામનુ નગર વસાવ્યુ રાયભદ્દના, નરદે, ગજસી, મણુસી, રૂપસગ, અર્જુન, દુર્જનશીલ, જેસલ નામે અનુક્રમે વશજો થયા જેસલે જેસલમેર વસાવ્યુ તથા સરોવર બધાવ્યુ જેસલને વરદે, નરદે, રાઉલ, દેવસેન, હરભમ, લૂણક, કરણ, બહિરાજ, શિવરાજ નામના અનુક્રમે વશજો થયા શિવરાજે કોટડા નામનું નગર વસાવ્યું શિવરાજના વશજો આ પ્રમાણે અનુક્રમે થયા. શ્રીચદ, વિજયચદ, જયચદ, નરચદ, સોમચંદ સોમચદ કોટડામાં રાજ્ય કરતો હતો. તેની પાસે પાચ હજાર સુભટોનુ સૈન્ય હતુ. તે સૈન્યની મદદથી ચોતરફ લૂટફાટ કરતો

૩૫૪ એ અરસામાં જયસિંહસૂરિ પાંચસો શિષ્યના પરિવાર સહિત ઉમરકોટમાં પધાર્યા. ત્યાં તેમના ઉપદેશથી મોણશી શાહે શ્રી અજિતનાથ જિનબિબની સ્થાપના કરી ત્યાંથી વિહાર કરીને આચાર્ય શિષ્યો સહિત જ્યારે જેસલમેર તરફ આવતા હતા, ત્યારે માર્ગમાં સોમચદે તેમને લુટવાનો પ્રયાસ કર્યો પરતુ જયસિંહસૂરિના પ્રભાવથી પ્રતિબોધ પામીને તેણે જૈનધર્મ સ્વીકાર્યો

૩૫૫ કહેવાય છે કે તેણે લૂટવાનો પ્રયાસ કર્યો એટલે જયસિહસૂરિએ વિદ્યાના પ્રભાવથી તેને સ્થભાવી દીધો તેની માતા સરુપદેવી–અપરનામ મિણલદેવીએ ગુરુ પાસે ક્ષમા યાચી ગુરુએ કહ્યુ કે જો તે અહિસામય ધર્મ સ્વીકારી લટફાટ કરવાનાં પ્રત્યાખ્યાન કરે તો મુક્ત કરી શકાય તેમણે તેમ કરવા કબુલ્યુ. પારકરનો ચાંદણ રાણો સાક્ષી બન્યો એટલે સોમચદને મુક્ત કરવામાં આવ્યો. એ પછી આચાર્ય પરિવાર સહિત જેસલમેર વિહાર કરી ગયા।

૩૫૬ સોમચદનુ હૃદય પરિવર્તન થયા પછી કુટુબ સહિત તે ગુરુને વદવા જેસલમેર ગયો તેણે જૈન ધર્મ સ્વીકારતાં ગુરુના ઉપદેશથી તેનાં કુટુબને સ. ૧૨૧૧ માં ઓશવાલ જ્ઞાતિમાં ભેળવી દેવામાં આવ્યુ જયસિહસૂરિના ઉપદેશથી સોમચદે કોટડામા શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ તથા પોતાની ગોત્રદેવી વીસલમાતાનું, એમ બે શિખરબદ્ધ મદિરો બધાવ્યા પાંચ લાખ દ્રવ્ય ખરચ્યું, સવા મણ સુવર્ણની શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા કરાવી તથા તેના ઉપર હીરામાણેક જડિત સુવર્ણછત્ર પણ કરાવ્યુ

૩૫૭ સોમચદનો ગાલા નામનો પુત્ર થયો મુસલમાનોએ કોટડાનો નાશ કરતાં ગાલા સિધમાં ગયો તેના વશજો ગાલાગોત્રથી પ્રસિદ્ધ થયા એ ગોત્રના નામકરણ બાબત બીજી પણ કેટલીક વાતો જાણવા મળે છે, જે નીચે મુજબ છે

૩૫૮ યદુવશમાં ઉષ્ણીક, સ ૬૦૦ માં રિજદેવ, અસપત–ગજપત–નરપત–ભૂપત આદિ વશજો થયા. તેમનુ રાજ્ય હિમાલયના પ્રદેશમાં હતુ નરપતનો વશજ સામારામ સ ૭૦૦ માં થયો જેનાથી સમાવશની સ્થાપના થઈ ભૂપતના વશજ રાવ ભાટીથી ભટ્ટીક સવત ચાલ્યો અને ભટ્ટીવંશની સ્થાપના થઈ. એ વશ આ પ્રમાણે ચાલ્યો મગલરાવ–મંઝમરાવ–કેહર–તનુ–વિજયરાવ (પહેલો)–રાવલ દેવરાજ–મુધ–વત્સરાવ–દુશાજ–રાવલ લાંજ વિજયરાવ (બીજો), સ ૧૧૫૦ માં થયો.

૩૫૯ રાવલ વિજયરાવ લાજની રાજધાની લોદ્રવાનગરમા હતી ને સિદ્ધરાજ સોલકીની પુત્રીને

પરણ્યો હતો તેનાથી તેને ભોજદેવ-રાહડ-દેશલ-આપારાય નામે ચાર પુત્રો તથા લાગા અને લાછુ નામે બે પુત્રીઓ થઈ આપારાયને ગાહિલરાય નામે પુત્ર થયો તેને બળાંદ ગામ મળ્યું. તેણે ગાહીલવાલા ગામ પણ વસાવ્યું આ ગાહીલના પુત્રોનુ ગાલ્હા ગોત્ર થયું. ગાહિલરાયે જૈન ધર્મ સ્વીકાર્યો અને તેમનું કુટુબ ઓશવાળ નાતિમાં દાખલ થયુ. એના વંશજો સં ૧૫૫૦ મા કચ્છમાં આવી વસ્યા.

### કટારીઆ ગોત્ર

૩૬૦ સ. ૧૨૪૪ માં પુજ્વાડા નગરમા સીસોદિયા રજપૂત રાણા ઉદયસિહના રાજ્યત્વકાલમાં ચૌહાણ રાઉત કટારમલ્લની પાસે ઘણુ દ્રવ્ય હતુ. રાજાને લગ્ન પ્રસગે ધનની જરૂર હોવાથી તેની પાસેથી ૭૮૭ સઈ, કાઠા સુધી ભરીને પીગળીઓ સગ સહિત તેટલી સઈ ભરી દેવાને શરતે ઉછીતી લીધી. કટારમલ્લને તે ધન વહોરવાથી વહોરા નામથી બોલાવ્યા, જેથી તેની વહોરા બોડક થઈ. જયસિહસૂરિ પુજવાડામા પધાર્યા અને તેમણે કટારમલ્લને પ્રતિબોધી જૈન કર્યો કટારમલ્લના વશજો ઓશવાળ જ્ઞાતિમાં ભળ્યા અને તેના નામથી કટારીઆ ગોત્રથી ઓળખાયા કટારમલ્લે જયસિહસૂરિના ઉપદેશથી હસ્તીતુડમાં શ્રી મહાવીર પ્રભુનો જિનપ્રાસાદ કરાવ્યો.

૩૬૧ આ ગોત્રનાં નામકરણ સબધમાં અન્ય ઉલ્લેખો પણ પ્રાપ્ત થાય છે ચૌહણ વંશના રજપૂતો જૈનધર્મ સ્વીકારતાં તેમની રત્નપુરા શાખા થઈ. આ શાખામાં ધનપાલના વશમાં ઝાંઝણસિહ નામે પ્રતાપી અને વીર પુરુષ થયો તે સ્વમાન અને ટેક ખાતર પેટમા કટાર મારી મૃત્યુ પામ્યો પણ વિધર્મી શત્રુઓને શરણે ન થયો, એ ઉપરથી તેના વંશજો કટારીઆ ગોત્રથી પ્રસિદ્ધ થયા

### પોલડિયા ગોત્ર

૩૬૨. સ. ૧૨૪૪ માં પરમાર વશનો રાજસેન નામનો ક્ષત્રિય કોટડામાં વસતો હતો તે લુંટફાટ કરીને પોતાની આજીવિકા ચલાવતો હતો. જયસિંહસૂરિ એ વખતે કોટડા પધારેલા તેમના ઉપદેશથી રાજસેને જીવહિંસાનો ત્યાગ કરી જૈન ધર્મ સ્વીકાર્યો સ. ૧૨૪૪ ના ભાદરવા સુદી ૫ ને દિવસે તેમનાં કુટુંબને ઓશવાળ જ્ઞાતિમાં ભેળવી દેવામાં આવ્યું. રાજસેનના વંશજો પોલડિયા ગોત્રથી પ્રસિદ્ધ થયા એ અગેના ઉલ્લેખો ભટ્ટગ્રંથોમાંથી પ્રાપ્ત થાય છે

### નીસર ગોત્ર

૩૬૩ સ. ૧૨૫૬ માં ચિત્તોડમા ચાવડા રાજપુત રાઉત વીરદત્ત રાજ્ય કરતો હતો તેણે જયસિહસૂરિના ઉપદેશથી જૈન ધર્મ સ્વીકારેલો કહેવાય છે કે તેને પુત્ર નહોતો. જયસિહસૂરિના ઉપદેશથી તેણે ચક્રેશ્વરીદેવીનુ આરાધન કર્યું અને તેને પુત્ર પ્રાપ્ત થયો આચાર્યના ઉપદેશથી સ. ૧૨૫૬ માં વીરદત્તના કુટુબને ઓશવાળ જ્ઞાતિમા સમાવી દેવામાં આવ્યું. વીરદત્તના વંશજો નીસર ગોત્રથી પ્રસિદ્ધ થયા એમ અનુશ્રુતિ દ્વારા જાણી શકાય છે.

### છાજેડ ગોત્ર

૩૬૪. મારવાડમા આવેલા કોટડામાં વસતા કેશવ રાઠોડે જયસિહસૂરિના ઉપદેશથી સ. ૧૨૫૯ ના ભાદરવા સુદી ૫ ને દિવસે જૈન ધર્મ અગીકાર કરેલો કેશવ અપુત્ર હોવાથી તેના પિત્રાઈ ભાઈ શ્રીમલ્લના પુત્ર છાજલને દત્તક લીધેલો કહેવાય છે કે શ્રીમલ્લની પત્નીએ પુત્રને ગુપ્ત રીતે છાજમાં ઢાંકીને કેશવ ઠાકોરને આપ્યો હોવાથી પુત્રનુ નામ છાજલ રાખવામા આવ્યું અને તેના નામથી છાજેડ ગોત્ર સ્થપાયું જયસિહસૂરિના ઉપદેશથી એમના કુટુબને ઓશવાળ જ્ઞાતિમા ભેળવવામા આવ્યુ.

૩૬૫ પરમાર વંશમાં પણ છાજડ ગોત્ર છે તે વિષે એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે સાચોરના રાજા જગમાલને છાહજીડ નામે એક પુત્ર થયો તેણે આબૂ મંડલમાં છાહજીડ નામે ગામ વસાવ્યું. છાહજીડના વંશજોનું છાજડ ગોત્ર થયું છાહજીડના વંશમાં નેતસી થયો, જેણે જૈન ધર્મ સ્વીકારતાં ઓશવાળ જ્ઞાતિમાં ભેળવવામાં આવ્યો ઠાકોર નેતસી છાજડે વીરતાનાં અને લોકોપયોગી અનેક કાર્યો કર્યાં હતાં, જેથી તેણે ભાટોના ચોપડાઓમાં અમર પ્રસિદ્ધ મેળવી છે. આ ગોત્રમાં કેટલાક પ્રભાવક જૈનાચાર્યો પણ થયા છે. મારવાડમાં છાજડ ગોત્રના ઓશવાળો ઘણા છે

## રાઠોડ ગોત્ર

૩૬૬ સં. ૧૨૫૭માં નલવરગઢમાં રાઠોડ વંશનો રણજીત નામનો રાજા રાજ્ય કરતો હતો. જયસિંહસૂરિના ઉપદેશથી રાજાએ જૈન ધર્મ સ્વીકારેલો. કહેવાય છે કે તે નિસંતાન હતો, –પરંતુ પાછળથી જયસિંહસૂરિના ઉપદેશથી જૈન ધર્મ સ્વીકારતા તેને પુત્ર પ્રાપ્તિ થઈ. તેણે પોતાનાં રાજ્યમાં અમારિ–પડહની ઘોષણા કરાવેલી જૈન ધર્મ સ્વીકારતાં તેનું કુટુંબ ઓશવાળ જ્ઞાતિમાં ભળીને રાઠોડ ગોત્રથી પ્રસિદ્ધ થયું.

## લોલાડિયા ગોત્ર

૩૬૭ ભાલેજનગર પાસે નાપા ગામમાં વૃદ્ધસજનીય શ્રીમાલી જ્ઞાતિના લૂણિગ નામના શેઠે સં. ૧૨૨૦ મા જયસિંહસૂરિના ઉપદેશથી જૈન ધર્મ અંગીકાર કર્યો તેમણે નાણાવાલ ગચ્છના રામદેવસૂરિને આચાર્ય પદવી આપવામાં જયસિંહસૂરિના ઉપદેશથી એક લાખ દ્રવ્ય ખરચ્યું તથા ચક્રેશ્વરીદેવીની તેમજ જીરાવલા પાર્શ્વનાથની, જીવંતસ્વામીની પ્રતિમાઓ ભરાવેલી. લૂણિગના વંશજો લોલાડા ગામમા વસવાથી લોલાડિયા ગોત્રથી પ્રસિદ્ધ થયા.

## મહુડિયા ગોત્ર

૩૬૮ આ ગોત્રનાં વંશજો કાશ્યપગોત્રીય શિવદાસ સંતતીય છે. શિવદાસ ત્રણ કરોડ દ્રવ્યનો આસામી હતો અને ભિન્નમાલમા વસતો હતો સં ૧૧૧૧ મા ભિન્નમાલનો નાશ થતા તેના વંશજ સમરથ શેઠ ત્યાંથી નાશી રત્નપુરમાં જઈ વસ્યા અને ત્યાના ઠાકોર વીરમદેવના ભંડારી થયા સં. ૧૨૨૩માં તેના વંશમા થયેલા ભંડારી ગોદા મહેશ્વરી ધર્મ પાળતા હતા. જયસિંહસુરિએ એમને પ્રતિબોધ આપી જૈન ધર્માનુયાયી બનાવ્યા ભંડારી ગોદાએ જયસિંહસૂરિના ઉપદેશથી શત્રુંજય અને ગિરનારનો સંઘ કાઢ્યો તથા ઘણાં નગરોમા લહાણી કરી સવાલાખ દ્રવ્ય ખરચ્યું. તેના વંશજો મહુડીમાં વસ્યા તેથી મહુડિયા નામથી પ્રસિદ્ધ થયા ત્યા નોડા શેઠે જિનમંદિર બંધાવેલું કાશ્યપ ગોત્રના આભાણી શાખાના આભુ શેઠે પણ સં. ૧૨૫૫ મા શ્રી મહાવીર પ્રભુનો પ્રાસાદ બંધાવ્યો તથા શત્રુંજયનો મોટો સંઘ કાઢી સંઘવી પદ લીધું.

૩૬૯ મહુડિયા ગોત્રના ડભોઈ નિવાસી શેઠ વર્ધમાનથી સં ૧૨૮૫ માં ગાંધી ઓડક થઈ.

## સહસ્રગણા ગાંધી

૩૭૦. આપણે જોઈ ગયા કે આર્યરક્ષિતસૂરિએ રત્નપુરના હમીરજીને પ્રતિબોધ આપી જૈન ધર્મી કર્યો, તેના પુત્ર સખતસંઘથી એમના ગોત્રનું નામ સહસ્રગણા ગાંધી પડ્યું. ડૉ ભાંડારકરના હસ્તપ્રત વિષયક ચતુર્થ અહેવાલ, પૃ ૩૨૩ મા આ પ્રમાણે ઉલ્લેખ છે· **वि. १२५९ भिन्नमाल पार्श्वे रत्नपुरवासी सहस्रगणागांधी अद्‌बुद प्रतिमा शत्रुंजये अंचलगच्छे जयसिंहसूरिणा प्रस्था-**

**पिता** ॥ શક્ય છે કે સખતસંઘે શત્રુંજયગિરિ ઉપર સં ૧૨૮૯ મા જયસિંહસૂરિના ઉપદેશથી અદ્ભુદ્જીની વિશાળ પ્રતિમા પ્રસ્થાપિત કરાવી હોય અદ્ભુદ્જીનાં જિનાલયના શિલાલેખ માટે જુઓ અ. ગ. લેખસંગ્રહ લેખાંક ૪૪૭ એ લેખમાં માત્ર આચાર્યનું અને ગચ્છનું નામ જ ખંડિત કરવામાં આવ્યું છે. બાકી લેખ સુવાચ્ય છે. પરંતુ આચાર્યનાં નામ પછી **मुपदेशात्** શબ્દ સ્પષ્ટરીતે વાંચી શકાય છે. અંચલગચ્છના આચાર્યો પ્રતિષ્ટા કરતા નહીં. પરંતુ એમના ઉપદેશથી પ્રતિષ્ઠા થતી આ ઉપરથી માની શકાય છે કે એ જિનાલયનો જીર્ણોદ્ધાર પણ અંચલગચ્છીય આચાર્યના ઉપદેશથી સં. ૧૬૮૬ માં થયો હોય ઉક્ત ઉલ્લેખમાં શ્રાવકનું નામ નથી પણ માત્ર 'સહસ્ત્રગણાગાંધી'નો જ નિર્દેશ છે જયસિંહસૂરિએ પ્રતિબોધ આપીને જૈન બનાવેલાં અનેક ક્ષત્રિય કુટુંબો એ ઓડકથી ઓશવાળ નાતિમાં ઓળખાય છે સં. ૧૨૨૧ માં ચૌધરી બિહારીદાસને આચાર્યે પ્રતિબોધ આપી જૈન ધર્મી કર્યો હતો. બિહારીદાસ ટીંડુ નાતિનો હતો. તેના વંશજો પણ સહસ્ત્રગણા ગાંધી ગોત્રથી ઓળખાય છે.

## કણોની ગામમાં જિનાલયની પ્રતિષ્ઠા

૨૭૧. પટ્ટાવલીમાં એવો ઉલ્લેખ પણ છે કે કણોની નામનાં ગામમાં જસરાજ શેઠે જયસિંહસૂરિના ઉપદેશથી એક વિશાળ જિનાલય બંધાવ્યું અને તેમા ચોવિસ તીર્થંકરોની પ્રતિમાઓ સં. ૧૨૧૭ માં પ્રતિષ્ઠિત કરી. કણોની ગામ વિષે હાલ જાણી શકાતું નથી તેમજ તે વિદ્યમાન હશે કે કેમ એ પણ સ્પષ્ટતાથી કહી શકાતું નથી.

## યાત્રાઓ અને ધર્મ કાર્યો

૨૭૨. પરમાર્હત કુમારપાલે ઉદ્ધારેલા તારંગાતીર્થની, રાજાના આગ્રહથી, સૌ પ્રથમ યાત્રા જયસિંહસૂરિએ કરી. એ પછી તેઓ વઢવાણ પધાર્યા તેમનો ઉપદેશ સાંભળીને દેહલ નામના શેઠે ઘણું દ્રવ્ય ખરચીને શત્રુંજય તીર્થની સંઘસહિત યાત્રા કરી. આ સંઘમાં જયસિંહસૂરિ પણ સામેલ હતા.

૨૭૩ શત્રુંજયની યાત્રા કરી તેઓ વિહરતા ખંભાત પધાર્યા. તેમના ઉપદેશથી સાંગણ શેઠે જ્ઞાન પંચમીનું ઉજમણું કરી ત્રણ લાખ દ્રમ્મ ખરચી જૈનાગમો લખાવ્યા શેઠના આગ્રહથી જયસિંહસૂરિ ખંભાતમાં ચતુર્માસ રહ્યા.

૨૭૪ એ પછી તેઓએ પ્રભાસપાટણ તથા ગિરનારજીની યાત્રા કરી ત્યાં વસતા મંત્રી આંબાકે જયસિંહસૂરિના ઉપદેશથી શ્રી ચંદ્રપ્રભ જિનેશ્વરના પ્રાસાદનો જીર્ણોદ્ધાર કર્યો. એ કાર્યમાં વિધર્મીઓએ વિઘ્નો નાખ્યા, પણ આચાર્યના પ્રભાવથી તેનું નિવારણ થયું.

## કચ્છનો વિહાર

૨૭૫ સં. ૧૨૨૧ ની આસપાસ તેમણે કચ્છમાં વિહાર કર્યો આ પ્રદેશનો વિહાર કરનાર અંચલગચ્છના સૌ પ્રથમ આચાર્ય જયસિંહસૂરિ જ હતા. કેટલાંક વર્ષો સુધી તેઓ કચ્છમાં વિહર્યા અને અનેકને ધર્મબોધ પમાડ્યો ગ્રામાનુગ્રામ વિહરતા તેઓએ વાગડ પ્રદેશમાં પણ પદાર્પણ કરેલું. ત્યાંથી તેઓ વઢિયાર પ્રદેશમાં ગયા

## ગ્રંથરચના

૨૭૬. પટ્ટાવલી અનુસાર જયસિંહસૂરિએ અનેક ગ્રંથો રચ્યા છે, જેના નામ આ પ્રમાણે છે: કર્મગ્રંથની બૃહદટીકા, કમ્મપયડીની ટીકા, કર્મગ્રંથ વિચાર ટિપ્પણ, કર્મવિપાકસૂત્ર, ઠાણાંગટીકા, જૈન-

તર્કવાર્તિક, ન્યાયમંજરી ટિપ્પણ ઇત્યાદિ. આ ગ્રંથો હાલ ઉપલબ્ધ રહ્યા નથી તેમજ બૃહદ્દિપ્પનિકા નામની પ્રાચીન જૈન ગ્રંથસૂચિમાં પણ જયસિંહસૂરિના ગ્રંથોનો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા. ૨, પૃ ૫૧૯ માં જણાવે છે કે જયસિંહસૂરિએ 'યુગાદિ દેવ ચરિત્ર' રચ્યું જેને આસપની પુત્રી લક્ષ્મી તથા પુત્ર આંબડે ભક્તિથી લખાવ્યું હતું

**સ્વર્ગ ગમન.**

૩૭૭. મારવાડ, મેવાડ, માલવા, ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, સિંધ આદિ પશ્ચિમ ભારતનાં નગરો અને ગામોમાં અપ્રતિહત વિચરીને જયસિંહસૂરિએ અનેક ધર્મકાર્યો કર્યાં, જે વિષે આપણે દૃષ્ટિપાત કરી ગયા એ પરથી એમનો લોકોત્તર પ્રભાવ કેવો પ્રકૃષ્ટ હતો તે જાણી શકાય છે આર્યરક્ષિતસૂરિએ પ્રરૂપેલી સમાચારીને ચોગમ પ્રસારિત કરી દેવાનું શ્રેય જયસિંહસૂરિને ફાળે જ જાય છે. અસંખ્ય લોકોને ઉપદેશ આપીને જયસિંહસૂરિએ તેમને જૈનધર્માનુયાયી બનાવ્યા એમની એ સેવાને જૈનશાસન કદિયે નહી ભૂલી શકે. શિથિલાચારને દૂર કરીને સુવિહિત માર્ગની પ્રતિષ્ઠા કરવાનાં કાર્યમાં પણ જયસિંહસૂરિનો હિસ્સો અવિસ્મરણીય રહેશે અંચલગચ્છનાં ખોળિયા માટે તો તેઓને કરોડરજ્જુની જ ઉપમા આપી શકાય. એમના તેજસ્વી પ્રભાવને પરિણામે જ અંચલગચ્છ સબળ સંગઠ્ઠન તરીકે ઊભો રહી શક્યો અને આજે શતાબ્દીઓના વાયરા વાઈ ગયા હોવા છતાં અસ્તિત્ત્વ ધરાવી રહ્યો છે અંચલગચ્છના આ જ્યોતિર્ધર આચાર્ય સં. ૧૨૫૮ માં એંસી વર્ષની ઉમરે દિવંગત થયા.

૩૭૮. મહેન્દ્રસિંહસૂરિ શતપદીમાં, મેરુતુંગસૂરિ લઘુશતપદીમાં, ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં, મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં, કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ'માં, એમનો મૃત્યુ-સંવત્ ૧૨૫૮ નોંધે છે. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં મૃત્યુ-સંવત્ ૧૨૫૯ છે એ પટ્ટાવલીમાં એવો ઉલ્લેખ પણ છે કે ગિરનારજીની યાત્રા કરીને સં. ૧૨૫૮ મા તેઓ પ્રભાસપાટણમાં પધાર્યા. પોતાનું સ્વલ્પાયુ જાણી ધર્મઘોષસૂરિને તેમણે તેડાવ્યા અને ગચ્છનો ભાર તેમને સોંપીને સં ૧૨૫૯ માં દેવલોકે ગયા. તે વખતે ત્યાંના સંઘે મળીને અઠ્ઠાઈ મહોત્સવ ઉજવ્યો તથા ત્રિવેણીના સંગમ પાસે એક સ્તૂપ પર તેમની ચરણ-પાદુકાઓ સ્થાપી

૩૭૯. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં જયસિંહસૂરિનો મૃત્યુ-સંવત્ નોંધતાં જણાવે છે—

> તત્થેવ ગચ્છનાહો જયસિંધ મુણિંદ વિહરિઉ ભરહે,
> ઇગસીઈ વરિસ આઉ અડવન્ને પરભવ પત્તો ૨૬

આ પ્રાકૃત ગુર્વાવલીની માહિતીઓ ખૂબ જ વિશ્વસનીય ગણાય છે. આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જયસિંહસૂરિ સં ૧૨૫૮માં દિવંગત થયા

૩૮૦ કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ'માં જયસિંહસૂરિ સં. ૧૨૫૮ માં એંશીમાં સ્વર્ગવાસી થયા હોવાનું જણાવે છે, જુઓ —

> ઇણિ પરિ ભવિયણ જણ સયલ પડિબોહિય જિય લોઈ,
> બિઉણપિ બાર અઠાવનઈ પહુતઉ પર લોઈ ૫૫

૩૮૧ કવિવર કાન્હની આ કૃતિ ઘણી જ પ્રાચીન છે, એટલું જ નહી, ખૂબ જ વિશ્વસનીય પણ છે અન્ય પ્રાચીન પ્રમાણોમાં સ્થળ નિર્દેશ નથી, માત્ર મૃત્યુ સંવત્ ૧૨૫૮ નો જ ઉલ્લેખ છે. સં. ૧૨૫૯ના ભાદરવા સુદી ૫ ને દિવસે મારવાડના કોટડા ગામના રાઠોડ કેશવને પ્રતિબોધીને જયસિંહસૂરિએ તેમને જૈન બનાવ્યા તે વિષે આપણે જોઈ ગયા છાજેડ ગોત્ર અંગેનો એ ઉલ્લેખ પણ પટ્ટાવલીમાંથી

પ્રાપ્ત થાય છે. ગોત્ર સબંધક આવા ઉલ્લેખોથી પ. ડી હ. લાલન 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ' ભા ૧, પૃ ૩૩ તથા ભા. ૨, પૃ ૧૪૯ માં જયસિંહસૂરિનો મૃત્યુ સવત ૧૨૫૯ નોંધે છે. અલબત્ત, ભીમશી માણેક, મોહનલાલ દ દેસાઈ તથા ડૉ જ્હોન્નેસ ક્લાટ જયસિંહસૂરિનો મૃત્યુ-સવત ૧૨૫૮ સ્વીકારે છે

આ ઉપરથી કવિવર કાન્ડ નિર્દેશિત સવત તથા સ્થળ સત્ય હોય એ સંભવિત છે.*

૩૮૨ ગુજરાતી કાર્તિકાદિ અને મારવાડી ચૈત્રાદિ સવતનુ અતર પણ ઉક્ત ફેરફાર માટે કારણભૂત હોઈ શકે મારવાડમા સ. ૧૨૫૯ના ભાદરવા સુદી ૫ ને દિવસે ગુજરાતવર્તી સવત અનુસાર સ. ૧૨૫૮ના ભાદરવા સુદી ૫ જ આવે આમ પટ્ટાવલીમાં સ. ૧૨૫૯ હોવા છતાં પણ ગુજરાત પ્રચલિત સ ૧૨૫૮નોજ નિર્દેશ કરવામા આવ્યો હોય એ કલ્પના સગત પ્રતીત થાય છે. પટ્ટાવલીમાં ગુજરાતી કાર્તિકાદિ, મારવાડી ચૈત્રાદિ અને કચ્છી આષાઢાદિ સવતો વચ્ચેનો ગુચવાડો ઘણી જગ્યાએ જોવા મળે છે.

---

* પ્રો પિટર્સન, પોતાના સસ્કૃત હસ્તપ્રત વિષયક સને ૧૮૮૬-૯૨ના અહેવાલમાં જયસિંહસૂરિનુ મૃત્યુ સ. ૧૨૫૮ માં થયું હોવાનુ શતપદીને આધારે સ્વીકારે છે. પ્રો. પિટર્સનની નોંધ આ પ્રમાણે છે ·

Jayasinha—

Mentioned as the pupil of Aryarakshita and guru of Dharmaghoshi in the Anchalagachcha 1, App P. 12; 3, App. P. 219. In Merutunga's Satapadisaroddhara( No 1340 of this Report's Collection ) the following dates are given for this Jayasinha. Born at Soparaka of Bahada and Nadhi in Samvat 1179, diksha at the age of eleven. suripada Samvat 1202 died Samvat 1258 at the age of eighty. Compare Bhandarkar's Report, 1883-4, P. 130 where it is noted that our Jayasinhasuri was a contemporary of Siddharaja.

ડૉ ક્લાટની નોધ પણ અહીં ઉલ્લેખનીય છે—

Jayasinhasuri, son of Koti-dravyadhani Dahada-setha and Nedhi, born Samvat 1179 Kunkana-dese Sopara-pura-patane, diksha 1193, (Mer. and Sat, 1197), suri 1202, acharya 1236, + 1258, 79 years old Bhand. 1883-4, P. 323, gives, in reference to him, the date Samvat 1249, and V. 2 of the Prasasti at the end of the Upadesa-chintamani ( ib P. 442) reads:

Maulim dhunoti sma vilokya yasya nihsangatam vismita-chittavrittih, Sri Siddharajah (Samvat 1150-99 ) Sva-Samajamadhye so bhuttata Sri Jayasinha-Surihi.

## ૩. શ્રી ધર્મઘોષસૂરિ

૩૮૩ જૈન ઇતિહાસમાં ધર્મઘોષસૂરિ નામના અનેક આચાર્યો નોંધાયા છે ભગવાન મહાવીરસ્વામીએ ચંપાનગરીના મંત્રીને દીક્ષા આપી તેમનુ નામ ધર્મઘોષ રાખેલુ ભગવાન સુપાર્શ્વનાથ સંતાનીય ધર્મરુચિ અને ધર્મઘોષ નામના મુનિઓ મથુરાના ઉદ્યાનમાં ચાતુર્માસ રહેલા. જંબૂસ્વામીના સમયમા કૌશામ્બી અને ઉજ્જૈનની વચ્ચે વત્સકાનદીને કાઠે પહાડની ગુફામાં અનશન કરીને ધર્મઘોષ મુનિ સ્વર્ગે સંચરેલા એ સ્થાને અવન્તીષેણે મોટો સ્તૂપ બનાવેલો, જે સાંચી સ્તૂપ તરીકે પ્રસિદ્ધ છે સં. ૪૫૦–૪૯૫ માં ધર્મઘોષસૂરિ નામના યુગપ્રધાન આચાર્ય થયા, જેમને સુપ્રસિદ્ધ આચાર્ય સિદ્ધસેન દિવાકરજી પણ પૂજ્ય માનતા હતા મંત્રીશ્વર વિમલે આબૂ ઉપર વિમલવસહીમાં પ્રતિષ્ઠા કરાવી ત્યારે ધર્મઘોષસૂરિ વગેરે ચારે ગચ્છના આચાર્યો ઉપસ્થિત હતા, જેમને નાગોરનો રાજા આહ્લણ, શાકંભરીના રાજાઓ અજયરાજ, અર્ણોરાજ કે જેણે પોતાની કન્યા જલ્હણાદેવી કે ચંદ્રલેખા ગૂર્જરેશ્વર કુમારપાલને પરણાવી હતી, અને વિગ્રહરાજ વગેરે ગુરુ તરીકે માનતા હતા તેમણે અર્ણોરાજની સભામાં દિગમ્બરવાદી ગુણચંદ્રને હરાવ્યો હતો તેમજ બીજા વાદોમાં પણ વિજય મેળવ્યો હતો ધર્મઘોષસૂરિએ ઘણા શિષ્યોને આચાર્યપદ આપ્યુ હતુ અને તેમના નામથી રાજગચ્છમાં ધર્મઘોષ શાખા નીકળી જે પાછળથી ધર્મઘોષગચ્છ તરીકે પ્રસિદ્ધ થયેલ છે. કોટીકગણની વજ્રશાખાના ચંદ્રગચ્છના ચંદ્રપ્રભસૂરિના શિષ્ય તથા સમુદ્રઘોષસૂરિના ગુરુ ધર્મઘોષસૂરિ પણ પ્રભાવક આચાર્ય થઈ ગયા તેમણે વીશ શિષ્યોને સૂરિપદ આપ્યુ હતુ. તેમણે શબ્દસિદ્ધ વ્યાકરણ રચ્યુ છે આ આચાર્યની ગુજરાતના રાજા સિદ્ધરાજે ઘણી જ પ્રશંસા કરી હતી. તેમના ગુરુ ચંદ્રપ્રભસૂરિએ સં. ૧૧૪૯ માં પુનમિયા ગચ્છની સ્થાપના કરી તપાગચ્છમાં થયેલા તથા કર્મગ્રંથના કર્તા દેવેન્દ્રસૂરિના શિષ્ય તથા સોમપ્રભસૂરિના ગુરુ પણ ધર્મઘોષસૂરિ હતા, જેમણે સંઘાચાર તથા કાલસિત્તેરી નામના ગ્રંથો રચ્યા છે નાગેન્દ્રગચ્છમા પણ ધર્મઘોષસૂરિ થઈ ગયા, જેઓ હેમપ્રભસૂરિના શિષ્ય અને સોમપ્રભસૂરિના ગુરુ હતા ઋષિમંડલ સ્તોત્રના કર્તા પણ ધર્મઘોષસૂરિ નામના આચાર્ય હતા એ સ્તોત્ર પર શુભવર્ધન ગણિએ અઢાર હજાર શ્લોક પરિમાણની ટીકા કરી છે. 'દુસ્સમકાલસમણસંઘથય 'ની અવચૂરિના કર્તા પણ ધર્મઘોષસૂરિ નામના આચાર્ય હતા. ધર્મઘોષસૂરિએ ગિરનારતીર્થને દિગંબરોની કનડગતમાંથી યુક્તિપૂર્વક બચાવી લીધેલુ વિદ્યાધરગચ્છની જાલીહર શાખાના ધર્મઘોષસૂરિ સં. ૧૦૮૮ મા થઈ ગયા આ ઉપરાત પિપ્પલગચ્છ, તથા વડગચ્છમા પણ આ નામના આચાર્યો થઈ ગયા છે, જેમણે પોતાની સાહિત્ય કૃતિઓ દ્વારા જૈન ઈતિહાસમા પોતાનુ નામ યાદગાર બનાવ્યું છે. આ રીતે એક નામના અનેક આચાર્યો થઈ ગયા હોઈને ઘણીવાર ગુંચવાડાઓ પણ ઉભા થયા છે, કેમકે આ નામના ઘણા આચાર્યો સમકાલીન પણ થઈ ગયા છે એક ગચ્છમાં પ્રણ આ નામના ઘણા આચાર્યો થઈ ગયા છે, ઉદાહરણાર્થે જયસિંહસૂરિના શિષ્ય ઉપરાંત શાલિભદ્રના શિષ્ય ધર્મઘોષ પણ અંચલગચ્છમાં થઈ ગયા, જેમણે 'અતિમુક્ત ચરિત્ર ' સંસ્કૃતમાં રચ્યુ હતુ

## અંચલગચ્છીય ધર્મઘોષસૂરિનું પૂર્વ જીવન

૩૮૪. મારવાડમા આવેલા મહાવપુર નામનાં ગામમા શ્રીચંદ નામે શ્રેષ્ઠી વસતો હતો. તેને રાજલદે નામે પત્ની હતી, તેણે સં ૧૨૦૮ માં ધનકુમારને જન્મ આપ્યો પટ્ટાવલીમાં તેમને પોરવાડ જ્ઞાતિના દર્શાવ્યા છે, પરંતુ તેઓ શ્રીમાલી જ્ઞાતિના હતા ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા એમની જ્ઞાતિ વિષે સ્પષ્ટ નિર્દેશ કરે છે “ માહવપુરમ્મિ પત્તા તત્થય સિરિવંશ મઉડ મણી ” ભાવસાગરસૂરિ શ્રીચંદ શ્રેષ્ઠીને શ્રીમાલી જ્ઞાતિના મુકુટમણિ તરીકે ઓળખાવે છે ‘ શતપદી ’ તેમજ ‘ લઘુશતપદી ’ના , ઉલ્લેખો ઉપરથી પણ કહી શકાય છે કે તેઓ પોરવાડ જ્ઞાતિના નહી પરંતુ શ્રીમાલી જ્ઞાતિના હતા

૩૮૫ સં. ૧૨૧૬ માં જયસિંહસૂરિ વિહરતા મહાવપુરમા પધાર્યા. તેમનો ઉપદેશ સાંભળીને ધનકુમારને વૈરાગ્ય ઉત્પન્ન થયો પોતાનાં માતાપિતાની અનુજ્ઞા મેળવીને ધનકુમારે સં. ૧૨૧૬માં પ્રવ્રજ્યા અંગીકાર કરી પ્રાચીન ગ્રંથોમાં દીક્ષા સંવત ૧૨૧૬ દર્શાવાયેલ છે; કિન્તુ પટ્ટાવલીમાં સં. ૧૨૨૬ નો ઉલ્લેખ છે, જે સ્વીકાર્ય નથી બીજુ, પ્રાચીન ગ્રંથોમાં દીક્ષા સ્થળનો ક્યાંયે નિર્દેશ નથી. કવિવર કાન્હ ‘ ગચ્છનાયક ગુરુરાસ ’માં દીક્ષા સ્થળ તરીકે હરિવર ગામનું સૂચન કરે છે, જુઓ

> સંવત બાર અઠોતર એ જમ્મુ હુઉ તિણિ ઠામિ,
> દિક્ખ લઇઅ સોલોતરએ, ભાવે હરિવર ગામિ ૫૮

## દીક્ષા પછી

૩૮૬ વ્રતગ્રહણ કર્યા પછી ધર્મઘોષ મુનિએ શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો, અને ટુંક સમયમાં જ તેઓ પોતાની કુશાગ્ર બુદ્ધિના પ્રતાપે શાસ્ત્રોના પારગામી થયા પટ્ટાવલીના આધારે તેમને સં. ૧૨૩૦ માં ઉપાધ્યાયપદ આપવામાં આવ્યું. એ પછી તેમને યોગ્ય જાણીને જયસિંહસૂરિએ સં. ૧૨૩૪ મા આચાર્યપદે અભિષિક્ત કર્યા. પટ્ટાવલીમાં સાભરનગરીમાં પદમહોત્સવ થયો અને તેમાં સાભરના રાજા પ્રથમરાજ કે સામંતસિંહે એક હજાર સોના મહોરો ખરચી હોવાના ઉલ્લેખો છે પરંતુ અન્ય ઉલ્લેખો પ્રમાણે ભટ્ટોહરિ ગામમા તેઓ આચાર્યપદસ્થ થયા. કવિવર કાન્હ ‘ ગચ્છનાયક ગુરુરાસ ’માં જણાવે છે ·

> ચઉતીસઈ ગુરુ સૂરિપયે ભટ્ટોહરિ પુરિ સારિ,
> સંતિ જિણેસર વર ભુયણિ જાતઉ ગચ્છહ ભારિ. ૫૯

૩૮૭ ભાવસાગરસૂરિ ‘ ગુર્વાવલી ’મા આ પ્રમાણે જણાવે છે ·

> તપ્પય કમલાહારો સૂરીસર ધમ્મઘોસ ગણહારો,
> ભટ્ટોહરિ નયરમ્મિય પય ઉચ્છવ કઓય સંઘેણ ૨૭

૩૮૮. મુનિ લાખા રચિત ‘ગુરુપટ્ટાવલી’મા પણ આ પ્રમાણે ઉલ્લેખ છેઃ **संवत् १२३४ भट्टोहरग्रामे आचार्यपद** । ઉપર્યુક્ત વર્ણનો ઉપરથી વિશેષમાં જાણી શકાય છે કે ભટ્ટોહરિ ગામમાં સુંદર જિનાલયો હતાં આ ઉપરથી એમ પણ અનુમાન કરી શકાય છે કે એ ગામ તે સમયમાં સમૃદ્ધ હશે. ભટ્ટોહરિ ગામ હાલનું શું હશે તે પણ ચોક્કસાઈથી કહી શકાતું નથી ભટુઆર, ભરેવા, ભટનેર, ભટેવરમાથી કોઈ એક હોઈ શકે. પ્રાચીન ગ્રંથોને આધારે પ્રમાણિત થાય છે કે ધર્મઘોષસૂરિ ભટ્ટોહરિ નગરમા જ આચાર્યપદસ્થ થયા હતા ધર્મઘોષસૂરિની દીક્ષાનું સ્થળ હરિવર ગામ પણ અજ્ઞાત છે, આ ગામ હાલનુ શુ છે તે વિશે પણ વિદ્વાનોએ પ્રકાશ પાડવો ઘટે છે હાલ તો આ બન્ને સ્થાનો માત્ર અનુમાનના વિષયો બની ગયાં છે।

## પ્રકાંડ વિદ્વાન

૩૮૯. અચલગચ્છના પ્રકાંડ વિદ્વાનોમાં ધર્મઘોષસૂરિનું સ્થાન પ્રથમ હરોળનું છે પ્રાચીન ગ્રંથોને આધારે કહી શકાય છે કે આચાર્ય ધર્મઘોષસૂરિએ અનેક ગ્રંથો રચ્યા છે, પરંતુ દુઃખનો વિષય એ છે કે એમણે રચેલો એક પણ ગ્રંથ આજે ઉપલબ્ધ રહી શક્યો નથી સં. ૧૨૬૩માં તેમણે પ્રાકૃત ભાષામાં શતપદી નામનો ગ્રંથ રચ્યો પરંતુ તે ક્લિષ્ટ હોવાથી સં ૧૨૯૪ માં તેમના શિષ્ય અને પટ્ટધર મહેન્દ્રસિંહસૂરિએ ધર્મઘોષસૂરિની શતપદીમાં કેટલાક પ્રશ્નો ઉમેરી, ઉદ્ધરી, ક્રમરચનામાં ક્વચિત્ ફેરફાર કરી તે શતપદી–પ્રશ્નોત્તર પદ્ધતિનો સમુદ્ધાર કર્યો મહેન્દ્રસિંહસૂરિકૃત શતપદીની સં ૧૩૦૦માં લખાયેલી એક તાડપત્રીય પ્રત પાટણના ભંડારમાં સુરક્ષિત છે એ પછી લખાયેલી અન્ય પ્રતો પણ અનેક ભંડારોમાં ઉપલબ્ધ છે એ કૃતિનું ભાષાંતર પ્રો. રવજી દેવરાજે સં ૧૯૫૧ માં પ્રકટ કર્યું છે

૩૯૦. શતપદીમાં અચલગચ્છની માન્યતાઓ રજૂ કરવામાં આવી છે, એટલું જ નહીં તે માન્યતાઓનું સમર્થન આગમોને આધારે કરીને તેની તાત્ત્વિક સમીક્ષા પણ તેમાં કરવામાં આવી છે આ ઉપલબ્ધ ગ્રંથ દ્વારા ધર્મઘોષસૂરિએ રચેલા મૂળગ્રંથનો આપણને ખ્યાલ આવી શકે એમ છે, જે દ્વારા તેમની પ્રકૃષ્ઠ વિદ્વત્તાનો તેમજ વિદ્યાવ્યાસંગ અને બહુશ્રુતત્વનો પરિચય પણ આપણને મળી રહે છે.

૩૯૧. શતપદીના મંગળાચરણ પરથી જાણી શકાય છે કે કોઈ એક આચાર્યે મનમાં ગર્વ ધારણ કરીને સો પૂર્વપક્ષ ઊભા કર્યા, જેના ધર્મઘોષસૂરિએ બહુધા સિદ્ધાંતોના પુરાવા આપીને, ક્યાંક ઘટતી યુક્તિઓ તથા સિદ્ધાંતાનુસારી ગ્રંથોનો આધાર લઈ, પ્રત્યુત્તરો વાળ્યા એ બધાનો સમાવેશ કરી, શતપદીમાં ૧૧૭ વિચારો મંતવ્ય સહિત ચર્ચવામાં આવ્યા છે, તથા તેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

૩૯૨. ધર્મઘોષસૂરિએ અચલગચ્છનું મંતવ્ય રજૂ કરતાં, અંગ, ઉપાંગ, છેદસૂત્ર મૂલસૂત્ર, નિર્યુક્તિ, પયન્ના, ભાષ્ય ઈત્યાદિનો જે આધાર લીધો છે અને તાત્ત્વિક સમીક્ષા કરી છે, તે ઉપરની તેમનું વાંચન, મનન અને ચિંતન કેવું અગાધ અને તલસ્પર્શી હતું તેની પ્રતીતિ આપણને થયા વિના રહેતી નથી. ખરેખર, એમની એ વિષયક શક્તિઓ આપણને આશ્ચર્યચકિત કરી દે છે! જો મૂળ ગ્રંથ ઉપલબ્ધ બની શક્યો હોત તો એમને વિષે વધુ આદરભાવ જાગૃત થાત એ નિઃશંક છે.

૩૯૩ કવિચક્રવર્તિ જયશેખરસૂરિ 'ઉપદેશચિન્તામણિ'ની પ્રશસ્તિમાં ધર્મઘોષસૂરિના ઉદાત્ત ગુણોની પ્રશંસા કરતા વર્ણવે છે—

**तत्पट्टपंकेरुहराजहंसः । सदा सदाचारकृत प्रशंसः ॥**
**गुरुर्निरस्तान्यमत प्रघोषः । श्री धर्मघोषः स्वगणं पुपोष ॥ ३ ॥**

૩૯૪ 'જયસિંહસૂરિના પાટરૂપી કમલ માટે રાજહંસ સમાન, નિરંતર ઉત્તમ આચારથી પ્રશંસા પામેલા, તેમજ અન્ય મતના ઘોષને નાશ કરનારા શ્રી ધર્મઘોષ ગુરુએ પોતાના ગણનું પોષણ કર્યું.'

૩૯૫ મેરુતુંગસૂરિ 'લઘુશતપદી'ની પ્રશસ્તિમાં નોંધે છે કે ધર્મઘોષસૂરિનું 'વાદી સિંહ શાર્દૂલ' એવું બિરુદ બોલાતું હતું. કવિવર કાન્હ એમના જ્ઞાનને બિરદાવતા 'ગચ્છનાયક ગુરુરાસ'માં વર્ણવે છેઃ 'સુય સાયર બિરદાવલીય, વાદીય ગજઘટ્ટ સીહ.' ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં એવું જણાવે છે કે ધર્મઘોષસૂરિએ એક સો ગ્રંથોની રચના કરી અને મહાકવિનું બિરુદ ધારણ કર્યું. જુઓ–'સય પઈયાઈ ગ્રંથાણુ રઈયિ મહાકવિય વિરદ વહો'

૩૯૬ આ બધા પ્રાચીન ગ્રંથોના ઉલ્લેખો ઉપરથી જાણી શકાય છે કે ધર્મઘોષસૂરિ પ્રકાન્ડ વિદ્વાન હતા અંચલગચ્છપ્રવર્તક આર્યરક્ષિતસૂરિએ આ ગચ્છનો સૂત્રપાત કર્યો; જયસિંહસૂરિએ લાખો ક્ષત્રિયોને જૈનધર્માનુયાયી બનાવીને ગચ્છનું સંગઠન દૃઢ કર્યું, પરંતુ આ ગચ્છની માન્યતાઓ અને સમા-

ચારીને શબ્દદેહ આપીને તેને સમાજ સમક્ષ સૌ પ્રથમ રજૂ કરવાનું માન તો ધર્મઘોષસૂરિ જ ખાટી જાય છે અંચલગચ્છનું ખંડન લગભગ પ્રત્યેક ગચ્છે કર્યું છે. ખંડનપટુ ઉપાધ્યાય ધર્મસાગરજીએ તો અયોગ્ય રીતે આ ગચ્છને ઉતારી પાડવા અનેક જૂઠાણાંઓ પણ ફેલાવ્યા છે પરંતુ અંચલગચ્છના કોઈય આચાર્યે એવી રીતરસમ અજમાવી નથી, કે કોઈ ગચ્છનું ખંડન સુદ્ધાં કર્યું નથી; કેમકે એમને વિશ્વાસ હતો કે અંચલગચ્છનું હાર્દ રજૂ કરનાર 'શતપદી'ના કોઈય વિચારને તાત્ત્વિક દૃષ્ટિએ કોઈ પણ ગચ્છ આધાર-રહિત કે અવિશ્વસનીય ઠરાવી શક્યો નથી આ ગ્રંથનું નિર્માણ એવી ઉચ્ચ ભૂમિકાને આધારે થયું હોઈને, તેની બરોબરી કરી શકે એવો એ શૈલીનો કોઈય ગ્રંથ આજે ઉપલબ્ધ નથી. આવી અસાધારણ પ્રતિભા દર્શાવવાનું શ્રેય ધર્મઘોષસૂરિને ફાળે જાય છે. તેમણે બીજું કંઈ ન કર્યું હોત તોયે આ એક જ ગ્રંથ દ્વારા તેઓ અંચલગચ્છના જ નહીં, કિન્તુ સમગ્ર જૈન સમાજના ઈતિહાસમાં કાયમનું સ્થાન પામ્યા હોત!

૩૯૭. એમના અન્ય ગ્રંથો વિશે જાણી શકાતું નથી એ ગ્રંથોનાં નામો પણ અનુપલબ્ધ છે. ભીમશી માણેક 'ગુરુપટ્ટાવલી'માં ધર્મઘોષસૂરિએ અનેક ગ્રંથો રચ્યા હોવાનું નોંધે છે અને તે બહુધા ચરિત્રગ્રંથો હોવાની સંભાવના વ્યક્ત કરે છે આમ, આજે ધર્મઘોષસૂરિએ રચેલા બહુમૂલ્ય ગ્રંથો એ આપણા માટે તો અનુમાનનો જ વિષય બની ગયો છે. અનેક સૂચિપત્રોમા ધર્મઘોષસૂરિએ રચેલ શતપદીની પ્રતો અંગે ઉલ્લેખ છે, પરંતુ તે મહેન્દ્રસિંહસૂરિની શતપદીની પ્રતોનો હોય. ધર્મઘોષસૂરિએ રચેલ પ્રાકૃત ગ્રંથ ઉપલબ્ધ રહ્યો હોય એમ જણાતું નથી જુઓ :

૩૯૮. 'शतपदी' Composed by Dharmaghosa, pupil of Jayasimha of the Ancala Gaccha in Sam. 1263. It consists of a hundred objections agaist Jainism with their refutations. All these, however, seem to be the Mss. of the next work (II) शतपदी (Gram. 5450) also called Prasnottara-Paddhati, composed by Mahendrasimhasuri, pupil of Dharmaghosa of the Ancala Gaccha, in Sam 1294. This is nothing but a revised and to a certain extent enlarged form of Dharmaghosa's work as the author himself plainly states. A ms containing Dharmaghosa's original work does not seem to exist. Only this one is mentioned at Brhattipanika No. 160.

—Jinaratnakosha P 370–71.

૩૯૯. શતપદીએ પાશ્ચાત્ય વિદ્વાનોનું પણ ધ્યાન ખેંચ્યું છે. પ્રો પિટર્સનને આ ગ્રંથની એક પ્રત ખંભાતના ભંડારમાથી પ્રાપ્ત થયેલી. તેઓ પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક સને ૧૮૮૨–૮૩ ના અહેવાલની પ્રસ્તાવનામા આ ગ્રંથની શૈલીને રોમન ધારાશાસ્ત્રીઓની પદ્ધતિ સાથે સરખાવીને તેની ખૂબીઓ સમજાવે છે. પ્રો. પિટર્સનનું કથન ખૂબ જ મનનીય છે. તેઓ નોંધે છે—

૪૦૦. This is a collection of queries, put, according to the story, to the sage Dharmaghosa; by a certain over-proud suri, and of the detailed answers with which Dharmaghosha confuted his opponent, with a commentary by Mahendrasimha. The method is a favourite one in Jain books; and we may recall, in connection with it, both the 'responsa prudentium' of the Roman lawyers, and the question with which the Scribes and Pharisees 'sought to puzzle' the teacher they hated The

latter perhaps of the two presents the closer analogy; as the specific object of the one party, in this game of question and answer is generally, as here, represented as being to confound rather than to seek instruction.

૪૦૧. The date of composition of the text of the 'Prasnottaram' or Catechism, is given both in a chronogram gunarasaravi, and in figures, Samvat 1263=A D. 1207 The author, Dharmaghosha is said to have succeeded Srimaj Jayasimhasuri, who was the pupil of Srimad Aryarakshitasuri. The present commentary was composed in the year from Vikrama Udadhigrahasurya sankhye or Samvat 1294=A. D. 1238, by a suri who can only have been one remove from the author of the Text.

**શાકંભરી–સાંભરના રાજાને પ્રતિબોધ :**

૪૦૨. આપણે જોઈ ગયા કે ધર્મઘોષસૂરિ અનેક થઈ ગયા છે. બોધિત–શાકંભરી ભૂપ એવા ધર્મઘોષસૂરિ તે શીલભદ્રસૂરિના શિષ્ય હતા, તે ધર્મઘોષસૂરિના શિષ્ય યશોભદ્રસૂરિના શિષ્ય દેવસેનગણિના શિષ્ય પૃથ્વીચંદ્રસૂરિએ પોતાના કલ્પટિપ્પનની પ્રશસ્તિમાં જણાવ્યું છે.

૪૦૩ અજમેર અને સાંભરના રાજાઓ સાથે જૈનાચાર્યોનો સંબંધ ઘણો જ પ્રસિદ્ધ છે. અજમેરનુ પ્રાચીન નામ 'અજયમેરુ' મળે છે. તેને ૧૧–૧૨ મી શતાબ્દીમાં રાજા અજયરાજે વસાવ્યું. આ રાજાથી ધર્મઘોષસૂરિ પ્રશંસા પામ્યા હતા અજયરાજની સભામાં એ રાજગચ્છીય આચાર્ય જ્યારે 'સાંખ્યશાસ્ત્ર'-ની મધુર વ્યાખ્યાઓમાં સૂક્તિઓનુ ઉચ્ચારણ કરતા ત્યારે તો અજયરાજ હર્ષથી માથુ હલાવવા લાગતો. આ રાજાની પર્ષદાના વચસ્વી ધર્મઘોષસૂરિની ગદ્ય–ગોદાવરીની લહેરો જ્યારે ચોગમ ઊછળવા લાગતી ત્યારે દિગંબર વિદ્વાન ગુણચંદ્ર પોતાની જાતને ભૂલી જતા. ધર્મઘોષસૂરિનો પ્રભાવ અર્ણોરાજ અને વિગ્રહરાજ પર પણ હતો અર્ણોરાજની સભામા તેમણે એક દિગંબરવાદી પર વિજય પ્રાપ્ત કર્યો હતો. પટ્ટાવલીઓ અનુસાર આ વાદીનુ નામ ગુણચંદ્ર હતુ વિગ્રહરાજ એટલે વીસલદેવે ધર્મઘોષસૂરિના ઉપદેશથી રાજવિહાર નામક શ્રી શાંતિનાથ જિનાલય બનાવ્યુ, જેની પ્રતિષ્ઠા આચાર્યે કરી આ રાજવીની માતા સુહવદેવીએ સુહવપુરમાં શ્રી પાર્શ્વનાથપ્રાસાદ બંધાવ્યો હતો. ધર્મઘોષસૂરિના ઉપદેશના પ્રભાવથી વિગ્રહરાજે પોતાના રાજ્યમાં એકાદશીની તિથિએ જીવવધ અટકાવ્યો 'રાજવિહાર' ઉપર જ્યારે દંડકળશ ચડાવવામાં આવ્યા ત્યારે પ્રતિષ્ઠાના દિવસે અરિસિંહ અને માલવ મહેન્દ્રની સાથે વિગ્રહરાજે ધ્વજાઓ ફરકાવી. ધર્મઘોષસૂરિને સં. ૧૧૭૬ મા સૂરિપદ પ્રાપ્ત થયું હતુ.

૪૦૪ ધર્મઘોષસૂરિના પૂરોગામી આચાર્યો પણ ચૌહાણ રાજાઓ પર અસાધારણ પ્રભાવ ધરાવતા હતા જૈન ઈતિહાસમાં હર્ષપુરનો કંઈક પ્રાચીન ઉલ્લેખ મળે છે, પ્રશ્નવાહનકુળના આચાર્યોની એક પરંપરા આ હર્ષપુરના નામથી 'હર્ષપુરીય' કહેવાય છે. પાછળથી હર્ષપુરીય ગચ્છના નામે પણ તેનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે ઓઝાજીના એક ઉલ્લેખ અનુસાર મેવાડના રાજા અલ્લટની રાણી હરીયદેવી હૂણ રાજાની પુત્રી હતી, અને એ રાણીએ હર્ષપુર વસાવ્યુ આ અલ્લટની રાજસભામા ચંદ્રગચ્છ–કે જે પાછળથી રાજગચ્છ નામે પ્રસિદ્ધિ પામ્યો–ના આચાર્ય પ્રદ્યુમ્નસૂરિએ દિગંબરોને પરાજિત કર્યા હતા, અને

તેમણે સપાદલક્ષ તેમજ ત્રિભુવનગિરિના રાજાઓને જૈનધર્માનુરાગી બનાવ્યા હતા, એવો ઉલ્લેખ મળે છે. પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય અભયદેવસૂરિ દર્શનશાસ્ત્રના ધુરંધર વિદ્વાન હતા. તેમના શિષ્ય ધનેશ્વરસૂરિ ત્રિભુવનગિરિના કર્દમ નામે રાજા હતા. તેમણે દીક્ષા લીધી હોવાના કારણે જ આ પરંપરાનું નામ રાજગચ્છ પડ્યું આ પ્રશ્નવાહનકુળ અને હર્ષપુરીયગચ્છમાં જયસિંહસૂરિએ શાકંભરીમાં ભારે પ્રસિદ્ધિ મેળવી. એમના શિષ્ય અભયદેવસૂરિ ચારિત્રસંપન્ન પ્રભાવક પુરુષ હતા, જેમણે ગોપગિરિ–ગ્વાલિયરના રાજા ભુવનપાલને ઉપદેશ આપી, ત્યાંના શ્રી વીરજિનાલયના દ્વાર, જે અધિકારીઓએ બંધ કરી રાખ્યાં હતાં, તે ખોલાવ્યાં એમના ઉપદેશથી મંત્રીવર્ય શાંતૂ મહેતાએ ભરૂચના 'સમલિકા–વિહાર' પર સ્વર્ણકળશ ચડાવ્યા હતા. રાજા જયસિંહને ઉપદેશ આપીને પર્યુષણ આદિ પર્વ–દિવસોમાં અમારિની ઉદ્‌ઘોષણા કરાવી હતી. તે મહારાજા તેમનો પરમ ભક્ત હતો શાકંભરીના રાજા પૃથ્વીરાજ ચૌહાણને પત્ર લખીને તેમણે રણથંભોરના જૈન મંદિર પર સ્વર્ણ કળશ ચડાવ્યા. પૃથ્વીરાજ ચૌહાણની રાજસભામાં સં ૧૨૩૯ માં થયેલા શાસ્ત્રાર્થ વિષે આપણે આગળ જોઈ ગયા

૪૦૫. ખરતરગચ્છ, રાજગચ્છ વગેરે ગચ્છોના આચાર્યોના અજમેર અને શાકંભરીના ચૌહાણ રાજાઓ પરના પ્રભાવ વિષે આપણે જોયું. ત્યાંના રાજાઓ પર અંચલગચ્છના આચાર્યોનો વિશિષ્ટ પ્રભાવ પણ ઉલ્લેખનીય છે. પટ્ટાવલી વર્ણવે છે કે ધર્મઘોષસૂરિ ઉપાધ્યાય પર્યાયમાં સાંભર નગરમાં પધાર્યા, તે વખતે ત્યાંનો સામંત અથવા પ્રથમરાજ તેમનો ભક્ત બન્યો કહેવાય છે કે તે એક વખત શિકારે ગયો હતો, તે વખતે તેને ચિત્તભ્રમ થઈ ગયેલો ધર્મઘોષસૂરિના પ્રભાવથી તે પુન. સ્વસ્થ થયો. આથી હર્ષિત થઈ એક હજાર સોનામહોરો તેણે ગુરુને ચરણે ધરી ગુરુ નિઃસ્પૃહી હોવાથી તેનો અસ્વીકાર કર્યો ધર્મઘોષસૂરિના ઉપદેશથી પ્રથમરાજે તેની પત્ની ચાહલદેવી સહિત જૈનધર્મ સ્વીકાર્યો. ગુરુને ચરણે ધરેલી સોનામહોરો એમના પદમહોત્સવ પ્રસંગે સં. ૧૨૩૪માં તેમણે ખરચી ધર્મઘોષસૂરિના અસાધારણ પ્રભાવનો પરિચય આ પ્રસંગો પરથી આપણને મળી રહે છે.

૪૦૬. ધર્મઘોષસૂરિએ શાકંભરીના નૃપતિને પ્રતિબોધ આપી જૈનધર્માનુરાગી બનાવ્યો હોવાના ઉલ્લેખો અંચલગચ્છના પ્રાચીન પ્રમાણગ્રંથોમાં અનેક જગ્યાએ છે લઘુશતપદીમાં મેરુતુંગસૂરિ પણ આ હકીકતનો ઉલ્લેખ કરતા કહે છે કે ધર્મઘોષસૂરિએ શાકંભરીના પ્રથમ રાજાને પ્રતિબોધી અર્હતપૂજા કરાવી. પ્રો. પિટર્સન તેમના સંસ્કૃત હસ્તપ્રત વિષયક ચતુર્થ અહેવાલના પ્રાક્કથનમાં આ વાતનો હવાલો આપતા નોંધે છે· Merutunga also says that this Dharmaghosa converted 'Prathamaraja' in Sakambhari.

૪૦૭ મોહનલાલ દલીચંદ દેશાઈ તથા ભીમશી માણેક, તેમણે લખેલી અંચલગચ્છની પટ્ટાવલીઓમાં, પ્રાચીન પ્રમાણોને આધારે, આ હકીકતનો ઉલ્લેખ કરતા જણાવે છે કે ધર્મઘોષસૂરિએ શાકંભરી–સાંભર દેશના રાજાને દારૂ અને આહેડા–શિકારનું વ્યસન મૂકાવી શ્રી પાર્શ્વભગવાનની પ્રતિમા પૂજતો કીધો

૪૦૮. શાકંભરીના રાજા પ્રથમરાજે ધર્મઘોષસૂરિના ઉપદેશથી ઘણું દ્રવ્ય ખરચીને જિનાલય બંધાવ્યું હોવાનો ઉલ્લેખ ભાવસાગરસૂરિ કૃત 'ગુર્વાવલી'માંથી પ્રાપ્ત થાય છે—

> વિહરંતો સંપત્તો સંભરિ દેસમ્મિ પઢમ ભૂપાલો,
> બોહિય જેણ જિણાલયા કરાવિય મનણુદવ્વેણ ૨૮ '

૪૦૯ કવિવર કાન્હ રચિત 'ગચ્છનાયક ગુરુરાસ' મા પણ આ અંગે ઉલ્લેખ મળે છે. તેમાં

સાંભરનો રાજા ધર્મઘોષસૂરિના ઉપદેશથી જૈનધર્મી બન્યો હોવાનો સ્પષ્ટ નિર્દેશ છે. જુઓ—'સઇંભરિ રાઉ પડિબોહિ કીઉ જિણુ મારગિ સવિદીહ'

૪૧૦. ધર્મઘોષસૂરિએ પ્રતિબોધેલો સાંભરનો રાજા ચૌહાણ વંશનો જ હશે ધર્મઘોષસૂરિ એ રાજાના રાજ્ય પ્રદેશમાં વિચર્યા હશે, અને તેની પર્પદામાં માનવંતુ સ્થાન શોભાવ્યુ હશે આ સંબધમા વિશેષ ઉલ્લેખો પ્રાપ્ત થયા હોત તો રાજસભાઓમા પ્રવર્તતા જૈનશાસનના વિશિષ્ટ પ્રભાવ વિશે અનેક જ્ઞાતવ્યો પ્રકાશમાં આવત. ખરતરગચ્છ અને રાજગચ્છના આચાર્યોના ચૌહાણો પરના પ્રભાવ વિષે અનેક માહિતીઓ પ્રાપ્ત થાય છે, જે વિષે આગળ ઉલ્લેખ થઈ ગયો છે. તે વખતે ધર્મઘોષસૂરિના ઉપદેશથી ચૌહાણુ વંશના ઘણા રજપૂતો જૈનધર્માનુયાયી થયા, જે વિષે હવે પછી ઉલ્લેખ કરીશુ

## સંઘ નરેન્દ્ર ઓહડી સંઘવી.

૪૧૧. પં. લાલન 'જૈન ગોત્ર સંગ્રહ'માં નોંધે છે કે સં. ૧૨૪૬ માં ધર્મઘોષસૂરિ મોહલ ગામમાં ચતુર્માસ રહ્યા. તે વખતે તેમનો ઉપદેશ સાંભળીને ડોડિયા જ્ઞાતિના ઓહડ રાઉતે કુટુંબ સહિત જૈનધર્મ અંગીકાર કરેલો ઓહડનાં કુટુંબને ઓશવાળ જ્ઞાતિમાં દાખલ કરવામાં આવ્યુ. તેના વંશજો મોહલ, ધણુહી અને ખીમલિ ગામમાં વસ્યા અને 'બહુલ' અથવા 'ઓહડસખા' ઓડકથી ઓળખાયા

૪૧૨. મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીમાં પણ ધર્મઘોષસૂરિએ ઓહડીને પ્રતિબોધ આપ્યો હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. તેમાં ઓહડને ખીમલિ ગામનો કહ્યો છે. શક્ય છે કે મોહલ, ધણુહી અને ખીમલિ એ ત્રણે ગામો નજીકમા હોય અને ધર્મઘોષસૂરિ સં. ૧૨૪૬ માં જ્યારે મોહલ ગામમાં ચતુર્માસ રહ્યા, ત્યારે ઓહડીએ એમનો ઉપદેશ સાંભળીને જૈનધર્મ સ્વીકાર્યો હોય. બીજું, ઓહડીને સંઘવી પણ કહ્યો છે. ધર્મઘોષસૂરિના ઉપદેશથી ઓહડીએ સંઘ કાઢ્યો હોય અને સંઘવીપદ પ્રાપ્ત કર્યું હોય એ સંભવિત છે. એ અરસામાં સંઘ કાઢનારને સંઘવીપદ અપાતું.

૪૧૩. મેરુતુંગસૂરિ વિશેષમાં નોંધે છે કે ઓહડીને પાછળથી મંત્રીશ્વર વસ્તુપાલે 'સંઘ નરેન્દ્ર'નું બિરુદ આપ્યુ હતુ આ ટૂંકો ઉલ્લેખ પણ ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલ જૈન ઇતિહાસમાં જ નહી, પરંતુ ગુજરાતના રાજકીય ઇતિહાસમાં પણ અમર પુરુષો થઈ ગયા છે. ગુજરાતનો રાજકીય તેમજ સાંસ્કૃતિક ધ્વજ એમણે ઉન્નત રાખ્યો એવા વીર પુરુષ દ્વારા પ્રાપ્ત થયેલ 'સંઘ નરેન્દ્ર'-નુ માનાર્હ બિરુદ એ ઓહડી સંઘવીની ઉજ્જવળ કારકિર્દીની કલગી રૂપે જ હશે.

૪૧૪. એ બિરુદમાં આવતો સંઘ શબ્દ આપણુ ધ્યાન સહેજે ખેંચે. વસ્તુપાલ–તેજપાલે અનેક તીર્થસંઘો કાઢેલા એ વખતે ઓહડી સંઘવીએ સુંદર કામગીરી બજાવી હશે, અથવા તો મંત્રી બાંધવોએ ૮૪ જ્ઞાતિઓને નિમંત્રીને મોટો સંઘ એકત્રિત કરેલો એ વખતે ઓહડીએ તેમની તરફેણમાં રહી મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો હશે એ સંભવિત છે આ પ્રસંગે દશા–વીશાનો ભેદ પડ્યો હોવાની વાત ઘણી જ પ્રચલિત છે. કહેવાય છે કે સાધર્મિક વાત્સલ્યમાં નોતરા દેતી વખતે એક શેઠનો પુત્ર, જે નિર્ધન બની ગયો હતો, તેને નોતરું આપવાનુ ભૂલી જવાયુ. તેથી તેણે ૮૪ જ્ઞાતિની વિશાળ સભામાં યુક્તિપૂર્વક વાત મૂકી કે—'અમે કુલીન છીએ પણ ગરીબ થઈ ગયાના કારણે અમારી વિડંબના કરવામા આવી છે વસ્તુપાલ–તેજપાલ વિધવાના પુત્રો છે પણ ધનાઢ્ય છે અને રાજસત્તામા મહામાત્યપદે છે. તમને જમણ મળે છે એટલે તમને અમારા ગરીબની શી પડી હોય?'

૪૧૫. શેઠના પુત્રના 'વિધવા પુત્ર' શબ્દે સભામાં વિજળી જેવો આંચકો પેદા કર્યો હોહા થવા લાગી. પછી તો આ સભામાથી કેટલાક ઊઠીને ચાલવા માંડ્યા જે ગયા તે 'વીશા' કહેવાયા અને જેઓ

મંત્રીની સાથે રહ્યા તે દશા કહેવાયા આ માન્યતા કેટલી હદે સ્વીકાર્ય છે તેનો નિર્ણય કરવો કઠિન છે. અલબત્ત, એ અંગેની ચર્ચા પણ અહીં અપ્રસ્તુત છે. પ્રશ્ન એ છે કે ઉક્ત સંઘ કાર્યમાં ઓહડી સંઘવીએ મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના પક્ષમાં રહીને કોઈ પ્રશસ્ય કાર્ય પાર પાડ્યું હોવું જોઈએ, જેનાં ફળ-સ્વરૂપે એમને 'સંઘનરેન્દ્ર'નાં માનવંતા બિરુદથી અભિષિક્ત કરવામાં આવ્યા હોય.

૪૧૬. મેરુતુંગસૂરિ ઉપરાંત કવિવર કાન્હ પણ 'ગચ્છનાયક ગુરુરાસ'માં ઓહડીના 'સંઘનરેન્દ્ર' બિરુદ અંગે સ્પષ્ટ ઉલ્લેખ કરે છે-'ઓહડિ સંઘનગહિંવયે ખીમિલિ' આ પરથી એ પણ ચોક્કસ થાય છે કે ઓહડી ખીમલી ગામનો વતની હતો. ધર્મઘોષસૂરિએ પ્રતિબોધ આપીને જૈન ધર્મી કરેલા અને પાછળથી માનાર્હ બિરુદ પામેલા આ સમર્થ શ્રાવક વિષે આથી વિશેષ જાણી શકાતું નથી.

### બ્રાહ્મણોનો ઓશવાલ જ્ઞાતિમાં પ્રવેશ.

૪૧૭ આ અગાઉ આપણે જોઈ ગયા કે બહુધા રાજપૂતો જ જૈનધર્મ અંગીકાર કરી ઓશવાળ જ્ઞાતિમાં સમ્મિલિત થયા અનેક ગચ્છોના આચાર્યોએ પણ આ દિશામાં પ્રશસ્ય કાર્ય કર્યું અને પરિણામે ઓશવાળ સૃષ્ટિ વિસ્તરતી રહી પાછળથી બ્રાહ્મણોએ પણ જૈનાચાર્યોના ઉપદેશથી જૈન ધર્મ અંગીકાર કરી ઓશવાળ જ્ઞાતિમાં પ્રવેશ કર્યો ધર્મઘોષસૂરિએ અનેક બ્રાહ્મણોને પ્રતિબોધ આપી જૈનધર્મી કર્યા અને તેમને આ જ્ઞાતિમાં પ્રવિષ્ટ કર્યા ઉદાહરણાર્થે દેવાણંદસખા ગોત્રના તથા તેની પેટા શાખાઓ— ગોસલીઆ, ગોઠી, ચોથાણી, વીસલાણી, હીરાણી, દેસલાણી, ભુલાણી, કોકલિયા, મૂલાણી, થાવરાણી ઇત્યાદિના વંશજો મૂળ બ્રાહ્મણ જ્ઞાતિના હતા એમ અનુશ્રુતિ દ્વારા જાણી શકાય છે.

૪૧૮. ગંગાના કિનારાના મુક્તેસરગઢમાં નાગરજ્ઞાતિના બ્રાહ્મણો એ અરસામાં કરવત મૂકવાનો વ્યવસાય કરતા હતા અનેક દુઃખી લોકો આ પવિત્ર સ્થળમાં, પોતાની આકાંક્ષા મુજબનું જીવન પ્રાપ્ત કરવા, કરવત મૂકાવી ઇહિ લોક અને ઇહિ જીવનનો ત્યાગ કરતા હતા સં. ૧૨૫૨ અથવા સં. ૧૨૫૫ માં ધર્મઘોષસૂરિ વિહરતા એ પ્રદેશમાં પધાર્યા કરવત મૂકવા સંબંધમાં વાત સાંભળી તેઓ પારાવાર દુઃખિત થયા આવી માનવ હિંસા ન આચરવા લોકોને તેમણે ઉપદેશ આપ્યો દિનકર ભટ્ટને આચાર્યનો ઉપદેશ રૂચ્યો અને તેણે સ્વેચ્છાએ એ અનીષ્ટ ધંધો પડતો મૂકીને કુટુંબ સહિત જૈનધર્મનો સ્વીકાર કર્યો.

૪૧૯. કહેવાય છે કે ધર્મઘોષસૂરિને ત્યાંના બ્રાહ્મણોએ ચમત્કાર દેખાડવાનું કહ્યું આચાર્યે તેમને ચમત્કાર દેખાડ્યો અને સૌએ કરવત મૂકવાનો ધંધો છોડીને જૈન ધર્મ અંગીકાર કર્યો. પંડિત લાલન 'જૈન ગોત્ર સંગ્રહ'માં નોંધે છે કે ઉપરા ઉપર ૧૦૮ કામળીઓ ઉપર ધર્મઘોષસૂરિ પદ્માસનસ્થ બેઠા, અને નવકારાવલીનો એક એક મણકો ફેરવતા ગયા. મણકો ફેરવતી વખતે એક એક કામળી કાઢવામાં આવતી. નવકારાવલીના ૧૦૮ મણકા ગણાઈ ગયા અને ૧૦૮ કામળીઓ કાઢી લેવામાં આવી, છતાં આચાર્ય આધારરહિત દશામાં-એની એજ સ્થિતિમાં રહ્યા

૪૨૦. દિનકર ભટ્ટની સાથે તેના પુત્રો, પ્રભાકર, ગોવિંદ, ગોવર્ધન, ગોકલચંદ, પુણ્યચંદ તથા અન્ય બ્રાહ્મણો પણ જૈન ધર્મી થયા. બ્રાહ્મણ જ્ઞાતિએ એ બધાને જ્ઞાતિ બહિષ્કૃત કરતાં, સં. ૧૨૬૧ માં આચાર્યે દિલ્હીનો સંઘ એકત્રિત કરીને એ બધાને ઓશવાળ જ્ઞાતિમાં ભેળવી દીધા. આમ, ઓશવાળ સૃષ્ટિમાં નવોદિત બ્રાહ્મણ જૈનોને પણ કાલક્રમે પ્રવેશ મળ્યો.

૪૨૧. દિનકર ભટ્ટની ત્રીજી પેઢીએ થયેલા બાપાણંદના દેવાણંદ, તથા દેરાણંદના રામા, રામચંદ્ર,

વિજયચંદ્ર, વયરસી, રુપસી, છજ્જુ, ગસુ, રાયમલ, જયમલ, જેસલ અને ગોસલ એમ અગિયાર પુત્રો થયા. તેઓ બધા દિલ્હી આવીને વસ્યા. દેવાણંદ દાદાનો પરિવાર વૃદ્ધિંગત થતાં તેના વંશજો 'દેવાણંદસખા' ઓડકથી ઓળખાવા લાગ્યા. આ વંશમાં અનેક પ્રસિદ્ધ પુરુષો થયા, જેમનાં સુકૃત્યો વિષે ભટ્ટગ્રંથોમાંથી અનેક ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

## ઝાલોરમાં ધર્મપ્રચાર.

૪૨૨ એ વખતે ઝાલોર એક સમૃદ્ધ નગર હતું જૈન ગ્રંથોમાંથી આ નગરની પ્રાચીન જાહોજલાલી જાણી શકાય છે. અનેક ગચ્છોના આચાર્યોએ આ પ્રદેશમાં પદાર્પણ કરી અનેક લોકોને ધર્મબોધ પમાડ્યો હતો ધર્મઘોષસૂરિ પણ આ પ્રદેશમાં વિચર્યા હતા તથા અનેકને પ્રતિબોધ આપી જૈનધર્મનો ત્યાં સુંદર પ્રચાર કર્યો હતો

૪૨૩. ધર્મઘોષસૂરિના પૂરોગામી પટ્ટધર જયસિંહસૂરિના ઉપદેશથી જૈનધર્મી થયેલા દેવડ નામના ચાવડા રજપૂતના પુત્ર ઝામરે ઝાલોરમાં એક લાખ સિતેર હજાર ટંક ખરચીને શ્રી આદિનાથ પ્રભુનો મનોરમ જિનપ્રાસાદ બંધાવેલો, આખા દેશમાં વસ્ત્રાદિની લહાણુ કરી તથા ઘણા બંદીઓને મુક્ત કરેલા. ઝામરના પુત્ર દેઢિયાથી તેના વંશજોનું દેઢિયાગોત્ર થયું એ વિશે આપણે ઉલ્લેખ કરી ગયા.

૪૨૪ ધર્મઘોષસૂરિનાં આધ્યાત્મિક શાસન દરમિયાન સં ૧૨૫૨ માં પૂર્વ દિશાના કાન્તિ નામના નગરમાં દહિયા રજપૂત જ્ઞાતિના ખેમરાજ અને હેમરાજ નામના બે ભાઈઓ અંચલગચ્છના શ્રાવકો હતા. પાછળથી હેમરાજ તે નગરનો અધિપતિ થયો, અને ખેમરાજ ઝાલોરમા આવી ત્યાંના રાજા કાન્હડદેની પ્રીતિ પ્રાપ્ત કરી સાયલા આદિ અડતાલીશ ગામો મેળવ્યાં. તેમના વંશજો પાછળથી સ્યાલ ગોત્રથી પ્રસિદ્ધ થયા.

૪૨૫. લાલણજીના પૂર્વજો ઝાલોરના અધિપતિ હતા. કાન્હડદેએ ઝાલોરમાં શ્રી ચંદ્રપ્રભસ્વામીનું જિનમંદિર બંધાવેલું.

૪૨૬. સં. ૧૨૬૫માં ધર્મઘોષસૂરિ ઝાલોરમાં પધારેલા તે વખતે ત્યાંનો ચૌહાણ વંશનો ભીમ નામનો ક્ષત્રિય આચાર્યનો ઉપદેશ સાંભળી જૈન ધર્મનો અનુયાયી થયો. તેનાં કુટુંબને ઓશવાળોએ ભેળવી લીધું અને ઓશવાળોમાં ચૌહાણ ગોત્ર સ્થપાયું. ઝાલોરના રાજાએ ભીમને ડોડ ગામમાં અધિકારી-પદે નિયુક્ત કરતાં, તે ડોડ ગામમાં આવ્યો ત્યાં તેણે ધર્મઘોષસૂરિના ઉપદેશથી શ્રી વાસુપૂજ્ય ભગવાનનું મનોહર જિનમંદિર બંધાવ્યું પ લાલન જૈન ગોત્રસંગ્રહમાં તે જિનાલય અંચલગચ્છીય જયપ્રભસૂરિજીના ઉપદેશથી બંધાયું હોવાનુ નોંધે છે સં. ૧૨૬૬ માં ધર્મઘોષસૂરિના ઉપદેશથી તે જિનાલયની પ્રતિષ્ઠા થઈ. ડોડ ગામથી ભીમના વંશજો 'ડોડિયાલેચા' ઓડકથી ઓળખાયા. આ વંશમા થયેલા વીરા શેઠે ઝાલોરમાં શ્રી ચંદ્રપ્રભસ્વામીનો પ્રાસાદ બંધાવ્યો હતો ચૌહાણ ગોત્રમા ડોડિયાલેચા ઉપરાંત ગોપાઉત, સુવર્ણગિરા, સંઘવી, પાલણપુરા અને સિંધલોરા વગેરે ઓડકો થઈ.

૪૨૭. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં ધર્મઘોષસૂરિએ બીલ્હ પ્રભૃતિ લોકોને પ્રતિબોધીને ધર્મ પમાડ્યો હોવાનો ઉલ્લેખ કરે છે, જુઓ—'જાલઉરી પડિબોહીય બીલ્હ પમુહો ગણહરિ ધમ્મઘોષ-સૂરિ' આ ઉપરથી જાણી શકાય છે કે આચાર્યની ધર્મદેશનાનું શ્રવણ કરીને ઝાલોરમાં અનેક લોકોએ જૈનધર્મ અંગીકાર કર્યો હતો. ઝાલોરમા ધર્મઘોષસૂરિના અસાધારણ પ્રભાવનો આ ઉલ્લેખો ઉપરથી પરિચય મળી રહે છે. એ પછી પણ અંચલગચ્છીય આચાર્યોના ઉપદેશથી ઝાલોરમા અનેક ધર્મ કાર્યો થયાં, જેનો પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું.

### સુશ્રાવક હરિયા શાહ અને તેના વંશજો.

૪૨૮. પટ્ટાવલી વર્ણવે છે કે ધર્મઘોષસૂરિ લાખણ ભાલાણી નામના ગામમાં પધારેલા તે વખતે ગામના પરમારવંશીય રણમલ્લ નામના ધનાઢ્ય ક્ષત્રિયનો નવો પરણેલો પુત્ર હરિયા સર્પદંશથી મૃતપ્રાયઃ થયેલો. સ્વજનો તેને મૃત્યુ પામેલો સમજીને સ્મશાન તરફ લઈ જતા હતા. સ્થંડિલભૂમિથી પાછા ફરતા ધર્મઘોષસૂરિ એમનો વિલાપ સાંભળીને તે તરફ ગયા અને શબને જોવાની ઇચ્છા વ્યક્ત કરી, કેમકે ઘણીવાર સર્પદંશથી મૂર્છા પામેલા લોકો મૃત્યુ પામ્યા હોય એવા જણાય છે હરિયાની બાબતમાં પણ એમ જ બન્યું હતું ધર્મઘોષસૂરિએ ગારુડીમંત્રથી હરિયાનું વિષ દૂર કર્યું અને તે મૂર્છારહિત થયો હરિયાને સજીવન થયેલો જાણીને તેના સ્વજનો હર્ષિત થયા. રણમલ્લ પ્રભૃતિ પરિવારે ધર્મઘોષસૂરિના ઉપદેશથી જૈનધર્મનો સ્વીકાર કર્યો. ઝાલોર તથા ભિન્નમાલના સંઘે તેમના પરિવારને સં. ૧૨૬૬ માં ઓશવાળ જ્ઞાતિમા ભેળવી દીધો. હરિયાના નામ ઉપરથી તેના વંશજો 'હરિયા' ગોત્રથી પ્રસિદ્ધ થયા. તે પછી હરિયા શાહે સં ૧૨૯૬ મા લાખણ ભાલાણી ગામમાં શ્રી શાન્તિનાથપ્રભુનો પ્રાસાદ બંધાવ્યો, તથા એક વાવ પણ બંધાવી

૪૨૯. પટ્ટાવલીમા હરિયા શાહના વંશજો વિષે ઉલ્લેખ નથી, પરંતુ તેમાંથી એટલું જ જાણી શકાય છે કે હરિયા શાહની મામલ નામની કન્યા હતી જેને દેઢિયા ગોત્રમાં પરણાવી હતી કર્મયોગે તે બાળ-વિધવા થઈ. તે પછી તે કઠોર તપ કરવા લાગી. એક દિવસ તે કાઉસ્સગ ધ્યાનમા હતી તે વખતે ઘરમાં આગ લાગી, પણ તે કહેવા છતાં બહાર નીકળી નહી. તેના મૃત્યુ પછી હરિયા અને દેઢિયા ગોત્રના વંશજોએ મામલદેવીને પોતાની ગોત્રજા સ્થાપી.

૪૩૦. હરિયા ગોત્રનો ખૂબ જ વિસ્તાર થયો અને પાછળથી તેની સહસગણા, કકા, સાઇયા, ગ્રથલિયા નામની ચાર શાખાઓ થઈ આ શાખાઓમા મરુથલિયા, વીજલ, પાચારીઆ, સરવણ, નપાણી, સાઇયા, કપાઈયા, દિન્નાણી, કોરાણી, વડીયાણી, નીડીયાણી, પંચાયાણી, માણકાણી, ખેતલાણી, સોમગાણી, મધરાણી, કાયાણી, હરિયાણી, હરગણાણી, પેથડાણી, સાંયાણી, પેથાણી, આસરાણી, અભરાણી, ઢાસરિયા વગેરે એડકો થઈ. હરિયાગોત્રના વંશજો અનેક ગામોમાં વસે છે આ વંશમાં અનેક સતીઓ થયેલી છે. આ વંશમાં ઉમરકોટના રહીશ આસર શાહે આસરવસહી નામનો જિનપ્રાસાદ તથા એક વાવ બંધાવ્યાં સં. ૧૭૨૮ માં લકેડીના રહીશ આસરે સાભરાઈ અને કુમરા વચ્ચે આસરાઈ તળાવ બંધાવ્યું.

૪૩૧. પટ્ટાવલી ઉપરાંત 'હરિયાશાહ રાસ' પણ પ્રાપ્ત થાય છે, જેમાં ધૃતદાન કરનાર હરિયા શાહના યશનુ વિસ્તૃત વર્ણન છે. તેના પૂર્વજો અને વંશજો વિષે પણ આ રાસમાં અનેક માહિતીઓ આપવામાં આવી છે. 'હરિયાશાહ રાસ'નો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છે.

૪૩૨. સરસ્વતી, ચક્રેશ્વર, ગોડી પાર્શ્વનાથ અને ગણેશને નમસ્કાર કરીને કવિએ ધૃતદાન કરનાર હરિયાશાહના યશનુ વર્ણન કર્યું છે જુઓ—જૈ સ પ્ર વર્ષ ૧૯, અંક ૨, ૩, પૃ. ૪૪ માં ભવરલાલ નાહટાનો 'હરિયાશાહ રાસસાર' નામનો લેખ

૪૩૩. છત્રીસ રાજકુલોમા પરમાર વંશ પ્રસિદ્ધ છે આ વંશમા હરિચંદ્ર—પુત્ર ભણિચંદ્ર—રણમલ્લ પુત્ર હરિયા બહુ દયાળુ થયો ધર્મઘોષસૂરિએ હરિયાશાહને સં. ૧૨૬૯ મા પ્રતિબોધ આપ્યો. અને ભાલભૂપુરમાં એક શિખરબદ્ધ જિનાલયનું નિર્માણ થયું. હરિયાના ગુણા, સામત અને માંડણ નામે પુત્રો હના ગુણાના પુત્ર નરીઆ, એના આસર, દેસલ નામે પુત્રો થયા આસરપુત્ર નડીઆના જસીઆ, ભાણા, ગાના અને પાસડ થયા જસીઆના હરિયા અને એના નકસ્યા, કોયા, પદમા અને સોઢિલ થયા. કોયાના પુત્ર આસધર, તેના સોમિંગ અને વડિયા થયા સોમિંગના માણિક, પાસદત્ત અને ભોજિઆ થયા. માણિકના ખેતલ, સામલ, ખિરુ, નમુ અને પંચાયણ નામના પાંચ પુત્રો થયા. ખેતલના આસા,

ડેપા, ગોપા એમ ચાર પુત્રો હતા આસાના રાજુ, ધીરણ થયા રાજુના લખીઆ અને જેતા થયા. લખીઆના આસપાલ, હરગણ થયા રાજાના ભાઈ ધીરણના પાચ પુત્ર માલા, પચાણિયા, ભોજિયા, ધના અને ધારણ હતા, જેઓ રાજદરબારમાં પ્રસિદ્ધ હતા માલાના પુત્ર હેરાજ, વીજલ, સરવણ થયા. માલાના ભાઈ પચાણીઆ પુણ્યાત્મા હતા. એની સ્ત્રી આસમતીના મોખીઆ, કમો, ધનો થયા. જેઓ પરિચિત—અપરિચિતોનુ પોષણ કરનારા હતા. દેપા, ગોપાના વહિયાવટ (?) મગિઉ થયા, ડહીની કુક્ષિથી થયેલા ડેરુ, ભારુ, આસારિઓ પ્રસિદ્ધ વ્યક્તિ હતા. શાહ ડેરુના પુત્ર લલૂ અને એના રાજૂ, આસવત, દેવાણદ, ધારુ, મણસી અને ચાંપા નામના ૭ પુત્ર થયા શાહ ડેરુ પર્યુષણમાં પ્રચુર દ્રવ્યવ્યય કરતા હતા. હરિયાના વશમાં પુન્યકાર્ય ઉલ્લાસપૂર્વક કરવામાં આવતાં હતાં પચાલિયાએ ઘૃતલ્હાણ કરી પુણ્યોપાર્જન કર્યુ પુણ્યથી જ મનોકામના સિદ્ધ થાય છે. મહાજનોમાં જે ઘૃતલંભનિકા વહેચી તેનો સક્ષિપ્ત પરિચય નીચે પ્રમાણે છે.

૪૩૪ પ્રથમ લહાણી નૌતનપુર, પછી ખિમરાણી, ધુલહેર, મહિમાણે, ખડવે, નાગૂરાઈ, આરીખાણે, ખીરસરાના, ગજણે, દ્રોણીએ, ટોડા, બાટાવડી, ડબાસગ, બેરાજૂ, તૂસિસ્રાએ, કાનાંની, સાગણ, છીકારી, છિછિ સ્થાનોમાં ઘૃતલહાણ કરી આગળ પણ હરિયાના વશમાં મોટા મોટા પુણ્યકાર્યો થયાં સાત ક્ષેત્રમાં દાન આપવામાં આવ્યુ પીપલીઉ, ડિઢીએ, વસઈ, વેહડી, લાખાબાવલ, ડેરા, ચિલા, બેરાજૂ, નાગૂરી, પચાલુ, પાડાણિ, ખાહવડી ગામોમાં દાની પચાલિયાએ ઘૃતલહાણ કરી પશ્ચિમના મહાજનોમાં પણ ઘી વહેચ્યુ. રાસગપુર, ઝાખરિ, બાલાચદેઉ, માંઢ, બીસોતરી, ગ્રામડી, ખભાલિયે, સોનારડી આદિ હાલાર દેશમાં લહાણ કરી.

૪૩૫. હરિયાના કુલમાં પાસવીર પણ પ્રધાનપુરુષ થયા. તેમણે અમરકોટમાં યશોપાર્જન કર્યુ. તેઓ રાજમાન્ય હતા. મરુસ્થલી મારવાડમાં પણ એમની ઘણી પ્રસિદ્ધિ હતી. એક વિપાપહાર ગોત્ર છે, જેના સાત ગોત્ર થયા. તેમને રાજા રાણા પણ આદર આપતા હતા હાલાર દેશમાં એમણે મોટાં સુકૃત્યો કરી લક્ષ્મીનો સદ્વ્યય કર્યો

૪૩૬. ઉક્ત રાસ હરિયાશાહના જીવન પર તથા તેમના પૂર્વજો અને વંશજો પર પણ ઘણો જ પ્રકાશ પાથરે છે હરિયાશાહના વશજોના સુકૃત્યો વિષે પાછળથી દૃષ્ટિપાત કરીશુ. ઉક્ત રાસની એક અધૂરી પ્રત અનતનાથજી ભડાર, મુબઈમાં છે, જે પરથી મોહનલાલ દ દેશાઈએ તેનો ઐતિહાસિક સાર નોધ્યો એ આધારે ભવરલાલજી નાહટાએ 'હરિયાશાહ રાસ સાર' નામનો લેખ શ્રી જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૧૯, અક ૨–૩, પૃ ૪૩–૪૪ માં પ્રકાશિત કર્યો આ રાસ ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે, કેમકે તે સામાજિક, ધાર્મિક, રાજકીય ઉપરાત પ્રાચીન ગામો અને નગરો સબધક વિશ્વસનીય માહિતીઓ પૂરી પાડે છે.

## ચિતોડમાં વિહાર

૪૩૭. ધર્મઘોપસૂરિએ ચિતોડમાં પદાર્પણ કરી એ પ્રદેશમા અનેક લોકોને ધર્મ પમાડયો છે. ચિતોડમાં પણ આચાર્યના અનેક ભક્તો હતા મેરુતુગસૂરિ લઘુશતપદીની પ્રશસ્તિમાં નોધે છે કે કણુયગિરિના દેદાશાહના આગ્રહથી ધર્મઘોપસૂરિ ચિતોડમા પધારેલા. ત્યા તેની બહેને ઉત્સવ પ્રસગે ભોજનમાં વિપ ભેળવ્યુ. ગુરુને આ વાત ધ્યાનબળથી જાણવામાં આવી અને સદ્ભાગ્યે બત્રીશ સાધુઓ મૃત્યુના મુખમાંથી બચી ગયા!

૪૩૮. આ પ્રસગે ધર્મઘોપસૂરિના મનમાં વિચાર–ઝઝાવાત જગાવ્યો હશે મેરુતુગસૂરિ લઘુશતપદીમાં

માત્ર એટલું જ જણાવે છે કે ધર્મઘોષસૂરિ ધ્યાનમાં એવું ચિંતવવા લાગ્યા કે આવા વિષમ કાળમાં સાધુઓનો નિર્વાહ કેમ થઈ શકશે? તે વખતે ધ્યાનના પ્રભાવથી ચક્રેશ્વરીદેવી પ્રગટ થઈ પ્રતિજ્ઞા લીધી કે હુ આજથી વીરપ્રભુનુ શાસન જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી વિષમ વેળાએ ગચ્છને સહાય કરીશ

૪૩૯. ઉત્સવ પ્રસંગે ભોજનમા વિષ ભેળવવાનું કારણ જાણી શકાતુ નથી ધર્મઘોષસૂરિએ આ પ્રસંગને ગભીરતાથી જોયો. એ ઉપરથી અનુમાન કરી શકાય કે આચાર્ય સાથે રહેલા બત્રીશ સાધુઓને મૃત્યુનાં મુખમાં ધકેલી દેવાનું ષડ્યત્ર ગોઠવાયું હશે. સદ્‌ભાગ્યે ધર્મઘોષસૂરિને આખી હકીકત જાણવામાં આવી અને તેઓ તથા બત્રીશ સાધુઓ બચી જવા પામ્યા શક્ય છે કે દેદાએ જૈનધર્મ સ્વીકાર્યો હશે, જે તેની બહેનને રુચ્યો નહિ હોય. એ અરસામા અનેક રાજપૂતોએ જૈનધર્મ સ્વીકારીને ઓશવાળ જ્ઞાતિમાં પ્રવેશ કર્યો હતો ગણેલા કેટલાક રાજપૂતોને જૈન ધર્મની અહિંસા ન સમજાઈ હોય એ અહીં સભવિત જણાય છે. ગચ્છસ્પર્ધા ઉક્ત પ્રસગનુ કારણ નહી હોય, કેમકે ભિન્ન ભિન્ન ગચ્છોના આચાર્યો વચ્ચે એ વખતે સ્નેહભાવ પ્રવર્તતો હતો અનેક રાજપૂતોએ જૈનાચાર્યોના ધર્મોપદેશનુ શ્રવણ કરીને જૈનધર્મ અગીકાર કરેલો એ વાત વિધર્મીને ખૂચતી હતી એ એક ઐતિહાસિક સત્ય છે એના અનુપગમાં ઉક્ત પ્રસગ મૂલવવામાં આવે તે સ્વીકાર્ય જણાય એવું છે

## પ્રકૃષ્ટ લોકોત્તર પ્રભાવ

૪૪૦. ધર્મઘોષસૂરિના પ્રકૃષ્ટ પ્રભાવનુ દર્શન કરાવતા ઘણા પ્રસંગો આપણે જોયા પ્રાચીન ગ્રથોમાંથી બીજા પણ કેટલાક પ્રસંગો જાણવામા આવે છે, જે ઉપરથી આચાર્યના લોકોત્તર પ્રભાવનો આપણને પરિચય મળે છે.

૪૪૧ મેરુતુગસૂરિ લઘુશતપદીની પ્રશસ્તિમાં એક પ્રસંગ આ પ્રમાણે નોંધે છે. એક વખતે ધર્મ-ઘોષસૂરિના સોળ સાધુઓને કવડિ વગેરે ભાર ઉપાડીને રસ્તે ચાલતા જોઈને એક દિગબરે મશ્કરી કરી કે આ સૈન્ય કોના ઉપર ચડાઈ કરે છે? ગુરુએ આ પ્રશ્નનો પ્રત્યુત્તર માર્મિક રમૂજ સાથે આપ્યો કે કોઈ સગોત્રી નાગો થયો હોવાનુ સાંભળ્યુ છે, તેના ઉપર જાય છે! માત્ર આટલા જ જવાબથી તે દિગબર સાધુ પરાજિત થઈ ધર્મઘોષસૂરિને પગે પડ્યો!

૪૪૨. પટ્ટાવલીમાથી ઉલ્લેખ મળે છે કે જાડાપલ્લીય ગચ્છના જયપ્રભસૂરિએ ધર્મઘોષસૂરિના સમયમાં અચલગચ્છની સમાચારી સ્વીકારી, તથા દિગંબરી વીરચદ્રસૂરિને ધર્મઘોષસૂરિએ વાદમાં જીતી અંચલગચ્છની વલ્લભી શાખામાં આચાર્ય પદવી આપી. આ પ્રસગો ઉપરથી આચાર્યનો અસાધારણ પ્રભાવ સૂચિત થાય છે. ધર્મઘોષસૂરિના આગમશાસ્ત્રના અગાધ જ્ઞાન સંબધમાં આપણે નિર્દેશ કરી ગયા. એ જ્ઞાનની સાથે હાજરજવાબીપણું ઉમેરાતા ધર્મઘોષસૂરિની પ્રતિભા વિશેષ દેદીપ્યમાન બને છે.

૪૪૩. આર્યરક્ષિતસૂરિના પરમભક્ત મત્રી કપર્દી વિષે આપણે ઉલ્લેખ કરી ગયા. એના વંશજ નાના વિસલ નામના શ્રેષ્ઠીએ ધર્મઘોષસૂરિના ઉપદેશથી પ્રભાવિત થઈ એક લાખ દ્રવ્ય ખરચીને પોતાના એકત્રીસ મિત્રો સહિત ધર્મઘોષસૂરિ પાસે દીક્ષા લીધી હતી બજાણામા થયેલા થાવર શ્રેષ્ઠીએ ઇલી નામનાં ગામમા જિનપ્રાસાદ બંધાવ્યો હતો આ વશમાં સત્યપુરના કેટલાક વતનીઓ ઇસરાણી ઓડકથી પણ ઓળખાય છે એવી જ રીતે પાટણ પાસે મોઢ નગરમા વસનાર આ વશના રહિયાશાહના બ્રહ્મશાતિ નામના પુત્રના વશજો સ ૧૩૧૩ થી બ્રહ્મશાંતિની ઓડકથી ઓળખાય છે.

૪૪૪ ધર્મઘોષસૂરિના પ્રભાવશાળી શ્રાવકોમા જેતાશાહનું નામ પણ ઉલ્લેખનીય છે યશોધન ભણશાલીના તેઓ વંશજ હતા. ભીમાના ભાઈ ભાણુના સતાનો વીસલદેવરાજાના કારભારી હોવાથી

'વીસરિયા મહેતા' કહેવાયા. સં ૧૨૩૬ મા તે વંશમાં બરડા ડુંગર પાસેના ધુમલી નામનાં ગામમાં થયેલા જેતા શાહે દોઢ લાખ ટંક ખરચીને વાવ બંધાવી. ત્યાંના વિક્રમાદિત્ય રાણા તરફથી તેને ઘણુ માન મળ્યુ હતુ તે વાવ જેતાવાવથી ઓળખાય છે. આ વંશમાં શંખેશ્વરિયા ઓડક પણ થઈ.

## આચાર્ય જયપ્રભસૂરિ

૪૪૫ ધર્મઘોષસૂરિના શિષ્ય સમુદાયમા જયપ્રભસૂરિ પણ પ્રભાવક આચાર્ય હતા તેઓ સં. ૧૨૨૪થી સ. ૧૨૬૬ માં વિદ્યમાન હતા પટ્ટાવલીના ઉલ્લેખને આધારે આપણે જોયુ કે જાડાપલ્લીય-ગચ્છના જયપ્રભસૂરિએ ધર્મઘોષસૂરિના સમયમા અંચલગચ્છની સમાચારી સ્વીકારી. અંચલગચ્છની સ્થાપ-નાથી લઈને ધર્મઘોષસૂરિના સમય દરમિયાન ભિન્ન ભિન્ન ગચ્છોના અનેક આચાર્યોએ અંચલગચ્છની સમાચારીનો સ્વીકાર કરેલો, તેમાં દિગંબરો ઉપરાત શંખેશ્વરગચ્છ, નાણાવાલગચ્છ, નાડોલગચ્છ, વલભી-ગચ્છ, જાડાપલ્લીય–ઝાલોડીગચ્છ, પૂનમિયાગચ્છ આદિ ગચ્છોના નામો ઉલ્લેખનીય છે ભિન્ન ભિન્ન વિચારસરણી ધરાવતા આચાર્યોએ અંચલગચ્છની સમાચારી સ્વીકારી એ હકીકતના ઉપલક્ષમાં એક બીજા વચ્ચે સ્નેહભાવ વધારવા, વિચારસંઘર્ષ નિવારવા, જુદી જુદી શાખાઓ એ અરસામાં અસ્તિત્વમાં આવી. ગચ્છ વ્યવસ્થામાં શાખાઓ વચ્ચેનુ સંકલન એક મહત્ત્વનુ અંગ મનાયુ છે સમાન આચારવિચારની અને કેટલેક અંશે સમાન માનસની ભૂમિકા ઊભી કરવામા શાખાઓની ઉપયોગિતા અભિપ્રેત છે.

૪૪૬ સ. ૧૨૦૮ મા જયસિંહસૂરિએ હસ્તીતુંડમા અનંતસિંહ અથવા અખયરાજને પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો, એ સંબધમાં આપણે વિચારી ગયા. પં. લાલન જૈન ગોત્રસંગ્રહમાં સં. ૧૨૨૪માં અનંતસિંહને જયપ્રભસૂરિએ પ્રતિબોધ આપીને જૈનધર્મી બનાવ્યો હોવાની સંભાવના પણ સ્વીકારે છે.

૪૪૭. સ ૧૨૨૪ માં લોલાડાના રાઉત ફણગરને જયસિંહસૂરિએ પ્રતિબોધી જૈન કર્યો, તે સંબંધી આપણે જોયુ. અન્ય ઉલ્લેખો પ્રમાણે રાઉત ફણગરને જયપ્રભસૂરિએ પ્રતિબોધ આપી જૈનધર્મી કરેલો.

૪૪૮ સ ૧૨૬૬ માં ઝાલોરના ચૌહાણવંશીય ભીમે ધર્મઘોષસૂરિના ઉપદેશથી ડોઉ ગામમા શ્રી વાસુપૂજ્ય ભગવાનનો પ્રાસાદ બંધાવ્યો અન્ય પ્રમાણોને આધારે જયપ્રભસૂરિના ઉપદેશથી તેણે તે જિન-પ્રાસાદ બંધાવેલો આ બધા પ્રમાણો પરથી જયપ્રભસૂરિના પ્રભાવનો આપણને પરિચય મળી રહે છે.

## પ્રતિષ્ઠા કાર્યો

૪૪૯ જીરાપલ્લી તીર્થની દેવકુલિકા નં ૪૬ ની પ્રતિમા ઉપર આ પ્રમાણે લેખ પ્રાપ્ત થાય છે.

**सं. १२६३ वर्षे आषाढ वदि ८ गुरौ श्री उपकेशज्ञातीय सं. आंवड पुत्र जगसिंह तत्पुत्र उदय भा. उदयादे पुत्र नेणेन अस्य पार्श्वनाथ चैत्ये देवकुलिका कारापिता श्री धर्मघोषसूरेरुपदेशेन श्री धनमेलकार्थे श्रीरस्तु ।**

૪૫૦ ઉક્ત મૂર્તિ લેખ ઉપરથી જાણી શકાય છે કે સ. ૧૨૬૩ના આષાઢ વદિ ૮ ને ગુરુવારે ઉપકેશ જ્ઞાતિના સં આબડના પુત્ર જગસિંહ—ઉદય ભાર્યા ઉદયાદે, તેમના પુત્ર નેણે શ્રી જીરાપલ્લી પાર્શ્વનાથ તીર્થમાં દેવકુલિકા ધર્મઘોષસૂરિના ઉપદેશથી ધનમલના અર્થે કરાવી.

૪૫૧ આ લેખમાં ગચ્છનુ નામ નથી, પરંતુ તેમાં જણાવેલા આચાર્ય અંચલગચ્છના ધર્મઘોષ-સૂરિજ હોય એ સંભવિત છે. સ ૧૨૬૩ મા ધર્મઘોષસૂરિ રાજસ્થાનના પ્રદેશોમા બહુધા વિચરતા હતા. કાળક્રમની દૃષ્ટિથી વિચારતા પણ એ સંભાવના જ ઠીક લાગે છે. કેમકે સ. ૧૨૬૩ મા અન્ય કોઈ ધર્મઘોષસૂરિની વિદ્યમાનતા જણાતી નથી

૪૫૨ ડૉ ભાંડારકરના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૩–૮૪, પૃ. ૩૧૯–૨૨, ની

પ્રાચીન પટ્ટાવલીમાંથી આ પ્રમાણે ઉલ્લેખ મળે છે : **वि. १२३६ महिमदावादी पार्श्व प्रतिष्ठा धर्मघोषसूरिणा।** ૧૭ મી શતાબ્દીમાં અંચલગચ્છની ઉક્ત પટ્ટાવલી કોઈ અજ્ઞાત કર્તાએ લખી છે. આ ઉપરથી જાણી શકાય છે કે સં. ૧૨૩૬ માં શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા ધર્મઘોષસૂરિના ઉપદેશથી થઈ. શક્ય છે કે આ પ્રતિમાની પ્રતિષ્ઠા કોઈ અન્ય સ્થાને થઈ હોય અને પછી મહેમદાવાદમાં તે પ્રતિમાની પુનઃ પ્રતિષ્ઠા થઈ હોય, કેમકે ધર્મઘોષસૂરિના વખતમાં મહેમદાવાદનું અસ્તિત્વ સંભવતું નથી.

## ધર્મઘોષસૂરિનો વિહાર પ્રદેશ

૪૫૩ ધર્મઘોષસૂરિનો વિહાર પ્રદેશ પણ જયસિંહસૂરિના વિહાર પ્રદેશ જેટલો જ વિસ્તૃત છે ભાવસાગરસૂરિ એમના વિહાર પ્રદેશને સૂચિત કરતા 'વીરવંશ ગુર્વાવલી'માં નોંધે છે કે ભવિજનોને પ્રતિબોધ આપતા ધર્મઘોષસૂરિ ગુજરાત, સિંધ, માળવા, મહારાષ્ટ્ર, મરુ, સૌરાષ્ટ્ર ઈત્યાદિ પ્રદેશમાં વિચર્યા—

ગુજ્જર સિંધુ સવા લખ માલવ મરહટ્ઠ મરુવ સોરટ્ઠે;
વિહરતો સિરિ નયરે ભવિયણ પડિબોહેણ પત્તો. ૨૯

૪૫૪. આ ઉપરાંત તેઓ ઉત્તર ભારતના પ્રદેશોમાં વિચર્યા હતા, જે સબંધે આપણે ઉલ્લેખ કરી ગયા. ઉત્તર ભારતમા ધર્મઘોષસૂરિએ કરવત મૂકવાના અધમ વ્યવસાય આચરતા ઘણા લોકોને અહિંસા ધર્મનો ઉપદેશ આપી જૈન ધર્મનો સ્વીકાર કરાવ્યો એ બધા પ્રદેશોમા આચાર્ય વિહર્યા અને સુંદર ધર્મ-પ્રચાર કર્યો, જે અંગે આપણે દૃષ્ટિપાત કરી ગયા. ભાવસાગરસૂરિના જણાવ્યા પ્રમાણે આચાર્ય મહારાષ્ટ્રમાં પણ વિચર્યા હતા, પરંતુ દુર્ભાગ્યે એમના એ પ્રદેશના વિહાર સંબંધમાં કંઈ જાણી શકાતુ નથી.

૪૫૫ એ બધા પ્રદેશો ઉપરાંત ધર્મઘોષસૂરિ કચ્છ પ્રદેશમાં પણ વિચર્યા હતા પટ્ટાવલીના આધારે કચ્છ તો આચાર્યની મૃત્યુભૂમિ છે, જે અંગે હવે પછી ઉલ્લેખ કરીશુ અલબત્ત, પટ્ટાવલીનુ વિધાન સંશોધનીય છે ધર્મઘોષસૂરિના આટલા વિસ્તૃત વિહાર પ્રદેશ ઉપરથી કહી શકાય કે એમના જેટલા સુદૂર અને વિવિધ પ્રદેશોમા અપ્રતિહત વિચરનાર અંચલગચ્છમાં ભાગ્યે જ પાંચેક આચાર્યો હશે.

## વિદાય

૪૫૬. અંચલગચ્છના આ પ્રભાવક પટ્ટધર સં. ૧૨૬૮ માં ૬૦ વર્ષની ઉમરમા કાળધર્મ પામ્યા પટ્ટાવલીના ઉલ્લેખ પરથી જાણી શકાય છે કે લાલણજીએ આચાર્યને આગ્રહપૂર્વક ડોણ ગામમાં તેડાવ્યા લાલણજી પ્રભૃતિ સંઘે તેમની ભારે સેવા કરી આચાર્ય અંતિમ ચાતુર્માસ ડોણમા જ રહ્યા ત્યા તેમના ઉપદેશથી ઘણા ધર્મકાર્યો થયાં પોતાના પાટ પર મહેન્દ્રસિંહસૂરિને પ્રસ્થાપિત કરી તેઓ કચ્છના એ ગામમાં જ સં. ૧૨૬૮ માં ૫૯ વર્ષની ઉમરે કાળધર્મ પામ્યા લાલણજીએ ચંદનકાષ્ટો વડે તેમના શરીરનો અગ્નિસંસ્કાર કરીને તે જગ્યાએ તળાવને કિનારે એક દેરી બંધાવીને તેમા ધર્મઘોષસૂરિની તથા પોતાના ઉપકારી આચાર્ય જયસિંહસૂરિની ચરણપાદુકાઓ સ્થાપી પટ્ટાવલીનુ વિધાન સંશોધનીય છે.

૪૫૭ ધર્મઘોષસૂરિનું મૃત્યુ સ્થળ ડોણ ગામ નહી પરંતુ તિમિરપુર છે તેમજ સં ૧૨૬૮ માં ૬૦ વર્ષનું આયુ પાળીને આચાર્ય અણસણપૂર્વક દેહાવસાન પામ્યા ઈત્યાદિ હકીકતો ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાંથી આ પ્રમાણે સૂચિત થાય છે—

સિરિ ધમ્મઘોષસૂરી સટ્ઠીય વરીસં ચ પાલિયં આઉ;
અડસટ્ઠઈ તિમિરપુરે સુરભુવણં અણસણે પત્તો ૧૩૪

કવિવર કાન્હ ઉક્ત હકીકતને પુષ્ટિ આપતા 'ગચ્છનાયક ગુરુરાસ'મા કહે છે કે—'પહુતઉ પહુ અણસણ સટ્ઠીય ગરયઈ અમર વીમાણી.'

૪૫૮ શતપદીના રચયિતા તરીકે ધર્મઘોષસૂરિનું નામ અંચલગચ્છના ઈતિહાસમાં અમર રહેશે આપણે જોયું કે અંચલગચ્છની સમાચારી અને તેના દૃષ્ટિબિન્દુને શબ્દદેહ આપનાર તેઓ પ્રથમ આચાર્ય હતા. એ ગ્રંથમા તેમણે વિવિધ પ્રશ્નોની જે તાત્ત્વિક ભૂમિકાને આધારે છણાવટ કરી છે, તે આપણને આશ્ચર્યમુગ્ધ કરી દે એવી અર્થઘન અને ઉદ્દત્ત છે. વિચારોના વિધવિધ પાસાઓની રજૂઆત કરી તેનુ પરીક્ષણ કરવાની અને તેના આધારે નિર્ણય કરવાની એમની વિશિષ્ટ પદ્ધતિને તત્ત્વજ્ઞો મૂલવશે અહી એ વિષે વિસ્તાર કરવો વિવક્ષિત નથી, માત્ર એટલુ જ જણાવવાનુ રહે છે કે આ ગચ્છની સ્થાપના પછીના ત્રીજા પટ્ટધર ધર્મઘોષસૂરિ, આર્યરક્ષિતસૂરિ અને જયસિંહસૂરિની સાથે અંચલગચ્છના ઉદયકાળની ત્રિમૂર્તિ બની રહે છે. આ ત્રણે વિરાટ પ્રતિભાઓએ આ ગચ્છની અભિનવ વિચારધારાનુ પ્રવર્તન, સંગઠ્ઠન અને ઉત્થાન કર્યું. આ દૃષ્ટિએ વિચારતાં, ધર્મઘોષસૂરિની વિદાયથી અંચલગચ્છના ઈતિહાસનો અત્યંત મહત્ત્વપૂર્ણ તબક્કો પૂર્ણ થયો એ તબક્કાનુ વ્યાવર્તક લક્ષણ એ હતુ કે એ દરમિયાન આ ગચ્છના સ્વરૂપનો આકાર ઘડાઈ ગયો હતો, એટલુ જ નહી ગચ્છ સુદૃઢ પાયા પર પણ મૂકાઈ ગયો હતો એ પછીના પટ્ટધરોને ફાળે પ્રસ્થાપિત પરંપરાને નિષ્ઠાપૂર્વક અનુસરવાનુ અને સુદૃઢ પાયા પર મૂકાયેલા આ ગચ્છની ધૂરાને અંકિત પથ પર વહન કરવાનુ જ રહેલુ આ દૃષ્ટિએ, એ પછીનો ઈતિહાસ નવા જ તબક્કામાં પ્રવેશ કરે છે.*

---

* ધર્મઘોષસૂરિ વિશે પ્રો પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રતવિષયક સને ૧૮૮૬–૯૫ના અહેવાલની પ્રસ્તાવનામાં આ પ્રમાણે જણાવે છે—

Dharmaghosha—

Pupil of Jayasinha in the Anchalagachcha. He composed the Satapadika in Samvat 1263. His pupil Mahendrasuri made an easier recension of it in Samvat 1294 1, App. p. 12. Compare 3, App. p. 219, where the succession (1) Aryarakshita, (2) Jayasinha, (3) Dharmaghosha is given. No 1340 of this Report's Collection is a copy of a Satapadikasaroddhara by Merutunga, with a prasasti in which Merutunga says of Dharmaghosha that he was born in Marudesa in Mahapura in Samvat 1208. His father's name was Chandra and his mother's Rajalade. Vrata, Samvat 1216: Suripada, Samvat 1234: Svarga, Samvat 1268, at the age of 60 Merutunga also says that this Dharmaghosha converted "Prathamaraja" in Sakambhari

ડૉ ક્લાટની નોંધ પણ અહી ઉલ્લેખનીય છે.

Dharmaghosa suri, son of Chandra Vyavaharin in Mahava–pura nagara (Maru–dese) and of Rajalade, born Samvat 1208, diksha 1216, Acharya 1234, Composed Satapadi (ashtadasaprasnottara rupa) Samvat 1263 (See peterson, I rep. P 63, App p 12), + 1268 at the age of 59.

## ૪. શ્રી મહેન્દ્રસિંહસૂરિ

### પૂર્વ જીવન

૪૫૯. મરુદેશ અંતર્ગત સરાનગરમાં શ્રીમાળી જ્ઞાતીય દેવપ્રસાદના ઘરે તેની પત્ની ક્ષીરદેવીની કૂખે સં. ૧૨૨૮ માં મહેન્દ્રકુમારનો જન્મ થયો, જે પાછળથી મહેન્દ્રસિંહસૂરિના નામથી જૈન-ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયો. એમનું બીજું નામ માલ પણ મળે છે. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા એમને એ નામથી જ ઓળખાવે છે.

૪૬૦. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં મહેન્દ્રસિંહસૂરિનાં પૂર્વજીવન વિષે વિસ્તારથી વર્ણન છે. તેમાં જણાવાયુ છે કે મહેન્દ્રકુમાર દેવપ્રસાદ નામે ઔદિચ્ય બ્રાહ્મણ પંડિતનો પુત્ર હતો. તે પાંચેક વર્ષનો થયો તે અરસામા ધર્મઘોષસૂરિ નાગડ ગોત્રીય રૂણા નામના ધનાઢ્ય શ્રાવકના આગ્રહથી સરાનગરમાં ચતુર્માસ રહેલા. આચાર્યના ત્રણ નવોદિત શિષ્યો વ્યાકરણનો અભ્યાસ કરવા ઉત્સુક હોવાથી પંડિત દેવપ્રસાદ તેમને વ્યાકરણ શિખવતો. બાળક મહેન્દ્ર પણ ઘણીવાર પિતા સાથે ઉપાશ્રયમા જવા આવવા લાગ્યો. થોડા સમયમાં તો બાળક મુનિઓ સાથે ખૂબ હળીમળી ગયો તે આચાર્યના ખોળામાં જઈને બેસતો, પાત્રા લેતો, અને બાલસુભગ ક્રિડાઓ કરી બધાને હસાવતો બાળકની બાલચેષ્ટાઓ તેમજ તેનાં સામુદ્રિક લક્ષણો જોઈને આચાર્ય મનમાં વિચારતા કે બાળક ખરેખર, મહાન થવા સર્જાયો છે. આવા પ્રતાપી બાળકને શિષ્ય કરવાનુ કોને ન ગમે ? ધર્મઘોષસૂરિના હૈયામા પણ એ મનીષા અંકુરિત થઈ, જે રૂણાક શ્રેષ્ઠી દ્વારા દેવપ્રસાદ અને તેની પત્ની ક્ષીરદેવી જાણવા પામ્યા પોતાનો પુત્ર પ્રવ્રજ્યા અંગીકાર કરે એ પ્રથમ તો માતાને ન રુચ્યુ, પરંતુ ધર્મઘોષસૂરિના લૌકિક પ્રભાવ અને બાળકના ઉજ્જવળ ભાવિનો વિચાર કરી તેણે પોતાનો વિચાર બદલ્યો પંડિત તથા પંડિત-પત્ની જૈનધર્મનાં અનુરાગી તો બન્યાં જ હતા, એમાં બાળકના ઉજ્જવળ ભાવિની કલ્પના ઉમેરાતા તેમણે સ્વેચ્છાએ બાળકને ધર્મઘોષસૂરિને સોંપી દીધો. રૂણાક શ્રેષ્ઠી આદિ સંઘે દેવપ્રસાદ અને ક્ષીરદેવીનો આદર-સત્કાર કર્યો

૪૬૧. ઉક્ત પટ્ટાવલીમા આ પ્રમાણે વૃત્તાત છે **श्री महेन्द्रसूरयः ॥ तद्वृत्तश्चैवं ॥ सराभिधे ग्रामे देवप्रसादाभिध एक औदिच्यज्ञातीयो द्विजो वसतिस्म। तस्य क्षीरदेव्याभिधाना रम्यरूपाशीलादि गुणगणालंकृता भार्या सीत्। तयोः १२२८ संवत्सरे शुभलक्षणोपेतो महेन्द्राभिधः सुतोऽभवत्। स च देवप्रसादो वेदादि शास्त्रप्रवीणोऽपि पुराणकथावाचनादिभिः कष्टेन स्वाजीविकां करोति। अथैकदा श्री धर्मघोपसूरयो विहरंतस्तत्र ग्रामे समायाताः। तत्रत्य नागडगोत्रीय रूणाभिधे स्यैकस्य धनिकस्याग्रह तत्र चतुर्मासी स्थिताः। रूणोऽपि सर्वदा शुभभाववरो गुरूणां भक्ति तनोति। अथ गुरुभिः प्रथमंदी-**

क्षिताख्रयःक्षुल्लकशिष्या व्याकरणाध्ययनार्थं गुरुन् विज्ञापयामासुः। तदा गुरुभिरप्येकदा-तस्मै भक्तिमते रूणाश्रेष्टिने पृष्ट । भो श्रावकोत्तम अत्र भवतां ग्रामे किं कोऽप्यधीत व्याकरणोऽध्यापको वर्तते । रूणाकेनोक्तं भगवन् अत्र देवप्रसादाभिध एको ब्राह्मणो विद्यते। स चात्र विद्वानुच्यते । लोकानामग्रे च कथादि कुर्वन् स कष्टेन निजाजीविकानि निर्वाह्ययति । परं सोऽधीत व्याकरणोऽस्तिनवेत्यहं न जानामि । चेद् भवदीयाज्ञा तदाहं तमत्र भवतां समीपे समानयामि । × × × × ×

૪૬૨. પટ્ટાવલીના ઉલ્લેખો સંશોધનીય છે. ઉક્ત પ્રસંગ કિંવદન્તી કે અનુમાનને આધારે જ આલેખાયેલો જણાય છે. દેવપ્રસાદનાં નામ ઉપરથી એની જ્ઞાતિ બ્રાહ્મણ માની લેવામાં આવી છે, પરંતુ તે બરોબર નથી પ્રાચીન ગ્રંથોમાં એને શ્રેષ્ઠી કે વ્યવહારી કહ્યો છે, ક્યાંક એનાં નામ આગળ સા૦ પણ લખાયું છે, જે ઉપરથી ફલિત થાય છે કે તે બ્રાહ્મણ નહી, વણિક જ્ઞાતિનો હતો.

૪૬૩. મેરુતુંગસૂરિકૃત લઘુશતપદીની પ્રશસ્તિમાં દેવપ્રસાદનાં નામ આગળ **સા૦** લખાયું છે. મુનિ લાખા રચિત ગુરુપટ્ટાવલીમાં દેવપ્રસાદને શ્રેષ્ઠી કહ્યો છે. કવિવર કાન્હ રચિત ગચ્છનાયક ગુરુરાસમાં દેવ-પ્રસાદને 'દેવ પસાઉ' કહ્યો છે, પણ બ્રાહ્મણ હોવા સંબંધમાં કોઈ ઉલ્લેખ નથી. ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીમાં દેવપ્રસાદને શ્રેષ્ઠી તેમજ શ્રીમાલી વંશનો વ્યવહારી કહ્યો છે—

> વિહરંતો સિરિ નયરે ભવિયણ પડિબોહેણ પત્તો. ૨૯
> સિટ્ઠી દેવપસાઓ સિરિવંસ તત્થ વસઈ વિવહારી,
> થિરદેવી રમણી એ જાઓ માલાભિહો કુમરો. ૩૦

૪૬૪. ઉપર્યુક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે દેવપ્રસાદ બ્રાહ્મણ નહી, પરંતુ વણિક હતો; પંડિત નહી પરંતુ શ્રેષ્ઠી–વ્યવહારી હતો. સાંપ્રત પટ્ટાવલીઓમાં પણ ભીમશી માણેક, મો. દ. દેશાઈ, ડૉ જહોન્નેસ ક્લાટ જેવા વિદ્વાનો દેવપ્રસાદને શ્રેષ્ઠી તરીકે ઓળખાવે છે એકમાત્ર મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં દેવપ્રસાદને ઔદિચ્ય બ્રાહ્મણ પંડિત કહ્યો છે, જે ભ્રાન્ત છે. માત્ર નામને આધારે જ્ઞાતિનો નિર્ણય કરવો અનુચિત છે ભૂલવું ન જોઈએ કે એ અરસામાં ક્ષત્રિઓની સાથે અનેક બ્રાહ્મણોએ પણ જૈનધર્મનો સ્વીકાર કરેલો ધર્મઘોષસૂરિના ઉપદેશથી બ્રાહ્મણોએ જૈનધર્મ અંગીકાર કરેલો તે વિષે આગળ ઉલ્લેખ થઈ ગયો છે જૈનધર્મ સ્વીકાર્યો હોવા છતાં ક્ષત્રિયોએ પ્રણાલિકાગત નામાભિધાન પ્રથા ચાલુ રાખી પરિણામે સિંહ પ્રત્યયો વાળાં નામો નવોદિત જૈન ક્ષત્રિયોમાં ચાલુ રહ્યાં શક્ય છે કે નવોદિત જૈન બ્રાહ્મણોનાં નામકરણમાં પણ એ પ્રમાણે જ બનવા પામ્યું હોય, અને પરિણામે દેવપ્રસાદ જેવાં પ્રણાલિકાગત નામો પાડવાની પ્રથા, જૈનધર્મ સ્વીકાર્યો હોવા છતાં, થોડો સમય ચાલુ રહી હોય.

### દીક્ષા અને એ પછીની જીવનચર્યા

૪૬૫ પટ્ટાવલીમા ઉલ્લેખ છે કે સરાનગરથી ધર્મઘોષસૂરિ મહેન્દ્રકુમારને સાથે લઈને અન્યત્ર વિહાર કરી ગયા. વિનયાદિ ગુણસમૂહથી શોભતો બાળક આચાર્યનો પ્રીતિપાત્ર બન્યો તે નવ વર્ષનો થતાં તેને ગુરુએ સં ૧૨૩૭ મા ખંભાતમાં મહોત્સવપૂર્વક દીક્ષા આપી તેનું મહેન્દ્રમુનિ નામ રાખ્યું. મહેન્દ્રમુનિએ એ પછી શાસ્ત્રાભ્યાસ શરુ કર્યો શાસ્ત્રોમાં પારગામી થયેલા મહેન્દ્રમુનિને સં ૧૨૫૭ માં ગુરુએ ઉપાધ્યાયપદે સ્થાપ્યા. પછી ગુરુના આદેશથી તેઓ પરિવાર સાથે ભિન્ન વિહરવા લાગ્યા સં. ૧૨૬૩મા ગુરુએ એમને નાડોલમાં મહોત્સવપૂર્વક આચાર્યપદ આપ્યું અને એમનું મહેન્દ્રસિંહસૂરિ નામ રાખ્યું.

૪૧૬. 'ગચ્છનાયક ગુરુ રાસ 'માં કવિવર કાન્હ મહેન્દ્રસિંહસૂરિનાં જીવન વિષે આ પ્રમાણે વર્ણવે છે—

પુહવિ પ્રસિદ્ધઉ સરનયરો વખાણિમુ સ ખેવિ,
દેવપસાઉ પસંસિયએ તસ ગેહિણિ થિરદેવિ ૬૫

પસવિઉ પુત્ત પહાણુ તહિ અઠ્ઠાવીસઈ વારિ,
સાતીસઈ સંજમ લઈઉ નવ વરિસનઈ કુમારિ. ૬૬

બાર તિસટ્ઠઈ આયરિઉ એકહતર ગચ્છ ભારિ,
તેર નવોતરઈ તિમિર પુરે પુહતઉ પહલઈ પારિ. ૬૭

૪૧૭ મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં મહેન્દ્રસિંહસૂરિનાં જીવન વિષે આ પ્રમાણે નોંધે છે **चतुर्थ गणधर महेंद्रसिंहसूरि सरसनगरे श्रेष्ठि देवप्रसाद स्थिरदेवी माता । संवत १२२८ वर्षे जन्मः । संवत १२३७ वर्षे दीक्षा । संवत् १२६३ आचार्यपद । संवत् १२७१ गच्छनायक पद । संवत् १३०९ निर्वाण । तिमिरपुरे सर्वांक वर्ष ७७ ॥ ४ ॥**

૪૧૮. મેરુતુંગસૂરિ લઘુશતપદીની પ્રશસ્તિમાં મહેન્દ્રસિંહસૂરિનાં જીવન વિષે આ પ્રમાણે નોંધે છે— **तेषां च सरनगरे सा० देवप्रसादः पिता सा० स्थिरदेवी माता । संवत् १२२८ जन्म १२३७ दीक्षा १२६३ सूरिपदं १२७१ गच्छेशपद १३०९ स्वर्गः सर्वायुवर्ष ८२ ॥** મેરુતુંગસૂરિની આ પ્રશસ્તિને આધારે પ્રો પિટર્સન સને ૧૮૮૬–૯૨ ના સંસ્કૃત હસ્તપ્રતવિષયક અહેવાલની પ્રસ્તાવનામાં મહેન્દ્રસિંહસૂરિના જીવન વિષે આ પ્રમાણે નોંધે છે

Mahendrasinha–Mentioned as pupil of Dharmaghosha and guru of Sinhaprabha In the Anchalagachcha pattavali his dates are given as follows. Birth, Samvat 1228 diksha, Samvat 1237: acharyapada, Samvat 1263, death, Samvat 1309. 3, App. p. 220. Author of the Satapadika, which he composed in Samvat 1294 He wrote to make a similar work written by his teacher Dharmaghosha in Samvat 1263 easier of understanding. 1, App. p. 12.

૪૧૯. ડૉ જોહાન્નેસ ક્લાટની મહેન્દ્રસિંહસૂરિનાં જીવન વિષેની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે. ડો ક્લાટ નોંધે છે—

Mahendrasinha Suri, son of Sreshthin Devaprasada (Mer. Saha Devaprasada) in Saranagara and of Khiradevi (Sat. Sthiradevi), born Samvat 1228 (Mer. 1220), diksha 1237, acharya 1263, gachchhanayak 1269 + 1309, at the age of 82 He composed, Samvat 1294, commentary on his preceptor's Satapadi (see ib) and the Tirthamala-stavan in III prakrit verses, which is printed in Vidhipakshapratikr. Bombay 1889, pp 229 - 77.

૪૨૦ ઉપર્યુક્ત પ્રમાણો બહુધા એકબીજાને મળતા જ છે, કિન્તુ કેટલીક બાબતોમાં જુદા પડે છે. મહેન્દ્રસિંહસૂરિના જન્મ સ્થળ સરાનગરને મુનિ લાખા સરસ નગર કહે છે ભાવસાગરસૂરિ સિરિનગર કહે

છે, કવિવર કાન્હ તેમજ મેરુતુંગસૂરિ સરનગર કહે છે. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં સરાને ગામ કહેવામા આવ્યુ છે, પરંતુ ઉપર્યુક્ત પ્રમાણોને આધારે તે પ્રસિદ્ધ નગર હતુ

૪૭૧ ગચ્છનાયકપદ–સંવત તેમજ નિર્વાણ–સંવતને બાદ કરતાં, અન્ય બાબતોમાં ઉપર્યુક્ત પ્રમાણોમાં સામ્ય છે મુનિ લાખા, કવિવર કાન્હ તેમજ મેરુતુંગસૂરિ, મહેન્દ્રસિંહસૂરિનો ગચ્છનાયક પદ–સંવત ૧૨૭૧ સૂચવે છે તે વિચારણીય છે મહેન્દ્રસિંહસૂરિના ગુરુ અને પૂરોગામી પટ્ટધર ધર્મઘોષસૂરિ સં. ૧૨૬૮ માં તિમિરપુરમાં નિર્વાણ પામ્યા એ વિષે આપણે ઉલ્લેખ કરી ગયા પટ્ટાવલીકાર એમનુ મૃત્યુ કચ્છનાં ડોણ ગામમાં થયુ હોવાનુ નોંધે છે સ્થળ નિર્દેશનો એ ફરક જતો કરતા બન્ને પટ્ટધરો વચ્ચે ત્રણ વર્ષ જેટલા લાંબા સમયનો અવકાશ રહે છે, જેના સમર્થનમા કોઈ કારણ પ્રાપ્ત થતુ નથી. આ નિર્દેશ ભ્રાન્ત જણાય છે ભીમશી માણેકની પટ્ટાવલીને આધારે ડૉ ક્લાટ મહેન્દ્રસિંહસૂરિનો ગચ્છનાયકપદ સંવત ૧૨૬૯ નોંધે છે તે ઠીક જણાય છે. ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીમાં પણ એ સંવતનો સ્પષ્ટ નિર્દેશ છે, જે સ્વીકાર્ય છે

બારસ અટ્ઠાવીસે જમ્મણુ સાતીસએય ચારિત્ત,
તેસટ્ઠઈ આયરિઉ ઉગુણુત્તરી ગચ્છ પય ભારો ૫૫

૪૭૨ પટ્ટાવલીમાંથી વિશેષમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે સં ૧૨૫૭ માં ઉપાધ્યાયપદે અભિયુક્ત થયા પછી તેઓ નગરપારકરના સંઘના આગ્રહથી ત્યાં જ ચતુર્માસ રહેલા. તેમના ઉપદેશથી ત્યાંના વડેરાગોત્રીય સંગ નામના શ્રેષ્ઠીએ ગોડી પાર્શ્વનાથજી તીર્થની સંઘ સાથે યાત્રા કરી. મહેન્દ્રસિંહ ઉપાધ્યાય પણ એ સંઘમાં હતા

## ત્રણ વર્ષનો દુષ્કાળ

૪૭૩. એ અરસામાં એ તરફ ભયંકર દુષ્કાળ પડ્યો. મહેન્દ્રસિંહ ઉપાધ્યાય એ વખતે કીરાડુ ગામમાં ચતુર્માસ રહ્યા હતા ગુરુના ઉપદેશથી કીરાડુના વતની વડેરાગોત્રીય આલ્હાક શ્રેષ્ઠીએ દુષ્કાળ પીડિતોને ભારે મદદ કરી અને અસંખ્ય લોકોને તથા પશુપક્ષીઓને ઊગાર્યા આલ્હાક શ્રેષ્ઠીએ એ ત્રણ વર્ષના દુષ્કાળ વખતે કૂવાઓ ખોદાવ્યા, દાનશાલાઓ તથા પરબો સ્થાપી અને અનેક લોકોપયોગી કાર્યો કર્યા.

૪૭૪. પટ્ટાવલીમાં આ ત્રિવર્ષી દુષ્કાળ અંગે એવુ વર્ણન છે કે આલ્હાક શ્રેષ્ઠીનાં ઘરનાં આંગણામાં એક બોરડીનુ વૃક્ષ હતુ. તેના પર બેઠેલો કાગડો ઉચ્ચ સ્વરે બોલીને ઊડી ગયો. ગુરુ નિમિત્ત શાસ્ત્રના પારગામી હતા એટલે કાગવાણી દ્વારા જાણી શક્યા કે બોરડીના વૃક્ષની નીચે ધનનું મોટુ નિધાન છે. ગુરુએ આલ્હાકને આગામી ત્રિવર્ષી દુષ્કાળ અને ધનનાં નિધાન અંગે વાત કરી અને જણાવ્યુ કે એ દુષ્કાળ વખતે એ ધનનો ઉપયોગ દુષ્કાળ પીડિતોના ઉદ્ધાર માટે કરવો. ગુરુના કહેવા પ્રમાણે ત્રિવર્ષી દુષ્કાળ પડ્યો અને સૂચિત બોરડીનાં વૃક્ષ નીચેથી ધનનુ મોટુ નિધાન પ્રાપ્ત થયું. આલ્હાક શ્રેષ્ઠીએ ધનનો સદુપયોગ કરી અનેક જીવોને ઊગાર્યા અને પોતાનું જીવન કૃતાર્થ કર્યું.

૪૭૫ માનવજીવનને નીભાવવાનાં આવા અત્યંત ઉપયોગી કાર્યો કેટલાંક રૂઢિચૂસ્ત માનસને ખૂચ્યા હોવાનો નિર્દેશ પણ પટ્ટાવલીમાંથી પ્રાપ્ત થાય છે તેમાં એવો ઉલ્લેખ છે કે મહેન્દ્રસિંહસૂરિ આબૂ તીર્થની યાત્રા કરી થરાદ નગરમા પધાર્યા, તે વખતે તપાગચ્છાધીશ દેવેન્દ્રસૂરિ સાથે એમને એ વિષયમાં ચર્ચા–વિચારણા થઈ બન્ને આચાર્યો વચ્ચે મહાવ્રતોના અતિચાર સંબંધી ચોયોગી પ્રશ્નયુક્ત સંવાદ થયો. દેવેન્દ્રસૂરિએ કહ્યું કે–'શ્રાવકોને તેમજ બીજા ગૃહસ્થોને નિમિત્ત કહેવુ તથા નિધાનનુ સ્થાન દેખાડવુ

ઈત્યાદિ કાર્યો કરનાર મુનિઓનાં ચારિત્રમા મલિનતાનો સંભવ થાય છે. વળી અમે સાંભળ્યુ છે કે તમે ડીગડુના અલ્હાક નામના શ્રાવકને નિમિત્ત કરીને તથા તેનાં ઘરમા રહેલુ નિધાન દેખાડીને કૂવા ખોદાવવા આદિ કાર્યો કરાવેલાં છે, પરંતુ તે સુવિહિત સાધુઓનો આચાર કહેવાય નહી. તમે તો સુવિહિત છો, તેથી તમારે તેના સંબંધમાં આલોયણા લેવી જોઈએ' ઈત્યાદિ.

૪૭૬. ઉપર્યુક્ત પ્રસંગ અન્ય કોઈ ગ્રંથમાં નથી, માત્ર મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાંથી જ એ પ્રસંગ જાણી શકાય છે. એટલે એની પ્રમાણભૂતતા વિશે સ્પષ્ટતાપૂર્વક કહી શકાતું નથી. પટ્ટાવલી નિર્દેશિત અનેક બાબતો સંશોધન માગી લે એવી હોઈને વિચારણીય છે

## શ્રેષ્ઠી આલ્હાક

૪૭૭ આલ્હાકના પૂર્વજો ભિન્નમાલના વતની હતા. સં. ૧૦૦૭ માં ત્યાંના પરમાર વંશીય રાઉ સોમકરણ નામના રાજાને વલ્લભી શાખાના જયપ્રભસૂરિએ પ્રતિબોધ આપી જૈન કર્યો હતો. સં. ૧૧૧૧ માં મુસલમાનોએ ભિન્નમાલનો નાશ કરતાં તેના વંશજ રાયા ગાંગા ત્યાંથી નાશી બાહડમેર ગયા ત્યાં પરમાર વંશીય દેવડ નામના રાજાએ ગાંગારાયના પુત્ર મુનિચંદ્રને 'સેલહોત' પદ આપ્યુ. મુનિચંદ્રના પુત્ર ગુણચંદ્રને આર્યરક્ષિતસૂરિના ઉપદેશથી તથા જયસિંહસૂરિની પ્રેરણાથી બાહડમેરના સંઘે સં. ૧૨૧૬ માં ઓશવાળ જ્ઞાતિમાં ભેળવ્યો, જે અંગે આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા છીએ

૪૭૮. ગુણચંદ્રના વંશમાં કિરાડુઈ નામનાં ગામમાં આસાની પત્ની ચાંદાદેનો આલ્હા નામે પ્રસિદ્ધ પુત્ર થયો. ગામમાં સવાસાતસો ઓસવાલોનાં ઘર હતાં, તેમા આલ્હાનું ઘર તથા કુટુંબ વડું કહેવાતું. ત્રિવર્ષી દુષ્કાળ વખતે આલ્હાએ દાનશાળા બંધાવીને પહેલે વર્ષે દરરોજનું એક કળશી, બીજે વર્ષે દરરોજનું બે કળશી અને ત્રીજે વર્ષે દરરોજનું ત્રણ કળશી અન્ન આપી ઘણા લોકોને ઉગાર્યા. તેની કીર્તિ સાંભળી ઘણા ક્ષુધાપીડિત આગંતુકો આવતા અને ત્યાંના લોકોને પૂછતા કે અન્ન કયાંથી મળે છે? લોકો કહેતાં કે વડેરા આલ્હાની દાનશાળામાંથી મળે છે ત્યારથી તેના વંશજો વડેરા ગોત્રથી પ્રસિદ્ધ થયા

૪૭૯. પં. હી. હં. લાલન ગોત્રસંગ્રહમાં નોંધે છે કે કેટલાક દિવસો બાદ આલ્હાને ત્યાંના ઠાકોર સાથે અણબનાવ થયો, તેથી રાત્રિએ ઘરમાં દીવો મૂકીને તેઓ ત્યાંથી નાશીને પારકર ગયા ત્યાના ચંદ રાણાએ તેમને ઘણું સન્માન આપ્યુ તથા તેમને પ્રધાનપદે નિયુક્ત કર્યા ભટ્ટગ્રંથોને આધારે અંચલગચ્છના આ પ્રભાવશાળી શ્રાવક વિષે ઠીક ઠીક જાણી શકાય છે.

## ધર્મકાર્યો તથા પ્રકીર્ણ ઘટનાઓ

૪૮૦. મહેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી અનેક ધર્મકાર્યો થયા છે. આ વિષેના પ્રમાણો આપણને પટ્ટાવલીઓ, પ્રશસ્તિઓ તથા ભટ્ટગ્રંથોમાંથી પ્રાપ્ત થાય છે, જેનો સંક્ષિપ્ત ઉલ્લેખ વિવક્ષિત છે.

૪૮૧. શ્રીમાલી જ્ઞાતિના ખોડાયણ ગોત્રીય જાણાશેઠે સં. ૧૨૯૫મા ઉસ નગરમાં મહેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી એક જિનપ્રાસાદ બંધાવ્યો અને તેમાં ચોવીશ જિનેશ્વરોની પ્રતિમાઓને પ્રતિષ્ઠિત કરવામાં આવી. જાણાશેઠના વંશમાં રાજમાન્ય પુરુષો થઈ ગયા છે આ વંશના વેલા તથા શિવજીને મોગલ સમ્રાટ શાહજહાં તરફથી ઘણું માન મળ્યુ હતું. તેમને શેઠની પદવી પ્રાપ્ત થયેલી. તે બન્ને ભાઈઓ રાણકપુરમાં વસ્યા. અમદાવાદ તથા અન્ય શહેરોમા તેમણે ઘણું ધન ખરચીને ધર્મકાર્યો કર્યાં. તેમના વંશજો 'શેઠ' બોડકથી પ્રસિદ્ધ થયા.

૪૮૨. પોરવાડ જ્ઞાતિના પુષ્પાયન ગોત્રીય હાથી નામના શ્રેષ્ઠીએ મહેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી દહીંથલી

નગરમાં શ્રી આદીશ્વરપ્રભુનો જિનપ્રાસાદ કરાવ્યો, શત્રુંજય આદિ તીર્થની સંઘસહિત યાત્રા કરી. તથા વિસલપુર આદિ ગામોમા અઢાર લાખ જેટલુ દ્રવ્ય ધર્મકાર્યોમાં વાવર્યું. સં ૧૩૦૦ ની લગભગમાં દહીથલીના રહેવાસી નરસંગના પુત્ર વર્ધમાનની ગર્ભવતી સ્ત્રી માનાએ સ્વપ્નમાં હાથી જોયો હોવાથી તેમના પુત્રનુ નામ હાથી પાડવામાં આવ્યુ હાથી પોતાનાં પરાક્રમબળે દહીથલીના વાઘેલા રાજા મંડલીકનો મંત્રી થયો અને તેણે અનેક ધર્મકાર્યો કર્યાં.

૪૮૩. ભટ્ટગ્રંથોમાંથી એવા ઉલ્લેખો મળે છે કે મહેન્દ્રસિંહસૂરિ રાઉ કાન્હડના શાસનત્વકાલ દરમિયાન ઝાલોરમાં પધારેલા તે વખતે ચૌહાણવંશીય ભીમ નામનો રજપૂત તેમનો ધર્મોપદેશ સાભળી જૈનધર્મી થયો. ભીમના વંશજો ઓશવાળ જ્ઞાતિમાં ચૌહાણગોત્રથી ઓળખાય છે ભીમે ડોડ ગામમાં શ્રી વાસુપૂજ્ય ભગવાનનુ જિનાલય બંધાવેલુ. તેને ડોડ ગામનો અધિકાર મળ્યો હોવાથી તેના વંશજો ડોડિયાલેચા ઓડકથી ઓળખાયા, જે અંગેનો ઉલ્લેખ આપણે આગળ કરી ગયા છીએ.

૪૮૪. ભાવસાગરસૂરિ રચિત 'વીરવંશગુર્વાવલી'માંથી પણ ભીમનાં નામનો ઉલ્લેખ મળે છે. ભાવસાગરસૂરિ તેને ભીમ નરેન્દ્ર તરીકે ઓળખાવે છે તે એજ વ્યક્તિ સંભવે છે. આચાર્યના ઉપદેશથી તેણે જૈનધર્મ સ્વીકાર્યો અને શ્રી પાર્શ્વભગવાનના જિનપ્રાસાદમા તેણે શ્રી પાર્શ્વપ્રભુની સ્તુતિ કરી:

'સિરિ પાસ ભવણ મજ્ઝે ભીમ નરિંદેણ કહિય પાસ થુઈ.'

એવદ્દણ નગરમાં આ પ્રસંગ બન્યો, જ્યાં આચાર્ય સંઘના આગ્રહથી પોતાના સોળ સાધુના પરિવાર સાથે ચતુર્માસ રહેલા. અહી આચાર્યે અષ્ટોત્તરી–તીર્થમાળાની રચના કરી તેને સામાયિકમાં કહી.

૪૮૫ ચાતુર્માસ બાદ તેઓએ અન્યત્ર વિહાર કર્યો એમને વળાવવા ગયેલા ચતુર્વિધ સંઘને તથા આચાર્યના શિષ્ય પરિવારને જોઇને માર્ગમાં ભીમસેન નામના દિગંબર સાધુએ ગર્વપૂર્વક કટાક્ષ કર્યો કે આ બધી સેના કોના ઉપર ચડી જાય છે? આચાર્યે તરત જ પ્રત્યુત્તર વાળ્યો કે અમારો સગોત્રી નાગો થયો છે તેના ઉપર!! માત્ર આટલા જ મર્મયુક્ત પ્રત્યુત્તરથી ભીમસેન નિરુત્તર બની ગયો અને આચાર્યના પ્રભાવથી ચમત્કૃત પામી પરિવાર સહિત એમનો શિષ્ય થયો ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં આ પ્રસંગ આ પ્રમાણે વર્ણવે છે—

ચઉવિહ સંઘેણ જુઓ તઓ વળતોય બહુલ પરિવારો,<br>
તહ ભીમસેણ ખમણો સયચ્છત્તો સંમુહો મિલિઓ ૪૬<br>
કસ્સ વહારે ચલિયા પુઠ્ઠ ચંગેણ તેણ દપ્પેણ,<br>
ગુરુણો કહંતિ એવ નાઈ અમ્હાણ નાગવિયા. ૪૭<br>
ચ્છલિયોહમિતિ સીસો જાઓ સપરિચ્છઓય સુગુરૂણ,<br>
વિહરંતો કણ્ણવઈ નયરમ્મિ સમુચ્છવો એઓ. ૪૮

૪૮૬ મહેન્દ્રસિંહસૂરિ સોળ સાધુઓના પરિવાર સાથે વિહરતા વિઉત્તડગિરિ પધાર્યા. સંઘે તેમનુ બહુમાન કર્યું. ત્યાં કણયગિરિનો દેદગ નામનો બહુ ધનાઢ્ય વ્યવહારી ગુરુના ઉપદેશથી પ્રતિબોધ પામીને શ્રાવક થયો. ભાવસાગરસૂરિ નોંધે છે.

તત્થય દેદગ નામા કણયગિરી બહુલ દવ્વ વિવહારી,<br>
મુણિઊણ ગુરુ વયણ પડિબદ્ધો સાવઓ જાઓ ૩૬

૪૮૭. તેની બહેનને દેદગનો જૈનધર્મ પ્રત્યેનો અનુરાગ રૂચ્યો નહી. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં તેને 'મિથ્યાત્વી, ધર્મરહિત, દુષ્ટમનવાળી, અત્યંત કલહપ્રિય તથા સાધુ પ્રત્યે દ્વેષભાવ રાખનારી' કહે છે.

એક વખતે ઉત્સવ પ્રસંગે તેણે ઘણા લોકોને ભોજન માટે નિમંત્ર્યા. સાધુઓ માટે તેણે વિષમિશ્રિત ભોજન તૈયાર કરાવ્યું. સાધુઓને નિમંત્રણ કરતાં તેઓ વહોરવા પધાર્યા અને તેમને તે ભોજન આપવામાં આવ્યું. સાધુઓ ગુપ્તિપૂર્વક પાછા વળ્યા. ધ્યાન પ્રાપ્ત થયેલા મહેન્દ્રસિંહસૂરિએ ધ્યાન ત્યજીને ઝેરયુક્ત ભોજન જોયું એટલે ત્રણવાર રોક્યા દેદગને આ વાતની ખબર પડતાં તેણે પોતાની બહેનને અટકાવી, ઝેર-યુક્ત ભોજન બહાર પરઠવીને, દુઃખિત થઈ બધાને ખમાવ્યા.

૪૮૮. મહેન્દ્રસિંહસૂરિ પુનરપિ ધ્યાન પ્રાપ્ત થયા. શાસનદેવી ચક્રેશ્વરીનુ ધ્યાન કરતાં દેવી પ્રત્યક્ષ થયાં, અને સર્વ સાધુઓના વિઘ્નોને નિવારવાનું વચન આપ્યુ. આ પ્રસંગ પછી મહેન્દ્રસિંહસૂરિનો લોકોત્તર પ્રભાવ વૃદ્ધિંગત થયો. ભાવસાગરસૂરિના શબ્દોમાં એ સમગ્ર પ્રસંગ આ પ્રમાણે છે :

તસ્સય ભઈણિી મિચ્છત્ત વાસિણી ધમ્મરહિય દુટ્ઠમણા,
નીવીરા કલહપિયા સાહૂણ મચ્છરં વહઈ. ૩૭

અન્નય ઉચ્છવ સમયે નિમંતિયા ભોયણે બહુ લોયા,
વિસમ્મિસ્સ સાહુસ્યે અણેસણિજ્જ તયા રદ્ધ. ૩૮

સાહુ નિમંતણુ કહણે દેહગહ રસેણ આગયા મુણિણો,
દિન્નં તહા તમન્ન વિહરિય વલિયાય ગુત્તીયે ૩૯

ઝાણ ગયા ગુરુ રાયા ઝાણ મુત્તણ ઉટ્ઠિયા જાવ,
તિય વાર ખોભવિયા દિટ્ઠ વિસમ્મિસિય ભત્ત. ૪૦

તત્તો દેદગ કહણ ભઈણિયે વિલસિયવ તેણાવિ,
સવ્વં બહિ પરિઠવિય ઉમ્મણ દુમણો ય ખામેઈ. ૪૧

પુણરવિ ગુરુ ઝાય ગયા પયડિય ચક્કેસરીઈ દેવીએ,
દૂરટ્ઠિયાવિ સાહું સવ્વ વિગ્ઘ નિવારેમ. ૪૨

ઈયિ કહિય ગણાદેવી પયડ પયાવો ગુરુણ સુપસરિઓ

૪૮૯ આવો જ પ્રસંગ ધર્મઘોષસૂરિનાં જીવન વૃત્તમા પણ નોંધાયો છે, જે વિષે આપણે જોઈ ગયા. એવી જ રીતે ભીમસેન નામના સાધુને માર્મિક પ્રત્યુત્તરથી પરાજિત કરી મહેન્દ્રસિંહસૂરિએ એમને તેમના પરિવાર સહિત પોતાનો શિષ્ય કર્યો એવો જ પ્રસગ ધર્મઘોષસૂરિના સબધમા પણ આપણે જોયો. પ્રો. રવજી દેવરાજે મેરુતુગસૂરિ કૃત લઘુશતપદીનુ ભાષાતર પ્રકટ કર્યુ છે, ને આધારે ઉક્ત બન્ને પ્રસગો ધર્મઘોષસૂરિનાં જીવનમાં બન્યા હોવાનું જણાય છે ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીને આધારે એવા જ એ સમકોણ પ્રસગો મહેન્દ્રસિહસૂરિનાં જીવનમાં બન્યા હોવાનું પ્રમાણિત થાય છે. આ બન્ને ગ્રથોની માહિતીમાં થોડો ફરક ક્ષંતવ્ય ગણતાં, ઉક્ત પ્રસગો એના એ જ જણાય છે, જે વિચારણીય છે.

૪૯૦. વાચક લાવણ્યચદ્રની પટ્ટાવલી ઉપરથી જાણી શકાય છે કે મહેન્દ્રસિહસૂરિએ પૃથ્વીચદ્ર નામના રાજાને પ્રતિબોધ આપી જૈનધર્માનુરાગી બનાવ્યો હતો મહેન્દ્રસિહસૂરિએ પોતાના વાણી પ્રભાવથી કે તર્કશક્તિથી અનેકનાં ગર્વનું ખંડન કર્યું હતુ એમ પણ એ પટ્ટાવલીના ઉલ્લેખથી સૂચિત થાય છે. વાચક લાવણ્યચંદ્ર નોંધે છે **ततः पृथ्वीचंद्राभिध नृपत्ति संबोधनपटुर्महेंद्रात्सिंहाख्यो गणपतिरनेकोन्नत नतः ।** આ નૃપતિ ક્યાંનો હતો, કોણ હતો વગેરે જાણી શકાતુ નથી આ નામના અનેક રાજાઓ થઈ ગયા હોઈને તે વિષે સ્પષ્ટ નિર્ણય કરવો કષ્ટસાધ્ય છે. ઉપદેશ મહેન્દ્રસિંહસૂરિ સાથેના આ નૃપતિના સમાગમ અને અન્ય પ્રસગો વિષે પ્રકાશ પડે એ જરૂરી છે

૪૯૧. રોહડ ગામના રહેવાસી, કટારિયા ગોત્રીય શ્રીકરણના પુત્ર વીરજીએ સં ૧૨૯૬ માં રત્નપુરમાં મહેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથજીનું જિનમંદિર બંધાવ્યું, શત્રુંજયનો સંઘ કાઢ્યો તથા ધર્મ-કાર્યોમાં સર્વે મળી સાત લાખ પીરોજી ખરચી

૪૯૨. લોઢાયણગોત્રીય શ્રેષ્ઠી નરદેવ અંચલગચ્છીય શ્રાવક હતા. ભિન્નમાલનો નાશ થવાથી તેઓ નાસીને પાટણમા જઈને વસેલા. સં. ૧૨૯૫માં એના વંશજ શ્રેષ્ઠી નરા પાટડીમાં જઈ વસ્યા તેથી તેઓ પાટલીઆ ઓડકથી પ્રસિદ્ધ થયા.

૪૯૩. સં. ૧૨૮૨ માં થયેલા વીજલગોત્રીય વછરાજ, વિજય તથા જાદવ નામના અંચલગચ્છીય શ્રાવકોએ અર્ધલક્ષ દ્રવ્ય ખરચીને શત્રુંજયની યાત્રા કરી સંઘવીપદ મેળવ્યુ, તથા દાનશાળા કરાવી. આ વંશમાં કાકરેચીમાં થયેલા ધારા તથા ધનરાજ શેઠે એક લાખ દ્રવ્ય ખરચીને શ્રી ઋષભદેવપ્રભુનો પ્રાસાદ કરાવ્યો, જેની પ્રતિષ્ઠા જિનેન્દ્રસૂરિએ કરી તેમણે એક વાવ તથા દાનશાળા કરાવી ઘણુ દ્રવ્ય ખરચ્યું

૪૯૪. સં. ૧૨૯૬ માં ગૌતમગોત્રીય રીડાના પુત્ર જીવા શાહે શંખેશ્વરજીના જિનપ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ વંશમાં વાસરોડાના રહીસ પર્વતે પુનર્લગ્ન કરવાથી તેના વંશજો દશા થયા હોવા અંગે ભટ્ટ-ગ્રંથોમાં ઉલ્લેખ છે.

૪૯૫. વાસણ ગામમાં પ્રાગ્વાટ જ્ઞાતિના પાપચ-પારાયણ ગોત્રીય દ્રોણ નામના અંચલગચ્છીય શ્રાવકે શ્રી શાન્તિનાથ પ્રભુની પ્રતિમા ભરાવી અને તેની પ્રતિષ્ઠા સં. ૧૨૮૫ મા કરાવી

### શ્રમણ-પરિવાર

૪૯૬. મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય પરિવાર સંબંધમાં જાણી શકાતું નથી. પરંતુ પટ્ટાવલીઓને આધારે તે વખતના શ્રમણ-પરિવાર અંગે કેટલીક છૂટી છવાઈ બાબતો પ્રકાશમાં લાવી શકાય છે. અંચલગચ્છનાં સાધુ-સાધ્વીઓની તત્કાલીન સંખ્યાનો પ્રાચીન ગ્રંથમાં ક્યાંયે ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં એવો ઉલ્લેખ છે કે મહેન્દ્રસિંહસૂરિ સોળ સાધુઓના પરિવાર સાથે વિઉત્તડગિરિ પધારેલા·

તપ્પય મહિંદસિંહો વિહરંતો સોલ સાહુ પરિવરિઓ,
વિઉત્તડગિરિ પત્તો સંઘકયાડંબરો બહુસો. ૩૫

૪૯૭ ખેવદ્દણ નગરમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનના જિનાલયમાં મહેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી ભીમ નામના રાજાએ શ્રી પાર્શ્વપ્રભુની સ્તુતિ કરી, તે વખતે એક એક કાવ્યથી સોળ સાધુઓએ ભગવાનની ભક્તિ કરી; એમ ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે: 'ઇગિ ઇગિ કવ્વેણ કયા સોલસ સાહૂહિ ભત્તીએ.'

આ ઉપરથી કહી શકાય છે કે અંચલગચ્છીય શ્રમણ પરિવાર વિશેષ હશે અલબત્ત, આર્યરક્ષિત-સૂરિ અને જયસિંહસૂરિના પટ્ટકાલ દરમિયાન જે શ્રમણ સંખ્યા હતી, એટલી હોવાનો સંભવ તો નથી જ. એટલી સંખ્યા તો એ પછી કોઈ પણ વખતે જોવા મળતી નથી, છતા મહેન્દ્રસિંહસૂરિના પટ્ટકાલ દર-મિયાન ઘણી સારી સંખ્યા હોવી જોઈએ. નહી તો એકી સાથે ૧૬ સાધુઓ વિચરી શકે પણ નહી.

૪૯૮. મેરુતુંગસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એવો ઉલ્લેખ છે કે મહેન્દ્રસિંહસૂરિના રૂપચંદ આદિ તેર શિષ્યો હતા, કિન્તુ આ વિધાન ભ્રાન્ત છે. આચાર્ય પોતે સોળ શિષ્યો સાથે વિહરતા હોવાનો ઉલ્લેખ ઉપલબ્ધ હોઈ ને તેમનો તેર જ શિષ્યોનો પરિવાર હોય એ વાત સ્વીકારી શકાય એવી નથી. એ ઉપરાંત, તે વખતે અંચલગચ્છની કેટલીક શાખાઓનુ અસ્તિત્વ પણ સંદિગ્ધ રીતે જાણી શકાય છે; જેમાંની લાભ શાખાના સાધુઓ વિષે હવે પછી ઉલ્લેખ કરીશુ. એ શાખાઓના સાધુઓનો પરિવાર પણ

હશે. તદુપરાંત વલ્લભી શાખાનું અસ્તિત્વ પણ પટ્ટાવલીમાં દર્શાવાયેલું જ છે. વિશેષમાં મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય પરિવારમાં ભુવનતુંગસૂરિ જેવા સમર્થ આચાર્ય પણ હતા. આ બધા મુદ્દાઓ ઉપર વિચારતાં મહેન્દ્રસિંહસૂરિના સાધુઓની સંખ્યા માત્ર તેર જ હોવાનું વિધાન કોઈ પણ રીતે સ્વીકારી શકાય એવું નથી.

## આચાર્ય ભુવનતુંગસૂરિ

૪૯૯. મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય ભુવનતુંગસૂરિ સમર્થ આચાર્ય થઈ ગયા. તેઓ પ્રખર સાહિત્યકાર તેમજ મંત્રવાદી પણ હતા. અંચલગચ્છમાં આ નામના બે આચાર્યો થઈ ગયા હોઈને એમનાં કાર્યો વિષે કેટલીક જગ્યાએ વિસંવાદિતા ફેલાઈ છે. ડૉ. ક્લાટ, મોહનલાલ દલીચંદ દેસાઈ, ભીમશી માણેક આદિ ગ્રંથકારો, તેમણે રચેલી પટ્ટાવલીઓમાં, ભુવનતુંગસૂરિને ૫૫ મા પટ્ટધર ધર્મપ્રભસૂરિના શાખાચાર્ય દર્શાવે છે, તે ભુવનતુંગસૂરિ મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય સંભવે છે. પટ્ટાવલીમાં મેરુતુંગસૂરિના સમયમાં થઈ ગયેલા ભુવનતુંગસૂરિનો જે ઉલ્લેખ છે તે આ ગચ્છના બીજા આચાર્ય છે. આ બન્ને આચાર્યો ભિન્ન છે એ વાત ઉક્ત બન્ને આચાર્યોના જીવનકાળ વચ્ચેનો એક શતાબ્દીનો લાંબો ગાળો જ સિદ્ધ કરી દે એમ છે.

૫૦૦. ઘણા ગ્રંથકારોએ આ બન્ને આચાર્યોને એક સમજીને ગૂંચવાડાઓ ફેલાવ્યા છે. જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ દ્વારા પ્રકાશિત 'જૈન ગ્રંથાવલી' પૃ. ૪૪ મા ભુવનતુંગસૂરિને જયશેખરસૂરિના સમકાલીન જણાવ્યા છે, તેમજ ત્રિપુટી મહારાજ કૃત 'જૈન પરંપરાનો ઇતિહાસ'માં તેમને મેરુતુંગસૂરિના શાખાચાર્ય તરીકે ઓળખાવ્યા છે તે ભુવનતુંગસૂરિ મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય હતા. એક ગચ્છમાં આ નામના બે આચાર્યો થઈ ગયા હોઈને સ્વાભાવિક રીતે જ આવો ગૂંચવાડો થાય એ શક્ય છે. વળી સિંહ કે પ્રભ પ્રત્યય વિનાનું એમના ગુરુનું નામ પણ આવો ગૂંચવાડો થવા માટે કારણભૂત છે. પહેલા ભુવનતુંગસૂરિના ગુરુનું નામ મહેન્દ્રસિંહસૂરિ તથા બીજા ભુવનતુંગસૂરિના ગુરુનું નામ મહેન્દ્રપ્રભસૂરિ છે. એટલા માટે જ 'એ હિસ્ટ્રી ઓફ કેનોનીકલ લીટરેચર ઓફ જૈનીઝમ' નામના ગ્રંથમા પ્રો. હી. ર. કાપડિયા ભુવનતુંગસૂરિનો પરિચય આપતા ઉમેરે છે કે. Pupil of Mahendra Suri who revised in Samvat 1294 his guru Dharmaghosa Suri's Satapadi. પ્રો. કાપડિયાએ ગ્રંથકર્તાના ગુરુ મહેન્દ્રસૂરિનો ઉલ્લેખ કરી સ્પષ્ટતા કરી કે જેમણે સં. ૧૨૯૪ મા એમના ગુરુ ધર્મઘોષસૂરિ રચિત શતપદીનું પુનરાવર્તન કર્યું.

૫૦૧. ભુવનતુંગસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ પણ થઈ હશે. પરંતુ દુ:ખનો વિષય એ છે કે એમનો એકેય પ્રતિષ્ઠાલેખ પ્રકાશમા આવ્યો નથી, નહી તો એમના જીવનકાળ વિષે ચોક્કસાઈથી કહી શકાત. 'વીશા શ્રીમાળી જ્ઞાતિના એક પ્રાચીન કુળની વંશાવલી'માંથી મંત્રી વાછાએ વયજલક—વેજલપુરમાં ભુવનતુંગસૂરિના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથ ભગવાનનું જિનમંદિર બંધાવ્યું એ સંબંધમા આ પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે—**चयजलके वास्तव्यः सारंग भा० सरीयादे पु० डोसा भा० नाकु पु० रंगा १ मेला २ रामा ३ रंगा भा० जोसी पु० वाछा श्री पार्श्वनाथ चैत्यं प्रतिष्ठितं श्री अंचलगच्छे श्री भुवनतुंगसूरीणामुपदेशेन मं० वाछा भा० माउ पु० करमण १ लखमण (चारित्रं)** આ પ્રાચીન વહી પરથી એ પણ જાણી શકાય છે કે મંત્રી વાછાના દ્વિતીય પુત્ર લખમણે ચારિત્ર અંગીકાર કરેલું. પરંતુ ચોક્કસ થતું નથી કે એમણે ભુવનતુંગસૂરિ પાસે ચારિત્ર લીધું.

## મંત્રવાદી ભુવનતુંગસૂરિ

૫૦૨. ગ્રંથકારોએ ભુવનતુંગસૂરિને મંત્રવાદી તરીકે ખૂબ ખૂબ બિરદાવ્યા છે. ભુવનતુંગસૂરિએ રાઉલ ખેંગાર ૪ થા (રાજ્ય સં. ૧૨૨૬–૯૦) ની સમક્ષ જુનાગઢમા તક્ષનાગને પ્રત્યક્ષ આણીને સોળ

ગારૂડીઓના વાદ જીત્યા અને આજીવન સર્પ પકડવાનો તથા ખેલાવવાનો ધંધો ન કરવો એવો નિયમ ગારૂડીઓ પાસેથી લેવડાવ્યો. આચાર્યે રાજા પાસેથી ફરમાન મેળવીને સવા લાખ જાળ છોડાવી તથા પાંચસો ભઠ્ઠીઓ બંધ કરાવી. કહેવાય છે કે તેમણે ચોર્યાસી જ્ઞાતિના વણિકો અને ચોર્યાસી ગચ્છના યતિઓના દેખતાં આદીશ્વર ભગવાનની પ્રતિમા બોલાવી ચમત્કાર પણ દેખાડેલો.

૫૦૩. ભુવનતુંગસૂરિના રાઉલ ખેગાર પરના પ્રભાવની નોંધ ડો ક્લાટ તેમણે લખેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં આ પ્રમાણે લે છે. The Bhuvantunga 'suri sakhacharya at his (Dharmaprabha-suri's) time. He had intercourse with raula Khengara in Junagadh (Kh. IV. reigned Samvat 1336-90 in J. see Arch. Surv. W. Ind. II, pp. 164-5.)

૫૦૪. 'Comparative and critical study of Mantrasashtra' નામના ગ્રંથમાં મોહનલાલ ભગવાનદાસ ઝવેરી ભુવનતુંગસૂરિની મંત્રસિદ્ધિની આ પ્રમાણે વિસ્તારથી નોંધ લે છે Shri Bhuvantungasuri was an Acharya of a Branch of Ancalagachha. He attained fame as Mantrika as in a bout with snake-charmers he invoked Taksaka Naga the chief of the Nagas (snakes) and made him appear in the royal court of Khergara IV (who ruled from 1336 to 1390 Vikrama era) at Junagadha and none of the 16 Garudis (snake-charmers) present could control Taksaka. They were therefore declared defeated in the Mantric contest with shri Bhuvantunga-suri who in his turn controlled all the various Nagas of the said Garudis As a result he made these Garudis give up catching snakes and made the said king Kengar prohibit casting of 1¼ lacs of fish-nets and stop 500 Bhatthis or ovens and accept the principle of Ahimsa or non-killing

૫૦૫. ભુવનતુંગસૂરિના પ્રભાવથી જુનાગઢના રાજાઓ જૈનધર્માભિમુખ થયા એ હકીકત ઉક્ત કથનથી સ્પષ્ટ થાય છે. એ પછીના મંડલિક રાજાઓ પણ જૈનધર્મના સિદ્ધાંતોનુ ચુસ્ત રીતે પાલન કરતા, જે વિષેનો આધાર શિલાલેખોમાંથી મળી રહે છે આ મંડલિક રાજાઓ પૈકી એકનો સં. ૧૫૦૭ની સાલનો શિલાલેખ ઉપરકોરમાં છે, જેનો એક ભાગ આ પ્રમાણે છે: **समस्त जीव अभयदान करण दकारकेन पंचमी अष्टमी चतुर्दशी दिनेषु सर्व जीव अमारि कारिता . श्री . . गति जीवन विणासइ वीजा लोक जीव न विणासइ . . चीडीमार सीचाणका पाराधि आहेडा न करइ चोर न मारिवा वावर खांट तुरक पहे पाहडे जीव कोइ न विणासइ चौदशी घाणी न पीलइ कुंभकार पंचदीनीमांइ न इंजिको . . .**

૫૦૬. ભુવનતુંગસૂરિની મંત્રવાદી તરીકેની કારકિર્દીનો ઉલ્લેખ કર્યા પછી મંત્રવિદ્યા પર વિચારણા કરવી આવશ્યક બને છે અંચલગચ્છના જ નહી પરંતુ અન્ય ગચ્છોના આચાર્યોએ પણ ધર્મકાર્યો માટે મંત્રવિદ્યાનો આશ્રય લીધો જ છે. આ ગચ્છના આચાર્યો આ વિદ્યામા નિષ્ણાત હોવાનાં પ્રમાણોની પ્રાચીન ગ્રંથોમાં કમી નથી. અંબાલાલ પ્રેમચંદ શાહ 'જૈનશાસ્ત્ર ઔર મંત્રવિદ્યા' નામના 'હજારીમલ-સ્મૃતિ ગ્રંથ'માં પ્રકાશિત થયેલા લેખમાં આ બાબતમા ઘણો જ પ્રકાશ પાડે છે તેઓ જણાવે છે કે

પ્રત્યેક વ્યક્તિને ઐશ્વર્ય પ્રાપ્ત કરવાનુ આકર્ષણ હોય છે એને પ્રાપ્ત કરવા માટે એ વિવિધ બૌદ્ધિક અને શારીરિક પરિશ્રમ કરતો રહે છે વિદ્યા, મંત્ર અને યોગની સિદ્ધિઓના ચમત્કાર એવા જ પ્રયત્નો છે.

૫૦૭ વિદ્યા અને મત્રમાં થોડો ફરક છે. 'વિદ્યા' કઈક તાત્રિક પ્રયોગ અને હોમ કરવાથી સિદ્ધ થાય છે અને એની અધિષ્ઠાત્રિ સ્ત્રી–દેવતા હોય છે જ્યારે 'મત્ર' માત્ર પાઠ કરવાથી સિદ્ધ થાય છે અને એના અધિષ્ઠાતા પુરુષદેવતા હોય છે અથવા ગુપ્ત સભાષણને 'મત્ર' કહેવાય છે. જૈનોનાં આગમ સાહિત્યમા ચમત્કારિક પ્રયોગોના વિષયમાં અનેક નિર્દેશ મળે છે. એમ માનવામાં આવે છે કે ચૌદ પૂર્વોમાં જે દસમો 'વિદ્યાનુવાદ' પૂર્વ હતો, એમાં અનેક મત્ર પ્રયોગોનાં વર્ણનો હતાં. પરતુ એ પૂર્વ આજે ઉપલબ્ધ નથી એમાંના કેટલાક મત્રો અને એના પ્રયોગો પરંપરાથી ચાલ્યા આવ્યા: પછીના ગ્રથોમાં એ સંગ્રહિત જોવામાં આવે છે. 'મણિમત્રૌષધાનામચિન્ત્યઃ પ્રભાવ.' એ ઉક્તિ પણ જૈનાચાર્યોએ પ્રમાણિક ઠરાવી છે. આજે જે આગમ ગ્રથ પ્રાપ્ત થાય છે એમાંથી 'બૃહત્કલ્પસૂત્ર'માં કોણિઅ, ભૂઈ, પાસિણ, પાસિણાપસિણ, નિમિત્ત જેવી ચમત્કારિક વિદ્યાના ઉલ્લેખો મળે છે. 'ભગવતીસૂત્ર'થી જાણી શકાય છે કે ગોશાલ મહાનિમિત્તના આઠ અગોમા પારગત હતો. એ લોકોનાં લાભ–હાનિ, સુખ–દુઃખ, જીવન–મરણ ઈત્યાદિ વિશે ભવિષ્યવાણી કરી શકતો હતો. 'સ્થાનાંગ સૂત્ર' તેમજ 'સમવાયાંગસૂત્ર'માં આ મહાનિમિત્ત શાસ્ત્રને પાપશ્રુત અંતર્ગત દર્શાવ્યું છે, તો પણ અનેક વિદ્યાઓનો નિર્દેશ આગમના ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા આદિ સાહિત્યમાં મળે છે. લબ્ધિ અને લબ્ધિધારિઓના ઉલ્લેખો પણ પર્યાપ્ત પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. જેમનું નામ જાણવામા નથી આવ્યુ એવા એક જૈનાચાર્ય 'અગવિજ્જા' નામક વિશાલકાય, ૯૦૦૦ શ્લોક પરિમાણનો ગ્રંથ રચે, ત્યારે આ વિદ્યા અને શાસ્ત્રનું મહત્ત્વ સ્વયં સિદ્ધ થાય છે. પટ્ટાવલીઓમાં તો આ વિદ્યાના જાણકારોના અનેક ઉદાહરણો નિબદ્ધ છે. લબ્ધિધારી અથવા તો માંત્રિકોમાં કેટલાક જૈનાચાર્યોનાં નામ સુપ્રસિદ્ધ છે. એવી સિદ્ધિઓને કારણે એમણે પ્રભાવક આચાર્યો તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. જૈનાચાર્યોએ રચેલા કથા આદિ અનેક ગ્રથોમાં પણ મંત્રવાદિઓનાં પ્રચુર વર્ણન પ્રાપ્ત થાય છે. 'કુવલયમાલા'માં જે એક સિદ્ધ પુરુષનો ઉલ્લેખ મળે છે, એને અંજન, મંત્ર, તત્ર, યક્ષિણી, યોગિની આદિ દેવીઓ સિદ્ધ હતી. 'આખ્યાનકમણિકોશ'માં ભૈરવાનદનું વર્ણન, 'પાર્શ્વનાથ ચરિત'માં ભૈરવનુ વર્ણન, 'મહાવીર ચરિત'માં ઘોરશિવનું વર્ણન, 'કથારત્નકોશ'મા જોગાનદ અને બલ વિગેરેનાં વર્ણન મળે છે, તે એવી જ મંત્રવિદ્યાના સાધક પુરુષ હતા. 'બૃહત્કલ્પસૂત્ર' વિધાન કરે છે કે—'વિજ્જા મંત નિમિત્તે હેઉસત્થટ્ઠદંસણટ્ઠાએ.' અર્થાત્ દર્શન પ્રભાવનાની દૃષ્ટિથી વિદ્યા, મત્ર, નિમિત્ત અને હેતુશાસ્ત્રનાં અધ્યયન માટે કોઈ પણ સાધુ બીજા આચાર્ય કે ઉપાધ્યાયને ગુરુ બનાવી શકે છે. 'નિશીથસૂત્રચૂર્ણિ'માં તો આજ્ઞા આપવામાં આવી છે કે—'વિજ્જાગ ઉભયં સેવે ત્તિ–ઉભયં નામ પાસત્થા ગિહત્થા, તે વિજ્જા, મત, જોગાદિ ણિમિત્ત સેવે' (૧–૭૦) અર્થાત્ વિદ્યા–મંત્ર અને યોગના અધ્યયનાર્થ પાસત્થા સાધુ તેમજ ગૃહસ્થોની પણ સેવા કરવી જોઈએ. સ્પષ્ટ છે કે જૈનશાસનની રક્ષાને માટે મત્ર, તત્ર, નિમિત્ત જાણવા જરૂરી હતાં, પરતુ એનો દુરુપયોગ કરવાનો નિષેધ હતો. આ વિદ્યાના દુરુપયોગને કારણે દડસ્વરૂપ બીજી વિદ્યાઓ ન દેવાના પણ કેટલાક ઉદાહરણો છે આ તથ્ય સૂચન કરે છે કે વિદ્યાને નિરર્થક પ્રકાશમા રાખવામાં ખૂબ સાવધાની રાખવામા આવતી હતી અને શિષ્યોની યોગ્યતા જોઈને આ વિદ્યાઓ કેવળ દર્શન પ્રભાવનાની દૃષ્ટિથી જ આપવામાં આવતી હતી.

**ગ્રંથકાર ભુવનતુંગસૂરિ**

૫૦૮. ભુવનતુગસૂરિનુ નામ ગ્રથકાર તરીકે જૈન ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. પાયાગ પર

ગણ્યા-ગાંઠ્યા વિદ્વાનોએ જ ટીકાઓ રચી છે, જેમાં ભુવનતુંગસૂરિનું નામ પ્રથમ હરોળમાં મૂકી શકાય. 'એ હિસ્ટ્રી ઓફ કૅનોનીકલ લીટરેચર ઓફ જૈનસ' માં પ્રો. હી ર કાપડિયા નોંધે છે કે: 'So far as Painnagas are concerned, only a few are commented upon. For instance, Bhuvantunga suri has commented upon Causarana, Aurapaccakkhana and santharaga.' આ ઉપરથી ગ્રંથકાર તરીકેનું તેમનું ઉચ્ચ સ્થાન સૂચિત થાય છે. એમની કૃતિઓનો સંક્ષિપ્ત પરિચય પણ અહીં પ્રસ્તુત બને છે

### (૧) ઋષિ-મંડલવૃત્તિ

૫૦૯ ધર્મઘોષસૂરિકૃત ઋષિમંડલસૂત્ર-અપરનામ મહર્ષિ કુલસૂત્ર-નામના ૨૦૮ શ્લોક પરિમાણના ગ્રંથ ઉપર ભુવનતુંગસૂરિએ ૪૦૦૦ શ્લોકથી પણ અધિક પરિમાણની વૃત્તિ રચેલી છે આ ગ્રંથની સં ૧૩૮૦ ના આષાઢ સુદી ૫ ને મંગળવારે લખાયેલી એક પ્રત જેસલમેરના મોટા ભંડારમાં સુરક્ષિત છે, જુઓ પં લા ભ ગાંધીનું જેસલમેરનું સૂચિપત્ર, પૃ ૫૪, ક્રમાંક ૧૨૬ 'જૈનગ્રંથાવલી'માંથી જાણી શકાય છે કે આ ગ્રંથની એક પ્રત લીંબડીના ભંડારમાં પણ છે, જે શ્લોક ૪૦૦૦ સુધીની-એટલે કે દશાર્ણભદ્રની કથા સુધીની છે બાકીનો થોડોક ભાગ અપૂર્ણ છે 'બૃહટ્ટિપ્પનિકા' નામની પ્રાચીન ગ્રંથસૂચિમાં આ ગ્રંથનો ઉલ્લેખ આ પ્રમાણે છે. **भक्तिभर इति ऋषिमंडलसूत्रम् २०८ । अस्य वृत्तिः आंचलिक भुवनतुंगीया ।**

### (૨) ચતુઃશરણ વૃત્તિ

૫૧૦. વીરભદ્રગણિતકૃત ૬૪ ગાથાના 'ચતુઃશરણ' અપર નામ 'કુશલાનુબંધિ અધ્યયન' પર ભુવનતુંગસૂરિએ ૮૦૦ શ્લોક પરિમાણની વૃત્તિ રચી છે 'બૃહટ્ટિપ્પનિકા'માં આ ગ્રંથનો આ પ્રમાણે ઉલ્લેખ મળે છે: **चउसरणम् गाथा ६४ । चउसरणवृत्तिःआञ्चलिक भुवनतुंगसूरीया ८०० ।** પ્રો. વેલણકર 'જિનરત્નકોશ' પૃ ૧૧૭માં મૂળ ગ્રંથનો ઉલ્લેખ 'ચતુશ્શરણ પ્રકીર્ણક' તરીકે કરે છે;

### (૩) આતુર પ્રત્યાખ્યાન વૃત્તિ

૫૧૧ ૮૪ શ્લોક પરિમાણના મૂળ ગ્રંથ ઉપર ભુવનતુંગસૂરિએ ૪૨૦ શ્લોક પરિમાણની વૃત્તિ રચેલી છે 'બૃહટ્ટિપ્પનિકા'માં આ ગ્રંથનો ઉલ્લેખ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે: **आतुरप्रत्याख्यानम् गाथा ८४-१३४ । आतुरप्रत्याख्यानवृत्तिराञ्चलिकभुवनतुंगसूरिकृता ६३ ध्यानकनामगर्भा ४२० ।** તપાગચ્છીય સોમસુંદરસૂરિ જેવા સમર્થ સાહિત્યકારે ભુવનતુંગસૂરિની આ વૃત્તિ પરથી આતુર પ્રત્યાખ્યાન અવચૂર્ણિ રચી છે, જુઓ ડૉ બૂહ્લરનો સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૭૨-૭૪, નં. ૧૨૪ પ્રો વેલણકર 'જિનરત્ન કોશ' પૃ ૨૬ માં નોંધે છે. **आतुरप्रत्याख्यानप्रकीर्णक** (5) Tika by Somasundarasuri (of the Tapagaccha) This is based on Bhuvantunga's Avacuri'

### (૪) સીતાચરિત્ર

૫૧૨ ભુવનતુંગસૂરિએ ૪૬૫ ગાથામાં સીતાચરિત્રની રચના કરી છે, જેની એક પ્રત પાટણના ભંડારમાં વિદ્યમાન છે. ગ્રંથની શરુઆત આ કંડિકાથી થાય છે

**जस्स पयपउमनहचंदजुण्हजलजालियखालियमलोहं ।**
**तिजगं पि सुई जायं तं मुणिसुव्वयजिणं नमिउ ॥**

ગ્રંથની અંતિમ ગાથામાં કવિ આ પ્રમાણે માત્ર પોતાનું નામ જ સૂચવે છે.

सीलगुणसवणसंभूयवरपरमाणंदकारणा रइयं ।
चरियं सिरि भुवणतुंगपयसाहगं होउ ॥ ४४१ ॥

જુઓ પં. લા, ભ. ગાંધી કૃત પાટણભંડારનું સૂચિપત્ર પૃ. ૧૩૬.

### (૫) મલ્લિનાથ ચરિત્ર

૫૧૩. ભુવનતુંગસૂરિએ ૫૦૦ શ્લોકો પરિમાણનો આ ગ્રંથ રચ્યો હોવાની નોંધ પં. હી. હં. લાલને જેસલમેરના ભંડારની ટીપમાં કરી છે. આ ગ્રંથના કર્તા આ ભુવનતુંગસૂરિ સંભવે છે. પ્રો. વેલણકર કૃત 'જિનરત્નકોશ પૃ. ૩૦૨ માં તથા 'જૈનગ્રંથાવલી' પૃ ૨૪૨ મા આ ગ્રંથના કર્તા તરીકે ભુવનતુંગસૂરિનાં નામનો ઉલ્લેખ છે.

### (૬) આત્મસંબોધ કુલક

૫૧૪. ભુવનતુંગસૂરિએ આ ગ્રંથ પ્રાકૃત ૪૩ ગાથામાં રચ્યો છે. આ ગ્રંથની એક પ્રત પાટણના ભંડારમાં છે. ગ્રંથની પૂર્ણાહુતિ કવિએ આ શ્લોકથી કરી છે:

भयविरत्ताण सत्ताण सत्ताण अणुसासणं
भणियमेयं ति जे कॅरिंति भवनासणं ।
सिरि भ(भु)वणतुङ्गठाणंमि लहु ते जिया
मुक्खि विलसन्ति घणकम्म-मलवज्जिया ॥ ४३ ॥

જુઓ. પ. લા. ભ ગાંધીકૃત પાટણના ભંડારનું સૂચિપત્ર પૃ ૪૦૩

### (૭) ઋષભદેવ ચરિત્ર

૫૧૫ ભુવનતુંગસૂરિએ ૩૨૩ પ્રાકૃત ગાથામા આ ગ્રંથ રચ્યો, જે 'ધર્મોપદેશ-શતક' નાં નામથી પણ ઓળખાય છે. આ ગ્રંથની એક પ્રત પાટણના ભંડારમાં વિદ્યમાન છે. ગ્રંથ-પ્રશસ્તિ આ પ્રમાણે છે.

इय रिसहनाहचरियं लवमित्तं कित्तियं सबहुमाणं ।
सिरि भुवणतुंगठाणं भव्वाणं देउ निव्वाणं ॥ ३२२ ॥
चतारिसयट्ठयरा सिलोगमाणेण णि(इ)मंमि चरियंमि ।
सतरस मविसातिसर्द्दे गाहामाणेण निद्दिट्ठं ॥ ३२३ ॥
श्री ऋषभचरितं समाप्तं ।

उक्त ऋषभचरितं । शेषजिनचरितानि तु स्वस्वस्थानतः समवसेयानि। वीरचरित तु स्वयमेव पूज्यश्री धर्मघोषसूरिः सदिलगं(ख)ति।

જુઓ. પં. લા. ભ ગાંધીકૃત પાટણ ભંડારનું સૂચિપત્ર પૃ ૬૨.

### (૮) સંસ્તારક પ્રકીર્ણક અવચૂરિ

૫૧૬. ભુવનતુંગસૂરિએ સંસ્તારક પ્રકીર્ણક પર અવચૂરિ રચી છે, જુઓ ડૉ બૂહ્લરનો સંસ્કૃત હસ્તપ્રત વિષયક આઠમો અહેવાલ, ક્રમાંક ૩૯૮. પ્રો વેલણકર 'જિનરત્નકોશ' પૃ ૪૦૮માં આ ગ્રંથની નોંધ આ પ્રમાણે આપે છે. संस्तारक प्रकीर्णक Avacuri by Bhuvantunga, pupil of Mahendrasuri of the Anchala Gaccha

૫૧૭. ઉપર્યુક્ત કૃતિઓ અને કાર્યો ઉપરથી જાણી શકાય છે કે ભુવનતુંગસૂરિ અંચલગચ્છના ઇતિહાસમાં એક સમર્થ આચાર્ય થઈ ગયા. તપાગચ્છીય સોમસુંદરસૂરિ (સં. ૧૪૫૬–૧૫૦૦) જેવા પ્રકાંડ વિદ્વાન જેમને મોહનલાલ દલીચંદ દેશાઈ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'માં યુગકાર તરીકે ઓળખાવે છે, તેમને પણ આતુર પ્રત્યાખ્યાન અવચૂર્ણિ રચવા માટે ભુવનતુંગસૂરિની વૃત્તિનો આધાર લેવો પડ્યો હતો, એ હકીકત ભુવનતુંગસૂરિની અજોડ વિદ્વત્તા સૂચવે છે. આપણે એ પણ જોયું કે જ્યાં સુધી પાયાંગ સાહિત્યને સંબંધ છે ત્યાં સુધી થોડાક પાયાંગો પર જ ટીકાઓ રચાઈ છે, જેમાં ભુવનતુંગસૂરિની ટીકાઓ અત્યંત પ્રસિદ્ધ છે. 'બૃહટ્ટિપ્પનિકા' નામની પ્રાચીન ગ્રંથસૂચિમાં એટલે જ એમની મહત્ત્વની બધી જ કૃતિઓની નોંધ જોવા મળે છે. પાયાંગસાહિત્યની ટીકાઓમાં એમની કોટિનું પ્રદાન ગણ્યા–ગાંઠ્યા વિદ્વાનોનું જ છે. આ દૃષ્ટિએ એક સમર્થ ટીકાકાર તરીકે પણ ભુવનતુંગસૂરિનું નામ જૈન ઇતિહાસમાં વિશેષ ઉલ્લેખનીય છે. અંચલગચ્છના ઇતિહાસમાં તો મંત્રવાદી, પ્રભાવક આચાર્ય તરીકે તેમજ જૈન-શ્રુતના અઠંગ અભ્યાસી કે સારા સાહિત્યકાર તરીકે ભુવનતુંગસૂરિનું નામ અવિસ્મરણીય રહેશે.

## પ્રેમલાભ–ભક્તિલાભ

૫૧૮. અંચલગચ્છીય શ્રમણ પ્રેમલાભ સં. ૧૨૮૧માં વિદ્યમાન હતા. તેમણે એ વર્ષમાં 'પ્રેમ લાભ વ્યાકરણ' નામનો ૨૨૨૩ શ્લોક પરિમાણનો વ્યાકરણ–ગ્રંથ રચ્યો. 'જૈન ગ્રંથાવલી'ની નોંધ પ્રમાણે આ ગ્રંથની પ્રત જેસલમેરના ભંડારમાં વિદ્યમાન છે 'જિન રત્નકોશ'માં પ્રો. વેલણકરે પણ આ ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે. કિન્તુ પ્રો. હી. ર. કાપડિયા 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ,' ઉપોદ્‌ઘાત પૃ. ૪૫ માં આ ગ્રંથને અનુપલબ્ધ ગણે છે. લાભશાખા અંચલગચ્છમાં ઘણી જ પ્રાચીન મનાય છે આ શાખામાં અનેક સાહિત્યકારો થઈ ગયા છે. અઢારમી શતાબ્દીમાં થઈ ગયેલા કવિવર નિત્યલાભનું નામ ખૂબ જ ઉલ્લેખનીય છે. પ્રેમલાભ પણ એ જ શાખાના હોય એ સંભવિત છે.

૫૧૯ ભક્તિલાભે 'બાલશિક્ષાવ્યાકરણ' નામનો ગ્રંથ રચેલ છે, પરંતુ આ સંબંધમાં વિશેષ જાણી શકાતું નથી પં હી. હ. લાલનની નોંધમાંથી જ આટલું જાણી શકાય છે 'જૈન ગ્રંથાવલી' પૃ. ૨૫૮ ને આધારે કહી શકાય છે કે આ વ્યાકરણ ગ્રંથની એક પ્રત જેસલમેરના ભંડારમાં વિદ્યમાન છે.

## ચંદ્રપ્રભસૂરિ

૫૨૦. ચંદ્રપ્રભસૂરિએ ચંદ્રપ્રભસ્વામી ચરિત્ર રચ્યું. આ ગ્રંથની નોંધ જામનગરની હરજી પાઠશાળાની ટીપમાં છે. આ ગ્રંથ કોઈ અંચલગચ્છના આચાર્યે રચેલું છે એમ પણ તેમાં જણાવ્યું છે, જુઓ 'જૈન ગ્રંથાવલી' પૃ ૨૩૯. પં. લાલચંદ્ર ભ. ગાંધીએ પાટણના ભંડારની સૂચિ પૃ. ૨૮ માં આ ગ્રંથનો આદિ તથા અંતનો ભાગ આપ્યો છે. તે ઉપરથી વિશેષ માહિતી ઉપલબ્ધ બને છે. ગ્રંથનો આદિભાગ આ પ્રમાણે છે:

> नदउ महि विदिपक्खो चन्दप्पहसूरिअवलक्खो
> सिरिधम्मसूरि समपक्खो पहाणमागाइ पणसक्खो ॥ १ ॥
> ते धम्मघोषसूरि पहुसूरिपहाणु
> ते आगमसायर कुसर पायर(?)समणनिहाणु ।
> ते तिणि पहु थपिगइ गणाहर भाग
> ते निजपटि पनरइ कोटि नगिग ॥ २ ॥

વિશેષમાં આ ગ્રંથની પ્રત સંપૂર્ણ હોવાનું પણ ઉક્ત સૂચિપત્રમાં નોંધાયું છે.

## કવિ ધર્મ :

પર૧ મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય કવિ ધર્મે સં. ૧૨૬૬ માં જમ્બૂસ્વામિચરિત–જમ્બૂસ્વામિ ચરિયની રચના કરી. ગૂર્જરભાષાના પરિમાર્જિત પ્રાચીન સ્વરૂપને સમજવા માટે આ કૃતિ ઘણી ઉપયોગી છે, કેમકે એ ભાષાના ઉદ્‌ગમના સૈકાની કૃતિઓમાંની તે એક છે. 'પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ'મા આ કૃતિ પ્રકટ કરવામા આવી છે. કાવ્યની પ્રશસ્તિમાં કવિ કૃતિ વિષે, પોતાના ગુરુ વિષે તથા ગ્રંથરચના વિષે આ પ્રમાણે ઉલ્લેખ કરે છે.

> વીર જિણંદહ તીથિ કેવલિ હુઉ પાછિલઉ,
> પ્રભવઉ અઈસારીઉ પાટિ સિદ્ધિ પુહુતુ જમ્બૂ સ્વામિ,
> જંબૂ સામિ ચરિત પઢઈ ગુણઇ જે સંભલઈ,
> સિદ્ધિ સુખ અણંત તે નર લીલાહિં પામિસિઇ ૪૦.
>
> મહિંદસૂરિ ગુરુ સીસ ધમ્મ ભણઈ હો ધામીઉહ,
> ચિંતઉ રાતિ દિવસિ જે સિદ્ધિહિ ઊમાહીયાહ,
> બારહ વરસ સએહિ કવિતુ નીપનૂં છાસઠઈ,
> સોલહ વિજ્જએવિ દુરિય પણાસઉ સયલ સંઘ ૪૧.

પરર. 'જૈન ગૂર્જર કવિઓ' ભા ૧, પૃ. ૩ તથા ભા. ૩ પૃ. ૩૯૭મા મો. દ દેશાઈ નોંધે છે: 'મહેન્દ્રસિંહસૂરિ (૧) અંચલગચ્છમાં ધર્મઘોષસૂરિના શિષ્ય અને સિંહપ્રભસૂરિના ગુરુ થઈ ગયા છે. જન્મ સં. ૧૨૨૮, દીક્ષા ૧૨૩૭, આચાર્યપદ ૧૨૬૩, મરણ ૧૩૦૯. તેમણે સ ૧૨૯૪માં શતપદિકા નામનો ગ્રંથ રચ્યો છે. (૨) બીજા મહેંદ્રસૂરિ હેમાચાર્યના શિષ્ય સં. ૧૨૪૧ મા થયા છે, તેમણે હેમચંદ્રકૃત અનેકાર્થ સંગ્રહ પર અનેકાર્થ કેરવાકર કૌમુદી નામની ટીકા રચી છે. સં. ૧૨૪૧ માં રચાયેલ સોમ-પ્રભાચાર્યના કુમારપાળ પ્રતિબોધને શ્રવણ કરનાર હતા. (૩) ત્રીજા મહેંદ્રસૂરિ વાદિદેવસૂરિના શિષ્ય હતા કે જેમના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ વાદસ્થલ ગ્રંથ રચ્યો છે. જુઓ જેસલમેર ભાંડાગારીય સૂચી પૃ. ૬૦ (પ્રયોજક પંડિત લાલચંદ). આમાથી આપણા કવિના ગુરુ પહેલા મહેંદ્રસૂરિ લાગે છે.'

પર૩. મો. દ. દેશાઈ 'જૈન ગૂર્જર કવિઓ' ભા ૩ પૃ ૩૯૭–૮ મા 'સ્થૂલિભદ્ર રાસ' (ગા. ૪૭) તથા 'સુભદ્રાસતી ચતુષ્પદિકા' (ગા ૪૨) ની પ્રશસ્તિઓ નોંધે છે. આ બન્ને કૃતિઓ પણ ધર્મરચિત હોવાનુ તેઓ અનુમાન કરે છે. આ બન્ને કૃતિઓની પ્રશસ્તિઓમા 'ધમ્મુ કહેઈ' દ્વારા કવિએ પોતાનું નામ સૂચવ્યુ છે.

## નીતાદેવી

પર૪. નીતાદેવી અપરનામ નીતલ્લાદેવી અંચલગચ્છમા સુશીલ જૈન મહિલા થઈ ગયાં. પં. લા ભ ગાંધી 'ઐતિહાસિક લેખસંગ્રહ' પૃ ૩૪૧ મા એમને વિષે જણાવે છે કે 'વિક્રમની ૧૩ મી સદીના અંતમાં ક્ષત્રિય શિરોમણિ સૂરાના પૌત્ર શાંતિમંત્રીનો પુત્ર વિજયપાલ, ઝાલાકુલમા ચંદ્ર જેવો થઈ ગયો. તેની પ્રિયા રાણી નીતાદેવી નીતિ અને ગજગુણોથી વિભૂષિત હતી, તથા ધર્મકાર્યોમા પણ ઉદ્યમી હતી, જેમના પુત્ર રાણા, પદ્મસિંહ વિનયી અને નીતિમાન હોઈ લોકોને આનંદ આપતા હતા; તથા પુત્રી રૂપલાદેવી સુવીર દુર્જનશલ્યની પ્રિયા થઈ હતી શુદ્ધ બુદ્ધિશાળી શ્રદ્ધાળુ આ નીતલ્લાદેવીએ વિધિપક્ષના વિદ્વાન મુનિ વિદ્યાકુમારના સદુપદેશથી પદરી–પાટડીમા પાર્શ્વજિનેશ્વરનું ચૈત્ય (મંદિર) અને પૌષધશાળા (ઉપાશ્રય) કરાવ્યા હતાં તથા યોગશાસ્ત્ર–વિવૃત્તિનું પુસ્તક પણ લખાવ્યુ હતુ, જે પાટણમા

વિદ્યમાન છે, (વિશેષ માટે જુઓ પાટણ જૈન ભડારગ્રથ સૂચી, ગા ઓ સિ. ન ૭૬, પૃ ૨૮૦-૨૮૧)

## કિરાડુ-કિરાતકૂપ

૫૨૫ કિરાડૂમાં પડેલા દુષ્કાળ વિષે આપણે જોઈ ગયા મહેન્દ્રસિહસૂરિના ઉપદેશથી શ્રેષ્ઠી આહ્‌લાકે દુષ્કાળ પીડિતોને ભારે સાહાય્ય કરી તેમને ઉગાર્યાં કિરાડૂનુ પ્રાચીન નામ કિરાતકૂપ મળે છે તે આજે તો ગામડામાં ફેરવાઈ ગયુ છે, છતાં એનો પ્રાચીન ઈતિહાસ સમૃદ્ધ છે બાડમેરથી લગભગ ૧૦ માઈલ દૂર અને જોધપુરથી હૈદ્રાબાદ જતાં ખડીન સ્ટેશનથી લગભગ ૩ માઈલ દૂર હાથમા ગામની પાડોશમા તે આવેલુ છે અહી સુદર શિલ્પકળાના નમૂના સરખા પાંચ આલીશાન મદિરો છે. એ પૈકી મોટુ મહાદેવનુ મદિર છે, તેના રગમડપમા પ્રવેશ કરતાં ચાર શિલાલેખો છે એ પૈકીનો એક લેખ મહારાજા કુમારપાલના ખડિયા રાજા આલ્હણદેવે કરેલુ અમારિ-જીવવધ ન કરવા સબધી આદેશ-શાસન છે. સ ૧૨૦૯ ના મહાવદિ ૧૪ ને શનિવાર મહાશિવરાત્રિને દિવસે એ લેખ લખાયો છે લેખ પરથી જાણી શકાય છે કે કુમારપાલની મહેરબાનીથી રાજા આલ્હણદેવને કિરાતકૂપ, લાટહ્રદ અને શિવા તેને બક્ષીસમાં મળ્યા હતાં એ ગામોમાં તેણે દરેક માસની સુદી તથા વદિ પક્ષની અષ્ટમી, એકાદશી અને ચતુર્દશીના દિવસે કોઈ પણ પ્રકારના જીવને ન મારવા આજ્ઞા કરી તથા જે મનુષ્યો આ આજ્ઞાની અવજ્ઞા કરે તેને સખત શિક્ષા કરવાનુ ફરમાન કાઢ્યુ બ્રાહ્મણો, ધર્મગુરુઓ, અમાત્યો અને બીજા બધા પ્રજાજનોને એક સરખી રીતે આ શાસનનુ પાલન કરવા ફરમાવ્યુ વિશેષમા કહેલુ છે કે જો કોઈ આ હુકમનો ભગ કરશે તો તેને પાંચ દ્રમ્મનો દડ થશે, પરતુ તે જો રાજાનો સેવક હશે તો એક દ્રમ્મ જ દડ થશે

૫૨૬. પછી મહારાજા આલ્હણદેના હસ્તાક્ષર છે અને તેને 'મહારાજ પુત્ર' કેલ્હણ અને ગજસિંહનું અનુમોદન આપ્યુ છે સાધિવિગ્રહિક ખેલાદિત્યે આ હુકમ લખ્યો છે. પણ જણાવવામાં આવ્યુ છે કે નાડોલના રહેવાસી પોરવાડ જાતિના શુભકર શ્રાવકના પુત્રો નામે પૂનિગ અને શાલિગે, કૃપાપૂર્ણ થઈ, રાજાને વિનતિ કરી, પ્રાણિઓને અભયદાન અપાવનારુ આ શાસન જાહેર કરાવ્યુ. છેવટે આ લેખ કોતરનારનુ નામ છે કે જે ભાઈલિ કરીને હતુ જુઓ જિનવિજયજીનો પ્રાચીન જૈન લેખસગ્રહ ભા. ૨, લેખાક ૩૪૬

૫૨૭ ઉક્તલેખ ઉપરથી જણાય છે કે અહી જૈન મહાજનનો સારો પ્રભાવ હશે અને જૈન મદિરો પણ ઘણાં હશે, પરતુ આજે તે ભગ્નાવસ્થામાં છે સ ૧૩૯૩ મા કક્કસૂરિએ રચેલા 'નાભિનદન જિનોદ્ધાર પ્રબધ'થી જણાય છે કે સ ૧૩૭૧ માં શત્રુજયનો ઉદ્ધાર કરનાર શ્રેષ્ઠી સમરસિહના આદ્યમા પૂર્વજ નામે વેસટ કિરાતકૂપમા રહેતા હતા વેસટના ચોથા વશજ સહસ્રખણ કિરાતકૂપથી શ્રીમાલ-ભિન્નમાલમાં જઈને વસ્યા એટલે લગભગ દશમા સૈકામાં આ જિનમદિરો અને જૈનોની વસ્તી સારા પ્રમાણમા હશે એમ લાગે છે. મહેન્દ્રસિહસૂરિ અહી ચાતુર્માસ રહેલા એ સબધમા આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ અચલગચ્છના શ્રાવકો પણ અહી પહેલાં સારી સખ્યામા હોવા જોઈએ.

## મહેન્દ્રસિંહસૂરિ-પ્રખર અભ્યાસી

૫૨૮. મહેન્દ્રસિંહસૂરિ પણ એમના ગુરુ અને પૂરોગામી પટ્ટધર ધર્મઘોષસૂરિ અને પ્રખર પંડિતની કોટિના અભ્યાસી હતા. એમની પાસે જ એમણે શાસ્ત્રાભ્યાસ કર્યો હતો—

ગુરુવયણ રસે લીણો વેરગ્ગ ભરેણ સજમ ગિણ્હઈ,
ગુરુ પાસે બહુ સત્થ અવગાહઈ બુદ્ધિ પબ્ભારે. ૩૧

ભાવસાગરસૂરિ મહેન્દ્રસિંહસૂરિના અગાધ જ્ઞાન અને એમની તર્કબુદ્ધિને બિરદાવતા એમને 'વાદીરૂપી હાથીમાં સિંહ સમાન' તાર્કિક કહે છેઃ

સૂરિ પએ સઠવિઓ મહિંદસિંહોય સૂરી રાયમણી,
વાદિય ગય ઘડ સિહો ન ચુક્કએ તક્ક વાએવી. ૩૨

૫૨૯. મેરુતુંગસૂરિ લઘુશતપદિકાની ગ્રંથપ્રશસ્તિમાં નોંધે છે કે મહેન્દ્રસિંહસૂરિ સર્વ સિદ્ધાંત મુખપાઠે જ ભણાવતા હોવાથી તેમને 'આગમકલામુખ' બિરુદ પ્રાપ્ત થયેલું. **तेषां पदे प्राप्त आगमकलामुखविरुदा मुखपाठेनैव सर्वसिद्धांताध्यापकाः श्री महेंद्रसूरयोऽजायंत।** મહેન્દ્રસિંહસૂરિને પ્રાપ્ત થયેલું આ બિરુદ એમના પ્રખર અભ્યાસીપણાંને તેમજ વિદ્યાવ્યાસંગને અંજલિરૂપ છે. એમની જ્ઞાનપિપાસાનું પણ એ દ્યોતક છે.

૫૩૦. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં એક પ્રસંગ નોંધે છે: મહેન્દ્રસિંહસૂરિ વિહરતા કણ્ણવઈ-કર્ણાવતી નગરીમાં ઉત્સવસહિત પધાર્યા ત્યાં મંત્રી વસ્તુપાલ ચોર્યાસી સુભટો સહિત ગુરુને વાંદવા આવ્યા. ગુરુની ધર્મદેશના સાંભળીને જ એમના બધા સંશયો દૂર થઈ ગયાં !! આથી ગુરુના પ્રભાવથી ચમત્કૃત થઈ, તેમને નમી સૌ વિદાય થયા –

વિહરંતો કણ્ણવઈ નયરમ્મિ સમુચ્છવો એઓ ૪૮
સિરિ વસ્તુપાલ મંતી ચઉસી ભટ્ટેહિં સંજુઓ,
વંદણ રસેણ આવઈ નિમુણઈ સુગુરુણ ઉવએસ. ૪૯
સવ્વેસિ ભદ્દાણં વયણં નિસુણીય સંસયા ભગ્ગા,
ગુરુ ભત્તિ રસે લીણા ચમક્કિયા નમિય તેવિ ગયા. ૫૦

૫૩૧ મેરુતુંગસૂરિ 'લઘુશતપદી'ની પ્રશસ્તિમાં એવો જ એક બીજો પ્રસંગ નોંધે છે. મહેન્દ્રસિંહસૂરિ માંદગીને લીધે તિમિરવાટકમાં રહેતા હતા ત્યાં જાલોરનો સંઘ એમને વંદવા આવ્યો. સંઘના બ્યાસી સંદેહ પૂછ્યા વિના આચાર્યે એક જ વ્યાખ્યાનમાં દૂર કર્યા ! એ સંદેહ એકાંતમાં ભાંગ્યા ! જુઓ :

**यैस्तिमिरवाटक ग्लानवासस्थैर्वंदनार्थमागतस्य जावालीपुरीयसंघस्य द्वाशीतिः संदेहा पृष्टा अप्येकव्याख्यानेनैव भग्ना द्वौ संदेहौ त्वेकांते भग्नाविति ॥**

૫૩૨ વાચક લાવણ્યચંદ્રની પટ્ટાવલીમાં પણ એ હકીકતને મળતો જ વૃત્તાંત છે, જુઓ **य एकस्यां व्याख्यासदसिजरठं संशयभरं। द्वयशीत्यादि द्वन्द्वप्रहरदजयत्प्रोर्जितमपि ॥ ३२॥** કવિચક્રવર્તિ જયશેખરસૂરિ પણ 'ઉપદેશચિન્તામણિ'ની ગ્રંથપ્રશસ્તિમાં મહેન્દ્રસિંહસૂરિની જ્ઞાનસંપત્તિને બિરદાવતા કહે છે કે–જ્ઞાનાદિ સંપત્તિવાળા મહેન્દ્રસિંહસૂરિ સૂર્યની જેમ શોભતા હતા, જેમણે પ્રથમ દર્શને જ અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરનાર વચનકિરણો દ્વારા દૂરથી આવેલા શ્રાવકોના મનકમળમાંથી ચોર્યાસી સુબદ્ધ સંશયો આશ્ચર્યકારક રીતે ભ્રમરની જેમ દૂર કર્યા

**येनाज्ञानतमोघ्नवाक्यकिरणैर्दूरागत श्रावक-**
**स्वांतांभोरुहतश्चतुर्भिराधिकाशीतिः सुबुद्धा अपि ।**
**रोलंबा इव दूरिताः प्रथमकालोकेऽप्यहो संशयाः ।**
**श्रीमानेष महेन्द्रसिंहसुगुरुर्भेजे ततो भानुवत् ॥ ४ ॥**

૫૩૩. મહેન્દ્રસિંહસૂરિ ઉત્કૃષ્ટ વિચારક, ટીકાકાર તથા આગમપ્રણીત સમાચારીના પ્રખર અભ્યાસી પણ હતા, જે અંગેની પ્રતીતિ આપણને એમના શતપદી નામના ગ્રંથદ્વારા મળી રહે છે. એ ગ્રંથમાં અંચલગચ્છની સમાચારીનું દર્શન કરાવીને એમણે અન્ય ગચ્છોની સમાચારીનો તુલનાત્મક અભ્યાસ પણ રજૂ કર્યો છે, જે ખૂબ જ તાત્ત્વિક છે. તત્કાલીન પ્રવર્તમાન ભિન્ન ભિન્ન વિચારધારાઓ અને આચારણાઓની વિષમતા વિષે એમણે શતપદીમા ૫૬ મુદ્દાઓ રજૂ કર્યા છે, જુઓ વિચાર ૧૦૩, જે નૂતન-ગચ્છ સૃષ્ટિનાં મંડાણ વખતની વિચાર ભૂમિકા રજૂ કરે છે. વિચાર ૧૦૯ માં એમણે દિગંબરમત્ પર પોતાનું વિશદ્ મંતવ્ય રજૂ કર્યું છે. વિચાર ૧૦૪ માં હરિભદ્રસૂરિ તથા અભયદેવસૂરિની આચારણા વિષે, વિચાર ૧૦૫ માં મુનિચંદ્રસૂરિ તથા દેવસૂરિની આચારણા વિષે, વિચાર ૧૦૬ મા ધર્મદાસગણિની આચારણા વિષે, વિચાર ૧૦૭ માં ખરતરગચ્છીય જિનવલ્લભસૂરિ, જિનદત્તસૂરિ, જિનચંદ્રસૂરિ, જિનપત્તિસૂરિ આદિની આચારણાઓ વિષે મહેન્દ્રસિંહસૂરિએ અંચલગચ્છનુ દૃષ્ટિબિન્દુ સમજાવ્યુ છે. એમ કરતી વખતે એમનુ વલણ ખંડનાત્મક નહી પરંતુ રચનાત્મક રહ્યુ છે કોઈપણ આચાર્ય કે ગચ્છની નિંદા કર્યા વિના કે એમને ઉતારી પાડવાના અનીષ્ટ પ્રયાસો કર્યા વિના, માત્ર તાત્ત્વિક ભૂમિકા ઉપર જ એમણે વિચારણા કરીને પોતાનો નમ્ર મત રજૂ કર્યો છે. આ વિષેનુ એક ઉદાહરણ વિવક્ષિત છે.

૫૩૪. મહેન્દ્રસિંહસૂરિ શતપદી વિચાર ૧૦૭ માં નોંધે છે કે—જિનવલ્લભસૂરિના શિષ્ય રામદેવ-ગણિએ 'ષડશીતિ' નામના ગ્રંથની પ્રાકૃત ટીકામા અનાયતનની ચર્ચા કરી છે. પરંતુ મંદિરમા પૂજા કરવા જતાં જેના મનમાં એવો વિચાર થાય કે 'આ મંદિર કે પ્રતિમા મે કે મારા પૂર્વજોએ નથી કરાવેલાં, કિન્તુ પારકાં છે, માટે તેમાં આદર નહિ રાખતાં હું તો મેં કે મારા પૂર્વજોએ જ કરાવેલાં મંદિર કે પ્રતિમામાં જ વધુ આદર રાખીશ' એવા પુરુષને સર્વજ્ઞમાં ભક્તિ નહિ જાણવી. જેને માટે સર્વે જિનબિંબોમાં અરિહંત જ વસે છે, તે અરિહંત જ જ્યારે પારકા થયા ત્યારે પથ્થર પિત્તળ જ પોતાના રહ્યા. પથ્થર—પિત્તળને વંદન કરતાં કાંઈ કર્મ ક્ષય થતો નથી કિન્તુ તીર્થંકરના ગુણના પક્ષપાતથી જ કર્મ ક્ષય થાય છે, ઇત્યાદિ મહેન્દ્રસિંહસૂરિના આવા અનેક ઊર્ધ્વગામી વિચારો શતપદીમાં પાને પાને ભર્યા પડ્યા છે, જે એમને પ્રથમ પંક્તિના વિચારક, ટીકાકાર કે આગમપ્રણીત સમાચારીના તલસ્પર્શી અભ્યાસીની કોટિમાં મૂકે છે.

## ગ્રંથકાર મહેન્દ્રસિંહસૂરિ

૫૩૫. ગ્રંથકાર તરીકે પણ મહેન્દ્રસિંહસૂરિનુ નામ વિશેષ ઉલ્લેખનીય છે. એમણે રચેલા બે ગ્રંથો— શતપદિકા અને અષ્ટોત્તરી અત્યંત પ્રસિદ્ધ છે. એમણે બીજી કૃતિઓ પણ રચી છે. આચાર્યના ગ્રંથો વિષે સંક્ષિપ્ત ઉલ્લેખ કરવો અહીં આવશ્યક છે

૫૩૬. આપણે આગળ ઉલ્લેખ કરી ગયા કે મહેન્દ્રસિંહસૂરિએ એમના ગુરુ અને પુરોગામી પટ્ટધર ધર્મઘોષસૂરિની શતપદીમા કેટલાક પ્રશ્નો ઉમેરી, ઉદ્ધરી, ક્રમરચનામા ક્વચિત્ ફેરફાર કરી તે શતપદી—પ્રશ્નોત્તર પદ્ધતિનો સમુદ્ધાર કર્યો ધર્મઘોષસૂરિએ મૂળ ગ્રંથ પ્રાકૃતમા રચેલો. પરંતુ તે ક્લિષ્ટ હોવાથી સં. ૧૨૯૪ માં મહેન્દ્રસિંહસૂરિએ તેને સુશ્લિષ્ટ સંસ્કૃતમા રચ્યો, જે ૫૩૪૨ શ્લોક પરિમાણનો છે. તેમા બધા મળીને ૧૧૭ વિચારો ચર્ચવામા આવ્યા છે અંચલગચ્છની સમાચારી જાણવા માટેના આ આધારગ્રંથની ઉપયોગિતા વિષે પણ આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા હોઈને તેનું પુનર્લેખન અહી અનાવશ્યક છે.

૫૩૭. મહેન્દ્રસિંહસૂરિએ સઘળા મુખ્ય તીર્થોની યાત્રા કરેલી અને તે આધારે ૧૧૧ પ્રાકૃત ગાથામા

અષ્ટોત્તરી તીર્થમાલા રચી આ તીર્થમાલા પ્રાચીન તીર્થોના ઇતિહાસ માટે પણ ઉપયોગી છે આ કૃતિનો પાઠ અચલગચ્છની મોટી સામાયિકમાં કરવામા આવે છે ભીમશી માણેક આ કૃતિને સૌ પ્રથમ વિધિપક્ષ-ગચ્છીય પંચપ્રતિક્રમણ સૂત્રમાં પ્રકાશિત કરેલી. આ તીર્થમાલા 'અષ્ટોત્તરીસ્તવ'ના નામથી પણ પ્રસિદ્ધ છે કૃતિને અંતે કવિ પોતાનુ નામ આ પ્રમાણે સૂચવે છે

એવમ સાસાય સાસય પડિમા થુણિયા જિણુંદ ચંદાણું;
સિરિમહિંદ ભવણિ, દ ચંદમુણિવંદ થુઅ મહિયા ૧૧૧

૫૩૮. આપણે આગળ ઉલ્લેખ કરી ગયા કે એવદ્દણ નગરમાં સંઘના આગ્રહથી મહેન્દ્રસિંહસૂરિ ચાતુર્માસ રહેલા તે વખતે અષ્ટોત્તરી–તીર્થમાલા સામાયિકમાં તેમણે કરી —

એવદ્દણમિ નયરે પત્તા સંઘાયરેણે વ. ૪૩
ચઉમાસે સદવિયા અટ્ઠોત્તરિ ગાહિયા કયો તત્થ,
તિત્થયમાળ ભિહાણા સામાઇયિ મજ્જિ સદ્દાણં. ૪૪

આ તીર્થમાળાની રચનાનું વર્ષ કવિએ જણાવ્યુ નથી, પરંતુ તેની ૯૩ મી ગાથામાં સં ૧૨૮૭ માં પ્રતિષ્ઠિત થયેલા આબૂ પરના મંત્રી વસ્તુપાળ કૃત જિનભવનનો નિર્દેશ હોઈને, તે ત્યાર પછી સ્વલ્પ સમયમા રચાઈ હશે એમ અનુમાન કરી શકાય છે. મહેન્દ્રસિંહસૂરિ સં. ૧૩૦૯માં પરલોકવાસી થયા હોઈને સ્પષ્ટ છે કે પ્રસ્તુત તીર્થમાળા સં. ૧૨૮૭ અને ૧૩૦૯ વચ્ચેના કોઈ સમયમાં રચાઈ છે

૫૩૯ મહેન્દ્રસિંહસૂરિએ અષ્ટોત્તરી પર પ્રાકૃત ૩૦૦૦ શ્લોક પરિમાણની વૃત્તિ પણ રચેલ છે. જયશેખરસૂરિએ પણ અષ્ટોત્તરી પર અવચૂરિ રચેલ છે જુઓ ડૉ બુહલરનો સંસ્કૃત હસ્તપ્રતવિષયક ચતુર્થ અહેવાલ, ક્રમાંક ૨૨૫. તથા ૮, ક્રમાંક ૪૧૮. મહેન્દ્રસિંહસૂરિએ પોતાની ટીકામાં જૈન તીર્થોની ઉત્પત્તિ અને તેનાં મહાત્મ્ય આદિનુ પ્રમાણો સહિત વર્ણન કર્યું છે, જે તીર્થસાહિત્ય માટે અત્યંત ઉપયોગી ગણાય છે

૫૪૦ મહેન્દ્રસિંહસૂરિએ આતુર પ્રત્યાખ્યાન તેમજ ચતુ:શરણ પર અવચૂરિ રચેલ છે એવા ઉલ્લેખો પણ મળે છે. પ્રો વેલણકર 'જિનરત્નકોશ' પૃ ૧૧૭ માં જણાવે છે કે આ કૃતિઓ મહેન્દ્રસિંહસૂરિએ નહી પરંતુ તેમના શિષ્ય ભુવનતુંગસૂરિએ રચેલ છે.

૫૪૧ મહેન્દ્રસિંહસૂરિએ વિચારસપ્તતિકા નામનો ગ્રંથ રચ્યો છે, જેના ઉપર તપાગચ્છીય વિજય-દેવસૂરિના શિષ્ય વિનયકુશલે સં ૧૬૬૫ માં વૃત્તિ રચેલ છે, મૂળ ગ્રંથ અને આ ટીકાને સને ૧૯૬૯ માં જૈન આત્માનંદ સભા, ભાવનગરે ક્રમાંક ૧૮ માં પ્રકાશિત કરેલ છે. મહેન્દ્રપ્રભસૂરિ તથા ધર્મીનંદ ઉપાધ્યાયે પણ વિચારસપ્તતિકા ઉપર અવચૂરિ રચેલ છે આ ગ્રંથ ઉપર અજ્ઞાત કર્તૃક ટીકા પણ પ્રાપ્ત થાય છે: જુઓ ડૉ. ભાંડારકરનો રિપોર્ટ ૬, ક્રમાંક ૧૨૪૬; ડૉ. બુહલર ૮, ક્રમાંક ૨૧૫, કિલહોર્ન ૨, ક્રમાંક ૩૯૮; પિટર્સન ૫, ક્રમાંક ૮૩૦ વિચારસપ્તતિકાના અંતિમ શ્લોકમાં કવિ પોતાનુ નામ આ પ્રમાણે સૂચવે છે ·

ચઉદશ ગુણસોવાણે ઇઅ દુહરોહે કમેણ રુહિઊણ,
નરસુર મહિંદાચ્ચિય સિવપાસાએ સયા વસહ. ૮૧.

કવિ પોતાના ગચ્છનું નામ ગ્રંથપ્રશસ્તિમાં જણાવતા નથી, પરંતુ ગ્રંથના મંગળાચરણમાં જ ટીકાકારે

સ્પષ્ટ કર્યું છે કે—इह सावज्ञे प्रवचनेऽनेके विचाराःसन्ति । परमत्राश्चलगच्छशृंगारहार श्री महेन्द्रसिंहसूरिभिर्द्वादश विचाराः संगृहीताः । આ ઉપરથી જાણી શકાય છે કે પ્રસ્તુત ગ્રંથ અચલગચ્છીય મહેન્દ્રસિંહસૂરિએ જ રચ્યો છે.

૫૪૨ મહેન્દ્રસિંહસૂરિએ પ્રાકૃતમા 'મન સ્થિરીકરણ પ્રકરણ' નામનો ગ્રંથ પદ્યમાં રચ્યો છે, જેની તાડપત્રોની હસ્તપ્રતો પાટણના ભંડારોમા વિદ્યમાન છે, જુઓ પં લાલચંદ્રનુ પાટણના ભંડારોનું સૂચિપત્ર પૃ. ૧ ગ્રંથ પ્રશસ્તિ પરથી જાણી શકાય છે કે મહેન્દ્રસિંહસૂરિએ આ ગ્રંથ ધર્મઘોષસૂરિના કહેવાથી સં ૧૨૮૪મા રચ્યો છે.

સિરિ ધમ્મસૂરિસુગુરુવએસઓ સિરિ મહિંદસૂરીહિં,
મણથિરકરણપગરણં સંકલિઓ બારચુલસીએ

૫૪૩, મહેન્દ્રસિંહસૂરિએ પોતાના ઉક્ત પ્રાકૃત ગ્રંથ પર ૨૩૦૦ શ્લોક પરિમાણનુ સંસ્કૃત ગદ્યમાં વિવરણ પણ લખ્યુ છે તેમાં મૂળ ગ્રંથની કઠિન ગાથાઓનો ભાવાર્થ રજૂ કરી તેનાં ઉપર સંક્ષેપમાં વિવરણ કરવામા આવ્યુ છે. ગ્રંથકર્તા આ વિવરણની પ્રશસ્તિમા પોતાનો હેતુ આ પ્રમાણે જણાવે છે: इति मनःस्थिरिकरणस्यविषम विषमतरगाथानां भावार्थमात्रप्रदर्शकं सक्षिप्ततरं विवरणमपि तैरेव श्री महेन्द्रसूरिभिर्विहितमस्ति ॥

૫૪૪ મહેન્દ્રસિંહસૂરિએ ધર્મઘોષસૂરિના કહેવાથી સં ૧૨૮૪માં 'સાર સંગ્રહ' નામનો પદ્ય ગ્રંથ પ્રાકૃત ભાષામાં રચ્યો જુઓ પં લાલચંદ્ર ગાંધીનુ પાટણના ભંડારનુ સૂચિપત્ર પૃ. ૧૫૩ ગ્રંથ સમાપ્તિમા કવિ વર્ણવે છે

ઈય ધમ્મસૂરિ સુગુરુવએસઓ સિરિ મહિંદસૂરીહિ,
કઈવિયથૂલપયાઊ સંકલિય બાર ચુલસીએ

૫૪૫. મહેન્દ્રસૂરિએ બીજા પણ ગ્રંથો રચ્યા હશે, પરંતુ તે વિષે જાણી શકાતુ નથી. પટ્ટાવલીના ઉલ્લેખ પરથી કહી શકાય છે કે એમણે 'ગુરુગુણષટ્ત્રિંશિકા' નામનુ મનોહર સ્તોત્ર પણ રચ્યુ છે, પરંતુ આ ગ્રંથની વિદ્યમાનતા નક્કી કરી શકાતી નથી. પણ એમના ઉપલબ્ધ ગ્રંથો પરથી એમની વિદ્વત્તા આંકી શકાય એમ છે આપણે જોઈ ગયા કે એમણે લખેલી 'શતપદી' જૈન સાહિત્યમા જુદી જ ભાત પાડે છે, એ શૈલીના ગ્રંથોમા એ અજોડ છે. એવી જ રીતે એમણે રચેલી અષ્ટોત્તરી પણ જૈન સાહિત્યમા સૌ પ્રથમ ઉપલબ્ધ વિસ્તીર્ણ તીર્થમાળા છે એ પછી આ પ્રકારના સાહિત્યનો ખૂબ ખૂબ વિકાસ થયો, અનેક તીર્થમાળાઓ રચાઈ અને આ પ્રકારના સાહિત્યનુ ખેડાણ જૈન ઇતિહાસનુ અને જૈન વાઙ્મયનુ અવિભાજ્ય અંગ બની ગયુ આ દૃષ્ટિએ 'અષ્ટોત્તરી' દ્વારા એમણે જૈન સાહિત્યનાં નવા જ અંગનુ સૂત્રપાત કર્યું, જે સાહિત્યના ક્ષેત્રમાં એમનો ખૂબ જ કિંમતી હિસ્સો ગણાવો જોઈએ.

## સ્વર્ગવાસ

૫૪૬. પટ્ટાવલી વર્ણવે છે કે મહેન્દ્રસિંહસૂરિ વિહારના અનુક્રમે ખંભાતમા પધાર્યા ત્યાંના સંઘના આગ્રહથી તેઓ સં ૧૩૦૯માં ખંભાતમાં ચાતુર્માસ રહ્યા વયોવૃદ્ધ હોવા છતા તેઓ ઉગ્ર વિહારી તરીકે પ્રસિદ્ધ હતા પર્યુષણ પર્વમાં ઉપવાસ કરી તેઓ કલ્પસૂત્ર વાંચતા હતા તે વખતે વાયુના પ્રકોપથી વ્યાખ્યાન સભામાં પાટ પર બેઠા બેઠા જ દેહ છોડી દેવલોકે ગયા તેમના દેહનો અગ્નિસંસ્કાર કર્યા બાદ શ્રાવકોએ શ્રી સ્તંભનપાર્શ્વપ્રભુનાં જિનાલયમાં તેમની પાદુકાઓ સ્થાપી. તેમના રૂપચંદ્ર આદિ તેર શિષ્યો

હતા, પરંતુ સંઘે તેઓમાંથી કોઈને પણ તેમની પાટે બેસાડવાને યોગ્ય જાણ્યો નહીં. ચાતુર્માસ પછી વલ્લભી શાખાના અધિપતિ સિંહપ્રભસૂરિને ખંભાતના સંઘે ગાંધાર નગરથી બોલાવ્યા અને તેમને મહેંદ્રસિંહસૂરિની પાટે સ્થાપ્યા. તે પછી વલ્લભી શાખાનો શ્રમણ સમુદાય પણ અંચલગચ્છમાં ભળી ગયો.

૫૪૭. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીની બાબતો અન્ય પ્રમાણ ગ્રંથોમાં વર્ણવેલી ઘટનાઓ સાથે સુસંગત જણાતી નથી. સિંહપ્રભસૂરિ વલ્લભી શાખાના અધિપતિ હતા અને મહેન્દ્રસિંહસૂરિના સ્વર્ગવાસ બાદ ખંભાતના સંઘે તેમને અંચલગચ્છના પટ્ટધર બનાવ્યા એવો ઉલ્લેખ કોઈ પણ પ્રાચીન ગ્રંથમાંથી પ્રાપ્ત થતો નથી, એટલું જ નહીં, મહેન્દ્રસિંહસૂરિ ખંભાતમાં કાળધર્મ પામ્યા એ બાબત પણ અન્ય ગ્રંથોને આધારે અસ્વીકાર્ય જણાય છે. મુનિ લાખા કૃત ગુરુપટ્ટાવલીમાં તેઓ તિમિરપુરમાં દિવંગત થયા હતા એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં પણ મહેન્દ્રસિંહસૂરિના સ્વર્ગગમન સ્થળ તરીકે તિમિરપુરનો જ ઉલ્લેખ કરે છે—

> બાર તિસઠઈ આયરિઉ એકહતર ગચ્છ ભારિ,
> તેર નવોતરઈ તિમિરપુરે, પુહુતઉ પદ લઈ પારિ. ૬૭

બીમશી માણેક ગુરુપટ્ટાવલીમાં મહેન્દ્રસિંહસૂરિનાં સ્વર્ગવાસ સ્થળ તરીકે તથરવાડનો નિર્દેશ કરે છે. તથરવાડ નામ તિમિરપુરનું અપભ્રંશ હોય એ સંભવિત છે. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક અંચલગચ્છીય પટ્ટાવલીમાં તઈરિવાડ–તિમિરપુરનો ઉલ્લેખ દ્વારા સૂચિત થાય છે,

૫૪૮ ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીમાંથી આપણે જાણી શકીએ છીએ કે મહેન્દ્રસિંહસૂરિ પોતાના અનુગામી પટ્ટધર તરીકે સિંહપ્રભસૂરિને નિયુક્ત કરી તેમને ગચ્છનો ભાર સોંપીને સં ૧૩૦૯ માં સ્વર્ગવાસી થયા.

> તેર નવોત્તર વરિસે સિંહપહેસૂરિ ગચ્છ પઈ ભારં,
> ઠાવિય માહિંદસૂરી સુરઝાણો મો દિવ પત્તો. ૫૬

૫૪૯. ઉપર્યુક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે મહેન્દ્રસિંહસૂરિ સં. ૧૩૦૯માં, સર્વ મળીને બ્યાસી વર્ષનું આયુષ્ય ભોગવી, ગચ્છધુરા સિંહપ્રભસૂરિને સોંપીને તિમિરપુરમાં સ્વર્ગવાસી થયા. એમના મૃત્યુને સાત શતાબ્દીઓ થઈ ગઈ હોવા છતાં, અંચલગચ્છના અનુયાયીઓ એ સમર્થ પટ્ટધરને આજે પણ ભૂલ્યા નથી. અંચલગચ્છની સમાચારી કે તેનું મંતવ્ય જાણવા સૌ મહેન્દ્રસિંહસૂરિકૃત શતપદીનો આધાર લે છે, તેમજ તેમણે રચેલી અષ્ટોત્તરીનો પાઠ સામાયિકમાં કહીને એ પ્રભાવક આચાર્યને સદોદિત મૂક ભાવાંજલિ અર્પે છે. અંચલગચ્છ પ્રવર્તક આર્યરક્ષિતસૂરિથી માંડીને મહેન્દ્રસિંહસૂરિ સુધીના બધા જ પટ્ટધરો ગ્રંથકારો હતા. મહેન્દ્રસિંહસૂરિના અનુગામી પટ્ટધરથી આ સામ્ય વિલીન થયું. મહેન્દ્રસિંહસૂરિ સુધીના સમયમાં ઘણી જ મહત્ત્વપૂર્ણ સાહિત્યકૃતિઓની રચના થઈ જે વિષે આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા એ પછી તો મેરુતુંગસૂરિના સમય સુધી કોઈ મહત્ત્વપૂર્ણ સાહિત્યકૃતિ રચાઈ નથી અલબત્ત, છૂટી છવાઈ કૃતિઓ તો નોંધાઈ જ છે, પરંતુ મેરુતુંગસૂરિનો સમય સાહિત્યની દૃષ્ટિએ માત્ર અંચલગચ્છના કે જૈન–ધર્મના ઇતિહાસમાં જ નહીં, ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે નોંધાશે. મહેન્દ્રસિંહસૂરિના સમય સુધીના બહુધા ધાર્મિક વિષય ઉપર જ ગ્રંથો જોવા મળે છે, જેમાં ભુવનતુંગસૂરિની રચનાઓ ચિરસ્મરણીય રહેશે. આ વિષયમાં આપણે પ્રસંગોપાત ચર્ચા કરી ગયા. મેરુતુંગસૂરિના સમયમાં થયેલા સાહિત્યના વિવિધ પ્રદાનના બેરાણ વિષે પાછળથી વિચારણા કરીશું.

---

## ૫. શ્રી સિંહપ્રભસૂરિ

૫૫૦ અંચલગચ્છના ૫૨ મા પટ્ટધર સિંહપ્રભસૂરિનો જન્મ સં ૧૨૮૩ માં ગુજરાતના વિજાપુર નગરમાં થયો હતો. તેમના પિતાનુ નામ અરિસિંહ તથા માતાનુ નામ પ્રીતિમતી હતાં. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ' માં વર્ણવે છે :

તાસ પટ્ટિ ઉજ્જોય કરો, ગણહર સિંહપ્રભસૂરિ,
સિંહપરાક્રમિ દવડિઉ એ મયણ મહા ગજ દૂરિ. ૬૮
વીજાપુરિ અરસીંઘ ઘરે પિયમઈ ઊયરિ ઊપન્નુ,
સવત બાર તિઆસીયએ જાસ જમ્મુઅઈ ધન્નુ ૬૯

૫૫૧. મુનિ લાખાકૃત ગુરુપટ્ટાવલીમાં એમનો જન્મ સં ૧૨૮૦ માં દર્શાવાયો છે, તથા એમના પિતા અરિસિંહને મંત્રી કહ્યા છે. શતપદીનાં પટ્ટાવલી યંત્રમાં એમના પિતાનુ નામ અમરસી છે. તથા તેમનાં નામ આગળ **મહં** બિરુદ છે, જે મહત્તમનું ટૂંકુ સ્વરૂપ છે. આ ઉપરથી કહી શકાય છે કે તેઓ રાજ્યમાં મોટો હોદ્દો ધરાવતા હશે.

૫૫૨. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં તેમને પોરવાડ જ્ઞાતિના કહ્યા છે જુઓ

**॥ ५१ ॥ श्री सिंहप्रभसूरयः ॥ तदुदंतश्चैवं ॥ गूर्जरात्रे जनपदे वीजापुराभिधं नगरं विद्यते । तत्रैकः प्राग्वाटज्ञातीयोऽरिसिंहाभिधः श्रेष्ठी वसतिस्म । तस्य च प्रीतिमत्याख्या भार्या बभूव । अथ तौ दंपती जैनधर्मध्यानरतौ निज समयं गमयामासतुः । सांसारिक सुखानि विलसतोस्तयोः १२८३ संवत्सरे एकः सुतो बभूव । तस्य सिंघजिदित्यभिधानं पितृभ्यां कृतं ।**

પરંતુ આ વિધાન બરોબર નથી અન્ય પ્રમાણોને આધારે તેઓ શ્રીમાળી જ્ઞાતિના હતા. ઉક્ત પટ્ટાવલીયંત્રમા પણ એમને શ્રીમાળી જ્ઞાતિના દર્શાવાયા છે. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા વર્ણવે છે :—

વીજાપુરમ્મિ પત્તા સિરિવસે સિટ્ઠિ નાહ અરસી હો,
પીઇમિઈ તસ્સ ભજ્જા સી હો સુઓ કુયર સી હનિહો. ૫૧

આ પરથી સ્પષ્ટ થાય છે કે તેઓ પોરવાડ નહીં, પણ શ્રીમાળી જ્ઞાતિના વણિક હતા આ વિષે અન્ય પ્રમાણો પણ ઉપલબ્ધ થાય છે.

**દીક્ષા અને શ્રમણજીવન.**

૫૫૩ પટ્ટાવલીમા વિશેષમાં જણાવાયું છે કે પુત્ર સિંહજી પાચ વર્ષનો થતાં જ તેનાં માતાપિતા

મારી રોગથી મૃત્યુ પામ્યાં. તેથી તેના કાકા હરાકે તેનુ પાલનપોષણ કર્યું. એક વખત વલ્લભી શાખાના ગુણપ્રભસૂરિ ત્યાં પધાર્યા તેમનો સોનારૂપાની પાલખીયુક્ત આડંબર જોઈને હરાકે વિચાર્યું કે આ સિંહજીને ગુરુને સ્વાધીન કરી દઉં તો તેની બધી મિલ્કત મને મળી જાય પોતાના વિચાર અનુસાર તેણે બાળકને ગુણપ્રભસૂરિને સોંપી દીધો ગુરુએ હરાકને એકસો સોના મહોરો પણ આપી તે પછી બાળક આઠ વર્ષનો થતાં તેને સં. ૧૨૯૧ મા દીક્ષા આપવામા આવી અને તેનુ નામ સિંહપ્રભ રાખવામાં આવ્યુ. જુઓ:

अथ दैवयोगेन पंचवार्षिकमेव तं सुतं मुक्त्वा तन्मातापितरौ मारीतो मरणं प्राप्य देवलोकं गतौ । अथ स निराधारः सिंधजित्तस्य पितृव्येन हराकेण स्वपार्श्वे स्थापितः । इतः श्री वल्लभीगच्छाचार्याः श्री गुणप्रभसूरय स्तत्रैकदा समायाताः । तेषां रूप्यसुवर्ण-निर्मित शिविकादि महाडंबरं दृष्ट्वा हराकेण चिंतितं । एनं सिंधजितमस्मै गुरवे समर्पयामि । यथा तद् गृहादिकं मम स्वाधीनं भवेत् । इति विचिन्त्य सःएकदा तं सिंधजितं स्वसार्थे समादाय तेषां श्री गुणप्रभसूरीणां वंदनार्थं तदुपाश्रये ययौ। गुरुभिः पृष्टेन तेन हराकेण सिंधजितः स्वरूपं तेषामग्रे निवेदितं। गुरुभिरपि तस्मै शतैकसौ वर्णिकानर्पयित्वा स सिंधजिद् गृहीतः । ततो गुरुभिरष्टवार्षिकाय तस्मै सिंधजिते १२९१ संवत्सरे दीक्षा दत्ता । सिंहप्रभ इति च तस्याभिधानं दत्तं ।

પટ્ટાવલીમા નિર્દેશિત વિધાન અન્ય પ્રમાણોથી આધારરહિત ઠરે છે. સિંહપ્રભસૂરિ મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય હોવાનું આધારગ્રંથોથી પ્રમાણિત થાય છે. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'મા સિંહપ્રભસૂરિએ મહેન્દ્રસિંહસૂરિ પાસે દીક્ષા લીધી હતી એ વિષે સ્પષ્ટ ઉલ્લેખ કરે છે:

ચારિત્ત ગહિઊણ ગુરુ પાસે સત્થ અત્થં ચ,
સિંહપ્પહ નામેણય બુધ્ધીએ ભટ્ટયા વિજિયા · ' પર

૫૫૪. પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ એમને મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય તરીકે જ ઓળખાવ્યા છે. પ્રો. પિટર્સન, પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ માં એમને વિષે આ પ્રમાણે નોંધ કરે છે. Sinhaprabha suri —Mentioned as pupil of Mahendrasinha and guru of Ajitasinha-suri in the Anchala gachchha. 3, App p. 320, In the Anchalagachchha pattavali the following dates are given for this writer. born, Samvat 1283; diksha, Samvat 1291; acharyapada, Samvat 1309; died Samvat 1313.

ડૉ જોહાન્નેસ કલાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે જુઓ

Sinhaprabha-Suri son of sreshthin, Arisinha in Viji-pura and of Pritimati, born Samvat 1283, diksha 1291, acharya and gachchha-nayak 1309 (Mer. 1308), +1313, 30 year old.

૫૫૫. મેરુતુંગસૂરિકૃત લઘુશતપદીમાથી એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે સિંહપ્રભસૂરિના જ્યેષ્ઠ બંધુ દીક્ષા લેવાનો વિચાર ધરાવતા હતા પરંતુ દીક્ષા લેતી વખતે અચકાતા હતા તે વખતે ઢીલ થતાં

સિંહપ્રભસૂરિએ જ સિંહની અદાથી તૈયાર થઈ દીક્ષા લીધી તેમણે પ્રત્યેક સૂત્રોનો અભ્યાસ કર્યો અને સૂત્રોની ઉલટી આવૃત્તિ કરીને દક્ષિણનો મહાવાદી જીત્યો

**तत्पट्टे श्री सिंहप्रभसूरयः यैः प्रव्रज्यार्थमुत्सह्य दीक्षाक्षणे विरक्ते ज्येष्ठ भ्रातार सिंहपराक्रमेण दीक्षां स्वीकृत्य सूत्राण्यधीयद्भिः प्रतिपदं प्रतिलोमसूत्रपरावर्त्तनेन दाक्षिणात्यो महावादी जिग्ये ॥**

૫૫૬ પટ્ટાવલીમાંથી એમ પણ જાણવા મળે છે કે સિંહપ્રભસૂરિ ન્યાય શાસ્ત્રના ધુરંધર આચાર્ય હતા. તેમણે પાટણ આદિ નગરોમાં મિથિલ પ્રભૃતિ શૈવમતને માનનારા અનેક વાદીઓને વાદમા જીત્યા અન્ય ઉલ્લેખો પરથી એમ પણ જાણી શકાય છે કે તેમણે શિષ્યાવસ્થામાં જ ગુરુ સાથે વાદ કરવા આવનારાઓને બુદ્ધિ બળથી મહાત કર્યા. **क्रमेण शास्त्राभ्यासं कृत्वा ते श्री सिंहप्रभयतयो न्यायशास्त्रेषु पारंगता बभूवुः। ततस्तैः श्री सिंहप्रभयतिभिः पत्तनादिनगरेषु मिथिलाद्यनेके शैवमतानुयायिनो वादिनो विजिताः।** અમરસાગરસૂરિ 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'ની ગ્રંથ પ્રશસ્તિમાં સિંહપ્રભસૂરિની વિદ્વત્તાને બિરદાવતા કહે છે **ततः सिंहप्रभाश्चसन्। सर्वशास्त्रविशारदाः॥** આ બધાયે પ્રમાણો સિંહપ્રભસૂરિની અગાધ વિદ્વત્તા સૂચિત કરે છે

૫૫૭ સં ૧૩૦૯માં મહેન્દ્રસિંહસૂરિનો તિમિરપુરમાં દેહોત્સર્ગ થયો અને તેઓએ પોતાના અનુગામી પટ્ટધર તરીકે સિંહપ્રભસૂરિને નિયુક્ત કરી ગચ્છધુરા એમને સોંપી પટ્ટાવલીમા એવુ દર્શાવાયુ છે કે મહેન્દ્રસિંહસૂરિ ખંભાતમા ચાતુર્માસ રહ્યા હતા, તે વખતે વ્યાખ્યાન સભામાં વાયુના પ્રકોપથી પાટ પર બેઠા બેઠા જ દિવંગત થયા. તેમના રૂપચંદ આદિ તેર શિષ્યો હતા, પરંતુ સંઘે તેઓમાંથી કોઈને પણ પાટે બેસાડવાને યોગ્ય જાણ્યો નહી ચાતુર્માસ બાદ વલ્લભી શાખાના અધિપતિ સિંહપ્રભસૂરિને ખંભાતના સંઘે ગાંધારથી બોલાવ્યા અને તેમને જ પટ્ટધર બનાવ્યા, ઈત્યાદિ પટ્ટાવલી નિર્દેશિત બાબતો વિષે આપણે આગળ વિચારી ગયા.

૫૫૮ પટ્ટાવલીમાંથી વિશેષમાં એ પણ જાણી શકાય છે કે યૌવન તથા અધિકારના મદમા મૂર્છિત થઈને સિંહપ્રભસૂરિએ સંયમધર્મને વિસાર્યો અને પરિગ્રહો ધારણ કરીને તેઓ ચૈત્યવાસીની સ્થિતિ પામ્યા. **क्रमेण १३०९ संवत्सरे स्तंभतीर्थे संघेन सूरिपदार्पणपूर्वकं श्री महेन्द्रसूरिपट्टे स्थापिताः। ततस्ते यौवनाधिकारादि मदावलिप्ता संयमगुणं विस्मृत्य चैत्यवास विधाय परिग्रहमूर्छिता अभवन्।** અલબત્ત, પટ્ટાવલીની આ વાત વિચારણીય છે અન્ય ગ્રંથોમાંથી આવો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી શત્રુંજયગિરિના સં ૧૬૮૩ના શિલાલેખની દેવસાગરજીએ રચેલી પ્રશસ્તિને આધારે તો 'સર્વ આચાર્યોમાં મુકુટ સરખા તથા સાધુના ઉત્તમ ગુણોથી પ્રસિદ્ધ એવા સિંહપ્રભસૂરિ નામના આચાર્ય થયા.' **आसंस्ततः सकलसूरिशिरोऽवतंसाः। सिंहप्रभाभिधसुसाधुगुण प्रसिद्धाः॥८॥**

## એ સમયના પ્રકીર્ણ પ્રસંગો :

૫૫૯ આપણે જોઈ ગયા કે ભિન્નમાલના પરમાર વંશીય રાઉ સોમકરણે જૈનધર્મ સ્વીકાર્યો અને તેના વંશજોને આર્યરક્ષિતસૂરિની પ્રેરણાથી તથા જયસિંહસૂરિના ઉપદેશથી સં ૧૨૧૬મા ઓશવાળ જાતિમા દાખલ કરવામા આવ્યા તેઓ વડહરા, વડોરા કે વડેરા ગોત્રથી ઓળખાયા ભટ્ટગ્રંથોમાથી એવા ઉલ્લેખો મળે છે કે આ વંશમાં સં. ૧૨૯૫ માં જાવડના ભાઈ ભાવડ રાધનપુરથી પાટણ પાસે કુંણગિરિમા આવી વસ્યા. તેની ત્રીજી પેઢીએ કુંપાનો રાણા નામે પુત્ર થયો, જે ખૂબ જ દેખાવડો હતો ત્યાના લઘુસજનીય ઓશવાળ શ્રીપાલની પુત્રી લક્ષ્મી તેના પર મોહિત થઈ, અને તેને જ પરણવાનો નિર્ધાર કર્યો. તેના

માતપિતાએ તેને સમજાવી કે રાણો વૃદ્ધ સજનીય છે અને આપણે લઘુ સજનીય છીએ માટે લગ્ન થઈ શકે નહીં. પરંતુ કન્યાએ હઠ લીધી કે એમ નહીં થાય તો હું અગ્નિમાં બળી મરીશ. શ્રીપાલે મહાજન દ્વારા રાણાને સમજાવવા પ્રયાસો કર્યા પરંતુ રાણો માન્યો નહીં. આમ કન્યા અઢાર વર્ષ સુધી કુવારી રહી. અંતે કન્યા બળી મરવા તૈયાર થઈ. તેને જોવા જતા તેની દાદી ધારણી ગોખ ઉપરથી પડી મૃત્યુ પામી. રાજાના કાને વાત જતાં કન્યાને પાછી વાળવામા આવી અને તેને હુકમ કરી રાણા સાથે પરણાવી, રાજાએ પાચ ગામ કન્યાદાનમા પણ આપ્યાં. આ રીતે સં. ૧૩૩૫ માં વૈશાખ સુદી ૫ ને ગુરુવારે વડેરાની લઘુ શાખા રાણાથી નીકળી.

૫૬૦. સં. ૧૩૧૧ માં ઉમટા ગામમાં યવનોએ હુમલો કર્યો હતો એવો ઉલ્લેખ ભટ્ટગ્રંથોમાંથી મળે છે. ભિન્નમાલના શંખ નામના ધનાઢ્ય વૈષ્ણવ શ્રેષ્ઠીને સ. ૭૯૫ માં ઉદયપ્રભસૂરિએ પ્રતિબોધી જૈન કર્યો ભિન્નમાલનો નાશ થતા તેના વંશજ સહસા શેઠ સ. ૧૧૧૧ માં ત્યાથી નાશી થરાદના અચવાડી ગામમા વસ્યા તેના વંશજ મહીપતિ શેઠને જોગિણી નામની સ્ત્રીથી આકા, વાંકા નાકા તથા તોડા નામે ચાર પુત્રો થયા. પુત્ર કાલા તથા તેનો પુત્ર વઈજા ઉમટા ગામમાં વસ્યો. એ નિ.સંતાન હોવાથી તેણે પોતાની ગોત્રની ચામુડા દેવીનુ મંદિર બંધાવી તેમાં ચામુડાની સુવર્ણપ્રતિમા સ્થાપન કરી. સ. ૧૩૧૧ માં વઈજાને પુત્ર પ્રાપ્તિ થઈ. થોડાક દિવસો બાદ ગામમાં યવનો આવ્યા ગોત્રદેવીની મૂર્તિ ઉછાળીને કૂવામા પડી એવો ભટ્ટગ્રથોમાં ઉલ્લેખ છે. શકય છે કે યવનોએ તેમ કર્યું હોય. એ પછી દેવીની મૂર્તિને આંબલીના વૃક્ષ નીચે સ્થાપવામાં આવી હોવાથી વઈજાના વંશજો ‘આંબલિયા’ ઓડકથી ઓળખાયા. આ ગોત્રમાં થએલા કેટલાક મણિયાર ઓડકથી પણ ઓળખાય છે.

૫૬૧ આરાસણનો મુસલમાનોએ નાશ કરતા, શ્રીમાળી જ્ઞાતિનો, સાંડસા ગોત્રીય મંત્રી નાયક કુટુંબ સહિત ઈડરમાં જઈ વસ્યો મંત્રી નાયકે ખેરાલુમાં સિંહપ્રભસૂરિના ઉપદેશથી સં. ૧૩૦૧ માં શ્રી યુગાદિદેવનુ શિખરબંધ મંદિર બંધાવ્યુ, તેમજ સૂર્ય, નારાયણ તથા ઈતર વૈષ્ણવ મંદિર પણ બંધાવ્યાં. તદુપરાંત તેણે વાવ, કૂવા વિગેરે બંધાવી સર્વ મળી ત્રણ કરોડ દ્રવ્ય ખરચ્યુ સ. ૧૩૩૬ માં દુષ્કાળ વખતે તેણે ઘણુ દ્રવ્ય ખરચી લોકોને ઉગાર્યા.

૫૬૨. એનાજ જ્ઞાતિબંધુ ભરથાની સ્ત્રી ઝાલીએ સ. ૧૩૧૧ માં અંચલગચ્છીય સોમતિલકસૂરિના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ શિખરબંધ મંદિર તથા ઝાલેશ્વર તળાવ બંધાવ્યાં. આ વંશમાં પાટણમાં ગોદડાને પાડે વસનારા જેરાજના વંશજો ગોદડિયા ઓડકથી ઓળખાય છે.

## સ્વર્ગારોહણ

૫૬૩. સમર્થ વાદી તરીકે સર્વત્ર ખ્યાતિ પામેલા, અંચલગચ્છના બાવનમાં પટ્ટધર, આચાર્ય સિંહપ્રભસૂરિ સં. ૧૩૧૩ માં માત્ર ૩૦ વર્ષની જ ઉમરમા મૃત્યુ પામ્યા. એમના ગુરુબંધુ અજિતસિંહસૂરિને એમણે અનુગામી પટ્ટધર તરીકે નિયુક્ત કર્યા અને ગચ્છધુરા સોંપી. પટ્ટાવલીમા એમનાં સ્વર્ગારોહણ સ્થળનો નિર્દેશ નથી પરંતુ અન્ય પ્રમાણ ગ્રંથો પરથી જાણી શકાય છે કે સિંહપ્રભસૂરિ તિમિરપુરમાં દિવંગત થયા. કવિવર કાન્હ ‘ગચ્છનાયક ગુરુરાસ’માં નોંધે છે.—

> દીક્ષા બાર એકાણુઉએ તેરનવોત્તરઈ સૂરિ,
> તેર નિગોત્તરઈ તિમિરપુરે સગિ ગિઉ ગુણ ભૂરિ. ૭૦

૫૬૪. મુનિ લાખા કૃત ગુરુપટ્ટાવલીમા સિંહપ્રભસૂરિના જન્મ સવત અંગે મતભેદ છે. એમનો

જન્મ સં. ૧૨૮૩માં થયો હતો, કિન્તુ મુનિ લાખા જન્મ સંવત ૧૨૮૦ દર્શાવે છે, એટલે એમના મતાનુસાર સિંહપ્રભસૂરિ ૩૩ વર્ષની ઉંમરે સ્વર્ગસ્થ થયા. મૃત્યુ સ્થળ તરીકે તેઓ પણ તિમિરપુરનો જ ઉલ્લેખ કરે છે **पंचम गणधर श्री सिंहप्रभसूरि । वीजापुरि । मं० अरिसिंह पिता प्रीतिमती माता । संवत् १२८० वर्षे जन्म । संवत् १२९१ वर्षे दीक्षा । संवत् १३०९ वर्षे सूरिपद । संवत् १३१३ निर्वाणं । तिमिरपुरे । सर्वायु वर्ष ३३ ।**

૫૬૫ ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાંથી પણ નિર્વાણસ્થળ તરીકે તિમિરપુરનો જ ઉલ્લેખ મળે છેઃ—

અહ સિંહપ્પહસૂરિ ગણનાહો હણિય મોહમય માણો,
બારસ તિસીએ જમ્મણ એગાણૂએય ચરણ સિરી. ૫૭

તેર નવોત્તર વરિસે સૂરીપય ગચ્છ ભાર સંજુત્તો,
તેરોત્તરિ તિમિરપુરે સુરભવણાલ કિઓ સોવિ. ૫૮

૫૬૬. ઉક્ત ઐતિહાસિક પ્રમાણો અત્યંત વિશ્વસનીય હોઈને સિદ્ધ થાય છે કે સિંહપ્રભસૂરિ સં. ૧૩૧૩માં તિમિરપુરમાં માત્ર ત્રીસ વર્ષની ભરયુવાન ઉંમરમાં દેવલોક પામ્યા આટલી નાની ઉંમરમાં આ પટ્ટનાયકે જે સફળતા મેળવી છે તે દ્વારા જ એમની અસાધારણ શક્તિનો આપણને પરિચય મળી રહે છે. તેઓ દીર્ઘાયુ થયા હોત તો આ ગચ્છને સુંદર આધ્યાત્મિક નેતૃત્વ આપી શક્યા હોત દુર્ભાગ્યે એમ ન થયુ, અને પરિણામે આ ગચ્છનાં ઘોડપૂર ઓસરતાં રહ્યાં ઠેઠ મેરુતુંગસૂરિ સુધી આ ગચ્છનો પ્રભાવ સાધારણ થતો ગયો. આ અરસાની રાજકીય સ્થિતિ પણ એવી જ વણસેલી હતી. મુસલમાનોનાં નિરંકુશ ધાડાંઓ ધર્મઝનૂનની ચિનગારી પ્રસરાવતા જતાં હતાં રાજકીય અંધાધૂંધીની અસર સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે પણ પડે એ સ્વાભાવિક છે ક્ષત્રિઓની શક્તિ ક્ષિણ થઈ ગઈ હતી અને પરિણામે હિન્દુ ધર્મની સાથે જૈન ધર્મને પણ ભારે સહન કરવું પડ્યું. આ બધાના માઠાં પરિણામો દરેક ક્ષેત્રને ભોગવવા પડ્યાં આવી કમનશીબ સ્થિતિને લક્ષ્યમાં રાખીને તેમજ તત્કાલીન યુગપ્રવાહના અનુષંગમાં અનુગામી પટ્ટનાયકોની કારકિર્દી મૂલવવી જોઈએ

૫૬૭. કવિચક્રવર્તિ જયશેખરસૂરિએ 'ઉપદેશ ચિન્તામણિ'ની ગ્રંથ પ્રશસ્તિમાં સિંહપ્રભસૂરિ વિષે સંક્ષેપમાં જ ઉલ્લેખ કર્યો છે; **सिंहप्रभा गुरुरथ प्रथितस्ततोऽपि ।** 'ત્યાર પછી પ્રસિદ્ધ એવા સિંહપ્રભ ગુરુ થયા' માત્ર આટલો જ નિર્દેશ કરી એમણે એ પટ્ટનાયકની કારકિર્દી મૂલવી સિંહપ્રભસૂરિ સમર્થવાદી હોઇને ખૂબ જ પ્રસિદ્ધિ પામ્યા હશે, એ વાત આ પ્રશસ્તિ પરથી અનાયાસે સ્પષ્ટ થાય છે.

**વલ્લભી શાખા**

૫૬૮. અંચલગચ્છની આ શાખાએ જૈન શાસનના ઉદ્યોતમાં મહત્ત્વપૂર્ણ હિસ્સો પૂરાવ્યો છે. આ શાખાના આચાર્યોએ પોતાનાં પ્રશસ્ત સુકૃત્યોથી અંચલગચ્છની કારકિર્દીમાં યશકલગી ચડાવી છે એ કહેવું જ રહ્યું જ્યારે વડગચ્છની પરંપરામાં શંખેશ્વરગચ્છનો ખૂબ જ વિસ્તાર હતો તે વખતે આ શાખાનો ઉદ્ભવ થયો કાલક્રમે રાજકીય વિનિપાતની સાથે ગચ્છ પ્રવૃત્તિની ઓટ જણાવા લાગી ત્યારે આ શાખા પુનઃ અંચલગચ્છનાં સ્રોત સાથે મળીને વિલીન થઈ, અને એ રીતે એનો યથોચિત અંત આવ્યો. આ શાખાનું અસ્તિત્વ સિંહપ્રભસૂરિ પછી લુપ્ત થયું છતાં તેનો ગૌરવમૂલક ઈતિહાસ આ ગચ્છના ઈતિહાસમાં

આવશું પ્રકરણ રહે એવો મહત્ત્વપૂર્ણ છે. આ દૃષ્ટિએ આ શાખાના ઈતિહાસ પર સંક્ષેપમાં દૃષ્ટિપાત કરવો આવશ્યક બને છે.

૫૬૯. આ શાખાના ઇતિહાસ અંગે કોઈ સ્વતંત્ર પટ્ટાવલી પ્રાપ્ત થતી નથી, કિન્તુ ભટ્ટગ્રંથોમાંથી આ શાખા અંગે ઘણાં ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. પટ્ટાવલીની નોંધો દ્વારા આપણે જોઈ ગયા કે, અનેક ગોત્રોને પ્રતિબોધ આપી જૈન બનાવનાર ૨૮ મા પટ્ટધર ઉદયપ્રભસૂરિ મહાપ્રભાવક આચાર્ય હતા. તેઓ પદ્મદેવસૂરિના શિષ્ય અને પ્રભાનંદસૂરિના ગુરુ હતા નાણક ગામમાં જિનદાસ પ્રભૃતિ સંઘના આગ્રહથી તેમણે પ્રભાનંદમુનિને આચાર્યપદ પ્રદાન કર્યું. તે પ્રસંગે તેમના સંસારપક્ષના મામા જિનદાસ શ્રાવકે એક લાખ રૂપિયા ખરચીને તેમનો પદમહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવ્યો. આથી પ્રભાનંદસૂરિનો પરિવાર સં. ૮૩૨ થી નાણકગચ્છનાં નામથી પ્રસિદ્ધ થયો તે વખતે ઉપાધ્યાય વલ્લભમુનિ પોતાને આચાર્યપદ ન મળવાથી મનમાં દુભાઈને સાથી જુદો વિહાર કરીને નાડોલ નગરમાં ગયા ત્યાના સંઘે ઉદયપ્રભસૂરિને ત્યાં આગ્રહપૂર્વક તેડાવીને તેમને પણ આચાર્યપદ અપાવ્યું. તે પછી વલ્લભસૂરિનો પરિવાર વલ્લભીગચ્છ તરીકે અસ્તિત્વમાં આવ્યો. આ રીતે શંખેશ્વરગચ્છના નાણક અને વલ્લભી એમ બે પક્ષો સં. ૮૩૨ થી થયા પોતાના ગચ્છના બે વિભાગો પડવાથી ઉદયપ્રભસૂરિ અત્યંત દુ:ખી થયા, અને અનશન કરી તેઓ નાડોલનગરમા જ સ્વર્ગે સંચર્યા. આ બધી ઘટનાઓ પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે. જુઓઃ

तेषां सप्तति गोत्राणां सर्वेऽपि मनुष्यामिथ्यात्वं परित्यज्य जैनधर्मं प्रपेदिरे एवं विद्या महाप्रभावका स्ते उदयप्रभसूरयो विहरंत एकदा नाणकाख्येग्रामे समायाताः । तत्र जिनदासादि श्रावकाणामाग्रहत स्तैः श्री प्रभानंदमुनये सूरिपदं दत्तं । तेषां सांसारिक मातुलेन जिनदासश्रावकेण लक्षद्रव्य व्ययतः सूरिपदमहोत्सवः कृतः । तत स्तेषां प्रभानंदसूरीणां मुनिपरिवारो विक्रमार्का ८३२ संवत्सरे नाणकगच्छाख्यया प्रसिद्धो बभूव । अथ मनसिद्विना वल्लभोपाध्याया स्ततः पृथग् विहृत्य नाडोलनगरे गताः । तत्रत्य संघेन चाग्रहत उदयप्रभगुरवोऽपि तत्रा कारिताः । संघाग्रहतश्च गुरुभिस्तत्र वल्लभोपाध्यायेभ्योऽपि सूरिपदं दत्तं । ततस्तेषां वल्लभसूरीणां परिवारो वल्लभीशाखाभिधानेन प्रसिद्धो जातः । एवं स्वगच्छविभागतः खिन्ना उदयप्रभसूरयोऽनशनं विधाय नाडोलनगरे स्वर्गं गताः ॥

૫૭૦. વલ્લભી શાખાનાં અસ્તિત્વ અંગેનું પ્રમાણ વાચક લાવણ્યચંદ્ર કૃત પટ્ટાવલી દ્વારા પણ મળી રહે છે એના ઉલ્લેખોને આધારે કહી શકાય છે કે ઉદયપ્રભસૂરિના પ્રભાનંદસૂરિ અને વલ્લભસૂરિ એમ બે શિષ્યો હતા, તેમાં પ્રભાનંદસૂરિ મુખ્ય હતા. આ બન્ને શિષ્યોથી અનુક્રમે નાણકગચ્છ અને વલ્લભીગચ્છ અસ્તિત્વમાં આવ્યા વાચક લાવણ્યચંદ્ર પટ્ટાવલીમાં વલ્લભીગચ્છ અંગે વિશેષ માહિતી નોંધતા નથી: જુઓ श्रीमानुदयप्रभो गणधरो भूत्भाणभूपार्चितः ॥ २२ ॥ तच्छिष्य युग्मं श्रुतपारंगतयोराद्यः प्रभानंद गुरु गणाधिपः । द्वैतीयिको वल्लभसूरिरूर्जितः । शाखा ततो वल्लभिका भवत् ..। માત્ર આટલા જ સંક્ષિપ્ત ઉલ્લેખ પરથી પણ આ શાખાનુ અસ્તિત્વ પ્રમાણિત થાય એમ છે. આ શાખાના આચાર્યોએ કરેલા ધર્મકાર્યોના ઉલ્લેખો ભટ્ટગ્રંથોમાથી સવિશેષ મળી રહે છે, જેને પં. હી. હં. લાલને જૈન ગોત્રસંગ્રહમાં સંગૃહિત કરેલ છે. આ બધાયે પ્રમાણોને આધારે વલ્લભીશાખા અંગે ઠીક ઠીક સામગ્રી એકઠી થઈ શકે એમ છે.

૫૭૧. વલ્લભીશાખાની આચાર્યપરંપરા આ પ્રમાણે દર્શાવાય છે (૧) વલ્લભસૂરિ, સૂરિપદ સં. ૮૩૨. (૨)

ધર્મચંદ્રસૂરિ, સં ૮૩૭ (૩) ગુણચંદ્રસૂરિ, સં ૮૬૯ (૪) દેવચંદ્રસૂરિ, સં ૮૯૯ (૫) સુમતિચંદ્રસૂરિ, સં. ૯૨૫. (૬) હરિચંદ્રસૂરિ, સં. ૯૫૪ (૭) રત્નસિંહસૂરિ, સં ૯૭૦ (૮) જયપ્રભસૂરિ, સં. ૧૦૦૬. (૯) સોમપ્રભસૂરિ, સં. ૧૦૫૧ (૧૦) સૂરપ્રભસૂરિ, સં ૧૦૯૪ (૧૧) ક્ષેમપ્રભસૂરિ, સં ૧૧૪૫ (૧૨) ભાનુપ્રભસૂરિ, સં. ૧૧૭૭ (૧૩) પુણ્યતિલકસૂરિ, સં. ૧૨૦૭. (૧૪) ગુણપ્રભસૂરિ, સં ૧૨૫૯. (૧૫) સિંહપ્રભસૂરિ, સં. ૧૩૦૯ એ પછી આ શાખા અંચલગચ્છ સાથે સમ્મિલિત થઈ ગઈ

૫૭૨ વલ્લભી શાખાના આચાર્યોએ કરેલા કાર્યો વિષે પણ અહીં સંક્ષિપ્ત ઉલ્લેખ કરવો પ્રસ્તુત બને છે. આ શાખાના પ્રથમ આચાર્ય વલ્લભસૂરિ વિષે આપણે ઉલ્લેખ કરી ગયા એમના અનુગામી આચાર્ય ધર્મચંદ્રસૂરિના ઉપદેશથી પ્રાગ્વાટ જ્ઞાતિના લહિર નામના શ્રેષ્ઠીએ સં ૮૩૬ માં નારંગપુરમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું નારંગપુર પણ એણે પોતાની માતાનાં નામથી જ વસાવેલું.

૫૭૩. લહિર શ્રેષ્ઠીના પૂર્વજો ભિન્નમાલના વતની હતા. એના વંશનો મૂળ પુરુષ નરસિંહ સં. ૭૯૫ માં ભિન્નમાલ નગરમાં ગઢની અંદર રહેતો હતો તે બાર કરોડ દ્રવ્યનો આસામી હતો ઉદયપ્રભ-સૂરિએ પ્રતિબોધ આપી તેને જૈનધર્માનુયાયી કર્યો હતો તેનો પુત્ર નાનગ ગુજરાતના ગાભૂ ગામમાં આવી વસ્યો. ત્યાં ભૂમિ ખોદતાં નિધાન મળવાથી તે કોટીશ્વર થયો સં. ૮૦૨ માં વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવ્યું, તે વખતે તેણે નાનગ શેઠને દંડનાયકની પદવી આપી નાનગના પુત્ર લહિરને વનરાજે હાથીઓની ખરીદી માટે સિંહલદ્વીપમાં મોકલ્યો હતો ત્યાંથી તે સાતસો હાથી ખરીદી લાવ્યો. વનરાજે ખુશ થઈ સાડથલુ આદિ ચોવીસ ગામો તેને બક્ષિશ આપ્યાં હતા. લહિર વલ્લભીશાખાના ધર્મચંદ્રસૂરિનો પરમ ભક્ત હતો. તેના વંશમાં મંત્રીશ્વર વિમલ થયો, જેને વિષે પાછળથી પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું.

૫૭૪. વલ્લભી શાખાના ૭ મા આચાર્ય રત્નસિંહસૂરિ પ્રભાવક આચાર્ય હતા. તેમણે સં. ૧૦૪૫ માં રણથંભોર પાસેના આછબૂ નામના ગામના ડીંડુ જ્ઞાતિના ધાંધલ શેઠને પ્રતિબોધી જૈન કર્યો. ધાંધલને ત્રણ સ્ત્રીઓ હતી પરંતુ તે નિસંતાન હતો. આચાર્યના ઉપદેશથી જૈન ધર્મ સ્વીકારતાં તેને સંતાનપ્રાપ્તિ થઈ. પુત્રના કાંટિયા નામ પરથી તેના વંશજો એ એોડકથી ઓળખાયા રત્નસિંહસૂરિના ઉપદેશથી તેને ઓશવાળ જ્ઞાતિમાં ભેળવવામા આવ્યો. સં ૧૧૬૫ મા થયેલા સોમા શેઠનો પરિવાર લીબડિયા એોડકથી પ્રસિદ્ધ થયો સં ૧૩૩૫ માં સુલતાન અલ્લાઉદ્દીને રણથંભોરનો નાશ કરવાથી આ વંશના શેઠ ભાણો ચાંપાનેરમાં આવી વસ્યા આ વંશમા અમદાવાદમાં થયેલા નગા શેઠ સોનાનો વ્યાપાર કરતા હોવાથી તેઓ સોની એોડકથી ઓળખાયા કેટલાક વર્ષો બાદ તેમના વંશજ દેવશી શેઠ ઝવેરાતનો વ્યાપાર કરતા હોવાથી તેના વંશજો ઝવેરી કહેવાયા

૫૭૫ રત્નસિંહસૂરિના અનુગામી આચાર્ય જયપ્રભસૂરિએ સં ૧૦૦૭ માં ભિન્નમાલના પરમાર વંશીય રાઉત્ત સોમકરણને તેના પરિવાર સહિત પ્રતિબોધી જૈનધર્મી કર્યો એના વંશજો વડેરા ગોત્રથી ઓળખાય છે. આ ગોત્ર વિષે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ

૫૭૬ જયપ્રભસૂરિના અનુગામી આચાર્ય સોમપ્રભસૂરિ થયા, જેમના ઉપદેશથી મંત્રીશ્વર વિમલે આબૂ ઉપર શ્રી આદીશ્વર ભગવાનનો મનોહર જિનપ્રાસાદ બંધાવી તેની ભવ્ય પ્રતિષ્ઠા કરી. વિમલે આરાસણ, કુંભારિયા આદિ ગામોમાં કલાત્મક જિનપ્રાસાદો બંધાવ્યા છે. તેણે આબૂ પાસેના પ્રદેશમાં શ્રીદેવીનાં નામથી શ્રીપુર ગામ વસાવ્યું જે આજે સગેતરાના નામથી વિદ્યમાન છે. એમાં બંધાવેલા મંદિરનાં ખંડિયેરો આજે પણ વિદ્યમાન છે

સોમપ્રભસૂરિ અને અંચલગચ્છના ૪૫ મા પટ્ટધર વીરચંદ્રસૂરિ વચ્ચે સ્નેહભાવ ન હતો. એ અંગે આગળ ઉલ્લેખ થઈ ગયો છે પટ્ટાવલીના શબ્દોમાં એ પ્રસંગ આ પ્રમાણે છે.

अथैकदा ते श्री वीरचन्द्रसूरयो विहरंतो निज परिवारयुताः प्रल्हादनपुरे समायाताः। तदा वल्लभीशाखायाः सोमप्रभसूरयोऽपि विहरंतो निज परिवारयुता स्तत्रैव समेताः। शंखेश्वरगच्छीयानां च तत्रैक एवोपाश्रयोऽभूत्। तत इमौ द्वावपि सूरींद्रौ निज निज परिवारयुतौ तत्रैकस्मिन्नेवोपाश्रये स्थितिं चक्रतुः। पंचमारक प्रभावतः परस्परं वंदननिमित्त स्तयोः परिवारे कलहो बभूव। गच्छश्रावका अपि द्विभागी भूताः परस्परं स्पर्धां चक्रुः। समुद्राख्येनैकेन श्रेष्ठिना च श्रीवीरचंद्रसूरय स्ततो निज वाटके समानीताः। परिवारयुताश्च तेऽपि तत्र चतुर्मासीं स्थिताः। तत स्तेन भक्तिमता श्रेष्ठिना सूरिभ्य स्तेभ्यो रूप्यनिर्मितः सुखपालश्छत्रचामरयुतः प्राभृती कृतः मोहाविभूतदृष्टिरागतः सूरिभिरपि तत्प्राभृतं स्वीकृतं। ततः समुद्रश्रावकोपरोध तस्ते वध्धा वीरचंद्रसूरय स्तत्सुखपालस्था एव जिनमंदिरादिषु गमनं चक्रुः। तत्स्पर्धया चैकेन सामताख्येन धनवताश्रावकेण सोमप्रभसूरिभ्योऽपि स्वर्णरूप्यनिर्मितः सुखपालश्छत्रचामरयुत स्तथैव प्राभृतीकृतः कालानुभावत स्तेऽपि संयमाचारं विस्मृत्य सुखपालस्था एव गमनागमनं चक्रुः। एवं क्रमेण तयोर्महतोरपिसूरयोः परिवारयतयोऽप्याहारादिशुद्धिमगवेषयंतः शिथिलाचारं प्रतिपेदिरे श्रावका अपि दृष्टिरागमोहिताः परस्परं स्पर्धयाधाकर्मादिदोषोपताहारादिभि स्तान् प्रतिलाभयामासुः। एवमेक सामाचारीयुतयोरपि द्वयोः सूरयोः परिवारे चारित्रशैथिल्यं प्रकटी बभूव। परस्परं च महती स्पर्धा सन्जाता॥

૫૭૭. વિમલશાહના નાનગ, લહિર આદિ પૂર્વજો વિષે આપણે ઉલ્લેખ કરી ગયા એના પિતા વીર પણ ગુજરાતના મહામાત્યપદે હતા વીરને (૧) નેઢ (૨) વિમલ (૩) ચાહિલ એમ ત્રણ પુત્રો હતા, તે પૈકી વિમલ ભારે બાહોશ હતો વિમલની માતાનુ નામ વીરમતી હતું તે મહામાત્ય વીરના બીજી પત્ની હતાં. તેણે સ્વપ્નમાં દેવો દ્વારા મળેલાં કમળવડે શ્રી વિમલનાથ ભગવાનને પૂજ્યા. ત્યાર પછી કેટલેક મહિને તેની કુખે પ્રતાપી બાળક અવતર્યો. સ્વપ્નાનુસાર બાળકનુ નામ વિમલ રાખવામા આવ્યું. વિમલ સાત વર્ષનો થયો ત્યારે વીર મંત્રીશ્વરે પોતાનુ આયુ ફક્ત ૭ માસનુ જાણી રાજાની આજ્ઞા લઈ સંઘસહિત શત્રુંજયની યાત્રા કરી, ઘણુ ધન ધર્મકાર્યોમા ખરચ્યું. અંત સમયે સંથારાદીક્ષા લઈ તેઓ સ્વર્ગે ગયા તેની પહેલી સ્ત્રીના જ્યેષ્ઠ પુત્ર દશરથ સંઘ સાથે ઘેર આવ્યા કુટુંબ-કલેશને કારણે વિમલ બાળ વયમા પોતાના મામાને ત્યાં વાગડના ગેહડી ગામમાં પોતાની માતા સાથે રહ્યો

૫૭૮ વિમલ મહાન લડવૈયો હતો અમોઘ બાણાવલી તરીકે તે પંકાતો. પુખ્ત વયે તે રાજકારણમા પડ્યો અને સર્વ પ્રથમ સેનાપતિ બન્યો, અને પાછળથી અસાધારણ રાજસત્તા પ્રાપ્ત કરી. તેની રાજકીય કારકિર્દી અપૂર્વ છે. જીવન સંધ્યા તેણે ચંદ્રાવતીમાં શાન્તિથી વિતાવી

૫૭૯ વિમલનુ યાદગાર સ્મારક તો વિમલવસહી જ છે. તે વખતે આબૂ ઉપરની જમીન બ્રાહ્મણોની માલીકીની હતી, જેઓ ત્યા જિનમંદિર થાય તેના સખત વિરોધી હતા વિમલે રાજસત્તાનો ઉપયોગ કર્યા વિના એ જમીન મેળવી કહેવાય છે કે માત્ર ૧૪૦ ફૂટ લાબી અને ૯૦ ફૂટ પહોળી જમીનના રૂા ૬૦૦૦૦) તેણે ખુશી થઈને આપ્યા એ ઉપર તેણે આરસનું ૫૪ દેવકુલિકાયુક્ત વિશાળ અને ભવ્ય જિનાલય બંધાવ્યુ. કોતરણી માટે આ જિનાલય સર્વોત્કૃષ્ટ ગણાય છે. ધરતીકંપને લીધે મંદિરનુ શિખર નાનુ કરવામા આવ્યુ. આ મંદિર તૈયાર કરવામા એ સમયે રૂા ૧૮,૫૩,૦૦,૦૦૦) નો વ્યય થયો હતો.

૫૮૦. આબૂ ઉપરના વિમલવસહીના પ્રતિષ્ઠાપક કોણ ? એ પ્રશ્નનો જવાબ ઇતિહાસકારો જુદી જુદી

રીતે આપે છે. વિદ્વાનોએ આ ચર્ચાને ઉગ્ર બનાવી દીધી છે. અને સૌએ પોતપોતાના ગચ્છોના આચાર્યોનુ નામે આગળ ધર્યુ છે. આ રીતે જૈન ઈતિહાસમા આ મુદ્દાએ જુદુ જ રૂપ ધારણ કર્યુ છે. અચલગચ્છની માન્યતા પ્રમાણે વલ્લભી શાખાના ૯ મા આચાર્ય સોમપ્રભસૂરિના ઉપદેશથી સ ૧૦૮૮ માં વિમલવસહીની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. અગરચદજી નાહટાએ 'શ્રી અર્બુદાચલ પ્રબન્ધ' નામના લેખમાં ખરતરગચ્છીય વર્દ્ધમાનસૂરિએ એની પ્રતિષ્ઠા કરાવી છે એ મતનુ પ્રતિપાદન કર્યુ છે. આ સિવાય સ. ૧૪૦૫ માં રચાયેલો 'પ્રબન્ધકોશ', સ. ૧૪૬૬ ની 'ગુર્વાવલી' શ્લો. ૫૨, સ. ૧૪૮૦ ના 'અર્બુદકલ્પ', શ્લો ૧૦, સ ૧૬૬૨ ના 'ઉપદેશસાર' વગેરે ગ્રથોમાં સ. ૧૦૮૮ મા ચાર આચાર્યોની નિશ્રામા થયેલી વિમલવસહીની પ્રતિષ્ઠાના ઉલ્લેખો મળે છે કવિ પાલ્લણ કૃત 'આબુ રાસ' (સ ૧૨૮૯)માં પણ એવો જ ઉલ્લેખ છે. જુઓ

'ચિહુ આયરિએહિ પઇટ્ઠિય બહુ ભાવ ભરતં.'

સ ૧૪૯૭ ની 'ઉપદેશ તરગિણી'મા ધર્મસિહસૂરિને અને જિનહર્ષ કૃત 'વસ્તુપાલચરિત્ર', પ્રકાશ ૮ માં રત્નસિહસૂરિને વિમલવસહીના પ્રતિષ્ઠાપક બતાવ્યા છે ત્રિપુટી મહારાજ 'જૈન પરપરાનો ઈતિહાસ' ભા ૨, પૃ ૨૭૮માં, નાગેન્દ્રગચ્છીય વીરસૂરિ, વર્દ્ધમાનસૂરિ, રાજગચ્છીય શીલભદ્રસૂરિ, વિદ્યાધર ગચ્છીય ધર્મઘોષસૂરિ વગેરે આચાર્યોને વિમલવસહીના પ્રતિષ્ઠાપક આચાર્યો કહે છે

૫૮૧ ત્રિપુટી મહારાજ વિશેષમાં ઉમેરે છે કે 'ચાર કુળના આચાર્યો એકત્ર મળીને પ્રતિષ્ઠા વગેરે કરે એ તત્કાલીન સઘવાદ અને જૈન એકતાનુ સૂચક પ્રતીક ગણાય. વિક્રમની બારમી સદીથી નવા મતો નીકળ્યા ત્યારથી આ એકતા જોખમાઈ છે પરિણામે ચૈત્યવાસી અને ખરતરગચ્છ કે ઉપકેશગચ્છ અને ખરતરગચ્છ એક સાથે બેસીને પ્રતિષ્ઠા આદિ કરે એ અસભવિત જેવુ બની ગયુ છે વિધિચૈત્ય–અવિધિચૈત્યની કલ્પના, ઉદયનવિહારની ચર્ચા, અને બીજા ગચ્છમાં કન્યા ન આપવી વગેરેની ભેદનીતિએ આ સગઠ્ઠનને તોડી નાખ્યુ છે, જે આજ સુધી જોડાયુ નથી.'

૫૮૨ વલ્લભીશાખાના ૧૨ મા પટ્ટધર ભાનુપ્રભસૂરિનો વિહાર સ. ૧૧૭૯ ના અરસામાં સોપારા-પત્તન તરફ હતો, જ્યા ઓસવાલજ્ઞાતીય દાહડ શ્રેષ્ઠીએ તેમને સત્કારેલા. દાહડની ભાર્યા નેઢીના સ્વપ્નનું રહસ્ય આચાર્યે સમજાવ્યુ હતુ તે વિષે આપણે જયસિહસૂરિના સબધમા ઉલ્લેખ કરી ગયા છીએ.

૫૮૩ વલ્લભી શાખાના ૧૩ મા આચાર્ય પુણ્યતિલકસૂરિ પ્રભાવક આચાર્ય થઈ ગયા. એમણે અનેક લોકોને પ્રતિબોધ આપીને જૈન બનાવ્યા છે, તથા બીજા પણ અનેક ધર્મ–કાર્યો કર્યા છે, જેની સક્ષિપ્ત નોંધ પ્રસ્તુત છે.

૫૮૪ પુણ્યતિલકસૂરિએ સ. ૧૨૨૧ મા બેણપ નગરમા ડોડિયા જ્ઞાતિના પરમારવશીય રાઉ સોમિલને પ્રતિબોધી જૈનધર્મી કર્યા. સોમિલ વહાણવટી હોવાથી તેના વશજો વાહણી ઓડકથી પ્રસિદ્ધ થયા. આ વશમાં અનેક પ્રસિદ્ધ પુરુષો થઈ ગયા છે, જેના સુકૃત્યો વિષે પાછળથી ઉલ્લેખ કરીશુ

૫૮૫ સ. ૧૨૨૬ મા પુણ્યતિલકસૂરિએ નગરપારકરના વતની ઉદેપાલ નામના ક્ષત્રિયને પ્રતિબોધ આપી જૈન ધર્મી કર્યો ઉદેપાલના વશજો બોરીચા ઓડકથી ઓળખાય છે આ વશમાં દેકાવાડાના રહીસ જગરાજથી લઘુસજ્જનીય શાખા થઈ. આ ગોત્રના વશજો નાગપૂજક છે.

૫૮૬. સ. ૧૨૪૪ મા પુણ્યતિલકસૂરિએ ચૌહાણ વશીય રાઉ વણવીરને પ્રતિબોધી જૈન ધર્મી

કર્યો રાઉ વણવીર હસ્તિતુંડનો રાજવી હતો. તેને માલદેવ નામનો કુમાર હતો. કહેવાય છે કે કુમાર માલદેવને આચાર્યે જાસલ નામના વ્યંતરની પીડામાથી મુક્ત કર્યો, આથી તેના વંશજો જાસલગોત્રથી ઓળખાયા ગુરુના ઉપદેશથી તેમને ઓશવાળની પંક્તિમાં દાખલ કર્યા. આ વંશમા ઉડના રહેવાસી વના શેઠથી લઘુસજ્જનીય શાખા નીકળી

૫૮૭. શ્રીમાલી જ્ઞાતિના કાત્યાયન ગોત્રીય મુન્જા શેઠે ભોરોલ ગામમાં પુણ્યતિલકસૂરિના ઉપદેશથી સં ૧૨૦૨ માં શિખરબંધ જિનાલય બંધાવ્યુ અને તેની પ્રતિષ્ઠા કરી. મુંજા શેઠે ત્યાં એક વાવ પણ બંધાવી. આચાર્યના ઉપદેશથી તેણે સવા કરોડ દ્રવ્ય ધર્મકાર્યોમાં વાવર્યું. એજ ગોત્રના જુરોલી ગામના રહેવાસી મુંજા નામના શ્રાવકે સં ૧૨૧૨ માં શ્રી આદીશ્વર ભગવાનની પ્રતિમા ભરાવી આ બન્ને એક જ વ્યક્તિ સંભવે છે.

૫૮૮ ભોરોલ પ્રાચીન નગર છે. તેની પશ્ચિમે અઢી માઈલ દૂર રાજમહેલનો ટીંબો છે, ત્યાંથી પ્રાચીન ઇંટો નીકળે છે. ભોરોલથી પૂર્વમા ગણેશપુરને રસ્તે દોઢ માઈલ દૂર જૂનું દેવતભેડા નામનું તળાવ છે. ત્યા આજે બાવન દેરીવાળા જિનપ્રાસાદના અવશેષો દૃષ્ટિગોચર થાય છે. તળાવની પાસે જ 'વાણિયાકેરુ ખેતર' છે ત્યાં અગાઉ વાણિયાવાસ, વાણિયાઓની દુકાનો કે દેરાસરના નિભાવ માટે આપેલું જૈન ખેતર હશે. પિપ્લક નગર નાશ પામ્યું અને ભોરોલ નગર આબાદ થયુ એવા પણ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. તેનું બીજું નામ ભરલ પણ મળે છે. મુન્જા શાહે બંધાવેલું દેરાસર પણ કાળાંતરે નાશ પામ્યું. ભોરોલથી વાયવ્ય ખૂણામાં ૭૨ દેરીઓવાળો અને ૧૪૪૪ થાંભલાવાળો એક જિનપ્રાસાદ હતો તે પણ નાશ પામ્યો. અહીં જમીનમાથી નકશીદાર પથ્થરો તેમજ થાભલાઓ નીકળી આવે છે. તેની પાસે મુંજાવાવ છે; તેથી આ દેરાસર મુજા શાહે બંધાવેલું હોય એવુ સંભવે છે. ડીસાથી ૨૮ ગાઉ દૂર અને થરાદથી પશ્ચિમોત્તર દિશામાં ૭ ગાઉ દૂર ભોરોલ ગામ આજે તો પ્રાચીન અવશેષોનાં સંગ્રહસ્થાન જેવું જ બની ગયું છે. આ પ્રાચીન નગર સાથે જૈન ઈતિહાસ સંકળાઈ ગયો છે. આ નગરનાં પ્રાચીન નામો પીપલપુર, પીપલ ગ્રામ અને પીપલપુર પટ્ટણ વગેરે હોવાનુ જણાય છે સંભવત પિપ્પલગચ્છ આ નામ ઉપરથી પ્રસિદ્ધ થયો હોય એવું પણ અનુમાન થાય છે.

૫૮૯. પ્રાગ્વાટ જ્ઞાતિના પુષ્પાયન ગોત્રીય ખેતસીએ સં. ૧૨૯૫ માં પાટણમાં ખેતરવસહી નામનુ જિનાલય બંધાવી તેમાં પુણ્યતિલકસૂરિના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી. ખેતસીના પૂર્વજો ભિન્નમાલના વતની હતા. સં. ૧૧૧૧ માં એ નગરનો નાશ થવાથી તેના પૂર્વજ સંધા શેઠ ત્યાથી નાશી પાટણમા આવી વસ્યા. ખેતસીના વંશજો પારેખ એડકથી પ્રસિદ્ધ થયા.

૫૯૦. વલ્લભી શાખાના ૧૫ મા આચાર્ય સિંહપ્રભસૂરિ થયા પટ્ટાવલીમાં જણાવાયું છે કે મહેન્દ્રસિંહસૂરિના રૂપચંદ આદિ ૧૩ શિષ્યો હતા પરંતુ ખંભાતના સંઘે તેઓમાંથી કોઈને પણ પાટે બેસાડવાને યોગ્ય જાણ્યો નહિ. વલ્લભીશાખાના અધિપતિ સિંહપ્રભસૂરિને ગાધારથી ખંભાત તેડાવીને તેમને અંચલગચ્છના પટ્ટધર બનાવવામા આવ્યા એ પછી આ શાખાનો શ્રમણસમુદાય અંચલગચ્છમાં જ ભળી ગયો. જુઓ

**ततश्चतुर्मास्या अनंतरं वल्लभीशाखाधीशाः श्री सिंहप्रभाभिधाः सूरयः स्तंभतीर्थसंघेन गांधारनगरतः समाहूताः । ततः संघेन बहूनां श्रावकाणां सन्मत्या ते युवानोऽपि**

**सिंहप्रभसूरयो महेन्द्रसूरीणां पट्टे संस्थापिताः । ततः प्रभृति च वल्लभीशाखाया अन्येऽपि सर्वे यतयो अंचलगच्छे एव सन्मीलिताः ॥**[*]

૫૯૧. ઉપર્યુક્ત પ્રમાણો ઉપરાંત અન્ય પ્રમાણોની ઇતિહાસકારોએ શોધ કરી વલ્લભીશાખાના ઇતિહાસ પર વિશેષ પ્રકાશ પાડવો ઘટે છે. પટ્ટાવલીઓ સિવાય, ગ્રંથ-પ્રશસ્તિઓમાં, પ્રત-પુષ્પિકાઓમાં, શિલાલેખો કે પ્રતિમાલેખોમાં આ શાખાના ઇતિહાસની વિકીર્ણિત કડિકાઓ અનુપલબ્ધ હોઇને અંચલ-ગચ્છની આ શાખાનો કડીબદ્ધ ઇતિહાસ તો અંધકારમાં જ રહ્યો છે તેમ છતાં પટ્ટાવલીઓ અને ભટ્ટગ્રંથોના ઉલ્લેખોને આધારે આ શાખાના વિશિષ્ટ પ્રભાવનું અનુમાન તો કરી શકાય જ છે આ શાખામાં થઈ ગયેલા પ્રભાવક આચાર્યોએ ન માત્ર અંચલગચ્છની—સમગ્ર જૈનશાસનની પ્રભાવના કરી છે. આની જ નાની મોટી બીજી પણ શાખાઓ એક વખત જૈનશાસનનો ઉદ્યોત કરતી વિદ્યમાન હશે અને કાલના અવિરત પ્રવાહમાં વિલીન થઈ ગઈ હશે, જેના અવશેષો પણ ઇતિહાસને પાને નોંધાયા વિનાના જ રહી ગયા હોય તો કોને ખબર છે ! !

---

[*] સિંહપ્રભસૂરિ વલ્લભીશાખાના હતા એ કથન, ઐતિહાસિક દૃષ્ટિએ અસ્વીકાર્ય છે તે અંગે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ નાહટાજીના સંગ્રહમાં 'અંચલગચ્છ-અપરનામ વિધિ-પક્ષગચ્છ પટ્ટાવલી ( વિસ્તૃત વર્ણનરૂપા )' છે, તેમાં પણ એ અંગે કશો ઉલ્લેખ નથી જુઓ—'૫૦. તેહને પાટ શ્રી સિંહપ્રભુસૂરિ બીજાપુર નગરી અરસિંહ શ્રેષ્ઠી પ્રીતમતિ ભાર્યા, તેહનો પુત્ર, સં. ૧૨૮૩ જન્મ. સં. ૧૨૯૧ દીક્ષા, જેણે ચેલે હુતે ગુરુસ્યુ વાદ કરાવ્યા. બુદ્ધિ કરી વાદી હરાવ્યા સં. ૧૩૦૯ આચાર્યપદ. ગચ્છનાયક પદ સં ૧૩૧૩ તિમિરપુરે નિર્વાણ એવંકારે ૩૦ વર્ષ આયુ, સર્વ આયુ ભોગવીઉ.'

६. 

# શ્રી અજિતસિંહસૂરિ

## પૂર્વ જીવન

૫૯૨. મરુપ્રદેશ અંતર્ગત ડોડ નામનાં ગામમાં વસતા શ્રીમાલી જ્ઞાતીય શ્રેષ્ઠી જિનદેવ શ્રાવકનાં ઘરે, તેની પત્ની જિનમતીની કુક્ષિથી સં. ૧૨૮૩ માં અચલકુમાર નામનો પુત્ર અવતર્યો, જે પાછળથી અજિતસિંહસૂરિના નામે જૈન ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયો. મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં બાળકનું નામ સારંગ તથા તેની માતાનું નામ જિનદેવી દર્શાવ્યાં છે.

**श्री अजितसिंहसूरयः । तद्वृत्तश्चैवं ॥ डोडाख्येग्रामे जिनदेवाभिधः श्रीमालीज्ञातीय एको भाविकः श्रमणोपासकोन्यवसत् । तस्य च जिनदेव्यभ्यधाना शीलाद्यनेकगुणालंकृता भार्या सीत् । तयोः १२८३ संवत्सरे सारंगाख्यः पुत्रो जातः ।**

મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીની પ્રશસ્તિમાં માતાનું નામ જિનમતી છે. અન્ય ગ્રંથકારો પણ એ નામનું જ સમર્થન કરે છે.

૫૯૩. કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુ રાસમાં અજિતસિંહસૂરિના પૂર્વજીવનનો પરિચય કરાવતાં વર્ણવે છે.

તસ પય કમલાવર કમલ, ભાતિઈ ભવિય પણમુ;<br>
કરઉ અજિતસિંહસૂરિ, ગુરો જિણિ જગિ જીતઉ કામુ. ૭૧

ડોડ ગામિ જિનદેવ કુલે, જિનમત સુય સુકુમાલુ,<br>
જાયઉ બાર તિયાસિયએ, અટ્ઠમિ સસિ સમ ભાલુ ૭૨

૫૯૪. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં અજિતસિંહસૂરિના માતાપિતાનું તથા તેમનાં મૂળ નામનું સૂચન આ પ્રમાણે કરે છે.

તો ડોડ ગામ નયર પત્તા ગુરુણો તત્થ સિરિવંસે;<br>
જિણદેવો વસઈ વરો જિણમઈ ભજ્જા સુઓ અચલો. ૫૩

૫૯૫ પટ્ટાવલીમાંથી વિશેષ વૃત્તાંત મળે છે કે જિનદેવ અને જિનમતી જૈન ધર્મમાં દૃઢ શ્રદ્ધા ધરાવતાં હતા. એક વખત તેઓ પોતાના બાળક સાથે તીર્થયાત્રાએ નિકળ્યા. શત્રુંજય, ગિરનાર, આબૂ આદિ તીર્થોની યાત્રા કરતા અનુક્રમે તેઓ યાત્રાર્થે ખંભાત નગરમાં આવ્યાં. દૈવયોગે પતિ-પત્ની જ્વર વ્યાધિથી ત્યાં જ મૃત્યુ પામ્યા. આથી ખંભાતના સંઘે તેમના નિરાધાર થયેલા સાત વર્ષના બાળકને ત્યાં પધારેલા વલ્લભી શાખાના ગુણપ્રભસૂરિને સુપ્રત કર્યો. ગુરુના સહવાસથી બાળક ગુણવાન થયો. સં. ૧૨૯૧ માં તેને દીક્ષા આપી તેનું અજિતસિંહમુનિ નામ રાખવામાં આવ્યું જુઓ

तौ दंपती जैनधर्मे दृढमानसावेकदा सारंगसहिता तीर्थयात्रार्थं प्रस्थितौ । शत्रुंजयो अर्बुदादि तीर्थयात्रां कुर्वाणौ क्रमेण स्तंभनपार्श्वप्रभोर्दर्शनार्थं स्तंभतीर्थे प्राप्तौ । दैवयोगेन तत्र तौ द्वावपि दंपती ज्वराक्रांतौ तत्र पंचत्व प्राप्तौ । ततो निराधार स्तयोः सारंगाभिधः स बालः सप्तवर्षिक स्तत्रा गतानां वल्लभीशाखायाः श्री गुणप्रभसूरीणां सन्धेन समर्पितः । ततः स सारंगोऽपि गुरुणां समीपे वसन् विनयादि गुणैः संपन्नोऽभूत् । ततो गुरुभिः १२९१ संवत्सरे तस्मै सारंगाय दीक्षां दत्वा तस्याऽजितसिंह इत्यभिधानं कृत ।

૫૯૬ અન્ય ગ્રંથકારો ઉક્ત પ્રસંગ નોંધતા નથી. ભાવસાગરસૂરિકૃત ગુર્વાવલીમા માત્ર આટલો જ ઉલ્લેખ છે.

ગહિઊણ વય ભાર નામ અજિયસિંહ ખુદ્દ ઉસુમણી,
સિરિ ગુરુણો વય વિહિરિય થંભણ નયરમ્મિ સંપત્તા ૫૪

૫૯૭. મુનિ લાખાકૃત ગુરુપટ્ટાવલીમાં એમનો દીક્ષા સંવત ૧૨૯૨ માં દર્શાવેલ છે, કિન્તુ અન્ય પ્રમાણોને આધારે દીક્ષા-સંવત ૧૨૯૧ જ વધુ સ્વીકાર્ય છે નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક પટ્ટાવલીમા પણ દીક્ષાનું એજ વર્ષ અભિપ્રેત છે.

૫૯૮. બીજી મહત્ત્વની વાત એ છે કે પટ્ટાવલીમાં અજિતસિંહસૂરિને વલ્લભી શાખાના ગુણપ્રભસૂરિના શિષ્ય દર્શાવાયા છે અન્ય પ્રમાણોને આધારે તેઓ મહેન્દ્રસિંહસૂરિના જ શિષ્ય સંભવે છે સિંહપ્રભ-સૂરિના સંબંધમાં આ વિષયની સપ્રમાણ ચર્ચા આપણે કરી ગયા છીએ આપણે જોયુ કે પૂરોગામી તથા અનુગામી પટ્ટધરો ગુરુબંધુઓ હતા, તેમજ બન્ને મહેન્દ્રસિંહસૂરિના શિષ્યો હતા, અને બન્નેએ એક જ વર્ષમાં દીક્ષા અંગીકાર કરેલી; એટલે આ વિષયનાં અનુપંગમાં પુનર્લેખન અહી અપ્રસ્તુત છે.

**શ્રમણ-જીવન**

૫૯૯. પટ્ટાવલીમાં અજિતસિંહસૂરિનુ શ્રમણ જીવન ચૈત્યવાસી જેવુ વર્ણવવામાં આવ્યુ છે. તેમા જણાવાયુ છે કે તેઓ સિંહપ્રભસૂરિ સાથે ચૈત્યવાસ સ્વીકારીને પાટણમાં જ રહ્યા. ત્યાં વસતા સાલવીઓ તેમની ભક્તિ કરવા લાગ્યા સિંહપ્રભસૂરિના સ્વર્ગગમન બાદ અજિતસિંહમુનિને સૂરિપદ આપીને પાટણના સંઘે તેમને અંચલગચ્છાધીશ બનાવ્યા. અન્ય પ્રમાણોને આધારે અજિતસિંહસૂરિનો પદમહોત્સવ સં. ૧૩૧૪ માં અણહિલપુર પાટણમા ધામધૂમથી ઉજવાયો કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુરાસમાં નોંધે છે:—

સંજમસિરિ એકાણઉએ, પરિણી જેણ કુમારિ
તેર ચઉદોત્તરઈ આયરિઉ, અણહિલપુરિ અવધારિ. ૭૩

૬૦૦. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં અજિતસિંહસૂરિનાં શ્રમણ જીવન વિષે નોંધે છે :—

તપ્પટ્ટિ અજિયસિંહો સૂરીસર રાયહંસ અવયારો,
સંઘેણ ઉચ્છવેણય સઠવિઓ ગચ્છ પઈ ભારો ૫૯

બારસ તિસીએ જમ્મણ એગુણ ણઊએય ગિણ્હએ ચરણં,
તેરસ ચઉદસ વરસે સત્થે સિરિ મરિ ગણ ભારો ૬૦

૬૦૧ અજિતસિંહસૂરિ પટ્ટધર થયા તે વખતે અંચલગચ્છની સ્થિતિ વિશેષ નબળી હતી એમના પૂરોગામી પટ્ટધરનાં થયેલા અકાળ અવસાનથી આ ગચ્છને ઘણું જ સહન કરવુ પડ્યુ હશે એ સ્વાભાવિક છે કિન્તુ એમના મૃત્યુ પછી ત્રણેક વર્ષો બાદ એમના અનુગામી પટ્ટધર અજિતસિંહસૂરિને સં. ૧૩૧૬ માં જાલોરના સંઘે પટ્ટનાયક બનાવ્યા એ પ્રસંગ તો આ ગચ્છના ઇતિહાસમા અસાધારણ જ ગણાય

કેમકે અંચલગચ્છનો પાટ સતત ત્રણ વર્ષ જેટલા લાંબા સમય સુધી ખાલી રહે એ હકીકત આ ગચ્છની અનૈક્યતા જ સૂચવે છે. ગચ્છની સ્થાપના થયા પછી આવો પ્રસંગ પહેલી જ વાર આવ્યો. એ પછી પણ આવો પ્રસંગ નોંધાયો નથી. પ્રભાવક આચાર્ય વિના આ ગચ્છનું સંગઠન નબળું પડી ગયું હતું એ એક ઐતિહાસિક હકીકત છે. વિક્રમની ચૌદમી સદીમાં આ ગચ્છનો જ નહીં, પ્રત્યેક ગચ્છનો પ્રભાવ નામશેષ થઈ ગયો હતો, જેને માટે ભારતની અસ્થિર રાજકીય પરિસ્થિતિ બહુધા જવાબદાર છે. મુસલમાનોના ધર્મઝનૂની હલ્લાઓ અને તેમના અત્યાચારોએ આ દેશના સાંસ્કૃતિક ઇતિહાસ ઉપર ભારે વિપરિત અસર કરી છે. અંચલગચ્છ એમાથી મુક્ત રહી શકે એમ નહોતું. સામાજિક સ્થિતિ તો એથી પણ વધારે વણસેલી હતી અનેક જાતિઓએ એ વખતે સિંધ અને રાજસ્થાનથી સ્થળાંતર કરી કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતને પોતાનું વતન બનાવ્યું આ વિષય પર હવે પછી વિચારણા કરીશું.

૧૦૨. કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુરાસમા અજિતસિંહનાં સં. ૧૩૧૬ મા જાલોરમાં ઉજવાયેલા ગચ્છનાયક પદ મહોત્સવ વિષે નોંધે છે : 'ગચ્છનાયકુ જાલઉરિપુરે સોલોત્તરઈ પ્રસિદ્ધુ.' મુનિ લાખા ગુરુ પટ્ટાવલીમાં એ જ વર્ષનો ઉલ્લેખ કરી સ્થળ તરીકે જાવાલિપુરનું સૂચન કરે છે. જાલોરનું પ્રાચીન નામ જાવાલિપુર મળે છે. મુનિ લાખા જાવાલિપુરની સાથે સુવર્ણગિરિનો પણ નિર્દેશ કરે છે. સુવર્ણગિરિતીર્થ જાવાલિપુરની તદ્દન પાસે જ આવેલું છે ગુરુ પટ્ટાવલીની સમગ્ર નોંધ આ પ્રમાણે છે :

**छट्ठा गणधर श्री अजितसिंहसूरि । डोडग्राम । जिनदेव श्रेष्ठि पिता । जिनमति माता । संवत् १२८३ जन्म । संवत् १२९२ वर्षे दीक्षा । सवत् १३१४ आचार्यपद । श्री पत्ने । संवत् १३१६ वर्षे गच्छेशपद जावालपुरे। स्वर्णगिरौ। संवत् १३३९ वर्षे निर्वाण। सर्वायु वर्ष ५६ ।**

૧૦૩. અજિતસિંહસૂરિએ પટ્ટધર થયા પછી આ ગચ્છનાં સંગઠનને સુદૃઢ બનાવવા ભારે જહેમત લીધી એ વાત આ ગચ્છના ઇતિહાસમાં અવિસ્મરણીય રહેશે. એમણે આ ગચ્છનું સુકાન ઘણી જ સારી રીતે સંભાળ્યું એ વાતની પ્રતીતિ એમણે સં. ૧૩૨૯ મા એક જ મુહૂર્તમાં પોતાના પંદર શિષ્યોને આચાર્યપદ પ્રદાન કર્યું એ હકીકત ઉપરથી જ મળી રહે છે. આ હકીકતનો નિર્દેશ કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુરાસમા સંક્ષેપમા આ પ્રમાણે કરે છે : 'ઉગણ ત્રીસઈ સમ્મિ ગિયઉ, જીણિ પનર પય દિદ્ધુ' મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીની પ્રશસ્તિમાંથી પણ આ અંગેનો ઉલ્લેખ મળી રહે છે. **आचार्यादीनि च महोत्सवेन पंचदशपदानि स्थापितानि।** એકી સાથે પંદર શિષ્યોને આચાર્યપદ પ્રદાન કરતી વખતે સંઘે ભવ્ય મહોત્સવ ઉજવ્યો અને બધે આનંદનું વાતાવરણ પ્રસર્યું; એ પ્રસંગ તે વખતે ખરેખર, પ્રેરણાદાયક બન્યો હશે ડૉ જહોન્નેસ ક્લાટે પણ તેમણે લખેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં આ પ્રસંગની નોંધ લીધી છે. મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં અજિતસિંહસૂરિએ પોતાના પંદર શિષ્યોને ઉપાધ્યાય પદ આપ્યાનો ઉલ્લેખ છે ને ઉક્ત પ્રમાણોને આધારે નિરાધાર ઠરે છે. આ પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે અજિતસિંહસૂરિ વિહરતા ઝાલોરનગરમાં પધાર્યા સંઘે મોટા આડંબરપૂર્વક તેમનો પ્રવેશમહોત્સવ ઉજવ્યો. સં. ૧૩૧૬ માં સંઘે તેમને ગચ્છેશપદ આપ્યું અને સંઘના આગ્રહથી ત્યાં ચાતુર્માસ કરીને પાછા તેઓ પાટણમા પધાર્યા, અને ત્યાં તેમણે પોતાના પંદર શિષ્યોને ઉપાધ્યાય પદે સ્થાપ્યા :—

**अथ ततो विहृत्यैकदा ते श्री अजितसिंहाचार्या झालोर नगरे तत्रत्य संघाहूताः समायाताः । संघेनापि महताडंबरेण तेषां प्रवेशमहोत्सवो विहितः। तत स्तेभ्यः संघेन**

**गच्छेशपदं १३१६ संवत्सरे तत्र झालोरनगरे दत्त । संघाग्रहत स्तत्र चतुर्मासीं विधाय पुन स्ते पत्तने समायाताः तत्रैकदा ते निज पंचदशशिष्येभ्य उपाध्यायपदानि समर्पयामासुः।**

૧૦૪ મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં અજિતસિંહસૂરિએ શિથિલાચાર–ચૈત્યવાસ સ્વીકાર્યો એવું વિધાન છે, તે તદ્દન અસ્વીકાર્ય છે. હકીકતમાં અજિતસિંહસૂરિ ઉગ્ર તપસ્વી હતા. તેમણે છઠ્ઠ-અઠ્ઠમની ખૂબ જ તપસ્યાઓ કરી હતી. મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીની પ્રશસ્તિમાંથી એમનાં તપસ્વી જીવનનાં પ્રમાણો મળી રહે છે. એમને ચૈત્યવાસી કહેવા એ એમનાં વિશુદ્ધ સુવિહિત શ્રમણજીવનને ભારે અન્યાય કરનાર વિધાન ગણાશે. કવિચક્રવર્તિ જયશેખરસૂરિએ અજિતસિંહસૂરિને 'ઉપદેશ ચિન્તામણિ'.ની ગ્રંથ પ્રશસ્તિમાં 'ગુણાબ્ધિ' કહ્યા છે તે જ એમના સુવિહિત-આચારનું યથાર્થ વર્ણન છે. **रेजे जगत्यजितसिंहगुरुर्गुणाब्धिः ।**

૧૦૫. ઉક્ત પટ્ટાવલીમાં એમનું મહા શિથિલાચારી તરીકે નિરૂપણ કરતો એક પ્રસંગ પણ ઢાળી દેવામાં આવ્યો છે! પટ્ટાવલીમાં વર્ણવવામા આવેલો આખો પ્રસંગ આ પ્રમાણે છે: અજિતસિંહસૂરિના ઉપદેશથી પૂરણચંદ નામના ધનાઢ્ય સાલવીએ શત્રુંજયનો તીર્થસંઘ કાઢ્યો. સંઘપતિના અત્યંત આગ્રહથી આચાર્ય સંઘની સાથે સોનારૂપાથી સુશોભિત પાલખીમાં બેસીને આડંબરથી ચાલ્યા. તેમનાં મસ્તક પર લાલરંગનાં રેશમી કાપડનું મનોહર ભરતકામવાળું છત્ર ધારણ કરવામાં આવ્યું હતું. બન્ને બાજુએ શ્વેત ચામરો લહરી રહ્યાં હતાં. સંઘની મોખરે પચીશ છડીદારો અને હથિયારબંધ સુભટો ચાલતા હતા. શ્રાવક–શ્રાવિકાના સમુદાયો આચાર્યને જયનાદથી વધાવતા હતા. આચાર્યે એક હજાર ટંકના મૂલ્યનું ઉચ્ચ પ્રકારનું જરિયન કાપડ શરીર પર ધારણ કર્યું હતું. તેમનાં આડંબર અને વ્યક્તિત્વથી અંજાઈને રસ્તામાં મળતાં લોકો તેમને રાજા કે રાજકુમાર માનીને નમસ્કાર કરતાં હતા, ચરણે ઢળતાં હતાં. પાંચસો માણસોનો આ સંઘ આવી રીતે ગ્રામાનુગ્રામ પડાવ નાખતો આગળ વધી રહ્યો હતો. માર્ગમાં સોનપુર ગામ આવ્યું. ગામની પાદરે તળાવ કિનારે તંબુઓ તાણી સંઘે પડાવ નાખ્યો. સમરસિંહ ચાવડો એ ગામનો અધિપતિ હતો, તે પોતાના બસો સાગ્રીતો સાથે લૂટફાટનો ધંધો કરતો. રાતના સમરસિંહે સંઘને ઘેરી લઈ બધું જ લૂટી લીધું. આચાર્યનાં છત્ર, ચામર, પાલખી આદિ પણ લૂટારાઓના હાથમાં આવી ગયાં. આથી આચાર્યને ક્રોધ ચડ્યો. ગચ્છાધિષ્ઠાયિકા મહાકાલીદેવીનું સ્મરણ કરી સ્તંભનમંત્ર–વિદ્યાના પ્રયોગથી તેમણે સમરસિંહને બસો સુભટો સહિત સ્તંભી રાખ્યો, આખી રાત એમ એવી રીતે જ વ્યતીત થઈ. પ્રભાતે ગામના લોકોને કાને વાત જતા તેઓ સમરસિંહને જોવા આવ્યા. પોતાના રાજાને તથા બસો સુભટોને પથ્થરની મૂર્તિની જેમ નિશ્ચલ જોઈ તેમનાં હૃદયમાં અનુકંપા થઈ. સમરસિંહની માતાને રુદન આવી ગયું. તેણે આચાર્યને આજીજીપૂર્વક વિનતિ કરીને સમરસિંહને મુક્ત કરવા વિનવ્યા. આચાર્યે જીવહિંસા અને અનાચાર ન કરવાનું વચન માગ્યું. તેની માતાએ તે સ્વીકારતાં આચાર્યે મંત્ર શક્તિથી સમરસિંહને સ્તંભનમુક્ત કર્યો. સૌ આચાર્યને પગે પડ્યા અને તેમનો ઉપદેશ ગ્રહણ કરી જૈન ધર્માનુયાયી થયા. એ પછી સમરસિંહે જૈન ધર્મનું ચૂસ્ત રીતે પાલન કર્યું.

૧૦૬. વિઘ્ન વિમુક્ત થયેલા સંઘે આનંદપૂર્વક ત્યાંથી પ્રયાણ કર્યું. કેટલાક દિવસો બાદ સૌ શત્રુંજય પહોંચ્યા. સંઘે ત્યાં આઠ દિવસ વસવાટ કર્યો. એ દરમિયાન ધર્મકાર્યો કરીને સંઘ પાછો વળ્યો. આચાર્ય પણ સાથે જ રહ્યા. પાટણના સંઘે આડંબરપૂર્વક તેમનો પ્રવેશમહોત્સવ કર્યો.

૧૦૭ મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા આ આખો પ્રસંગ આ પ્રમાણે છે:—

**ततः क्रमेणाधीतशास्त्रा स्ते श्री अजितसिंहयतयोऽपि पत्तने समायाताः । तत्र**

तेऽपि चैत्यवासं विधाय श्री सिंहप्रभसूरिभिः सहस्थिताः। तत्र निवासिनः सर्वेऽपि तंतुवायका स्तेषामतीव भक्तिं चक्रुः। तत्र क्रमेण श्री सिंहप्रभसूरीणां स्वर्गगमनानंतरं ते श्री अजितसिंहयतयः सूरिपदार्पणपूर्वकं तैस्तंतुवायकादि श्राध्धे स्तेषां पट्टे स्थापिताः। अथैकदा पूरणचन्द्राभिधेनैकेन धनवता तत्रत्य तंतुवायकेन तेषामुपदेशतः संघसहित श्री शत्रुंजयतीर्थयात्राकरणार्थं मनोरथ कृतः। तत स्तत् प्रार्थनया श्री अजितसिंहसूरयोऽपि तेन संघेन सह महताडंबरेण स्वर्णमिश्रित रूप्य निर्मितसुखपालस्था उपरि ध्रियमाण सुपरिकर्मितरक्त कौशेयच्छत्राः पार्श्वद्वयोश्चामरैर्वीज्यमाना अग्रचलद्दंडधरादि पंचविंशति सशस्त्र सुभटयुताः श्रावक श्राविकागणैर्जयजयारवैर्वर्धाप्यमाना. सौवर्णतालपरिकर्मित-सहस्रटंकमूल्योपेत श्वेतोत्तरपटाच्छादित देहाश्चेलुः। तेषामत्यंत लावण्योपेतंराकाचंद्र-निभं मुखं दृष्ट्वा सर्वे जनाः पथि स्वचेतसि चमत्कृता स्तंकमपि भूपभूपकुमारं वा मन्य-माना नमस्कार परायणा जाताः। अन्य दर्शनीया अपि तन्मुखमुद्रां विलोक्य तत्तेजसा हृदि चित्रिता स्तत्पादयोः पेतुः। एवं पंचशतजनोपेतः स संघः क्रमेण चलन् ग्रामानु-ग्राममुल्लंघयन् सोनपुराख्य ग्रामाद्बहिः सरस्तटेपटकुटीरेषु स्थितः। अथ तस्य ग्राम-स्याधिपतिः समरसिंहाख्यश्चापोत्कट क्षत्रियवंशोद्भव आसीत्। स च स्वभावतएवक्रूरः स्वपूर्वजानुसारेण स्वकीय शस्त्रोपेत त्रिशतभटोपेतः सर्वदा पथिकादीनांधनादि विधाय तेषां द्रव्यादि लुंटनं करोति। अथ तेन स्वसुभट मुखतोऽस्य संघस्य तत्रागमनं ज्ञातं। तद् ज्ञात्वा व्याघ्रइव क्रूरः समरसिंहो दुष्टः स्वसैन्य मेलयित्वा सरस्तटे रात्रौ समायातः तदा शस्त्रोपेतान् सर्वानपि सुभटान् दृष्ट्वा भीताः संघजना मौनमेवाधाय स्थिताः। तत स्तैः सुभटैः संघजनानां वस्त्राभूषणद्रव्यादि सर्वमपि सुखेनैव लुंटितं। गुरूणां चापि सुख-पालच्छत्रचामरादि सर्वस्वं ते गृहीतं। एवं विधं तेषामनाचारं विलोक्य कुध्धैर्गुरुभि स्तदैव गच्छाधिष्टायिकाया महाकालींदेव्याः स्मरणं विधाय स्तंभनमंत्रप्रयोगेण समरसिंह सहिताः सर्वेऽपि सुभटा स्तत्रैव सरस्तटे स्तंभिताः। ततोऽग्नीभूता स्ते सर्वेऽपि ततः पादमप्युत्पाटयितुमसमर्था जाता। एवं प्रभाते जाते तान् सर्वान्भ्यरगधटितानि वनि-श्चलान् विलोक्य विस्मयं प्राप्ता. संघलोका स्तथैव तत्रस्थ निजाभरणादि वस्तूनि गृहीत्वा तान् निश्चलान् नृपसुभटान् यष्टिमुष्टिपादप्रहारादिभिर्भृशं कुट्टयामासु। ततो गुरव स्तान् संघलोकान् तदानदनाचरणतो निवारयामासु। अथ निकटस्थ सोनपुर लोका एनं वृत्तांतं विज्ञाय तदाश्चर्यं विलोकनार्थं तत्र सरस्तटे समागता। तत्र निज भूपादि सकल सुभटानश्मनिर्मितानिवनिश्चलान् दुःखत श्च पूत्कारान् कुर्वतो दृष्ट्वा सर्वेषांहृदये-प्यनुकंपा संजाता। इतोऽथ तस्य समरसिंहस्य माता तं वृत्तांतं विज्ञाय स्वकुटुम्बयुता तत्र समागत्य करुणस्वरेण रुदनं कर्तुलग्ना। तदा गुरुभि स्तस्त्या प्रोक्तं भो सुलोचने चेत्त्वं जीवहिंसां त्यक्त्वा जैनधर्मं स्वीकरोषि तदाहमेषां सर्वेषांमोचनं करोमि। तत स्त-यापि गुरूणां पादयोः प्रणम्य तत्स्वीकृतं। ततो दयान्वितै र्गुरुभिरपिजलंमन्त्रयित्वा तच्छ टातेभ्य. सर्वेभ्यो दत्ता। तत्कालमेव सर्वा मुत्कली भूय गुरुपादयो. प्रणता.। तत्प्रभृति च समरसिंहोऽपि सकुटुम्बो गुरूणां वचनैर्जीवहिंसाजनलुंटनाद्यनाचारान् परित्यज्य जैन-धर्मं स्वीचकार। तत प्रमुदितः संघोऽपि प्रयाणं विधाय गुरुभिः शत्रुंजयतीर्थं प्राप्त.। तत्राष्टदिनावधि प्रभुपूजादिधर्मकार्याणि कृत्वा पश्चाद्वलित्वा स संघा गुरवोऽपि पत्तने पुनः संप्राता.।

૧૦૮. મેરુતુંગસૂરિના નામે ચડાવેલી પટ્ટાવલીમાં વર્ણવેલો ઉપરનો પ્રસંગ ભ્રાન્ત છે. કોઈક ગેરસમજૂતિથી જ આખો પ્રસંગ વિકૃત રીતે આલેખી દેવામા આવ્યો છે. સોનપુર એજ સોનગિરિ અથવા તો સુવર્ણગિરિ. જાવાલિપુર — આજના જાલોર-ની પાસે આવેલુ એ પ્રસિદ્ધ તીર્થ હતુ. ત્યાંનો રાજા સમરસિંહ અજિતસિંહસૂરિના ઉપદેશથી જૈન ધર્માનુયાયી થયેલો. એ અંગેનો પ્રસંગ હવે વિચારીશું.

**સમરસિંહ નૃપતિને પ્રતિબોધ.**

૧૦૯. મેરુતુંગસૂરિ રચિત લઘુશતપદીની પ્રશસ્તિ પરથી અજિતસિંહસૂરિએ જાલોરના રાજા સમરસિંહને પ્રતિબોધ આપી જૈન ધર્માનુયાયી કર્યો એ વિષેનો ઐતિહાસિક પ્રસંગ જાણી શકાય છે. અન્ય પ્રમાણ ગ્રંથોમાંથી આ ઘટના સંબંધક ઉલ્લેખો પણ પ્રાપ્ત થઈ શકે છે.

૧૧૦ અજિતસિંહસૂરિ જાલોરમાં હતા તે વખતે અનેક ગામોના સંઘો એમને પ્રસંગોપાત વંદન કરવા આવતા એ બધાયે સંઘો જાલોરના રાજા સમરસિંહને ભેટણું ધરવાનુ પણ ભૂલતા નહી. આવું ઘણીવાર થતાં રાજાએ આ બાબતમાં પૃચ્છા કરી એના જાણવામાં આવ્યુ કે જાલોરમાં બિરાજતા અજિતસિંહસૂરિને વંદન કરવા આવતા અનેક ગામોના સંઘો રાજદરબારમાં નજરાણું ધરી જાય છે. આચાર્યની છઠ્ઠ-અઠ્ઠમ વગેરે ઉગ્ર તપશ્ચર્યાની વાત પણ રાજાને જાણવામાં આવી આથી રાજા સમરસિંહ અજિતસિંહસૂરિને વંદન કરવા ઉપાશ્રયે આવ્યો. આચાર્યની ધર્મદેશના સાંભળી તે અત્યંત પ્રભાવિત થયો તેમના ઉપદેશનુ શ્રવણ કરી, પ્રતિબોધ પામી, રાજાએ પોતાના રાજ્યમાં અમારિ-પડહની ઉદ્‌ઘોષણા કરાવી અજિતસિંહસૂરિના પ્રભાવથી રાજાએ જૈન ધર્મનો પણ સ્વીકાર કર્યો રાજાએ જૈનધર્મ અંગીકાર કરતાં, તેની પ્રજાએ પણ જૈનધર્મ પરત્વે આદર દર્શાવ્યો બીજા પણ અનેક લોકોએ જૈનધર્મનો સ્વીકાર કર્યો. મેરુતુંગસૂરિ લઘુશતપદીની પ્રશસ્તિમાં નોંધે છે કે 'રાજા જૈનધર્મી થવાથી તેની પ્રજા પણ એ ધર્મનો આચાર પાળવા લાગી, તેથી આજ દિવસ સુધી શાણ વગેરે ગામો ધર્મક્ષેત્ર કહેવાય છે'

૧૧૧. મેરુતુંગસૂરિના શબ્દોમા જ આ પ્રસંગ નોંધવા જેવો છે

**तत श्री अजितसिंहसूरयः जावालिपुरे यद्वन्दनार्थमागच्छद्भिरपूर्वापूर्वैः श्रावकसंघैः प्राभृतेषु क्रियमाणेषु किमि(मे)तदितिपृच्छले(ना)राउल समरसिंहेन षष्ठाष्टमविकृतित्यागादि घोरं यत्तप श्रुत्वानंतुमागच्छता प्रबुध्धेन स्वदेशे सत्त्वमात्रामारिः कारिता। आचार्यादीनि च महोत्सवेन पंचदशपदानि स्थापितानि। ततश्च राज्ञि धर्मिष्ठे सर्ववर्णानां गलितांभोव्यापारे नमस्कार स्मरणादिधर्मकृत्ये प्रवर्त्तत्वात् शाणादि ग्रामा धर्मक्षेत्राणीत्याद्यापि प्रसिध्धा इति।**

૧૧૨ ઉપર્યુક્ત ઐતિહાસિક પ્રમાણથી એ પણ સિદ્ધ થાય છે કે રાજા સમરસિંહે જ મહોત્સવપૂર્વક અજિતસિંહસૂરિના પંદર શિષ્યોને આચાર્યપદ અપાવ્યુ અજિતસિંહસૂરિના પટ્ટધર પદ મહોત્સવમાં પણ રાજાનો આગળ પડતો હિસ્સો હોય એ વાત પણ સંભવિત છે, કેમકે તેઓ સં. ૧૩૧૬ માં જાલોરમાં જ પટ્ટધર પદસ્થિત થયા.

૧૧૩ આ બધા પ્રસંગો પરથી રાજા સમરસિંહ પર અજિતસિંહસૂરિના અસાધારણ પ્રભાવનો આપણને પરિચય મળી રહે છે તે વખતનો રાજકીય ઇતિહાસ જોતા જણાય છે કે જાલોર ચાવડાઓના નહી પણ ચૌહાણોના અધિકારમા હતુ વસ્તુપાલ ચરિત્ર, પ્રસ્તાવ ૨, શ્લો ૭૪-૭૫ મા આ પ્રમાણે વર્ણન છે :—

इतो मरूस्थली भालस्थली तिलकसंनिसे ।
जावालिनगरे स्वर्णगिरि शृङ्गार कारिणि ॥ ७४ ॥
राज्ञ. समरसिंहस्य पुत्र क्षात्रव्रताग्रणीः ।
श्रीमानुदयसिंहोऽस्ति प्रथित पृथिवीपतिः ॥७५॥

૬૧૪. આ ઉપરથી નક્કી કરી શકાય છે કે વસ્તુપાલ–તેજપાલના વખતમાં મારવાડના ભૂષણ સમાન અને સુવર્ણગિરિના શણગાર જેવા જાવાલિનગરમા રાજા સમરસિહનો પુત્ર ક્ષાત્રવ્રતાગ્રણી ઉદય-સિંહ નામનો પ્રસિદ્ધ રાજા હતો

૬૧૫. સમરસિહના સબંધમા બીજો એવો ઉલ્લેખ મળે છે કે સ ૧૨૪૨ માં આ દેશના ચૌહાણ રાજા સમરસિંહદેવનો આદેશ લઈ ભડારી પાસુના પુત્ર ભડારી યશોવીરે કુમારપાલ રાજાએ સ ૧૨૨૧માં સુવર્ણગિરિ ઉપર બધાવેલ શ્રી પાર્શ્વનાથ ભગવાનના જિનાલયનો ઉદ્ધાર કરાવ્યો . **संवत् १२४२ वर्षे एतद्देशाधिप चाहमान कुलतिलक महाराजश्री समरसिंहदेवादेशेन भां पासुपुत्र भां यशोवीरेण समुद्धृते** આ હકીકત જાલોરના તોપખાનાના મડપની ગેલેરીમાથી મળી આવેલા સસ્કૃત શિલાલેખમાંથી પ્રાપ્ત થાય છે

૬૧૬ વિક્રમની તેરમી સદીની શરુઆતમા જ્યારે નાડોલના ચૌહાણ રાજા આલ્હણના પુત્ર કીર્તિ-પાલે પહેલવહેલો જાલોરનો કબ્જો લીધો ત્યારથી જાલોરમાં ચૌહાણોનુ રાજ્ય સ્થપાણુ. કીર્તિપાલનો પુત્ર સમરસિહ જાલોરમાં એક પ્રતાપી રાજા થઈ ગયો. કહે છે કે સુવર્ણગિરિના પ્રાચીન કિલ્લાનો સમરસિહે પુનરૂદ્ધાર કરાવ્યો તેથી એ અને એના વંશજો સોનગિરા ચૌહાણ કહેવાણા

૬૧૭. આદિનાથમડલ પ્રશસ્તિના ઉલ્લેખ પરથી જાણી શકાય છે કે સમરસિહના વખતમાં સં ૧૨૩૯ માં શ્રી શ્રીમાલ શ્રેષ્ઠી યશોદેવના પુત્ર શ્રેષ્ઠી યશોવીર શ્રાવકે જાલોરના શ્રી આદિનાથના મદિરનો મંડપ કરાવ્યો હતો કે જે મંડપ શિલ્પકળાનો એક અદ્ભૂત નમૂનો હોઈ દેશપરદેશના સેકડો પ્રેક્ષકોને પોતાની તરફ આકર્ષતો હતો.

દાનપત્રોમા પણ સમરસિંહના નામનો ઉલ્લેખ મળે છે: . **महाराजश्री समरसिंह देवकल्याण विजदराज्ये तत्पादपद्मोपजीविनि निजप्रौढिमातिरेकः तिरस्कृतः सकलपिल्वाहिकामण्डल तस्कर व्यतिकरे राज्यच्चिन्तके जोजल राजपुत्रे. . . .**

૬૧૮. સમરસિહનો પુત્ર ઉદયસિહ અને ઉદયસિહનો પુત્ર ચાચિગદેવ, આ બને પિતા પુત્ર જાલોરના નામાંકિત રાજા થઈ ગયા છે. ચાચિગદેવના વખતમા લખાયેલા અનેક શિલાલેખો મળી આવે છે. આબૂ ઉપર મત્રી તેજપાલે કરાવેલ ‘ લૂણસિહ વસતિ ’ નામના નેમિનાથ ચૈત્યની પ્રતિષ્ઠાના અવસરે ચદ્રાવતી નાડોલ અને જાવાલિપુર એમ ત્રણ મોટા મડલેશ્વર રાજાઓ ત્યાં એકઠા થયાનો વસ્તુપાલ ચરિત્રમા એના કર્તા જિનહર્ષગણિએ ઉલ્લેખ કર્યો છે

श्री जावालिपुरस्वामी नड्डूलनगरेश्वर ।
चन्द्रावतीपुरीस्वामी त्रयोऽमी मण्डलेश्वरा ॥

૬૧૯. કલ્યાણવિજયજી ‘ જૈનતીર્થ સુવર્ણગિરિ ’ નામના લેખ, ‘ જૈન ’ ગેપ્ય અક પૃ ૪૧–૫૫, માં જાવાલિપુરના રાજા ઉદયસિહ ચૌહાણ, ચંદ્રાવતીના રાજા ધારાવર્ષના પુત્ર સોમસિહ–જેનો આબૂના

લેખોમાં સોમદેવના નામથી ઉલ્લેખ છે, અને નાડોલના રાજા ધાંધલદેવ ચૌહાણ કે એના પુત્રને ઉક્ત ત્રણે મંડલેશ્વરોમાં ગણાવે છે. અને તે જ પ્રસંગે શોભન સૂત્રધારના બનાવેલા 'લૂણસિંહવસતિ' જેવા જગવિખ્યાત ચૈત્યમાં મોટી ૧૪ ભૂલો બતાવનાર મંત્રી યશોવીરની મંત્રી વસ્તુપાલે જે સ્તુતિ કરી છે, તે યશોવીર પણ આ ઉદયસિંહનો જ મંત્રી હતો. જે શ્રીમાન્ હોવા સાથે નામી વિદ્વાન પણ હતો એમ કલ્યાણવિજયજી વિશેષમાં ઉમેરે છે ઉક્ત ચૈત્યની પ્રતિષ્ઠા સં. ૧૨૮૭ ના ફાગણ વદિ ૩ ને રવિવારે થઈ હોઈને સમરસિંહની વિદ્યમાનતા નકારી શકાય એમ નથી, કેમકે અજિતસિંહસૂરિ સાથે સમરસિંહના સમાગમ અંગે અનેક પ્રમાણો ઉપલબ્ધ બને છે, જે વિષે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા. અજિતસિંહસૂરિને સં. ૧૩૧૪ માં આચાર્યપદ મળ્યું. એ પછી જ સંભવિત રીતે સમરસિંહ એમના સમાગમમાં આવ્યો હશે, એમનું સ્વર્ગગમન સં. ૧૩૩૯ માં થયું હોઈને માનવાને કારણ મળે છે કે સમરસિંહ સં. ૧૩૧૪ થી ૧૩૩૯ ની વચ્ચેના કોઈ પણ સમયે વિદ્યમાન હશે જો આ સ્વીકાર્ય હોય તો કલ્યાણવિજયજીની ઉપર્યુક્ત વાત અસ્વીકાર્ય ઠરે છે શક્ય છે કે આબૂની ઉક્ત પ્રતિષ્ઠા વખતે સમરસિંહ જ ઉપસ્થિત રહ્યો હતો

૬૨૦. સમરસિંહના પૌત્ર ચાચિગદેવ પછી એનો પુત્ર સામન્તસિંહ અને તે પછી કાન્હડદેવ જાલોરના રાજા થયા. કાન્હડદેવ તથા તેના પુત્ર વીરમદેવના વખતમાં જાલોર ઉપર અલ્લાઉદ્દીન ખીલજીનો અધિકાર થયો. એ પછી જાલોર અને પાલણપુરમાં લોહાની કુટુંબની રાજ્યસત્તા સ્થપાઈ

૬૨૧. સમરસિંહ સાથેના અજિતસિંહસૂરિના સમાગમ અને સમરસિંહના રાજકીય સ્થાન કે ઈતર આનુષંગિક બાબતો વિષે આપણે થોડાક વિસ્તારથી વિચારણા કરી ગયા તે અગાઉ જાલોર સાથેના અંચલગચ્છના સંબંધ અંગે પણ આપણે ઉલ્લેખ કરી ગયા હતા. સમરસિંહ જેવા સમર્થ રાજવીને જૈનધર્માનુયાયી બનાવનાર અજિતસિંહસૂરિ માટે આપણને બહુમાન થાય એ સ્વાભાવિક જ છે. એની પર્ષદામાં આચાર્ય ખૂબ જ સન્માન પામ્યા હશે તેઓ જ્યારે જૈનધર્મના ઉદાત્ત સિદ્ધાંતો વ્યાખ્યાનમાં સંભળાવતા હશે ત્યારે એ નૃપતિનું હૈયું આનંદથી પુલકિત થઈ જતું હશે ડૉ. ક્લાટ જેવા વિદ્વાને પણ સમરસિંહે અજિતસિંહસૂરિના ઉપદેશથી જૈનધર્મ સ્વીકાર્યો એ વાતની, એમણે લખેલી પટ્ટાવલીમાં ખાસ નોંધ લીધી છે: Ajitasinha–Suri, son of Jinadeva Setha and Jinadevi in Dodagrama (Mer. and Sat. Koka–grama), born Samvat 1283, diksha 1291, acharya 1314 in Anahila–pura, gachchha–nayak 1316 in Jalora, Converted the king Samarasinha of Suvarna nagari ( inscr. Samvat 1342 and 44, Kielhorn, ante, Vol XVI. pp. 345-55, Vol XX p 137; Jain inscr. J A. S. B. Vol. 55- Part I p. 47 ) and gave the acharya padam to 15 pupils. + 1339 56 years old.

૬૨૨. ભીમશી માણેક ગુરુપટ્ટાવલીમાં નોંધ્યું છે તે યોગ્ય જ છે કે અજિતસિંહસૂરિએ સુવર્ણનગરીના સ્વામી સમરસિંહ રાજાને પ્રતિબોધીને દેશમાં થતી જીવહિંસા બંધ કરાવી એટલે ત્યાંના લોકો પરમાર્હત કુમારપાળના સમયને સંભારવા લાગ્યા. ખરેખર, નૃપતિ સમરસિંહનો અજિતસિંહસૂરિ સાથેનો સંબંધ, હેમચંદ્રાચાર્ય સાથેના કુમારપાળ રાજાના સંબંધની યાદ તાજી કરાવે એવો જ ગૌરવાન્વિત હતો અંચલગચ્છના આ યશસ્વી પટ્ટધરની ઉજ્જવળ કારકિર્દી ઉપર એમના સમરસિંહ પરના પ્રભાવે કળશ

ગાવ્યો છે, કેમકે એ દ્વારા જ જૈનધર્મના ઉદાત્ત સિદ્ધાંતોનો તેની પ્રજામાં સવિશેષ પ્રચાર થઈ શક્યો, તેમ જ રાજ્ય-ફરમાન દ્વારા અમારિ-પડહની ઉદ્ઘોષણા કરાવવાનું કાર્ય પણ શક્ય બની શક્યું.

## જૈન તીર્થ સુવર્ણગિરિ અને જાવાલિપુર

૬૨૩. પ્રાચીન ચૈત્યવંદનો, સ્તોત્રો, દ્વાત્રિંશિકાઓમાં એક અથવા બીજા નામથી સુવર્ણગિરિ તીર્થના ઉલ્લેખો મળી રહે છે આબૂના 'લૂણિગવસહિ' ચૈત્યની પરિક્રમાની ૩૮ મી દેવકુલિકાના સં. ૧૨૯૬ ના શિલાલેખમાંથી આ પ્રમાણે ઉલ્લેખ મળે છે. **जावालिपुरे श्री सौवर्णगिरौ श्री पार्श्वनाथ जगत्यां अष्टापद मध्ये खत्तकद्वयं च।** આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સુવર્ણગિરિતીર્થ જાવાલિપુરની પાસે હતું.

૬૨૪ જાલોરના તોપખાનામાંથી મળી આવતા એક શિલાલેખમાંથી પણ એ માન્યતાને પુષ્ટિ આપનાર પ્રમાણો મળી રહે છે '**संवत् १२२१ श्री जावलिपुरीय काञ्चनगिरिगढस्योपरि.** । આ લેખમાં કહેવામાં આવ્યું છે કે સં. ૧૨૨૧ માં જાવાલિપુરના કાંચનગિરિગઢ ઉપર હેમચંદ્રાચાર્ય પ્રતિબોધિત ગૂર્જરાધીશ્વર ચૌલુક્ય મહારાજા કુમારપાલદેવે 'કુમારવિહાર' નામનું શ્રી પાર્શ્વનાથભગવાનનું ચૈત્ય કરાવ્યું, ઈત્યાદિ.

૬૨૫. મુનિ લાખા કૃત ગુરુપટ્ટાવલીમાં પણ અજિતસિંહસૂરિનું ગચ્છેશપદ '**जावालपुरे स्वर्णगिरौ**' મા થયું એ અંગેનો ઉલ્લેખ આપણે જોઈ ગયા. મેરુતુંગસૂરિકૃત લઘુશતપદીની પ્રશસ્તિમાં પણ રાજા સમરસિંહને જાવાલિપુરનો રાજા કહ્યો છે એ બાબત આનુષંગિક પ્રસંગો સાથે પણ આપણે થોડાક વિસ્તારથી જોઈ ગયા.

૬૨૬. ફાર્બસ રાસમાલાના ગુજરાતી ભાષાંતરકાર દી. બા. રણછોડભાઈ જાવાલપુરને આજનું જબલપુર હોવાનું માને છે, કેટલાક ગ્રંથકારો સિરોહી રાજ્યમાં આવેલા જાવાલને પણ ઓળખાવે છે. પરંતુ ઉપર્યુક્ત પ્રમાણોને આધારે આ બન્ને મત કોઈ રીતે ગ્રાહ્ય થઈ શકે તેમ નથી. વસ્તુપાલ ચરિત્રના ઉલ્લેખથી આ વાત સિદ્ધ થાય છે કે જાવાલિપુર મારવાડ અંતર્ગત હતું અને તે ચૌહાણ રાજા ઉદયસિંહની રાજધાનીનું શહેર હતું. જાવાલિપુર એ આજનું જાલોર અને તેની પાસેનો સુવર્ણગિરિ તે આજનું સોવનગઢ પર્વત. આ વાતની પ્રતીતિ કરાવતા જાલોરના અનેક શિલાલેખો મોજુદ છે જેમાં જાવાલિપુરનો ઉલ્લેખ છે

૬૨૭ મેરુતુંગસૂરિ 'વિચારશ્રેણિ'માં રાજા નાહડના રાજ્યકાલનું વર્ણન કરતાં લખે છે કે નાહડ રાજાના વખતમાં નવાણું લાખ રૂપિયાની મિલ્કત ધરાવનારાઓને પણ જ્યાં રહેવાનું સ્થાન નહોતું મળતું એવા જાલોરની પાસેના સુવર્ણગિરિ પર્વતના શિખર ઉપર 'યક્ષવસતિ' નામનો મહાવીરસ્વામીનો મહા પ્રાસાદ તૈયાર થયો મહેન્દ્રસિંહસૂરિકૃત 'અષ્ટોતરી' ગાથા ૮૬-૮૭ માં જાલોર અને સુવર્ણગિરિનું સુંદર વર્ણન છે.

૬૨૮. સં. ૧૬૫૧ માં રચાયેલી 'જાલોરનગર પંચ જિનાલય ચૈત્ય પરિપાટી'માં કવિ નગાગણિ નોંધે છે કે લક્ષ્મીના ભંડાર જેવું જાલોરનગર સોવનગિરિની પાસે શોભી રહ્યું છે.

૬૨૯. સોવનગિરિનાં મંદિરોના પ્રતિમાલેખેથી એ પણ જાણી શકાય છે કે જાલોરનગરના સુવર્ણગિરિગઢ ઉપર સં. ૧૬૮૩ મા રાજા ગજસિંહજીના શાસનતકાલમાં મુહણોત મંત્રી જયમલે પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી.

૧૩૦ ઉપર્યુક્ત બધાં પ્રમાણોથી આ વાત નિર્વિવાદપણે સિદ્ધ થાય છે જાવાલિપુર એ જ આજનું જાલોર અને તે જેની તલાટીમાં વસેલું છે એ સુવર્ણગિરિ એ જ આજનુ સોવનગઢ આટલું નક્કી કર્યા પછી એ જાણવુ પણ જરૂરી છે કે સુવર્ણગિરિની જૈનતીર્થ તરીકે ક્યારથી પ્રસિદ્ધિ થઈ. સુવર્ણગિરિ ઉપર પ્રાચીનકાલમાં જે દેહરું હતુ તેનુ નામ 'યક્ષવસહિ' હતુ, અને તે વિક્રમાદિત્યની ચોથી પેઢીએ થયેલ નાહડ રાજાના વખતમાં બન્યુ હતુ. નાહડનો રાજ્યસમય 'વિચાર શ્રેણિ'માં મેરુતુંગસૂરિના કથનાનુસાર વિક્રમ સંવત ૧૨૬ થી ૧૩૫ સુધીનો છે. આ રીતે આ ચૈત્યનો સ્થાપનાકાલ પણ એ વચ્ચેનું કોઈ પણ વર્ષ હશે આ ઉપરથી એમ પણ અનુમાન થાય છે કે વિક્રમ સંવત પૂર્વે પણ આ તીર્થની પ્રસિદ્ધિ હોવી જોઈએ.

૧૩૧ સુવર્ણગિરિનાં જિનાલયોની વિગતો કલ્યાણવિજયજીએ 'જૈનતીર્થ સુવર્ણગિરિ' એ નામના પોતાના મનનીય લેખમાં વિસ્તારથી પ્રમાણો સહિત આપી છે આ પ્રાચીન તીર્થના ઈતિહાસની સાથે જાવાલિપુરનો ઈતિહાસ પણ આ લેખમાં વણી લેવામા આવ્યો છે, જે ખૂબ જ માહિતીપૂર્ણ છે. જાવાલિપુર માટે તેઓ જણાવે છે કે–પાલીતાણા, જૂનાગઢ કે આબૂ શહેર જોયા વિના અનુક્રમે શત્રુંજય, ગિરનાર કે આબૂ તીર્થની યાત્રા થઈ શકે, પરંતુ જાવાલિપુરમાં પગ મૂક્યા વિના સોવનગઢની યાત્રા થવી અસંભવિત છે એવી જ રીતે બન્નેનો ઈતિહાસ પણ એકબીજાની સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવે છે, માનો કે તાણાંવાણાંની જેમ જ ગૂંથાઈ ગયો છે.

૧૩૨. જાવાલિપુર ક્યારે અને કોણે વસાવ્યુ એ હકીકત હજી અંધારામાં જ છે વિક્રમની પ્રથમ સહસ્રાબ્દી પછી અહીંના રાજવંશોનો ઝાંખો ઈતિહાસ મળી આવે છે. બારમી સદીના પરમારોના તામ્રપત્રો પરથી તેમજ તેરમી સદીના ચૌહાણોના શાસન સમયના ઉત્કીર્ણિત લેખો પરથી જણાઈ આવે છે કે જાવાલિપુર અને તેની આસપાસનો પ્રદેશ 'પિલ્વાહિકા મંડલ'ના નામથી ઓળખાતો હતો સં. ૧૧૬૫ના વૈશાખ સુદી ૧૫ ગુરુવારને દિવસે લખાયેલા 'કાસથા' ગામના દાનપત્રમાં જણાવ્યા પ્રમાણે જાલોરમાં પરમારોનુ રાજ્ય 'વાક્પતિરાજ' પરમારથી શરૂ થયુ હતુ, (૧) વાક્પતિરાજ, (૨) ચન્દનરાજ, (૩) દેવરાજ, (૪) અપરાજિત, (૫) વિજ્જલ અને (૬) તિહદેવ આ ક્રમથી તેમાં જાલોરના પરમારોની વંશાવલી આપેલી છે સં. ૧૧૭૪ના ત્યાંના શિલાલેખમાં પણ એ જ વંશાવલી છે, પણ તેમાં વિજ્જલ પછી ધારાવર્ષ નામ આપેલુ છે, અને ધારાવર્ષનો પુત્ર તથા ઉત્તરાધિકારી વીસલ જણાવ્યો છે. પરમાર વંશ પછી ચૌહાણ વંશનુ જાલોર પર આધિપત્ય રહ્યું, જે વિષે આપણે સમરસિંહના સંબંધમાં ઉલ્લેખ કરી ગયા એ પછીનો રાજકીય ઈતિહાસ કલ્યાણવિજયજીએ ઉક્ત લેખમાં વિસ્તારથી આપ્યો છે. મુસલમાનોના હૂમલાઓએ એક વખતના સુપ્રસિદ્ધ તીર્થ સુવર્ણગિરિ અને એક વખતે અપૂર્વ જાહોજલાલીને શિખરે પહોંચેલા જાવાલિપુર–જાલોરને પારાવાર નુકશાન પહોંચાડયુ આજે એના તેજવંતા ભૂતકાળની કોઈ સમૃદ્ધિ દેખાતી નથી

૧૩૩. આશ્ચર્યની વાત તો એ છે કે પ્રાચીન અવશેષો પણ મસ્જિદના આકારમા ફેરવી દેવામાં આવ્યા છે! અહીં શહેરના મધ્ય ભાગમાં 'જૂનાં તોપખાના'ના નામે ઓળખાતી એક મસ્જિદ છે. એમાં પ્રવેશતાં બાવન જિનાલયવાળા વિશાળ મંદિરનો ખ્યાલ આવે છે તેમાની સફેદ પથ્થરની દેરીઓ, કોરણીવાળા પથ્થરો અને શિલાલેખવાળા સ્તંભો, મહેરાબો, દેરીઓ અને ભીંતોમાંથી મળી આવેલા શિલાલેખોથી સ્પષ્ટ થાય છે કે આ મસ્જિદ જૈન મંદિરોના પથ્થરોથી બનાવેલી છે ડૉ. ભાંડારકરનુ

મંતવ્ય છે કે આ કબર ઓછામાં ઓછાં ચાર દેવાલયોની સામગ્રીથી બનાવવામાં આવી છે; જેમાંનું એક તો સિદ્ધરાજેશ્વર નામનું હિન્દુ મંદિર છે અને બીજા ત્રણ, આદિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી નામનાં જૈન મંદિરો છે, જેમાંનું પાર્શ્વનાથનું મંદિર તો કિલ્લા ઉપર હતું !

## ભટેવા પાર્શ્વનાથ

૬૩૪. અજિતસિંહસૂરિના સમયમાં ચાણસ્મા નગર ભગવાન પાર્શ્વનાથનાં તીર્થ તરીકે સુપ્રસિદ્ધ થયું. ભટેવા પાર્શ્વનાથનાં જિનાલયની પ્રતિષ્ઠા સં. ૧૩૩૫ માં અજિતસિંહસૂરિના ઉપદેશથી થઈ. આ તીર્થના પ્રતિષ્ઠાપક તરીકે અજિતસિંહસૂરિનું નામ ચિરસ્મરણીય રહેશે. પટ્ટધર તરીકેની એમની કારકિર્દીમાં એમનું આ કાર્ય વિશેષ ઉલ્લેખનીય બની રહે છે. એ દ્વારા એમની બહુમુખી પ્રતિભાની પણ આપણને ઝાંખી થાય છે.

૬૩૫ ઉક્ત જિનાલયની પ્રતિષ્ઠા અજિતસિંહસૂરિએ કરી એ પછી ભગવાન પાર્શ્વનાથનાં અગણિત નામોમાં ભટેવા પાર્શ્વનાથનાં નામનો ઉમેરો થયો. ચાણસ્મા પણ ભટેવા પાર્શ્વનાથનાં તીર્થ તરીકે જ ઓળખાવા લાગ્યું. પ્રાચીન તીર્થમાળાઓમાં પણ એનો ખાસ ઉલ્લેખ થવા લાગ્યો. પં. ચારિત્રસાગરના શિષ્ય પં. કલ્યાણસાગરે રચેલ 'પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી', ઉપા. મેઘવિજયે સં. ૧૭૨૧ માં રચેલ 'પાર્શ્વનાથ નામમાળા', વિનયકુશળના શિષ્ય શાંતિકુશળે સં. ૧૬૬૭ માં રચેલું 'ગોડીપાર્શ્વનાથ સ્તવન' આદિ અનેક તીર્થમાળાઓમાંથી આ તીર્થનો નામોલ્લેખ પ્રાપ્ત થાય છે, જે આ તીર્થની ખ્યાતિ દર્શાવે છે.

૬૩૬ ચાણસ્મા કેટલું પ્રાચીન હશે તે પ્રમાણભૂત રીતે કહી શકાતું નથી. 'વીશા શ્રીમાલી જ્ઞાતિના એક પ્રાચીન કુલની વંશાવલી'માં આ નગરનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, તે ઉપરથી કહી શકાય છે કે ચાણસ્મા વિક્રમના ૧૪ મા શતક પહેલાં બંધાયું હશે વહીવંચાની ઉક્ત વહીમાં આ પ્રમાણે ઉલ્લેખ છે :

**पूर्वि वर्धमानभाई जयता उचली चाहणसामि वास्तव्य. सासरामांही तत्र श्री भट्टेवा श्री पार्श्वनाथ चैत्यं कारापितं सं. १३३५ वर्षे अंचलगच्छे श्री अजितसिंहसूरिणामुपदेशेन प्रतिष्ठितम् ॥**

૬૩૭. ચારેક શતાબ્દી પૂર્વે લખાયેલી વહી ઉપરથી જાણી શકાય છે કે શ્રીમાળી જ્ઞાતીય, વૃદ્ધ સાજનિક વર્ધમાનના ભાઈ જયતાએ ઉચાળો ભરી પોતાના સસરાનાં ગામ ચાણસ્મામાં નિવાસ કર્યો. ત્યાં તેણે સં. ૧૩૩૫ મા શ્રી ભટેવા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું અને અંચલગચ્છીય આચાર્ય અજિતસિંહસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી.

૬૩૮. ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા 'પાટણના જૈન ઇતિહાસની કેટલીક સામગ્રી' એ નામના લેખમાં ઉક્ત વહીના ઉલ્લેખ સંબંધમાં નોંધે છે કે ચાણસ્મા સંબંધી આ જૂનામાં જૂનો ઉલ્લેખ છે. 'રાસમાળા'માં એક સ્થળે વસ્તુપાલના વૃત્તાંતના સંદર્ભમાં આવતા 'ચન્દ્રોન્માનપુર'ને ચાણસ્મા તરીકે ઓળખાવ્યું છે, તે બરાબર નથી ચન્દ્રોન્માનપુર એ હારીજ પાસેનું હાલનું ચંદ્રુમાણા છે. પ્રસ્તુત વંશાવલીમાં ચાણસ્મામાં ભટેવા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યાનું લખ્યું છે.

૬૩૯ આ તીર્થનું નામ ભટેવા પાર્શ્વનાથ કેમ પડયું એ સંબંધી ઉક્ત પ્રમાણમાંથી કાંઈ ખુલાસો મળતો નથી આ નામ પડવા બાબત અનેક આખ્યાયિકાઓ પ્રચલિત છે. 'પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ' નામનાં પુસ્તકમાંથી નિમ્નલિખિત પ્રસંગ જાણવા મળે છે.

૬૪૦. કોઈ શેઠને એવો નિયમ હતો કે જિનપૂજન કર્યા વિના જમવું નહીં. કોઈ પ્રસંગે દેશા-

ટનમાં તેને ત્રણ દિવસ સુધી દેવપૂજનનો યોગ પ્રાપ્ત ન થતાં તેને અટ્ઠમનો તપ થયો. પાંચ સાત ગાઉમા કોઈ પણ ગામ ન હોવાથી તે ભટેવા ગામમાં આવ્યો ત્યાં તલાવમાંથી છાણ માટી લઈ પ્રતિમા બનાવી. તે સૂકાયા પછી પોતાની પાસે અષ્ટ દ્રવ્ય રાખ્યાં હતાં તેના વડે પૂજા કરી અત્યંત ભાવના ભાવી. એની હૃદયપૂર્વકની ભાવનાથી તે ખેતરનો યક્ષ પ્રકટ થયો. અને તેણે શેઠને કહ્યુ કે–'તારી ભાવનાથી હુ પ્રસન્ન થયો છુ, જેથી આ તે બનાવેલી પ્રતિમા વજ્રમય થશે' આ સાંભળી શેઠે એને કહ્યુ કે–'તે પ્રતિમા માટે દેરાસર કરાવવુ જોઈએ, પણ મારી પાસે ધન નથી' યક્ષે કહ્યુ—'આજે આ ખેતર તુ લે કાલે સવારે આવીશ ત્યારે તને ઘણુ ધન મળશે.' બીજે દિવસે યક્ષનાં જણાવ્યા પ્રમાણે જ થયુ શેઠની ભક્તિના પ્રતાપે ત્યાં ઘણુ જ ધન પ્રકટ થયુ, જેના વડે તેણે ભટેવામાં દેરાસર બધાવી પ્રતિમા પધરાવ્યાં તેનુ નામ ભગતિયા પાર્શ્વનાથ રાખ્યુ. કાળક્રમે આ તીર્થ ભટેવા પાર્શ્વનાથ તરીકે ખ્યાતિ પામ્યુ

૬૪૧ ભટેવા પાર્શ્વનાથનાં નામ સબધે સ ૧૭૭૦ માં ભાવરત્નસૂરિએ રચેલ 'ભટેવા પાર્શ્વનાથ ઉત્પત્તિ સ્તવન'માં આ મદિર વિષેની બીજી એક આખ્યાયિકા સગ્રહિત છે, અને કર્તા સ્વય કહે છે કે, તે આખ્યાયિકા પણ પ્રાચીન સ્તવનમાંથી તેમણે ઉદ્ધારી છે. એ સ્તવનનો ઐતિહાસિક સાર પણ અહીં વિવક્ષિત છે

૬૪૨ ઈડર પાસે ભટુઆર ગામમાં સુરચદ નામે ગરીબ વણિક વસતો હતો કોઈ પુણ્ય નિમિત્તથી તેનાં ઘરમાંથી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા નીકળી આવી, ત્યારથી તે સપન્ન અને સુખી થયો. એ હકીકત ઈડરના રાજાએ જાણી અને એ પ્રતિમાની માગણી કરી. સુરચદ શેઠે એ પ્રતિમા ન આપતાં ગામનાં ગોંદરે જમીનમાં ભડારી દીધી રાજાએ તેનુ ઘર લૂટી લીધુ ચદ્રાવતી—ચાણસ્મામાં વસતા રવિચદ નામના શ્રાવકને એ પ્રતિમાની ભાળ મળતાં તે લઈ આવ્યો અને તેણે ચાણસ્મામાં એક મદિર બધાવી સ ૧૫૩૫ ની અખાત્રીજે એ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

૬૪૩ ઉપર્યુક્ત વશાવલી અને સ્તવનના ઉલ્લેખો આપણી ઐતિહાસિક વિગતને પૂરક બને છે. ભટુઆર ગામમાંથી મળેલી પ્રતિમાને કારણે 'ભટેવા' નામ પડ્યુ એવો ખુલાસો આપણને સ્તવનમાંથી મળી રહે છે અને તેને વશાવલીની હકીકતો પુષ્ટિ આપતા તે સ્વીકાર્ય બને છે. આથી ભગતિયા પાર્શ્વ-નાથમાંથી ભટેવા પાર્શ્વનાથ નામ પ્રચલિત થયુ એ કલ્પના નિરાધાર ઠરે છે. જ્યારે સ. ૧૩૩૫ માં આ ગામમા મદિર બધાયુ એવી વશાવલીની હકીકત વિશ્વસનીય ઠરે છે, કેમકે તેના પ્રતિષ્ઠાપક આચાર્ય અજિતસિંહસૂરિનુ આચાર્યપદનુ વર્ષ સ ૧૩૧૪ અને સ્વર્ગગમનનુ વર્ષ સ ૧૩૩૯ છે. આથી સ્તવનમાં આપેલુ સ ૧૫૩૫ નુ પ્રતિષ્ઠાનુ વર્ષ કાંતો જીર્ણોદ્ધારનુ હોય કે એ સ્તવન લખનાર લહિ-યાની ભૂલથી ૧૩૩૫ ને બદલે ૧૫૩૫ લખાઈ ગયુ હોય

૬૪૪ 'ભટેવા પાર્શ્વનાથ ઉત્પત્તિ સ્તવન'માં ભાવરત્નસૂરિએ શ્રાવકોના નામો સુરચદ અને રવિચદ આપ્યા છે જ્યારે 'વીસા શ્રીમાલી જાતિનાં એક પ્રાચીન કુલની વશાવલી'મા વર્ધમાનશાહના ભાઈ જયતાના નામોનો ઉલ્લેખ છે. આ બન્ને વિધાનોમાંથી એકને સ્વીકારતા પહેલાં અન્ય પ્રમાણોની આવ-શ્યક્તા રહે છે સ્તવનોના વર્ણનોને બહુધા લોકકથાનો આધાર હોય છે એ હકીકતના સંદર્ભમાં વશા-વલીની હકીકતો વધારે પ્રમાણભૂત હોય એમ કહી શકાય

૬૪૫ બીજી હકીકત રૂપે એમ પણ માનવાને કારણ મળે છે કે ભટેવા નામનુ ગામ મારવાડમાં પાલી પાસે આવેલુ છે. ત્યાના વતનીઓ ઉચાળા ભરીને આ તરફ આવ્યા ત્યારે આ મૂર્તિ સાથે લેતા

આવ્યા. અને મંદિર બંધાવીને તેનું નામ 'ભટેવા પાર્શ્વનાથ' રાખ્યું હોય, જુઓ 'જૈનતીર્થ' ભા ૧, પૃ ૫૪ આ કથનને જનશ્રુતિ સિવાય બીજા કશાયે પ્રમાણનો આધાર મળતો નથી આવી બીજી વાતો પણ 'ભટેવા' નામ અંગે સાંભળવા મળે છે

૬૪૬. ચાણસ્મા ગામમાં ભટેવા પાર્શ્વનાથ ભગવાનનું એ મંદિર આજે પણ વિદ્યમાન છે. તેનું દ્વાર ઉત્તર દિશામાં છે તેમાં મૂળનાયકની પ્રતિમા વેળુની બનાવેલી હોય એવી રંગરચના લાગે છે. આથી પણ ખાતરી થાય છે કે, આ મંદિર ઘણું પ્રાચીન છે. સં ૧૮૭૨ માં આ જિનાલયનો જીર્ણોદ્ધાર થયો છે. જૈનો આ સ્થાનને તીર્થરૂપે માને છે. તહેવારોમાં ત્યાં મેળો પણ ભરાય છે અંચલગચ્છના ઇતિહાસમાં આ તીર્થનો ઇતિહાસ આગવું સ્થાન ધરાવે છે કેમકે આ ગચ્છના પટ્ટધર અજિતસિંહસૂરિ આ તીર્થના પ્રતિષ્ઠાપક આચાર્ય હતા.

## માણિક્યસૂરિ અને એમની કૃતિ શકુનસારોદ્ધાર

૬૪૭. અજિતસિંહસૂરિના શિષ્ય માણિક્યસૂરિએ સં ૧૩૩૮ નાં વર્ષમાં પૂર્ણિમાને દિવસે અગિયાર પ્રકરણમાં ૫૦૮ શ્લોક પરિમાણના શકુનસારોદ્ધાર નામના નિમિત્ત શાસ્ત્રના ગ્રંથની સંસ્કૃતમાં રચના કરી. ગ્રંથ પ્રશસ્તિમાં કવિ નોંધે છે **सारंगरीयः शकुनार्णवेभ्यः पीयूषमेतद्व्चयांचकार। माणिक्यसूरिः सुगुरुप्रासादात् यत्पानतः स्याद् विबुधप्रमोदः ॥४२॥ वसु वह्नि वह्नि चंद्रेष्वाश्वयुजी पूर्णिमा तिथौ रचित । शकुनानामुध्धारोऽभ्यासवशादस्तु चिद्रूप ॥४३॥ श्री अजितसिंहसूरीणामंतेवासिना कृतः। माणिक्यसूरिणोध्धारः शकुनानां परिस्फुटः ॥४४॥**

૬૪૮ આ ગ્રંથનો આધાર લઈ તપાગચ્છીય જયવિજયે સં ૧૬૬૦ માં 'શકુન શાસ્ત્ર ચોપાઈ'ની રચના કરી. જયવિજય માણિક્યસૂરિના ગ્રંથનો ઉલ્લેખ પોતાના ગ્રંથની પ્રશસ્તિમાં આ પ્રમાણે કરે છે :

શકુન દીપિકા ચઉપઈ નામ, શકુનાર્ણવમાંહિ એ ઠામ;
અથવા વસંત રાજની સાખિ, શુકુનોદ્ધાર ભાખી એ ભાખ.

૬૪૯. **लुप्तप्रायः जैन ग्रन्थोकी सूचि** એ નામના લેખ જૈ સ પ્રકા વ ૨, અ ૧૧, પૃ ૫૬૭ માં અગરચંદજી નાહટા આ ગ્રંથને પણ લુપ્ત ગ્રંથ તરીકે ઓળખાવી દે છે હીરાલાલ હંસરાજ લાલને આ ગ્રંથને સં. ૧૯૭૪ માં પ્રકટ કરેલ હોઈને તે પ્રાપ્ય જ છે જિનવિજયજીની પ્રશસ્તિઓની નોંધમાંથી પણ મૂળગ્રંથની પ્રશસ્તિ મળી રહે છે, જુઓ 'આનંદ કાવ્ય મહોદધિ' મૌક્તિક ૭મું પૃ ૪૭

૬૫૦. 'જૈનગ્રંથાવલી'માં માણિક્યસૂરિએ રચેલ 'શકુનશાસ્ત્ર' અને 'શકુનસારોદ્ધાર' અંગે કહેવાયું છે કે આ બન્ને ગ્રંથો એક જ હોવા જોઈએ, કારણ કે બન્નેની શ્લોક સંખ્યા તથા કર્તાનું નામ મળતું જ છે. ફક્ત નામમા સહેજ ફેર છે. તે વખતે લહિયાનો દોષ પણ સંભવી શકે પ્રો વેલણકર પણ 'જિનરત્નકોશ'માં આ માન્યતાને પુષ્ટિ આપે છે

૬૫૧ 'બૃહટ્ટિપ્પનિકા' નામની પ્રાચીન ગ્રંથસૂચિમા પણ આ ગ્રંથનો ઉલ્લેખ આ પ્રમાણે જોવા મળે છે : ૬૦૪. **शकुनसारोद्धारो माणिक्यसीयः १३३८ वार्षिकः ५०८** । એજ સૂચિમા એ પછી એવા જ નામના બીજા એક ગ્રંથની નોંધ પણ છે. ૬૦૫ **शकुनशास्त्रं प्राकृतं वार्तासंग्रं**

પ૦ ૧૪ ॥ આ નોંધ ઉપરથી 'શકુન શાસ્ત્ર' અને 'શકુન સારોદ્ધાર' બન્ને ભિન્ન ગ્રંથો પ્રતીત થાય છે. પં લાલચંદ્રનાં પાટણ ભંડારનાં સૂચિપત્રની પ્રસ્તાવના પૃ ૫૬ દ્વારા માણિક્યસૂરિની આ કૃતિની તાડપત્રીય પ્રત પાટણના ભંડારમાં વિદ્યમાન હોવાનું પણ સૂચિત થાય છે

## પ્રકીર્ણ પ્રસંગો

૬૫૨. અજિતસિંહસૂરિના સમયમાં શ્રીમાલી કાત્યાયન વંશમાં સાંડસા ગોત્રનો ઉદ્‌ભવ થયો. ભટ્ટ-ગ્રંથોમાંથી આ વિશે એવી માહિતી મળે છે કે સં. ૧૩૨૫ માં એ વંશમાં શીહોરમાં સામંત નામનો શ્રેષ્ઠી થયો. દુશ્મનનાં વચનથી ત્યાંના સોમરાજાના પુત્ર જેતાજીએ તેના પર ક્રોધાયમાન થઈ તેને કેદ કર્યો, તથા ઘણુ ધન માગ્યુ; પરંતુ સામંતે આપ્યુ નહી. ત્રીજે દિવસે તેને કેદમાથી બહાર કાઢી રાજાએ ઘણો ભય બતાવ્યો તો પણ તે એકનો બે ન થયો. રાજાએ સાંડસા–ચીમટા મંગાવીને તે વડે તેનુ માંસ તોડવાનો પણ હુકમ કર્યો પરંતુ સામંત શેઠ જરા પણ ડર્યો નહી. ત્યારે રાજાએ તેની હિંમતથી ખુશી થઈને તેની પ્રશંસા કરી છોડી મૂક્યો સાંડસા ઉપરથી તેનો વંશ એ ઓડકથી ઓળખાયો.

૬૫૩ શ્રીમાલીવંશના ભાદરાયણ ગોત્રીય મૂલા શેઠ પાટણમાં ફોફલિયાવાડમાં વસતા હતા. તેમણે સં. ૧૩૧૩ માં શ્રી આદિજિનની પ્રતિમા ભરાવી અને તેની અજિતસિંહસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી. આ વંશના આદિ પુરુષ નોડા નામના ધનાઢ્ય શ્રેષ્ઠીને ઉદયપ્રભસૂરિએ ભિન્નમાલમાં પ્રતિબોધ આપીને જૈનધર્મી બનાવ્યા હતા.

૬૫૪ શ્રીમાલીવંશના પારાયણ ગોત્રીય નાગડ શેઠ પાંચાડામાં વસતા હતા તેમણે સં. ૧૩૨૫ માં શ્રી આદિનાથના બિંબની પ્રતિષ્ઠા અજિતસિંહસૂરિના ઉપદેશથી કરાવી

૬૫૫. શ્રીમાલી વંશના વસીયાણ ગોત્રીય શ્રીવંત તથા ઝાલા નામના બન્ને ભાઈઓએ ચુડામાં અધિકારપદ મેળવી ત્યાં શ્રી પાર્શ્વનાથજીનુ મંદિર તથા એક વાવ બંધાવ્યાં, અને જિનાલયની પ્રતિષ્ઠા સં. ૧૩૧૧ માં અજિતસિંહસૂરિએ કરી

૬૫૬. ઉક્ત ગોત્રના વંશજોએ અનેક કાર્યો કર્યાં છે એ વંશના મૂળપુરુષ ભૂભચ નામના ધનાઢ્ય શેઠને ઉદયપ્રભસૂરિએ ભિન્નમાલમાં પ્રતિબોધ આપી જૈનધર્મી કરેલ. સં ૧૧૧૧ મા ભિન્નમાલનો નાશ થતાં તેના વંશજ સંઘરાજ શેઠ ત્યાંથી સ્થળાંતર કરી બેવડણમા વસ્યા. આ વંશમા મહિટાલ ગામમાં વસનાર સૂરાએ પુનર્લગ્ન કરવાથી તેના વંશજો દશા થયા વર્ધમાન શેઠે મહિટાલ ગામમા શ્રી આદિદેવનો જિનપ્રાસાદ તથા એક વાવ બંધાવ્યાં, અને તેમાં ત્રણ લાખ રૂપિયા ખરચ્યા. આ વંશનો જગમાલ શેઠ એક વખતે મથુરા ગયેલો ત્યા સ્વપ્નમાં શ્રી મુહરી પાર્શ્વનાથના અધિષ્ઠાયક દેવે તેને કહ્યું કે અહી ઠાકરનાં ઘરમા જે પાર્શ્વપ્રભુની મૂર્તિ છે તે તારે દામ આપી લઈ લેવી સ્વપ્નાનુસાર તેણે તેમ કર્યું. ઠાકરને પાંચ સોનૈયા આપી તે મૂર્તિને ખંભાત લાવ્યો, તથા ત્યા પાંચ લાખ રૂપિયા ખરચીને જિન-પ્રાસાદ બંધાવી તેમાં તે મૂર્તિ પ્રતિષ્ઠિત કરાવી આ વંશના દેવશીનો પરિવાર ઘોઘામા વસ્યો. અને તેના વંશજો નાખુયાની ઓડકથી ઓળખાવા લાગ્યા દેવસીએ રત્નમય જિનબિંબ ભરાવી શત્રુંજયની યાત્રામા ઘણુ ધન ખરચ્યુ તે દર વર્ષે સ્વામીવાત્સલ્ય પણ કરતો. આ વંશના બેવડણા વતની ખીમા શેઠે ધર્મમાર્ગમાં ઘણુ દ્રવ્ય ખરચ્યું તથા શત્રુંજય પર ઇન્દ્રમાલ પહેરી આ વંશમા પાટણનો રહીશ ગુણા શેઠ ઘણો દ્રવ્યવાન હતો તેણે પોતાના લગ્ન પ્રસંગે પાટણમા ધૂમાડો બંધ કરાવી પકવાન જમાડ્યુ. કહેવાય છે કે તે પકવાન કરતા અઢાર મણ જેટલુ દાઝેલું ઘી વધ્યું. તે સઘળું ઘી યાચકોને પીરસ્યું

## ૭. શ્રી દેવેન્દ્રસિંહસૂરિ

### પૂર્વ જીવન.

૬૬૩. પાલણપુરમાં શ્રીમાલી જ્ઞાતિના શ્રેષ્ઠી સાંતુને ઘેર તેની પત્ની સંતોષશ્રીની કુક્ષિથી સં. ૧૨૯૯માં દેવચંદ્ર નામના પ્રતાપી પુત્રનો જન્મ થયો. જે પ્રવ્રજ્યા અંગીકાર કરીને પાછળથી દેવેન્દ્રસિંહ-સૂરિના નામે જૈન ઇતિહાસમા પ્રસિદ્ધ થયો, પટ્ટાવલીમા એમના વિષે આ પ્રમાણે નોંધ પ્રાપ્ત થાય છે. ॥५३॥ श्री देवेंद्रसिंहसूरय. ॥ तद्वृत्तश्चैवं ॥ प्रल्हादनपुरे श्रीमाली ज्ञातीय. सांतुनामा श्रेष्ठी वभूव । तस्य संतोषश्री नाम्नी भार्या सीत् । तयो १२९९ संवत्सरे देवचंद्राभिध. पुत्रोऽभूत् ।

૬૬૪. કવિવર કાન્હ રચિત 'ગચ્છનાયક ગુરુરાસ' દ્વારા વિશેષમાં જાણી શકાય છે કે તેઓ વોહરા ગોત્રના હતા—

તસ પઈ ભુવણ પયા સયરો, સૂર સરિસુ સૂરિ રાઉ;
દેવેંદ્રસિંહ સૂરિ પય નમઉ, હિયઈ કરી બહુ ભાઉ ૭૫

પાલ્હણપુરિ શ્રીમાલ કુલે, વુહરઉ સાંતૂ જાણિ;
તાસ ઘરણિ સંતોષ સિરે, સીલરયણ ગુણ ખાણિ ૭૬

તસ ઘરિ ઉઅરે નવાણઉએ, જાયઉ કુયરુ પવિતુ,
તેર છઉતરિ તિણિ, ગહિઉ થારાઉદ્રિ ચારિતુ ૭૭

૬૬૫. ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં પણ ઉક્ત હકીકતોને મળતું જ વર્ણન પ્રાપ્ત થાય છે.

તપ્પય કમલાહારો સૂરિ દેવિંદસિંહ ગણહારો,
પાલ્હણપુરિ સિરિવંશે સાતૂ સંતોસસિરિ નાહો ૬૨

તસ ઉયરે સંપત્તો બારસ નવ નવઈ વચ્છરે પુત્તો,
તેર છહુત્તર વરિસે પવજ્જા રયણ ગહણ ચ ૬૩

### પ્રવ્રજ્યા અને તે પછીનું શ્રમણ જીવન.

૬૬૬. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યુ છે કે એક વખત અજિત-સિંહસૂરિ વિહાર કરતા પાલણપુરનગરમાં પધાર્યા. તેમની ધર્મદેશના સાંભળીને વૈરાગ્ય પામેલા દેવચંદ્રે પોતાનાં માતાપિતાની અનુજ્ઞા મેળવી અજિતસિંહસૂરિ પાસે સં. ૧૩૧૬ માં દીક્ષા લીધી. દીક્ષા પછી

ગુરુએ તેમનુ દેવેન્દ્રમુનિ એવુ નામ રાખ્યુ : **अथैकदा श्री अजितसिंहसूरयो विहरंतस्तत्र समायाताः तेषां धर्मदेशनां निशम्य तेन देवचंद्रेण निज माता पित्रोराज्ञाया तेषां श्री अजितसिंहसूरीणां पार्श्वे वैराग्यतो दीक्षां गृहीता। एवं १३१६ संवत्सरे दीक्षावसरेगुरुभिस्तस्य देवेंद्र इति नाम दत्तं।**

૧૬૭. કવિવર કાન્હ તેમજ ભાવસાગરસૂરિની કૃતિઓને આધારે આપણે જોયું કે બાળકે સ. ૧૩૦૬ માં દીક્ષા અંગીકાર કરી. કવિવર કાન્હ પોતાની કૃતિમાં દીક્ષાસ્થળ તરીકે થારાપદ્ર નગરનો પણ ઉલ્લેખ કરે છે. એવી જ રીતે મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં પણ એજ હકીકતોને પુષ્ટિ આપે છે :—

**सातमा गणधर। श्री देवेंद्रसिंहसूरि। पाल्हणपुरे। श्री श्रीमाल वंशे। श्रेष्ठ शांतू पिता। संतोषश्री माता। संवत् १२९९ वर्षे जन्म। संवत् १३०६ वर्षे दीक्षा। थिराद्रनगरे। संवत् १३२३ वर्षे सूरिपदं। तिमिरपुरे। संवत् १३३९ वर्षे गच्छनायकपद। संवत् १३७१ वर्षे निर्वाण। श्री पत्ने। सर्वायु वर्ष ७७॥**

૧૬૮ મેરુતુંગસૂરિકૃત લઘુશતપદીની પ્રશસ્તિમાં દેવેન્દ્રસિંહસૂરિનાં જીવન વિષે આ પ્રમાણે નોંધ મળે છે. **पाल्हणपुरे व्य० सांतू पिता श्रा० सन्तोषश्री माता १२९९ जन्म १३०६ दीक्षा १३२३ सूरिपदं १३३९ गच्छेशत्वं १३७१ स्वर्गः सर्वायुर्वर्ष ७२॥**

૧૬૯ મેરુતુંગસૂરિની ઉક્ત નોંધનો પ્રો. પિટર્સને પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬-૯૨,ની પ્રસ્તાવનામાં હવાલો આપ્યો છે. તેઓ નોંધે છે :

Devendrasinha—Mentioned as the pupil of Ajitasinhasuri and guru of Dharmaprabha. According to Merutunga's Satpadi ( No. 1340 of this Report's Collection ) this teacher was born, Samvat 1299; diksha 1306; Suripada, 1323: Gachchhesvara, 1339 : died, 1371 in Palanpore. 3. App. p. 220. Compare the entry Anchala-gachchha.

૧૭૦ ડૉ. ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે. Devendrasinha-suri, Son of Santu Setha of the Srimalijnati in Palanapura, mother Samtoshasri (Sat Sa Toshari), Born Samvat 1299. diksa 1306 in Thiradragrama, acharya 1323 in Timira-pura, Gachha-nayak 1339, + 1371 in Anahilpura, 72 years old.

૧૭૧ ઉક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે દેવેન્દ્રસિંહસૂરિ સં ૧૩૦૬ માં દીક્ષિત થયા મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીની બાબતો પણ અસ્વીકાર્ય ઠરે છે, કેમકે તેમણે થારાપદ્ર-થરાદમાં ગુરુ પાસે દીક્ષા લીધી બીજું, સં ૧૩૦૬ માં અજિતસિંહસૂરિને આચાર્યપદ પ્રાપ્ત થયુ નહોતું. તેઓ મુનિ પર્યાયમાં જ વિચરતા હતા શક્ય છે કે દેવેન્દ્રસિંહસૂરિના દીક્ષાગુરુ સિંહપ્રભસૂરિ હોય, કેમકે તે વખતે તેઓ વિદ્યમાન હતા મુનિ પર્યાયમાં અજિતસિંહસૂરિ પણ બહુધા એમની સાથે જ હશે અજિતસિંહસૂરિને સં. ૧૩૧૪ માં આચાર્યપદ પ્રદાન થયું એ વખતે એમના પૂરોગામી પટ્ટધર સિંહપ્રભસૂરિ વિદ્યમાન નહોતા. દેવેન્દ્રસિંહસૂરિનુ દીક્ષાનુ વર્ષ સં ૧૩૧૬ માની લઈને-ઉક્ત પટ્ટાવલીમાં આ સ્ખલના થઈ હોય

તેથી લોકોમાં ગેગચાળો ફેલાયો. આ ઉપરથી યાચકોએ કવિતાઓ જોડી તેને હાથેલિયાની ઉપમા આપી યાચકોને ખુશ કરવા તેણે ત્રણ ગામો પણ તેમને આપ્યા, પરંતુ તેના વંશજો એ પછી હાથેલિયા ઓડકથી જ ઓળખાયા.

૧૫૭. અમરસાગરસૂરિના શિષ્ય વિનયશીલે સં. ૧૭૪૨ મા રચેલ ' અર્બુદ ચૈત્યપરિપાટી સ્તવન 'માં નોંધ્યું છે કે રાજા પ્રહ્લાદને રાજા કુમારપાલે બંધાવેલા શ્રી શાંતિનાથ ચૈત્યની ત્રણ પ્રતિમાઓ ગાળી નાખી નંદી બનાવ્યો. આથી તેને કોઢ થયો. એ રોગની શાંતિ માટે તેણે પાલનપુરમા જિનપ્રાસાદ બંધાવ્યો. અને ખંભાતથી શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા લાવીને કુમારવિહારમા સ્થાપન કરી પ્રહ્લાદન રાજાએ સં. ૧૨૭૪ મા પાલણપુર વસાવ્યું. અજયપાલના ચડાવ્યાથી તેણે જૈનધર્મ વિરુદ્ધ કાર્યો કર્યા હોય અને પાછળથી પસ્તાયો હોય એ શક્ય છે.

૧૫૮. ડૉ ભાંડારકરે તેમના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૩–૮૪, માં પ્રકાશિત કરેલી અંચલગચ્છની પટ્ટાવલીમાંથી અજિતસિંહસૂરિના સમયનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે. **५३ श्री अजितसिंहसूरिः पारके चित्रावालगच्छतो निर्गता स. १२८५ तपगच्छमतं वस्तुपालतः गच्छस्थापना ॥** પટ્ટાવલીકારે આ ટૂંકા નિર્દેશ દ્વારા તે વખતે પ્રસિદ્ધ થયેલા તપાગચ્છનો ઉલ્લેખ કર્યો છે સં. ૧૨૮૫ માં જગચ્ચંદ્રસૂરિએ ઉગ્ર તપ આદર્યું હતુ તેથી મેવાડના રાજાએ તેમને આઘાટમા ' તપા ' બિરુદ આપ્યુ અને તેમનાથી તપાગચ્છ સ્થપાયો. આ તપા જગચ્ચંદ્રસૂરિ અને તેમના શિષ્ય મંડળને મંત્રીશ્વર વસ્તુપાલે ગુજરાતમાં અતિ માન આપ્યું અને તેથી ગુજરાતમા તપાગચ્છનો પ્રભાવ અત્યાર સુધી ખૂબ જ ચાલ્યો આવે છે. અજિતસિંહસૂરિના સમયમાં એ ગચ્છનું ' તપા ' નામ સવિશેષ પ્રચલિત થયું હશે એટલે એમના સમયના સંદર્ભમા ઉક્ત નોંધ લેવાઈ હશે.

૧૫૯ એક શ્રીમાલી જૈન કુટુંબની જૂની વંશાવલીમાં નોંધ છે કે સં. ૧૩૧૬ માં ગાંભૂ પાસેના નગેલી ગામમાં અજિતસિંહસૂરિના ઉપદેશથી શ્રેષ્ઠી મૂલાએ શ્રી આદિ જિનબિંબ, ચોવિશ ઘટુ આદિ ભરાવ્યાં તથા ગોત્રજાનુ મંદિર તથા એક કૂવો પણ કરાવ્યા.–**श्री आदिजिनबिंबं चउवीसघट्ट भराव्यउं संवत् १३१६ वर्षे श्री अंचलगच्छे श्री अजितसिंहसूरीणामुपदेशेन प्रतिष्ठितं एक कूप, गोत्रजाचैत्य, मूलाकेन एवं कृतं ।**

૧૬૦ શ્રીમાલીવંશીય ભારદ્વાજ ગોત્રના ઉક્ત મૂલા શેઠની માલણદે ભાર્યા હતી તથા વર્ધમાન અને જઇતા નામના બે પુત્રો હતા, જેમાંથી જઇતાએ ભરેવાની પ્રતિમાની અજિતસિંહસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી. એમના પૂર્વજ ભિન્નમાલના વતની હતા. એમના વંશના મૂળ પુરુષ નોડા શેઠને ઉદયપ્રભસૂરિએ પ્રતિબોધ આપી જૈનધર્મી કર્યો હતો. નોડાના ૧૮ મા વંશજ નાન્હા સં. ૧૧૧૧ મા ભિન્નમાલ ભગ્ન થવાથી પાલ્હી ગામે જઈને વસ્યા, ઇત્યાદિ માહિતી ભટ્ટગ્રંથોમાંથી ઉપલબ્ધ થાય છે

## અજિતસિંહસૂરિનું સ્વર્ગ ગમન.

૧૬૧. અંચલગચ્છના આ યશસ્વી પટ્ટધરનું સં. ૧૩૩૯ મા ૫૬ વર્ષની ઉમરે સ્વર્ગગમન થયું. એમના સ્વર્ગારોહણ સ્થળનો ઉલ્લેખ એક માત્ર ભાવસાગરસૂરિ રચિત ગુર્વાવલીમાંથી આ પ્રમાણે મળે છે

> તિગુયાલા વરસે અણહિલપુર પટ્ટણે સમોસરિઓ,
> અજિઅ ન વરિસ આઉ પાલિય સુર ઝત્તિ પત્તાઉ ॥ ૬૬

આ પરથી જાણી શકાય છે કે અજિતસિંહસૂરિ અણહિલપુર પાટણમાં સ્વર્ગગામી થયા.

૬૬૨. અજિતસિંહસૂરિએ કોઈ ગ્રંથની રચના કરી હોય એમ જણાતું નથી. એમના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓના ઘણાં ઉલ્લેખો મળી રહે છે, જેમાં ભટેવા પાર્શ્વનાથના જિનાલયની પ્રતિષ્ઠા વિશેષ ઉલ્લેખનીય છે. એમણે જાલોરના ચૌહાણવંશીય રાજા સમરસિંહને* પ્રતિબોધ આપી જૈનધર્મી કર્યો અને એનાં રાજ્યમાં જીવદયા પ્રવર્તાવી એ અજિતસિંહસૂરિની ખૂબ જ અગત્યની સિદ્ધિ ગણાશે એ દ્વારા આપણને એમના અસાધારણ પ્રભાવનો પરિચય પણ મળી રહે છે એમણે એક જ મુહૂર્તમાં પોતાના પંદર શિષ્યોને આચાર્યપદ પ્રદાન કર્યું એ દ્વારા એમની પટ્ટધર તરીકેની દક્ષતા સૂચિત થાય છે. એમના શિષ્ય સમુદાય અંગે વિશેષ ઉલ્લેખ પ્રાપ્ત ન થતો હોવા છતાં એ પરથી એમના સમુદાયની વિશાળતાનો આપણને સહેજે ખ્યાલ આવી શકે એકી સાથે થયેલા પંદર આચાર્યો ઉપરાંત અન્ય આચાર્યો પણ હશે. એવી જ રીતે અન્ય પદવીઓ ધરાવનાર સાધુ–સાધ્વીનો વિશાળ સમુદાય પણ તે પ્રમાણમાં હોવો જોઈએ આચાર્યોના નામોનો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. એમાંના એક આચાર્ય માણિક્યસૂરિ અને એમની કૃતિ વિષે આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા. અજિતસિંહસૂરિના દેહોત્સર્ગ પછી ગચ્છની ધુરા એમના શિષ્ય અને અનુગામી પટ્ટધર દેવેન્દ્રસિંહસૂરિ પર આવી.

---

*નાહટાજીના સંગ્રહમા 'અચલગચ્છ–અપરનામ વિધિપક્ષગચ્છ પટ્ટાવલી (વિસ્તૃત વર્ણનરૂપા)' છે તેમાં સુવર્ણગિરિના રાજાનુ નામ નરસિંઘ દર્શાવાયુ છે. અજ્ઞાત કર્તૃક આ પટ્ટાવલીની સમગ્ર નોંધ આ પ્રમાણે છે—'૫૩ ત્રઈપનમે પાટે અજિતસિંહસૂરિ ડોડ ગ્રામિં જિણદેવ શ્રેષ્ઠી, જિનમતિ કલત્ર, તેહનો પુત્ર સંવત્ બાર ગ્યાસીઈ જન્મ, સંવત્ બાર એકાણુંઈ દીક્ષા, સંવત્ તેર ચઉદોત્તરે અણહલપુરી પાટણી આચાર્યપદ, જેણે સ્વર્ણગિરિ તણો સ્વામિ રાઓલ નરસિંઘ પ્રતિબોધ્યો દેશ માંહિ વધ થાતો વાર્યો. લોકને કુમારપાલ તણો વારા સંભાર્યા પનર પદ વૈસણા તણાં મહોચ્છવ ઈકે લગ્નમાહિ નિપજાવ્યા. સંવત્ તેર સોલોત્તરે જાલોર નગરે ગચ્છનાયકપદ. તેર ઓગણચાલે નિર્વાણ. એવંકારે છપન વર્ષ સર્વાયુ.'

## ૭. શ્રી દેવેન્દ્રસિંહસૂરિ

### પૂર્વ જીવન.

૬૬૩. પાલણપુરમાં શ્રીમાલી જ્ઞાતિના શ્રેષ્ઠી સાંતુને ઘેર તેની પત્ની સંતોષશ્રીની કુક્ષિથી સં. ૧૨૯૯માં દેવચંદ્ર નામના પ્રતાપી પુત્રનો જન્મ થયો. જે પ્રવ્રજ્યા અંગીકાર કરીને પાછળથી દેવેન્દ્રસિંહસૂરિના નામે જૈન ઇતિહાસમા પ્રસિદ્ધ થયો, પટ્ટાવલીમાં એમના વિષે આ પ્રમાણે નોંધ પ્રાપ્ત થાય છે: ॥૪૩॥ **श्री देवेंद्रसिंहसूरय. ॥ तद्वृत्तंतश्चैवं ॥ प्रल्हादनपुरे श्रीमाली ज्ञातीय सांतुनामा श्रेष्ठी वभूव । तस्य संतोषश्री नाम्नी भार्या सीत् । तयो १२९९ संवत्सरे देवचंद्राभिधः पुत्रोऽभूत् ।**

૬૬૪. કવિવર કાન્હ રચિત 'ગચ્છનાયક ગુરુરાસ' દ્વારા વિશેષમાં જાણી શકાય છે કે તેઓ વોહરા ગોત્રના હતા—

> તસ પઈ ભુવણુ પયા સયરો, સૂર સરિસુ સૂરિ રાઉ;
> દેવેંદ્રસિંહ સૂરિ પય નમઉ, હિયઈ કરી બહુ ભાઉ. ૭૫
>
> પાલ્હણપુરિ શ્રીમાલ કુલે, વુહરઉ સાતૂ જાણિ;
> તાસ ઘરણિ સંતોષ સિરે, સીલરયણુ ગુણ ખાણિ. ૭૬
>
> તસ ધરિ બરે નવાણુઓએ, જાયઉ કુંયરુ પવિતુ;
> તેર છહોતરિ તિણિ, ગહિઉ થારાઉદ્રિ ચારિતુ ૭૭

૬૬૫. ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં પણ ઉક્ત હકીકતોને મળતુ જ વર્ણન પ્રાપ્ત થાય છે.

> તપ્પય કમલાહારો સૂરિ દેવિંદસિંહ ગણહારો,
> પાલ્હણપુરિ સિરિવંશે સાંતૂ સંતોસસિરિ નાહો. ૬૨
>
> તસ ઉયરે સંપત્તો બારસ નવ નવઈ વચ્છરે પુત્તો,
> તેર છહુત્તર વરિસે પવજ્જા રયણુ ગહણુ ચ ૬૩

### પ્રવ્રજ્યા અને તે પછીનું શ્રમણ જીવન.

૬૬૬. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામા આવ્યુ છે કે એક વખત અજિતસિંહસૂરિ વિહાર કરતા પાલણપુરનગરમા પધાર્યા. તેમની ધર્મદેશના સાંભળીને વૈરાગ્ય પામેલા દેવચંદ્રે પોતાનાં માતાપિતાની અનુજ્ઞા મેળવી અજિતસિંહસૂરિ પાસે સં ૧૩૧૬ મા દીક્ષા લીધી. દીક્ષા પછી

ગુરુએ તેમનું દેવેન્દ્રમુનિ એવું નામ રાખ્યું : **अथैकदा श्री अजितसिंहसूरयो विहरंतस्तत्र समायाताः तेषां धर्मदेशनां निशम्य तेन देवचंद्रेण निज माता पित्रोराज्ञाया तेषां श्री अजितसिंहसूरीणां पार्श्वे वैराग्यतो दीक्षां गृहीता । एवं १३१६ संवत्सरे दीक्षावसरेगुरुभिस्तस्य देवेंद्र इति नाम दत्तं ।**

૬૬૭. કવિવર કાન્હ તેમજ ભાવસાગરસૂરિની કૃતિઓને આધારે આપણે જોયું કે બાળકે સં. ૧૩૦૬ માં દીક્ષા અંગીકાર કરી કવિવર કાન્હ પોતાની કૃતિમાં દીક્ષાસ્થળ તરીકે થારાપદ્ર નગરનો પણ ઉલ્લેખ કરે છે. એવી જ રીતે મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં પણ એજ હકીકતોને પુષ્ટિ આપે છે :—

**सातमा गणधर । श्री देवेंद्रसिंहसूरि । पाल्हणपुरे । श्री श्रीमाल वंशे । श्रेष्ठ शांतू पिता । संतोषश्री माता । संवत् १२९९ वर्षे जन्म । संवत् १३०६ वर्षे दीक्षा । थिराद्रनगरे । संवत् १३२३ वर्षे सूरिपदं । तिमिरपुरे । संवत् १३३९ वर्षे गच्छनायकपद । संवत् १३७१ वर्षे निर्वाण । श्री पत्ने । सर्वायु वर्ष ७७ ॥**

૬૬૮. મેરુતુંગસૂરિકૃત લઘુશતપદીની પ્રશસ્તિમાં દેવેન્દ્રસિંહસૂરિનાં જીવન વિષે આ પ્રમાણે નોંધ મળે છે. **पाल्हणपुरे व्य० सांतू पिता श्रा० सन्तोषश्री माता १२९९ जन्म १३०६ दीक्षा १३२३ सूरिपदं १३३९ गच्छेशत्वं १३७१ स्वर्गः सर्वायुर्वर्ष ७२ ॥**

૬૬૯ મેરુતુંગસૂરિની ઉક્ત નોંધનો પ્રો. પિટર્સને પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬-૯૨,ની પ્રસ્તાવનામાં હવાલો આપ્યો છે. તેઓ નોંધે છે :

Devendrasinha—Mentioned as the pupil of Ajitasinhasuri and guru of Dharmaprabha. According to Merutunga's Satpadi ( No. 1340 of this Report's Collection ) this teacher was born, Samvat 1299; diksha 1306; Suripada, 1323: Gachchhesvara, 1339 : died, 1371 in Palanpore. 3, App. p. 220 Compare the entry Anchala-gachchha.

૬૭૦ ડો કલાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે. Devendrasinha-suri, Son of Santu Setha of the Srimalijnati in Palanapura, mother Samtoshasri (Sat Sa Toshari), Born Samvat 1299. diksa 1306 in Thiradragrama, acharya 1323 in Timira-pura, Gachha-nayak 1339, + 1371 in Anahilpura, 72 years old.

૬૭૧ ઉક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે દેવેન્દ્રસિંહસૂરિ સં ૧૩૦૬ માં દીક્ષિત થયા મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીની બાબતો પણ અસ્વીકાર્ય ઠરે છે, કેમકે તેમણે થારાપદ્ર-થરાદમાં ગુરુ પાસે દીક્ષા લીધી બીજું, સં ૧૩૦૬ માં અજિતસિંહસૂરિને આચાર્યપદ પ્રાપ્ત થયું નહોતું. તેઓ મુનિ પર્યાયમાં જ વિચરતા હતા. શક્ય છે કે દેવેન્દ્રસિંહસૂરિના દીક્ષાગુરુ સિંહપ્રભસૂરિ હોય, કેમકે તે વખતે તેઓ વિદ્યમાન હતા મુનિ પર્યાયમાં અજિતસિંહસૂરિ પણ બહુધા એમની સાથે જ હશે અજિતસિંહસૂરિને સં. ૧૩૧૪ માં આચાર્યપદ પ્રદાન થયું એ વખતે એમના પૂરોગામી પટ્ટધર સિંહપ્રભસૂરિ વિદ્યમાન નહોતા. દેવેન્દ્રસિંહસૂરિનું દીક્ષાનું વર્ષ સં ૧૩૧૬ માની લઈને ઉક્ત પટ્ટાવલીમાં આ સ્ખલના થઈ હોય

એમ જણાય છે. આપણે જોયું કે એમની દીક્ષાનું વર્ષ સં. ૧૨૦૬ જ સ્વીકાર્ય ઠરે છે. મો. દ દેશાઈ, ભીમશી માણેક, હી. હ લાલન, બુદ્ધિસાગરજી આદિ સાંપ્રત ગ્રંથકારો પણ એજ વર્ષ સ્વીકારે છે.

૬૭૨. પ્રત્યેક ગ્રંથકારો દેવેન્દ્રસિંહસૂરિનાં પદમહોત્સવનુ વર્ષ સં ૧૨૨૩ સર્વાનુમતે સ્વીકારે છે. તિમિરપુરમાં એમને આચાર્યપદ પ્રાપ્ત થયું. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા નોંધે છે : 'તેવીસે તિમિરપુરે બહૃચ્છવે સુગુણ ખાણિ સૂરિ પય.' બહુ જ મોટા ઉત્સવથી એમને આચાર્યપદ મળ્યું હોઈને માનવાને કારણ મળે છે કે અજિતસિંહસૂરિએ એક જ મુહૂર્તમાં પોતાના પંદર શિષ્યોને સૂરિપદ આપ્યુ હતું, તે વખતે જ દેવેન્દ્રસિંહસૂરિને એ પદ મળ્યુ હશે, કેમકે એ વખતે પણ મોટો ઉત્સવ થયો હતો, જે વિષે આપણે જોઈ ગયા

૬૭૩. અજિતસિંહસૂરિ સં. ૧૨૩૯મા દિવગત થતાં દેવેન્દ્રસિંહસૂરિ એજ વર્ષમાં અંચલગચ્છના પટ્ટધર તરીકે અભિયુક્ત થયા અને એમણે ગચ્છની ધુરા સભાળી કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ' માં નોંધે છે 'સૂરિ તેવીસઈ તિમિરપુરે, ગુણયાલઈ ગણ રાઉ.' ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં પણ એજ વર્ષ નોંધતા કહે છે · 'ઉગણયાલે ગણ પઈ એગહુત્તરિ પરભવ પત્તો.' ૬૪.

### કવિ અને વક્તા.

૬૭૪ દેવેન્દ્રસિંહસૂરિ સારા કવિ અને વક્તા હતા. પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યુ છે કે દેવેન્દ્રસિંહસૂરિ ઉત્તમ કવિ થયા. તેમણે અનેક પ્રકારના ચિત્રબદ્ધ કાવ્યોવાળી શ્રી જિનેશ્વરપ્રભુની સ્તુતિઓ રચેલી છે : **क्रमेण शास्त्राभ्यास कुर्वतस्ते श्री देवेन्द्रयतय· कविवरा बभूवु. । तैश्चानेकाश्चित्रकाव्यवध्धाजिनेन्द्रस्तुतयः कृताः सन्ति ।**

૬૭૫. 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ' ભા ૧, પૃ. ૫૯માં પ. હી. હં. લાલન જણાવે છે કે દેવેન્દ્રસિંહસૂરિએ જૈન મેઘદૂત આદિ ગ્રંથો રચ્યા છે. દુઃખનો વિષય એ છે કે આજે દેવેન્દ્રસિંહસૂરિની એક પણ રચના ઉપલબ્ધ રહી નથી.

૬૭૬. દેવેન્દ્રસિંહસૂરિ પ્રતિભાસપન્ન વક્તા હતા એ અગેનાં પ્રમાણો અનેક ગ્રંથોમાંથી મળી રહે છે. એમનું વ્યાખ્યાન સાંભળવા અન્ય ગચ્છોના ઉપાધ્યાયો અને પંડિતો મોટી સંખ્યામાં આવતા અને એમની અદ્ભૂત વાણી સાંભળી ચમત્કૃત થતા.

૬૭૭. પટ્ટાવલીમાં એવો ઉલ્લેખ છે કે દેવેન્દ્રસિંહસૂરિએ રચેલાં કાવ્યોનો ચમત્કાર સાંભળીને ઘણા પંડિતો તેમનાં કાવ્યો સાભળવા પાટણમાં એમની વ્યાખ્યાન સભામાં આવતા હતા અને તેમનાં કાવ્યો સાંભળીને સૌ પ્રભાવિત થતા હતા—**एवं क्रमेण ते श्री देवेन्द्रसिंहसूरयो विहरंत एकदा पत्तने समायाता । तेषां काव्यचमत्कृतिं श्रुत्वा बहव· पंडितास्तद्व्याख्यानसभायां तत्काव्यानि श्रोतुं समागच्छंतिस्मा श्रुत्वा च तेषां काव्यानि हृदयेषु ते चमत्कारं प्राप्नुवन्ति ।**

૬૭૮ લઘુશતપદીની ગ્રથ–પ્રશસ્તિમાં મેરુતુગસૂરિ નોંધે છે કે દેવેન્દ્રસિંહસૂરિનાં વ્યાખ્યાન સાંભળવા અનેક દેશોથી આવેલા આચાર્યો અને ઉપાધ્યાયોથી જ સભા ભરાઈ જતી હતી. ત્યાં બીજા સાંભળનારાઓને જગ્યા પણ ન મળતી. જુઓ—**तत्पट्टे श्री देवेन्द्रसिंहसूरय· यद्व्याख्यानश्रवणार्थमनेकदेशेभ्य· समेत्याचार्योपाध्यायाद्भिभिरेव पूर्णायां सभायामेत्य श्रोतृणां स्थानमेव नाभवत् ।**

૬૭૯. વર્ધમાન–પદ્મસિંહ શાહે જામનગરમાં બધાવેલા જિનાલયની સ ૧૬૯૭ના માગશર સુદી

૨, ગુરુવારે ઉપા. વિનયસાગરગણિના શિષ્ય સૌભાગ્યસાગરજીએ મનમોહનસાગરજીના પ્રસાદથી લખેલી શિલાપ્રશસ્તિમાં દેવેન્દ્રસિંહસૂરિનું "કવિ ચક્રવર્તી"નું બિરુદ દર્શાવવામાં આવ્યું છે—**देवेन्द्रसिंहः कविचक्रवर्ती ॥७॥**

૬૮૦. ઉપર્યુક્ત ગ્રંથો, પ્રશસ્તિઓ અને શિલાલેખોના પ્રમાણોથી સ્પષ્ટ થાય છે કે દેવેન્દ્રસિંહસૂરિ ઉચ્ચ કોટિના કવિ અને વ્યાખ્યાનકાર હતા. આ પ્રકારની એમની પ્રતિભાથી તેઓ આ ગચ્છના અન્ય પટ્ટધરોથી જૂદા વર્તાઈ આવે છે. એમની એકાદ કૃતિ પણ જો ઉપલબ્ધ રહી હોત તો એમનાં વ્યક્તિત્વથી આપણે વિશેષ પરિચિત થાત. કાલાબ્ધિમાં ઘણું વિલીન થઈ ગયું છે, એથી સ્વાભાવિક રીતે દુઃખ થાય, છતાં અન્ય પ્રમાણોથી એ અંગે થોડું જાણીને એ વિષે કલ્પના કરી શકીએ છીએ. એમનાં વક્તૃત્વ ગુણને લીધે જ પરવાદીઓ એમની પાસે મૌન થઈ જતા હશે. જયશેખરસૂરિ 'ધમ્મિલચરિત'ની પ્રશસ્તિમાં એટલે જ કહે છે: **देवेन्द्रसिंह गुरवः परवादिजेता ॥३॥**

**પ્રતિષ્ઠા કાર્યો.**

૬૮૧. દેવેન્દ્રસિંહસૂરિના સમયમાં થયેલી કેટલીક પ્રતિષ્ઠાઓના ઉલ્લેખો ભદ્રગ્રંથો પૂરા પાડે છે. તદુપરાંત એમના ઉપદેશથી થયેલી પ્રતિમાનો લેખ પણ પ્રાપ્ત થાય છે. મુસલમાનોના અમાનુષી હલ્લાઓથી એ વખતનું ઘણું ઘણું કાલની ગર્તામાં ધકેલાઈ ગયું છે, છતાં ત્રુટક પ્રમાણો નાની સંખ્યામાં પણ જીવત રહી શકયા છે, જે ઉલ્લેખનીય છે.

૬૮૨. શ્રીમાલીવંશના હરિયાણુ ગોત્રીય, કુણગિરિમાં થયેલા ધોકા શાહે સં. ૧૩૨૫માં શ્રી યુગાદિ દેવનું જિનમંદિર બંધાવ્યું તથા તેની પ્રતિષ્ઠા દેવેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી કરાવી.

૬૮૩. ઓશવંશના બહુલ ગોત્રીય લાખાએ લાખાઈ ગામમાં શ્રી અજિતનાથ ભગવાનનો પ્રાસાદ બંધાવ્યો. એ જ વંશમાં થયેલા ખીમાએ ધણુણી-અપરનામ નગ ગામમાં સં. ૧૩૬૫માં શ્રી ઋષભદેવ ભગવાનનો પ્રાસાદ કરાવ્યો.

૬૮૪ સીરોહીમાં તે વખતે અંચલગચ્છીય શ્રાવકોની ધર્મ પ્રવૃત્તિ પણ ઉલ્લેખનીય છે. ત્યાંના શ્રી આદીશ્વર ભગવાનના જિનાલયના શિલાલેખ પરથી અનેક ઐતિહાસિક બાબતો પ્રકાશમાં આવે છે. લેખના આદિ ભાગમાં સીરોહીતીર્થને 'અર્ધશત્રુંજય તુલ્ય' કહ્યું છે. શ્રી આદીશ્વર ભગવાનને નમસ્કાર કરીને શિલાલેખમાં આ પ્રમાણે હકીકતો નોંધવામાં આવી છે.

૬૮૫. શ્રી આદીશ્વર ભગવાનનાં અંચલગચ્છીય મંદિરના શિલાન્યાસનું મુહૂર્ત વિ. સં. ૧૩૨૩ આસો સુદી ૫ના થયું. એની પ્રતિષ્ઠા સં. ૧૩૩૯ના આષાઢ સુદી ૧૩ ને મંગલવારના દિવસે યતિ શ્રી શિવલાલજીના હાથથી થઈ. વર્તમાન સીરોહીની સ્થાપના સં. ૧૪૮૨ના વૈશાખ શુક્લ ૨ના શુભ દિને મહારાવ શ્રી સહસમલજીના હાથે થઈ. સં. ૧૫૪૨ના જ્યેષ્ઠ વદિ ૨ના દિને સિંઘિ સમધરજી ભરમાબાદ (માલના)થી સીરોહીમા દીવાનપદ પર આવ્યા. ઉપર્યુક્ત મંદિર પર ધ્વજાદંડનું આરોપણ સં. ૧૫૬૪ના આષાઢ સુદી ૮ ને મંગળવારના મહારાવ શ્રી જગમાલજીના સમયમા સિંઘિ સમધરજી નાતકજી તથા સામજીના હાથથી થયેલ. સં. ૧૬૬૮ના માગશર વદિ ૩ના ધ્વજાદંડનું આરોપણ મહારાવ શ્રી અખયરાજજીના સમયમાં સિંઘિ શ્રીવતજીના હાથે શ્રીપૂજ્ય શ્રી હીરવિજયજીની નિશ્રામાં થયું. સં. ૧૭૭૬ના વૈશાખ સુદી ૩ના દિને ધ્વજાદંડનું આરોપણ મહારાવ શ્રી માનસિંઘજી ઉર્ફે ઉમેદસિંઘજીનાં સમયમાં સિંઘિ સુંદરજી, ગજાજી, અમરચંદજી, હઠીસિંઘજી, નેમચંદજી આદિના હાથે શ્રી પૂજ્ય શ્રી

વિજયેન્દ્રસૂરિજી તથા તેઓશ્રીના શિષ્ય હર્ષલાલજીએ કરાવેલુ. સં. ૧૭૯૮ ના અષાઢ સુદી ૧ ને ગુરુવારના ધ્વજાદંડનું આરોપણ સિંધિ અમરચંદજી, હઠીસિંઘજી, દૌલતસિંઘજી, વીરસિંઘજી આદિના હાથે ભટ્ટારક શ્રી જ્ઞાનવિમલજી તથા શ્રી કીર્તિવિમલજીએ કરાવેલુ. સં. ૧૮૨૭ ના મહા સુદી ૩ ને ગુરુવારના મહારાવ શ્રી પૃથ્વીસિંહજીના સમયમાં ધ્વજાદંડનું આરોપણ સિંધિ દૌલતસિંહજી, ઠાકરીજી, ફતાજી, માલજી, લાલજી, માણકચંદજી, લક્ષ્મીચંદજી, હીરાચંદજી, હકમાજી, સૂરજમલજી, જીતમલજી, શ્રીચંદજી, પ્રેમચંદજી, ફીશનાજી, મનરૂપજી, વજાજી, કાનાજી આદિ ભાઈઓએ શ્રીમાન દીપસાગરજીની નિશ્રામાં કરાવેલું. સં. ૨૦૦૧, વીર સંવત ૨૪૭૦ ના વૈશાખ સુદી ૬ શુક્રવાર તા. ૨૮ એપ્રિલ, ૧૯૪૪ ના મહારાવ શ્રી સ્વરૂપ રામસિંહજીના સમયમાં મુનિ મહારાજ શ્રી હર્ષવિમલજીની અધ્યક્ષતામાં સિંધિ જયચંદજી જામતરાજજીએ સુવર્ણદંડનુ, સિંધિ ખેમચંદજી હંસરાજજીએ સુવર્ણ ઈંડાનુ તથા સિંધિ અનરાજજી અજયરાજજીએ ધ્વજાનું આરોપણ વિજય મુહૂર્તમાં કરાવ્યાં. આશુભમાં ૧૫ દેવકુલિકા તથા બે ગવાક્ષ પણ પ્રતિષ્ઠિત કરાવવામાં આવ્યાં. શુભં ભવતુ.'

૬૮૬ દેવેન્દ્રસિંહસૂરિ ગચ્છનાયક થયા તે વર્ષે જ સીરોહીના ઉક્ત જિનાલયની પ્રતિષ્ઠા થઈ. એ પછીનો ઇતિહાસ પણ શિલાલેખના આધારે જાણી શકાય છે ક્રમે ક્રમે સીરોહીમાં અંચલગચ્છના સાધુઓનો વિહાર અલ્પ થતો ગયો હશે, કેમકે જિનાલયના શુભ પ્રસંગો અન્ય ગચ્છના સાધુઓની નિશ્રામાં જ ઉજવાયા હોવાનું શિલાલેખથી સૂચિત થાય છે. ઉક્ત જિનાલયની પાસે અંચલગચ્છીય ઉપાશ્રય પણ હાલ વિદ્યમાન છે. આ પરથી પહેલા ત્યાં અંચલગચ્છીય શ્રાવકોની સારી સંખ્યા હોય એમ અનુમાન કરી શકાય છે.

૬૮૭. સં. ૧૩૬૯ ના વૈશાખ સુદી ૯ ના દિવસે મોરિયા ગામના વતની શ્રેષ્ઠી જયાસાના પુત્ર દેવડ તથા હરિપાલે દેવેન્દ્રસિંહસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથની ધાતુમૂર્તિ કરાવી. તેના ઉપર આ પ્રમાણે લેખ છેઃ **सं० १३६९ वैशाख सुदि ९ मोरियावास्तव्य श्रे० ज्यासा भार्या लालू पुत्र देवड हरिपाल। ली (?) श्री शांतिनाथबिंबं कारि० श्री देवेंद्रसूरीणामुपदेशेन।** લેખમાં ગચ્છના નામનો નિર્દેશ નથી, પરંતુ તેમાં જણાવેલા આચાર્ય આ દેવેન્દ્રસિંહસૂરિજ સંભવે છે.

## રાજકીય વિનિપાત

૬૮૮. દેવેન્દ્રસિંહસૂરિના સમયમાં અલાઉદ્દીન ખિલજીના હૂમલાઓથી સમગ્ર ભારત ખળભળી ઉઠ્યું હતું. રાજપૂતો પોતાનું હીર ખોઈ બેઠા. એમની નબળાઈનો મુસલમાનોએ પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. ખાસ કરીને એ સમયમાં એવો કોઈ પણ હિન્દુશાસક ન હતો કે જે અલાઉદ્દીનના ધર્મઝનૂની હૂમલાઓને રોકી શકે એના અનિયંત્રિત હૂમલાઓને પડકારવાનું પણ પછી તો શક્ય ન રહ્યું. ભારત એ વખતે રાજકીય વિનિપાતના શિખરે હતું ભારતની પ્રજાને જે સહન કરવું પડ્યુ હતુ તેની કથા ખરેખર, હૃદયદ્રાવક છે.

૬૮૯. અલાઉદ્દીને સં. ૧૩૫૪ થી ૧૩૭૩ સુધીમાં લગભગ વીસેક વર્ષ સુધી દિલ્હીની સલ્તનત ભોગવી. એ અરસામાં તેણે અનેક સમૃદ્ધ નગરો લૂંટ્યાં, બાળ્યાં કે જમીનદોસ્ત કર્યાં ભારતવર્ષની સંસ્કૃતિનાં સ્થાપત્યોને મસ્જિદમાં ફેરવ્યાં અને પ્રજા પર ભારે જુલ્મ ગુજાર્યા અન્ય ધર્મીઓને કચરી નાખવામાં એણે પાછું વળીને ન જોયુ.

૬૯૦. મેરુતુંગસૂરિકૃત 'વિચારશ્રેણી' દ્વારા જાણી શકાય છે કે ૮૪ રાજાને જીતનાર હમીરદેવને અલાઉદ્દીને નમાવ્યો. રણથંભોરનો દુર્ગ સર કર્યો. ગુજરાતમાં ઉલૂખાનને મોકલી કાળો કેર વર્તાવ્યો સં. ૧૩૫૫ માં અલાઉદ્દીનના લશ્કરી સરદારોએ ગુજરાતના સમૃદ્ધ નગર અણહિલવાડનો નાશ કર્યો

અને ગુજરાતને દિલ્હીના બાદશાહોની હકૂમતમાં આણ્યુ કચ્છની સ્વતંત્રતા પણ અબાધિત ન રહી શકી, તેને પણ દિલ્હીને ખંડણી ભરવી પડી.

૬૯૧. આ રાજકીય અરાજકતાની સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે ખૂબ જ માઠી અસર પડી. સિંધ અને રાજસ્થાનમાંથી નાશીને અનેક કુટુંબો દક્ષિણ તરફ સ્થળાંતર કરતા ગયાં આ સામૂહિક પ્રક્રિયા એકાદ શતાબ્દી સુધી ચાલી હશે કચ્છમા મોટી સંખ્યામાં બન્ને બાજુએથી હિજરતીઓ આવતા થયા પ્રો રશબ્રૂક 'કારા ડુંગર કચ્છજા'મા ઠીક કહે છે કે આ પ્રદેશ કોઈ વિજેતાને સદાને માટે વસવાટ કરવા લલચાવી શકે તેવો સમૃદ્ધ પ્રદેશ ગણાતો નહોતો કચ્છની સાસ્કૃતિક ભૂમિકાનુ રહસ્ય સમજાવતાં પ્રો. રશબ્રૂક વિશેષમા જણાવે છે કે કચ્છ બન્ને ધર્મના પ્રખર સંત પુરુષોની તપોભૂમિ રહેલ છે આના પરિણામે કચ્છ રણપારના પ્રદેશોના રાજ્યકારણમાં તદ્દન ઓછો ભાગ લેતું હિન્દુ અને મુસલમાન બન્નેને રક્ષણ આપતુ કોઈ આક્રમણ કરનારને લૂટ કે ખજાના માટે આકર્ષણ કરે એવુ ન હતુ. વધારામા તદ્દન સ્વતંત્ર મુલક તરીકે વર્તાવ કરી નજીકના રાજવીનુ માનભંગ થાય તેવી હરીફાઈથી તે દૂર રહેતુ, તેથી તે ઘણે અંશે અલગ જ રહેવા પામ્યુ પરંતુ મુખ્ય ભૂમિ સાથેનો વ્યવહાર તદ્દન બંધ પડી ગયો હોય એમ ન હતુ ૧૪ મી સદીના પ્રારંભમાં જ્યારે અલાઉદ્દીન ખિલજીના લશ્કરે સિંધમાથી સમાઓનો પરાજય કરી તેમની રાજધાની તૂર શહેરનો નાશ કર્યો ત્યારે સિંધમાં વણસેલી પરિસ્થિતિથી સમાઓ અને સંભવ છે કે સૂમરા કુટુંબો પણ સિંધ છોડી કચ્છ આવવા લાગ્યા. બારાના જાગીરદાર ગજણના પ્રપૌત્ર અબડા વિષે એક કચ્છી દંતકથા ચાલે છે કે સૂમરા રાજવંશની કેટલીક સૂમરીઓ સિંધથી નાસી કચ્છ તરફ આવતી હતી તેની પૂંઠે પડેલા અલાઉદ્દીન ખિલજીના લશ્કરની એક ટૂકડીને અબડાએ શિકસ્ત આપી હતી અને સૂમરીઓને બચાવી લીધી હતી.

૬૯૨ સુલતાનનાં મૃત્યુ બાદ તુરત સિંધ અને ગુજરાતના સૂબાઓએ દિલ્હીની સત્તા સામે બંડ કર્યા, અને મહમદ બિન તઘલખ દિલ્હીની ગાદીએ આવ્યો ત્યા સુધી આ બન્ને પ્રદેશો ઉપર દિલ્હીનું વર્ચસ્વ પાછુ આવ્યુ ન હતુ આ પરિસ્થિતિનો લાભ લઈ સમાઓએ ઠઠ્ઠામા રાજધાની બનાવી પોતાનું અલગ રાજ્ય સ્થાપ્યુ. અને તેમના મોવડીએ જામનુ પુરાણું ઉપનામ ધારણ કર્યું.

૬૯૩. લડાયક જાતિઓ તો જ્યાં ત્યા ટકી રહી સમાઓ અને સૂમરાઓએ પોતાની પિતૃ–ભૂમિ માટે સંઘર્ષ જારી રાખ્યો. અનેક રાજકીય વિપ્લવો વચ્ચે પણ એમણે પોતાનુ ખમીર ગુમાવ્યુ નહીં. પરંતુ વૈશ્યો માટે એવુ જીવન સાનુકૂળ નહોતુ. વ્યાપાર–ધંધાની દૃષ્ટિએ જ નહીં, ધાર્મિક માન્યતાઓની દૃષ્ટિએ પણ તેમનું મારવાડમા રહેવું અશકચ બની ગયુ. આથી ઘણાં વંશો સામૂહિક રીતે ત્યાંથી સ્થળાંતર કરી સિંધના પારકરમાં આવીને વસ્યા. ત્યાં પણ એજ પરિસ્થિતિ જણાઈ એટલે વળી તેઓએ ત્યાંથી પણ ક્રમે ક્રમે હિજરત શરુ કરી, અને દક્ષિણ દિશા તરફ તેઓ પથરાવા માંડ્યા. કેટલાકે ગુજરાતનો રસ્તો લીધો, કેટલાકને કચ્છ સુરક્ષિત લાગ્યુ. એ અશાંત લોકોને શાંતિ જોઈતી હતી, પોતાનાં ધર્મનું, સંસ્કારનુ, જાતિનું તેઓ રક્ષણ ઈચ્છતા હતાં. એમની આ ભાવનાઓએ જ એમને હિજરતી બનાવ્યા હતા. તેઓ જાણતા હતા કે તેઓને આંધીમાંથી પસાર થવાનુ હતું, પરંતુ તેમને પોતાની ભાવનાઓ અને પોતાનો ધર્મ ઉચ્ચ જણાયાં. એ માટે તેઓ કોઈ પણ ભોગ આપવા કૃતનિશ્ચયી હતા.

૬૯૪. દેવેન્દ્રસિંહસૂરિના સમયથી માંડીને ઠેઠ કલ્યાણસાગરસૂરિના સમય સુધી—એટલે કે લગભગ ત્રણેક શતાબ્દીઓ સુધી—ઉક્ત પરિવર્તનો થતાં જ રહ્યાં દેવેન્દ્રસિંહસૂરિનો સમય આ દૃષ્ટિએ વિચારતાં સામાજિક અશાંતિનો સમય હતો. આ સામાજિક અશાતિ રાજકીય વિનિપાતનુ જ પરિણામ હતું.

ધાર્મિક ક્ષેત્રે પણ એના વિપરિત પડઘાઓ પડ્યા. એ વખતની સળગતી સમસ્યાઓથી કોઈ પણ ક્ષેત્ર અસ્પૃશ્ય રહી શકે એ શક્ય જ નહોતુ

## દેવેન્દ્રસિંહ સૂરિનું સ્વર્ગગમન

૬૯૫ પટ્ટાવલીમાં જણાવવામા આવ્યું છે કે દેવેન્દ્રસિંહસૂરિ સં. ૧૩૭૧માં ધર્મપ્રભસૂરિને પોતાની પાટે સ્થાપીને માગશર સુદી ૧૩ ના દિવસે સ્વર્ગે ગયા ત્યાંના સંઘે ત્યાં સરોવરના કિનારે સ્તૂપ બંધાવીને તે પર તેમના ચરણોની સ્થાપના કરી.

૬૯૬. પાટણમાં તેઓ હતા તેનાં અનુસંધાનમા ઉક્ત ઉલ્લેખ હોઈને દેવેન્દ્રસિંહસૂરિ પાટણમાં જ પંચત્વ પામ્યા હશે એમ કહી શકાય આપણે જોયુ કે મુનિ લાખા કૃત ગુરુ પટ્ટાવલીમાં પણ એમના સ્વર્ગારોહણું સ્થળ તરીકે પાટણનો જ નિર્દેશ છે. ડૉ. ક્લાટ, ભીમશી માણેક તથા મો. દ દેશાઈ આદિ વિદ્વાનો પણ એજ મતના છે કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં સ્પષ્ટ નિર્દેશ કરે છે કે 'અણહિલ પુરિ એકુતરએં, પોમિઉ સુરપુરિ ઠાઉ.' ૭૮. આ ઉલ્લેખ પરથી ચોક્કસ થાય છે કે દેવેન્દ્રસિંહસૂરિ સં. ૧૩૭૧ મા અણહિલપુર પાટણમાં જ સ્વર્ગસ્થ થયા.

૬૯૭. પ્રો. પિટર્સન તેમના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ ની પ્રસ્તાવનામાં દેવેન્દ્રસિંહસૂરિનું સ્વર્ગગમન પાલણપુરમાં થયુ હોવાનુ માને છે તે અસ્વીકાર્ય છે. એમની નોંધ પરથી જ પં. હી. હ. લાલને જૈનધર્મનો ઇતિહાસ તૈયાર કર્યો હોઈને તેમણે પણ પ્રો પિટર્સનનુ મંતવ્ય સ્વીકારી લીધું છે. એ સિવાય, દેવેન્દ્રસિંહસૂરિ પાલણપુરમાં સ્વર્ગસ્થ થયા એવી નોધ કોઈ પણ ગ્રંથમાંથી પ્રાપ્ત થતી નથી. પ્રાચીન પટ્ટાવલીઓમા અણહિલપુર પાટણનુ સૂચન હોઈને એ સ્થળ જ સ્વીકાર્ય છે.

૬૯૮. કવિ અને વ્યાખ્યાનકાર તરીકે સર્વત્ર પ્રસિદ્ધિ પામેલા અચલગચ્છના આ પટ્ટધર વિષે વિશેષ માહિતી પ્રાપ્ત થઈ શકતી નથી, તેમજ તેમણે રચેલા ગ્રંથો પણ આજે તો ઉપલબ્ધ રહી શક્યા નથી, એ દુ:ખનો વિષય છે. એમના સમયના લક્ષણો વિષે પણ આપણે જોયુ. એ અશાંત યુગમાં આ હૃદયસ્પર્શી કવિ અને વ્યાખ્યાનકારની વાણી સાભળી અનેકે સાંત્વન અનુભવ્યુ હશે એમની વાણી અનેકની પ્રેરણાનો વિષય પણ બની હશે વિગેરે કલ્પનાઓ કરી શકાય છે. મુનિ લાવણ્યચંદ્રની પટ્ટાવલીમા દેવેન્દ્રસિંહસૂરિ વિષે આ પ્રમાણે ઉલ્લેખ છે **देवेन्द्रसिंहा नरदेव संस्तुत**। પટ્ટાવલીઓ તથા શિલા પ્રશસ્તિઓમાં પણ એમનાં 'કવિચક્રવર્તી' બિરુદનો ઉલ્લેખ છે. શત્રુંજયગિરિપરના શ્રી ચંદ્રપ્રભ જિનાલયની દેવસાગરજીએ રચેલી શિલા પ્રશસ્તિમાં એમને **देवेन्द्रसिंहगुरवोऽखिललोकमान्या** કહ્યા છે. મેરુતુગસૂરિ રચિત લઘુશતપદીની પ્રશસ્તિની વિગત પણ ખૂબ જ વિશ્વસનીય છે. આ બધા પ્રમાણો પરથી દેવેન્દ્રસિંહસૂરિનાં વ્યક્તિત્વનો પરિચય કરી શકાય છે એમની વ્યાખ્યાન સભા આચાર્યો, ઉપાધ્યાયો અને પંડિતોથી ભરાઈ જતી, અન્ય શ્રોતાઓને ત્યાં બેસવાની જગ્યા પણ રહેતી નહીં વિગેરે ઉલ્લેખો આ પટ્ટધરની અસાધારણ શક્તિઓનો આપણને પરિચય કરાવે છે.

---



**અંચલગચ્છાધિષ્ઠાયિકા**

**પાવાગઢસ્થ શ્રી મહાકાલી દેવી**

જેમના પ્રત્યેની સર્વોચ્ચ ભક્તિ ગચ્છ—ઐક્યની ભાવનાનું સિંચન કરે છે.

(જુઓ પેરા નં. ૧૫૨ થી ૧૯૭; ૧૧૭૬ થી ૧૧૮૪)

ફોટો શ્રી કાંતિરાય ફોટોગ્રાફર્સ, મુંબઈના સૌજન્યથી.










આચાર્ય શ્રી ધર્મપ્રભસૂરિકૃત 'કાલકાચાર્ય કથા' ની પ્રત પુષ્પિકા તથા તેનાં ચિત્રો
(જુઓ પેરા નં. ૭૧૧ થી ૭૨૬, ૧૦૪૨ થી ૧૦૪૪)
બ્લોકો શ્રી સારાભાઈ મણિલાલ નવાબના સૌજન્યથી.

# ૮. શ્રી ધર્મપ્રભસૂરિ

૬૯૯. ભિન્નમાલ નગરમાં શ્રીમાલી જ્ઞાતીય શ્રેષ્ઠી લીબાની પત્ની વિજલદેની કૂખે સં. ૧૩૩૧ મા એમનો જન્મ થયો હતો પટ્ટાવલીમા એમને પોરવાડ જ્ઞાતિના જણાવવામા આવ્યા છે પરંતુ અન્ય પ્રમાણોદ્વારા સિદ્ધ થાય છે કે તેઓ પોરવાડ જ્ઞાતિના નહી પરંતુ શ્રીમાલી જ્ઞાતિના જ હતા ભાવસાગરસૂરિની ગુર્વાવલીમાં તેમને વિશુદ્ધ શ્રીમાલી જ્ઞાતિના કહ્યા છે.–

> તસ પય કમલ વિલાસો અહિણવ હંસો વિસુદ્ધ સિરીવંસો,
> સૂરીસ ધમ્મઘોસો સુભિન્નના માલે કયા વાસો ૬૫
>
> લીંબા વીજલ ઉયરે તેરસ ઈગુતીસ વરિસ ધનરાઓ,
> જાઓ તહ ઈગુયાલે ગિણ્હઈ ચરણ સુગુરુ ચરણા ૬૬

૭૦૦. પટ્ટાવલીમા એમનું મૂળ નામ ધર્મચન્દ્ર દર્શાવવામાં આવ્યું છે, જ્યારે ભાવસાગરસૂરિ એમનું નામ ધનરાજ આપે છે ધનરાજે સં ૧૩૪૧ માં ઝાલોર નગરમાં દેવેન્દ્રસિંહસૂરિ પાસે દીક્ષા લીધી અને તેનુ નામ ધર્મઘોષમુનિ રાખવામાં આવ્યું એમ પણ ભાવસાગરસૂરિ જણાવે છે અલબત્ત, મોટા ભાગનાં પ્રમાણો દ્વારા તો એમનું દીક્ષાપર્યાયનું નામ ધર્મપ્રભમુનિ જ સંભવે છે. કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુરાસમા પણ એજ નામ આપે છે :

> સિરિ ધમ્મપહ સૂરિ ગુરુ, ભીંન વાલિ અઈરમ્મુ;
> લીંબા કુલિ વીજલ ઉયરે, તેર ઈગતીસહ જમ્મુ ૭૯
>
> તેર ઈગતાલઈ મુનિપવરો, મહિમં મહોદધિ સારુ;
> અગુણસઠઈ જાલઉરિ હુઉ, આચારિજુ સુવિચારુ ૮૦

૭૦૧ પટ્ટાવલીમાં ધર્મપ્રભસૂરિના પૂર્વજીવન વિષે કહેવાયુ છે કે એક વખત લીંબા શ્રેષ્ઠી વ્યાપારાર્થે કુટુંબ સહિત જાલોરમા જઈને વસ્યો પછી એક સમયે દેવેન્દ્રસિંહસૂરિ વિહરતા પોતાના પરિવાર સહિત જાલોરમા પધાર્યા તે વખતે તે નગરના રાજાના લાલણવંશીય સેવાજી નામના મંત્રીએ મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો સં. ૧૩૫૧ માં દેવેન્દ્રસિંહસૂરિ ત્યાંના સંઘના આગ્રહથી જાલોરમાં ચતુર્માસ રહ્યા તેમની વૈરાગ્યવાહિની, મનોહર ધર્મદેશના સાંભળીને ધર્મચંદ્રે પોતાનાં માતા–પિતાની આજ્ઞા મેળવી, તેમની પાસે જાલોરમાં દીક્ષા લીધી

૭૦૨ ધર્મપ્રભસૂરિ પ્રાગ્વાટ જ્ઞાતિના હતા, તેમનું મૂળ નામ ધર્મચંદ્ર હતું તથા તેમણે સંવત ૧૩૫૧ મા દીક્ષા લીધી વગેરે વાતો મેરુતુંગસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી ઉક્ત પટ્ટાવલીમાં જણાવવામાં આવી છે તે અવિશ્વસનીય છે. આપણે જોઈ ગયા કે તેઓ શ્રીમાલી જ્ઞાતિના હતા, તેમનું મૂળ નામ ધનરાજ હતુ તથા તેમણે સં. ૧૩૪૧ માં દીક્ષા અંગીકાર કરી. અન્ય પ્રમાણો પણ અહીં વિવક્ષિત છે.

૭૦૩ મેરુતુંગસૂરિકૃત લઘુશતપદીની ગ્રંથ પ્રશસ્તિમાંથી એમનાં જીવન વિષે આ પ્રમાણે નોંધ મળે છે : **भिन्नमाले व्य० लींबा पिता व्य० वीजलदेवी माता संवत् १३३१ जन्म १३४१ दीक्षा १३५९ सूरिपद १३७१ गच्छेशपदं १३९३ स्वर्ग सर्वायुर्वर्ष ६३ ॥**

૭૦૪. પ્રો. પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ ની પ્રસ્તાવનામાં મેરુતુંગાચાર્યની ઉક્ત નોંધનો માત્ર હવાલો જ આપે છે—Dharmaprabha suri—Mentioned as pupil of Devendrasinha in Anchala Gachchha, and guru of Sinhatilaka. 3, App. 220. This writer was born in Samvat 1331 . diksha, Samvat 1341 : Suripada, Samvat 1359; gachchhesapada, Samvat 1371 : Svarga, Samvat 1393, at the age of 63. See under Merutunga.

૭૦૫. ડૉ. જ્હોન્નેસ ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે : Dharmaprabha-suri, son of Limba setha in Bhinnamala and of Vijalade, born Samvat 1331, diksa 1341 in Jalora, acharya 1359, gachchha-nayaka 1371 in Anahilapura. He received the other name Pragnatilaka-suri and died Samvat 1393 in Asoti-grama, at the age of 63.

૭૦૬. ડૉ. ક્લાટ એમના સમયમાં થયેલા શાખાચાર્ય ભુવનતુંગસૂરિ વિષે પણ ઉલ્લેખ કરે છે, જે વિશે આપણે આગળ સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા. વિશેષમાં તેઓ ધર્મપ્રભસૂરિએ રચેલ કાલિકાચાર્ય કથા વિષે પણ જણાવે છે, જે અંગે આપણે પાછળથી વિચારણા કરીશું. ડૉ. ક્લાટ ભીમશી માણેકની પટ્ટાવલીના આધારે નોંધે છે કે ધર્મપ્રભસૂરિનું બીજું નામ પ્રજ્ઞાતિલકસૂરિ હતું.

૭૦૭ મુનિ લાખા ગુરુ પટ્ટાવલીમાં ધર્મપ્રભસૂરિ વિષે આ પ્રમાણે નોંધે છે : **आटमा गणधर श्री धर्मप्रभसूरि । भीन्नमालनगरे । श्रेष्ठि लींबा पिता । वीजलदे माता । संवत् १३३१ वर्षे जन्म । संवत् १३४१ वर्षे दीक्षा । जाउलिग्रामे । संवत् १३५९ वर्षे सूरिपदं । संवत् १३७१ गछपदं । पत्ने । संवत् १३९३ वर्षे निर्वाण । आसोटा ग्रामे । सर्वायु वर्ष ६३ ॥**

૭૦૮. ઉક્ત પ્રત્યેક પ્રમાણો નિર્વિવાદપણે સિદ્ધ કરે છે કે બાળક ધનરાજે સં. ૧૩૪૧ માં દેવેન્દ્રસિંહસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી. ડૉ. ક્લાટ ભીમશી માણેકની પટ્ટાવલીને આધારે દીક્ષા સ્થળ તરીકે જાલોરનો નિર્દેશ કરે છે, જે સ્વીકાર્ય છે. મુનિ લાખા 'જાઉલિ ગ્રામ' નોંધે છે તે જાલોર જ સંભવે છે. શક્ય છે કે પટ્ટાવલીમા સં. ૧૩૪૧ ને બદલે સં. ૧૩૫૧ નો નિર્દેશ છે તે લહિયાનો જ લખવામાં દોષ હોય, કેમકે દીક્ષા સ્થળ તરીકે જાલોર બાબતમાં તો તે પણ સંમત છે જ.

૭૦૯. એમને સં ૧૩૫૯ માં આચાર્યપદ આપવામાં આવ્યું એ વાત બધા ગ્રંથકારો સર્વાનુમતે સ્વીકારે છે. કેટલાંક પ્રમાણો સ્થળનો નિર્દેશ કરે છે, જ્યારે કેટલાંક સ્થળ બાબત મૌન સેવે છે કવિવર કાન્હ પદ મહોત્સવ સ્થાન તરીકે જાલોરનો નિર્દેશ કરે છે : 'અગુણસઈ જાલઉરિ હુઉ, આચારિજુ સુવિચારુ.' એ આધારે કહી શકાય છે કે ધર્મપ્રભસૂરિને જાલોરમાં જ ગુરુએ આચાર્યપદ પ્રદાન કર્યું હોય.

૭૧૦ દેવેન્દ્રસિંહસૂરિ સં. ૧૩૭૧ માં દિવંગત થયા, એજ વર્ષમા ધર્મપ્રભસૂરિને ગચ્છેશપદ મળ્યું. એ સંવત માટે પણ બધા એકમત છે આપણે જોઈ ગયા કે દેવેન્દ્રસિંહસૂરિ પાલણપુરમાં નહીં પરંતુ પાટણમાં જ સ્વર્ગસ્થ થયા. ધર્મપ્રભસૂરિને પણ પાટણમાં જ ગચ્છેશ પદ મળ્યુ હોવાના પ્રમાણો

મળે છે. મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં સ્પષ્ટ રીતે પાટણનો જ ઉલ્લેખ કરે છે, જે સ્વીકાર્ય છે. ડૉ. કલાટ ભીમશી માણેકની પટ્ટાવલીના આધારે અણહિલપુર પાટણને ધર્મપ્રભસૂરિના ગચ્છેશપદસ્થળ તરીકે સ્વીકારે છે. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં સ્પષ્ટ નોંધે છે : 'ગછનાયક એકહુતરઈએ, પાટણિ પયડ પ્રમાણુ'

## કાલિકાચાર્ય કથા :

૭૧૧. ધર્મપ્રભસૂરિએ સં. ૧૩૮૯ માં ૫૭ પ્રાકૃત ગાથાઓમાં 'કાલિકાચાર્ય કથા'ની રચના કરી. એમની આ કૃતિથી ધર્મપ્રભસૂરિનું નામ ઠેઠ યુરોપ અને અમેરીકા સુધી જાણીતુ થયું, કેમકે પ્રો. ઈ. લોયમેને તથા ડબ્લ્યુ નોર્મન બ્રાઉને આ કૃતિને 'Zeitschr. Deutsch. Moryenlandischen (બર્લિન) તથા 'The Story of Kalaka' (વોશિંગ્ટન, સને ૧૯૩૩) માં અનુક્રમે પ્રકાશિત કરી

૭૧૨. પ્રાચીન જૈન ગ્રંથકારોએ પણ ધર્મપ્રભસૂરિની આ કૃતિના ઉલ્લેખો પોતાના ગ્રથોમાં કર્યા છે, ઉદાહરણાર્થે જુઓ જયસોમનો 'વિચાર રત્ન–સંગ્રહ' તથા સમયસુંદરનુ 'સમાચારી શતક' એક જ ગ્રંથથી આટલી પ્રસિદ્ધિ મેળવનાર જૈનાચાર્યો બહુ જ થોડા છે સમયસુદર જેવા સમર્થ સાહિત્યકાર પોતાનાં 'સમાચારી શતક'માં આ ગ્રથનો ઉલ્લેખ આ પ્રમાણે કરે છે. **पुनः 'नयरम्मि धरावासे' इत्यादि कालिकाचार्यकथायां षट्पञ्चाशत्प्रमाण गाथायां अङ्काष्टयक्ष १३८९ वर्षे श्री धर्मप्रभसूरिकृतायां...** । જુઓ વિચાર ૮.

૭૧૩. ગ્રંથની શરુઆત 'નયરમ્મિ ધરાવાસે'થી થતી હોઈને સમયસુદરે એનું ટાચણ આપ્યું છે, કેમકે જૈન સાહિત્યમાં જુદી જુદી ચાલીસેક 'કાલિકાચાર્ય કથા' નોંધાઈ છે ગ્રથનાં મગળાચરણમાં ધર્મપ્રભસૂરિ નોંધે છે

નયરમ્મિ ધરાવાસે, આસીસિરિવયરસિંહરાયસ્સ;
પુત્તો કાલયકુમરો, દેવી સુરસુન્દરી જાઓ ૧

૭૧૪. ગ્રંથના અતમા કવિ પોતાનું નામ તથા ગ્રંથ રચનાનું વર્ષ આ પ્રમાણે સૂચવે છે. **इति श्री कालिकाचार्यकथा संक्षेपत· कृता। अंकाष्टयक्ष १३८९ वर्षेऽसौ श्री धर्म्मप्रभसूरिभि·॥ इति श्री कालिकाचार्य कथा ॥ छ ॥ श्रीः ॥ ॐ नमः ॥ : ॥**

૭૧૫ કાંતિસાગરજીને ઉક્ત ગ્રથની એક સચિત્ર પ્રત પટણાના જાલાન સંગ્રહમાંથી જોવા મળેલી. તેની પ્રશસ્તિ તેમણે 'જૈન' પર્યુષણાંક, સં ૨૦૦૪, પૃ ૪૩૯–૪૦ માં પોતાનાં વક્તવ્ય સાથે પ્રકટ કરેલી. તેઓ નોંધે છે કે આ પ્રત બધા મળીને ૧૪૨ પત્રોની હતી જેમાં કલ્પસૂત્ર તથા કાલક કથા ઉલ્લેખિત હતી પરતુ વર્તમાનમા તો માત્ર ૧૩૨ થી ૧૪૨ પત્રો સુધી કાલક કથા જ રહી છે સૂત્રનો ભાગ બીજા કોઈ સંગ્રહમાં હશે એ પ્રત સપૂર્ણ સ્વર્ણાક્ષરી છે. પત્રોને લાલ રગથી વિલેપિત કરી તેના ઉપર સુંદર અને સુપાઠ્ય લિપિમાં સ્વર્ણાક્ષરોથી લખવામાં આવ્યું છે ચારે બાજુ વાદળી રગની રેખાઓ ખેંચવામાં આવી છે. આ કથામાં પાંચ ચિત્રો છે જે કાલકાચાર્યના જીવનઘટનાચક્ર પર પ્રકાશ પાથરે છે ચિત્રોની પૃષ્ટભૂમિ પણ લાલ રંગની છે તથા તેમાં પીળો, સ્વર્ણ, શ્યામ તથા વાદળી રંગોની પ્રધાનતા છે. ચિત્રો ઘણાં જ કલાત્મક છે.

૭૧૬. 'જૈન ચિત્ર કલ્પદ્રુમ'માં સારાભાઈ મણિલાલ નવાબ આ ગ્રંથના ચિત્રો વિષે નોંધતા આ પ્રમાણે જણાવે છે : 'ચિત્ર ૧૬૯ કાલકાચાર્ય કથાની પુષ્પિકા કાંતિ વિ. ૨ ના પાના ૮૭ ઉપરથી આ ચિત્ર જે પ્રતમાંથી લેવામાં આવ્યુ છે તે પ્રત લગભગ જીર્ણ સ્થિતિમાં છે કે જેના પાનાને હાથ અડાડતા ભૂકો થઈ જાય છે, છતાં તેના સુવર્ણની શાહીથી લખેલા દિવ્ય અક્ષરો સેંકડો વર્ષો વીતી ગયાં છતાં આજે પણ જેવા ને તેવા દેખાય છે, આ પ્રતમા કુલ ચિત્ર ૨૯ છે, જેમાંથી સંપૂર્ણ ચિત્ર બે જ હોવાથી અત્રે ચિત્ર ૧૭૦ અને ૧૭૧ તરીકે રજૂ કર્યાં છે આચાર્ય શ્રી ધર્મપ્રભસૂરિએ વિ. સં. ૧૩૮૯ (ઈ. સ. ૧૩૩૩)માં કાલિકાચાર્ય કથા સંક્ષેપમાં કરી તે સંબંધીની માહિતી આ પુષ્પિકા પૂરી પાડે છે'

૭૧૭. 'ચિત્ર ૧૭૦ શક્રસ્તવ કાંતિ વિ. ૨ માં પાના ૭ ઉપરથી. વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૮૭નું આ પ્રસંગનું વર્ણન ચિત્રનુ મૂળ કદ ૩ × ૪૩/૪ ઇંચ ઉપરથી નાનુ કરીને અત્રે રજૂ કર્યુ છે આ ચિત્રમાં મુખ્યત્વે લાલ, વાદળી, કીરમજી, લીલો, કાળો અને સફેદ રંગનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હાલમાં બ્રાહ્મણો જેવી રીતે તિલક કરે છે તેવી જ જાતનું તિલક શક્રેન્દ્રના કપાળમાં આ ચિત્રમાં દેખાય છે. ચિત્ર ૮૭ માં સિંહાસનની રજૂઆત કરવામાં આવી નથી, જ્યારે આ ચિત્રમાં સિંહાસન સુંદર ડીઝાઈનોથી શણગારેલું રજૂ કરેલુ છે.'

૭૧૮. 'ચિત્ર ૧૭૧ લક્ષ્મીદેવી કાંતિ વિ. ૨ નાં પાના ૧૭ ઉપરથી. કાગળની પ્રતમાં લક્ષ્મીદેવીનુ આખુ ચિત્ર કોઈ કોઈ પ્રતમાં જ મળી આવે છે. દેવીને ચાર હાથ છે, પર્યાસને બેઠેક છે, ઉપરના બન્ને હાથમાં કમળનાં ફૂલ છે; નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ તથા ડાબાં હાથમાં ફળ રાખેલું છે, ઉપરના હાથમાંના બન્ને કમળફૂલો ઉપર એકેક હાથી અભિષેક કરવા માટે સૂંઢ ઉંચી રાખીને ઊભો રહેલો ચીતરેલો છે, દેવી વિમાનમાં બેઠેલી છે, વિમાનની ઉપરના ભાગમાં બન્ને બાજુ એકેક મોર છે, વળી તેણી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે ચિત્રની જમણી બાજુના હાંસીઆમાં તેનું **લક્ષ્મી** એવું નામ લખેલું છે.' (ચિત્ર વિવરણ, પૃ. ૧૫૭).

૭૧૯ ભારતીય સ્થાપત્ય કલાની જેમ જ, ભારતીય ચિત્રકલાના ઉન્નતિપૂર્ણ વિકાસમાં જૈનોનો ફાળો અદ્વિતીય રહ્યો છે. એ વાત આવી સચિત્ર પ્રતોથી પ્રતીત થાય છે. પ્રાચીન ચિત્રકળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ જૈન સાહિત્યની આવી સચિત્ર પ્રતો પૂરી પાડી શકે એમ છે. વર્તમાનમાં કલ્પસૂત્રનું વાંચન સંપૂર્ણ આદરથી કરવામાં આવે છે. એટલે જૈનોએ એ પવિત્ર સૂત્રને સ્વર્ણ-રજતાદિ મૂલ્યવાન દ્રવ્યોથી સુસજ્જિત કરાવી લખાવ્યાં અને તેમાં વિષયાનુકૂલ ચિત્રો પણ અંકિત કરાવ્યાં આવી પ્રતો ભારતમાં જ નહીં, દરિયાપારના દેશોમાં પણ આદરણીય સ્થાન ધરાવે છે. ઉદાહરણાર્થે ધર્મપ્રભસૂરિની 'કાલિકાચાર્ય કથા'ની પ્રત ઇન્ડિયન ઓફિસની લાયબ્રેરીમાં વિદ્યમાન છે જેના પરથી સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન લોયમેને તેનું સંપાદન કર્યું એજ ગ્રંથની બીજી એક પ્રત બર્લિનના અમૂલ્ય સંગ્રહમાં પણ સુરક્ષિત છે, જેમાં અંતિમ ચાર આર્યા નથી, જે બહુધા સમયસુંદરના ખ્યાલ બહાર જ હતી

૭૨૦ ડૉ. જ્હોન્નેસ ક્લાટની નોંધના આધારે જ ઉક્ત બાબતો પર પ્રકાશ પાડી શકાય છે, એટલે તેનો પરિચય અહીં અભીષ્ટ છે.

He composed a Kalikacharya–Katha in the year "ankashtayaksha 1389, See Jayasoma's Vicharaṛatna–Samgraha (Jacobi's Ms f 57a) and Samayasundara's Samacharisat. (my own Ms. f. 58a, 1. 1. see

above p. 172, S. V. Dharmaprabha). The tale has been edited from the Indian Office Ms. by Leumann, Journal Germ Or. Soc. XXXVII, 505–9. Meanwhile a second Ms. has reached Europe No. 1737 of Berlin Collection, it omits the last four Aryas which were about unknown to Samayasundara.

૭૨૧. ડૉ. બ્રાઉન ધર્મપ્રભસૂરિની રચનાનું સંપાદન કરતા નોંધે છે કે એ કૃતિની આવૃત્તિ તૈયાર કરવામાં ૭ પ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. એ બધી પ્રતો બે ભાગમાં વિભક્ત થતી હોવા છતા, એ છએ પ્રતોમા એક સરખી જ સ્ખલનાઓ જણાતી હતી ડૉ બ્રાઉન એ અંગેના થોડાંક ઉદાહરણો પણ નોંધે છે, જે એમના શબ્દોમાં જ જોઈએ : In preparing this edition of Dharmaprabha's text, I have used six Mss. These are clearly divided in two groups, yet all seems to come from a common source, for all seem to have common corruption, namely in stanza 9 of 'nomulemi' for 'nommulemi,' in stanza 20, where all read 'patto' instead of 'patte' and 46, where all read 'suttam' for 'mottum.'

૭૨૨ આ પરથી જાણી શકાય છે કે ડૉ બ્રાઉને ધર્મપ્રભસૂરિની આ કૃતિનો કેટલો તલસ્પર્શી અભ્યાસ કર્યો હશે. ડૉ. લોયમેને પણ અત્યંત ઝીણવટથી આ કથાનું સંશોધન કરી તેને જર્નલ, જર્મન ઓરીએન્ટલ સોસાયટી, વોલ્યુમ, ૪૭ પૃ ૫૦૫–૯ મા પ્રકટ કરી છે. અંચલગચ્છના આચાર્યે રચેલી કૃતિમાં પાશ્ચાત્ય વિદ્વાનોએ આટલો ઊંડો રસ લીધો હોય તો એક માત્ર ધર્મપ્રભસૂરિ રચિત 'કાલિકાચાર્ય કથા' માટે જ એ દૃષ્ટિએ ધર્મપ્રભસૂરિ સૌથી વધુ માન ખાટી જાય છે, કેમકે એમની કૃતિ માટે ઉક્ત પ્રખર વિદ્વાનોએ પોતાની પ્રતિભાને ખૂબ પરિશ્રમ આપેલ છે

૭૨૩ આ ગ્રંથની પ્રતોની વિદ્યમાનતા અંગેની નોંધો પ્રો વેલણકર 'જિનરત્ન કોશ' પૃ ૮૭માં ટિપ્પણ સહિત આપે છે એ ઉપરથી કહી શકાય છે કે ધર્મપ્રભસૂરિના પ્રસ્તુત ગ્રંથની સં. ૧૪૭૨ અને સં ૧૫૦૨ મા લખાયેલી પ્રતો જુદા જુદા ભંડારોમા વિદ્યમાન છે. માત્ર લીંબડીના ભંડારમાં જ આ ગ્રંથની ચાર પ્રતો સુરક્ષિત છે, જેમાની બે તો સુંદર ચિત્રોથી સુશોભિત છે. અન્ય ભંડારોમા પણ આ ગ્રંથની પ્રતો ઉપલબ્ધ છે, જે વિષે પ્રો વેલણકરે ટીપ સહિત ઉલ્લેખ કર્યો છે.

૭૨૪. આજ દિવસ સુધીમાં જુદી જુદી ચાલીસેક 'કાલિકાચાર્ય કથા'ઓ પ્રકાશમાં આવી છે. **अत्थिरथ भारहे वासे**થી શરુ થતી એક કથા ભાવદેવસૂરિ(સં. ૧૩૧૨)એ એક સો પ્રાકૃત ગાથાઓમાં રચી છે ભાવદેવસૂરિ પોતાને કાલિકચાર્ય સંતતીય જણાવે છે ડૉ બ્રાઉન 'ધ સ્ટોરી ઓફ કાલક' મા જણાવે છે કે ભાવદેવસૂરિની કાલિકાચાર્ય કથા ધર્મપ્રભસૂરિ રચિત પ્રસ્તુત કથાને મળતી આવે છે.

૭૨૫. જેમ કથાઓ અનેક છે તેમ કાલિકાચાર્યો પણ અનેક થઈ ગયા છે. જુદી જુદી કથાઓને આ બધા કાલિકાચાર્યોની ઘટનાઓથી એટલી બધી ભેળસેળ કરી દેવામાં આવી છે કે વર્ણવેલા કાલિકાચાર્ય કેટલા અને કયારે થયા અને તેમાં કોણે કયુ કાર્ય કર્યુ વિગેરે બાબતો પર નિર્ણય કરવો કઠિન થઈ ગયો છે ગર્દભિલ્લરાજાને ઉખેડી નાખીને શક લોકોને સ્થાપન કરનાર કાલિકાચાર્ય શ્રી વીર નિર્વાણ પછી પાંચમી શતાબ્દીમા થયા હોવા જોઈએ સંવત્સરી પર્વ પાંચમને બદલે ચોથને દિવસે પ્રારંભ

કરનાર બીજા કાલિકાચાર્ય વીર સંવત ૯૯૩ વર્ષે થયા. ઇન્દ્ર પ્રતિબોધક કાલિકાચાર્ય વીર સંવત ૩૨૫ માં થયા. બીજા પણ કાલિકાચાર્યો થઈ ગયા છે આશ્ચર્યની વાત તો એ છે કે આ બધાયે કાલિકાચાર્યોના માતા, પિતા, દીક્ષા વિગેરેના સંબંધમાં બધી કથાઓમાં લગભગ સરખો જ વૃત્તાંત મળે છે!

૭૨૬. વિદ્યાવિજયજી પોતાના લેખ 'કાલકાચાર્ય' જૈન, રૌપ્ય પૃ ૨૦૯–૧૩, મા કાલિકાચાર્યોના પ્રસંગો વર્ણવી પૃછે છે. (૧) બલમિત્ર અને ભાનુમિત્રને ભરૂચથી સાથે લેવા (૨) બલમિત્ર અને ભાનુમિત્રનાં નિમંત્રણથી ભરૂચ જવું અને પુરોહિતની સાથે શાસ્ત્રાર્થ કરવો (૩) બ્રાહ્મણના વેશે આવેલા ઇન્દ્રને નિગોદનુ સ્વરૂપ સમજાવવુ (૪) પ્રમાદી શિષ્યોના કારણે શિષ્યોને મૂકી ચાલ્યા જવુ, વિગેરે ઘટનાઓ કયા કાલિકાચાર્યના સમયમા, ક્યારે અને કયા બની? કાલિકાચાર્ય અને તેમના ગુરુ ગુણાકરસૂરિ પ્રમાદી શિષ્યોને મૂકી પોતાના પ્રશિષ્ય સાગરચંદ્રસૂરિ પાસે જાય છે, એ સાગરચંદ્રસૂરિ કોણ? ક્યારે થયા? વિગેરે સંબંધમાં પણ શોધ કરી નિર્ણય કરવાનો રહે છે.

## પ્રતિષ્ઠા લેખ

૭૨૭ ધર્મપ્રભસૂરિના સમયનો, સં. ૧૩૮૫ નો મૂર્તિલેખ, જેના પર અંચલગચ્છનું નામ ઉત્કીર્ણિત હોય એવો સૌ પ્રથમ પ્રતિષ્ઠા લેખ ઉપલબ્ધ બને છે આ લેખ ખભાતના શ્રી શાંતિનાથ જિનાલયના ભોંયરાની ધાતુમૂર્તિ ઉપર આ પ્રમાણે છે:

**सं० १३८५ वर्षे प्र० आषाढ वदि १ रवौ श्री आंचलगच्छे श्रे० समधर पुत० जसदेव धणसींहसुत मलयसींह पुनसींहेन कुटुम्बश्रेयोऽर्थं श्री शांतिनाथबिंबं कारापितं ॥**

૭૨૮. આ પ્રતિષ્ઠા–લેખદ્વારા જાણી શકાય છે કે સં. ૧૩૮૫ ના પ્રથમ આષાઢ વદિ ૧ ને રવિવારે અંચલગચ્છીય શ્રાવક સા. સમધરના પુત્ર જસદેવ તથા ધણસિંહના પુત્ર મલયસિંહ તથા પુનસિંહે કુટુંબના શ્રેય માટે શ્રી શાંતિનાથનું બિંબ ભરાવ્યું

૭૨૯ 'અંચલગચ્છ'ના ઉલ્લેખવાળા પ્રાપ્ત થતા આ પ્રથમ પ્રતિષ્ઠાલેખ પરથી કહી શકાય છે કે ધર્મપ્રભસૂરિના સમયમા આ ગચ્છ અંચલગચ્છ તરીકે જ વિશેષ ઓળખાતો હશે. આપણે જોઈ ગયા કે વિધિપક્ષ કે અચલગચ્છ નામાભિધાનો આર્યરક્ષિતસૂરિના સમયમા વિશેષ પ્રચલિત હતાં આ ગચ્છની સ્થાપના થઈ એ સૈકામાંજ એ નામનો પ્રયોગ વિશેષ થયો હશે પછીના સૈકાઓમાં, ખાસ કરીને જનસાધારણમાં તો આ ગચ્છ અંચલગચ્છનાં નામથી જ ઓળખાતો રહ્યો, જે આજ દિવસ સુધી ઓળખાય છે. અચલગચ્છના નામાભિધાન સંબંધમાં આ વાત સમજવી જરૂરી છે કે ચૈત્યવાસીઓએ જે અવિધિ કરી નાખેલો તેનો વિધિ કરવા જે ગચ્છોનો પ્રાદુર્ભાવ થયો તે પ્રથમ તો વિધિપક્ષ તરીકે જ ઓળખાતા રહ્યા. વિધિપક્ષ શબ્દ ખરતરગચ્છીય લેખોમાં કે ગ્રંથોમાં પણ ઘણી જગ્યાએ જોવા મળે છે. અન્ય ગચ્છોના સાહિત્યમાં પણ આ શબ્દનું સ્થાન અવશ્ય જોવા મળે છે.

૭૩૦. અચલગચ્છની સ્થાપના થઈ એ પછી બે શતાબ્દીઓ વીતી ગયા બાદ, ચૌદમી શતાબ્દીના ઉત્તરાર્ધના પ્રાપ્ત થતા ઉક્ત પ્રતિષ્ઠાલેખની આ ગચ્છના નામાભિધાન સંબંધમાં ઐતિહાસિક મહત્તા છે, જેનો નકાર થઈ શકે એમ નથી અલબત્ત, હસ્તલિખિત ગ્રંથોમાં તો આ વિષયમાં અનેક પ્રમાણો ઉપલબ્ધ થાય છે જ, કિન્તુ ઉત્કીર્ણિત લેખનુ સમર્થન નિર્ણયાત્મક બને છે અને એ દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વનુ હોય છે.

## સાધ્વી તિલકપ્રભા ગણિની

૭૩૧ સં. ૧૩૮૪ મા તિલકપ્રભા ગણિની વિદ્યમાન હતાં આર્યરક્ષિતસૂરિના સમયમાં અંચલ-

ગચ્છના પ્રથમ મહત્તરા સાધ્વી સમયશ્રી થયાં, જે વિષે આપણે ઉલ્લેખ કરી ગયા એ પછી બસો વર્ષના સમય સુધીના અચલગચ્છીય સાધ્વી વિષે ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી સં. ૧૩૮૪ ના ભાદ્રવા સુદી ૧ શનિવારે ખંભાતમા લખાયેલી 'પર્યુષણા કલ્પ ટિપ્પનક' ની પ્રતપુષ્પિકામા તિલકપ્રભા ગણિનીનો ઉલ્લેખ છે, જેને આધારે સમયશ્રી પછી એક બીજા સાધ્વીની વિદ્યમાનતા અંગે જાણી શકાય છે મહં૦ અજયસિંહે એ પ્રત લખી છે, જેની પુષ્પિકા આ પ્રમાણે છે

**संवत् १३८४ वर्षे भाद्रवा शुदि १ शनौ अद्येह स्तंभतीर्थे वेलाकूले श्रीमदंचलगच्छे श्री कल्पपुस्तिका तिलकप्रभागणिनीयोग्या महं. अजयसिंहेन लिखिता । मङ्गलं महाश्रीः । देहि विद्यां परमेश्वरि । शिवमस्तु सर्वे जगतः ।**

જુઓ, પ લાલચંદ્રનું પાટણનું સૂચિપત્ર, પૃ ૩૭, તાડપત્ર વિભાગ

૭૩૨ જિનવિજયજીના પ્રશસ્તિ સંગ્રહમાં પણ અજિતપ્રભસૂરિ કૃત શાંતિનાથ ચરિત્રની તાડપત્રની પ્રતની ઉપર પ્રમાણે જ પુષ્પિકા નોંધાયેલી છે (પૃ ૧૩૬) ઉક્ત પુષ્પિકામા કશો જ ફરક નથી.

**પ્રકીર્ણ પ્રસંગો.**

૭૩૩ શ્રીમાલી વંશના લાછિલ ગોત્રીય વર્ધમાન શેઠ ખેરાલુમા વસતા હતા તેમણે સં ૧૩૪૫ માં શ્રી આદીશ્વર ભગવાનનો પ્રાસાદ કરાવ્યો જેની પ્રતિષ્ઠા ધર્મપ્રભસૂરિના ઉપદેશથી થઈ વર્ધમાન શેઠે ધર્મપ્રભસૂરિના ઉપદેશથી શત્રુંજયનો તીર્થસંઘ કાઢેલો, તથા કુલદેવીનો પણ પ્રાસાદ બંધાવેલો સર્વે મળીને તેમણે ત્રણ કરોડ રૂપિયા ધર્મકાર્યોમા ખરચ્યા. વર્ધમાન શેઠના પૂર્વજ ગોવર્ધન શેઠ મૂળ ભિન્નમાલના હતા ઉદયપ્રભસૂરિએ એમને પ્રતિબોધી જૈનધર્મી બનાવેલા ભિન્નમાલનો સં. ૧૧૧૧ માં ધ્વંસ થતાં, તેમના વંશજ શ્રીચંદ શેઠ ત્યાંથી નાશીને તેરવાડા પાસે વડસરા ગામમાં જઈને વસેલા.

૭૩૪ ધર્મપ્રભસૂરિના સમયમાં અચલગચ્છીય શ્રાવકોમાં કામસા ગોત્રનો ઉદ્ભવ થયો. આ ગોત્ર બહુલ ગોત્રની જ શાખા છે. ભટ્ટગ્રંથોમાંથી ઉલ્લેખ મળે છે કે બહુલ ગોત્રમાં થયેલા સોમાનો પુત્ર ભુંભચ સોજતનગરના રાણા જગાનો પ્રધાન હતો તેની કુંવરી લખમાદે તેના પર મોહિત થઈ અને તેને જ પરણવાની હઠ લીધી તેણે અન્ન પાણીનો ત્યાગ કરતાં રાજાએ તેને પ્રધાન સાથે પરણાવી અને સં. ૧૩૮૫ માં તેને કામસા ગામ આપ્યું. તે પછી ભુંભચના વંશજો કામસા ગોત્રથી પ્રસિદ્ધ થયા.

૭૩૫ શ્રીમાલી વંશના ગૌતમગોત્રીય વર્ધમાન શેઠ અંચલગચ્છીય શ્રાવક હતા સં ૧૩૭૫ માં તેઓ માડલમા આવી વસ્યા તેઓ ત્યા મહત્પદે સ્થિત થયેલા હોવાથી તેમના વંશજો મહેતાના ઓડકથી ઓળખાવા લાગ્યા

૭૩૬ ધર્મપ્રભસૂરિના સમયમા શાખાચાર્ય જયાનંદસૂરિ સં. ૧૩૮૨ માં વિદ્યમાન હતા તેમણે એ વર્ષમાં બાહડમેરમા પરમાર વંશીય ડાંગર શાખાના સમરથ નામના રજપૂતને પ્રતિબોધ આપી જૈન ધર્મી કર્યો એના વંશજોએ મેરુતુંગસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કાર્યો કર્યા છે, જે અંગે પાછળથી ઉલ્લેખ કરીશું.

૭૩૭. પટ્ટાવલીમાંથી એવો ઉલ્લેખ મળે છે કે ધર્મપ્રભસૂરિ વિહરતા અનુક્રમે નગરપારકરમા પધાર્યા, જ્યાં તેમણે પરમાર વંશીય ક્ષત્રિઓના નવ કુટુંબોને પ્રતિબોધ આપીને જીવહિંસાના પ્રત્યાખ્યાન કરાવ્યા.

**પ્રખર તપસ્વી.**

૭૩૮ ધર્મપ્રભસૂરિ પ્રખર તપસ્વી હતા મેરુતુંગસૂરિ કૃત લઘુશતપદીની પ્રશસ્તિમાંથી જાણી શકાય છે કે ધર્મપ્રભસૂરિ તેમના સમય કરતા પણ અધિક ક્રિયાવાન અને વિશિષ્ટ તપસ્વી હતા, તેથી એમના ચરણોદકથી જ સર્વ વ્યાધિઓની શાંતિ થતી. તેઓ પ્રસન્નતાથી વચન ઉચ્ચારતા તેથી જ સર્વાર્થની સિદ્ધિ

થી . ततः श्री धर्मप्रभसूरयः येषां समयाधिविशिष्टतप क्रियावतां चरणोदकेनापि सर्व-रोगव्याधिशांतिरजनिष्ट। प्रसन्नतया प्रोक्तेन वचसापि सर्वार्थसिद्धिश्च ।

૭૩૯. ભીમશી માણેકની પટ્ટાવલીમાંથી એવો પણ નિર્દેશ પ્રાપ્ત થાય છે કે ધર્મપ્રભસૂરિને એવી લબ્ધિ હતી કે તેઓ સોળમે પહોરે એક ઠામે એક ૮ક ભાતપાણી લેતા હતા વળી તેઓ દિવસ તથા રાત્રિએ નિદ્રા તો કરતા જ નહીં તથા ખૂબ જ અપ્રમાદી હતા એમના ગુણોની પ્રશંસા રાજસભામાં થતાં, એમની કીર્તિ અંગે ખૂબ જ વિસ્તાર પામી

૭૪૦. જયશેખરસૂરિ 'ઉપદેશ ચિન્તામણિ'ની ગ્રંથ પ્રશસ્તિમાં ધર્મપ્રભસૂરિનાં તપસ્વી જીવનને બિરદાવતાં યોગ્ય જ કહે છે કે–' મોહ શત્રુને માટે નિર્દય, તપરૂપી ખડગને ધારણ કરનાર ધર્મપ્રભસૂરિ થયા–

भावारि निष्कृपतप करवालशाली। धर्मप्रभः सुगुरुराज इतो रराज ॥

૭૪૧ લાવણ્યચંદ્ર કૃત પટ્ટાવલીમાં પણ એમના તપસ્વી જીવનનો અપ્રત્યક્ષ રીતે ઉલ્લેખ છે ' धर्मप्रभा धर्मविवृद्धिकारणं ॥ તેઓ પોતાના ત્યાગમય જીવનથી જ ધર્મવૃદ્ધિનું કારણ બન્યા હશે. એથી જ રીતે પોતાના ત્યાગમય જીવનના પ્રભાવથી જ તેમણે સમર્થવાદીઓને મહાત કર્યા હશે. જયશેખરસૂરિ 'ધમ્મિલચરિત્ર'ની ગ્રંથ પ્રશસ્તિમાં એમને વિષે નોંધે છે धर्मप्रभ गणधरो जितवादिसिंह ।

**સ્વર્ગગમન.**

૭૪૨. અંચલગચ્છના આ પ્રખર તપસ્વી પટ્ટધર સં. ૧૩૯૩માં આસોટી ગામમાં ત્રેસઠ વર્ષની ઉમરે નિર્વાણ પામ્યા ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે : ' તેસટ્ઠિ વરિસ આઉ તિનવઈ વરિસે દિવ પત્તો.' ૬૭ ભાવસાગરસૂરિ નિર્વાણ સ્થળ અંગે નિર્દેશ કરતા નથી, પરંતુ કવિવર કાન્હ ' ગચ્છનાયક ગુરુરાસ'માં આસોટી ગામનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે : 'ધમ્મપ્રભસૂરિ તિયાણઈએ, આસોટઈ નિરવાણુ ' ૮૧. મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં આસોટા ગ્રામ કહે છે, તે એ જ ગામ છે.

૭૪૩. પટ્ટાવલીમાંથી એમનાં સ્વર્ગગમનની મિતિ અને તિથિ પણ પ્રાપ્ત થાય છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ગ્રામાનુગ્રામ વિહાર કરતા ધર્મપ્રભસૂરિ સં. ૧૩૯૩માં આસોટી નામના ગામમાં પધાર્યા. ત્યાં પોતાનું ત્રેસઠ વર્ષનું આયુ સંપૂર્ણ કરીને તથા પોતાની પાટે સિંહતિલકસૂરિને સ્થાપીને મહા સુદી દશમને દિવસે સમાધિપૂર્વક દેવલોકે ગયા

૭૪૪. એમના સમયના પ્રભાતિલકસૂરિને નામે ઓળખાતા અંચલગચ્છના આ પ્રખર તપસ્વી પટ્ટધર ગચ્છભંડારમાં પણ અપ્રમાદી તરીકે ખૂબ પ્રસિદ્ધિ પામેલા, પરંતુ આજે તો 'કાલિકાચાર્ય કથા' ના કર્તા તરીકે એમનું નામ વિશેષ ઉલ્લેખનીય બન્યું છે અંચલગચ્છના પટ્ટધરે રચેલો ગ્રંથ પ્રકાશિત થયો હોય એવો આ પ્રથમ પ્રસંગ છે. મહેન્દ્રસિંહસૂરિએ રચેલ અષ્ટોત્તરી તીર્થમાળા આ પ્રકારનો જો પ્રથમ ક્રમ છે, જે મૂળ પ્રકાશિત થયેલ છે. ધર્મપ્રભસૂરિના પ્રસ્તુત મૂળ ગ્રંથને પ્રકાશમાં લાવવા માટે જર્મનીના સુપ્રસિદ્ધ વિદ્વાન ડા લોયમેને તથા અમેરિકાના વિદ્વાન ડો બ્રાઉને પોતાની પ્રતિભાને ખૂબ જ પરિશ્રમ આપેલ છે. આ દૃષ્ટિએ તેઓ વિશેષ માન ખાટી જાય છે ભારતીય વિદ્વાનોએ પણ આ એમની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓ પ્રકાશિત કરી છે. આ મૂળ ગ્રંથની સચિત્ર પ્રતો આજે પણ અનેક ભંડારોમાં મહત્ત્વનું ગ્રંથરત્ન તરીકે આગવું સ્થાન પ્રાપ્ત કરે છે. આ પ્રતોના ચિત્રો પણ જૈન ચિત્ર શિલ્પકળાના પરિભાષિત નમૂનાઓ તરીકે ગણાય છે એ સિવાય તેમણે 'ત્રૈલોક્ય પ્રકાશ' નામનો જ્યોતિષ ગ્રંથ રચ્યો છે, તેમાં 'ચૂડામણિ સારોદ્ધાર'ને અનુસારે 'અર્થકાણ્ડ' લખ્યો છે એમ તેમણે તે 'અર્થકાણ્ડ'ના પ્રારંભમાં જ अतः चूडामणिसारोद्धारेणार्थकाण्डमुच्यते ના કથન દ્વારા

જુઓ પૃષ્ઠ ૪

## ૯. શ્રી સિંહતિલકસૂરિ

૭૪૫. મરુપ્રદેશના અર્બુદપુર નગરમાં શ્રેષ્ઠી આશાધરની પત્ની ચાંપલદેની કૂખે સં ૧૩૪૫ માં એમનો જન્મ થયો

૭૪૬. મેરુતુગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાથી એમનાં પૂર્વજીવન સંબધમાં આ પ્રમાણે વર્ણન મળે છે. મારવાડના એરવપુર નગરમાં ઓશવાલ જ્ઞાતીય શખગોત્રનો આશાધર નામનો શ્રાવક વસતો હતો. તેને ચાપલદે નામની સ્ત્રી હતી. તેઓને સ ૧૩૪૫ માં તિલકચદ્ર નામનો એક પુત્ર થયો એક વખત આશાધર શેઠ પોતાના કુટુબ સહિત આબૂ પર્વત પર યાત્રા માટે ગયા તે વખતે ધર્મપ્રભસૂરિ પણ યાત્રાર્થે ત્યાં પધાર્યા હતા આશાધરનો બીજો પુત્ર કર્મચદ્ર જન્મથી જ બહેરો અને મૂંગો હતો. આશાધર ધર્મપ્રભસૂરિને વદન કરવા ગયો તે વખતે બીજા પુત્રની વાત નીકળી ગુરુએ કહ્યું કે જો તમે બે પુત્રોમાથી એકને અમને આપો તો કર્મચદ્રને દોષ રહિત કરીએ પતિપત્નીએ ગુરુની વાત સ્વીકારી ગુરુએ મત્રના પ્રભાવથી કર્મચદ્રને બોલતો અને સાંભળતો કરી દીધો વચનાનુસાર પતિ-પત્નીએ પોતાનો પુત્ર તિલકચદ્ર ગુરુને સમર્પિત કરી દીધો ગુરુ એ બાળકને પોતાની સાથે લઈ સીરોહીનગરમાં વિહાર કરી ગયા ત્યા બાળકને સ ૧૩૬૧ માં દીક્ષા આપીને ગુરુએ તેનુ નામ તિલકચદ્ર મુનિ રાખ્યુ.

૭૪૭. પટ્ટાવલીની ઉક્ત વાતોમા કેટલીક અસ્વીકાર્ય છે અને કેટલીક વિશેષ સંશોધન માગીલે એવી છે ઉદાહરણાર્થે, પટ્ટાવલીમા એમને ઓશવાળ વશના કહ્યા છે, જે તદ્દન અસ્વીકાર્ય છે. તેઓ ઓશવાળ નહી પણ શ્રીમાળી વશના હતા ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં કહે છે :

> તપ્પઈ સિરિ સિરિવશે સૂરિમણી સિંહતિલય ગણરાઓ,
> આઇચ્ચપુરે સિટ્ઠી આસધર ચાંપલા ઉયરે જાઓ ૬૮

૭૪૮ કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુરાસમા એમના પૂર્વજીવનનો પરિચય કરાવતા કહે છે :

> મરુ મડલ મડણુ નયરો, આઇચ્ચિ પુરુ સુવિલાસુ,
> તહિ પુરિ નિવસઇ આસધરો ગુણિ ગુરુયઈ શ્રીમાલુ ૮૨
>
> તસ નદણુ ચાપલ ઊયરે, પણયાલઈ અવયારુ,
> તેર ઓવન્નઈ તિણિ નયરે, લીધઉ સંજમ ભારુ. ૮૩

૭૪૯ ઉક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે તેઓ ઓશવાળ નહીં પરંતુ શ્રીમાલી વશના હતા. અન્ય પ્રાચીન ગ્રથોમાથી પણ આ બાબતમાં સમર્થન મળે છે.

૭૫૦. સિંહતિલકસૂરિના જન્મસ્થળ અંગે પણ વિચારણા કરવી જરૂરી છે. પટ્ટાવલીમાં એમના

જન્મસ્થળ તરીકે એરવપુરનું નામ મળે છે. કેટલાક ગ્રંથોમાંથી અર્બવપુરનો નિર્દેશ મળે છે. ભાવસાગરસૂરિ તથા કવિવર કાન્હ આઇચ્ચપુરનો ઉલ્લેખ કરે છે મેરુતુંગસૂરિ શતપદીની પ્રશસ્તિમા આદિત્યવાટકનુ નામ આપે છે. ઉક્ત બધા જ નામો એક જ સ્થળનાં જુદા જુદા નામો સંભવે છે. ઉક્ત પ્રમાણોથી એ પણ સ્પષ્ટ થાય છે કે એ સ્થળ મરુદેશમા આવેલુ છે

૭૫૧. પટ્ટાવલીમા સિંહતિલકસૂરિની દીક્ષાનુ વર્ષ સં ૧૩૬૧ દર્શાવાયેલુ છે તે પણ અસ્વીકાર્ય છે. તેમણે સં. ૧૩૫૨ માં ધર્મપ્રભસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરેલી બધા જ પ્રમાણ-ગ્રંથોમા એ વર્ષનો સર્વાનુમતે સ્વીકાર કરવામા આવ્યો છે. બીજી નોંધનીય વાત એ છે કે પટ્ટાવલીમાં દીક્ષા સ્થળ તરીકે સારિહીનો ઉલ્લેખ છે, પરંતુ આપણે 'ગચ્છનાયક ગુરુરાસ'ને આધારે જોયુ કે તે નગરમા એટલે કે એરવપુરમાં જ તેમણે સં. ૧૩૫૨ મા ધર્મપ્રભસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી. આ બધી બાબતો પર પ્રકાશ પાથરતા કેટલાક પ્રમાણોનો ઉલ્લેખ અહીં અભીષ્ટ છે.

૭૫૨. મુનિ લાખા 'ગુરુ પટ્ટાવલી'માં નોંધે છે.

**नवमा श्री सिंहतिलकसूरि । आइच्चपुरे । आसधर श्रेष्टि । चांपलदे माता । संवत १३४५ वर्षे जन्म । संवत् १३५२ वर्षे दीक्षा । संवत १३७१ वर्षे सूरिपद । आनंदपुरे । संवत १३९५ वर्षे निर्वाण । स्तंभतीर्थे । सर्वायु वर्ष ५० ॥**

૭૫૩ મેરુતુંગસૂરિ શતપદીની ગ્રંથપ્રશસ્તિમાં એ પ્રમાણે જ નોંધ આપે છે:

**ततः श्री सिंहतिलकसूरयः । आदित्यवाटके श्रे० आसधर पिता चांपलदेवी माता संवत १३४५ जन्म १३५२ दीक्षा १३७१ सूरिपदं १३९३ गच्छेशपदं १३९५ स्वर्गः सर्वायु वर्ष ५१ ॥**

૭૫૪ ઉક્ત પ્રશસ્તિને હવાલો આપતા પ્રો. પિટર્સન પોતાના સંસ્કૃત-હસ્તપ્રત વિષયક, સને ૧૮૮૬-૯૨ના રીપોર્ટમાં આ પ્રમાણે નોંધે છે:

Sinhatilaka suri—Mentioned as pupil of Dharmaprabha suri and guru of Mahendraprabhasuri in the Anchala gachchha 3, App p. 220 In the Anchala gachchha pattavali the following dates are given for this writer: born, Samvat 1345; diksha, Samvat 1352, acharyapada, Samvat 1371, gachchhanayaka, Samvat 1393, died, Samvat 1395, in Cambay.

૭૫૫ ડૉ જ્હોન્નેસ ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે

Sinhatilaka-Suri, son of Asadara Setha in Aica-pura Maru dese (Mer and Sat. Adityavataka), and of Champalade, born Samvat 1345 diksa 1352, acharya 1371 in Anandapura, gachhanayaka 1393 in Patana, + 1395 in Stambhatirtha, at the age of 50.

૭૫૬ ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા નોંધે છે—

નેરસ પણયાલીસે જમ્માણુ બાવન્નએય ચરણસિરિ,
એગહુત્તરિ સૂરિ પયં તિનવઈ વરિસેય ગચ્છેસા ૬૯

પણ નવએ પરલોએ તત્તો મિચ્છત્ત તિમિર હર દિવસો,
સૂરીસ મહિંદપ્પહ ગણાહિવો જયઈ જગ દીવો. ૭૦

૭૫૭ કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ'માં વિશેષમાં નોંધે છે:

સરિ તેર એકહુતરે આઇચપુરવર ઠાણિ,
અણહિલપુરિ ગુરુ ગછધરો તેર તિનઉઈ જાણિ. ૮૪

સિંહતિલકસૂરિ વન્નિયએ નિરુવમુ જાસ વખાણુ,
પણનઉઈ સિરિ ખંભપુરે જસ સુર લોઈ પયાણુ ૮૫

૭૫૮. સં ૧૩૭૧ મા ધર્મપ્રભસૂરિએ એમને આચાર્યપદ પ્રદાન કર્યું. આચાર્યપદ સંવત અંગે બધાંજ પ્રમાણો એકમત છે કિન્તુ સ્થળ અંગે મતભેદ ધરાવે છે આપણે જોયુ કે કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં સૂરિપદ સ્થળ તરીકે આઇચપુરનો ઉલ્લેખ કરે છે, જ્યારે મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'મા આનંદપુરનું નામ આપે છે. અન્ય પ્રાચીન ગ્રંથોમા તેમજ સાંપ્રત પટ્ટાવલીઓમા પણ આનંદપુરનું જ નામ હોઇને તે સિંહતિલકસૂરિના પદ મહોત્સવ સ્થળ તરીકે સ્વીકાર્ય બને છે

૭૫૯. આપણે જોઈ ગયા કે ધર્મપ્રભસૂરિ સં ૧૩૯૩ માં આમોટી નામના ગામમાં નિર્વાણ પામ્યા. એજ વર્ષે પાટણના સંઘે સિંહતિલકસૂરિને મહોત્સવપૂર્વક ગચ્છેશપદે સ્થાપ્યા. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં સિંહતિલકસૂરિને ગચ્છેશપદ પાટણમા મળ્યુ હતુ તે અંગે સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરે છે

**પ્રકીર્ણ પ્રસંગો.**

૭૬૦ સિંહતિલકસૂરિના સમયમાં ઓશવાળ વંશના નાગડા ગોત્રમા ભોજ, ઉદયવંત તથા મેઘરાજસ નામના ત્રણ ભાઇઓ નગરપારકરમા થઈ ગયા, જેઓ એ ગોત્રના પ્રસિદ્ધ પુરુષો હતા તેમણે સં ૧૩૯૮ મા ધર્મકાર્યોમા વીસ લાખ પારોજી વાપરી.

૭૬૧. સિંહતિલકસૂરિના સમયમા શ્રીમાળીવંશીય લાછિલ્લ ગોત્રના ધનાશેઠ વારાહીમાં સં ૧૩૯૫માં થઈ ગયા, જેમના વંશજોમાં વહોરાની ઓડક થયેલી છે. એવો ભટ્ટગ્રંથોમાંથી ઉલ્લેખ મળે છે એવી જ રીતે મંત્રીશ્વર વિમલના વંશમાં સં ૧૩૯૫ મા સાલીગ અને સુહદેવી નામના પતિપત્ની ધોળકામાં થયા હોવાનો ઉલ્લેખ પણ ભટ્ટગ્રંથો પૂરો પાડે છે અંચલગચ્છીય શ્રાવકોની વિશેષ પ્રવૃત્તિ ભટ્ટ-ગ્રંથોમાથી પ્રાપ્ત થતી નથી

૭૬૨. પટ્ટાવલી ભાષાંતરમાં મુનિ ધર્મસાગર નોંધે છે કે સિંહતિલકસૂરિના ઉપદેશથી અનેક જિન-મંદિરોનુ નિર્માણ થયુ છે, તથા અનેક જિનબિંબોની પ્રતિષ્ઠાઓ થઈ છે, પરંતુ આજ દિવસ સુધીમાં તે વિષેનો એક પણ ઉત્કીર્ણિત લેખ પ્રકાશમા આવ્યો નથી એ ઘણાજ દુઃખનો વિષય છે ધર્મ-સાગરજીએ પ્રકાશિત કરેલ પટ્ટાવલી ભાષાંતરને આધારે કહી શકાય છે કે સૂરિના ઉપદેશથી સં. ૧૩૭૧ મા ખંભાતના રહેવાસી નાગગોત્રના જાહડ નામના શેઠે તીર્થસંઘ કાઢ્યો હતો તથા ખંભાતમાં શ્રી મહાવીરસ્વામી ભગવાનનો જિનપ્રાસાદ બંધાવ્યો હતો એજ ગોત્રના મોહણશેઠે ખંભાતમા સિંહતિલક સૂરિના ઉપદેશથી સં: ૧૩૭૯ માં જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી

**આનંદપુર.**

૭૬૩ આનંદપુરમાં સિંહતિલકસૂરિનો સં. ૧૩૭૧ મા પદમહોત્સવ થયો, એ વિષે આપણે ઉલ્લેખ

કરી ગયા આ નગર ગુજરાતના સંસ્કાર કેન્દ્ર તરીકે શતાબ્દીઓ સુધી રહ્યુ હોઈને એ દૃષ્ટિએ તેનો પરિચય વિવક્ષિત બને છે.

૭૬૪. લાટ પ્રદેશમાં જેમ ભૃગુકચ્છ આર્યીકરણનુ પ્રાચીન કેન્દ્ર મનાય છે, તેમ આનર્તમાં આનર્તપુર મનાય છે. પૌરાણિક પરંપરાઓ આનર્તપુરને સૌ પ્રથમ વ્યક્ત કરે છે. આ આનર્તપુર—તે આનંદપુર—અને હાલનુ વડનગર એમ વિદ્વાનો માને છે. ઉત્કીર્ણિત લેખોમાંથી આ નગરનો વૃદ્ધનગર તરીકે પણ ઉલ્લેખ મળે છે. આ નગર ખૂબ જ પ્રાચીન છે. આ નગર જોનારને પ્રાથમિક દૃષ્ટિએ જ તેની પ્રાચીનતાનો ખ્યાલ આવી શકે એમ છે અને પ્રથમ દર્શને જ કહી શકાય કે આ સ્થાનનું ખોદકામ ભારતના ઇતિહાસ માટે ઘણી જ સામગ્રી પૂરી પાડે. સિદ્ધરાજ તથા કુમારપાલની પર્ષદાના કવિ પ્રાગ્વાટ શ્રીપાલ રચિત પ્રશસ્તિમાંથી આ નગરનું તત્કાલીન વર્ણન મળી રહે છે. જુઓ: ગુ. ઐ. લે. ભાગ. ૨. ચૌલુક્યવંશના લેખો, નં. ૧૪૭ પૃ. ૩૮–૪૭.

૭૬૫. વિક્રમની પ્રથમ સહસ્રાબ્દીના ઉલ્લેખો જૈન ગ્રંથોમાંથી મળી રહે છે. દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમાં વડનગરના વણિકોને નાગર—નગરમાં વસનાર—એવું પદ આપવામાં આવેલું. આ ઉલ્લેખો દ્વારા એમ અનુમાન કરી શકાય છે કે પ્રાચીનકાલમાં જૈનધર્મનો પ્રભાવ અહીં સવિશેષ હશે. પુરાણો પ્રમાણે મનુ વૈવસ્વતના પુત્ર શર્યાતિને ભરતખંડનો દક્ષિણ–પશ્ચિમ ભાગ મળ્યો હતો. શર્યાતિના પુત્ર આનર્તે આનર્તદેશ વસાવ્યો. આ આનર્તનો એક અર્થ, જ્યાં આર્યોનો ઋતધર્મ–યજ્ઞધર્મ પ્રચારમાં ન હતો, તેવો દેશ. શક્ય છે કે અહીં જૈનધર્મનુ પ્રભુત્વ હોય, એવું અનુમાન થાય છે

૭૬૬. 'ગુજરાતની રાજધાનીઓ'માં રસિકલાલ છો. પરીખ જણાવે છે કે–પૂર્વવૈદિક કાલના આર્યેતરોએ અને આર્યોએ અને તેમના સંસ્કારોએ ભારતને ઘડ્યું છે. તેથી આ આનર્ત વૈદિક આર્ય હશે કે પૂર્વવૈદિક આર્યેતર હશે કે બન્નેના મિશ્રણ પછીની પેદાશ હશે તે કહેવુ મુશ્કેલ છે. જો ઋતને વૈદિક સંસ્કારનુ સૂચક ગણીએ તો આ આનર્ત પૂર્વ વૈદિક ગણાય, મિશ્રણ પછી ઉત્તર વૈદિક ગણાય સ્મૃતિઓને તેના તરફ અણગમો હતો. ગમે તેમ હોય, પણ હવે ભારતના ઇતિહાસ–શોધકોએ એક બાબતમાં દૃષ્ટિ સાફ રાખવાની જરૂર છે—અને તે એ કે પૂર્વવૈદિક આર્યેતર એટલે અસંસ્કારી જંગલી નહિ! ભારતીય સંસ્કાર એ પૂર્વવૈદિક આર્યેતરોનાં અને વૈદિક આર્યોનાં લોહી અને આચાર–વિચારનાં મિશ્રણનું પરિણામ છે. અને તેમા કોનો હિસ્સો કેટલો તે ચોક્કસ કહેવું અશક્ય છે. પણ આર્યઆગમન પૂર્વેના ભારતની સ્થિતિનાં સંશોધકો આર્યેતરનો હિસ્સો અડધા કરતાં વધારે માને છે.

૭૬૭ સોમેશ્વરે પોતાના સુરથોત્સવ કાવ્યમાં પોતાના વંશનુ વર્ણન કર્યું છે તે પ્રમાણે નગર કહેતા આનંદપુર કે વડનગરના તેઓ મૂળ વતની હતા આ સ્થળ નગર કે શ્રીનગરને નામે પણ પ્રસિદ્ધ હતુ

૭૬૮ વડનગરના નાગરો માટે પ્રાસંગિક કહેવું પણ અહીં અભીષ્ટ છે. વડનગરમાથી તેઓ કાલાનુક્રમે માણસા, વસઈ, પીલવાઈ, અમદાવાદ, સુરત ઇત્યાદિ સ્થળોમાં સ્થળાંતર થઈ સમગ્ર ગુજરાતમાં પ્રસરી ગયા આ જ્ઞાતિમાંથી મોટો શ્રમણ સમુદાય અસ્તિત્વમાં આવતાં નાગરગચ્છની પણ ઉત્પત્તિ થઈ. આ જ્ઞાતિના મુત્સદ્દીઓએ મંત્રીપદો તેમજ રાજ્યમાં ઉચ્ચ પદો શોભાવ્યાં છે. અમુક નાગરો કે જેમણે જૈનધર્મ અંગીકાર કર્યો નહોતો તેમને મેરુતુંગસૂરિએ પ્રતિબોધ આપી જૈન કર્યા, જે વિશે આપણે પાછળથી વિચાર કરીશું. આ જ્ઞાતિના શ્રાવકોએ અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે, જે અંગેના ઉત્કીર્ણિત લેખો સારી સંખ્યામા વિદ્યમાન છે, અંચલગચ્છના પટ્ટધરોના નેતૃત્વ હેઠળ આ જ્ઞાતિએ ઘણી જ

પ્રગતિ સાધેલી, કિન્તુ આ ગચ્છના ઓસરતા જતા પ્રભાવે તેમને નવું નેતૃત્વ શોધવાનો અવકાશ આપ્યો. પછીના સૈકાઓમાં વલ્લભ સમ્પ્રદાયે ગુજરાતના લોકોમાં ખૂબ જ આકર્ષણ પેદા કર્યું. તેની અસરથી પ્રભાવિત થઈ થોડાક નાગરો વૈષ્ણવ બન્યા. ક્રમે ક્રમે ધર્મ પરિવર્તન કરનારાઓની સંખ્યા વધતી ગઈ. છેલ્લે વડનગરમાં સં. ૧૯૩૦-૪૦ માં આ જ્ઞાતિના ૨૦-૩૦ જૈન કુટુંબો જ રહ્યા. જૈનો લઘુમતીમાં આવતાં જ વૈષ્ણવ જ્ઞાતિએ તેમને સાફ શબ્દોમાં સંભળાવી દીધું કે જો કંઠી નહીં બાંધો તો કન્યાની લેવડ-દેવડ બંધ થશે જૈન નાગરોએ આથી અમદાવાદના સંઘને વિનતિ કરી કે તેમને અન્ય જ્ઞાતિ સાથે ભેળવી દેવામાં આવે, નહીં તો જૈન ધર્મનો ત્યાગ કરવાની તેમના પર ફરજ પડશે. અમદાવાદના સંઘમાં આ પ્રશ્ન ખૂબ જ ચર્ચાયો જૈન ધર્માનુયાયી હોવા છતાં સંઘના કેટલાક અગ્રણીઓએ જ્ઞાતિ-બંધનને વધુ વજન આપ્યું અને પરિણામે રહ્યા-સહ્યા નાગરોને અસહાય દશામાં ધર્માંતર કરવાની ફરજ પડી. આ રીતે કમનશીબે ગત શતાબ્દીના પૂર્વાર્ધમાં જ આ સમર્થ જ્ઞાતિ જૈનધર્મના ઈતિહાસનાં પૃષ્ઠોમાંથી અદશ્ય થઈ. માત્ર શિલાલેખોમાં એમના પૂર્વજોનું જૈનધર્મી તરીકે નામ રહ્યું.

૭૬૯ સં. ૧૩૭૧ માં સિંહતિલકસૂરિનો પદમહોત્સવ આનંદપુરમાં ઉજવાયો હોઇને કહી શકાય છે કે એ વખતે વડનગરમાં જૈન ધર્મનો સારો પ્રભાવ હશે; અંચલગચ્છના શ્રાવકો પણ ત્યાં સારી સંખ્યામાં હશે.

## સિંહતિલકસૂરિનું સ્વર્ગગમન

૭૭૦. આપણે જોયુ કે સ. ૧૩૯૩માં સિંહતિલકસૂરિને પાટણના સંઘે ગચ્છનાયકપદે સ્થાપ્યા. એ પછી માત્ર બે વર્ષની અંદર સં ૧૩૯૫ માં પોતાની પાટે મહેન્દ્રપ્રભસૂરિને નિયુક્ત કરીને, પચાસ વર્ષની ઉમરે તેઓ ખંભાતમાં સ્વર્ગસ્થ થયા. પટ્ટાવલીની નોંધ પ્રમાણે તેઓ એ જ વર્ષમાં ચૈત્ર સુદી ૯ ને દિવસે સ્વર્ગે ગયા

૭૭૧ માત્ર બે વર્ષ સુધી જ આ ગચ્છની ધૂરા વહન કરનાર સિંહતિલકસૂરિની પટ્ટનાયક તરીકેની કારકિર્દી ઘણી જ અલ્પ કહેવાય આટલા અલ્પ સમય માટે ગચ્છેશપદ ધારણ કરનાર તેઓ આ ગચ્છના ઇતિહાસમાં સૌ પ્રથમ જ છે. એ કારણે જ એમના આધ્યાત્મિક શાસન દરમિયાન કશોજ નોંધનીય પ્રસંગ બન્યો નથી જણાતો. પાટણમાં એમને ગચ્છેશપદ પ્રાપ્ત થયું એ પછી બે વર્ષમાં જ તેઓ ખંભાતમાં કાલધર્મ પામ્યા હોઈને માનવાને કારણ મળે છે કે તેઓ ગચ્છનાયક તરીકે આટલા ટૂંકા સમયનાં ક્યાંયે જઇ શક્યા નહીં હોય. અને પરિણામે તેમના પ્રભાવથી અનેક અગત્યના કેન્દ્રો વંચિત રહ્યા તેમજ અનેક વ્યક્તિવિશેષ સાથેનો એમનો સમાગમ નહિવત્ જ રહ્યો. આ સ્થિતિને, અંચલગચ્છની ધર્મપ્રવૃત્તિ ઓસરતી જતી હતી એવા અર્થમાં ઘટાવી શકાય નહીં. અલબત્ત, પ્રભાવક આચાર્યની વિદ્યમાનતા અનેક ચમત્કારો સર્જે છે એ જુદી વાત છે, પરંતુ માત્ર બે વર્ષના ટૂંકા ગાળામાં કશું અસાધારણ કરી બતાવવુ એ તે જમાનામાં અશક્ય જેવું જ હતું, આ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે

૭૭૨. આ ગચ્છનાયકે રચેલો એકેય ગ્રંથ, એમના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓના લેખ, એમના શિષ્ય સમુદાય આદિ વિષયમાં કશું જ પ્રાપ્ત થતું નથી એમના સમયમાં કોઈ મહત્ત્વપૂર્ણ ઘટના પણ નોંધાઈ નથી, જે એમના પટ્ટનાયક તરીકેના અલ્પ સમયને જ આભારી હશે. સિંહતિલકસૂરિ પટ્ટધર તરીકે વધારે સમય રહી શક્યા હોત તો પરિસ્થિતિ કાંઈ બીજી જ હોત. એમના ગુરુબંધુ રત્નપ્રભે સં ૧૩૯૨ મા 'અંતરંગસંધિ' અપભ્રંશમાં રચી હતી. જુઓ પં. લાલચંદ ગાંધી કૃત પાટણ ભંડારનું સૂચિપત્ર પૃ. ૪૦૩. રત્નપ્રભ ધર્મપ્રભસૂરિના શિષ્ય હતા. જુઓ 'કાલિકાચાર્ય કથા સંગ્રહ' નો ઉપોદ્ઘાત.

૭૭૩. કવિચક્રવર્તી જયશેખરસૂરિ રચિત 'ઉપદેશ ચિન્તામણિ'ની ગ્રંથ-પ્રશસ્તિને આધારે સિંહતિલકસૂરિના વ્યક્તિત્વનો આપણને સુંદર પરિચય મળી શકે એમ છે. જયશેખરસૂરિ વર્ણવે છે કે- અમૃતના બિન્દુ સમાન, વચન વિલાસવાળા, સાક્ષર શ્રી સિંહતિલકસૂરિ પ્રસિદ્ધ થયા—

**पीयूषबिंदुसदृशाक्षरवाग्विलासः ।**
**श्रीसूरिसिंहतिलकश्च ततः प्रतीतः ॥ ६ ॥**

૭૭૪. અમરસાગરસૂરિ 'વર્ધમાન-પદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્ર'ની ગ્રંથ-પ્રશસ્તિમાં સિંહતિલકસૂરિને જૈનશાસ્ત્રો રૂપી સમુદ્રનો પાર પામેલા કહે છેઃ **जैनशास्त्राब्धिपारीणाः । श्री सिंहतिलकास्ततः॥** આ ઉલ્લેખ એમની શક્તિઓનો પરિચય કરાવે છે. કવિ લાવણ્યચંદ્ર કૃત પટ્ટાવલીમાંથી પણ સિંહતિલકસૂરિની મહાનતા સૂચક ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. **तदन्वासीत्सूरिः पुरुतर महा सिंहतिलकः ।**

૭૭૫. આ બધી પ્રશસ્તિઓમાંથી અંચલગચ્છના આ મહત્ત્વાકાંક્ષી પટ્ટનાયકની શક્તિઓ વિષે તારવણી કરી શકાય એમ છે. અમૃતના બિન્દુ જેવા મધુર વચન વિલાસવાળા, જૈનશાસ્ત્રો રૂપી સમુદ્રનો પાર પામેલા આ મહાન પટ્ટધર વિશેષ જીવ્યા હોત તો ઘણું સાધ્ય કરી શક્યા હોત એ વાત નિઃશંક છે. કમનશીબે એમ થવું દૈવમાન્ય નહોતુ અને પરિણામે આ આશાસ્પદ પટ્ટધરની કારકિર્દી માત્ર બે જ વર્ષના ટૂંકા સમયમાં કશુંયે અસાધારણ કરી બતાવ્યા વિના જ સંકેલાઈ ગઈ!!

આ પરથી સિદ્ધ થાય છે કે તેઓ ઓશવંશીય હતા. કવિવર કાન્હ એમનાં માતાપિતાનાં નામ અનુક્રમે નિંબિણી અને આભા આપે છે તે પણ અન્ય પ્રમાણો સાથે સુસંગત જણાય છે

૭૮૦. પટ્ટાવલીમાં બીજી અસ્વીકાર્ય બાબત એ છે કે તેમાં એવું કહેવામાં આવ્યું છે કે બાળક મહેન્દ્રના માતાપિતા મૃત્યુ પામતાં, તેના મામાએ તેને સિંહતિલકસૂરિને સમર્પણ કર્યો અને ઓશિયા નગરમાં તેને દીક્ષા આપવામાં આવી. હકીકતમાં સિંહતિલકસૂરિ એમના ગુરુ નહીં પરંતુ ગુરુબંધુ હતા આપણે વિચારી ગયા કે સિંહતિલકસૂરિ એ વર્ષથી પણ ઓછા સમય સુધી પટ્ટધર તરીકે રહી શકયા. એ સમય દરમિયાન તેમણે કોઈને દીક્ષા આપી હોય એ વાત પ્રકાશમાં આવી નથી. બીજું, બાળક મહેન્દ્રને ઓશિયામાં નહીં પરંતુ વીજાપુરમાં દીક્ષા પ્રદાન થઈ હતી. આ વાતના સમર્થનમાં કેટલાંક પ્રમાણોનાં અવતરણો આપવા અહીં પ્રસ્તુત છે.

૭૮૧. બાળક મહેન્દ્રે ધર્મપ્રભસૂરિની પાસે સં ૧૩૭૫ માં દીક્ષા અંગીકાર કરી, સં. ૧૩૯૩ માં એમને આચાર્યપદ આપવામાં આવ્યુ અને સં. ૧૩૯૮ મા એમને ગચ્છધૂરા સોંપવામાં આવી એ વિશે ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'મા આ પ્રમાણે નોંધે છે.

પણ હુત્તરિ વય ભારો ધમ્મપહસૂરિરાય કર કમલો,
તિનવઈ વરિસે સૂરી ગણભારો અટ્ઠનવઇમ્મિ. ૭૨

આ પરથી સિદ્ધ થાય છે કે બાળક મહેન્દ્રે સિંહતિલકસૂરિ પાસે નહીં, કિન્તુ ધર્મપ્રભસૂરિ પાસે સં. ૧૩૭૫ મા દીક્ષા અંગીકાર કરેલી.

૭૮૨. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં સં. ૧૩૭૫ માં વર્દ્ધિજલપુરમા બાળક મહેન્દ્રે દીક્ષા લીધી તે વિશે સૂચન કરે છે:

વર્દ્ધિજલપુરિ પંચહુતરઈએ મા આચારિજ પય ધારુ,
બંભનયરિ અટ્ઠાણુઇએ મા ગુરુપઉ ગચ્છ નરિંદુ,
જસ જસો જગિ ઝગમગ કરએ મા ગયણ ગણિ જિમ ચંદુ. ૮૦

૭૮૩. મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં મહેન્દ્રપ્રભસૂરિના જીવન વિશે આ પ્રમાણે નોંધ કરે છે:
**दसमा गणधर श्री महिंद्रप्रभसूरि । वडग्रामे । श्रेष्ठि आसू पिता ॥ जीवणी माता॥ संवत १३६३ जन्म । संवत १३७५ दीक्षा ॥ वद्दजलपुरे ॥ संवत १३९३ वर्षे सूरि पद । पत्ने । संवत १३९८ वर्षे गच्छनायकपद ॥ संवत १४४४ वर्षे निर्वाण पत्ने । सर्वायु वर्षे ८० ॥**

૭૮૪ મુનિ લાખાના કથનને આધારે મહેન્દ્રકુમારે વર્દ્ધિજલપુરમાં સં ૧૩૭૫ મા દીક્ષા અંગીકાર કરી ડી. પ. લાલન 'જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ'માં દીક્ષાસ્થળ તરીકે વિજયપુરનું નામ સૂચવે છે જામસી માણેકની પટ્ટાવલીને આધારે ડૉ કલાટ એ સ્થળને વીજાપુર કહે છે. શકય છે કે વર્દ્ધિજલપુર વિજયપુર–વીજાપુર એકજ સ્થળનાં જુદા જુદા નામો હોય.

૭૮૫ ડૉ. કલાટની નોંધનું અવતરણ અહીં અભીષ્ટ છે Mahendraprabhasuri (Sat. prabhu), son of Asa Setha (Mer. Parikha Abha) in Vada-gram and of Jivanade, born Samvat 1363, diksha 1375 (Mer 1369, Sat. 1365) in Vijapura, acharya 1393 (Mer. 1389) in Anahilapura, gachha-

nayaka in 1398 in Khambhata-bandara (Stambhatirtha). Under him the Sakhacharya Abhayasinhasuri erected + Samvat 1444 (Mer. and Sat. 1443), at the age of 81.

૭૮૬. મેરુતુગસૂરિ લઘુશતપદીની પ્રશસ્તિમાં મહેન્દ્રપ્રભસૂરિની ઓડક પરીખ આપે છે એ પણ અહીં ઉલ્લેખનીય છે, જુઓ: **तेषां पट्टे पूज्याराध्य श्री महेन्द्रप्रभसूरयः वडग्रामे परी० आभा पिता परी० लींविणि माता संवत् १३६३ जन्म १३७५ दीक्षा १३९३ सूरिपदं १३९८ गच्छेशपदं १४४३ स्वर्गः सर्वायुर्वर्ष ८१...।**

૭૮૭. મેરુતુગસૂરિનાં કથનને હવાલો આપતા પ્રો. પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ ની પ્રસ્તાવનામાં નોંધે છે : Mahendraprabhasuri—Mentioned as the pupil of Sinhatilaka and guru of Merutunga in the Anchala gachchha. 3, App 220. In the Anchala-gachchha pattavali his dates are given as follows; Birth, Samvat 1363: diksha in Vijaypur, Samvat 1375 : acharyapada in Anahila pattana, Samvat 1393 : gachchha-nayaka pada, in Cambay, Samvat 1398 : death Samvat 1444.

૭૮૮. મેરુતુગસૂરિએ મહેન્દ્રપ્રભસૂરિનું સ્વર્ગગમન સં. ૧૪૪૩ માં દર્શાવ્યુ હોવા છતાં પ્રો પિટર્સન ઉક્ત પ્રસ્તાવનામાં સ. ૧૪૪૪ નોંધે છે, એમાં કાંઇક ભ્રાંતિ સંભવે છે શકય છે કે મુદ્રણદોષ પણ હોય. એમના મૃત્યુના વર્ષનો નિર્ણય હવે પછી કરીશુ.

૭૮૯ ઉપર્યુક્ત પ્રમાણોને આધારે મહેન્દ્રપ્રભસૂરિને સ. ૧૩૯૩ માં અણુહિલપુર પાટણમા આચાર્યપદ મળ્યુ અને સ ૧૩૯૮ માં ખંભાતમાં તેઓ ગચ્છનાયક થયા. ગચ્છેશપદના વર્ષ અંગે થોડીક વિચારણા અહીં આવશ્યક છે, મેરુતુગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા ગચ્છેશપદનું વર્ષ સં. ૧૩૯૫ દર્શાવાયેલ છે.

૭૯૦ મેરુતુગસૂરિ રચિત લઘુશતપદીમા ગચ્છનાયક પદનું વર્ષ સ. ૧૩૯૮ના દર્શાવવામા આવ્યુ છે, જેને બધાં જ પ્રમાણો પુષ્ટિ આપે છે એ વિશે આપણે કેટલાંક અવતરણો પણ જોઇ ગયા મેરુતુગસૂરિ, ભાવસાગરસૂરિ, કવિવર કાન્હ, મુનિ લાખા આદિ પ્રાચીન ગ્રંથકારો એ વિશે એકમત છે. મહેન્દ્રપ્રભસૂરિના પૂરોગામી પટ્ટધરના મૃત્યુ પછી, તેઓ ત્રણેક વર્ષ બાદ પટ્ટધર થયા હોઇને, બન્ને પટ્ટધરો વચ્ચે એટલો અવકાશ રહે છે. એ વચગાળામા મહેન્દ્રપ્રભસૂરિએ જ ગચ્છધૂરા સંભાળી હશે અને વિધિપૂર્વક તેઓ સ ૧૩૯૮ માં અંચલગચ્છની પાટ પર બિરાજ્યા હશે એમ માનવામાં કોઇ હરકત નથી. એ અવકાશ ન દર્શાવવા એમના પટ્ટનાયક પદનુ વર્ષ સ ૧૩૯૫ માં બતાવવુ ઐતિહાસિક દૃષ્ટિએ અયુક્ત જ છે. મેરુતુગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીનું કથન મેરુતુગસૂરિ[illegible] શકાય. લઘુશતપદીની પ્રશસ્તિદ્વારા જ આધારરહિત ઠરે છે

કતો તે વાત

## પ્રથમ કાર્ય

મના સમર્થ શિષ્ય

માં યશકલગી ઉમેરી.

૭૯૧. મહેન્દ્રપ્રભસૂરિ ગચ્છાધિપતિ થયા પછી તેમણે પ્રથમ કાર્ય ગચ્છને વસ્થિત રાખવાનું કર્યું. અંચલગચ્છ–પ્રવર્તક આર્યરક્ષિતસૂરિ અને એમના સમર્ સમયને યાદ અપાવે એવો મહેન્દ્રપ્રભસૂરિ અને મેરુતુગસૂરિનો સમય હતો. એ [illegible]

[illegible]ાહિત્ય પ્રવૃત્તિ, નૃપપ્રતિ-

મહેન્દ્રપ્રભસૂરિએ પ્રસ્થા-

પ્રભાવક આચાર્ય.

૭૯૮ મહેન્દ્રપ્રભસૂરિ પ્રભાવક આચાર્ય હતા. એમને પ્રભાવક આચાર્યોની શ્રેણિમાં મૂકી શકાય એવાં બીજાં પ્રમાણો પ્રાચીન ગ્રંથોમાંથી ઉપલબ્ધ બને છે. એમના પટ્ટશિષ્ય મેરુતુંગસૂરિ એમણે રચેલી લઘુશતપદીની ગ્રંથપ્રશસ્તિમાં એવા કેટલાક પ્રસંગો આ પ્રમાણે નોંધે છેઃ—સં. ૧૪૦૯ માં જ્યારે તેઓ નાણી નામનાં ગામમાં ચાતુર્માસ રહ્યા હતા, ત્યારે ત્યાં વર્ષાઋતુ આવ્યા છતાં પણ વરસાદ નહીં આવવાથી, આચાર્યે પોતાના જ્યોતિર્જ્ઞાનના માહાત્મ્યથી ચાલીશ દિવસોનું વિઘ્ન જાણીને ધ્યાનનો પ્રારંભ કર્યો, અને તેથી ઉત્તમ વૃષ્ટિ થઈ એ વર્ષે આસો વદિ આઠમને દિવસે તેમને મહા ઝેરી સર્પે ડંખ દીધો. તેથી આચાર્ય શ્રી પાર્શ્વનાથ પ્રભુના મંદિરમા જઈ સૂરિમંત્રનો જાપ કરવા લાગ્યા. તે જાપના પ્રભાવથી દસમે પહોરે સર્વ શરીરમા પ્રસરેલુ વિષ મુખ દ્વારા વમાઈ ગયુ. પ્રભાતે સર્વ લોકોએ તે આશ્ચર્ય જોઈને હજારો લોકોએ મળીને મહોત્સવ કર્યો અને ભાવના ભાવવા લાગ્યા કે–'અહો ! કલિકાલમાં પણ હજી સમ્યક્ ધ્યાનનો પ્રતાપ રહેલો છે !' સંઘવી ચૂણા પ્રમુખ શ્રાવકોએ શીલવ્રતાદિ તેમની પાસેથી ગ્રહણ કર્યાં. એમણે અનાયાસે ઉચ્ચારેલાં વચનો પણ ફલીભૂત થતાં. તેઓ સ્વભાવથી કલ્પવૃક્ષથી પણ અધિક માહાત્મ્યવાળા હતા.

૭૯૯. પટ્ટાવલીમાં પણ મેરુતુંગસૂરિની ઉક્ત પ્રશસ્તિની હકીકતને બહુધા મળતો જ વૃત્તાંત છે. તેમાં વર્ણવવામાં આવ્યું છે કે મહેન્દ્રપ્રભસૂરિ વિહરતા સં. ૧૪૦૯ માં મારવાડ અંતર્ગત રાણી નામના ગામમાં પધાર્યા. ત્યાંના સંઘના આગ્રહથી તેઓ ત્યાં જ ચાતુર્માસ રહ્યા. એક વખતે આસો સુદી આઠમને દિવસે ત્યાં રાત્રિએ તેઓ કાયોત્સર્ગ ધ્યાનમા બેઠેલા હતા તે વખતે એક સર્પે તેમના ડાબા પગના અંગૂઠા પર દંશ દીધો, પરંતુ નિશ્ચલ મનવાળા ગુરુ ત્યા જ આઠ પહોર સુધી શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં ધ્યાનમાં લીન થઈ એવી જ રીતે કાયોત્સર્ગમાં રહ્યા એવી રીતે આઠ પહોર વીત્યા બાદ તે જ સર્પે ત્યાં આવી સર્વ માણસોના દેખતાં દંશની જગ્યાએથી પોતાનું વિષ પાછું ખેંચી લીધું. ત્યાર બાદ તે સર્પ મૂર્છિત થઈ ઢળી પડ્યો દયાળુ ગુરુએ મંત્રેલુ જલ છાંટવાથી તે પુનઃ સચેતન થયો, અને બધાના દેખતાં ગુરુને ત્રણ પ્રદક્ષિણા દઈને પોતાને સ્થાનકે ગયો. પછી સંઘે મળીને અઠ્ઠાઈ મહોત્સવ કર્યો

૮૦૦. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીની કેટલીક બાબતો મેરુતુંગસૂરિ કૃત શતપદી સારોદ્ધારની કેટલીક હકીકતો સાથે જૂદી પણ પડે છે. પ્રશસ્તિમાં નાણી ગામનો ઉલ્લેખ છે, જ્યારે પટ્ટાવલીમાં રાણી ગામનો ઉલ્લેખ છે. પ્રશસ્તિમાં વર્ષા ન આવવાની અને ચાલીસ દિવસના વિઘ્નની વાત છે, જે પટ્ટાવલીમાં નથી, અલબત્ત, પટ્ટાવલીના ભાષાંતરમાં એ વાત પાછળથી ઉમેરી દેવામાં આવી છે. દશમા અને આઠમા પ્રહરનો ભેદ ક્ષંતવ્ય ગણીએ તો પણ પ્રશસ્તિમાં ઝેર મુખથી વમાઈ જવાની વાત છે, જ્યારે પટ્ટાવલીમાં સાપ એ ઝેર ચૂસી લે છે, મૂર્છિત થાય છે, ગુરુની મંત્રશક્તિને પ્રભાવે પુનઃ સચેતન થાય છે ઈત્યાદિ વાતો વણી દેવામાં આવી છે ! બીજી પણ કેટલીક બાબતોમાં વિસંવાદિતા છે જ આ અંગેનો ખ્યાલ ઉપર્યુક્ત અવતરણો પરથી જ સ્પષ્ટ થઈ જાય એમ છે.

૮૦૧ ભીમશી માણેકની પટ્ટાવલીમાં પણ કેટલાક ફેરફાર સાથે ઉપર પ્રમાણે જ વાત જાણવા મળે છે. તેમાં જણાવવામાં આવ્યુ છે કે એકદા મરુસ્થલે નાણી ગ્રામે શ્રાવકોએ મહેન્દ્રપ્રભસૂરિને ચોમાસું રાખ્યા. ત્યાં ૮૩ મે દિવસે વિઘ્ન થશે જાણીને ધર્મની વાટ્ય કરાવી અશ્વિન સુદી આઠમની તિથિએ મધ્યરાત્રિએ ગુરુ કાર્યોત્સર્ગમાં બેઠા હતા તે વખતે તેમને કાલ દારુણ સર્પ ડસ્યો. તે વખતે મંત્ર–તંત્ર, અને ઔષધીઓ કરવાનો ભ્રમ ત્યાગીને એકાન્તે દૃઢ મન રાખી એક જ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું ધ્યાન

કર્યું, તેમાં જ નિશ્ચલ રહ્યા. દશ પ્રહર ધ્યાનમાં જતાં વિષ વમન થયું. તે સર્પે પ્રાણ ત્યજ્યો. સમગ્ર વિષવ્યાપ ટળતાં આકાશમાં જય જયારવ પ્રવર્ત્યો, સમસ્ત લોક આનંદ પામ્યા, ઈત્યાદિ.

**પ્રકીર્ણ પ્રસંગો અને પ્રતિષ્ઠાઓ.**

૮૦૨. પં. હી. હં. લાલનના 'જૈનગોત્ર સંગ્રહ'ને આધારે મહેન્દ્રપ્રભસૂરિના સમયમાં શ્રીમાલી વંશના ભાદ્રાયણ ગોત્રીય ગોગન શેઠ સં. ૧૪૪૫ માં ગોહિલવાડમાં પીપરડી ગામમાં વસતા હતા. તેમણે સર્વ ગચ્છના મુનિઓને ગામો ગામ વાણોતર મોકલી કપડા વહોરાવ્યાં, જેથી તેના વંશજો ડહરવાલિયાની ઓડકથી પ્રસિદ્ધ થયા. 'એક શ્રીમાલી જૈન કુટુંબની જૂની વંશાવલી'માં આ પ્રમાણે ઉલ્લેખ છે :— **खंभायत पासिं तारापुरिं-पूर्वि माधवपुत्र नगा भा० नागदे पु० १ गोगन २ गणपति। संवत् १४४५ वर्षे श्री शत्रुंजयतीर्थनी यात्रा कृता। श्री रंगरत्नसूरिनिं आचार्यपदेस्थापना श्री अंचलगच्छे गुजराती सोरठी चोरासी गच्छना यतिनिं वेस वुहराव्या। वाणोत्र मेलीनी परिण कारणिं डहरवालीया प्रसिद्ध बिरुद।** આ વહી પરથી સ્પષ્ટ થાય છે કે ગોગન શેઠ ખંભાત પાસેના તારાપુરના વતની હતા. તેમણે સં. ૧૪૪૫ માં શત્રુંજય તીર્થની યાત્રા કરેલી તથા રંગરત્નસૂરિના પદ મહોત્સવ પ્રસંગે ૮૪ ગચ્છના યતિઓને વાણોતર મોકલાવી વેશ વહોરાવેલ. એ જ વંશમાં ચરોતરમાં માતર પાસેના ગોભલેજગામના રહેવાસી ભાદા શેઠે શત્રુંજય પર જિનપ્રાસાદ બંધાવી તેમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા પ્રસ્થાપિત કરી ખેરાલુમાં આ વંશના ઝાલા શેઠ બહુ ધનાઢ્ય અને પ્રસિદ્ધ પુરુષ થઈ ગયા. તેમણે સં. ૧૪૨૫માં દુકાળ પડવાથી દાનશાળા તથા સરોવર બંધાવવાનાં કાર્યોમાં ઘણું ધન ખરચ્યું અને લોકોને ઊગાર્યા તેમણે શત્રુંજય પર શ્રી આદીશ્વર ભગવાનનું વિશાળ જિનાલય પણ બંધાવ્યું અને તેમાં અગિયાર કરોડ દ્રવ્ય ખરચ્યું.

૮૦૩. શ્રીમાલી વંશના પારસ ગોત્રીય મના શેઠ થઈ ગયા તેઓ બાલ્યાવસ્થામાં નગર બહાર રમતા હતા તે વખતે કોઈ ધૂર્તે તેના કાન તોડીને આભૂષણ ઝૂટવી લીધું બાળકે ચીસ પાડતાં ત્યાં ઘોડા ખેલાવતો રાઉલ પાયક દોડી આવ્યો અને નાસતા તે ધૂર્તને તેણે તલવારથી મારી નાખ્યો આ પ્રસંગ પછી મના શેઠના વંશજો તે ધૂર્તના નામ પરથી 'છુટસખા' ઓડકથી ઓળખાયા એ વંશમાં સં. ૧૪૪૫ માં પાટણના રહેવાસી દેવસી શેઠે શત્રુંજયનો સંઘ કાઢીને અંચલગચ્છીય રંગરત્નસૂરિના ઉપદેશથી ઘણું ધન ખરચ્યું હીરાના ભાઈ વીરાએ સં. ૧૪૪૬ માં સોમતિલકસૂરિના ઉપદેશથી પાટણમાં ફોફલિયાવાડમાં પૌષધશાળા બંધાવી. આ વંશના મૂળ પુરુષ તોલા શેઠ ભિન્નમાલમાં વસતા હતા ઉદયપ્રભસૂરિના ઉપદેશથી તેમણે જૈન ધર્મ સ્વીકારેલો. સં. ૧૧૧૧ માં ભિન્નમાલનો નાશ થવાથી તેના વંશજ નરિયા શેઠ ત્યાંથી નાશીને છેવટણમાં જઈ વસ્યા આ વંશમાં જગદે નામના શેઠથી મહેતા ઓડક થઈ છે

૮૦૪. શ્રીમાલી વંશના લાછિલ ગોત્રીય ગોપાલશેઠ પાટડીમાં વસતા હતા. તેઓ ઝાલા રાજ્યમાં કારભારીપદે નિયુક્ત થયેલા. તેના વંશજો પારિખની ઓડકથી ઓળખાયા

૮૦૫. શ્રીમાલી વંશના ચંડીસર ગોત્રીય જગા શેઠે સં. ૧૩૯૫ના વૈશાખ સુદી ૧૧ ને દિવસે પુનાસા ગામમાં જિનાલય બંધાવ્યું આ જિનાલય પૂર્ણ થતાં મહેન્દ્રપ્રભસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા થઈ

૮૦૬. ઓશવંશના દેઢિયા ગોત્રીય માલકાશીના વંશમાં થયેલા સંઘવી ભીમણ શેઠ કચ્છના ખાખર ગામમાં વસતા હતા ૧૪૪૧ માં તેમણે શત્રુંજય તથા ગોડીપાર્શ્વનાથજીના સંઘો કાઢી ધર્મકાર્યોમાં ઘણું દ્રવ્ય વાપર્યું છે. એ વંશના મણસીના પુત્ર માણકથી માણકાણી ઓડક નીકળી છે. છસરામાં થયેલા રાણા શેઠે સંઘ સહિત શત્રુંજયની તથા ગોડીપાર્શ્વનાથજીની યાત્રા કરી અને ઘેર આવી દેશનેડું કરી ઘણું ધન ખરચ્યું. ભટ્ટગ્રંથોથી જણાય છે કે તેના વંશજો રાણાણી ઓડકથી ઓળખાય છે.

૮૦૭. પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે અનુક્રમે વિહરતા મહેન્દ્રપ્રભસૂરિ સાદરી ગામમાં પધાર્યા. ત્યાં તેમના ઉપદેશથી સં. ૧૪૦૭ માં જાસલગોત્રીય કર્મા નામના શ્રાવકે શ્રી શાંતિનાથ ભગવાનની રૂપાની પ્રતિમા ભરાવી.

૮૦૮. શ્રીમાલી વંશના આશા નામના શ્રાવકે શ્રેષ્ઠી ધાંધાના શ્રેયાર્થે સં. ૧૪૦૯ના ફાગણ વદિ ૨ બુધવારે શ્રી પાર્શ્વનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

**सं. १४०९ वर्षे फाल्गुन वदि २ बुधे श्री- आंचलगच्छीय श्रे० धांधश्रेयोर्थं श्री पार्श्वनाथबिंबं का० प्र० श्री सूरिभिः ॥ श्रीमालज्ञातीयेन सुत आसाकेन ॥**

૮૦૯. એ જ દિવસે ઓશવાળ જ્ઞાતિના વ્યવહારી સોમાની ભાર્યા મહગલના શ્રેયાર્થે તેના ભત્રિજા જાણાએ શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

**सं. १४०९ व० फागुण वदि २ बुधे ऊपकेश ज्ञातिय अंचलगच्छे व्य० सोमा भार्या महगल श्रेयोऽर्थं भ्रातृ सु० जाणाकेन श्री शांतिनाथ कारितं प्रतिष्ठितं श्री सूरिभिः ।**

૮૧૦. ઉકેશ વંશના ધરણા શ્રાવકે સં. ૧૪૨૩ ફાગણ સુદી ૯ સોમવારે પોતાના માતપિતાના શ્રેયાર્થે શ્રી મહાવીરસ્વામીનું બિંબ ભરાવ્યું.

**संवत् १४२३ वर्षे फागुण सुदि ९ सोमे उकेशवंशे म० आसदेवसुत सा० पातन भार्या म० मुकताऽवि सुत सा० उडा सा० धरणाभ्यां पितृमातृश्रेयोर्थं श्री महावीर बिंबं करितं श्री अंचलगच्छे ॥**

૮૧૧. ઉપકેશવંશીય મહ. વીકમના પુત્ર મેઘાએ સં. ૧૪૩૩ ના વૈશાખ સુદી ૯ શનિવારે આત્મ-શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી

**संवत् १४३३ वर्षे वैशाख सुदि ९ शनौ अंचलगच्छे उपकेश ज्ञातीय मह० वीकम पुत्र मेघाकेन आत्मश्रेयोर्थं श्री वासुपूज्यबिंबं कारितं प्रतिष्ठितं श्री सूरिभिः ।**

૮૧૨. ઉપકેશવંશીય આસધરે પોતાના પિતા પાખલા અને માતા બુડીના શ્રેયાર્થે સં. ૧૪૩૬ ના વૈશાખ વદિ ૧૧ સોમવારે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

**सं० १४३६ वर्षे वैशाखवदि ११ सोमे उपकेश ज्ञा० पितृ पाखला मातृ बुडी श्रेयसे सुत आसधरेण श्री वासुपूज्यबिंबं कारितं आंचलगच्छे सूरीणामुपदेशेन प्र० श्री सूरिभिः ॥**

૮૧૩. વીખરી ગોત્રના સં. કુરાના પુત્ર સં. લીંબાના શ્રેયાર્થે તેની પત્ની તેજૂ શ્રાવિકાએ સં. ૧૪૩૮ ના જેઠ સુદી ૮ બુધવારે શ્રી શાંતિનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

**सं० १४३८ वर्षे ज्येष्ठसुदि ८ बुधे. वीखरी श्री आंचलिक सं० कुरा सुत सं० लींबा श्रेयोर्थं भा० सं० तेजूश्राविकया श्री शांतिनाथ बिंबं का० प्र० श्री सूरिभिः ॥**

૮૧૪. શ્રીશ્રીમાલ જ્ઞાતીય પરીખ માંડણે પોતાના માતપિતા દેવલ–દેવલાદેના શ્રેયાર્થે સં. ૧૪( )૪ વૈશાખ વદિ ૯ રવિવારે મહેન્દ્રપ્રભસૂરિના ઉપદેશથી શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

**सं. १४ ( )४ वैशाख वदि ९ रवौ श्री श्रीमाल ज्ञा० परी० देवल भार्या देवलदे सु० परी० मांडणसुश्रावकेण श्री अंचलगच्छे श्री महेन्द्रसूरीणामुपदेशेन पितृमातृश्रेयोऽर्थं श्री विमलनाथ बिंबं का० प्र० श्री सूरिभिः ॥**

૮૧૫. પટ્ટાવલી ભાષાંતર પૃ. ૨૨૨ માં મહેન્દ્રપ્રભસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓમાં સં. ૧૪૨૨ અને ૧૪૩૫ની પ્રતિષ્ઠાઓની નોંધ પણ છે તેમાં જણાવવામાં આવ્યુ છે કે સં. ૧૪૨૨ માં અચવાડી ગામમાં હરિયાગોત્રીય પદ્મસિંહ શાહે શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવેલી છે. સં. ૧૪૩૫ માં ઉક્ત પદ્મસિંહશાહે વીછીવાડીઆ ગામમાં શ્રી મુનિસુવ્રતસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવેલી છે પદ્મસિંહશાહના વંશજો સં. ૧૪૩૯ થી વીંછીવાડીઆની ઓડકથી ઓળખાય છે.

૮૧૬. ઉકેશવંશીય જાણુએ પોતાના કાકા કાકી સોમા—માગલના શ્રેયાર્થે સં ૧૪૧૮ ના ફાગણ વદિ ૨ બુધવારે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યુ અને તેની પ્રતિષ્ઠા કરાવી

**सं० १४ (०) १८ वर्षे फागुण वदि २ बुधे ऊकेश ज्ञातीय आंचलगच्छे व्य० सोमा भा० मागल श्रेयोर्थं भ्रातृ सु० जांणाकेन श्री शान्तिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री सूरिभिः।**

૮૧૭ ઉકેશવંશીય વડેરા ગોત્રીય સાધુ કેલ્હણે પોતાના માતા પિતા હરપાલ—નાઈકદેના શ્રેયાર્થે સં. ૧૪૪૧ ના ફાગણ સુદી ૧૦ સોમે શ્રી આદિનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

**सं० १४४१ वर्षे फागुण सुदि १० सोमे श्री आंच० श्री उकेश वंशे वहडरा साधु कर्मण सुत साधु हरपाल भार्या सा० नाइकदे सुतेन साधु केलहणेन । पितृमातृ श्रेयार्थं श्री आदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री सूरिभिः ॥**

## શિષ્ય પરિવાર

૮૧૮. આપણે ઉલ્લેખ કરી ગયા કે મહેન્દ્રપ્રભસૂરિના પાંચસો શિષ્યો હતા એમાં આચાર્યોની સંખ્યા પણ સારી હતી. તેમણે પોતાના ૭ શિષ્યો (૧) ધર્મતિલકસૂરિ (૨) સોમતિલકસૂરિ (૩) મુનિશેખરસૂરિ (૪) મુનિચંદ્રસૂરિ (૫) અભયતિલકસૂરિ (૬) જયશેખરસૂરિને સં. ૧૪૨૦ માં એકી સાથે પાટણમાં સૂરિપદ પ્રદાન કરેલુ એ વિષે આપણે ઉલ્લેખ કરી ગયા. મેરુતુંગસૂરિ પ્રભૃતિ અન્ય શિષ્યોને પણ એમણે પદસ્થિત કરેલા. રંગરત્નસૂરિ તદુપરાંત, એમના સમુદાયમાં અભયદેવસૂરિ પણ પ્રભાવક આચાર્ય થઈ ગયા, જેમના ઉપદેશથી શ્રી ગોડીપાર્શ્વનાથજીની પ્રતિમા ભરાણી. ગોડીપાર્શ્વનાથ તીર્થની ઉત્પત્તિ વિશે પાછળથી વિચારણા કરીશું. મેરુતુંગસૂરિ મહેન્દ્રપ્રભસૂરિના અનુગામી પટ્ટધર હોઈને તેમને વિષે પછીના પ્રકરણમાં સવિસ્તારથી ઉલ્લેખ કરીશુ.

## મુનિશેખરસૂરિ.

૮૧૯ મુનિશેખરસૂરિ વિશે વધારે માહિતી પ્રાપ્ત થઈ શકતી નથી. એવા ઉલ્લેખો મળે છે કે એમના પરિવારમાં શેખર શાખાના આચાર્યો થયા છે. જયશેખરસૂરિ 'ધમ્મિલચરિત'ની પ્રશસ્તિમાં મહેન્દ્રપ્રભસૂરિના ત્રણ મુખ્ય શિષ્યોમાં મુનિશેખરસૂરિ, જયશેખરસૂરિ અને મેરુતુંગસૂરિનાં નામો આપે છે. ઉપદેશચિંતામણીની પ્રશસ્તિમાં પણ એ પ્રમાણે જ નામો આપીને જયશેખરસૂરિ પોતાને વચટ શિષ્ય તરીકે ઓળખાવે છે **एतेषु शिष्य खलु मध्यमोऽहं** । આપણે જોઈ ગયા કે સં. ૧૪૨૦ ના આષાઢ સુદી ૫ ને દિવસે અણહિલપુરમાં એમને આચાર્યપદ પ્રાપ્ત થયું હતું. જયશેખરસૂરિ ઉક્ત પ્રશસ્તિમાં એમને **नयोपेताः** નું વિશેષણ પણ આપે છે. આ પરથી મુનિશેખરસૂરિની વિદ્વત્તાનું માપ પણ કાઢી શકાય એમ છે. જયશેખરસૂરિ જેવા મહાકવિએ મુનિશેખરસૂરિનું નામ એમના ગ્રંથોની પ્રશસ્તિઓમાં ઘણી જગ્યાએ નોંધ્યું હોઈને મહેન્દ્રપ્રભસૂરિના એ વડિલ શિષ્યનો સમુદાય પરનો પ્રભાવ સ્પષ્ટ રીતે વર્તાઈ આવે છે.

૮૨૦. પટ્ટધર થયા પછી સં. ૧૪૪૯ માં મેરુતુંગસૂરિએ સપ્તતિભાષ્યની ટીકા રચી તેમાં પણ તેમણે તેમના વડિલ ગુરુબંધુ મુનિશેખરસૂરિના નામનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કર્યો છે અને જણાવ્યું છે કે એ ટીકા રચવા માટે મુનિશેખરસૂરિએ એમને ઉત્તેજન આપેલું.

૮૨૧. રાધનપુરના શ્રી શાન્તિનાથ જિનાલયની પંચતીર્થી ઉપર આ પ્રમાણે લેખ છે.

**सं. १४९८ वर्षे का. २ सोमे श्रीश्रीमाल ज्ञातीय कडूयाभार्यां ऊतायाः सुताः श्री थाणारसी 'श्री... ...भ्यां श्री संभवनाथबिंबं श्री मुनिशेखरसूरीणामुपदेशेन पितृः भ्रातृ वीरपालश्रेयोर्थं कारापितं। वजाणाग्राम वास्तव्यः ॥**

આ લેખમાં કહેલા મુનિશેખરસૂરિ એજ સંભવે છે. જો એ સ્વીકાર્ય હોય તો મુનિશેખરસૂરિ સ. ૧૪૬૮ માં વિદ્યમાન હોવાનું સ્વીકારી શકાય આપણે જોયું કે મુનિશેખરસૂરિને સં. ૧૪૨૦ માં આચાર્યપદ પ્રાપ્ત થયું હતું. અને એથી પાંચેક વર્ષ જેટલો ઓછામા ઓછો સમય એમણે મુનિ પર્યાયમાં વીતાવ્યો હોય. નાની ઉમરમા દીક્ષા લીધી હોય તો મુનિશેખરસૂરિની વિદ્યમાનતા સં ૧૪૦૦ થી સં ૧૪૬૮ ની વચ્ચે તારવી શકાય છે ઉક્ત પ્રતિષ્ઠાલેખમાં કહેલા મુનિશેખરસૂરિ અંગે શંકા રહેતી હોય તો પણ સં. ૧૪૬૨ માં રચાયેલા 'ધમ્મિલ્લચરિત'ની ગ્રંથ પ્રશસ્તિ મુનિશેખરસૂરિની વિદ્યમાનતા સં ૧૪૬૨ સુધી તો સિદ્ધ કરે જ છે આથી વિશેષ એમને વિશે જાણી શકાતું નથી.

**કવિચક્રવર્તી જયશેખરસૂરિ.**

૮૨૨. ગુજરાતી ભાષાના આદ્યકવિ તરીકે વિદ્વાનોએ જયશેખરસૂરિને સ્થાન આપ્યું છે એ હકીકત અંચલગચ્છ માટે જ નહી, કિન્તુ સમગ્ર જૈન શાસન માટે પણ ગૌરવપ્રદ છે. એમણે અસંખ્ય કૃતિઓ રચી છે. એમની એ બધી કૃતિઓ વિશે નોંધ કરવા જઈએ તો પણ એક સ્વતંત્ર ગ્રંથ થાય એમ છે આવા પ્રતિભાશાળી કવિના જીવન વિષે પણ વિશેષ કાંઈ જ માહિતી ઉપલબ્ધ થઈ શકતી નથી એ દુઃખનો વિષય છે. પોતાની કૃતિઓમાં એમણે પોતાનો સવિશેષ પરિચય ક્યાંયે આપ્યો નથી તેઓ પટ્ટધર ન હોવાથી પટ્ટાવલીઓમાં પણ એમના જીવન વિષે નોંધ ન લેવાઈ અને શતાબ્દીઓ વહી જતાં આપણે એમના અંગત જીવન વિશે તદ્દન અનભિજ્ઞ જ રહ્યા.

૮૨૩. આપણે જોયુ કે મહેન્દ્રપ્રભસૂરિના ત્રણ મુખ્ય શિષ્યોમા તેઓ વચટ હતા. અને એમને સં. ૧૪૨૦ ના આષાઢ સુદી ૫ ને દિવસે અણહિલપુરમા આચાર્યપદ પ્રાપ્ત થયુ હતુ. એ પદ મળતા પહેલા ઓછામા ઓછો પાંચેક વર્ષ જેટલો સમય તેમણે મુનિ પર્યાયમા વીતાવ્યો હોય અને તદ્દન નાની ઉમરમાં દીક્ષા અંગીકાર કરી હોય તો પણ સ. ૧૪૦૦ ની આસપાસ તેઓ જન્મ્યા હોવાનુ નક્કી કરી શકાય છે

૮૨૪. 'જૈન ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ' ભા. ૧, લેખાંક ૬૮૮ માં બુદ્ધિસાગરજી જયશેખરસૂરિનો એક પ્રતિષ્ઠા લેખ નોંધે છે. પેથાપુરના જિનાલયની ધાતુમૂર્તિ પર આ પ્રમાણે લેખ હોવાનુ તેઓ કહે છે: **सं. १५१७ वर्षे फा० श्री वीरवंशे श्रे० चांपा भार्या जासु पुत्र मालाकेन भ्रा० पद्मिणीभाईसहितेन अञ्चलगच्छे जयशेखरसूरीणामुपदेशेन स्वश्रेयसे श्री सुमतिनाथबिंबं का० ॥** આ લેખ નોંધવામા મોટી ભૂલ થયેલી સંભવે છે જયશેખરસૂરિનુ નામ જો બરોબર હોય તો સં ૧૫૧૭ માં ભૂલ છે અને જો એ વર્ષ સાચુ હોય તો જયકેસરીસૂરિનું નામ ત્યાં બંધબેસતું આવે. બીજો વિકલ્પ જ ઠીક લાગે છે જો એ લેખનુ વર્ષ સ્વીકારવામાં આવે તો જયશેખરસૂરિની ઉમર સો વર્ષથી પણ ઘણી વધી જાય!! જે સંગતપ્રતીત નથી. 'ધમ્મિલ્લચરિત'ની ગ્રંથ પ્રશસ્તિને આધારે જયશેખરસૂરિની વિદ્યમાનતા સં ૧૪૬૨ સુધી નક્કી કરી શકાય છે એ પછી પણ તેઓ જીવ્યા હશે

૮૨૫. પં. હી. હં. લાલન 'જૈનગોત્ર સંગ્રહ' પૃ. ૬૫ માં નોંધે છે કે ઓસવંશના સહસગણા ગાંધી ગોત્રીય ગોવિંદ શેઠ સં ૧૪૩૪ મા રતનપુરમાં થઈ ગયા. તેમણે ત્યાં ૭૨ દેવકુલિકાયુક્ત શ્રી આદિનાથ પ્રભુનો અદ્ભુત જિનપ્રાસાદ બંધાવ્યો અને તેની પ્રતિષ્ઠા જયશેખરસૂરિના ઉપદેશથી કરાવી.

ગોવિંદ શેઠે શત્રુંજયનો સંઘ કાઢી ત્યાં તેમણે ધ્વજારોપણ કર્યું, સુકરની પરબ બાંધી, માળ પહેરી સંઘવી પદ પ્રાપ્ત કર્યું. તેમણે સંઘને જમાડી પ્રત્યેક માણસ દીઠ એકેક રૂપિયાની પ્રભાવના કરી, ઘેર આવી દેશતેડું કરી સર્વને પકવાન્ન જમાડી ઘર દીઠ એક સાડી, એક થાળી, એક રૂપિયો અને એક શેરનો મોતીચુરનો લાડુ નાખી આખા શહેરમાં લાણી કરી ઘણું ધન ખરચ્યું, બીજાં પણ ઘણાં ધર્મકાર્યો કર્યાં.

૮૨૬. એમણે રચેલા ગ્રંથોની પ્રશસ્તિઓ દ્વારા વિશેષમાં જાણી શકાય છે કે એમને ખંભાતની રાજસભામાં કવિચક્રવર્તીનું બિરુદ પ્રાપ્ત થયેલું જૈનકુમારસંભવની પ્રશસ્તિમાં તેઓ પોતાને **वाणीदत्त वर** કહે છે એ ગ્રંથમાં વિવાહવિધિ અંગે તેમણે વિશદ વર્ણન રજૂ કર્યું હોઈને કેટલાક વિદ્વાનો એમને પરિણિત માનવાને પણ પ્રેરાય છે ગ્રંથ રચવાના સ્થળ નિર્દેશથી સમજાય છે કે એમનો વિશેષ વિહાર ગુજરાતમાં થયો હોય 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં 'ગૂજરાત નિહાં આવ્યા પીઇ' ઇત્યાદિ વર્ણન વિલોકતાં જયશેખરસૂરિની જન્મભૂમિ ગુજરાત હોવાનો બહુધા સંભવ છે

૮૨૭. જયશેખરસૂરિની પ્રતિભાની અસર નીચે અનેક નવોદિત સાહિત્યકારો ઉછર્યા હતા સુપ્રસિદ્ધ સાહિત્યકાર માણિક્યસુંદરસૂરિ એમના વિદ્યાશિષ્ય હતા એમ તેમના શ્રીધરચરિત્રના મંગળાચરણના પદ્યથી સૂચિત થાય છે. જૈન કુમારસંભવ મહાકાવ્યની ટીકા રચનાર ધર્મશેખરસૂરિ પણ એમના શિષ્ય હતા. ઉપદેશ-ચિન્તામણિની ટીકાને પ્રથમાદર્શ પુસ્તકમાં લખનાર માનતુંગગણિને જયશેખરસૂરિએ પોતાના નાના ગુરુબંધુ તરીકે ઓળખાવ્યા છે 'શીલસંધી' નામના ગ્રંથના કર્તા ઈશ્વરગણિ પણ જયશેખરસૂરિના શિષ્ય હતા.

૮૨૮. જયશેખરસૂરિની પ્રતિભાથી એ સૈકો રંગાઈ ગયો હતો, એમની સાહિત્ય પ્રવૃત્તિ સાથે ઓતપ્રોત થઈ ગયો હતો એટલું જ નહીં, શતાબ્દીઓ પછીના સાહિત્યકારોએ પણ એમની પ્રતિભાને ઝીલવાના કે એમનું અનુસરણ કરવાના પ્રયાસો કર્યા છે તેમણે રચેલા પરમહંસ પ્રબંધ—પ્રબોધ ચિન્તામણિ ચોપાઈનું અથવા તો તેને લગતું વસ્તુ લઈને તપાગચ્છીય વિજયસેનસૂરિના એક શ્રાવક નામે હીરાએ સં ૧૬૬૪ માં ધર્મબુદ્ધિરાસ રચ્યો છે ખરતરગચ્છીય વિદ્યાકીર્તિએ સં ૧૬૭૨ માં અને મતિકીર્તિએ સં. ૧૬૯૭ માં ધર્મબુદ્ધિ મંત્રી ચોપાઈ રચેલ છે વિક્રમના ૧૬મા સૈકામાં વિદ્યમાન આગમગચ્છીય પં ઉદયધર્મે 'ત્રિભુવનદીપક પ્રબંધ'ના ૧૯૫મા દૂહાને પોતાના 'ધર્મકલ્પદ્રુમ' નામના ગ્રંથમાં ઉધ્ધૃત કરેલ છે. ઠેઠ અઢારમી સદી સુધીના સાહિત્યકારો પણ જયશેખરસૂરિની કૃતિનું અનુસરણ કરવાની મોહિની ત્યજી શક્યા નહીં ! એ શતાબ્દીમાં ખરતરગચ્છીય સુમતિરંગે સં ૧૭૨૨ માં પ્રબોધચિન્તામણિ-રાસ—જ્ઞાનકલા ચોપાઈ—મોહવિવેકની ચોપાઈ, ધર્મમંદિરે સં ૧૭૪૧ માં પ્રબોધચિન્તામણિરાસ—મોહવિવેકનો રાસ, લાભવર્ધને સં ૧૭૪૨ માં, કુશલલાભે સં ૧૭૪૮ માં અને ઉદયરત્ને તેમજ નેમવિજયે રચેલ ધર્મબુદ્ધિ-પાપબુદ્ધિ રાસ આદિ કૃતિઓ એક યા બીજી રીતે જયશેખરસૂરિની ઉક્ત કૃતિનું અનુસરણ જ છે આ કવિઓએ જયશેખરસૂરિ પ્રત્યેનું ઋણ દર્શાવવા તેમની કૃતિમાં એમનો નામોલ્લેખ કર્યો જ છે, જેના બે ઉદાહરણો જોઈએ —

(૧) સુમતિરંગ સદા લહિએ શિવવધૂ સુખ હેત,
પ્રબોધ-ચિન્તામણી ગ્રંથ એ ઉધર્યો ધર્મ હેત. ૮

—સુમતિરંગ.

(૨) પ્રબોધ ચિન્તામણિ ગ્રંથ પ્રસિદ્ધો, શ્રી જયશેખર કીધો જી;
મોહ વિવેક તણા અધિકારા, ગિર્વાણ વાણી સારા જી. ૧૦

—ધર્મમંદિર.

### જયશેખરસૂરિની કૃતિઓ

૮૨૯. આપણે જોયું કે જયશેખરસૂરિએ અસંખ્ય ગ્રંથો રચ્યા છે. જો એ ગ્રંથો વિશે વિગતવાર ઉલ્લેખ કરવા જઈએ તો એક સ્વતંત્ર પુસ્તક જ બને એમ છે, એટલે એમણે રચેલા ગ્રંથોનો નામોલ્લેખ જ અહીં પ્રસ્તુત છે. જયશેખરસૂરિએ રચેલા ગ્રંથોની પ્રતો ભારતમાં તેમજ દરિયાપારના દેશોમાં પણ સાહિત્યના ખજાનાની સમૃદ્ધિ વધારતી સંઘરાયેલી રહી છે. એમની કેટલીક કૃતિઓ પ્રકાશિત પણ થઈ છે. અંચલગચ્છના આચાર્યે આટલી મોટી સંખ્યામાં ઉચ્ચ શ્રેણિની સાહિત્ય કૃતિઓ રચી હોય તો એક માત્ર જયશેખરસૂરિએ જ. એક પ્રથમ કોટિના સાહિત્યકાર તરીકે તેઓ માત્ર આ ગચ્છના કે જૈન સમાજના ઈતિહાસમાં જ નહીં, કિન્તુ ગુજરાતના ઈતિહાસમાં અમર રહેશે.

૮૩૦. જયશેખરસૂરિએ રચેલી કૃતિઓ આ પ્રમાણે ઉપલબ્ધ બને છે :—

(૧) પ્રબોધચિન્તામણિ :—સં. ૧૪૬૨માં ૨૦૦૦ શ્લોક પરિમાણની ઉપદેશાત્મક આ સંસ્કૃત પદ્યકૃતિ એમણે ખંભાતમાં રચી. ગ્રંથ સાત અધિકારમાં વિભક્ત છે. આ કૃતિએ એમને ખૂબ જ લોકપ્રિય કર્યા.

(૨) ઉપદેશચિન્તામણિ :—સં. ૧૪૩૬ માં આ સંસ્કૃત પદ્યકૃતિ ૫૪૦ ગાથામાં નૃસમુદ્ર નામના નગરમાં રહીને રચી નૃસમુદ્રને પાટણ તરીકે પણ ઓળખાવવામાં આવે છે.

(૩) ઉપદેશચિન્તામણિ અવચૂરિ :—ઉક્ત ગ્રંથ પર એમણે ૧૨૦૬૪ શ્લોકપરિમાણની સંસ્કૃત ગદ્યમાં ટીકા રચી, જે પ્રથમાદર્શે એમના નાના ગુરુભાઈ માનતુંગસૂરિએ લખી.

(૪) ત્રિભુવનદીપક પ્રબંધ :— પ્રબોધ ચિન્તામણિ ગ્રંથની લોકપ્રિયતાથી પ્રેરાઈને તેમણે એ કૃતિનું ગુજરાતીમાં રૂપાંતર કર્યું. આ ગુર્જર કૃતિએ જયશેખરસૂરિને ગુજરાતી ભાષાના આદિકવિનું સ્થાન અપાવ્યુ. વિદ્વાનોએ આ કૃતિની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

(૫) પ્રબંધકોશ :—જયશેખરસૂરિએ રચેલા આ ગ્રંથની એક પ્રત ડૉ. ભાંડારકરે અમદાવાદના ડેલાના ભંડારમાં જોઈ હતી, જુઓ એમનો સંસ્કૃત હસ્તપ્રત વિષયક ચતુર્થ અહેવાલ, પ્રસ્તાવના પૃ. ૧૭.

(૬) ધમ્મિલ ચરિત્ર :—સં. ૧૪૬૨ માં ૩૫૦૦ શ્લોક પરિમાણની આ સંસ્કૃત પદ્યકૃતિ ચાર ભાગમાં જયશેખરસૂરિએ ગૂર્જરદેશમાં રચી છે. ગ્રંથપ્રશસ્તિમાં તેઓ પોતાની અન્ય કૃતિઓનાં નામો આ પ્રમાણે આપે છે—પ્રબોધચિન્તામણિ, ઉપદેશ ચિન્તામણિ, જૈન કુમારસંભવ. આ પરથી કહી શકાય છે કે એમની અન્ય મુખ્ય કૃતિઓ સં. ૧૪૬૨ પછી રચાઈ હશે.

(૭) જૈન કુમારસંભવ :—સંસ્કૃત ૧૨૨૬ શ્લોક પરિમાણનુ આ મહાકાવ્ય ૧૧ સર્ગમાં સં. ૧૪૬૨ પહેલા તેમણે રચ્યું છે. મહાકવિ કાલિદાસે ભગવાન શંકરના જીવનવિષયક 'કુમારસંભવ મહાકાવ્ય' રચ્યુ છે. એનાં અનુસરણરૂપે જયશેખરસૂરિએ ભગવાન ઋષભદેવ પ્રભુનું ભરતકુમારના જન્મ પર્યંતની ઘટનાને વર્ણવતુ મહાકાવ્ય રચી તેને 'જૈન કુમારસંભવ' નામ આપ્યુ.

(૮) સંબોધ સપ્તતિકા :—સિત્તેર પ્રાકૃત ગાથાની આ કૃતિએ ગ્રંથકારોનું ખૂબ જ ધ્યાન ખેંચ્યુ છે. સં. ૧૫૨૮માં મેરુસુંદરે આ ગ્રંથ પર બાલાવબોધ રચ્યુ. સં.૧૫૩૭ મા લખાયેલી કોઈ અજ્ઞાત કર્તૃક અવચૂરિ પણ પ્રાપ્ત થાય છે. ખરતરગચ્છીય પ્રમોદમાણિક્યગણિના શિષ્ય, શહેનશાહ અકબરની રાજસભામાં સન્માન મેળવનાર ઉપાધ્યાય જયસોમના શિષ્ય વાચનાચાર્ય ગુણવિનયગણિએ આ ગ્રંથ પર ૨૫૦૦ સંસ્કૃત શ્લોકપરિમાણનું વિવરણ સં ૧૬૫૧ માં પાલીપુરમાં રહીને રચ્યુ છે.

(૯) અજિતશાંતિ સ્તવ :—૧૭ સંસ્કૃત શ્લોકમાં રચાયેલી આ કૃતિ અંચલગચ્છીય શ્રાવકોને બહુધા કંઠસ્થ જ હોય છે કેમકે નવ સ્મરણમાં તેનો પવિત્ર પાઠ કરવામાં આવે છે.

(૧૦) અજિતશાંતિ સ્તવ ટીકા:—નંદિષેણ-કૃત ૩૭-૪૦ પદની મૂળ કૃતિ પર શ્રી અજિતનાથ અને શ્રી શાંતિનાથ જિનેશ્વરોની સ્તુતિરૂપે આ ટીકા એમણે રચી છે.

(૧૧) નેમિનાથ ફાગ :—મો. દ. દેશાઈ, જૈ. ગૂ. ક. ભા. ૩, ખં. ૧, પૃ. ૪૨૫–૬ માં આ ગૂર્જર કૃતિ ૫૮ કડિઓની નોંધે છે. પ્રો. કાપડિયા, જૈ. સ. પ્ર. વર્ષ ૧૧, અં. ૬, પૃ. ૧૭૩–૪ માં તેને ૧૧૪ દોહરાનું સાંકડી કાવ્ય કહે છે. આ પરથી બન્ને કૃતિઓ જુદી હોવાની સંભાવના જણાય છે.

(૧૨) જંબૂસ્વામી ફાગુ :—આ ગૂર્જર ફાગુ કાવ્ય જયશેખરસૂરિએ સં. ૧૪૩૦ માં રચ્યું.

(૧૩) આરાધન સાર :—આ ગ્રંથની એક પ્રત ઈટાલીના ફ્લોરેન્સ શહેરમાં વિદ્યમાન છે. બૃહ-ટ્ટિપ્પનિકા નામની પ્રાચીન ગ્રંથસૂચિમાં ઉલ્લેખ છે—'**१४९ आराधनापताका आञ्चलिककृता ९३१** ॥ એમાં નિર્દેશિત ગ્રંથ એ જ સંભવે છે.

(૧૪) ક્ષેત્રસમાસ :—પ્રો. વેલણકર 'જિનરત્નકોશ' પૃ. ૧૦૦ માં આ ગ્રંથ રત્નશેખરે રચેલો માને છે.

(૧૫) જંબૂસ્વામી ચરિત્ર :—જયશેખરસૂરિએ આ સંસ્કૃત પદ્યકૃતિ ૭ સર્ગમાં રચી.

(૧૬) સમ્યક્ત્વ કૌમુદી :—૯૯૫ શ્લોક પરિમાણનો આ ગ્રંથ તેમણે સં. ૧૪૫૭ માં રચ્યો.

(૧૭) સંબોધ પ્રકરણ :—૧૩૮૮ ગાથામાં આ ગ્રંથની તેમણે રચના કરી.

(૧૮) નવતત્ત્વ :—૪૨ શ્લોક પરિમાણનો આ ગ્રંથ તત્ત્વજ્ઞાન વિષયક છે.

(૧૯) ક્રિયાગુપ્તસ્તોત્ર :—૫૦ સંસ્કૃત શ્લોકમાં આ સ્તોત્ર એમણે રચ્યું

(૨૦) આત્માવબોધ કુલક :—અપરનામ આત્મબોધકુલક—આત્મ કુલક, પ્રાકૃતમાં.

(૨૧) ઉપદેશમાલા અવચૂરિ :—ધર્મદાસગણિકૃત મૂળ ૫૪૨ ગાથાના ગ્રંથ પર તેમણે સં. ૧૪૬૨ માં ૧૯૦૦ શ્લોક પરિમાણની અવચૂરિ રચી પુષ્પમાલા અવચૂરિના નામથી પણ એ ઓળખાય છે.

(૨૨) ધર્મસર્વસ્વાધિકાર :—જૈનેતર ગ્રંથોનાં અવતરણો દ્વારા સૂક્ષ્મ અહિંસાનું પ્રતિપાદન કરતો ૨૦૦ શ્લોક પરિમાણનો આ ગ્રંથ એમણે સંસ્કૃત પદ્યમાં રચ્યો.

(૨૩) અર્બુદાચલ વીનતિ :—ગાથા ૯, આદિ 'કઇયિ આબૂય ડુંગરિ.'

(૨૪) વીસ વિહરમાન વીનતિ :—ગા. ૯, જય જણિય સુખ જય કપ્પરૂખ.

(૨૫) શત્રુંજય વીનતિ :—ગા. ૫, પુણ્યયોગિ વિમલાચલુ પામી.

(૨૬) પાર્શ્વનાથ વીનતિ :—ગા. ૯, બલાઈ જિ બલવંતુ દેઉ.

(૨૭) મહાવીર વીનતિ :—ગા. ૭, નગરૂતાં વરુવાણુ વિશેષિઈ.

(૨૮) નેમિનાથ વીનતિ :—ગા. ૫, ભલી ભાવના ભેટિયા નેમિ પાયા.

(૨૯) શાંતિનાથ વીનતિ :—ગા. ૯, પામી અછઈ બોધિ ભમી ભમી જઈ.

(૩૦) જીરાપલ્લીય પાર્શ્વનાથ વીનતિ :—ગા. ૭, જગન્નાથુ જીરાઉલઉ હૂં જુહારઉં.

(૩૧) થાભણા વીનતિ :—ગા. ૪, થંભણપુરિ સિરિ પાસ જિણંદો.

(૩૨) સ્તંભનક વીનતિ :—ગા. ૧૧, જુ પરમેશ્વરૂ પુજિઉ વાસવે.

(૩૩) મથુરાવતાર પાર્શ્વનાથ વીનતિ :—ગા. ૧૬, મહુરંહ ત્ય અવયારૂ સારૂ સિરિપાસ જિણેસરૂ.

(૩૪) મુનિસુવ્રતસ્વામિ વીનતિ :—ગા. ૭, નગર જાંબૂ તાં જગિ જાણી યઈ.

(૩૫) આદિનાથ વીનતિ :—ગા. ૯, યુગાદીશુ શેત્રુજનઈ શૃંગિ અઈઉ.

(૩૬) તારણગિરિ વીનતિ :—ગા. ૧૧, મનિ મનોરથ એહુ સદા વસઈ.

(૩૭) પંચાસર વીનતિ :—૧૪૬૦ ની આસપાસ પાટણમાં જ જયશેખરસૂરિએ ગૂર્જર ભાષામાં આ સ્તુતિકાવ્ય રચેલું સંભવે છે.

(૩૮) પ્રકીર્ણ સ્તવનો.

(૩૯) શત્રુંજય તીર્થ દ્વાત્રિંશિકા સંસ્કૃતમાં (૪૦) ગિરનાર ગિરિ દ્વાત્રિંશિકા, સંસ્કૃતમાં (૪૧) મહાવીર જિન દ્વાત્રિંશિકા, સંસ્કૃતમાં (૪૨) નલદમયંતી ચંપૂ (૪૩) કલ્પસૂત્ર સુખાવબોધ વિવરણ (૪૪) ન્યાય મંજરી (૪૫) બૃહદ્ અતિચાર (૪૬) છંદ શેખર (૪૭) છીરાપલ્લી પાર્શ્વનાથ સ્તવન, સંસ્કૃતમાં (૪૮) શત્રુંજય ચૈત્ર પ્રવાડિ (૪૯) ગિરનાર ચૈત્ર પ્રવાડિ (૫૦) બાર કુલક (૫૧) અજિતશાંતિ સ્તવ બાલાવબોધ.

૮૩૧ એમની નાની કૃતિઓમાંથી વિશેષ ઉલ્લેખ મળતો નથી, માત્ર 'જયસેહર' દ્વારા પોતાનું નામ સૂચવ્યું છે. જયશેખર નામના બીજા પણ આચાર્યો નાગપુરીય તપાગચ્છ, કૃષ્ણર્ષિગચ્છ આદિમાં થયા છે, તો પણ આ ગ્રંથકારની ઘણી કૃતિઓ હોવાનું તેમના શબ્દથી જ ધ્વનિત થાય છે. માત્ર સંસ્કૃત, પ્રાકૃતમાં નહીં, ગુર્જરગિરામાં ગ્રન્થો રચી ગુજરાતી સાહિત્યને ખીલવવા-પણ તેમણે ઘણો જ પરિશ્રમ કર્યો છે, એમ એમણે રચેલી કૃતિઓ પરથી પણ જણાયા વિના નહીં રહે

૮૩૨. 'ગુર્જર રાસાવલી'માં 'નેમિનાથ ફાગુ' અને 'અર્બુદાચલવીનતિ' ને જયશેખરસૂરિની કૃતિઓ તરીકે ઓળખાવતા તેના વિદ્વાન સંપાદક નોંધે છે: **नेमिनाथफागु** and **अर्बुदाचलवीनती** are both by **जयशेखरसूरि**. The last line of the **फागु** actually starts with the name of the author. **जयशेखरसूरि** is the wellknown writer of another OG. poem **त्रिभुवनदीपक प्रबंध**. The poet was born in the beginning of the 15th Century V S. By about 1418 V. S. he took the initiation as a Jain monk. He belonged to Ancala Gaccha. He composed many Skt. works in Verse. He has composed many poems in OG. also. The OG. work **नेमिनाथफागु** thus appears to have been written somewhere about the middle of the 15th Century V. S. The same date may be assigned to **अर्बुदाचलवीनती**.

૮૩૩. જયશેખરસૂરિએ અનેક-વીનતિ કાવ્યો લખ્યા છે આવા કાવ્યોનો પરિચય કરાવતા સંપાદક પ્રસ્તાવનામાં નોંધે છે કે—

The word **वीनती** > Pkt. **विण्णत्तिआ** > Skt. **विज्ञप्तिका** means 'a request' 'a prayer'. Many poems of this type are in Mss. awaiting publication. The peculiarity of this prayer–poem is that it is written in a Syllabic meter **द्रुतविलंबित** + + + + These **वीनती**'s are prayers and thus are quite short They fulfil the purpose of a small hymnal lyric–(M. C. Mody, Gaekwad's Oriental Series No. CXVIII.)

૮૩૪. પ્રો. વિન્ટરનિટ્ઝ પોતાના સંસ્કૃત ડ્રામાના વિષયક અહેવાલ સને ૧૮૮૬–૮૭ ની પ્રસ્તાવનામાં

નોંધે છે: Jayasekhara–Author of a Jain Kumarasambhava Kavya 3, App. P. 251. A copy of this book bought for Government during the present year shows that Jayakesara, as I have printed in the verse given at p. 252, is a mistake for Jayasekhara (cf. 1. 1. same page). Two Jayase kharas are known, one belonging to the Nagapuriya branch of the Tapa gachchha, see Bhandarkar's Report, 1882–83, p. 43, who lived in the time of Hammira (1301 to 1365 A. D.), and one belonging to the Anchala gachchha, who wrote in Samvat 1436. See Bhandarkar's Report, 1884–6, p. 130.

૮૩૫ ડૉ. ક્લાટ એમણે લખેલી પટ્ટાવલીમાં જયશેખરસૂરિની કૃતિઓ વિષે આ પ્રમાણે નોંધ કરે છે—In Merutuga's time lived Jayasekhara suri Sakhacharya, who composed (in Sekada-grama) Upadesh–Chintamani (See Keilhorn Rep. p. 95 Sambodh Sattari (See Peterson I Rep. p. 125, n. 275) Atmavabodha -kulaka and other works (altogether twelve in number) along with some smaller compositions, such as the Brihad-atichar printed in Vidhip. Pratikr. pp. 188–228 and the Ajita Santi-stavan, 17 V. Sansk. ib. pp. 357–66.

**સાહિત્યકાર જયશેખરસૂરિ :**

૮૩૬ સરસ્વતીના કૃપાપાત્ર કવીશ્વર જયશેખરસૂરિની કાવ્યચાતુરી ખરેખર, અદ્‌ભૂત અનીવં ઉચ્ચ પ્રકારની હતી એ એમના ગ્રંથો જ કહી રહ્યા છે પદલાલિત્ય, અર્થગૌરવ, રસપૂર્તિ અને અલંકારોથી વિભૂષિત એમના ગ્રંથો ઘણું જ ઉત્કૃષ્ટ સ્થાન પામ્યા છે જયશેખરસૂરિ દર્શનશાસ્ત્રના પણ પારગામી હતા. જૈનેતર દર્શનોનું એમનું જ્ઞાન પણ આશ્ચર્યકારક હતું એ વાતની પ્રતીતિ એમણે રચેલા 'ધર્મસર્વસ્વાધિકાર' દ્વારા થાય છે એ ગ્રંથમા એમણે પુરાણો, સ્મૃતિઓ, ઉપનિષદો આદિ જૈનેતર ગ્રંથોનાં અવતરણો આપીને સિદ્ધ કર્યું છે કે માત્ર જૈનશાસ્ત્રોમાં જ નહી જૈનેતરશાસ્ત્રોમા પણ હિંસા, માંસભક્ષણ, કંદમૂળ ભક્ષણ, રાત્રિભોજન કે અણગાળેલા પાણી પીવાના દૂષણોનો નિષેધ કરેલો છે જૈનદર્શનની સૂક્ષ્મ અહિંસાની વાતોની વિડંબના કરનારાઓ માટે આ ગ્રંથ ખરેખર, દિશાસૂચક છે જૈનદર્શનનુ એમનું જ્ઞાન તો અગાધ જ હતુ. એમના ગ્રંથો વાંચવાથી જ એ વાતની પ્રતીતિ થઈ શકે એમ છે

૮૩૭ પંડિત લાલચંદ ગાંધી 'ત્રિભુવનદીપક પ્રબંધ' ની પ્રસ્તાવનામા એક અગત્યની વાત કહે છે—'જૈન ધર્મના તત્ત્વજ્ઞાનની ગન્ધ વિના ગંધાએલી ગટર વિગેરે શબ્દોથી જૈનધર્મનો તિરસ્કાર કરનાર આધુનિક સજ્જન (!) ની જેમ પૂર્વે થયેલ કૃષ્ણમિશ્ર નામના સંન્યાસીએ સંસ્કૃતમાં રચેલ **प्रवोधचन्द्रोदय** નાટકમાં (ત્રીજા અંકમા) દિગંબર ક્ષપણકનુ નિન્દ્ય દશ્ય દર્શાવી જૈનધર્મનો ઉપહાસ કરનારી તુચ્છ ચેષ્ટા કરી છે. એટલેથી જ ન અટકતાં અન્તરંગ શુદ્ધિને અધિક આદર આપનાર અહિંસાપ્રધાન આર્હતધર્મને પાખંડીની કક્ષામા મૂકી લોકદ્વય વિરૂદ્ધ કહેવાની પણ તેમા ધૃષ્ટતા કરવામા આવી છે, એ જોઈ કવીશ્વર શ્રી જયશેખરસૂરિએ પરપ્રવાદિઓના મિથ્યા વાક્પ્રહારોના પ્રતિકાર રૂપ, લોકપ્રચલિત પાખંડ અને લોકોત્તર ધર્મના સત્ય સ્વરૂપને પ્રકાશિત કરનાર સંસ્કૃત **प्रबोधचिन्तामणि** ની અને ગૂજરાતી આ 'ત્રિભુવનદીપક પ્રબંધ' ની રચના કરી હોય એમ એ ગ્રંથોનુ તુલનાત્મક દષ્ટિએ નિરીક્ષણ કરતાં જણાઈ

આવે છે.' પંડિત લાલચંદ્ર ગાંધીએ પોતાના આ કથનની પુષ્ટિ માટે 'પ્રબોધચન્દ્રોદય' અને જયશેખર- સૂરિના ઉક્ત ગ્રંથોનાં અવતરણો ઉધ્ધૃત કરી પોતાનાં કથનનું પ્રતિપાદન કર્યું છે, જે ખૂબ જ મનનીય છે.

૮૩૮ પં લાલચંદ્ર ગાંધી વિશેષમાં જણાવે છે કે—'આ ત્રિભુવનદીપક પ્રબંધની પ્રાચીન શુદ્ધ ગૂજરાતી ભાષા જોતાં તે સૈકામાં થયેલા માનવામાં આવતા નરસિંહ મહેતા, ભાલણ, મીરાંબાઈ આદિની ગૂજરાતી ભાષા અર્વાચીન જણાઈ આવે છે. કવીશ્વર જયશેખરસૂરિએ આ પ્રબન્ધમાં ધન્યાસી, દૂહા, વસ્તુ, ચઉપઈ, દુપદ, મલ્હારી, ધઉલ, સરસ્વતી ધઉલ, બોલી, જન્માભિષેક ઢાલ, કવિણિ, ઝાબ્દ, તલહરુ, ગૂજરી, છપયઉ, કાવ્ય વિગેરે છન્દોમાં પ્રાસંગિક વ્યવહારિક પ્રબોધ સાથે પરમહંસ અથવા આત્મ- રાજનું ચરિત્ર પ્રકટ કર્યું છે

૮૩૯ 'જૂની ગૂજરાતી ભાષાના જન્મદાતા જૈનો છે કે કેમ ?' એ નિષ્પક્ષપાત નિરીક્ષણ કરનારા સાક્ષરોથી અજ્ઞાત નથી જૈનધર્મના અને જૈન ધર્માનુયાયીઓના સબંધમાં અનેક વાર અક્ષમ્ય આક્ષેપો કરનાર મર્હુમ પ્રો. મણીલાલ નભુભાઈ દ્વિવેદીને પણ પાટણના જૈન ભંડારોનાં દર્શન થયા પછી લખવાની આવશ્યકતા સમજાઈ હતી કે—"ગૂજરાતી ભાષાને પ્રથમ ગૂજરાતીનુ રૂપ આપનાર જૈનો જ હોય એમ માનવાને બહુ કારણો છે. પ્રાકૃતની જે અપભ્રંશ તેમાંથી ગૂજરાતી કેવી રીતે થઈ, એના અનેકાનેક ઉદાહરણ મળે તેવા ગ્રંથો આ વિભાગમા ઘણા છે. ઘણીખરી પ્રતિઓ સંવતના ૧૫મા અને ૧૬મા સૈકામાં લખાયલી છે; એટલે તે પૂર્વે રચાયલી હોવી જોઈએ, અને તે સમયની ગૂજરાતી ભાષાનુ સ્વરૂપ તેમાં સ્પષ્ટ જણાવુ જોઈએ. આ વિભાગમાં કથા, આખ્યાનાદિ, કેટલાંક સંસ્કૃત પણ છે, પરંતુ ઘણાં આવાં ગૂજરાતી જ છે "

૮૪૦ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જણાવે છે કે—'ગુજરાતી સાહિત્યના મધ્યયુગ અને તેની પણ પૂર્વના યુગ માટે આજથી પચ્ચીસ વર્ષ પર જે જે અભિપ્રાયો બંધાયેલા તે, નવા નવાં પુસ્તકો હાથ લાગવાથી કાલક્રમે બદલાતા ગયા છે દાખલા તરીકે નરસિંહ મહેતાને આદિ કવિનુ સ્થાન આપવામાં આવતુ, અને સાથે સાથે એવો પણ અભિપ્રાય આપવામા આવતો કે નરસિંહ મહેતાના સમય પહેલાં ગૂજરાતી સાહિત્ય હતું જ નહી, તેનો આરભ નરસિંહ મહેતાથી જ થયો—એ અભિપ્રાય ભુલ ભરેલો માલમ પડ્યો છે .ઘણાં પ્રાચીન કાવ્યો જે અપ્રસિદ્ધ પડી રહેલાં તે પ્રસિદ્ધિમા આવવાથી જૂના અભિપ્રાય ફેરવી નવા બાંધવામાં આવ્યા છે, અને હાલ જે અભિપ્રાય બધાયા છે તે પણ સ્થાયી નથી, કારણ હજુ જૈન ભંડારોમા અને જૈનેતર વ્યક્તિઓના કબજામાં એટલા બધા અપ્રસિદ્ધ લેખો પડી રહેલા છે કે તે જેમ જેમ પ્રસિદ્ધ થતા જશે તેમ તેમ હાલ બધાયેલા અભિપ્રાય પણ ફેરવવા પડશે. આપણા જૂનાં સાહિત્ય સબંધે હાલનો જમાનો અનિશ્ચિતપણાનો transitional period–નો છે .'

૮૪૧ ડો સાંડેસરા 'ઈતિહાસની કેડી' પૃ ૨૦૭ મા નોંધે છે કે–'સંવત ૧૪૬૨ પછી જય- શેખરસૂરિએ રચેલ "ત્રિભુવનદીપક પ્રબન્ધ" અથવા "પ્રબોધચિન્તામણિ" નો ખાસ ઉલ્લેખ કરવો જરૂરી છે આ કાવ્ય એક સુંદર રૂપક છે વિશ્વનુ સામ્રાજ્ય ધરાવતો પરમહંસ નામનો રાજા મોહ નામના શત્રુ ઉપર કેવી રીતે વિજય મેળવે છે એનું તેમા વર્ણન છે. જો કે આ પૂર્વે પણ પ્રાચીન ગુજરાતી તથા અપભ્રંશમાં ટૂંકા રૂપકો મળી આવે છે—અધ્યચરિત, જિનપ્રભુ–મોહરાજ વિજયોક્તિ વગેરે–પરન્તુ સાહિત્યમાં ઉચ્ચ સ્થાન લઈ શકે એવુ સુશ્લિષ્ટ રૂપક તો જયશેખરસૂરિનું જ પ્રથમ છે સંસ્કૃતમા કૃષ્ણ- મિશ્રના પ્રસિદ્ધ "પ્રબોધચન્દ્રોદય" નાટક ઉપરાંત બીજાં સંખ્યાબંધ રૂપકો છે જયશેખરસૂરિએ પોતે પણ સંવત ૧૪૬૨ માં સંસ્કૃત કાવ્યમાં "પ્રબોધચિન્તામણિ" રચ્યુ છે ગૂજરાતીમાં પણ ત્યાર પછી વાગ્વિલ્લ-

મૂલક અને પાત્રગુણપમૂલક અનેક નાનાં-મોટા રૂપકો લખાયાં છે, પણ તેમાંનુ કોઈ જયશેખરસૂરિના ઉક્ત કાવ્યની બરાબરી કરી શકે તેમ નથી કાવ્યમાં છંદોનુ વૈવિધ્ય અને રસનિષ્પત્તિ અસાધારણ છે .'

૮૪૨. મોહનલાલ દલીચંદ દેશાઈ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ" પૃ ૪૮૭માં નોંધે છે કે—'ગૂજરાતી કાવ્ય સાહિત્ય પર આવતાં જણાયું છે કે પંદરમા શતકમા થયેલા જૈન કવિઓ પૈકીના મોટા ભાગે ટૂંક કાવ્યો રચાયાં જણાયા છે–તેમા કેટલાક તો સ્તવનો–સ્તુતિ( દેવ-સ્વગુરુની )રૂપે છે .. આ યુગમાં ખાસ ધ્યાન ખેંચે તેવી કૃતિઓ નીચે પ્રમાણે છે ઉક્ત આં૦ જયશેખરસૂરિકૃત ત્રિભુવનદીપક પ્રબંધ ( પરમહંસ પ્રબંધ–પ્રબોધચિન્તામણિ ચોપઈ—અંતરંગ ચોપઈ) .'

૮૪૩ 'જયશેખરે સંસ્કૃતમાં "પ્રબોધ ચિન્તામણિ" એક રૂપક (allegory) તરીકે સંવત ૧૪૬૨ મા રચેલો જણાવી ગયા છીએ. તે જ વિષયનો પણ સ્વતંત્ર કૃતિ તરીકે તેમણે "ત્રિભુવનદીપક પ્રબન્ધ" અથવા પરમહંસ પ્રબંધ–પ્રબોધ ચિન્તામણિ ચોપાઈ એ નામનો ગ્રંથ રચેલ છે કે જે વિક્રમની ૧૫મી શતાબ્દીના ઉત્તરાર્ધના પ્રારંભની ગુજરાતી ભાષાનો અવિકલ નમૂનો પૂરો પાડે છે જો કે તે પોતાના સંસ્કૃત ગ્રંથ નામે "પ્રબોધચિન્તામણિ"ના જ વિષયનુ પ્રતિપાદન કરે છે, છતા ભાષાનો પ્રવાહ સ્વતંત્ર અખંડિત અને સ્વાભાવિકપણે વહે છે તે ગ્રંથ "પ્રબોધચંદ્રોદય" જેવા પરપ્રવાદીઓના વાક્-પ્રહારોના પ્રતિકારરૂપ, લોકપ્રચલિત પાખંડ અને લોકોત્તર ધર્મના સત્ય સ્વરૂપને પ્રકાશિત કરવા માટે રચાયેલો છે આ ઉપરથી ધર્મબુદ્ધિ–પાપબુદ્ધિ રાસ આદિ કૃતિઓ પછીના સમયમાં થઈ છે. આ પ્રબંધની પ્રાચીન શુદ્ધ ભાષા જોતાં તે ૧૫મા સૈકામા થયેલ માનવામાં આવતા નરસિંહ મહેતા, ભાલણ, મીરાબાઈ આદિની ગૂજરાતી ભાષા અર્વાચીન જણાઈ આવે છે. આમા જૂની ગૂજરાતી છે અને અનેક છંદો જેવા કે દૂહા, ધ્રુપદ, એકતાલી ચોપાઈ, વસ્તુ, સરસ્વતી ધઉલ, છપ્પય, ગુર્જરી વગેરેમાં, પ્રાસંગિક વ્યાવહારિક પ્રબોધ સાથે પરમહંસ અથવા આત્મરાજનું ચરિત્ર પ્રકટ કર્યું છે આ પરથી જેમ પ્રો. મણિલાલ નભુ-ભાઈ દ્વિવેદીને જણાયું કે–"ગુજરાતી ભાષાને પ્રથમ ગુજરાતીનું રૂપ આપનાર જૈનો જ હોય એમ માનવાને બહુ કારણો છે", તેમ સ્પષ્ટ સમજાય એવુ છે '

૮૪૪. કેશવલાલ હર્ષદ ધ્રુવ જણાવે છે કે—'પ્રબોધ ચિન્તામણિ ગુજરાતીમાં જૂનાંમાં જૂનું રૂપક છે રૂપકની ઘટના દશ્યના કરતાં શ્રવ્ય કાવ્યને અને કથાને વિશેષ અનુકૂળ છે તે જોતાં પ્રયોગબંધનો માર્ગ મૂકી જયશેખરસૂરિએ કાવ્યબંધનો માર્ગ લીધો એ બહુ યોગ્ય કર્યું છે રૂપક મનનગ્રાહ્ય છે. તેનાં કાવ્યરૂપે નિરૂપણથી ઔચિત્ય સચવાય છે અને નવીનતાયે આવે છે'

૮૪૫. જયશેખરસૂરિએ સંસ્કૃતમા 'પ્રબોધચિન્તામણિ' કાવ્ય રચ્યુ છે તેની સાથે 'ત્રિભુવન દીપક પ્રબંધ'ની, કેશવલાલ ધ્રુવ કહે છે કે, 'તુલના કરવી ઈષ્ટ નથી એક કાવ્યમાં કવિએ અલંકારપ્રધાન મહાકાવ્યની આડંબરી શૈલી સ્વીકારી છે, અને બીજામા પ્રસાદપ્રધાન કથાવાર્તાની ઋજુ શૈલી હૃદયે ધરી છે. કર્તાના સમયમા પંડિતોએ પહેલાને વખાણ્યું હશે, અને સામાન્ય શ્રોતાઓએ બીજાને વધાવી લીધુ હશે. સંસ્કૃત કવિ તરીકે જયશેખરનું જે સ્થાન હોય તે હો, ગુજરાતી કવિ તરીકે તો તેનો દરજ્જો ઊંચો છે આ એક જ ગુર્જર કાવ્યથી જૈન કવિ પ્રથમ પંક્તિનો સાહિત્યકાર બને છે. પ્રબોધચિંતામણિ પ્રબોધ-પ્રકાશના કરતાં અધિક યશસ્વી થવા નિર્મિત છે. કવિની પ્રતિભા વસ્તુની ગૂથણીમાં, પાત્રની યોજનામા અને રૂપકની ખીલવણીમા એક સરખી વિજયશાળી નીવડે છે. પ્રસ્તાવોનું વૈચિત્ર્ય અનેક રસની મિલાવટને પોષે છે, અને કાર્યનો વેગ તથા સંવિધાનનું ચાતુર્ય વાચનારનું કૌતુક છેવટ સુધી ટકાવી રાખે છે. ગૂજરાતી કૃતિનો રસ ઝીલનાર જૈનેતરે હશે, એ દૃષ્ટિથી કર્તાએ તેને સર્વની રૂચિ સંતોષે એવું રૂપ

આપ્યુ છે.. જૈનેતર સાહિત્યની પેઠે જૈન સાહિત્ય ચકલે ચૌટે ગવાયું હોત, તો જયશેખરસૂરિએ પણ ભાલણ અને પ્રેમાનંદના જેવી પ્રસિદ્ધિ લોકમાં મેળવી હોત'

૮૪૬ 'પ્રબોધચિન્તામણિનો પદ્યભાગ માત્રાબંધ અને લયબંધ એ બે રૂપે વિભક્ત છે માત્રાત્મક છંદમાં આશરે અઢીસે ચોપાઈ અને લગભગ પોણોસો દૂહા છે તે સિવાય પદ્ધરી, ચરણાકુલ, મરહઠ્ઠા, દુમિલા અને ગીતિના નામે જાણીતા માત્રામેળ છંદ વધતા ઓછા દેખા દે છે, અને અપભ્રંશમાથી જૂની ગૂજરાતીમા ઉતરી આવેલા વસ્તુ નામે છંદ પણ તેમા યોજેલો છે ઉપરાત છપ્પય, સરસ્વતી ધઉલ, તલહાઃ અને ધઉલ એ મિશ્ર માત્રાબંધ પણ કવિએ ઉપયોગમા લીધી છે, બાકીના પદ્યાત્મક ભાગમાં સોરઠા જેવી એક કડીના દુપદનો, પદ જેવા અનેક કડીનાં દ્રુપદ તથા ઝાબટનો અને ધઉલ કિંવા ધોળનો સમાવેશ થાય છે લયબંધ આખા કાવ્યનો નવમો ભાગજ રોકે છે ગદ્યભાગમાં બોલીનાં બે ઉદાહરણ છે. જયશેખરસૂરિના ન્હાના ગુરુભાઈ મેરુતુંગસૂરિ, તેમના શિષ્ય માણિક્યસુંદરસૂરિએ જૂની ગૂજરાતીમાં ગદ્યાત્મક પૃથ્વીચંદ્રચરિત્ર સંવત ૧૪૭૮ મા રચ્યુ છે, તે બોલીમાં છે અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત છતા લેવાની છૂટ ભોગવતુ પ્રાસયુક્ત ગદ્ય, તે બોલી માણિક્યસુંદર બોલીવાળા પ્રબંધને વાગ્વિલાસ એટલે બોલીનો વિલાસ એવુ નામ આપે છે'

૮૪૭. એક મહાકવિ તરીકેની જયશેખરસૂરિની યોગ્યતા એમના એક વિશિષ્ટ ગુણથી પણ પ્રતીત થશે એમના સમકાલીન કે પુરોગામી કવિઓએ પોતાની કૃતિઓમાં, પોતે ધર્મગુરુ હોઈને; સહજભાવે ધાર્મિક તત્ત્વોને પ્રાધાન્ય આપી દીધુ હતુ એમની કૃતિઓમા એમના કવિત્વ કરતા એમની ધર્મદેશના મોખરે દેખાતી પુરાણો અને મહાકાવ્યોના યુગની જેમ એ વખતે પણ સાહિત્યકારોની સાહિત્યસાધનામાં મુખ્યત્વે ધાર્મિક તત્ત્વોએ પ્રેરણા પામેલી અલબત્ત, આ પ્રેરણા રાસો, પ્રબંધો અને ચોપાઈઓમા અભિવ્યક્ત થઈ—કેમકે તે સમયના જનસમાજમા સાહિત્યના આ પ્રકારોએ અજબ આકર્ષણ જમાવ્યું હતુ. સક્ષેપમા કહીએ તો તત્કાલીન કવિઓ જ્યારે ગતકાલીન મહાકવિઓની પ્રેરણા અને તેમની કૃતિઓમાથી દોરવણી મેળવવા ઉત્સુક હતા, ત્યારે જયશેખરસૂરિએ પ્રબોધચિન્તામણિ કે ત્રિભુવનદીપક પ્રબંધ જેવી મૌલિક કૃતિઓ સમાજ સમક્ષ ધરીને સાહિત્યજગતમા નવો જ યુગ પ્રવર્તાવ્યો એક ઉચ્ચ કોટીના સાહિત્યકાર તરીકે જયશેખરસૂરિની જે ગણના થાય છે તે એમના આ વિશિષ્ટ ગુણને પ્રતાપે જ, એમ કહીએ તો તેમાં જરાય અતિશયોક્તિ નથી

૮૪૮ મહાકવિ તરીકે જયશેખરસૂરિની યોગ્યતા, એમના સાહિત્યસર્જન કે સાહિત્યજગતમાં એમના ઉચ્ચસ્થાન અંગે વિચારણા કરતા, પ્રો મજમુદારનુ કથન અહી વિશેષ ઉલ્લેખનીય બને છે તેઓ The Journal of the Gujarat Research Society માં પોતાના The Tendencies In Mediaeval Gujarati Literature નામના મનનીય લેખમાં નોંધે છે કે—
There is another literature also which though inspired by religion lies outside the range of Pauranic Renaissance or the Vaisnavite revival. There are the great mystic poets of devout life, haters of all unreality –Mandana, Akho, Niranta and others–and there are the writers of allegories–Jayasekhara suri, author of "Prabodha Chintamani"; Premananda author of "Viveka Vanazaro"; Jivaram, author of the "Voyage of Jivaraja Seth"–the Gujarati Pilgrims' Progress: they form a class by themselves.

૮૪૯. 'ત્રિભુવનદીપક પ્રબંધ' પહેલાં કેટલીક પ્રકીર્ણ લઘુ પદ્યકૃતિઓ રચાઈ છે, તે વિશે આપણે જોયું પરંતુ સાહિત્યકૃતિ તરીકે તેમજ અપભ્રંશની અસરથી અલિપ્ત રહેલી—જેને ગુજરાતી ભાષાના આદ્યસ્વરૂપ તરીકે ઓળખાવી શકાય, એવી એ સૌ પ્રથમજ છે એ પ્રાચીન ગુજરાતી સાહિત્યની પ્રમુખ પદ્યકૃતિથી જયશેખરસૂરિ ગુજરાતી ભાષાના આદ્યકવિ તરીકે ગણાવા જોઈએ નરસિંહ મહેતાનાં જે કાવ્યો હાલ પ્રસિદ્ધિમા આવ્યા છે તે સસ્કારેલી—વાળી ઝૂડી સાફસૂફ કરેલી વર્તમાન ભાષામા છે. મૂળ ભાષાનું નામનિશાન મળવું દુર્લભ છે બીજી નોંધનીય વાત એ છે કે એ નાગરકવિના કોઈ પણ કાવ્યની હાથપ્રત વિક્રમના સત્તરમા સૈકાના ઉત્તરાર્ધ પહેલાની મળતી નથી નરસિંહ મહેતાને ગુજરાતીના આદ્ય કવિ લગભગ હમણા સુધી કહેવામા આવતા હતા, પણ એ પહેલા થઈ ગયેલા જયશેખરસૂરિ જેવા સમર્થ પ્રતિભાશાળી કવિઓની ગુજરાતી ભાષામાં રચાયેલ મૌલિક કૃતિઓ મળી આવતાં નરસિંહ મહેતાનુ ગુજરાતી ભાષાના 'આદ્યકવિ'નુ પદ ધ્રુવ રહી શકે તેમ નથી

## અભયસિંહસૂરિ અને ગોડીપાર્શ્વનાથ તીર્થની ઉત્પત્તિ.

૮૫૦. આપણે જોયું કે મહેન્દ્રપ્રભસૂરિના સમયમા શાખાચાર્ય અભયસિંહસૂરિ થયા, જેમની પ્રેરણાથી ગોડીજીના પ્રસિદ્ધ તીર્થની સ્થાપના થઈ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા અભયસિંહસૂરિના નામનો ઉલ્લેખ નથી, એટલુ જ નહી, ગોડીજીના આ પ્રસિદ્ધ તીર્થની ઉત્પત્તિ વિશે પણ એમાં કાંઈ નોંધ નથી. પાછળથી એ પટ્ટાવલીના પ્રકાશિત થયેલા ભાષાંતરમા ગોડીજીના તીર્થની ઉત્પત્તિ વિશે વૃત્તાંત ઉમેરી દેવામા આવ્યો છે તેમા મેરુતુંગસૂરિને ગોડીજી તીર્થના પ્રેરક આચાર્ય કહ્યા છે, જે સ્વીકાર્ય છે. પટ્ટાવલીમા અભયસિંહસૂરિના નામનો ઉલ્લેખ ન હોવા છતા ગ્રંથપ્રશસ્તિ કે હસ્તલિખિત ગ્રંથોને આધારે એમને વિશે કેટલુંક જાણી શકાય છે.

૮૫૧ અભયસિંહસૂરિનો વિશેષ પરિચય પ્રાચીન ગ્રંથકારોએ આપ્યો નથી, પરંતુ કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં એમને વિષે નોંધે છે કે—

સિરિમાલી વિજયપાલ સુઉ મા, ભોજત કુલિ અવઈન્નુ,  
અભયસિંહસૂરિ જે નમઉ, તે નર નારિય ધન્ન.

આ ઉલ્લેખ પરથી જાણી શકાય છે કે શ્રીમાલી વંશીય, ભોજત ગોત્રીય વિજયપાલના તેઓ પુત્ર હતા.

૮૫૨ ડૉ. ભાંડારકરને પ્રાપ્ત થયેલી અચલગચ્છની પટ્ટાવલીમાંથી આ પ્રમાણે નોંધ મળે છે —
**वि. १४३२ गौडीपार्श्वनाथबिंबं प्रतिष्टा अभयसिंहसूरिणा पत्तनेऽचलगणे। वो. खेताकेन तदनु विक्रमात् १४३१ गोठी मेघाकेन गोडाग्रामे स्थापित स्वनाम्ना।**

૮૫૩ આ અંગેનુ બીજું એક પ્રમાણ ૧૯ મી સદીમા થયેલા કવિ રૂપ કૃત 'ગોડીપાર્શ્વનાથ છંદ' ની પ્રતપુષ્પિકામાથી પ્રાપ્ત થાય છે. તેમા આ પ્રમાણે નોંધ છે 'સંવત્ ૧૪૩૧ ફાગણ શુદિ ૨ શુક્રવારે શ્રી પાટણનગરે શ્રી ગોડીજીની પ્રતિમા એક મિઠડીઆ વોહરા સા. મેઘા પેનાણી પ્રતિમા ભરાણી છે. શ્રી આંચલીઈ ગચ્છે શ્રી મેરુતુંગ સૂરીઈ પ્રતિષ્ટિત સં. ૧૪૫૫ સમેં ભડારી સં ૧૪૭૦ ગોઠી મેઘે ખેતાંણી પાટણથી પારકર લે આયા સં. ૧૪૮૨ દેહેરો કરાવ્યો સં. ૧૫૧૫ દેહરો પુરો થયો ગોડી મેહરો મેઘાંણી ઈહુ ચગાયો ઈતિ શ્રેય' જુઓ જૈ. ગૂ. ક ભા. ૩, ખ. ૨, પૃ ૧૫૮૫.

૮૫૪. થરપારકર અંતર્ગત આ તીર્થ જૈનો માટે આસ્થાના પરમ ધામ જેવું બની ગયુ છે, એટલુ જ નહી ગોડીજીની ચમત્કારિક પ્રતિમાએ જૈનેતરોની આસ્થા પણ પ્રકટાવી છે. આ તીર્થની

ઉત્પત્તિ સંબંધક અનેક આખ્યાયિકાઓ પ્રસિદ્ધ છે. એ બધી થોડા ઘણા ફેરફારને બાદ કરતાં લગભગ મળતી જ છે એ આખ્યાયિકાઓનો સંક્ષેપ પરિચય વિવક્ષિત છે

૮૫૫ ભટ્ટગ્રંથોને આધારે ડી ઢ લાલન 'જૈન ગોત્ર સંગ્રહ'મા જણાવે છે કે ઓશવાળ વંશમાં વડેરા ગોત્રીય આલ્હાના દ્વિતીય પુત્ર સાજણના કાજલ, ઉજલ અને સામલ નામે ત્રણ પુત્રો હતા, તથા મરઘાને નામે પુત્રી હતી કાજલશાહ ધનવાન હતો. એમના જ નગર ભુદેશ્વરમા સ. ૧૩૯૮ મા શા ખેતો મીઠડિયો રહેતો હતો તેની પત્નીનુ નામ નોડી હતું. તેના ભોજો, ઉદય અને મેઘો એમ ત્રણ પુત્રો હતા કાજલશાહે પોતાની બહેન મરઘા મેઘાશાહ સાથે પરણાવી હતી બનેવી મેઘાને કાજલે વ્યાપારાર્થે પાટણ મોકલ્યો. ત્યાંથી પાછા ફરતી વખતે મેઘો પાટણથી અતિશય પ્રભાવશાળી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા લાવ્યો કાજલે તે પ્રતિમાની માગણી કરી અને પ્રાસાદ બધાવી તે પ્રતિમાની પ્રતિષ્ઠા કરવાનો વિચાર કર્યો પણ મેઘાએ તે આપી નહી. પ્રતિમાના પ્રભાવથી મેઘાને ધનનુ નિધાન પ્રાપ્ત થયુ, જે દ્વારા તેણે જિનપ્રાસાદ બધાવવાનું કામ શરુ કર્યું. મૂલ ગભારો શિખરબધ થયો એવામાં મેઘો મૃત્યુ પામ્યો પછી કાજલે પોતાની બહેનને સમજાવીને પ્રાસાદ સંપૂર્ણ કરાવ્યો, શત્રુંજય, ગિરનારના સઘો કાઢી ઘણું ધન વાપર્યું તેમજ સંઘવીપદ મેળવ્યું.

૮૫૬ ધર્મમૂર્તિસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં ગોડીજીના તીર્થની ઉત્પત્તિ વિશે કશો જ ઉલ્લેખ નથી તે આપણે નોંધી ગયા. 'પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ'મા આ તીર્થની ઉત્પત્તિ સબધક વિસ્તૃત કથાનક નોધવામાં આવેલ છે. આ તીર્થ વિશે ભાવવિજયજી કૃત રાસ, નેમિવિજય કૃત ગોડી-પાર્શ્વનાથ સ્તવન (રચના સ. ૧૮૧૭), કવિ રૂપ કૃત ગોડીપાર્શ્વનાથ છદ આદિ પ્રાચીન રચનાઓમાથી ઘણું જાણી શકાય છે. પરંતુ અમરસાગરસૂરિના સમયમા વાચક લક્ષ્મીચંદ્રના શિષ્ય, લાવણ્યચંદ્રે સં. ૧૭૩૪ ની આસપાસ 'શ્રી ગોડીપાર્શ્વનાથ ચોઢાળિયું' રચ્યુ છે તેમાથી આ તીર્થ વિશે ખૂબ જ વિશ્વ-સનીય માહિતી ઉપલબ્ધ થાય છે. એ ચોઢાળિયાનો ઐતિહાસિક સાર આ પ્રમાણે છે :

૮૫૭ પાટણમા ઓસવંશના મીઠડિયા ગોત્રીય દેવાણંદસખાશાખીય શાહ ખેતાની પત્ની નોડીએ મેઘા શાહને જન્મ આપ્યો મહેન્દ્રપ્રભસૂરિના શાખાચાર્ય અભયસિંહસૂરિના ઉપદેશથી મેઘા શાહે સ. ૧૪૩૨ ના ફાગણ સુદી ૨ ને શુક્રવારે પાટણમા શ્રી ગોડીપાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી તે વખતે મુસલમાનોના ઝનૂની આક્રમણોના ભયને લીધે તે પ્રતિમાને સ. ૧૪૪૫ મા જમીનમા ભંડારી દેવામાં આવી સં. ૧૪૬૫ માં હુસેનખાન નામના સરદારે પાટણ સર કર્યું. તેની ઘોડાસારમાં ખીલો ખોડવા જતા તે પ્રતિમાજી પ્રગટ થયા પ્રતિમાની સુદરતા જોઈ હુસેનખાન પ્રભાવિત થયો તેની પત્ની જૈનવણિકની કન્યા હોવાથી તે પ્રતિમાનુ પૂજન કરવા લાગી આમ સં ૧૪૭૦ સુધી તે પ્રતિમા હુસેનખાનના મહેલમાં જ પૂજાતા રહ્યા.

૮૫૮ એ અરસામા થરપારકરમાં ગજો ખેગાર રાજ્ય કરતો હતો. સઘવી કાજલ રાણાનો પ્રધાન હતો મેઘાશાહ પ્રધાન કાજલના બનેવી થાય એક વખત કાજલવતીથી પાટણમાં વ્યાપારાર્થે આવેલા મેઘા શાહને અધિષ્ઠાયક દેવે સ્વપ્નમા હુસનખાન પાસે જિનબિંબ હોવાની વાત કરી અને સૂચન કર્યું કે તે સવાસો દામ આપીને મેળવવું. સ્વપ્નાનુસાર મેઘાશાહે પ્રતિમા મેળવી લીધી તે વખતે પાટણમાં બિરા-જમાન મેરુતુંગસૂરિએ એ પ્રતિમાને જોઈને મેઘાશાહને કહ્યુ કે આ પ્રતિમા તમારા દેશમાં લઈ જાઓ અને જિનપ્રાસાદ બધાવી તેમાં પ્રસ્થાપિત કરો આ પ્રભાવક પ્રતિમાથી તમારા દેશમાં અતિશયવંત મહાતીર્થ થશે.

૮૫૯. પાટણમા કરિયાણું, રૂ આદિ વસ્તુઓની ખરીદી કરી, રૂની ગાંસડીમાં એ મૂર્તિને મૂકીને મેઘાશાહ (રાધનપુર થઈને) પોતાના વતનભણી હર્ષભેર પ્રયાણ કરે છે માર્ગમાં પ્રતિમાના પ્રભાવથી પોઠિયાઓ કોઈ ગણી શકયું નહીં—મતલબ કે એને દાણુ ભરવું પડ્યું નહી ઘેર પહોચતા કાજલશાહે બધો હિસાબ માગ્યો. મેઘાશાહે પ્રતિમા મેળવવા ખર્ચેલી રકમ પોતાને ખાતે માડવાનું કહે છે અને સ્પષ્ટ જણાવે છે કે પ્રતિમા તો હુ જ રાખવાનો. કાજલશાહને પ્રતિમા રાખવાની ઈચ્છા હતી પણ મેઘાશાહ મક્કમ રહ્યા. કાજલશાહ ત્યાં પ્રધાનપદે હતા એટલે એમની વચ્ચે થયેલી રકઝકથી મેઘાશાહ ત્યાથી થરપારકરના ગોડીપુર ગામે ચાલી નીકળ્યા ત્યાં ઉદયપાલ ઠાકુરનુ પ્રભુત્વ હતુ તથા ખેતશી લુણોતનો પ્રભાવ પણ સારો હતો. તેમણે મેઘાશાહને આવકારતા મેઘાશાહ ત્યા જ સ્થિર રહ્યા પ્રતિમાના પ્રભાવથી તેઓ અખૂટ સંપત્તિ પામ્યા. પછી તેમણે ત્યાં જિનપ્રાસાદ બધાવવાનું શરુ કર્યું.

૮૬૦. જિનપ્રાસાદ બંધાવવા માટે તેણે દેશ દેશાવરથી સલાટોને તેડાવ્યા અને કામ જોસભેર શરુ કર્યું. જિનાલયનુ ઘણુંખરું કામ પૂરુ થવા આવ્યુ હતું, પાસે એક વાવ પણ બંધાવી હતી દુર્ભાગ્યે જિનાલયનું કામ સપૂર્ણ થાય તે પહેલા જ તે સં. ૧૪૯૪ માં મૃત્યુ પામ્યા એટલે કાજલશાહે ભાણેજોને ઘેર તેડાવીને ચૈત્યનુ કામ પરિપૂર્ણ કર્યું સં. ૧૪૯૫ માં ત્યાંના સંઘે જિનાલયને ફરતી દેરીઓ પણ બધાવી. બીજી પણ દેવકુલિકાની રચના થઈ. શિખર પર ધ્વજારોપણ પ્રસંગે કાજલશાહ અને મેઘાશાહના પુત્ર મેહરા વચ્ચે કલેશ થયો. ધ્વજારોપણ કરવાના કાજલશાહના કોડ પૂરા થયા નહીં. મેઘાશાહના પુત્ર મેહરાશાહે ધ્વજારોપણ કર્યું ત્યાંના ઠાકોરે એ તીર્થને મુડકાવેરામાંથી મુક્ત કર્યું ગેઘાના સંતાનો આ જિનાલયની દેખરેખ રાખતા હોવાથી તેઓ ગોષ્ઠી–ગોડીના નામથી ઓળખાયા

૮૬૧. ત્રિપુટી મહારાજ 'જૈનપરપરાનો ઈતિહાસ', ભા ૨, પૃ ૭૩૯ મા ગોડીજીની ચમત્કારી મૂર્તિનો પૂર્વ ઈતિહાસ વર્ણવતા જણાવે છે કે હેમચદ્રાચાર્યે સ ૧૨૨૮ મા પાટણમા મોટી અજનશલાકા–પ્રતિષ્ઠા કરાવી હતી ત્યારે છેલ્લે વડોદરાના જૈન કાનજીની ત્રણ પ્રતિમાની પણ અજનશલાકા કરાવી હતી આ ત્રણે પ્રતિમાઓ બહુ ચમત્કારી હતી, જેમાની એક ગોડીજીની પ્રતિમા હતી

૮૬૨ પ્રતિમાજીનાં નામકરણ સબધમા ત્રિપુટી મહારાજ માહિતી આપતાં જણાવે છે કે ઝીંઝુવાડાનો શેઠ ગોડીદાસ અને સોઢાજી ઝાલો દુષ્કાળ પડવાથી માલવા ગયા. ત્યાથી પાછા ફરતા એક સ્થાને રાતવાસો રહ્યા ત્યાં સિંહ નામના કોળીએ શેઠને ઓચિંતો ઘા કરી મારી નાખ્યો. ઝાલાને આની જાણ થતાં તેણે કોળીને મારી નાખ્યો. શેઠ મરીને વ્યંતર થયો, અને તેના ઘરમા જે શ્રી પાર્શ્વનાથની પ્રતિમા હતી તેનો અધિષ્ઠાયક બની તેની પૂજા–ભક્તિ કરવા લાગ્યો ત્યારથી તેના નામ પરથી આ પ્રતિમા ગોડી પાર્શ્વનાથનાં નામથી વિખ્યાત થઈ અધિષ્ઠાયકે સોઢાજીને સહાય કરી સુખી કર્યો. સોઢાજીએ પણ એ પ્રતિમાને પોતાના ઘરમા લાવી પધરાવ્યા તે તેની પૂજા કરવાથી અત્યત સુખી થયો, ઝીંઝુવાડાનો રાજા બન્યો, તેમજ ગુજરાતનો મહામડલેશ્વર પણ બન્યો તેના ભાઈ માગુ ઝાલાએ પણ અધિષ્ઠાયકની સહાયથી ફૂલાકુંવરીનુ ભૂત કાઢ્યુ હતુ મડલેશ્વર મોટા ઝાલાને દુર્જનશલ્ય નામે પુત્ર હતો તે પણ રાજા ભીમદેવ સોલંકી(બીજા)નો મંડલેશ્વર હતો તેણે સં. ૧૨૦૫ થી સ ૧૩૧૦ ના ગાળામા શંખેશ્વર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

૮૬૩ તે પછી ગોડીજીની પ્રતિમા પાટણમા લાવવામા આવી. સં. ૧૩૫૬–૬૦ ના ગાળામા બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજીના ભાઈ અલફખાને ગુજરાત પર ચઢાઈ કરી અને કરણ વાઘેલાને ભગાડી પાટણમાં પોતાની ગાદી સ્થાપન કરી આ વખતે પ્રતિમાજી ભૂમિગૃહમા રહ્યાં સ ૧૪૩૨ લગભગમાં

પાટણનો સૂબો હસનખાન–હીસામુદ્દીન થયો, જેની ઘોડસારમાંથી પ્રતિમાજી પ્રકટ થયાં, એ પછીનો આખો વૃત્તાંત આપણે ઉપર્યુક્ત ચોઢાળિયાના આધારે જોઈ ગયા. વિશેષમાં એ જાણી શકાય છે કે મેઘો પોતાનાં ગૃહમંદિરે એ પ્રતિમાજીનું ૧૨ વર્ષ સુધી પૂજન કરતો રહ્યો, જે દરમિયાન તેને મહીઓ અને મેહરો નામે બે પુત્રો થયા. મેઘાશાહને એક રાતે એ પ્રતિમાને અજાણ્યા સ્થળે લઈ જવાનું સ્વપ્નમાં સૂચન મળ્યું. એટલે સવારે વહેલા ઊઠી એક વહેલમાં તે પ્રતિમાને પધરાવી, વહેલને બે નવા વાછરડા જોતરી અજાણ્યા સ્થળ તરફ જવા પ્રયાણ કર્યું. તે રાયા થલમા જઈ પહોંચ્યો. ત્યાં ચારે બાજુએ નિર્જન વેરાન હતું. ત્યા તેણે સ્વપ્નાનુસાર ગોડીપુર નગર વસાવ્યું. ત્યાં પાણીનો કૂવો નીકળ્યો અને વેળા આકડા નીચેથી તેને ધન મળ્યું. તેણે ત્યાં દેરાસરનો પાયો નાખ્યો. દેરાસરનું કામ શરુ થયું. સિરોહીના સલાટે તે કામ ભક્તિથી ઉપાડી લીધું. મેઘાશાહની કીર્તિ ચારે તરફ ફેલાવા લાગી. આથી કાજલને તેની ઈર્ષા થવા માંડી. કાજલે પોતાની પુત્રીનાં લગ્નમા મેઘાશાહનાં આખા કુટુંબને પોતાને ત્યાં તેડાવ્યું અને કપટ કરીને મેઘાશાહને ઝેર આપીને મારી નખાવ્યો. પછી કાજલે દેરાસરનું અધૂરું કાર્ય પાર પાડ્યું, દેરાસરમા ગોડીજીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી. મેઘાશાહના પુત્ર મેહરે દેરાસર ઉપર કળશ ચડાવ્યો તથા ધ્વજારોપણ કર્યું. આ રીતે ગોડીજીનું સુપ્રસિદ્ધ તીર્થ અસ્તિત્વમાં આવ્યું. તે પછી કાજલે શત્રુંજય અને ગિરનાર તીર્થનો છ'રી પાળતો યાત્રા સંઘ કાઢ્યો.

૮૬૪ ગોડીપાર્શ્વનાથની પ્રતિમા છેલ્લા પાચ સૈકામા બહુ પ્રભાવશાળી મનાય છે. આ પ્રતિમા લુપ્ત થતી અને જુદે જુદે સ્થળે પ્રગટ થતી રહેતી. તેની યાત્રા માટે દૂર દૂરથી મોટા મોટા સંઘો આવતા હતા. આ પ્રતિમાને જે રસ્તે થઈ નગરપારકર લઈ ગયા તે તે સ્થાનોમા ગોડીપાર્શ્વનાથના પગલાં સ્થાપન થયાં, આજે જે ' વરખડી ' નામથી ઓળખાય છે.

૮૬૫ આ તીર્થની સ્થાપના થયા પછી ગોડીજીનો મહિમા ખૂબ ખૂબ વધ્યો, સમગ્ર ભારતમા ગોડીજીનાં જિનાલયોનુ નિર્માણ થયુ અને જૈનો જ નહીં જૈનેતરો પણ ગોડીજીમાં આસ્થા રાખતા થયા. શેઠ મોતીશા જેવા ભાવુકો તો પ્રત્યેક શુભ કાર્યોની શરુઆત ગોડીજીના નામનુ ઉચ્ચારણ કરીને જ કરતા. હિસાબી ચોપડામા પણ પ્રથમ તો ગોડીજીનુ નામ જ લખાતુ ! ગોડીજીનો મહિમા સાભળીને અગ્રેજો પણ એમના પ્રત્યે આકર્ષાયા હતા એવા પણ અનેક ઉદાહરણો મળી આવે છે. પૂરણચદ નાહર સપાદિત ' જૈન લેખસગ્રહ–જૈસલમેર ', લેખાક ૨૫૩૦મા આ પ્રમાણે ઉલ્લેખ છે : **उठै अंगरेज श्री गोडीजीरा दरसण करण नैं आयो** ॥ ગોડીજીના ચમત્કારોની અસખ્ય વાતો જૈનો તેમજ જૈનેતરો રસપૂર્વક કહે છે અને પોતાની તેમના પ્રત્યેની આસ્થા દૃઢ કરે છે. આ મહાન તીર્થના પ્રતિષ્ઠાપક આચાર્ય અચલગચ્છીય હોઈને અચલગચ્છના ઈતિહાસમા તો આ તીર્થનો મહિમા અનીર્વચનીય બની ગયો છે. અંચલગચ્છના આચાર્યોએ ગોડીજીનો મહિમા ગાવા અસંખ્ય સ્તુતિઓ, સ્તોત્રો, છદો, ચોઢાળિયાઓ, પદો આદિ રચ્યાં છે અને એમના અન્ય ગ્રથોમા પણ મગળાચરણમા તો ગોડીજીનુ નામ સ્મરણ અચૂક કર્યું હશે.

### ધાર્મિક અને રાજકીય સ્થિતિ

૮૬૬ પારકરમા ગોડીજીનું પ્રસિદ્ધ તીર્થ અસ્તિત્વમાં આવ્યુ એ વિશે જોયા પછી ત્યાંની ધાર્મિક અને રાજકીય સ્થિતિ વિશે વિચાર કરવો પણ અભીષ્ટ છે. પારકરનું સ્થાન તે અરસામાં ખૂબ જ મહત્વપૂર્ણ રહ્યુ, કેમકે સિંધના ઉત્તર ભાગથી કે સમગ્ર રાજસ્થાનથી અનેક જાતિઓ સ્થળાંતર કરી પારકર થઈ કચ્છ, ગુજરાત આદિ સુરક્ષિત પ્રદેશોમા પથરાઈ. ત્યાંના રાજકીય ઉલ્કાપાતનુ એ અનિવાર્ય પરિણામ હતુ.

૮૬૭. આપણે જોયું કે સ. ૧૩૫૫ માં અલ્લાઉદ્દીન ખિલજીના લશ્કરી સરદારોએ ગુજરાતના અણહિલવાડ રાજ્યનો નાશ કર્યો, ત્યારે ગુજરાત દિલ્હી બાદશાહોની સત્તા હેઠળ એક પેટા રાજ્ય બની રહ્યું હતુ, કચ્છને પણ ખડણી ભરવી પડતી હશે. પરંતુ દિલ્હીની શહેનશાહત તરફથી આ દૂર આવેલા અને છૂટી છૂટી થોડી વસ્તીવાળા મુલક ઉપર કંઈ-અસરકારક હકૂમત ચલાવાતી નહિ હોય, તેથી જાડેજાના સત્તા કચ્છમાં ધીમે ધીમે વધતી રહી. કમનસીબે આ જાડેજાઓ વચ્ચે ઐક્ય ન હતુ. અને મુખ્ય ત્રણ જાડેજા વંશના જાગીરદારો પોતપોતાના બાંધેલા જુદા જુદા ડુંગરી કિલ્લાઓની અંદર ખરેખર, સ્વતંત્ર રીતે વર્તતા રહ્યા હતા. પણ આ ભાયાતો કોઈ ચોક્કસ હેતુસર એકત્રિત બનતા હતા. જેમકે તેરમી સદીમાં કચ્છમાંથી કાઠીઓને હાંકી કાઢવા તેઓ એકત્રિત બન્યા હતા. જાડેજાઓ શાહી સલ્તનતના મુસલમાન સરદારોથી સારો સંબંધ રાખતા કારણ તેમના ઘણાં રીત-રીવાજો સૈકાઓના પરિચયને કારણે ઇસ્લામ સંસ્કૃતિની અસરવાળાં હતાં.

૮૬૮. સુલતાનનાં મૃત્યુબાદ તુરત જ સિંધ અને ગુજરાતના સૂબાઓએ દિલ્હીની સત્તા સામે બંડ કર્યાં, અને મહમદ બિન તઘલખ દિલ્હીની ગાદીએ આવ્યો ત્યાં સુધી આ બન્ને પ્રદેશો ઉપર દિલ્હીનું વર્ચસ્વ પાછું ન રહ્યું, એ પણ આપણે જોઈ ગયા. એ પછી સમાઓએ સિંધમાં પોતાનુ અલગ રાજ્ય સ્થાપ્યુ. સમાની જે શાખા આ પ્રમાણે સિંધમાં સ્થિર થઈ, તેણે કચ્છ તરફ દેશાંતર કરી ત્યાં જ સત્તા રૂઢ થયેલા સમાઓ કરતાં મુસલમાન ધર્મનો વધારે ચુસ્તપણે અંગીકાર કર્યો જણાય છે, એમ પ્રો. રશબ્રુક 'બ્લેક હિલ્સ'માં નોંધે છે. વિશેષમા તેઓ જણાવે છે કે—આ બન્ને શાખાઓએ પોતાની વંશપરંપરાગતની ધાર્મિક સહિષ્ણુતા એક સરખી જાળવી રાખી હતી એમ જણાય છે કચ્છી અને સિંધી સમાઓ વચ્ચે 'જેહાદો' થઈ નહોતી. તેવી જ રીતે કચ્છની ભૂમિ ઉપર પણ ધર્મના ઓઠા હેઠળ ધાર્મિક યુદ્ધો પણ થયાં નહોતા. મલિક તાગીની પૂઠે સિંધ ઉપર જ્યારે મહમદ તઘલખ સં. ૧૪૦૮ માં ચડી આવ્યો ત્યારે સમાઓથી સિંધમાં રહી શકાશે નહી, એમ તેમને ખાતરી થઈ, અને તેઓને કચ્છમાં સારુ આશ્રયસ્થાન મલ્યુ મજફ્ફર મલિક તાગીએ ગુજરાતમાંથી શાહી સત્તાને ઉથલાવી નાંખી હતી, પણ તે પાછળથી હાર પામ્યો અને તેણે સિંધમાં આશ્રય લીધો

૮૬૯ સુલતાન મહમદ ઠઠ્ઠા તરફ કૂચ કરતાં રસ્તામાં જ મૃત્યુ પામ્યો, અને શાહી લશ્કરને સમાઓએ સારી રીતે ટૂંકુ કરી નાખ્યું, જેથી તત્કાળ પૂરતો ભય સિંધ પરથી પસાર થઈ ગયો. તે પછી સુલતાન ફિરોજશાહ તઘલખે મહમદના લશ્કરની હાર બદલ વેર લેવા નિશ્ચય કર્યો, અને ઘોડેસવાર તથા હાથીઓવાળા એક પ્રચંડ લશ્કર સહિત ઠઠ્ઠા તરફ તે કૂચ કરી ગયો સિંધુ નદીના ત્રિકોણ પ્રદેશમાં લશ્કરી કાર્યવાહીઓ સહેલાઈથી થઈ શકે, તે માટે તેણે પોતાની સાથે હોડીઓ પણ રાખી હતી, પરંતુ સિંધી અને કચ્છી નાવિકોની બરાબરી કરી શકે તેવા તેની પાસે ખલાસીઓ નહોતા. ઠઠ્ઠાના જામે પોતાનો બચાવ એટલો તો બહાદુરીથી કર્યો કે સુલતાને જીતની આશા છોડી દીધી અને ગુજરાત—જે ફરીથી પૂર્ણ શાહી વર્ચસ્વ નીચે આવી ગયું હતું—પાછા ફરી, વધારે બળવાન લશ્કર સજ્જ કરવા તેણે નિશ્ચય કર્યો પાછા ફરતી વખતે કચ્છના સમાઓ કે જેમણે પોતાના સિંધના ભાયાતોને સુલતાનને હટાવવામાં મદદ કરી હતી, તેને બદલો દેવાની સુલતાનની ઇચ્છા થઈ પરંતુ રણના કાદવ-કીચડમાથી પસાર થવામા તેના લશ્કરને ભયંકર વિપત્તિઓમાંથી પસાર થવું પડ્યુ હતુ. આથી તેમના અસંખ્ય માણસો માર્યા ગયા અને ફક્ત નામનુ લશ્કર જ ગેલે પાર ઉતરવા પામ્યું. સુલતાન પોતે તો તદ્દન માર્ગ ભૂલી ગયો, અને ઘણા દિવસો સુધી તેના કશા સમાચાર મલ્યા નહિ. કચ્છના રણ મારફત પસાર થતાં તેના

લશ્કરનો આવી રીતે નાશ થયો હતો, તેની આવી નોંધ પહેલી જ હતી ત્યારબાદ પણ આ જ પ્રકારના અનુભવ રણ ઓળગતાં થયા છે

૮૭૦. પ્રો. રશબ્રુક વીલિયમ્સ કહે છે કે કચ્છ પર આક્રમણ કરનારને રણને લીધે જે અનહદ મુશ્કેલીઓ અને જોખમો વેઠવા પડે છે—ખાસ કરીને ગુજરાત અને સિંધને લગતી સરહદો વચ્ચે—તેને લીધે કચ્છ એક દુર્ગ જેવો પ્રદેશ છે, એવી કચ્છની નામના વધારે દૃઢ થતી ગઈ.

૮૭૧ સુલતાન સં. ૧૪૨૦ની આસપાસ વધારે સહીસલામત રસ્તે પાછો ફર્યો, અને ઠઠ્ઠાના જામને દિલ્હીની શરણાગતી સ્વીકારવા ફરજ પાડી. થોડા સમય બાદ જ જામે દિલ્હી સલ્તનતને ખંડણી ભરવાની શરત સ્વીકારી, અને તેને પાછો પોતાના રાજ્યનો કારભાર સોંપવામાં આવ્યો સમા વંશનું રાજ્ય દક્ષિણ સિંધમાં ૧૬મી સદી સુધી એક ધારૂ ચાલુ રહ્યું. તેમના કચ્છી સમાઓ સાથેના સંબંધો સારા રહ્યા હતા, અને પહેલા મોગલ શહેનશાહ બાબર (મરણ સં. ૧૫૮૭)ના સમયમાં ઠઠ્ઠાનું રાજ્ય આરગણુ રાજાઓએ કબજે કરી લીધું ત્યારે જામ વંશનો છેલ્લો રાજા જામફિરોજ નાસીને કચ્છમાં આશ્રય માટે આવ્યો હતો.

૮૭૨. સૌરાષ્ટ્રની બાજુએથી કચ્છ આવવું—જવું વધારે સહેલું હતું ફિરોજશાહ તઘલખના વંશના બાદશાહોમાં પ્રમાદ અને મોજશોખને લઈને સડો દાખલ થતો જવાથી દિલ્હીની શહેનશાહત નબળી પડી ગઈ, અને ગુજરાતના સૂબા ઝફરખાને સં. ૧૪૫૩ માં 'મુઝફરશાહ' નામ ધારણ કરી પોતાને સ્વતંત્ર બાદશાહ તરીકે જાહેર કર્યો, અને અણહિલવાડના જૂના રાજ્ય પર પોતાની સત્તા જમાવવાનું શરૂ કર્યું સં. ૧૪૬૭માં વાગડ પર સત્તા જમાવવા નિશ્ચય કર્યો અને કંથકોટના કિલ્લાનો રાજવી, જે હજી સુધી દેદાના વંશનો જ હતો તેને તાબે થવા ફરજ પાડી પણ કચ્છના બીજા વિસ્તારોને તેણે તાબે કર્યા હોય તેવું કંઈ જણાતુ નથી. એટલુ ખરું કે કચ્છ અને અણહિલ પાટણનો જૂનો સબંધ તેણે ફરી ચાલુ કર્યો, અને આ સબંધ તેના પૌત્ર અને અનુગામી વારસ બાદશાહ અહમદશાહે અણહિલ પાટણનાં જૂનાં પાટનગરને તજી દઈ અમદાવાદ નામનું નવુ શહેર વસાવ્યું, ત્યાં સુધી ચાલુ રહ્યો.

૮૭૩ ઉક્ત ગોડી પાર્શ્વનાથના ચોઢાળિયામાં કહેલો હસનખાન તે કદાચ ગુજરાતના સૂબા ઝફરખાનનો સરદાર હોય, કેમકે સં. ૧૪૫૩ માં ઝફરખાને મુઝફરશાહનુ નામ ધારણ કર્યા પછી પાટણ પર હુમલાઓ કર્યા છે એ અરસામાં જ હસનખાન પાટણમાં હતો સં. ૧૪૭૦ સુધી ગોડીજીની પ્રતિમા તેના મહેલે રહી હોવાનો ઉલ્લેખ પણ ઉક્ત ચોઢાળિયામા છે. આપણે જોયુ કે જાડેજાઓ મુસલમાન સરદારો સાથે સારો સંબંધ રાખતા કારણ કે તેમનાં રીત—રીવાજો સૈકાઓના પરિચયને કારણે ઇસ્લામ સંસ્કૃતિની અસરવાળા હતાં. વળી કચ્છ અને અણહિલ પાટણનો જૂનો સંબંધ પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે. શકય છે કે હસનખાન સાથે એમને સારો સંબંધ રહ્યો હોય વળી હસનખાનની પત્ની પણ જૈન વણિકની કન્યા હોવાનું ચોઢાળિયામા કહેલુ છે. આ દ્વારા જાડેજાઓની જેમ તે પણ ધર્મસહિષ્ણુ હશે. મુસલમાન ધર્મના પ્રચારથી પણ પહેલાં જાડેજાઓની કુળદેવી આશાપૂરા દેવીનુ પૂજન અને ભક્તિ કરવાની સમા વંશની રીત હતી. તે પણ તેઓ સહજ અને સહેલાઈથી કરતા હતા. તેઓ હિન્દુ ધર્મના સાધુ—સંતોનો અને મુસલમાન ઓલિયાઓનો સમાનભાવથી આદર કરતા હતા. કારણ કચ્છ બન્ને ધર્મના પ્રખર સંતપુરુષોની તપોભૂમિ રહેલ છે.

૮૭૪. ઉપર્યુક્ત ઘટનાઓથી ફલિત થાય છે કે મુસ્લીમ સંસ્કૃતિનાં ઝનૂની આક્રમણે હિન્દુ રાજવીઓને રાજકીય અને ધાર્મિક રીતે નમતા શીખવ્યુ સિંધ અને રાજસ્થાનની રાજકીય વિષમતાઓથી

અનેક જાતિઓને પારકર થઈને કચ્છ અને ગુજરાતના સુરક્ષિત પ્રદેશોમા આશ્રય લેવો પડ્યો આમ રાજકીય, ધાર્મિક તેમજ સામાજિક ક્ષેત્રે બધુ જ પરિવર્તનશીલ રહ્યા કર્યું. આવી પરિસ્થિતિમા ઐક્યની ખાસ જરૂર હતી, પરતુ દુર્ભાગ્યે એની જ ખામી રહી અલબત્ત, પોતપોતાના મર્યાદિત ક્ષેત્રમા ઐક્ય તો હતુ જ પણ એ ક્ષેત્રોના નેતાઓ એક બીજાની સાથે હાથ મિલાવી શક્યા નહી. પરિણામે પ્રજા રાજાને વફાદાર હોવા છતા રાજાઓ એક બીજા સાથે ભળી શક્યા નહી એવી જ રીતે શ્રાવકો ગચ્છાધિપતિને વફાદાર હોવા છતા બધાયે ગચ્છો જોઈએ તેવી એકતા કેળવી શક્યા નહી એજ પ્રમાણે જ્ઞાતિના મુખ્ય પુરુષોએ ભિન્ન ભિન્ન પ્રવાહમાં જાતિજનોને નેતૃત્વ પૂરુ પાડ્યુ—અને એ રીતે અનૈક્યનો ગુણાકાર થતો ગયો।।

૮૭૫ મહેન્દ્રપ્રભસૂરિએ પટ્ટધર થયા પછી અચલગચ્છનું સંગઠન દૃઢ કર્યું એ ઠીક જ કર્યું, નહી તો એ પરિવર્તનશીલ જમાનામા આ ગચ્છને પારાવાર સહન કરવું પડયુ હોત ઉક્ત બધાયે પરિબળોને ધ્યાનમાં લઈને એમણે ખૂબ જ ડહાપણભર્યું પગલુ ભર્યું આ ગચ્છને જો એ અરસામા મહેન્દ્રપ્રભસૂરિ જેવા શક્તિશાળી પટ્ટધરનુ નેતૃત્વ ન સાપડ્યુ હોત તો આ ગચ્છનુ ખૂબ જ નિરાશાજનક ચિત્ર જોવા મળત પોતાના ગચ્છમા તપ, નિયમ, ક્રિયા અને વિદ્યા ઉતરોતર વધે એવા પગલા તેમણે અસરકારક રીતે ભર્યા હતાં એ વિશે આપણે ઉલ્લેખ કરી ગયા ખડન–મંડનનો માર્ગ લીધા વિના એમણે લીધેલુ પગલું જ શ્રેયસ્કર હતું એમના શાખાચાર્યો પણ એ નીતિને જ અનુસર્યા પાટણના સરદાર હસનખાન જેવાનો સમાગમ પણ તેઓ કેળવી શક્યા હશે એમ ઉક્ત ચોઢાળિયાથી સૂચિત થાય છે

## કવિ મહેન્દ્રપ્રભસૂરિ

૮૭૬ મહેન્દ્રપ્રભસૂરિ સકળ ગચ્છનાયક ઉપરાત કવિ પણ હતા આપણે જોયુ કે એમની શિષ્યમંડળીએ જૈન સાહિત્યના ઇતિહાસમાં તેજવતો યુગ પ્રવર્તાવ્યો મેરુતુગસૂરિ, માણિક્યસુદરસૂરિ, માણિક્યશેખરસૂરિ આદિ અનેક ગ્રથકારોની સાહિત્યપ્રવૃત્તિ વિશે પાછળથી વિચારણા કરીશુ એ વિદ્વાન શિષ્યમંડળીના નેતા પણ એવા જ વિદ્વાન હતા, જે વિશેનો ખ્યાલ એમની એક માત્ર ઉપલબ્ધ કૃતિ 'જીરાપલ્લી પાર્શ્વનાથ સ્તોત્ર' દ્વારા મળી રહે છે. એમણે ૪૫ સંસ્કૃત કારિકામાં આ અદ્‌ભુત સ્તોત્રની રચના કરી છે, જેની હાથ પ્રત લીબડીના ભડારમા સુરક્ષિત છે પ્રો પિટર્સનના પ્રથમ રીપોર્ટમા પણ આ ગ્રથની નોંધ છે–જુઓ ન ૩૧૬

૮૭૭ ગોડીજીનાં તીર્થની જેમ જીરાવલા તીર્થનો મહિમા પણ એ અરસામા ખૂબ જ હતો. આ તીર્થની સ્થાપનામા તેમ જ તેના વિકાસમાં અચલગચ્છના આચાર્યોનો ઉલ્લેખનીય હિસ્સો છે; એ વાતની પ્રતીતિ ત્યાના શિલાલેખો દ્વારા જ થઈ શકે એમ છે તદુપરાંત, મહેન્દ્રપ્રભસૂરિ, જયશેખરસૂરિ, મેરુતુગસૂરિ આદિ આચાર્યોએ આ તીર્થના સુદર સ્તોત્રો રચ્યા છે, એટલુ જ નહીં અંચલગચ્છીય સાહિત્યકારોની લગભગ પ્રત્યેક કૃતિના મગળાચરણમા ગોડીજી અથવા જીરાપલ્લી પાર્શ્વનાથની સ્તુતિ તો અવશ્ય હશે જ. આ તીર્થના અદ્‌ભૂત પ્રભાવ અને ચમત્કારની વાતો આ ગચ્છના સાહિત્યમા એકમેક થઈ ગઈ છે.

૮૭૮ પ્રસ્તુત સ્તોત્રના મગળાચરણમાં કવિ મહેન્દ્રપ્રભસૂરિ વર્ણવે છે—

**प्रभुं जीरिकापल्लीवल्लीवसन्तं लसद्देहभासेन्द्रनीलंहसन्तम् ।**
**मनःकल्पितोनल्पदानैकदक्षं जिनं पार्श्वमीडे कलौ कल्पवृक्षम् ॥ १ ॥**

અર્થાત્ જીરાપલ્લીરૂપ વલ્લીમાં રહેતા, ઈન્દ્રનીલની શોભાને પણ હસતા, મનોહર દેહવાળા, મનોવાંછિત વધુ દાન આપવામાં કુશળ, કલિયુગમાં કલ્પવૃક્ષ સમાન એવા પ્રભુ શ્રી પાર્શ્વજિનને હું નમું છું—સ્તવું છું.

૮૭૯ બીજા શ્લોકમાં સ્તોત્રકાર પોતાની અલ્પતા દર્શાવતા કહે છે કે—'રત્નભૂત અમૃત સરખી વાણીવાળા પંડિતો ક્યાં અને અલ્પબુદ્ધિવાળો હું ક્યાં? પરંતુ પ્રભો! આપના પ્રત્યેની મારી ભક્તિ મૌન મૂકાવી દે છે!' આગળ ગ્રંથકાર જણાવે છે કે 'પ્રભો! મિથ્યાત્વરૂપ માતંગના સ્પર્શથી આ બુદ્ધિ ભૂષણ અને દૂષણમાં અસ્પૃશ્ય બની ગઈ હતી, પરંતુ આપનાં નામનાં ધ્યાનરૂપી તીર્થમાં સ્નાન કરવાથી તે શુદ્ધ બની છે, શાંત થઈ છે અને સતીની જેમ શોભિત થઈ છે.' ત્યાર પછીના શ્લોકોમાં જિનગુણ મહિમા, દેવ—દાનવ—ભૂત—પ્રેત—પિશાચના ઉપદ્રવોની શાંતિ, આધિ—વ્યાધિની ઉપશાંતિ, પ્રભુનાં અદ્ભુત રૂપ—દેહ લાવણ્યનું વર્ણન ઈત્યાદિ સુલલિત પદ્યોમાં કવિએ વર્ણવ્યું છે.

૮૮૦. મુનિ ન્યાયવિજયજી 'જીરાવલા તીર્થ' નામના લેખ, જૈ. સ. પ્ર. વર્ષ ૧૮, અ. ૧૨, પૃ. ૨૩૦—૧માં નોંધે છે કે—આ કૃતિમાં કવિએ ઉચ્ચ કવિત્વ દર્શાવ્યું છે, એક સહૃદયી ભક્તજનનું હૃદય ઠાલવી અદ્ભુત સ્તુતિ કરી છે. એક એક શ્લોક વાચતાં હૃદયના તાર ઝણઝણી ઉઠે છે વાણીની સરળતા અને સુંદરતા સ્તોત્રમાં ઝળકી રહી છે

૮૮૧ અંતિમ પદ્યમાં સ્તોત્રકાર વર્ણવે છે—

> एवं देवाधिदेवं प्रतिदिनमपि यो जीरिकापल्लीराजं,
> पार्श्वंस्तौति त्रिसन्ध्यं त्रिदशविटपनं भक्तिभाजामवन्ध्यम् ।
> विश्वविश्वाद्भुतास्ता नवनिधिरुचिरा ऋद्धयः सिद्धयो वा;
> तस्योत्सर्पंति पुंसः सपदि जगति या· श्री महेन्द्रस्तवार्हाः ॥

અર્થાત્ આવી રીતે જીરાપલ્લીમાં શોભતા, બિરાજમાન દેવાધિદેવ એવા શ્રી પાર્શ્વનાથ ભગવંતને જે ત્રિકાલ સેવે છે, તે ભક્તજનોને ફલદાયક શ્રી કલ્પવૃક્ષસ્વરૂપ છે; તેમજ તે ભક્તજનોને વિશ્વની સમસ્ત અદ્ભૂત નવનિધિ, ઋદ્ધિ, સિદ્ધિ તેની પાસે આવે છે અને જગતમાં શ્રી મહેન્દ્રથી સ્તવનીય—પૂજનીય બનાવે છે. છેલ્લે કર્તાનું નામ પણ સૂચવાયું છે.

**સ્વર્ગગમન.**

૮૮૨ સં ૧૪૪૪માં એકયાસી વર્ષની ઉમરે અંચલગચ્છના યશસ્વી પટ્ટધર મહેન્દ્રપ્રભસૂરિ સ્વર્ગે સિધાવ્યા. મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવાયું છે કે પાંચ દિવસનું અણશણ કરી, શુભ ધ્યાન ધરતા માગશર વદિ ૧૧ને દિવસે તીર્થાધિરાજ શત્રુંજય પર્વતના શિખર પર તેઓ દેવલોકે ગયા

૮૮૩ મહેન્દ્રપ્રભસૂરિનાં મૃત્યુના વર્ષ વિશે થોડો મતભેદ છે કિન્તુ એમના મૃત્યુના સ્થળ વિષે તો બહુધા પ્રાચીન પ્રમાણગ્રંથો એકમત છે. આપણે જોયું કે મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં મહેન્દ્રપ્રભસૂરિનું મૃત્યુ સં. ૧૪૪૪માં પાટણમાં થયું હોવાનું નોંધે છે. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં પણ એમનાં મૃત્યુ—સ્થળ તરીકે પાટણનો જ નિર્દેશ કરે છે, જો કે મૃત્યુનું વર્ષ તો સં. ૧૪૪૫ જણાવે છે:—

> સિરિ ગુરુ મહિંદસિંહો વિહરિય ભુયણમ્મિ પટ્ટણે પત્તો,
> સંવચ્છર પણયાલે સુહઝાણે સો દિવં પત્તો. ૮૨.

૮૮૪. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ'માં નોંધે છે કે મહેન્દ્રપ્રભસૂરિ સં ૧૪૮૪ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે પાટણમાં સ્વર્ગે ગયા —

> ગુહિરિમ ગુણિ મયર હર જિમ, મહિમા ગુણિ હિમવંત,
> સિરિ માહિંદપ્પહ સૂરિ ગુરો, મહિમંડલિ જયવંત ૯૧
> અણહલ વાડઈ વર નયરે, ચઉદ ચઉઆલી જાણિ,
> કાતિય સુદિ તિથિ તેરસિહિ પુહતઉ ગુરુ નિરવાણિ ૯૨

૮૮૫. કોઈ અજ્ઞાત-કર્તૃક 'મેરુતુંગસૂરિ રાસ'માં જણાવવામાં આવ્યું છે કે પાટણમાં સં ૧૪૪૫ ના ફાગણ વદિ ૧૧ ને દિવસે મહેન્દ્રપ્રભસૂરિએ ગચ્છનાયક પદ આપી ગચ્છધુરા મેરુતુંગસૂરિને સમર્પિત કરી

> કારાવઈ પણયાલઈ વાસરિ, ફાગુણ વદિ ઈગ્યારસિ વાસરિ,
> શ્રી મહિંદ્રપ્રભસૂરે પાટણિ પયડ ગચ્છ નાયક,
> થાપીય ગચ્છ ભાર સઘલું તવ આપીય ગુરુ શ્રી મેરુતુંગસૂરે. ૫.

૮૮૬ ઉક્ત પ્રમાણો દ્વારા એટલું તો સિદ્ધ થાય છે કે મહેન્દ્રપ્રભસૂરિ શત્રુંજય પર નહીં, કિન્તુ પાટણમાં જ કાલધર્મ પામ્યા હતા એમના મૃત્યુના વર્ષ માટે થોડો મતભેદ જણાય છે, પરંતુ બારીકાઈથી વિચારતાં એ અંગે પણ નિર્ણય થઈ શકે એમ છે કવિવર કાન્હ મહેન્દ્રપ્રભસૂરિનું મૃત્યુ સં ૧૪૪૪ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે થયું હોવાનું માને છે તે વધારે સ્વીકાર્ય છે મુનિ લાખા પણ એ જ વર્ષ સ્વીકારે છે ડૉ પિટર્સન, ડૉ કલાટ, મો દ દેસાઈ, ભીમશી માણેક, બુદ્ધિસાગરજી આદિ સાંપ્રત ગ્રંથકારોને પણ એ જ વર્ષ અભિપ્રેત છે અન્ય પ્રાચીન ઉલ્લેખોદ્વારા પણ એ જ વર્ષનું સૂચન મળે છે, તો પછી ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં તેમ જ અજ્ઞાતકર્તૃક 'મેરુતુંગસૂરિ રાસ'મા ૧૪૪૫નું વર્ષ કેમ છે? 'મેરુતુંગસૂરિ રાસ'માં તો જણાવાયું છે કે સં ૧૪૪૫ના ફાગણ વદિ ૧૧ ને દિવસે મહેન્દ્રપ્રભસૂરિએ મેરુતુંગસૂરિને ગચ્છનાયક પદ આપ્યું મારવાડી વર્ષ પ્રમાણે સં ૧૪૪૪ના ફાગણ વદિ ૧૧ ને દિવસે સં ૧૪૪૫ ની સાલ જ ગણાય 'મેરુતુંગસૂરિ રાસ'ના કર્તાએ મારવાડી વર્ષ ગણ્યું હોય અને ભાવસાગરસૂરિએ એ કૃતિનો આધાર લીધો હોય એ તદ્દન શક્ય વાત છે એ પ્રમાણે સં ૧૪૪૪ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે મહેન્દ્રપ્રભસૂરિ પાટણમા કાલધર્મ પામ્યા હોય અને સં ૧૪૪૪ના ફાગણ વદિ ૧૧ ને દિવસે મેરુતુંગસૂરિ ગચ્છનાયક પદે અભિષિક્ત થયા હોય, જે વખતે પૂર્વગામી પટ્ટધરની વિદ્યમાનતા ન જ હોય કેમકે એક જ સમયે બે ગચ્છનાયકોની વિદ્યમાનતા અસ્વીકાર્ય જ છે આ બધી રીતે મહેન્દ્રપ્રભસૂરિ સં ૧૪૪૪ના કાર્તિક સુદી ૧૩ને દિવસે પાટણમા સ્વર્ગે ગયા હોય એ વધારે સ્વીકાર્ય ઠરે છે.

૮૮૭ મહેન્દ્રપ્રભસૂરિની પટ્ટધર તરીકેની કારકિર્દી ખરેખર, ઉજ્જવળ છે. એમના ગુણોની પ્રશંસા કરતા કવિઓ થાકતા નથી. એક કવિએ તો મહેન્દ્રપ્રભસૂરિના જેવા કોઈ ન થઈ ગયા હોવાનું પણ કહ્યું-

> સવ્વે વહંત ગવ્વ, કુણંતુ પઢંતુ પઢમ જે,
> પણ તુહ મહિંદસૂરિ સાસભુવિણુ મિ ણ કોવિ મુણી.

૮૮૮ કવીશ્વર જયશેખરસૂરિએ 'ઉપદેશ ચિન્તામણિ'ની ગ્રંથ-પ્રશસ્તિમા મહેન્દ્રપ્રભસૂરિની વિદ્યમાનતામાં જ એમને 'પાટરૂપી નંદનવનમા કલ્પવૃક્ષ સમાન' કહ્યા જયશેખરસૂરિ કહે છે કે-વિદ્વાનો એમના હાથને લક્ષ્મી તથા સરસ્વતીની મૈત્રી કરાવવાનું તીર્થ કહે છે જો એમ ન હોય તો તેમના કર સ્પર્શથી વિનયવંત પુરુષ લક્ષ્મીવાન અને બુદ્ધિમાન ક્યાંથી હોય? જે આચાર્યની કીર્તિના ભારથી જગતને ઉજ્જવળ કરવામા એવો કોઈ પણ ન હતો કે જે ત્રાહિત અંધકારને આશ્રય આપે. પરંતુ તે

ભગ્નાશ અવકાશને જેના ચરણો છુપાયેલા છે, એવા દુર્વાદિના સમૂહ પ્રસરી રહેલી દયાવાળાની જેમ પોતાના મુખમાં નિશ્ચલ નિવાસભૂમિ આપી :—

> तत्पट्टनंदनवन कल्पद्रूमसमश्रियः ।
> जयंति सांप्रतं श्री मन्महेन्द्रप्रभसूरयः ॥ ७ ॥

> यत्पाणिमाहुः कृतिनः श्रियश्च । गिरश्च मैत्री घटनैकतीर्थं ॥
> संपर्कतस्यस्य जनोविनीत । श्रीमांश्च धीमांश्च किमन्यथास्यात् ॥ ८ ॥
> येषां कीर्तिनरे भरेण धवलीकर्तुं जगत्प्रोद्यते ।
> नाभूत्कोपि स यो ददाति तमसस्तस्य शाश्वतपदम् ॥
> भग्नाशस्य च तस्य निर्जितचरैर्दुर्वादिवृन्दैः स्फुर-
> त्कारुण्यैरिव वासभूमिरचला स्वीये मुखे दीयत ॥ ९ ॥

૮૮૯. જયશેખરસૂરિ 'પ્રબોધચિન્તામણિ'ની ગ્રંથ પ્રશસ્તિમાં નોંધે છે કે—નિર્મલ બુદ્ધિવાળા, પ્રમાદરૂપી શત્રુના સંહાર માટે મજબૂત કટિતટ બાંધેલા, ગજગતિવાળા, કળાવાનોને પ્રિય, સ્ત્રીઓના મનોહર કટાક્ષરૂપી બાણોના વિસ્તારથી અક્ષોભ્ય અને રાજાઓથી જેના ચરણકમળ પૂજાયેલાં છે તેવા મહેન્દ્રપ્રભસૂરિ નામના આચાર્ય થયા—

> तत्पट्टक्रमतो बभूवुरमलप्रज्ञाः प्रमादद्विप-
> ध्वंसोद्बद्धकटीतटाः करटिसद्यान कलावत्प्रिय ।
> कांताकांतकटाक्षकांऽविसराक्षोभ्या महेन्द्रप्रभा—
> भिख्याः सूरिवरा महीन्द्रविनुतांघ्रिद्वंद्वजंवालजा ॥ २ ॥

૮૯૦. ઉપર્યુક્ત પ્રશસ્તિઓ દ્વારા જ અંચલગચ્છના આ સમર્થ પટ્ટધરની મહાનતાના આપણને સહજભાવે દર્શન થાય છે આવી તો અનેક પ્રશસ્તિઓ આજ દિવસ સુધીમાં ઉપલબ્ધ થઈ છે, કિન્તુ જયશેખરસૂરિ જેવા મહાન સાહિત્યકારનાં વર્ણન પરથી મહેન્દ્રપ્રભસૂરિના વ્યક્તિત્વનો સુંદર પરિચય મળી રહે એમ છે એમના શિષ્ય તથા અનુગામી પટ્ટધર મેરુતુંગસૂરિ તો એમનાથી પણ સવાયા નીકળ્યા. આ ગુરુ શિષ્યની જોડીએ પોતાનાં પ્રશસ્ત કાર્યો દ્વારા આ ગચ્છના ઇતિહાસમાં એવું તો ઊંચુ સ્થાન પ્રાપ્ત કર્યું છે, કે એમની સાથે ભાગ્યે જ બીજા કોઈને સરખાવી શકાય આપણે જોઈ ગયા તેમ, એમના કાર્યો દ્વારા અંચલગચ્છ-પ્રવર્તક આર્યરક્ષિતસૂરિ અને જયસિંહસૂરિના તેજવંત યુગની ઝાંખી થઈ આવે છે એ ગુરુશિષ્યની અપ્રતિમ જોડલીનો પ્રભાવ આ ગચ્છ શતાબ્દીઓ પછી પણ ભૂલી શકે એમ નથી.

---

## ૧૧. શ્રી મેરુતુંગસૂરિ

૮૯૧. મરુમંડલ અંતર્ગત નાણી નગરમાં પ્રગ્વાટ વંશના વોહરા ગોત્રીય વઈરસિંહને ઘેર, તેની પત્ની નાલદેવીની કૂખે સં ૧૪૦૩ માં વસ્તિગ કુમારનો જન્મ થયો, જે પાછળથી જૈન ઇતિહાસમાં જ નહીં સમગ્ર પશ્ચિમ ભારતના ઇતિહાસમાં મેરુતુગસૂરિને નામે સુપ્રસિદ્ધ થયો.

૮૯૨ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એમનું જન્મ–સ્થળ નાનાગામ કહ્યુ છે. તેઓ મીઠડિયાગોત્રની વહોરા શાખાના હોવાનું તેમાં છે મેરુતુગસૂરિનું મૂળ નામ ભાલણ તથા તેમની માતાનુ નામ નાહુણદેવી પણ તેમા દર્શાવવામા આવ્યાં છે ભાલણે વૈરાગ્યપૂર્વક મહેન્દ્રપ્રભસૂરિ પાસે સ ૧૪૧૮ માં દીક્ષા લીધી હોવાનુ ઉક્ત પટ્ટાવલીમાં નોધવામાં આવ્યુ છે પટ્ટાવલીનુ આ વિધાન સંશોધનીય છે પ્રથમ તો એમને મીઠડિયા ગોત્રના કહ્યા છે તેથી એવી ભ્રાંતિ ઉભી થાય છે કે તેઓ ઓશવાળ હતા, કેમકે મીઠડિયા ગોત્ર ઓશવાળોમા હોય છે. વહોરા શાખા તો પ્રા વાટ અને ઓશવાળ બન્નેમાં છે. પ્રમાણ ગ્રથોથી સિદ્ધ થાય છે કે તેઓ પ્રાગ્વાટ વશના જ હતા, નાના ગામના નહીં પરંતુ નાણી ગામના વતની હતા, મેરુતુગસૂરિનુ મૂળ નામ ભાલણ નહીં પરતુ વસ્તિગ તથા તેની માતાનુ નામ નાહુણદેવી નહી પણ નાલ્હ દેવી હતાં બાળકે સં ૧૪૧૮ મા નહીં પરતુ સં ૧૪૧૦ માં મહેન્દ્રપ્રભસૂરિ પાસે દીક્ષા અગીકાર કરેલી આ અગેના પ્રમાણોનો ઉલ્લેખ અહીં વિવક્ષિત છે.

૮૯૩ ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા જણાવે છે —

> અહ નાણિ નયર મજ્ઝે ધણ કચણ રયણવિ રિદ્ધિય સમિદ્ધો,
> સિરિ વયરસિહો નામો નિવસઈ સો પોરવાડ કુલે ૭૯
>
> નાલૂયર સર હસો ચઉદ્દસ તિય મહિય વચ્છરે જમ્મો,
> દહ ઉત્તરિ ચારિત સુમેરુતુગો મુણી નામ. ૮૦
>
> ગુરુપય પકય લીણો ભૂઉ બહુ સત્થ સત્થ પરિકલિઓ,
> છવીસે સરિપય સો વયજણ વિહિય ઉચ્છાહં. ૮૧

૮૯૪. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં નોધે છે—

> તસ પય નાયકુ ગુણુય વરો મા, ઉગિઉ અહિણવ ભાણુ;
> તવતે જિહિ ઉજ્જોઅ કરો મા, જસ ગુણ મેરુ સમાણુ ૯૩
>
> નણિય નયરુ વંસમીઈએ મા, ધણ કણિ રયણિ સમિદ્ધ;
> તહિ પુરિ વહરઉ વઈરસીહો મા, સાવય ગુણિ સુપસિધ્ધુ ૯૪

તસ ઘરણિ નાલ્હ્અ ઊઅરિ સરે મા, અવતરીઉ રાય હસુ;
ચઉદ ત્રિડોતરઈ જાયઉ એ મા, પ્રાગુવંસિ અવતંસુ ૯૫
ચારિતુ ચઉદ દહોતરઈ એ મા, નાણીય નયર માઝારિ;
છવ્વીસઈ અણુહિલપુરે મા, દિવિઉ સૂરિપઈ ભારિ ૯૬

કવિવર કાન્હના જણાવ્યા પ્રમાણે બાળકને સં. ૧૪૧૦ માં નાણી ગામમા દીક્ષા આપવામા આવી તથા સં. ૧૪૨૬ માં અણહિલ્લપુર પાટણમાં તેમને સૂરિપદ આપવામાં આવ્યુ આ પ્રમાણથી સ્થળ અંગે પણ સ્પષ્ટતા થાય છે

૮૯૫ મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'મા મેરુતુંગસૂરિના જીવનવિષયક આ પ્રમાણે નોંધ આપે છે :

**इग्यारमा गच्छनायक पदे श्री मेरुतुंगसूरि । नाणी ग्रामे । श्रेष्ठि वइरसीह पिता । नाल्हणदे माता । संवत् १४०३ वर्षे जन्म । संवत् १४१० दीक्षा । संवत् १४२६ सूरि-पद । संवत् १४४५ गच्छनायकपदं । पत्ने । संवत् १४७१ वर्षे निर्वाण स्तंभतीर्थे सर्वायु वर्ष ६८ ॥**

૮૯૬. પાશ્ચાત્ય વિદ્વાનોની નોંધો પણ અહીં ઉલ્લેખનીય છે. ડૉ. ક્લાટ નોંધે છે :

Merutunga-surı, Son of Vora Vaırasınha ın Nani-grama, and of Nahunade, born Samvat 1403, dıksa 1418, acharya 1426 ın Sala, gachchha-nayaka ın 1446 in the same place, + 1471 at the age of 68

ડૉ. ક્લાટ એમના ગ્રંથો વિશે અને એમના શિષ્યોએ રચેલા ગ્રંથો વિશે વિસ્તૃત નોંધ કરે છે, જે આપણે પાછળથી નોંધશું.

૮૯૭. ડૉ. પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬-૯૨ ની પ્રસ્તાવનામાં મેરુતુંગસૂરિ વિષે આ પ્રમાણે નોંધે છે :

Merutunga–Mentıoned as pupıl of Mahendraprabha and guru of Jayakırtı ın the Anchala-gachchha. 3, App. p. 220. Author of the Surımantrakalpasaroddhara 3, App. p. 364. Author of a commentary on the Meghaduta. 3, App p 248. In the Anchala-gachchha pattavalı the dates for thıs teacher are gıven as follows :—Bırth Samvat 1403; dıksha, Samvat 1418, acharyapada, Samvat 1426, gachchha-nayaka, Samvat 1446; death, Samvat 1471. Compare Weber, I p. 297 Guru of Manıkyachandrasurı. 1, p. 123 (No. 262).

૮૯૮. ઉક્ત બન્ને પાશ્ચાત્ય વિદ્વાનોના કથન સંશોધનીય છે. ડૉ. ક્લાટે તેમજ ડૉ પિટર્સને ઉક્ત નોંધ ભીમશી માણેકની પટ્ટાવલીને આધારે કરી છે તે સ્પષ્ટ છે. ભીમશી માણેકે પટ્ટાવલીમા નોંધ્યુ કે મેરુતુંગસૂરિ ૧૪૨૬ ની સાલમા આચાર્યપદ પામ્યા અને ૧૪૪૬ ની સાલમા ગચ્છનાયકપદ પામ્યા. પ્રાદેશિક ભાષાના અપરિચયને લીધે ડૉ ક્લાટે સાલને નગર માની લઈ ઉક્ત ભૂલ કરી દીધી. ભીમશી માણેકને સં. ૧૪૧૮ માં મેરુતુંગસૂરિની દીક્ષાનુ વર્ષ અભિપ્રેત હોઈને ઉક્ત ઉભય પાશ્ચાત્ય વિદ્વાનોને એમનાં કથનનો હવાલો આપવો પડ્યો છે મોહનલાલ દલીચંદ દેશાઈ, બુદ્ધિસાગરસૂરિ કે ત્રિપુટી મહારાજને પણ આવી જ ભ્રાંતિમા દોરાવુ પડ્યું છે હકીકતમા મેરુતુંગસૂરિને સં ૧૪૧૦ માં દીક્ષા પ્રદાન થઈ, અને સં. ૧૪૨૬ મા પાટણમાં એમને આચાર્યપદ પ્રાપ્ત થયુ.

૮૯૯ મેરુતુંગસૂરિનાં જીવનવૃત્ત પર ‘ મેરુતુંગસૂરિ રાસ ’ ખૂબ જ પ્રમાણભૂત રીતે પ્રકાશ પાથરે છે એમના કોઈ અજ્ઞાત અંતેવાસી શિષ્યે એ રાસ રચ્યો હોવાની સંભાવના છે એ દષ્ટિએ એની ઐતિહાસિક ઉપયોગિતા ખૂબ જ છે. ભંવરલાલજી નાહટા ‘ મેરુતુંગસૂરિરાસ–સાર ’, જૈ. સ પ્ર. વર્ષ ૧૩, અંક ૧, પૃ. ૨૯–૩૨ મા યોગ્ય જ કહે છે કે આ રાસ અત્યંત મહત્ત્વપૂર્ણ છે અને અંચલગચ્છના ઈતિહાસમા સંશોધનની સુંદર સામગ્રી પ્રસ્તુત કરવાની સાથે સાથે નૃપ–પ્રતિબોધાદિ અનેક નવીન સામગ્રી પ્રકાશમા લાવે છે.

૯૦૦. ‘ મેરુતુંગસૂરિ રાસ ’ ચરિત્ર નાયકના જીવન વિશે ખૂબ જ વિશ્વસનીય માહિતીઓ પૂરી પાડે છે. એ દ્વારા એમના પૂર્વ જીવન વિશે આ પ્રમાણે જાણી શકાય છે. મરુમંડલમાં નાણી નામનાં નગરમાં વુહરા વાચાગર અને એમના ભાઈ વિજયસિંહ થયા, જેમણે સિદ્ધાન્તાર્થ શ્રવણ કરી વિધિપક્ષગચ્છનો સ્વીકાર કર્યો વિજયસિંહના પુત્ર વઈરસિંહ વહુરા પ્રાગ્વાટ વંશના શૃંગાર, વિચક્ષણ વ્યવસાયી, મહાન દાની અને ધર્મિષ્ઠ થયા એમની નાલદેવી નામની સ્ત્રી શીલાલંકારધારિણી હતી. એક વાર નાલદેવીની કુક્ષિમાં પુણ્યવાન્ જીવ દેવલોકથી ચ્યવીને અવતીર્ણ થયો, જેના પ્રભાવથી સ્વપ્નમાં તેણે સહસ્ર કિરણધારી સૂર્યને પોતાના મુખમા પ્રવેશ કરતો જોયો ચક્રેશ્વરી દેવીએ તત્કાલ આવીને એ સ્વપ્નનુ ફળ સમજાવ્યું કે તમને મુક્તિમાર્ગ–પ્રકાશક જ્ઞાનકિરણયુક્ત સૂર્યના જેવો પ્રતાપી પુત્ર ઉત્પન્ન થશે, જે સંયમ માર્ગ ગ્રહણ કરી યુગપ્રધાન યોગીશ્વર થશે ચક્રેશ્વરી દેવીનાં વચનને આદર આપતી તે ધર્મધ્યાનમાં સવિશેષ રક્ત થઈને ગર્ભનુ પાલન કરવા લાગી સં ૧૪૦૩ મા પૂરે દિવસે પાંચે ગ્રહોના ઉચ્ચ સ્થાનમાં આવતી વખતે નાલદેવીએ પુત્ર જન્મ આપ્યો. હર્ષોત્સવપૂર્વક પુત્રનુ નામ ‘ વસ્તિગકુમાર ’ રાખવામા આવ્યું ક્રમશઃ બાળક વૃદ્ધિ પામવા લાગ્યો અને તેમાં સમસ્ત સદ્‌ગુણ આવીને વસવા લાગ્યા એક વખત મહેન્દ્રપ્રભસૂરિ નાણીનગરમાં પધાર્યા એમના ઉપદેશથી અતિમુક્ત કુમારની જેમ વસ્તિગકુમાર દીક્ષિત થયા વઈરસિંહે ઉત્સવ દાનાદિમા પ્રચુર દ્રવ્ય વ્યય કર્યું. સૂરિએ નવદીક્ષિત મુનિનુ નામ મેરુતુંગ રાખ્યુ

૯૦૧ ‘ મેરુતુંગસૂરિ રાસ ’ ની કેટલીક કડિકાઓ પણ જોઈએ —

નયર સુ નાણી જાણીયઈ નિરુપમ નિકલંક,

× × ×

તહિ પુરિ વુહરઉ પવર હૂયઉ બાચાગર તાસ,
બંધવ વુહરઉ વિજયસિંહ સાહજિઇ સજાણ.

× × ×

તસુ નંદન તહિં વઈરસિંહ વઉરુઉ વવહારી,
જે મુજસિ રસિ અકલિંદકુ દાનિદક્ષિણ કરમારી.
પ્રાગવંસ શૃંગાર સાર વવસાય વિચક્ષણ,

× × ×

નાલદેવિ તસુ નારિ સારિ સંસારિ અણોપમ,

× × ×

અન્ન દિવસિ સુર સરગ ચવેઈ, નાલદેવી ઉર ઉપનુ કોઈ
તવ દસ દિસિ ઉજ્જોય કરંતઉ, સહસકિરણ સિમિણિ ફુરંતઉ.
× × ×

શ્રી જિન શાસન કમલ વિકાસક ભ્રુગતિ મારગ તણઉ પ્રકાશક,
મોહતિમિરહર પરમયક્‌ખઉણુ જ્ઞાન જ્ઞાનકિરણિ કુલન દીય મંડણુ.
સૂરિજિજિમ જગ ભિતરિ તપસિઈ ગરભ જોગી પણુ સંજમ લેસિઈ,
અંતરનયણિ નિરંતર જોસિઈ જગપ્રધાન જોગીસર હોસિઈ
જાગીય આણુંદિ અંગિ ન માયઈ દિવસ ઉદય સા જિણુહરિ જાયઈ,
ચક્કેસર વાણી મનિ ધરતી ગબ્ભ વહઈ સા મનિ ગહગહતી.

× × ×

પુત જનમીય પુત્ત જનમીય સકલ સમુહુત્તિ,
ત્રિહું અગાલ ચઉદસઈ વરસિ હરસિ બહુ હંતિ
ઉત્સવ નિતુ નિતુ હુઈ વધામણું,
સજન લોક સવિ કરઈ કલરવ વસ્તિગુ નામિઈં સુજિસુ ગુણુ,
અઠ્ઠમિ સસિસમ ભાલ,
નંદન વનિ જિમિ કપ્પતરુ દિન દિન વધઈ બાલ.

× × ×

સિરિ મહિંદપહસૂરિ ગુરુ પરિવારિહિ સંજુત્ત,
નાણિ પુરિ પરવાયહર ઈણિ અવસરિ સંપત્ત.
વસ્તિગ વંદઈ સુગુરુ પય નિસુણઉ ગુરુ ઉપદેસ,
તક્ખણિ ભવહ વિરત્ત મણુ ચિંતઈ સંજમ લેસુ

× × ×

સંવત ચઉદ દહોત્તરઈએ મહેન્દ્રપ્રભસૂરિ ગણુધાર,
આપઈ કુમરહ તત્થ પુરિ સયં હત્થિ સંજમ ભાર.

× × ×

૯૦૨. રાસમા વિશેષમાં કહેવામાં આવ્યુ છે કે મુનિ મેરુતુંગ બુદ્ધિ વિચક્ષણુતાથી વ્યાકરણુ, સાહિત્ય, છંદ, અલંકાર, આગમ, વેદ, પુરાણુ પ્રભૃતિ સમસ્ત વિદ્યાઓના પારંગત પંડિત થયા તેઓ શુદ્ધ સંયમનુ પાલન કરતા હતા. તેમજ અમૃત જેવી મધુર વાણીમાં સુંદર વ્યાખ્યાનાદિ દેતા હતા મહેન્દ્રપ્રભસૂરિએ એમને આચાર્યપદ માટે સર્વથા યોગ્ય જાણીને સં. ૧૪૨૬ માં પાટણમાં સૂરિપદથી અલંકૃત કર્યાં. સંઘપતિ નરપાલે તે પ્રસંગે નંદિ મહોત્સવ કર્યો અને દાનાદિમાં ઘણું ધન ખરચ્યું. તદનંતર મેરુતુંગસૂરિ દેશ વિદેશમા અપ્રતિહત વિચરીને ઉપદેશો દ્વારા ભવ્ય જીવોને તેમજ નરેન્દ્રાદિને પ્રતિબોધ આપવા લાગ્યા—

ભણીય લક્‌ખણુ ભણીય લક્ખણુ છંદ સાહિત્વ આગમ વરમેય પય
સ્મૃતિ પુરાણુ રાસ જાણુ જગુ વરિસ સમય
પરસમહતહ વિવિહ સત્થ પરમત્થ બહુપરિ,
તક્ક કલા ઘણુ પરિ કલિય જોઈય સવિ સિદ્ધંત,
મેરુતુંગ મુનિવર તણી બુદ્ધિ ન લબ્ભઈ અંત

× × ×

ગુણ ગણ તણઉ નિહિ જાણુંણીય મહિંદપ્રભસૂરિ ગુરે,
પાટહિ પયડ પ્રમાણ ઠાવિય રંગિહિ સૂરિ પએ.

નિરુપમ રંગ રસાલ આદિ જિણેસર આગિલિહિ એ,
સંઘાહિવ નરપાલિ ચઉદ છત્રીસઈ જમુ લઈ એ.

મૂજ ઉભડ ધરવીર વીરવંસ અવતંસ નર,
દાનિ માનિ સુદીર ઉત્સવ માંડઈ પરિ ઘણીય

મેરુતુંગ સૂરિંદુ ચઉ સમ્મુજ્જલ ગુણ ભરિયા એ,
જણ મણ આણંદ કંદ વિહરઈ ભારહ વસુહ વરિ.

દીપઈ દેસિ વિદેસિ થિર થાપઈ જિણ આણા ઘણ,
વર ઉવએસિ વિસ્સેસિ નરનરિંદ પાડિબોહિયા એ

**જીવન-પ્રસંગો :**

૯૦૩ રાસ તેમજ પટ્ટાવલી દ્વારા મેરુતુંગસૂરિના અનેક પ્રશસ્ત જીવન પ્રસંગો જાણી શકાય છે. તેઓ પ્રભાવક આચાર્ય અને બહુશ્રુત વિદ્વાન હતા તેમજ તેમણે એવી પ્રતિભા પ્રકટાવી કે તેમના જીવનની અસર માત્ર એ સમય પર જ નહીં, પછીના સૈકાઓ પર પણ એવી જ પ્રબળ રહી. એટલે જ એમના અસાધારણ પ્રભાવનો પરિચય કરાવતા અનેક ઐતિહાસિક પ્રસંગો જનશ્રુતિમાં પણ વણાઈ ગયા છે, આજે પણ કર્ણોપકર્ણ સંભળાય છે. પ્રભાવક આચાર્ય તરીકે કે સમર્થ પટ્ટધર તરીકે, મહાન ગ્રંથકાર તરીકે જ નહીં, કિન્તુ મંત્રવાદી તરીકે પણ મેરુતુંગસૂરિની પ્રસિદ્ધિ અજોડ છે ઉપલબ્ધ પ્રસંગો દ્વારા એમની એ વિષયક જવલંત કારકિર્દીનું દર્શન કરવા જેવુ છે એ વિના એમના વ્યાપક વ્યક્તિત્વનુ દર્શન અપૂર્ણ જ ગણાશે.

૯૦૪ મેરુતુંગસૂરિએ આસાઉલીમાં યવનરાજને પ્રતિબોધ આપીને અહિંસાનો મર્મ સમજાવ્યો હતો એવો રાસમાંથી ઉલ્લેખ પ્રાપ્ત થાય છે આ યવનરાજ કોણ ? એ જાણી શકાતુ નથી. કોઈ મુસલમાન બાદશાહને આચાર્યે પ્રતિબોધ આપ્યો હશે એ સ્પષ્ટ છે મુસલમાન બાદશાહોને પ્રતિબોધ આપનારા આચાર્યોમાં મેરુતુંગસૂરિ અંચલગચ્છમા સૌ પ્રથમ છે ઉક્ત યવનરાજ સાથે મેરુતુંગસૂરિનો સંપર્ક સવિશેષ રહ્યો હશે એમ પણ અનુમાન કરી શકાય છે, કેમકે રાસકર્તા પોતે જણાવે છે કે—એ વાત કહેતા પખવાડિયુ કે મહિનો લાગે એટલી મોટી છે.—

આસાઉલીઈ સાખ જવનરાઉ પડિબોહિઉ યે,
કહતાં લાગઈ પાખ માસ વાત છઈ તે ઘણીય

ઉક્ત યવનરાજ સાથેના આચાર્યના વિશિષ્ટ સમાગમનો નિર્દેશ સુદ્ધા ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં ન હોઈને એ બાબતમા વધારે જાણી શકાતુ નથી, એ અત્યંત દુઃખનો વિષય છે. રાજકીય ઇતિહાસ માટે પણ આ ઉલ્લેખ મહત્ત્વપૂર્ણ છે.

૯૦૫ મેરુતુંગસૂરિએ સં. ૧૪૪૪નુ ચાતુર્માસ લોલાડાનગરમાં કર્યું ત્યાં તેમણે રાઠોડ વંશીય ડુંગર મેઘરાજાને ૧૦૦ મનુષ્યો સહિત ધર્મમાં પ્રતિબોધિત કર્યો. મેઘનરેન્દ્ર આચાર્યનો અનન્ય ભક્ત બની ગયો. રાસકાર આ પ્રસંગ વર્ણવતા કહે છે—

ચઉઆલઈ ચંઉમાસિ લોલાડઈ સુહ ગુરુરહીય,
જણ વારીય જિણ વાસિ મહીયલિ મહીમા મહમહીય.

તહ રાઉદ્રિઅ વસ ડુણગર મેઘ નરિંદ નર,
ગુરુપય કમલહ હંસ પડિબોહિયા જણ સય સહીય.

એક સો બ્રાહ્મણો સહિત મેઘ નરેન્દ્રને પ્રતિબોધિત કરાયાનો મહત્ત્વનો પ્રસંગ પણ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જોવામાં મળતો નથી. કમલસાએ 'મેરુતુંગસૂરિ રાસ' પણ આજ દિવસ સુધી અપ્રકાશિત રહ્યો હોઈને નૃપપ્રતિબોધાદિ વિષયક અનેક મહત્ત્વપૂર્ણ બાબતો અંધારામાં જ રહેવા પામી છે. પરિણામે અંચલગચ્છના આ ધુરંધર આચાર્યનાં પ્રશસ્ત જીવન-કાર્યો વિશે વિદ્વાનોએ ઉપેક્ષા જ સેવી છે.

૯૦૬. પટ્ટાવલીમાં ઉક્ત પ્રસંગ નથી પણ એમાં યવન સેનાનો ભય નિવારવા માટે સવા મણ ચોખા મંત્રિત કરવાનો તથા શ્રાવકો દ્વારા એ સેનાની સમક્ષ ફેંકવાથી શસ્ત્રધારી ઘોડેસ્વારો ભાગી જવાનો પ્રસંગ છે. તેમાં વર્ણવવામાં આવ્યું છે કે એક વખત મેરુતુંગસૂરિ વઢિયારના લોલાડા નામના ગામમાં સંઘના આગ્રહથી ચાતુર્માસ રહેલા. એ વખતે ગુજરાતના અધિપતિ મહમ્મદશાહ બાદશાહનું સૈન્ય ગામ ભણી આવતું હતું. મોટા ભાગના ગ્રામ્યજનો વિવાહ પ્રસંગે પાટણ આદિ ગામોમાં ગયા હતા એટલે રહ્યા-સહ્યા લોકોમાં ભય ફેલાયો. મેરુતુંગસૂરિને એ વાતની જાણ કરાઈ. એટલે આચાર્યે તેમને સવા મણ ચોખા લાવવાનું કહ્યું. ચોખા મંત્રીને આચાર્યે વિશેષમાં જણાવ્યું કે અસુરોનાં સૈન્ય ઉપર આ ચોખા ઉછાળજો કે જેથી ચોખા શસ્ત્રધારી ઘોડેસ્વાર થઈને તે અસુરોના સૈન્યની પાછળ દોડશે અને ભયભીત થઈ અસુરોનું સૈન્ય અહીંથી નાસી જશે! શ્રાવકોએ એ પ્રમાણે કરતાં ભયનું નિવારણ થયું. વિવાહ પ્રસંગે બહાર ગયેલા લોકો પાછા આવ્યા ત્યારે એ બધો પ્રસંગ સાંભળી તેઓ આચાર્યના પ્રભાવથી ચમત્કૃત થયા અને આચાર્યને વિનતિ કરી કે હવેથી આપના શિષ્યોમાંથી કોઈ પણ એક ઉત્તમ મુનિ અહીં હમેશાં ચાતુર્માસ રહે એવી વ્યવસ્થા કરી આપો. આચાર્યે સંઘની વાતનો સ્વીકાર કર્યો.

૯૦૭. ભીમશી માણેક ઉક્ત પ્રસંગ 'ગુરુપટ્ટાવલી'માં થોડાક ફેરફાર સાથે આ પ્રમાણે વર્ણવે છે— એકદા મેરુતુંગસૂરિ શંખેશ્વર પાસે લોલાડા ગામમાં ચોમાસું રહ્યા હતા. એક વખત ત્યાંના લોકો દસાડે વિવાહ પ્રસંગે ગયા હતા. એવામાં ગુજરાતનો પાદશાહ ગામને ખાલી થયેલું જાણીને ચઢી આવ્યો. આથી ગામના રહ્યા-સહ્યા લોકો નાસભાગ કરવા લાગ્યા. શ્રાવકોએ આચાર્યને કહ્યું કે તમારી પોથીઓનો ભાર અમને આપો અને તમે પણ અમારી સાથે ચાલો, કેમકે અસુર લોકોનું લશ્કર આવે છે તે ગામ ભાંગી નાખશે અને પોથીપાના સર્વ ભસ્મ કરી નાખશે, માટે આપણે અહીંથી જતા રહીએ. આ સાંભળી ગુરુએ કહ્યું કે ચોમાસું ઊતર્યા વિના અમારાથી વિહાર થાય નહીં. શ્રાવકોએ પૂછ્યું કે વસ્તી વિનાના ગામમાં તમારાથી કેમ રહેવાશે? પછી ગુરુએ શ્રાવકો પાસેથી સવા મણ ચોખા મંગાવી, તેને મંત્રીને શ્રાવકોને આપ્યા અને કહ્યું કે આ ચોખાની ધારાવાડી ગામને ફરતે દઈને પછી જેટલા શત્રુના સૈનિકો હોય તેમની સામે દોડજો; પણ પાછું વળીને જોશો નહિ. શ્રાવકોએ તેમ કર્યું એટલે જેટલા અક્ષત હતા તેટલા સનિક થયા, જેટલા દાણા એટલા બંદૂકધારી શસ્ત્રસજ્જ બન્યા!! પાદશાહ મોટું સૈન્ય દેખી ભયભીત થઈ પાછો વળ્યો. મેરુતુંગસૂરિએ મંત્રના પ્રભાવથી વિઘ્નને નિવાર્યું. વિવાહ પ્રસંગે ગયેલા લોકો પાછા ફર્યા ત્યારે તેમને આ વાત જાણવા મળી એટલે સૌ આચાર્યના પ્રભાવથી ચમત્કૃત થઈ એમને પગે પડ્યા. બધાએ મળીને તાંબાના પત્ર ઉપર લેખ કરી આપ્યો કે જ્યાં સુધી વિધિપક્ષ ગચ્છનો યતિ આવે ત્યાં સુધી બીજા ગચ્છનો યતિ અહીં રહે નહીં. લોલાડા ઉપર ચઢી આવેલા ગુજરાતના સુલતાન મહમદને શ્રી પાર્શ્વનાથના મહિમાથી મેરુતુંગસૂરિએ પાછો વાળ્યો એ વાત વઢિયાર પ્રદેશમાં આજે પણ ખૂબ ખૂબ પ્રસિદ્ધ છે.

૯૦૮ લોલાડામા વિકરાળ સર્પનુ વિઘ્ન શ્રી પાર્શ્વનાથની સ્તવના કરીને મેરુતુગસૂરિએ નિવર્તાવ્યુ હતુ એ વાતનુ માહાત્મ્ય પણ આજે ત્યાં ભૂલાયુ નથી રાસકાર આ પ્રસગ વર્ણવતા કહે છે કે એક વાર આચાર્ય સધ્યાવશ્યક કરી કાયોત્સર્ગ ધ્યાનમાં મગ્ન બનીને ઊભા હતા, તે વખતે એક કાળા સર્પે આવીને પગમા ડશ દીધો. મેરુતુગસૂરિ મેતાર્ય, દમદન્ત, ચિલાતીપુત્રની જેમ ધ્યાનમાં સ્થિર રહ્યા. કાયોત્સર્ગ પૂર્ણ થયા પછી મત્ર, યન્ત્ર, ગારુડીક સર્વે પ્રયોગને છોડીને ભગવાન શ્રી પાર્શ્વનાથની પ્રતિમાની સમક્ષ ધ્યાનાસન જમાવી બેસી ગયા ધ્યાનના પ્રભાવથી બધુંયે ઝેર ઊતરી ગયુ. પ્રાત કાલે તેઓ વ્યાખ્યાન દેવાને આવ્યા ત્યારે સઘમાં અપાર હર્ષધ્વનિ પ્રસર્યો, અચલગચ્છનો મહિમા વિસ્તર્યો :—

અન્ન દિવસિ ગુરુરાય સાંઝ આવસ્યક કરીય,
કાઉસગ્ગિ હુઉ થિર કાય કાલ ભુઅગમિ પય ડસીય.
મુણિ મેયજ્જ ચલાઈ પુત્ત મુણિદમ દંત જિમ,
અહિયાસી થિર થાઈ કાઉસગ પૂરઉ કરીય.
મત્ર યત્ર મણિ મૂલ ગણ ગુણીયા ગદ ગારુડીય,
ઔષધ મૂકીય મૂલ પરમ ધાનિ લહુ લાઈ મન.
પાસ જિણેસર બિબ આગલિ આસણ માંડીઉએ,
લખ લાગઉ અવિલબ અમીય પ્રવાહ ઊઘાડીઉએ
ઝાણ અમીય રસ અગ તિમ સીચિય જિમ સવિસ,
નિન્નાસીય સવ્વગ રવિકસ પસરિહિ તિમિર જિમ.
ઊગમતઈ સિરિ સૂરિ સૂરિરાઉ સોભાગ નિધ,
ઉદિઉ આણદ પૂરિ અમિય સરિસ દેસણ કરઈ.
ઉચ્છલીઉ જયવાદ કલરવ જિણસાસણિ ભઉએ,
જગુ વરિ નિરુવઈ નાદ અંચલગચ્છ મલિ વલઈએ
સાવગ કરઈ અસંખ દ્રવ્ય સ્તવ્ય ભાવહિ સહિય,
કલિ જિમ કાલ ભુયગ છતઉ જગિ રેખા રહીય.

૯૦૯ ભાવસાગરસૂરિ રચિત 'ગુર્વાવલી'માંથી પણ ઉક્ત પ્રસંગને સમર્થન મળે છે. તેમાં જણાવવામાં આવ્યુ છે કે લોલાડા ગામમા રાત્રિએ કાઉસગ્ગ-ધ્યાનમા રહેલા ગુરુને કાળો સર્પ ડશી ગયો. ધ્યાનબળે ગુરુ ઉપસર્ગરહિત થયા :—

લોલાડ ગામિ ગુરુણો કાઉસગ્ગટ્ઠિયસ્સ રયણીએ,
કાલ ભુયગમ ડસિઓ ઝાણે જાઓ નિરુવસગ્ગો. ૯૧

૯૧૦. ધર્મમૂર્તિસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં અજગરનો વૃત્તાન્ત છે. તેમા જણાવવામાં આવ્યુ છે કે લોલાડા ગામના દરવાજા પાસેના મોટા બિલમાં તેર હાથ પરિમાણનો લાબો અત્યંત ભયંકર અજગર વસતો હતો તે અસખ્ય જીવોની હિંસા કરતો હતો તેનાથી ઉદ્વેગ પામેલા ગામના લોકોની વિનતિ સાંભળીને મેરુતુંગસૂરિએ જીરિકાપલ્લી પાર્શ્વનાથપ્રભુના સ્તોત્ર વડે તે અજગરનો ઉપસર્ગ દૂર કર્યો

૬૧૧ મેરુતુંગસૂરિના જીવનનો અન્ય ચમત્કારિક પ્રસંગ વર્ણવતા રાસકાર જણાવે છે કે એક વાર આચાર્ય આબૂગિરિનાં જિનાલયનાં દર્શન કરી ઊતરતા હતા. તે વખતે સંધ્યાનો સમય થઈ ગયો માર્ગ ભૂલી જવાથી તેઓ મુશ્કેલીમાં મૂકાયા વિષમ સ્થાનમાં પગદંડી ન મળવાથી વિજળીની જેમ ચમકાર કરતા દેવે પ્રકટ થઈ માર્ગ દેખાડ્યો.—

> ગુરુ ચક્કા હિ ચ કુણિ હિ અવસરિ, દેવ જુહારિય અબ્બુય ગિરિ સિરિ,
> ઊતરતાં તવ મારગ ભૂલિ, મૂકિઉ આગલિ દીસઈ ઝોલિ
> સાંઝ પડી ડાંડી નવિ લાભઈ, તક્ખણિ કોઈ વીજલિ જિમ આવઈ,
> પુરુષ રૂપિ સુર દાખિઈ વાટ, ગુરુ ઊતરિયા વિસમા ઘાટ.
> સંઘ દિખાડિઉ અગલિ અગ્ગિ હૂઉ ગોચર, નયણહ મગ્ગિ,

૬૧૨ રાસકાર આચાર્યના પ્રભાવ વિશે બીજો એક પ્રસંગ વર્ણવતાં કહે છે કે એક વાર પાટણની પાસે પરિવાર સહિત મેરુતુંગસૂરિ વિચરતા હતા. એવામાં મારફાળ કરતી યવન સેના એમને માર્ગમા મળી સેનાએ કષ્ટ દઈને બધાં ઉપકરણો કબજે કર્યા આચાર્ય તરત જ યવનરાજની પાસે પહોંચ્યા. એમની તેજસ્વી આકૃતિ–લલાટ જોઈને યવનરાજનુ હૃદયપરિવર્તન થયુ, તેને ભારોભાર પસ્તાવો થયો અને તે જ ક્ષણે તેણે બધાને મુક્ત કરી દીધા —

> કુણઈ અવસરિ પાટણિ પરિસરિ, જવન સેન મિલિઉ રોસહ ભરિ.
> સાથિ ગુરુ છઈ સંઘાત, તીણ લીધઉ કરતાં વાત,
> કેડાં ગુરુ પહુતા તિણિ તાલ, જવન રાઈ દીઠઉ જવ ભાલ
> અરેરે અસંભમ પુરુષ અપાર, એક હીયઈ કિર તે કિરતાર,
> જીહ સાથિ એ છઈ તે સાથ, લેતા અમ્હ વહઈ કિમ હાથ.
> ચિત્ત ફિરિઉ ઈમ તમુ તિણ વેલાં, આપિઉં પાછઉં સહુઈ હેલાં,

૬૧૩. મેરુતુંગસૂરિની નિર્ભયતા વિશે પણ રાસકાર સુંદર ઉદાહરણ આપે છે તેઓ જણાવે છે કે આચાર્ય જ્યારે ખંભાતમા બિરાજતા હતા તે અરસામા ગુજરાત પર મોગલોનો ભય ખૂબ જ હતો. એક પ્રસંગે તો આખુ ખંભાત શહેર નાગરિકોની નાસભાગને લીધે સૂનુ થઈ ગયુ હતુ, પરંતુ મેરુ-તુંગસૂરિ તો નિર્ભીક થઈ ખંભાતમા જ સ્થિર થઈને રહ્યા —

> મૂગલ ભઉ ક્ષણિ કુણહિ ઉપન્નુ, ગૂજર દેસહ હુઉ સહુ સુન્નઉ.
> તિણિ દિણિ ખંભનયર થિર થોભી સુગુરુ રહ્યા જય હથિ જગિ ઊભી,
> કેતે દિન તે ભયને નામિ નીઠિઉ આવ્યૂં સહુઈ ઠામિ
> ગૂજર દેસિ હુઉ ઘણ વાસ, તેહ તણઉ અધિકઉ ગુરુ નઉ વાસ,

ઉક્ત પ્રમાણથી એમ પણ સૂચિત થાય છે કે મેરુતુંગસૂરિ ગુજરાતના પ્રદેશમાં સવિશેષ વિચર્યા હતા.

૬૧૪. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'મા જણાવે છે કે મેરુતુંગસૂરિ બાહડમેરમા હતા તે વખતે નગર પર દુશ્મનો ચઢી આવ્યા નગરજનો ભયભીત થઈ નાશભાગ કરવા લાગ્યા .પરંતુ આચાર્ય નિર્ભીક રહ્યા. તેમના ધ્યાનબળના પ્રભાવથી સર્વ શત્રુઓ ત્યાથી હટી ગયા —

> બાહડમેરે નયરે પરચક્કા ગમણઓ જણા ભીયા,
> ગુરુ ઝાણ વસગ દેવે હિ ઉવસામિય વેરિણો સવ્વે. ૯૨.

૫૧૫. બાહડમેર નગરમાં સાપનો પ્રસંગ 'મેરુતુંગસૂરિ રાસ'માં નિબદ્ધ છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે આચાર્ય એક વાર બાહડમેર નગરમાં બિરાજતા હતા. લઘુ પોશાલનાં દ્વાર પર સાત હાથ લાંબો સર્પ આવીને ફુત્કાર કરવા લાગ્યો. એ વિકરાળ સર્પને જોઈ સાધ્વીઓ ડરવા લાગી. તેમણે મેરુતુંગસૂરિને સૂચન કર્યું આચાર્યના પ્રભાવદ્વારા સાપ તત્કાલ સ્તંભિત થઈ ગયો.—

બાહડમેરિ નયરિ લહુ સાલાં પાખી મજ્ઝિમ રયણી વેલા
ફિરિ ફિરિ ફાર કરઈ પુક્કાર ફણગર રહિઉ રનધી બાર,
સાહુણી અવલા તિણુ બીહાવી, ગુરુ રહઈ તઉ તે વાત જણાવી.

સાત હાથ નઉ કાલ કરાલ, અહિ થભાણુઉ તે તતકાલ,
જસુ દસ્સણ સમરથ ને ઝમ્બકઈ, તે વિસધર સલ સલિય ન સક્કઈ.

૫૧૬. રાસમા મેરુતુગસૂરિના ધ્યાનબળનો બીજો એક પ્રસગ આ પ્રમાણે છે એક વાર આચાર્યે સં. ૧૪૬૪માં સાચોર નગરમા ચોમાસુ કર્યું. એ વખતે કોઈ બાદશાહ વિસ્તૃત સેના સહિત નગર પર ચઢાઈ કરવાને આવી રહ્યો હતો. શહેરીઓ એના ભયથી દશે દિશામાં નાશભાગ કરવા લાગ્યા. નગરનો રાજા પણ ભયભીત થયો મેરુતુગસૂરિના ધ્યાનબળથી યવનસેના સાચોર ત્યાગીને અન્યત્ર ચાલી ગઈ. રાસકાર અતે જણાવે છે કે આચાર્યના આવા તો અનેક અવદાતો છે —

કીધઉ ઊગમતઈ તે સૂરિ સૂરિ પસાઇં સાહી દૂરિ,
ગુરુ સાચઉરિ રહિયા ચઉમાસિ, ઉચ્છવ હૂઈ ચઉસદ્દઈ વાસિ

જલનિહિ જલ જિમ પુહવિ પુલાવઈ, તવ અસપતિ રાઉ બહુ બલ આવઈ,
દસ દિસિ જાયઈ નાઠઉ લોક, ઠાકુર રહિઉ થઈ છડ છોક.

ધ્યાન તણઈ લખિ લાગા ગણધર, મદરગિરિ જિમ રહ્યાં તિહા થિર,
સીમ ન ચાપી પાછઉ વલિઉ સેન સુગુરુબલિ વછિઉ ફાલિઉ
રાય રાણા જગિ જાણ અજાણ, મીર મલિક જા લગ સુરતાણ
સુગુરુ નામિ મનિ તે સવિ રજિય બપુરે ગણહર જગત અગજિય.
ઇમ અવદાત જિ નવા નવેરા, સુગુરુ તણા છઈ ભલા ભલેરા,
તીંહ કહતા કિમ લાભઈ સંખ, ગયણ કિ ઊડી જઈ વિણ સખ.

૫૧૭. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમા એક એવો પ્રસગ નોંધે છે કે એક વખત શત્રુંજય તીર્થમા જિનાલયના દીવાથી ઉપરનો ચંદરવો સળગી ઉઠયો આચાર્યને ધ્યાન બળથી એ વાતની વ્યાખ્યાન સભામાં જાણ થતાં જ મુહપત્તિ ચોળીને દૂર બેઠા તેમણે સળગતો ચંદરવો ઠાર્યો :—

સિરિ સિતુજય એઈઈ મજ્ઝે દીવાઉ ચદુઓ લગ્ગો,
જાણિય દેસણ મજ્ઝે ચોળીય મુહપત્તિ ઉલ્હવિઓ.

૫૧૮. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા વળી એવો વૃત્તાંત છે કે એક સમયે મેરુતુંગસૂરિએ ખભાતમા વ્યાખ્યાનસભામાં મુહપત્તિનુ મર્દન કરતાં શ્રોતાઓએ તેનું કારણ પૂછ્યુ ત્યારે સૂરિએ કહ્યુ કે શત્રુંજય પર યુગાદિદેવના પ્રાસાદમાં દીપકની જ્વાલાથી ચંદરવો બળતો હતો, તે અગ્નિને મે બુઝાવ્યો ખભાતના સઘે માણસો મોકલી આ વાતની ખાતરી કરતા વાત સત્ય જણાઇ?

૫૧૯. વાચક મેરુલાભ–મહાવજીકૃત 'ચદ્રલેખા સતી રાસ'(સ. ૧૭૦૫)ના મગળાચરણમાં પણ આ પ્રસંગને સ્પર્શતો નિર્દેશ મળે છે જુઓ .—

મહિમનિધિ મેરુતુંગસૂરિ, વિષધર કીય વિષમોચ,
વિમલાચલિ વિગતિવલી ઉલ્લવીઓ ઉલ્લોચ ૫

૬૨૦. ભીમશી માણેક ગુરુપટ્ટાવલીમાં ઉક્ત પ્રસંગ નોંધે છે પરંતુ સ્થળનો નિર્દેશ તેમાં નથી. અલબત, સંઘના લોકોએ પાલીતાણા પત્ર લખી ખબર મંગાવી અને વાત સત્ય હોવાનું તેમણે જાણ્યું એવો એમાં ઉલ્લેખ છે. અન્ય ગચ્છોના આચાર્યોનાં જીવન વૃત્તમાં પણ આવા ચમત્કારિક પ્રસંગો જાણવા મળે છે પ્રભાવક આચાર્યોનાં વ્યક્તિત્વને દૈવી સ્વરૂપ આપવા આવા પ્રસંગો નિરૂપવામાં આવ્યા હોવા જોઈએ એ સ્પષ્ટ છે.

૬૨૧ ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં મેરુતુંગસૂરિની બહેન ચંદ્રાનો પ્રસંગ નોંધતા જણાવે છે કે ચંદ્રાએ મેરુતુંગસૂરિને વંદન કરવાનો અભિગ્રહ લીધેલો, કિન્તુ તે અત્યંત દૂર હોવાથી આચાર્યને વંદન કરવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થતો નહોતો એક વખતે દેવે કરેલા પ્રભાવવશથી બહેન મેરુતુંગસૂરિને વંદીને ઘેર ગઈ. જુઓ

દૂરટ્ઠિયાવિ ચંદા ગુરુભઇણી વંદણત્થભિગ્ગહિયા,
સુર કય પહાવ વસગા એચ્ચ વંદિ ઘર પત્તા.

૬૨૨. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં ગુરુના પ્રભાવનો બીજો એક પ્રસંગ આ પ્રમાણે નોંધે છે. એક વખતે તિમિરપુરમાં રાત્રિએ પ્રચંડ આગ લાગી ઘણું જ નુકશાન થાય એમ હતું પરંતુ મેરુતુંગસૂરિએ ધ્યાન બળે એ પ્રચંડ આગને ઓલવી નાખી આથી સર્વ લોકો સુખી થયા—

તિમિરપુરે રયણીએ લગ્ગા અગ્ગી નિરગ્ગલા બહુલા,
ઝાણ બલે ઉલ્હવિયા સવ્વે લોગો સુહી જાઓ

૬૨૩. લાવણ્યચંદ્ર 'વીરવંશાનુક્રમ'માં મેરુતુંગસૂરિનાં જીવન વિષે નોંધે છે કે—'ગણનાયક મેરુતુંગસૂરિએ અષ્ટાંગ યોગ, સર્વ વિદ્યાઓ સમ્યગ પ્રકારે જાણી હતી અને સદૈવ પદ્માવતી અને ચક્રેશ્વરી દેવીઓ એમની પાસે આવતી હતી શ્રી જીરાપલ્લી જિનેશ્વરના યક્ષની કૃપા વડે ઉત્પન્ન થયેલા પ્રભાવને સાભળેલો હોવા છતાં બૃહસ્પતિ પણ કહેવાને અસમર્થ થાય તો પછી મારા જેવો મંદ બુદ્ધિવાળો મનુષ્ય કેમ સમર્થ થાય?'—

**तत्स्थाने प्रभु मेरुतुंगगणभृद्योष्टांगयोगं समा**
**विद्याः सम्यगवेत् सदैव सविधे पद्मा च चक्रेश्वरी ।**
**जीरापल्लिजिनेशयक्षकृपयोद्भूतान् प्रभावान् श्रुता-**
**न्वक्तुं वाग्पतिरक्षमः किमुपुनर्मादृग्नरोमंदधीः ॥ ३५ ॥**

૬૨૪ મેરુતુંગસૂરિ પાસે ચક્રેશ્વરી અને પદ્માવતી દેવીઓ સદોદિત આવતી હતી એ વાત ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં પણ છે વિશેષમાં તેમાં જણાવાયું છે કે કોઈ શ્રાવકે ત્યાં રાત્રિએ એકાન્તમાં ગુરુ પાસે બેઠેલી બન્ને દેવીઓને જોઈને શંકા કરી. એ વાતની જાણ થતાં દેવીએ એની શંકાનું સમાધાન કર્યું. પટ્ટાવલીકારના જણાવ્યા પ્રમાણે એ પ્રસંગ પછી મેરુતુંગસૂરિએ દેવીઓના પ્રત્યક્ષ આગમનનો નિષેધ કર્યો

૬૨૫ ભીમશી માણેક ગુરુપટ્ટાવલીમાં ઉક્ત દેવીઓ સાથે મહાકાલી દેવીનું નામ પણ મૂકે છે અને થોડા ફેરફાર સાથે જણાવે છે કે દેવીઓને જોઈને શંકા પામેલો શ્રાવક પાછો વળી જાય છે એટલે આચાર્યે તેને સાદ કરી પાસે બોલાવીને તેની શંકાનું સમાધાન કર્યું. તે પછી કલિયુગ જાણીને ગુરુએ દેવીઓનું આવાગમન બંધ કરાવ્યું.

૯૨૬. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અચલગચ્છ—અપર નામ વિધિપક્ષગચ્છ પટ્ટાવલી (વિસ્તૃત વર્ણનરૂપા)'માં આ સબંધક વિશેષ ઉલ્લેખ છે. ઉક્ત પટ્ટાવલીની સમગ્ર નોંધ આ પ્રમાણે છે—'અઠાવનમે પાટે ઈણિ કલિકાલે અદ્ભૂત ભાગ્ય સૌભાગ્ય વિદ્યાનિધાન ગુણે કરી પ્રધાનમિથ્યાત્વકુદ કુદાલ શ્રી મેરૂતુંગસૂરિ થયા નાણિ ગ્રામિ વુહરો વયરસાહ, નાલુ કલત્ર, તેહ તણો પુત્ર વસ્તપાલ. ચઉદ ત્રીડોતરે જન્મ, ચઉદ દાહોત્તરે દીક્ષા, ચઉદ બત્રીસે આચાર્યપદ, ચઉદ પીસ્તાલીસ ૧૪૪૫ ગચ્છનાયક પદ, જેહને વારે શાખાચાર્ય શ્રી જયશેખર થયા. બાર સહસ્ત્ર 'ઉપદેશ ચિન્તામણી' ગ્રન્થ તણા કરણહાર. શ્રી મેરૂતુંગસૂરિ પાસે ચક્રેશ્વરી આવતાં તે રાત્રે કોઈ શ્રાવકે દીઠા તે જ રાત્રે કોઈક બાઈડીઓ ઉપાશ્રયમા આવે છઇ તે શ્રાવક રીસાણો, ઉપાશ્રય આવે નહિ, તે સર્વ ગુરુઇ જાણુ પછે ગુરુ તેહને મનાવી તેડી લાવ્યા, વલી બીજે દીવસે વખાણે આવ્યૌ છે તિવારે પાટલા ઊંધા મૂકાવ્યા છે. હવે ચક્રેશ્વરી નિત્ય વખાણે આવે છે. તે આવ્યા એટલે પાટલા ઊંધા હતા, તે સમા થયા. શ્રાવક જોઈ રહ્યા. ગુરુઈ કહિઓ રાત્રે એહુ આવે છે. પછે શ્રાવકના મનનો સંદેહ ભાંગ્યો. પછે ગુરુઇ કહિઉ ચક્રેશ્વરીને—"હવે આવસ્યો મ" તે દિવસથી આવતા તે રહ્યાં. મેરૂતુંગસૂરિ ૧૪૭૧ નિર્વાણ એવં વર્ષ અડસઠ સર્વાયુ'

૯૨૭ 'મેરુતુંગસૂરિ રાસ' માં ચક્રેશ્વરીદેવી મેરુતુંગસૂરિનું સાન્નિધ્ય કરતી હતી એવો ઉલ્લેખ છે—'સાંનિધૂ કરઈ અપાર ચઉપટ ચકકેસરિ સુરિય' મેરુતુંગસૂરિના કોઈ અજ્ઞાત શિષ્યે રાસની રચના કરી હોઈને આચાર્યનાં જીવન અંગે એ સૌથી પ્રાચીન આધારભૂત પ્રમાણુ છે મેરુતુંગસૂરિનાં અલૌકિક જીવનનો પાયો આવી ઉક્તિઓમાંથી પડતો જણાય છે, એ નિર્વિવાદ છે

૯૨૮. શત્રુંજય ઉપર ભંડારીજીએ બંધાવેલા જિનાલયના શિલાલેખમાં ચક્રેશ્વરીદેવી મેરુતુંગસૂરિ પર પ્રસન્ન થયા હતા એવુ વિધાન છે—

**चक्रेश्वरीभगवती विहित प्रसादाः श्री मेरुतुंगगुरवो नरदेववंद्या ॥१०॥**

અચલગચ્છના પ્રાચીન પ્રમાણોમાં ચક્રેશ્વરીનો ઉલ્લેખ અનેક સ્થાને જોવા મળે છે પરંતુ પ્રાચીન ઉલ્લેખોમાં મહાકાલી દેવીનો નામોલ્લેખ નથી. એ વિષયના અનુષગમાં પણ આ મુદ્દો વિચારણીય છે આ વિષયની સપ્રમાણુ વિચારણા આપણે કરી ગયા હોઈને તેનુ પુનર્લેખન અહી અપ્રસ્તુત છે

## વડનગરના નાગરોને પ્રતિબોધ.

૯૨૯ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા મેરુતુગસૂરિએ વડનગરના નાગરોને આપેલા પ્રતિબોધની વાત વિસ્તારથી આવે છે તે પરથી જાણી શકાય છે કે એક વખત આચાર્ય વિહરતા વડનગરમા પધાર્યા અને તળાવને કિનારે પોતાના શિષ્ય પરિવાર સહિત તેમણે સ્થિરતા કરી. નગરમાં નાગર બ્રાહ્મણોના ત્રણસો ઘર હતા, પરંતુ કોઈએ આહાર આપ્યો નહીં તપવૃદ્ધિમાં સૌએ સતોષ માન્યો એ વખતે બન્યુ એમ કે નગરશેઠના પુત્રને સર્પે દંશ દીધો એટલે તે મૂર્છિત થયો લાંબા સમય સુધી મૂર્છા રહી એટલે સૌએ તેને મૃત્યુ પામેલો માની રડવું શરૂ કરી દીધુ જૈન શાસનની પ્રભાવના કરવા માટે ગુરુએ 'ૐ નમો દેવદેવાય' એ સ્તોત્રનો પાઠ કરીને ગારૂડી મત્રથી તે સર્પને ત્યાં બોલાવ્યો અને તેણે વમેલુ વિષ પાછુ ખેચાવ્યુ પુત્ર સચેતન થયો એટલે આચાર્યના પ્રભાવથી ચમત્કૃત થઈ સૌએ જૈન ધર્મ સ્વીકાર્યો પછી ઉત્સવપૂર્વક સૌએ ગુરુને નગરપ્રવેશ કરાવ્યો અને આગ્રહ કરી તેમને ત્યાં ચાતુર્માસ કરાવ્યુ. મેરુતુંગસૂરિના ઉપદેશથી નાગર વણિકોએ વડનગરમાં જિનપ્રાસાદ તથા ઉપાશ્રય બંધાવ્યાં.

૯૩૦. પટ્ટાવલીના ઉલ્લેખ ઉપરાંત ગ્રંથ પ્રશસ્તિઓમાંથી પણ જાણી શકાય છે કે મેરુતુંગસૂરિએ નાગર વણિકોને પ્રતિબોધ આપી શ્રાવકો કર્યા હતા. ઉદયસાગરસૂરિ કૃત 'ગુણવર્મ રાસ' તથા દર્શનસાગરજી કૃત 'આદિનાથ રાસ'ની ગ્રંથ પ્રશસ્તિઓમાં આ પ્રમાણે વર્ણન છે :

ગણનાયક મેરુતુંગસૂરિસર, જસ મહિમા અત્યંત,
નાગર વાણિયા શ્રાવક કીધા, પ્રણમત સુર મુનિ સંત રે.

૯૩૧ પટ્ટાવલીઓ, ગ્રંથપ્રશસ્તિઓ ઉપરાંત ઉત્કીર્ણિત લેખો પણ ઉક્ત હકીકતોને પુષ્ટિ આપે છે. સુરૂ—બીકાનેરના શ્રી શાંતિનાથ જિનાલયની પંચતીર્થીના લેખ પરથી જાણી શકાય છે કે સં. ૧૪૬૯ના ફાગણ વદિ ૨ શનિવારે નાગરજ્ઞાતીય અલિયાણ ગોત્રના શ્રેષ્ઠી કમ્મા અને તેની ભાર્યા ધાણૂના પુત્ર ડૂંગે પોતાના ભ્રાતા સાગાના શ્રેયાર્થે મેરુતુંગસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.—

**સં० १४६९ वर्षे फा० वदि २ शनौ नागरज्ञातीय अलियाणगोत्र श्रे० कम्मा भार्या धाणू सुत डूग भ्रातृ सांगा श्रेयसे श्री शांतिनाथबिंबं का० प्र० अंचलगच्छ ना० श्री मेरुतुंगसूरिभिः ॥**

૯૩૨ મેરુતુંગસૂરિના શિષ્યોના ઉપદેશથી પણ નાગર વણિકોએ અનેક જિનબિંબો ભરાવ્યાં છે અને તેની પ્રતિષ્ઠાઓ કરાવી છે, જે અંગેનાં પ્રમાણો ઉત્કીર્ણિત લેખો પૂરા પાડે છે નાગર વણિકોએ પ્રતિષ્ઠા કાર્યો કર્યાનું પ્રથમ ઉદાહરણ તો ઉપર્યુક્ત લેખ દ્વારા જ ઉપલબ્ધ બની રહે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે નાગરોને જૈન ધર્માનુયાયી બનાવવામા મેરુતુંગસૂરિનો હિસ્સો ખૂબ જ ઉલ્લેખનીય રહ્યો છે અનેક નૃપ પ્રતિબોધક મેરુતુંગસૂરિ, રાજ્યોમાં મંત્રીપદો શોભાવના મુત્સદ્દી નાગરોના પણ પ્રતિબોધક રહ્યા હતા. વડનગરના નાગરોને પ્રતિબોધિત કરવાનો પ્રસંગ સં ૧૪૬૯ પહેલાં બન્યો હશે એમ ઉત્કીર્ણિત લેખ દ્વારા સૂચિત થાય છે

### જેસો જગદાતાર.

૯૩૩. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે મેરુતુંગસૂરિના શ્રાવકોમાં લાલણગોત્રીય વેલાજીના ભાગ્યવંત પુત્ર જેસાજી મુખ્ય હતા મેરુતુંગસૂરિ પારકરમાં વિહરતા ઉમરકોટમા પધાર્યા ત્યારે આ કોટિધ્વજ શ્રેષ્ઠીએ આચાર્યનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો હતો. ઉદયસાગરસૂરિ 'કલ્યાણસાગરસૂરિ રાસ'મા જેસાજી સં. ૧૪૬૦ મા નગરપારકરમાં થયા હોવાનુ કહે છે અને વિશેષમાં જણાવે છે કે લક્ષ્મીનુ સ્વરૂપ ધારણ કરીને મહાકાલીદેવી જેસાજીના ઘરમા રહ્યા હતાં એવા જેસાજી ભાગ્યવંત હતા. ઉક્ત રાસમાં કલ્યાણસાગરસૂરિ વર્ધમાનશાહને આ પ્રમાણે કહે છે—

પૂર્વે પણ તુમ સરિખા પૂર્વજ, નગર પારકરપુરમાં;
સંવત ચૌદસો સાઠની સાલે, લાલણવંશે ધુરમાં.

જેસાજી નામે તે સોહે, ભાગ્યવંત સરદાર;
જેને ઘેર રહ્યાં મહાકાલી, નિધિ લખમીરૂપ ધાર

શિખરબંધ ઉમરકોટ માહે, જિનમંદિર સુવિશાલ,
બાંધ્યું મેરુતુંગ ગુરુવરનો, સુણી ઉપદેશ રસાલ

તમારો પેઠે બહુ ધન ખરચી, તિણે બહુ દાનો દીધ,
જિન શાસનમાં અચલગચ્છનો, મહિમા અધિકો કીધ
મેરુતુંગસૂરિએ રચિઓ, તેહ તણો અધિકાર,
મહાદાનથી અહીં ગવાયો, જેમો જગદાતાર

૯૩૪. રાસકારના ઉક્ત વર્ણનદ્વારા જાણી શકાય છે કે જેસાજીએ મેરુતુંગસૂરિનાં ઉપદેશથી ઉમરકોટમા સુવિશાલ જિનપ્રાસાદ બંધાવ્યો હતો જેસાજીએ દાનનો પ્રવાહ વહાવ્યો હોઈને તે 'જગદાતાર'નાં બિરુદથી સુપ્રસિદ્ધ થયો એમનાં સુકૃત્યોથી જિનશાસનમા અચલગચ્છનો મહિમા વિસ્તાર પામ્યો. આવા બડભાગી શ્રાવકના જીવન વિશે મેરુતુંગસૂરિએ 'જેસાજી પ્રબંધ' પણ રચ્યો હતો એમ પં. હી. હ. લાલનને અભિપ્રેત છે

૯૩૫ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં વિશેષ જણાવવામાં આવ્યુ છે કે જેસાજીની વિનતીથી મેરુતુંગસૂરિ ઉમરકોટમાં ચાતુર્માસ રહેલા આચાર્યના ઉપદેશથી જેસાજીએ ૭૨ દેવકુલિકાયુક્ત શ્રી શાંતિનાથ પ્રભુનો વિશાળ જિનપ્રાસાદ બંધાવ્યો તથા ચાતુર્માસ બાદ શત્રુંજય આદિ તીર્થના મોટા તીર્થસંઘો પણ કાઢ્યા અને ધર્મકાર્યોમા ૩૩ લાખ સોનામહોરો વાવરી મેરુતુંગસૂરિએ 'જેસાજી પ્રબંધ' માં એ મહા દાનેશ્વરીનાં દાનાદિ સુકૃત્યોનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે.

૯૩૬ અનુશ્રુતિનો આધાર લઈને હી. હ લાલન 'જૈન ગોત્રસંગ્રહ' માં જણાવે છે કે લાલણ વંશમા નગરપારકરમા થયેલા વેલાજીના વંશજ તથા જેસાજીએ પાખીને દિવસે આઠ પહોરનો પોસહ કર્યો હતો તે દિવસે સંધ્યાકાળે લક્ષ્મીદેવી સ્ત્રીનુ રૂપ કરીને તથા શ્વેત વસ્ત્રો પહેરીને તેને ઘેર આવી અને જેસાજીની પત્ની પાસે રાતવાસો રહેવા વિનંતિ કરી જેસાજીની પત્નીએ ઘણાં આદરમાનપૂર્વક તેણીના પગ ધોઈ ઘરમાં બિછાના પર સુવાડી પ્રભાતે જેસાજી પોસહ કરી ઘેર આવ્યા દેવપૂજા તથા ગુરુભક્તિ કરી પારણુ કરવા બેઠા, ત્યારે તેની પત્નીએ એ સ્ત્રીની વાત કરી અને જણાવ્યુ કે તે હજી ઉઠયાં નથી લાગતા, માટે તેને પણ ઉઠાડીને જમાડવા જોઈએ. જે ઓરડામાં તે સ્ત્રીને સુવાડી હતી ત્યાં જોયુ તો તે જણાઈ નહી એટલે સૌને આશ્ચર્ય થયુ રાત્રિએ લક્ષ્મીદેવીએ જેસાજીને સ્વપ્નમા કહ્યુ કે—'તારા પુણ્યથી ખેંચાઈને હુ આજથી તારે ઘેર રહી છુ તારી પત્નીએ મને ઘણુ આદરમાન દીધુ છે.' એ પ્રસંગ પછી જેસાજીના ઘરમા ઘણુ દ્રવ્ય થયુ, અને ધર્મકાર્યોમા ખરચ્યુ પણ ઘણું. જેસાજીએ ગુજરાતમાં આવી પાટણ, અમદાવાદ, ખંભાત, વીરમગામ આદિ નગરોમા, તથા ચિત્તોડ, નાગોર, જોધપુર, સીરોહી, નાડલાઈ, જેસલમેર, બાડમેર, કોટડા, અમરકોટ, પારકર, સાચોર, ભિન્નમાલ આદિ મારવાડ અને મેવાડના બધા સંઘોમાં ખાંડની તથા તે તે પ્રદેશના ચલણી સિક્કાઓની લાણી કરી ઉમરકોટમા શિખરબંધ જિનાલય બંધાવ્યુ તથા ચતુર્વિધ સંઘની ઘણી ભક્તિ કરી તેમણે પીલુડામા પણ જિનમંદિર બંધાવ્યુ હતુ આ રીતે જેસાજી અચલગચ્છમા ઘણા જ પ્રભાવક શ્રાવક થયા છે એમણે વહાવેલો દાનનો અપૂર્વ પ્રવાહ સમગ્ર પશ્ચિમ ભારતને જ સ્પર્શી ગયો અને જનશ્રુતિમાં તેમનુ બિરુદ 'જેસો જગદાતાર' આજ દિવસ સુધી ગવાતુ રહ્યું.

૯૩૭. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી, 'કલ્યાણસાગરસૂરિ રાસ,' 'વર્ધમાનપદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર' ઈત્યાદિ ગ્રંથોની ઘણી બાબતો શંકિત છે હી હં. લાલન કૃત 'જૈન ગોત્ર સંગ્રહ' પણ સંશોધનીય છે 'મેરુતુંગસૂરિનો રાસ' મેરુતુંગસૂરિના જીવન વિશે સૌથી પ્રમાણભૂત ગ્રંથ છે, જેમા

જેસાજીનો ક્યાંયે નામોલ્લેખ સુધ્ધા નથી ! જેસાજી જેવા પ્રતાપી શ્રાવક મેરુતુંગસૂરિના શ્રાવકગણમાં હોય અને રાસમા એમનો ઉલ્લેખ સુદ્ધા ન હોય એ વાત અસંભવિત છે વાસ્તવમાં જેસાજી મેરુતુંગ-સૂરિના સમયમાં નહિ પરંતુ ભાવસાગરસૂરિના સમયમા થઈ ગયા છે, જે અંગેનુ પ્રમાણ પ્રતિષ્ઠાલેખ દ્વારા આ પ્રમાણે મળે છે—

**संवत् १५६१ वर्षे वशाख सुदि ३ सोमे उकेशवंशे लालण शाखायां सा० वेला भार्या विल्हणदे सुत सा० जेसा सुश्रावकेण भा० जसमादे पु० सुदा विजया जगमाल सहितेन स्वश्रेयोर्थं श्री अंचलगच्छे श्री भावसागरसूरीणामुपदेशेन श्री सुमतिनाथ बिंबं कारितं प्रतिष्ठितं श्री संघेन अमरकोटनगरे ।**

૯૩૮. ઉપર્યુક્ત લેખ ઉપરાત ગ્રથપુષ્પિકા દ્વારા પણ ઉક્ત હકીકતને સમર્થન મળી રહે છે. વિનયસુદર કૃત સુરસુદરી ચોપઈ (રચના સ. ૧૬૪૪)ની પ્રતપુષ્પિકામાં જેસાજીના વશજોનો ઉલ્લેખ નિબદ્ધ છે, જે આ પ્રમાણે છે :

**स० १६६३ वर्षे कार्ती सुदी १५ दन । अंचलगच्छे पूज्य श्री धर्म्ममूर्तिसूरीश्वरं विजयराज्ये पं० श्री मुनिशीलगणि वाचनार्थे । लालणगोत्रे सा० जेसा तत्पुत्र सा० सुदा तत्पुत्र सा० राजपाल तत्पुत्र सा मांणिक तत्पुत्र सा० वीरदास तत्सुत तेजपाल लिखितं श्री जेसलमेरू मध्ये राउल श्री भीमजी विजयराज्ये श्री ।**

૯૩૯. ઉપર્યુક્ત લેખ દ્વારા આપણે જોયુ કે જેસાજીના ત્રણ પુત્રો હતા—(૧) સુદા (૨) વિજયા (૩) જગમાલ. ઉક્ત પુષ્પિકામા સુદાના વશજોનો નામોલ્લેખ છે તેને સાંકળી લેતાં આ પ્રમાણે વશવૃક્ષ થાય છે (૧) વેલા ભા૦ વિલ્હણદે (૨) જેસા ભા૦ જસમાદે (૩) સુદા (૪) રાજપાલ (૫) માણિક (૬) વીરદાસ (૭) તેજપાલ, જેણે ઉક્ત પ્રત સ. ૧૬૬૩માં લખી કાલક્રમની દૃષ્ટિએ વિચારતાં જેસાજી ભાવસાગરસૂરિના સમયમા થઈ ગયા હોય એમ માનવામાં વાધો જેવું નથી. ઉક્ત લેખ તથા પુષ્પિકા વચ્ચે ૧૦૦ વર્ષથી વિશેષ અતર છે તે યથાસ્થાન છે. જો જેસાજીને મેરુતુંગસૂરિના સમકાલીન સ્વી-કારવામાં આવે તો તેના પછીના પાંચ વશજો એ ૨૦૦ વર્ષથી પણ અધિક સમય લીધો કહેવાય, જે અસંભવિત છે.

૯૪૦. પં લાલને રજૂ કરેલી બાબતો કેટલી શક્તિ છે તે માટે જુઓ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ દ્વારા પ્રકાશિત "જૈન ગ્રથાવલિ"ની પાદ નોંધ તથા પં. લાલચદ્ર ગાંધી કૃત 'ઐતિહાસિક લેખ સંગ્રહ' પૃ. ૩૬૯. પં. લાલને રજૂ કરેલી માહિતી માટે સ્થળે સ્થળે વિદ્વાનોએ શકા દર્શાવી છે. એમણે વિકૃત હકીકતો શા માટે રજૂ કરી હશે અને તેમનો આશય કેવો હશે તેની ચર્ચા અહી અપ્રસ્તુત છે.

૯૪૧ ઉપર્યુક્ત પ્રતિષ્ઠાલેખ દ્વારા સ્પષ્ટ થાય છે કે સં. ૧૫૬૧ ના વૈશાખ સુદી ૩ ને સોમે ઉકેશવંશીય, લાલણશાખીય સા૦ વેલા ભાર્યા વિલ્હણદે સુત સા૦ જેસા સુશ્રાવકે ભા૦ જસમાદે, પુત્ર સુદા, વિજયા, જગમાલ સહિત પોતાના શ્રેયાર્થે ભાવસાગરસૂરિના ઉપદેશથી શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યુ, ઉમરકોટમા સઘે તેની પ્રતિષ્ઠા કરાવી ઉપર્યુક્ત લેખના પ્રમાણ ઉપરાંત 'મેરુતુંગસૂરિરાસ' જેને મેરુતુંગ-સૂરિના અતેવાસી શિષ્યે રચેલો, તેમાં પણ જેસાજીનો નામોલ્લેખ સુદ્ધા ન હોઈને સ્પષ્ટ થાય છે કે જેસાજી ભાવસાગરસૂરિના સમયમાં જ થઈ ગયા. આશ્ચર્યની વાત તો એ છે કે રાસમા મેરુતુંગસૂરિની બધી જ અગત્યની કૃતિઓનો ઉલ્લેખ છે પરંતુ 'જેસાજી પ્રબધ'નો તેમા ક્યાંયે નિર્દેશ નથી ! !

ગચ્છનાયકપદ

૯૪૨. 'મેરુતુંગસૂરિ રાસ'મા કવિ મેરુતુંગસૂરિના ગચ્છનાયકપદ મહોત્સવ વિષે વિસ્તૃત વર્ણન આપે છે. રાસકાર જણાવે છે કે મેરુતુંગસૂરિ પાટણ પધાર્યા તે વખતે સંઘે તેમના ગચ્છનાયકપદનુ સુમુહૂર્ત નક્કી કર્યું મહિનાઓ પહેલાંથી જ ઉત્સવનો હર્ષપૂર્વક પ્રારંભ કરવામા આવ્યો. તોરણોયુક્ત સુશોભિત વિશાળ મંડપ તૈયાર કરવામાં આવ્યો વિવિધ પ્રકારના નૃત્ય–વાજિંત્રોનાં ધ્વનિથી નગર ગુંજાયમાન થઈ ગયુ ઓશવાળ વંશના રામદેવના ભાઈ ખીમાગિરે ઉત્સવ કર્યો સં ૧૪૪૫ ના ફાગણ વદિ ૧૧ ને દિવસે મેરુતુંગસૂરિને ગચ્છનાયકપદ પ્રદાન કરી બધી ગચ્છધુરા સમર્પિત કરવામા આવી. સંગ્રામસિંહે પદઠવણા કરીને વૈભવ સફળ કર્યો એ પ્રસંગે રત્નશેખરજીને આચાર્યપદે સ્થાપિત કરવામા આવ્યા સંઘપતિ નરપાલના સાન્નિધ્યથી સમસ્ત મહોત્સવ નિર્વિઘ્નતાથી સંપૂર્ણ થયો રાસકાર ગચ્છનાયક મહોત્સવનુ સુંદર વર્ણન કરે છે, જેનો ઐતિહાસિક ભાગ આ પ્રમાણે છે —

> બહુરીય દસ દિસિ ભાર રામદેવ બંધવ ખીમાગર,
> સાહસ ધર પદઠવણાં ડંબર ઉસવસ શૃંગાર.
> કારાવઈ પણયાલઈ વરસિ ફાગણ વદિ ઇગ્યારસિ વાસરિ,
> શ્રી મહિંદપ્રભસૂરે પાટણિ પયડ ગચ્છ નાયક.
> થપ્પીય ગચ્છભાર સઘલુ તવ અપ્પીય ગુરુ શ્રી મેરુતુગસૂરે
> તિણિ અવસરિ પદઠવણુ કીધઉ સગ્રામ સઘ વીભવ ફલ લીધઉ,
> વેચીય વિત્ત અપાર રતનશેખરસૂરિ સૂરિપુરંદર,
> આચારિજ પદ થાપિયા સુંદર, જગુવરિ જય જયકાર
> ધન ધન સઘાહિવ નરપાલ જસુ સાનિધ્ય હૂઆ સુવિસાલ,
> ઉત્સવ અતિ ચઉ સાલ વીરવસ જિણિ જગન્નિ મહ્લાવિઉ,
> વીરવસ વિહિપક્ખુ ગુણિ ભાવિઉ સાસણિ રંગ રહાવિઉ

૯૪૩ કવિવર કાન્હ પણ 'ગચ્છનાયકગુરુરાસ'મા સં ૧૪૪૫ મા પાટણમા મેરુતુંગસૂરિને મહોત્સવપૂર્વક ગચ્છનાયકપદ પ્રાપ્ત થયુ હોવાનુ નોંધે છે :—

> ચઉદ પણયાલએ ગચ્છધરો, અણહિલપુરિ સુવિસાલિ,
> ચઉવિહ સંઘ મંગલિક કરે, વિહરઈ સંપઈ કાલિ

૯૪૪ ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'મા ગચ્છનાયકપદ સ્થળનો નિર્દેશ કરતા નથી, પરંતુ સં. ૧૪૪૫ નું વર્ષ તો સ્વીકારે જ છે :—

> મિચ્છત્ત તિમિર નાસણુ અહિણવ ગુરુ મેરુતુગ દિણરાઓ,
> જાઓ ગણવઈ ભારો પણયાલો હરિસ કલ્લોલે

૯૪૫ આપણે આગળ વિચારી ગયા કે મહેન્દ્રપ્રભસૂરિ સં ૧૪૪૪ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે પાટણમા કાળધર્મ પામ્યા હતા મેરુતુંગસૂરિરાસના અજ્ઞાત કર્તા, કવિવર કાન્હ તેમજ ભાવસાગરસૂરિ મેરુતુંગસૂરિના ગચ્છેશપદનું વર્ષ સં ૧૪૪૫ કહે છે રાસકાર વિશેષમા સં. ૧૪૪૫ ના ફાગણ વદિ ૧૧ ને દિવસે મેરુતુંગસૂરિ ગચ્છેશ થયા હોવાનું સ્પષ્ટ કરે છે. આ બન્ને પદધરો વચ્ચે સમયનો એક વર્ષથી પણ મોટો ગાળો કલ્પી શકાય એમ નથી ઉક્ત ગ્રંથકારોને ચૈત્રાદિ મારવાડી વર્ષ જ અભિપ્રેત

જણાય છે. જો એ સંભવિત હોય તો પુરોગામી પટ્ટધરનાં મૃત્યુ અને અનુગામી પટ્ટધરનાં ગચ્છેશપદની વચ્ચે સમયની દૃષ્ટિએ માત્ર પાંચેક મહિનાનું જ નજીવું અંતર રહે, જે તદ્દન સ્વાભાવિક છે. આ વાત સ્વીકાર્ય હોય તો ગુજરાતી સંવત પ્રમાણે સં. ૧૪૪૪ ના ફાગણ વદિ ૧૧ ને દિવસે મેરુતુંગસૂરિ ગચ્છેશપદ પામ્યા હશે, કારણ કે એ મહિનામાં મારવાડી પ્રણાલિકા પ્રમાણે સં. ૧૪૪૫ નું વર્ષ પ્રવર્તમાન હોય.

૯૪૬. મેરુતુંગસૂરિ ગચ્છનાયકપદે અભિયુક્ત થયા એ પ્રસંગે જ રત્નશેખરસૂરિ 'સૂરિપુરંદર'નું માનાર્હ બિરુદ પામ્યા હોવાનું રાસકાર જણાવે છે. ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા. ૨ પૃ. ૫૨૮ માં ઉક્ત પ્રમાણને આધારે રત્નશેખરસૂરિને 'યુવરાજ પદ' આપ્યું હોવાનું ઘટાવે છે. શક્ય છે કે મેરુતુંગસૂરિ પછીનું સ્થાન રત્નશેખરસૂરિને પ્રાપ્ત થયું હોય. મેરુતુંગસૂરિના સમયમાં ગચ્છનો વિસ્તાર ખૂબ જ વૃદ્ધિંગત થયો હોઈને ગચ્છવ્યવસ્થા માટે ગચ્છનાયક–પદ પછીનું સ્થાન પણ નક્કી થયું હોય. દરેક શાખાઓના શાખાચાર્યો તો હતા જ.

## પ્રકૃષ્ટ તપસ્વી અને ઉગ્ર વિહારી

૯૪૭. મેરુતુંગસૂરિએ ગચ્છનાયક તરીકે એવી પ્રોજ્જ્વલિત પ્રતિભા પ્રકટાવી છે કે જૈન ઇતિહાસમાં થઈ ગયેલા પ્રભાવક આચાર્યોમાં તેઓ પ્રથમ હરોળનું સ્થાન પામી શક્યા. એમની સફળતાનું રહસ્ય એમનાં ત્યાગમય જીવનમાં જ પામી શકાય છે. રાસકાર જણાવે છે કે તેઓ નિર્મળ તપ–સંયમનું આરાધન કરતાં યોગાભ્યાસમાં વિશેષ અભ્યસ્ત રહેવા લાગ્યા. તેઓ હઠયોગ, પ્રાણાયામ, રાજયોગ આદિ ક્રિયાઓ દ્વારા નિયમિત ધ્યાન કરતા હતા. ગ્રીષ્મ ઋતુના તાપમાં કે શિયાળાની ઠંડીમાં પ્રતિદિન કાયોત્સર્ગ કરીને આત્માને અતિશય નિર્મળ કરવામાં સંલગ્ન હતા. રાસકાર મેરુતુંગસૂરિનાં નિર્મળ ચારિત્ર વિષે વિસ્તારથી વર્ણન કરે છે, એમાંની માત્ર એક કડિકા જ જોઈએ —

ઉન્હાલઈ તાવડિ ધણુઈએ, સીયાલઈ બહુ સાંતિ,
કાઉસગિ જે નિતુ નિતુ રહઈ એ, પૂરવ રિષિ નિરતિ

'પૂરવ રિષિ' વિશેષ શબ્દ દ્વારા જ મેરુતુંગસૂરિનાં ત્યાગમય જીવનનો સુંદર ખ્યાલ આવી શકે એમ છે. રાસકારે મેરુતુંગસૂરિના કઠોર ત્યાગ માર્ગનું સુંદર ચિત્ર શબ્દોમાં જકડી લીધું છે. આચાર્યની ઊર્ધ્વગામી જીવન ચારિકામાંથી 'પૂરવ રિષિ' શબ્દનો યથાર્થ ધ્વનિ પ્રકટે છે.

૯૪૮. મેરુતુંગસૂરિનું ઉગ્ર વિહારીપણું એમના વિતત વિહાર પ્રદેશ પરથી પણ ફલિત થાય છે. રાસકાર એમના વિહાર પ્રદેશનું સૂચન કરતાં કહે છે કે આચાર્યે પટ્ટણ, ખંભાત, ભરૂચ, સોપારક, કુંકણ, કચ્છ, પારકર, સાચોર, મરુ, ગુર્જર, ઝાલાવાડ, મહારાષ્ટ્ર, પંચાલ, લાટદેશ, જાલોર, ધોઘા, ઊના, દીવ, મંગલપુર, નવાગામ, સોરઠ પ્રભૃતિ મહત્ત્વના સ્થાનોમાં વિચરીને બહુ જ શાસનોન્નતિ કરી :—

પટ્ટણ ખંભનયર ભરૂઅચ્છે સોપારઉ ફર કુંકણ કચ્છે પરકર સચ્ચઉરપુરે,
મુરુ ગુજ્જર ઝાલાવાડિહિ ધલ ધાળાતિ મરહટ્ઠ પંચાલિહિં લાડદેશ જાલઉરપુરે.
ઘોઘનયર સુપત્તનપુરવર ઊના દીવા અનઈ મંગલપુર નવઈ સુરઠ સોહામણીય,
દેશ સવે ઇણિ પરિ પડિબોહિયા ચ્યારિ વર્ણ જિણ નિજ ગુણ મોહિયા
દેસણ સુણિ રળિયામણીએ

ઠામિ ઠામિ જિણબિંબ હુઆરી છઠ્ઠવહિય અંતર અવિચારી સિત્તુંજય ગિરનારસિરે,
ભારી કર્મ જિકે સંસારી તેહી મૂક્યા દુહ ઊતારી નરનારી ઉવએસ ભરે

૯૪૯ ભાવસાગરસૂરિ પણ મેરુતુંગસૂરિના વિતત વિહાર પ્રદેશની નોંધ લેતાં 'ગુર્વાવલી'માં જણાવે છે કે ગૂર્જર, સિંધ, સવાલાખ માળવા, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, પંચાલ, મારવાડ, મેવાડ, મેવાત, શાંભર આદિ દેશોમા સર્વ ઠેકાણે મેરુતુંગસૂરિ અપ્રમત્તભાવે વિચર્યા, ભવિક જનોને સાકર દૂધમાં ભળે એવી મધુર ધર્મદેશના આપી મિથ્યાત્વને નિર્મૂળ કરી સમનામાં સ્થાપિત કર્યા શ્રુતવિધિથી ગુરુએ અસંખ્ય શ્રાવકો કર્યા, ગણવૃદ્ધિના કાર્યમા દેવોને પણ સાથમાં લીધા —

> ગુજ્જર સિંધુ સવાલખ મરહટ્ઠ સુરટ્ઠ પંચાલે,
> મરુ મંડલ મેવાડે મેવાતે સંભરી દેસે
>
> સવ્વત્થ અપ્પમત્તો તહ વિહરઈ ભવિય બોહણટ્ઠાએ,
> સિય મિલિય દુદ્ધરસ સમ દેસણ વયણેણ મહુરેણ.
>
> મિચ્છત્તં ઉચ્છિંદિય સમ્મતારોવણમ્મિ સંઠવિયા,
> સય સહસા સુય વિહિણા ગુરુણા સુસ્સાવગા વિહિયા.
>
> સુહ ઝાણટ્ઠ ચિત્તો નિસીહ સમયે સયાવિ ઉસગ્ગો,
> સોહેઈ મતરાયં તિહિટ્ઠિયા કિંકરા દેવા.
>
> જં જં ગણસ્સ કજ્જં ઉપ્પજ્જઈ તં તહાવિ તક્કાલં,
> સોહંતિ તેવિ ગુરુ ભત્તિ લીણ ચિત્તાય મહિમાએ.

આચાર્યનો લોકોત્તર પ્રભાવ પણ ઉપર્યુક્ત વર્ણનમાથી ધ્વનિત થયા વિના રહેતો નથી

## જીરિકાપલ્લી તીર્થ

૯૫૦. એ અરસામા ગોડીતીર્થની સ્થાપના થઈ હોઈને તેનો તથા જીરિકાપલ્લી તીર્થનો મહિમા ખૂબ જ પ્રચલિત હતો એ વિષે આપણે વિચારી ગયા આપણે ગ્રંથોલ્લેખદ્વારા એ પણ જોઈ ગયા કે મેરુતુંગસૂરિએ સર્જેલા ચમત્કારો જીરિકાપલ્લીસ્તોત્રના પ્રભાવના જ ફળસ્વરૂપે હતા. જીરિકાપલ્લી પાર્શ્વપ્રભુ પરની મેરુતુંગસૂરિની અપૂર્વ આસ્થા ઇતિહાસ પ્રસિદ્ધ છે આ તીર્થના વિકાસમા પણ એમનો હિસ્સો અનન્ય રહ્યો.

૯૫૧ મેરુતુંગસૂરિએ રચેલા '**ૐ નમો देवदेवाय**' પ્રારંભવાળા જીરિકાપલ્લિ-પાર્શ્વ-સ્તવની સુબોધિકા ટીકા, વાચક પુણ્યસાગરે સં ૧૭૨૫ ના ભાદરવા સુદી ૮ ને દિવસે શ્રીમાલ નગરમાં રચી હતી. વ્યાખ્યાનો પ્રારંભ કરતા તેઓએ જીરાપલ્લી તીર્થની અને સ્તવનની ઉત્પત્તિ સંબંધમા ત્યાં જણાવ્યું છે કે શ્રી પાર્શ્વજિનનાં નિર્વાણ પછી શુભ નામના પ્રથમ ગણધર વિહાર કરતાં મરુદેશમા અર્બુદાચલ તીર્થ પાસે રત્નપુર નામનાં નગરમા પધાર્યા હતા ત્યાં મિથ્યાદૃષ્ટિ છતાં ભદ્રિક આશયવાળો, ચદ્ર જેવા ઉજ્જવલ યશવાળો ચંદ્રયશા રાજા રાજ્ય કરતો હતો તેણે ધર્મની પરીક્ષા માટે અનેક ધર્મ-મતવાળાઓને પૂછ્યુ હતું, પરંતુ ક્યાય પણ મનને ચમત્કાર કરે તેવો ધર્મ પ્રાપ્ત કર્યો નહીં તે સમયે જ ગણધરદેવનું આગમન સાંભળીને તેણે વિચાર્યું કે-'આ પણ મહાત્માજી સંભળાય છે, તેમને પણ ધર્મ પૂછવો જોઈએ એમ વિચારીને તે ગણધરદેવ પાસે આવ્યો, નમીને બેઠો તેણે ધર્મ પૂછ્યો ભગવંતે પણ જિનોપદિષ્ટ ધર્મનો ઉપદેશ આપ્યો. તે સાંભળીને નિધિનાં દર્શનથી જેમ દરિદ્ર હર્ષિત થાય તેમ હર્ષિત થઈને રાજાએ જિન-ધર્મ સ્વીકાર્યો. ત્યાર પછી શ્રી પાર્શ્વજિનના સંગત અર્થવાદને ગણધરદેવના

મુખથી સાંભળીને તેમને વંદન ન કરી શકવાથી વિષાદ પામતા રાજાએ ગણધરના ઉપદેશથી સાક્ષાત્ શ્રી પાર્શ્વનાથજિનનાં વંદનની ફલપ્રાપ્તિ માટે શ્રી પાર્શ્વજિનનું બિંબ કરાવ્યું, સંઘે તેને પ્રતિષ્ઠિત કર્યું. તેની આગળ અટ્ઠમ તપ કરી ગણધરદેવે આપેલ આમ્નાય પ્રમાણે ત્રૈલોક્ય વિજય યંત્રનો જાપ કરી તેણે સાક્ષાત્ શ્રી પાર્શ્વજિનના વંદનનું ફળ પ્રાપ્ત કર્યું હતુ. ત્યાર પછી રાજા લાંબા વખત સુધી ધર્મનું આરાધન કરી સમયે સમાધિપૂર્વક સ્વર્ગગતિને પામ્યો હતો. ત્યાર પછી કેટલાંક કારણથી તે પ્રતિમાને ભૂમિમાં નિધિરૂપ અદશ્ય–ગુપ્ત કરી હતી

૯૫૨ ત્યાર બાદ કેટલોક વખત ગયા પછી સં. ૧૧૯૦ માં જીરિકાપલ્લિ ગામમાં શ્રીમદ્ અર્હચ્છાસનની ઉપાસન વાસનાથી વાસિત અંતઃકરણવાળા, સદ્ધર્મ–કર્મના મર્મજ્ઞ, ઉજ્જ્વલ કીર્તિરૂપી ગંગાને પ્રકટ કરવામાં હિમાલય જેવા ધાંધૂશાહ નામના સુશ્રાવક, રાત્રે ધરણેન્દ્રે દર્શાવેલ સ્વપ્નના પ્રભાવથી તે પ્રતિમાને સાહેલી નદીમાં જાણીને પ્રભાતે મોટા મહોત્સવપૂર્વક ચતુર્વિધ સંઘ સાથે ભગવંતની પ્રતિમાને જીરાપલ્લી ગામમાં લઈ ગયા અને ત્યાં પ્રાસાદ કરાવ્યો તેમાં સ્થાપિત કરેલી પ્રતિમા પુણ્ય પાત્રો દ્વારા શુદ્ધ દેહે પૂજાતાં ત્યારથી જીરાપલ્લિ પાર્શ્વનાથ એવા નામે લોકમાં પ્રસિદ્ધ થઈ.

૯૫૩. વઢિયાર દેશમાં લોલપાટક–લોલાડા નગરમાં સર્પનો ઉપસર્ગ થતાં મેરુતુંગસૂરિએ ઈષ્ટદેવ શ્રી જીરાપલ્લી પાર્શ્વનાથ ભગવંતનું 'ત્રૈલોક્યવિજય' નામના મહામંત્ર–યંત્રથી ગર્ભિત સ્તોત્ર કર્યું, તેના પ્રભાવથી વિષ અમૃત થયું.

૯૫૪ એ સ્તોત્રની પંજિકા—વ્યાખ્યાના અંતમાં તે વ્યાખ્યાકારે જણાવ્યું છે કે—એ મહા સ્તોત્ર કર્યા પછી કેટલેક દિવસે મેરુતુંગસૂરિએ ક્ષીણજંઘા—બળવાળા થતાં જીરાપલ્લિ પાર્શ્વ તરફ ચાલેલા સંઘ સાથેના કોઈ સુશ્રાવકના હાથે ભગવંતના મહિમા–સ્તુતિરૂપ ત્રણ શ્લોકો પત્રિકામાં લખીને મોકલ્યા હતા, અને શ્રાવકને કહ્યું હતું કે—'ભગવંતની આગળ આ અમારી પ્રણતિરૂપ પત્રિકા મૂકવી.' 'ત્યાર પછી સંઘ સાથે શ્રાવક ત્યાં ગયો અને તેણે ભગવંતની આગળ પત્રિકા મૂકી તેથી ભગવંતના અધિષ્ઠાયક દેવે શ્રી સંઘમાં વિઘ્નોની ઉપશાંતિ કરવા માટે સાત ગુટિકાઓ આપી અને કહ્યું કે તે ગુટિકાઓ ગુરુને આપવી તેણે પણ લાવીને તે ગુરુને સમર્પણ કરી તેના પ્રભાવથી સંઘમાં વિશેષ પ્રકારે ઋદ્ધિ–વૃદ્ધિ થઈ તેથી તે ત્રણ શ્લોકોનુ પણ, અંચલગચ્છમાં પઠન-પાઠન કરાતા સાત સ્મરણોમાંના આ મહા સ્તોત્રના અંતમાં પઠન કરવામાં આવે છે.

૯૫૫ આ તીર્થના પ્રાચીન ઈતિહાસને પૂર્તિકર અનેક ગ્રંથો, પ્રશસ્તિઓ, પુષ્પિકાઓ આદિ ઉપલબ્ધ બની રહે છે જીરાપલ્લિ તીર્થના ચમત્કારોની આખ્યાયિકાઓ પણ જૈન સમાજમાં ઓછી પ્રસિદ્ધ નથી આ બધુ એ તીર્થનો અપૂર્વ મહિમા દર્શાવે છે પં લાલચંદ્રે આ તીર્થના પ્રાચીન ઈતિહાસ પર પ્રકાશ પાથરતાં અનેક પ્રાચીન પ્રમાણો 'પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ' નામના ગ્રંથમાં રજૂ કર્યાં છે, જે ખૂબ જ ઉપયોગી છે. અંચલગચ્છના આચાર્યોએ આ તીર્થનાં પ્રાચીન ગૌરવને જીવંત રાખવામાં કશીયે કચાશ રાખી નથી. આ તીર્થનો મહિમા અંચલગચ્છના પ્રાચીન સાહિત્યમા ખૂબ ખૂબ ગવાયો છે

## પ્રકીર્ણ પ્રસંગો.

૯૫૬. શ્રીમાલીવંશના હરિયાણ ગોત્રીય સાંગા શાહ નામના શ્રેષ્ઠી સલખણપુરમાં વસતા હતા, જેમણે સં ૧૪૬૮ માં મેરુતુંગસૂરિના ઉપદેશથી જિનમંદિર બંધાવ્યું. તેઓ વહોરાની અટકથી પણ ઓળખાય છે એજ વંશના વહોરા પદમશીએ પોતાના વતન વીછીવાડામા સં. ૧૪૩૯ માં શ્રી મુનિસુવ્રતસ્વામીનો જિનપ્રાસાદ બંધાવ્યો, જેની મેરુતુંગસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા થઈ. તેણે દાનશાળા પણ કરાવી હતી.

૯૫૭. ઓશવંશીય નાગડા ગોત્રના મુન્નશાહે મેરુતુંગસૂરિના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથનું મંદિર બંધાવી તેમાં પિત્તળની પ્રતિમા સ્થાપી

૯૫૮ ભદ્રગ્રંથોમા મીઠડિયા ગોત્રની વાત આ પ્રમાણે છે. ઓશવંશીય હમીરના પુત્ર રાયમલ્લ દિલ્હીમાં થયા. તે વખતે મેરુતુંગસૂરિ ખંભાતમાં ચાતુર્માસ હતા, તેમને વાંદવા માટે ચક્રેશ્વરીદેવી આવ્યાં. દેવીએ ગુરુને કહ્યું કે આજથી એકવીસમે દિવસે દિલ્હી પર મોગલો હલ્લો કરી ઉપદ્રવ કરશે, માટે તમારા ઉપાધ્યાય જે હાલ દિલ્હીમાં છે, તેમને તેડાવી લેવા ગુરુએ તે વાત શ્રાવકોને કહેવાથી ખંભાતના સંઘે ત્યાં ખેપિયો મોકલી ઉપાધ્યાયને વાત જણાવી ઉપાધ્યાયે ત્યાં વસતા દધિપકવ મીઠડિયા, તાતોલ પરમાર, ગોખરુ અને દેવાણંદસખા એમ ચાર ગોત્રના શ્રાવકોને રાવણ પાર્શ્વનાથની યાત્રાના મિષે દિલ્હી બહાર આણ્યા. તેમની સાથે રાયમલ્લ પણ ત્યાથી નીકળી નાગોરમાં આવીને વસ્યા એક વખત મુસલમાન બાદશાહ નાગોરમાં આવ્યો, તેને રાયમલ્લે ચોર્યાસી જાતની સ્વાદિષ્ટ મીઠાઈ ભેટ કરી, તે ખાઈને બાદશાહ ખુશ થયો તેની પ્રશંસાથી તેઓ મીઠડિયા ગોત્રથી ઓળખાયા બાદશાહે રાયમલ્લને ચોરાસી ગામ ભેટ આપેલાં તેણે મીઠડી ગામ પણ વસાવેલુ તથા ત્યાં જિનપ્રાસાદ કરાવી રાવણ પાર્શ્વનાથની મૂર્તિ સ્થાપન કરી. રાયમલ્લનું બીજું નામ નરસંધ પણ કહેવાય છે. તેને વિષે બીજી એક વાત પણ કહેવાય છે કે એક વખતે તે રાયમલ્લ પોતાના પુત્ર લખરાજને પરણાવવા માટે નાગોરથી જાન લઈ બાહડમેર જતા હતા ત્યાં વચ્ચે રેતીનું રણ આવ્યું. જાનૈયાઓ તરસ્યા થતાં કૂવાની તપાસ કરી પણ ખારું પાણી નીકળ્યુ. આથી રાયમલ્લે પોતાની સાથે લીધેલી ખાંડમાંથી એક સો મણ ખાંડ તે કૂવામાં નાખી પાણી મીઠું કરી જાનૈયાઓને પાયુ સં ૧૪૦૨ માં તેણે સંઘ સાથે ગોડીપાર્શ્વનાથજીની યાત્રા કરેલી ત્યારે પણ એમ જ થયેલુ. ત્યાં કૂવામાં ખારું પાણી હોવાથી તેમા બત્રીશસો છાંટ ભરેલી ખાંડ કૂવામાં નખાવી હતી. આથી તેના વંશજો મીઠડિયા ઓડકથી પ્રસિદ્ધ થયા

૯૫૯. મેરુતુંગસૂરિએ જાણેલા સંકટ બાદ દિલ્હીનો ત્યાગ કરીને ત્યાંના શ્રાવકો જુદે જુદે સ્થળે પથરાયા દેવાણંદશિખા ગોત્રના વંશજો જાલોર, સીરોહી, સીહોર, પ્રભાસપાટણ, પારકર, બુરાનપુર, કચ્છ, હાલાર આદિ સ્થળોમાં જઈ વસ્યા

૯૬૦ ગોડીપાર્શ્વનાથજીના જિનપ્રાસાદ માટે મેરુતુંગસૂરિએ મેઘા શ્રેષ્ઠીને પ્રેરણા આપેલી અને એમના આશીર્વચનથી ગોડીજીનાં પ્રસિદ્ધ તીર્થની ઉત્પત્તિ થઈ એ વિશે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા.

૯૬૧. શ્રીમાલી વંશના ભારદ્વાયણ ગોત્રના, મોઢેરાના વતની ભાવડ શેઠે મેરુતુંગસૂરિના ઉપદેશથી મહોત્સવપૂર્વક ચોવીશીની પ્રતિષ્ઠા કરાવી હોવાનું પ. હી હ. લાલન ગોત્ર સંગ્રહમાં જણાવે છે. એક શ્રીમાળી જૈન કુટુંબની જૂની વંશાવલીમાંથી જાણી શકાય છે કે ભારદ્વાજ ગોત્રીય હીરાના પુત્ર હેમાએ મોઢેરામાં સં. ૧૪૪૫ માં જિનબિંબનો પ્રતિષ્ઠા મહોત્સવ કર્યો, મેરુતુંગસૂરિને ચોમાસું કરાવ્યું, અને તેમના ઉપદેશથી જિનબિંબની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી —

**संवत् १४४५ वर्षे बिंब चुवीसवट्टो प्रतिष्टामहोत्सव श्री अञ्चलगच्छे श्री मेरुतुंगसूरि चोमासि कराव्या प्रतिष्ठित महोच्छव करावी, मोढेरी हेमा भा० हेमादे. ।**

૯૬૨ શ્રીમાલી વંશના આગ્નેય ગોત્રના, સિંહવાડામાં થયેલા પાતાશાહે મેરુતુંગસૂરિના ઉપદેશથી સં. ૧૪૫૬ મા શ્રી આદિનાથનું મંદિર બંધાવ્યું

૯૬૩. શ્રીમાલી વંશમા વારધ ગોત્રના દેવર શેઠ સં ૧૪૫૭ મા થઈ ગયા. તેમણે કુંઆરોદિ

નામના ગામમાં એક જિનમંદિર તથા પૌષધશાળા બંધાવી ઘણું ધન ખર્ચ્યું, મેરુતુંગસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠાદિ કાર્યો કર્યા.

૯૬૪. શ્રીમાલી વંશના પારાયણગોત્રીય મેઘા શેઠ સં ૧૪૧૮ મા થઈ ગયા. તેમણે મેરુતુગસૂરિના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી

૯૬૫. શ્રીમાલી વંશના ચંડીસર ગોત્રીય પોપા શેઠે પુનાસા ગામમાં શ્રી સંભવનાથજીનો પ્રાસાદ બંધાવ્યો તથા મેરુતુગસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી

૯૬૬. પ્રાગ્વાટ વંશના પારાયણ ગોત્રીય, વેજલપુરના વતની સૂરા શેઠે જૈનધર્મનો ત્યાગ કરી દીધેલો પરંતુ મેરુતુગસૂરિના ઉપદેશથી તેઓ પુનઃ જૈનધર્મમાં દૃઢ થયા તેમજ જિન પ્રતિમાઓ પણ ભરાવી. તે કાપડનો મોટો વ્યાપારી હોવાથી તેના વંશજો દોમી કહેવાયા

૯૬૭. શ્રીમાલી વંશના મહાજની ગોત્રીય સામંતના પુત્ર પૂનાકે સં ૧૪૬૮ માં શ્રી શીતલનાથજીનું તથા પંચતીર્થીનું બિંબ ભરાવ્યાં તથા તેની પ્રતિષ્ઠા મેરુતુગસૂરિના ઉપદેશથી કરાવી

૯૬૮. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે મેરુતુગસૂરિના ઉપદેશથી સં. ૧૪૨૯ માં લોલાડા ગામમાં શ્રીમાલી જ્ઞાતીય ધાવ શેઠના પુત્ર આસાકે, સં. ૧૪૩૮ માં તે જ ગામમાં તેજૂ નામની શ્રાવિકાએ, સ. ૧૪૪૬ ના મહા સુદી ૧૩ ને રવિવારે રાજનગરમાં પોરવાડ જ્ઞાતીય કોલ્હા તથા આલા નામના શેઠે, સં ૧૪૬૮ ના કાર્તિક વદિ ૨, સોમવારે શંખેશ્વરમાં કડુઆ નામના શેઠે જિન પ્રતિમાઓની પ્રતિષ્ઠાઓ કરાવેલી છે. આ પ્રમાણે મેરુતુગસૂરિના ઉપદેશથી અનેક જિનબિંબોની પ્રતિષ્ઠાઓ થઈ છે.

### પ્રતિષ્ઠા કાર્યો.

૯૬૯. મેરુતુગસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ થઈ હોવાના પ્રમાણો પ્રતિમાલેખો પૂરાં પાડે છે. આ અંગે સંક્ષિપ્ત ઉલ્લેખ કરવો અભીષ્ટ છે—

૧૪૪૫ કા. વ. ૧૧ રવિવારે પ્રાગ્વાટ જ્ઞાતીય મહં. સલખા ભાર્યા સલખણદેના પુત્ર ભાદાએ આત્મશ્રેય માટે શ્રી પાર્શ્વબિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી

૧૪૪૬ જે. વ. ૩ સોમવારે ઉકેશવંશના સા રામાના પુત્ર કાજાએ પિતાના શ્રેયાર્થે શ્રી નમિનાથ બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી. એજ દિવસે શ્રીમાલી જ્ઞાતીય વ્ય. સારંગના પુત્ર સાયરે પોતાના ભાઈ વ્ય. સાલ્હાના શ્રેયાર્થે શ્રી શાન્તિનાથ બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

૧૪૪૭ ફા. સુ. ૯ સોમવારે શાલાપતિ જ્ઞાતીય મારૂ ઠ. હરિપાલની પત્ની સૂહવના પુત્ર દેપાલે શ્રી મહાવીર બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી

૧૪૪૯ ચૈ. સુ. ૬ શુક્રવારે શાલાપતિ જ્ઞાતીય ઠ. રાણા, ભા. ભોલીના પુત્ર ઠ વિક્રમે પોતાનાં માતા-પિતાના શ્રેયાર્થે શ્રી મહાવીર બિંબ કરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી એજ દિવસે ઉકેશવંશીય સા. નેમિચંદ્રના પુત્ર મુલુ શ્રાવકે પોતાની પત્ની ચાહિણિ સહિત સ્વશ્રેયાર્થે શ્રી સુવિધિનાથ બિંબ કરાવ્યું, શ્રી સંઘે પ્રતિષ્ઠા કરી.

આષાઢ સુ ૨ ગુરુવારે ઉકેશવંશના ગોખરૂગોત્રીય સા. નાલ્હણ ભા નિહૂણસિરિના પુત્ર સા નાગરાજે પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

૧૪૫૨ વૈ સુ ૫ ગુરુવારે સં. આલ્હાના પુત્ર સં. લખમાસિંહ સહિત સ. ખોડાએ વડિલ સં. પાસડના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

અષાઢ વ. ૧૩ ને દિવસે ડીસાવાલ જ્ઞાતીય વ્ય ચાપાએ ભા. સંસારદે, પુત્ર આસાદિ સહિત પુત્ર રાજા શ્રેયસે શ્રી વાસુપૂજ્ય બિંબ કરાવ્યુ, સૂરિએ પ્રતિષ્ઠા કરી

૧૪૫૪ માઘ સુ. ૯ શનિવારે ઉકેશવંશીય કાલાના પુત્ર વ્ય. ચાહુડ સુશ્રાવકે પોતાનાં માતાપિતાના અને પોતાના શ્રેયાર્થે શ્રી મહાવીર બિંબ કરાવ્યુ, સૂરિએ પ્રતિષ્ઠા કરી

માઘ વ. ૯ શનિવારે ઉકેશવંશીય વ્ય કઉંતાના પુત્ર વ્ય. થાહરુ શ્રાવકે પોતાનાં માતાપિતાના શ્રેયાર્થે જિનબિંબ કરાવ્યુ.

૧૪૫૫ ફા. વ. ૧ ને દિવસે ઉપકેશ જ્ઞાતીય વ્ય. સોમા તથા તેની પત્ની મહગલના શ્રેયાર્થે એમના ભત્રિજા ચાણાએ શ્રી શાંતિનાથ બિંબ કરાવ્યુ, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

વૈશાખ વદિ ૧૨ શુક્રે ઉકેશવંશે .....માતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથ બિંબ ભરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી;

૧૪૫૬ જ્યે. વ. ૧૩ શનિવારે શ્રી વીરવંશીય સા મદન, ભા કાહુના પુત્ર શંકર, દેવસિંહ, આલ્હાએ પોતાનાં માતાપિતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભ બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

૧૪૫૭ વૈ સુ ૩ શનિવારે ઓશવાલ જ્ઞાતીય સા. મંડલિકના પુત્ર સા. કર્મસિંહે શ્રેય અર્થે શ્રી સંભવનાથ બિંબ કરાવ્યુ.

૧૪૬૬ માહ સુ ૧૩ રવિવારે પ્રાગ્વાટજ્ઞાતીય મં. કડૂણ ભા. લલતીના પુત્રો કેલ્હા, આલ્હાએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

વૈ. સુ ૩ સોમવારે પાટણના સા સંઘવી જયસિંહના પુત્ર આસાએ કાંઉ નામની પોતાની માતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ કરાવ્યુ, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

એજ દિવસે કચ્છ દેશમાં ઉકેશવંશીય સા. શિલાહિયાની ભાર્યા આસલના પુત્ર જેઠાણંદે સ્વ-શ્રેયાર્થે શ્રી પદ્મપ્રભબિંબો કરાવી તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૬૭ માહ સુ ૫ શુક્રવારે પ્રાગ્વાટ વ્ય ડીડા, ભા રયણીની પુત્રી મેચીએ આત્મ શ્રેયાર્થે શ્રી શાંતિનાથબિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી

૧૪૬૮ કા. વ. ૨ સોમવારે શ્રે. કડુઆએ પોતાનાં માતપિતા શ્રે મંડલિક ભા. આલ્હણદેના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથ બિંબો કરાવ્યા, સૂરિએ પ્રતિષ્ઠા કરી

માઘ સુ. ૧૦ બુધવારે શ્રીમાલજ્ઞાતીય મહા. સામંત, ભા. સામલના પુત્ર મ. દૂદાએ તેની પત્ની દૂલ્હાદે સહિત શ્રી શીતલનાથ બિંબ કરાવ્યુ અને શ્રી સંઘે તેની પ્રતિષ્ઠા કરી

વૈ. સુ. ૩ ગુરુવારે પ્રાગ્વાટવંશીય મંત્રી સામંત ભા ઉમલના પુત્ર મંત્રી ધર્મસિંહની ભાર્યા ધર્માદેના પુત્ર મંત્રી રાઉલ, બડૂયાએ શ્રી શાંતિનાથબિંબ કરાવ્યુ, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

૧૪૬૯ માઘ સુ ૬ રવિવારે ઉકેશ જ્ઞાતીય સા. વન્તા ભા. વસતણીના પુત્ર સા. નીંબાકે શ્રી વાસુ-પૂજ્ય બિંબ કરાવ્યુ, સૂરિએ પ્રતિષ્ઠા કરી. એ જ દિવસે પ્રાગ્વાટ જ્ઞાતીય વ્ય ઉદા ભા. ચત્તના પુત્ર જેસા ભા. ડમણાદેના પુત્ર વ્ય. મૂંડને ભાઈના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથબિંબ કરાવ્યું, સૂરિએ પ્રતિષ્ઠા કરી.

માઘ વ ૫ હસ્તાર્કે પ્રાગ્વાટવંશીય મં. સામંતના પુત્ર ભાદા ભા. દેલ્હણના પુત્ર સિંધાએ બાઈ સંપૂરી શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ કરાવ્યું, શ્રી સંઘે પ્રતિષ્ઠા કરી.

ફા. વ. ૨ શનિવારે નાગર જ્ઞાતીય અલિયાણ ગોત્રના શ્રે કર્મા ભા. ધાણુના પુત્ર ડૂંગ ભ્રાતા સાગા શ્રેયાર્થે શ્રી શાંતિનાથબિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૭૦ ચૈ. સુ. ૮ ગુરુવારે શ્રીમાલી શ્રે. સાસણ ભા સુહાગદેના પુત્ર શ્રે બાજાએ પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી.

૯૭૦. એ ઉપરાંત પાલીતાણા પાસેના ગારીઆધારના જિનાલયમા પણ ખંડિત ધાતુમૂર્તિ ઉપર મેરુતુંગસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાનો અધૂરો લેખ પ્રાપ્ત થાય છે. આ ઉપલબ્ધ લેખો ઉપરાંત અનેક પ્રતિષ્ઠાઓ મેરુતુંગસૂરિના ઉપદેશથી થઈ હશે, જે અંગેની ઘણી વિગતો હજી પ્રકાશમાં આવી શકી નથી. જેમ જેમ પ્રતિમાલેખો પ્રસિદ્ધિમાં આવતા જશે, તેમ તેમ આ વિષયમાં વધુ ને વધુ માહિતી પ્રાપ્ત થતી જશે. પટ્ટાવલીઓ તેમજ ભટ્ટગ્રંથોમાંથી ઉપલબ્ધ થતી પ્રતિષ્ઠાઓ અંગેની બાબતો આપણે આગળ જોઈ ગયા. અનુશ્રુતિઓમાં પણ પ્રતિષ્ઠા સંબંધક કેટલીક બાબતો સચવાઈ રહી છે.

## ગ્રંથકાર મેરુતુંગસૂરિ.

૯૭૧. ઉપદેષ્ટા મેરુતુંગસૂરિ બહુશ્રુત વિદ્વાન અને ગ્રંથકાર તરીકે પણ જૈન વાઙ્મયમાં ચિરસ્મરણીય રહેશે. તેમણે વિવિધ વિષયના અનેક ગ્રંથોની રચના કરી છે. જૈન ઈતિહાસમાં આ સમાન નામના ચારેક આચાર્યો થઈ ગયા છે, તેમાં ગ્રંથકાર તરીકે તો બે જ અત્યાર સુધીનાં પ્રસિદ્ધિમાં આવ્યા છે. એક છે નાગેન્દ્રગચ્છીય ચંદ્રપ્રભસૂરિના શિષ્ય મેરુતુંગસૂરિ, જેમણે મહાપુરુષચરિત્ર અથવા ઉપદેશ શત, પ્રબંધ ચિન્તામણી, વિચારશ્રેણી, ધર્મોપદેશ, થેરાવલી, ષડ્દર્શન વિચાર આદિ ગ્રંથોની રચના કરી; બીજા છે અંચલગચ્છીય આચાર્ય મેરુતુંગસૂરિ. પહેલા મેરુતુંગસૂરિની સમયમર્યાદા ચૌદમો સૈકો છે, બીજાનો પંદરમો સૈકો. આ બન્ને પ્રસિદ્ધ ગ્રંથકારોને એક જ સમજી લઈને ઘણા લેખકોએ એમને વિષે કે એમની કૃતિઓ વિષે અનેક ગૂંચવાડાઓ ઊભા કર્યા છે. નાગેન્દ્રગચ્છીય મેરુતુંગસૂરિએ 'પ્રબંધ ચિન્તામણી' ગ્રંથ દ્વારા જગતમા ખૂબ જ પ્રસિદ્ધિ મેળવી છે. પાશ્ચાત્ય વિદ્વાનોનું એ ગ્રંથે ખૂબ ધ્યાન ખેંચ્યુ છે. એમનો પરિચય રૉયલ એશિયાટિક સોસાયટી જર્નલ, મુંબઈ, સને ૧૮૬૭–૬૮ મા પણ અપાઈ ગયો છે, જ્યારે અંચલગચ્છીય આચાર્ય મેરુતુંગસૂરિનું જીવનવૃત્ત તેમ જ તેમની કૃતિઓ આજ દિવસ સુધી સંપૂર્ણ રીતે પ્રકાશમા આવેલા ન હોઈને પાશ્ચાત્ય કે ભારતીય વિદ્વાનો એમનાં અસાધારણ વ્યક્તિત્વથી કે કાર્યોથી બહુધા અપરિચિત જ રહ્યા છે. આ હકીકત જૈન સમાજ માટે અને ખાસ કરીને અંચલગચ્છ માટે નીચું જોવડાવે એવી છે. મેરુતુંગસૂરિના અભ્યસનીય ગ્રંથરત્નોનું પરિશિલન ખૂબ જ આવકારદાયક છે.

૯૭૨. મેરુતુંગસૂરિએ રચેલા બહુવિધ ગ્રંથોનો માત્ર સંક્ષિપ્ત પરિચય અહી વિવક્ષિત છેઃ—

(૧) કામદેવચરિત્ર—સંસ્કૃત ૭૪૮ શ્લોક પરિમાણની ગદ્યકૃતિ. હેમચંદ્રાચાર્ય સભા, પાટણ દ્વારા પ્રકાશિત થયેલા આ ગ્રંથની રચનાનું વર્ષ સં. ૧૪૦૯ દર્શાવેલું છે, તે અસંભવિત છે સં ૧૪૬૯માં આ ગ્રંથ રચાયો હોય એમ ગ્રંથપ્રશસ્તિ પરથી સ્પષ્ટ થાય છે—

> **एवं श्री कामदेवक्षितिपतिचरितं तत्त्वषड्वार्धिभूमिसंख्ये ।**
> **श्री मेरुतुंगाभिधगणगुरुणा वत्सरे प्रोक्तमेतत् ॥**

(૨) સંભવનાથ ચરિત્રઃ—રચના સં. ૧૪૧૩.

(૩) કાતન્ત્રબાલાવબોધવૃત્તિ—કાતન્ત્રવ્યાકરણ પર સં. ૧૪૪૪માં સંસ્કૃત બાલાવબોધવૃત્તિ રચી.

(૪) આખ્યાતવૃત્તિ ટિપ્પણ—કાતન્ત્રબાલાવબોધવૃત્તિનું અપરનામ સંભવે છે.

(૫) જૈન મેઘદૂત—ભગવાન નેમિનાથના જીવન વિષયક આ સસ્કૃત મહાકાવ્ય ચાર સર્ગમા, મંદાક્રાંતા છદમાં સં ૧૪૪૯ પહેલાં રચ્યુ કેમકે સપ્તતિભાષ્ય ટીકાની ગ્રથ પ્રશસ્તિમા આ ગ્રંથનો ઉલ્લેખ છે. આ કાવ્ય પર શીલરત્નસૂરિએ અને મહીમેરુગણિએ ટીકાઓ રચેલ છે.

(૬) ષડ્દર્શનસમુચ્ચય—અપર નામ ષડ્દર્શનનિર્ણય બૌદ્ધ, મીમાંસા, સાંખ્ય, ન્યાય, વૈશેષિક અને જૈન એમ છ દર્શનોની આ ગ્રથમાં સક્ષિપ્ત તુલના કરી ગ્રંથકારે નિર્ણય કર્યો છે. આ ગ્રથનો ઉલ્લેખ પણ સપ્તતિભાષ્ય ટીકામાં હોઈને તે સં. ૧૪૪૯ પહેલાં રચાયુ હોવાનું નિર્ણિત થાય છે.

(૭) ધાતુપારાયણ.—આ વ્યાકરણ ગ્રંથનો ઉલ્લેખ પણ સપ્તતિકા ભાષ્યટીકામાં હોઈને, તે સં. ૧૪૪૯ પહેલાં રચાયુ હોવાનું નિર્ણિત થાય છે.

(૮) બાલાવબોધ વ્યાકરણ—અપરનામ મેરુતુંગવ્યાકરણ, જુઓ જિનરત્નકોશ. આ ગ્રથનો ઉલ્લેખ પણ સપ્તતિકાભાષ્ય ટીકામા હોઈને, તે સ ૧૪૪૯ પહેલાં રચાયુ હોવાનુ નિર્ણિત થાય છે. મોહનલાલ દલીચંદ દેશાઈ જૈ. ગૂ ક ભા. ૩ પૃ ૧૫૭૨માં મેરુતુગસૂરિના તે વ્યાકરણ ગ્રથોના આ પ્રમાણે નામો આપે છે 'વ્યાકરણ ચતુષ્ક બાલાવબોધ' અને 'તદ્ધિત બાલાવબોધ' આ પ્રાયઃ એક જ કૃતિઓનાં નામ હશે.

(૯) રસાધ્યાય ટીકા—જૈનેતર આચાર્ય કંકાલય કૃત રસાધ્યાય અપરનામ રસાલય નામના વૈદક ગ્રંથ પર મેરુતુંગસૂરિએ સં. ૧૪૪૩માં પાટણમાં રહીને ભડીગના પુત્ર રાઉલ ચપકની વિનતિથી ટીકા રચી છે.

(૧૦) સપ્તતિભાષ્ય ટીકા—કર્મગ્રથ રચના સં ૧૪૪૯ સંસ્કૃતમા ગ્રંથકારના વડિલ ગુરુબંધુ મુનિશેખરસૂરિએ તેમને આ ગ્રથ રચવામાં ઉત્તેજના આપેલી. તેઓ પોતાના મુખ્ય ગ્રથોનો નામનિર્દેશ પ્રશસ્તિમા આ પ્રમાણે કરે છે—

काव्यं श्रीं मेघदूताख्यं षडदर्शनसमुच्चयः ।
वृत्तिर्बालावबोधाख्या धातुपारायणं तथा ॥
एवमादिमहाग्रन्थनिर्माणपरायणाः ।
चतुराणां चिरं चेतश्चमत्काराय येऽन्वहम् ॥

(૧૧) લઘુશતપદી.—રચના સ. ૧૪૫૩ શ્લોક પરિમાણ ૧૫૭૦, સસ્કૃત ગદ્યકૃતિ. ધર્મઘોષસૂરિના મૂળ ગ્રંથના ૪૫ વિશેષ ઉપયોગી વિચારો લઘુશતપદીમાં લઈ તેમાં સાત વિચારો નવા ઉમેરીને કુલ્લે પર વિચારોની ચર્ચા વિચારણા છે. શકય છે કે નવા ઉમેરેલા વિચારને લઘુ શતપદી કહેવામાં આવી હોય અને મૂળ વિચારોના પુનર્લેખનને શતપદી સારોદ્ધાર નામ આપવામાં આવ્યું હોય. ગ્રંથ પ્રશસ્તિમાં કર્તા જણાવે છેઃ—

तत्पट्टकमले राजमराला इव सांप्रतं
श्री मेरुतुंगसूरींद्रां जयंति जगतीतले ॥ १ ॥
सुकुमारमतीनां तैः सुखायः व्यरचि स्वयम् ।
शतपद्या समुद्धारस्त्रिपंचाशीतिवत्सरे ॥ २ ॥
इति शतपदीग्रंथसमुद्धारः ॥ ग्रंथाग्रं १५७०

(૧૨) શતપદી સારોદ્ધાર:—અપરનામ શતપદી સમુદ્ધાર. પોતાની ૫૩ વર્ષની ઉમરે—એટલે સં. ૧૪૫૬માં અથવા તે શતકના ૫૩મા વર્ષે એટલે સં. ૧૪૫૩માં આ ગ્રંથની રચના કરી. ધર્મઘોષસૂરિ કૃત મૂળ શતપદીનો આ ગ્રંથમા સમુદ્ધાર કરવામાં આવ્યો છે. પ્રો. વેલણકર 'જિનરત્નકોશ'માં જણાવે છે કે This is an abridgement of Dharmaghosa's Satapadi.

(૧૩) જેસાજી પ્રબંધ.—આ ઐતિહાસિક પ્રબંધમાં ઉમરકોટમાં જેસાજીએ મેરુતુંગસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથ ભગવાનનો ૭૨ દેવકુલિકાયુક્ત જિનપ્રાસાદ કરાવ્યો, શત્રુંજયાદિ તીર્થોની સંઘસહિત યાત્રા કરી ઇત્યાદિનું વિશદ વર્ણન છે એમ પં. હી હ. લાલન ગોત્ર સંગ્રહમાં જણાવે છે. આ કૃતિ શંકિત છે. મેરુતુંગસૂરિ રાસમાં આ કૃતિનો ઉલ્લેખ નથી.

(૧૪) ઉપદેશચિન્તામણી વૃત્તિ —જયશેખરસૂરિ કૃત ઉપદેશચિન્તામણી નામના ગ્રંથ પર મેરુતુંગસૂરિએ ૧૧૬૪ શ્લોક પરિમાણની વૃત્તિ સંસ્કૃતમાં રચી છે. પોતે પટ્ટધર હોવા છતાં એમના સમુદાયના આચાર્યની કૃતિ પર ટીકા રચીને મેરુતુંગસૂરિએ પોતાની જ્ઞાનાભિમુખતા પ્રદર્શિત કરી છે.

(૧૫) નાભાક નૃપકથા—સં. ૧૪૬૪માં ૨૯૪ શ્લોક પરિમાણની આ કથા સંસ્કૃત પદ્યમાં બોધક શૈલીમાં રચી. દેવદ્રવ્યનો નાશ અથવા દુર્વ્યય કરવાથી મનુષ્યને કેવાં દુ:ખો ભોગવવા પડે છે, તેની કથાઓ વણી લેવામાં આવી છે. કથાનો બોધ કવિ આ પ્રમાણે જણાવે છે:

**वरं सेवा वरं दास्यं वरं भिक्षा वरं मृतिः। निदानं दीर्घ दुःखानां न तु देवस्वभक्षणम् ॥**

(૧૬) સૂરિમંત્રકલ્પ:—સૂરિમંત્રકલ્પનો મહિમા પ્રાચીન સાહિત્યમાં સવિશેષ છે. હરિભદ્રસૂરિના સમકાલીન પટ્ટધર માનદેવસૂરિ પરંપરાથી ચાલ્યો આવતો સૂરિમંત્ર પ્રમાદને લીધે વિસરી ગયા હોવાની વાત અંચલગચ્છની પટ્ટાવલીમાં પ્રસિદ્ધ છે. સૂરિએ પખવાડિયાના ઉપવાસ કર્યા, રૈવતાચલ પર અંબિકાદેવીનું આરાધન કર્યું, સંતુષ્ટ થયેલી દેવીએ શ્રી સીમંધર પાસે જઈને સૂરિમંત્ર લાવીને માનદેવસૂરિને સમર્પણ કર્યો એ બધો વૃત્તાંત આ મંત્રની મહત્તા સૂચવે છે. 'અંચલગચ્છવિચારવ્યવસ્થા' નામના હસ્તલિખિત ગ્રંથમાં પણ આ મંત્રની અનિવાર્યતા નિર્દિષ્ટ છે. પ્રત્યેક ગચ્છનાયકે આ કલ્પની સાધના કરવી જોઈએ એવો પણ એમાં ઉલ્લેખ છે. મેરુતુંગસૂરિએ રચેલ આ ગ્રંથ રહસ્યભર અને ગૂઢ છે. આ ગહન વિષય પર વિદ્વાનોએ પ્રકાશ પાડવો જોઈએ.

(૧૭) સૂરિમંત્રસારોદ્ધાર:—૫૫૮ શ્લોક પરિમાણનો મંત્રશાસ્ત્ર વિષયક આ ગ્રંથ પણ રહસ્ય સભર છે. સૂરિમંત્રકલ્પ પર 'દુર્ગપ્રદેશ વિવરણ' લખાયું છે તે એ જ સંભવે છે આવા નામોને મળતા અનેક ગ્રંથો નોંધાયા છે, ઉદાહરણાર્થે સૂરિમંત્રસારોદ્ધાર–સૂરિમંત્રવિશેષામ્નાય–સૂરિમુખ્યમંત્રકલ્પ ઇત્યાદિ.

(૧૮) જીરાપલ્લી પાર્શ્વનાથસ્તવ—મૂળ ૧૧ અને પાછળથી ૩ ઉમેરાતાં ૧૪ શ્લોક પરિમાણ. આદિ ॐ **नमो देवदेवाय.** લોલાડા ગામમાં સર્પનો ઉપસર્ગ આ સ્તવદ્વારા નિવાર્યો. અંચલગચ્છમાં પઠન–પાઠન કરાતા સાત સ્મરણોમાં પણ આ સ્તોત્ર સ્થાન ધરાવે છે. 'ત્રિલોકયવિજય' નામના મહામંત્ર–યંત્રથી ગર્ભિત આ સ્તવનો મહિમા અપૂર્વ ગણાય છે. અમરસાગરસૂરિના સમયમા દયાસાગરગણિના શિષ્ય પુણ્યસાગરે સં. ૧૭૨૫માં આ સ્તવની વ્યાખ્યા કરી છે.

(૧૯) સ્તંભક પાર્શ્વનાથ પ્રબંધ:—સંસ્કૃતમા.

(૨૦) નાભિવંશ કાવ્ય.—સંસ્કૃત મહાકાવ્ય.

(૨૧) યદુવંશસંભવ કાવ્ય—સંસ્કૃત મહાકાવ્ય.

(૨૨) નેમિદૂત મહાકાવ્ય—સંસ્કૃત મહાકાવ્ય.

(૨૩) કૃદ્‌વૃત્તિઃ—કાતન્ત્રવ્યાકરણની ટીકાનો એક ખંડ હોય એમ સંભવે છે.

(૨૪) ચતુષ્કવૃત્તિઃ—ગ્રંથપરિમાણ ૪૯૩.

(૨૫) ઋષિમંડલસ્તવ.—સંસ્કૃત ૭૦ કારિકામાં.

(૨૬) પટ્ટાવલી—મેરુતુગસૂરિને નામે ચડાવાયેલી આ સંસ્કૃત પટ્ટાવલી વિષે આગળ ઘણી જગ્યાએ ઉલ્લેખ કરી ગયા છીએ ભાષાની દૃષ્ટિએ, ઘટનાઓની દૃષ્ટિએ કે વિચારોની દૃષ્ટિએ આ પટ્ટાવલી મેરુતુગસૂરિએ રચી હોય એ શકિત છે. આદિથી માંડીને અત સુધીમાં અસંખ્ય સ્ખલનયુક્ત પ્રસગોનું એમાં નિરુપણ છે છેલ્લે, સ. ૧૪૩૮માં એ પટ્ટાવલી રચી હોવાનો ઉલ્લેખ હોવા છતાં સં. ૧૪૪૪ સુધીની ઘટનાઓનુ એમાં વર્ણન આવે છે! એટલું જ નહી, ખુદ મેરુતુગસૂરિએ રચેલ શતપદી સારોદ્ધારની વિસ્તૃત ગ્રંથપ્રશસ્તિની હકીકતો સાથે પણ આ પટ્ટાવલીની વિગતો મતભેદ ધરાવે છે। અલબત્ત, આ પટ્ટાવલીમાં સંગૃહિત સત્ય ઐતિહાસિક બાબતો વિશે સૂગ દર્શાવવાનું કોઈ કારણ નથી

(૨૭) ભાવકર્મ પ્રક્રિયા (૨૮) શતક ભાષ્ય (૨૯) નમુત્થુણ ટીકા (૩૦) સુશ્રાદ્ધકથા (૩૧) લક્ષણ શાસ્ત્ર (૩૨) રાજીમતી–નેમિ સંબધ (૩૩) વારિવિચાર (૩૪) પદ્માવતી કલ્પ (૩૫) અગ વિદ્યા ઉદ્ધાર (૩૬) કલ્પસૂત્ર વૃત્તિ.

૯૭૩ છોટાલાલ મગનલાલ શાહ ઝુલાસણવાસી 'જૈન મેઘદૂત'ની પ્રસ્તાવનામા જણાવે છે કે—'આ સિવાય જીતકલ્પસાર અને ઋષિમંડલ સ્તોત્રના કર્તા તરીકે મેરુતુગને ગણવામાં આવે છે, પણ તે કયા મેરુતુગ તે ચોક્કસ કહી શકાતુ નથી. વળી જૈન ગ્રથાવલીમાં બાલાવબોધ વ્યાકરણના કર્તા સાથે તેના ઉપર રચાયેલ આખ્યાતવૃત્તિ ઢુંઢિકા, કૃદ્‌વૃત્તિ ટિપ્પન અને પ્રાકૃતવૃત્તિના કર્તા તરીકે પણ મેરુતુંગનો ઉલ્લેખ છે. પણ મને તો આ નોધમાં ભ્રમ લાગે છે. કારણ પોતે મેરુતુગ સપ્તતિકા ભાષ્ય ટીકાની પ્રશસ્તિમાં લખે છે તે પ્રમાણે બાલાવબોધ વ્યાકરણ અને તેની વૃત્તિના કર્તા હોવા જોઈએ. વળી બીજુ કારણ વ્યાકરણકર્તાને પોતે જ પોતાના વ્યાકરણ ઉપર એક વૃત્તિ સિવાય ભિન્ન ભિન્ન વૃત્તિઓ બનાવવાનું પ્રયોજન રહેતુ નથી. આ નોંધમાં ભ્રમ થવાનુ કારણ એ કલ્પી શકાય છે કે નોંધનારાના હાથમા વ્યાકરણના ભિન્ન ભિન્ન કટકા હાથ આવ્યા હોય અને તે દરેક ઉપર તેમની વૃત્તિ તો હોય, તે પ્રમાણે દરેકે જુદી જુદી નોંધ કરી લાગે છે'

૯૭૪. મેરુતુગસૂરિએ રચેલા અનેકવિધ ગ્રથો પરથી જોઈ શકાશે કે પટ્ટધર તરીકે ભારે જવાબદારીઓ વહન કરી રહ્યા હોવા છતાં તેમણે સમય મેળવીને સાહિત્યના અનેક પ્રકારોનું ખેડાણ કર્યું અને તેઓ સુદર ગ્રથો મૂકતા ગયા છે. એ દ્વારા એમની અસિમ વિદ્યાપ્રિયતા સૂચિત થાય છે. સ્તોત્રો, મંત્રકાવ્યો, ઊર્મિકાવ્યો, મહાકાવ્યો ઉપરાંત તેમણે નિમિત્ત, લક્ષણ, છંદ, અલંકાર, વ્યાકરણ, વૈદક, ઇતિહાસ, દર્શન અને કર્મ વિષયક ગ્રથો રચી પોતાની બહુમુખી પ્રતિભાનો આપણને પરિચય કરાવ્યો છે. સાહિત્યકાર તરીકે મેરુતુંગસૂરિનુ સ્થાન જે હોય તે ભલે હો, કિન્તુ જૈનોએ સસ્કૃત ભાષાના વિકાસમાં જે ફાળો નોધાવ્યો છે, તેમાં મેરુતુંગસૂરિનો હિસ્સો ઉલ્લેખનીય રહેશે. બીજું, વિવિધ વિષયમાં આટલી મોટી સખ્યામાં ગ્રથો રચનાર તરીકે પણ મેરુતુગસૂરિનું નામ કદિયે ભૂલાશે નહી

૯૭૫. આપણે જોઈ ગયા કે ગ્રથકાર તરીકે બે મેરુતુગસૂરિ પ્રસિદ્ધ છે. આ બન્ને આચાર્યોની કૃતિઓ એક બીજાને નામે ચડાવી દઈને શાસ્ત્રી દીનાનાથ રામચંદ્ર, ત્રિપુટી મહારાજ, વિદ્યાવિજયજી

જેવા વિદ્વાનો પણ ભૂલો કરી બેઠા છે. તેમણે અનુક્રમે પ્રબંધ ચિન્તામણી, વિચારશ્રેણી તથા સ્થવિરાવલીને અંચલગચ્છીય આચાર્યની કૃતિ દર્શાવી છે એટલે જર્મન વિદ્વાન ડૉ. ક્લાટ સ્પષ્ટતા કરે છે કે—Prabandha-Chintamani, Upadesa-sat and Katantra Vyakarana have been composed by the older Merutunga of Nagendra gachchha.

૯૭૬ ડૉ ક્લાટ મેરુતુંગસૂરિના ગ્રંથો માટે નોંધે છે કે--He composed in Lolada-grama, in defence of a snake, the Jirikapalli-Parsvanatha-Stavana (Printed in Vidhip. Pratikr. pp. 348–53, 14 Sansk). Imitating Kalidas and Magha he composed some Kavyas Viz. (1) Nabhivansa Sambhava Kavya (2) Yaduvansa-Sambhava-Kavya (3) Nemiduta Kavya; besides he wrote navina-vyakarana, Suri-mantra-kalp (See Peterson III Rep. pp. 364–5) and other works He moreover, composed Meghaduta Kavya, See ib. p. 248, Satapadi-Samuddhara composed in the 53rd year (of his age=Samvat 1456 or of the century Samvat 1453), a commentary on Sri-Kankalaya-rasadhyaya (See Weber, verz I, p. 297, n. 964).

૯૭૭. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં મેરુતુંગસૂરિના ગ્રંથો વિષે આ પ્રમાણે નોંધ છે:—**पतः श्रीमेरुतुंगसूरिभिर्बालबोधव्याकरण भावकर्म प्रक्रिया शतकभाष्य जैनमेघदूत नमुत्थुणंटीका सुश्राद्धकथोपदेशमालाटीकादयोऽनेक ग्रंथरचिताः संति ।**

૯૭૮. મેરુતુંગસૂરિની પ્રકૃષ્ટ વિદ્વત્તાનો, વિદ્યાવ્યાસંગનો અને એમના ગ્રંથોનો સવિસ્તર પરિચય મેરુતુંગસૂરિ રાસમાંથી મળી રહે છે. 'સિદ્ધાંતકલા મુખ' બિરુદ એમને પ્રાપ્ત થયું હતું એમ પણ રાસકાર વર્ણવે છે:—

> વાદીય મયગલ કેસરીય માલ્હંતડે વાદીય કંદ કુદ્દાલ,
> સીધંત કલા મુખ બિરુદ માલ્હંતડે બોલઈ બાલ ગોપાલ.
>
> જંગમ તીરથ મુનિવરુ એ માલ્હંતડે એ નહી માનવી માત્ર,
> ચતુર ચૂડામણિ ગણધરુએ માલ્હંતડે ચારુ ચારિત્રહ પાત્ર.

૯૭૯. મેરુતુંગસૂરિના ગ્રંથોની વિગતો આપતાં રાસકાર વર્ણવે છે—

> સહ ગુરિઈ કીધઉ વ્યાકરણુ માલ્હંતડે જિણિ હુઈ બાલ અવબોધ,
> પટ્ દરિસણુ નિરણય કિઉ એ માલ્હંતડે સાંભલતાં પ્રતિબોધ.
>
> શતપદીસાર જિણુ ઉદ્ધરીય માલ્હંતડે રાય નાભાંક ચરિત્ર,
> કામદેવકથા રસિ રચી એ માલ્હંતડે પુત્થય ભત્તિ પવિત્ર.
>
> ધાતુ પારાયણુ જિણુ રચિઉ એ માલ્હંતડે લક્ષણુ શાસ્ત્ર સુબંધ,
> મેઘદૂત મહાકાવ્ય કીધઉ માલ્હંતડે રાઈમ નેમિ સંબંધ.
>
> બાહુ બુદ્ધિઈ જેણે રચિય માલ્હંતડે શ્રી સૂરિમંતુ ઉદ્ધાર,
> અંગવિદ્યા ઉદ્ધાર કિઉએ માલ્હંતડે સત્તરી ભાષ્યની વૃત્તિ.
>
> અવર ગ્રંથ કીધા ઘણાં એ માલ્હંતડે રંજ્ય જાણુ સવિ ચિત્તિ.
> કવિ ચક્રવર્તિ ગણહરુ એ માલ્હંતડે જીહ મુખ રમઈ સરસત્તિ.

૯૮૦ આપણે જોયું કે મહાકવિ કાલિદાસ અને માઘ આદિના પંચ કાવ્યની જેમ મેરુતુંગસૂરિએ પણ પાંચ કાવ્યો રચ્યા એટલું જ નહી જૈન મેઘદૂત કાવ્ય તો કાલિદાસના મેઘદૂત કાવ્યને તદ્દન અનુસરતું જ કાવ્ય છે. એમના શાખાચાર્ય જયશેખરસૂરિએ પણ એ પ્રમાણે જ કુમારસંભવ-મહાકાવ્ય પરથી જૈન કુમારસંભવની રચના કરી છોટાલાલ મગનલાલ ઝુલાસણવાસીએ 'જૈન મેઘદૂત'ની પ્રસ્તાવનામાં કહ્યું છે કે-જે કાર્યથી માણસની કીર્તિ ગવાય છે, તે કાર્યનું અનુકરણ કરવા અન્ય માણસો આકર્પાય છે. પરંતુ અનુકરણ તે અનુકરણ જ રહે છે. પૂરી પ્રતિભા વિના મૂળ સ્થાન પ્રાપ્ત થતું નથી સાહિત્ય જગતમાં સિદ્ધસેન દીવાકરના 'કલ્યાણ મંદિર'થી અને માનતુંગસૂરિના 'ભક્તામર સ્તોત્ર'થી અનેક વિદ્વાનો દિગ્મૂઢ બની તેમનું અનુકરણ કરી કઈક કવિઓએ તે સ્તોત્રને અનુસરતા અનેક સ્તોત્રો રચ્યાં છે તો પણ મૂળ સ્તોત્રની પ્રસન્નતા, ગંભીરતા, કર્ણપ્રિયતા કે સરળતા ન જ ઝીલી શકયા 'સિંદૂર પ્રકરણ'ના અનુકરણમાં પણ એમ જ થયું જૈનેતર કવિઓમાં જયદેવના 'ગીત ગોવિંદ'ની મોહિનીથી મૂઢ બની ઘણા કવિઓએ વિવિધ ગીતો બનાવ્યાં, કવિ અમરુના શતક પાછળ તણાઈ અનેક કવિઓએ અનેક શતકો બનાવ્યાં, પરંતુ મૂળ કર્તાઓના સ્થાનની યોગ્યતા તેઓ બતાવી શકયા નહીં આ જ પ્રમાણે મહાકવિ કાલિદાસના મેઘદૂતના રસના, સૌંદર્યના અનેક ભોગીઓ અનુકરણ કરી અનેક દૂત કાવ્યોને પોતાની પાછળ મૂકતા ગયા છે કાલિદાસના 'મેઘદૂત' જેવા સંદેશ કાવ્યો ત્રીસેક જેટલાં તો માત્ર સંસ્કૃતમાં જ મળી આવે છે ! ! મેઘદૂતના અનુકરણમાં સૌથી પ્રથમ અનુકરણ કરનાર જૈનો છે. મેરુતુંગસૂરિકૃત અનુકરણ એમાંનું એક છે.

૯૮૧ મેરુતુંગસૂરિ કવિ તરીકે ભલે કાલિદાસ જેવી સર્વોત્કૃષ્ટ પ્રતિભા ધરાવતા ન હોય, તો પણ એમની આ કૃતિ ઘણું જ ઉચ્ચ કવિત્વ દર્શાવે છે કાલિદાસે શૃંગારરસથી સભર કાવ્ય રચ્યુ તેમ મેરુતુંગસૂરિએ પણ શૃંગાર રસને પોતાની કૃતિમાં પ્રાધાન્ય આપ્યું છે. પરંતુ કવિ પોતે ત્યાગી અવસ્થામાં હોવાથી તેનુ પર્યાવસાન શાંત રસમાં તેમણે કર્યુ છે આ બન્ને રસની જમાવટ થઈ શકે તે માટે તેમણે નાયક તરીકે યદુકુલ શિરોમણી શ્રી નેમિનાથને પસંદ કર્યા છે. શૃંગારના રસપાનથી મૂર્છિત થયેલો સમાજ, પોતાની પ્રેમ ભાવના ધીરે ધીરે વિશ્વ પ્રેમમાં પરિણત કરે, તેટલા માટે પોતાની અવસ્થાને ઉચિત, ત્યાગ માર્ગને પ્રેરક પ્રસંગ તેમણે પ્રસ્તુત કાવ્યમાં વર્ણ્યો છે. આવી કક્ષાના બે દૃષ્ટાંતો જૈનસમાજમાં પોતાનુ સ્થાન દીપાવી રહ્યા છે—એક ભગવાન નેમિનાથ અને બીજા કામ વિજેતા સ્થૂલભદ્ર. આ બે વ્યક્તિઓને અનુલક્ષી જૈન કવિઓએ અનેક કાવ્યો, કથાનકો, ચરિત્રો અને રાસાઓ ગૂંથેલા છે.

૯૮૨. નેમિકુમાર વિષય રસથી ઉદાસિન હોવા છતાં, કુટુંબીજનોના સંતોષાર્થે લગ્ન માટે તૈયાર થાય છે તેવામા પોતાના લગ્ન પ્રસંગ નિમિત્તે અસંખ્ય મૂંગા પશુઓનું બલિદાન થનાર છે એમ સાંભળતાં જ તેઓ રાજવૈભવ કે સુખસમૃદ્ધિ અને આપ્તજનોનો ત્યાગ કરી વૈરાગ્ય ભાવે ગિરનાર પર ચાલ્યા ગયા

૯૮૩ 'પોતાના પતિ પોતાનો સદાને માટે ત્યાગ કરી ચાલ્યા ગયા' એવો વજ્રપાત સમાન સંદેશ સાંભળી રાજીમતી મૂર્છા પામે છે તે દરમિયાન નવીન મેઘનું આકાશમા આવાગમન થાય છે. ચંદન અને બીજા શીતોપચારથી રાજીમતીની મૂર્છા દૂર થાય છે અને તે ચેતનામાં આવે છે. તે નવીન મેઘનું દર્શન થતા તે સહસા બોલી ઊઠે છે—

> एकं तावद्विरहिहृदयद्रोहकृन्मेघकालो
> द्वैतीयीकं प्रकृति गहनो यौवनारम्भ एषः ।

तार्तीयीकं हृदयदयितः सैप भोगाद्धयराङ्क्षी-
तुर्यं न्याय्यान्न चलति पथो मानसं भावि हा किम् ॥

૯૮૪ આવા સંયોગોથી વિરહાનલમાં બળતી રાજીમતી વિચારે છે કે—મારું હૃદય પ્રિય વલ્લભ વિના તપ્ત પાષાણની જેમ ફુટે છે, આ દુઃખનો પ્રતિકાર દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયેલ આ મેઘ જ છે. કારણ દાવાનળથી બળતા વનને શીતળ જળથી શાંત કરનાર કેવળ મેઘ જ છે તદનુસાર તે મારા પ્રિયતમને પણ શાંત કરશે આમ વિચારી કેટલાક શ્લોકોમાં મેઘનો સત્કાર કરે છે. તે પછી પોતાના પતિને જે સંદેશ કહેવાનો છે, તે પહેલાં તેમની ઓળખાણ કરાવે છે. કવિ પ્રભુનું ચરિત્ર ચિતરવામાં બધું કાવ્ય પૂર્ણ કરે છે

૯૮૫ છેલ્લા સર્ગમાં વિરહવિવશા રાજીમતી પતિવિરહિણી સ્ત્રીની દશાનું વર્ણન મેઘને સંભળાવતાં કહે છે—

कोकी शोकाद्धसति विगमे वासरान्ते चकोरी
शीतोष्णर्तुप्रशमसमये मुच्यते नीलकंठी ।
त्यक्ता पत्या तरुणिमभरे कञ्चुकश्चक्रिणेवाऽ-
मन्त्रं वारां हृद इव शुचामाभवं त्वा भवं भोः ॥

૯૮૬. આ પ્રમાણે પોતાની દુઃખિત અવસ્થાનું વર્ણન કર્યા પછી પોતાના પ્રાણનાથને કહેવાના સંદેશને સંભળાવે છે. રાજીમતીની સાહેલીઓ આ સંદેશો સાંભળી રાજીમતીને કહે છે—હે સખિ ! તું ક્યાં ને પ્રભુ નેમિ ક્યાં ? મેઘ ક્યાં અને આ તારો સંદેશ ક્યાં ? આ સર્વ અઘટિત બીના છે. તું ગમે તેટલો પ્રયત્ન કરીશ પણ વીતરાગી તારા ઉપર રાગ નહીં કરી શકે. તું તેનો વિશ્વાસ છોડી દે—

क्वासौ नेमिर्विषयविमुखस्तत्सुखेच्छुः क्व वा त्वं
क्वासंज्ञोऽब्दः क्व पटुवचनैर्वाचिकं वाचनीयम् ।
किं कस्याग्रे कथयसि सखि ! प्राज्ञचूडामणे वा
नो दोषस्ते प्रकृतिविकृतेर्मोह एवात्र मूलम् ॥

૯૮૭. રાજીમતી પોતાની સખીઓનાં આવાં વચનો સાંભળી શોકનો ત્યાગ કરી કેવળજ્ઞાન પામેલા પ્રભુની પાસે જઈ વ્રત ગ્રહણ કરે છે ત્યાં સ્વામીના ધ્યાનથી તન્મયત્વ—સ્વામીમયત્વ પ્રાપ્ત કરે છે; અથવા જેમ સ્વામી રાગદ્વેષ રહિત છે તેમ તેણે રાગદ્વેષ વિનાનું આત્મતત્ત્વ પ્રકટાવ્યું. કવિ અહીં કાવ્યને પૂર્ણ કરે છે

૯૮૮. આ કાવ્યમાં ચાર સર્ગના સર્વ મળીને મંદાક્રાન્તા છંદના ૧૯૬ શ્લોકો છે. આ કાવ્યની રચના નામ સામ્ય વિના બીજી બધી રીતે સ્વતંત્ર છે. કવિએ બીજા સંદેશકાવ્યોની જેમ મહાકવિ કાલિદાસના 'મેઘદૂત'ની સમસ્યાપૂર્તિ કરી નથી શૈલી, રચના, વિભાગ, એ બધી બાબતોમાં કાવ્ય સ્વતંત્ર છે. છોટાલાલ મગનલાલ ઝુલાસણવાસી જણાવે છે કે 'કાવ્ય પ્રતિપદ શ્લિષ્ટ હોવાથી ક્લિષ્ટ છે. તેથી, ટીકાની સાહાય્ય વિના અર્થ કાઢવો તુરતમાં કઠિન લાગે છે તો પણ વ્યુત્પત્તિની ઇચ્છા રાખનાર વિદ્યાર્થીને આ કાવ્ય ઘણું ઉપયોગી નીવડવા સંભવ છે.

૯૮૯. મેરુતુંગસૂરિની એક કૃતિનું ઉદાહરણ લઈ આપણે એમની સાહિત્યકાર તરીકેની પ્રતિભાનો આછો ખ્યાલ મેળવ્યો, પરંતુ સાહિત્યકાર તરીકે એમના વ્યક્તિત્વનો ખરેખરો પરિચય તો એમની

કૃતિઓનું સાંગોપાંગ પરિશિલન કરવાથી જ મળી શકે એમ છે. અલબત્ત, ગચ્છનાયક તરીકે જેટલી વ્યાપક કીર્તિ તેમણે પ્રાપ્ત કરી છે, તેટલી વ્યાપક કીર્તિ એમના ગ્રંથો એમને ન અપાવે એ સ્વાભાવિક જ છે, છતાં એમની કૃતિઓનુ મૂલ્ય ઓછું આકવા જેવુ તો નથી જ એમના શાખાચાર્ય જયશેખરસૂરિની સાહિત્યકાર તરીકેની પ્રતિભા આગળ જો કે એ શતાબ્દીના બધા જ સર્જકો ઝાંખા લાગે છે, તો પણ મેરુતુગસૂરિ પોતાની આગવી પ્રતિભાથી આપણું ધ્યાન કેન્દ્રિત તો કરે જ છે. આ દૃષ્ટિએ જૈન વાઙ્મયમા મેરુતુગસૂરિ વિશિષ્ટ સ્થાન ધરાવે છે

જૈન સમાચારી વિષયક મેરુતુગસૂરિનુ જ્ઞાન તલસ્પર્શી હતુ એની પ્રતીતિ એમણે રચેલ લઘુ. શતપદી અને શતપદી સારોદ્ધાર ગ્રંથો દ્વારા થઇ શકે છે. ધર્મઘોષસૂરિ અને મહેન્દ્રસિંહસૂરિના એ વિષયક લખેલા પ્રમાણભૂત ગ્રંથોના વિચારોની મેરુતુગસૂરિએ પ્રસ્તુત ગ્રંથોમાં પૂર્તિ કરી છે. મેરુતુંગસૂરિના વિચારો માટે જુઓ પ્રો. રવજી દેવરાજકૃત 'શતપદી ભાષાતર' ઉક્ત ગ્રંથો દ્વારા આચાર્ય જૈન આચાર વિચારના પ્રકૃષ્ટ પંડિત તરીકે સિદ્ધ થાય છે

૯૯૦. માત્ર કવિ, સાહિત્યકાર કે પંડિત તરીકે જ નહી, વૈયાકરણી તરીકે પણ મેરુતુગસૂરિનુ નામ નોંધનીય છે. એમના નામ ઉપરથી મેરુતુંગ વ્યાકરણના નામનો ગ્રંથ પણ પ્રાપ્ત થાય છે, જુઓ 'જિનરત્ન કોશ' ડૉ. ભાંડારકરને પ્રાપ્ત થયેલી અચલગચ્છની પટ્ટાવલીમાં પણ આ વ્યાકરણનો ઉલ્લેખ છે :—૫૮ **श्री मेरुतुंगसूरीश्वरः मेरुतुंगव्याकरण जैनपंचकाव्यकर्ता महिमावान्.** એ પરથી એમની વ્યાકરણકાર તરીકેની કારકિર્દીનો સહેજે ખ્યાલ આવે છે એમણે રચેલા ગ્રંથોમા વ્યાકરણ ગ્રંથો સારા પ્રમાણમાં છે. આપણે જોયુ કે કાતન્ત્રવ્યાકરણ ઉપર મેરુતુગસૂરિએ સં. ૧૪૪૪ માં બાલાવબોધ વૃત્તિ સંસ્કૃતમાં રચી છે.

૯૯૧. કાતન્ત્ર વ્યાકરણ વિશે પણ થોડો પરિચય અહી ઉલ્લેખનીય છે. કાતન્ત્ર વ્યાકરણ કેવળ લૌકિક સંસ્કૃતનું ઘણુ પ્રાચીન વ્યાકરણ છે એને કલાપક અને કૌમાર પણ કહે છે. એની રચના અષ્ટાધ્યાયીને આધારે નહિ પણ અન્ય કોઈ પ્રાચીન વ્યાકરણને આધારે થયેલી હોય એમ જણાય છે એના બે ભાગ પડે છે. (૧) આખ્યાતાન્ત (૨) કૃદન્ત. પ્રથમ ભાગના કર્તા તરીકે શિવશર્મા—સર્વવર્મન્ કે શર્વવર્માનો અને બીજા ભાગના કર્તા તરીકે કાત્યાયનનો ઉલ્લેખ કરાય છે કેટલાક વિદ્વાનો કાતન્ત્રને મહાભાષ્ય કરતાં પ્રાચીન ગણે છે. ડૉ શામ શાસ્ત્રીના મતાનુસાર કાતન્ત્ર ઈ સ.ની ત્રીજી સદીમાં રચાયુ હોવું જોઈએ. 'પુરાતત્ત્વ' (૨,૪૧૯)માં જિનવિજયજી નોંધે છે કે 'ગુજરાતમાં વ્યાકરણ ગ્રંથોમા પહેલું સ્થાન કાલાપકને અને બીજું સ્થાન કાતન્ત્રને મળેલું હતું. ગુજરાતમા રચાયેલા ગ્રંથોમાં પ્રમાણરૂપે જ્યાં વ્યાકરણનાં સૂત્રો મળી આવે છે ત્યા મોટે ભાગે આ બે વ્યાકરણોનાં હોય છે.' કાતન્ત્રનો થોડોક ભાગ મધ્ય એશિયામાંથી મળી આવ્યો હતો એનો ધાતુપાઠ તિબેટી ભાષામા આજે પણ મળે છે. કવિ ધનપાલે શોભનસ્તુતિની ટીકામાં પણ આ ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી એક સમયે કાતન્ત્રનો ખૂબ પ્રચાર હશે એમ ફલિત થાય છે એમા લગભગ ૧૪૦૦ સૂત્રો છે અને વિશેષત. પ્રચલિત પ્રયોગોને જ સ્પર્શે છે એથી એ લોકપ્રિય બન્યું હશે એમ લાગે છે. આ વ્યાકરણ પર પ્રસ્તુત વૃત્તિ ઉપરાંત અનેક વૃત્તિઓ રચાઈ છે. મેરુતુગસૂરિના સમય સુધી—એટલે કે વિક્રમના ૧૫મા સૈકા સુધી આ વ્યાકરણ લોકભોગ્ય રહ્યું હશે એમ અનુમાન થાય છે.

**મંત્રવાદી મેરુતુંગસૂરિ.**

૯૯૨ એક સફળ મંત્રવાદી તરીકે પણ મેરુતુગસૂરિ જૈન ઈતિહાસમા પ્રથમ હરોળનું સ્થાન પામ્યા

છે આપણે એમના અનેક જીવન પ્રસંગોદ્વારા એક સમર્થ મંત્રવાદી તરીકેનો પરિચય તો મેળવી જ લીધો છે એમણે રચેલ 'સૂરિમંત્રકલ્પ' દ્વારા પણ એમની મંત્રવાદી તરીકેની સિદ્ધિનો ખ્યાલ મળી રહે છે. મેરુતુંગસૂરિના બહુવિધ અને પ્રભાવશાળી વ્યક્તિત્વમા મંત્રવાદીપણાએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે.

૯૯૩ 'કમ્પેરેટીવ એન્ડ ક્રીટીકલ સ્ટડી ઓફ મંત્રશાસ્ત્ર' નામના ગ્રંથમા મંત્રવાદી મેરુતુંગસૂરિનો પરિચય મોહનલાલ ભગવાનદાસ ઝવેરી આ પ્રમાણે આપે છે—

Shri Merutungasuri was born of Porvad parents Vhora Vairsimha and Nhalnade at Nani village Jirnapur in Marwar in 1403 Vikrama era. He was initated by Shri Mahendraprabha-suri of Ancala-gaccha in 1418 and ordained Acharya in 1426. After the death of Shri Mahendraprabha-suri in 1444 he became the leader of his Gaccha in 1446 and died in 1471 Vikrama era He was a poet of note besides being a grammarian and a scholar of the different systems of philosophy. He wrote Mahakavyas-great or classical poems viz (1) Nabhivamsa (2) Yaduvamsa-Sambhava (3) Nemiduta (4) Meghaduta etc. Vying with the great Sanskrita poet Kalidas and Magha. His summary of the six systems of philosophy is Saddarsana Samuccaya. His grammatical works are Dhatuparayana and a commentary on Katantra. He wrote Sataka-Bhasya and a commentary on Saptati-Bhasya, works relating to Karma philosophy. He also wrote Bhavakarma-prakriya, Satapadika-Saroddhara, Laghusatapadi, Dharmopadesa, Shri Kankalaya Rasadhyaya, Susraddha katha and commentaries on Upadesamala and the hymn "Namutthunam". The most important for our purpose is however, his work 'Suri mantra-Kalpa-Saroddhara.' He also wrote a 'Padmavati-Kalpa.' That he was an accomplished Mantrika (He refers to his own experience thus in the hymn referred to further on यथा नादमयो योगी तथा चेत् तन्मयो भवेत् । तदा न दुष्करं किञ्चित् कथ्यतेऽनुभवादिदम् ॥ १० ॥) is proved by his achievements narrated in Ancala-Gaccha Pattavali viz by composing the hymn of Shri Jirikapalli Parsvanatha beginning with the words 'Om namodevadevaya etc' in Lolad Village near Sankhesvara Tirtha, he warded off the threatened calamity and also caused the army of Sultan Mahomed to turn back from the village by invocation of Shri Parsvanath. (The hymn also discloses his proficiency in practical Yoga, See also V. 5 of the same hymn: पूजाकोटि समं स्तोत्रं स्तोत्र कोटि समो जपः । जपकोटि समं ध्यानं ध्यान कोटि समो लयः ॥ प्रबन्धकोश, रत्नश्रावक-प्रबन्धः श्लोक ३, पृ. ४) Through the same hymn he cured the son of the

Mayor of Vadanagara (a nagara by caste) who was bitten by a snake. Consequently 300 Nagara families accepted the Jain faith. The said hymn is published in Stotra-Sandoha, Part II at p. 48. The Mantra of Shri Parsvanatha incorporated therein is known as Tribhuvan-Vijaya-Pataka i. e. 'The triumphal flag of the conquest of the three worlds (pp. 238-9)

૯૯૪. મેરુતુંગસૂરિકૃત સૂરિમંત્રકલ્પ કુંવરજી હીરજી છેડા, કચ્છ-નલિયાવાળા તરફથી 'સૂરિમંત્રકલ્પ સંદોહ' નામના ગ્રંથમાં પ્રકટ થયેલ છે ગ્રંથનું સંપાદન કાર્ય પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, ન્યાયતીર્થે કર્યું છે, તથા ગ્રંથનું પ્રાપ્તિસ્થાન સારાભાઈ નવાબ સંચાલિત છે એ ગ્રંથમાં જુદા જુદા સૂરિમંત્રોના કલ્પો અને આમ્નાયો ભાષાંતર સહિત આપવામાં આવ્યાં છે

૯૯૫. ધુરંધરવિજયજી, જૈ. સ. પ્ર. વર્ષ ૧૪, અંક ૩-૪, પૃ. ૫૩માં આ ગ્રંથ વિશે જણાવે છે કે-આવા અત્યંત ગહન વિષયનું પ્રકાશન ઘણી જ ચીવટથી થવું આવશ્યક છે આ વિષયના નિષ્ણાત, આમ્નાયના જાણ મહાપુરુષો પાસે તેનું યથાવસ્થિત હાર્દ સમજવું જરૂરી છે, નહી તો અર્થનો અનર્થ જ થવા સંભવ છે, ઉદાહરણાર્થે—

**सर्वत्र स्तुत्यादौ प्रणवाः स्वपरेषु शान्तितुष्टिकृते ।**
**मायावश्यक्षोभे श्री ज्ञान श्री मतिकृच(तृ)प्त्यै ॥ ९॥**

અર્થાત્ પ્રણવો—ૐકારો સ્તુતિની શરુઆતમાં સર્વ સ્થળે પોતાની અને પરની શાંતિ અને તુષ્ટિને માટે છે. માયા—હ્રીંકાર વશીકરણ અને ક્ષોભને માટે છે, અને **શ્રી—શ્રીં**કાર જ્ઞાન, લક્ષ્મી-શોભા, મતિ તથા તૃપ્તિ માટે છે.

૯૯૬. ઉપર્યુક્ત ભાષાંતરને બદલે આ પ્રમાણે ભાષાંતર આપવામાં આવેલ છે—'સર્વત્ર સ્તુતિ વગેરેમાં પ્રણવમંત્રો પોતાનાં અને બીજાનાં શાંતિ અને સંતોષ માટે, માયા વશીકરણ અને ક્ષોભમાં જ્ઞાન અને બુદ્ધિની તૃપ્તિ માટે હોય છે' આ પરથી જોઈ શકાશે કે અનુવાદકને શ્લોક નથી સમજાયો. એટલે જેમ તેમ અર્થ લખી નાખ્યો છે. આવું આખા ગ્રંથમાં બધે છે.

૯૯૭. ધુરંધરવિજયજી જણાવે છે કે ગુરુગમ સિવાય વાચનાર ભૂલેચૂકે પણ આ ગ્રંથનો સ્વયં ઉપયોગ કરવાનું સાહસ ન કરે એ કહેવું ઉચિત બને છે આ રહસ્યસભર અને ગૂઢ ગ્રંથને આ વિષયના પારગામી મહાપુરુષદ્વારા વિવેચન સાથે પ્રકાશમાં લાવવો જોઈએ. ધુરંધરવિજયજી વિશેષમાં જણાવે છે કે-'આવાં રહસ્યો મહાનુભાવો પાસે રહે અને ઉચિત રીતે જળવાય એ જ હિતકર છે. હિતને માટે યોજાયેલાં વિધાનો અનુચિત રીતે ફેલાય અને અહિત કરે તે કરતાં એ અપ્રકટ રહે અથવા કોઈ કારણુસર નામશેષ થઈ જાય તો પણ એમાં વિશેષ હાનિ નથી'

૯૯૮ આવાં અમૂલ્ય ગ્રંથરત્નો ભાવનાના આવેશમાં જ નાશ થઈ ગયા હોવાનું પ્રસિદ્ધ છે. એવું કોઈ ન ઈચ્છે કે ગૂઢ અને રહસ્યમય ગ્રંથો નામશેષ થઈ જાય તો પણ એમાં વિશેષ હાનિ નથી. અલબત્ત, વિષયની ગંભીરતા તો સ્વીકારવી જ જોઈએ. પરંતુ ભૂલો જોઈને ગ્રંથ સળગાવવાની વાત તો ખરેખર, અસ્થાને જ છે. ભૂલોનું નિવારણ થવું જ આવશ્યક છે. મેરુતુંગસૂરિ જેવા જ્યોતિર્ધર આચાર્યોની

કૃતિઓને યથાસ્થિત સમજવાની ખૂબ જ આવશ્યકતા છે. તેઓ પોતાના જીવનનો નીચોડ આવા ગ્રંથોમા આપી ગયા છે એ વાતનું મૂલ્ય બધાએ સ્વીકારવું રહ્યું.

૯૯૯. મેરુતુંગસૂરિની મંત્રવાદી તરીકેની સિદ્ધિ અને પ્રસિદ્ધિ એમના જીવન પ્રસંગો દ્વારા જ યથાર્થ રીતે જાણી શકાય એમ છે. એ સર્વવિદિત સિદ્ધિનું રહસ્ય એમની કૃતિઓ જ સમજાવી શકે. આ બાબતમાં વિશેષ ચર્ચા અહીં અસ્થાને છે. ધ્યાન બળના પ્રભાવે કે એમના વિરાટ વ્યક્તિત્વે આ બધા પ્રસગોમાં પોતાનો ભાગ ભજવ્યો હોવાનું પણ સ્વીકારી શકાય છે. ગમે તે હો, આજે મેરુતુંગસૂરિ જૈન ઇતિહાસમાં એક સફળ મંત્રવાદી તરીકે હરોળનું સ્થાન પામ્યા છે એ વાત તો ચોક્કસ જ છે.

## અનેક નૃપ પ્રતિબોધક

૧૦૦૦. મેરુતુંગસૂરિની તપસ્વી પરિવ્રાજક તરીકે, પ્રભાવક આચાર્ય તરીકે તથા સમર્થ પટ્ટધર તરીકેની ઉજ્જ્વળ કારકિર્દી વિશે આપણે વિચાર કરી ગયા. તદુપરાંત આપણે એક ઉચ્ચ કોટીના સાહિત્યકાર, વૈયાકરણી, દર્શનકાર, મંત્રકાર તરીકે પણ એમનાં બહુવિધ વ્યક્તિત્વનું મૂલ્યાંકન કર્યું. ઉપદેશક તરીકે પણ તેઓ અજોડ જ રહ્યા. એમણે અનેક ભવિજીવોને પ્રતિબોધ આપી ધર્મ પમાડ્યો છે, એ વિષે પણ આપણે પ્રસંગોપાત ઉલ્લેખ કરી ગયા છીએ. આ બધા પ્રસગો દ્વારા મેરુતુંગસૂરિના લોકોત્તર પ્રભાવની ઝાંખી થાય છે.

૧૦૦૧. અનેક નૃપ પ્રતિબોધક તરીકે પણ મેરુતુગસૂરિનુ નામ જૈન ઇતિહાસના ગણ્યાંગાંઠ્યા આચાર્યોમાં આગળ પડતુ છે. દુઃખનો વિષય એ છે કે એમના જીવનનો સ્પષ્ટ ચિતાર આપતો 'મેરુતુંગસૂરિ રાસ' આજ દિવસ સુધી અપ્રકટ રહ્યો હોઈને, એમણે પ્રતિબોધિત કરેલા અનેક નૃપતિની ઐતિહાસિક બાબતો અપ્રસિદ્ધ જ રહી. જૈનાચાર્યોની સિદ્ધિઓને કે જૈન ધર્મના પ્રાચીન ગૌરવને વર્ણવતી આવી અનેક કૃતિઓ કદાચ હજી પણ જ્ઞાનભંડારોને શોભાવતી પ્રતાકારમાં જ રહેવા પામી હોય તો નવાઈ નહીં !

૧૦૦૨. મેરુતુગસૂરિએ અનેક નરેન્દ્રોને પ્રતિબોધ આપી તેમને જૈન ધર્માનુરાગી કર્યા છે, જેમનાં નામ આ પ્રમાણે છે :—(૧) આસાઉલીમાં યવનરાજને પ્રતિબોધિત કર્યો (૨) સ. ૧૪૪૪ મા લોલાડામાં ચાતુર્માસ રહેલા તે વખતે ત્યાંના રાઠોડ વંશીય ડુગર મેઘરાજાને ૧૦૦ મનુષ્યો સાથે ધર્મમાં પ્રતિબોધિત કર્યો. (૩) પાટણની પાસે યવન સેનાએ મેરુતુગસૂરિના શિષ્યપરિવારને કષ્ટ આપ્યું તે વખતે આચાર્ય યવનરાજ પાસે પહોંચ્યા. આચાર્યની આકૃતિ—લલાટ જોઈને યવનરાજનું હૃદય પલટી ગયું અને તરત જ તેણે બધાને મુક્ત કરી દીધા. (૪) ગુજરાતમાં એ વખતે મુસલમાનોનો મોટો ભય પ્રવર્તતો હતો. ખંભાતમાં આક્રમણ થવાના સમાચાર સાંભળતા જ સૌ નગર ખાલી કરી ગયા, પરંતુ મેરુતુગસૂરિ ત્યાં જ સ્થિર રહ્યા, શકય છે કે એમના પ્રભાવથી આક્રમણખોરો પ્રભાવિત થયા હોય. (૫) લોલાડામા ગુજરાતના બાદશાહ મહમદની સેનાનો ભય એમણે નિવાર્યો એ પણ એમના પ્રભાવ કે એમના ઉપદેશનું જ પરિણામ હતું. (૬) સં ૧૪૬૪ માં સાચોરમા મોગલ બાદશાહ મોટી સેના સહિત ચડી આવ્યો ત્યારે નગરજનો ભયભીત થઈને નાશભાગ કરવા લાગ્યા. સાચોરનો ઠાકોર પણ ભયભીત હતો. મેરુતુગસૂરિના ધ્યાન બળના પ્રભાવથી યવનસેના સાચોરનો માર્ગ મૂકી અન્યત્ર ચાલી ગઈ. (૭) સૂરિજીએ સત્યપુર નરેશ રાઉ પાતા તથા (૮) નરેશ્વર મદનપાલને પ્રતિબોધ આપ્યો હતો. 'મેરુતુગસૂરિ રાસ'માં જણાવવામાં આવ્યુ છે કે—

પાતઉ રાઉ પ્રતિબોધિઉ એ માલ્હંતડે સત્યપુરિ ભૂપ ઉલ્હાસિ,
મયણપાલ ભૂપાલ જિણિં માલ્હતડે રંજિઉ વાણિ વિલાસિ

(૯) ઇડરપતિના પુત્ર સુરદાસને પ્રતિબોધ આપીને આચાર્યે તેની પાસે ધોલકાના કલિકુંડ પાર્શ્વનાથ ભગવાનની પૂજા કરાવી. રાસકાર વર્ણવે છે—

ઉડર મલિક ભઈક કીઉએ માલ્હંતડે સુતનંદન સુરદાસ.
પ્રતિબોધી પૂજાવિઉ એ માલ્હતડે ધઉલકઈ કલિકુંડ પાસ.

(૧૦) જમ્બૂ નરેશ રાઉ ગજમલ ગદ્દઆ અને (૧૧) જીવનરાય પ્રભુતિ નૃપતિઓ મેરુતુગસૂરિના વંદનાર્થે પધારતા રાસકાર જણાવે છે—

જંબૂ દેસ નરહિવઈ એ માલ્હંતડે ગદ્દઅઉ ગજમલ રાઉ,
જીવનરાયહ પ્રમુખ રહઈ માલ્હંતડે વાંદણ લગઈ ભાઉ

૧૦૦૩. રાસકાર જણાવે છે કે મેરુતુંગસૂરિના આવા તો અનેક અવદાત છે—જલનિધિમાં જેટલાં જલકણ છે તેટલાં—જેનું વર્ણન પણ કરી શકાય એમ નથી—

જળનિધે જલકણ જેતલા એ માલ્હંતડે શ્રી મેરુતુંગસૂરિ રાઉ,
બહુ અવદાત ગુણ જેતલા એ માલ્હતડે વર્ણન કરણ કરાઈ.

૧૦૦૪. નૃપતિઓની પર્ષદામા ઉપદેષ્ટા મેરુતુંગસૂરિ ખૂબ ખૂબ માન-સન્માન પામ્યા હશે અને એમના ઉપદેશથી અમારિ-પડહની ઘોષણાદિ અનેક ધર્મકાર્યો પણ થયાં હશે નરેન્દ્રોને આપેલા પ્રતિબોધની કે એમની સાથેના સમાગમની ઉપર્યુક્ત સંક્ષિપ્ત હકીકતો મેરુતુંગસૂરિના પ્રકૃષ્ટ પ્રભાવનું સૂચન કરે છે તેમજ જૈન પૂર્વાચાર્યોના અલૌકિક પ્રભાવની વાતો જૈનસમાજના ગતકાલીન ગૌરવની ઝાંખી કરાવે છે. મેરુતુગસૂરિ તેમના સમયના એક બહુ ભારે વિદ્વાન અને પ્રતિભાશાળી જૈન આચાર્ય હતા. તેમણે આર્ય નૃપતિઓ ઉપરાંત મુસલમાન રાજાઓ પર પણ અસાધારણ પ્રભાવ વર્તાવ્યો હતો. મુસલમાન બાદશાહોના દરબારમાં જૈનધર્મનું મહત્ત્વ દર્શાવનાર અને ગૌરવ વધારનાર કદાચ તેઓ સૌથી પહેલા અંચલગચ્છીય આચાર્ય થયા મુસલમાન બાદશાહોનો અંચલગચ્છીય આચાર્યો સાથેનો વિશિષ્ટ સમાગમ રાજકીય ઈતિહાસમાં પણ આગવું સ્થાન પામે એવો ગરિષ્ટ હોઈને ઇતિહાસવેત્તાઓએ એ દિશામાં વિશેષ પ્રકાશ પાડવો ઘટે છે

## શિષ્ય પરિવાર

૧૦૦૫. મેરુતુંગસૂરિનો શિષ્ય પરિવાર ઘણો વિશાળ હતો, એટલું જ નહીં એમના સમુદાયના આચાર્યોએ પણ પોતાના સુકૃત્યોથી નામના કાઢી અને ગચ્છનુ તેમજ શાસનનુ નામ શોભાવ્યુ છે. એમના સમુદાયના કેટલાક આચાર્યો વિશે આપણે જોઈ ગયા અને બાકીના વિશે પછીના પ્રકરણમાં ઉલ્લેખ કરીશું. અહી એમના શિષ્ય પરિવારના કેટલાંક નામોનો જ ઉલ્લેખ બસ થશે. મેરુતુગસૂરિના સમકાલીન આચાર્યોમા મુનિશેખરસૂરિ, જયશેખરસૂરિ, અભયસિંહસૂરિ મુખ્ય હતા. એમના પરિવારના બીજા નામો આ પ્રમાણે ઉપલબ્ધ બને છે—જયકીર્તિસૂરિ, રત્નશેખરસૂરિ, માણિક્યસુંદરસૂરિ, માણિક્યશેખરસૂરિ, મહીતિલકસૂરિ, મેરુનંદનસૂરિ, ગુણસમુદ્રસૂરિ, ભુવનતુંગસૂરિ, જયતિલકસૂરિ, કીર્તિસાગરસૂરિ, જયસાગરસૂરિ, ધર્મશેખર ઉપાધ્યાય, ઈશ્વરગણિ, ધર્મનંદનગણિ, શાલિભદ્ર મુનિ, ધર્મઘોષ મુનિ ઇત્યાદિ તથા મહિમશ્રી મહત્તરા સાધ્વીજી.

કૃતિઓને યથાસ્થિત સમજવાની ખૂબ જ આવશ્યકતા છે. તેઓ પોતાના જીવનનો નીચોડ આવા ગ્રંથોમાં આપી ગયા છે એ વાતનું મૂલ્ય અવશ્ય સ્વીકારવું રહ્યું.

૯૯૯. મેરુતુંગસૂરિની મંત્રવાદી તરીકેની સિદ્ધિ અને પ્રસિદ્ધિ એમના જીવન પ્રસંગો દ્વારા જ યથાર્થ રીતે જાણી શકાય એમ છે. એ સર્વવિદિત સિદ્ધિનું રહસ્ય એમની કૃતિઓ જ સમજાવી શકે. આ બાબતમાં વિશેષ ચર્ચા અહીં અસ્થાને છે. ધ્યાન બળના પ્રભાવે કે એમના વિરાટ વ્યક્તિત્વે આ બધા પ્રસંગોમાં પોતાનો ભાગ ભજવ્યો હોવાનું પણ સ્વીકારી શકાય છે. ગમે તે હો, આજે મેરુતુંગસૂરિ જૈન ઇતિહાસમાં એક સફળ મંત્રવાદી તરીકે હરોળનું સ્થાન પામ્યા છે એ વાત તો ચોક્કસ જ છે.

## અનેક નૃપ પ્રતિબોધક

૧૦૦૦. મેરુતુંગસૂરિની તપસ્વી પરિવ્રાજક તરીકે, પ્રભાવક આચાર્ય તરીકે તથા સમર્થ પટ્ટધર તરીકેની ઉજ્જ્વળ કારકિર્દી વિશે આપણે વિચાર કરી ગયા. તદુપરાંત આપણે એક ઉચ્ચ કોટીના સાહિત્યકાર, વૈયાકરણી, દર્શનકાર, મંત્રકાર તરીકે પણ એમનાં બહુવિધ વ્યક્તિત્વનું મૂલ્યાંકન કર્યું. ઉપદેશક તરીકે પણ તેઓ અજોડ જ રહ્યા. એમણે અનેક ભવિજીવોને પ્રતિબોધ આપી ધર્મ પમાડ્યો છે, એ વિષે પણ આપણે પ્રસંગોપાત ઉલ્લેખ કરી ગયા છીએ. આ બધા પ્રસંગો દ્વારા મેરુતુંગસૂરિના લોકોત્તર પ્રભાવની ઝાંખી થાય છે.

૧૦૦૧. અનેક નૃપ પ્રતિબોધક તરીકે પણ મેરુતુંગસૂરિનું નામ જૈન ઇતિહાસના ગણ્યાંગાઠ્યાં આચાર્યોમાં આગળ પડતું છે. દુઃખનો વિષય એ છે કે એમના જીવનનો સ્પષ્ટ ચિતાર આપતો 'મેરુતુંગસૂરિ રાસ' આજ દિવસ સુધી અપ્રકટ રહ્યો હોઈને, એમણે પ્રતિબોધિત કરેલા અનેક નૃપતિની ઐતિહાસિક બાબતો અપ્રસિદ્ધ જ રહી. જૈનાચાર્યોની સિદ્ધિઓને કે જૈન ધર્મના પ્રાચીન ગૌરવને વર્ણવતી આવી અનેક કૃતિઓ કદાચ હજી પણ જ્ઞાનભંડારોને શોભાવતી પ્રતાકારમાં જ રહેવા પામી હોય તો નવાઈ નહીં!

૧૦૦૨. મેરુતુંગસૂરિએ અનેક નરેન્દ્રોને પ્રતિબોધ આપી તેમને જૈન ધર્માનુરાગી કર્યા છે, જેમનાં નામ આ પ્રમાણે છે:—(૧) આસાઉલીમાં યવનરાજને પ્રતિબોધિત કર્યો (૨) સં. ૧૪૪૪ માં લોલાડામાં ચાતુર્માસ રહેલા તે વખતે ત્યાંના રાઠોડ વંશીય ડુણગર મેઘરાજને ૧૦૦ મનુષ્યો સાથે ધર્મમાં પ્રતિબોધિત કર્યો. (૩) પાટણની પાસે યવન સેનાએ મેરુતુંગસૂરિના શિષ્યપરિવારને કષ્ટ આપ્યું તે વખતે આચાર્ય યવનરાજ પાસે પહોંચ્યા. આચાર્યની આકૃતિ–લલાટ જોઈને યવનરાજનું હૃદય પલટી ગયું અને તરત જ તેણે બધાને મુક્ત કરી દીધા. (૪) ગુજરાતમાં એ વખતે મુસલમાનોનો મોટો ભય પ્રવર્તતો હતો. ખંભાતમાં આક્રમણ થવાના સમાચાર સાંભળતા જ સૌ નગર ખાલી કરી ગયા, પરંતુ મેરુતુંગસૂરિ ત્યાં જ સ્થિર રહ્યા, શક્ય છે કે એમના પ્રભાવથી આક્રમણખોરો પ્રભાવિત થયા હોય. (૫) લોલાડામાં ગુજરાતના બાદશાહ મહમદની સેનાનો ભય એમણે નિવાર્યો એ પણ એમના પ્રભાવ કે એમના ઉપદેશનું જ પરિણામ હતું. (૬) સં. ૧૪૬૪ માં સાચોરમાં મોગલ બાદશાહ મોટી સેના સહિત ચડી આવ્યો ત્યારે નગરજનો ભયભીત થઈને નાસભાગ કરવા લાગ્યા. સાચોરનો ઠાકોર પણ ભયભીત હતો. મેરુતુંગસૂરિના ધ્યાન બળના પ્રભાવથી યવનસેના સાચોરનો માર્ગ મૂકી અન્યત્ર ચાલી ગઈ. (૭) સૂરિજીએ સત્યપુર નરેશ રાઉ પાતા તથા (૮) નરેશ્વર મદનપાલને પ્રતિબોધ આપ્યો હતો. 'મેરુતુંગસૂરિ રાસ'માં જણાવવામાં આવ્યું છે કે—

પાતઉ રાઉ પ્રતિબોધિઉ એ માલ્હંતડે સત્યપુરિ ભૂપ ઉલ્હાસિ,
મયણપાલ ભૂપાલ જિણિ માલ્હતડે રંજિઉ વાણિ વિલાસિ

(૯) ઇડરપતિના પુત્ર સુરદાસને પ્રતિબોધ આપીને આચાર્યે તેની પાસે ધોલકાના કલિકુંડ પાર્શ્વનાથ ભગવાનની પૂજા કરાવી. રાસકાર વર્ણવે છે—

ઉડર મલિક ભઈક કીઉએ માલ્હંતડે સુતનંદન સુરદાસ.
પ્રતિબોધી પૂજાવિઉ એ માલ્હતડે ધઉલકઈ કલિકુંડ પાસ

(૧૦) જમ્બૂ નરેશ રાઉ ગજમલ ગદ્દુઆ અને (૧૧) જીવનરાય પ્રભૃતિ નૃપતિઓ મેરુતુગસૂરિના વંદનાર્થે પધારતા. રાસકાર જણાવે છે—

જંબૂ દેસ નરહિવઈ એ માલ્હંતડે ગદ્દુઅઉ ગજમલ રાઉ,
જીવનરાયહ પ્રમુખ રહઈ માલ્હંતડે વાંદણ લગઈ ભાઉ

૧૦૦૩. રાસકાર જણાવે છે કે મેરુતુગસૂરિના આવા તો અનેક અવદાત છે—જલનિધિમાં જેટલાં જલકણ છે તેટલાં—જેનું વર્ણન પણ કરી શકાય એમ નથી—

જળનિધે જલકણ જેતલા એ માલ્હ તડે શ્રી મેરુતુંગસૂરિ રાઉ,
બહુ અવદાત ગુણ જેતલા એ માલ્હ તડે વર્ણન કરણ કરાઈ

૧૦૦૪ નૃપતિઓની પર્ષદામાં ઉપદેષ્ટા મેરુતુગસૂરિ ખૂબ ખૂબ માન-સન્માન પામ્યા હશે અને એમના ઉપદેશથી અમારિ-પડહની ઘોષણાદિ અનેક ધર્મકાર્યો પણ થયાં હશે. નરેન્દ્રોને આપેલા પ્રતિબોધની કે એમની સાથેના સમાગમની ઉપર્યુક્ત સંક્ષિપ્ત હકીકતો મેરુતુંગસૂરિના પ્રકૃષ્ટ પ્રભાવનું સૂચન કરે છે તેમજ જૈન પૂર્વાચાર્યોના અલૌકિક પ્રભાવની વાતો જૈનસમાજના ગતકાલીન ગૌરવની ઝાંખી કરાવે છે. મેરુતુગસૂરિ તેમના સમયના એક બહુ ભારે વિદ્વાન અને પ્રતિભાશાળી જૈન આચાર્ય હતા. તેમણે આર્ય નૃપતિઓ ઉપરાંત મુસલમાન રાજાઓ પર પણ અસાધારણ પ્રભાવ વર્તાવ્યો હતો. મુસલમાન બાદશાહોના દરબારમાં જૈનધર્મનું મહત્ત્વ દર્શાવનાર અને ગૌરવ વધારનાર કદાચ તેઓ સૌથી પહેલા અચલગચ્છીય આચાર્ય થયા. મુસલમાન બાદશાહોનો અંચલગચ્છીય આચાર્યો સાથેનો વિશિષ્ટ સમાગમ રાજકીય ઈતિહાસમાં પણ આગવું સ્થાન પામે એવો ગરિષ્ટ હોઈને ઇતિહાસવેત્તાઓએ એ દિશામાં વિશેષ પ્રકાશ પાડવો ઘટે છે

## શિષ્ય પરિવાર

૧૦૦૫. મેરુતુંગસૂરિનો શિષ્ય પરિવાર ઘણો વિશાળ હતો, એટલું જ નહી એમના સમુદાયના આચાર્યોએ પણ પોતાના સુકૃત્યોથી નામના કાઢી અને ગચ્છનું તેમજ શાસનનું નામ શોભાવ્યું છે. એમના સમુદાયના કેટલાક આચાર્યો વિશે આપણે જોઈ ગયા અને બાકીના વિશે પછીના પ્રકરણમાં ઉલ્લેખ 'કરીશું'. અહી એમના શિષ્ય પરિવારના કેટલાંક નામોનો જ ઉલ્લેખ બસ થશે. મેરુતુંગસૂરિના સમકાલીન આચાર્યોમાં મુનિશેખરસૂરિ, જયશેખરસૂરિ, અભયસિંહસૂરિ મુખ્ય હતા. એમના પરિવારના બીજા નામો આ પ્રમાણે ઉપલબ્ધ બને છે—જયકીર્તિસૂરિ, રત્નશેખરસૂરિ, માણિક્યસુંદરસૂરિ, માણિક્ય-શેખરસૂરિ, મહીતિલકસૂરિ, મેરુનંદનસૂરિ, ગુણસમુદ્રસૂરિ, ભુવનતુંગસૂરિ, જયતિલકસૂરિ, કીર્તિસાગરસૂરિ, જયસાગરસૂરિ, ધર્મશેખર ઉપાધ્યાય, ઇશ્વરગણિ, ધર્મનંદનગણિ, શાલિભદ્ર મુનિ, ધર્મઘોષ મુનિ ઇત્યાદિ તથા મહિમશ્રી મહત્તરા સાધ્વીજી.

કૃતિઓને યથાસ્થિત સમજવાની ખૂબ જ આવશ્યકતા છે. તેઓ પોતાના જીવનનો નીચોડ આવા ગ્રંથોમાં આપી ગયા છે એ વાતનુ મૂલ્ય બધાએ સ્વીકારવુ રહ્યું

૯૯૯. મેરુતુંગસૂરિની મંત્રવાદી તરીકેની સિદ્ધિ અને પ્રસિદ્ધિ એમના જીવન પ્રસંગો દ્વારા જ યથાર્થ રીતે જાણી શકાય એમ છે. એ સર્વવિદિત સિદ્ધિનું રહસ્ય એમની કૃતિઓ જ સમજાવી શકે. આ બાબતમાં વિશેષ ચર્ચા અહીં અસ્થાને છે. ધ્યાન બળના પ્રભાવે કે એમના વિરાટ વ્યક્તિત્વે આ બધા પ્રસંગોમાં પોતાનો ભાગ ભજવ્યો હોવાનુ પણ સ્વીકારી શકાય છે. ગમે તે હો, આજે મેરુતુંગસૂરિ જૈન ઇતિહાસમાં એક સફળ મંત્રવાદી તરીકે હરોળનું સ્થાન પામ્યા છે એ વાત તો ચોક્કસ જ છે.

## અનેક નૃપ પ્રતિબોધક

૧૦૦૦. મેરુતુંગસૂરિની તપસ્વી પરિવ્રાજક તરીકે, પ્રભાવક આચાર્ય તરીકે તથા સમર્થ પટ્ટધર તરીકેની ઉજ્જ્વળ કારકિર્દી વિશે આપણે વિચાર કરી ગયા. તદુપરાંત આપણે એક ઉચ્ચ કોટીના સાહિત્યકાર, વૈયાકરણી, દર્શનકાર, મંત્રકાર તરીકે પણ એમનાં બહુવિધ વ્યક્તિત્વનું મૂલ્યાંકન કર્યું. ઉપદેશક તરીકે પણ તેઓ અજોડ જ રહ્યા. એમણે અનેક ભવિજીવોને પ્રતિબોધ આપી ધર્મ પમાડ્યો છે, એ વિષે પણ આપણે પ્રસંગોપાત ઉલ્લેખ કરી ગયા છીએ. આ બધા પ્રસંગો દ્વારા મેરુતુંગસૂરિના લોકોત્તર પ્રભાવની ઝાંખી થાય છે.

૧૦૦૧ અનેક નૃપ પ્રતિબોધક તરીકે પણ મેરુતુંગસૂરિનું નામ જૈન ઇતિહાસના ગણ્યાંગાંઠ્યા આચાર્યોમા આગળ પડતુ છે. દુઃખનો વિષય એ છે કે એમના જીવનનો સ્પષ્ટ ચિતાર આપતો 'મેરુતુંગસૂરિ રાસ' આજ દિવસ સુધી અપ્રકટ રહ્યો હોઈને, એમણે પ્રતિબોધિત કરેલા અનેક નૃપતિની ઐતિહાસિક બાબતો અપ્રસિદ્ધ જ રહી. જૈનાચાર્યોની સિદ્ધિઓને કે જૈન ધર્મના પ્રાચીન ગૌરવને વર્ણવતી આવી અનેક કૃતિઓ કદાચ હજી પણ જ્ઞાનભંડારોને શોભાવતી પ્રતાકારમાં જ રહેવા પામી હોય તો નવાઈ નહીં!

૧૦૦૨. મેરુતુંગસૂરિએ અનેક નરેન્દ્રોને પ્રતિબોધ આપી તેમને જૈન ધર્માનુરાગી કર્યા છે, જેમનાં નામ આ પ્રમાણે છે —(૧) આસાઉલીમાં યવનરાજને પ્રતિબોધિત કર્યો (૨) સં. ૧૪૪૪ મા લોલાડામાં ચાતુર્માસ રહેલા તે વખતે ત્યાંના રાઠોડ વંશીય ફણગર મેઘરાજાને ૧૦૦ મનુષ્યો સાથે ધર્મમા પ્રતિબોધિત કર્યો. (૩) પાટણની પાસે યવન સેનાએ મેરુતુંગસૂરિના શિષ્યપરિવારને કષ્ટ આપ્યું તે વખતે આચાર્ય યવનરાજ પાસે પહોંચ્યા આચાર્યની આકૃતિ—લલાટ જોઈને યવનરાજનું હૃદય પલટી ગયું અને તરત જ તેણે બધાને મુક્ત કરી દીધા. (૪) ગુજરાતમા એ વખતે મુસલમાનોનો મોટો ભય પ્રવર્તતો હતો. ખંભાતમાં આક્રમણ થવાના સમાચાર સાંભળતા જ સૌ નગર ખાલી કરી ગયા, પરંતુ મેરુતુંગસૂરિ ત્યાં જ સ્થિર રહ્યા, શક્ય છે કે એમના પ્રભાવથી આક્રમણખોરો પ્રભાવિત થયા હોય. (૫) લોલાડામાં ગુજરાતના બાદશાહ મહમદની સેનાનો ભય એમણે નિવાર્યો એ પણ એમના પ્રભાવ કે એમના ઉપદેશનું જ પરિણામ હતું. (૬) સં. ૧૪૬૪ મા સાચોરમા મોગલ બાદશાહ મોટી સેના સહિત ચડી આવ્યો ત્યારે નગરજનો ભયભીત થઈને નાશભાગ કરવા લાગ્યા સાચોરનો ઠાકોર પણ ભયભીત હતો મેરુતુંગસૂરિના ધ્યાન બળના પ્રભાવથી યવનસેના સાચોરનો માર્ગ મૂકી અન્યત્ર ચાલી ગઈ. (૭) સૂરિજીએ સત્યપુર નરેશ રાઉ પાતા તથા (૮) નરેશ્વર મદનપાલને પ્રતિબોધ આપ્યો હતો. 'મેરુતુંગસૂરિ રાસ'માં જણાવવામાં આવ્યુ છે કે—

જેમણે ક્રિયોદ્ધાર કર્યો હતો—તેઓ સં. ૧૪૭૩ માં પોતાની પાટે જયકીર્તિસૂરિને બેસાડીને જૂનાગઢમાં સ્વર્ગવાસ પામ્યા.

૧૦૧૨ આપણે જોયુ કે મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં મેરુતુંગસૂરિ સં ૧૪૭૧ વર્ષે ખંભાતમાં ૬૮ વર્ષની ઉંમરે નિર્વાણ પામ્યા હોવાનુ નોંધે છે કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં મૃત્યુ સ્થળ તરીકે પાટણનુ નામ આપે છે, અને સ્વર્ગગમન વર્ષ સં ૧૪૭૧ જણાવે છે·

વિક્રમ ચઉદ એકે હુતરઈ એ, પાટણિ પયડ પ્રસિદ્ધ,
સરગ ભૂમિયણુ અલકિઉએ, સૂરિજિ કીધીય દિન વૃદ્ધિ.

પાટિ બઈઠા પ્રભુ તણઈ એ, શ્રી જયકીરતિ સૂરિ,
વન્નિસુ હિવ જિણિ વાસીઉંએ, તિહુયણુ કિત્તિ કપૂરિ

૧૦૧૩. ઉપર્યુક્ત પ્રમાણોમાં મેરુતુંગસૂરિનાં મૃત્યુનાં વર્ષ તેમજ સ્થળ વિષે મતભેદ છે સં. ૧૪૭૦, ૭૧ અને ૭૩, તેમજ ખભાત, જૂનાગઢ અને પાટણ એ ત્રણે સ્થળો વચ્ચે નિર્ણય કરવા માટે મેરુતુંગસૂરિરાસ સૌથી પ્રમાણભૂત અને વિશ્વસનીય ગ્રંથ છે, કેમકે મેરુતુંગસૂરિના કોઈ અજ્ઞાત અંતેવાસી શિષ્યે એમના સ્વર્ગગમન બાદ થોડા જ સમયમાં એની રચના કરી છે. રાસકાર સ્પષ્ટ રીતે નોંધે છે કે સ ૧૪૭૧ માં મેરુતુંગસૂરિ પાટણ પધાર્યા પોતાનું આયુ શેષ જાણીને અનશન આરાધના પૂર્વક તેઓ સ. ૧૪૭૧ ના માગશરની પૂર્ણિમા ને સોમવારના પાછલા પ્રહરમાં ઉત્તરાધ્યયન શ્રવણ કરતાં—અર્હંત–સિદ્ધનું ધ્યાન ધરતા નશ્વર દેહ છોડી ગયા—

જાણી આઉ રવઉ વમેસ તેડાવ્યા તઉ ગચ્છ અસેસ આણંદિઈ બોલવિયા એ,
અરિહંત સાક્ખિય કરિ આલોયણુ તિગરણુ સુદ્ધિ આરોહણુ જીવ સવે ખમાવીયા.
અણસણુ ઉચ્ચરિઉં આપણુ મુખિ પરમ ધ્યાન લાગઉ છઈમન લખિ સુખ સંતોષ સમાહિપર,
લક્ષસંખ જણુ ઊલટિ આવઈ રાસ ભાસ રસિ ભાવણુ ભાવઈ કલહર કરતા નર નારિ.

× × ×

ઇગુહત્તરઈ માગસિરિ પુન્નિમ સોમવાર દિગિ પહર સપચ્છિમ ઉત્તરઝયણુ સસંભલીય
અરિહંત સિદ્ધ તણુઉ ધરિ ઝાણુ તક્ખણિ પામિય મુખ નિવ્વાણુ જિમ કિરિ કહિઈ કેવલિય

૧૦૧૪ રાસકારનાં વર્ણન અનુસાર લગભગ સમગ્ર પશ્ચિમ ભારતના બધા જ મુખ્ય કેન્દ્રોમાં અપ્રતિહત વિચરી, શાસનોન્નતિના ઘણાં જ કાર્યો કરી, અનેક જીવોને ધર્મ પમાડી મેરુતુંગસૂરિ અણહિલપુર પાટણમા પધાર્યા સઘે એમનુ ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું એમના આગમનથી સઘમાં ધર્મભાવનાનો ઉમળકો આવ્યો. મેરુતુંગસૂરિએ પોતાનુ આયુ શેષ જાણીને પોતાના શિષ્યોને પાટણ તેડાવ્યા, અરિહંત ભગવાનનાં સાન્નિધ્યમાં આલોયણાપૂર્વક ત્રિવિધે સર્વ જીવોને ખમાવ્યા અને પોતાના મુખથી અણસણવ્રત ઉચ્ચાર્યું. એ પછી તેઓ પરમ ધ્યાનમા લીન થઈ ગયા તેમના મુખ પર સુખ અને સંતોષ છવાયાં હતા સમાચાર સાભળતાં જ લાખેકની સખ્યામા એમના ભક્તજનો ઉમટી આવ્યા અને રાસ, ભાસ આદિ ભાવના રસપૂર્વક ભાવવા લાગ્યા એ દિવસે ગુરુએ ચાર વખત વ્યાખ્યાન આપ્યુ, જે સાંભળી બધાનાં હૃદય દ્રવી ઉઠ્યા લોકોએ વ્રત, પચ્ચખાણાદિ ગુરુ મુખે ગ્રહણ કર્યાં. સ ૧૪૭૧ ના માગશરની પૂર્ણિમા ને સોમવારના દિવસે પાછલા પ્રહરમાં ઉત્તરાધ્યયનસૂત્રનું શ્રવણ કરતા, અરિહંત અને સિદ્ધનું ધ્યાન ધરીને કેવલીની જેમ મેરુતુંગસૂરિ પાટણમાં નિર્વાણ પામ્યા. એમનાં પરલોકગમનથી લોકો શોકમગ્ન

૧૦૦૬. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે કે મેરુતુંગસૂરિએ ૫૦૦ ભવ્ય જીવોને ચારિત્ર્ય આપ્યું, આચાર્ય, ઉપાધ્યાય, મહત્તરાદિ ૧૫ પદો પ્રદાન કર્યાં, તેમજ બીજા પણ વાચનાચાર્ય વિગેરે પદે ૪૫ શ્રમણોને પદ સ્થાપિત કર્યા.

એવં પયડિય અઈસય સય સહસો ભુયળમ્મિ વિહરંતો,
પન્ના સાહિય પણ સય ભવિયાણં દેઈ ચારિત્તં.

પણ દહ સિરિ પય ઠવિયા, સૂરિ ઉવજ્ઝાય મહત્તરાઈયા,
અન્નેવિ વાયણારિય પમુહાય ગુરુહિં પણયાલા.

૧૦૦૭. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં પણ મેરુતુંગસૂરિના શિષ્ય પરિવાર અંગે નોંધ કરતાં જણાવે છે કે અણહિલપુર, ખંભાત, જાંબૂ આદિ નગરોમાં પદમહોત્સવો થયા જેમાં ૧૧ શિષ્યોને તેમણે પદસ્થિત કર્યા—

અણહલપુરિ સિરિ ખંભપુરે, જાંબૂ દેસિ સુરંગિ,
પદ ઠવણાં ઈગ્યાર ગુરે, કીધલાં જાગતે જગિ.

૧૦૦૮. 'મેરુતુંગસૂરિ રાસ'માં જણાવવામાં આવ્યુ છે કે મેરુતુંગસૂરિએ ૬ આચાર્ય ૪ ઉપાધ્યાય અને ૧ મહત્તરાને પદસ્થાપિત કર્યા હતાં તેમજ વાચનાચાર્ય, પન્યાસ, પ્રવર્તિની પ્રભૃતિ સંખ્યાબંધ પદસ્થાપિત કે દીક્ષિત કર્યા હતા—

છય આયારિજ થાપિયા એ માલ્હંતડે ચ્યારિ ઉવઝાય સુપસિદ્ધ,
શ્રી મેરુતુંગસૂરિ મહતર સિઉ માલ્હંતડે ઈમ ઈગ્યારય કિયદ્ધ એ.

વાયણારીસ પંન્યાંસ પય માલ્હંતડે પવતિણિ પય સય સંખ,
સાહુ સાહુણી જે દીખીયા એ માલ્હંતડે તીહ કુણુ કરિસિઈ સંખ

૧૦૦૯. મેરુતુંગસૂરિએ નવ દીક્ષિત કર્યા એ ઉપરાંત પણ ઘણો મોટો સમુદાય વિદ્યમાન હોઈને રાસકાર જણાવે છે કે—'સાધુ—સાધ્વીનો જે પરિવાર જોયો તેની સંખ્યા કોણ કરશે?' એ યથાર્થ જણાય છે. મેરુતુંગસૂરિના બહોળા શિષ્ય પરિવારથી પણ એમની મહાનતાનું આપણને દર્શન થાય છે. અંચલગચ્છના આ મહાન પટ્ટધરે અનેક ક્ષેત્રે અંચલગચ્છની અને જૈન શાસનની પતાકા લહેરાવી અને ભગવાન મહાવીર પ્રણીત સર્વ ત્યાગના મંગલમય અને કલ્યાણકારી મહામાર્ગનો ઉપદેશ ગુંજતો રાખ્યો. એમની ધર્મદેશના સાંભળીને અનેક આત્માઓ ત્યાગ માર્ગે વળ્યા હતા અને પોતાનાં જીવનને કૃતાર્થ કર્યું હતું.

**સ્વર્ગ ગમન**

૧૦૧૦. ભાવસાગસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે કે વિધિપક્ષગચ્છની પરંપરામાં જિનેશ્વર ભગવાન કથિત માર્ગ માટે દીપક સમાન થયેલા મેરુતુંગસૂરિ સં. ૧૪૭૦ માં ખંભાતમાં પરભવ પામ્યા—

એવં વિહિપહ વંસિય જિણ મય દીવોય મેરુતુંગ ગુરુ,
ચઉદસ સત્તરિ વરિસે ખંભપુરે પરભવં પત્તો.

૧૦૧૧. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે મેરુતુંગસૂરિ—

જેમણે ક્રિયોદ્ધાર કર્યો હતો—તેઓ સં. ૧૪૭૩ માં પોતાની પાટે જયકીર્તિસૂરિને બેસાડીને જૂનાગઢમાં સ્વર્ગવાસ પામ્યા.

૧૦૧૨ આપણે જોયુ કે મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં મેરુતુગસૂરિ સં ૧૪૭૧ વર્ષે ખંભાતમાં ૬૮ વર્ષની ઉમરે નિર્વાણ પામ્યા હોવાનુ નોંધે છે. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં મૃત્યુ સ્થળ તરીકે પાટણનુ નામ આપે છે, અને સ્વર્ગગમન વર્ષ સ. ૧૪૭૧ જણાવે છે·

વિક્રમ ચઉદ એકે હુતરઈ એ, પાટણિ પયડ પ્રસિદ્ધ,
સરગ ભૂમિયણુ અલકિઉએ, સૂરિજિ કીધીય દ્દિન વૃદ્ધિ.

પાટિ બઈઠા પ્રભુ તણઈ એ, શ્રી જયકીરતિ સૂરિ,
વન્નિસુ હિવ જિણિ વારીઉંએ, તિહુયણુ કિત્તિ કપૂરિ

૧૦૧૩. ઉપર્યુક્ત પ્રમાણોમા મેરુતુંગસૂરિનાં મૃત્યુનાં વર્ષ તેમજ સ્થળ વિષે મતભેદ છે સં. ૧૪૭૦, ૭૧ અને ૭૩, તેમજ ખંભાત, જૂનાગઢ અને પાટણ એ ત્રણે સ્થળો વચ્ચે નિર્ણય કરવા માટે મેરુતુગસૂરિરાસ સૌથી પ્રમાણભૂત અને વિશ્વસનીય ગ્રથ છે, કેમકે મેરુતગસૂરિના કોઈ અજ્ઞાત અંતેવાસી શિષ્યે એમના સ્વર્ગગમન બાદ થોડા જ સમયમાં એની રચના કરી છે રાસકાર સ્પષ્ટ રીતે નોંધે છે કે સ. ૧૪૭૧ માં મેરુતુગસૂરિ પાટણ પધાર્યા પોતાનું આયુ શેષ જાણીને અનશન આરાધના પૂર્વક તેઓ સં. ૧૪૭૧ ના માગશરની પૂર્ણિમા ને સોમવારના પાછલા પ્રહરમાં ઉત્તરાધ્યયન શ્રવણ કરતાં—અર્હંત–સિદ્ધનુ ધ્યાન ધરતા નશ્વર દેહ છોડી ગયા—

જાણી આઉ સ્વઉ વમેસ તેડાવ્યા તઉ ગચ્છ અસેસ આણુદિઇ બોલવિયા એ,
અરિહંત સાક્ખિય કરિ આલોયણુ તિગરણુ સુદ્ધિ આરોહણુ જીવ સવે ખમાવીયા
અણુસણુ ઉચ્ચરિઉં આપણુ મુણિં પરમ ધ્યાન લાગઉં છઈમન લખિ સુખ સતોષ સમાહિપર,
લક્ખસખ જણુ ઊલટિ આવઈ રાસ ભાસ રસિ ભાવણુ ભાવઈ કલહર કરતા નર નારિ.

× × ×

ઇગુહત્તરઈ મગસિરિ પુન્નિમ ગોમવાર દિગિ પહર સપચ્છિમ ઉત્તરઝયણુ સસંભલીય
અરિહંત સિદ્ધ તણુઉ ધરિ ઝાણુ તક્ખણિ પામિય સુખ નિવ્વાણુ જિમ કિરિ કહિઈ કેવલિય.

૧૦૧૪ રાસકારનાં વર્ણન અનુસાર લગભગ સમગ્ર પશ્ચિમ ભારતના બધા જ મુખ્ય કેન્દ્રોમાં અપ્રતિહત વિચરી, શાસનોન્નતિના ઘણા જ કાર્યો કરી, અનેક જીવોને ધર્મ પમાડી મેરુતુગસૂરિ અણહિલપુર પાટણમાં પધાર્યા સંઘે એમનુ ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું એમના આગમનથી સઘમાં ધર્મભાવનાનો ઉમળકો આવ્યો. મેરુતુગસૂરિએ પોતાનુ આયુ શેષ જાણીને પોતાના શિષ્યોને પાટણ તેડાવ્યા, અરિહંત ભગવાનના સાન્નિધ્યમા આલોયણાપૂર્વક ત્રિવિધે સર્વ જીવોને ખમાવ્યા અને પોતાનાં મુખથી અણુસણવ્રત ઉચ્ચાર્યું. એ પછી તેઓ પરમ ધ્યાનમા લીન થઈ ગયા તેમના મુખ પર સુખ અને સંતોષ છવાયા હતા સમાચાર સાંભળતા જ લાખેકની સખ્યામા એમના ભક્તજનો ઉમટી આવ્યા અને રાસ, ભાસ આદિ ભાવના રસપૂર્વક ભાવવા લાગ્યા એ દિવસે ગુરુએ ચાર વખત વ્યાખ્યાન આપ્યુ, જે સાભળી બધાનાં હૃદય દ્રવી ઉઠ્યાં લોકોએ વ્રત, પચ્ચખાણાદિ ગુરુ મુખે ગ્રહણ કર્યાં સ. ૧૪૭૧ ના માગશરની પૂર્ણિમા ને સોમવારના દિવસે પાછલા પ્રહરમા ઉત્તરાધ્યયનસૂત્રનુ શ્રવણ કરતા, અરિહત અને સિદ્ધનું ધ્યાન ધરીને કેવલીની જેમ મેરુતુગસૂરિ પાટણમા નિર્વાણ પામ્યા. એમનાં પરલોકગમનથી લોકો શોકમગ્ન

બની ગયા. રાસકારનું એ પછીનું વર્ણન ખરેખર, હૃદયદ્રાવક છે. એમની વિદાય પછીના કરુણભાવો રાસકાર વિસ્તારથી આલેખે છે, માત્ર એક જ કડિકા જોઈએ—

મનના સંસય કુણ હિવ કહિસીઈ, પરમ બ્રહ્મકલા કુણ લહિસિઈ, ઉત્તર હિવ કુણ આપસિઈ;
હા હા ! દરિસણ હુઉં અણાહ એતથસીઉ કિરિ દિણનાહ લોચન કુણ ઉગ્ઘાડિસિઇએ.

૧૦૧૫ મેરુતુંગસૂરિનું સ્થાન અંચલગચ્છના ઈતિહાસમાં ખૂબ જ ઊચું છે. એમનાં દેહાવસાનથી અંચલગચ્છના ઈતિહાસનો બીજો મહત્ત્વપૂર્ણ તબક્કો પૂર્ણ થયો. મહેન્દ્રપ્રભસૂરિ અને મેરુતુંગસૂરિનો સમય આર્યરક્ષિતસૂરિ અને જયસિંહસૂરિના સમયની ઝાંખી કરાવે એવો ઉજ્જવળ છે, એવો જ સમય ધર્મમૂર્તિસૂરિ અને કલ્યાણસાગરસૂરિના આધ્યાત્મિક શાસનમાં પણ નીરખાય છે, એ વિશે આપણે ઉલ્લેખ કરી ગયા છીએ. એ પરથી પણ મેરુતુંગસૂરિની કારકિર્દીનું યથોચિત મૂલ્યાંકન કરી શકાય એમ છે. આ ગચ્છના ઉદયકાળ પછી તેની પ્રવૃત્તિને પુન. ચેતનવતી બનાવનાર આ આચાર્ય જ છે. એ દ્રષ્ટિએ, એમના ખરેખરા અનુગામી ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિને જ કહી શકાય મેરુતુંગસૂરિની બહુમૂલી કારકિર્દીનુ મૂલ્યાંકન આપણે એમના જીવન પ્રસંગોના સંદર્ભમાં કરી ગયા હોઈને તેનુ પુનર્લેખન અહીં અપ્રસ્તુત છે. એટલુ તો ચોક્કસ છે કે એમના સમયમાં આ ગચ્છે જે સર્વાંગી વિકાસ સાધ્યો હતો તે બીજા કોઈ ગચ્છનાયકના સમયમા જોવામા આવતો નથી એ દ્રષ્ટિએ મેરુતુંગસૂરિ બીજા કોઈ પણ ગચ્છનાયક કરતાં વિશેષ માનના અધિકારી છે બીજા શબ્દોમા કહીએ તો એક આદર્શ ગચ્છનાયક પોતાના ગચ્છની કેવી સુંદર વ્યવસ્થા કરી શકે એ વાત સમજવા માટે મેરુતુંગસૂરિનુ જીવનવૃત્ત ખૂબ જ મનનીય છે. ડૉ. ભાંડારકરને પ્રાપ્ત થયેલી પટ્ટાવલીમા એમને 'મહિમાવાન્' કહ્યા છે, તે યથાર્થ છે. આ બધી દષ્ટિએ વિચારતાં મેરુતુંગસૂરિનુ વ્યક્તિત્વ મુખ્યપણે ચાર પ્રકારે ઘડાયેલુ જણાય છે. શ્રમણ, સાહિત્યકાર, ગચ્છનાયક અને ધર્મોપદેશક રૂપે. મહિમાવાન અને મેધાવી ગચ્છનાયક તરીકે એમની હરોળમાં સ્થાન પામી શકે એવા આચાર્ય અચલગચ્છમા જ નહી, સમગ્ર જૈન ઇતિહાસમાં ગણ્યાગાંઠ્યા જ છે અચલગચ્છના ભાગ્યવિધાતા મેરુતુંગસૂરિનો મૂર્તિમાન અમર આત્મા અને એમનો અનુકરણીય ગુણસમુચ્ચય આજે આપણને આદર્શ પથ દાખવવા પરમ સાધનભૂત થઈ રહેલ છે, અને સદોદિત રહેશે.

૧૦૧૬. મેરુતુંગસૂરિને તત્કાલીન અને ઉત્તરવર્તી સાહિત્યકારોએ આપેલી ભાવાંજલિઓ દ્વારા જ એમનાં યથોચિત વ્યક્તિત્વનુ દર્શન કરીએ.—

श्रीमज्जैज्ञदिवाकरा वसुमतीप्रीतिं समुल्लासय-
न्ते तो विद्वज्ञनकोटिमौलिमुकुटा मोहारिसंमर्दनाः ।
शश्वत्सिद्धिसमृद्धि वृद्धि सुविधिप्रोद्बुद्धिसंसेविता
स्तेसूरींद्रवरप्रभा गणधरा. श्री मेरुतुंगोत्तरा. ॥

(संयममंजरीवृत्ति) —हेमहंससूरिशिष्य

[ જ્ઞાનરૂપી સૂર્ય જેવા, લક્ષ્મી અને પ્રીતિને ઉલ્લાસ કરનારા કરોડો વિદ્વાનોનાં મસ્તક પર મુકુટ સમાન, મોહરૂપી શત્રુનો નાશ કરનારા, શાશ્વત સિદ્ધિ, સમૃદ્ધિ, સુવિધિથી પ્રાદુર્ભૂત થયેલી બુદ્ધિ વડે સેવાયેલા, ઉત્તમ પ્રભા ધરાવતા, સૂરીન્દ્રોમાં શ્રેષ્ટ એવા શ્રી મેરુતુંગસૂરિ અનુક્રમે થયા. ]

सर्वेषामेव धाम्ना स्फुटपटपदवीभारधर्त्ता महेन्द्रः
सूरींद्राणामशेषक्षितितल विदितो मेरुतुंगो मुनींद्रः ॥ १ ॥

(उत्तराध्ययनसूत्रटीका) —कीर्तिवल्लभगणि

[ સર્વે આચાર્યોના પ્રકટ પાટપદ્વીના ભારને ધારણ કરનારા આચાર્યોમાં મહેન્દ્ર, સમગ્ર પૃથ્વીતલને જાણનારા મુનિઓમાં ઈન્દ્રસમાન આચાર્ય મેરુતુંગ થયા ]

सेवन्तेऽद्‌भुतकान्तिकीर्तिकमलासौभाग्यभाग्यादयो,
भूपाला इव यं गुणाः कलियुगत्रस्ताः शरण्यं नृपम् ।
स श्री अञ्चलगच्छवासरमणिः सूरीन्द्रचूडामणि-
भूमीहारनिभश्चिरं विजयतां श्री मेरुतुङ्गो गुरुः ॥ ११ ॥

( श्रीधरचरित ) —माणिक्यसुन्दरसूरि

तत्पट्टानुक्रमेऽभूत् सुविहितमहितः शासनौन्नत्यकारी
विद्यासिद्धः प्रसिद्धोवनिधवनि वहैर्वं दिताङ्घ्रिर्महौजाः ।
तत्तच्चंचच्चरित्रैर्धवलितभुवनो वर्ण्यलावण्यपूर्णः
सूरिः श्री मेरुतुंगः प्रवरपरिकरोद्‌भासिताभ्यासदेवाः ॥ ३ ॥

( व्युत्पत्तिरत्नाकर ) —वाचक देवसागर

---

## ૧૨. શ્રી જયકીર્તિસૂરિ

૧૦૧૭ મરુમંડલઅંતર્ગત તિમિરપુરમાં શ્રીમાલીવંશીય સંઘવી ભૂપાલ શ્રેષ્ઠીને ત્યાં, તેની પત્ની ભ્રમરાદેવીની કૂખે સં. ૧૪૩૩માં એમનો જન્મ થયો હતો. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એમનાં જન્મનું વર્ષ સં. ૧૪૨૩ કહેવામાં આવ્યું છે તેમ જ તેમનું મૂળ નામ જયંતકુમાર દર્શાવવામાં આવ્યું છે. પટ્ટાવલીનું કથન નિમ્નલિખિત પ્રમાણોને આધારે અસ્વીકાર્ય ઠરે છે.

૧૦૧૮. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ'માં જયકીર્તિસૂરિનાં પૂર્વજીવન સંબંધક ખૂબ જ પ્રમાણભૂત માહિતીઓ આપે છે. તેમનાં જણાવ્યા પ્રમાણે સં. ૧૪૩૩માં જયકીર્તિસૂરિનો જન્મ થયો હતો અને એમનું મૂળ નામ દેવકુમાર હતું—

મરુમંડલ પુરિ તિમિરપુરે, નિહિનિ વસઈ ચઉસાલ,<br>
શ્રી શ્રીમાલી સવરનરો, સંઘાહિવ ભૂપાલ ૧૦૦

તસુ ભજ્જા ભરમાલ ઊયરે, તેત્રીસઈ અવતાર,<br>
સકલ સુલક્ષણ જનમીઉએ, નામિહિં દેવકુમાર ૧૦૧

૧૦૧૯. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં પણ એજ હકીકતો નોંધે છે—

તપ્પયધર ગુરુરાઓ જયકિત્તિ મુણિંદ ચંદ ગણ તિલઓ,<br>
તિમિરપુરે સિરિવંસે ભૂપાલો વસઈ વિવહારી ૧૯૮

ભરમાદેવી ભજ્જા ઉયરે જાઓય તત્થ વર કુમરો,<br>
ચઉદસ તેતીસઈમે પવડ્ડએ બીય ચંદ સમો ૧૯૯

૧૦૨૦. મુનિ લાખા રચિત ગુરુપટ્ટાવલીમાં તેમજ અન્ય પ્રમાણોમાં પણ ઉપર્યુક્ત પ્રમાણોને મળતી જ હકીકતો હોઈને સિદ્ધ થાય છે કે જયકીર્તિસૂરિનો જન્મ સં. ૧૪૨૩માં નહીં પરંતુ સં. ૧૪૩૩માં થયો હતો, તેમ જ એમનું મૂળ નામ દેવકુમાર હતું ભીમશી માણેક, પ્રો. પિટર્સન, ડૉ. ક્લાટ, પં. હી. હં. લાલન, મોહનલાલ દલીચંદ દેસાઈ, બુદ્ધિસાગરજી, ત્રિપુટી મહારાજ આદિ સાંપ્રત ગ્રંથકારો જયકીર્તિસૂરિનાં જન્મનું વર્ષ સં. ૧૪૩૩ જ સ્વીકારે છે.

૧૦૨૧. બાળક દેવકુમારે સં. ૧૪૪૪માં મેરુતુંગસૂરિ પાસે વૈરાગ્યપૂર્વક દીક્ષા લીધી અને એ નવોદિત મુનિનું નામ જયકીર્તિ રાખવામાં આવ્યું ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે—

ઈગિલો ચારિત્ત ગહિયં જયકિત્તિ નામ સઠવિયં,<br>
ગુરુ પય પંકય લીણો અવગાહઈ સત્થ સત્થ વ ૨૦૦

૧૦૨૨. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં પણ દીક્ષાનું એ જ વર્ષ દર્શાવવામાં આવ્યું છે. અન્ય પ્રાચીન પ્રમાણોમાં પણ દીક્ષાનું એ જ વર્ષ સ્વીકાર્ય છે. પરંતુ મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં જયકીર્તિસૂરિની દીક્ષાનું વર્ષ સં ૧૪૪૩ કહે છે, જે વિચારણીય છે

૧૦૨૩ સ. ૧૪૬૭ માં ગુરુએ તેમને યોગ્ય જાણીને ખંભાતમાં આચાર્યપદ પ્રદાન કર્યું. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં પણ એ પ્રમાણે ઉલ્લેખ છે. મુનિ લાખા રચિત ગુરુપટ્ટાવલીમાં પદ મહોત્સવનું વર્ષ સ. ૧૪૬૯ છે. ભાવસાગરસૂરિ સં. ૧૪૬૬ માં સૂરિપદ મળ્યું હોવાનું ગુર્વાવલીમાં નોંધે છે. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં સ્પષ્ટતાપૂર્વક પદમહોત્સવનું વર્ષ સં ૧૪૬૭ દર્શાવે છે, જે વધુ સ્વીકાર્ય ઠરે છે —

શ્રી મેરુતુંગસૂરિ સઈ હથિઈ એ ચઉઆલઈ ચારિત્ત,
આચારિજ પદ ખંભપુરે, સતસઠ્ઠઈ સંપત. ૧૦૨

૧૦૨૪ 'મેરુતુંગસૂરિ રાસ'માંથી વિશેષ માહિતી પ્રાપ્ત થાય છે. તેમાં જણાવવામાં આવ્યુ છે કે ખંભાતમાં સંઘવી રાજસિંહકૃત ઉત્સવમાં જયકીર્તિસૂરિને પદસ્થિત કરવામાં આવ્યા હતા :—

ખંભનયરિ વરિ હરિસ ભરે માલ્હંતડે શ્રી જયકીરતિસૂરિ,
થાપીયા સંઘવી રાજસીહે માલ્હંતડે ઉચ્છવ કીધલા પૂરિ.
જગભિતરિ જયસિરિ વરીય માલ્હંતડે કીરતિ પસરિય પૂરિ,
જિનશાસન ઉજ્જોય કરો માલ્હંતડે શ્રી જયકીરતિ સૂરિ.

૧૦૨૫ સ. ૧૪૭૧ ના માગશર પૂર્ણિમા ને સોમવારને દિવસે મેરુતુંગસૂરિનું અણહીલપુર પાટણમાં સ્વર્ગગમન થયું, એ પછી એજ વર્ષમાં જયકીર્તિસૂરિને ગચ્છનાયકપદે સ્થાપવામાં આવ્યા હોવાનું ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે—

છાસટ્ઠ સૂરિપય ઇગુહત્તરિ ગચ્છનાહ પયમતુલં,
સિરિ પોપ સંઘ વઇણા કઓચ્છવો હરિસ પૂરેણ ૨૦૧

૧૦૨૬ સ ૧૪૭૩ મા જયકીર્તિસૂરિના ગચ્છનાયકપદનું વર્ષ કવિવર કાન્હ તેમજ મુનિ લાખાને અભિપ્રેત છે સાંપ્રત પટ્ટાવલીકારો પણ એ જ વર્ષ સ્વીકારે છે, જે નિમ્નલિખિત પ્રમાણો દ્વારા જાણી શકાશે. કવિવર કાન્હ ગચ્છનાયક ગુરુરાસમાં જણાવે છે :

ચઉદ ત્રિહુત્તરઈ ગચ્છ ગુરો અણહિલપુર વર માહિ,
સયલ સંઘ કુતિગ કરઈ એ, ઉચ્છવ અતિ ઉચ્છાહિ. ૧૦૩

૧૦૨૭. મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં જયકીર્તિસૂરિ વિષે આ પ્રમાણે નોંધ કરે છે—

**१२ वारमा गच्छनायक श्री जयकीर्तिसूरि । तिमिरपुरे । श्रेष्टि भूपाल । भरमादे माता । संवत् १४३३ वर्षे जन्म । संवत् १४४३ वर्षे दीक्षा । संवत् १४६९ सूरिपद । स्तंभतीर्थे । संवत् १४७३ वर्षे गच्छेशपदं श्री पत्ने । संवत् १५०० निर्वाण श्री पत्ने । सर्वायु वर्ष ६८ ॥**

૧૦૨૮. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં પણ ગચ્છનાયકપદનું વર્ષ તો સં. ૧૪૭૩ જ છે:—

१४७३ संवत्सरे च ते गच्छनायकपदं प्राप्ता ।

૧૦૨૯ ડૉ. જ્હૉન્નેસ ક્લાટ જયકીર્તિસૂરિ વિષે નોંધે છે.–

Jayakirtisuri, Son of Bhupala Setha in Timira-pura, and of Bhramarade, born Samvat 1433, diksha 1444, Suripada 1467 in Khambhayat bandara, gachchha-nayaka 1473 in Patana + 1500 at the age of 67. His pupil Silaratna-suri composed Samvat 1491 a commentary on Merutunga's Meghaduta Kavya ( See Peterson, III. Rep. pp. 249-50. Also ante. Vol. XIX. p. 366. )

૧૦૩૦. પ્રો પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રતવિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨,ની પ્રસ્તાવનામાં જયકીર્તિસૂરિ વિષે નોંધે છે—

Jayakirti–Mentioned as pupil of Merutunga and guru of Jayakesarin in the Anchala gachchha 3, App. p. 220. In the Anchala-gachchha-pattavali, his dates are given as follows: born, Samvat 1433; diksha Samvat 1444; Suripada Samvat 1467; gachchhanayaka pada, Samvet 1473, died Samvat 1500. Guru of Silaratna who wrote a commentary of Merutunga's Meghaduta in Samvat 1491. 3, App. p. 249.

## વિષાપહાર ગોત્ર

૧૦૩૧. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાંથી જાણી શકાય છે કે મુનિ પર્યાયમાં જયકીર્તિસૂરિ સં. ૧૪૪૭ માં કંટલી નામના ગામમાં પધાર્યા હતા ત્યાં ઓશવાળ જ્ઞાતીય સહસાક નામનો શ્રેષ્ઠી વસતો હતો. એક વખતે તેને ઘેર પકવાન્ન થતો હતો તે વખતે અકસ્માત્ ઉપર રહેલા સર્પનું વિષ ભોજનમાં પડ્યું. આ વાતની કોઈને જાણ ન થઈ. તે દિવસે સહસા શેઠે તથા તેની પત્નીએ ઉપવાસ કરેલો હોઈ ને એમના વિના કુટુંબના સઘળા માણસોએ તે વિષમિશ્રિત ભોજન કર્યું, વિષના પ્રભાવથી સૌ મૃતપ્રાય બન્યા એ વખતે સહસાક પ્રભૃતિ સકલ સંઘે વિનતિ કરવાથી ત્યાં માસક્ષમણ રહેલા જયકીર્તિસૂરિએ વિષાપહાર મંત્રના પ્રયોગથી બધાને સચેતન કર્યા. એ પ્રસંગ પછી એ કુટુંબ વિષાપહારગોત્રના નામથી પ્રસિદ્ધ થયું.

૧૦૩૨. ઉક્ત પ્રમાણ દ્વારા જાણી શકાય છે કે વિષાપહાર ગોત્રના વંશજો અચલગચ્છના શ્રાવકો થયા. મેલવાટ નામના ગામમાં વસનારા અને ઉક્ત સહસાક શેઠના કુટુંબી સાલિગ નામના એક ધનવાન શેઠે જયકીર્તિસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથ આદિ તીર્થંકરોની પચ્ચીશ નવી પ્રતિમાઓ ભરાવી. એ પછી સાલિગ શેઠ સત્યપુરમાં આવીને જયકીર્તિસૂરિના ઉપદેશથી શ્રી મહાવીર પ્રભુનો પ્રાસાદ બંધાવ્યો. પં હી. હં. લાલન ગોત્ર સંગ્રહમાં વિશેષમાં જણાવે છે કે સં ૧૪૯૩ના જેઠ સુદી ૧૦ મા સર્દલવાડામાં થયેલા સાલિગ શેઠે ઉક્ત જિનાલયની પ્રતિષ્ઠામા પચીશ હજાર પીરોજીઓ ખરચી પં. લાલન વિશેષમાં નોંધે છે કે સં. ૧૪૪૭ના ચૈત્ર વદિ ૧૧ને ગુરુવારે થરાદ પાસે ધાલતી નામના ગામમાં તથા થોડાં વર્ષ પછી કંટલી ગામમાં સહસાક શેઠ વસતા હતા.

**પ્રકીર્ણ પ્રસંગો.**

૧૦૩૩ સં. ૧૪૮૪માં ઓશવંશીય પડાઈઆ ગોત્રીય જિનદાસના પુત્ર સાદા તથા સમરથ અંચલગચ્છીય શ્રાવકો થયા. તેઓ સાચોરમાં વસતા હતા એવામાં ત્યાંના ઠાકોરનો પુત્ર રાજ્ય મેળવવાના લોભથી પોતાના પિતાને મારી નાખવા માટે રાત્રિએ ચોરનો વેશ કરી રાજાના ઘરમા પેઠો. ઠાકોર જાગી જવાથી તેને ચોર જાણી ખડગ લઈ મારવા દોડ્યો કુવર અગાસી પરથી કૂદકો મારી પાછળ સાદાના ઘરમાં પ્રવેશ્યો સાદાએ તેને પકડી લીધો તથા ઓળખ્યો અને રાજાનો પુત્ર જાણી છોડી દીધો તેથી કુવર નાશી ગયો. એવામાં રાજાના ચોકીદારોએ ત્યાં આવી સાદાને ચોર વિષે પૂછ્યુ પરંતુ તે નિરુત્તર રહ્યો. રાજાએ તેને બોલાવીને પૂછ્યુ તો યે તે નિરુત્તર જ રહ્યો. આથી રાજા ક્રોધે ભરાયો અને કહેવા લાગ્યો કે 'ખરેખર, આ મુમણો–મૂગો ચોરને આશ્રય આપી પોતાનુ ઘર ભરે છે, માટે ચોરને બદલે એને જ મારો...' મહાજનને પણ એકઠા થઈ સાદાને ઘણો સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. રાજાએ સાદાને પકડવા માટે માણસ મોકલ્યા ત્યારે કુંવરને ખબર પડવાથી તેણે સાદાને પોતાના ઘરમા રાખ્યો. રાજાએ છોડી દેવા આગ્રહ કર્યો પરંતુ કુવરે તેને રાજાને સ્વાધીન ન જ કર્યો. કેટલેક વર્ષે રાજાના મૃત્યુબાદ કુવર રાજગાદીએ બેઠો ત્યારે તેણે સાદાને પોતાનો મત્રી બનાવી તેની કદર કરી. એ મૂગો રહ્યો હોઇને તેના વશજો 'મુમણિયા' ઓડકથી ઓળખાયા. સાદાના પુત્ર મડલિકે સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠાદિ કાર્યોમાં હજારો પીરોજીઓ ખરચી છે.

૧૦૩૪ ઓશવંશીય, દેવાણંદસખા ગોત્રીય મંત્રી મેઘા સં. ૧૪૭૬ માં સત્યપુરમાં થઈ ગયા, જેમણે શ્રી મહાવીર પ્રભુના બિંબની પ્રતિષ્ઠા કરાવી છે

**શ્રમણ સમુદાય**

૧૦૩૫ મેરુતુંગસૂરિના શિષ્ય સમુદાય વિષે આપણે સંક્ષિપ્ત ઉલ્લેખ કરી ગયા. જયકીર્તિસૂરિના શિષ્યો તેમજ સમકાલીન આચાર્યો વિષે પણ જાણવું જરૂરી છે અચલગચ્છના ઈતિહાસમાં પહેલીવાર જ એ વખતના શ્રમણ સમુદાય વિષે ઘણી માહિતીઓ ઉપલબ્ધ થાય છે, એ પહેલાં માત્ર ગચ્છનાયક તેમ જ ક્વચિત તેમના શાખાચાર્ય વિષે જ જાણી શકાયું છે. પરતુ મેરુતુંગસૂરિના શિષ્યો સંબંધી પ્રાચીન પ્રમાણ સાહિત્યમાં વિપુલ સામગ્રી ભરી પડેલી છે જયકીર્તિસૂરિએ દશ શિષ્યોને આચાર્યપદ સ્થિત કર્યા હતા.

**આચાર્ય મહીતિલકસૂરિ**

૧૦૩૬ 'મેરુતુગસૂરિ રાસ' દ્વારા જાણી શકાય છે કે શાહ સલખા સાદાગર કારિત ઉત્સવથી મહીતિલકસૂરિ આચાર્ય પદસ્થાપિત થયા :

> શ્રી મહીતિલકસૂરિ બઇસણઇ એ માલ્હંતડે મિલિયા ચિહુ દિસિ સંઘ.
> સાહ સલખિ સાદાગરિ ઈ માલ્હંતડે સાયરિ કીધલા રગ.

૧૦૩૭ મહીતિલકસૂરિના પ્રતિષ્ઠા લેખો પણ પ્રાપ્ત થાય છે. સં. ૧૪૭૧ ના માઘ સુદી ૧૦ ને શનિવારે પ્રાગ્વાટ વંશના વૃદ્ધ સાજનિક, દોણ શાખીય સાહ ઝાંબટે મહીતિલકસૂરિના ઉપદેશથી પિતૃ શ્રેયાર્થે શ્રી મુનિસુવ્રત સ્વામી પ્રભૃતિ ચોવિશી પટ્ટ કરાવી અને તેની પ્રતિષ્ઠા કરી :

**संवत् १४७१ वर्षे माघ शु० १० शनौ प्राग्वाटवंशे विसा० २० व्य० दोणशाखा ठ० सोला पु० ठ० पीमा ठ० उदयसिंह पु० ठ० लडा भा० हक्क पु० सा० झांबटेन श्री**

अंचलगच्छे श्री महीतिलकसूरीणामुपदेशेन पित्रोः श्रेयसे श्री मुनिसुव्रतस्वामिबिंबंमुख्य-श्चतुर्विंशति पट्टः का० प्रतिष्ठितश्च ।

१०३८, એ જ દિવસે શ્રીમાલી વંશીય સાહ આસધર અને તેની પત્ની તિલૂના પુત્ર સા. હાંસાએ પોતાના પિતાના શ્રેયાર્થે મહીતિલકસૂરિના ઉપદેશથી શ્રી અજિતનાથ બિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી :

सं. १४७१ वर्षे माघ सुदि १० शनौ श्रीमाली सा० आसधर भा० तिलू पुत्रेण सा० हांसाकेन पितुः श्रेयसे श्री अंचलगच्छे श्री महीतिलकसूरीणामुपदेशेन श्री अजितनाथ बिंबं कारितं प्रतिष्ठितं च ॥

१०३९ સં ૧૪૭૧ના આષાઢ સુદી ૨ શનિવારે શ્રીમાલી વંશીય શ્રેષ્ઠી સૂરા અને ચાંપાએ પોતાની બહેન કાઉં અને બહેનની પુત્રી વઈરાકના શ્રેયાર્થે, તેમના જ દ્રવ્યથી, મહીતિલકસૂરીના ઉપદેશથી શ્રી ધર્મનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરી .

संवत् १४७१ वर्षे आषाढ सुदि २ शनौ श्रीमाली श्रे० सूराचांपाभ्यां भगिनी कांउ भगिनी पुत्री वइराकयोः श्रेयार्थं तयोरेव द्रव्येन । श्री अञ्चलगच्छे । श्री महीतिलक-सूरीणामुपदेशेन श्री धर्मनाथबिंबं कारितं प्रतिष्ठितं च ।

આચાર્ય મેરુનંદનસૂરિ

१०४० ‘ મેરુતગસૂરિરાસ ’માં જણાવવામાં આવ્યું છે કે સંઘપતિ ખીમરાજ દ્વારા ખંભાતમાં થયેલા ઉત્સવમાં મેરુનંદનસૂરિની આચાર્યપદ સ્થાપના થઈ.

મેરુનંદનસૂરિ પય ઠવીય માલ્હુંત ઉં ખંભનયરિ આણંદિ,
ખીમરાજ સંઘાહિવઈ એ માલ્હંતડે ઉચ્છવ કીય નવ છંદિ.

१०४१. મેરુનંદનસૂરિએ રચેલ ‘ વીસ વિહરમાન સ્તવન ’ રૉયલ એશિયાટિક સોસાયટીના સંગ્રહમાં છે, તે આ ગ્રંથકર્તાની કૃતિ સંભવે છે.

પંડિત મહીનંદનગણિ

१ ४२. પં. મહીનંદનગણિ સં. ૧૪૬૩ મા વિદ્યમાન હતા. એ વર્ષમાં સલખણપુરના રહેવાસી શ્રી શ્રીમાલ જ્ઞાતિના શ્રેષ્ઠી અમરસિંહના પુત્ર શ્રેષ્ઠી સુહગાએ કાલિકાચાર્યકથાનકની પ્રત પં મહીનંદનના વાંચનાર્થે લખાવી સુશ્રાવક મંત્રી દેવરાજ દ્વારા લખાઈ, જુઓ પુષ્પિકા :—

इति कालकाचार्यकथानक समाप्तं । छ । श्री ॥ प० ॥ श्री विधिपक्षमंडन दुरित खंडन प्रसरदंतरारिनिकरनिरसनैक । शौंडीराणां कीर्तिकंदकंदलित भुवनोदराणा पूज्या राध्य प्रभुश्री महेन्द्रप्रभसूरिपट्ट. प्रतिष्ठित श्री गच्छेश्वर श्री मेरुतुंगसूरीणामुपदेशेन सर्वस्व ज्ञान संसारनाटकेन श्री सलखणपुरवास्तव्य श्री श्रीमालज्ञातीय श्रे० अमरसीह सुत श्रे० सुहगाकेन संवत् १४६३ वर्षे श्री कल्पसूत्र पुस्तिका लिखापिता ॥ पं० मही-नंदनगणीनां वांचनार्थंमुपकारिता ॥ छ ॥ तेनां विलासनं दत्तं तिमिरे दीपिकोपितः ॥ कांतारेदर्शिता मार्गः सिद्धानार्थेन लिखितः ॥ छ ॥ सुश्रावक मुख्येन मं० देवराजेन लिखिताः ॥ छ ॥

१०४३, અંબાલાલ પ્રેમચંદ શાહ ‘ કાલિકાચાર્ય કથા સંગ્રહ ’–ચિત્ર વિવરણ પૃ ૬૬ પર જણાવે

છે કે કાગળ પર લખાએલી આજ સુધી પ્રસિદ્ધ થયેલી કાલક કથાની સચિત્ર હસ્તપ્રતોમાં આ પ્રત સૌથી પ્રાચીન છે. આ પ્રતની પ્રતિકૃતિ પણ ઉક્ત ગ્રંથમાં ચિત્ર ૧૮ માં રજૂ કરવામાં આવી છે.

૧૦૪૪. ઉપર્યુક્ત પ્રતમાં માત્ર એક જ ચિત્ર છે, જેની ભોયનો રંગ સિંદૂરીઓ છે આ ચિત્ર ગર્દભી વિદ્યાનો ઉચ્છેદ અને ઉજ્જૈનીના ઘેરાનું દૃશ્ય રજૂ કરે છે આ ચિત્રનુ વિવરણ આપતાં સંપાદક જણાવે છે કે—'ડાબી બાજુએ મધ્યમાં ઉજ્જૈની નગરીનો કાંગરા સહિતનો કિલ્લો છે. તેની અંદર ગર્દભિલ્લ રાજા બેઠેલો છે, તેની આગળ વિદ્યાની સાધના કરવા આહૂતિ આપવા માટે અગ્નિની જ્વાલા સહિતનો અગ્નિકુંડ છે અગ્નિકુંડની જ્વાલાઓમાં પોતાના જમણા હાથમા પકડેલા વાસણમાંથી ડાબા હાથમાં પકડેલા આહૂતિ દ્રવ્યોની આહૂતિ આપતો ગર્દભિલ્લ બેઠેલો છે. અગ્નિકુંડની બરાબર ઉપર કિલ્લાની અંદરના ભાગમાં ગર્દભવિદ્યા ઊભેલી છે, તેનું મોં સામે (કિલ્લાની બહાર) ઊભા રહેલા શક ધનુર્ધારીઓના ધનુષ્યમાંથી છોડેલા બાણોથી ભરાઈ ગયેલુ છે નગરના દરવાજાની બહાર ત્રણ શકો હાથમાં પકડેલા ધનુષ્યથી બાણો છોડીને ગર્દભી–ગધેડીનું મોં બંધ કરતા દેખાય છે

## કીર્તિસાગરસૂરિ

૧૦૪૫. કીર્તિસાગરસૂરિ પણ એ સમયમા થઈ ગયા હોવાનુ પ્રમાણ એક મૂર્તિલેખ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે સં ૧૪૭૯ના પોષ વદિ ૫ શુક્રવારે કીર્તિસાગરસૂરિના ઉપદેશથી શ્રીમાલી જ્ઞાતીય પરિખ ધનાએ પોતાના માતપિતાના પુણ્યાર્થે શ્રી ચન્દ્રપ્રભ જિનબિંબની સ્થાપના કરી હતી

**सं० १४७९ वर्षे पौष व० ५ शुक्रे अंचलगच्छे कीर्त्तिसागरसूरीणामुपदेशेन श्रीमाल ज्ञा० परि० धना भा० आर्द्दि सुतेन परि० हीरा ज्ञानजी पितृमातृ पुण्यार्थं श्री चन्द्र-प्रभजिनबिंबं स्थापितं ॥**

૧૦૪૬. શ્રીધરચરિત્ર ટીકાની ગ્રંથ પ્રશસ્તિમા માણિક્યસુંદરસૂરિ જણાવે છે કે શ્રીધરચરિત્રની ટીકાને શિષ્ય કીર્તિસાગરે પ્રથમાદર્શે લખી —**अलिखत् प्रथमं चेतां विनेय कीर्तिसागरः ।** આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કીર્તિસાગરસૂરિ માણિક્યસુંદરસૂરિના શિષ્ય હતા

## જયતિલકસૂરિ

૧૦૪૭ જયતિલકસૂરિ પણ મેરુતુંગસૂરિના શિષ્યપરિવારમાં આગળ પડતા આચાર્ય હતા. તેમના ઉપદેશથી સં. ૧૪૭૧ ના આષાઢ સુદી ૨ રવિવારે શ્રીમાલી જ્ઞાતીય પરિખ ભોજણ અને ભોલાએ પોતાના માતાપિતા અને પિતામહોના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ મુખ્ય ચતુર્વિંશતિ પટ્ટ કરાવી તેની પ્રતિષ્ઠા કરી એમ પ્રતિષ્ઠા–લેખથી જાણી શકાય છે

**सं० १४७१ वर्षे आषाढ शुदि २ रवौ श्री श्रीमाली परी० अमरसीह भा० रूपादे पुत्र परी० धांधा भा० धांधलदे पु० परी० भोजण भोल्भ्यां श्री अंचलगच्छे श्री जयतिलक सूरीणामुपदेशेन स्वपितुः पितृपितृव्य परी० लाखरूदय च श्रेयसे श्री कुंथुनाथमुख्यचतु-र्विंशतिपट्टः का० प्र० ॥**

## ગુણસમુદ્રસૂરિ

૧૦૪૮ 'મેરુતુંગસૂરિરાસ' દ્વારા જાણી શકાય છે કે હર્ષપુરમાં ખીમિગ કારિત ઉત્સવથી ગુણ-સમુદ્રસૂરિને આચાર્યપદે સ્થાપિત કરવામા આવ્યા હતા '—

> અતિ ઘણુ હરિખંઈ હર્ષપુરિ માલ્હંતડે ખીમિગ કેરઈ જંગિ,
> ગુણસમુદ્રસૂરિ થાપિયાએ માલ્હંતડે અનુઉવઝાય પદ રંગિ.

૧૦૪૯. રાજહંસ કૃત 'દશવૈકાલિક સૂત્ર બાલાવબોધ'ની પ્રત પુષ્પિકા દ્વારા ગુણસમુદ્રસૂરિના પૂર્વવર્તી અને અનુવર્તી આચાર્યોની પરંપરા આ પ્રમાણે પ્રતીત થાય છે—(૧) જિનચંદ્રસૂરિ (૨) પદ્મદેવસૂરિ (૩) સુમતિસિંહસૂરિ (૪) અભયદેવસૂરિ (૫) અભયસિંહસૂરિ (૬) ગુણસમુદ્રસૂરિ (૭) માણિક્યકુંજરસૂરિ (૮) ગુણરાજસૂરિ (૯) વિજયહંસસૂરિ (૧૦) પુણ્યપ્રભસૂરિ (૧૧) વાચક જિનહર્ષગણિ (૧૨) વાચક ગુણહર્ષગણિ.

૧૦૫૦ મહાકવિ માઘ કૃત 'શિશુપાલ વધ' મહાકાવ્યની સં. ૧૪૭૮ મા લખાયેલી એક પ્રત ખંભાતમાં ગુણસમુદ્રસૂરિ પાસે હતી એમ પ્રતપુષ્પિકા દ્વારા સૂચિત થાય છે. જુઓ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ સંગ્રહ, ક્રમાંક ૪૮૩૩ :તેમા સંપાદકે નોંધ્યું છે—Gunasamudrasuri of Ancala-gaccha in Stambhapura possessed this MS. (No. 4833).

૧૦૫૧. અમદાવાદના શ્રી શાંતિનાથ જિનાલયની ધાતુપ્રતિમા ઉપર આ પ્રમાણે પ્રતિષ્ઠા લેખ પ્રાપ્ત થાય છે.

**संवत् १५१८ वैशाख शुदि ५ गुरौ श्री अंचलगच्छेश श्री गुण.. सूरीणामुपदेशेन तेजा राणा सु० व्य० श्री उकेशवंशे सा० नरपति भा० धारण सु० पासु भा० पुरी सु० भाखू स्वश्रयोऽर्थं श्री अनंतनाथबिंबं का० प्र० श्री संघेन ॥** આ લેખ ગુણસમુદ્રસૂરિનો સંભવે છે.

૧૦૫૨. 'ગચ્છનાયક ગુરુરાસ'માં કવિવર કાન્હ ગુણસમુદ્રસૂરિ વિષે આ પ્રમાણે કહે છે :— 'ગુણસમુદ્રસૂરિ ગુણ નિહાણુ, પાવુ પણાસ દૂરિ.' ગુણસમુદ્રસૂરિકૃત 'ક્રિયાકલાપ'ની એક હાથપ્રત પણ ઉપલબ્ધ થાય છે.

## ભુવનતુંગસૂરિ

૧૦૫૩ મેરુતુંગસૂરિના શાખાચાર્ય ભુવનતુંગસૂરિ પણ પ્રસિદ્ધ આચાર્ય થઈ ગયા મહેન્દ્રસિંહસૂરિના શિષ્ય ભુવનતુંગસૂરિને આ આચાર્ય સમજીને ઘણા ગ્રંથકારોએ અનેક ગુંચવાડાઓ ઊભા કર્યા છે, જે અંગે આપણે સપ્રમાણ વિચારી ગયા છીએ. મહેન્દ્રપ્રભસૂરિના શિષ્ય ભુવનતુંગસૂરિ મહેન્દ્રસિંહસૂરિના એ નામના શિષ્યથી ભિન્ન હતા

૧૦૫૪. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા જણાવવામા આવ્યું છે કે મેરુતુંગસૂરિના ઉપાધ્યાય ભુવનતુંગ પણ પ્રભાવક થયેલ છે. તેમના પરિવારમાં અંચલગચ્છની તુંગશાખા ઉદ્ભવી છે.

૧૦૫૫ કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'માં આ ભુવનતુંગસૂરિનો ઉલ્લેખ કરતા જણાવે છે: 'ભુવણતુંગસૂરિ ભુવણ ભાણું.'

## ધર્મનંદન ગણિ

૧૦૫૬. મેરુતુંગસૂરિના શિષ્ય ઉપાધ્યાય ધર્મનંદનગણિએ 'છંદસ્તવ'ની રચના કરી. આ ગ્રંથ પર ટીકા પણ એમણે રચી મહેન્દ્રસિંહસૂરિ કૃત 'વિચાર સપ્તતિકા' પર તેમણે અવચૂરિ રચેલ છે. ચંદ્રસૂરિકૃત 'સંગ્રહણી રત્ન' નામના ૨૭૪ પ્રાકૃત ગાથાના ભૂગોળ વિષયક ગ્રંથ પર પણ ધર્મનંદનગણિએ અવચૂરિ રચેલ છે. ભૂગોળ વિષયક ગણ્યાગાંઠયા ગ્રંથો જ ઉપલબ્ધ છે.

૧૦૫૭. સં. ૧૪૮૮ માં ધર્મનંદન ગણિ સત્યપુરમા હતા, જ્યાં માણિક્યસુંદરસૂરિએ ગુણવર્મચરિત્ર રચ્યું. ગુણવર્મ ચરિત્રની ગ્રંથ પ્રશસ્તિમાં માણિક્યસુંદરસૂરિ જણાવે છે :—

श्री वर्ध्धमानजिनभवनभूपिते रचित एष सत्यपुरे ।
ग्रन्थः श्रीमदुपाध्यायधर्मनंदनविशिष्ट सांनिध्यात् ॥ ४ ॥

### ધર્મશેખર ગણિ

૧૦૫૮. જયશેખરસૂરિના શિષ્ય ધર્મશેખર ગણિએ જયશેખરસૂરિકૃત 'જૈન કુમાર સંભવ' પર સં. ૧૪૮૩ માં ટીકા રચેલ છે આ ટીકાનું સંશોધન માણિક્યસુંદરસૂરિએ કર્યું છે. ગ્રંથપ્રશસ્તિમાં કવિ તેમના ગુરુના ગ્રંથો વિષે જણાવે છે—

श्रीमदंचलगच्छे श्री जयशेखर सूरयः ।
चत्वारस्तैर्महाग्रन्था: कविशक्रैर्विनिर्मिताः ॥
प्रबोधश्चोपदेशश्च चिंतामणि कृतोत्तारो ।
कुमारसम्भवं काव्यं चरित्रं धम्मिलस्य च ॥

૧૦૫૯ તેઓ સ. ૧૫૦૯માં આચાર્યપદે હોવાનુ પ્રમાણ 'નંદીસૂત્રવૃત્તિ'ની પ્રત પુષ્પિકા દ્વારા મળી રહે છે. ધર્મશેખરસૂરિના શિષ્ય ઉદયસાગરજી પણ સાહિત્યકાર હતા, જેમને વિષે પાછળથી વિચારીશુ.

### ઈશ્વિર ગણિ

૧૦૬૦ જયશેખરસૂરિના શિષ્ય ઈશ્વિરગણિએ ૨૨૮ શ્લોક પરિમાણનો 'શીલસંધી' નામનો અપભ્રંશ ગ્રંથ રચ્યો છે. જયશેખરસૂરિ બે થયા છે એક તપા ગચ્છના નાગપુરીય શાખામાં થયેલા છે તેઓ હમીરના વખતમાં—એટલે સ. ૧૩૦૧ થી ૧૩૬૫ સુધીમાં વિદ્યમાન હતા બીજા અચલગચ્છીય જયશેખરસૂરિ. ઈશ્વિરગણિ કયા આચાર્યના શિષ્ય હતા તે ગ્રંથપ્રશસ્તિ તપાસીને નિર્ણય કરવો ઘટે છે

### માનતુંગસૂરિ

૧૦૬૧. 'ઉપદેશ ચિન્તામણિ'ની ટીકાને પ્રથમાદર્શ લખનાર માનતુગગણિને જયશેખરસૂરિએ પોતાના નાના ગુરુબધુ તરીકે ઓળખાવ્યા છે

अनुजश्चसतीर्थ्यश्चास्माकं टीकामिमां मुदा ।
लिलेख प्रथमादर्शे मानतुंगगणिर्गुणी ॥

'ઉપદેશચિન્તામણિ'ની રચના પછી—એટલે કે સં. ૧૪૩૬ પછી એમને આચાર્યપદસ્થિત કરવામાં આવ્યા હતા. ગોડીપાર્શ્વનાથ તીર્થની સ્થાપનામાં આ આચાર્યનો સારો હિસ્સો હતો એમ મનાય છે. જયશેખરસૂરિ પાસે તેઓ ભણ્યા હશે એમ અનુમાન થાય છે.

### કવિવર કાન્હ

૧૦૬૨. મેરુતુંગસૂરિના શિષ્ય કવિવર કાન્હે સં. ૧૪૨૦ દીપોત્સવી ને રવિવારને દિવસે ખંભાતમાં રહીને 'ગચ્છનાયક ગુરુરાસ'ની રચના કરી. આ રાસમાં અચલગચ્છ પ્રવર્તક આર્યરક્ષિતસૂરિથી માડીને ૬૦ મા પટ્ટધર જયકેશરીસૂરિ સુધીનાં ઇતિહાસની મહત્ત્વની સામગ્રી ભરી પડી છે, જે ખૂબ જ વિશ્વસનીય છે. સં. ૧૪૨૦ પછીના પ્રસગો પણ એ રાસમાં હોઈને તે પાછળથી લખાયો હશે અથવા તો મૂળ કૃતિમા પછીનો ભાગ ઉમેરાયો હશે એમ ચોક્સાઈથી કહી શકાય છે. ગ્રંથ પ્રશસ્તિમાં કવિ પોતાનો પરિચય પણ આપે છેઃ

ખંભાઈત વર નયર મઝારે, દીવાલી દિનિ અનુ રવિવારે,
સંવત ચઉદ વિસોત્તરઈએ. ૨૩૭

શ્રીમાલી છાંડા કુલિ જાઉ, કાન્હ તણઈ મનિ લાગઉ ભાઉ,
નાઉ રાસુ સો ઈમ કરઈએ ૨૩૮

તસ ઘરિ વિલસઈ મગલ માલ, તાસ કિત્તિ પસરઈ અઉ સાલ,
મહિ મડલિ સારુણુ ઝણુઈએ. ૨૩૯

લચ્છી તાસ સયંવરિ આવઈ, એઉ રાસુ જો પઢઈ પટાવઈ.
કાન્હ કવીસર ઈમ ભણુઈએ, ૨૪૦

૧૦૬૩ કવિ કાન્હ કૃત 'નેમિનાથ ફાગ–બારમાસ' ગાથા ૨૨, ની સં ૧૫૪૯ માં લખાયેલી એક પ્રત નાહટાજીના સંગ્રહમાં છે, તે પ્રાય આ ગ્રંથકર્તાની જ કૃતિ છે–જુઓ જૈ. ગૂ ક. ભા ૩, પૃ. ૧૪૮૧–૨.

## શીલરત્નસૂરિ

૧૦૬૪. જયકીર્તિસૂરિના શિષ્ય શીલરત્નસૂરિએ સં. ૧૪૯૧ ના ચૈત્ર વદિ ૫ ને બુધવારે અણહિલપુર પાટણમા રહીને મેરુતુંગસૂરિ કૃત 'જૈન મેઘદૂત' કાવ્ય પર સંસ્કૃતમા ટીકા રચી મૂળ ગ્રંથ તથા આ ટીકા જૈન આત્માનંદસભા, ભાવનગરે પ્રકાશિત કરી છે. પ્રસ્તાવનામા છોટાલાલ મગનલાલ ગુલાસણવાસી જણાવે છે કે—'ટીકાના અવલોકનથી જણાય છે કે ટીકાકાર વ્યાકરણ, અલંકાર અને ન્યાયશાસ્ત્રમાં વ્યુત્પન્ન હોવા જોઈએ સ્થળે સ્થળે પ્રયોગોની સિદ્ધિ વ્યાકરણદ્વારા બહુ સ્પષ્ટતાથી સમજાવી છે ટીકા બહુ સરળ છે, જેથી અભ્યાસીને અભ્યાસમા મદદગાર નિવડવા સભવ છે તેમણે આ ટીકા સિવાય અન્ય કૃતિ કરી હોય તેમ પણ જાણવામા નથી. ટીકાના અધ્યયનથી તેમના વિષે બહુમાન જાગૃત થયુ અને તેને લીધે કેટલોયે પ્રયત્ન કર્યો, પણ તેમણે કંઈ ગ્રંથરચના કરી હોય તેમ જણાયું નહી.'

૧૦૬૫. શીલરત્નસૂરિકૃત ચાર સ્તોત્રો પણ ઉપલબ્ધ થાય છે, જુઓ ''જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૯, પૃ ૧૪૦–૧. આ ચાર સ્તોત્રો પણ ખૂબ જ સુદર છે.

૧૦૬૬. 'જૈન શ્વેતાબર કોન્ફરન્સ હેરલ્ડ'મા ચારિત્ર્યવિજયજી 'જૈન સંસ્કૃત સાહિત્ય' વિષયક લેખમાં જણાવે છે કે—'વિક્રમના પંદરમા સૈકામા સસ્કૃત સાહિત્યરૂપ સાગરની ઊર્મિઓ વિશેષ ઉછળતી હતી. મહાત્મા જયકીર્તિસૂરિના શિષ્ય શીલરત્નસૂરિએ સસ્કૃત સાહિત્યમા ઘણો વધારો કર્યો છે. મહાત્મા મેરુતુંગસૂરિના કેટલાએક લેખો ઉપર તે મહાત્માની રચેલી ટીકાઓ ઘણી જ આકર્ષક બની છે. તેમા મેરુતુંગવિરચિત મેઘદૂત કાવ્ય ઉપરની તેમની ટીકા તેમના સાહિત્યના પૂરા અને ઉચી જાતના જ્ઞાનની પ્રતીતિ આપે છે. એજ અરસામા મહાત્મા જયશેખરસૂરિએ કેટલાએક ચમત્કારી અને અદ્ભૂત કાવ્યો રચી જૈન સસ્કૃત સાહિત્ય રૂપ ઉપવનને ખીલાવ્યુ હતુ ઉપદેશચિંતામણિ, પ્રબોધચિતામણિ, જૈનકુમાર-સભવ અને ધમ્મિલચરિત્ર વગેરે તેમની કૃતિઓ અત્યારે સાહિત્યની શોભા વધારનારી દષ્ટિપથ થાય છે.'

૧૦૬૭. માણિક્યસુંદરસૂરિએ ઉક્ત ટીકાનું સશોધન કર્યું હતુ એમ ટીકાની પ્રશસ્તિ પરથી પ્રતીત થાય છે. આ બન્ને ગ્રંથકારો સહાધ્યાયી હોય એમ પણ સભવે છે શીલરત્નસૂરિ માણિક્યસુંદરસૂરિની ઉક્ત પ્રશસ્તિમા ભારોભાર પ્રશસા કરે છે

૧૦૬૮. શીલરત્નસૂરિએ ઉક્ત ટીકા ઉપરાત જિન ચૈત્યવદન ચોવીશી, અષ્ટક વિગેરે પણ રચ્યાં છે. પ્રો. પિટર્સને પોતાના સસ્કૃત હસ્તપ્રતવિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ ની પ્રસ્તાવનામાં શીલરત્ન-સૂરિનો પરિચય આ પ્રમાણે આપ્યો છે.–

Sılaratna-Surı–Author of a commentary on Merutung's Meghāduta, which he wrote ın Samvat 1491, in Anahıllapataka. He descrıbes himself as pupıl of Jayakırtı who was pupıl of Merútunga. 3, App. p. 248.

**જયસાગરસૂરિ**

૧૦૬૯ જયસાગરસૂરિએ કલ્પસૂત્ર પર સંસ્કૃતમાં સુખાવબોધ વિવરણ રચ્યુ જુઓ 'જિનરત્નકોશ' પૃ. ૭૬. આ જયસાગરસૂરિનો સમયકાળ પ્રમાણિત કરવો ઘટે છે. અનુમાનત તેઓ જયકીર્તિસૂરિના સમયમાં થયા છે.

**જયવલ્લભમુનિ**

૧૦૭૦. માણિક્યસુંદરસૂરિના શિષ્ય મુનિ જયવલ્લભે સ્થૂલભદ્ર બાસઠીઓ અને ધન્ના અણગારનો રાસ રચ્યા. જુઓ–જૈ. સા સં ઈતિ પૃ. ૪૮૮.

**ક્ષમારત્નમુનિ**

૧૦૭૧ જયકીર્તિસૂરિના શિષ્ય મુનિ ક્ષમારત્ને પિંડનિર્યુક્તિ પર અવચૂરિ રચી–જુઓ ડૉ. બુહ્‌લરનો સંસ્કૃત હસ્તપ્રતવિષયક ચતુર્થ અહેવાલ, નં ૧૬૯.

**ઋષિવર્દ્ધનસૂરિ**

૧૦૭૨ જયકીર્તિસૂરિના શિષ્ય ઋષિવર્દ્ધનસૂરિએ અતિશય પંચાશિકા–અપરનામ 'જિનાતિશય પંચાશિકા'ની રચના કરી સ ૧૫૧૨ મા તેમણે ચિતોડમા 'નલદવદંતિ રાસ' પણ રચ્યો છે ગ્રંથ પ્રશસ્તિમાં તેઓ વર્ણવે છે—

શ્રીય અંચલગચ્છનાયક ગણધર, ગુરૂ શ્રી જયકીરતિસૂરીવર,<br>
જાસ નામિ નાસઈ દુરિત, ૩૨૮.<br>
તાસુ સીસ ઋષિવર્દ્ધન સૂરિઈ, કીઉ કવિત મન આનંદ પૂરિઈ,<br>
નલરાય દવદંતી ચરિત ૩૨૯<br>
સંવત પનરબારોતર વરસે, ચિત્રકૂટ ગિરિનગર સુવાસે,<br>
શ્રી સંઘ આદર અતિ ઘણઈએ ૩૩૦.<br>
એહ ચરિત જે ભણઈ ભણાવઈ, રિદ્ધિ વૃદ્ધિ સુખ ઉચ્છવ,<br>
આવઈ, નિતુનિ મંદિર તસ તણઈએ. ૩૩૧.

ઋષિવર્દ્ધનસૂરિએ સ્તવનો પણ રચેલાં છે.

**લાવણ્યકીર્તિ ઉપાધ્યાય**

૧૦૭૩. જયકીર્તિસૂરિના શિષ્ય ઉપાધ્યાય લાવણ્યકીર્તિથી કીર્તિશાખા ઉદ્‌ભવી હતી એવો ઉલ્લેખ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાંથી મળે છે.

तेषामुपाध्याय लावण्यकीर्तितःकीर्तिशाखानिर्गता ॥

**રત્નસિંહસૂરિ**

૧૦૭૪. જયકીર્તિસૂરિના શિષ્ય રત્નસિંહસૂરિ સ ૧૪૯૬ માં વિદ્યમાન હતા એ વર્ષના ફાગણ સુદી ૨ ને શુક્રવારે થયેલી પ્રતિષ્ઠાનો લેખ શ્રી ગોડીજીના જિનાલય, પાયધુની (મુંબઈ)ના ધાતુપ્રતિમા ઉપર આ પ્રમાણે મળે છે—

सम्वत् १४९६ वर्षे फागुण सुदि २ शुक्रे श्री श्रीमालज्ञातीय मं० कडूया भार्या गडरी पुत्र श्रे० पर्वतेन भा० अमरी युतेन श्री अञ्चलगच्छेश श्री जयकीर्तिसूरीणामुपदेशेन स्वमातुश्रेयसे श्री शीतलनाथ बिंबं कारितं प्रतिष्ठितं श्री रत्नसिंहसूरिभिः ।

## માણિક્યસુંદરસૂરિ

૧૦૭૫. મેરુતુંગસૂરિના શિષ્ય માણિક્યસુંદરસૂરિ પ્રથમ કોટિના સાહિત્યકાર થઈ ગયા. જયશેખરસૂરિ જેવી જ ઉચ્ચ પ્રતિભા ધરાવનાર આ ગ્રંથકર્તાને ગુજરાતી ગદ્યના આદ્ય પુરસ્કર્તા કહેવામાં કોઈ વાંધો નથી. 'શ્રીધરચરિત્ર'મા તેઓ પોતાના વિદ્યાગુરુ જયશેખરસૂરિનુ ઋણ સ્વીકારવાનું ભૂલતા નથી—

> श्री जयशेखरसूरीश्वरसुगुरुभ्यो नमोऽस्तु मम तेभ्यः ।
> येषां पदप्रसादादहमपि गुम्फं करोम्येवम् ॥

મેરુતુગસૂરિના શિષ્ય તરીકે તેઓ પોતાને આ પ્રમાણે ઓળખાવે છે.

> तेषां गुरुणां वात्सल्यसरकेसरिकन्दरः ।
> शिष्योऽस्मि सूरिमुख्यः श्री सूरि माणिक्यसुन्दरः ॥

ઉપર્યુક્ત ઉલ્લેખો પરથી જાણી શકાય છે કે માણિક્યસુંદરસૂરિએ જયશેખરસૂરિ પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો તેમ જ મેરુતુગસૂરિના શિષ્યસમુદાયમાં તેઓ અત્યત માનભર્યું સ્થાન ધરાવતા હતા.

૧૦૭૬. માણિક્યસુંદરસૂરિનાં અગત જીવન વિષે વિશેષ માહિતી ઉપલબ્ધ થતી નથી. 'મેરુતુગસૂરિ રાસ' દ્વારા જાણી શકાય છે કે માણિક્યસુંદરસૂરિને સાહ તેજા કારિત ઉત્સવથી ખભાતમાં આચાર્યપદ સ્થિત કરવામા આવ્યા હતા.—

> માણિકસુંદરસૂરિવર માલ્હતડે થાપીયા ખંભપુરિ ખતિ,
> સાહ તેજઈ ઉચ્છવ કીયા એ માલ્હતડે હિયડલા હરખિ હસતિ

૧૦૭૭. સં ૧૪૬૩ માં તેમણે રચેલ શ્રીધર ચરિત્રની ગ્રથપ્રશસ્તિ દ્વારા તેઓ એ વર્ષે આચાર્યપદે હતા એમ સૂચિત થાય છે એ વર્ષે કે તે પહેલાં તેમને ખભાતમાં આચાર્યપદે વિભૂષિત કરવામાં આવ્યા હશે એમણે નાની ઉમરમાં પ્રવ્રજ્યા અગીકાર કરી હોય તો, ગ્રથકર્તા સં. ૧૪૩૫ ના અરસામાં જન્મ્યા હશે એમ સહજ અનુમાન કરી શકાય છે. એમના ગ્રથોની પ્રશસ્તિ દ્વારા તેઓ રાજસ્થાનના મેવાડ અંતર્ગત દેવકુલપાટક, સત્યપુર—સાચોર ઈત્યાદિ પ્રદેશોમાં પણ વિચર્યા હતા. ગુજરાતમા એમનો વિહાર પુરુપપત્તન—અણહિલપુર પાટણ અને ખભાતમાં સવિશેષ હશે ઉપાધ્યાય ધર્મનદન અને કીર્તિસાગર એમના અંતેવાસી શિષ્યો હતા. ગુજરાતના રાજા શંખની રાજ્યસભામાં તેમણે મહાબલ મલયસુંદરી કથા રચી હોઈને ગ્રંથકર્તા શંખ પ્રભૃતિ રાજાઓની પર્ષદામા પણ ગૌરવભર્યું સ્થાન પામ્યા હશે. મેરુતુંગસૂરિના શિષ્ય તરીકે પણ રાજાઓના સપર્કમાં તો તેઓ આવ્યા જ હશે પરંતુ એક પ્રથમ કોટીના વિદ્વાન તરીકે રાજસભામાં માનવતુ સ્થાન પામ્યા એ વાત જ અહીં મહત્તાદર્શક છે. શીલરત્નસૂરિએ સં. ૧૪૯૧ ના ચૈત્ર વદિ ૫ ને બુધવારે અણહિલપુર પાટણમાં રહીને મેરુતુગસૂરિ કૃત 'જૈન મેઘદૂત' મહાકાવ્ય પર સંસ્કૃતમા ટીકા રચી; તેને માણિક્યસુદરસૂરિએ સશોધી હોઈને ગ્રંથકર્તાની વિદ્યમાનતા એ દિવસ સુધી પ્રમાણિત થાય છે. વિક્રમના ૧૫ મા સૈકાના અત સુધી ગ્રંથકાર વિદ્યમાન હશે. આમ સં. ૧૪૩૫ થી ૧૫૦૦ સુધી ગ્રંથકારનો ૬૫ વર્ષ સુધીનો જીવનકાલ તારવી શકાય એમ છે ગુજરાતી ભાષાના ગદ્ય પ્રવર્તક ગુજરાતમાં જ ક્યાંક જન્મ્યા હશે એ વાત સ્વીકારી લેવામાં કોઈ વાંધો નથી.

૧૦૭૮. માણિક્યસુંદરસૂરિનું સ્થાન જૈન ઈતિહાસમાં એક ઉચ્ચ કોટિના સાહિત્યકાર તરીકે પ્રથમ

પંડિતનું છે. એમની સાહિત્યપ્રવૃત્તિએ ઈતિહાસ સર્જ્યો છે. એમના ગ્રંથોનો સંક્ષિપ્ત નિર્દેશ અહીં વિવક્ષિત છે –

(૧) ચતુ પર્વી ચમ્પૂ–ગુણવર્મચરિત્રની ગ્રંથપ્રશસ્તિમાં આ ગ્રંથનો ઉલ્લેખ છે તેથી સં. ૧૪૮૪ પહેલા રચના.

(૨) શ્રીધર ચરિત્ર–સંસ્કૃતમાં ૯ સર્ગનું મહાકાવ્ય ૧૬૮૫ શ્લોક પરિમાણ. મેવાડના દેવકુલ પાટણમાં સં ૧૪૬૩માં રચના. આ ગ્રંથને ગણાધીશ મેરુતુંગસૂરિએ સત્યપુરમાં સંશોધ્યો.

अकारि शुद्धा श्री पूज्य गच्छाधीशैः प्रसद्यसा ।
पुरे सत्यपुरे पौरमण्डिते मेरुमंडले ॥

(૩) શુકરાજકથા–૫૦૦ શ્લોક પરિમાણનો ગદ્ય–પદ્ય મિશ્રિત ગ્રંથ ગુણવર્મ ચરિત્રની ગ્રંથ પ્રશસ્તિમાં આ ગ્રંથનો ઉલ્લેખ હોઈને સં ૧૪૮૪ પહેલા રચના. અંતિમ પદ્ય.–

श्री मेरुतुङ्ग सुगुरु प्रणिधानतः श्री माणिक्यसुन्दर इमां शुकराजसत्काम् ।
नव्यां कथां रचयति स्म सुविस्मयां श्री शत्रुंजयाख्यगिरि गौरव गौरवर्णा ॥

(૪) ચંદ્રધવલ—ધર્મદત્ત કથાનક–સંસ્કૃતમાં. રચના સં. ૧૪૮૧.

(૫) ગુણવર્મચરિત્રઃ–૧૯૪૮ શ્લોક પરિમાણની સંસ્કૃત પદ્યકૃતિ રચના સં. ૧૪૮૪ મા સત્યપુરમા ઉપાધ્યાય ધર્મનંદનના સાન્નિધ્યમાં. ગ્રંથપ્રશસ્તિમા કવિ કહે છે કે—' માણિક્યાંક ચતુ પર્વીકથા, શુકરાજકથા, પૃથ્વીચંદ્રચરિત્ર એ આ ગ્રંથના બાંધવો છે "

माणिक्यांकश्चतुः पर्व्वी। शुकराजकथा तथा। पृथ्वीचन्द्र चरित्रं च । ग्रंथा एतेस्य बांधवाः ॥

(૬) પૃથ્વીચંદ્રચરિત્ર–૯૫૮ શ્લોક પરિમાણ. ગૂર્જર ગદ્યકૃતિ રચના સં. ૧૪૭૮ ના શ્રાવણ સુદી ૫ ને રવિવારે પુરુષપત્તનમાં. પાંચ ઉલ્લાસમા આ કૃતિ વહેચાયેલી છે. અપરનામ વાગ્વિલાસ.

(૭) સત્તરભેદી પૂજાકથાઃ– અપરનામ ' સપ્તપ્રકારકથા ' રચના સં. ૧૪૮૪.

(૮) મહાબલ મલયસુંદરીકથા–સંસ્કૃત ગદ્યકૃતિ. ચાર ખંડમાં, કવિ પ્રશસ્તિમા જણાવે છે કે–પૂર્વે પાર્શ્વનાથ ભગવાનના ગણધર કેશિમુનિએ જે પ્રમાણે વર્ણવ્યુ છે તે પ્રમાણે જ આ કથા સંક્ષેપમાં કરવામાં આવી છે. ગુજરાતના રાજા શંખની રાજસભામા આ ગ્રંથ રચાયો હોવાનુ પણ પ્રશસ્તિમાથી સૂચિત થાય છે–

श्रीमत् शंखनरेश्वरस्य पुरतोऽप्यूचे मयेव तथा ।

(૯) સંવિભાગ વ્રતકથા–પ્રો મિત્ર, નોટિસિઝ, પુસ્તક ૮ નં. ૨૩૭.

(૧૦) નેમીશ્વરચરિતઃ–ફાગબંધ. રચના સં. ૧૪૭૮ ની આસપાસ ગૂર્જર પદ્યકૃતિ. ૯૧ કંડિકામાં. આ કૃતિ પર અજ્ઞાતકર્તૃક સંસ્કૃત ટીકા પણ પ્રાપ્ત થાય છે.

(૧૧) યશોધરચરિત્ર–સંસ્કૃતમાં. ૧૪ સર્ગનુ મહાકાવ્ય.

(૧૨) શ્રીધરચરિત્ર વ્યાખ્યાઃ–સંસ્કૃતમા. અપરનામ દુર્ગપદ વ્યાખ્યા સં. ૧૪૮૮ મા પાટણમાં પોતાના મૂળ ગ્રંથ શ્રીધરચરિત્ર પર તેમણે આ ટીકા રચી, જેને કીર્તિસાગર નામના પોતાના શિષ્યે પ્રથમાદર્શે લખી.

(૧૩) જૈનમેઘદૂત ટીકા સંશોધન–મેરુતુંગસૂરિ રચિત જૈન મેઘદૂત પર સં ૧૪૯૧મા શીલરત્નસૂરિએ જે ટીકા રચી હતી તેને માણિક્યસુંદરસૂરિએ સંશોધી હતી–

एतस्याः किलवृत्तेः श्रीमन्माणिक्यसुन्दराचार्याः ।
विदधुः शोधनमर्बहितमतयो बहु समयतत्त्वज्ञाः ॥

(૧૪) જૈન કુમારસંભવ ટીકા સંશોધન:—જયશેખરસૂરિ કૃત જૈન કુમારસંભવ મહાકાવ્ય પર ધર્મશેખરે ટીકા રચી હતી. તેને માણિક્યસુંદરસૂરિએ સંશોધી હતી એમ પ્રો. વેલણુકર 'જિનરત્નકોશ'માં જણાવે છે.

(૧૫) ભવભાવના બાલાવબોધ—મૂળ ગ્રંથકર્તા મલધારી હેમચંદ્રસૂરિ.

(૧૬) શાકિની ચારિત્ર વિષયે ગૂઢકથા:—પ્રો. વેલણુકર સંપાદિત જિનરત્નકોશ પૃ. ૩૭૮.

(૧૭) અજાપુત્ર કથાનક—ગદ્યમાં. જુઓ જિ. ર. કોશ પૃ. ૨, પ્રો. પીટર્સન ૫, નં. ૬૦૭.

(૧૮) વિચારસાર સ્તવન—૨૨ શ્લોક પરિમાણ. પ્રત પાટણના જૂના ભંડારમાં.

(૧૯) પાર્શ્વનાથસ્તવન—જૈન ગ્રંથાવલી પૃ. ૨૮૪, નં. ૯૯.

## માણિક્યસુંદરસૂરિનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન

૧૦૭૯. માણિક્યસુંદરસૂરિની બહુવિધ સાહિત્ય પ્રવૃત્તિ વિષે આપણે જોયું. તેમણે અનેક ગ્રંથો રચ્યા છે એટલું જ નહીં એ ગ્રંથો વિવિધ વિષયો પર છે, તેમજ તે બધાનું સાહિત્યિક સ્થાન પણ ઘણું જ ઉચ્ચ છે. આશ્ચર્યની વાત તો એ છે કે પાશ્ચાત્ય વિદ્વાનોનું ધ્યાન પણ માણિક્યસુંદરસૂરિની કૃતિઓએ કેંદ્રિત કર્યું છે આ અંગે સંક્ષિપ્ત વિચારણા અહીં અભીષ્ટ છે.

૧૦૮૦. માણિક્યસુંદરસૂરિએ જૂની ગુજરાતીમાં ગદ્યાત્મક પૃથ્વીચંદ્રચરિત્ર રચ્યું છે. આ ગદ્યકૃતિ ગુજરાતી ભાષાના પ્રાચીન પરિમાર્જિત સ્વરૂપને સમજવા માટે અત્યંત ઉપયોગી છે. આ કૃતિદ્વારા માણિક્યસુંદરસૂરિ ગુજરાતી ગદ્ય સાહિત્યના આદ્ય પ્રવર્તનકાર ગણી શકાય. સુપ્રસિદ્ધ સાક્ષર કેશવલાલ હર્ષદ ધ્રુવ આ કૃતિ વિષે જણાવે છે કે—'તે બોલીમાં છે અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત છતાં લેવાતી છૂટ ભોગવતું પ્રાસયુક્ત ગદ્ય તે બોલી. માણિક્યસુંદર બોલીવાળા પ્રબંધને વાગ્વિલાસ એટલે બોલનો વિલાસ એવું નામ આપે છે.' પૃથ્વીચન્દ્રચરિત્રના મંગળાચરણમાં કવિ પોતાની કૃતિને 'વાગ્વિલાસ' તરીકે ઓળખાવતા કહે છે—

या विश्वकल्पवल्लीवल्लीलया कल्पित प्रदा ।
प्रदत्तां वाग्विलासं मे सा नित्यं जैनभारती ॥ १ ॥

૧૦૮૧. માણિક્યસુંદરસૂરિની આ કૃતિએ વિદ્વાનોમાં ભારે ઉહાપોહ મચાવ્યો છે. આ ગદ્યચરિત સંબંધી નડીઆદની પ્રથમ પરિષદ માટે પ્રહ્લાદજીએ એક નિબંધ લખ્યો હતો, જે 'જૈનયુગ'માં પ્રકટ થઈ ગયો છે, એટલું જ નહીં અન્ય વિદ્વાનોએ પણ આ કૃતિ વિષે ઘણું ઘણું લખ્યું છે. જેમ જયશેખરસૂરિ એક માત્ર ત્રિભુવનદીપક પ્રબંધથી ગુજરાતી ભાષાના શ્રેષ્ઠ કવિ ગણાયા, તેમજ પૃથ્વીચંદ્રચરિત્રથી માણિક્યસુંદરસૂરિ ગુજરાતી ભાષાના શ્રેષ્ઠ ગદ્યકાર ગણાયા છે. માણિક્યસુંદરસૂરિને ગુજરાતી ભાષાના આદ્યગદ્યકાર માનવામાં પણ બાધ નથી. અલબત્ત, એ પહેલાં ગુજરાતી ગદ્યનું અસ્તિત્વ તો હતું જ, કિન્તુ વિકાસ પામેલી ગદ્યકૃતિની જો ખોજ કરવામાં આવે તો આપણા હાથમાં સૌ પ્રથમ આ કૃતિ જ આવે.

૧૦૮૨. 'પૃથ્વીચંદ્રચરિત્ર'ને આધારે તત્કાલીન ભાષાના સ્વરૂપને વિદ્વાનોએ નક્કી કરવા માટે ભારે પરિશ્રમ કર્યો છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા 'ઇતિહાસની કેડી'માં જણાવે છે કે તેરમા શતકના અંતમાં અને ચૌદમા શતકના આરંભમાં ભાષા અપભ્રંશના સંપર્કનો ધીરે ધીરે ત્યાગ કરીને શુદ્ધ ગુજરાતી સ્વરૂપમાં આવવાને મથી રહી હતી. પ્રથમા એક વચનમાં અકારાન્ત શબ્દોમાં અપભ્રંશ કાળનો ઉ

પ્રત્યય ઘસાતો જતો હતો અપભ્રંશ સપ્તમીનો इ પ્રત્યય અકારાન્ત નામોમાં અન્તર્ગત દશામાં માલૂમ પડે છે. 'મુગ્ધાવબોધ મૌક્તિક' (સં. ૧૪૫૦) ની તથા માણિક્યસુંદરસૂરિકૃત 'પૃથ્વીચન્દ્રચરિત્ર' (સં. ૧૪૭૭) ની ભાષામાં પ્રથમા એકવચનના પ્રત્યયનો લોપ નજરે પડે છે. ચૌદમી સદી આખી તથા પંદરમી સદીના પૂર્વાર્ધની ભાષાને કેશવરામ શાસ્ત્રી 'મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા' નામ આપે છે આ ભૂમિકાના લક્ષણો પણ એમણે સમજાવ્યા છે

૧૦૮૩ ગદ્ય લખાણો પણ પદ્ય લખાણો જેટલાં જ જૂના કાળથી પ્રાપ્ત થાય છે. જો કે ગદ્ય સાહિત્ય એ પદ્ય સાહિત્ય જેટલો વિકાસ પામેલું નહોતું, છતા સાદી સુંદર અને કેટલીકવાર અલંકારયુક્ત શૈલીમા લખાયેલા ગદ્યના નમૂનાઓ અનેક મળે છે એ પછી 'બાલાવબોધ' નામથી ઓળખાતા સંખ્યાબંધ ગુજરાતી ગદ્ય ગ્રન્થો મળી આવે છે. અહી 'બાલ'નો અર્થ 'અણસમજુ'—'અજ્ઞાન' એવો કરવામાં આવેલો છે જૈન સિદ્ધાંતો આરંભે પ્રાકૃતમાં રચાયા એ સંબંધમા એક શ્લોક છે—

**बाल स्त्री मन्द मूर्खाणां नृणा चारित्र्यकाङ्क्षिणाम् ।**
**अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥**

૧૦૮૪ એ જ પ્રમાણે બુદ્ધિમાં બાલક એવાં સ્ત્રી પુરુષો માટે ભાષામાં ઉતારવામાં આવેલા 'શાસ્ત્રગ્રન્થો'ને બાલાવબોધ નામ આપવામા આવ્યું એમ કહી શકાય બાલાવબોધ ઉપરાંત અતિચાર સંબંધમાં પણ કેટલાક ગ્રંથો મળી આવે છે. ડૉ સાંડેસરાએ 'પૃથ્વીચંદ્રચરિત્રને 'અસામાન્ય મહત્ત્વનો ગ્રન્થ' ગણ્યો છે વિશેષમાં તેઓ જણાવે છે કે 'તે સામાન્ય ગદ્યમાં લખાયેલો નથી, પણ તેના નામ **વાગ્વિલાસ** (વાણીનો—બોલીનો વિલાસ) વડે સૂચવાય છે તેમ 'બોલી'માં રચાયેલ છે' ડૉ. સાંડેસરાએ જયશેખરસૂરિ પ્રભૃતિ ગ્રંથકારોએ 'પ્રબોધ ચિન્તામણિ' આદિ ગ્રંથોમા કેટલેક સ્થળે બોલીનો કહેલ છે. તેના ઉદાહરણો આપી માણિક્યસુંદરસૂરિની 'બોલી'નો એક નમૂનો આ પ્રમાણે ટાંકયો છે—

"હિવ તે કુમરી, ચડી યૌવનભરિ, પરિવરિ પરિકરિ, ક્રીડા કરઈ નવનવી પરિ. ઈસિઇ અવસરિ આવિઉ આષાઢ, ઈતરગુણિ સંબાઢ, કાટઈયઈ લોહ, ધામતણઉ નિરોહ, છાસિ ખાટી પાણી વીયાઈ માટી; વિસ્તરિઉ વર્ષાકાલ, જે પંથી તણઉ કાલ, નાઠઉ દુકાલ છણિઈ વર્ષાકાલિ મયૂરધ્વનિ મેહ ગાજઈ, દુર્ભિક્ષતણા ભય ભાજઈ, જાણે સુભિક્ષભૂપતિ આવતા જયઢક્કા વાજઈ, ચિહુ દિસિ વીજ ઝલહલઈ, પંથી ઘરભણી પુલઈ, વિપરીત આકાશ, ચંદ્રસૂર્ય પારિયાસ; રાતિ અંધારી લવઈ તિમિરી; ઉત્તરનઉ ઊનયણ, છાયઉ ગયણ, દિસિ ઘોર, નાચઈ મોર, સધર, વરસઈ, ધારાધર, પાણી તણા પ્રવાહ પલહલઈ, વાડિ ઉપરિ વેલા વલઈ, નદી મહાપૂરિ આવઇ, પૃથ્વીપીઠ પ્લાવઈ, નવા કિસલય ગહગહઈ વલ્લીવિતાન લહલહઈ, કુટુંબીલોક માચઈ, મહાત્મા બઈઠાં પુસ્તક વાચઈ, પર્વતણઉ નીઝરણ વિછૂટઈ ભરિયાં સરોવર ફૂટઈ."

૧૦૮૫ ડૉ સાંડેસરા જણાવે છે કે—'ભાષાશાસ્ત્રની દષ્ટિએ આ ગ્રન્થ અત્યંત ઉપયોગી છે, એટલું જ નહીં પણ તે એક વિસ્તૃત વર્ણન પ્રધાન વાર્તાગ્રન્થ હોવાને કારણે તાત્કાલીન સમાજસ્થિતિને લગતી પણ કેટલીક ઉપયોગી માહિતી તેમાથી મળી આવે છે.'

૧૦૮૬ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'માં મોહનલાલ દલીચંદ દેશાઈ કહે છે કે "માણિક્યસુંદરસૂરિએ પૃથ્વીચંદ્ર ચરિત્ર (વાગ્વિલાસ) ઘણી સુંદર, હૃદયંગમ અને રસભરી બાનીમાં રચ્યુ છે"

૧૦૮૭. પ્રો. મજમુદારે માણિક્યસુંદરસૂરિની આ કૃતિ માટે વિદ્વતાપૂર્વક લખ્યું છે. તેઓ

Main Tendencies in Mediaeval Gujarati Literature મા જણાવે છે કે— The earliest Gujarati of this period includes a literature of prose-romances also, the remarkable among them being Prithvichandra Charita (Samvat 1478) by Manikyachandra Suri, on the style of Kadambari, where the sentences are constructed with a sure eye to rhetoric and balance, and at places attain poetic cadence The stories of kings did not appeal to the commercial classes of Gujarat hence popular imagination centred round the hero of commerce ( interwoven with Nagarseth's or his daughter's love affairs ) returning from foreign lands in vessels laden with riches. Gujarati literature has a parallel in this Section among the Bengali romances of this period.

૧૦૮૮. માણિક્યસુંદરસૂરિએ ગુજરાતી ગદ્યના ઘડતરમા મહામૂલો ફાળો નોંધાવ્યો હોઈને તેમની ગદ્યકૃતિનો નમૂનો પ. બેચરદાસ જીવરાજ દોશીએ "ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ" નામના તેમના મનનીય ગ્રંથમાં રજૂ કર્યો છે. ( જુઓ પૃ ૫૩૧–૫૩૨ )

૧૦૮૯. પ્રો. હીરાલાલ ર. કાપડિયા જણાવે છે કે–'પૃથ્વીચંદ્રચરિત્ર યાને વાગ્વિલાસ ગુજરાતીમાં રચાયેલી પહેલી સવિસ્તર ગદ્યાત્મક ધર્મકથા છે. આનો ગદ્ય કાદમ્બરી તરીકે "આપણા કવિઓ" પૃ. ૩૭૦ માં ઉલ્લેખ છે.

૧૦૯૦. 'નેમીશ્વરચરિત' ને 'આત્માનંદ શતાબ્દી ગ્રંથ'માં પ્રકાશિત કરીને મોહનલાલ દલીચંદ દેશાઈએ વિદ્વત્સમાજનું ધ્યાન દોરતાં જણાવ્યુ છે કે—'વિક્રમની પદરમી સદીના ઉત્તરાર્ધના ગૂજરાતી ગદ્યનો નમૂનો પૂરો પાડનાર માણિક્યસુદરસૂરિનું ગૂજરાતી કાવ્ય સદ્‌ભાગ્યે મળી આવ્યું છે, જે તે જ સદીના ગૂજરાતી પદ્યનો અવિકલ સુદર નમૂનો પૂરો પાડે છે ગુજરાતી કાવ્યમાં ઘણા વખતથી આદિ કવિ તરીકે લેખાયેલા સ ૧૫૧૨ માં થયેલ ગણાતા નરસિંહ મહેતાની પૂર્વે આ માણિક્યસુદર અને તેમના ગુરુભાઈ જયશેખરસૂરિ થયેલા છે કે જે પૈકી જયશેખરસૂરિએ પણ પોતાના સમયની ગુજરાતીમાં પ્રબંધ ચિન્તામણિ—ત્રિભુવનદીપક પ્રબધ ( સંપાદક પં. લાલચદ ) નામનુ કાવ્ય રચ્યુ છે, જે ઉક્ત સાક્ષર શિરોમણિ કેશવલાલભાઈએ પોતાના પ્રાચીન ગુર્જર કાવ્યમા પૃ ૯૬ થી ૧૪૪ માં પ્રકટ કર્યું છે અને તેની પ્રસ્તાવનામાં ખૂબ પ્રશંસ્યું છે. માણિક્યસુદરસૂરિનુ આ કાવ્ય મનોરંજક, હૃદયસ્પર્શી અને મંજુલ પદાવલિ યુક્ત છે. અને તેમાં જુદા જુદા છદો છે.'

૧૦૯૧ ડૉ. ભોગીલાલ સાંડેસરા 'ઇતિહાસની કેડી' પૃ. ૨૦૩–૪ મા નોધે છે કે—ફાગસંજ્ઞાવાળાં કાવ્યો થોડીક નોધ માગી લે છે આ પ્રકારનાં કાવ્યો, છદો વૈવિધ્ય, ઝડઝમક અને અલંકારયુક્ત ભાષાથી ભરપૂર હોય છે એમાં જમ્બૂ સ્વામી કે નેમિનાથ જેવાં પૌરાણિક પાત્રોને અનુલક્ષીને ઉદ્દીપક શૃંગાર રસનુ વર્ણન કરેલું હોય છે, પરંતુ તેનો અંત હમેશા શીલ અને સાત્ત્વિકતાના વિજયમા અને વિષયોપભોગના ત્યાગમાં જ આવે છે. જૈન કવિઓએ લખેલી પ્રેમ કથાઓમા પણ અંત આવા જ પ્રકારનો હોય છે. આ ફાગ કાવ્યો ચૈત્ર માસમાં ગવાતા હોય એમ અનુમાન થાય છે ઉતમ કવિત્વની દૃષ્ટિએ આ ફાગકાવ્યો જૂનાં સાહિત્યમાં ઊચું સ્થાન લે તેવા હોય છે.

૧૦૯૨. 'ગુણવર્મચરિત્ર' માણિક્યસુદરસૂરિની કૃતિઓમાં નવી ભાત પૂરે છે ગ્રંથનો પરિચય

કરાવતા કવિ કહે છે કે—'આ ગ્રંથમા કેવળ મારી સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ કરી કથા રૂપે કાંઈ લખ્યુ નથી, પણ ભગવાન મહાવીર જે સમયે રાજગૃહનગરમાં સમવસર્યા હતા અને તે સમયે જિનપૂજાનું ફળ બતાવી જે જે કથાઓ શ્રેણિક રાજા સમક્ષ ઉપદેશરૂપે તેમણે કહી હતી, તે જ કથાઓનાં વર્ણન તરીકે આ ગ્રંથની રચના થયેલી છે' મુખ્યત્વે આ ચરિત્રમા એજ વર્ણવ્યુ છે કે સ્નાત્રાદિ સત્તર પ્રકારે જિનેશ્વરોનું પૂજન કરી કયા ભવ્ય જીવોએ તે ફળ સપાદન કરેલુ છે આ વિષયમા ગુણવર્મ નૃપતિના ચરિત્રનુ વર્ણન કરી તેના સત્તરે પુત્રોની જન્મ કથાઓ સુદર ભાષામાં કવિએ આલેખી છે

૧૦૯૩. સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રો. બેન્ડલ્સ 'એ જર્ની ઓફ લીટરરી એન્ડ આર્કિઓલોજીકલ રીસર્ચ ઈન નેપાલ એન્ડ નોર્થ ઇન્ડિયા' નામના ગ્રથમાં નોંધે છે કે—

'In the extensive Literature of Jain folk–lore a new aquisition is the 'Gunvarma Caritra' a work in Sanskrit verse by Manikyasundara Suri of the Ancala–gachha, the author of Prithvicand–carita of which a Ms. exists in the Berlin library. For purpose of identification, especially as the work has another title in the margin 'Satara–bhedaka (tha ?) I may mention that the opening of the tale relates how Gunavarma son of Naravarma, king of Hastinapura, and Lilavati his queen go to the 'Svayamvara' of Gunavali daughter of the king of Campa (Bhagal por) The moral of the tale is the duty of proper religious observance (Puja)'—A Journey of Litarary and Archaeological Research in Nepal and North India, 1884–85, by Cecil Bendall.

૧૦૯૪. ડૉ જ્હોન્નેસ ક્લાટે પણ માણિક્યસુદરસૂરિની સાહિત્યકૃતિઓની નોધ લીધી છે. તેઓ જણાવે છે

Merutungsuri's pupil, the Sakhacharya Manikyasundara suri, composed Gunavarma–charitra, see Bendall, Journ p 64, Sattarabhedi puja katha, Prithvichandra–charitra (See Weber, Vesz II p 175), Chatuhparvi katha (See rep 1880–1, p. 27), Malaysundari katha (Peterson, I. Rep p. 123, n. 262), Samvibhaga–Vrata–katha (Mitra, Not. VIII pp 237–8).

૧૦૯૫ પ્રો પિટર્સનની નોધ પણ અહીં ઉલ્લેખનીય છે. પોતાના સસ્કૃત હસ્તપ્રતવિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ ની પ્રસ્તાવનામા પ્રો. પિટર્સન જણાવે છે–

Manikyasundara acharya :—Corrected, in Samvat 1491, the commentary of Silaratnasuri an Merutunga's Meghaduta 3, App. p. 249. Among the books bought for Government this year is a Malayasundari charitra by Manikyasundara suri. At Weber, II. p 1067, there is a Yasodharacharitra apparently by this Manikyasundara of the Anchala gachchha. And at p. 175 a Prithvichandracharitra by the same.

૧૦૯૬. ઉપર્યુક્ત ઉલ્લેખોને આધારે માણિક્યસુંદરસૂરિનું એક ઉચ્ચ કોટિના સાહિત્યકાર તરીકેનું સ્થાન નક્કી થઈ શકે છે. પ્રો હીરાલાલ કાપડિયાએ ઠીક જ કહ્યું છે કે પૃથ્વીચંદ્રચરિત્ર ગુજરાતીમાં રચાયેલી પહેલી સવિસ્તર ગદ્યાત્મક ધર્મકથા છે, આનો ગદ્યકાદમ્બરી તરીકે 'આપણા કવિઓ'માં ઉલ્લેખ છે વિદ્વાનોના મતાનુસાર માણિક્યસુંદરસૂરિને ગુજરાતી ગદ્યના સર્જક કહેવામાં કોઈ હરકત નથી. જિનવિજયજી અને ચીમનલાલ દલાલ જેવા વિદ્વાનોએ આ કૃતિને પોતાના ગ્રંથોમા પ્રકાશિત કરીને ગુજરાતી ભાષાના ઈતિહાસની અત્યત ઉપયોગી સામગ્રી પૂરી પાડી છે. એ પછી આ કૃતિએ વિદ્વત્સમાજનુ ખૂબ જ ધ્યાન કેન્દ્રિત કર્યું છે.

૧૦૯૭. બીજી ઉલ્લેખનીય બાબત એ છે કે પૃથ્વીચદ્રચરિત્ર આદિ માણિક્યસુંદરસૂરિની કૃતિઓનુ અનેક વિદ્વાનોએ અનુસરણ કરવામાં ગૌરવ અનુભવ્યુ છે. માણિક્યસુદરસૂરિની સાહિત્ય પ્રવૃત્તિએ સૈકાઓ સુધી પોતાની દૂરગામી અસર પ્રવર્તાવી છે. ઉદાહરણાર્થે સં. ૧૬૭૯ પછી ખરતરગચ્છીય કવિવર સુરચદ્રે વિરચિત 'પદૈકવિશતિ'મા માણિક્યસુદરસૂરિના વર્ણનોની સ્પષ્ટ છાપ જોવામાં આવે છે સુરચદ્રે કરેલ મેઘવર્ણન, નૃપગુણવર્ણન, વાણીવર્ણન, શ્રાવક ગુણવર્ણન, રાજવર્ણન, દુષ્કાલવર્ણન, મહાજનબિરુદ, મંત્રીવર્ણન, ઉજ્જૈનવર્ણન, ગજવર્ણન, અશ્વવર્ણન, મોરવર્ણન, વનવર્ણન, દુષ્ટ સ્ત્રી વર્ણન, શીતકાલ વર્ણન, દેશનામ, સમવસરણ, અટવી, યુદ્ધ, ધર્મ, લક્ષ્મીવંત, નિર્ધન, શીલવર્ણન, રાવણવર્ણન, વસ્ત્રનામ, વાજિત્રનામ, ઉષ્ણકાલ વર્ણન, વસ્ત્રાલંકાર વર્ણન ઈત્યાદિ માણિક્યસુદરસૂરિની ઉક્ત કૃતિનું સ્મરણ કરાવે છે. આ દષ્ટિએ જયશેખરસૂરિની કૃતિઓની જેમ માણિક્યસુદરસૂરિની કૃતિઓના પણ અનેક અનુસરણો થયા હોઈને બન્ને–કવિ અને ગદ્યકાર તરીકે ગુજરાતી સહિત્યમાં સર્વોચ્ચ સ્થાન ભોગવે છે.

૧૦૯૮ શાલિભદ્રસૂરિ અને માણિક્યસુદરસૂરિના લખાણુ વચ્ચેનુ સામ્ય પણ અહીં વિચારવા જેવું છે. આ બન્ને ગ્રંથકારો લગભગ સમકાલીન હતા. 'ગુર્જર રાસાવલી'ના વિદ્વાન સંપાદકના શબ્દોમાં જ આ સામ્ય જોઈએ.

विराटपर्व by शालिभद्र: The language betrays the characteristics of the 15th Century OG. The Poem must have been quite popular, and the quotations by other contemporary writters also help us to fix the date of the poem. The most important quotation is that of माणिक्यचन्द्र who wrote पृथ्वीचन्द्रचरित्र, an OG. ornate prose work, in V S 1478. He quotes the following lines in his शुकराज कथा—

> देव दानव राउत राणउ दैव आगलि न को सपराणउ ।
> डंवनइ घरि जल वहिउ हरिचन्यइ भांलडी मरण लघुमुकुन्दिइ ।

These lines are in विराटपर्व :

> पांच पांडव रह्या इम नासा द्रपूदी रही थाईय दासी ।
> देव दाणव न राय न राणऊ दैव आगलि न कोइ सपराणउ ॥१६॥
>
> राम लक्ष्मण मही दुखि पाडया पांच पांडव विदेसि भमाडया ।
> डंवनइ घरि जल वहि उ हरचंदिइ भालडी मरण लघ मुकुंदिइ ॥१७॥

The last two lines of St. 16 and St. 17, are juxtaposed in the quotation, of **माणिक्यचन्द्र.**

In the prose work **पृथ्वीचन्द्रचरित्र** of **माणिक्यचन्द्र** the influence of the above lines is found in the following: **अम्हारउ ठाकुर सपराणउ तेह आगलि न कोई राय नई राणउ** । + + + +

The above quotations and quite definitely **माणिक्यचन्द्र**'s quotation in **शुकराजकथा** lead us to place the work by about the middle of the 15th Century V. S, i. e. by about 1450 V. S.–Gaekwad's Oriental Series No CXVIII,—M. C. Mody.

૧૦૯૯. ઉપર્યુક્ત ઉલ્લેખો દ્વારા માણિક્યસુંદરસૂરિની અસાધારણ પ્રતિભાનો આપણને પરિચય મળી રહે છે સાહિત્યકાર ઉપરાંત તેઓ સારા વિદ્વાન પણ હતા મેરુતુંગસૂરિ તથા જયશેખરસૂરિ જેવા પ્રતિભાસંપન્ન આચાર્યોની અસર હેઠળ ઉછરી તેમણે સાહિત્યકાર તરીકેના ગુણો વિકસાવ્યા હતા ગ્રંથકાર તેમના સમયના એક સમર્થ ગદ્યકાર હતા. તેની નોંધ અંચલગચ્છના કે જૈન શાસનના જ નહીં, સમગ્ર ગુજરાતના સાહિત્ય–ઇતિહાસમાં પણ લેવાશે મહાન સાહિત્યકાર તરીકે તેઓ ગુજરાતના રાજા શંખ પ્રભૃતિના રાજદરબારમાં ભારે ગૌરવપૂર્ણ સ્થાન પામ્યા એ વાત પણ ઓછી મહત્ત્વપૂર્ણ નથી લેખિની દ્વારા આ સન્માન પ્રાપ્ત કરનાર માણિક્યસુંદરસૂરિ કદાચ સૌ પ્રથમ અંચલગચ્છીય આચાર્ય હશે g

**માણિક્યશેખરસૂરિ**

૧૧૦૦ એ અરસામાં મેરુતુંગસૂરિના માણિક્યશેખરસૂરિ બહુશ્રુત અને પ્રખર વિદ્વાન થઈ ગયા. તેમણે દર્શનવિષયક અનેક ગ્રંથો રચ્યા છે ટીકાકાર તરીકે માણિક્યશેખરસૂરિનું નામ જૈન ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે ત્રિપુટી મહારાજે 'જૈનપરંપરાનો ઇતિહાસ' ભા ૨, પૃ ૫૩૮મા તેમજ મોહનલાલ દલીચંદ દેશાઈએ 'આત્માનંદ શતાબ્દી ગ્રંથ' પૃ. ૪૯મા, આ ગ્રંથકર્તાના સમકાલીન માણિક્યસુંદરસૂરિને એક જ ગણી લઈને ભારે મોટો ગૂંચવાડો ઊભો કરી દીધો છે અન્ય ગ્રંથકારોએ પણ એમનું અનુસરણ કરી એ બન્નેને એક જ સમજી લઈને ભ્રાંતિયુક્ત ઉલ્લેખો કર્યા છે એટલે એ અંગે સંશોધન કરવુ પ્રસ્તુત બને છે

૧૧૦૧. 'મેરુતુંગસૂરિ રાસ'માંથી માણિક્યસુંદરસૂરિ અને માણિક્યશેખર ઉપાધ્યાયનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે એ રાસરચના સમયે માણિક્યશેખર ઉપાધ્યાયપદે હતા. મેરુતુંગસૂરિએ એમને ખંભાતમાં પદસ્થિત કર્યા હતાઃ–

સિરિ માણિકશેખર જયઉએ માલ્હંતડે શ્રી ઉવઝાય પભારિ,
તિણિ અવસરિ સુહગુરુ ઠવ્યાએ માલ્હંતડે દુક્કર ચરિય સંસારિ

એમની સાથે મેરુનંદનસૂરિને પદસ્થિત કરવામાં આવ્યા હતા તેમજ તે પ્રસંગે સંઘપતિ ખીમરાજે ઉત્સવ કર્યો હતો

૧૧૦૨ માણિક્યશેખરસૂરિએ આવશ્યક નિર્યુક્તિ દીપિકાની ગ્રંથપ્રશસ્તિમાં પોતાના અન્ય ગ્રંથોનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે—પિંડનિર્યુક્તિ દીપિકા, ઓઘનિર્યુક્તિ દીપિકા, દશવૈકાલિક દીપિકા, ઉત્તરાધ્યયન દીપિકા, આચારાંગ દીપિકા અને નવતત્ત્વ વિવરણ. વિશેષમાં તેમણે જણાવ્યું છે કે એક કર્તૃત્વથી આ સર્વે ગ્રંથો સહોદરરૂપ છે. **एक कर्तृतया ग्रंथा अमी अस्या सहोदरा**। દેખીતી

રીતે જ માણિક્યશેખરસૂરિની આગમ વિષયક કૃતિઓ અને માણિક્યસુંદરસૂરિની સાહિત્યિક કૃતિઓ જુદી પડી આવે છે આ ઉપરથી બન્ને ગ્રંથકારો એક નહિ પણ ભિન્ન હતા તે સિદ્ધ થાય છે.

૧૧૦૩. માણિક્યશેખરસૂરિનાં અંગત જીવન વિશે અન્ય માહિતીઓ ઉપલબ્ધ થઈ શકતી નથી, એ દુઃખનો વિષય છે. અર્બુદાચલ પ્રદક્ષિણાના વાસા ગામના જિનાલયનાં ધાતુપંચતીર્થી ઉપર આ પ્રમાણે લેખ મળે છે—

**संवत् १५३५ वर्षे का० वदि २ बुधे श्री श्रीमाल० श्रे० रहिया भा० वारू सुत मांडणकेन भा० अछवादे सुत हांसायुतेन श्री अञ्चलगच्छे श्री माणिक्यकुञ्जरसूरीणामुपदेशेन श्रे० केल्हा सुत हावा श्रेयसे श्री सुमतिनाथ बिंबं कारितं प्रतिष्ठितं श्री संघेन।**

આ લેખમાં કહેલા માણિક્યકુંજરસૂરિ એજ માણિક્યશેખરસૂરિ સંભવે છે માણિક્યસુંદરસૂરિએ સં. ૧૪૬૩ માં શ્રીધરચરિત્ર રચ્યું હોઈને સં. ૧૫૩૫ સુધી એમની વિદ્યમાનતા સંભવી શકતી નથી કેમકે બન્ને સંવત વચ્ચે ૭૨ વર્ષનો લાંબો ગાળો પડે છે, જે આચાર્યપદપર્યાયની દૃષ્ટિએ એક જ વ્યક્તિનાં જીવનમા લગભગ અસંભવિત જ છે.

૧૧૦૪. માણિક્યશેખરસૂરિની કૃતિઓ ખૂબ જ અભ્યસનીય છે. તેમની સંક્ષિપ્ત નોંધ આ પ્રમાણે છે—

(૧) પિંડનિર્યુક્તિ દીપિકા—૨૮૩૩ શ્લોક પરિમાણ. મલયગિરિકૃત ટીકાનો માણિક્યશેખરસૂરિએ આધાર લીધો છે.

(૨) ઓઘનિર્યુક્તિ દીપિકા—સં. ૧૫૦૬ માં લખાયેલી પ્રત ઉપલબ્ધ છે. ગ્રંથપરિમાણ ૫૭૦૦ શ્લોક. જૈન ગ્રંથાવલી, પૃ ૪૦–૪૧

(૩) દશવૈકાલિક દીપિકા—પત્ર ૧૧૧ ઉપલબ્ધ, જૈન ગ્રંથાવલી પૃ ૩૬.

(૪) ઉત્તરાધ્યયન દીપિકા—આવશ્યકનિર્યુક્તિ ગ્રંથમાં ઉલ્લેખ. પ્રત અનુપલબ્ધ.

(૫) આચારાંગ દીપિકા—આવશ્યકનિર્યુક્તિ ગ્રંથમા ઉલ્લેખ પ્રત અનુપલબ્ધ.

(૬) નવતત્ત્વ વિવરણ:—આવશ્યકનિર્યુક્તિ ગ્રંથમાં ઉલ્લેખ. પ્રત અનુપલબ્ધ

(૭) આવશ્યકનિર્યુક્તિ દીપિકા—૧૧૭૫૦ શ્લોકપરિમાણ સ. ૧૪૭૧ મા રચના.

(૮) કલ્પસૂત્ર અવચૂરિ—ડૉ. બુહ્‌લરનો સાતમો રીપોર્ટ, નં ૧૯

૧૧૦૫ જૈનાગમો પર ગણ્યાંગાંઠ્યા વિદ્વાનોએ જ ટીકાઓ રચી છે, તેમાં માણિક્યશેખરસૂરિનું નામ પ્રથમ હરોળમાં મૂકી શકાય છે એમના અનુપલબ્ધ ગ્રંથોની શોધ અત્યંત આવશ્યક છે. એ ગ્રંથો પ્રકાશમાં આવેથી આ સમર્થ ટીકાકાર વિશે બહુમાન વૃદ્ધિંગત થશે એટલું જ નહી જૈનાગમો વિષયક અણમોલ ગ્રંથરત્નો પણ ઉપલબ્ધ બનશે. પ્રો. હીરાલાલ કાપડિયાની નોંધ અહીં ઉલ્લેનીય છે. તેઓ 'A History of the Canonical Literature of the Jains' નામના ગ્રંથમાં જણાવે છે કે—'It is however in 15th Century or so, that some of the commentators of Avassayanijjutti have assigned a place to it there in e. g. Jnanasagara, pupil of Devasagara and Manikyasekhara Suri, pupil of Merutunga suri.'

આ દષ્ટિએ જિનાગમોના પ્રકૃષ્ટ અભ્યાસી તરીકે ગ્રંથકર્તાનું નામ ખૂબ જ આગળ પડતુ છે. સમર્થ ટીકાકાર તરીકેનુ એમનુ પ્રદાન અત્યંત મૂલ્યવાન ગણાયુ છે તે યુક્ત જ છે.

## અન્ય શિષ્યો

૧૧૦૬. મેરુતુગસૂરિ અને જયકીર્તિસૂરિના અન્ય શિષ્યો વિશે કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'મા આ પ્રમાણે સંક્ષિપ્ત નિર્દેશ કરે છે —

દો આયારિજ મણુહરુ, ઉવઝઝાય, સત્તતહ મહત્તરુ;
થાપીય દસ રિરિપદ વરુ, ઇગ્ગિયાલઈ સુરગિ ગયા ગુરુ.
ઈણુ પરિ સવિ ગણુહર કહિયા મા, હિવ આયરિય ભણિસુ;
સિરિ પુણ્યપહુ સૂરિ ગુરો મા, જયપ્રભુસૂરિ થુભણેસુ.

* * *

સમતિ કરણુ:સિરિ સુમતિસિંહ મા, વીરસિંહસૂરિ રાઉ,
ધમ્મસિંહ સૂરિપ્પય નમુ મા, હિયઈ ધરવિ બહુ ભાઉ.
અભયદેવસૂરિ અભયકરો મા, ગુરુયઉ મેરુ સમાણુ,
પ્રજ્ઞાતિલકસૂરિ પ્રણુમિઈ મા, અતિસય તણૂ નિધાનુ
છઈ વિગઈ જિણિ પરિહારુ કિય મા, ભાનુ પાણિય સઠામિ,
જણુમણુ વછિય સંપ જઈ મા, પ્રજ્ઞાતિલુકસૂરિ નામિ
સૂરિ જિણુદ સિરિચદ પહો મા, સુહગુરો સહિ ઠાણુંકુ,
ધમ્મદેવસૂરિ સિરિતિલકઉ મા, સૂરિસરુ સોમચદ

૧૧૦૭. ઉપર્યુક્ત ઉલ્લેખ દ્વારા અન્ય આચાર્યોનાં નામો આ પ્રમાણે પ્રાપ્ત થાય છે—(૧) પુણ્યપ્રભસૂરિ (૨) જયપ્રભસૂરિ (૩) સુમતિસિંહસૂરિ (૪) વીરસિંહસૂરિ (૫) ધર્મસિંહસૂરિ (૬) અભયદેવસૂરિ (૭) પ્રજ્ઞાતિલકસૂરિ (૮) ચદ્રપ્રભસૂરિ (૯) ધર્મદેવસૂરિ (૧૦) સોમચંદ્રસૂરિ ઈત્યાદિ અન્ય આચાર્યો વિશે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ

૧૧૦૮. 'ગચ્છનાયક ગુરુરાસ'ના ઉક્ત ઉલ્લેખમાં કહેલા ચંદ્રપ્રભસૂરિ, સોમચંદ્રસૂરિનાં નામનો નિર્દેશ કેટલાક ગચ્છોની આચાર્યપરંપરા સબધી પ્રાચીન નોધમાં પણ મળે છે. તેમાં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે. **अंचलगच्छे आयरक्षितसूरि। सिंहतिलकसूरि। चन्द्रप्रभ। सोमचंद्र। सोमतिलक। मेरुतुंगसूरि॥** વિશેષમાં, તેમાં કહેલા સુમતિસિંહસૂરિ અને અભયદેવસૂરિ એ બન્ને આચાર્યો, રાજહંસકૃત દશવૈકાલિક સૂત્ર બાલાવબોધની પ્રત પુષ્પિકામાં જણાવેલી આ પરંપરાના જણાય છે—(૧) જિનચદ્રસૂરિ (૨) પદ્મદેવસૂરિ (૩) સુમતિસિંઘસૂરિ (૪) અભયદેવસૂરિ (૫) અભયસિંહસૂરિ (૬) ગુણસમુદ્રસૂરિ (૭) માણિક્યકુંજરસૂરિ (૮) ગુણરાજસૂરિ (૯) વિજયહંસસૂરિ (૧૦) પુણ્યપ્રભસૂરિ (૧૧) વાચક જિનહર્ષગણિ (૧૨) વાચક ગુણહર્ષગણિ.

## સાધ્વી સમુદાય

૧૧૦૯. મેરુતુંગસૂરિએ મહિમશ્રીને મહત્તરાપદે પ્રસ્થાપિત કર્યાં હતાં એ વિશે આપણે ઉલ્લેખ કરી

ગયા છીએ. જંબૂનગર–જંબુસરમા સાહ વરસિંધકારિત ઉત્સવથી પદમહોત્સવ થયો હતો એમ 'મેરુતુંગસૂરિરાસ' દ્વારા જાણી શકાય છે :—

શ્રી મહિમશ્રી મહત્તરા એ માલ્હંતડે થાપિયા મહત્તરા ભારિ,
સાહ વરસંધિ ઉચ્છવ કીયા એ માલ્હંતડે જંબૂ નયર મઝારિ.

૧૧૧૦ પ્રવર્તિની સાધ્વી મેરુલક્ષ્મી પણ એ સમયે જ થઈ ગયા હોવાનુ અનુમાન થાય છે. તેમણે રચેલાં બે સ્તોત્રો શીલરત્નસૂરિ કૃત ચાર સ્તોત્રોની સાથે જ ઉપલબ્ધ થતાં હોઈને સંભવત પ્રવર્તિનીજી શીલરત્નસૂરિના સમકાલીન હોય. જુઓ—'જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૯, પૃ ૧૪૦૧ પ્રવર્તિનીજીએ 'આદિનાથ સ્તવનમ્' અને 'તારગામડન શ્રી અજિતનાથ સ્તવન' રચ્યા એ સિવાય એમના સબધમાં વિશેષ કંઈ જ જાણી શકાતુ નથી. એમના સ્તવનોના અંતમા 'પ્રવર્તિની' શબ્દ હોવાથી એટલું તો સ્પષ્ટ છે કે તેઓ ગણનાયિકા અવશ્ય હતાં તેમજ એ કૃતિઓ એમની પ્રૌઢાવસ્થાની જ હતી. અનુક્રમે સાત અને પાંચ સંસ્કૃત પદ્યની પ્રસ્તુત કૃતિઓ શ્લોક પરિમાણની દૃષ્ટિએ લઘુકાય હોવા છતા પણ સરસ અને પ્રવાહપૂર્ણ છે એની ભાષા પણ પ્રાંજલ છે. પ્રથમ સ્તોત્રમાં દ્રુતવિલંબિત, વંશસ્થ, વસન્તતિલકા અને શાર્દૂલવિક્રીડિત આદિ છંદોની યોજના હોવાથી જાણી શકાય છે કે કવિયત્રી છંદ અને સાહિત્યના વિદુષી હતાં.

૧૧૧૧ આ સિવાય તત્કાલીન સાધ્વી સમુદાય વિષે જાણી શકાતુ નથી. અલબત્ત, સાધ્વી સમુદાયની બહુલતાનો નિર્દેશ તો મળે જ છે

### ખંડનમંડનાત્મક ગ્રંથો

૧૧૧૨ અંચલગચ્છનું ખંડન કરતો સૌ પ્રથમ ગ્રંથ 'અચલમતદ્લન–પ્રકરણ' તપાગચ્છીય હર્ષસેનના શિષ્ય હર્ષભૂષણ ગણિએ સં. ૧૪૮૦ મા રચ્યો. ૧૦૦૦ શ્લોક પરિમાણના આ ગ્રથમા અંચલગચ્છની વિચાર–ધારાનું ઉગ્રખંડન કરવામાં આવ્યું છે. એ પછી અનેક ખડનાત્મક ગ્રથો ઇતિહાસને પાને નોધાયા છે. પ્રો. વેલણકર 'જિનરત્નકોશ'મા આ ગ્રથ વિષે નોંધે છે કે—

'**अञ्चलमतदलनप्रकरण** (Gram 1000) a refutation of the peculiar religious doctrines of the Ancal Gaccha, composed in Sam 1480. by Harsabhusana gani, pupil of Harsasena of the Tapa Gaccha'

૧૧૧૩ આ પ્રકારના ગ્રથોમા 'અંચલમત સ્થાપન' એ નામનો ગ્રંથ અમદાવાદના ચચલબાઈ ભડારની સૂચિમા નોધાયેલ છે, પણ તે સંબંધી ઐતિહાસિક બાબત પ્રકાશમાં આવી નથી, આ ગ્રંથનું પરિશીલન આવશ્યક છે

૧૧૧૪ જીવણચંદ સાકળચંદ ઝવેરીએ પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે તૈયાર કરેલો લેખ 'જૈનોનું પ્રાચીન ગદ્ય સાહિત્ય' જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડમા પ્રકાશિત થયેલ છે તેમા 'આંચલિયા ગચ્છની ચર્ચા સબધી' મળી આવેલી ગદ્યકૃતિનું આ પ્રમાણે અવતરણ છે. 'અથ નિષ્કપતચિત્તિ, શ્રી પૂજ્યની આજ્ઞા ધરતા યિકા શ્રી પૂજ્યનઈ પ્રશ્ન કીજઈ છઈ સવત્ ૧૧૬૯ અગ્યારસિ ઉગણસત્તરિ અંચલપક્ષની ઉત્પત્તિ વિધિપક્ષ ઇસિઉં નામ સ્થાપના હવી અનેગ મુખવસ્ત્રિકા સ્થાપક સકલગચ્છ અવિધિ ચાલઈ, અવધિ પ્રરૂપઈ છઈ, અચલગચ્છીય ગીતાર્થ શુદ્ધ વિધિમાર્ગ સ્થાપક, એ આત્મીયગચ્છની વચન કલ્પના, તત્રાર્થે પ્રશ્ન એ અંચલપક્ષનુ ધર્મ ૧૧૬૯ પ્રવર્તિઉ તાં પહિલું ધમ્મ કિમ હતુ ? સ્વામીનું ધર્મ દુસમા આરા પર્યંત અવ્યવચ્છિન્ન બોલિઉ છઈ સ્વામી નઉ ધર્મ એટલા કાલ લગઈ

વિચ્છિન્ન નહીં પામઈ, તુ જે કહઈ છઈ સંવત્ ૧૧૬૯ પહિલું વિધિધર્મ ન હિંતુ. પચઈ અંચલગચ્છીય ગીતાર્થ ઉધ્ધારિઉ, વિધિપક્ષ નામ સ્થાપના કીધી તેહનઈ મહાંત દૂષણુ લાગઈ છઈ. જે વલી કિહાંઈ વિધિધર્મ વ્યવચ્છેદ પામ્યા તણા પંચાગી માંહિ અક્ષર હૂતઉ.'

ઉક્ત પ્રતમા અંચલગચ્છની ચર્ચા સબધે વિચારણા છે એ વાત અવતરણુ દ્વારા જ સિદ્ધ થાય છે, પરતુ આ વિષયમાં પણુ વિશેષ પ્રકાશ પડ્યો હોય એમ જણાતું નથી. ઉક્ત ગ્રંથનું નામ, એના કર્તા કે રચના સવત વિશે સંશોધન કરવું આવશ્યક છે. ખંડન–મડનાત્મક ગ્રંથ પ્રકારનો જ એ ગ્રંથ છે તે ચોક્કસ વાત છે.

૧૧૧૬. તપાગચ્છીય દેવસુંદરસૂરિના શિષ્ય ગુણુરત્નસૂરિએ પંદરમી શતાબ્દીમાં 'અંચલમત નિરાકરણુ' નામનો ખંડનાત્મક ગ્રથ રચ્યો આ ગ્રથ 'વાસોન્તિકા પ્રકરણુ' એવા નામથી પણુ ઓળખાય છે.

૧૧૧૭ હરિભદ્રે 'તત્ત્વબોધ પ્રકરણુ' અપરનામ 'નિજતીર્થિક કલ્પિત કુમતિ નિરાસ' નામનો ૫૦૪૦ શ્લોક પરિમાણુનો ગ્રથ રચ્યો આ ગ્રંથમાં પૂર્ણિમાગચ્છ તેમજ અચલગચ્છનું ખંડન કરવામાં આવ્યુ છે પ્રાચીન ગ્રંથસૂચિ 'બૃહટ્ટિપનિકા'માં આ ગ્રથનો ઉલ્લેખ આ પ્રમાણે છે:

**१६१ निजतीर्थिककल्पितकुमतिनिरासाऽपरनामक तत्त्वप्रबोधप्रकरणं हरिभद्रीयम् अञ्चलिकपौर्णिममतच्छित् (प्रत्यन्तरे 'छिद्रम्') ५०४० ।**

આ ગ્રંથની પ્રત અત્યારે ઉપલબ્ધ જણાતી નથી. બૃહટ્ટિપનિકામાં એ ગ્રંથનો ઉલ્લેખ હોઈને તે વિક્રમના પદરમા શતકમાં કે તે પહેલાં રચાયો હશે.

૧૧૧૮. 'આંચલિક મત ખંડન' તથા 'આંચલિક મત વિચાર' નામના ગ્રંથોની પ્રતો અમદાવાદના ડેલાના ભંડારમાં વિદ્યમાન છે. પરંતુ તે બાબત વિશેષ જાણી શકાયુ નથી. ખડનાત્મક ગ્રંથોના પ્રકારના જ એ ગ્રંથો છે

૧૧૧૯ શાંતિસૂરિના શિષ્ય અમરચંદ્રના અજ્ઞાત શિષ્યે અંચલગચ્છનુ ખંડન કરતો ગ્રંથ 'તત્ત્વપ્રબોધ પ્રકરણુ' રચ્યો. એવી જ રીતે ખરતરગચ્છીય જિનપ્રભસૂરિએ 'તપોમત કુટ્ટન' તથા ગુણવિનયે 'તપામતખંડન' અપરનામ 'ઉત્સૂત્રોદ્ઘટ્ટનકુલક ખડન' (સ. ૧૬૬૫) તથા 'અચલમતસ્વરૂપ વર્ણુન' (સ. ૧૬૭૪) આદિ ખંડનાત્મક ગ્રંથો રચ્યા એ સમયમાં જ થઈ ગયેલા ખડનપટુ ઉપાધ્યાય ધર્મસાગરે 'પ્રવચન પરીક્ષા' અપરનામ 'કુપક્ષ–કૌશિક–સહસ્રકિરણુ' (સ. ૧૬૨૯)માં તપાગચ્છનું મંડન કરીને અન્ય બધાયે ગચ્છોનું એવુ તો ઉગ્ર ખડન કર્યું કે જૈન સમાજમાં ખળભળાટ મચી ગયેલો. આથી ગચ્છાધિપતિ વિજયદાનસૂરિએ એ ગ્રથ અપ્રમાણુ ઠરાવ્યો ધર્મસાગરને બહિષ્કૃત કરવામા પણુ આવ્યા.

૧૧૨૦. આ રીતે પંદરમા શતકથી ખંડનમંડનાત્મક ગ્રથો લખવાનો પ્રારંભ થયો અને એ પછી દરેક શતાબ્દીમાં લખાયેલા આવા અનેક ગ્રથો આજે ઉપલબ્ધ છે. તપાગચ્છ અને ખરતરગચ્છના આચાર્યોએ એક બીજા ગચ્છોનું ઉગ્ર ખડન કર્યું. અન્ય ગચ્છોએ અંચલગચ્છનુ પણુ ઉગ્રતાપૂર્વક ખંડન કર્યું, પરતુ અચલગચ્છના કોઈ આચાર્યે આજ દિવસ સુધી કોઈ ગચ્છનું ઉગ્રતાપૂર્વક ખડન કરતો એકે ગ્રંથ રચ્યો નથી આ ગચ્છના આચાર્યો નિષેધાત્મક પ્રવૃત્તિથી સર્વથા અલિપ્ત જ રહ્યા છે. એ હકીકત જૈન શાસનના ઈતિહાસમાં ખાસ નોંધ લેવા જેવી છે

૧૧૨૧. કોઈ પટ્ટાવલીમાં ૧૩ મી શતાબ્દીમાં 'સ્તનપક્ષગચ્છ' અગેનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. વાસ્તવિકમા અચલગચ્છને વિડંબનાપૂર્વક આ નામાતરથી સૂચિત કરવામા આવેલ છે. ૧૮ની શતાબ્દીમાં

થયેલા યશોવિજયના નામે ચડેલાં ' કુમતિ ખંડન—૧૦ મત સ્તવન 'માં પણ એવું જ છે·—' પુન્ય વિહૂણા પુનમીઆ, ખર સરીખા ખરતર ' ઇત્યાદિ. તત્ત્વજ્ઞ પુરૂષોને પણ ગચ્છાંધ અનુયાયીઓએ સંકુચિત અને અનિષ્ટ પ્રવૃત્તિમા સંડોવ્યા છે !

આમ છતાં આવાં નામાંતરથી કે અયોગ્ય વિશેષણોથીયે આ ગચ્છના આચાર્યોએ કોઈ અન્ય ગચ્છને સંબોધ્યા નથી, હલકા પાડવાનો પ્રયાસ સુદ્ધા કર્યો નથી, પછી ખંડનાત્મક ગ્રંથનો તો પ્રશ્ન જ ક્યાં રહ્યો ? આ ગચ્છનું સમદર્શી વલણ ખરેખર, જૈન ઇતિહાસમાં વિશેષ નોંધ માંગી લે એવું પ્રશસ્ય છે. ખંડનપટુ ધર્મસાગર પ્રભૃતિ સ્વગચ્છાંધ પ્રતિપાદકોની વિદ્વત્તા વિશે બે મત નથી. પરંતુ પાંડિત્ય, વિદ્યાભ્યાસંગ અને બહુશ્રુતત્વ, એ બધું ઉપયોગી હોવા છતાં જીવનમાં એના કરતાયે ઉચ્ચતર સ્થાન નિષ્પક્ષ દૃષ્ટિ અને સ્વ કે પર ગચ્છ, પંથ યા સંપ્રદાયનો ભેદ રાખ્યા સિવાય દરેકમાંથી ગુણ તારવવાની દૃષ્ટિ, તેમજ પોતાના પંથના ન હોય એવા વિશિષ્ટ વિદ્વાનો અને સાધકો પ્રત્યે સમજદારનું સબહુમાન ધ્યાન ખેંચાય એવી નિરુપણ શૈલીનું છે. આજે પણ એક શાસનમાંજ નહીં એક ગચ્છમાં પણ અનૈક્યતાનું કલુષિત વાતાવરણ નીરખાય છે તે ધર્મસાગર જેવા સ્વમત દુરાગ્રહીઓનો જ અનીવાર્ય વારસો છે ! સામાન્ય રીતે દાર્શનિક પરંપરાના બધા જ મોટા વિદ્વાનો પોતાથી ભિન્ન એવી પરંપરા, અથવા તો પોતાની પરંપરાની અંદરની પ્રતિસ્પર્ધી ગચ્છ જેવી શાખાઓ પ્રત્યે અથવા તેનાં મંતવ્યો કે આચાર્યો પ્રત્યે પહેલેથી લાઘવબુદ્ધિ અને ક્યારેક ક્યારેક અવગણના વૃત્તિ પણ કેળવતા અને પોષતા આવેલા. અંચલગચ્છના આચાર્યો એ કથન માટે અપવાદ રૂપ જણાય છે. પોતે પોતાના ખંડનીય પ્રતિપક્ષના પુરસ્કર્તાને માટે અપમાનસૂચક શબ્દ પણ યોજતા નથી, એ દર્શાવે છે કે આ ગચ્છની આંતરિક ભૂમિકા ગુણગ્રાહી તટસ્થતાપૂર્ણ છે. આ ભૂમિકા જ સંશોધનના રાજમાર્ગે સૌને વાળી શકે.

### શાસનદેવીની કૃપા

૧૧૨૨. ભીમશી માણેક પટ્ટાવલીમાં નોંધે છે કે—મેરુતુંગસૂરિએ શાસનદેવીનાં પ્રત્યક્ષ આવાગમનનો નિષેધ કર્યો હતો, કિન્તુ જયકીર્તિસૂરિએ દેવીને પ્રત્યક્ષ કરવા માટે શત્રુંજયગિરિ પર ઘણાં વર્ષો સુધી આયંબિલ તપ કર્યું. દેવી મધ્ય રાત્રિએ પ્રગટ થઈને કહેવા લાગી કે-' હું તમારી પાસે આવીશ, પણ તમે મને ઓળખશો નહીં.' એમ કહી દેવી અદૃશ્ય થઈ. બીજે દિવસે પ્રભાતે ખંભાતથી સંઘ આવ્યો. તેમાં દેવીએ શ્રાવિકાનું રૂપ ધારણ કરી સુવર્ણમુદ્રામિશ્રિત પૌંઆ વહોરાવીને ગુરુના મનોરથ પૂર્ણ કર્યા.

૧૧૨૩. મુનિ લાવણ્યચંદ્રકૃત ' વીરવંશાનુક્રમ ' નામની પટ્ટાવલીમાં પણ એને મળતો નિર્દેશ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે:

> योध्यानोग्र तपोबलाद् गुरुर्निषिद्धामप्यभीत्वासुरीं ।
> दीनारान् शुचि तंदुलान् सुगुरवे दत्वा तिरोधात्सुरी ॥
> श्राद्धानुज्वल चेतसोमित महाभाग्या भविष्यत्यतो ।
> श्रासीच्छ्री जयकीर्तिसूरि गणयः सो भूत्प्रभावोत्धुरः ॥ ३६ ॥

૧૧૨૪. ઉક્ત પ્રમાણને આધારે જાણી શકાય છે કે ' ધ્યાન અને ઉગ્ર તપના પ્રભાવથી ગુરુમહારાજે નિષેધ કરેલી દેવી ભય ન પામીને પવિત્ર તંદુલ અને દીનાર–સોનામહોરો આપીને અંતર્ધ્યાન થઈ.' દેવીએ આચાર્યને વચન આપ્યુ કે ' ઉજ્જવળ ચિત્તવાળા અને અપરિમિત ભાગ્યવાળા શ્રાવકો થશે. ' આ ઉલ્લેખ ભીમશી માણેકની પટ્ટાવલીથી જુદો તો પડે જ છે, કિન્તુ તે દ્વારા જયકીર્તિસૂરિના પ્રભાવનો

પરિચય તો મળી જ રહે છે ધ્યાન અને ઉગ્ર તપના પ્રભાવથી શાસનદેવી સંતુષ્ટ થાય અને ઈચ્છિત વચન પણ આપે તે વાત પ્રાચીન પટ્ટાવલીકારોની પ્રસંગનિરૂપણની સર્વમાન્ય શૈલીને અનુરૂપ જ છે. ગચ્છનાયકોના લોકોત્તર પ્રભાવને નિરૂપવામાં પ્રાચીન ગ્રંથકારોએ લૌકિક મૂલ્યોનો આધાર તો લીધો જ હોય છે. આ બધું તાત્ત્વિક દૃષ્ટિએ ખૂબ જ વિચારણીય છે. ચરિત્રનાયકોની મહત્તા વધારવાના ઉત્સાહમાં આવું ઘણી વાર બનતું હોય છે. અલબત્ત, આપણને તો આવા ઉલ્લેખોમાંથી ઉપસી આવતા ચરિત્રનાયકના લોકોત્તર પ્રભાવને જ દૃષ્ટિબિન્દુમાં રાખવાનો છે. સમાજમાં અત્યંત આદરણીય ગણાયેલી વ્યક્તિઓ માટે અનુશ્રુતિના સ્વભાવગત નિયમાનુસાર આવી દૈવી વાતો, ચરિત્રનાયકના ઊર્ધ્વગામી જીવનને યથેષ્ટ ચીતાર આપવા કે એમનાં જીવનને માનવથી ઉચ્ચ સ્તર પર મૂકવા કર્ણોપકર્ણ વણાઈ ગયેલી નીરખાય છે.

## જયકીર્તિસૂરિના પ્રતિષ્ઠા લેખો

૧૧૨૫ જયકીર્તિસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાકાર્યો થયા હોવાનાં પ્રમાણો ઉત્કીર્ણિત મૂર્તિલેખો કે શિલાલેખો પૂરા પાડે છે. એ બધા ઉપલબ્ધ લેખોની સંક્ષિપ્ત નોંધ આ પ્રમાણે છે—

૧૪૭૩ વૈશાખ વદિ ૭, શનિવારે શ્રીમાલ જ્ઞાતીય શ્રેષ્ઠી દેદા તથા તેની ભાર્યા મચૂના પુત્ર સંઘવી ખીમાએ પોતાની ભાર્યા ખેતલદે મુખ્ય વહુ પુત્ર સગ્રામ સહિત, સ્વશ્રેયાર્થે શ્રી ધર્મનાથબિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૭૬ (૧) માગશર સુદી ૧૦ રવિવારે ઉશ જ્ઞાતીય સા. ભડા ભા. રામી, પુત્ર સા. ખીમા ભા. રૂડી સુત સા. નામસિંહ ભા. મટકૂ. ભાર્યા નામલદે પુત્ર રત્નપાલ સહિત, સકલ કુટુંબ શ્રેયાર્થે શ્રી મુનિસુવ્રતસ્વામી બિંબ પ્રમુખ ચોવીશી કરાવી તેની પ્રતિષ્ઠા સૂરિદ્વારા કરવામાં આવી

(૨) વૈશાખ વદિ ૧, શનિવારે ઉકેશવંશે વ્યવ ચાહડ સુત આસપાલ સુત કૂંતા સુત મંત્રી ચરકા ભા પાલ્હણદે, તેમના પુત્ર મં. કોહા, મ નોડા, મ ખીદાએ પોતાનાં માતપિતાના શ્રેયાર્થે ચોવીશી જિનપટ્ટ કરાવ્યું.

(૩) એજ દિવસે મ. ચડકા સુત મ. રાજાએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૮૧ (૧) માઘ સુદી ૫, સોમવારે ઉકેશવંશે સા પૂના ભા. મેચૂ તેમના પુત્ર સા સોમલ શ્રાવકે પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ કરાવ્યુ, તથા તેની પ્રતિષ્ઠા સુશ્રાવક પ્રવરે કરી.

(૨) ફાગણ વદિ ૬, ગુરુવારે..... સુત લાખા ભા. ઝબકુ ..સૂલેસરિ સુત મેરાં, લખમણ, ધનપાલ સહિત ...શ્રી શાતિનાથ બિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી

(૩) વૈશાખ વદિ ૮, શુક્રવારે ઉકેશવંશે મણી સા. પાસડ ભા. પાલ્હણદેવી સુત સા. સિવાએ સા સિંધા પ્રમુખ પોતાના ચાર ભાઈઓ સહિત સ્વશ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ કરાવ્યું તથા સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૮૨ ફાગણ. ...રવિવારે ઉકેશ જ્ઞાતીય સંઘવી સહકલ ભા......ણ શ્રી આદિનાથ બિંબ કરાવી તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૮૩ (૧) દ્વિતીય વૈશાખ વદિ ૫, ગુરુવારે શ્રીમાલ જ્ઞાતીય મહાજનીય મહં. સાંગા ભાર્યા સુહડાદે પુત્ર નીબાએ પોતાના પિતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ કરાવ્યું તથા તેની સંઘે પ્રતિષ્ઠા કરી.

(૨) એજ દિવસે પ્રાગ્વાટ જ્ઞાતીય વ્ય ખીમસી ભા. સારૂ પુત્ર વ્ય. જેસાએ પુત્ર વીકન, આસા સહિત શ્રી મુનિસુવ્રત બિંબ કરાવ્યું તથા તેની સંઘે પ્રતિષ્ઠા કરી.

(૩) વૈશાખ વદિ ૧૩, ગુરુવારે એશવંશીય ઠુલ્લડગોત્રીય સાહ લખમસી, સાહ ભીમલ, સાહ દેવલ, સાહ સારંગ, સાહ ઝાઝા ભાર્યા બાઈ મેઘૂ સાહ પૂંજા, ભજાએ જીરાવલા તીર્થની ૨૮મી દેવકુલિકા કરાવી

(૪) એજ દિવસે, એજ કુટુંબના સાહ લખમસી, સાહ ભીમલ, સાહ દેવલ, સાહ સારંગ સુત સાહ દોસા ભાર્યા લખમાદે, સાહ ચાપા, સાહ ડૂંગર, સાહ મોખાએ જીરાવલા તીર્થની ૨૯ મી દેવકુલિકા કરાવી.

(૫) એજ દિવસે, એજ કુટુંબના સા સારંગ ભાર્યા પન્નાપદે પુત્ર દોસા ભાર્યા લખમાદે સા. ચાંપા સા. ડૂંગર સારંગ સુત સા. ઝાઝા ભાર્યા કઉતિગદે પુત્ર પૂંજાએ જીરાવલા તીર્થની ૨૯ મી દેવકુલિકા કરાવવામા સહાય કરી.

(૬) એજ દિવસે, પાટણના વતની ઓશવાળ જ્ઞાતીય મીઠડિયા સા સંગ્રામ સુત સા. લખમણ સુત સા. તેજા ભાર્યા તેજલદે, તેમના પુત્રો સા ડીડા, સા ખીમા, સા ભૂરા, સા કાલા, સા ગાંગા, સા. ડીડા સુત સા નાગરાજ, સા કાલા સુત સા પાસા. સા. જીવરાજ, સા. જિણદાસ, સા. તેજા, દ્વિતીય ભ્રાતા સા નરસિંહ ભાર્યા કઉતિગદે, તેમના પુત્રો સા. પાસદત્ત, સા દેવદત્તે જીરાવલા તીર્થની ૩૦મી દેવકુલિકાદિ ત્રણ કુલિકાઓ કરાવી

(૭) એજ દિવસે એજ કુટુંબના સા સંગ્રામ સુત સા સલખણ સુત સા. તેજા ભાર્યા તેજલદે, તેમના પુત્રો સા ડીડા, સા. ખીમા, સા ભૂરા, સા કાલા, સા ગાંગા, સા. ડીડા સુત સા. નાગરાજ, સા કાલા સુત સા. પાસા સા. જીવરાજ, સા જિણદાસ, સા. તેજા દ્વિતીય ભ્રાતા સા નરસિંહ ભાર્યા કઉતિગદે, તેમના પુત્રો સા. પાસદત્ત, સા. દેવદત્તે જીરાવલા તીર્થમાં ૩૧ મી દેવકુલિકાદિ ત્રણ દેવકુલિકાઓ કરાવી

(૮) એજ દિવસે, એજ કુટુંબના સા. સંગ્રામ સુત સા. સલખણ સુત સા તેજા ભાર્યા તેજલદે, તેમના પુત્રો સા. ડીડા, સા. ખીમા, સા ભૂરા, સા. કાલા, સા ગાંગા, સા. ડીડાસુત સા નાગરાજ, સા. કાલા સુત સા 'પાસા, સા જીવરાજ, સા જિણદાસ, સા, તેજા; દ્વિતીય ભ્રાતા સા. નરસિંહ ભાર્યા કઉતિગદે, તેમના પુત્રો સા. પાસદત્ત, સા દેવદત્તે જીરાવલા તીર્થમા ૩૧મી દેવકુલિકા સહિત ત્રણ દેવકુલિકાઓ કરાવી સા ડીડા સુત સા નાગરાજ ભાર્યા નારંગદેના આત્મકુટુંબ શ્રેયાર્થે દહેરી કરાવી.

(૯) એજ દિવસે, એજ કુટુંબના સા નરસિંહ.... શ્રાવિકા રૂડીએ આત્મશ્રેયાર્થે જીરાવલા તીર્થની ૩૩મી દેવકુલિકા કરાવી

(૧૦) એજ દિવસે, એજ કુટુંબના સા. તેજા ભાર્યા તેજલદે, તેમના પુત્રો, સા. ડીડા, સા. ખીમા, સા ભૂરા, સા કાલા સુત સા. પાસા, સા. જીવરાજ, સા. જિણદાસ, સા. ખીમા ભાર્યા ખીમાદેએ આત્મકુટુંબ શ્રેયાર્થે જીરાવલા તીર્થની ૩૫ મી દેવકુલિકા કરાવી

(૧૧) એજ દિવસે, શ્રીમાલ જ્ઞાતીય, ખંભાતના વતની પરીખ અમરા ભાર્યા માઉ, તેમના પુત્રો પરીખ ગોપાલ, પરી. રાઉલ, પ દોલા ભાર્યા હચકૂ પુત્ર સા પૂના ભાર્યા ઉંદી, પરી, સોમા,

પ રાઉલ સુત ભોજા, પ. મોમા સુત આસા, હચ્ચૂએ આત્મશ્રેયાર્થે જીરાવલા તીર્થની ૩૬ મી દેવકુલિકા કરાવી

૧૪૮૪ (૧) વૈશાખ સુદી ૨, શનિવારે શ્રીમાલી મંત્રી સિંહા ભા૦ સીગારદે સુત વાછાએ ભા૦ રાજૂ તથા પુત્રો મહિરાજ, જોગા પ્રમુખ કુટુંબ સહિત સ્વશ્રેયાર્થે શ્રી સુપાર્શ્વનાથબિંબ ભરાવ્યું તથા સંઘે પ્રતિષ્ઠા કરી.

(૨) વૈશાખ સુદી ૩ ને દિવસે ઉક્ત મંત્રી સિંહાએ ભા૦ ચમકૂ સુત નરસિંહ ભાર્યા લહકૂએ આત્મશ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ કરાવ્યું

૧૪૮૬ વૈશાખ સુદી ૨, સોમવારે ઉકેશવંશીય સા૦ તેજા ભાર્યા તેજલદે પુત્ર સા૦ નાથા સુશ્રાવકે પોતાના પિતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું અને સંઘે તેની પ્રતિષ્ઠા કરી

૧૪૮૭ (૧) પોષ સુદી ૨, રવિવારે પ્રાગ્વાટ જ્ઞાતીય, દાન્ત્રયવાસી સા૦ ભાડા સુત સા૦ ઝામટ ભાર્યા .. . એ જીરાવલા તીર્થની ૬૬ી દેવકુલિકા કરાવી.

(૨) માઘ સુદી ૫, ગુરુવારે શ્રીમાલ જ્ઞાતીય શ્રે૦ વીરધવલ ભા૦ વીજલદે સુ૦ ભૂભવે ભા૦ ભાભલદે પ્રમુખ કુટુંબ સહિત સ્વપુણ્યાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૩) એ જ દિવસે શ્રીમાલ જ્ઞાતીય ભા૦ ચાંપલદે સુત ડામરે સ્વપુણ્યાર્થે શ્રી ધર્મનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી

૧૪૮૮ કાર્તિક સુદી ૩, બુધવારે નાગર જ્ઞાતીય પરીખ ધાધાએ ભા૦ આલ્હણદે પુત્ર હાપા શ્રેયાર્થે શ્રી અભિનંદનબિંબ ભરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી

૧૪૮૯ (૧) પોષ સુદી ૧૨, શનિવારે ઉકેશ જ્ઞાતીય સં૦ મંડલીક પુ૦ ઝાઝણ ભા૦ મોહણદે પુ૦ નીસલ ભા૦ નાયકદેએ શ્રી શ્રેયાંસનાથબિંબ ભરાવ્યું અને સૂરિએ પ્રતિષ્ઠા કરી

(૨) માઘ સુદી ૫, સોમવારે ઉકેશ વંશીય સા૦ પૂના ભા૦ મચૂના પુત્ર સા૦ સામલ શ્રાવકે સ્વશ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું અને શ્રાવક પ્રવરે તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૯૦ (૧) માઘ સુદી .પક્ષે ઓસવંશીય કચ્છગ જ્ઞાતીય સા૦ અછઆ સુત સા૦ જેસા ભાર્યા જાસૂ પુત્ર પોમા, સાણા આદિએ શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવ્યું અને સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

(૨) વૈશાખ સુદી ૩, સોમવારે શ્રીમાલ મંત્રી વાકા ભાર્યા રાજૂ શ્રાવિકાએ મં૦ મહિરાજ અને જોગાની જનનીના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યું અને સુશ્રાવકે તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૯૧ (૧) માઘ સુદી ૫, બુધવારે ઉકેશવંશીય સં૦ ગોપા ભા૦ સાધૂની પુત્રી રમાઈ શ્રાવિકાએ નિજ શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સકળ સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૨) જેઠ વદિ ૫, શુક્રવારે ઉકેશ જ્ઞાતીય, લાલણ ગોત્રી શ્રે૦ ડુંગર ભાર્યા પૂરી, પુત્ર સોમાએ ભાર્યા ભીમણા સહિત સ્વશ્રેયાર્થે શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૯૩ (૧) માઘ સુદી ૫, શુક્રવારે ઉકેશ જ્ઞાતીય જેસા ભાર્યા અમરી પુત્ર મેલાએ પોતાનાં માતા-પિતાના શ્રેયાર્થે જિનબિંબ ભરાવ્યું.

(૨) ફાગણ વદિ ૧૧, ગુરુવારે પ્રાગ્વંશીય સા૦ ખેતા ભા૦ ઊમાદે, સુત ધરણે શ્રી શીતલનાથ-બિંબ ભરાવ્યું.

૧૪૯૪ માહ સુદી ૧૧ ઓસવંશીય કાલ્હણસિંહ સુત કોવાપાએ શ્રી નેમિનાથબિંબ ભરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૯૫ જેઠ સુદી ૧૪, ઓસવંશીય સા૦ વકુજા ભાર્યા વકુજલદે પુત્ર સા૦ વીરાએ સ્વશ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યુ.

૧૪૯૬ ફાગણ સુદી ૨, શુક્રવારે શ્રીમાલ જ્ઞાતીય મંત્રી કડૂયા ભાર્યા ગઉરી પુત્ર શ્રે૦ પર્વત ભા૦ અમરી સહિત સ્વમાતુ શ્રેયાર્થે શ્રી શીતલનાથબિંબ ભરાવ્યું, રત્નસિંહસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૯૮ (૧) પોષ સુદી ૧૨, શનિવારે ઉકેશવંશે વ્ય૦ સં૦ મંડલિક પુ૦ ઝાંઝણ ભા૦ મોહણદે પુ૦ નિસલ ભા૦ નાયકદેએ શ્રી શ્રેયાંસનાથબિંબ ભરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

(૨) ફાગણ સુદી ૨, શુક્રવારે શ્રીમાલ જ્ઞાતીય શ્રે૦ કડૂયા ભાર્યા ગઉરી પુ૦ શ્રે૦ પર્વત ભા૦ અમરી સહિત સ્વમાતુ શ્રેયાર્થે શ્રી શીતલનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૩) ફાગણ સુદી ૭, શનિવારે શ્રીમાલી જ્ઞાતીય વ્ય૦ મૂંટા ભા૦ સૂહવદે સુ૦ દેવસી ભા૦ હીરાદે તથા માલ્હણદે શ્રાવિકાએ શ્રી સુમતિનાથબિંબ સ્વશ્રેયાર્થે ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૪૯૯ (૧) કાર્તિક સુદી ૧૨ સોમવારે પ્રાગ્વંશીય વૃદ્ધ શાખીય દ્રોણ ગોત્રીય સા૦ સોલા પુ૦ સા૦ ખીમા, પુત્ર સા૦ ઉદયસિ પુ૦ સા૦ લડા, પુ૦ ઝાંબટ ભા૦ માલ્હદે પુ૦ સા૦ પારા, સા૦ પહિરાજે નિજશ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૨) વૈશાખ વદિ ૫, ગુરુવારે શ્રીમાલ જ્ઞાતીય સા૦ પરબત પુત્ર સા૦ હરપતિ જયસિંહ ભ્રાતા, કુડી શાખીય, પોતાના વડિલ બંધુ સિંધ ભા૦ ગાગી શ્રેયાર્થે શ્રી શાંતિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૪... (૧) જેઠ સુદી ૫ ને દિવસે ઉકેશવંશે મોટા ભાર્યા વહિણદે પુત્ર રામા ભાર્યા રાહલદે સહિત શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યું અને પ્રતિષ્ઠા કરાવી.

૧૫૦૧ (૧) પોષ વદિ ૯, શનિવારે સા૦ કાલૂ ભા૦ કમલાદે, સુત સા૦ હરિસેને પત્ની માલ્હણદે શ્રેયાર્થે શ્રી અજિતનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૨) ફાગણ સુદી ૧૨, ગુરુવારે શ્રીમાલી વંશીય શ્રે૦ ધર્મા ભાર્યા ડાહી પુત્ર વેલા, અગીયા, સૂરા ભ્રાતા સહિત શ્રે૦ સાઈયાએ શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૩) એ જ દિવસે ઉકેશવંશીય મં૦ ગોપા ભાર્યા મેલૂ પુત્ર મં૦ જાવડ શ્રાવકે ભાર્યા સંપૂરી સહિત શ્રી ધર્મનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરી

૧૧૨૬. ઉપર્યુક્ત પ્રતિષ્ઠા લેખોની નોંધો પરથી જાણી શકાય છે કે ગચ્છનાયકપદે અલંકૃત થયા પછી જયકીર્તિસૂરિના લગભગ પ્રત્યેક વર્ષના પ્રતિષ્ઠા લેખો ઉપલબ્ધ બને છે. બીજા લેખોની શોધ પણ કરવી રહી. છેલ્લા ત્રણ લેખોમાં નોંધાએલુ સં. ૧૫૦૧નુ વર્ષ વિચારણીય છે. કેમકે સં. ૧૫૦૦ માં જયકીર્તિસૂરિ પરલોકવાસી થયા છે. પ્રતિષ્ઠા લેખો પરથી બીજી એક વાત તરફ પણ આપણુ ધ્યાન કેન્દ્રિત થાય છે અને તે એ કે આ ગચ્છનાયક જ્યાં જ્યાં ગયા હશે ત્યાં ત્યાં ધર્મભાવનાની ભરતી ભાવુક હૃદયમાં ઉછળતી, તેઓ ધર્મકાર્યોમાં સતત પ્રવૃત્તિશીલ રહ્યા. ગચ્છાધિપતિની ભારે ફરજોને દૃષ્ટિમાં રાખતાં જયકીર્તિસૂરિની આ સિદ્ધિ ખરેખર, અસાધારણ જ ગણાય. જીરાવલા પાર્શ્વનાથ તીર્થની કેટલીક દેવકુલિકાઓ એમના ઉપદેશનું જ પરિણામ છે. જીરાવલા પાર્શ્વનાથ તીર્થના વિકાસમાં અંચલગચ્છીય

આચાર્યોનો કેવો મોટો હિસ્સો હતો એ વાતની પ્રતીતિ એ દ્વારા થાય છે. એમના પ્રતિષ્ઠા લેખો દ્વારા એમના શ્રાવકગણ વિશે અનેક માહિતીઓ ઉપલબ્ધ બને છે. ઓશવંશીય, દુધડશાખીય સાહ લખમશી, સાહ ભીમસ, સાહ દેવલ, સાહ સારંગ આદિ બંધુઓએ દેવકુલિકાઓ અને વાવ આદિ કરાવ્યાં. ખંભાતના વતની, શ્રીમાલી જ્ઞાતીય પરીખ કુટુંબે પણ એક દેવકુલિકા બંધાવી. ઓશવાળ જ્ઞાતિના મીઠડિયા શાખીય કુટુંબે ત્યાં ત્રણ દેવકુલિકાઓ બંધાવી. તેઓ પાટણના વતની હતા. શિલાલેખોમાંથી આ કુટુંબનું વંશવૃક્ષ આ પ્રમાણે મળી આવે છે. .—




૧૧૨૭. ઉપર્યુક્ત બાબતો ઉપરાંત બીજી પણ અનેક માહિતીઓ જયકીર્તિસૂરિના પ્રતિષ્ઠા લેખો દ્વારા પ્રાપ્ત થાય છે.

## ગ્રંથકાર જયકીર્તિસૂરિ.

૧૧૨૮. જયકીર્તિસૂરિએ કેટલાક ગ્રંથો પણ રચ્યા છે. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે એમણે ઉત્તરાધ્યયનસૂત્ર, ક્ષેત્રસમાસ તથા સંગ્રહણી ગ્રંથો પર ટીકાઓ રચી છે. ઉત્તરાધ્યયનસૂત્રટીકા ઉપલબ્ધ છે. આ ટીકાની પ્રશસ્તિમાં ગ્રંથકર્તા જણાવે છે :—

**संशयांधतमसापहारिणी । सत्प्रकाश परमोपकारिणी ॥**
**उत्तराध्ययनदिपीकाचिरं । प्रथ्यतां मुनिजनैर्निरंतरं ॥ १ ॥**
**गच्छाधिपः श्री जयकीर्तिसूरीश्वरो विधिपक्षगण प्रहृष्ट. ॥**
**सद्भाव सारः परमार्थहेतुमकृतप्तवान् पुस्तकरत्नमेतत् ॥ २ ॥**

૧૧૨૯ જયકીર્તિસૂરિકૃત "પાર્શ્વદેવસ્તવન" પણ ઉપલબ્ધ છે ભુજંગી છંદમાં રચાયેલી આ પ્રાચીન પદ્યકૃતિમાં ૧૨ કડિકાઓ છે. ૧૧મા પદ્યમાં કવિ પોતાના ગુરુ મેરુતુંગસૂરિનો આ પ્રમાણે ઉલ્લેખ કરે છે : 'મેરુતુંગ ગુરુ વાણિ સુમાડી' જુઓ 'જૈન સ્તોત્ર સંદોહ', પૃ. ૧૨૯–૩૮, જયકીર્તિસૂરિને એમના ગુરુ મેરુતુંગસૂરિ અને દાદા ગુરુ મહેન્દ્રપ્રભસૂરિની જેમ શ્રી પાર્શ્વનાથ પ્રભુ પર અનન્ય આસ્થા હતી એમ પણ આ કૃતિથી સૂચિત થાય છે.

૧૧૩૦. જયકીર્તિસૂરિના અન્ય ગ્રંથોની ઉપલબ્ધતા વિશે જાણી શકાતું નથી. ગ્રંથોની નામાવલી

પરથી જ સ્પષ્ટ થાય છે કે તેઓ આગમ ગ્રંથોના નિષ્ણાત બહુશ્રુત વિદ્વાન હશે. ગચ્છનાયક તરીકેની ભારે ફરજો બજાવવા ઉપરાંત, જયકીર્તિસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠા કાર્યો થયાં છે. ધર્મકાર્યોમાં તેઓ અત્યંત પ્રયત્નશીલ હોવા છતાં, તેમણે ગ્રંથરચના માટે પણ ઘણો સમય ફાળવ્યો હતો, જે દ્વારા એમની વિદ્યાપ્રિયતા સૂચિત થાય છે.

૧૧૩૧ માણિક્યસુંદરસૂરિ કૃત 'ગુણવર્મચરિત્ર'ની એક પ્રત સં. ૧૪૮૭ના પોષ સુદી ૭ને બુધવારે અણહિલ્લપુર પાટણમાં જયકીર્તિસૂરિને વહોરાવવામાં આવી એ વાતનો નિર્દેશ પણ અહીં પ્રસ્તુત છે. સા. નાગડના પુત્ર સા. આકાએ, ભાર્યા જીવિણી, ભાઈ લિંબા, પુત્ર રાજા પ્રમુખ પરિવાર સહિત ઉક્ત પ્રત મહ. કર્માદ્વારા લખાવી અને આચાર્યને વહોરાવી એમ પ્રતપુષ્પિકા દ્વારા સૂચિત થાય છે. જુઓ —

**संवत् १४८७ वर्षे पोष शुदि ७ बुधे श्री अणहिल्लपत्तने सा० नागड सु० शा० आका श्रावकेण भार्या जीविण भ्रातृ लिंबा पुत्र राजा प्रमुख परिवार सहितेन सप्तदशभेद-पूजा कथा लेखयित्वा श्री अञ्चलगच्छे श्री मेरुतुंगसूरीन्द्र पट्टपयोनिधिचन्द्र श्री गच्छेश श्री जयकीर्तिसूरीश्वर गुरुणां प्रदत्ता । वाच्यमानाश्चिरं नन्दतु । यादृशं पुस्तके दृष्टा तादृशं लिखितं मया । यदि शुद्धमशुद्धं वा मम दोषो न दीयते ॥ श्रीः । मह० कर्म्मा लिखितम् ॥ श्री ॥**

**સ્વર્ગગમન.**

૧૧૩૨. સં. ૧૫૦૦મા સડસઠ વર્ષની ઉમરે અંચલગચ્છના આ પ્રતિભાસપન્ન અને યશસ્વી પટ્ટધર જયકીર્તિસૂરિનું પાટણમાં સ્વર્ગગમન થયું. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યુ છે કે તેઓ ચાંપાનેર નામના નગરમાં સ્વર્ગસ્થ થયા પટ્ટાવલીનું આ વિધાન અસ્વીકાર્ય છે. જયકીર્તિસૂરિ ચાંપાનેરમા નહીં પરંતુ પાટણમાં સ્વર્ગસ્થ થયા હતા મુનિ લાખા ગુરુપટ્ટાવલીમાં નિર્વાણસ્થળ તરીકે પાટણનો જ ઉલ્લેખ કરે છે. ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં પણ એ પ્રમાણે જ છે :-

પનરસ સિરિ પય સંપય કાઉણું ભુયલમ્મિ વિહરંતો,
પણુ દહ સએય વરિસે પટ્ટણ નયરમ્મિ સગ્ગિ ગઓ. ૨૦૨.

૧૧૩૩. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અંચલગચ્છ – અપરનામ વિધિપક્ષગચ્છ – પટ્ટાવલી (વિસ્તૃત વર્ણનરૂપા)'મા પણ જયકીર્તિસૂરિનું સ્વર્ગગમન સ. ૧૫૦૦માં પાટણમાં થયું હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. ઉક્ત પટ્ટાવલીની સમગ્ર નોંધ આ પ્રમાણે છે—'૫૯ ઓગણસાઠમિં પાટે શ્રી જયકીર્તિસૂરિ. તિમિરપુર નગરી. ભુપાલ સેઠ, ભરમાદે ભાર્યા, પુત્ર વીત્રા ચઉદ ત્રેતીમેં જન્મ. સવત્ ચઉદ ત્રેતાલે દીક્ષા. સંવત્ ઓગણોતેરે આચાર્યપદ સ્થંભતીર્થે ચઉદ ત્રીહોત્તેરે ગચ્છનાયકપદ પાટણ નગરી ૧૫૦૦ નિર્વાણ. એવં સર્વાયુ વર્ષ ૬૭'

૧૧૩૪ કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુરાસ'મા જયકીર્તિસૂરિના ગુણો વિશે સુંદર પ્રકાશ પાડે છે. એમના જ શબ્દોમાં તે જોઈએ :—

દસ મિહ ધમ્મ પયાસ ગરે, થિર થાપઈ જિણ ભાણ;
જિણ સાસણ ઉદ્યોત કરો, પુહવિહિ પયડ પ્રમાણ.

અમીય વાણિ વક્ખાણુ રસે, રંજ્યા જાણુ અજાણુ;
સોવન જિમ કસવટ્ટ કસે, રેહ રહી જગિ જાણુ.

દેસિ વિદેસિ જીસુવિહં પારે, ભવીયણુ પરિવોહંતિ,
ચઉ વિહ પરિ કરઈ એ, ભરહ ખેત્તિ વિહરંતિ.

આચારિજ ઉવઝાય વર, મુહત્તરષ્યું જગિ સાર,
પદ ઠવણાં કીધા પનર, જાણી ગુણ ભંડાર.

જેતહર જિમ જણુ ધમ્મં રસે, સંતોષીય સંસારિ,
સંવત પનહર સય વરસે, પહુતા પઈલિઈ પારિ.

૧૧૩૫. કીર્તિવલ્લભગણિએ 'ઉત્તરાધ્યયન ટીકા'ની ગ્રંથ પ્રશસ્તિમા જયકીર્તિસૂરિ વિશે આ પ્રમાણે નોંધ્યું છે–

तत्पटांबुजराजहंससदृशो विद्यावतामीश्वरः ।
श्रीमच्छ्रीजयकीर्तिसूरिसुगुरुस्तत्पट्टचूडामणिः ।

## ૧૩. શ્રી જયકેસરીસૂરિ

૧૧૩૬. પાંચાલદેશ અંતર્ગત થાન નામનાં નગરમાં શ્રીમાલી વંશીય શ્રેષ્ઠી દેવસિંહ અને તેની પત્ની લાખણદેને ત્યાં સં. ૧૪૭૧ માં એમનો જન્મ થયો હતો. એમનું મૂળ નામ ધનરાજ હતુ. એમના જન્મ વખતે એમની માતાએ સ્વપ્નમાં કેસરીસિંહ નીરખ્યો હતો.

૧૧૩૭ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે જયકેસરીસૂરિનો જન્મ થામનગરમાં ઓશવાળ જ્ઞાતિમાં સં. ૧૪૬૧માં થયો હતો. પટ્ટાવલીનું આ વિધાન સંશોધન માગી લે છે.

૧૧૩૮. નાહટાજીના સંગ્રહની અજ્ઞાતકર્તૃક ' અંચલગચ્છ-અપરનામ વિધિપક્ષગચ્છ પટ્ટાવલી (વિસ્તૃત વર્ણન રૂપા )'માં જયકેસરીસૂરિના જન્મનું વર્ષ સં. ૧૪૬૯ દર્શાવેલ છે. ઉક્ત પટ્ટાવલીની સમગ્ર નોંધ આ પ્રમાણે છે—' ૬૦ સાઠિમે પાટેં શ્રી જયકેસરીસૂરિ. પંચાલદેશે સ્થાન મહાનગર શ્રેષ્ઠી દેવસી. ભાર્યા લાખણદે. પુત્ર ધનરાજ. ચઉદ ઓગણોતેરે જન્મ. ચઉદ પચોતેર દીક્ષા ચૌદ ચોરાણુંઈ આચાર્યપદ, પનરસૈં એકે ચાંપાનેર નગર ગચ્છનાયક પદ, પનરસેં એકતાલેં સ્વર્ગ પહોતા. એવં સર્વાયુ વર્ષ બિહુત્તર.'

૧૧૩૯. ભાવસાગરસૂરિ કૃત ' ગુર્વાવલી 'માં જયકેસરીસૂરિનો જન્મ થાન નગરમાં શ્રીમાલીવંશમાં સં. ૧૪૭૧ માં થયો હોવાનો સ્પષ્ટ નિર્દેશ છે·

તપ્પય ઉદયાચલ વર નવ દિણરાઓ ગણાહિવો જયઉ,
સિરિ જયકેસરિસૂરિ નામેણ્ય પાવિયા પુહિવી.

થાણપુરે સિરિવંસે દેવોપમ દેવસિંહ વિવહારી,
સુર રમણી રૂવ સમા લાખણદેવીય તસ ભજ્જા.

અન્નય નિસીહ સમયે સવણે સિંહ નિરક્ખએ સાવિ,
કોવુત્તમ જીવ સુઓ ચઉદસઈ ગુહત્તરે જાઓ.

નામેણ્ય ધણરાઓ દિણૂદિણે સો વિવડ્ઢએ બાલો,
પન્ન બહુ બુદ્ધિ જુઓ કિર પુવ્વબ્ભાસ વસ ગવ્વ.

૧૧૪૦. કવિવર કાન્હ ' ગચ્છનાયક ગુરુરાસ 'માં પણ ઉક્ત હકીકતોને મળતી જ માહિતી આપે છેઃ—

શ્રી જયકીરતિસૂરિ તણઉ, ગુરુ પાટિ પયડીય જગ ધુણઈ,
શ્રી જયકેસરિસૂરિ સૂરિસરો, હિવ વન્નિસુ ગચ્છ ધુર ધરો.

થાન નયર રલીયામણઉં, સવિહું પરિ સહજિ સોહામણઉં,
તિહિં નિવસઈ વવહારીઉ, ધન ધનનિ ધનદ સંભારીઉ.

અલગ થિકા પ્રભુ સેવસી, તિણિ કારણિ તઉ નિશિ દેવસી,
શ્રી સરસઈ ધરિ વેવસી, સુજિ વહુરઉ વન્નિસુ નિસિ દેવસી.

શ્રી શ્રીમાલી કુલતિલઉ, ગુણ ગુરુયડિ ગુહિરિમ ગુણ નિલઉ,
તસુ વામાગિ વરવાણીઈ, સાસની સરોમણિ જાણી ઈ

લાખણદેવિ સુલક્ખણી, જિણિ જનમિઉ નંદનગચ્છ ધણી,
જનમ હૂઈ એકહુત્તરઈ, સંજમ સિરિ વરી પંચહુત્તરઈ.

૧૧૪૧. મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી'માં પણ થાન નગરમાં સં. ૧૪૭૧ વર્ષમાં જયકેસરીસૂરિનો જન્મ થયો હોવાનું નોંધે છે

**१३ तेरमा गणधर श्री जयकेसरसूरि । स्थाननगर । श्रेष्ठ देवसी पिता । लाखणदे माता । संवत् १४७१ वर्षे जन्म । संवत् १४७५ वर्षे दीक्षा आबुनगरे । संवत् १४९४ वर्षे सूरिपदं चपकपुरे । सवत १५०१ वर्षे गच्छेशपदं चपकपुरे । सवत १५४१ वर्षे निर्वाण । सस्तभतीर्थ मध्ये सर्वायु वर्ष ७२ ॥**

૧૧૪૨. અન્ય પ્રાચીન યંત્રો અને નોંધોમાં પણ ઉક્ત હકીકતોનું સમર્થન હોઈને સિદ્ધ થાય છે કે જયકેસરીસૂરિ થાન નગરમાં, શ્રીમાલી જ્ઞાતિમાં, સ. ૧૪૭૧ માં જન્મ્યા હતા.

**દીક્ષા અને પછીનું જીવન.**

૧૧૪૩. ધનરાજ પ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. પ્રજ્ઞા અને બુદ્ધિયુક્ત તેણે ખરેખર, પૂર્વ ભવના સંસ્કારથી જ જાણે, સં ૧૪૭૫ માં વ્રતનો ભાર સ્વીકાર્યો અને એમનું જયકેસરી નામ સ્થાપન કરવામાં આવ્યુ. થોડા જ દિવસોમાં તેઓ આગમરૂપી સમુદ્રના પારગામી થયા ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી' માં નોંધે છે :—

પન્ના બહુ બુદ્ધિ જુઓ કિર પુવ્વ બ્ભાસ વસ ગવ્વ.
પણુહુત્તરિ વય ભારો જયકેસરિ નામ ઠવિય મુણિરાયં,
થોવ દિણે સુય સાગર ભવ ગાહિય પારઓ જાઓ

૧૧૪૪ દીક્ષાના વર્ષ અંગે બધા જ ગ્રંથકારો સંમત છે અલબત્ત, જયકેસરીસૂરિના જન્મ વર્ષ અંગે ભિન્ન મતો છે. સ્વીકાર્ય મતાનુસાર તેઓ સં ૧૪૭૧ માં જન્મ્યા હોઈને માત્ર પાંચ જ વર્ષની ઉમરે પંચમહાવ્રતો ધારણ કર્યા. વિશેષમાં મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી' માં જયકેસરીસૂરિની દીક્ષાનું સ્થળ આબૂ નગર સૂચવે છે અન્ય ગ્રંથોમાં દીક્ષા–સ્થળ અંગે સ્પષ્ટ સૂચન નથી.

૧૧૪૫. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા જણાવવામાં આવ્યું છે કે ધનરાજ અથવા કેસરે વૈરાગ્યથી જયકીર્તિસૂરિ પાસે સં. ૧૪૭૫ માં દીક્ષા લીધી અને નવોદિત મુનિનું નામ જયકેસરી રાખવામાં આવ્યુ. શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યા બાદ સ. ૧૪૯૪ મા ગુરુએ તેમને સૂરિપદ પ્રદાન કર્યું.

૧૧૪૬. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ' માં સ્થળનો નિર્દેશ કર્યા વિના માત્ર સં. ૧૪૯૪માં જયકેસરીસૂરિને સૂરિપદ પ્રાપ્ત થયુ હોવાનું જ નોંધે છે. મુનિ લાખા સ્પષ્ટ રીતે સૂરિપદ સ્થળ તરીકે

ચંપકપુરનો નિર્દેશ કરે છે. ભાવસાગરસૂરિ વિશેષમાં જણાવે છે કે રાજા ગંગદાસના વચનથી જયકીર્તિ-સૂરિએ જયકેસરીસૂરિને સૂરિપદે અલંકૃત કર્યા.—

ચઉદસ ચઉરાણૂએ રાઉણુ સિરિ ગંગદાસ વયણેણુ,
સિરિ જયકિત્તિગુરુહિં દિણ્ણો સૂરીસ પય ભારો.

૧૧૪૭. હાલોલ પાસે નાની ઉમરવાણ નામના ગામના કૂવામાંથી મળેલા શિલા-લેખમાં ચાંપાનેરના ચૌહાણ રાજાઓનાં નામો ૧ રામદેવથી ૧૧ ત્ર્યંબક ભૂપ, ૧૨ ગંગરાજેશ્વર અને ૧૩ જયસિંગદેવ જણાવ્યાં છે, તેમાંના ૧૨ ગંગરાજેશ્વર એજ ભાવસાગરસૂરિએ કહેલા 'રાઉણુ સિરિ ગંગદાસ'. ગંગદાસના પુત્ર જયસિંગદેવ પતાઈ રાવળ નામથી ઓળખાતો હતો. તેણે જયકેસરીસૂરિને સન્માનિત કર્યા હતા એ વિશે પાછળથી ઉલ્લેખ કરીશું.

૧૧૪૮. પોતાના ગુરુ જયકીર્તિસૂરિ સં. ૧૫૦૦ માં પાટણનગરમાં પરલોકવાસી થયા પછી સં. ૧૫૦૧ માં ચાંપાનેરમાં જયકેસરીસૂરિ ગચ્છેશપદ પામ્યા. એ પ્રસંગે પાવાગઢના શ્રી વીરજિનાલયમા શાલાપતિ જ્ઞાતીય સંઘવી કાલાગરે ઉત્સવ કર્યો. ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં નોંધે છેઃ—

એગાહિય પન્નરસે વરસે ગણુ ભાર ધારણુ સમત્થો,
સિરિ વીરનાહ ભવણે પાવાગિરિ ચંપયપુરમ્મિ.
સાલાવઈ સંઘવઈ કાળાગર કુણુઈ ઉચ્છવો તત્થ,
સિરી વીર વંસ પટ્ટે ઉયણુ સટ્ઠમ્મિ સો ઠવિઓ.
સો નવ દીવો દીવઈ મિચ્છત્ત મહંધયાર હરણુ પરો,
સિરિ જિણુ સાસણુ હારો જયકેસરિસૂરિ ગણુહારો.

૧૧૪૯. જયકેસરીસૂરિની ગુરુ પ્રત્યેની ભક્તિ પણ અહીં ઉલ્લેખનીય છે. તેઓ કહે છે કે—'ચતુર્વિધ સંઘની મધ્યમાં જે કાંઈ શાસ્ત્રોનો અલ્પાંશ હું કહું છું તે મારા ગુરુમહારાજના ચરણે લાગેલી રજના સ્પર્શના પ્રભાવ થકી છે.'—

જંકિંચિ સત્થ લેસં ચઉવિહ સંઘસ્સ મજ્ઝિ વચ્ચે હં,
તા નિય ગુરુ પય લગ્ગય રયસ્સ ફાસપ્પ ભાવાઓ.

૧૧૫૦. વિશેષમાં તેઓ ગુરુ વિશે જણાવે છે કે—'જો એક હજાર કરોડ જીભ હોય, એક કરોડ પૂર્વ તુલ્ય આયુષ્ય હોય અને બૃહસ્પતિ જેવા કવિરાજ હોય તો પણ તે સદ્‌ગુરુ મહારાજના ગુણની, કીર્તિની સ્તુતિ ન કરી શકે.'—

જીહા કોડિ સહસ્સં જઈવિ ભવઈ પુવ્વ કોડિ સમ આઉં,
સુર ગુરુ સમ કવિરાઓ તય ન થુણુઈ સુગુરુ ગુણુ કિત્તિં.

પ્રકીર્ણ પ્રસંગો :

૧૧૫૧. ઓશવંશીય નાગડા ગોત્રીય લખરાજ આદિ ચારે ભાઈઓએ સં. ૧૫૩૯ માં નગરપારકરમાં શ્રી અભિનંદન સ્વામીનું મંદિર બંધાવ્યું. ત્યાંના રાજા સાથે અણબનાવ થવાથી એ ચારે ભાઈઓ ત્યાંથી ચોરવાડમાં જઈ વસ્યા, અને ચોરવાડિયા કહેવાયા. તેમાંના કેટલાક પ્રભાસપાટણમાં પણ પાછળથી આવી વસ્યા આ નાગડા વંશમાં થયેલા ઉદેસીનો પરિવાર કચ્છમાં વસ્યો, અને તેઓ કચ્છી મહાજન થયા.

૧૧૫૨. ઓશવંશીય વડેરાગોત્રીય ઉજલના પુત્ર માણિક શેઠ વીરમગામમાં થયા તેમણે સં. ૧૫૧૫ માં શ્રી સુમતિનાથ આદિ ઘણા જિનબિંબો ભરાવ્યા તથા તેના ઉપર સોનારૂપાનાં છત્રો કરાવ્યાં. જયકેસરીસૂરિના ઉપદેશથી સંઘ કાઢી, પ્રતિષ્ઠાઓ કરી ઘણું ધન ખરચ્યું. માણિક શેઠે મોગલોને ધન આપીને ઘણા બંદીવાનોને પણ છોડાવ્યા છે. આ વંશમાં અમરકોટમાં થયેલા શાહ આસકરણ બાલબ્રહ્મચારી, બાલ વ્રતધારી શુદ્ધ શ્રાવક થયા, તેમણે પારકર વિગેરે દેશોમા થાળી, રૂપીઆ તથા સવા શેરના મોદકની લ્હાણી કરી ઘણુ ધન ખરચ્યુ સં. ૧૫૪૧ મા ભૂજમાં થયેલા ચાંપા શાહે જયકેસરીસૂરિના ઉપદેશથી કલ્પસૂત્રની ૮૪ પ્રતો લખાવીને સર્વ આચાર્યોને વહોરાવી સં. ૧૫૨૫ મા દેવચંદ પ્રભૃતિ વડેરા ગોત્રના વંશજો વાકાનેરમાથી જૂનાગઢ જઈ વસ્યા, ત્યાંના નવાબને જોઈતા કિંમતી વસ્ત્રો પહેરામણીમાં આપ્યાં ત્યારથી તેઓ દોસી ઓડકથી ઓળખાવા લાગ્યા. સં. ૧૪૯૯ મા પારકરમાં થયેલા ઠાકરસીના પુત્ર ખીમસીએ શત્રુંજય તથા ગિરનારના સંઘ કાઢી ઘણુ ધન ખરચ્યું હતું. સં. ૧૫૨૭ માં લોલાડાના રહીસ ભલા શેઠે શ્રી પાર્શ્વનાથ જિનબિંબ ભરાવી તેની જયકેસરીસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી સં. ૧૫૧૫ માં કોટડાના રહીસ ખીમા શેઠના પુત્ર શ્રીકર્ણ, મહીકર્ણ, ડીડા તથા મેઘાએ મળી શ્રી શાંતિનાથ જિનપ્રાસાદ શિખરબંધ કરાવ્યો

૧૧૫૩ ઓશવંશીય પડાઈયા ગોત્રીય સમરસીએ સં ૧૪૫૨ મા લોલાડા નગરમા શ્રી શાંતિનાથ જિનપ્રાસાદ કરાવ્યો એક લાખ રૂપીઆ ખરચીને શત્રુંજયની યાત્રા કરી સં ૧૫૦૮ માં જયકેસરીસૂરિના ઉપદેશથી શ્રી શીતલનાથ બિંબ કરાવી બાહડમેરમાં પ્રતિષ્ઠા કરાવી.

૧૧૫૪ ઓશવંશીય વાહણી ગોત્રીય સોમિલ શેઠે ચાર લાખ પીરોજી ખરચીને શત્રુંજય તથા ગિરનારની યાત્રા કરી, બે લાખ પીરોજી ખરચી દાનશાળા મંડાવી. સં. ૧૫૦૫ મા બીજરોલમાં થયેલા ભીમા તથા રામાએ શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા કરાવી ઘણુ ધન ખરચ્યું.

૧૧૫૫. ઓશવંશીય ચૌહાણ ગોત્રીય વીરા શેઠે ઝાલોરમા શ્રી ચંદ્રપ્રભસ્વામીનો જિનપ્રાસાદ બંધાવ્યો. સં. ૧૫૦૫ માં કોરડાના વતની મહિરાજ શેઠે શ્રી અભિનંદન જિનબિંબ ભરાવ્યુ, જેની પ્રતિષ્ઠા જયકેસરીસૂરિના ઉપદેશથી થઈ

૧૧૫૬. શ્રીમાલી વંશીય આગ્નેય ગોત્રીય, આઉઆ ગામમા થયેલા ઈલાક નામના શેઠે શ્રી વાસુપૂજ્ય જિનબિંબ કરાવ્યુ, જેની પ્રતિષ્ઠા જયકેસરીસૂરિના ઉપદેશથી થઈ. આ વંશમા લોલીઆણા પાસે છબાલી ગામમાં થયેલા ખોખા શેઠથી ખોખોત્રા નામની ઓડક થઈ તેણે પાટણમાં ચોર્યાસી પૌષધશાળામાં ચોર્યાસી કલ્પસૂત્રો વંચાવ્યાં તથા ઘણુ ધન ખરચીને સ્વામીવાત્સલ્ય કર્યાં.

૧૧૫૭ કાશ્યપ ગોત્રીય ઝાંઝણ શેઠે મોડી ગામ પાસે ભાદ્રહડી ગામમાં સં. ૧૫૪૩ માં શ્રી વિમલનાથજીનો જિનપ્રાસાદ જયકેસરીસૂરિના ઉપદેશથી કરાવ્યો અને એમના જ ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

૧૧૫૮. શ્રીમાલી વંશીય ખોડાયણ ગોત્રીય શેઠ લુભાએ જયકેસરીસૂરિના ઉપદેશથી બેલા ગામમાં પીત્તળની જિનપ્રતિમા સ્થાપન કરી.

૧૧૫૯. શ્રીમાલી વંશીય લાછિલ ગોત્રીય વીરા શેઠે હરિયાપુરમાં શ્રી પાર્શ્વનાથ જિનાલય તથા પૌષધશાળા બંધાવ્યાં, જેની પ્રતિષ્ઠા જયકેસરીસૂરિના ઉપદેશથી થઈ.

૧૧૬૦. ઓશવંશીય કાંટિયા–ગોખરુ ગોત્રીય સંઘા શેઠે સં. ૧૫૨૧ માં જયકેસરીસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથ જિનબિંબની પ્રતિષ્ઠા કરી. આ વંશમાં સંગ્રામ સોનીએ શત્રુંજય ઉપર ચૌમુખ જિનપ્રાસાદ બંધાવ્યો.

૧૧૬૧. ઓશવંશીય સ્યાલ ગોત્રીય, સાયલાના વતની રૂપચંદ અને તેના પુત્ર સામંતસિંહે જયકેસરીસૂરિના ઉપદેશથી જૈન ધર્મ સ્વીકારેલો. ભટ્ટગ્રંથોમાંથી જાણી શકાય છે કે સામંતસિંહને રાત્રિએ સર્પ કરડ્યો હોઈને તે મૂર્છિત બની ગયેલો. તેને મૃત્યુ પામેલો જાણી અગ્નિદાહ માટે લઈ જતા હતા એ વખતે જયકેસરીસૂરિ સામા મળ્યા. તેમને તે હકીકત જણાવતાં મંત્રપ્રયોગથી તેમણે તેને સાજો કર્યો. આથી રૂપચંદે પોતાના તાબાનાં ચાર ગામો ગુરુને આપવા માંડ્યાં પરંતુ નિસ્પૃહી ગુરુએ તે ન લેતાં તેમને જૈન ધર્મ સ્વીકારવા કહ્યું. તેઓએ પણ ખુશી થઈ કુટુંબ સહિત જૈનધર્મ સ્વીકાર્યો. તેઓ સાયલાના ઠાકોર હોવાથી સામંતસિંહના વંશજો સ્યાલ ગોત્રથી પ્રસિદ્ધ થયા. સૂરિના ઉપદેશથી તેમને ઓશવાળ જ્ઞાતિમાં મેળવી દેવામાં આવ્યા. ત્યાંથી તેના વંશજો કુંભલમેરમાં જઈ વસ્યા. તેમના વંશમાં મહિપા શેઠ ધનાઢ્ય હતા. તેમણે ત્યાં વિશાળ જિનાલય બંધાવ્યું.

૧૧૬૨. શ્રીમાલીવંશીય, ભારદ્વાજ ગોત્રીય, વલાદ ગામના વતની મંત્રી નંદાએ શ્રી મલ્લિનાથબિંબ ભરાવ્યું. એમના કુટુંબે બીજાં પણ ત્રણ જિનબિંબો ભરાવ્યાં, જેમની પ્રતિષ્ઠા જયકેસરીસૂરિના ઉપદેશથી થઈ. એક શ્રીમાલી જૈન કુટુંબની પ્રાચીન વંશાવલીમાં આ હકીકત આ પ્રમાણે નોંધાયેલી છે :

**वलाद्रि मं. नंदाख्येन मल्लिनाथ बिंब भराव्यो प आदे कुटुंबि बिंब ३ भराव्या। श्री अंचलगच्छे श्री विजयकेसरसूरीणामुपदेशेन प्रतिष्ठित ॥**

## નૃપ પ્રતિબોધ

૧૧૬૩. જયકેસરીસૂરિની નૃપપ્રતિબોધાદિ વિષયક અનેક વાતો પ્રસિદ્ધિમાં છે. અલબત્ત, એમાં ક્યાંક કિંવદંતિ કે જનશ્રુતિને પણ સ્થાન મળ્યું હશે, પરંતુ એ વાતોને પ્રાચીન ગ્રંથોનો પણ આધાર તો સાંપડે જ છે. આ બધી બાબતોમાંથી ઐતિહાસિક સાર કાઢીએ તોપણ જયકેસરીસૂરિના અસાધારણ પ્રભાવનો પરિચય મળી રહે છે.

૧૧૬૪. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે એક સમયે જયકેસરીસૂરિ અમદાવાદમાં બિરાજતા હતા તે વખતે ત્યાંનો બાદશાહ તાવથી પીડાતો હતો. છ મહિના સુધી અનેક ઉપાયો કર્યા છતાં તે સાજો થયો નહીં. જયકેસરીસૂરિના પ્રભાવની વાત સાંભળી તેણે સૂરિને પોતાની પાસે તેડાવ્યા, અને તાવ દૂર કરવા વિનંતી કરી. ગુરુએ શાસનની પ્રભાવના કરવાના ઉદ્દેશથી મંત્રના પ્રભાવથી બાદશાહની માંદગી દૂર કરી. પટ્ટાવલી જણાવે છે કે ગુરુએ 'જ્વરાપહાર' મંત્ર ભણીને તથા મહાકાલી દેવીનું સ્મરણ કરીને પોતાનો ઓઘો ત્રણ વખત તેમના મસ્તક પર ફેરવ્યો. તે જ વખતે બાદશાહ તાવરહિત થયો. ગુરુએ પોતાનું રજોહરણ પથ્થરની શિલા ઉપર ખંખેર્યું એટલે તે શિલાના બે ટુકડા થઈ ગયા. ચમત્કારથી પ્રભાવિત થઈને બાદશાહે આચાર્યના ઉપદેશથી અમદાવાદમાં ઝવેરીવાડમાં અચલગચ્છના શ્રમણો માટે એક ઉપાશ્રય બંધાવી આપ્યો.

૧૧૬૫. ઉપર્યુક્ત પ્રમાણમાં અમદાવાદના બાદશાહના નામનો ઉલ્લેખ નથી, પરંતુ સૂરિપદ પ્રાપ્ત કર્યા પછી—એટલે કે સં. ૧૪૯૪ પછીનો સમય તો એમાં સૂચવાયેલો છે જ. અમદાવાદના સુલતાનોમાં અહમદશાહનો રાજ્યશાસનકાળ સં. ૧૪૫૪ થી ૧૪૮૫, મહિમુદનો સં. ૧૪૮૫ થી ૧૫૦૭, કુતુબુદ્દીનનો ૧૫૦૭ થી ૧૫૧૫ અને મહમદ બેગડાનો સં. ૧૫૧૫ થી ૧૫૬૭ હતો. આ સુલતાનોમાં જયકેસરીસૂરિ મહિમુદશાહના સમાગમમાં આવ્યા હોવાની વિશેષ સંભાવના છે.

૧૧૬૬. ભીમશી માણેક પટ્ટાવલીમાં નવી જ વાત જણાવે છે. તેમના મતાનુસાર જયકેસરીસૂરિએ નદીની ઉપર ઓઘો ચલાવી ગુજરાતના બાદશાહને ચમત્કાર દેખાડી મુલ્લાંને હરાવ્યો. બાદશાહે નવો

ઉપાશ્રય કરાવી દીધો, જે હજીયે અમદાવાદના ઝવેરીવાડમાં વિદ્યમાન છે. ભીમશી માણેક તાવની વાત પણ જરા ફેરફાર સાથે આ પ્રમાણે નોંધે છે બાદશાહને ૭ માસ પર્યંત તાવ આવતો હતો. તે કોઈ વૈદ્યથી સારો ન થયો, પણ એમણે મંત્રબળે તાવને દૂર કર્યો. બાદશાહે કહ્યું—એ તાવ ક્યાં છે? અમને દેખાડો! આથી ગુરુએ પોતાના રજોહરણને શિલા ઉપર ખખેર્યું, એટલે શિલા બળીને ભસ્મ થઈ ગઈ તથા પોતાની ઠવણી શેષ પાસેથી પાછી લીધી. જિનશાસનની ઉન્નતિ થઈ તેમજ શ્રી સંઘની ઇચ્છા પૂર્ણ થઈ.

૧૧૬૭. ઉક્ત પ્રસંગોમાં જયકેસરીસૂરિના સમાગમમાં આવેલો સુલતાન મહિમુદ હોવાનું સૂચન લાવણ્યચંદ્રની પટ્ટાવલીમાંથી જ આ પ્રમાણે મળે છે:—

यस्याहम्मद गुर्जरावनि सुरत्राणोऽभजच्छिष्यतां ।
हृत्वातद्विषमज्वरं गुरूशिलां तत्तापतोऽचूर्णयत् ॥
हर्षात्साहिगिराप्त शासनगणौनत्यः क्रियासत्प्रभुः ।
सोभूच्छ्रीजयकेसरीति गणभृद्वादींद्र चूडामणिः ॥

૧૧૬૮. અર્થાત્ જેમને અહમદ નામનો ગુજરાતનો સુલતાન શિષ્યપણે ભજ્યો—જેના વિષમ જવરને હરણ કરીને, તેના તાપથી ભારે શિલાને ચૂર્ણ કરી દીધી તથા જેમણે હર્ષપૂર્વક રાજ્યપ્રશંસા પ્રાપ્ત કરી છે, શાસન અને ગચ્છની ઉન્નતિ કરી છે, એવા ક્રિયામાં સમર્થ, ગચ્છને ધારણ કરનાર, વાદીન્દ્રોને માટે ચૂડામણિ સમાન શ્રી જયકેસરી થયા.

૧૧૬૯. આપણે જોયું કે અમદાવાદના સ્થાપક અહમદશાહનો રાજ્યત્વકાલ સં. ૧૪૫૪–૮૫ હોઈને એના અનુગામી સુલતાનનો જ ઉક્ત પ્રમાણમાં ઉલ્લેખ હોવાનુ સ્પષ્ટ થાય છે એના પછીના સુલતાનોમાં કુતુબુદ્દીન અને મહમદ બેગડો થયા આ બન્નેમાં મહમદ બેગડાનું નામ ઉક્ત ઉલ્લેખના અહમદ નામ સાથે જરા સામ્ય ધરાવતુ હોવા છતાં તેની શક્યતા તેનાં ધર્માંધ અને અમાનુષી કૃત્યોથી જ સ્વાભાવિક રીતે જ દૂર થઈ જાય એમ છે. આમ બધી રીતે વિચારતાં જયકેસરીસૂરિના સમયમાં થઈ ગયેલા ઉપર્યુક્ત બધા સુલતાનોમાં મહિમુદ જ જયકેસરીસૂરિના સમાગમમાં આવ્યો હોવાનું માનવામાં કોઈ હરકત નથી આચાર્યની અલૌકિક શક્તિઓથી પ્રભાવિત થઈ તે તેમને પૂજ્યભાવથી વંદ્યો હશે તેમજ અમદાવાદમાં એક ઉપાશ્રય પણ તેણે બંધાવી આપ્યો હશે. આ ઉપાશ્રય પાસે શ્રી પાર્શ્વનાથ ભગવાનનું દર્શનીય જિનાલય પણ આજે છે, જે લાકડાની કોતરણી માટે મશહૂર છે.

૧૧૭૦ પાવાગઢના રાજા ગંગરાજેશ્વર ચૌહાણના કહેવાથી જયકેસરીસૂરિ સં. ૧૪૯૪ માં ચંપકપુર—ચાંપાનેરમાં આચાર્યપદ પામ્યા. એ વિશે પણ આપણે જોઈ ગયા આ રાજાની પર્ષદામાં જયકેસરીસૂરિ તેમના ગુરુ સાથે ખૂબ જ સન્માન પામ્યા હશે, એ વાતની પ્રતીતિ આ દ્વારા થઈ જ જાય છે. પં. લાલચંદ્ર 'તેજપાલનો વિજય'માં આ રાજા વિશે જણાવે છે કે વિજયનગરના રાજા દેવરાય—મલ્લિકાર્જુન બીજાના દરબારના કીર્તિકર કવિ ગંગાધરે 'ગંગદાસ પ્રતાપવિલાસ' નામનુ નાટક રચ્યું હતુ, તેમા સૂચવાયા પ્રમાણે ઉક્ત નાટકકાર, દ્વારકાની યાત્રા કરી, અમદાવાદ નગરમાં ગુજરાતના સુલતાનની સભાના વિદ્વાનોને ચૂપ કરી, ૭ મહિના સુધી ત્યા રહ્યો હતો પછી ત્યાંથી નીકળીને પાવાચલ-પાવાગઢના અધીશ્વર અને ચંપકપુરના ઇંદ્ર ઉપર્યુક્ત ગંગદાસ રાજાને મળ્યો હતો તે કવિની કવિતાથી સંતુષ્ટ થયેલા તે રાજાએ બહુમાન-દાનોદ્વારા પરિતુષ્ટ કરી કવિને પોતાના ચરિત્રના અભિનયવાળું નાટક કરવા કહ્યું હતુ. તે પ્રમાણે રચાયેલું લોકોત્તર તે નાટક ચાંપાનેર જઈ મહાકાલીના મહોત્સવ ઉપર પૂર્વોક્ત રાજાની સમક્ષ

ભજવવામાં આવ્યું હતું, જેમાં એ રાજાએ અહમદાવાદના સુલતાનો સામે કરેલાં યુદ્ધ-પરાક્રમનું વર્ણન છે.

૧૧૭૧. ગંગદાસનો પુત્ર રાજા જયસિંહ પણ ભારે પ્રતાપી હતો. તે પતાઈ રાવળ નામથી ઓળખાતો હતો. હાલોલ ગામ પાસે નાની ઉમરવાણુ ગામમાં રહેલા કૂવા ઉપરના શિલાલેખ પરથી જણાય છે કે સં. ૧૫૨૫ માં માઘ વદિ ૮, શનિવારે પાવાગઢ પર જયસિંહદેવનું રાજ્ય હતું. ચહુઆણ વંશમાં પૃથ્વીરાજ પ્રમુખ ઘણા રાજા થઈ ગયા. એજ વંશ-કુલમાં તિલક જેવા (થયેલા રણથંભોરવાળા) હમ્મીરદેવના કુલમાં થયેલા ગગરાજેશ્વરના પુત્ર આ જયસિંહ રાજા હતા. જેઓ પૂર્વ પુરુષોનો ઉદ્ધાર કરવામાં ધીર, શ્રી શક્તિના ભક્ત, નિત્ય સુવર્ણ અને ગાયનું દાન કરનાર, દ્વિજોને શાસન આપનાર અતિ દાની, પ્રતાપી રાજાધિરાજ હતા તેમના આદેશથી ઉપર્યુક્ત આંમણું ગામમાં પોતાની માતા કામાદેવીના પુણ્ય માટે પૂર્વોક્ત કૂવો કરાવ્યો હતો.

૧૧૭૨ જયસિંહદેવ જૈનાચાર્યોને ખૂબ જ સન્માન આપતો ડૉ. ભાંડારકરને પ્રાપ્ત થયેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. **६० श्री जयकेशरसूरि-चांपानेरपुरे पताई राउल राज्यमान्यं।** માત્ર આટલા જ ટૂંકા ઉલ્લેખ પરથી જાણી શકાય છે કે જયકેસરીસૂરિને જયસિંહદેવે ખૂબ જ સન્માનિત કર્યા હશે. ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીના ઉલ્લેખ દ્વારા પણ આપણે જોઈ ગયા કે જયસિંહદેવના પિતા રાજા ગંગદાસના વચનથી જયકીર્તિસૂરિએ પોતાના શિષ્ય જયકેસરીસૂરિને સં. ૧૪૯૪ માં આચાર્યપદ સ્થિત કર્યા હતા. વળી ગુરુના મૃત્યુ બાદ જયકેસરીસૂરિ ચાંપાનેરમાં જ સં. ૧૫૦૧ માં ગચ્છનાયક પદ પામ્યા, જે વખતે શાલાપતિ જ્ઞાતિના સંઘવી કાલાગરે પાવાગઢના શ્રી વીરજિનાલયમાં ઉત્સવ કર્યો હતો. આ મહત્ત્વના પ્રસંગો પરથી ત્યાંના રાજાઓ અને જૈન સંઘનો અંચલગચ્છીય આચાર્યો પ્રત્યેનો આદરભાવ જાણી શકાય છે. ચંપકપુરના મંત્રીઓ પણ અંચલગચ્છીય શ્રાવકો હોવાના પ્રમાણુ પ્રાચીન મૂર્તિલેખો દ્વારા મળી રહે છે. સં. ૧૫૨૯ માં મંત્રી જગરાજે જયકેસરીસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું હતું જેની ચંપકપુરના સંઘે પ્રતિષ્ઠા કરાવેલી—

**संवत् १५२९ वर्षे ज्येष्ठ वदि ७ गुरौ श्री गुर्जरवंशे मं० साधा भार्या फकु पु० मं० परवत भार्या रतनु पु० मं० जगराज सुश्रावकेन भ्रातृ लाला येणीदास पितृव्य म० पामा वुधासिंघ भार्या सहितेन पितामह पुण्यार्थं अंचलगच्छेश श्री जयकेशरीसूरि उपदे... शांतिनाथ बिंबं प्रतिष्ठितं संघेन श्री चंपकपुरे ॥**

જયકેસરીસૂરિને તો પતાઈ રાઉલના રાજ્યત્વકાલમાં રાજ્યમાન્ય ગણવામાં આવતા હતા. તપાગચ્છીય સોમદેવસૂરિને પણ જયસિંહદેવે સન્માનિત કર્યા હોવાના ઉલ્લેખો મળે છે. પં. પ્રતિષ્ઠાસોમે સોમસૌભાગ્ય કાવ્યમાં આ જયસિંહદેવ વિશે જણાવ્યું છે કે-'શત્રુઓને કંપાવનાર ચંપકનેર—ચાંપાનેરનો નાયક, દાતા અને વિશુદ્ધ ચારિત્રવાળો, રાજાઓમાં મુકુટ જેવો, જયસિંહ રાજા, જે (સોમદેવ)નાં વચનો વડે પ્રસન્ન થઈને પોતાના સ્નેહીઓ સાથે જલ્દી પોતાનું માથું ડોલાવતો હતો' સોમદેવસૂરિએ પોતાની વાણીની મધુરતા, કવિતા, સમસ્યા-પૂર્તિ વિગેરે વડે પાવાગઢના રાજા જયસિંહ અને જૂનાગઢના રાજા રા'માંડલિક વિગેરે નરેન્દ્રોના હૃદયમા ચમત્કાર પમાડ્યો હતો

૧૧૭૩. સં. ૧૫૭૦ માં શ્રીમાલજ્ઞાતીય મં. સહદના પુત્ર મંત્રીવર હાથી સુશ્રાવકે ભાવસાગરસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું અને ચંપકપુરમાં એની પ્રતિષ્ઠા થઈ.—

**संवत् १५७० वर्षे माघ वदि ९ शनौ श्रीमाल ज्ञातीय मं० सहद भा० सहजलदे**

पु० मंत्रीश्वर हाथी सुश्रावकेण भार्या नाथी सा० हांसा कीका मुख्यकुटुंबयुतेन श्री अंचलगच्छेश श्री भावसागरसूरिणामुपदेशेन श्री आदिनाथबिम्बं कारितं प्र० चम्पकपुरे श्री ॥

૧૧૭૪. સં. ૧૫૩૯ ના દુકાળમાં મહમૂદ બેગડાના સરદાર મલિક આસદે ચાંપાનેરના પ્રદેશમાં લૂંટ કરી હતી જયસિંહદેવે તેને હરાવી મારી નાખ્યો હતો. બેગડાએ તેનું વેર લેવા વડોદરે ફોજ મોકલી હતી. જયસિંહદેવે માળવાના સુલતાન ગ્યાસુદ્દીનની મદદ માગી હતી. બેગડો દાહોદ આવ્યો કે માળવાનો સુલતાન પાછો ફર્યો હતો. રાજાએ દૂત મોકલી માફી માગી પરંતુ બેગડાએ તેનો અસ્વીકાર કર્યો. ૨૦ માસ સુધી ઘેરો ચાલ્યો—આંગ્લ તવારીખ અનુસાર સન ૧૪૮૩ ના એપ્રિલથી ૧૪૮૪ ના ડિસેમ્બર સુધી. એ દરમિયાન ઘણી યુક્તિ પ્રયુક્તિઓ થઈ. જેસિંગદેવ અને તેના સાથીઓ વીરતાપૂર્વક લડ્યા. દિવાન ડુંગરશી ઘવાયો અંતે કિલ્લો તૂટ્યો. બેગડાએ એ જ વર્ષમાં ચાંપાનેરમાં મસજીદનો પાયો નાખ્યો અને ત્યાંનો કિલ્લો કબજે કર્યો. ઈસ્લામ ધર્મ ન સ્વીકારતાં, ઘાયલ થયેલા જયસિંહદેવને મારી નાખવામાં આવ્યો મુસલમાન થનાર રાવળના પુત્રને સૈફઉલ્મુલ્કને હવાલે કરી મુસલમાની ધર્મ ભણાવ્યો તથા નિઝામ-ઉલ-મુલ્કનો ખિતાબ આપી અમીર બનાવ્યો હતો. ચાંપાનેરને મહમૂદ બેગડાએ મહમૂદાબાદ નામ આપી રાજધાની રૂપે બનાવ્યું હતુ અને તેમાં ઈસ્લામ સંસ્કૃતિનાં સ્થાપત્યો રચાવ્યાં હતાં.

૧૧૭૫. અંચલગચ્છ પ્રવર્તક આર્યરક્ષિતસૂરિએ પાવાગઢ ઉપર ઉગ્ર તપસ્યા કરી અને આ ભૂમિને પોતાની તપોભૂમિ બનાવી. અહીથી જ પ્રેરણા મેળવી તેમણે આ ગચ્છની ઉદ્‌ઘોષણા કરી. એમના અનુગામી આચાર્યો માટે પણ આ ભૂમિ પ્રેરણાદાયક રહી ત્યાંના રાજાઓ પણ આ ગચ્છના આચાર્યોને સન્માન આપતા રહ્યા મહમૂદ બેગડાએ ચાપાનેર સર કર્યું ત્યાં સુધીના છેલ્લા રાજવી જયસિંહદેવ અથવા પતાઈ રાવળની રાજસભામાં અંચલગચ્છનાયક જયકેસરીસૂરિ રાજ્યમાન્ય હતા જયસિંહદેવના રાજ્યત્વકાલમાં પાવાગઢ મહાકાલીદેવીનુ તીર્થધામ બની ચૂક્યું હતુ, અને આ ગચ્છે એ દેવીને પોતાની અધિષ્ઠાયિકા તરીકે સ્વીકારી લીધી હતી. આ દૃષ્ટિએ અંચલગચ્છની સ્થાપનાથી માંડીને આજ દિવસ સુધી પાવાગઢ આ ગચ્છના અનુયાયીઓ માટે પ્રેરણા અને ભક્તિનાં અનન્ય ધામ સમું રહ્યું અને રહેશે.

**મહાકાલીદેવીનું સ્વરૂપ.**

૧૧૭૬. પાવાગઢ મહાકાલીદેવીનાં તીર્થધામ તરીકે આ અરસામા વિશેપ પ્રસિદ્ધ થયુ. મહાકાલીદેવીનાં સ્વરૂપનુ વર્ણન પણ જૈન સાહિત્યના આધારે અહી દર્શાવવું અભીષ્ટ છે. મહાકાલીદેવી જૈનદેવી છે અને અંચલગચ્છાધિષ્ઠાયિકા છે તે વિશે આપણે આગળ વિસ્તારથી વિચારી ગયા છીએ. એ સાથે મહાકાલીદેવીનાં સ્વરૂપનું કિંચિત વર્ણન પણ આપણે કરી ગયા છીએ. દેવીના સ્વરૂપનું વર્ણક કંઈક અંશે દરેક શતાબ્દીમા ફેરફારવાળું મળી આવે છે.

૧૧૭૭. 'જૈન ચિત્ર કલ્પદ્રુમ'માં સારાભાઈ નવાબે છાણી ભંડારની સં ૧૨૧૮ માં લખાયેલી ૨૨૭ પાનાંની તાડપત્રની હસ્તલિખિત પ્રતમાંથી સોળ વિદ્યાદેવીઓ અને યક્ષોનાં ૨૧ ચિત્રો રજૂ કર્યાં છે. જૈન મૂર્તિવિધાનશાસ્ત્ર (Iconography)ના અભ્યાસીઓ માટે આ પ્રત ઘણી જ મહત્ત્વની છે. જૈન મંત્રશાસ્ત્રમાં જાણીતી સોળ વિદ્યાદેવીઓનાં પ્રાચીન ચિત્રો આ પ્રત સિવાય બીજે કોઈ પણ સ્થળે ઉપલબ્ધ નથી જો કે દેલવાડાનાં વિમલવસહીના જિનમંદિરના રંગમંડપની છતમા સફેદ આરસમા બહુ જ બારીક રીતે કોતરેલી સોળ વિદ્યાદેવીઓની સ્થાપત્યમૂર્તિઓ પ્રાચીન છે, પરંતુ પહેરવેશો તથા આયુધોનો જેવો સુંદર ખ્યાલ આ ચિત્રો આપે છે તેવો તે સ્થાપત્યમૂર્તિઓ આપવામાં સફળ નીવડી શકે તેમ નથી. આ ૧૬ વિદ્યાદેવીઓને કેટલાક તરફથી સરસ્વતીનાં સોળ જુદા જુદાં સ્વરૂપો તરીકે કલ્પવામાં આવે છે. ઉદાહરણાર્થે જુઓ The Goddess of Learning in Jainism (Page

291 to 303) by B. C. Bhattacharya, તથા દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાનો **'बौद्ध और जैनधर्ममें शक्ति-उपासना'** નામનો લેખ, **'कल्याण' शक्ति अंक.** પૃ. ૫૪૯ માં કર્તા જણાવે છે કે **'सरस्वतीके सोलह विद्याव्यूह माने जाते हैं।'** તેમ માનવાની કાંઈ જરૂર નથી. વાસ્તવિક રીતે આ સોળે વિદ્યાદેવીઓ જુદી જુદી વિદ્યાઓની અધિષ્ઠાયિકા દેવીઓ છે, અને તે સોળેના જુદા જુદા મંત્રો છે.

૧૧૭૮. સારાભાઈ નવાબ મહાકાલીનાં ચિત્રનો પરિચય આ પ્રમાણે કરાવે છે: 'અતિશય શ્યામવર્ણવાળી તથા શત્રુઓને મહાકાળ (મહા ભયંકર) જેવી હોવાથી મહાકાલી; પ્રતનાં પાના ૮૪ ઉપરથી, ચિત્રનું કદ ૨ × ૨$\frac{3}{8}$ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા લાલ રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં ઘંટા તથા નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબા હાથમાં બીજોરાનું ફલ; શરીરનો વર્ણ કાળો; મુકુટનો વર્ણ સુવર્ણ, કંચુકી ગુલાબી રંગની; વચ્ચે આઠ પાંખડીનાં ફૂલની ભાતવાળું લાલ રંગનું ઉત્તરીય વસ્ત્ર; પુરુષનાં વાહન ઉપર ભદ્રાસને બેઠક; આ મહાકાલી દેવીની માન્યતા હિન્દુ ધર્મીઓમાં વિશેષ હોવાથી તેની જુદી જુદી જાતની અને જુદાં જુદાં સ્વરૂપવાળી મૂર્તિઓ હિન્દુ દેવળોમાં બહુ મોટી સંખ્યામાં મળી આવે છે.'

૧૧૭૯. શોભન મુનિ વિરચિત 'સ્તુતિચતુર્વિંશતિકા'માં મહાકાલીદેવીના વિજયનો શ્લોક આ પ્રમાણે છે:—

> **धृतपविफलाक्षालीघण्टैः करैः कृतयोचित—**
> **प्रजयति महाकालीमर्त्याधिपङ्कजराजिभिः ।**
> **निजतनुलतामध्यासीनां दधत्यपरिक्षतां**
> **प्रजयति महाकाली मर्त्याधिपं कजराजिभिः ॥ ४४ ॥**

૧૧૮૦. અર્થાત્ 'કમલના સમાન શોભાયમાન એવા, તેમજ વળી ધારણ કર્યા છે વજ્ર, ફલ, જપમાલા અને ઘણ્ટ જેને વિષે એવા (ચાર) હસ્તો વડે (ઉપલક્ષિત) એવી, તથા (સચ્ચારિત્રના ઉપદેશ વડે) [અથવા ઉપર્યુક્ત હસ્તો વડે] બોધ પમાડયો છે પ્રજાને જેઓએ એવા મુનિઓના સત્કાર [અથવા મહોત્સવો] કર્યા છે જેણે એવી, તેમજ વળી (૧) શ્યામવર્ણી, (૨) શારીરિક તથા માનસિક પીડા, (કર્મ રૂપી) કાદવ, વૃદ્ધાવસ્થા અને સંગ્રામથી નહિ દૂષિત થયેલી અને (૩) માનવ–પતિના ઉપર બેસનારી–આરોહણ કરનારી (અર્થાત્ આ ત્રણ વિશેષણોથી વિશિષ્ટ) એવી પોતાની દેહરૂપી લતાને ધારણ કરનારી એવી મહાકાલી (દેવી) દુશ્મનો ઉપર વિજય મેળવ્યો હોવાથી) પ્રકર્ષેણ જયવંતી વર્તે છે.'

૧૧૮૧. મહાકાલીદેવીનાં સ્વરૂપનું સ્પષ્ટીકરણ કરતાં પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા ઉક્ત ગ્રંથનાં સંપાદનમાં જણાવે છે કે–અતિશય શ્યામવર્ણી અને શત્રુઓને મહાકાળ રૂપ એવી જે દેવી તે મહાકાલી એમ એનાં નામ ઉપરથી સૂચિત થાય છે. આ પણ એક વિદ્યાદેવી છે. એને ચાર હાથ છે. તે એક હાથમાં જપમાલા, બીજા હાથમાં ફળ, ત્રીજા હાથમાં ઘણ્ટ અને ચોથા હાથમાં વજ્ર રાખે છે. એને માનવનું વાહન છે, આ સંબંધમાં જુઓ બપ્પભટ્ટિસૂરિ કૃત ચતુર્વિંશતિકા (પૃ. ૭૯–૮૦).

૧૧૮૨. આ હકીકતના ઉપસંહાર રૂપ નિમ્નલિખિત શ્લોક વિચારવા જેવો છે

> **नरवाहनाशशधरोपलोज्ज्वला रुचिराक्षसूत्रफलविस्फुरत्करा ।**
> **शुभघण्टिकापविवरेण्यधारिणी भुविकालिकाशुभकरा महापरा ॥**

૧૧૮૩. 'નિર્વાણ કલિકા'માં પણ આ વિદ્યાદેવી વિશે ઉલ્લેખ છે પરંતુ વર્ણ અને વાહન સિવાયની હકીકતમાં ભિન્નતા જણાય છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

'तथा महाकालीदेवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्रवज्रान्वितदक्षिणकरामभयघण्टाकङ्कृतवामभुजां जेति'

- અર્થાત્ મહાકાલીદેવીનો વર્ણ તમાલવૃક્ષના સમાન છે અને તેને પુરુષનુ વાહન છે. વિશેષમા તેના જમણા બે હાથ જપમાલા અને વજ્રથી અલંકૃત છે, જ્યારે તેના ડાબા બે હાથ તો અભય અને ઘણ્ટથી વિભૂષિત છે.

૧૧૮૪ ઉક્ત પ્રમાણો ઉપરાંત અંચલગચ્છીય સાહિત્યમાં પણ મહાકાલીદેવી વિશે અનેક ઉલ્લેખો ઉપલબ્ધ બને છે લાવણ્યચંદ્ર કૃત 'વીરવંશાનુક્રમ' તથા ક્ષમાલાભ કૃત 'મહાકાળી માતાનો છંદ'આ અગે વિશેષ ઉલ્લેખનીય છે. આ બન્ને કૃતિઓ મહાકાલીદેવી વિશે સુંદર પ્રકાશ પાડે એમ છે, કિન્તુ એ વિષયની વિસ્તૃત ચર્ચા અહીં અપ્રસ્તુત છે

## સુલ્તાન-સન્માનિત શ્રાવકો અને એમનાં કાર્યો.

૧૧૮૫ અચલગચ્છીય શ્રાવકો પણ રાજસભાઓમાં ખૂબ જ આદરમાન પામ્યા હોવાની હકીકતો પ્રાચીન પ્રમાણોમાંથી મળી આવે છે ધર્મપ્રભસૂરિ કૃત કાલકાચાર્ય કથાની એક સ્વર્ણાક્ષરી પ્રત પ્રાપ્ત થાય છે.

૧૧૮૬. ઉપર્યુક્ત કાલકાચાર્ય કથાની સ્વર્ણાક્ષરી પ્રતિ જ્યોતિષી અલવાએ સ. ૧૫૧૦ ના ફાગણ સુદી ૫ ને રવિવારે લખી છે, જયકેસરીસૂરિના ઉપદેશથી ઓશવાલ બપ્પણાગોત્ર મિઠડિયા શાખાના શા. પાસાની પત્ની ચમકૂ શ્રાવિકાએ એ લખાવી છે એમાં તીર્થોદ્ધાર, યાત્રા, અહમદ પાતિસાહિ અને કુતુબુદ્દીનથી સન્માન પ્રાપ્ત કરવા વગેરેનો ઉલ્લેખ મહત્ત્વનો છે. 'જ્યો૦ અલવા લિખિત બે સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રશસ્તિઓ' જૈ. સ પ્ર. અ ક ૮-૯, પૃ. ૧૫૮-૬૧ મા ભવરલાલજી નાહટા જણાવે છે કે 'કાલકાચાર્ય કથા' પત્રાંક ૧૩૨ થી ૧૪૨ સુધીમાં છે, જેમાં ૧૩૩ અને ૧૩૫ નાં વચ્ચેના બે પત્રો નથી, એની પહેલાં ૧૩૧ પત્રોમાં 'કલ્પસૂત્ર' સચિત્ર લખાયેલુ છે, જેની પ્રતિ અત્યારે કોઈ સંગ્રહાલયની શોભા વધારી રહ્યુ છે, જેનો પતો લગાવવો જરૂરી છે.

૧૧૮૭. કાન્તિસાગરજીને પણ એ ગ્રથની એક પ્રતિ જાલાન સગ્રહ પટણામાં જોવા મળેલી, જેમાં એ પ્રમાણે જ પ્રશસ્તિ છે, જુઓ "જૈન" પર્યુષણાંક સં ૨૦૦૪, પૃ. ૪૩૯-૪૦માં 'ઐતિહાસિક પ્રશસ્તિ' એ નામનો લેખ તેઓ જણાવે છે—'ભારતીય ચિત્ર ઔર સ્થાપત્યકલા કે ઉન્નતિપૂર્ણ વિકાસ મેં જૈનોને અપના સર્વસ્વ તક સમર્પિત કર અપૂર્વ કલા-હૃદય કા પરિચય દિયા થા. ઐસા કહના પૂર્વ કથિત વાક્યો કો દુહરાના હૈ. અબ તો સોચના ઈસ વિષય પર હૈ કિ ઉન ચિત્ર ઔર સ્થાપત્ય કલા કે પ્રતીકોં કો હમ કિન દૃષ્ટિયો સે દેખતે હૈ ? યા દેખના ચાહિયે. પર્યુષણ પર્વ જૈનો કા એક પરમ પાવન સાંસ્કૃતિક પર્વ હૈ યોં તો માનવ સંસ્કૃતિ મે પર્વો કા સ્થાન બહુત ઊચા હૈ, પર જૈન પર્વોં કો મૈં તો સાંસ્કૃતિક દીપક માનતા હું. ભૌતિક વસ્તુ સમુત્પન્ન દીપક ક્ષણિક પ્રકાશ કે બાદ વિલીન હો જાતા હૈ, પર પ્રતિવર્ષ પ્રજ્વલિત હોનેવાલા સાંસ્કૃતિક દીપક માનવ સંસ્કૃતિ કે આધ્યાત્મિક ઉચ્ચ પ્રશસ્ત પથ કો પ્રલોકિત કર એક નવીન ચેતના ઔર સ્ફુર્તિ ફૈલા કર નવીનતમ ઉચ્ચ માર્ગાનુગામિની ભાવનાઓં સે મનુષ્યોં કો ઓતપ્રોત કર દેતા હૈં. ઈસકે પ્રકાશ સે વહ અપના ઉચ્ચ સ્તર, પૂર્વજોં કે દ્વારા પ્રસાદિત ઔપદેશિક વાણી આદિ કા સ્વર્ણિય અનુભવ કરતા હૈ. ઈસીકે સહારે વહ આત્મકલ્યાણ કા હી માર્ગ મેં પ્રવૃત્ત હોતા હૈ ઈન દિનોં પ્રધાનત: કલ્પસૂત્ર કા પારાયણ સર્વત્ર આદર કે સાથ કિયા જાતા હૈ, અતઃ જૈનોને ઈસ પવિત્ર સૂત્ર કો સ્વર્ણરજતાદિ મુલ્યવાન દ્રવ્યો સે સુસજ્જિત કર લિખવાયે ઔર

તદનુકુલ ચિત્ર ભી અંકિત કરવાયે, ઐસી પ્રતિયાં ભારતમે ઔર બાહર સૈકડો કી સંખ્યામેં ઉપલબ્ધ હોતી હૈ. ઐસી હી એક પ્રતિયાં કા અતિ સંક્ષિપ્ત પરિચય યહાં પર ભી અભીષ્ટ હૈ.

૧૧૮૮. 'યહ પ્રતિ કુલ મિલાકર ૧૪૨ પત્રોં કી થી જિસમે કલ્પસૂત્ર ઔર કાલક કથા ઉલ્લિખિત થી, પરંતુ વર્તમાન મેં તો કેવલ ૧૩૨–૪૨ તક કાલક કથા હી હૈં. મુઝે પ્રતીત હોતા હૈ કિ બેચનેવાલે ઉસ્તાદ થે, અત: એક ગ્રંથ કે ઇનેદામ કે લિયે દોનો કો અલગ અલગ બેચા હોગા, કથા તો રહી યહીં ઔર સૂત્ર ન જાને કહાં વિરાજમાન હોંગે. સંપૂર્ણ પ્રતિ સ્વર્ણાક્ષરી હૈ લિપિ બડી સુન્દર ઔર સુપાઠ્ય હૈ. પત્રોં કો લાલ રંગમે વિલેપિત કર તદુપરિ સ્વર્ણલિપિ ઉપસ્થિત હૈ ચારોં ઓર બ્લુ રંગ કી રેખાયે ખીંચ દી ગઈ હૈં. ઇસ કથા મે ૫ ચિત્ર હૈં જો કાલકાચાર્યજી કે જીવન ઘટના ચક્ર પર પ્રકાશ ડાલતે હૈ. ચિત્રોં કી પૃષ્ટભૂમિ લાલ રંગ કી હૈ, પીલા–સ્વર્ણ–શ્યામ–બ્લુ આદિ રંગો કી પ્રધાનતા હૈ કલમ અચ્છી હૈ. ન જાને કલ્પસૂત્ર મે કિતને મહત્વવાન્ ચિત્ર ચલે ગયે હોંગે'

૧૧૮૯. 'અંતમે જો પ્રશસ્તિ હૈ ઉસકા ઐતિહાસિક દૃષ્ટિ મે બહુત કુછ મૂલ્ય હૈ. ઉસસે પતા ચલતા હૈ કિ વિ. સં. ૧૫૧૦ મેં આચાર્ય જયકેસરીસૂરિજી કો ચમકૂ શ્રાવિકાને સમર્પિત કિયા, ઔર આવલકને લિખા. પ્રશસ્તિ વર્ણિત શ્રાવક બડે પ્રતિષ્ઠિત ઔર રાજદ્વારા સમ્માનિત પ્રતીત હોતે હૈ. વિદ્વાન લોગ ઇન પર અધિક પ્રકાશ ડાલેંગે ઐસે વિશ્વાસસે પંક્તિયા સમાપ્ત કરતા હું'

૧૧૯૦. આપણે પેરા નં. ૧૧૨૬ માં જે કુટુંબનું વંશવૃક્ષ જોઈ ગયા એજ કુટુંબનો ઉક્ત પ્રશસ્તિમાં ઉલ્લેખ છે એમ સહેજે ખ્યાલ આવી શકે છે ઉક્ત વંશવૃક્ષમા પ્રસ્તુત પ્રશસ્તિનાં અન્ય નામોનો સમાવેશ કરતાં સંવર્દ્ધિત વંશવૃક્ષ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે.



૧૧૯૧ ઉશવંશીય, અપ્પણા ગોત્રીય, મીઠડીઆ શાખીય, પત્તનવાસી આ કુટુંબ વિશે આ પ્રમાણે માહિતીઓ પ્રાપ્ત થાય છે.—

(૧) નરસિંહના પુત્રો પાસદત્ત અને દેવદત્તે જીરાવલા તીર્થની દેવકુલિકા નં ૩૦ થી ૩૨, જયકીર્તિસૂરિના ઉપદેશથી કરાવી હોવાની માહિતી સં. ૧૪૮૩ ના પ્રથમ વૈશાખ સુદી ૧૩ ગુરુવારના, તે દેવકુલિકાના શિલાલેખો પરથી પ્રાપ્ત થાય છે.

(૨) ઉક્ત નસિંહની સંતતિમાં રૂડી શ્રાવિકાએ જીરાવલા તીર્થની ૩૩મી દેવકુલિકા જયકીર્તિસૂરિના ઉપદેશથી કરાવી એમ તેના ખંડિત શિલાલેખ પરથી જાણી શકાય છે. શિલાલેખ સં. ૧૪૮૩ ના વર્ષનો જ છે.

(૩) ઉક્ત તેજાના દ્વિતીય પુત્ર ખીમાની ભાર્યા ખીમાદેએ કુટુંબના શ્રેયાર્થે જીરાવલા તીર્થની ૩૫ મી દેવકુલિકા જયકીર્તિસૂરિના ઉપદેશથી કરાવી, એમ તેના એજ તિથિ-મિતિના શિલાલેખ પરથી જાણી શકાય છે.

(૪) પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે કે સલખણના પુત્રો સા. તેજા અને સા. નરસિંહ અદ્ભૂત ચારિત્ર્યવાળા હતા. તેમણે મહીતીર્થની યાત્રા કરી તેનો ઉદ્ધાર કરાવ્યો અને એ રીતે પોતાનું ધન કૃતાર્થ કર્યું

(૫) સા તેજાના સા ડીડા પ્રભૃતિ પાંચ પુત્રો થયા જેમને ગુજરાતના સુલતાન અહમદશાહે પણ સન્માનિત કરેલા તેમણે અનેક સત્કાર્યો કર્યાં હતા

(૬) ડીડાના પુત્ર નાગરાજ શ્રેષ્ઠીમંડલમાં ભૂપણસમાન થયા

(૭) નાગરાજના પૌત્ર સા. પાસાને ગુજરાતના સુલતાન કુતુબુદ્દીને સન્માન આપેલું તેઓ શ્રી સંઘમાં ખૂબ જ ઉચ્ચ સ્થાન ધરાવતા હતા તેમજ ખૂબ જ સમર્થ પુરુષ હતા. તેની પત્ની ચમકૂ પણ નિર્મળ શીલને ધારણ કરવાવાળી, દેવ અને ગુરુની ભક્તિમાં રસીક ચિત્તવાળી હતી, જેણે સાતે ક્ષેત્રોમાં ધન વાવરીને લક્ષ્મીને કૃતાર્થ કરી. શ્રાવિકા ચમકૂએ જયકેસરીસૂરિના ઉપદેશથી સં ૧૫૧૦ ના ફાગણ સુદી ૫ ને રવિવારે શ્રી કલ્પસૂત્રની પ્રતો સ્વર્ણાક્ષરે લખાવી.

૧૧૯૨. ઉપર્યુક્ત મહત્ત્વપૂર્ણ બાબતો ઉપરાંત જીરાવલા તીર્થની દેવકુલિકાના શિલાલેખોમાંથી તેમજ કલ્પસૂત્રોની પ્રશસ્તિઓમાંથી એ રાજમાન્ય વંશની બીજી પણ કેટલીક માહિતીઓ ઉપલબ્ધ બને છે. આ વંશના સમર્થ પુરુષોને ગુજરાતના સુલતાનોએ પણ સન્માનિત કર્યા હતા, એ પરથી જ એમની મહત્તા જાણી શકાય છે. અંચલગચ્છના આચાર્યોના ઉપદેશથી તેમણે અનેક કાર્યો કર્યાં અને પોતાનાં સુકૃત્યો દ્વારા ગચ્છની તેમજ શાસનની શોભા પણ તેમણે વધારી.

**શિષ્ય સમુદાય**

૧૧૯૩ ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં નોંધે છે કે જયકેસરીસૂરિએ બે આચાર્યો, સાત ઉપાધ્યાયો અને દશ મહત્તરાઓને પદસ્થાપિત કર્યા હતા:—

સૂરિ દુગ સત્ત પાઠગ મહત્તરા દસહસિરિ પયે-દાઉ,
સિરિ જયકેસરસૂરી થંભપુરે લંકિઓ તત્તો

૧૧૯૪. કવિવર કાન્હ 'ગચ્છનાયક ગુરુ રાસ'માં પણ એ પ્રમાણે જ સંખ્યા જણાવે છેઃ—

દો આયારિજ મણહસ, ઉવઝ્ઝાય સત્તતહ, મહત્તરુ;
થાપિય દસ સિરિ પદ્વરુ, ઇગ્ગુયાલઇ સુરગિ ગયા ગુરુ.

જયકેસરીસૂરિના શિષ્યો અને તેમનાં કાર્યો વિશે જાણવું પણ જરૂરી છે.

## કીર્તિવલ્લભ ગણિ

૧૧૯૫. જયકેસરીસૂરિના શિષ્ય કીર્તિવલ્લભગણિ ઉપદેશક તેમજ લેખક થઈ ગયા. જ્ઞાતાસૂત્રની પ્રત પુષ્પિકામાંથી જાણી શકાય છે કે–ગુજરાતની પવિત્ર પૃથ્વીનું પાલન જ્યારે મદાફર પાતશાહ કરતા હતા, તે વખતે પોરવાડ વંશમાં પુરુષ અને પદમાઈના પુત્ર વર્ધમાન નામના ગુણવાન ગૃહસ્થ થઈ ગયા, જેની પત્નીનું નામ મણી અને પરાક્રમી પુત્રોનાં નામ ૧ ઉદયકિરણ, ૨ સહસ્રકિરણ, ૩ વિજયકિરણ, ૪ સિંધા (?) હતા. પૌષધ વિગેરે ધર્મકૃત્યો કરનારા, અર્હચ્છાસનની ઉન્નતિમાં સાવધાન એ ગૃહસ્થ, જયકેસરીસૂરિના શિષ્ય કીર્તિવલ્લભગણિના ઉપદેશથી વિશેષ પ્રકારે ધર્મરુચિ થયા હતા. પુત્રોએ વિસ્તારેલા યશવાળા તે વર્ધમાન શેઠે ભુજાથી ઉપાર્જિત કરેલાં દ્રવ્યને સફળ કરવા ૧૧ અંગસૂત્રો લખાવ્યાં હતાં. એ જૈનાગમનાં લેખનનો આરંભ ચંપકદુર્ગ—ચાંપાનેરમાં સં ૧૫૬૭ મા થયો હતો. જુઓ પં. લાલચંદ્ર ગાંધી કૃત 'તેજપાલનો વિજય' પૃ ૨૪.

૧૧૯૬. કીર્તિવલ્લભગણિએ સં. ૧૫૫૨ માં સિદ્ધાંતસાગરસૂરિના આધ્યાત્મિક શાસનમાં ઉત્તરાધ્યયન સૂત્ર પર પૂર્વાચાર્યોએ રચેલ દીપિકા આદિ વૃત્તિઓને અનુસરી સ્પષ્ટ વ્યાકરણની ઉક્તિવાળી વૃત્તિ રચી અમદાવાદમાં દીપોત્સવીને દિવસે પૂર્ણ કરી આ સંસ્કૃત ટીકા ૮૨૬૫ શ્લોક પરિમાણની છે. પ્રશસ્તિ માટે જુઓ પ્રો પિટર્સનનો સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ સન ૧૮૮૬–૯૨, નં. ૧૧૮૭. ગ્રંથકર્તા પોતાના ગુરુ અને ગ્રંથ રચના વિશે જણાવે છે કે—

तच्छिष्यो ननु कीर्त्तिवल्लभगणिर्मुग्धाग्रणी मोदतो
स्पष्टव्याकरणोक्तिवृत्तिमलिखन्मुग्धप्रवोधप्रदाम् ।
पूर्वैर्निर्मितदीपिकादिकमहाग्रंथानुसारी स्वक—
प्रज्ञावेदनश्च [नतो ह्य] सौ वसुगुरु प्रौढप्रसक्तेः पुनः ॥
संवत्पंचदशे द्विपंचगणिते वर्षे च हर्षप्रदे
सु श्री अहमदवादनाम्नि नगरे दीपोत्सवे निर्मिता ॥

## મહીસાગર ઉપાધ્યાય

૧૧૯૭. જયકેસરીસૂરિના શિષ્ય મહીસાગર ઉપાધ્યાયે સં. ૧૪૯૮ માં 'ષડાવશ્યકવિધિ' નામનો ૨૩૭૫ શ્લોક પરિમાણ ગ્રંથ ગુજરાતીમા લખ્યો પ્રો. વેલણકર 'જિનરત્નકોશ'માં નોંધે છે તેમ, બાલાવબોધ સંક્ષેપાર્થ, ચૈત્યવંદનસૂત્ર, શ્રાદ્ધ પ્રતિક્રમણ, સાધુ પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાનસૂત્ર ઇત્યાદિ આ ગ્રંથના અપરનામો છે. મોહનલાલ દલીચંદ દેસાઈ જયકેસરીસૂરિના શિષ્ય મહિમાસાગર ઉપાધ્યાયનો 'ષડાવશ્યક વિવરણ–સંક્ષેપાર્થ' જૈ.ગૂ.ક.ભા.૩.પૃ ૧૫૯૧માં ઉલ્લેખ કરે છે, તે આ ગ્રંથકર્તા સંભવે છે.

## મહીમેરુગણિ

૧૧૯૮. મેરુતુંગસૂરિ કૃત જૈન મેઘદૂત મહાકાવ્ય પર મહીમેરુગણિએ ટીકા રચી છે. ૧૪૪૪ શ્લોક પરિમાણની આ સંસ્કૃત ટીકા સં. ૧૫૪૬ મા રચાઈ છે. તદુપરાંત ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા. ૨, પૃ. ૫૩૦ માં નોંધે છે તેમ, મહીમેરુગણિએ 'ક્રિયાગુપ્ત', 'જિનસ્તુતિ પંચાશિકા' 'કલ્પસૂત્રાવચૂરિ' આદિ ગ્રંથો પણ રચ્યા છે.

### ધર્મશેખરસૂરિ

૧૧૯૯. જયકેસરીસૂરિના સમયમાં ધર્મશેખરસૂરિની વિદ્યમાનતાનુ પ્રમાણ 'નંદીસૂત્રવૃત્તિ'ની પ્રત પુષ્પિકા પૂરુ પાડે છે. તેમાં આ પ્રમાણે નોંધ છે—

**संवत् १५०९ वर्षे ज्येष्ठ मासे शुक्लपक्षे बुधवासरे । श्रीमदंचलगच्छे श्रीधर्मशेखर-सूरीश्वराणां ग्रन्थोऽयं मोढ ज्ञातीय धमाकेन लिखितः ॥ शुभम् भूयात् ॥**

આ ધર્મશેખરસૂરિ જયશેખરસૂરિના શિષ્ય સભવે છે, જેમને વિષે આપણે આગળ જોઈ ગયા. ધર્મશેખરસૂરિના શિષ્ય ઉદયસાગર પણ સારા સાહિત્યકાર હતા.

### ભાવસાગરસૂરિ

૧૨૦૦. જયકેસરીસૂરિના શિષ્ય ભાવસાગરસૂરિ સ. ૧૫૧૨ માં વિદ્યમાન હોવાનું પ્રમાણ મૂર્તિલેખ દ્વારા પ્રાપ્ત થાય છે મેવાડના ભેંસરોડગઢના શ્રી આદિનાથ જિનાલયની પંચતીર્થી ઉપર આ પ્રમાણે લેખ છે:—

**ॐ संवत् १५१२ वर्षे फागण सु० ७ सो० गांधीगोत्रे ऊसवंशे । सा० सारिंग सुत फेरु भा० सूहवदे पुत्री बाई सोनाई पुण्यार्थं श्री अजितनाथबिंब कारापितं श्री अञ्चल-गच्छे । प्रतिष्ठितं । श्री भावसागरसूरिभिः ।**

### કવિ પેથો

૧૨૦૧ સ. ૧૪૯૪ અને ૧૫૪૨ વચ્ચે થઈ ગયેલા આ કવિની 'પાર્શ્વનાથ દશભવ વિવાહલો' નામની ગુજરાતી ભાષામાં લખાયેલી પદ્યકૃતિ ઉપલબ્ધ થાય છે. જુઓ 'જૈન ગૂર્જર કવિઓ' ભા. ૧, પૃ. ૫૬–૭ ગ્રથને અતે 'મત્રિ પેથ ઇમિ બોલઈ' એ પક્તિ દ્વારા જાણી શકાય છે કે કવિ મંત્રપદે હશે. ગ્રથ પુષ્પિકામાં આ પ્રમાણે નોંધ છે—'વિધિ પક્ષના સુશ્રાવક નિજ પરમ ભક્ત શ્રી જયકેસરીસૂરિના પ્રતિબોધ્યા, શ્રી જાબૂ ગ્રામે વાસ્તવ્ય શ્રીમાલ જ્ઞાતીય મહં. શ્રી પેથાકૃત દશભવ—શ્રી પારિસ્વનાથ વિવાહલુ કૃતં' આ પરથી જાણી શકાય છે કે કવિ જાબૂ–જબુસર ગામના વતની અને શ્રીમાલી જ્ઞાતીય હતા તેમજ જયકેસરીસૂરિનો પ્રતિબોધ પામી તેઓ જૈન ધર્મમાં વિશેષ દઢ થયા હતા. તેઓ જાંબૂ–જંબુસર ગામમાંજ મંત્રીપદે હોય એમ પણ અનુમાન થાય છે. એમની મંત્રી તરીકેની કારકિર્દી વિશે માહિતી પ્રાપ્ત થતી નથી ગ્રંથકાર તરીકે તેમણે બીજા પણ કેટલાક ગ્રથોની રચના કરી હોવી જોઈએ.

૧૨૦૨. ખભાતનાશ્રી મુનિસુવ્રત જિનાલયની ધાતુમૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ પ્રાપ્ત થાય છે:—

**संवत् १५१२ फागुण शुदि ८ शनौ श्रीमालज्ञातीय मं० नरूआ भार्या वाल्ही पुत्र कूरणा म ..जणसी प्रमुखस्वकुटुंबसहितेन मं० पेथासुश्रावकेण भार्या वीरू संजितेन च निजश्रेयसे श्री अंचलगच्छे श्री जयकेसरिसूरीणामुपदेशेन श्री श्रेयांसनाथ बिंबं कारितं प्रतिष्ठितं संघेन ॥**

આ લેખમાં કહેલા મત્રી પેથા તે આ કવિજ સભવે છે નામ અને વિશેષણ ઉપરાત જ્ઞાતિ પણ પુષ્પિકા અને મૂર્તિ લેખમાં સરખી છે

૧૨૦૩ અચલગચ્છના પ્રાચીન પ્રમાણ–ગ્રથોમા જાબૂ–જંબુસર ગામનો ઉલ્લેખ પ્રચુર છે. આ ગામના રાજા ગજમલ્લ ગદ્દુઆને મેરુતુગસૂરિએ પ્રતિબોધિત કરેલો તથા સાધ્વી મહિમશ્રીને આ ગામમાજ સાહ વરસિંઘ કારિત ઉત્સવમા આચાર્યે મહત્તરાપદે અલંકૃત કરેલા, જે વિશે આપણે આગળ ઉલ્લેખ

કરી ગયા. આ સ્થાનમાં અંચલગચ્છીય શ્રાવકોનો પ્રભાવ પણ અનેક પ્રમાણો દ્વારા સૂચિત થાય છે. અંચલગચ્છીય આચાર્યોનો અહીં વિહાર અને તેમના ઉપદેશથી થયેલા ધર્મકાર્યો અંગે પ્રસંગોપાત વિચારણા કરીશું. સં. ૧૫૧૨ ઉપરાંત સં. ૧૫૨૩માં જયકેસરીસૂરિએ આ ગામમાં પદાર્પણ કરેલું અને તેમના ઉપદેશથી પ્રતિષ્ઠાદિ કાર્યો થયેલા એમ ઉત્કીર્ણિત પ્રતિષ્ઠા-લેખો દ્વારા પ્રતીત થાય છે.

### પ્રતિષ્ઠા લેખો

૧૨૦૪. અંચલગચ્છમાં સૌથી વધુ પ્રતિષ્ઠા લેખો જયકેસરીસૂરિના પ્રાપ્ત થાય છે. આ લેખોમાંથી અનેક મહત્ત્વપૂર્ણ બાબતો જાણી શકાય છે. અહીં લેખોનો સંક્ષિપ્ત સાર જ વિવક્ષિત છે:—

૧૫૦૧ જેઠ સુદી ૧૦ રવિવારે, ઉકેશવંશે, લાલણશાખીય સા. હેમા ભાર્યા હીમાદેના પુત્ર સા. જયવડ શ્રાવકે જયતલદે ભાર્યા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું. શ્રાવકોએ પ્રતિષ્ઠા કરાવી.

૧૫૦૨ કાર્તિક વદિ ૨ શનિવારે, ઉકેશ જ્ઞાતીય વ ગોત્રે સા લોહડ સુત સારંગ ભાર્યા સુહાગદેના પુત્ર સાદા ભાર્યા સુહમાદેએ પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યાં, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૫૦૩ (૧) જેઠ સુદી ૧૦ ગુરુવારે ઉકેશવંશે સા. રેડા ભાર્યા રણશ્રી પુત્ર પદસાદાજીતે. શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરી

(૨) એજ દિવસે પ્રાગ્વાટ જ્ઞાતીય સા. ગાંગા ભાર્યા ગંગાદે પુત્ર આમા ભાર્યા ઉમાદે પુત્ર સા.સહસા સુશ્રાવકે ભાર્યા સંસારદે સહિત પોતાના શ્રેયાર્થે શ્રી મુનિસુવ્રત બિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરી.

૧૫૦૪ (૧) માહ વદિ ૩ ઉપકેશ જ્ઞાતીય સા. જયતા ભા. તાલ્હણદે સુત મહિપાએ પોતાના શ્રેયાર્થે ભ્રાતા ચાંપા નિમિત્તે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યુ, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી

(૨) ફાગણ વદિ ૯ સોમવારે ઉકેશ જ્ઞા સા ગોપા ભા. રૂદી પુત્ર રૂલ્હા ઠાકુર સહિત શ્રી શ્રેયાસ-નાથ બિંબ ભરાવ્યુ અને પ્રતિષ્ઠા કરાવી.

(૩) વૈશાખ સુદી ૩ શનિવારે ઉકેશવંશે લીંબા ભાર્યા વાછૂ પુત્ર મ. કાઈયા સુશ્રાવકે ભાર્યા હીરૂ સહિત શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૪) એજ દિવસે શ્રીમાલી શ્રે. આકા ભા. રાજૂ પુત્ર આસાએ ભા. હેમતિ સહિત પિતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભ બિંબ ભરાવ્યું. સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૦૫ (૧) માઘ સુદી ૧૦ રવિવારે શ્રીમાલ સં. સામલ ભા. લાખણદે સુત દેવા ભા. મેલૂએ દેલ્હાના કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે શ્રીમાલી જ્ઞાતીય શ્રે કર્મસી ભા. હાંસૂ પુત્ર શ્રે નરપતિ સુશ્રાવકે ભા. નયણાદે મુખ્ય સમસ્ત કુટુંબ સહિત માતાપિતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, સઘે પ્રતિષ્ઠા કરી.

(૩) એજ દિવસે શ્રી પદ્મપ્રભ બિંબ પણ ભરાવવામાં આવ્યું.

(૪) એજ દિવસે ઉકેશવંશે મીઠડીઆ સા. સાઈઆ ભાર્યા સિરીયાદે પુત્ર સા. ભોલા સુશ્રાવકે ભાર્યા કન્હાઈ, નાના ભાઈ મહિરાજ, હરરાજ, પદ્મરાજ; ભાઈના પુત્ર સા. સિરિપતિ પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, સઘે પ્રતિષ્ઠા કરાવી.

(૫) એજ દિવસે સા. સાઇઆ, સા. વાસરા આદિ પુત્ર સા. દના સા. વાકરાએ પરિવાર સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરાવી.

(૬) માઘ વદિ ૯ સોમવારે ઓશવંશીય મીઠડીઆ શાખીય સા. મેઘા ભા. માણિકદે પુ. સા. તિલા સુશ્રાવકે ભા. દુલ્હાંદે પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત માતા–પિતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથ-બિંબ ભરાવ્યુ, સઘે પ્રતિષ્ઠા કરાવી.

(૭) ફાગણુ સુદી ૨ શનિવારે શ્રીમાલ જ્ઞાતીય કુપર્દ શાખીય આસપાલ ભા. તારૂ સુત સલ-હીયાએ ભા. ફદકૂ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અભિનંદનબિંબ ભરાવ્યું, સઘે પ્રતિષ્ઠા કરાવી.

૧૫૦૭ (૧) માઘ સુદી ૧૩ શુક્રવારે શ્રીમાલ વશે વ્ય૦ જીદા ૧ પુત્ર વ્ય૦ જેતાણંદ ૨ પુ૦ વ્ય૦ આસ-પાલ ૩ પુ૦ વ્ય૦ અભયપાલ ૪ પુ૦ વ્ય૦ વાંકા ૫ પુ૦ વ્ય૦ શ્રીનાઉડિ ૬ પુ૦ વ્ય૦ અણુંત ૭ પુ૦ વ્ય૦ સરજા ૮ પુ૦ વ્ય૦ ધીંધા ૯ પુ૦ વ્ય૦ રાજા ૧૦ પુ૦ વ્ય૦ દેપાલ ૧૧ પુ૦ વસનાના ૧૨ પુ૦ વ્ય૦ રામ ૧૩ પુ૦ વ્ય૦ ભીના ભાર્યા માંકૂ પુત્ર વસાહર રયણાયર સુશ્રાવકે ભા૦ ગઉરી પુ૦ ભૂંભવ પૌત્ર લાડણ વરદે ભાઈ સમધરી સાયર ભાઇ પુત્ર સગરા કરણસી સારંગ વીકા પ્રમુખ સર્વ કુટુબ સહિત સ્વશ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિબ ભરાવ્યુ, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે વીરવંશે સં૦ લીંબા ભાર્યા મોટી પુત્ર સ૦ નારદ સુશ્રાવકે ભા૦ જયરૂ સહિત શ્રી ધર્મનાથ બિબ પિતાના શ્રેયાર્થે ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) જેઠ વદિ ૫ ગુરુવારે ઉશવંશે મં૦ દૂદા ભા૦ માધલદે પુત્ર મં૦ આંબા સુશ્રાવકે ભા૦ ભોલી ભાઈ સીધર દેધર સહિત સ્વશ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે શ્રીમાલ વંશે મં૦ પર્વત ભાર્યા લાડી પુત્ર મ૦ ભોજા સુશ્રાવકે ભાર્યા ભાવલદે પુત્ર માંડણ મુખ્ય કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથબિંબ કરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૦૮ (૧) વૈશાખ વદિ ૧૦ રવિવારે ઓશવંશે સિંધા ભાર્યા મચકૂ પુ૦ સામન ભાર્યા બાઈ વીરૂ શ્રાવિકાએ રત્ના, ધર્મા, કર્મા આદિ પુત્રો સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાતિનાથબિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૨) જેઠ સુદી ૭ બુધવારે શ્રીમાલવશે લઘુ શાખીય મં૦ હીરા ભા૦ સાચુ પુ૦ મં૦ ખોધલ સુશ્રાવકે ભા૦ અકાઈ પુ૦ જીવા, ભાઈ હાજા સહિત ભગિની રાજુ શ્રેયાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) એજ દિવસે શ્રીમાલવશે સાઽલગોત્રે સા૦ હાપા ભા૦ વીરા પુ૦ સા૦ પોપટ સુશ્રાવકે ભા૦ માલ્હણદે, દોહિત્રો લાખા, સલખા સહિત, પુત્ર ભલાના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે શ્રીમાલવંશે ડઉડિ શાખીય લઘુ સંતાને મ૦ ધણપાલ ભા૦ લીમાદે પુ૦ મ૦ મૂલા સુશ્રાવકે ભાર્યા જસ, વડિલ ભાઈ વાછા, ભાઈ મૂરા સહિત, પિતાના શ્રેયાર્થે શ્રી સુવિધિ બિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) એજ દિવસે શ્રી વીરવશે સ૦ નરદા ભાર્યા ધણદેવી પુત્ર સં૦ ઠાકુર સુશ્રાવકે ભા૦ રામદૂ,

પુત્ર સં૦ માંડણ, પૌત્ર કર્મણ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી પદ્મપ્રભબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એજ દિવસે ઓશવંશે મં૦ વીદા ભાર્યા સંપૂરિ સુશ્રાવિકાએ, પુ૦ મં૦ મોકલ, નાલ્હા, પૌત્ર માંડણ, માંજા, હર્પા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરી.

(૭) એજ દિવસે પ્રાગ્વાટ વંશે લઘુ સંતાને મં૦ રતનશી ભાર્યા સરસતિ પુ૦ મં૦ જોગા સુશ્રાવકે ભા૦ રાણી પુત્રો પથા, પાલ્હા, પૌત્ર મેઘા, કુંદા, ધણપતિ, પૂરા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી નમિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) જેઠ સુદી ૧૩ બુધવારે શ્રીમાલ જ્ઞાતીય સા૦ કર્મ્મણ ભા૦ કપૂરદે સુત સા૦ બહિદેએ, ભા૦ સોઉ સુ૦ કેશવ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભ મૂલનાયક કરાવ્યા અને તેની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરાવી.

(૯) આષાઢ સુદી ૧૦ સોમે ઓશવંશે લાલણ શાખીય સા૦ મહેણા, ભાર્યા મહણદે પુત્ર સા૦ પેથડ શ્રાવકે ભાર્યા દેલ્હૂ, પુત્ર દેવત્તા, ડામરા, માણા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી પદ્મપ્રભબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૧૦) આ૦ વ૦ સોમે શ્રીમાલિ જ્ઞા૦ સા૦... ..ભાર્યા ઉત્તિગદેએ જિનબિંબ કરાવ્યુ.

(૧૧) સં. ૧૫ .......માં રાજસીંહ ભા૦ મધૌદરિ નિમિત્તે શ્રી વિમલનાથ બિબ ભરાવ્યું. વીજડલિ ગ્રામે.

૧૫૦૯ (૧) કારતક વદિ ૩ શનિવારે નાગર જ્ઞાતીય વ્ય૦ શ્રે૦ રાણા ભા૦ રત્નાદે સુ૦ શ્રે૦ પાતાએ ભા૦ હીરૂ, પુ૦ આંબા, ખીમા, હરિદાસ સહિત શ્રી સભવનાથ બિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માગશર સુદી ૫ શુક્રવારે પ્રાગ્વાટ જ્ઞાતીય સા૦ નાઉ ભાર્યા હાસિ પુત્ર ઠાકરશી ભા૦ આલ્હા, ભાઈ વરસિંહ ભા૦ સલાખુ પુ૦ ચાંદા ભા૦ સોમી ઠાકુ પુત્ર જયસિંહ સહિત મૂલનાયક શ્રી આદીશ્વર પ્રમુખ ચતુર્વિંશતિ જિન પટ્ટક કરાવ્યું.

(૩) માઘ સુદી ૫ શુક્રવારે પ્રાગ્વાટવશે સં૦ કર્મટ ભા૦ માતુ પુત્ર ઉધરે ભાર્યા સોહિણી, પુત્ર આલ્હા, વીસા, નીસા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિબ ભરાવ્યું, સઘે પ્રતિષ્ઠા કરાવી

(૪) એજ દિવસે પ્રાગ્વાટ વશે સા૦ મોકલ ભા૦ મેલાદે પુ૦ મેહાએ પુ૦ તોલા સહિત શ્રી વાસુપૂજ્ય બિંબ પોતાના શ્રેયાર્થે ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) વૈશાખ સુદી ૧૩ શુક્રવારે શ્રીમાલી જ્ઞાતીય મહ૦ રામા ભા૦ માકૂ પુ૦ મં૦ બલિરાજ સુશ્રાવકે ભાર્યા બુહલાદે, વડિલભાઈ મહ૦ આસા, નાનાભાઈ મહં૦ ધના, ભાણેજ વીરા પ્રમુખ કુટુંબ સહિત સ્વશ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એજ દિવસે શ્રીમાલવંશે મહં૦ મૂલરાજ ભા૦ શારૂ પુ૦ મં૦ પંચાયણ સુશ્રાવકે ભા૦ સલખૂ, પુ૦ સુરા, ગિવદાસ, હરિચદ્ર સહિત, પત્નીશ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૭) વૈશાખ માસમાં ઓશવંશે સા૦ સિંહા ભાર્યા સૂહવદે પુત્ર જયતાએ પિતાના શ્રેયાર્થે શ્રી નમિનાથ બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) જેઠ સુદી ૭ બુધવારે શ્રીમાલ જ્ઞાતીય શ્રે૦ પયસે ભા૦ પોઈ, પુ૦ ભોજા, રાજા, રાણા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૯) આષાઢ વદિ ૯ ગુરુવારે ઉશવંશે સા૦ દેવરાજ ભા૦ મંની પુ૦ સા૦ રેડા ભા૦ ભાવલદે, આત્મશ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યુ, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી.

(૧૦) ઉશવંશે સા૦ હણદા ભાર્યા આલણદે પુત્ર કેન્હાએ પિતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું.

(૧૧) ઉશવંશે સા૦ પેથડ ભા૦ પીથાઈ પુ૦ ખેલા, સરવણ, સાજણે, પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યુ અને તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૦ (૧) માઘ સુદી ૫ શુક્રે શ્રીમાલ જ્ઞાતીય વ્ય૦ ભૂપાલ ભાર્યા ભરમાદે પુ૦ જોગા ભા૦ જાસૂ પુ૦ તેજપાલે વડિલભાઈ ગોલા, પેથા સહિત ભા૦ રામતિ પુત્ર ધના સહિત પોતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથ ચોવીશી કરાવી, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે શ્રીમાલવંશે શ્રે૦ સઈભૂ ભા૦ પાંચી પુ૦ શ્રે૦ હીરા ભા૦ પુરી પુ૦ શ્રે૦ સુંટા સુશ્રાવકે ભા૦ માણિકિ સહિત સ્વશ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) ફાગણ વદિ ૩ શુક્રે પલ્લીવાલ જ્ઞાતીય મં. મંડલિક ભાર્યા શાણી પુ૦ લાલાએ ભા૦ રંગી મુખ્ય કુટુંબ સહિત શ્રી ચંદ્રપ્રભુ બિંબ ભરાવ્યુ.

(૪) વૈશાખ સુદી ૩ સોમે શ્રીમાલવંશે સ૦ નાયક ભા૦ મધુ સુ૦ ભોજા, બંજા, સિંહા સુશ્રાવકોએ પોતાના પિતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) જેઠ સુદી ૩ ગુરુવારે પ્રાગ્વાટ વંશે સ૦ હરિયા ભા૦ ઉજમાદે પુ૦ સં૦ હોલાએ પોતાના પુણ્યાર્થે શ્રી અજિતનાથ બિંબ ભરાવ્યું, અને તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એજ દિવસે વીરવંશે ચાંપા ભા૦ જાસૂ પુ૦ અજાએ ભા૦ ડાહી, ભાઈ માલા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૧ (૧) માઘ વદિ ૫ શુક્રે શ્રીમાલવંશે લઘુસંતાને મહુણા ભા૦ માણિકદે પુ૦ જગા ભા૦ ગંગી સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે વીરવંશે શ્રે૦ ધર્મસી ભા૦ ભોલી પુ૦ ડુંગર ભા૦ નાથી પુ૦ ભીમા સુશ્રાવકે પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) ફાગણ સુદી ૧૨ બુધે શ્રીવંશે મ૦ અર્જુન ભા૦ આલ્હણદે સુ૦ શિવા ભા૦ વાહના સુશ્રાવિકાએ સુ૦ હીરા સહિત શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૨ (૧) કાર્તિકમાં ઓશવંશે વડહરા સા૦ દેડા ભા૦ મુગતાદે પુ૦ ખેતા, જયતા, પાના, સહસાએ કુંસલ સહિત પિતૃવ્ય નાગમણના શ્રેયાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ સુદી ૫ સોમે ઉકેશવંશે સા૦ મૂલા ભા૦ ભામણી પુ૦ ઉદર શ્રાવકે ભા૦ અહિવદે, પુ૦ મહિપાલ, તેજશી, રોહા સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) ફાગણ સુદી ૭ શુક્રે ઉસવંશે ગાંધીગોત્રે સા૦ સારિંગ સુ૦ ફેરૂ ભા૦ સુહવદે પુત્રી બાઈ સોનાઈના પુણ્યાર્થે શ્રી અજિતનાથ બિંબ ભરાવ્યું, ભાવસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી.

(૪) ફાગણ સુદી ૮ શનિવારે શ્રીમાલ જ્ઞાતીય મ૦ નરૂઆ ભા૦ વાછી પુ૦ કુરણા મ જણસી પ્રમુખ કુટુંબ સહિત, મ૦ પેથા સુશ્રાવકે ભા૦ વીરૂ સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી શ્રેયાસ નાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૩ (૧) માઘ વદિ ૨ શુક્રે શ્રીમાલવંશે સ સઉરા ભા૦ કોઈ પુ૦ સં લીંબા ભા૦ લીલાદે પુ૦ સ૦ હરપતિ સુશ્રાવકે તેના કુટુંબ સહિત ભાર્યા ધારૂના પુણ્યાર્થે શ્રી અભિનંદનબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એ જ દિવસે વીરવંશે શ્રે૦ રામા ભા૦ ગઉરી પુ૦ શ્રે૦ નાઈઆ સુશ્રાવકે ભા૦ ધની, પુ૦ ધર્મશી, ભાણા પ્રમુખ સર્વ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એ જ દિવસે ઉકેશવંશે વ્ય૦ ગીદા ભા૦ રતનૂ પુ૦ વ્ય૦ હાપા સુશ્રાવકે ભા૦ જાવડિ, ભાઈ માંડણ, લૂણા સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી અભિનંદનબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૪) એ જ દિવસે ઉકેશવંશે સા૦ લાહન ભા૦ હીરાદે પુ૦ છીવદ ભા૦ સીતાદે પુ૦ સમધર ભા૦ સહજલદે પુ૦ સા૦ બાટા સુશ્રાવકે ભા૦ ધની વડિલબંધુ ધમા સહિત સર્વ પૂર્વજની પ્રીતિ અર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) વૈશાખમા ઓસ જ્ઞાતીય સા૦ વીસા ભા૦ વાલહદે સુ૦ સા૦ ઝાંઝણ, રત્નાએ ભા. ઝટકાદે પુ૦ અમરાદિ કુટુંબ સહિત શ્રી મુનિસુવ્રતબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) વૈશાખમાં ઉકેશજાતીય સે૦ પેથડ ભા૦ પ્રથમસિરિ પુ૦ સ૦ હેમાએ ભા૦ હીરાદે દ્વિતીયા લાછી, પુત્ર દેલ્હા, રાણા, પાસાદિ કુટુંબ સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી

(૭) વૈશાખ વદિ ૫ શનિવારે ઓસવંશે સા૦ ખેતસી ભા૦ હેમાઈ પુત્ર સોમરસી સુશ્રાવકે ભા૦ સોમલદે પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) એજ દિવસે વીરવંશે શ્રે૦ હાપા ભા૦ કાઉં પુ૦ શ્રે૦ ડેપણ ભા૦ પૂરી શ્રાવિકાએ, ભાઈ શ્રે૦ કેશવ, નરસિંહ, જેસા પ્રમુખ કુટુંબ સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૯) વૈશાખ સુદી ૪ ને દિવસે હથુડિયા ગોત્રે સા૦ કાલૂ ભા૦ કમલાદે સુ૦ પોપાએ, ભા૦ પ્રાલ્હણદે સહિત, પિતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૧૦) જેઠ સુદી ૧૧ શુક્રે ઉકેશ વંશે સા૦ નાગરાજ ભા૦ ગીગાઈ પુ૦ ભીષ્ણતાપની ભાર્યા, સા૦ કેશરાજ-કામમણિની પુત્રી રોહિણીએ શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું અને પ્રતિષ્ઠા કરાવી

(૧૧) આષાઢ સુદી ૫ સોમે ઉસવંશે વાંછિયા ગોત્રે વ્ય૦ જિણદે ભા૦ ફીલાણદે પુ૦ વ્ય૦ દેવા ભા૦ તેલાદે પુ૦ વ્ય૦ જાવડ સુશ્રાવકે ભા૦ રૂગી પ્રમુખ પોતાનાં કુટુંબ સહિત શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૧૨) આષાઢ સુદી ૧૦ બુધે પ્રાગ્વાટ જ્ઞાતીય વ્ય૦ ગાંગા ભા૦ કમલી સુ૦ વ્ય૦ સમધર ભા૦ રાહિ પ્રમુખ કુટુંબ સહિત, શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૧૩) ભા૦ વદિ ૧૨ બુધે સઘરૈ ભા૦ સુજા પુ૦ કરણાએ પોતાના શ્રેયાર્થે શ્રી નેમનાથબિંબ ભરાવ્યુ અને પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૫ (૧) પોષ વદિ ૬ શુક્રે શ્રીમાલી શ્રે૦ મેઘા ભા૦ મેઘલદે સુ૦ શાણા ભા૦ ટાબુ પુ૦ ધના પ્રભૃતિ સ્વકુટુંબ સહિત શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી

(૨) માઘ વદિ ૬ બુધે ઉસવંશે સા૦ જિણદાસ ભા૦ મૂલ્હી પુ૦ સા૦ લાખા ભા૦ લાખણદે પુ૦ સા૦ કાન્હા ભા૦ લખમાદે પુ૦ સા૦ બાબા સુશ્રાવકે પુહતી પુત્ર નરપાલ, કાકા સા૦ પૂજા, સા૦ સામત, સા૦ નાસણ પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત માતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એ જ દિવસે શ્રી વંશે શ્રે૦ રાઉલ ભા૦ રૂપીણિ, પુ૦ મેલાએ ભા૦ મેલાદે, ભાઈ દેપા સહિત પિતાના પુણ્યાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એ જ દિવસે શ્રી વંશે શ્રે૦ ડૂંગર ભા૦ રૂડી પુ૦ શ્રે૦ વીરા સુશ્રાવકે ભા૦ માણિકદે પુ૦ વાલ્લા સહિત પૂર્વજ પ્રીતિ અર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૫) એ જ દિવસે ઓસવંશે સા૦ જિણદે ભા૦ સૂહી પુ૦ શિવા ભા૦ શિવાદે પુ૦ સા૦ સામંતે ભા૦ દેમાઈ, ભાઈ નાસણ, કાકા પુ૦ પૂજા, કાન્તા સહિત, માતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૬) ફા૦ સુદી ૧૨ બુધે શ્રી વંશે વ્ય૦ કઉડિશાખીય શ્રે૦ વીરધવલ પુ૦ ઠાકુરસી...દેવર પુત્ર ગાગા સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૭) એ જ દિવસે શ્રી વંશે સા૦ રૂપા સાડસાકુલે શ્રે૦ ભોલા ભા૦ ચુટી સુ૦ રાજાએ ભા૦ રાજલદે, ભાઈ સાજણ પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૮) વૈશાખ વદિ ૧ બુધે ઓસવંશે વડેરા સા૦ લીલા ભા૦ લીલાદે પુ૦ સા૦ દેમા સુશ્રાવકે ભા૦ દૂલ્હાદે, લખી પુ૦ કમા સહિત, સ્વશ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૯) જેઠ વદિ ૯ શનિવારે શ્રીમાલવંશે શ્રે૦ લીંબા ભા૦ ચાંપૂ પુ૦ રામાએ ભા૦ રમાદે પુ૦ સહણાવલ, મૂલૂ, જઉ ..સહિત ભીમા શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યુ. સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૧૦) એજ દિવસે શ્રીમાલવંશે શ્રે૦ લીંબા ભા. ચાંપૂ પુ૦ દેવરાજે ભા૦ દેલ્હણદે પુ૦ આસા, હાસા, પાસડ સહિત, શિવા શ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૬ (૧) કાર્તિક વદિ ૨ શનિવારે શ્રીમાલવંશે સા૦ અજન ભા૦ આલ્હણદે પુ૦ સંહારા સુશ્રાવકે ભા૦ દિવલદે, પુ૦ માલા, બાલા સહિત, શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૭ (૧) માગશર સુ૦ ૧૦ સોમે ઉસવંશે સા૦ રાણા ભા૦ રાણુનદે પુ૦ ખરહથ સુશ્રાવકે ભા૦ માણકદે, પુ૦ લખમણ સહિત પિતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ સુદી ૧ શુક્રે શ્રીવંશે વ્ય૦ સાલિગ ભા૦ લહિકૂ પુ૦ વ્ય૦ વેલા સુશ્રાવકે, ભા૦ કુઅરિ, પુ૦ દેવદાસ, ગગદાસ સહિત માતપિતાના પુણ્યાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરાવી. ડહિરવાલ ગામના રહેવાસી.

(૩) માઘ સુદી ૬ ગુરુવારે શ્રીવંશે શ્રે૦ ભલા ભા૦ રતન પુ૦ શ્રે૦ કવા સુશ્રાવકે પોતાના શ્રેયાર્થે શ્રી નમિનાથબિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરાવી.

(૪) માઘ સુદી ૧૦ સોમે શ્રીવંશે શ્રે૦ માંડણુ ભા૦ ફદૂ પુ૦ રાજા સુશ્રાવકે, ભા૦ હર્ષૂ, ભાઈ મના, મેહા, લાખા સહિત, માતાપિતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) એ જ દિવસે ઓસવંશે નાગના શાખીય સા૦ કર્મણ ભા૦ સોઈ પુ૦ સા૦ પાતા ભા૦ સૂમી પુત્ર સા૦ દેવસી સુશ્રાવકે ભા૦ ફૂદ સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) વૈશાખ સુદી ૩ સોમે શ્રીવંશે શ્રે૦ માંડણુ ભા૦ ચાંપૂ પુ૦ લાખાએ, ભા૦ સોભાગિણિ પુ૦ સા૦ ધારણ સહિત નાના ભાઈ ખીમસીના પુણ્યાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું. સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૭) એ જ દિવસે ઉસવંશે વ્ય૦ દેપા ભા૦ દેલ્હણદે પુ૦ વ્ય૦ ઉદિર શ્રાવકે ભા૦ ઊમાદે પુ૦ દેવા, હાપરાજે, ભાઈ સા૦ મહિરા સહિત દેવલદે પુણ્યાર્થે શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યુ. સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) એજ દિવસે સંઘે જયકેસરીસૂરિના ઉપદેશથી શ્રી અભિનંદનસ્વામી જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી (ટકારાનાં જિનાલયની ધાતુની મૂર્તિનો લેખ).

(૯) વૈશાખ સુદી ૯ શનિવારે પ્રાગ્વાટ જ્ઞા૦ મણી૦ દેપાલ ભા૦ બાઈ સોહામણિ પુ૦ મણી૦ શિવદાસે પોતાની માતાના શ્રેયાર્થે શ્રી આદિનાથબિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

(૧૦) જેઠ સુદી ૯ સોમે શ્રીમાલ જ્ઞા૦ મં૦ મોઈદિ ભા૦ ધરપતિ પુ૦ થિરપાલ સુશ્રાવકે, ભાઈ દેવા ભા૦ રૂપીણિ, પુ૦ સહિસા ચઉથા, કેસવ, રત્ના સહિત, શ્રા૦ સહજલદે શ્રેયાર્થે શ્રી શ્રેયાંસનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૮ (૧) માઘ સુ૦ ૫ બુધે નાગર જ્ઞા૦ શ્રે૦ રામ ભા૦ શાણી પુ૦ ધર્મણ, ભોટા, નગા, સાલિગ, હરરાજાદિએ પોતાના કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૧૯ (૧) માર્ગ૦ સુદી ૫ શુક્રે શ્રીમાલ જ્ઞા૦ વ્ય૦ હીમાલા ભા૦ હીમાદે સુ૦ વનાએ, ભા૦ ચાંપૂ સુત પર્વત, નરવર, નાઈક, નાલ્હા, જગા, લાખા સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવી પ્રતિષ્ઠા કરાવી'

(૨) માર્ગ૦ સુદી ૬ શનિવારે પ્રાગ્વાટવંશે, લઘુસંતાને મં૦ અરસી ભા૦ ચાંઈ પુ૦ સં૦ ગોપા સુશ્રાવકે ભા૦ સુલેસિરિ, પુ૦ દેવદાસ, સિવદાસ સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી, રત્નપુરના વાસી.

(૩) માઘ સુ૦ ૫ શુક્રે ઉપકેશ જ્ઞા૦ સા૦ ડાડા ભા૦ ચાહણદે સુ૦ ભોજા સુશ્રાવકે ભા૦ ભાવલદે

સુ૦ રાદે, નેમા, જગા, વસ્તા સહિત, ભા૦ સિંધા શ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) માઘ વદિ ૯ શનિવારે ઉસવંશે લાલણશાખીય સા૦ સાયર ભા૦ પોમાદે પુ૦ ધિરીયાએ ભા૦ હીરૂ, ભાઈ ધીરંગ પુ૦ અજા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) એ જ દિવસે ઉસવંશે ગાંધીગોત્રે સા૦ ધાંધા ભા૦ ધાંધલદે પુ૦ કાંસા સુશ્રાવકે ભા૦ હાંસલદે, તેજીપુત્ર પારસ, દેવરાજ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એ જ દિવસે ઉસવંશે વડહિરા ગોત્રે શ્રે૦ કમ્મસી ભા૦ હાંસૂ પુ૦ તેજા સુશ્રાવકે ભા૦ સહ૦ પુત્રાદિ કુટુંબ સહિત માતાપિતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરાવી.

(૭) ફાગણ સુદી ૨ શુક્રે શ્રીવંશે વેલા ભા૦ માજૂ પુ૦ મંત્રી સાલિગ સુશ્રાવકે ભા૦ માલ્હી સુ૦ જૂઠા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૦ (૧) કાર્તિક વદિ ૨ શનિવારે બલદાણા ગામે શ્રીવંશે મં૦ ચાંપા ભા૦ પ્રીમલદે સુ૦ મં. સલુસાએ ભા૦ સંસારદે સુ૦ જીવા સહિત શ્રી આદિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માર્ગ૦ સુદી ૯ શનિવારે પ્રાગ્વાટ જ્ઞા૦ મ૦ રાઉલ ભા૦ ફાલૂ સુ૦ નારદ ભા૦ અમકૂ સુશ્રાવિકાએ સુ૦ પહિરાજ, ત્ર્યબકદાસ સહિત પોતાના પતિના શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એ જ દિવસે ઓસ વંશે સા૦ અદા૦ ભા૦ હીરૂ પુ૦ સા૦ હાસા સુશ્રાવકે ભા૦ કરમાઈ પુ૦ સા૦ સહિસકરણ, દ્વિતીય ભાર્યા કપૂરાઈ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શ્રેયાસનાથબિંબ ભરાવ્યું, ખંભાતમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) માઘ સુદી ૫ શુક્રે શ્રીમાલવંશે સો૦ મના ભા૦ શંભૂ પુ૦ સો૦ સામલ ભા૦ ચાંપૂ પુ૦ સો૦ સિંહા સુશ્રાવકે ભા૦ વાલ્હી, વડિલ ભાઈ સો૦ વાઘા અને તેની પત્ની રામતિ પુ૦ તેજપાલ પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ ચોવીશી પટ્ટ કરાવ્યો, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૧ (૧) વૈશાખ સુદી ૬ બુધે પ્રાગ્વાટવંશે લઘુસંતાને શ્રે૦ ભરમા ભા૦ છાલી પુ૦ દીના, જીવા સુશ્રાવકે ભા૦ કૂંઅરિ, ભાઈ સદા, ચાંદા, ચાંગા, સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) આષાઢ સુદી ૩ ગુરુવારે ઓસવંશે સા૦ ખીમા ભા૦ ખીમાદે પુ૦ સં૦ કરણા ભા૦ સોમી પુ૦ સં૦ શ્રીવંતે ભા૦ પલ્હાઈ પ્રમુખ કુટુંબ સહિત પોતાના પિતા અને પૂર્વજોના શ્રેયાર્થે શ્રી અજિતનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એ જ દિવસે શ્રીમાલ જ્ઞા૦ મં૦ નાથૂ ભા૦ પાર્વતી પુ૦ મ૦ વર્ધમાને ભા૦ વાનૂ પુ૦ આસા, મં૦ રૂડા, મ૦ આસા પુ૦ ધના, મં૦ રૂડા પુ૦ શુભંકર મુખ્ય કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, અને તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) આષાઢ સુદી ૧૦ ગુરુવારે શ્રીવંશે શ્રે૦ રતા ભા૦ લખકૂ પુ૦ હેમા સુશ્રાવકે ભા૦ મલ્હાઈ, ભા૦ ભોજા ભા૦ ધની સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અજિતનાથ બિંબ કરાવ્યું, સંઘે તેની સીંગીવાડા ગામે પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૨ (૧) કાર્તિક વદિ ૫ ગુરુવારે ઉસવંશે સ૦ ધડીઆ ભા૦ કપૂરી પુ૦ સં૦ ગોવલ ભા૦ લખમાદે પુ૦ ખેતાએ ભાઈ, પિતા, કાકા અને માતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભ બિંબ ભરાવ્યું, કચ્છ દેશના ધમડકા ગામના સંઘે પ્રતિષ્ઠા કરી.

(૨) એજ દિવસે શ્રી શ્રીવંશે શ્રેષ્ઠી નદા ભાર્યા લાપૂ પુત્ર શ્રે૦ રૂપા સુશ્રાવકે ભા૦ કુંઅરીબાઈ, આસા સહિત પિતૃશ્રેયમે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, મોઢેરા ગ્રામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) માઘ વદિ ૧ ગુરુવારે શ્રીવંશે શ્રે૦ અર્જુન ભા૦ અહવદે પુ૦ શ્રે૦ પાતા ભા૦ અરઘૂ પુ૦ શ્રે૦ કાલાએ ભા૦ ભાવલદે સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યુ, જબૂનગરમાં સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે, એજ વંશના ઉક્ત કાલાએ પોતાના નાના ભાઈ શ્રે૦ હીરાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) ફાગણ સુદી ૩ સોમે ડહરવાલાના વાસી શ્રીમાલ જ્ઞા૦ શ્રે૦ ગોગન ભા૦ કઉતિગદે સુ૦ શ્રે૦ આસા ભા૦ સાંઝી સુશ્રાવિકાએ સુ૦ શ્રે૦ કડૂઆ, શ્રે૦ ચીખા શ્રે૦ ચાંગા પ્રમુખ કુટુંબ સહિત પોતાના અને કુટુંબના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એ જ દિવસે, એ જ વંશની ઉક્ત સાંઝી સુશ્રાવિકાએ પોતાના અને કુટુબના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ ચોવીશી પટ્ટ કરાવ્યો, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૭) એ જ દિવસે પ્રાગ્વાટ જ્ઞા૦ સા૦ પાસા ભા૦ વલ્હાદે ધર્મપુત્રી શૃંગારદે સુશ્રાવિકાએ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, માંડવગઢના સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૩ (૧) માઘ સુદી ૧ બુધે પ્રાગ્વાટ જ્ઞાતીય સા૦ સારગ ભા૦ શાંણી પુ૦ મેઘાએ ભા૦ મદોદરી, પુ૦ ર૦ દેહ ભા૦ સાંઈ, વચ્છાદિ સહિત પોતાના પુણ્યાર્થે જિનબિબ ભરાવ્યુ. ખુરસદ-કલા (ખુડાલા)

(૨) ફાગણ સુદી ૫ રવિવારે શ્રીમાલ જ્ઞા૦ સ૦ રાજા ભા૦ રાજૂ સુ૦ કાલૂ ભા૦ રતૂ સુ૦ શ્રે૦ નરપતિ, શ્રે૦ પદાએ, ભા૦ ધર્મિણી, સુ૦ વસ્તા તેજા, ખીમા સહિત, શભુ શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિબ ભરાવી પ્રતિષ્ઠા કરાવી

(૩) વૈશાખ સુદી ૧૧ બુધે પ્રાગ્વાટવંશે સા૦ ગાગદે ભા૦ કપૂરાઈ પુ૦ સા૦ વચ્છરાજ સુશ્રાવકે, ભા૦ પાચી, પુ૦ વસ્તુપાલ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યુ, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) વૈશાખ વદિ ૪ ગુરુવારે ઓસવંશે સા૦ સાયર ભા૦ સિરિયાદે પુ૦ સા૦ મહિરાજે ભા૦ સોનાઈ પુ૦ ધણપતિ, કલા પૌત્ર કુંરપાલ સહિત પત્ની શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, પાટણના સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) એ જ દિવસે ઉપકેશવંશે સં૦ દેલ્હા ભા૦ દૂલ્હાદે પુ૦ બડૂઆ સુશ્રાવકે ભા૦ મેપૂ પુ૦ જઈતા, પૌત્ર પૂના સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એજ દિવસે એજ વંશના દો૦ બડૂઆ ભા૦ મેઘૂ પુ૦ જટા સુશ્રાવકે ભા૦ જાહલણદે ભાઈ જઈતા, પુના સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૪ (૧) ચૈત્ર સુદી ૧૨ ઊ૦ જ્ઞા૦ સં૦ મેઘા ભા૦ તોલ્હી પુ૦ સં૦ ગોપાએ ભા૦ હેમાઈ પુ૦ સમધર અદૌતાદિ સહિત શ્રેય અર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું તેમજ પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદી ૩ સોમે પ્રાગ્વંશે સા૦ આકા ભા૦ લલતાદે પુ૦ ધારા ભા૦ વીજલદેએ પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી જયતલકોટના રહેવાસી.

(૩) એ જ દિવસે હડાલા ગામના શ્રીવંશીય શ્રે૦ વાચ્છા ભા૦ પુરી પુ૦ મં૦ હીરા ભા૦ વાછૂ સુ૦ મં૦ સહસા ભા૦ રાંભલદે શ્રાવિકાએ પોતાનાં માતાપિતાના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) જેઠ સુદી ૯ સોમે શ્રીવંશે સં૦ સમધર ભા૦ જીવીણિ સુતા વહાલીએ પિ૦ હેમા સહિત માતાપિતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) આ૦ સુદી ૧૦ શુક્રે શ્રીવંશે મં૦ સાંગન ભા૦ સોહાગદે પુ૦ મં૦ વીરધવલ ભા૦ ગુરી પુ૦ ખેતસી–જૂઠાએ મં૦ ભાર્યા જયતલદે ભાઇ કાલા, ચડધા, ભા૦ પુત્ર ભોજા, દેવસી, ધીરા પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત પિતાના શ્રેયાર્થે શ્રી નમિનાથ–ચોવીશી પટ્ટ કરાવ્યો, સિહુંદ્રડા ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૨૫ (૧) માઘ સુદી ૩ સોમે પ્રા૦ વંશે સં૦ મોલ્હા ભા૦ મણિકદે સુ૦ ભાદા ભા૦ ભાવલદે પુ૦ ઢાવા, ઢાકે પૂર્વજ શ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ સુદી ૧૩ બુધે શ્રીમાલ જ્ઞા૦ શ્રે૦ ધના ભા૦ વાલ્હી સુ૦ નાથા ભા૦ રંગાઈએ, સુ૦ હાંસા ભા૦ રામતિ સુ૦ વીરપાલ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) ફાગણ સુદી ૭ શનિવારે નાગર જ્ઞાતીય શ્રે૦ રામા ભા૦ શણી પુ૦ નગાએ, ભા૦ ધની પુ૦ નાથા સહિત શ્રી શ્રેયાંસનાથ બિંબ ભરાવ્યું, સૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી

(૪) એ જ દિવસે નાગર જ્ઞાતીય મં૦ ભામા ભા૦ દૂબી સુ૦ વાલા, માડણ ભા૦ લાકા, રંગી, પિતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) આષાઢ સુદી ૩ સોમે શ્રીમાલ જ્ઞા૦ મં૦ લખમણ સુ૦ મં૦ ચઉથા ભા૦ સંભલદે સુ૦ હરીઆએ ભા૦ રહી, ભાઈ માલા, વનાદિ કુટુંબ સહિત પોતાની માતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૨૬ (૧) પોષ વદિ ૫ સોમે ઉકેશવંશે સા૦ સાયર ભા૦ મહિરી પુ૦ સા૦ ગોગા સુશ્રાવકે ભા૦ કઉતિગદે સહિત વૃદ્ધ ભા૦ ગઉરદેના પુણ્યાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ વદિ ૭ સોમે શ્રી વીરવંશે સુગાલગોત્રે શ્રે૦ વરપાલ ભા૦ વયજી પુ૦ શ્રે૦ ધનાએ ભા૦ માકૂં, પુ૦ શિવા, પૌત્ર દેવા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એજ દિવસે ઓસવંશે મીઠડીઆ શાખીય સા૦ નરપતિ ભા૦ નાયકદે પુ૦ નરબદ સુશ્રાવકે ભા૦ હીરાઈ સુ૦ કાન્હા, ઠાકુર સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શ્રેયાંસનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૭ (૧) કા૦ સુ૦ ૪ રવિવારે ઓસવંશે, વડહરા શાખીય સા૦ સાદા ભા૦ સુહડાદે પુ૦ સા૦ જીવાએ ભા૦ જીવાદે, ભાઈ સરવણ, સૂરા, પાંચા, ચાંપા સુ૦ પૂના સહિત ભા૦ ઝાંઝણ, સોમા શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવ્યું, કોટડા ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) પોષ વદિ ૫ શુક્રે ઉકેશવંશે, કાલાગોત્રે સા૦ જગસી ભા૦ જયતલદે પુ૦ સા૦ દેપતિ સુશ્રાવકે ભા૦ ચાંપલદે પુ૦ સા૦ રૂપા, સા૦ સાંગા, સા૦ શ્રીચંદ મુખ્ય કુટુંબ સહિત શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એજ દિવસે શ્રી વંશે શ્રે૦ જેસા ભાર્યા પુ૦ શ્રે૦ ગણીઆ ભા૦ હીરૂ પુ૦ શ્રે૦ દેવદત્ત ભા૦ માનૂ સુ૦ શ્રે૦ રાણા સુશ્રાવકે ભા૦ માંજૂ, ભાઈ ધર્મ સહિત શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એ જ દિવસે શ્રીમાલ જ્ઞા૦ શ્રે૦ ડૂંગર ભા૦ હીરાદે પુ૦ સારાંગણ ભા૦ ઝલી પુ૦ પોજા, દેવા, જેસિંગ સહિત શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, લોલાડાગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) આષાઢ સુદી ૨ ગુરુવારે ઉપકેશ જ્ઞા૦ સા૦ અજા ભા૦ આહલદે પુ૦ નીંબા ભા૦ માનૂ સહિત આત્મશ્રેયાર્થે શ્રી મુનિસુવ્રત બિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી

(૬) આષાઢ સુદી ૧૦ બુધે શ્રીવંશે સં૦ પોપા ભા૦ કરણું પુ૦ સં૦ નરસિંઘ સુશ્રાવકે ભા૦ લખૂ, ભાઈ જયસિંઘ, રાજા પુ૦ સં૦ વરદે કાન્હા, પૌત્ર સં૦ પદમશી સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શ્રેયાંસનાથ બિંબ ભરાવ્યું. પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૭) એ જ દિવસે શ્રીવંશે સં૦ કર્મા ભા૦ જાસૂ પુ૦ સં૦ ખીમા ભા૦ ચમકૂ શ્રાવિકાએ પુત્ર કર્માઈના પુણ્યાર્થે શ્રી ચંદ્રપ્રભ બિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) એ જ દિવસે ઓસવંશે મીઠડીઆ શાખીય સોની મુહણસી ભા૦ કરમાઈ પુ૦ સો૦ ગોરા ભા૦ રજાઈ પુ૦ સો૦ સકલચંદ સુશ્રાવકે વડિલ ભાઈ સૂરચંદ સહિત, પિતાના પુણ્યાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૯) એ જ દિવસે શ્રીવંશે સં૦ કર્મા ભા૦ જાસૂ પુ૦ સં૦ પહિરાજ સુશ્રાવકે ભા૦ ગલૂ પુ૦ સં૦ મહિપા, સીપા, રૂપા સહિત પત્નીના પુણ્યાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૮ (૧) પોષ વદિ ૫ બુધે શ્રીમાલ જ્ઞા૦ શ્રે૦ દેવા ભા૦ દેઉ: સુ૦ ગણીયા, નિસલે પોતાના કાકા સિવા, ભાઇ ખેતા, ઝીથા નિમિત્તે શ્રી નમિનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ વદિ ૫ ગુરુવારે શ્રી વંશે શ્રે૦ જેસા ભા૦ રામતિ સુ૦ શ્રે૦ ખોનાએ ભાઈ જીવા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, ગૂદી ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) ચૈત્ર વદિ ૧૦ ગુરુવારે ઓસવંશે મિઠડીઆ સો૦ જાવડ ભા૦ જસ્માદે પુ૦ સો૦ ગુણરાજ સુશ્રાવકે ભા૦ મેઘાઈ પુ૦ પુનાં, મહિપાલ, ભાઈ હરખા, રાજસિંહ સોનપાલ સહિત, પત્નીના પુણ્યાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એ જ દિવસે શ્રીવંશે સો૦ મના ભા૦ રાંભૂ પુ૦ સો૦ માંડણ સુશ્રાવકે ભા૦ લહિકૂ પુ૦ સો૦ નરપતિ, સો૦ જીવા, સો૦ રાજા પૌત્ર વસ્તા ફીકા સહિત પુત્રવધૂ જસમાદે પુણ્યાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) એજ દિવસે એજ વંશના શ્રે૦ માંડણ ભા૦ જયતૂ પુ૦ શ્રે૦ કુંપા સુશ્રાવકે ભા૦ મની પુ૦ ફીકા, ભાઈ દેવસી સહિત પોતાના શ્રેયાર્થે શ્રી નેમિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૬) એ જ દિવસે એ જ વંશના મં૦ સાંગા ભા૦ ટીબૂ પુ૦ મં૦ રત્ના સુશ્રાવકે ભા૦ ધારિણી પુ૦ વીરા, હીરા, નીના, બાબા સહિત, કાકા મં૦ સહસા પુણ્યાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૭) એ જ દિવસે ઉસવંશે મીઠડિયા શાખીય સા૦ હેમા ભા૦ હમીરદે પુ૦ સો૦ જાવડ સુશ્રાવકે ભા૦ જસમાદે, પૂરી પુ૦ ગુણરાજ, હરખા, શ્રીરાજ, સિંહરાજ, સોનપાલ પૌત્ર પૂના, મહિપાલ, ફૂરપાલ સહિત જ્યેષ્ઠ પત્નીના પુણ્યાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) એ જ દિવસે શ્રીમાલ જ્ઞા૦ ભોજા ભા૦ ડાહી પુ૦ શ્રે૦ ધના ભા૦ જીવિણી પુ૦ શ્રે૦ વેલાએ ભા૦ પ્રિમી, અપર માતા લાડકી સહિત શ્રી શ્રેયાંસનાથ બિંબ ભરાવ્યું, ઉહરનાલા ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૯) આષાઢ સુદી ૫ રવિવારે પ્રાગ્વાટ જ્ઞા૦ શ્રે૦ ઝીણા ભા૦ જીવણિ પુ૦ શ્રે૦ પચા ભા૦ ધારૂ પુ૦ માણિક સહિત શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૨૯ (૧) ફાગણ સુદી ૨ શુક્રે ઉસવંશે, મીઠડિયાગોત્રે વ્ય૦ સાયર ભા૦ ચમકૂ પુ૦ વ્ય૦ ધનાએ ભા૦ ધનાદે, પુ૦ જેતા સહિત, પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યું, પારકરનગરે સંઘે તેથી પ્રતિષ્ઠા કરાવી

(૨) એજ દિવસે શ્રીવંશે રસોઈયા ગોત્રે શ્રે૦ ગુહા ભા૦ રંગાઈ પુ૦ શ્રે૦ દેધર સુશ્રાવકે ભા૦ કુંવરિ, ભાઈ સીયર સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું, પાટણનગરે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) એજ દિવસે ઉસવંશે વડહરા શાખીય સા૦ દરગા ભા૦ લીલાદે પુ૦ વિક્રમ સુશ્રાવકે ભા૦ પલ્હાદે પુ૦ વ્યાઘસિંહ, ભોજા, ખીમા, ખેતા સહિત, કાકા સાજનના પુણ્યાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવી પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે શ્રીવંશે મં૦ વેલા ભા૦ માજૂ પુ૦ મં૦ સાવિગ સુશ્રાવકે ભા૦ માન્હી સુ૦ જૂઠા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) વૈશાખ વદિ ૬, ઉપકેશ જ્ઞા૦ કાલા ગોત્રીય સા૦ મૂલા ભા૦ ભાકુ નરપતિ પુ૦ નગરાજ સા૦ અપમલે, માતા–પિતાના શ્રેયાર્થે શ્રી મુનિસુવ્રત બિંબ ભરાવ્યું, અને પ્રતિષ્ઠા કરાવી.

(૬) વૈશાખ વદિ ૧૧ શુક્રે ઉપકેશવંશે સા૦ સાખા પુ૦ સા૦ ચીતલ ભા૦ રૂપાઈ પુ૦ સા૦ આણંદે ભા૦ રતના પુ૦ સા૦ ડુંગર, તેજપાલ ભાઈ સા૦ ધર્મશી, ધારસી સહિત શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, સર્વ સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૭) જેઠ વદિ ૭ ગુરુવારે ગુર્જરવંશે મં૦ સાધા ભા૦ ફકુ પુ૦ મં૦ પરબત ભા૦ રતનુ પુ૦ મં૦ જગરાજ સુશ્રાવકે ભાઈ લાલા, વેણીદાસ, કાકા મં૦ પાના બુધાસિંઘ, ભાઈયા સહિત દાદાના પુણ્યાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું, ચંપકપુરમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૮) એજ દિવસે શ્રીવંશે મહં૦ નગા ભા૦ રત્ન પુ૦ મહં૦ આશા ભા૦ પહુતિ સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું. સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૩૦ (૧) માઘ સુદી ૧૩ રવિવારે શ્રીવંશે શ્રે૦ દેવા ભા૦ પાચૂ પુ૦ શ્રે૦ હાયા ભા૦ પુહતી પુ૦ શ્રે૦ મહિરાજ સુશ્રાવકે ભા૦ માતર સહિત પિતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૨) એજ દિવસે શ્રીવંશે લઘુ સંતાને મં૦ મૂંજા ભા૦ મહિગલદે સુ૦ મં૦ સઈવા ભા૦ હીરૂ પુ૦ મં૦ ગોપા સુશ્રાવકે ભા૦ ગુરદે સહિત વડિલ ભાઈ ગોવિંદ ભા૦ લીલાના પુણ્યાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) ફાગણ સુદી ૭ શુક્રે શ્રીમાલ જ્ઞા૦ સા૦ રાજા ભા૦ રાજલદેએ પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે ઉકેશ જ્ઞા૦ સા૦ પોમા ભા૦ લીલાઈ સા૦ મદન ભા૦ નીઝી સુશ્રાવિકાએ .. પ્રમુખ કુટુંબના શ્રેયાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૫) એજ દિવસે ઉસવાલ જ્ઞા૦ સા૦ દાચા ભા૦ દેમાઈ સુ૦ સા૦ ખેતા સા૦ શ્રીપાલ, દેપાલ, સા૦ ખેતા ભા૦ રંગાઈએ પોતાના શ્રેયાર્થે શ્રી અજિતનાથબિંબ ભરાવ્યું, એને પ્રતિષ્ઠા કરાવી.

(૬) ચૈત્ર વદિ ૬ ગુરુવારે ઉસવંશે સા૦ ધીરણ ભા૦ આનૂ પુ૦ ચેમાએ ભા૦ પોમાદે ભાઈ સૂરા, સીહાસહિત ભા૦ ચાંપાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૩૧ (૧) માઘ સુદી ૩ સોમે ઉપકેશ વંશે સ૦ જાહતા ભા૦ જાહુતાદે પુ૦ માલ્યા સુશ્રાવકે ભા૦ રજાઈ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અજિતનાથબિંબ ભરાવ્યું અને પ્રતિષ્ઠા કરાવી.

(૨) શ્રીમાલ જ્ઞા૦ દો૦ ખેટા ભા૦ રતુ પુ૦ વીરા ભા૦ વાનૂ પુ૦ લખા સુશ્રાવકે ભગિની ચમકૂ સહિત શ્રી શાંતિનાથબિંબ પોતાના શ્રેયાર્થે ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) માઘ વદિ ૮ સોમે ઓસવંશે સા૦ કુંતા ભા૦ કુતિગદે પુ૦ સા૦ વાઘા સુશ્રાવકે ભા૦ કર્માઈ પુ૦ ભીમા સહિત પત્નિના પુણ્યાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું. ખંભાતમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી,

(૪) એ જ દિવસે ઉસવંશીય સા૦ મેઘા ભા૦ મેલાદે પુ૦ સા૦ જૂઠા સુશ્રાવકે ભા૦ રૂપાઈ પુતલિપુત્ર વિદ્યાધર, ભાઈ દત્ત, વર્ધમાન સહિત માતાના પુણ્યાર્થે શ્રી મુનિસુવ્રતબિંબ ભરાવ્યું સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) વૈશાખ સુદી ૫ સોમે ઓસવંશે લાલન શાખામા શ્રે૦ મેલીગ ભા૦ માણકદે પુ૦ શ્રે૦ માંકા સુશ્રાવકે ભા૦ ભૂરાદે પુ૦ દેપાલ, હરપાલ, પરવત સહિત, સ્વશ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) જેઠ સુદી ૨ રવિવારે નાગર જ્ઞા૦ વૃ૦ સ. બિમચીયાણાગોત્રે પા૦ હાપર ભા૦ રાજૂ સુ૦ ભલા, ગોપાલે કુટુંબસહિત માતાના શ્રેયાર્થે શ્રી શાતિનાથબિંબ ભરાવ્યુ, વડનગરમાં તેની પ્રતિષ્ઠા કરાવી

(૭) એજ દિવસે નાગર જ્ઞા૦ વૃ૦ સં૦ પા૦ લાલિગ ભા૦ વાલ્હી સુ૦ ચેલા ગેલાએ, ચેલા૦ ભા૦ રૂપીણિ સુ૦ આસધર, અલવા, ગેલા ભા૦ ગોગલકે પ્રમુખ કુટુંબ સહિત શ્રી શ્રેયાંસનાથ-બિંબ ભરાવ્યુ, વડનગરમા સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૩૨ (૧) વૈશાખ સુદી ૧૦ શુક્રે ઉસવંશે ભોર ગોત્રે સા૦ સરવણ ભા૦ કાલ્હી પુ૦ સા૦ સીહા સુશ્રાવકે ભા૦ સૂહવદે પુ૦ શ્રીવંત, શ્રીચંદ, શિવદાસના પૌત્ર સિદ્ધપાલ પ્રમુખ કુટુંબ સહિત માતાના પુણ્યાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે શ્રીવંશે મં૦ ધના ભા૦ ધાંધલદે પુ૦ મ૦ પાંચા સુશ્રાવકે ભા૦ રૂકુ પુ૦ મહ૦ સાલિગ સહિત પિતાના પુણ્યાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યુ, લોલાડા ગામમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એજ દિવસે શ્રીવંશે શ્રે૦ કઉઆ ભા૦ લાછૂ પુ૦ શ્રે૦ માણિક ભા૦ રૂપીણિ સુશ્રાવિકાએ દેવરાજ, પહિરાજ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે શ્રીવંશે શ્રે૦ નરપતિ ભા૦ જાણાદે સુ૦ શ્રે૦ ભાવડ ભા૦ ઝવૂ સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે શ્રી મુનિસુવ્રત બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૫) એજ દિવસે શ્રીવંશે મ૦ ધન્ના ભા૦ ધાંધલદે પુ૦ મ૦ સુચા સુશ્રાવકે ભા૦ લાલી ભાઈ ગોઇંદ પુ૦ સીપા, નાખા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યુ, લોલાડા ગામમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એજ દિવસે શ્રીવંશે શ્રે૦ દેધર ભા૦ ઉપાઈ પુ૦ સં૦ સિધા સુશ્રાવકે ભા૦ માગાઈ ભાઈ સ૦ હરજી, સ૦ પોપટ સહિત પોતાના પુણ્યાર્થે શ્રી વિમલનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૩૩ (૧) માગશર સુદી ૬ ઉકેશ જ્ઞા૦ કાલાગોત્રે સા૦ દેવદત્ત પુ૦ સા૦ ફેરૂ ભા૦ વીલ્હણદે પુ૦ રાવણ સહિત, પોતાની પત્નીના પુણ્યાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવ્યુ, અને તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ સુદી ૬ સોમે ઉસવંશે વ્ય૦ સહિસા ભા૦ સહિસા ભા૦ સહિ જસદે અપરભાર્યા સિરિયાદે પુ૦ વ્ય૦ રાઉલ સુશ્રાવકે ભા૦ અરધૂ પુ૦ વ્ય૦ આસા, કાલા, થિરપાલ, પૌત્ર ઈમા, આચંદ સહિત પત્ની અરધૂ પુણ્યાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યુ

(૩) માઘ સુદી ૧૩ સોમે પ્રાગ્વાટ જ્ઞા૦ સા૦ નાગજી ભા૦ હાસી પુ૦ સા૦ ઠાકુરસી સા૦ વર સિંધ, ભાઈ, સા૦ ચાંપાએ ભા૦ સોમી પુ૦ આ૦ છણા સહિત શ્રી નેમિનાથ બિંબ ભરાવ્યુ, માહી ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૩૪ (૧) માઘ સુદી ૧૦ બુધે શ્રીવંશે દો૦ આસા ભા૦ માંકુ સુ૦ દો૦ લાખા ભા૦ રામતિ સુ૦ દો૦

ગણપતિ સુશ્રાવકે ભા૦ કપૂરી પુ૦ માણોર, દેવસી દ્વિતીય ભા૦ કઉતિગદે પુ૦ શિવા, કાકા દો૦ અજા ભા૦ ગોમતિ પુ૦ મહિરાજ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, અને તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૩૫ (૧) માગશર સુદી ૬ શુક્રે શ્રીવંશે શ્રે૦ ગમા ભા૦ રાંભલદે પુ૦ શ્રે૦ જાનાએ ભા૦ ગોમતી, ભાઈ, શ્રે૦ નંગ, મહીરાજ સહિત પિતાના પુણ્યાર્થે શ્રી શ્રેયાસ બિંબ ભરાવ્યુ, વીચીઆડી ગામે સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) પોષ વદિ ૧૨ રવિવારે ઉસવંશે શ્રે૦ હીરા ભા૦ હીરાદે પુ૦ શ્રે૦ પાસા સુશ્રાવકે ભા૦ પુનાદે પુ૦ ખીમા, ભૂતા, દેવા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, વાગૂડી ગામે સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) આષાઢ સુદી ૯ સોમે શ્રીવંશે, કપર્દ શાખીય શ્રે૦ પૂના ભા૦ પાલ્હદે પુ૦ શ્રે૦ ભીમાએ ભા૦ ભલી પુ૦ રંગા, ભત્રીજા ધના, વના સહિત પોતાના શ્રેયાર્થે શ્રી પદ્મપ્રભ બિંબ ભરાવ્યું, પાલવિણિ ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે શ્રીવંશે વીસલીઆ ગોત્રે મં૦ રણસી ભા૦ ઊમૂ પુ૦ મં૦ આકા સુશ્રાવકે ભા૦ સ્યાણી પુ૦ સહજા, વયજા, ભીમા, ખીમાદિ સહિત શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, એટનગરમા સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) એજ દિવસે શ્રીવંશે કપર્દ શાખીય શ્રે૦ શેખા ભા૦ સીંગારદે પુ૦ શ્રે૦ ખીમા સુશ્રાવકે ભા૦ લખી પુ૦ વાસા પૌત્ર વીરમ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યુ, ધુધિણિ ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૬) એજ દિવસે શ્રીવંશે વીસલીઆ ગોત્રે મં૦ જયસિંહ ભા૦ જસમાદે, હર્ષૂ પુ૦ મં૦ સામલ સુશ્રાવકે ભા૦ માલ્હી, ભાઈ ચાચાદિ સહિત પતિના પુણ્યાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, એટનગરમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૩૬ (૧) માગશર સુદી ૫ ગુરુવારે, ઉપકેશવંશે, હથુડિયા ગોત્રે સા૦ લાકા ભા૦ લાછલદે પુ૦ ડુંગર ભા૦ કરણાદે પુ૦ વચ્છા, આપા, પદમાએ પોતાના પુણ્યાર્થે શ્રી ધર્મનાથ બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) પોષ વદિ ૫ રવિવારે શ્રી વંશે સો૦ સામલ ભા૦ ચાંપૂ સુ૦ સો૦ સિંહા સુશ્રાવકે પુ૦ આસપાલ, પાલ્હા સહિત, વલિ ભાઈ આસાના પુણ્યાર્થે શ્રી અભિનંદન બિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) માઘ વદિ ૭ સોમે ઉસવંશે સા૦ રાણા ભા૦ રયણાદે પુ૦ સા૦ ખરહર્ષ સુશ્રાવકે ભા૦ માણિકદે પુ૦ લખમણ, કેસવણ કીર્તિ પૌત્ર મદન, સૂરા, માણિક સહિત પુત્ર રાવણના પુણ્યાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૩૭ (૧) મા૦ સુ૦ ૨ સોમે ઉસવાલ જ્ઞા૦ સા૦ નરસિંઘ ભા૦ નયણશ્રી પુ૦ સા૦ મહિરાજ ભા૦ મહણ શ્રી પુ૦ મોકલ સહિત શ્રી વાસુપૂજ્ય બિંબ ભાઈ ઠાકુરસીના શ્રેયાર્થે ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદી ૧૦ સોમે શ્રીવંશે શ્રે૦ મોખા ભા૦ રામતિ પુ૦ શ્રે૦ દેવા સુશ્રાવકે પુ૦ નારદ, પૂના સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અનંતનાથ બિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) જેઠ સુદી ૨ સોમે શ્રીવંશે શ્રે૦ રત્ના ભા૦ રતનૂ પુ૦ શ્રે૦ ધન્ના સુશ્રાવકે ભા૦ ધન્ની, પુ૦ પાસા, પદ્મા સહિત, પત્નીના પુન્યાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, શ્રાવસ્તી નગરે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૪) જેઠ સુદી ૨ સોમે શ્રીવીરવંશે મ૦ હાપા ભા૦ હરખૂ પુ૦ મં૦ ઠાકુર સુશ્રાવકે ભા૦ કામલી, કાકા છાંછા ભા૦ વડલૂ સહિત પત્નીના પુણ્યાર્થે શ્રી અજિતનાથ બિંબ ભરાવ્યું, ખંભાતમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૫) જેઠ સુદી ૧૦ સોમે લીંબડીવાસી સં૦ ખેમા ભા૦ ગૌરી શ્રાવિકાએ પુ૦ વેરસી સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૩૯ (૧) વૈશાખ સુદી ૧૦ ગુરુવારે શ્રીવંશે શ્રે૦ ગુણીઆ ભા૦ તેજૂ પુ૦ અમરા સુશ્રાવકે ભા૦ અમરાદે, ભાઈ રત્ના સહિત, પિતાના પુણ્યાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી.

### વિહાર પ્રદેશ

૧૨૦૫. ઉપર્યુક્ત પ્રતિષ્ઠા લેખો દ્વારા જયકેસરીસૂરિના શ્રાવકો અને એમનાં કાર્યો ઉપરાંત આચાર્યનો વિહાર પ્રદેશ પણ સૂચિત થાય છે જે આ પ્રમાણે છે: વીજડલી ગામ (સં. ૧૫૦૮), ડહિરવાલ (સં. ૧૫૧૭), રત્નપુર (સં. ૧૫૧૯), બલદાણા ગામ–ખંભાત (સં. ૧૫૨૦), સીગીવાડા (સં ૧૫૨૧) ધમડકા–જંબૂનગર–ડહિરવાલ ગામ–માંડવગઢ–મોઢેરા (સં. ૧૫૨૨), ખુડાલા–પાટણ (સં. ૧૫૨૩), જયતલકોટ–હડાલા ગામ, સિહુંદ્રડા ગામ (સ. ૧૫૨૪), કોટડા ગામ–લોલાડા ગામ–પાટણ (સં.૧૫૨૭), ગૂંદી ગામ–ઉહરનાલા ગામ (સ. ૧૫૨૮), પારકરનગર–પાટણ–ચંપકપુર (સં. ૧૫૨૯), ખંભાત–વડનગર (સં. ૧૫૩૧), લોલાડા (સં. ૧૫૩૨) માહી ગામ (સં. ૧૫૩૩), વીચીઆડી ગામ–વાગૂડી ગામ–પાલવિણિ ગામ–એટનગર–ધુંધિણિ ગામ (સ. ૧૫૩૫), પાટણ–શ્રાવસ્તી નગર–ખંભાત–લીંબડી (સં. ૧૫૩૭).

૧૨૦૬. તદુપરાત ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાંથી નીચે પ્રમાણે માહિતી ઉપલબ્ધ થાય છે—

| संवत्सरः | तिथिः | जिनबिंब प्रतिष्ठाता | स्थानं | बिंबनाम |
|---|---|---|---|---|
| १५०५ | माघकृष्ण ९ | मीठडीया तिलाकः | अमदावादे | पार्श्वनाथ |
| १५०५ | माघशुक्ल १० | वडोरा खेताकः | माणसाग्रामे | पद्मप्रभादि ९ |
| १५०७ | ज्येष्ठ कृष्ण ५ | उकेशवंशीय नेरुशाहः | वडनगरे | पार्श्वादि ७ |
| १५०७ | ज्येष्ठ कृष्ण ५ | आसाक भार्या कुतुसा | अमदावादे | कुंथुनाथ |
| १५०८ | ज्येष्ठ शुक्ल ७ | वीरवंशीय ठाकुर | वीसनगरे | पद्मप्रभादि ८ |
| १५०९ | वैशाख शुक्ल १३ | श्रीमाली चलराज | चलादे | वासुपूज्यादि ११ |
| १५०९ | वैशाख शुक्ल १३ | श्रीमाली पंचायण | अमदावादे | विमलनाथादि ३ |
| १५१० | ज्येष्ठ शुक्ल ३ | वीरवंशीय अजाकः | कोलवडे | वासुपूज्यादि २ |

| | | | | |
|---|---|---|---|---|
| १५१० | माघशुक्ल ५ | श्रीमाल संयुक्तः | अमदावादे | कुंथुजिनादि ५ |
| १५११ | माघकृष्ण ५ | वीरवंशीय भीमः | अमदावादे | शीतलादि १३ |
| १५१३ | वैशाख कृष्ण ५ | ओशवन्शीय सोमसीकः | अमदावादे | शीतलादि ७ |
| १५१६ | वैशाख शुक्ल ३ | श्रीमाली जगाश्रेष्ठी | खेरालुग्रामे | धर्मनाथादि ३ |
| १५१७ | वैशाख शुक्ल ९ | प्राग्वाट शीवदास | अमदावादे | आदिनाथादि ६ |
| १५२० | माघ शुक्ल १३ | सहस्रमल्ली करमाणी | अमदावादे | नमिनाथः |
| १५२२ | फाल्गुन शुक्ल २ | प्राग्वाट शृंगारदे | मांडवदुर्गे | कुंथुनाथादि ५ |
| १५२४ | वैशाख शुक्ल २ | श्रीवंशीय सहसाख्री रांभल | अमदावादे | वासुपूज्यादि ३ |

૧૨૦૭ પશ્ચિમ ભારતના મુખ્ય નગરો ઉપરાંત જયકેસરીસૂરિ ઉત્તર પ્રદેશમાં પણ વિચર્યા હોવાનુ જાણી શકાય છે ' સરધના, જીલ્લો મેરઠ, ઉત્તર પ્રદેશના નવીન જિનાલયમાં પ્રતિષ્ઠિત જિનપ્રતિમાઓના શિલાલેખો ' નામના લેખમાં નગીનદાસ મનસુખરામ જણાવે છે કે આ જયકેસરીના ઉપદેશથી આગરામાં જિનાલય સ્થાપિત થયુ હતુ. કાલાંતરે ત્યાંનાં જિનાલયો સ્થાયી ન રહેવાથી તેની પ્રતિમાઓ શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ મન્દિર, સરધનામાં પુનઃ પ્રતિષ્ઠિત કરાવેલી છે. જુઓ જૈ. સ. પ્ર. વર્ષ ૨, અંક ૯ પૃ. ૫૦૯. આ ઉલ્લેખને આધારે જયકેસરીસૂરિએ આગરામાં પણ પદાર્પણ કરેલું એમ સૂચિત થાય છે શક્ય છે કે આગરા ઉપરાંત ઉત્તર ભારતના અન્ય નગરોમા પણ તેઓ વિચર્યા હોય તેમના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી પ્રતિમાઓ ઉત્તર ભારતમાં પણ અનેક છે.

### ગ્રંથલેખન

૧૨૦૮. જયકેસરીસૂરિના ગ્રંથો વિશે કાંઈ પણ જાણી શકાતુ નથી ' જૈન ગ્રંથાવલી 'ની નોંધ અનુસાર તેમણે રચેલ ' આદિનાથ સ્તોત્ર ' પાટણના ફોફલિયાવાડના ભંડારમાં વિદ્યમાન છે. આ સિવાય એમણે કાંઈ રચના કરી હોય તો તેની વિગત પ્રકાશમાં આવી શકી નથી. ગચ્છનાયકની બહુવિધ જવાબદારીઓ વહેવા ઉપરાત તેમના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાદિ કાર્યો થયાં છે શકય છે કે તેઓ ગ્રથ-રચના માટે અધિક સમય મેળવી નહીં શકયા હોય.

### સ્વર્ગગમન

૧૨૦૯ સં ૧૫૪૧ ના પોષ સુદી ૮ ને દિવસે ૭૨ વર્ષનું આયુ પાળીને અંચલગચ્છના આ કર્મઠ પટ્ટધર અને વિધાયક જયકેસરીસૂરિ આરાધનાદિ પૂર્વક ખંભાત નગરમાં પરલોકવાસી થયા સાંપ્રત ગ્રંથકારો, ભીમશી માણેકની પટ્ટાવલી તેમજ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીને આધારે જયકેસરીસૂરિનો જન્મ સ. ૧૪૬૧ માં તથા તેમનુ મૃત્યુ સં. ૧૫૪૨ મા થયું હોવાનું સ્વીકારતા હોઈને આચાર્યનો જીવનપર્યાય ૮૧-૮૨ વર્ષનો ગણે છે

ડૉ. ક્લાટ જયકેસરીસૂરિ વિશે નોંધતા જણાવે છે.–

59. Jayakesarı surı, Son of Devasinha Setha ın Srı–thana–nagar (Panchala–Dese), and of Lakhande, born Samvat 1461, mula–naman Dhanaraja, dıksha 1475, acharya 1494, gachchha–nayaka 1501 ın Champaner + 1542 at the age of 81.

૧૨૧૦. એવી જ રીતે પ્રો પિટર્સન પોતાના સસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ સન્ ૧૮૮૬-૯૨ ની પ્રસ્તાવનામાં પણ થોડા ફેરફાર સાથે આ પ્રમાણે નોંધે છે.

Jayakesarin–Mentioned as pupil of Jayakirti and guru of Siddhantsagara in Anchalagachha. In the Anchalagachchha pattavali his dates are given as follows: born, Samvat 1461, diksha, Samvat 1475, achrya-pada, Samvat 1494; gachchhanayakapada, Samvat 1501; died, Samvat 1542. 3, App. p. 220.

૧૨૧૧. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જયકેસરીસૂરિનાં સ્વર્ગગમનનુ વર્ષ સં. ૧૫૪૨ દર્શાવાય છે એટલું જ નહિ સ્વર્ગગમન - સ્થળ તરીકે તેમાં રાજનગરનો ઉલ્લેખ છે. પટ્ટાવલીનું વિધાન ભ્રાંતિયુક્ત છે.

૧૨૧૨ મુનિ લાખા 'ગુરુપટ્ટાવલી' માં નોંધે છે, કે જયકેસરીસૂરિ સ. ૧૫૪૧ માં ૭૨ વર્ષનું આયુ પાળીને ખંભાતમાં સ્વર્ગસ્થ થયા. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક પટ્ટાવલી દ્વારા પણ એજ વર્ષ પ્રમાણિત થાય છે.

૧૨૧૩. 'ગચ્છનાયક ગુરુરાસ'માં કવિવર કાન્હ જયકેસરીસૂરિના સ્વર્ગગમનનુ વર્ષ નોંધતાં જણાવે છે કે—'ઇગુયાલઈ સુરગિ ગયા ગુરુ' આ પ્રમાણ પણ સ ૧૫૪૧ નું વર્ષ નિશ્ચિત કરે છે.

૧૨૧૪. ભાવસાગરસૂરિ તો જયકેસરીસૂરિનાં નિર્વાણ સ્થળ અને વર્ષ ઉપરાંત માસ તેમજ તિથિની નોંધ પણ ગુર્વાવલીમા આ પ્રમાણે લે છે.—

સિરિ જયકેસરીસૂરિ થંભપુરે લંકિઓ તત્તો.
પોસે સુદ્ધઠ્ઠમીએ પાલીય બાવત્તરિં ચ વરિસાઉં,
આરાહણાઈ પુવ્વં ઇગિયાલે સો દિવં પત્તો

આ પરથી સ્પષ્ટ થાય છે કે જયકેસરીસૂરિ સં. ૧૫૪૧ ના પોષ સુદી ૮ ને દિવસે આરાધના-પૂર્વક, ખંભાત નગરમાં ૭૨ વર્ષનું આયુ પાળી સ્વર્ગે સંચર્યા

૧૨૧૫. ભાવસાગરસૂરિએ 'ગુર્વાવલી'માં અંચલગચ્છના આ સમર્થ ગચ્છનાયકની આમોઘ શક્તિઓનો આ પ્રમાણે પરિચય આપ્યો છેઃ—

કવિકુલ કોકિલ કેલી કરણાહારે ગસાર સહિગારો,
પરવાઈ વિયડ વારણુ અહિણુવ વર કેસરિ સમાણો.

બહુ બુદ્ધિ રિદ્ધિ સિદ્ધિ વિણેય લદ્ધિ સમિદ્ધિ ગુણ બુદ્ધિ,
જસ જસ પડહો વજ્જઈ ગજ્જઈ કિય ભૂયલો મહો

જે તક્ક વિયક્ક કલા કક્કસ મઈણોવિ કેવિ કવ્વકરા,
જે સવ્વ સત્થ કુસલા તે ગુરુ પય પકએ લીણા

૧૨૧૬. કવિકુલ રૂપી કોમલને ક્રિડા કરવાને માટે આમ્રવૃક્ષ જેવા તેમજ પ્રવાદી રૂપી વિકટ હાથીના નાશને માટે તેઓ અભિનવ, શ્રેષ્ઠ કેસરી સિંહ જેવા હતા. બહુ બુદ્ધિ, રિદ્ધિ, સિદ્ધિવાળા, વિનય, લબ્ધિ, સમૃદ્ધિ તેમજ ગુણની બુદ્ધિવાળા એવા ઘણા યશનો પડહ વાગે છે અને જાણે પૃથ્વી પર ગર્જે છે તર્ક

અને વિતર્કની કળાવાળા, કેટલાક કર્કશ મતિવાળા કવિઓ, સર્વ શાસ્ત્રોમાં કુશળ એવા ગુરુમહારાજના ચરણકમળમાં લીન થયા.

૧૨૧૭. કવિવર કાન્હે 'ગચ્છનાયક ગુરુરાસ'માં જયકેસરીસૂરિની આ પ્રમાણે પ્રશસ્તિ ગાઈ છે:—

પાટ ઉદય ગિરિ ઊગાઉ, ગુરૂ સકલ કલા સોભાગીઉ;
ઉદિત અનંકસ ઝલહલઈ, મન મોહ પડલ તમ જિમ ટલઈ.

નેત્ર ચકોર કિં હરખીયા, કુવલય જિમ જનમન વિહસીયાં;
વયણિમૃત રસ મુખિ ઝરઈ, જયકેસરિસૂરિ સમત્તા ધરઈ.

સુગુરૂ અપૂરવ ચાંદલુઈ, જગમન મનિ અતિ આનંદલુ;
અમીય કુંડ નત ઊલટઇઉ, નવરસ પૂરિહિં સાંમટઈ.

ખીરોદહિ લહરિ કિં અમટઈ, સ સિકર કરણિ સ ઘટઇં;
વાણિ કડક્ખ કિં સુપટઈ, નિહિ અંજન જન કિહિંની મટઈ.

દેસણ નવ તત ઊગતઈ, જયકેસરિ ગુરૂ તણી એ ઘટઈ;
ગોયમ ગુરૂ કિરિ અવતરિઉ, લખ અખવિ સિદ્ધિ સુયરસ ભરિઉ.

વયર કુમર કિરિ અભિનવુ, સોભાગિહિં કવીયણ કિમ કવુ,
સૂર તરુ સુરમણિ સુરગવી, ગુરૂ સંપય વિહિરઈ સુણિ ભવી.

## ૧૪. શ્રી સિદ્ધાંતસાગરસૂરિ

૧૨૧૮. અણહિલપુર પાટણમાં ઓશવાળ જ્ઞાતીય સોની જાવડ અને તેની પત્ની પૂરલદેને ત્યાં સં. ૧૫૦૬ માં એમનો જન્મ થયો હતો. એમનું મૂલ નામ સોનપાલ હતુ.

૧૨૧૯. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એમને સોનગિરા ગોત્રીય કહ્યા છે તેમજ એમનુ અપરનામ સાગરચંદ્ર દર્શાવાયુ છે.

૧૨૨૦ ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં એમનાં પૂર્વ જીવન સંબંધે આ પ્રમાણે વર્ણવે છે:—

એવં વિહરતા વિહુ અણહિલવર પટ્ટણમ્મિ સંપત્તા,
તત્થત્થિ ઓસ વંશે સોવણ્ણિય જાવડ ભિહાણો.

પૂરલદેવ ભજ્જા સીલ દયા હાર ધારણે સજ્જા,
તિસ ઉયરે ઉપ્પન્નો બારસ છવ્વુત્તરે જાઓ.

સોનાભિહાણ કુમરો પણુતિય જણુચિત્ત મજ્ઝિ રમલિકરો,
બારૂત્તરિ વય ભારો ગુરુ કર કમલેય સંગહિઓ.

૧૨૨૧. દયાવર્દ્ધને સિદ્ધાંતસાગરસૂરિ વિષે બે ગીતોની રચના કરી છે, તે દ્વારા પણ એમનાં જીવન વિષે સારી એવી માહિતી ઉપલબ્ધ થાય છે. જુઓઃ—

(૧)

વિધિપખિ સહ ગુરુ જાણીઈ રે, સખી અભિનવ ગોયમ સામિ,
સિદ્ધાંતસાગર સૂરિસરુ રે સખી, પામીઈ નવ નિધિ નામિ. ૧

સાહેલડી વંદિવા શ્રી ગુરુરાય, તુમ્હે અહનિસિ પ્રણમઉ પાય; સાહે૦ ધ્રુપદ.

તપિ જગિ સંજમિ આગલુ રે સખી, પાલઈ સુદ્ધ આચાર,
ગચ્છ નરિંદ મઈ પેખિયઉ રે સખિ, વંછિત દાન દાતાર. ૨ સાહે૦

અણહિલ્લપુર વર પાટણિ રે સખિ, ચોપટ ચતુર સઉસાલ,
જાવડસાહ સુત જાણિઈ રે સખિ, જ્ઞાતિઈ શ્રી ઉસવાલ. ૩ સાહે૦

પૂરલમાતા જનમિઉ રે સખિ, સોભાગી . સવિચાર,
ભણઈ ગુણ નિતુ અવગમઈ રે સખિ, આગમ અંગ ઇગ્યાર. ૪ સાહે૦

જાં લગઈ મેરૂ મહી ધરૂ રે સખિ, જાં લગઈ સસિકર ભાણ,
તા લગઈ અમ્હ ગુરૂ ચિર જયોઉ રે સખિ, દયાવર્ધન કરે બખાન. ૫ સાહે૦

(૨)

સરસતિ દિઉ મતિ નિરમલી આણુંદ આણી ચિંતિ રે;
સિદ્ધાંતસાગરસૂરિ વંદિવા, મુઝ થઈ અતિ ઘણી ખંતિ રે. ૧

ચાલિસઈ ગુરુ વંદીઈ, પહિરી સકલ સિણગારુ રે;
ગોતમ સમ ગુરુ જાણીઈ, વિદ્યા વયર કુમારુ રે;
ઉસવંસિ કુલિ મંડણુ બા, જાવડ સુત જયકારુ રે;
પૂરલ્લદેવી ઉરિ ધરિઉ, મન વંછિત દાતારુ રે. ૨

સંવત પનર બારોત્તરઈ, આદરઈ સંજમ સારુ રે;
શ્રી જયકેસર સૂરિ સુગુરુ મુખિ, પભણઈ સયલ વિચારુ રે. ૩

બુદ્ધિઈ સુર ગુરુ જાણઈ, વચન અમીરસ બોલઈ રે;
એ જાનલિ ગુરુ કવણુ કહૂં, નવિ આવઈ કોઈ તોલઈ રે. ૪

અહિમદ પુરવરિ ઉલટિઈ, વિત્ત વેવઈ હંસરાજ રે;
ગચ્છનાયક પદિ થાપીયા, કરઈ મુનિશ્ચલ કાજ રે. ૫

ચારિ કષાય જીણઈ વસિ કીધાં, લીધૂ જગ જસ વાદ રે;
પરિહરઈ પંચ પ્રમાદ નિરંતર, મોડઈ મનમથ માદ રે. ૬

જાં દિનમણિ દીપઈ ગયણાંગણિ જાં સસિકર વિકસંત રે,
તાં એ મહિમંડલિ જયવંતા, દયાવર્દ્ધન પ્રણમંતા રે. ૭

૧૨૨૨ મુનિ લાખા ગુરુ પટ્ટાવલીમાં સિદ્ધાંતસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છેઃ—

**६४ चवदमा गणधर श्री सिद्धांतसागरसूरि । श्री पत्ने । श्रेष्ठ जावड । पूरी माता । संवत् १५०६ वर्षे जन्म । संवत् १५१२ वर्षे दीक्षा श्री पत्ने । संवत् १५४१ वर्षे गच्छेश-पद । श्री राजनगरे । संवत् १५६० वर्षे निर्वाण श्री पत्ने । सर्वायु वर्ष ५५ ॥**

૧૨૨૩ ઉપર્યુક્ત પ્રમાણો દ્વારા જાણી શકાય છે કે સં. ૧૫૧૨ મા પાટણમાં બાળક સોનપાલે જયકેસરીસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી અને એ નવોદિત મુનિનુ નામ સિદ્ધાતસાગર રાખવામા આવ્યું. ગુરુ પાસે એમણે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને થોડા જ સમયમાં તેઓ સર્વ શાસ્ત્રોના પારગામી થયા. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં દીક્ષા તેમજ ગચ્છેશપદનું વર્ષ અનુક્રમે સં ૧૫૨૨ તથા સં. ૧૫૪૨ છે. પટ્ટાવલીનુ વિધાન અસ્વીકાર્ય છે સિદ્ધાંતસાગરસૂરિએ સં. ૧૫૧૨ માં દીક્ષા ગ્રહણ કરેલી તેમજ તેઓ સં. ૧૫૪૧ મા આચાર્યપદ તથા ગચ્છેશ પદાલંકૃત થયા હતા. રંગવર્દ્ધન કૃત ગીતોમા, મુનિ લાખા કૃત 'ગુરુ પટ્ટાવલી'મા તેમજ ભાવસાગરસૂરિ કૃત 'ગુર્વાવલી'મા આચાર્યપદનો નિર્દેશ નથી પરંતુ ગચ્છેશપદના વર્ષનો નિર્દેશ મળે છે. અન્ય ગ્રંથોમા પણ આચાર્યપદ તેમજ ગચ્છેશ-પદનું વર્ષ સં. ૧૫૪૧ દર્શાવાયું છે. શક્ય છે કે એકી સાથે અથવા તો નજીવા આંતરામા જ તેઓ એ બન્ને પદો પામ્યા હોય ભાવસાગરસૂરિ 'ગુર્વાવલી'માં જણાવે છે તેમ સિદ્ધાંતસાગરસૂરિ ગુરુ પાસે શાસ્ત્રા-ભ્યાસ કર્યા બાદ ગચ્છમાં શ્રેષ્ઠ ભારને યોગ્ય ગણિ અને ઉપાધ્યાયપદ પામ્યા, જે પ્રસંગે એમના પિતાએ ઓચ્છવો કર્યાઃ—

સિદ્ધંત રૂઈ સાહૂ મણહર મુણિ મડલી મોલિ મઉડો,
પભણુઈ સુગુરુ સમીવે થેવહિણે સવ્વ સત્થાઇં,
ગચ્છવઈ ભાર જુગ્ગ ગણીય ઉવજ્ઝાય સપય પુવ્વ,
દત્ત તત્થય પિઉણો ચમક્કિઓ ઉચ્છેવો વિહિઓ

૧૨૨૪. ભાવસાગરસૂરિ વિશેષમાં નોંધે છે કે સ ૧૫૪૧ ના પોષ સુદી ૮ ના દિને ૭૨ વર્ષનું આયુ પાળીને ખંભાતમાં જયકેસરીસૂરિ દિવગત થયા પછી એજ વર્ષે ચતુર્વિધ સઘે મળીને ફાગણ સુદી ૫ ને દિવસે અમદાવાદમાં સિદ્ધાતસાગરસૂરિને સૂરિપદે અને ગચ્છેશપદે અભિષિક્ત કર્યા એ પ્રસંગે શ્રીમાલવંશીય હંસરાજે મહોત્સવ ઉજવ્યો:–

અહ ચઉવિહ સંઘેણુવિ મિલીય મહાનદ પૂરિ પણુસમ,
અહમદપુર વરમજ્ઝે ફગ્ગુણ સુદ્ધસ્સ પચમીએ
સૂરિપય ગચ્છભારો ઠવિઓ સિદ્ધાંત સાયર ગુરૂણ.
સિરિવસા ભરણેણય હસેણ કઓચ્છવો તત્થ

આપણે જોઈ ગયા તેમ દયાવર્દ્ધને પણ ઉત્સવ અગે એ પ્રમાણે જ માહિતી આપી છે·

અહિમદ પુરવરિ ઊલટિઇં, વિત્ત વેવઈ હસરાજ રે,
ગચ્છનાયક પદિ થાપીયા, કરઈ સુનિશ્ચલ કાજ રે.

૧૨૨૫ ભીમશી માણેકની પટ્ટાવલીને આધારે પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ સિદ્ધાંતસાગરસૂરિનાં આચાર્યપદનું વર્ષ સં ૧૫૪૧ અને ગચ્છેશપદનુ વર્ષ સ. ૧૫૪૨ માન્યું છે ડૉ કલાટ નોંધે છે·

Sidhantsagara-suri, son of Soni (gotra) Javada in Patan, and of Puralade, mula-naman Sonapala, born Samvat 1506 in Sala, diksha, 1512, acharya 1541, gachchhanayaka 1542, + 1560 at the age of 54. પ્રો. પિટર્સને પોતાના સસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ સન ૧૮૮૬–૯૨ ની પ્રસ્તાવનામાં સિદ્ધાત-સાગરસૂરિ વિષે આ પ્રમાણે નોંધ લીધી છે—Siddhantasagara suri–Mentioned as pupil of Jayakesarin and guru of Bhavasagara in Anchalagachchha. 3, App. p. 220. In the Anchalagachchhapattavali the following dates are given for this writer . born, Samvat 1506; diksha, Samvat 1512; acharyapada Samvat 1541; gachchhanayaka, Samvat 1542, died, Samvat 1560.

### પ્રકીર્ણ પ્રસંગો

૧૨૨૬ ઓસવશીય પડાઈયા ગોત્રીય સાદાના પુત્ર મંડલિકે સં ૧૫૪૮ ના વૈશાખ વદી ૧૦ ને દિવસે સત્યપુરમા સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી શ્રી સુમતિનાથબિબ કરાવી પ્રતિષ્ઠા ઉત્સવમાં અગિયાર હજાર પીરોજી ખરચી. સં. ૧૫૫૨ માં સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી કારોલા ગામમાં તોલાક શેઠે શ્રી પદ્મપ્રભબિંબની પ્રતિષ્ઠા કરાવી.

૧૨૨૭. કાસ્યપ ગોત્રીય લોલા શેઠ સં. ૧૫૫૫ મા ભિન્નમાલમાં થઈ ગયા, જેમણે શત્રુંજય, ગિરનાર તથા જીરાવલા તીર્થોના સઘો કાઢેલા, તેમજ ધર્મકાર્યોમા ઘણું ધન ખરચ્યું હોવાથી સંઘપી

કહેવાયા. લાલા શેઠે બાવીસ હજાર રૂપિયા ખરચીને આબૂ ઉપર અચલગટના ચૌમુખમાં બે કાઉસગ્ગિયા કરાવ્યા ગોદા નામના શ્રાવકે સવા લાખ રૂપિયા ખરચીને શત્રુંજયની યાત્રા કરી.

૧૨૨૮. ઓસવંશીય લાલણગોત્રીય ભોજા શેઠ પીલુડામા થઈ ગયા. તેમણે સં. ૧૫૫૭ ના ફાગણ સુદી ૮ ને દિવસે ત્યાં જિનમંદિર બંધાવ્યું. સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૨૨૯. મેરુતુંગસૂરિ કૃત 'કાતન્ત્રવ્યાકરણ ટિપ્પનિકા'ની એક પ્રત જાંબૂણામમાં સં. ૧૫૫૦ માં લખાઈ, જે અચલગચ્છેશ પાસે હતી, એમ પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે. સિદ્ધાંતસાગરસૂરિ પાસે એ પ્રત હોવી જોઈએ.

૧૨૩૦. સિદ્ધાંતસાગરસૂરિએ સં. ૧૫૪૧ માં 'ચતુર્વિંશતિજિનસ્તુતિ' નામની સંસ્કૃત પદ્યકૃતિ પણ રચી છે. આ કૃતિની પ્રત પાટણના ભંડારમાં વિદ્યમાન છે.

૧૨૩૧. સિદ્ધાંતસાગરસૂરિને ચક્રેશ્વરીદેવીની સહાય હતી, દેવી ઘણી વાર પ્રત્યક્ષ થયાં હતાં; એ પછી એમનું આગમન દુર્લભ બન્યુ એ વિષે ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં ઉલ્લેખ છે. આચાર્યને ચક્રેશ્વરીદેવીએ તંદુલ વહોરાવ્યા હતા એવો ભીમશી માણેકની પટ્ટાવલીમાં પણ ઉલ્લેખ છે.

૧૨૩૨. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અંચલગચ્છ-અપરનામ વિધિપક્ષગચ્છ-પટ્ટાવલી (વિસ્તૃત વર્ણનરૂપા)'માંથી આ અંગે વિસ્તૃત વર્ણન આ પ્રમાણે પ્રાપ્ત થાય છે—'૬૧ એકસઠમેં પાટે શ્રી સિદ્ધાંતસાગરસૂરિ. તેણઈ ચક્રેશ્વરીનું આરાધન કર્યું તિવારે ચક્રેશ્વરીઈ કહિઉ—"અમ્હ આવીઇ પણિ તુમ્હે ઓલખીસ્યો નહી।" તિવારે ગુરુઈ કહિઉ "માતાજી તુમેંને ઓલખીઈ નહીં કિમ?" પછે શ્રી સિદ્ધાતસાગરસૂરિ વુહરવા ઉઠયા છે. સર્વે ઘરે પગલા કરેં છેં. તેહવા સમય તે ચક્રેશ્વરીઈ નવુ ઘર રચના કરી .ગરડી બાઈડીનુ રૂપ કરી માર્ગે આડી ઊભી રહિને ગુરુને કહે—"સ્વામિ માહરે ઘરેં પગલા કરો." ગુરુ તિહાં ગયા પછેં તે ડોસીઈ સોનઈયાની થાલી ભરી વુહરાવા માંડ્યાં. તે ગુરુઇ સોનઈયા વુહર્યા નહી. પછી ચોખાની થાલી ભરી તે મધ્યે છુટક એક બિ સોનઈયા ઘાલી વુહરાવા માંડ્યાં. પછે ગુરુઇ તેહનો ભાવ જાણી ચોખા અચિત જાણી વુહરા પછેં ગુરુ ઉપાશ્રય આવ્યા પછે ચોખામાદિથી સોનઈયા નીકલ્યા તે ગુરુ ચેલા સાથે તે ડોસીને પોકલ્યાં પણિ તે ઠેકાણે ઘર તથા ડોસી મિલે નહી. પછે ગુરુઇ ફિર ચક્રેશ્વરી આરાધન કર્યા. ચક્રેશ્વરી આવ્યાં. ચક્રેશ્વરીઇ કહિઉ—"અમે આવીઈ પણિ તુમેં આલખો નહી" તિવારે ગુરુઇ કહિઉં "માજી કિવારે આવ્યાં, અમે ઓલખ્યા નહી!" તિવારે ચક્રેશ્વરી કહે—"મેં સોનાનો થાલ-ભરી વુહરાવવા માંડયો, તિવારે તુમે મુઝને ઓલખ્યા નહીં, ઈમ ન જાણ્યુ જે સોનઈયા તે કુણ વુહરાવતુ હશે? તે વુહરા હોત તો ભલુ અને પછે ચોખાની થાલી વુહરી તે મધ્યે છુટક એક બિ સોનઈયા હતા. તે વતી તુમ્હારે ગામોગામ એક બિ સોનઈયા સરિખા ગૃહસ્થ હોસ્યે." ઈમ કહી ચક્રેશ્વરી ગયા. તે હવે પ્રગટ પણઈ તો આવતા નથી. સુહણે સ્વપ્નાંતરિ આવે છે તે શ્રી સિદ્ધાંતસાગરસૂરિ અણહલ્લપુર પાટણ નગરઇ સોની જાવડ, ભાર્યા પુરલદે સોનપાલ ૧૫૦૬ પંનર છિડોત્તરે જન્મ, પંનર બારોતરે દીક્ષા, એકતાલે ગચ્છનાયકપદ, પનર સાઠે સ્વર્ગગમન.'

૧૨૩૩. નૃપપ્રતિબોધાદિ વાતો વિષે આધારભૂત રીતે જાણી શકાતુ નથી પરંતુ એટલુ તો સ્પષ્ટ છે કે સિદ્ધાંતસાગરસૂરિ પ્રભાવક આચાર્ય હોઈને તેમના ઉપદેશથી અનેક નૃપતિઓ જૈનધર્માભિમુખ થયા હશે. લાવણ્યચંદ્ર કૃત 'વીરવંશાનુક્રમ'માં માત્ર સંક્ષેપ ઉલ્લેખ જ છે કે—**સિદ્ધાંતસાગરગુરુ**

**र्यवनेशमान्यः** । આ ટૂંકા ઉલ્લેખને આધારે કહી શકાય છે કે મુસલમાન બાદશાહોએ પણ સિદ્ધાંત-સાગરસૂરિને સન્માનિત કર્યા હશે.

## જૈન શાસનના નૂતન સંપ્રદાયો

૧૨૩૪. સિદ્ધાંતસાગરસૂરિના સમયમાં જૈન શાસનના બે મહત્ત્વપૂર્ણ સંપ્રદાયોનો ઉદ્ભવ થયો. (૧) કડવાગચ્છ (૨) લોંકાગચ્છ ડૉ ભાંડારકરે પ્રકાશિત કરેલી અચલગચ્છીય પટ્ટાવલીમાં ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે—**६१ सिद्धांतसागरसूरि सं० १५३२ प्रतिमोत्थापकमतं** ॥ આ બન્ને નૂતન સપ્રદાયોએ અન્ય ગચ્છો પર પણ ભારે અસર કરી હોઈને એ વિશે સંક્ષિપ્ત ઉલ્લેખ વિવક્ષિત છે.

## લોંકાગચ્છ

૧૨૩૫. આ સ્થાનકવાસી સપ્રદાયનો ઉદ્ભવ પોરવાડ વણિક લોંકાશાહ સંબંધિત છે. સં. ૧૫૦૮ માં વીરાત્ ૧૯૪૫ પછી અમદાવાદના કાલુપુરમા લહીઆનો વ્યવસાય કરતા લોંકાશાહને સાધુઓ પ્રત્યે અણરાગ થતાં અને સ. ૧૫૩૦ માં લખમશી નામના શિષ્ય મળતાં બન્નેએ સમાચારીમાં કેટલોક ફેરફાર દર્શાવ્યો, ખાસ કરીને પ્રતિમાનો ઉગ્ર નિષેધ કર્યો. તદુપરાંત જૈનોની આવશ્યક ક્રિયાઓ જેવી કે પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન આદિ કરવામા તથા દાન દેવામાં માન્યતા ન રાખી. દયા એ ધર્મ છે અને હિંસામાં અધર્મ છે એવી ઉદ્ઘોષણા કરી જે જે ક્રિયા કરવામાં કોઈ પણ અશે હિંસા થાય તે અસ્વીકાર્ય છે અને ઉપરની બાબતો કરવામાં હિસા થાય છે એ જાતની પ્રરૂપણા કરી જણાવ્યુ કે મૂલ સૂત્ર માનવાં પણ તેમાં મૂર્તિપૂજા કહી નથી એ વખતે મહમદ બેગડાના પ્રીતિપાત્ર પીરોજખાને દહેરાં અને પોશાળો તોડી જૈનોને ભારે પજવણી કરી હોઈને, તે સજોગો મેળવી લોંકાશાહે પોતાના મતની પ્રરૂપણા કરી. અસંખ્ય લોકો એમના મતમાં ભળ્યા લોંકાશાહે દીક્ષા લીધી નહિ પણ તેમના ઉપદેશથી બીજાઓ દીક્ષા લઈને 'ઋષિ' કહેવાયા આ ગચ્છનો વિસ્તાર વધતાં તેની અનેક શાખાઓ થઈ

૧૨૩૬. સ. ૧૫૩૩ માં સીરોહી પાસેના અરઘટ્ટપાટકના વાસી પ્રાગ્વાટ જ્ઞાતિના ભાણાથી પ્રતિમા-નિષેધનો વાદ વિશેષ પ્રચારમાં આવ્યો એ વાદને માનનારાઓને મૂર્તિપૂજકો તિરસ્કારપૂર્વક 'લુંપક–વેશધર-ઉત્થાપક' કહે છે તે પોતાને ઢૂઢિયા કહેતા તેમાં સ. ૧૫૬૮ માં રૂપજી ઋષિ થયા. સં. ૧૫૭૦ માં તેમાંથી નીકળી બીજા નામના ગૃહસ્થે બીજ મતની ઉત્પત્તિ કરી કે જેને બીજામત કે વિજયગચ્છ પણ કવચિત્ કહેવામાં આવે છે. સં. ૧૫૭૮ મા લોંકામા જીવાજી ઋષિ અને સં ૧૫૮૭ માં વરસિંધજી થયા સ ૧૫૮૫ માં તેઓ ક્રિયાવંત બની ઉગ્ર આચાર પાળવા લાગ્યા હતા. તેથી લોકો પર વિશેષ પ્રભાવ પાડી શક્યા તેઓ ક્રમે ક્રમે 'લોંકા' 'ઢૂંઢિયા'માથી હવે 'સ્થાનકવાસી' એ નામથી પોતાને ઓળખાવે છે. તે સપ્રદાયને માનનારા ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, માળવા, પંજાબ અને ભારતના બીજા ભાગોમાં રહે છે સ્થાપક લોંકાશાહ મૂળ ગુજરાતી હતા અને તેમનો સંપ્રદાય કડક આચાર પર અને સાહિત્યમા મુખ્યત્વે શાસ્ત્રોના કરેલા ગુજરાતી બાલાવબોધ પર ટકયો શ્વેતાબરોમાં અત્યારે તેમની સખ્યા લગભગ મૂર્તિપૂજકો જેટલી છે. લોંકાશાહના વિચારોએ તે વખતે ખળભડાટ મચાવી મૂકેલો.

### કડુઆ ગચ્છ

૧૨૩૭ કડવા શાહ નડુલાઈમા વીસા નાગર જ્ઞાતિના કહાનજી અને તેની પત્ની કનકાદેને ત્યા સં. ૧૪૯૫ મા જન્મ્યા. તેઓ વૈરાગ્યવાન અચલગચ્છીય શ્રાવક નિયાગી વેશધરનો ઉપદેશ સાભળી વૈરાગ્ય પામ્યા શકય છે કે તે વખતે જ તેમણે જૈન ધર્મ અંગીકાર કર્યો હોય કડુઆ ગચ્છની પટ્ટાવલીમા

આ પ્રમાણે ઉલ્લેખ છે : 'પ્રથમત. સા કડુઆ નાંડોલાઈ ગ્રામે મહં કાહાનજી ભાર્યા બાઈ કનકાદે. સંવત ૧૪૯૫ પ્રસુત પુત્ર નામતઃ મહં કડુઆ વૈરાગ્યવાન્ આંચલીયાકા શ્રાવક નિયાગી વેશધરકા ઉપદેશસેં વૈરાગ્ય હુઆ.' માતાપિતાની આજ્ઞા ન મળવાથી તેઓ સં. ૧૫૧૪ માં અમદાવાદમા આવ્યા. ત્યાં તેમનો આગમીઆ પન્યાસ હરિકીર્તિ જે એકાકી ક્રિયાપૂર્વક રહેતા હતા તેમની સાથે સમાગમ થયો. શાસ્ત્રાધ્યયન કરી દીક્ષા લેવાનુ મન થતાં હરિકીર્તિએ શાસ્ત્રે ભાખેલા શુદ્ધ ગુરુ આ કાલમાં દેખાતા નથી અને શાસ્ત્રોક્ત દીક્ષા પળે તેમ નથી એમ સમજાવ્યુ, તેથી સાધુધ્યાને શ્રાવક વેશે સંચરી ભાવ-સાધુપણે વર્તવું ઈષ્ટ ધારી 'સવરી' તરીકે જુદે જુદે સ્થળે વિહાર કર્યો. અનેકને ઉપદેશ આપી પોતાના મતમાં લીધા. ૬૯ વર્ષનુ આયુ પાળીને પાટણમાં સં. ૧૫૬૪ માં તેઓ સ્વર્ગસ્થ થયા તેમનાં નામ પરથી એમનો અનુયાયીવર્ગ કડવાગચ્છથી પ્રસિદ્ધ થયો

૧૨૩૮. કડવાગચ્છની મુખ્ય માન્યતા એ હતી કે વર્તમાનકાળમાં શાસ્ત્રોક્ત નિર્ગ્રંથ આચાર પાળી શકાય એવા સંયોગો નથી અને જેઓ પોતાને નિર્ગ્રંથ, મુનિ કે સાધુ તરીકે પૂજાવે–વદાવે છે તે દોષના ભાગી છે, કારણુ તેઓમાં એ યથાર્થ સાધુધર્મના ગુણો છે જ નહી. આ કાળમા સાધુ ધર્મનું પાલન અતિ દુષ્કર હોઈ તે વિચ્છિન્નપ્રાય છે, માટે જેના મનમાં ત્યાગ ભાવના થતી હોય તેણે પોતાને 'સવરી'ના નામે ઓળખાવવુ અને તેણે સંવરી તરીકે અમુક નિયમોનું પાલન કરવું પણ સાધુ તરીકે ઓળખાવવુ નહી. મૂર્તિપૂજામાં એમની માન્યતા હતી, પરતુ કડુઆએ શ્રાવક પ્રતિષ્ઠા કરે, સાધુ નહીં, પુનમની પાખી, માલારોપણનો નિષેધ ઈત્યાદિ વિષયક બોલ કહ્યા છે, જે અંચલગચ્છની સમાચારીને સબંધિત છે આવી પ્રરૂપણાથી કેટલાક વિદ્વાનો તો 'કડવા મતના અંચલગચ્છ' દ્વારા બન્નેની એકતા સૂચિત કરવા પ્રેરાયા છે, પરંતુ વાસ્તવમાં કડુઆને અંચલગચ્છનો ઉપદેશ થવા છતાં તેઓ તેથી વિભિન્ન મતના પુરસ્કર્તા થઈ ગયા, એટલું જ નહીં પોતાના મતના પ્રતિપાદન માટે તેમણે અચલગચ્છનું ખડન પણ કર્યું.

૧૨૩૯. કડુઆના સમયમા વેશધારી શિથિલાચારીઓનો બહુ પ્રચાર થઈ ગયો હતો અને તેઓ પોતે જે રીતે પોતાનુ વર્તન ચલાવે તે બધુ ભગવાન મહાવીરના શાસ્ત્ર સંમત જ છે એમ લોકોને સમજાવી પોતાની સ્વાર્થ સાધના કરી રહ્યા હતા એવા જમાનામા કડુઆ અને લોંકા જેવા કેટલાક ત્યાગ ભાવનાવાળા મુમુક્ષુ ગૃહસ્થો નીકળ્યા અને તેમણે પોતાના ધ્યેય પ્રમાણે પોતપોતાના નવા સપ્રદાયો સ્થાપી સમાન વિચારવાળાઓની ચિત્તસમાધિ માટે નવાં સ્થાનકોની યોજના કરી, જૂના વાડામાં ફસાઈ રહેવાથી કટાળેલાઓને સ્થાનાંતર કરવાની સગવડ આપી.

૧૨૪૦. જેમ હમેશા બને છે તેમ રૂઢ સપ્રદાયવાળાઓને આ નવા સપ્રદાયો શત્રુભૂત લાગ્યા અને તેથી તેમણે એમના વિરુદ્ધ પોતાની હીલચાલ શરુ કરી. એ નવા સાપ્રદાયિકોના વિચારો ઉપર ખંડનાત્મક પ્રહારો ચાલુ થયા મોટા સમુદાયો બાથ ભીડીને આ અલ્પસંખ્યક નવા હરીફોને સઘ બહાર, નાતબહાર, વ્યવહાર બહાર વગેરે અનેક પ્રકારના ધાર્મિક તેમજ સામાજિક બાહિષ્કારોથી કસવા માંડયા કેટલાક પ્રખર પડિતોએ એમની ઉપર તીવ્ર આલોચનાત્મક વાગ્બાણોની વર્ષા ચલાવીને એમને નષ્ટ-ચેતન બનાવવાના પ્રયત્નો કર્યા એ બધા વિરોધો સામે ટકી રહેવા માટે આ નવા સપ્રદાયે પણ પોતાની સાધન–સામગ્રી પ્રમાણે બનતું કર્યું, અને એમ કરતા કાળાન્તરે એ પણ જૂના વાડાઓ પામે પોતાના વાડાઓ બાધી 'વાડાઓના સઘ'માં દાખલ થઈ ગયા

૧૨૪૧ સપ્રદાયની છિન્નભિન્નતાના આ યુગમા એક બાજુ પ્રતિમાનિષેધ, બીજી બાજુ સાધુજન-નિષેધ અને સામાન્ય રીતે અન્ય સમાચારી પ્રરૂપણા ચાલુ થઈ ગઈ હતી. વળી સપ્રદાયમા ક્રિયાશિથિલતા

હતી જ્યારે સામી બાજુ ક્રિયામાં કઠ્ઠકતાનો દેખાવ થયો. લોકોની માન્યતામાં ભારે ઉથલપાથલ થઈ. એ અરસામાં પુષ્ટીમાર્ગ નામના વૈષ્ણવ સંપ્રદાયનો ગુજરાતમાં પ્રવેશ પણ ઉલ્લેખનીય છે. આ મતના પ્રવર્તક વલ્લભાચાર્યે એ વખતે ભારે પ્રભાવ વર્તાવ્યો હતો આ વૈષ્ણવ નવીન સંપ્રદાયે ગુજરાતના બીજા સંપ્રદાયો પર અસર કરી. જૈન ધર્માનુયાયી મોઢ, ખડાયત, નાગર વાણિયાઓ હતા તે સર્વ અત્યારે આ સપ્રદાયના જ જણાય છે, ઓસવાળ, પોરવાડ, શ્રીમાલી, લાડ વાણિયામાં જૈન અને વૈષ્ણવ બને ધર્મ પળાય છે ને સામાન્ય રીતે અનુક્રમે શ્રાવક અને મહેસરી એ નામથી ઓળખાય છે.

૧૨૪૨. માન્યતાઓની છિન્નભિન્નતાઓનુ સુખદ પરિણામ એ આવ્યુ કે અંચલગચ્છ, ખરતરગચ્છ, તપાગચ્છના શ્રમણોની પરિપાટી વિશુદ્ધ બની. સોળમા સૈકાના ઉત્તરાર્ધમાં તપાગચ્છીય આનંદવિમલસૂરિએ ધર્મશિથિલતા દૂર કરવા ક્રિયોદ્ધાર કર્યો. પોતે ૧૪ વર્ષ લગી ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી અને સ્થળે સ્થળે વિચરી ઉગ્ર વિહાર કર્યો હતો તેથી લોકો પર તેમની સારી છાપ પડી અચલગચ્છીય ધર્મમૂર્તિ-સૂરિએ પણ એ પ્રમાણે જ ક્રિયોદ્ધાર કર્યો એ બધાના પ્રયાસોને પરિણામે પ્રાચીન ગચ્છોને સુદૃઢ પાયા પર મૂકવાના બધા જ પ્રયાસો કરવામાં આવ્યા ગોરજીઓના ત્રાસથી લોકો પણ કંટાળી ગયા હતા તેથી પ્રવર્તમાન સમાચારીને અણીશુદ્ધ કરવા ભગીરથ પ્રયાસો કરવામાં આવ્યા. લોકાશાહ અને એમના અનુયાયીઓ જ્યાં જિનાલયો નહોતાં ત્યા પ્રથમ ફાવેલા, આથી નવીન જિનપ્રાસાદોનુ નિર્માણ જુસ્સાભેર હાથ ધરવામાં આવ્યુ. આમ સિદ્ધાતસાગરસૂરિનો સમય જૈન ઇતિહાસમાં સંક્રાતિકાળ બની ગયો જો પ્રાચીન ગચ્છોએ યોગ્ય પગલુ ન ભર્યુ હોત તો એમનુ અસ્તિત્વ ભયમાં હતુ.

### માંડવગઢ

૧૨૪૩ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનાં તીર્થ તરીકે માડૂ—માંડવ—મંડપાચલ કે માંડવગઢના પ્રાચીન જૈન સાહિત્યમાં અનેક ઉલ્લેખો મળી આવે છે. પ્રસિદ્ધ ચૈત્યવંદનની આ પંક્તિઓ લગભગ પ્રત્યેક જૈનને કંઠસ્થ જ હશે—

> માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ,
> ઋષભ કહે જિન સમરતા, પહોંચે મનની આશ

સસ્કૃત ભાષાના વિદ્વાન ભોજ રાજાની ધારા નગરીથી પણ ભાગ્યે જ કોઈ અપરિચિત હશે. માલવ દેશમા આવેલુ આ ધારાનગરીનુ રાજ્ય ધાર સ્ટેટના નામથી ઓળખાતું, જેનુ મધ્યપ્રદેશમા વિલીનીકરણ થયુ છે.

૧૨૪૪. એક વખત માંડવગઢ મહાન નગર હતુ. તેની જાહોજલાલી અપૂર્વ હતી જૈન સાહિત્યમા એવા ઉલ્લેખો મળી આવે છે કે માડવગઢમા એક વખત સાતસો જૈનમદિરો હતાં તેમજ ત્રણ લાખ જૈન કુટુબો ત્યા વસતા હતા. પેથડશાહે ત્રણસો જિનમદિર ઉપર ધ્વજ—કળશ ચડાવ્યા હતાં, એ ઉલ્લેખ પરથી પણ માંડવગઢમા જૈનોની જાહોજલાલીની પ્રતીતિ મળી રહે છે.

૧૨૪૫ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રભાવક પ્રતિમા વિશે વિક્રમની ૧૫ મી શતાબ્દીમા રચાયલા ‘ ઉપદેશ તરગિની ’ ગ્રથમા આ પ્રમાણે વર્ણન છે . ‘મહાસતી સીતાની પ્રભુ પૂજાની ભાવના પૂર્ણ કરવા માટે વનવાસમા લક્ષ્મણકુમારે શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની છાણની પ્રતિમા બનાવી હતી અને તે સીતા સતીના શીલના પ્રભાવથી વજ્ર જેવી દૃઢ બની ગઈ હતી આ પ્રતિમાની હમણા પણ માડવ-ગઢમાં મુસલમાન આદિ જૈનેતર લોકો ફૂલ—ભોગ વિગેરે મોકલીને ભક્તિ કરે છે આ મૂર્તિનો ઘણો મહિમા છે અને તે સર્વ ઉપસર્ગને હરે છે’

૧૨૪૬. હાલ તો શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની એ મૂર્તિ ત્યાં નથી. શ્રી શાંતિનાથ ભગવાનનાં તીર્થ તરીકે અત્યારે તે વિદ્યમાન છે. માંડવગઢે પોતાની પ્રાચીન જાહોજલાલી પણ ગુમાવી દીધી છે. આમ છતા માંડવગઢની આસપાસ દૂર દૂર સુધી પથરાયેલા મકાન, મહેલ, મંદિર આદિ સ્થાનોનાં ભગ્નાવશેષો, માંડવગઢને ફરતો મહાન કિલ્લો, વિશાળ જલાશયો, કૂવાઓ તથા વાવો માંડવગઢની ભૂતકાલીન જાહોજલાલીની આજે પણ સાક્ષી પૂરી રહ્યાં છે.

૧૨૪૭. આ ઐતિહાસિક નગરની સ્થાપના કોણે ક્યારે કરી એ વિષે કોઈ ચોક્કસ પુરાવો મળતો નથી. સેંકડો વર્ષ પહેલાં અહીં ભીલો વસતા હતા. તેઓ લાકડા કાપવાનો ધંધો કરતા હતા. કોઈ એક ભીલની કુહાડી સાથે પારસમણીનો સ્પર્શ થતાં તે સોનાની થઈ ગઈ. માંડણ નામના એક લુહારે યુક્તિપૂર્વક એ પારસ મેળવી ઘણું સુવર્ણ પ્રાપ્ત કર્યું. ધનના રક્ષણાર્થે તેણે મજબૂત કિલ્લો બનાવી માંડવગઢ નગર વસાવ્યું એવી દંતકથા ખૂબ જ પ્રચલિત છે ઐતિહાસિક દૃષ્ટિએ તો માંડવગઢનો શૃંખલાબદ્ધ રાજકીય ઇતિહાસ અંધકારમાં જ છે. ત્રુટક ઉલ્લેખોને આધારે જાણી શકાય છે કે ૧૪ મી શતાબ્દી સુધી ત્યાં હિન્દુ રાજાઓનું રાજ્ય હતું. પેથડશાહના વખતમાં આ નગરની સમૃદ્ધિ અપૂર્વ હતી. તે વખતે ત્યા જયસિંહદેવ નામના પરમાર ક્ષત્રિય રાજાનું રાજ્ય હતુ એવો ઉલ્લેખ સુકૃતસાગર નામના પેથડકુમારનાં ચરિત્રમય કાવ્યમા આવે છે ત્યાર પછી સં ૧૩૬૬ માં અલ્લાઉદ્દીનના સેનાપતિ મલિક કાફૂરે હલ્લો કરી ગઢનો કબજો લીધો ત્યારથી અનેક વર્ષો સુધી મંદિર–મૂર્તિ–વિધ્વંશક મુસલમાનોના હાથમાં રાજ્યની લગામ રહી સં ૧૭૫૨ મા મરાઠાઓએ નગરનો કબજો લીધો ત્યા સુધીમા પ્રાચીન અવશેષોનો ધ્વંશ કરી મુસ્લીમ સ્થાપત્યોનું નિર્માણ થતુ રહ્યુ.

૧૨૪૮. પેથડશાહે અહી આવીને નગરને સમૃદ્ધિથી આલંકરિત કર્યું એ વાત જૈન ઇતિહાસમાં ગૌરવપૂર્વક આલેખાશે તેઓ મંત્રીપદ શોભાવતા હતા. એમના પુત્ર ઝાંઝણશાહ રાજ્યના સેનાપતિ પદે હતા. આ બન્ને પ્રતાપી પુરુષોએ પોતાનાં સુકૃત્યોથી આ નગરની જ નહી, સમગ્ર જૈન શાસનની પતાકા લહેરાવી છે. એમની યશોગાથા આજે પણ સર્વત્ર ગવાય છે. આ ઉપરાંત સંગ્રામ સોની કે જેમણે ૩૬ હજાર સોના મહોરોથી ભગવતી સૂત્રની પૂજા કરી હતી, તે તથા મંત્રી ચાંદાશાહ, મંત્રી મંડન પ્રભૃતિ અનેક નરરત્નો ૧૬ મી શતાબ્દીના મધ્યમાં થઈ ગયા છે, જેમના પ્રતિષ્ઠા લેખો પ્રાપ્ત થાય છે મુસલમાનોના શાસનત્વ કાલમાં પણ જૈનો ઉચ્ચપદે હતા એના પુરાવા આ લેખો પુરા પાડે છે. ૧૬મી શતાબ્દીના અનેક ઉત્કીર્ણિત લેખો આજે ઉપલબ્ધ છે. સિદ્ધાંતસાગરસૂરિ અહીં સં. ૧૫૪૮ થી ૧૫૫૫ માં વિચર્યા હતા અને તેમના ઉપદેશથી પ્રતિષ્ઠા કાર્યો થયા હોવાનાં પ્રમાણો નીચેના પ્રતિષ્ઠા લેખો પૂરાં પાડે છે.

૧૨૪૯. શ્રી શાંતિનાથ ભગવાનની ૮૦ ઇંચ ઊંચી ધાતુ પ્રતિમા ઉપર આ પ્રમાણે લેખ છે

**स्वस्तिश्री ॥० श्री मडपमहादुर्गे । संवत १५५५ वर्षे ज्येष्ठ सुदी ३ सोमे श्री श्री वत्स सोनी मांडण भार्या सुश्राविका नोल्ला सुत सो० श्री नागराज सुश्रावकेण भार्या श्रा० मेलादे पुत्र सोनी श्रीवर्द्धमान सो० पासदत्त द्वितीय भार्या श्राविका विमलादे पुत्र सोनी श्री जिणदत्त पुत्री श्राविका गुराई वृद्ध पुत्री श्रा० पमाई कुटुम्बसहितेन स्वश्रेयसे ॥ श्री अञ्चलगच्छेश श्री सिद्धांतसागरसूरीणामुपदेशेन श्री शांतिनाथ बिंबं कारितं ॥ प्रतिष्ठितं श्री संघेन ॥ श्रीः ॥**

૧૨૫૦. માંડવગઢનાં જિનાલયની નીલ આરસની મૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ છે :

**संवत १५-(१५५५) वर्षे । श्रे० श्री नागमल भ्रात् श्रे० महा भा० श्री ललतादे पुत्र श्रे० श्री कमलसी सु० श्री विहणसीकेन लाडी सहितेन स्वश्रेयोर्थं श्री अञ्चलगच्छे श्री सिद्धांतसागरसूरीणामुपदेशेन श्री संभवनाथ बिंबं प्रतिष्ठितं च सघेन श्री मंडपदुर्गे ।**

૧૨૫૧. રાંઝાના ઘરદેરાસરની ધાતુચોવીશી ઉપર આ પ્રમાણે લેખ છે –

**संवत् १५४८ वर्षे माघ सुदी ४ अनंतमे श्री मंडपदुर्गे श्री श्री वंशे सोनी श्री मांडण भार्या तोली पुत्र सोनी श्री सिंघराज भार्या संसारदे सुश्राविकया समस्तकुटुम्वसहितया स्वश्रेयोर्थे श्री अञ्चलगच्छेश श्री सिद्धांतसागरसूरीणामुपदेशेन मूलनायक श्री चन्द्रप्रभ-स्वामि मुख्यचतुर्विंशति पट्ट. कारापितः । प्रतिष्ठितः श्री संघेन ॥**

૧૨૫૨ માંડવગઢના જિનાલયના વિદ્યમાન મૂલનાયક શ્રી શાંતિનાથ ભગવાનની ધાતુમૂર્તિની પાટલીના પૃષ્ટ ભાગમાં ત્રણ પંક્તિઓનો આ પ્રમાણે લેખ છે —

**संवत् १५४७ महा सुदी १३ रवौ श्री मंडणसोनी ज्ञातिय श्रेष्ठ अर्जुन सुत श्रे० गोवल भार्या हर्ष । सुत परिप माडण भार्या श्राविका तोली सो० .... महाराज भार्या दखा विन्हादे द्वि० भा० ललीतादे पुत्र २ सो० टोडरमल सोनी कृष्णदास पुत्री बाई हर्षाई प्रमुख परिवार सा० ..**

આ લેખમાં અચલગચ્છનો ઉલ્લેખ ન હોવા છતાં તેમાં કહેલાં કુટુંબનાં ત્રુટક નામો પરથી અનુમાન કરી શકાય છે કે સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી જ આ પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ હશે

૧૨૫૩ સિદ્ધાંતસાગરના ગુરુ જયકેસરીસૂરિ પણ સં ૧૫૨૨ના ફાગણ સુદી ૩ ને સોમવારે માંડવગઢમાં બિરાજતા હતા એમના ઉપદેશથી ત્યાં થયેલી પ્રતિષ્ઠા અંગે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ. સં. ૧૫૨૭ના વર્ષની બીજી એક મૂર્તિ પણ અંચલગચ્છીય આચાર્યના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી છે આ પરથી અચલગચ્છીય શ્રાવકોની માંડવગઢમા સારી સખ્યા હોવી જોઈએ. ખાસ કરીને ત્યાંના સોની વંશજોએ અંચલગચ્છના આચાર્યોના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે. સિદ્ધાંતસાગર-સૂરિ પણ એજ વશના હતા એ પણ સૂચક છે. આ સોની ગોત્રના વંશજોએ માંડવગઢમાં સોનાગઢ નામનો સુપ્રસિદ્ધ કિલ્લો બનાવ્યો હતો. આ પરથી એમ પણ અનુમાન કરી શકાય છે કે તેઓએ ત્યાંના રાજકારણમા મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો હશે. સગ્રામ સોની, ગોપાલ આદિ શૂરવીરો તો રાજ્યમાં મોટા અધિકારો ભોગવતા હતા

૧૨૫૪. મૂલનાયક શ્રી શાંતિનાથજીની પ્રતિમા બહુ જ ચમત્કારિક મનાય છે આ મૂર્તિ સં. ૧૮૯૮ માં ખોદકામ કરતાં ભીલોને મળી હતી. તેને સોનાની સમજીને ગાળવા માટે તેમણે કોશીશ કરી પણ માંડવગઢના મહંતના ચપરાસીને આ વાતની ખબર પડતા તેણે મહંતને જાણ કરી. મહતે એ મૂર્તિ મેળવી યતિ ખુશાલચદજીને સોપી એ પછી મૂર્તિને ધાર લઈ જવાનો નિર્ણય કરવામાં આવ્યો. તે મુજબ ધારના શ્રાવકો હાથી, ઘોડા, રથ વિગેરે લઈને સંઘ સાથે મૂર્તિ લઈ જવા માટે આવ્યા. પ્રતિમાજીને હાથી ઉપર સ્થાપિત કરવામા આવ્યાં. દિલ્હી દરવાજો કે જ્યાથી માંડવગઢમાંથી બહાર નીકળવાનું હતું ત્યાં આવતા જ હાથી અટકી ગયો. ઘણી મહેનત કરી પણ તે આગળ ચાલ્યો જ નહીં એટલે થાકીને સંઘ નિરાશ થઈને મૂર્તિ પાછી મૂકીને ધાર ગયો. અને ધારના રાજાને હકીકત જણાવી. રાજાએ એ મૂર્તિને માંડવગઢમાં જ રાખવાની સલાહ આપી પછી સંઘે ત્યાનાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેમાં એ મૂર્તિ સં. ૧૮૯૯ માં સ્થાપન કરી, જે આજ દિવસ સુધી ત્યાં જ છે.

૧૨૫૫. માંડવગઢવાસી શ્રીમાલી અને માલવાધિપતિના મિત્ર તથા 'માફરમલિક' એ નામ ધારણ કરતા મેઘ મંત્રીએ પોતાના નાના ભાઈ જીવણ સહિત રહીને સત્રાગારથી સંઘને સંતોષ કરવામાં લાખો ટંક ખરચ્યા. સંઘકાર્યો પછી તેમણે સં. ૧૫૨૮–૪૧ વચ્ચે સર્વ ગચ્છના સાધુઓને પુષ્કળ વસ્ત્રનું દાન કર્યું. અચલગચ્છના સાધુઓને પણ તેણે વસ્ત્રદાન કર્યું હતું એવો 'ગુરુગુણ રત્નાકર' (સં. ૧૫૪૧)માં સ્પષ્ટ ઉલ્લેખ હોઈને એ અરસામાં અચલગચ્છના સાધુઓનો માંડવગઢ તરફ એ અરસામાં સતત વિહાર હતો, એ વાત નિર્ણિત થાય છે. જુઓ જૈ. સા સં. ઇ પેરા ૭૨૯, પૃ ૫૦૨

૧૨૫૬. માંડવગઢમાં અચલગચ્છના આચાર્યોએ કરેલો ઉગ્ર વિહાર, ત્યાં એમના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓ અને અચલગચ્છીય સોની શ્રાવકોનાં સુકૃત્યો અને એમનો પ્રભાવ, આ ગચ્છના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે પ્રાચીન વૈભવ ધરાવતા આ નગરના ઇતિહાસમાં એ બધા ઉલ્લેખો પણ મહત્ત્વપૂર્ણ બની રહેશે એ નિ:શંક છે.

## પ્રતિષ્ઠા લેખો

૧૨૫૭. સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ થઈ છે એમના પ્રતિષ્ઠા લેખો પણ સારી સંખ્યામાં ઉપલબ્ધ છે, જેની ટૂંક નોંધ આ પ્રમાણે છે.

૧૫૪૨ (૧) વૈશાખ સુદી ૧૦ ગુરુવારે શ્રીમાલ જ્ઞા૦ વિ૦ મહુણા ભા૦ માણિકદે પુ૦ જગા ભા૦ રૂડી રૂડી સુ૦ જઈના ભા૦ પરબૂ સુ૦ ધના ભા૦ રૂપાઈએ પોતાના શ્રેયાર્થે શ્રી શિતલનાથ બિંબ ભરાવ્યું, ગંધારમંદિરે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદિ ૧૩ રવિવારે ઉસવંશે સા૦ જીવા ભા૦ કર્માઈ પુ૦ સા૦ જેઠા સુશ્રાવકે ભા૦ રૂપાઈ પુ૦ હરિચંદ, વહિલભાઈ સા૦ આસરાજ સહિત વૃદ્ધ ભાર્યા વીરૂના પુણ્યાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યું, અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) વૈશાખ વદિ ૭, બુધવારે શ્રે૦ જીવા ભા૦ પુરાઈ પુ૦ શ્રે૦ વર્દ્ધા સુશ્રાવકે, નાના ભાઈ સહજા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શ્રેયાંસનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૪૪ (૧) વૈશાખ સુદી ૩ સોમે શ્રીવંશે વ્ય૦ પન્નામલ ભા૦ છૂટી અપર ભાર્યા હદૂ પુ૦ વ્ય૦ હરિયા સુશ્રાવકે ભા૦ રૂપીણિ પુ૦ નાથા ભા૦ સોભાગિણી સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અભિનંદન બિંબ ભરાવ્યું, વારાંહી ગામે સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૨) વૈશાખ વદિ ૧, શુક્રવારે શ્રીમાલ જ્ઞાતીય ઠ૦ માણિક, ભા૦ રંગી, પુ૦ ઠ૦ મુન્દ્ર સુશ્રાવકે, ભા૦ હદૂ, પુ૦ હંસરાજ, હાવા, અપર ભાર્યા ધર્માદે મુખ્ય કુટુંબ સહિત પિતાના પુણ્યાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૪૫ (૧) માઘ સુદી ૧૩ બુધે લઘુ શાખા શ્રીમાલી વંશે મં૦ ધોધલ ભા૦ અકાઈ સુ૦ મં૦ જીવા ભા૦ રમાઈ પુ૦ સહસકિરણે ભા૦ લલતાદે વૃદ્ધ ભા૦ ઈસર કાકા સૂરદાસ સહિત, માતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું, ખંભાતના સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) જેઠ સુદી ૧૦ને દિવસે શ્રીવંશે શ્રે૦ નરપતિ ભા૦ છત્રીણિ પુ૦શ્રે૦ લખરાજે પોતાના કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું, અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૪૭ (૧) માઘ સુદી ૧૩ રવિવારે શ્રીમાલ જ્ઞા૦ શ્રે૦ ચાંપા ભા૦ પાચૂ સુ૦ શ્રે૦ હેમા ભા૦

ધર્મ્માઈ સુ૦ શ્રે૦ કાલિદાસે ભા૦ હર્ષાઈ સહિત શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યુ, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે ઓસવાલ જ્ઞા૦ સા૦ ધાઠા ભા૦ આલ્હી સુ૦ કાન્હાએ ભગિનીબાઈ ધાધી સહિત શ્રી શીતલનાથબિંબ ભરાવી પ્રતિષ્ઠા કરાવી.

(૩) એજ દિવસે શ્રીમાલી જ્ઞા૦ મત્રી રયણયર ભા૦ સૂદી સુ૦ મ૦ સૂરા ભા૦ ટબકૂ સુ૦ મં૦ ભૂભવ સહિત શ્રી શાંતિનાથબિંબ ભરાવ્યુ, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૪) એજ દિવસે ગૂર્જ્જર જ્ઞા૦ મ૦ આસા ભા૦ ટબકૂ સુ૦ મ૦ વયની ભા૦ મલી સુ૦ મં૦ ભ.. ભા૦ કર્માઈ૦, મ૦ ભૂપતિ ભા૦ અકૂ સુ૦ મ૦ સિવદાસ ભા૦ ફીબાઈ પ્રમુખ કુટુબ સહિત શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યુ, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૫) વૈશાખ સુદી ૩ સોમે પ્રાગ્વાટ જ્ઞા૦ ડીસાવાસી વ્ય૦ લખમણે ભા૦ રમકૂ પુ૦ લીબા, તેજા, જિનદત્ત, મોમા, સૂરા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથબિંબ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૪૮ (૧) માઘ સુદી ૬ સોમે મંડપદુર્ગે શ્રી વશીય સોની માઇણ ભા૦ ભોલી પુ૦ સોની સિધરાજ ભા૦ સસારદે સુશ્રાવિકાએ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ચદ્રપ્રભ મુખ્ય ચોવીશી કરાવી સઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૨) એજ દિવસે પારકરનિવાસી, ઉસવંશ મહાશાખીય સા૦ પાદા ભા૦ મેયૂ પુ૦ ઇસિરે ભા૦ અહિવદે પુ૦ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુથુનાથબિબ ભરાવ્યુ, મોરબી ગામમા સઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) એજ દિવસે ગોધિરાના વાસી શ્રીમાલ જ્ઞાતીય લઘુ સાજનિક મં૦ ધના ભા૦ માંકૂ સુ૦ સુ૦ મ૦ સાદા સુશ્રાવકે ભા૦ ભોલી સુ૦ માધવ, ભાઈ મં૦ સૂરા, મ૦ પરબત, મ૦ સિધા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ પ્રમુખ ચોવીશી કરાવી, સઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૫૪૯ (૧) આષાઢ સુદી ૧ સોમે કર્ણાવતીના વાસી પ્રાગ્વાટ જ્ઞા૦ પરિખ સહસા ભા૦ સહસાદે પ૦ આસધીરે ભા૦ રમાદેના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્યબિબ ભરાવ્યુ, સઘે તેની પ્રતિષ્ઠા કરી.

૧૫૫૦ (૧) ઉસ જ્ઞા૦ ગાંધી ગોત્રે સા૦ ઉદ્દા ભા૦ મેવી પુત્ર ૩ સા૦ શ્રીરગ, મૂહડ, તોલ, મૂહડ ભા૦ સોહાગદે પુ૦ સમરણ, ચોખા, શ્રીપાલ, રત્નપાલાદિ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અજિતનાથબિંબ ભરાવ્યું, તેમજ પ્રતિષ્ઠા કરાવી.

૧૫૫૧ (૧) પોષ સુદી ૧૩ શુક્રે પાટણમા શ્રી વંશીય શ્રે૦ ચાપા ભા૦ લરમી પુ૦ વનાએ ભા૦ ધની પુ૦ પરિખ કર્મસી, પ૦ લટકણ ભા૦ પૂરાઈ, પુ૦ કર્મસી ભા૦ કાર્માદે પુ૦ તિહુણસી, પ૦ મહુણ પ્રમુખ પરિવાર સહિત શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું, સઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે શ્રીવંશે સા૦ અદા૦ ભા૦ ધર્મિણી પુ૦ સા૦ વસ્તા સા૦ તેજા, સા૦ ખીમા, સા૦ તેજા ભા૦ લીલાદે સુશ્રાવિકાએ પોતાના પુણ્યાર્થે શ્રી શાતિનાથબિંબ ભરાવ્યું, પાટણમા સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) વૈશાખ સુદી ૧૩ ગુરુવારે ઓસવશે, નાગડિયા શાખીય સા૦ સાજણ ભા૦ હેકડાદે સુ૦

સા૦ વયજા સુશ્રાવકે ભા૦ પદ્માઈ પુ૦ સા૦ શ્રીપતિ વડિલ ભાઈ સા૦ સહિજા સહિત શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, ખંભાતમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એજ દિવસે શ્રીમાલ જ્ઞા૦ સં૦ લોટા ભા૦ કુંઅરિ પુ૦ સં પોચા સુશ્રાવકે ભા૦ રાજૂ પુ૦ લાવર, ભાઈ રંગા ભા૦ રથાદે મુખ્ય કુટુંબ સહિત સં. પોચાના શ્રેયાર્થે શ્રી સુવિધિ-બિંબ ભરાવ્યુ, ધંધૂકા નગરે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૫૨ (૧) મહા સુદી ૧ બુધે ઉસવંશે સા૦ મહિરાજ ભા૦ મટૂ પુ૦ સા૦ તણુપતિ સુશ્રાવકે ભા૦ હીરાદે પુ૦ સા૦ લખા, સદયવચ્છ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ વદિ ૩ શનિવારે શ્રીવંશે કુડી શાખીય વ્ય૦ ગહિયા ભા૦ ઝાઝુ સુ૦ કરણા ભા૦ તારૂ સુ૦ પાંતા ભા૦ રામતીએ પિતાના પુણ્યાર્થે શ્રી કુંથુનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) મહા વદિ ૮ શનિવારે ઉકેશવંશીય સં૦ વાલ્હા ભા૦ વીજલદે પુત્ર સાગલ ભા૦ વીરિયા-દેના પુત્રોએ શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૫૩ (૧) માઘ સુદી ૧ બુધે પ્રાગ્વાટ વંશે સા૦ હરદાસ ભા૦ કરમાદે પુ૦ સા૦ વર્ધમાન ભા૦ ચાંપલદે પુ૦ સા૦ વીરપાલ સુશ્રાવકે ભા૦ વિમલાદે નાનાભાઈ માકા સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ સુદી ૫ રવિવારે શ્રીમાલ જ્ઞા૦ સોની રાજ ભા૦ અમરી સુ૦ સોની કુંરા, મં૦ નેથા ભા૦ માણેકદે સુતા રૂપાઈના તથા પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યુ, અમ-દાવાદમા તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) વૈશાખ વદિ ૧૧ શુક્રે ઓસવંશે સા૦ વાઘા ભા૦ કર્માઈ સુ૦ સા૦ ભીમા ભા૦ મિરગાઈ સુ૦ સા૦ શાંતિદત્ત, ભાઈ પાસદત્ત સહિત શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) જેઠ સુદી ૧૦ ગુરુવારે ઓસવંશે મીઠડિયા શાખીય વ્ય૦ દેવા ભા૦ સલખૂ વ્ય૦ અમરાએ ભા૦ વલ્હાદે, નાનાભાઈ વ્ય૦ મેલા, વ્ય૦ વીભા સહિત પિતાના પુણ્યાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબ ભરાવ્યું, પારકરમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૫૪ (૧) વરઉડવાસીઉકેશ જ્ઞા૦ ગાંધી ગોત્રીય સા૦ સારંગ ભા૦ જાલ્હી પુ૦ સા૦ ફેરૂ ભા૦ સુહવદેએ શ્રી આદિનાથ બિંબ ભરાવી પ્રતિષ્ઠા કરાવી

(૨) પોષ સુદી ૧૫ સોમે ઉપકેશ જ્ઞા૦ સં૦ મેહા ભા૦ સરૂપદે પુ૦ સં૦ રણમલે ભા૦ રત્નાદે પુ૦ લાખા, દાસા, જિણદાસ, પંચાયણ આદિ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવી, પ્રતિષ્ઠા કરાવી.

૧૫૫૫ (૧) માગશર સુદી ૧૩ શુક્રે શ્રે૦ બાલા ભા૦ રંગી પુ૦ વેલા ભા૦ મરવે પોતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદી ૩ શનિવારે શ્રીમાલ જ્ઞા૦ મનોરદ ભા૦ માંડી સુ૦ વાઉરાજ ભા૦ છવિની સુ૦ દેવદાસે ભા૦ દગા સુ૦ પાસા, કરણ, ધર્મદાસ, સુરદાસ સહિત વિમલનાથ બિંબ ભરાવ્યુ.

(૩) શ્રીવંશે શ્રે૦ નાગમલના ભાઈ શ્રે૦ મહા ભા૦ લલતાદે પુ૦ શ્રે૦ કમલસી સુ૦ વિહણસીએ લાડી સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યુ, માંડવગઢમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) જેઠ સુદી સોમે શ્રીવંસ સોની શ્રી માંડણ ભા૦ સુશ્રાવિકા તોલા સુત સો૦ નાગરાજ સુશ્રાવકે ભા૦ મેલાદે પુ૦ સો૦ વર્દ્ધમાન, સો૦ પાસદત્ત દ્વિ૦ ભા૦ શ્રાવિકા વિમલાદે પુ૦ સો૦ જિણદત્ત પુત્રી શ્રાવિકા ગુદાઈ, મોટી પુત્રી શ્રા૦ પદ્માઈ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું, માંડવગઢમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૫૬ (૧) જેઠ સુદી ૮ શુક્રે ઓસવંશે સા૦ ભીમશી ભા૦ ગાંગી પુ૦ સા૦ મેહાજલ સુશ્રાવકે ભા૦ ભાવલ પુ૦ સા૦ પૂના, કિકા, ભાઈ સા૦ વાહડ સહિત ભાઈ સા૦ વીકા, કંસાના પુણ્યાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, પારકરનગરમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એજ દિવસે શ્રીવંશે મં૦ મહિરાજ ભા૦ લગી પુ૦ મં૦ નારદ સુશ્રાવકે ભા૦ પૂરી, વડિલ ભાઈ મં૦ મહિયા ભા૦ રંગી પુ૦ મં૦ જિણદાસ પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથ ચોવીશી કરાવી, ગોમડલ નગરમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૫૭ (૧) જેઠ સુદી ૩ ગુરુવારે ખંભાતમાં ગૂર્જરવંશે મં૦ વદા ભા૦ રાણી પુ૦ મં૦ મહિરાજ, ભા૦ સંપૂરી પુ૦ મં૦ વંકા સુશ્રાવકે ભા૦ હીરાઈ, નાનાભાઈ મં૦ સહસા ભા૦ સહજલદે પ્રમુખ સમસ્ત કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૫૮ (૧) માઘ વદિ ૭ ગુરુવારે શ્રી શ્રીમાલ જ્ઞાતીય સા૦ ધરમશી ભા૦ વાલ્હી પુત્રી સા૦ જીવા ભા૦ પુરાઈ પુ૦ સા૦ વર્જ્જા શ્રાવકે, ભા૦ મૃગાઈ પુ૦ પાસદત્ત સહિત શ્રી શ્રેયાસનાથ જિન બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૦ (૧) માઘ સુદી ૧૩ સોમે શ્રીવંશે સા૦ જગડૂ ભા૦ સાન્તુ સુ૦ સા૦ લટકણ ભા૦ લીલાદેએ શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યુ, ખંભાતમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૨૫૮. ઉપર્યુક્ત પ્રતિષ્ઠા લેખો ઉપરાંત ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં સિદ્ધાંત-સાગરસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓની નોંધ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે :—

| संवत्सरे: | तिथि | जिनबिंब प्रतिष्ठाता | स्थान | बिंबनाम सं० |
|---|---|---|---|---|
| १५४७ | माघ शुक्ल १३ | गुर्जरज्ञातीय सिवदासादय | सुरत | पार्श्वादि ६ |
| १५४७ | माघ शुक्ल १३ | श्रीमाली कालीदास श्रेष्ठी | अमदावाद | सुविधिनाथ ३ |
| १५४८ | माघ शुक्ल ४ | श्रीवंशीय सिंघराजः | मण्डप दुर्गे | चन्द्रप्रभादि २४ |
| १५५१ | पोष शुक्ल १३ | श्री वंशीय वनाक. | पत्तने | सुविधिनाथादि ११ |
| १५५१ | पोष शुक्ल १३ | श्री वंशीय वस्तादयः | पत्तने | शांतिनाथादि ७ |
| १५५३ | माघ शुक्ल ५ | श्रीमालीय मेघाकः | अमदावादे | संभवनाथादि १३ |
| १५५३ | ज्येष्ठ शुक्ल १० | मीठडीया अमराक. | नगरपारकरे | वासुपूज्यादयः ७ |
| १५५५ | मार्गशीर्ष शुक्ल १३ | प्राग्वाट वेलाजित् | वडनगरे | पार्श्वादि ३ |
| १५५६ | चैत्र शुक्ल ७ | प्राग्वाट लोलाखीमा | वटादरे | सुविध्यादि ६ |

૧૨૫૯. આ પ્રમાણોને આધારે સિદ્ધાંતસાગરસૂરિનો વિહાર પ્રદેશ સ્પષ્ટ રીતે નક્કી કરી શકાય છે. વિક્રમ સંવતાનુસાર તે આ પ્રમાણે છે :

ગધારબંદર–અમદાવાદ (૧૫૪૨), વારાહી ગામ (૧૫૪૪), અમદાવાદ (૧૫૪૫), ડીસા–સુરત–અમદાવાદ (૧૫૪૭), માંડવગઢ–મોરબી–ગોધરા (૧૫૪૮), કર્ણાવતી (૧૫૪૯), પાટણ–ખંભાત–ધંધૂકા (૧૫૫૧), અમદાવાદ–નગરપારકર (૧૫૫૩), વરઉડ (૧૫૫૪), માંડવગઢ–વડનગર (૧૫૫૫), પારકરનગર–ગોમંડલ નગર–વટાદર (૧૫૫૬), ખંભાત (૧૫૫૭), ખંભાત (૧૫૬૦).

૧૨૬૦. આ પ્રમાણે લગભગ પશ્ચિમ ભારતના બધા જ મુખ્ય નગરોમાં સિદ્ધાંતસાગરસૂરિ અપ્રતિહત વિચર્યા અને એમના ઉપદેશથી પ્રતિષ્ઠાદિ અનેક ધર્મકાર્યો થયાં. અલબત્ત, ગુજરાતમાં એમનો વિહાર વિશેષ જણાય છે; રાજસ્થાન અને મધ્ય ભારતમાં એમનો વિહાર અલ્પ હશે એ ઉપરથી માની શકાય છે કે આચાર્ય ગુજરાતમા જ બહુધા રહ્યા હશે. અમદાવાદ, પાટણ, સુરત અને ખંભાત એમના વિહારના મુખ્ય કેન્દ્રો જણાય છે. આ સ્થળોમાં દીક્ષાદિ પ્રસંગો પણ થયા હશે સિદ્ધાંતસાગરસૂરિની દીક્ષા, આચાર્ય-પદ કે ગચ્છેશપદ આદિ પ્રસંગો પણ આ મુખ્ય કેન્દ્રોમાં જ થયા છે, જે વિષે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ. એમનુ મૃત્યુ પણ પાટણમાં જ થયું જે વિષે આપણે પાછળથી વિચારીશુ

## શિષ્ય સમુદાય

૧૨૬૧. સિદ્ધાંતસાગરસૂરિના શિષ્ય સમુદાય વિષે ત્રુટક ઉલ્લેખો જ માત્ર પ્રાપ્ત થાય છે. એ ઉલ્લેખોને આધારે કહી શકાય છે કે એમનો સમુદાય ઘણો મોટો હોવો જોઈએ. સમુદાય મોટો હોઈને કેટલીક શાખાઓ પણ એ વખતે ઉદ્ભવી. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીને આધારે જાણી શકાય છે કે તેમના સમુદાયના ઉપાધ્યાય ભાવવર્દ્ધનથી વર્દ્ધનશાખા, કમલરૂપથી રૂપ શાખા તથા ધન-લાભથી લાભશાખા અચલગચ્છમાં નીકળી.

૧૨૬૨. રંગવર્દ્ધનગણિના શિષ્ય દયાવર્દ્ધન સં ૧૫૫૬ માં વિદ્યમાન હતા. દયાવર્દ્ધને સિદ્ધાંતસાગર-સૂરિ વિશે ગીતો રચ્યા છે, તે આપણે જોઈ ગયા. એ ઉપરાંત ‘ ઉપદેશ ચિન્તામણિ વૃત્તિ ’ ની પ્રત-પુષ્પિકા આ પ્રમાણે પ્રાપ્ત થાય છે.—

**सम्वत् १५५६ वर्षे भाद्रवा वदी १४ सोमवासरे श्री पत्तननगरे श्री अञ्चलगच्छे लिखिता ॥ छ ॥ श्रीः ॥ ग्रन्थाग्रंथ २९३६ श्री रंगवर्धनगणींद्र शिष्याणां दयावर्धन-गणिप्रवरामेषा प्रतिः श्री भवतु ॥**

૧૨૬૩. સૂત્ર કૃતાંગની પ્રત કોઈ અજ્ઞાત શિષ્યે સં. ૧૫૫૬ માં લખી હોવાનુ પ્રતપુષ્પિકા પરથી નક્કી થાય છે જુઓ—

**संवत् १५५६ वर्षे माघसुदि १४ बुधे श्रीमदंचलगच्छे श्री प० जयकेसरसूरिविजय-राज्ये तत्पट्टे श्री सिद्धांतसागरसूरि गुरुभ्यो ।**

૧૨૬૪ પં આણંદશ્રી મુનિના શિષ્ય પં. સત્યશ્રી સં ૧૫૬૦ મા વિદ્યમાન હોવાનુ પ્રમાણ લાવણ્યસમય કૃત ‘ સ્થૂલિભદ્ર એકવિસો ’ની પ્રતપુષ્પિકા આ પ્રમાણે પૂરુ પાડે છે :—

**संवत् १५६० वै० सु० ४ बृहस्पतौ अञ्चलगच्छे प० आणंदश्रीगणि शि० पं० सत्यश्री मुनिना सुश्राविकाणां पठनार्थं ।**

કવિ દેપાલ કૃત ચંદનબાલા ચરિત્ર ચોપાઈની પ્રત પણ પં. આણંદશ્રીગણિના શિષ્ય પં. સત્યશ્રી ગણિના વાંચન માટે સં. ૧૫૬૬ અશ્વિન સુદી ૨ ને ગુરુવારે કપડવંજમાં વાચક ગુણશેખરગણીંદ્રના શિષ્ય વા. હર્ષમંડનગણીંદ્રના શિષ્ય વા. હર્ષમૂર્તિગણિએ લખી. જુઓ—

**संवत् १५६६ वर्षे अश्विन मासे शुक्ल पक्षे द्वितीयायां तिथौ गुरुवासरे हस्तनक्षत्रे श्री भावसागरसूरि विजयराज्ये वा० श्री गुणशेखरगर्णींद्र शिष्यः वा० श्री हर्षमण्डनगर्णींद्र शिष्य वा० हर्षमूर्तिगणि लिखिता ॥ परोपकाराय दत्ता ॥ पं. आणंदश्री गणि शिष्य पं. सत्यश्री गणि विलोकनार्थं ॥ वाच्यमान चिरं जीयात् ॥ श्री अंचलगच्छे । श्री कर्पटवाणिज्यनगरे लिखिता । शुभं भवतु ॥ श्री । श्री ॥**

૧૨૬૫ ધર્મશેખરસૂરિના શિષ્ય ઉદયસાગરસૂરિએ સં. ૧૫૪૬ માં ઉત્તરાધ્યયન સૂત્ર પર ૮૫૦૦ શ્લોક પરિમાણની દીપિકા રચી. ઉદયસાગરસૂરિ કૃત 'શાંતિનાથ ચરિત્ર' ગ્રંથ પણ ખંભાતના ભંડારમાં ઉપલબ્ધ છે. આ ગદ્ય કૃતિ ૨૭૦૦ શ્લોક પરિમાણની છે. એમણે કલ્પસૂત્ર પર ૨૦૮૫ શ્લોક પરિમાણની અવચૂરિ પણ રચી છે, જેમાં ગ્રંથ રચનાનુ વર્ષ આ પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે:— **संवत्सरे शशीनिचन्द्रशरेषुपूर्णे** । આ પરથી અવચૂરિ સં. ૧૫૫૧ માં રચાઈ હોય એમ નિર્ણય થાય છે. પ્રો. વેલણકર આ ગ્રંથ માટે નોંધે છે કે—

**कल्पसूत्र** Avacuri composed by Udayasagar, pupil of Dharmasekhara (Gram. 2085) of the Ancala Gaccha Pet II No. 287 ( Ms. dated Sam-1633). The date of composition is given as 'Samvatsare sasini candras aresu purne' at Prof. H R. Kapadia's Descriptive Cataloge of the Jain Mass. at the Bori, No. 446. It is sam. 1551. [2] His commentary on Uttaradhyayan Sutra was composed in Sam. 1546.–Jinaratnakosa p. 78,

૧૨૬૬. આપણે જોઈ ગયા કે ભાવવર્ધ્ધન ઉપાધ્યાયથી અંચલગચ્છમાં વર્દ્ધનશાખા અસ્તિત્વમાં આવી. ભાવવર્ધ્ધન ઉપાધ્યાયનો પ્રતિષ્ઠાલેખ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે :—

**संवत् १५५६ वर्षे वैशाख सुदि ७ सोमे । प्राग्वाट ज्ञातीय सा० चान्दा भार्या सलखणदे पु० लोला वाई मापाता सा० खीमा० भा० खेतलदे सकुटुंबयुतेन आत्मपु० श्रीचन्द्रप्रभस्वामिबिंब का० श्री अंचलगच्छे सिद्धांतसागरसूरि विद्यमाने वा० भाववर्द्धनगणिनामुपदेशेन प्रतिष्ठितं श्री संघेन मुन्नडावास्तव्य ॥**

### સ્વર્ગગમન

૧૨૬૭. ભાવસાગરસૂરિ ગુર્વાવલીમાં સિદ્ધાંતસાગરસૂરિ વિશે વર્ણવતાં જણાવે છે :

સિદ્ધાંતસાગર ગુરુ સમગ્ગ સોહગ્ગ રંગ લીલાએ,
વિલસઈ સાસણુ ગજ્જે સજ્જણુ મણુ રંજણુ વિયડ્ઢો.

વિહરઈ વસુહા પીઠે પુર પટ્ટણ નયર દેસ પરદેસે,
ધમ્મોવએસ રવિણા બોહઈસો સંઘ પઉમાઈ.

નિયડ પયડ પયાવેણુય કિરિય જ્ઝાણેણ મહુર વયણેણ,
એકગ્ગ ભત્તિ જુત્તા સેવંતિ ચઉવ્વિહા સંધા.

અણુહિલ્લ પટ્ટણંમિય સટ્ઠિ વરિસે ગુરુ વિમલજ્ઝાણે,
પણ વરિસ આઉં પાલીય સુર મંદિરં પત્તો.

અજ્જવિ તત્તેય કલા પહાવવસયેણ અચલ ગણિંદો,
દિપ્પઈ દિવસે દિવસે સવિસેસ પહાણ કિરિયાએ.

૧૨૬૮. અર્થાત્ સિદ્ધાંતસાગર ગુરુ સમગ્ર સૌભાગ્ય રંગની લીલામાં શાસનમાં વિલસે છે. તેઓ સજ્જન પુરુષોનું મન રંજન કરવામાં ઘણા કુશળ છે. વસુધા તળમાં પુર, પાટણ, નગર, દેશ–પરદેશમાં તેઓ વિચરે છે અને ધર્મોપદેશથી સંઘ રૂપી કમળોને વિકસિત કરે છે. શાસનના પ્રકટ પ્રભાવથી, ક્રિયા, ધ્યાન અને મધુર વચનથી એકાગ્ર ભક્તિયુક્ત ચતુર્વિધ સંઘ તેમને સેવે છે. સં. ૧૫૬૦ માં અણહિલ-પુર પાટણમાં ૫૫ વર્ષનું આયુ પાળીને ગુરુ વિમલધ્યાને દેવલોક પામ્યા. આજે પણ તેમની તેજકળાના પ્રભાવવશથી, સવિશેષ પ્રધાન ક્રિયા વડે અચલગચ્છેશ દિનપ્રતિદિન દીપે છે.

૧૨૬૯. સિદ્ધાંતસાગરસૂરિના પટ્ટધર શિષ્ય ભાવસાગરસૂરિએ કરેલા ઉપર્યુક્ત વર્ણન દ્વારા, તેમજ એમના સમુદાયના મુનિ દયાવર્દ્ધને રચેલાં સ્તુતિ ગીતો દ્વારા સિદ્ધાંતસાગરસૂરિનાં વ્યક્તિત્વ અને પ્રભાવનો આપણને સુંદર પરિચય મળી રહે છે. આ કૃતિઓ તેમની વિદ્યમાનતામાં રચાઈ હોઈને ખૂબ જ પ્રમાણ-ભૂત પણ છે. સિદ્ધાંતસાગરસૂરિનાં જીવન આલેખન માટે આ કૃતિમાં નોંધાયેલી ઘટનાઓ નિર્ણયાત્મક ગણી શકાય તેમ છે. કેમકે એમના અંતેવાસી શિષ્યો દ્વારા જ એ કૃતિઓ રચાઈ છે.

૧૨૭૦. આપણે જોઈ ગયા કે મુનિ લાખા કૃત ગુરુપટ્ટાવલીમાં પણ સં. ૧૫૬૦ માં સિદ્ધાંતસાગર-સૂરિએ પંચાવન વર્ષનું આયુ પાળીને પાટણમાં સ્વર્ગગમન કર્યું એવો ઉલ્લેખ છે, જે ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીના ઉપર્યુક્ત વિધાન સાથે મેળ ખાય છે પરંતુ ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં સિદ્ધાંતસાગરસૂરિ માંડલનગરમાં સ્વર્ગસ્થ થયા હોવાનો નિર્દેશ છે :

**प ते श्री सिद्धांतसागरसूरयः १५६० संवत्सरे मांडलाख्ये नगरे स्वपट्टे श्री भावसागरसूरीन् स्थापयित्वा स्वर्गलोकं च संप्राप्ताः ॥**

આ વિધાન ભ્રાંતિયુક્ત છે. આપણે પ્રમાણોને આધારે જોઈ ગયા કે સિદ્ધાંતસાગરસૂરિ સં. ૧૫૬૦ માં અણહિલપુર પાટણમાં દિવંગત થયા હતા.

૧૨૭૧. એમના મૃત્યુના માસ કે તિથિનો નિર્દેશ પ્રાપ્ત થતો નથી. પરંતુ પ્રતિષ્ઠા લેખોને આધારે આપણે જોઈ ગયા કે સં. ૧૫૬૦ના માઘ સુદી ૧૩ સોમે શ્રી વંશીય સા૦ જગડૂ ભા૦ સાન્તુ સુ૦ સા૦ લટકણ ભા૦ લીલાદેએ સિદ્ધાંતસાગરસૂરિના ઉપદેશથી શ્રી સંભવનાથ બિંબ ભરાવ્યું, ખંભાતના સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી આ ઉલ્લેખને આધારે સ્પષ્ટ થાય છે કે સં. ૧૫૬૦ના માઘ સુદી ૧૩ સોમવાર પછી એ વર્ષમાં જ એમનું મૃત્યુ થયું હતુ. ખંભાતમાં ઉક્ત પ્રતિષ્ઠા પછી તેમણે પાટણ તરફ વિહાર કર્યો હશે અને ટૂંકી માંદગીમા જ તેઓ પરલોકવાસી થયા. બીજું, સં. ૧૫૬૦ ના વૈશાખ સુદી ૩ બુધવારના પ્રતિષ્ઠા લેખમા ભાવસાગરસૂરિને અચલગચ્છેશ્વર કહેવામાં આવ્યા છે. માંડલનગરમાં થયેલી પ્રતિષ્ઠાનો એ લેખ છે. તેમજ ભાવસાગરસૂરિ કૃત ગુર્વાવલીમાં પણ સં. ૧૫૬૦ ના વૈશાખ માસમા તેમને

માંડલનગરમાં ગચ્છેશપદ પ્રાપ્ત થયું એ અંગે ઉલ્લેખ છે. આ પરથી નિર્ણય થાય છે કે સં. ૧૫૬૦ ના માઘ અને વૈશાખ માસના વચ્ચેના કોઈ સમયમાં સિદ્ધાંતસાગરસૂરિ પાટણમાં સ્વર્ગસ્થ થયા હતા; ચૈત્ર માસ વધુ સંભવિત જણાય છે

૧૨૭૨ અંચલગચ્છના મહાન ઉપદેષ્ટા ગચ્છનાયક સિદ્ધાંતસાગરસૂરિ યવનેશમાન્ય હતા, શાસનદેવી ચક્રેશ્વરી પણ એમનું સાન્નિધ્ય કરતી ઇત્યાદિ પ્રસંગો વિશે આપણે ઉલ્લેખ કરી ગયા છીએ, જે એમના અસાધારણ પ્રભાવનો આપણને પરિચય કરાવે છે. માત્ર અઢાર વર્ષના ગચ્છનાયકત્વ કાલમાં એમણે અનેક કાર્યો કરી શાસનની તેમજ ગચ્છની શોભા વધારી. જો ટૂંકી માંદગીમાં જ એમનું મૃત્યુ ન થયું હોત તો એમણે બીજા પણ અનેક પ્રશસ્ય કાર્યો કરી બતાવ્યા હોત અંચલગચ્છના આ આશાસ્પદ ગચ્છનાયકનું જીવિત ટૂંકું હોઈને ગચ્છધુરા એમના હસ્તક વધુ વખત રહી શકી નહીં એ કમનશીબી હતી. અલબત્ત, અંચલગચ્છને સમયોચિત સમર્થ નેતૃત્વ પૂરું પાડી તેઓ વિદાય થયા હતા.

૧૫. શ્રી ભાવસાગરસૂરિ

૧૨૭૩ ભિન્નમાલનગરમાં શ્રીમાલીવંશમાં શ્રેષ્ઠી સાંગરાજ અને તેની પત્ની શૃંગારદેવીને ત્યાં સં. ૧૫૧૬ના માઘ માસમાં એમનો જન્મ થયો. એમનું મૂળ નામ ભાવડ હતું. અજ્ઞાતકર્તૃક ભાવસાગરસૂરિ સ્તુતિમાંથી એમનાં પૂર્વજીવન સંબંધે આ પ્રમાણે વર્ણન પ્રાપ્ત થાય છે:—

> સિરિ ભિન્નમાલ નયરે, સિરિવંમે સાંગરાજઓ સાહૂ;
> સિંગાર દેવિય ભત્તા, તસ્સ સુઓ ભાવડો આસિ.
> વિક્કમ પનર સોલોત્તરમ્મિ જમ્મણુ માહ મહોચ્છા;

૧૨૭૪. ભાવસાગરસૂરિના જન્મ સંવત કે સ્થળ ઇત્યાદિ વિશે પ્રાચીન પ્રમાણોમાં ઘણી જ વિસંવાદિતા જણાય છે. આ અંગેનાં કેટલાંક પ્રમાણો તપાસવા અહીં પ્રસ્તુત બને છે. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે મારવાડ દેશમાં આવેલા તરસાની નામના ગામમાં વહોરા કુટુંબમાં સાંગા નામનો એક શેઠ વસતો હતો. તેને સિગારદે નામની પત્ની હતી. તેઓને સં. ૧૫૧૦ માં ભાવડ નામનો પુત્ર થયો.

૧૨૭૫. મુનિ લાખા કૃત ગુરુ પટ્ટાવલીમાં ભાવસાગરસૂરિનો વૃત્તાંત આ પ્રમાણે છે.—

**१५ पनरमा गणधर श्री भावसागरसूरि ॥ नरसीणा ग्रामे । श्रेष्ट सिंधराज पिता । सिंगारदे माता । संवत् १५१६ जन्म । संवत् १५२० दीक्षा । स्तंभतीर्थे । संवत् १५६० गच्छेशपदं । मांडलिग्रामे । संवत १५८२ वर्षे निर्वाण । स्तंभतीर्थे । सर्वायु वर्ष ६८ ।**

૧૨૭૬. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અંચલગચ્છ—અપરનામ વિધિપક્ષગચ્છ—પટ્ટાવલી (વિસ્તૃત વર્ણન રૂપા) માં ભાવસાગરસૂરિ વિષે આ પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે—'૬૨. બાસઠિમેં પાટે શ્રી ભાવસાગરસૂરિ. નગર તરસિણિ. સા. સાંગા, ભાર્યા શૃંગારદે, પુત્ર ભાવઉ. પનર સોલોત્તેરે જન્મ, પનર વીસઇ દીક્ષા સ્થંભતીર્થે શ્રી જયકેસરસૂરિ હસ્તે, [સંવત્ પનર સાઠિ માંડલ ગચ્છનાયકપદ, સંવત્ પંનર ચઉરાસીંઇ નિર્વાણ. સર્વાયુ વર્ષ ૬૮ અડસઠ.'

૧૨૭૭. પ્રાચીન પટ્ટાવલી યન્ત્રોમાં ભાવસાગરસૂરિ શ્રીમાલી જ્ઞાતીય વોહરા સાંગાની પત્ની શૃંગારદેની કુક્ષિથી સં. ૧૫૧૬ માં જન્મ્યા હતા એવા ઉલ્લેખો પ્રાપ્ત થાય છે સાંપ્રત પટ્ટાવલીકારોમાં ભીમશી માણેક 'ગુરુપટ્ટાવલી'મા નોંધે છે કે—'એકસઠમા પટ્ટધર શ્રી ભાવસાગરસૂરિ થયા. તે મારવાડ દેશમાં નરસાણી ગ્રામે, વોરા સાંગાની સિંગારદે ભાર્યાના પુત્ર ભાવડ નામે સંવત્ ૧૫૧૦ મે વર્ષે જન્મ્યા' ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા. ૨, પૃ. ૫૩૧ મા ભાવસાગરસૂરિના જન્મસ્થળનું 'તુરમિણિ' નામ આપે છે, અને જન્મનું વર્ષ સં. ૧૫૧૬ નોંધે છે.

૧૨૭૮. પાશ્ચાત્ય વિદ્વાનોની નોંધો પણ અહીં રજૂ કરવી અભીષ્ટ છે ડૉ. પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ સને ૧૮૮૭–૯૨ ની પ્રસ્તાવનામાં નોંધે છે કે—

Bhavasagara—Mentioned as pupil of Siddhantasagara and guru of Gunənidhana in the Ancala–gachcha, 3, p. 220. In the Ancalagachcha-pattavali the following dates are given for Bhavasagar. Birth, Samvat 1510; diksha in Cambay from Jayakesarisuri, Samvat 1520; acharyapada, Samvat 1560; death, Samvat 1583.

૧૨૭૯. ડૉ. જ્હોન્નેસ ક્લાટ 'અંચલગચ્છની પટ્ટાવલી'માં આ પ્રમાણે નોંધે છે :—

Bhavasagara–suri, son of Vora Sanga in Narasani–gram (Maravada dese) and of Singarde, mulanaman Bhavada, born Samvat 1510, diksha 1520 in Khamabhata–bandara by Jayakesarisuri, acharya and gachchhesa 1560 in Mandala–grem + 1583 at the age of 73 Under him Vinayahansa composed Samvat 1572 a Vritti on Dasavaikalika, See Mitra, Not. VIII pp. 168–9.

૧૨૮૦. ઉપર્યુક્ત પ્રમાણોમાં ઘણી વિસંવાદિતા નજરે પડે છે. ભાવસાગરસૂરિનાં જન્મસ્થળ તરીકે તેમાંથી ભિન્નમાલ, તરસાણી, નરસાણી, તુરમિણિ ઈત્યાદિ સ્થળોનાં નામ મળે છે. એવી જ રીતે ભાવસાગરસૂરિના જન્મનું વર્ષ પણ સં ૧૫૧૦ અને સ. ૧૫૧૬ એમ બે રીતે મળે છે, ભાવસાગર સ્તુતિની માહિતીઓ ખૂબ જ પ્રમાણભૂત હોઈને એના આધારે આ વિષમતાઓ અંગે આપણે નિર્ણય કરી શકીએ એમ છીએ. આ દૃષ્ટિએ વિચારતાં જણાય છે કે ભાવસાગરસૂરિ ભિન્નમાલ નગરમાં શ્રીમાલી વંશીય શ્રેષ્ઠી સાંગરાજ અને તેની પત્ની શૃંગારદેવીને ત્યાં સં. ૧૫૧૬ ના માઘ માસમાં જન્મ્યા હતા, એમનું મૂળ નામ ભાવડ હતું.

**પ્રવ્રજ્યા અને પછીનું શ્રમણ–જીવન**

૧૨૮૧ ભાવડકુમારે સ. ૧૫૨૦ માં ખંભાતમાં જયકેસરીસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી અને એમનું નામ ભાવસાગર રાખવામા આવ્યું. દીક્ષા પછી ભાવસાગર મુનિએ શાસ્ત્રાભ્યાસ શરુ કર્યો અને અવિશ્રાંત અનુશિલન બાદ થોડા દિવસોમાં તેઓ આગમોરૂપી સમુદ્રમાં નાવ સમાન થયા—અર્થાત્ આગમોના પારગામી થયા. ભાવસાગર સ્તુતિમાં વર્ણન છે—

વીસઈમે જયકેસરિ સૂરિ કરે સંજમો ગહીઓ.
થોવ દિવસે હિ પત્તો પોરસો આગમો હ ઈણો,

૧૨૮૨. આ વિધાનને ધર્મમૂર્તિસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી સિવાય બધાયે પ્રાચીન ગ્રંથોનો ટેકો મળી રહે છે. ઉક્ત પ્રશસ્તિમા દીક્ષા સ્થળનો નિર્દેશ નથી પરંતુ મુનિ લાખા કૃત ગુરુ–પટ્ટાવલીમાં સંવત સાથે સ્થળનો પણ સ્પષ્ટ નિર્દેશ મળી રહે છે જે સાંપ્રત પટ્ટાવલીકારોને અભિપ્રેત છે. ધર્મમૂર્તિસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં દીક્ષાનું વર્ષ સં. ૧૫૨૪ છે. પ્રમાણોની દૃષ્ટિએ વિચારતાં ભાવસાગરજીનુ દીક્ષાનું વર્ષ સં. ૧૫૨૦ સ્વીકાર્ય ઠરે છે.

૧૨૮૩. સં. ૧૫૬૦ના વૈશાખ માસમાં માંડલના સંઘે ભાવસાગરજીને આનંદપૂર્વક ગચ્છેશપદે અલંકૃત કર્યા. ભાવસાગર સ્તુતિમાં પદમહોત્સવ સંબંધક આ પ્રમાણે વર્ણન છે—

તો તે રમણુ રંગેણુ ચુવિહ સંઘેણુ ઠાવિઆ ગુરુણો,
મંડલિ નયરે સઠ્ઠિયમવચ્છરે માસિ વયસાહે

બધાયે પ્રમાણો આ અંગે સંમત છે. શક્ય છે કે ભાવસાગરજીને આચાર્યપદ અને ગચ્છેશપદ એકી સાથે જ પ્રાપ્ત થયાં હશે. ગુરુપટ્ટાવલીમાં ભીમશી માણેકને પણ આ વિધાન અભિપ્રેત છે. ડૉ. હં. લાલન ભટ્ટગ્રંથોને આધારે 'જૈન ગૌત્ર સંગ્રહ' પૃ. ૧૦૬-૭મા વિશેષમાં નોંધે છે કે સં. ૧૫૬૦માં વૈશાખ સુદી ૩ને દિવસે માંડલના રહીશ વાઘા અને હરખચંદે ભાવસાગરજીના સૂરિપદ મહોત્સવમાં પચાસ હજાર દ્રવ્ય ખરચ્યું હતું. એ શ્રાવકોએ એ દિવસે ભાવસાગરસૂરિના ઉપદેશથી માંડલમાં શ્રી શીતલનાથ બિંબની પ્રતિષ્ઠા કરાવેલી જેનો પ્રતિષ્ઠાલેખ આ પ્રમાણે મળે છે :—

**सं० १५६० वर्षे वैशाख शुदि ३ बुधे श्री श्रीवंशे मं० हरपति भा० रतनू पु० मं० वाघासुश्रावकेण भा० वहाली पु० म० श्री श्रीराज श्रीवत्त सहितेन स्वश्रेयसे श्री अंचल गच्छे श्री भावसागरसूरीणामुपदेशेन श्री शीतलनाथ बिंबं का० प्र० श्रीसंघेन मंडलीनगरे॥**
આ ઉત્કીર્ણિત લેખના પ્રમાણથી પણ ભાવસાગરસૂરિના ગચ્છેશપદનો દિવસ નક્કી થઈ શકે છે

૧૨૮૪. એ પછીની ભાવસાગરસૂરિની ઊર્ધ્વગામી જીવનચર્યાનું વર્ણન ભાવસાગર સ્તુતિમાં સુંદર રીતે આલેખાયું છે—

પટ્ટોદય ગિરિ રવિણો ગણવઈ સિદ્ધંતસાગર ગુરુણું,
વિહરંતિ ભાવસાયર ગુરુણો સુર સૂરિ સમ સોહા.
અઈ સઈ રાસિ તેસિં કહમ વિ સક્કો ન વણ્ણિઉં સક્કો,
ગુડી પાસે જમ્હા પએ પએ કુણઈ સાહજ્જં.
પચ્ચુપ્પણ્ણ મણાગયં ચ સમયાતીય ચ જાણંતિ જે,
જેહિં ઝાણુ બલેણુ કટ્ઠ પડિયા છુડાવિયા સાવયા;
જેસિ કિત્તિ ભરોય નિબ્ભરયરો ભૂમિયલે વિત્થરઈ,
તે વંદે ગુરુ ભાવસાયર વરે સૂરીસરે સવ્વયા.
જેસિં ઝાણુ બલેણુ પુત્ત પડલ પામંતિ વઝા અવિ,
જેસિં પાણિયલે વસંતિ સયલા લદ્ધીય સિદ્ધી સયા;
જેસિં પાય રય પ્પસાય વસઓ લચ્છી વિલાસી હવઈ,
તે વંદે વર ભાવસાગર ગુરુ સૂરીણ ચૂડામણી.

૧૨૮૫. અર્થાત્ સિદ્ધાંતસાગર ગુરુના પાટરૂપી ઉદયાચલ માટે સૂર્ય સમાન, આચાર્યની શોભાવાળા ગચ્છપતિ ભાવસાગરસૂરિ વિચરે છે. તેમનો અતિશયનો સમૂહ કહેવાને કે વર્ણવવાને માટે કોઈ રીતે શક્તિમાન નથી, તેમને પગલે પગલે ગોડી પાર્શ્વનાથ સહાય કરે છે. મનમાં પ્રાપ્ત થયેલી બુદ્ધિવડે જે આત્માઓ સમયાતીતને જાણે છે અને જેમના ધ્યાનબળથી કષ્ટમા પડેલા ઘણા શ્રાવકો વિમુક્ત થયા છે, જેમની કીર્તિનો ભાર પૃથ્વીતળમાં વિસ્તાર પામે છે, તે ગુરુ ભાવસાગરસૂરીશ્વરને હું સર્વદા વંદન કરું છું. જેમના ધ્યાનબળથી વાંઝણી પણ પુત્રના સમૂહને પામે છે, જેમના હસ્તકમળમાં સર્વદા લબ્ધિ અને

સિદ્ધિ વસે છે, જેમના પાદરત્નના પ્રસાદથી લક્ષ્મી વિલાસને પામે છે, તે આચાર્યોમાં મુકુટસમાન ભાવસાગરસૂરિને હું વંદન કરું છું'

## પ્રકીર્ણ પ્રસંગો

૧૨૮૬. ઓસવંશીય, વડેરાગોત્રીય સુરચંદ તથા સુરદાસે કુટુંબના શ્રેયાર્થે ભાવસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૫૭૮ માં પાટણમાં શ્રી પાર્શ્વનાથના બિંબની પ્રતિષ્ઠા કરાવી. 'જૈન ગોત્ર સંગ્રહ'માં હી. હં. લાલન નોંધે છે કે 'આ બિંબ કાનજી હંસરાજનાં ઘરમાં પૂજાય છે.'

૧૨૮૭ ઓસવંશીય, દેવાણંદસખા ગોત્રીય, સીરોહીમાં થયેલા ભીદા અને નેતાએ શ્રી વાસુપૂજ્ય સ્વામીની પ્રતિમા ભરાવી, જેની પ્રતિષ્ઠા ભાવસાગરસૂરિના ઉપદેશથી થઈ.

૧૨૮૮. શ્રીમાલવંશીય, ગૌતમ ગોત્રીય, વાઘા તથા હરખચંદે સં. ૧૫૬૦ માં વૈશાખ સુદી ૩ ને દિવસે માંડલમાં ભાવસાગરજીના સૂરિપદ મહોત્સવમાં પચાસ હજાર દ્રવ્ય ખરચ્યું. સંઘવી ભીમાના ભાઈ ભાણાના સંતાનો કચ્છી ઓશવાળો થયા અને તેઓ વીસલદેવ રાજાના કારભારી હોવાથી વીસરિયામેતા કહેવાયા. આ વંશમાં થયેલ મંત્રી સલખુએ જૂનાગઢમાં શ્રી આદિનાથપ્રભુનો શિખરબંધ જિનપ્રાસાદ બંધાવ્યો તથા પાટણમાં ચોર્યાસી પૌષધશાળાઓમાં કલ્પમહોત્સવ કરાવી ઘણું દ્રવ્ય ખરચ્યું હતું.

૧૨૮૯. ઓસવંશીય, સ્યાલગોત્રીય ઠાકુરના પુત્ર ખરહથ તથા ખીમાએ સં ૧૫૭૪ માં મહા વદિ ૧૩ ને દિવસે શ્રી આદિનાથનું બિંબ રણધીરનાં પુણ્યાર્થે ભરાવ્યું અને તેની ભાવસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

૧૨૯૦. 'વિજયચંદ કેવલિચરિત્ર'ની સં. ૧૫૮૦ ના ફાગણ વદિ ૧૩ ને બુધવારે લખાયેલી પ્રત અંચલગચ્છાચાર્ય પાસે હતી એમ એ ગ્રંથની પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે—જુઓ :

**संवत् १५८० वर्षे फागुण वदी १३ बुध । अञ्चलगच्छे श्री आचार्यों प्रतीप्रति (?) ॥**
શક્ય છે કે ભાવસાગરસૂરિને કોઈએ આ પ્રત વહોરાવી હોય.

## શ્રમણ પરિવાર અને તેની ઉલ્લેખનીય બાબતો

૧૨૯૧ ભાવસાગરસૂરિનો શ્રમણ પરિવાર બહોળો હતો. અલબત્ત, શ્રમણ સંખ્યાનો કોઈ પ્રમાણ ગ્રંથમાંથી સ્પષ્ટ નિર્દેશ પ્રાપ્ત થતો નથી, છતાં એ વખતના અનેક શ્રમણોનો નામોલ્લેખ ઉપલબ્ધ હોઈને તેમજ અંચલગચ્છની અન્ય શાખાઓનો નિર્દેશ પણ પ્રાપ્ત થતો હોઈને તત્કાલીન શ્રમણસંખ્યા અંગે કલ્પના કરી શકાય એમ છે

૧૨૯૨ ભાવસાગરસૂરિને ગચ્છેશપદ પ્રાપ્ત થયું તે વખતે પં. આણંદશ્રી ગણિ અને પં. સત્યશ્રી મુનિ વિદ્યમાન હતા એમ 'સ્થૂલિભદ્ર એકવિસો' (સં ૧૫૫૩)ની સં ૧૫૬૦ ના વૈશાખ સુદી ૪ ને શુક્રવારે સુશ્રાવિકાના પઠનાર્થે લખાયેલી પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે. આ વિશે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા

૧૨૯૩. દેપાલદે કૃત 'ચંદનબાલા ચરિત્ર ચોપઈ'ની સં. ૧૫૬૬ ના અશ્વિન શુકલ ૨ ને ગુરુવારે કપડવંજમાં લખાયેલી પ્રતમાથી વા ગુણશેખર શિ વા. હર્ષમંડન શિ. વા. હર્ષમૂર્તિનો તથા પં. આણંદશ્રી શિ, પં. સત્યશ્રી વિગેરેનો ઉલ્લેખ પ્રતપુષ્પિકામાંથી મળી રહે છે.

૧૨૮૩. સં. ૧૫૬૦ના વૈશાખ માસમાં માંડલના સંઘે ભાવસાગરજીને આનંદપૂર્વક ગચ્છેશપદે અલંકૃત કર્યા. ભાવસાગર સ્તુતિમાં પદમહોત્સવ સંબંધક આ પ્રમાણે વર્ણન છે—

તો તે રમણુ રંગેણું ચુવિહ સંઘેણ ઠાવિઆ ગુરુણો,
મંડલિ નયરે સટ્ઠિયમવચ્છરે માસિ વયસાહે.

બધાયે પ્રમાણો આ અંગે સંમત છે. શક્ય છે કે ભાવસાગરજીને આચાર્યપદ અને ગચ્છેશપદ એકી સાથે જ પ્રાપ્ત થયાં હશે. ગુરુપટ્ટાવલીમાં ભીમશી માણેકને પણ આ વિધાન અભિપ્રેત છે. ડી હં. લાલન ભટ્ટગ્રંથોને આધારે 'જૈન ગૌત્ર સંગ્રહ' પૃ. ૧૦૬–૭માં વિશેષમાં નોંધે છે કે સં. ૧૫૬૦માં વૈશાખ સુદી ૩ને દિવસે માંડલના રહીશ વાધા અને હરખચંદે ભાવસાગરજીના સૂરિપદ મહોત્સવમાં પચાસ હજાર દ્રવ્ય ખરચ્યું હતુ. એ શ્રાવકોએ એ દિવસે ભાવસાગરસૂરિના ઉપદેશથી માંડલમાં શ્રી શીતલનાથ બિંબની પ્રતિષ્ઠા કરાવેલી જેનો પ્રતિષ્ઠાલેખ આ પ્રમાણે મળે છે:—

**सं० १५६० वर्षे वैशाख शुदि ३ बुधे श्री श्रीवंशे मं० हरपति भा० रतनू पु० मं० वाधासुश्रावकेण भा० वहाली पु० म० श्री श्रीराज श्रीवत सहितेन स्वश्रेयसे श्री अंचल गच्छे श्री भावसागरसूरीणामुपदेशेन श्री शीतलनाथ बिंबं का० प्र० श्रीसंघेन मंडलीनगरे॥**
આ ઉત્કીર્ણિત લેખના પ્રમાણથી પણ ભાવસાગરસૂરિના ગચ્છેશપદનો દિવસ નક્કી થઈ શકે છે.

૧૨૮૪. એ પછીની ભાવસાગરસૂરિની ઊર્ધ્વગામી જીવનચર્યાનું વર્ણન ભાવસાગર સ્તુતિમાં સુંદર રીતે આલેખાયું છે—

પટ્ટોદય ગિરિ રવિણો ગણુવઈ સિદ્ધંતસાગર ગુરુણં,
વિહરંતિ ભાવસાયર ગુરુણો સુર સરિ સમ સોહા.
અઈ સઈ રાસિં તેસિં કહમ વિ સક્કો ન વણ્ણિઉં સક્કો,
ગુડી પાસે જમ્હા પએ પએ કુણઈ સાહજ્જં.
પચ્ચુપ્પણ્ણ મણાગય ચ સમયાતીય ચ જાણંતિ જે,
જેહિં ઝાણ બલેણ કટ્ઠ પડિયા છુટ્ટાવિયા સાવયા;
જેસિ કિત્તિ ભરોય નિબ્ભરયરો ભૂમિયલે વિત્થરઈ,
તે વંદે ગુરુ ભાવસાયર વરે સૂરીસરે સવ્વયા.
જેસિ ઝાણ બલેણ પુત્ત પઉલ પામંતિ વઝા અવિ,
જેસિં પાણિયલે વસંતિ સયલા લદ્ધીય સિદ્ધી સયા;
જેસિં પાય રય પ્પસાય વસઓ લચ્છી વિલાસી હવઈ,
તે વંદે વર ભાવસાગર ગુરુ સૂરીણ ચૂડામણી

૧૨૮૫. અર્થાત્ સિદ્ધાંતસાગર ગુરુના પાટરૂપી ઉદયાચલ માટે સૂર્ય સમાન, આચાર્યની શોભાવાળા ગચ્છપતિ ભાવસાગરસૂરિ વિચરે છે. તેમનો અતિશયનો સમૂહ કહેવાને કે વર્ણવવાને માટે કોઈ રીતે શક્તિમાન નથી, તેમને પગલે પગલે ગોડી પાર્શ્વનાથ સહાય કરે છે. મનમાં પ્રાપ્ત થયેલી બુદ્ધિવડે જે આત્માઓ સમયાતીતને જાણે છે અને જેમના ધ્યાનબળથી કષ્ટમાં પડેલા ઘણા શ્રાવકો વિમુક્ત થયા છે, જેમની કીર્તિનો ભાર પૃથ્વીતળમાં વિસ્તાર પામે છે, તે ગુરુ ભાવસાગરસૂરીશ્વરને હું સર્વદા વંદન કરું છું. જેમના ધ્યાનબળથી વાંઝણી પણ પુત્રના સમૂહને પામે છે, જેમનાં હસ્તકમળમા સર્વદા લબ્ધિ અને

સિદ્ધિ વસે છે, જેમના પાદરત્નના પ્રસાદથી લક્ષ્મી વિલાસને પામે છે, તે આચાર્યોમાં મુકુટસમાન ભાવસાગરસૂરિને હું વંદન કરું છું'

## પ્રકીર્ણ પ્રસંગો

૧૨૮૬. ઓસવંશીય, વડેરાગોત્રીય સુરચંદ તથા સુરદાસે કુટુંબના શ્રેયાર્થે ભાવસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૫૭૮ માં પાટણમાં શ્રી પાર્શ્વનાથના બિમ્બની પ્રતિષ્ઠા કરાવી. 'જૈન ગોત્ર સંગ્રહ'માં હી. હં. લાલન નોંધે છે કે 'આ બિંબ કાનજી હંસરાજનાં ઘરમાં પૂજાય છે'

૧૨૮૭ ઓસવંશીય, દેવાણંદસખા ગોત્રીય, સીરોહીમાં થયેલા ભીદા અને નેતાએ શ્રી વાસુપૂજ્ય સ્વામીની પ્રતિમા ભરાવી, જેની પ્રતિષ્ઠા ભાવસાગરસૂરિના ઉપદેશથી થઈ.

૧૨૮૮. શ્રીમાલવંશીય, ગૌતમ ગોત્રીય, વાઘા તથા હરખચંદે સ ૧૫૬૦ માં વૈશાખ સુદી ૩ ને દિવસે માંડલમાં ભાવસાગરજીના સૂરિપદ મહોત્સવમાં પચાસ હજાર દ્રવ્ય ખરચ્યું. સંઘવી ભીમાના ભાઈ ભાણાના સંતાનો કચ્છી ઓશવાળો થયા અને તેઓ વીસલદેવ રાજાના કારભારી હોવાથી વીસરિયામેતા કહેવાયા. આ વંશમાં થયેલ મંત્રી સલખુએ જૂનાગઢમાં શ્રી આદિનાથપ્રભુનો શિખરબંધ જિનપ્રાસાદ બંધાવ્યો તથા પાટણમાં ચોર્યાસી પૌષધશાળાઓમાં કલ્પમહોત્સવ કરાવી ઘણું દ્રવ્ય ખરચ્યું હતુ.

૧૨૮૯. ઓસવંશીય, સ્યાલગોત્રીય ઠાકુરના પુત્ર ખરહથ તથા ખીમાએ સ. ૧૫૭૪ માં મહા વદિ ૧૩ ને દિવસે શ્રી આદિનાથનુ બિંબ રણધીરનાં પુણ્યાર્થે ભરાવ્યું અને તેની ભાવસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

૧૨૯૦. 'વિજયચંદ કેવલિચરિત્ર'ની સં ૧૫૮૦ ના ફાગણ વદિ ૧૩ ને બુધવારે લખાયેલી પ્રત અંચલગચ્છાચાર્ય પાસે હતી એમ એ ગ્રંથની પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે—જુઓ :

**संवत् १५८० वर्षे फागुण वदी १३ बुध । अञ्चलगच्छे श्री आचार्यो प्रतीप्रति (?) ॥**

શકય છે કે ભાવસાગરસૂરિને કોઈએ આ પ્રત વહોરાવી હોય.

## શ્રમણ પરિવાર અને તેની ઉલ્લેખનીય બાબતો

૧૨૯૧. ભાવસાગરસૂરિનો શ્રમણ પરિવાર બહોળો હતો. અલબત્ત, શ્રમણ સંખ્યાનો કોઈ પ્રમાણ ગ્રંથમાંથી સ્પષ્ટ નિર્દેશ પ્રાપ્ત થતો નથી, છતાં એ વખતના અનેક શ્રમણોનો નામોલ્લેખ ઉપલબ્ધ હોઈને તેમજ અંચલગચ્છની અન્ય શાખાઓનો નિર્દેશ પણ પ્રાપ્ત થતો હોઈને તત્કાલીન શ્રમણસંખ્યા અંગે કલ્પના કરી શકાય એમ છે.

૧૨૯૨ ભાવસાગરસૂરિને ગચ્છેશપદ પ્રાપ્ત થયું તે વખતે પ. આણંદશ્રી ગણિ અને પં. સત્યશ્રી મુનિ વિદ્યમાન હતા એમ 'સ્થૂલિભદ્ર એકવિસો' (સં. ૧૫૫૩)ની સં ૧૫૬૦ ના વૈશાખ સુદી ૪ ને શુક્રવારે સુશ્રાવિકાના પઠનાર્થે લખાયેલી પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે. આ વિશે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા.

૧૨૯૩. દેપાલદે કૃત 'ચંદનબાલા ચરિત્ર ચોપઈ'ની સં. ૧૫૬૬ ના અશ્વિન શુક્લ ૨ ને ગુરુવારે કપડવંજમાં લખાયેલી પ્રતમાંથી વા ગુણશેખર શિ. વા. હર્ષમંડન શિ. વા. હર્ષમૂર્તિનો તથા પં. આણંદશ્રી શિ, પં. સત્યશ્રી વિગેરેનો ઉલ્લેખ પ્રતપુષ્પિકામાથી મળી રહે છે.

ચંદ્રલાભ

૧૨૯૪. સં. ૧૫૭૨ માં ચંદ્રલાભે જૈનધર્મનાં ચાર પર્વો પર 'ચતુ:પર્વીરાસ' રચ્યો. આ ગ્રંથની એક પ્રત લીંબડીના ભંડારમાં સુરક્ષિત છે. જુઓ જૈ. ગૂ. કવિઓ ભા. ૩, પૃ. ૫૭૦.

## વિનયહંસ (મહિમારત્ન શિ.)

૧૨૯૫. મહિમારત્નના શિષ્ય વિનયહંસે સં. ૧૫૭૨ માં દશવૈકાલિકસૂત્ર પર ૨૧૦૦ શ્લોકપરિમાણની લઘુવૃત્તિ રચી. વિનયહંસે ઉત્તરાધ્યયનસૂત્ર પર પણ વૃત્તિ રચી છે. ડૉ. કલાટે ગ્રંથકર્તા તરીકે વિનયહંસનો ઉલ્લેખ કર્યો છે તે આપણે નોંધી ગયા છીએ. વિનયહંસના ગ્રંથોની નોંધો માટે જુઓ 'જૈન ગ્રંથાવલિ' પૃ. ૩૩–૩૪, ૩૮–૩૯; ડૉ. પિટર્સનનો ખંભાતનો રીપોર્ટ; પ્રો. વેલણકર કૃત 'જિન રત્નકોશ' પૃ. ૪૪, ૧૬૮, પ્રો. મિત્ર સંપાદિત 'નોટિશિઝ' પુ. ૮, પૃ. ૧૬૮–૯. 'ઇન્ડિયન એન્ટીકવેરી' પુ ૨૩ પૃ. ૧૭૪–૯, નમ્બર ૬૧.

## વિનયહંસસૂરિ (માણિક્યકુંજરસૂરિ શિ.)

૧૨૯૬ માણિક્યકુંજરસૂરિના શિષ્ય વિનયહંસસૂરિ પણ સ. ૧૫૬૮ માં થઈ ગયા તેમણે એ વર્ષે પોતાના શિષ્ય પં પુણ્યપ્રભગણિ શિ. હર્ષલાભના વાંચનાર્થે 'ચંદ્રપ્રજ્ઞપ્તિ'ની પ્રત પોતાને હાથે લખી એમ પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે, જુઓ—

**संवत् १५६८ वर्षे । अंचलगच्छे । श्री माणीक्यकुंजरसूरि गुरुणाणां शिष्य श्री विनयहंसमहोपाध्याय स्वहस्तेन स्वशिष्य पंडित प्रवर पं० पुण्यप्रभगणि चेला हर्षलाभ वाचनार्थं लिखितमिदं चद्रप्रज्ञाप्ति सूत्रं ॥ शुभं भवतु लेखक पाठकयोः ॥ श्री ॥ श्री ॥ श्री ॥**

રાજહંસ કૃત 'દશવૈકાલિક સૂત્ર બાલાવબોધ'ની પ્રત પુષ્પિકામાં કહેલા ૯ મા આચાર્ય તેઓ સંભવે છે; વિજય-વિનય એ ફરક લિપિદોષ કે મુદ્રણદોષ હોય ઉક્ત પુષ્પિકામાં આચાર્ય પરંપરા આ પ્રમાણે દર્શાવેલ છે :–(૧) જિનચંદ્રસૂરિ (૨) પદ્મદેવસૂરિ (૩) સુમતિસિંઘસૂરિ (૪) અભયદેવસૂરિ (૫) અભયસિંહસૂરિ (૬) ગુણસમુદ્રસૂરિ (૭) માણિક્યકુંજરસૂરિ (૮) ગુણરાજસૂરિ (૯) વિજયહંસસૂરિ (૧૦) પુણ્યપ્રભસૂરિ (૧૧) વાચક જિનહર્ષગણિ (૧૨) વાચક ગુણહર્ષગણિ.

પં. લાભમેરુ

૧૨૯૭. સં. ૧૫૬૦ ના માહ વદિ ૧૩ ને સોમવારે બુંદીકોટમાં 'સમ્યક્ત્વ કૌમુદી'ની પ્રત અખયરાજના કુંવર નરવદના રાજ્યમાં લખાઈ, તેમાં પં. મિશ્ર, પં લાભમેરુ અને શ્રાવકવર્યોનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે :

**संवत् १५६० वर्षे महा वदि १३ सोमे श्री पद्युरदुर्गे हाडान्वये राव श्री अपयराज देव कुंवर नरवद राज्य प्रवर्त्तमाने श्रीमत् अचलगच्छे पडित मिश्र पं० लाभमेरुगणिनां श्री कौमुदी ग्रन्थ। श्री ओशवंशे शाह श्रीवंत विद्वज्जयशस्वी गोइन्द तत्पुत्रकुलमध्ये श्रेष्ट यशस्वी राज्यमान्य शाह श्रीवन्त शाह सीहा । शाह श्रीवन्त कील्हा तत्पुत्र चिरंजीवि शाह पारस चिरंजीवि शाह चपा ।**

પુણ્યરત્ન

૧૨૯૮. જૈ સા. સં. ઇતિહાસમાં મોહનલાલ દલીચંદ દેસાઈ જણાવે છે કે સ ૧૫૯૬ પહેલાં આ. ગજસાગરસૂરિ શિ. પુણ્યરત્ને 'નેમિરાસ–યાદવરાસ' રચ્યો, પેરા ૭૭૮ હકીકતમા સુમતિસાગરસૂરિ

શિ. ગજસાગરસૂરિ શિ. પુણ્યરત્નસૂરિની સત્તરમી સદીમાં રચાયેલી કૃતિઓ મળે છે, તેના કર્ત્તા અને આ પુણ્યરત્નમુનિ ભિન્ન છે. સં ૧૫૮૬ માં પુણ્યરત્નમુનિએ ઉક્ત રાસની રચના કરી, જુઓ—જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ ૬૧૮, ૭૩૬. નામમાં રહેલાં સામ્યથી જ દેશાઈએ 'નેમિરાસ–યાદવરાસ'ના કર્તાને સુમતિ-સાગરસૂરિ શિ. ગજસાગરસૂરિ શિ પુણ્યરત્નસૂરિ માની લીધા છે, જે ભ્રાન્ત છે.

## ભાવસાગરસૂરિ શિષ્ય

૧૨૯૯. ભાવસાગરસૂરિના કોઈ અજ્ઞાત શિષ્યે સં. ૧૫૭૫ માં પાટણમાં જૈનદર્શનનાં નવતત્ત્વો પર ચોપઈ રચી જુઓ—જૈ સા સં. ઈ. પેરા ૭૭૯, આ અજ્ઞાત કર્તૃક કૃતિના કર્ત્તા ચંદ્રલાભ હોઈ શકે જેમણે જૈનધર્મનાં ચાર પર્વો પર સં. ૧૫૭૨ માં 'ચતુઃપર્વીરાસ' રચ્યો. ભાવસાગરસૂરિના અજ્ઞાત શિષ્યે 'ઇચ્છા પરિણામ ચોપઈ' સં. ૧૫૯૦ મા લખી. 'નવતત્ત્વ ચોપઈ'ની ગ્રંથ પ્રશસ્તિમાં કવિ વર્ણવે છે :—

> સંવત પનર પંચહુત્તરિ વરસિ, શ્રી પત્તનિ હઈઆનઈ હરસિ,
> શ્રી સંઘનઈ આગ્રહિ ચઉપઈ, કીધી ભાવિઈં ભગતઈં થઇ. ૫૮
>
> ઇય સોહગસુંદર સૂરિ પુરંદર ભાવસાગર ગુરુ ગચ્છધર,
> પય–પઉમ પસાઇં કવિત કરાઇં પાપ પલાઈ દૂરિતર.
>
> જે ભવિયણ ભાવઈ સરલ· સભાવઈ ભણઈ ગુણઈ નવતત્ત્વવર,
> તે સહસઇં સિદ્ધી વંછિત સિદ્ધિ નિરમલ બુદ્ધિ વિબુધ નર. ૫૯
>
> (જૈ. ગૂ ક ભા. ૩ પૃ. ૫૭૨)

૧૩૦૦. ભાવસાગરસૂરિના અજ્ઞાત શિષ્યે 'ભાવસાગરસૂરિ સ્તુતિ' એમની વિદ્યમાનતામાં રચી છે, આ દૃષ્ટિએ ભાવસાગરસૂરિનાં જીવનવૃત્તનાં નિરુપણ માટે એ સ્તુતિ અત્યંત પ્રમાણભૂત મનાય છે. ગચ્છનાયક થયા પછી થોડા જ સમયમાં આ સ્તુતિ રચાઈ હશે—એટલે કે સં. ૧૫૬૫–૭૦ ની આસપાસ રચાઈ હોય એમ અનુમાન થાય છે. ૮ શ્લોક પરિમાણની આ પ્રાકૃત પદ્યકૃતિ ખંભાતના ભંડારમાં સુરક્ષિત છે.

## હેમહંસસૂરિ શિષ્ય

૧૩૦૧ ભાવસાગરસૂરિના સમયમાં પુણ્યચંદ્રસૂરિ શિ. હેમહંસસૂરિના અજ્ઞાત શિષ્યે મહેશ્વરસૂરિ કૃત પ્રાકૃતગ્રંથ 'સંયમ મંજરી' પર સંસ્કૃતમાં ૬૩૦૦ શ્લોક પરિમાણની ટીકા રચી. ટીકા–પ્રશસ્તિમાં કવિ પોતાના ગુરુ વિશે જણાવે છે કે–પુણ્યચંદ્રસૂરિના પાટરૂપી વ્રતમાં પ્રતીતિ કરનારા, હજારોમાંના એક હેમહંસસૂરિવર હજારો માર્ગમાં સુપ્રસન્ન હો તે સુગુરુના ચરણકમળના પ્રસાદથી હું અકિંચન શિષ્ય સંયમમંજરીની ટીકા કહું છું—

> સિરિ પુન્નચંદસુરીસર પટ્ટોવય પચ્ચયંમિ સહસયરા,
> સિરિ હેમહંસસૂરિવર સુપસન્ના હુંતુ સહસ પથં.
>
> તેસિ સુગુરુચરણંભોઅપસાયેણુ રીસલેસોવિ,
> સંયમમંજરિ સંજમરિ વિત્તિં ભણામિ અહં.

૧૩૦૨. પ્રશસ્તિ દ્વારા એ પણ જાણી શકાય છે કે સં. ૧૫૬૧ના માગશર માસના શુકલપક્ષમાં પિપ્પલગચ્છના તાલધ્વજીય ભટ્ટારક શાંતિસૂરિ દ્વારા આ કૃતિ ગંધારમંદિરે લખાઈ છે—

सं० १५६१ मार्गशुदी......श्री पिप्पलगच्छे तालध्वजीय भट्टारक श्री श्री शांतिसूरिभिर्लिखापिता । श्री गंधारमंदिरे ॥

૧૩૦૩. ગ્રંથ પ્રશસ્તિમાં અચલગચ્છ–પ્રવર્તક આર્યરક્ષિતસૂરિ તથા મેરુતુંગસૂરિ વિશે બે સુંદર શ્લોકો કવિએ મૂક્યા છે. પ્રશસ્તિ માટે જુઓ પ્રો. પિટર્સનનો સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ, સને ૧૮૮૬–૯૨ પૃ ૧૨૧–૨, નં. ૧૩૫૯. પ્રો. વેલણકરના 'જિનરત્નકોશ'માં પણ આ કૃતિની નોંધ છે, પૃષ્ઠ ૪૦૬.

૧૩૦૪. મૂળ ગ્રંથના કર્તા મહેશ્વરસૂરિ કોના શિષ્ય હતા તે બાબત કંઈ ચોક્કસ પૂરાવો મળતો નથી. પણ તે પ્રાચીન કાળમાં થયેલા હોવા જોઈએ. તેમના માટે પ્રો. પિટર્સનના ૨ જા રીપોર્ટ, પૃ. ૨૯ માં કાલિકાચાર્ય–કથાની નોંધને અંતે '**इति श्री पल्लीवालगच्छे महेश्वरसूरिभिर्विरचित्ते कालीकाचार्यकथा समाप्ता**' એવો ઉલ્લેખ છે. 'જૈન ગ્રંથાવલિ'માં નોંધ છે કે એ ઉલ્લેખ સં. ૧૩૬૫ નો નોંધ્યો છે પરંતુ તે પ્રત લખ્યાનો સંભવે છે. આ બાબતમાં સંયમમંજરીમાંથી પણ વિશેષ ખુલાસો મળતો નથી.

૧૩૦૫. ટીકાકારના ગુરુ હેમહંસસૂરિ ૧૬ મા સૈકાના પૂર્વાર્ધમાં થઈ ગયા છે. નાગપુરીય ગચ્છમાં પણ હેમહંસસૂરિ થઈ ગયા, જેમના સં. ૧૪૮૫–૧૫૧૩ ના પ્રતિષ્ઠા–લેખો ઉપલબ્ધ છે. આ દૃષ્ટિએ બન્ને હેમહંસસૂરિ લગભગ સમકાલીન થઈ ગયા. 'જૈન ગ્રંથાવલિ' પૃ, ૩૦૨મા નોંધાયેલ 'ન્યાયમંજૂષા ન્યાસ' (રચના સં. ૧૫૧૫), તથા પૃ ૩૪૬ માં નોંધાયેલ, ઉદયપ્રભકૃત 'આરંભસિદ્ધિ' નામના જ્યોતિષગ્રંથની ટીકા (રચના સં. ૧૫૧૪)ના કર્તા હેમહંસસૂરિ કયા ગચ્છના હતા તે કહેવું મુશ્કેલ છે. મહેશ્વરસૂરિ તથા હેમહંસસૂરિ વિશે વિદ્વાનોએ વિશેષ પ્રકાશ પાડવો ઘટે છે.

### વાચનાચાર્ય લાભમંડન

૧૩૦૬. ભાવસાગરસૂરિના શિષ્ય વાચનાચાર્ય લાભમંડને સં ૧૫૮૩ માં કાર્તિક સુદી ૧૩ ને ગુરુવારે અમદાવાદમાં રહીને 'ધનસાર પંચશાળિ રાસ' રચ્યો. ગ્રંથપ્રશસ્તિમાં કવિ વર્ણવે છે :

સંવત પનર એહ સંવત્સર ત્રીસીઈ રે, ત્ર્યડઉ કાર્તિક માસ રે,<br>
ગુરુવાસર દિન તેરસિ કે રુડઈ, કીધો એ મનિ ઉલ્હાસિ રે. અરિહંત બે. ૮૩

શ્રી વિધિપક્ષ ગછ ગણધરુ રૂયડા રે, શ્રી ભાવસાગર સૂરિ રે,<br>
નામિ નવનિધિ હુઈ જેહનઈ રે, પાતિગ જાઈ સવિ દૂરિ રે. અ૦ ૮૫

તાસ સીસ કહઈ ઉલટ અતિ ઘણઈ રે, લાભમંડણ વાણારીસ રે,<br>
એહ ચરિત જે ભણઈ ભણાવસિઈ રે, લહઈ સુખ તે નિસિદીસ રે. અ૦ ૮૬

(જૈ. ગૂ. ક ભા. ૧, પૃ. ૧૩૫)

### સુવિહિતસૂરિ

૧૩૦૭. ભાવસાગરસૂરિના શાખાચાર્ય સુવિહિતસૂરિ સં. ૧૫૭૩ માં થયા. એમના ઉપદેશથી મંત્રી વીરાના પુત્ર મંત્રી સિંહરાજના પુત્ર સા. હંસરાજે શ્રી આદિનાથ બિંબ ભરાવ્યુ, જેની ખંભાતના સંઘે પ્રતિષ્ઠા કરાવી. એમનો પ્રતિષ્ઠાલેખ આ પ્રમાણે મળે છે :—

**संवत् १५७३ वर्षे फागण शुदि २ रवौ श्री श्री वंशे मं० वीरा सुत मं० सिंहराज भा० मटकी पु० सा० हंसराज सुश्रावकेण भार्या इन्द्राणी पुत्र सा० जसराज सा० शांति-**

**दास सहितेन निजमातुः पुण्यार्थं श्री विधिगणे श्री सुविहितसूरीणामुपदेशेन श्री आदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री संघेन श्री स्तंभतीर्थे ॥**

**પં. લાભશેખર**

૧૩૦૮ પંડિત લાભશેખર સં. ૧૫૮૨ માં વિદ્યમાન હતા. એ વર્ષના વૈશાખ વદિ ૧૧ ને સોમવારને દિવસે મંત્રી લડણ અને તેની ભાર્યા કુંઅરિના સુપુત્ર મંત્રી સહિજાએ પરિવાર સહિત લખાવેલી ઓઘ નિર્યુક્તિસૂત્રમાં પં. લાભશેખરનો નામોલ્લેખ આ પ્રમાણે છે—

**सं. १५८२ वर्षे वैशाखवदि ११ सोमे श्री ओघनिर्युक्तिसूत्र मं० लडण भार्या कुंअरि सुत मं० सहिजा सपरिवारेण लिखापितं दत्तं ॥ श्री अंचलगच्छे लाभशेखर पंडित मिश्राय निरंतर प्रवाच्यमानं भूयात् ॥छ॥ श्री ॥ छ ॥**

**સોમમૂર્તિ**

૧૩૦૯. પટ્ટધર અજિતસિંહસૂરિના શિષ્ય માણિક્યસૂરિકૃત 'શકુન સારોદ્ધાર'ની પ્રત સં. ૧૫૪૪ ના ફાગણ સુદી ૧૨ ને રવિવારે માંગલ્યપુરમાં રહીને લખી એમ પ્રત પુષ્પિકા દ્વારા પ્રમાણિત થાય છે જુઓ :

**संवत् १५४४ वषे फाल्गुन शुदी १२ रविवासरे मांगल्यपुरवरे मु० सोममूर्ति लिखितं ॥**

**વાચક નયસુંદર**

૧૩૧૦. વાચક નયસુંદર સં ૧૫૬૬ માં વિદ્યમાન હતા. એ વર્ષમાં અમદાવાદના રહેવાસી શ્રી શ્રીવંશીય સિંહદત્તે ભાવસાગરસૂરિના ઉપદેશથી ધર્મપ્રભસૂરિ કૃત કાલિકાચાર્ય-કથાની પ્રત લખાવી, જે વાચક નયસુંદર પાસે હતી જુઓ પુષ્પિકા —

**संवत् १५६६ वर्षे श्री श्रीवन्शे सा० गुणराज भार्या मांई-पुत्र सा० पहिराज भा० रूपी पुत्र सा० सिंहदत्त सुश्रावकेण भार्या सुहागदे पुत्र सा० रत्नपाल सा० अमीपाल सा० जयवन्त सा० श्रीवन्त सा० पांचा पुत्री श्रा० अजाई भगिनी श्रा हर्षाई तथा सा० रत्नपाल भार्या जीजी पुत्र सा० अलवेसर सा० अमरदत्तः, तथा सा० अमीपाल भार्या दीवडीपुत्र सा० सहजपाल [ : ] तथा सा० जयवन्त भार्या जसमादे प्रमुखसमस्तकुट (टु)म्वसहितेन स्वश्रेयोऽर्थं श्री अञ्चलगच्छेश श्री भावसागरसूरीणामुपदेशेन श्री कल्प पुस्तकं लिखितं साधुभिः प्रवाच्यमान चिरं नन्दतात् ॥ वा० नयसुन्दरवाच्यमानं चिरं जीयात् ॥ (श्री कालिकाचार्य कथा संग्रह**-પ્ર૦ સારાભાઈ મણિલાલ નવાબ પૃ. ૯૫)

**સોમરત્નસૂરિ**

૧૩૧૧. ભાવસાગરસૂરિના શાખાચાર્ય સોમરત્નસૂરિ સં. ૧૫૭૩ માં થઈ ગયા તેમના ઉપદેશથી શ્રીમાલજ્ઞાતીય સંઘવી હાપાના પૌત્ર રાયમલ્લ અને શ્રીમલ્લે શ્રી વિમલનાથાદિ પંચતીર્થી કરાવી, અમદાવાદમાં તેની પ્રતિષ્ઠા થઈ. તેનો લેખ આ પ્રમાણે મળે છે.

**संवत् १५७३ वर्षे वैशाख शुदि ३ शुक्रे श्री श्रीमाल ज्ञा० सं० हापा भा० मटकी नाम्न्या सु० श्रीरङ्ग भा० शिरीयादे सु० रायमल्ल श्री मल्लादि स्वकुटुंबयुतया स्वश्रेयसे श्री श्री विमलनाथादिपंचतीर्थी श्री अंचलगच्छे श्री सोमरत्नसूरिगुरूपदेशेन कारिता प्रतिष्ठिता च विधिना अहमदावादवास्तव्यः ॥**

સોમચંદ ધારશી પ્રકાશિત પટ્ટાવલી પૃ. ૨૪૪ માં સુમતિરત્નસૂરિની પ્રતિષ્ઠાનો એ જ મિતિ–તિથિનો ઉલ્લેખ છે, તેમાં કહેલા આચાર્ય એક જ સંભવે છે.

### સુમતિસાગરસૂરિ

૧૩૧૨. ભાવસાગરસૂરિના શિષ્ય સુમતિસાગરસૂરિ પણ પ્રભાવક આચાર્ય થઈ ગયા છે. પટ્ટાવલી-યંત્રોમાંથી એમની શિષ્ય–પરંપરા આ પ્રમાણે મળે છે: ભાવસાગરસૂરિ શિષ્ય (૧) સુમતિસાગરસૂરિ (૨) ગજસાગરસૂરિ (૩) પુણ્યરત્નસૂરિ (૪) ગુણરત્નસૂરિ, ઈત્યાદિ એમના શિષ્યો વિશે પાછળથી વિચારીશું.

૧૩૧૩. સુમતિસાગરસૂરિનો જન્મ ગુર્જરદેશના પાટણનગરમાં શ્રીમાલી જ્ઞાતીય સા૦ વસ્તાની પત્ની વિમલાદેની કૂખે સં. ૧૫૫૪ માં થયો હતો. સં. ૧૫૬૯ માં પચીશ વર્ષની ભરયુવાન ઉમરે એમણે ભાવસાગરસૂરિ પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી. સં. ૧૫૯૮ માં ગુરુએ એમને આચાર્યપદસ્થિત કર્યા. સુમતિસાગરસૂરિના સૂરિપદનાં વર્ષમાં લહિયાએ લખવામાં કે પ્રતિલિપિ કરનારે વાંચવામાં ભૂલ કરી સંભવે છે. સુમતિસાગરસૂરિના શિષ્ય હેમકાંતિએ સં. ૧૫૮૯ ના ભાદરવા ૮ રવિવારે 'શ્રાવકવિધિ ચોપાઈ'ની રચના કરી તેની ગ્રંથપ્રશસ્તિમાં કવિએ પોતાના ગુરુને આચાર્ય કહ્યા છે એટલે સં. ૧૫૮૯ માં સુમતિસાગરસૂરિ આચાર્યપદે હતા જ. શક્ય છે કે સં. ૧૫૮૯ ને બદલે સં. ૧૫૯૮ સમજાયું હોય. સં. ૧૬૧૪ માં ૬૧ વર્ષની ઉમરે સુમતિસાગરસૂરિ કાલધર્મ પામ્યા. 'અંચલગચ્છ–આચાર્યપરંપરા વિવરણ' નામનાં પ્રાચીન પટ્ટાવલી યંત્રમાંથી સુમતિસાગરસૂરિ અને એમની શિષ્યપરંપરાની માહિતી સંપ્રાપ્ત થાય છે. પટ્ટધર સિવાય અન્ય શ્રમણો વિશે આટલી બધી વિગતો અનુપલબ્ધ થતી હોઈને, તેમજ સુમતિસાગરસૂરિની શિષ્યપરંપરા આચાર્યપદે હોઈને એટલું તો સ્પષ્ટ થાય છે કે અંચલગચ્છના શ્રમણસમુદાયમાં એમનું કેટલું ઊંચું સ્થાન હશે! ભાવસાગરસૂરિ પછી ગુણનિધાનસૂરિ, ધર્મમૂર્તિસૂરિ, કલ્યાણસાગરસૂરિ ઈત્યાદિ પરંપરા ન દર્શાવતાં પ્રાચીન ગ્રંથોમાં, આર્યરક્ષિતસૂરિથી ભાવસાગરસૂરિ અને તે પછી આ આચાર્યની શિષ્યપરંપરા દર્શાવવામાં આવી હોઈને, તેઓ શાખા–ગચ્છના આચાર્ય હોય એમ ચોક્કસ રીતે અનુમાન કરી શકાય છે.

### ઢંઢેરક શાખા

૧૩૧૪ ભાવસાગરસૂરિના સમયમાં પૂર્ણિમા પક્ષની મુખ્ય ગાદી પાટણના ઢંઢેરવાડામાં હતી. અંચલગચ્છની માન્યતાઓ એની માન્યતાઓ સાથે ઘણી બાબતમાં સામ્ય ધરાવતી હતી એ ગચ્છનાં ઓસરતા પૂર દિન–પ્રતિદિન જણાઈ રહ્યા હતાં. અંચલગચ્છ સાથે તેને સારો સ્નેહભાવ હતો

૧૩૧૫. ઢંઢેરક શાખાના મહિમાપ્રભસૂરિના શિષ્ય ભાવપ્રભસૂરિ પ્રભાવશાળી આચાર્ય થયા. તેમના અનેક પ્રતિષ્ઠાલેખો ઉપલબ્ધ છે. ત્રિપુટી મહારાજ ઢંઢેરક શાખાને અંચલગચ્છની શાખા તરીકે ઓળખાવે છે. જુઓ 'જૈન પરંપરાનો ઈતિહાસ' ભા. ૨, પૃ. ૭૭૩–૪. આ શાખાનો ઉલ્લેખ પુણ્યરત્નસૂરિ કૃત 'ન્યાયસાગર રાસ' (સં. ૧૭૯૭) માંથી પણ મળી રહે છે ગ્રંથકાર ભાવપ્રભસૂરિના અનુયાયી હતા. ઢંઢેરવાડામા આ સમુદાયનો ઉપાશ્રય અને પાટ આવેલાં હોવાથી શાખાનું એ પરથી નામાભિધાન થયું. આજે પણ આ શાખાનાં સ્થાપત્યો વિદ્યમાન છે.

### અંચલગચ્છીય શ્રાવકો

૧૩૧૬. એ વખતના શ્રાવકો અને તેમનાં કાર્યો વિશે પ્રશસ્તિઓ દ્વારા ઘણી માહિતી મળી રહે છે. કલ્પસૂત્રની સ્વર્ણાક્ષરી પ્રતની ઐતિહાસિક પુષ્પિકાનો સંક્ષિપ્તસાર અહીં નિમ્નોક્ત છે:

૧૩૧૭. ઉકેશવંશીય, દાંડડિ ગોત્રીય કોઠારી જૂઠાની ભાર્યા જેઠીથી લાખર નામનો પુત્ર થયો. તેની

ભાવલદે સ્ત્રીથી સાલિગ નામે પુત્ર અને ડુંગર નામે પૌત્ર થયો, જેણે આગમો લખાવ્યા. ડુંગરની પત્ની વિલ્હણદેથી તેજપાલસિંઘ નામે પુત્ર થયો. તેની ચાંગાઈ નામની સ્ત્રીથી રણધીર, સુરાજસિંહ, ધન અને સોમ નામના ચાર પુત્રો અને રામતી, ગગી અને બવૂકા નામની પુત્રીઓ થયાં.

૧૩૧૮. જ્યેષ્ઠ પુત્ર રણધીરને ઈન્દુ નામની સ્ત્રી અને ગપ નામનો પુત્ર અને આંબા નામનો પૌત્ર હતાં. દ્વિતીય સુરાજસિંહને રાજસિંહા નામની સ્વરૂપવતી સ્ત્રી હતી. તૃતીય ધનને ધનાદે નામની સ્ત્રી અને ચતુર્થ સોમને સોમલદે નામની સ્ત્રી અને મલ્હાઇકા નામે પુત્રી હતાં.

૧૩૧૯ આ સકળ પરિવારથી યુક્ત ધન અને સોમ નામના બંધુઓ વિજયવંતા શોભે છે. સિદ્ધાંતસાગરસૂરિ મહારાજના ઉત્તમ પાટરૂપી ઉદયાચલ વિશે સૂર્ય સમાન ભાવસાગરસૂરીશ્વરના ઉપદેશથી સં. ૧૫૬૦ માં સુશ્રાવિકા દેલ્હણદેએ પોતાની વૃદ્ધ માતાના પુણ્યાર્થે સ્વર્ણાક્ષરી પ્રત લખાવી. જુઓ 'પ્રશસ્તિ સંગ્રહ–જૈન સા પ્રદર્શન' સં અમૃતલાલ મ. શાહ

૧૩૨૦ ઉક્ત પ્રશસ્તિમાં આ પ્રમાણે વંશવૃક્ષ છે—




૧૩૨૧. સં. ૧૫૬૦માં પ્રશસ્તિ લખાઈ ત્યારે ચાર ભાઈઓમાંથી રણધીર અને સુરાજસિંહ વિદ્યમાન નહોતા. બીજુ, તેમાં ભાવસાગરસૂરિને ગણેશ્વર કહ્યા હોઈને તે સં. ૧૫૬૦ ના વૈશાખ સુદી ૩ પછી લખાઈ છે એમ સ્પષ્ટ થાય છે.

૧૩૨૨. અન્ય અચલગચ્છીય શ્રાવકોનો નિર્દેશ લાભમંડન કૃત 'ધનસાર પંચશાળિરાસ' (રચના સં. ૧૫૮૩ કાર્તિક સુદિ ૧૩) દ્વારા મળી રહે છે, જેનો ટૂંક સાર આ પ્રમાણે છે: બધાયે દેશોમા ગુજરાત દેશ પ્રસિદ્ધ છે, તેનુ અમદાવાદ શ્રેષ્ઠ નગર છે, જેમાં લક્ષ્મીએ વાસ કર્યો છે. તે નગરમાં વ્યવહારી પહિરાજ વસતા હતા તેઓ ધર્મનિષ્ઠ, સુજાણ, મહાજનમા અગ્રેસર શ્રાવક હતા. તેમની પત્નીનું નામ રૂપી હતું તથા તેમના પુત્રનુ નામ સંઘદત્ત હતું, જે જિનવરની ભક્તિ કરતો હતો, અને શ્રી શ્રીવંશનો શૃંગાર હતો તેની પત્ની ભણુ શીલવતી, સદ્‌વિચારિણી, અને દાનગુણથી દીપતી હતી. તેની કૂખે જગ–પ્રસિદ્ધ, બુદ્ધિમાં અભયકુમાર જેવો અમીપાલ જન્મ્યો જેની કીર્તિ જગમાં પ્રતપે છે, એના સાન્નિધ્યમાં, સૂત્રોનુ અધ્યયન કરી રાસની રચના કરી.'

૧૩૨૩. મૂળ પ્રશસ્તિ આ પ્રમાણે છે.—

દેસ સવિહુમાહિ જાણીઈએ, માલ્હતડે, ગૂજ્જર દેશ પ્રસિદ્ધ,
તિહાં અહિમ્મદપુરવર ભલૂં, મા૰ વાસ જિહાં લક્ષ્મી કીધ. ૮૭

તીણઈ નયરિ વિવહારીયાએ, મા૰ સાવક ધર્મ્મવંત સુજાણ,
તેહ મહાજનમાહિ મૂલગુએ મા૰ પહિરાજ પુણ્ય પ્રમાણ. ૮૮

તસ વામાંગિ રૂપી કહિઉએ, મા૰ સુત સંઘદત્ત સુવિચાર,
જિનવર ગુરુભક્તિ જિ કરઇએ, મા૰ શ્રી શ્રીવંશ શૃંગાર. ૮૯

તાસ ઘરણિ ભણૂં, મા૰ શીલવંતી સવિચારઈ,
દાન ગુણિ દીપઈ ઘણૂંએ, મા૰ અવર નહીં સંસારિ. ૯૦

તસ રૂપઈ જગ જાણીઈએ, મા૰ બુદ્ધિઈ અભયકુમાર,
જસ કીર્તિ જગિ ઝલહલઈએ, મા૰ જાણઈ સયલ વિચાર. ૯૧

સુત્રસુણી રાસજ કીઉએ, પૂરઈ પાસ જગીસ,
અમીપાલ સાનિધિ કરઈ, મા૰ પ્રતપુ કોડિ વરીસ. ૯૨

૧૩૨૪. આ કુટુંબનું વંશવૃક્ષ ધર્મપ્રભસૂરિકૃત 'કાલિકાચાર્ય-કથા'ની સં. ૧૫૬૬ની પ્રત પુષ્પિકામાંથી આ પ્રમાણે પ્રાપ્ત થાય છેઃ—




૧૩૨૫ ઉપર્યુક્ત ગ્રંથ સિંહદત્તે સં. ૧૫૬૬ માં ભાવસાગરસૂરિના ઉપદેશથી સાધુઓના વાંચનાર્થે લખાવ્યો. આ પ્રત વાચક નયસુંદર પાસે હતી એમ પણ પુષ્પિકા દ્વારા સૂચિત થાય છે. ઉપર્યુક્ત પદ્ય પ્રશસ્તિમાં કહેલા સંઘદત્ત અને પુષ્પિકામાં કહેલા સિંહદત્ત એક જ છે. બન્નેમા એની પત્નીનાં નામમાં પણ ફેર છે. શક્ય છે કે ભાણુ અને સુહાગદે અપર નામો હોય પુષ્પિકામાં કૌટુંબિક વિગતો ઘણી છે, પરંતુ સ્થાન અંગેનો તેમાં નિર્દેશ નથી. આ ત્રુટિની પદ્ય પ્રશસ્તિ દ્વારા પૂર્તિ થાય છે, કેમકે તેમાં અહિમ્મદપુર—અમદાવાદનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

૧૩૨૬ પં. લાભશેખરના ઉપદેશથી 'ઓઘનિર્યુક્તિસૂત્ર'ની સં. ૧૫૮૨ના વૈશાખ વદિ ૧૧ ને સોમવારે લખાયેલી પ્રત-પુષ્પિકામાંથી મંત્રી લખ્ખુ અને તેની ભાર્યા કુઅરિ તથા તેમના પુત્ર મંત્રી

સહિજાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, જે અંગે આપણે ઉલ્લેખ કરી ગયા. મંત્રી સહિજાએ પરિવાર સહિત ઉક્ત સૂત્રની પ્રત નિર્દેશિત દિવસે લખાવી.

૧૩૨૭. ઉકેશવંશમાં લાલણશાખીય સા૦ વેલાના મહા દાનેશ્વરી પુત્ર જેસાજી પણ ભાવસાગરસૂરિના વખતમાં થઈ ગયા. જેસાજીની માતાનું નામ વિલ્હણદે અને પત્નીનું નામ જસમાદે હતું. તેને સુદા, વિજય, જગમાલ વિગેરે પુત્રો થયા. ભાવસાગરસૂરિના ઉપદેશથી જેસાજીએ સં. ૧૫૬૧ માં વૈશાખ સુદી ૩ ને સોમવારે પોતાના પુણ્યાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, જેની અમરકોટના સંઘે પ્રતિષ્ઠા કરાવી.

૧૩૨૮. જેસાજીને 'જેસો જગદાતાર'નું બિરુદ હતું, તથા તેણે બંધાવેલાં જિનાલયો, તેણે કાઢેલા સંઘો ઈત્યાદિ બાબતો વિશે આપણે મેરુતુંગસૂરિ વિષયક પ્રકરણમાં વિસ્તારથી જોઈ ગયા હોઈને તેનું પુનર્લેખન અહીં અપ્રસ્તુત છે.

૧૩૨૯. મંત્રી હરપતિના પુત્ર મંત્રી વાઘાના પુત્ર મંત્રી શ્રીરાજ, શ્રીવંત પણ ભાવસાગરસૂરિના શ્રાવકો હતા. તેમનો સં ૧૫૬૦ નો પ્રતિષ્ઠા-લેખ ઉપલબ્ધ છે. તેમણે માંડલમાં ભાવસાગરસૂરિના પદમહોત્સવમાં ૫૦ હજાર રૂપિયા ખર્ચ્યા હતા, જે વિશે આપણે ઉલ્લેખ કરી ગયા. તેઓ અમદાવાદમાં રાજ્યમાં મોટો હોદ્દો ધરાવતા હોવાની સંભાવના છે. અથવા તો માંડલમાં જ તેઓ અધિકારપદે પણ હોય. ગમે તેમ, તેઓ રાજ્યમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા એ વાત તો નક્કી જ છે.

૧૩૩૦. પાવાગઢ અને ચાંપાનેરના રાજવીઓ અને મંત્રીઓ સાથેનો અંચલગચ્છીય આચાર્યોનો સંબંધ ઇતિહાસ-પ્રસિદ્ધ છે. આ વિષયમાં આપણે સપ્રમાણ વિચારણા કરી ગયા. અંચલગચ્છ-પ્રવર્તક આર્યરક્ષિતસૂરિથી માંડીને તત્કાલીન પટ્ટધર સુધી આ સંબંધો એવા જ ઘનિષ્ટ રહ્યા. ભાવસાગરસૂરિના શાસનકાળમાં પણ આ સંબંધો પૂર્વવત્ જળવાયા હોય એમ પ્રતિષ્ઠા લેખો દ્વારા સૂચિત થાય છે. સં. ૧૫૭૦ ના માઘ વદિ ૯ ને શનિવારે શ્રીમાલી જ્ઞાતીય મંત્રી સહદ, ભાર્યા સહજલદે, તેમના પુત્ર મંત્રીવર હાથીએ, તેની ભાર્યા નાથી તથા સા૦ હાંસા, કીકા પ્રમુખ કુટુંબ સહિત અંચલગચ્છેશ ભાવ-સાગરસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, અને તેની ચંપકપુરમાં પ્રતિષ્ઠા કરાવી.

૧૩૩૧. મહમદ બેગડાએ પાવાગઢ સર કર્યો હોવા છતાં ત્યા શ્વેતાંબર જૈનોનું પ્રાધાન્ય એવું જ રહ્યું. એ અરસામાં પાવાગઢની જાહોજલાલી અપૂર્વ હતી. મુઝફરના રાજ્યત્વકાલમાં મંત્રી સહદ અને તેનો પુત્ર મંત્રીવર હાથી થઈ ગયા. એ વખતે ચાંપાનેર ગુજરાતનુ રાજકીય રાજધામ હતું, તે પછી પાછી અમદાવાદ રાજધાની થઈ. ગુજરાતનુ માળવા પરથી પ્રભુત્વ જતાં ચાંપાનેરનો વેપાર તૂટ્યો. એ પછી ચાંપાનેર કદિયે પહેલાંની સમૃદ્ધિ પ્રાપ્ત ન કરી શક્યું. ચાંપાનેરની સમૃદ્ધિ કાળમાં ત્યાંના જૈનમંત્રીઓના ઐતિહાસિક ઉલ્લેખો ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે. અંચલગચ્છીય આચાર્યોના ઉપદેશથી ત્યાંના મંત્રીઓ અને રાજવીઓએ અનેક ધર્મકાર્યો કર્યાં એ હકીકત આ ગચ્છના ઇતિહાસમાં વિશેષ ઉલ્લેખનીય છે.

૧૩૩૨. જાંબૂગ્રામ-જંબુસરમાં મંત્રી મહિરાજીના પુત્ર મંત્રી બાલા થઈ ગયા, જેમને વિશે પ્રતિષ્ઠા લેખમાંથી આ પ્રમાણે માહિતી મળે છે: સં. ૧૫૬૩ ના વૈશાખ સુદી ૧૧ શુક્રે શ્રી શ્રીવંશે મં૦ મહિરાજ સુત મંત્રી બાલા ભા૦ રમાઈ પુત્રી કપૂ સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે અંચલગચ્છેશ ભાવસાગરસૂરિના ઉપદેશથી શ્રી નમિનાથબિંબ ભરાવ્યુ, જાંબૂ ગ્રામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

દેસ સવિહુમાહિ જાણીઈએ, માલ્હંતડે, ગૂર્જર દેશ પ્રસિદ્ધ,
તિહાં અહિમ્મદપુરવર ભલૂં, મા૦ વાસ જિહાં લક્ષ્મી કીધ. ૮૭

તીણઈ નયરિ વિવહારીયાએ, મા૦ સાવક ધર્મ્મવંત સુજાણ,
તેહ મહાજનમાહિ મૂલગુએ મા૦ પહિરાજ પુણ્ય પ્રમાણ. ૮૮

તસ વામાંગિ રૂપી કહિઉએ, મા૦ સુત સંઘદત્ત સુવિચાર,
જિનવર ગુરુભક્તિ જિ કરઇએ, મા૦ શ્રી શ્રીવંશ શ્રૃંગાર ૮૯

તાસ ઘરણિ ભણૂં, મા૦ શીલવંતી સવિચારઈ,
દાન ગુણિ દીપઈ ઘણુંએ, મા૦ અવર નહીં સંસારિ. ૯૦

તસ રૂપઈ જગ જાણીઈએ, મા૦ બુદ્ધિઈ અભયકુમાર,
જસ કીર્તિ જગિ ઝલહલઈએ, મા૦ જાણઈ સયલ વિચાર. ૯૧

સુત્રસુણી રાસજ કીઉએ, પૂરઈ પાસ જગીસ,
અમીપાલ સાનિધિ કરઈ, મા૦ પ્રતપુ કોડિ વરીસ. ૯૨

૧૩૨૪. આ કુટુંબનું વંશવૃક્ષ ધર્મપ્રભસૂરિકૃત 'કાલિકાચાર્ય-કથા'ની સં. ૧૫૬૬ની પ્રત પુષ્પિકા-માંથી આ પ્રમાણે પ્રાપ્ત થાય છેઃ—




૧૩૨૫ ઉપર્યુક્ત ગ્રંથ સિંહદત્તે સં. ૧૫૬૬ માં ભાવસાગરસૂરિના ઉપદેશથી સાધુઓના વાંચનાર્થે લખાવ્યો. આ પ્રત વાચક નયસુંદર પાસે હતી એમ પણ પુષ્પિકા દ્વારા સૂચિત થાય છે. ઉપર્યુક્ત પદ્ય પ્રશસ્તિમાં કહેલા સંઘદત્ત અને પુષ્પિકામાં કહેલા સિંહદત્ત એક જ છે. બન્નેમાં એની પત્નીનાં નામમાં પણ ફેર છે. શક્ય છે કે ભાગુ અને સુહાગદે અપર નામો હોય. પુષ્પિકામાં કૌટુંબિક વિગતો ઘણી છે, પરંતુ સ્થાન અંગેનો તેમાં નિર્દેશ નથી. આ ત્રુટિની પદ્ય પ્રશસ્તિ દ્વારા પૂર્તિ થાય છે, કેમકે તેમાં અહિમ્મદપુર—અમદાવાદનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

૧૩૨૬. પં. લાભશેખરના ઉપદેશથી 'ઓઘનિર્યુક્તિસૂત્ર'ની સં. ૧૫૮૨ના વૈશાખ વદિ ૧૧ ને સોમવારે લખાયેલી પ્રત-પુષ્પિકામાંથી મંત્રી લખણ અને તેની ભાર્યા કુઅરિ તથા તેમના પુત્ર મંત્રી

સહિજાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, જે અંગે આપણે ઉલ્લેખ કરી ગયા. મંત્રી સહિજાએ પરિવાર સહિત ઉક્ત સૂત્રની પ્રત નિર્દેશિત દિવસે લખાવી.

૧૩૨૭. ઉકેશવંશમાં લાલણશાખીય સા૦ વેલાના મહા દાનેશ્વરી પુત્ર જેસાજી પણ ભાવસાગરસૂરિના વખતમાં થઈ ગયા. જેસાજીની માતાનું નામ વિલ્હણદે અને પત્નીનું નામ જસમાદે હતું. તેને સુદા, વિજય, જગમાલ વિગેરે પુત્રો થયા. ભાવસાગરસૂરિના ઉપદેશથી જેસાજીએ સં. ૧૫૬૧ માં વૈશાખ સુદી ૩ ને સોમવારે પોતાના પુણ્યાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યું, જેની અમરકોટના સંઘે પ્રતિષ્ઠા કરાવી.

૧૩૨૮. જેસાજીને 'જેસો જગદાતાર'નું બિરુદ હતું, તથા તેણે બંધાવેલાં જિનાલયો, તેણે કાઢેલા સંઘો ઈત્યાદિ બાબતો વિશે આપણે મેરુતુંગસૂરિ વિષયક પ્રકરણમાં વિસ્તારથી જોઈ ગયા હોઈને તેનું પુનર્લેખન અહીં અપ્રસ્તુત છે.

૧૩૨૯. મંત્રી હરપતિના પુત્ર મંત્રી વાધાના પુત્ર મંત્રી શ્રીરાજ, શ્રીવંત પણ ભાવસાગરસૂરિના શ્રાવકો હતા. તેમનો સં ૧૫૬૦ નો પ્રતિષ્ઠા-લેખ ઉપલબ્ધ છે. તેમણે માંડલમાં ભાવસાગરસૂરિના પદમહોત્સવમાં ૫૦ હજાર રૂપિયા ખર્ચ્યા હતા, જે વિશે આપણે ઉલ્લેખ કરી ગયા. તેઓ અમદાવાદમાં રાજ્યમાં મોટો હોદ્દો ધરાવતા હોવાની સંભાવના છે. અથવા તો માંડલમાં જ તેઓ અધિકારપદે પણ હોય. ગમે તેમ, તેઓ રાજ્યમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા એ વાત તો નક્કી જ છે.

૧૩૩૦. પાવાગઢ અને ચાંપાનેરના રાજવીઓ અને મંત્રીઓ સાથેનો અંચલગચ્છીય આચાર્યોનો સંબંધ ઇતિહાસ-પ્રસિદ્ધ છે. આ વિષયમાં આપણે સપ્રમાણ વિચારણા કરી ગયા. અંચલગચ્છ-પ્રવર્તક આર્યરક્ષિતસૂરિથી માંડીને તત્કાલીન પટ્ટધર સુધી આ સબંધો એવાજ ઘનિષ્ટ રહ્યા. ભાવસાગસૂરિના શાસનકાળમાં પણ આ સંબંધો પૂર્વવત્ જળવાયા હોય એમ પ્રતિષ્ઠા લેખો દ્વારા સૂચિત થાય છે. સં. ૧૫૭૦ ના માઘ વદિ ૯ ને શનિવારે શ્રીમાલી જ્ઞાતીય મંત્રી સહદ, ભાર્યા સહજલદે, તેમના પુત્ર મંત્રીવર હાથીએ, તેની ભાર્યા નાથી તથા સા૦ હાંસા, કીકા પ્રમુખ કુટુંબ સહિત અંચલગચ્છેશ ભાવ-સાગરસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, અને તેની ચંપકપુરમાં પ્રતિષ્ઠા કરાવી.

૧૩૩૧. મહમદ બેગડાએ પાવાગઢ સર કર્યો હોવા છતાં ત્યાં શ્વેતાંબર જૈનોનું પ્રાધાન્ય એવું જ રહ્યું. એ અરસામાં પાવાગઢની જાહોજલાલી અપૂર્વ હતી. મુઝફ્ફરના રાજ્યત્વકાલમાં મંત્રી સહદ અને તેનો પુત્ર મંત્રીવર હાથી થઈ ગયા. એ વખતે ચાંપાનેર ગુજરાતનુ રાજકીય રાજધામ હતું, તે પછી પાછી અમદાવાદ રાજધાની થઈ. ગુજરાતનુ માળવા પરથી પ્રભુત્વ જતાં ચાંપાનેરનો વેપાર તૂટ્યો. એ પછી ચાંપાનેર કદિયે પહેલાંની સમૃદ્ધિ પ્રાપ્ત ન કરી શક્યું. ચાંપાનેરની સમૃદ્ધિ કાળમાં ત્યાંના જૈનમંત્રીઓના ઐતિહાસિક ઉલ્લેખો ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે અંચલગચ્છીય આચાર્યોના ઉપદેશથી ત્યાંના મંત્રીઓ અને રાજવીઓએ અનેક ધર્મકાર્યો કર્યાં એ હકીકત આ ગચ્છના ઇતિહાસમાં વિશેષ ઉલ્લેખનીય છે.

૧૩૩૨. જાંબૂગ્રામ-જંબુસરમાં મંત્રી મહિરાજીના પુત્ર મંત્રી બાલા થઈ ગયા, જેમને વિશે પ્રતિષ્ઠા લેખમાંથી આ પ્રમાણે માહિતી મળે છે: સં. ૧૫૬૩ ના વૈશાખ સુદી ૧૧ શુક્રે શ્રી શ્રીવંશે મં૦ મહિરાજ સુત મંત્રી બાલા ભા૦ રમાઈ પુત્રી કપૂ સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે અંચલગચ્છેશ ભાવસાગરસૂરિના ઉપદેશથી શ્રી નમિનાથબિંબ ભરાવ્યુ, જાંબૂ ગ્રામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

**सम्वत् १५६३ वर्षे वैशाख सुदि ११ शुक्रे श्री श्रीवन्शे म० महिराज सु० म० वाला भार्या रमाई पुत्री कपू सुश्राविकया स्वश्रेयोर्थं श्री अंचलगच्छेश भावसागरसूरीणा-मुपदेशेन श्री नमिनाथबिंबं कारित प्रतिष्ठितं श्री संघेन । श्री जांबूग्रामे ।**

આ લેખમાં કહેલા મંત્રીઓ જાંબૂગ્રામમાં જ મંત્રીપદે હશે અથવા તો તેઓ રાજ્યમાં મોટો હોદ્દો શોભાવતા હશે એ ચોક્કસ છે.

૧૩૩૩. જાંબૂનગરમાં તે અરસામાં અંચલગચ્છીય શ્રાવકો સારા પ્રમાણમાં હોવા જોઈએ કેમકે સં. ૧૫૬૩ ની આ પ્રતિષ્ઠા પછી સં ૧૫૬૫ માં ભાવસાગરસૂરિએ પોતાના પટ્ટશિષ્ય ગુણનિધાનસૂરિને આચાર્યપદ–સ્થિત કર્યા હતા આ પ્રસંગે અનેક અંચલગચ્છીય શ્રમણો ત્યાં પધાર્યા હશે અને પદમહોત્સવ ધામધૂમથી ઉજવાયો હશે. જાંબૂનગરના ઉક્ત મંત્રીઓ પ્રભૃતિ સંઘના આગ્રહવશાત્ આચાર્યપદ મહોત્સવ ઉજવાયો હોય એ સ્પષ્ટ છે. જાંબૂનગરના નરેશ રાઉ ગજમલ્લ ગંદૂઆને મેરુતુંગસૂરિએ પ્રતિબોધ આપી જૈનધર્માનુરાગી બનાવેલો સાધ્વી મહિમશ્રીને મેરુતુંગસૂરિના ગચ્છનાયકપદ સમયમાં આ જ નગરમાં મહત્તરાપદે અલંકૃત કરવામાં આવ્યાં હતાં તેમજ ત્યાંના મંત્રી કવિ પેથા સંબંધક ઉલ્લેખો પણ આપણે જોઈ ગયા. અંચલગચ્છીય આચાર્યોનો ત્યાં ઘણો વિહાર હતો અને તેમના ઉપદેશથી ત્યાં ઘણાં ધર્મકાર્યો પણ થયાં હતાં એ વિશે પણ આપણે પ્રસંગોપાત વિચારી ગયા છીએ.

૧૩૩૪. એવી જ રીતે મંત્રી કર્મણના સુપુત્રોએ સં. ૧૫૬૪ માં ભાવસાગરસૂરિના ઉપદેશથી અમદાવાદમાં કરાવેલી પ્રતિષ્ઠાઓના પણ ઘણા પ્રતિષ્ઠા–લેખો પ્રાપ્ત થાય છે. અંચલગચ્છીય શ્રાવકોનાં સુકૃત્યોના આ ઉલ્લેખો પણ ગૌરવપ્રદ છે, કેમકે તેમણે ગચ્છની તેમજ શાસનની શોભા ઘણી વધારી છે. મંત્રી કર્મણ અમદાવાદમાં રાજ્યમાં ઉચ્ચ હોદ્દો શોભાવતા હશે.

૧૩૩૫. ઓસવંશીય, દેવાનંદ શાખીય મંત્રી સોગાના પુત્ર મહં. ભાખરે સં. ૧૫૬૭ ના પોષ વદિ ૬ ગુરુવારે ભાવસાગરસૂરિના ઉપદેશથી કોટડાદુર્ગમાં શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૩૩૬. મંત્રીઓ ઉપરાંત સંઘવીઓ દ્વારા થયેલી પ્રતિષ્ઠાઓના પણ ઘણા લેખો ઉપલબ્ધ થાય છે. ભાવસાગરસૂરિના શ્રાવક–શિષ્યોનાં સુકૃત્યો વિશે પ્રતિષ્ઠા લેખોમાંથી ઘણું જાણી શકાય છે. મેરુતુંગ-સૂરિથી લઈને ભાવસાગરસૂરિ સુધીના પટ્ટધરોના ઉપદેશથી ૧૫ મી અને ૧૬ મી શતાબ્દીમાં અનેક પ્રતિષ્ઠાઓ થઈ છે. એ વખતના વિવિધ પ્રતિષ્ઠા–લેખો જેટલા લેખો એ પછી આ ગચ્છના ઇતિહાસમાં ક્યારેય નોંધાયા નથી. એ પછી કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓના લેખો સારી સંખ્યામાં પ્રાપ્ત થાય છે, પરંતુ ઉક્ત બે શતાબ્દીઓમાં થયેલી પ્રતિષ્ઠાઓની સરખામણીમાં એનું સંખ્યાબળ અલ્પ જ ગણાય. આ બધા પ્રતિષ્ઠા–લેખો આ ગચ્છના ઇતિહાસની કડીઓ સુદૃઢ કરે છે અને અનેક જ્ઞાતવ્યો પર પ્રકાશ પાથરે છે. સામાજિક, રાજકીય, ભૌગોલિક દૃષ્ટિએ પણ આ લેખોની અગત્યતા ઘણી છે. આ અંગેની વિસ્તૃત ચર્ચા માટે જુઓ 'અંચલગચ્છીય–લેખસંગ્રહ'ની પ્રસ્તાવના.

## ભાવસાગરસૂરિના પ્રતિષ્ઠા–લેખો

૧૩૩૭. ભાવસાગરસૂરિના ઉપદેશથી પણ અનેક પ્રતિષ્ઠાઓ થઈ છે, જે અંગેના પ્રમાણો પ્રતિષ્ઠા લેખો દ્વારા મળી રહે છે. ઉપલબ્ધ પ્રતિષ્ઠાલેખોનો સાર આ પ્રમાણે છે :—

૧૫૬૦ (૧) વૈશાખ સુદી ૩ બુધે શ્રી શ્રીવંશે મં૦ હરપતિ ભા૦ રતનૂ પુ૦ મં૦ વાઘા સુશ્રાવકે ભા૦

વહાલી પુ૦ મં૦ શ્રી રાજ, શ્રીવંત સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથબિંબ ભરાવ્યું, માંડલમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદી ૧૫ શનિવારે શ્રી વીરવંશે સં૦ ખોખા ભા૦ ચાઈ પુત્ર સં૦ સમધર સુશ્રાવકે ભા૦ રહી પુત્ર સં૦ સૂરા, વીરા, ભાઈશ્રી સહિત પોતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) જેઠ વદિ ૭ બુધે ઓસ વંશે સા૦ કા એ સુ૦ સહસકિરણ સહિત ભાર્યા મલાઈ પુણ્યાર્થે શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૧ (૧) પોષ વદિ ૫ સોમે ઓસવંશે લોઢાગોત્રે ચઉધરી લાધા ભાર્યા મહેમણિ સુ૦ પ્રેમપાલ... સુશ્રાવકે ..તેજપાલના શ્રેયાર્થે શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદી ૩ સોમે ઉસવંશે લાલણશાખીય સા૦ વેલા ભાર્યા વિલ્હણદે સત સા૦ જેસા સુશ્રાવકે ભા૦ જસમાદે પુ૦ સુદા, વિજ્યા, જગમાલ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, અમરકોટ નગરે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) વૈશાખ વદિ ૫ બુધે ઉસવંશે સા૦ હાંસા ભા૦ હર્ષૂ પુ૦ સા૦ ગુણીયા ભા૦ ગંગાકે પુત્ર સા૦ મેઘરાજ સુશ્રાવકે ભાર્યા વીરાઈ, વડિલભાઈ સા૦ કૂંરા, નાના ભાઈ હેમરાજ, સૂરા મુખ્ય કુટુંબ સહિત પોતાની માતાના શ્રેયાર્થે શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૩ વૈશાખ સુદી ૬ શનિવારે શ્રી શ્રીવંશે સા૦ વાચ્છા ભા૦ રૂપાઈ સુ૦ સાલ્હા ભા૦ કપૂ પુત્ર શ્રી ચંદ્ર સુશ્રાવકે ભા૦ વિમલાદે, પુત્ર નાકર સહિત શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૨) વૈશાખ સુદી ૧૧ શુક્રે શ્રી શ્રીવંશે મં૦ મહિરાજ સુત મં૦ બાલા ભાર્યા રમાઈ પુત્રી કપૂ સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે શ્રી નમિનાથબિંબ ભરાવ્યું, જાંબૂ ગ્રામે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૪ (૧) વૈશાખ વદિ ૧૨ બુધે શ્રી શ્રીવંશે મંત્રી કર્મણ ભા૦ ગોરી પુત્ર સા૦ ધના ભા૦ ગેલી પુ૦ સા૦ મેઘા સુશ્રાવકે ભા૦ ઢુબી, પુ૦ પચાયણ પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી વિમલનાથબિંબ ભરાવ્યું, અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એ જ દિવસે, એજ કુટુંબના મં૦ કર્મણ ભા૦ ગોરી પુ૦ સા૦ ધના ભા૦ ગેલી પુ૦ સા૦ શ્રી રાજ સુશ્રાવકે ભા૦ પની પુ૦ નાકર પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અજિતનાથબિંબ ભરાવ્યું. અમદાવાદના સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૩) એજ દિવસે, એ જ કુટુંબના મંત્રી કર્મણ ભા૦ ગોરી પુ૦ સા૦ ધના ભા૦ ગેલી પુ૦ સા૦ શ્રીરાજ સુશ્રાવકે સા૦ ધનાના પુણ્યાર્થે શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવ્યું. અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૬૫ (૧) વૈશાખ વદિ ૧૦ રવિવારે (?) અમદાવાદના રહેવાશી, શ્રીમાલજ્ઞાતીય સોની ભોજા ભા૦

ચંગાઈ સુત સો૦ શ્રીરંગ ભા૦ પદમાઈ, સુત હેમરાજ, દ્વિતીય સુ૦ ઠાકર સુશ્રાવકે પોતાના શ્રેયાર્થે શ્રી આદિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ વદિ ૧૩ રવિવારે (?) દેઢીયા ગ્રામે ઉસવંશીય સં૦ ખીદા ભા૦ ધરણૂ પુત્ર સં૦ તોલા સુશ્રાવકે ભા૦ નીનૂ પુ૦ સા૦ રાણા, સા૦ લખમણ, ભાઈ સા૦ આસા પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી અજિતનાથ મૂલનાયક ચોવિશી પટ્ટ કરાવ્યો, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૬ (૧) માઘ વદિ ૨ રવિવારે ઉસવંશે લઘુ શાખીય વિ૦ મહિપાલા ભા૦ મરગદે, સા૦ મહુણા ભા૦ લીલી પુ૦ સા૦ નાથા સુશ્રાવકે પોતાના કુટુંબ સહિત સ્વશ્રેયાર્થે શ્રી ધર્મનાથબિંબ ભરાવ્યું, પાટણમાં શ્રાવકોએ તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ વદિ ૧૧ શનિવારે સા૦ લાખા ભા૦ કુઅરિ સુ૦ સા૦ વર્ણા ભા૦ જઈનૂ પુ૦ સા૦ વદા ભા૦ વદા ભા૦ હીરૂ કુટુંબ સહિત શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવ્યુ સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૭ (૧) પોષ વદિ ૬ ગુરુવારે દેવાનંદ શાખીય, ઓસવંશીય મંત્રી સોગા ભા૦ ખીમી પુત્ર મહ૦ ભાખર સુશ્રાવક ભા૦ ચાંદૂ પુ૦ હમીર, કીકા પ્રમુખ કુટુંબ સહિત પોતાનાં શ્રેયાર્થે શ્રી પાર્શ્વ-નાથબિંબ ભરાવ્યું, કોટડાદુર્ગમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) માઘ સુદી ૫ ગુરુવારે શ્રી વંશે સા૦ મહિરાજ ભા૦ માલ્હણદે પુ૦ સા૦ શ્રીરાજ ભા૦ દેમાઈ પુ૦ મેઘાએ, ભા૦ રમાદે, ભાઈ સા૦ રત્ના સા૦ રીડા, સા૦ લાલા, વાધા, વછા પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી શીતલનાથ બિંબ ભરાવ્યું, અમદાવાદમાં સંઘે પ્રતિષ્ઠા કરાવી.

(૩) વૈશાખ વદિ ૧૦ ગુરુવારે શ્રીમાલ જ્ઞાતીય સા૦ શ્રીરાજ ભા૦ સિરીયાદે ભા૦ દેમાઈ સુ૦ સા૦ સિંધરાજ ભા૦ પાટી પુણ્યાર્થે શ્રી પદ્મપ્રભબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) વૈશાખ સુદી ૧૦ બુધે ઉસજ્ઞાતીય, ગાંધી ગોત્રે સં૦ વસ્તા ભા૦ ચંપાઈ પુ૦ વીજા, લાચ્છી, પુ૦ અમીપાલ, શ્રીવંત, રત્નપાલ, ખીમપાલ સહિત શ્રી સંભવનાથબિંબ ભરાવ્યું, અંચલગચ્છના સંઘે પ્રતિષ્ઠા કરાવી.

૧૫૬૮ (૧) માઘ સુદી ૫ ગુરુવારે ઉપકેશવંશે મીઠડિયા શાખીય સા૦ પાસા ભા૦ રૂપાઈ પુ૦ સા૦ ઉદ્દા સુશ્રાવકે ભા૦ લાછલદે પુ૦ સા૦ નોખુ પુત્ર નારિંગ સહિત શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરી.

(૨) એજ દિવસે શ્રી શ્રીવંશીય સા૦ મહિરાજ ભા૦ માલ્હણદે પુ૦ સા૦ શ્રીરાજ ભા૦ દેમાઈ પુ૦ સા૦ લાલાએ, ભા૦ લલનાદે સુ૦ ઉદયકિરણ, રતા, રીડા, વાઘા, મેઘા, વાછા પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યું, અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૭૦ (૧) પોષ વદિ ૨ ગુરુવારે શ્રીશ્રીમાલ જ્ઞાતીય સા૦ ડૂંગર ભા૦ વીરૂ સુ૦ સા૦ નરપતિ ભા૦ જીવણિ સુત દો૦ લખા સુશ્રાવકે, ભા૦ ધારી સુ૦ સા૦ નીવડ સહિત પોતાના પુણ્યાર્થે પોતાના પિતાએ ભરાવેલી નીલમણી પાર્શ્વનાથ પ્રતિમાઓના પરિકરો કરાવ્યાં, અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) પોષ વદિ ૫ રવિવારે શ્રીશ્રીવંશે સા૦ પહિરાજ ભા૦ રૂપી સુ૦ સા૦ સિંધદત્ત ભા૦ ભગાઇ સુ૦ સા૦ અમીપાલ ભા૦ દીવડિ સુશ્રાવિકાએ પુત્ર સા૦ સહજપાલ, વિજયપાલ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી પદ્મપ્રભબિંબ ભરાવ્યુ, અમદાવાદમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) માઘ વદિ ૯ શનિવારે શ્રીમાલ જ્ઞાતીય મંત્રી સહદ ભા૦ સહજલદે પુ૦ મંત્રીવર હાથી સુશ્રાવકે, ભા૦ નાથી, સા૦ હાંસા, ફીકા, મુખ્ય કુટુંબ સહિત શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું, ચંપકપુરમાં પ્રતિષ્ઠા કરાવી.

૧૫૭૨ (૧) વૈશાખ સુદી ૫ સોમે ઉપકેશ જ્ઞાતીય મહં૦ ધરણા પુ૦ જિનદત્ત ભા૦ ધારૂ પુત્ર વરસિંઘ ભા૦ રત્નાદે પુ૦ ભેદા, નેતાદિ સહિત મહં૦ રતાએ પોતાના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્ય બિંબની પ્રતિષ્ઠા કરાવી

૧૫૭૩ (૧) ફાગણ સુદી ૨ રવિવારે શ્રીશ્રીવંશે સા૦ આસા૦ ભા૦ રજાઈ, અપર ભા૦ મેઘી પુ૦ સા૦ કલમસી ભા૦ વીરાઈ પુ૦ સા૦ શ્રીકર્ણ સુશ્રાવકે ભા૦ સિરિયાદે, કાકા સ૦ અખૂ, ભત્રીજા સ૦ દિનકર સહિત પોતાના શ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભબિંબ ભરાવ્યું, સંઘે પ્રતિષ્ઠા કરાવી.

૧૫૭૪ (૧) મહા સુદી ૧૩ શનિવારે ઉસવંશીય પરમાર ગોત્રીય સં૦ વકા ભા૦ વુલદે પુ૦ સા૦ પતોલાએ જિનબિંબ ભરાવ્યુ.

૧૫૭૬ (૧) ચૈત્ર વદિ ૫ શનિવારે પ્રાગ્વાટવંશીય શ્રે૦ લખમણ ભા૦ લખમાદે પુ૦ શ્રે૦ જાગા ભા૦ ફીવાઈ પુ૦ શ્રે૦ ગદા, નાનાભાઈ શ્રે૦ સહિજાએ ભા૦ સોભાગિણી, સંપૂ તથા અપર માતા, વડિલ ભાઈ રામા પ્રમુખ કુટુંબ સહિત પોતાના શ્રેયાર્થે શ્રી સુવિધિનાથબિંબ ભરાવ્યું, પતન-સહાનગરે સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ સુદી ૩ શુક્રે શ્રીશ્રીવંશે સા૦ માલા ભા૦ ખાજુ પુ૦ નીવડ, અદા સમસ્ત કુટુંબ સહિત શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

૧૫૮૧ (૧) માઘ સુદી ૧૩ રવિવારે શ્રીમાલ જ્ઞાતીય સા૦ રતના ભા૦ ધાકા પુ૦ સા૦ ડાહિયા ભા૦ પદમાઈ સહિત, પોતાના પુણ્યાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૩૩૮. ઉપર્યુક્ત પ્રતિષ્ઠા-લેખો ઉપરાંત ધર્મમૂર્તિસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાંથી ભાવ-સાગરસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓની માહિતીદર્શક નોંધ આ પ્રમાણે મળે છે :

| संवत्सरे: | तिथि | | | जिनबिंब प्रतिष्ठाता | स्थान | बिंबनाम सं० |
|---|---|---|---|---|---|---|
| १५६० | वैशाख | शुक्ल | ३ | श्रीवंशीय वाघाकः | मांडले | शीतलादि ७ |
| १५६० | वैशाख | कृष्ण | १५ | श्री वीरवंशीय समधर | पत्तने | कुंथुनाथादि ३ |
| १५६४ | ,, | ,, | १२ | श्री श्रीमाल श्रीराज | अमदावादे | अजितादि ६ |
| १५६४ | ,, | ,, | १३ | श्रीवन्शे मेघाकः | अमदावादे | विमलनाथादि ४ |
| १५६४ | ,, | शुक्ल | १२ | श्रीवन्शे राजसीकः | अमदावादे | चन्द्रप्रभादि ३ |
| १५६५ | ,, | कृष्ण | १३ | उकेशवन्शीय तोलाकः | देढीयाग्रामे | अजितादि २ |
| १५६५ | ,, | ,, | १३ | श्रीमालीय टाकरसी | अमदावादे | आदिनाथादि ३ |
| १५६६ | ,, | ,, | ११ | श्रीमालीय हीरा | अमदावादे | चन्द्रप्रभादि ५ |

| | | | |
|---|---|---|---|
| १५६६ माघ कृष्ण २ | उकेश नाथाकः | पत्तने | धर्मनाथादि ६ |
| १५६७ वैशाख कृष्ण १० | श्रीमालीय सिंघराज | कडीग्रामे | पद्मप्रभादि ४ |
| १५६८ माघ शुक्ल ५ | मीठडीया उदाकः | अमदावादे | सुविधिनाथादि २ |
| १५६८ माघ शुक्ल ५ | श्रीवन्शीय लालाकः | अमदावादे | सुपार्श्वादि ७ |
| १५७३ पौष शुक्ल २ | श्रीवन्शीय श्रीकर्ण | वडनगरे | चन्द्रप्रभादि ११ |
| १५७४ माघ शुक्ल १३ | परमार पतोलः | अमदावादे | शांतिनाथादि २ |
| १५७६ वैशाख शुक्ल ३ | श्रीवन्शीय जावडः | अमदावादे | आदिनाथादि ३ |
| १५७६ चैत्र कृष्ण ५ | प्राग्वाट सहजाकः | वडनगरे | सुविध्यादि ५ |
| १५७९ वैशाख कृष्ण १ | श्रीमालीय कर्मा | वडनगरे | नमिनाथादि २ |
| १५७९ पौष शुक्ल ५ | वडोरा देवराजः | अमदावादे | नेमिनाथादि ३ |

### વિહાર પ્રદેશ

૧૩૩૯. ઉપર્યુક્ત પ્રમાણો દ્વારા ભાવસાગરસૂરિનો વિહાર પ્રદેશ આ પ્રમાણે સૂચિત થાય છે :— માંડલ–પાટણ (સં. ૧૫૬૦), અમરકોટ–પાટણ (સ. ૧૫૬૧), જાંબૂગ્રામ (સ. ૧૫૬૩), અમદાવાદ (સં ૧૫૬૪), દેડિયાગ્રામ–અમદાવાદ (સં. ૧૫૬૫), પાટણ–અમદાવાદ (સં. ૧૫૬૬), કોટડાદુર્ગ–અમદાવાદ–કડીગ્રામ (સં. ૧૫૬૭), અમદાવાદ (સં. ૧૫૬૮), અમદાવાદ–ચાંપાનેર (સં ૧૫૭૦), વડનગર (સં. ૧૫૭૩), અમદાવાદ (સં. ૧૫૭૪), પત્તનસહાનગર–અમદાવાદ–વડનગર (સં. ૧૫૭૬), વડનગર–અમદાવાદ (સં. ૧૫૭૯), ઇત્યાદિ.

૧૩૪૦. ભાવસાગરસૂરિ ભિન્નમાલમાં જન્મ્યા, ખંભાતમાં દીક્ષિત થયા, માંડલમાં ગચ્છેશપદસ્થ થયા અને ખંભાતમાં દેવલોક પામ્યા, જે વિશે આગળ ઉલ્લેખ થઈ ગયો છે એમનાં જીવનનિરૂપણમાં આ કેન્દ્રો યાદગાર રહેશે; ઉપરાંત અમદાવાદ–પાટણ–ચાંપાનેર એમના વિહારનાં મુખ્ય કેન્દ્રો ગણી શકાય. આ ત્રણેય નગરો રાજકીય દૃષ્ટિએ પણ ખૂબ જ મહત્ત્વપૂર્ણ હતાં. અલબત્ત, પાટણે તેમજ ચાંપાનેરે પોતાનું અગાઉનું પ્રભુત્વ ગુમાવી દીધું હતું. ગુજરાતની રાજધાની તરીકે અમદાવાદ એ વખતે સમૃદ્ધિનાં શિખરે બિરાજતું હતું. ભારતવર્ષના અગત્યનાં નગરોમાં એ પંકાતું હતું. અમદાવાદના રાજમાન્ય શ્રેષ્ઠીઓ અને મંત્રીઓ ભાવસાગરસૂરિના શ્રાવકો હતા, તે વિશે પણ આપણે વિચારી ગયા છીએ. કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન, મધ્યપ્રદેશ ઇત્યાદિ પશ્ચિમ ભારતના અનેક મુખ્ય કેન્દ્રોમાં ભાવસાગરસૂરિએ પદાર્પણ કર્યું છે. એમના ઉપદેશથી પ્રતિષ્ઠા–તીર્થસંઘાદિ અનેક કાર્યો થયાં છે. એમનો પ્રતિબોધ પામીને અનેક ભવિ જીવો ધર્મારાધનનાં માર્ગે વળ્યા છે, તેમજ પ્રવ્રજ્યા અંગીકાર કરીને પોતાનું જીવન કૃતાર્થ કર્યું છે. આ બધું ભાવસાગરસૂરિના ઉપદેશ અને પ્રેરણાનું ફળ હતું.

### શ્રમણ–જીવન

૧૩૪૧. ભાવસાગરસૂરિનું શ્રમણજીવન ઊર્ધ્વગામી હતું. એમની ક્રિયાપૂર્ણ જીવનચર્યા વિશે 'વીરવંશાનુક્રમ'માં લાવણ્યચંદ્ર યથાર્થ વર્ણવે છે : **श्री भावसागरविभुर्विशद क्रियावान्।** તત્કાલીન પ્રાદુર્ભૂત વિભિન્ન વિચારધારાઓ વખતે આવા ક્રિયાપાત્ર અને કર્મઠ ગચ્છનાયકની જ આવશ્યકતા હતી. આ દૃષ્ટિએ અંચલગચ્છે ભાવસાગરસૂરિ જેવા ચારિત્ર્યસંપન્ન ગચ્છનાયકને પોતાનું નેતૃત્વ સોંપીને જૈન સમાજની ભારે સેવા કરી ગણાય. 'સૂક્તિ મુક્તાવલી'ના અવતરણો પણ આ સંદર્ભમાં વિવક્ષિત છે :

૧૩૪૨. 'કેટલાયે કાવ્યકલાનો કલાપ કરવામાં કુશળ હોય છે, કેટલાક લક્ષણ એટલે વ્યાકરણમાં દક્ષ હોય છે, કેટલાક તર્ક–વિતર્કના તત્ત્વમાં નિપુણ હોય છે, કેટલાક સિદ્ધાંતમાં પ્રવીણ હોય છે, કેટલાક માત્ર અક્ષરશાસ્ત્રમાં પારગત હોય છે, જ્યોતિષના જ્ઞાતાઓ તો પુષ્કળ હોય છે, પરંતુ ચારિત્રમાં જ જેમણે વિલાસનુ વસતિસ્થાન કર્યું હોય એવા આચાર્યો સ્વલ્પ છે ..' 'જેમ ચંદનનો ભાર વહનાર ગર્દભ ભારનો ભાગી છે પણ ચંદનનો ભાગી નથી, તેમ જ્ઞાની ચારિત્રહીન હોય તો તે જ્ઞાનનો ભાગી છે, પણ સુગતિનો ભાગી નથી'

૧૩૪૩. આપણે જોઈ ગયા કે લોંકાશાહે, કડવાશાહે, બીજાશાહે, પાર્શ્વચંદ્રે અનુક્રમે લોંકાગચ્છ, કટુકગચ્છ, બીજામત, પાર્શ્વચંદ્રગચ્છ પ્રવર્તાવીને જૈનશાસનમાં સંપ્રદાયની છિન્નભિન્નતા વધારી દીધી. આમ એક બાજુ પ્રતિમાનિષેધ, બીજી બાજુ સાધુજનનિષેધ અને સામાન્ય રીતે અન્ય સમાચારી પ્રરૂપણા થઈ ગઈ હતી. વળી સંપ્રદાયોમા ક્રિયાશિથિલતા હતી. આવી પરિસ્થિતિમાં તપાગચ્છના આનન્દવિમલ-સૂરિએ સં. ૧૫૮૨ માં ધર્મશિથિલતા દૂર કરવા માટે ક્રિયોદ્ધાર કર્યો પોતે ૧૪ વર્ષ લગી ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી અને સ્થળે સ્થળે વિચરી ઉગ્ર વિહાર કર્યો હતો, તેથી લોકો પર તેમની સારી છાપ પડી. સાધુઓ માટે ૩૫ બોલના નિયમોનો લેખ પાટણમાંથી સં. ૧૫૮૩ માં બહાર પાડ્યો, જુઓ જૈ. સા. સંશોધક, ખ. ૩, અ. ૪, પૃ. ૩૫૯. તેમાં ગુરુની આજ્ઞાથી વિહાર કરવો, વણિક સિવાયના બીજાને દીક્ષા ન દેવી, પરીક્ષા કરી ગુરુ પાસે વિધિપૂર્વક દીક્ષા દેવી, અમુક તપ અમુક વખતે અવશ્ય કરવા, દ્રવ્ય અપાવી કોઈએ ભટની પાસે ન ભણવું, એક હજાર શ્લોક કરતાં વધુ લહીઆ પાસે ન લખાવવું અર્થાત્ પોતે લખવું, ઇત્યાદિ નિયમો છે આ બોલ દ્વારા તે વખતના સાધુસંઘની સ્થિતિ પર પ્રકાશ પડે છે. જેસલમેરમાં પૂર્વે સોમપ્રભસૂરિએ જલના અભાવને લીધે દુષ્કર ક્ષેત્ર જાણી ત્યાં વિહાર કરવા માટે સાધુને માટે પ્રતિષેધ કર્યો હતો તે આનંદવિમલસૂરિએ દૂર કર્યો અને ત્યાં તેમના વિદ્યાસાગર ઉપાધ્યાયે (ધર્મસાગરના ગુરુ) ખરતરગચ્છવાળા સાથે વાદ કર્યો તથા અન્ય સ્થળોએ બીજા પક્ષીઓ સાથે વાદ કર્યો. જુઓ ધર્મસાગર કૃત પટ્ટાવલી..

૧૩૪૪ મો. દ. દેશાઈ 'જૈ. સા. સં. ઇતિહાસ' પૃ. ૫૧૨ માં નોંધે છે: 'એકંદરે દરેક દર્શનમાં–સંપ્રદાયમા ભાંગતોડ–ભિન્નતા–વિચ્છિન્નતા થયેલ છે મુસલમાની કાળ હતો લોકોમાં અનેક જાતના ખળભળાટ વધુ વધુ થયા કરતા રાજસ્થિતિ, વ્યાપાર, રહેણીકરણી વગેરે બદલાયા. મહમદ બેગડાના જુલમો વધ્યા. તેણે સં. ૧૫૨૭ માં જૂનાગઢના હિંદુ રાજા રા'માંડલિક પર બીજી વાર હુમલો કરી તેને વટલાવી મુસલમાન કર્યો, અને ત્યાંનાં દહેરાંની. સોનાની મૂર્તિઓ લૂટી ગયો. દ્વારકાનાં દહેરાં-ઓનો નાશ કર્યો, ને ત્યાંના હિન્દુ રાજા ભીમને તેનાં શરીરના કકડા કરી એક એક કકડો દરેક દરવાજે ચોંટાડવા હુકમ સાથે અમદાવાદ મોકલ્યો સં. ૧૫૫૦ માં ચાંપાનેર કબજે લઈ તેના ઘવાયેલા હિંદુ રાજા રાવળ તથા પ્રધાન ડુંગરસીને મુસલમાન થવા નાકબૂલ થતાં મારી નાંખ્યા. જૂનાગઢ ને ચાંપાનેર એ બે ગઢ જીતવાથી તે બેગડો કહેવાયો. તે સં. ૧૫૭૦ મા મરણ પામ્યો. લાવણ્યસમયે પોતાના સં. ૧૫૬૮ માં રચેલા વિમલપ્રબંધમાં મૂકેલી કડીઓ યથાર્થ આ કાલ માટે લાગુ પડતી હતી કે: "જિહાં જિહા જાણઈ હીન્દુ નામ, તિંહા તિંહાં દેશ ઉજાડઈ ગામ, હીન્દુનુ અવતરીઉ કાલ, તુ ચાલિ તુ કરિ સંભાલ."

૧૩૪૫. આવા વિભિન્નતાના યુગમાં તપાગચ્છીય આનંદવિમલસૂરિએ અને અંચલગચ્છીય ભાવ-સાગરસૂરિએ શાસનનાં ઐક્ય માટે ભગીરથ પ્રયત્નો કર્યા. ખરતરગચ્છે પણ સંપ્રદાયની છિન્નભિન્નતાના

આ યુગમાં પોતાનો સુંદર હિસ્સો પૂરાવ્યો. ડૉ. ભાંડારકરે પોતાના ચતુર્થ હસ્તપ્રત વિષયક અહેવાલમાં રજૂ કરેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં, ભાવસાગરસૂરિના સમયમાં થઈ ગયેલા આનંદવિમલસૂરિ વિશે આ પ્રમાણે ઉલ્લેખ છે : **६२ श्री भावसागरसूरि-सं. १५८३ आणंदविमलऋषिमती ( त ? ).** માત્ર આટલો સંક્ષિપ્ત નિર્દેશ એ વખતના અશાંત યુગ પર ઘણું ઘણું કહી જાય છે. આનંદવિમલસૂરિની જેમ ભાવસાગરસૂરિએ પણ બોલ–નિયમો કાઢયા હશે. પરંતુ દુર્ભાગ્યની વાત એ છે કે એ અંગે કશું ઉપલબ્ધ થઈ શકયું નથી. ભાવસાગરસૂરિનું નિર્મળ શ્રમણજીવન એ વખતે અનેકને પ્રેરણાદાયક બન્યું હશે! જે સ્વયં ગુણી છે, ગુણધારક છે તે જ અન્ય પર પોતાનો પ્રભાવ પડી શકે એ હકીકત સર્વવિદિત અને સર્વમાન્ય છે.

### ગ્રંથ રચના

૧૩૪૬. કપરા સંજોગોમાં ગચ્છની વિકટ ધુરા સફળતાથી વહાવતાની સાથે ભાવસાગરસૂરિએ ગ્રંથ રચના પણ કરી છે, એ હકીકત એમની જ્ઞાનપિપાસા અને વિદ્યાવ્યાસંગ સૂચવે છે. એમણે રચેલ 'શ્રી વીરવંશ પટ્ટાનુપટ્ટ ગુર્વાવલી' નામની ૨૩૧ પ્રાકૃત ગાથાની કૃતિ ખંભાતના જ્ઞાન ભંડારમાં વિદ્યમાન છે. એ સિવાય બીજી પણ કૃતિઓ એમણે રચી હશે, કિન્તુ દુર્ભાગ્યે અન્ય કોઈ કૃતિ ઉપલબ્ધ બની શકી નથી, તેમજ તેમણે રચેલા ગ્રંથોની નામાવલી પણ પ્રાપ્ય રહી નથી.

૧૩૪૭. પ્રસ્તુત ગુર્વાવલી પટ્ટાવલી સાહિત્યમાં નવી જ ભાત પાડે એવી અપૂર્વ કૃતિ છે. આદ્ય પટ્ટધર સુધર્માસ્વામીથી લઈને ઠેઠ ગ્રંથકર્ત્તાના ગુરુ અને પૂર્વવર્તી પટ્ટધર સિદ્ધાંતસાગરસૂરિના સમય સુધીનો ઐતિહાસિક વૃત્તાંત તેમાં શૃંખલાબદ્ધ નિબદ્ધ છે જે અત્યંત વિશ્વસનીય છે. અંચલગચ્છના ઇતિહાસ નિરુપણ માટે આ ગુર્વાવલી ખૂબ જ આધારભૂત વિશ્વસનીય ગ્રંથ છે. એટલું જ નહીં તત્કાલીન પ્રાકૃત ભાષાનું સ્વરૂપ સમજવા માટે પણ એ એટલી જ અભ્યસનીય કૃતિ છે આ એક જ કૃતિ અનુપલબ્ધ રહી હોત તો અંચલગચ્છના ઈતિહાસની મહત્ત્વપૂર્ણ કડીઓ ખંડિત જ રહેત આ ગ્રંથ હાથપ્રતો રૂપે ભંડારોમાં જ સુરક્ષિત છે. આ મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક ગ્રંથનું પ્રકાશન વિદ્વત્સમાજ અને ખાસ કરીને ઈતિહાસના અભ્યાસીઓ માટે સાહાય્યક હોઈને આવકારદાયક છે

### સ્વર્ગગમન

૧૩૪૮. અંચલગચ્છના આ અતિશયવાન સૂત્રધાર સં ૧૫૮૩ માં અડસઠ વર્ષનું આયુ પાળીને ખંભાતમાં દિવંગત થયા. પટ્ટાવલીમાં માત્ર એટલો જ ઉલ્લેખ છે કે તેઓ ગુણનિધાનસૂરિને પોતાની પાટે સ્થાપીને સં. ૧૫૮૩માં સ્વર્ગે પધાર્યા : **एवमेते १५८३ संवत्सरे श्री गुणनिधानसूरीन् स्वपट्टे स्थापयित्वा स्तंभतीर्थे स्वर्गे प्रयाता** ॥ અન્ય ગ્રંથોમાં પણ આ વિધાન હોઈને, સર્વમાન્ય છે. અલબત્ત, એમના જન્મના વર્ષ માટે મતભેદ છે—કેટલાક ગ્રંથકારો એમના જન્મનું વર્ષ સં. ૧૫૧૬ ને બદલે સં ૧૫૧૦ સ્વીકારતા હોઈને, ભાવસાગરસૂરિ ૭૩ વર્ષનું આયુ પાળીને સ્વર્ગે સંચર્યા હોવાનું નોંધે છે. આપણે વિચારી ગયા કે ભાવસાગરસૂરિ–સ્તુતિ ચરિત્રનાયકના જીવનવૃત્ત માટે અત્યંત આધારભૂત ગ્રંથ હોઈને તેમાં નિર્દેષિત સં. ૧૫૧૬ નું વર્ષ વધુ સ્વીકાર્ય છે. એ દૃષ્ટિએ તેમણે સર્વે મળીને ૬૮ વર્ષનું આયુ પાળ્યું એમ ચોક્કસ થાય છે.

૧૩૪૯. ગચ્છનાયકને ગોડી પાર્શ્વનાથમા ખૂબ જ આસ્થા હતી, ભાવસાગરસૂરિ–સ્તુતિનાં વર્ણન અનુસાર ગોડીપાર્શ્વનાથે તેમને પગલે પગલે સાહાય્ય કરી હતી; અતિશયવાન આ પટ્ટધરની સાધુચારિકા

અત્યંત નિર્મળ હોઈને, પ્રેરણાદાયક બની સંપ્રદાયોની છિન્નભિન્નતાના યુગમાં એમનું નેતૃત્વ અનીવાર્ય બની. ગયું હતું, ઇત્યાદિ બાબતો આપણે સપ્રમાણ ચર્ચી ગયા હોઈને તેનું પુનર્લેખન અહીં અપ્રસ્તુત છે. ભાવસાગર-સૂરિ અનૈક્યના યુગમાં જન્મ્યા હોવા છતાં એમના નિર્મળ ચારિત્ર્યે બધાને એકસૂત્રે ગૂંથી દીધા. અન્ય ગચ્છના કર્ણધારોએ પણ પોતાના ગચ્છને એવી જ દોરવણી આપી અને જૈનશાસનને અવનતિમાંથી ઉગારી લીધુ. જો એમ ન થયું હોત તો પરિસ્થિતિ કાંઈક બીજી જ હોત આટલા ભગીરથ પ્રયત્નો હોવા છતાં સ્થાનકવાસી સંપ્રદાયે મૂર્તિપૂજકો જેટલું સંખ્યાબળ જમાવી દીધુ હતું ! ! ભાવસાગરસૂરિની મહાનતાને વર્ણવતાં કોઈ અજ્ઞાત કવિએ અંચલગચ્છીય ગુર્વાવલી માં એમને ' યુગ પ્રધાન ' કહ્યા છે તે યથોચિત જ છે :—

યુગ પ્રધાન પન્નરમઈ પાટિ, સેવ્યા બહુ ભવિયણુનઈ થાટિ;
વિદ્યા—લબધિ તણું ભંડાર, સિરિ ભાવસાગરસૂરિ ગણધાર. ૫

અનૈક્યના યુગમાં તેમણે અંચલગચ્છના વિચારો અને આદર્શોનો પુરસ્કાર કર્યો એ જ એમનું સર્વશ્રેષ્ઠ પ્રદાન છે.

---

## ૧૬.     શ્રી ગુણનિધાનસૂરિ

૧૩૫૦. ગુર્જરદેશ અંતર્ગત પાટણમાં શ્રીમાલી જ્ઞાતીય શ્રેષ્ઠી સાધરાના પુત્ર સંઘવી નગરાજની પત્ની લીલાદેવીની કૂખે સં. ૧૫૪૮ ના માઘ માસના શુક્લ પક્ષમાં એમનો જન્મ થયો હતો. એમનું મૂલ નામ સોનપાલ હતું. એમના અંતેવાસી શિષ્યે 'ગુણનિધાનસૂરિ સ્તુતિ'માં એમના જીવન સબંધક આ પ્રમાણે વર્ણન કર્યું છે :—

> થંભપુરુ સારકા સાર હંસોવમં, નમવિ સિરિ પાસજિણુ મમલમુત્તમ તમં;
> સકલ સૂરીન્દ સમુદાય સોહાકરં, થુણિસુ ગુણ નાયગં ગુણનિહાણુ ગુરુ. ૧
>
> પટ્ટણે પવર નયરમિ સિરિ વંશજ્જે, આશસિરિ સાધરો અથિ તસ અંગજ્જે;
> નિઉણુ નગરાજ નામેણુ ઈ ઝાઇઉ, ભલિય લીલાઈ દેવીઈ પરિસોહિઉ. ૨
>
> પન્નર અડયાલયે તાણુ મહ મંદિરે, માહ માસંમિ સેયંમિ પખે વરે;
> પુત્તરયણું પહાયે મહા મંજુલં રંજિયં તસ્સ રૂવેણુ ભૂમંડલં. ૩

૧૩૫૧. પટ્ટાવલીમાં જણાવાયું છે કે સોનપાલે સં. ૧૫૬૦ માં સિદ્ધાંતસાગરસૂરિ પાસે દીક્ષા લીધી અને તેનું ગુણનિધાન એવું નામ રાખવામાં આવ્યું. સં. ૧૫૮૪ માં ખંભાતમાં તેઓ સૂરિપદ પ્રાપ્તિ સહિત ગચ્છનાયકપદે અભિયુક્ત થયા.

૧૩૫૨. મુનિ લાખા 'ગુરુ પટ્ટાવલી'માં ગુણનિધાનસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છે—

**१६ श्री गुणनिधानसूरिः । पत्ने । सं० नगराज पिता । लीलादे माता ॥ संवत् १५४८ वर्षे जन्म । सं० १५५७ वर्षे दीक्षा श्री पत्ने । सं० १५६५ वर्षे सूरिपद । जांबुनगरे । सं० १५८४ वर्षे गच्छेशपदं स्तभतीर्थे । सं० १६०२ दिवन्गत । श्री पत्ने । सर्वायु वर्ष ५४ ॥**

૧૩૫૩. ડૉ. ક્લાટની નોધ પણ ઉલ્લેખનીય છે.

Gunanidhanasuri, son of Srimali–jnatı–muguta–manı Nagara Seth in Patana, and of Lilade, mula–naman Sonapala, born Samvat 1548, diksha 1552; by Siddhantasagara-suri, Suri and Gachchhesa 1584 ın Stambhatirtha + 1602 at the age of 54.

૧૩૫૪. ઉપર્યુક્ત ઐતિહાસિક પ્રમાણોમાં દીક્ષા, સૂરિપદ અને ગચ્છેશપદનાં વર્ષમાં મતભેદ છે. મુનિ લાખા દીક્ષાનું વર્ષ સં. ૧૫૫૭ નોંધે છે. અને સ્થળ તરીકે પાટણનો ઉલ્લેખ કરે છે. પટ્ટાવલીમાં

સં. ૧૫૬૦ છે. ભીમશી માણેક અને ડૉ. ક્લાટને સં ૧૫૫૨ અભિપ્રેત છે, જે વધારે સ્વીકાર્ય છે. પ્રાચીન પટ્ટાવલી યત્રોમાં એ વર્ષનો જ નિર્દેશ છે ઉકત ગુરુ–સ્તુતિમાં એ વિશે આ પ્રમાણે વર્ણન છે.

આગયા તત્થ સિદ્ધાંતસાયર ગુરુ, વિહરમાણ્ણા જણુા નંદણે સુરતરુ;
સેણિઉ મેહકુમરવ્વ જિણ આગયે, ત કુમાર ગુરુણં તહા અપ્પયે. ૪.
વરસિ બાવન્નયે વિવિદ્ધ ઉત્સવ ભરે, સાર સયમ સિરિ ગહીય પટ્ટણપુરે,
અપ્પ દિવસ હિ બહુ ગથ પરિજાણયે, વયર સામિવ્વ સવિ સમય ભર માણુયે ૫

અર્થાત્ એક વખત સિદ્ધાંતસાગરસૂરિ વિહરતા પાટણમાં પધાર્યા શ્રેણિક રાજાએ જેમ શ્રી મહાવીર પ્રભુને મેઘકુમાર અર્પણ કર્યો હતો; તેમ માત–પિતાએ સોનપાલને આચાર્યને આપ્યો સ. ૧૫૫૨ માં પાટણમા તેને દીક્ષા અપાઈ. થોડા સમયમાં જ વજ્રસ્વામીની જેમ તેઓ ઘણા ગ્રથોના પારગામી થયા.

૧૩૫૫. નાહટાજીના સગ્રહની અજ્ઞાત કર્તૃક પટ્ટાવલીનો ઉલ્લેખ પણ અહી પ્રસ્તુત છે. તેમાં આ પ્રમાણે નોંધ છે '૬૩ ત્રઇસઠ મૈ પાટે શ્રી ગુણનિધાનસૂરિ શ્રી અણહિલપુર પાટણી શ્રીમાલી જ્ઞાતિ શેઠ નગરાજ, ભાર્યા લીલાદે, પુત્ર સોનપાલ. પનર અડતાલે જન્મ, સંવત્ પનર બાવનમઈ શ્રી સિદ્ધાંતસાગર સૂરિ હસ્તે દીક્ષા, સવત્ પનર પાસઠિ સ્તભતીર્થે આચાર્યપદ, સવત્ પનર ચઉરાસીઈ ગચ્છનાયક પદ, સંવત્ સૌલ બીડોત્તરે નિર્વાણ સર્વાયુ વર્ષ ૫૩ ત્રઇપન'

૧૩૫૬ પટ્ટાવલી અનુસાર સં ૧૫૮૪ માં ખંભાતમાં સૂરિપદ તેમજ ગચ્છેશપદ તેમને પ્રાપ્ત થયું. મુનિ લાખા સં. ૧૫૬૫ માં જાબૂ–જબુસરમાં સૂરિપદ પ્રાપ્ત થયું હોવાનુ નોંધે છે. નાહટાજીની ઉકત પ્રતમાં જાબૂને બદલે ખંભાતનો ઉલ્લેખ છે. પરંતુ જાંબૂ જ વધારે સ્વીકાર્ય છે કેમકે ઉકત ગુરુ–સ્તુતિ-માં પણ એ વિધાનને જ પુષ્ટિ મળે છે જુઓ—

જંબૂ નયરમ્મિ પણસટ્ઠિ સંવચ્છરે, ભાવસાયર ગુરુ ભાવિ ગચ્છેસરે;
દિતિ સિરિ સૂરિ પય તમિ સિરિ વંશયે, મંતિ ધરણો તયા બહુ ધણ્ણં વિપ્પયે. ૬

અર્થાત્ સ ૧૫૬૫ માં જબુસરમાં ભાવસાગરસૂરિએ તેમને સૂરિપદે વિભૂષિત કર્યા. તે પ્રસગે શ્રીમાલ વંશીય મત્રી ધરણે ઘણુ વિત્ત વાપરી ઉત્સવ કર્યો. પૂર્વગામી પટ્ટધરને સૂરિપદ તેમજ ગચ્છેશપદ સાથે પ્રાપ્ત થયું હોઈને ગુણનિધાનસૂરિ માટે પણ એમ માની લેવામાં આવ્યું હોય. વાસ્તવમાં એમ નથી. ખભાતના પ્રાગ્વશીય શાહ વિજ્જાહરે સં ૧૫૮૪ માં કરેલા ઉત્સવમાં એમને ગચ્છેશ પદ પ્રદાન થયુ જુઓ.

નયર તબાવઈ પ્રાગવશઅમૂઓ, શાહ વિજ્જાહરો જીવ યાદવ જૂઓ,
ગચ્છનાયક પયં દાવયે ભાવઉ, જાણ ચઉરાસીઈ કઈ જુગ્ગો આગઉ ૭

## પ્રકીર્ણ પ્રસંગો

૧૩૫૭ ઓસવશીય ગાલ્હાગોત્રીય જેસંગ નામના અચલગચ્છીય શ્રાવકે પથદડિયામા સ. ૧૫૮૫ માં વાવ બંધાવી. એ વશના વીરાની પત્નીએ અપુત્ર હોવાથી સ ૧૫૯૦ મા યક્ષનુ આરાધન કર્યું અને તેના વરદાનથી તેને ૭ પુત્રો થયા. સ. ૧૫૯૬ મા એ વશના શ્રાવક માણુકે પીછણુમાં એક તળાવ બંધાવ્યુ ઈત્યાદિ વિગે ભટ્ટ–ગ્રંથોમા ઉલ્લેખ છે.

૧૩૫૮. શ્રીમાલી જ્ઞાતીય ખુડિયાણ–ખેડાયણ ગોત્રીય મંત્રી ધરણે ગુણનિધાનસૂરિના ઉપદેશથી

સં ૧૫૬૫ માં ધર્મકાર્યોમાં ઘણું ધન ખરચ્યું એ વર્ષમાં તેણે ગુરુનો પદમહોત્સવ જાબૂગામમાં કર્યો. મંત્રી ધરણના પૂર્વજ જગદેવશેઠ આ વંશના પ્રસિદ્ધ પુરુષ થઈ ગયા. તેઓ બેન્નાતટ-બેણપ બંદરમાં વસતા હતા. જકાત માટે ત્યાંના રાજા સાથે તેમને વાંધો પડતાં અઢાર લાખ લહારી ખરચીને બેણપ બંદર પાસેનો સાત ગાઉ સુધીનો કિનારો પથ્થર, કચરો વગેરે ભરાવીને પૂરાવી નાખ્યો. આથી કોઈ વ્યાપારીનું વહાણ તે બંદરમાં જઈ શક્યું નહીં. વ્યાપાર ન ચાલવાથી બંદર ઉજ્જડ થઈ ગયું વ્યાપારીઓ અન્ય શહેરમાં સ્થળાંતર કરી ગયા. વિજાપુરમા વસેલા તે જગદેવના પુત્ર સોમચંદ્રે તથા ગુણચંદ્રે મળીને આબૂનાં વસ્તુપાળ-તેજપાળના બંધાવેલાં જિનાલયો-જેને મુસલમાનોએ ખંડિત કરેલાં-તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ વંશમા ઝાલાવાડમાં થયેલા ભોજા શેઠ ત્યાંના રાજાના અધિકારી હતા. જૂનાગઢના રાજા રા'માંડલિકે તેનું અપમાન કરવાથી ભોજાશેઠ ગુજરાતના રાજા મહમદ સાથે મળી જઇ જૂનાગઢ પર ચઢાઈ કરાવી અને તેનો નાશ કરાવ્યો. ગુણનિધાનસૂરિના આચાર્યપદ મહોત્સવમાં સં ૧૫૬૫ માં જાબૂનગરમાં મંત્રી ધરણે ઘણું દ્રવ્ય વાપર્યું હતું તે વિશે આપણે ઉલ્લેખ કરી ગયા છીએ

૧૩૫૯. ઓસવંશીય દેઢીઆશાખીય દેઈઆશાહ રાહુથડમાં વસતા હતા સં. ૧૫૬૫ માં તેમણે ઘણું દ્રવ્ય ખરચીને અનેક ધર્મકાર્યો કર્યાં છે. દેઈઆશાહને માંડલ, ઘડીઓ, રાજો, ડાહીઓ, નાગઈઓ અને લાખો નામના ૭ પુત્રો થયા. દેઢીઆ શાખાની ઉત્પત્તિ વિશે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા.

૧૩૬૦. સં. ૧૫૮૬ ના ફાગણ વદિ ૨ ને શનિવારે, મઘા નક્ષત્રમાં, શૌભનયોગમાં મુકુંદે અલવર ગઢમાં રાયપશ્રેણી સૂત્રની પ્રત ગુણનિધાનસૂરિના રાજ્યમાં લખી, ચૌધરી વેગાના પુત્ર શ્રીરંગની ભાર્યા શ્રીરંગશ્રીએ કર્મના ક્ષય અર્થે એ પ્રત લખાવી એમ પ્રતપુષ્પિકા દ્વારા જાણી શકાય છે. જુઓ—

**संवत् १५८६ वर्षे फाल्गुन वदि २ शनिवारे । मघानक्षत्रे सौभन नामयोगे । लि० अलवरगढ दुर्गेपि लि० मकुंद ॥ श्री अंचलगच्छे श्री गुणनिधानसूरिविजयराज्ये ॥ चउधरी वेगा ॥ तत्पुत्र पुन्यपवित्र च श्रीरंग भार्या सुश्राविका पुण्य प्रभाविका जिन-आज्ञा प्रतिपालिका । श्रीरंगश्री लिखापितं कर्मक्षयार्थं ॥ शुभं भवतु लेखकपाठकया. ॥ छ ॥ श्री ॥**

૧૩૬૧ જયશેખરસૂરિ કૃત ઉપદેશ ચિન્તામણિની પ્રત સં ૧૫૯૬ ના ભાદરવા વદિ ૧૪ ને સોમવારે પાટણનગરમાં અંચલગચ્છીય શ્રાવકોએ લખાવી એમ પ્રત પુષ્પિકા દ્વારા સૂચિત થાય છે જુઓ—

**संवत १५९६ भाद्रवा वदी १४ सोमवासरे ॥ श्री पत्तननगरे श्री अञ्चलगच्छे लिखिता ॥ छ ॥ श्री ॥ ग्रन्थाग्रं २९३६ ॥**

૧૩૬૨ અગરચંદજી નાહટાને ૧૬ મી સદીની ચૈત્ય પરિપાટી પ્રાપ્ત થઈ છે તેમાં ચિત્તોડના પ્રાચીન જૈન શ્વેતાંબર મંદિરો અને મૂર્તિઓનો નિર્દેશ છે ચૈત્યપરિપાટીના ઉલ્લેખાનુસાર એ વખતે ત્યાં ૩૨ જૈન મંદિરો અને નવેક હજાર પ્રતિમાઓ આદિ હતાં. ત્યા શ્રી શીતલનાથજીનુ મંદિર અંચલગચ્છીય હતુ, જેમા તે વખતે ૩૩૮ જિનબિંબો પ્રતિષ્ઠિત હતાં. જુઓ. જૈ. સ. પ્ર વર્ષ ૧૨, અંક ૭, પૃ. ૨૦૦-૪ માં "ચિતૌડકે પ્રાચીન જૈન શ્વેતાંબર મંદિર' નામક લેખ.

### રાજમાન્ય શ્રાવક જશવંત

૧૩૬૩ ગુણનિધાનસૂરિના સમયમાં અંચલગચ્છીય શ્રાવક જશવંતની કારકિર્દી વિશેષ ઉલ્લેખનીય છે. આ રાજમાન્ય શ્રેષ્ઠી વિશે સમ્રાટ અકબરના શાહી ફરમાનોમા મહત્ત્વપૂર્ણ ઉલ્લેખો મળી આવે છે એ

અનુસાર જશવંત અત્તરનો વ્યાપારી હતો અને મજાહિદખાંના રાજદરબારમાં તે ઘણી લાગવગ ધરાવતો હતો એમ જાણી શકાય છે. ફરમાનોમાં જણાવવામાં આવ્યું છે કે શત્રુંજય જ્યારે મજાહિદખાંનને જાગીરમા મળ્યો ત્યારે જશવંતે તેને વિનતિ કરી સં. ૧૫૬૪ ના ફાગણ સુદી ૩ ને શુક્રવારે વિશાળ જિનપ્રાસાદ બનાવવાનું શરુ કર્યું એ શિખરબદ્ધ જિનાલય તથા ૩૫ દેવકુલિકાઓ પણ બંધાવી. એ પછી અંચલગચ્છીય શ્રાવકો—ચૌહત અને વીરપાલે પણ જિનાલયો બનાવવાનો પ્રારંભ કર્યો. ૩ વર્ષના કાર્ય બાદ ત્રણ મોટાં તથા નવ નાનાં જિનાલયો તેમણે નિર્માણ કર્યા.

૧૩૬૪. અકબરના શાહી ફરમાનોની પ્રાચીન નકલો પરથી ગુણનિધાનસૂરિના સમયની મહત્ત્વની બાબતો પર પ્રકાશ પાડી શકાય છે એ ફરમાનોની મૂળ નકલ માટે જુઓ અગરચંદજી તથા ભંવરલાલજી નાહટા કૃત 'યુગ પ્રધાન શ્રી જિનચંદ્રસૂરિ' નામનો ગ્રંથ પ્રસ્તુત નકલો અશુદ્ધ હોઈને તેમાં કહેલો જશવંત ગંધી એ ગાંધી ગોત્રીય પણ હોઈ શકે ગંધી પરથી તે અત્તરનો વ્યાપારી હશે એમ અનુમાન કરાયું છે બીજું, ચૌહત અને વીરપાલ વિશે પણ ઝાઝું કાંઈ જાણી શકાતું નથી. એ બંને ભાઈઓ પણ હોય પ્રસ્તુત ફરમાનોમાં જણાવાયેલા જિનાલયો હાલમાં ક્યાં છે તે પણ ઓળખવું દુર્લભ છે. એ જિનાલયો વિમલવસહીમાં હોય એવી સંભાવના છે.

૧૩૬૫ બીજી એક વાત પણ અહીં ઉલ્લેખનીય છે સમ્રાટ અકબરે તપા અને ખરતરગચ્છના આચાર્યોને ફરમાનો લખી આપ્યાં છે અંચલગચ્છના આચાર્યોને તેણે ફરમાનો આપ્યા છે કે કેમ તે વાતનો નિર્ણય થઈ શકતો નથી ઉપર્યુક્ત ફરમાનો દ્વારા એટલું તો ચોક્કસ કહી શકાય છે કે સમ્રાટ અકબર અંચલગચ્છથી અનભિજ્ઞ તો નહોતો જ!

## શ્રમણ સમુદાય

૧૩૬૬. ગુણનિધાનસૂરિના પટ્ટનાયક સમય દરમિયાન થઈ ગયેલા શ્રમણો વિશે પ્રાચીન ગ્રંથોમાંથી પર્યાપ્ત પ્રમાણમા માહિતીઓ ઉપલબ્ધ થાય છે. એ વખતે ગચ્છમાં અનેક શાખા—પ્રશાખાઓ પ્રવર્ત્તમાન હતી, જેમાં અનેક વિદ્વાનો અને તપસ્વીઓ થઈ ગયા છે. એ સૌ ગચ્છનાયકના અનુશાસન પ્રમાણે વર્તતા. શાખા—પ્રશાખાની વૃદ્ધિ હોવા છતા ગચ્છનાયકની સર્વોપરિતા ઝાંખી પડી નહોતી. તેમનો બોલ સૌને માન્ય રહેતો. તેમની આજ્ઞાનો પ્રભાવ શાહી આજ્ઞાથીયે અધિકતર પ્રબલ લેખાતો તેઓ સમગ્ર ગચ્છને સંગઠિત રાખતા એમની આજ્ઞાની સામે ભલભલી સત્તાઓ પણ ટક્કર ઝીલવાને અસમર્થ નીવડતી ને શિર ઝુકાવતી સંપ્રદાયની છિન્નભિન્નતાના એ કપરા કાળમા ગુણનિધાનસૂરિએ સુંદર આધ્યાત્મિક નેતૃત્વ પૂરુ પાડયું.

## વાચક પુણ્યચંદ્ર

૧૩૬૭. વા. પુણ્યચંદ્ર ચંદ્રશાખાના આદ્ય શ્રમણ મનાય છે. એ શાખાના લાવણ્યચંદ્ર કૃત 'વીર વંશાનુક્રમ'માં એમના વિશે આ પ્રમાણે કહેવાયુ છે.

**इतश्च श्री शालिनां गुणनिधानगणेश्वराणां । शिष्योत्तमाः प्रवर वाचक पुण्यचन्द्राः ॥**

એ પછી એ શાખાની પરંપરા આ પ્રમાણે છે (૧) પુણ્યચંદ્ર (૨) માણિક્યચંદ્ર (૩) વિનયચંદ્ર (૪) રવિચંદ્ર (૫) દેવસાગર (૬) જયસાગર (૭) લક્ષ્મીચંદ્ર (૮) લાવણ્યચંદ્ર અને કુશલચંદ્ર. એ પછી પણ આ પરંપરા ચાલી છે. દેવસાગર કૃત 'વ્યુત્પત્તિ રત્નાકર' ગ્રંથની પ્રશસ્તિમાંથી વા. પુણ્યચંદ્ર અને એમની શિષ્ય—પરંપરા વિશે સુંદર વર્ણન મળે છે.

૧૩૬૮. સં. ૧૬૧૭ માં પાટણ અને ખંભાતમાં બધાયે ગચ્છોના આચાર્યોએ મળીને સિદ્ધ કર્યું કે નવાંગીવૃત્તિના કર્તા અભયદેવસૂરિ ખરતરગચ્છના હતા ખંભાત મત-પત્ર પર અંચલગચ્છવતીથી પુણ્યચંદ્રે સહી કરી. જુઓ સમયસુંદર કૃત 'સમાચારી શતક'

૧૩૬૯. ચંદ્રશાખાની બીજી પરંપરા આ પ્રમાણે છે (૧) પુણ્યચંદ્ર (૨) વિમલચંદ્ર (૩) કુશલચંદ્ર (૪) ભક્તિચંદ્ર (૫) માનચંદ્ર (૬) કલ્યાણચંદ્ર (૭) સૌભાગ્યચંદ્ર (૮) ખુશાલચંદ્ર (૯) રાયચંદ્ર (૧૦) મૂલચંદ્ર (૧૧) સુમતિચંદ્ર (૧૨) તારાચંદ્ર (૧૩) ગુલાબચંદ્ર (૧૪) ગુણચંદ્ર.

૧૩૭૦. 'અગડદત્ત રાસ' માં આ શાખાની પરંપરા આ પ્રમાણે છે. (૧) પુણ્યચંદ્ર (૨) કનકચંદ્ર (૩) વીરચંદ્ર (૪) સ્થાનસાગર. કવિ વર્ણવે છે.—

વિમલવંશ વાચક તણો, કીરતિ જસ સુ પ્રકાશ,
પુણ્યચંદ્ર વાચકવરુ, ધર્મતણો મનિ વાસ
તાસ સીસ સુંદર સોભાગી, પાલઈ સાધનો પંથ,
કનકચંદ્ર વાચક ગુણી ભરિયા, મહા મુનિ એહ નિર્ગ્રંથ.
તાસ સીસ વિદ્યાના આગર, વાચક શ્રી વીરચંદ,
તપ જપ સંજિમ કિરિયા પાલઈ, સુંદર એહ મુણિંદ.

૧૩૭૧. ચંદ્રશાખાની સ્થાપના ગુણનિધાનસૂરિના પટ્ટનાયક કાલમાં સં. ૧૫૮૫ લગભગમાં થઈ છે. વા. પુણ્યચંદ્ર મંત્રવાદી હતા. એમણે અનેક ચમત્કારો દેખાડ્યા હતા, અમાસને દિવસે પૂનમનો ચંદ્ર બધાને દેખાડ્યો હતો, જે પરથી એમની શાખા ચંદ્રશાખાથી પ્રસિદ્ધ થઈ. આ શાખાની અનેક પોશાળો કચ્છમાં વિદ્યમાન છે, જેની પરંપરા વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું.

## આચાર્ય ગજસાગરસૂરિ

૧૩૭૨ ભાવસાગરસૂરિ શિ. સુમતિસાગરસૂરિ સંભવત સાગરશાખાના આચાર્ય હતા. તેઓ પાટણમાં શ્રીમાલી ચાંપસીની ભાર્યા કમલાદેની કૂખે સં. ૧૫૮૫ ના આમો વદિ ૧૪ ને સોમે જન્મ્યા, સં ૧૬૦૩ મા દીક્ષિત થયા, સં. ૧૬૨૪ માં આચાર્ય-પદ પામ્યા, સં. ૧૬૫૯ માં ૭૪ વર્ષની વયે દેવગતિ પામ્યા. 'અંચલગચ્છ આચાર્ય પરંપરા વિવરણ' મા પટ્ટધરોના ક્રમ સાથે ઉક્ત પરંપરાને જોડવામાં આવી હોઈને તેનું મહત્ત્વ સહેજે સમજી શકાય તેમના શિષ્ય પુણ્યરત્નસૂરિએ એમના ગ્રંથોમા ગજસાગરસૂરિને પટ્ટધર કહ્યા છે 'તેજસાર રાસ' ની પુષ્પિકામા આ પ્રમાણે ઉલ્લેખ છે—'વિધિપક્ષ ગચ્છેશ ભટ્ટારક મુકુટમણિ ગજસાગરસૂરીન્દ્ર' આ પરથી એમના અસાધારણ પ્રભાવનો પરિચય મળી રહે છે.

૧૩૭૩. 'શાહ રાજસી રાસ' માં ઉલ્લેખ છે કે વીરવંશીય શાલવીના પાંચસો ઘર અણહિલપુર, જલાલપુર, અહમદપુર, પંચાસર, કનડી, વીજાપુર વિગેરેમા હતા, તેમને ગજસાગર, ઋષિ ભરત અને કલ્યાણસાગરસૂરિએ ઉપદેશ આપીને પ્રતિબોધિત કર્યા. જુઓ જૈ. સ. પ્ર વર્ષ ૯, અંક ૮.

૧૩૭૪ ગજસાગરસૂરિના શિષ્યો વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશુ. એમનો ગચ્છનાયક તરીકે થયેલો અનેકવિધ ઉલ્લેખ વિચારણા માગી લે છે. એટલું તો ચોક્કસ છે કે ગચ્છવ્યવસ્થામાં એમનો હિસ્સો ઘણો જ મોટો હશે. 'નંદિષેણ રાસ' (સં. ૧૭૨૫) ની નિમ્નોક્ત કડિકા પરથી પણ એ વાતની પ્રતીતિ થાય છે:

અંચલગચ્છિ ગિરૂઆ ગચ્છનાયક, જે તપ તેજ દિણંદ;
રાજહંસ કમલા સિરિ ઉયરિ, ગજસાગર સૂરીન્દો રે.

**હેમકાન્તિ**

૧૩૭૫. ભાવસાગરસૂરિ શિ. સુમતિસાગરસૂરિ શિ. હેમકાન્તિએ સં ૧૫૮૯ના ભાદરવા ૮ ને રવિવારે 'શ્રાવક વિધિ ચઉપઈ' અંગ, ઉપાંગ, નિર્યુકિત વિગેરેનો આધાર લઈ રચી જુઓ જૈ. ગૂ ક. ભા ૩, પૃ. ૧૪૯૪.

**સેવક**

૧૩૭૬. ગુણનિધાનસૂરિના શિષ્ય સેવકે સં ૧૫૯૦ના કાર્તિક સુદી ૯ ને ગુરુવારે 'આદિનાથદેવ રાસ-ધવલ' ની રચના કરી જુઓ જૈ ગૂ ક. ભા ૩, પૃ ૫૮૧. (૨) 'ઋષભદેવ વિવાહલુ-ધવલબંધ' ૪૪ ઢાલ. આની સં. ૧૫૯૦ના માઘ વદિ ૧૧ની પ્રત ઉપલબ્ધ છે થરાદના થિરાપદ્રગચ્છીય ભંડારમાં પણ ૨૨ પત્રની પ્રત છે (૩) 'સીમંધર સ્વામી શોભા તરંગ', ૫ ઉલ્લાસમાં ગૂર્જર પદ્યકૃતિ (૩) 'આર્દ્રકુમાર વિવાહલઉ' ગાથા ૪૬ ગૂર્જર પદ્યકૃતિ

૧૩૭૭. 'સીમંધર સ્વામી શોભા તરંગ' એ કૃતિ કડુઆગચ્છીય સેવક અપરનામ તેજપાલની છે એમ અગરચંદજી નાહટાએ સિદ્ધ કર્યું છે જુઓ જૈ. સ પ્ર. વર્ષ ૧૭, અંક ૮-૯ વિજયયતીન્દ્રસૂરિએ સેવક કૃત 'ચોવીસ તીર્થંકર ભાસ', પત્ર ૭, શાહ ચુપ્પલ લિખિત, 'સુદર્શન ભાસ' પત્ર ૨ થરાદના ઉકત ભંડારમા હોવાનુ નોંધ્યું છે જુઓ જૈ. સ પ્ર વર્ષ ૧૩, પૃ ૧૭૬ આ કૃતિઓ આ ગ્રંથકારની જ સંભવે છે. અંચલગચ્છમાં પણ આ નામના અનેક કવિઓ થઈ ગયા છે.

**દયાશીલ**

૧૩૭૮. ગુણનિધાનસૂરિના સમયમાં સં. ૧૫૯૮ મા ઘોઘા ભંડારની એક પ્રત દયાશીલને વહોરાવવામાં આવેલી એમ પુષ્પિકા દ્વારા જણાય છે જુઓ જૈ. ગૂ. ક. ભાગ ૨, પૃ ૭૭૪ વિજયશીલના આ નામના શિષ્ય પણ અંચલગચ્છમાં થઈ ગયા છે.

**સંયમમૂર્તિ**

૧૩૭૯. વા. કમલમેરુના શિષ્ય સંયમમૂર્તિએ સ. ૧૫૯૪ માં જેઠ સુદી ૩ બુધે કાવિંદાનગરમાં રહીને ૨૦૧ ગૂર્જર ગાથામાં 'કલાવતી ચોપઈ' રચી જુઓ જૈ. ગૂ. ક ભા ૩, પૃ. ૬૦૪-૫. મુનિચંદ્રના શિષ્ય તથા ઉપા. વિનયમૂર્તિના શિષ્ય પણ આ નામના થઈ ગયા છે

**વા. વિદ્યાવલ્લભગણિ**

૧૩૮૦ વા. વિદ્યાવલ્લભગણિએ સં ૧૫૯૪ના માગશર સુદી ૧૩ ને ગુરુવારે લોલાડા ગામમાં રહીને 'શ્રાદ્ધ જિતકલ્પ વૃત્તિ'ની પ્રત લખી જુઓ પુષ્પિકા

**संवत् १५९४ वर्षे मार्गशीर्ष शुदि त्रयोदश्यां गुरुवासरे लोलाडाग्रामे अंचलगच्छे वा० विद्यावल्लभगणिभिर्लिखितं ॥**

**વા. રંગતિલકગણિ અને પં. ભાવરત્ન**

૧૩૮૧ વા રંગતિલકગણિએ સ. ૧૫૯૭ના ફાગણ વદિ ૮ ને બુધે ચિત્રકૂટ દુર્ગમાં રાજાધિરાજ વણવીરના રાજ્યમાં 'ઉપાસક દશાંગસૂત્ર'ની પ્રત લખી, મંત્રી સૂરાએ લખાવી. પુષ્પિકા આ પ્રમાણે છે:

**संवत् १५९७ वर्षे फाल्गुण वदि ८ बुधवारे श्री चित्रकूटदुर्गे राजाधिराज श्री वणवीर राज्ये । श्री अंचलगच्छे । वा० रगतिलकगणि लिखितं । श्री ओकेसवंशे । ग्रामेचागोत्रे । मन्त्रीश्वर भापर भार्या भावलदे पुत्र सं० सोना भार्या सोनलदे पुत्र मं० शीपा भार्या सीरियादे पुत्र सूराकेन लिखापिता भंडार सार्थे । शुभं भवतु । कल्याणमस्तु ॥**

૧૩૮૨. સં. ૧૬૧૭ માં પાટણમાં થયેલા વિવાદમાં બધા ગચ્છોએ નક્કી કર્યું કે નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિ ખરતરગચ્છના હતા. મતપત્રમાં 'ધવલપક્ષીયા આચલિયા ગચ્છ'ના પંન્યાસ રગાએ સહી કરી, તેઓ રંગતિલક સંભવે છે. ઉક્ત મતપત્રમાં પં. ભાવરત્નની પણ સહી છે આ બન્ને શ્રમણો એ વર્ષમાં પાટણમાં ચતુર્માસ હતા.

## પં. વિનયરાજ

૧૩૮૩. વા. હેમકુશલગણિના શિષ્ય પ. વિનયરાજને સ. ૧૫૯૭ માં ઓશવંશીય ઇસર અને વેગરાજે 'રાજપ્રશ્નીય વૃત્તિ'ની પ્રત વહોરાવી જુઓ પુષ્પિકા

**संवत् १५९७ वर्षे श्री ओकेशवंशे सा० नरपति भार्या महिरी पुत्र सा० वस्तुपाल तत्पुत्र सा० ईसर सा० वेगराजेन पुस्तिका लिखापिता । संवत् १५९७ वर्षे श्री अंचलगच्छे वा० हेमकुशलगणि शिष्य पं० विनयराजाभ्यां प्रदत्ता । शुभं भूयात् । श्री पार्श्वनाथ प्रसादात् । श्रीः । श्रीरस्तु ।**

## પં. શિવસી

૧૩૮૪. વા. ભાનુપ્રભગણિના શિષ્ય પં. પદ્મલાભગણિએ પોતાના શિષ્ય પં શિવસી માટે પુણ્યાનન્દીગણિ કૃત 'ઉત્તરાધ્યયનસૂત્ર વૃત્તિગત કથા-સગ્રહ'ની પ્રત સ. ૧૫૯૯ માં લખી જુઓ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ સંગ્રહ ભા. ૨

## ગુણનિધાનસૂરિ શિષ્યો

૧૩૮૫. ગચ્છનાયકના અજ્ઞાત શિષ્યે ૯ પ્રાકૃત કડિકામાં ગુરુસ્તુતિ રચી. જિનવિજયજી જણાવે છે કે ભાષાની દૃષ્ટિએ એ કૃતિ ૧૬ મી સદીની હોય એમ જણાય છે સ્તુતિના અંતિમ ઉદ્ગારોથી ગુણનિધાનસૂરિની વિદ્યમાનતામાં આ સ્તુતિ રચી જણાય છે. પં. વિવેકસાગરે લખેલી એની પ્રત જોધપુરના ભંડારમાં વિદ્યમાન છે. જુઓ 'જૈ ઐ ગૂ. કા સગ્રહ'

૧૩૮૬ અન્ય અજ્ઞાત શિષ્યે સં. ૧૫૯૬ ના આસો સુદી ૧ ને ગુરુવારે 'અચલગચ્છીય ગુર્વાવલી' રચી, જુઓ કાન્તિસાગરજીનો લેખ 'કેટલાંક ઐતિહાસિક પદ્યો', જૈ સ. પ્ર અંક ૧૧ ભાષાની દૃષ્ટિએ પણ આ ગુર્વાવલીનું મહત્વ ઘણું છે.

## પં. હર્ષનિધાન અને પં. લક્ષ્મીનિધાન

૧૩૮૭. ગુણનિધાનસૂરિના શિષ્ય હર્ષનિધાને ૫૪૭ પ્રાકૃત ગાથામાં 'રત્નસચય પ્રકરણ' નામક ગ્રથ રચ્યો, જેમાં અનેક કૃતિઓ ઉદ્ધૃત કરવામાં આવી છે જુઓ પ્રો વેલણકર સપાદિત 'જિનરત્ન કોશ'. જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર દ્વારા ભાષાંતર સહિત મૂળ ગ્રથ પ્રકટ થયેલ છે આ ગ્રથ પર 'રત્નસમુચ્ચય બાલાવબોધ' ગ્રથ ૧૮ મા સૈકામા રચાયો. સં ૧૭૮૩ માં લખાયેલી તેની પ્રત ઉપલબ્ધ છે. જુઓ જૈ. ગૂ. ક. ભા ૩. પૃ. ૧૬૪।

૧૩૮૮ પ્રાય હર્ષનિધાનના શિષ્ય પ. લક્ષ્મીનિધાને સં. ૧૬૧૭ ના કાર્તિક સુદી ૭ ને શુક્રવાર પછી સ્તંભતીર્થ મતપત્રમા અન્ય ગચ્છોના આચાર્યો સાથે સહી કરી જાહેર કર્યું કે નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિ ખરતરગચ્છના હતા જુઓ 'સમાચારી શતક.'

## પં. વિદ્યાશીલ

૧૩૮૯. પ. વિદ્યાશીલે સ. ૧૫૯૫ ના આસો સુદીમાં ગુરુવારે ભાવસાગરસૂરિ શિષ્ય કૃત 'નવતત્ત્વ ચોપઈ' ની પ્રત સત્યપુરમાં લખી. જુઓ પુષ્પિકા

**वाणानंदे बाणयुक्ते च इन्दे १५३५ तस्मिन् वर्षे अश्विनी शुक्लपक्षे गुरो पूर्णा० अंचलगच्छे गुणनिधानसूरि राज्ये सत्यपुरमध्ये पं. विद्याशीलमुनि आत्मवाचनाय लि० ॥**

વિદ્યાશીલના શિષ્ય વિવેકમેરુ અને તેમના મુનિશીલ થયા

## પં. ગુણરાજ અને તિલકગણિ

૧૩૯૦. આ બન્ને શ્રમણો સ ૧૫૮૭ ના વૈશાખ વદિ ૬ ને રવિવારે કર્માશાહે શત્રુંજયના કરાવેલા ઉદ્ધાર પ્રસગે ઉપસ્થિત રહ્યા હતા એ વખતે બધા ગચ્છોએ સર્વાનુમતે ઠરાવ્યુ હતું કે શત્રુંજયતીર્થ બધા શ્વેતાંબર ગચ્છોનું છે લેખ આ મતલબનો છે 'શત્રુંજયતીર્થ ઉપરકા મૂલ ગઢ ઔર મૂલકા શ્રી આદિનાથ ભગવાનકા મદિર સમસ્ત જૈનો કે લિયે હૈ ઔર બાકી સબ દેવકુલિકાયેં ભિન્ન ભિન્ન ગચ્છવાલોં કી સમઝની ચાહિયે યહ તીર્થ સબ જૈનો કે લિયે એક સમાન હૈ. એક વ્યક્તિ ઇસ પર અપના અધિકાર જમા નહી સકતી ઐસા હોને પર ભી યદિ કોઇ અપની માલિકી સાબિત કરના ચાહે તો ઉસે ઇસ વિષયકા કોઇ પ્રામાણિક લેખ યા અથાક્ષર દિખાના ચાહિયે. વૈસા કરને પર હમ ઉસકી સત્યતા સ્વીકાર કરેગે ..અંચલગચ્છીય યતિ તિલકગણિ ઔર પડિત ગુણરાજગણિ લિખિતં.' જિનવિજયજી સંપાદિત 'શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબધ'

૧૩૯૧. પં ગુણરાજ પાછળથી આચાર્યપદે વિભૂષિત થયા હતા અને તેમના ગુરુ માણિક્યકુંજરસૂરિ અને શિષ્ય વિજયહસસૂરિ હતા એમ સભવે છે એ પરંપરાના આચાર્યો વિશે આગળ ઉલ્લેખ થઈ ગયો છે

## ઉપાધ્યાય ઉદયરાજ અને શિષ્યો

૧૩૯૨ ઉપા ઉદયરાજના વા વિમલરગ, પ દેવચદ્ર, પ જ્ઞાનરગ, પ તિલકરાજ, સોમચંદ્ર, હર્ષરત્ન, ગુણરત્ન, દયારત્ન વિગેરે શિષ્યોએ આબૂની યાત્રા કરી શ્રીમાલી ખેતા, વરશી, છીમા, ભજાડા, રામા ઇત્યાદિ શ્રાવકો પણ સાથે હતા ગુણનિધાનસૂરિના પ્રસાદથી જ્ઞાનરંગ અને હર્ષરત્ને ત્યાં ચોમાસું કર્યું ઇત્યાદિ બાબતો વિમલવસહીના સ્તભ–લેખ દ્વારા જાણી શકાય છે જુઓ જયંતવિજયજીનો આબૂ લેખ સગ્રહ તથા અચલગચ્છીય લેખ સગ્રહ

૧૩૯૩ ધર્મપ્રભસૂરિ કૃત 'કાલકાચાર્ય કથા' ની પ્રત સ ૧૫૭૭ ના કાર્તિક સુદી ૧૫ ને શુક્રે ઓસવાળ ડૂંગર, ભાર્યા દેલ્હણદેના પુત્ર સંઘપતિ વીજપાલે લખાવી અને ઉદયરાજને વીડઉદ્ર ગામમાં ભેટ ધરી. જુઓ 'કાલિકાચાર્ય કથા સંગ્રહ', પૃ ૯૬ જુઓ પુષ્પિકા

**इति श्री कालिकाचार्य कथा संक्षेप [तः] कृता ।**
**सम्वत् १५ आषाढादि ७७ वर्षे लिखितम् ॥**
**नक्षत्राक्षत्र(त) पूरितं मरकतस्थालं विशालं नभ,**
**पीयूषद्युतिनालिकेरकलितं चन्द्रप्रभाचन्दनम् ।**

यावन्मेरुकरे गभस्तिकटके धत्ते धरित्रीवधूः,
तावन्नन्दतु धर्मकर्मनिरतः श्री संघ भट्टारकः ॥ १ ॥

सम्व(त्) १५७७ वर्षे कार्तिक सुदि १५ शुक्रे ओसवाल ज्ञातिय साह डूंगर भार्या देल्हणदे पुत्र साह वीजपाल साह संघपतेन( तिना ?) पञ्चमी उघाड( द्घाट )नार्थं श्री कल्पपुस्तिकालिखाप्य उपाध्याय श्री उदयराजेन प्रदत्त(त्ता) वीडउद्रग्रामे ॥श्री रस्तु ॥

સચિત્ર પ્રતો

૧૩૯૪. ઉપર્યુક્ત ' કાલકાચાર્ય કથા ' ની સચિત્ર પ્રત લીંબડીના ભંડારમાં ઉપલબ્ધ છે તેમાં આઠ સુંદર ચિત્રો છે એ અરસામાં ધર્મપ્રભસૂરિની ઉક્ત કથાની બીજી પણ સચિત્ર પ્રતો લખાઈ, જેમાંથી તત્કાલીન ચિત્રકલાના પરિમાર્જિત નમૂનાઓ મળી રહે છે સં. ૧૪૭૨ માં લખાયેલી પ્રત પણ લીંબડીના ભંડારમાં છે તેમાં પાંચ સુંદર ચિત્રો છે. જુઓ લીંબડી ભંડાર સૂચિ નં. ૫૭૪–૭૭.

૧૩૯૫. એક ચિત્ર આર્ય કાલક શિષ્યોને ઉપદેશ આપે છે તે અંગેનું છે એ ચિત્રમાં ઊંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ રાખીને સામે બેઠેલા શિષ્યને આર્ય કાલક ઉપદેશ આપે છે. સારાભાઈ મ. નવાબ દ્વારા પ્રકાશિત કાલિકાચાર્ય કથા સંગ્રહમાં જણાવવામાં આવ્યું છે કે આ ચિત્રમાં સિંહાસનની પાછળના ભાગમાં શુશ્રૂષા કરતા શિષ્યને બદલે પોપટની આકૃતિ ચીતરેલી છે અને આર્ય કાલક તથા બે હાથની અંજલિ જોડીને સામે બેઠેલા શિષ્યના પહેરેલાં કપડાં સુંદર ચિત્રાકૃતિ સહિત છે. જૈનોએ ચિત્રકલામાં પણ સુંદર ફાળો નોંધાવ્યો છે એટલું કથન જ અહીં બસ થશે.

ગુણનિધાનસૂરિના પ્રતિષ્ઠા લેખો

૧૩૯૬. ગુણનિધાનસૂરિના ઉપદેશથી પણ સારી સંખ્યામાં પ્રતિષ્ઠાઓ થઈ છે એમ પ્રતિષ્ઠા લેખો દ્વારા જાણી શકાય છે. એમના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓના ઉપલબ્ધ પ્રતિષ્ઠા–લેખોની સંક્ષિપ્ત નોંધ આ પ્રમાણે છે.—

૧૫૭૯ (૧) માઘ સુદી ૬ શુક્રવારે વૈશાખ વદિ ૫ ઉસવંશીય લાખાણી ગાંધીગોત્રીય સા૰ તેજપાલ પુત્ર સા૰ કુંયરપાલ ભા૰ સાલિગદે પુત્ર રાયમલ્લ શ્રાવકે પોતાના શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથબિંબ ભરાવ્યું, અંચલગચ્છીય શ્રાવકે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૮૪ (૧) ચૈત્ર વદિ ૫ ગુરુવારે નાગર જ્ઞાતીય, છાલીયાણ ગોત્રીય શ્રે૰ રાજા ભા૰ રાજલદે પુ૰ શ્રી ગોઈઆએ ભા૰ કુંઅરિ સુ૰ સીપા, માંગા પ્રમુખ પરિવાર સહિત શ્રી આદિનાથબિંબ ભરાવ્યું, વીસલનગરમાં તેની પ્રતિષ્ઠા થઈ.

(૨) વૈશાખ વદિ ૫ ને દિવસે ઓસવંશીય વરહડિયા ગોત્રીય સા૰ લાખા પુ૰ સા૰ હર્ષા ભા૰ હીરાદે પુ૰ સા૰ ટોડર શ્રાવકે પોતાના શ્રેયાર્થે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યું, અંચલગચ્છીય શ્રાવકે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૮૫ (૧) વૈશાખ સુદી......શ્રીમાલ જ્ઞાતીય મં૰......અમરા સુ૰ મં૰ ધમ્મા ભા૰ ધમાદે પુણ્યાર્થે શ્રી શંભવનાથબિંબ ભરાવ્યું, અને પ્રતિષ્ઠા કરાવી

૧૫૮૭ (૧) માઘ સુદી ૫ રવિવારે શ્રીમાલી જ્ઞાતીય, હરિવાલીય મંત્રી ઢાલા દ્વિ૰ ભ્રાતૃ રેલા, મં૰ ઢાલા સુ૰ મ૰ ભીમ, મં૰ અર્જુન, મં૰ જસા, મં૰ લડૂઆ; માતા ધર્મિણિના પુણ્યાર્થે શ્રી સુપાર્શ્વનાથબિંબ ભરાવ્યું; સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) તે સોમવારે ઓસવંશે સા૦ નરપાલ સા૦ મરગાઈના પોતાના શ્રેયાર્થે પુ૦ સા૦ જગો, સા૦ ધના, સા૦ દેવદાસ, પૌત્ર રાયમલ, સા૦ જસવીર, પાસવીર સમસ્ત કુટુંબ સહિત શ્રી ચંદ્રપ્રભસ્વામિબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી

(૩) એ જ દિવસે શ્રી શ્રીવંશે શ્રે૦ ચાંપા ભા૦ હીરૂ પુ૦ હંસા ભા૦ ફદકુદુ પૌત્ર ભા૦ પ્રીમલદે સુ૦ અર્જૂન સુશ્રાવકે ભા૦ અમરાદે પુ૦ મધા સહિત પોતાના પુત્રના શ્રેયાર્થે શ્રી વાસુપૂજ્યબિંબ ભરાવ્યું, અહમદનગરમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૪) એ જ દિવસે શ્રી શ્રીવંશે દોસી જણીયા ભા૦ જસમાઈ પુ૦ દો૦ ખેતા ભા૦ ખીમાઈ પુ૦ દો૦ નાકર ભા૦ દીવી લઘુભ્રાતૃ દો૦ ઠાકુર ભા૦ ધનાઈએ પોતાના પુણ્યાર્થે, પિતા દો૦ ... ...સહિત શ્રી આદિનાથ બિંબ ભરાવ્યું, ચંપકદુર્ગમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૫૯૧ (૧) પોષ વદિ ૧૧ ગુરુવારે ઓસવંશીય લઘુ શાખીય દોસી ટાઉઆ ભા૦ લિંગી પુ૦ લકા ભા૦ ગુરાઈએ પોતાના શ્રેયાર્થે પુત્ર વીરપાલ, અમીપાલ સહિત શ્રી કુંથુનાથબિંબ ભરાવ્યું, પાટણમાં સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) વૈશાખ વદિ ૬ શુક્રવારે પ્રાગ્વાટ જ્ઞાતીય સા૦ લખા પુ૦ બ્ય૦ પરબતની પુત્રી ઝકૂના પુત્ર ધર્મસિંહ, અમીચંદ પ્રમુખ કુટુંબ સહિત શ્રી અનંતનાથબિંબ ભરાવ્યું, ગંધારમાં તેની પ્રતિષ્ઠા થઈ.

૧૬૦૦ (૧) જેઠ સુદી ૩ શનિવારે શ્રીમાલ જ્ઞાતીય, લઘુ શાખીય સા૦ જીવા ભા૦ રમાઈ પુત્ર સા૦ સહસકિરણ ભા૦ લલિતાદે પુત્રી મનાઈ સુશ્રાવિકાએ શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

(૨) એ જ દિવસે શ્રીમાલ જ્ઞાતીય, લઘુશાખીય સા૦ સહસકિરણ ભા૦ મમનાદે પુ૦ સા૦ સકલ ભા૦ ચંદ સુશ્રાવિકાએ પોતાના શ્રેયાર્થે શ્રી ધર્મનાથબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૩૯૭ ધર્મમૂર્તિસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં ગુણનિધાનસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓની નોંધ આ પ્રમાણે મળે છે :

| संवत्सरः | तिथि | जिनबिंब प्रतिष्ठाता | स्थानं | बिंबनामसंख्याः |
|---|---|---|---|---|
| १५८४ | माघशुक्ल १ | उपकेशीय सदयवत्सः | अमदावादे | शांतिनाथादि ७ |
| १५८५ | ज्येष्ठशुक्ल १० | श्रीवंशीय लखराजः | अमदावादे | शांतिनाथादि ५ |
| १५८७ | वैशाखकृष्ण ७ | उसवाल नरपालः | अमदावादे | चंद्रप्रभादि ९ |
| १५९१ | पौषकृष्ण ११ | वीरपालामीपालौ | पत्तने | कुंथुजिनादि ७ |

## વિહાર પ્રદેશ

૧૩૯૮ આપણે જોઈ ગયા કે ગુણનિધાનસૂરિ સં. ૧૫૪૮ માં પાટણમાં જન્મ્યા, સં. ૧૫૫૨ મા પાટણમાં દીક્ષિત થયા. સં. ૧૫૫૭ માં પાટણમાં સંભવિત રીતે તેમને વડી દીક્ષા પ્રદાન થઈ સં. ૧૫૬૫ માં જમ્બૂનગર—જમ્બૂસરમા એમને આચાર્યપદે અભિષિક્ત કરવામા આવ્યા સં ૧૫૮૪ મા ખંભાતમા તેઓ ગચ્છેશ થયા એ પછી તેમનો વિહાર ઉપર્યુક્ત પ્રમાણો દ્વારા આ પ્રમાણે સૂચિત થાય છે.—

વીસલનગર—અમદાવાદ (સં. ૧૫૮૪), અમદાવાદ (સં. ૧૫૮૫), ડહિરવાલ—અહમુદનગર—ચંપકદુર્ગ—અમદાવાદ (સં. ૧૫૮૭), પાટણ—ગંધાર (સં. ૧૫૯૧), સં.૧૬૦૨માં પાટણમાં તેઓ દિવંગત થયા.

આમ ગુણનિધાનસૂરિ પોતાના અલ્પ ગચ્છનાયક—પદકાલમાં ગુજરાત બહાર ન વિચરી શક્યા હોય એમ સૂચિત થાય છે. અલબત્ત, ગુજરાતના બધા જ મહત્ત્વનાં કેન્દ્રોમાં તેમણે પદાર્પણ કર્યું જ છે. એમના હૃદયસ્પર્શી ઉપદેશથી અનેક ભવિ જીવોએ બોધ પામીને સુકૃત્યો દ્વારા પોતાનું જીવન કૃતાર્થ કર્યું છે, સર્વ ત્યાગના મંગલમય અને સર્વ કલ્યાણકારક માર્ગે વળ્યા છે. માત્ર અઢારેક વર્ષના અલ્પ પટ્ટનાયકત્વકાલમાં એમનાં સમદર્શી નેતૃત્વ હેઠળ અંચલગચ્છની ધર્મપ્રવૃત્તિને સારો વેગ મળ્યો હતો. તેઓ વિશેષ જીવ્યા હોત તો ગુજરાત બહારના પ્રદેશોમાં પણ વિચર્યા હોત. આ દૃષ્ટિએ એમનો વિહાર પ્રદેશ સીમિત ગણાય.

**સ્વર્ગગમન**

૧૩૯૯. મુનિ લાખા 'ગુરુ પટ્ટાવલી'માં નોંધે છે તેમ ગુણનિધાનસૂરિ સં. ૧૬૦૨ માં પાટણમાં ૫૪ વર્ષનું આયુ પાળીને દિવંગત થયા. ધર્મમૂર્તિસૂરિનાં નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં ગુણનિધાનસૂરિના એ વર્ષમાં થયેલાં સ્વર્ગગમનનું સ્થળ રાજનગર—અમદાવાદ દર્શાવવામાં આવ્યું છે: **अथै ते प्रभावकः श्री गुणनिधानसूरयः १६०२ संवत्सरे निजपट्टे श्री धर्ममूर्तिसूरीन् स्थापयित्वा राजनगरे स्वर्गं प्रयाताः** ॥ પટ્ટાવલીનું આ વિધાન ભ્રાન્ત હોઈને સંશોધનીય છે.

૧૪૦૦. ગુણનિધાનસૂરિએ અલ્પ ગચ્છનાયકત્વકાલમાં સુંદર કાર્યો કરીને ગચ્છનું તેમજ શાસનનું સંગઠન દૃઢ બનાવ્યું; એમના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ થઈ; તે વખતે અંચલગચ્છની અન્ય શાખાઓ પણ વિકસિત હતી ઈત્યાદિ બાબતો આપણે સપ્રમાણ વિચારી ગયા હોઈને તેનું પુનર્લેખન અહીં અપ્રસ્તુત છે અંચલગચ્છના આ પ્રતિભાસંપન્ન ગચ્છનાયકના અસાધારણ પ્રભાવનો પરિચય અજ્ઞાત કર્તૃક ગુરુ—સ્તુતિ દ્વારા પણ મળી રહે છે—

> ગુણ નિહાણાભિહા સુહમ સમ ગણહરા, ગંગજલ વિમલ કલકિત્ત ધવલાધરા;
> પુવ્વ રસ સરિસ સુહમંત રસ સાયરા, બહુ અવર સાણ વિહરંત સૂરીસરા ૮
> ઈય અઈસય ભાજન સિરિ જિનશાસન, કાનન પંચાનન પવર;
> વિબુહા બલિ બોહણ ગુણમણિ રોહણ, ગુણનિધાન ગુરુ જયઉ ચિરુ. ૯

અર્થાત્ ગુણનિધાનસૂરિ પૂર્વાચાર્યોની જેમ શુભ, શાંતિ રસના સાગર હતા. વિમલ કીર્તિને ધારણ કરતા ઘણા વરસો સુધી વિચર્યા હતા. 'અતિશયોના પાત્ર, ગુણમણિના રોહણાચલ, શ્રી જિનશાસન રૂપી વચનના સૂરિસિંહ ગુણનિધાન ગુરુ વિબુધ જનોને બોધ પમાડતા ચિરકાલ જયવંતા વર્તો.' સ્તુતિના અંતિમ ઉદ્ગારોથી ગુણનિધાનસૂરિની વિદ્યમાનતામાં જ તેમના ગચ્છનાયકપદ પછી તેમના ભક્ત કોઈ શિષ્યે આ સ્તુતિ રચી જણાય છે. આ દૃષ્ટિએ એનાં વર્ણનની પ્રમાણભૂતતા ઘણી જ ગણાય.

૧૪૦૧. સં ૧૬૮૬ મા વાચક દેવસાગરે રચેલા વ્યુત્પત્તિ—રત્નાકરની પ્રશસ્તિમાં કવિએ ગુણનિધાનસૂરિના ગુણો વિશદ્ રીતે વર્ણવ્યા છે—

> तदन्यवनिविश्रुताः श्रुतसरस्वदंतः स्पृश-
> प्रशांत मनसः सदा सदवधानघन्यर्द्धयः ।
> सुशिष्ट जन सेविताः प्रकटदैवताधिष्ठिता
> बभूवुरनिर्विदवो गुणनिधानसूरींदवः ॥ ४ ॥

૧૪૦૨. લાવણ્યચંદ્ર 'વીરવંશાનુક્રમ'માં ગુણનિધાનસૂરિનાં વ્યક્તિત્વનો પરિચય આ પ્રમાણે આપે છે—

**ध्यानी सदैवत विशुद्धपुः प्रशांतः । सूरीश्वरो गुणनिधान इति प्रतीतः ॥ ३८ ॥**

ખરેખર, ગુણનિધાનસૂરિની ધ્યાનમગ્ન પ્રશાંત મૂર્તિ અંચલગચ્છના પટ્ટધરોની પરંપરામાં વિશિષ્ટ ભાત પાડે એવી ગરિષ્ટ છે. છિન્નભિન્નતાના અને અનૈક્યના એ યુગમાં એમનું ધૈર્યપૂર્ણ નેતૃત્વ અનિવાર્ય બની ગયું હતુ એમ લાગે છે. એમની ધ્યાનમગ્ન પ્રશાંત મુખમુદ્રાએ કલુષિત અને અશાંત ભાવોને શમાવી દીધા હશે ! તત્કાલીન યુગવર્તિ પરિબળોને લક્ષમાં રાખીને જ અંચલગચ્છના આ આત્મદર્શી ગચ્છનાયકની કારકિર્દીનું યથાર્થ દર્શન કરી શકાય અને એમની સફળતાનુ યથાસ્થિત માપ કાઢી શકાય અનેક વિચાર–વિભિન્નતા વચ્ચે એમણે અંચલગચ્છીય વિચારધારાનો સફળતાથી સૂત્રપાત કર્યો હતો એ એમનું ખરેખર, મહાન કાર્ય હતુ !

---

# ૧૭. શ્રી ધર્મમૂર્તિસૂરિ

૧૪૦૩. ખંભાતના શ્રેષ્ઠી હંસરાજની ભાર્યા હાંસલદેની કૂખેથી સં. ૧૫૮૫માં એમનો જન્મ થયો હતો. પટ્ટાવલીમાંથી ધર્મમૂર્તિસૂરિના પૂર્વજીવન વિશે બીજી પણ કેટલીક માહિતીઓ ઉપલબ્ધ બને છે જેનો સંક્ષિપ્ત સાર પણ અહીં વિવક્ષિત છે.

૧૪૦૪. ગુજરાત દેશ અંતર્ગત તીર્થંકરોના અનેક મંદિરો પર રહેલી પતાકાની શ્રેણિથી નાશ થયેલ છે પાપ જેમાંથી, તથા વિવિધ પ્રકારની અનેક જ્ઞાતિઓવાળા ધનવાન નાગરિકોના સમૂહથી શોભતી એવી ત્રંબાવતી નગરી કે, જેનું બીજું નામ સ્તંભપુરી છે, તે નગરીની અંદર પાંચ અણુવ્રતોને પાળનારો, શ્રી અરિહંતપ્રભુનાં પૂજાદિ ધર્મકાર્યોમાં રક્ત થયેલો તથા ઓશવાળ જ્ઞાતીય લોકોના સમૂહમાં મુકુટ સમાન અને નાગડાગોત્રમાં આભૂષણ સમાન હંસરાજ નામે શ્રેષ્ઠી વસતો હતો. તેને શીલાદિ અનેક ગુણોના સમૂહથી વિસ્તાર પામેલા યશના સમૂહવાળી, અને ઉત્તમ રૂપ તથા સૌભાગ્યથી શોભતી હાંસલદે નામની સ્ત્રી હતી.

૧૪૦૫. પટ્ટાવલીમાં હાંસલદેએ ગર્ભાધાન પ્રસંગે સ્વપ્નમાં પોતાને જિનેશ્વર પ્રભુની પૂજા કરતી નીરખી હતી એ વિષયક સવિસ્તીર્ણ પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે. હાંસલદે હર્ષિત થઈ સ્વપ્નની વાત પોતાના પતિને કહે છે. પતિ જણાવે છે—'પ્રિયે! તેં આજે અત્યંત મનોહર સ્વપ્ન જોયેલું છે સ્વપ્નાનુસાર તું થોડા સમયમાં જ જૈનધર્મની ઘણી જ પ્રભાવનાના સ્થાનભૂત એવા એક પુત્રને જન્મ આપીશ.' પોતાના સ્વામીના મુખરૂપી આકાશમાંથી પડેલી મેઘધારા સમાન વચનોની રચનાથી કદમ્બવૃક્ષના પુષ્પોની માલાની જેમ રોમાંચિત શરીરવાળી તથા હાસ્યયુક્ત મુખવાળી અને લજ્જાથી જરા નમેલાં અંગવાળી તે હાંસલદે અમૃતને પણ વિસ્મૃત કરાવતી વાણીવડે પોતાના સ્વામીને કહેવા લાગી—'સ્વામિન્! આપે કહેલું વચન મુકુટની પેઠે મારા મસ્તક પર ચઢાવું છું.' ઈત્યાદિ

૧૪૦૬. પટ્ટાવલીના વર્ણનાનુસાર ઉક્ત પ્રસંગ પછી નવમાસ વિત્યે સં. ૧૫૮૫ના પોષ સુદી ૮ને દિવસે હાંસલદેએ ધર્મદાસ નામના તેજસ્વી બાળકને જન્મ આપ્યો. એક સમયે ગુણનિધાનસૂરિ વિહરતા ત્યાં પધાર્યા. તેમની ધર્મદેશના સાંભળીને વૈરાગ્ય પ્રાપ્ત થવાથી બાળકે પોતાના માતાપિતાની અનુજ્ઞા પ્રાપ્ત કરી સં. ૧૫૯૯માં દીક્ષા લીધી. નવોદિત મુનિનું નામ ધર્મદાસ રાખવામાં આવ્યું. આગમ આદિ ધર્મશાસ્ત્રોના પારગામી થયેલા તેમને ઉપસ્થાપના સમયે—એટલે કે વડી દીક્ષા દેતી વેળાએ ગુરુ દ્વારા ધર્મમૂર્તિ એવું નામકરણ થયું. સં. ૧૬૦૨માં રાજનગરમાં સૂરિપદની પ્રાપ્તિ સહિત તેઓ ગચ્છનાયકનું પદ પામ્યા.

૧૪૦૭. નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અંચલગચ્છ અપરનામ વિધિપક્ષગચ્છ-પટ્ટાવલી (વિસ્તૃત વર્ણનરૂપા)'માં ધર્મમૂર્તિસૂરિ વિષે આ પ્રમાણે ઉલ્લેખ છે—'૬૪. ચઉસઠિમઈ પાટે શ્રી

ધર્મમૂરતિસૂરિ શ્રી સ્તંભતીર્થે સા. હાંસા, ભાર્યા હાંસલદે પુત્ર ધર્મદાસ. સંવત્ પનર પંચ્યાસીઈ જન્મ, સંવત્ પનર નવાણુંઈ દીક્ષા, સંવત્ સોલ બિડોત્તરે અહમદા(વાદ)નગરિ ગચ્છનાયકપદ, સંવત્ સોલ ઓગણોતરે શ્રી પાટણિં નિર્વાણ. એવં સર્વાયુ વર્ષ પંચ્યાસી'

૧૪૦૮ મુનિ લાખા 'ગુરુ પટ્ટાવલી'માં ધર્મમૂર્તિસૂરિના મૂલ નામ, તેમની જ્ઞાતિ કે ગોત્ર વિશે ઉલ્લેખ કરતા નથી, પરંતુ તેઓ જે નોંધ આપે છે તે પટ્ટાવલીની બાબતો સાથે મેળ ખાય છે ચરિત્રનાયકના જીવન વિષયક મુનિ લાખાની નોંધ પ્રમાણભૂત હોઈને અહીં ઉલ્લેખનીય છે

**१७ सत्तरमा श्री धर्ममूर्त्तिसूरि। स्थंभतीर्थे। मं० हंसराज पिता। हांसलदे माता। सं० १५८५ जन्म। स्थंभतीर्थे। स० १५९९ दीक्षा। सं० १६०२ गच्छेशपद श्री राजनगरे। सं० १६७१ निर्वाण श्री पत्ने। सर्वायु वर्ष ८६ ॥ १७ ॥**

૧૪૦૯ મુનિ લાખા કૃત પટ્ટાવલીમાં ધર્મમૂર્તિસૂરિના પિતાને મંત્રી કહ્યા છે એ વિધાન મહત્ત્વપૂર્ણ છે ધર્મમૂર્તિસૂરિ અભિજાત તેમજ રાજમાન્ય કુટુંબના હતા એ હકીકત આટલા સંક્ષિપ્ત નિર્દેશથી જ સ્પષ્ટ થઈ જાય છે.

૧૪૧૦ પ્રાચીન પટ્ટાવલીયંત્રમાં ધર્મમૂર્તિસૂરિને શ્રીમાલી જ્ઞાતિના કહ્યા છે એ વાત પણ વિશેષ ઉલ્લેખનીય છે. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલ પટ્ટાવલીમા એમને ઓશવાળ કહ્યા છે તે વિશે આપણે નોંધી ગયા છીએ પટ્ટાવલીનું વિધાન શંકિત જણાય છે. પટ્ટાવલીની અનેક બાબતો સંશોધનીય છે તે વિશે પણ આપણે વિચારી ગયા છીએ પ્રાચીન પટ્ટાવલીયંત્રની અન્ય બાબતો મુનિ લાખા કૃત ગુરુ પટ્ટાવલીની હકીકતો સાથે મેળ ખાય છે શ્રેષ્ઠી હંસરાજના શ્રીમાળી હોવા સંબંધક કથન માટે જુઓ પ્રો રવજી દેવરાજ દ્વારા સંપાદિત 'શતપદી ભાષાંતર' પૃ ૨૨૨–૩ માં પ્રકાશિત થયેલ પટ્ટાવલી યંત્ર તથા 'જૈન ગૂર્જર કવિઓ', ભા. ૨, પૃ. ૭૭૬–'અંચલગચ્છની પટ્ટાવલી' નં. ૬૩ ધર્મમૂર્તિસૂરિ શ્રીમાળી હતા એ વિધાન અભિપ્રેત છે

૧૪૧૧ ધર્મમૂર્તિસૂરિ વિશેની પાશ્ચાત્ય વિદ્વાનોની નોંધો પણ અહીં ઉલ્લેખનીય છે. પ્રો પિટર્સન સંસ્કૃત હસ્તપ્રત વિષયક અહેવાલ સને ૧૮૮૬ થી ૧૮૯૨ ની પ્રસ્તાવનામાં ધર્મમૂર્તિસૂરિને આ પ્રમાણે ઓળખાવે છે :—

Dharmamurti–Mentioned as the guru of Sivasindhusuri in the Vidhipaksha gachchha, Chandrakula. Fourth in ascent from Udayasagara who wrote in Samvat 1804. 3, App. p. 238 Mentioned as the guru of Kalyansagara–munindra (Sivasindhusuri. See entry Kalyansagara) 3, App. p 220 (Write "dhammamutti")

૧૪૧૨ ડૉ જ્હોન્નેસ ક્લાટ ધર્મમૂર્તિસૂરિ વિશે 'ઇન્ડિયન એન્ટીક્વેરી', પુસ્તક ૨૩ માં મહિતીપૂર્ણ નોંધ આ પ્રમાણે આપે છે.

૧૪૧૩. Dharmamurtisuri, son of Sa Hansaraja vanik in Trambavati and of Hansalade, mula naman Dharmadasa, born Samvat 1585, diksha 1599, acharya and gachchha–nayak 1602 in Amadavada + 1670 in Patan at the age of 85. He is called tyagi.

ચરિત્રનાયકના સમયમાં થયેલી કેટલીક સાહિત્ય પ્રવૃત્તિ વિશે પણ ડૉ ક્લાટ નોંધે છે જેનો ઉલ્લેખ પાછળથી કરીશું.

૧૪૧૪. ભીમશી માણેકની 'ગુરુપટ્ટાવલી'માં ધર્મમૂર્તિસૂરિ એક જ પ્રસંગે આચાર્ય તેમજ ગચ્છનાયક પદ પામ્યા હતા એવો નિર્દેશ નથી. પરંતુ એક જ વર્ષમાં—સં. ૧૬૦૨મા, તેઓ અનુક્રમે બન્ને પદે અલંકૃત થયા હોય એવું તેમાં સૂચન છે. એક જ પ્રસંગે આચાર્ય અને ગચ્છનાયક પદની પ્રાપ્તિની વાતો અન્ય દૃષ્ટિએ પણ વિચારણીય બને છે. કેમકે પૂરોગામી પટ્ટધરના સ્વર્ગગમન પ્રસંગે અન્ય આચાર્યોની તેમજ વડિલ ગુરુ-બંધુઓની વિદ્યમાનતા તો હતી જ. અન્ય આવા પ્રસંગોમાં પણ એમ જ છે તો પછી નવોદિત શ્રમણને એ પદે એક જ પ્રસંગે કેમ અભિયુક્ત કરવામાં આવતા હશે? અંતેવાસી શિષ્ય ઉપરાંત પટ્ટધરની યોગ્યતાનો પ્રશ્ન આ બાબતમાં નિર્ણાયક હોઈ શકે એમ લાગે છે. ગચ્છનાયક પદ માટે મુનિપર્યાય કે સૂરિપદપર્યાયનો પ્રશ્ન ગૌણ સ્થાને હોવો જોઈએ. એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે

## શ્રમણ-જીવન

૧૪૧૫ એ સમયમાં શ્રમણ જીવન કાંઈક શિથિલ થયુ હતુ એ વિશે પ્રાચીન ગ્રંથોમાંથી અનેક જગ્યાએ નિર્દેશ પ્રાપ્ત છે. સંપ્રદાયની છિન્નભિન્નતાનો એ યુગ હતો કડવામત, લોંકામત, બીજામત ઇત્યાદિ અનેક મતમતાંતરો એ અરસામાં ફૂટી નીકળ્યા હતા એક બાજુ પ્રતિમા નિષેધ, બીજી બાજુ સાધુજન નિષેધ અને સામાન્ય રીતે અન્ય સમાચારી પ્રરૂપણા ચાલુ થઈ ગઈ હતી પ્રાચીન ગચ્છોમા ક્રિયાશિથિલતા પ્રવિષ્ટ હતી, જ્યારે સામી બાજુ ક્રિયાની કડકતાનો દેખાવ થયો. આવી પરિસ્થિતિમાં તપાગચ્છના આનન્દવિમલસૂરિએ સં. ૧૫૮૨ મા ધર્મશિથિલતા દૂર કરવા માટે ક્રિયોદ્ધાર કર્યો, ૧૪ વર્ષ લગી ઉગ્ર તપશ્ચર્યા આદરી ઉગ્ર વિહાર કર્યો અને સાધુઓ માટે ૩૫ બોલના નિયમોનો લેખ પાટણથી સં. ૧૫૮૩ માં બહાર પાડ્યો ઇત્યાદિ વિષે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા. ખરતરગચ્છીય જિનમાણિક્યસૂરિના હૃદયમાં પણ ક્રિયોદ્ધાર કરવાની તીવ્ર ઉત્કંઠા હતી. બીકાનેર નિવાસી બચ્છાવત સંગ્રામસિંહે ગચ્છની રક્ષાને માટે તેમને બોલાવ્યા આચાર્યે ભાવથી ક્રિયોદ્ધાર કરીને પ્રથમ દેરાઉર નગર જઈ દાદા જિનકુશલસૂરિની યાત્રા પછી ક્રિયોદ્ધાર કરવાનો સંકલ્પ કરેલો પરંતુ દુર્ભાગ્યે માર્ગમાં જ સં. ૧૬૧૨ ના આષાઢ સુદી ૫ ના તેઓ દેહત્યાગ કરી સ્વર્ગે સંચર્યા. એમના અનુગામી આચાર્ય જિનચંદ્રસૂરિ પણ એવા જ વિચારના હતા જે આત્મસિદ્ધિના ઉદ્દેશથી ચારિત્ર્યધર્મનો વેશ સ્વીકાર્યો એ આદર્શનુ યથાવત્ પાલન ન કરવું એ લોકવંચના જ નહી, કિન્તુ આત્મવંચના પણ છે. ગચ્છનો ઉદ્ધાર કરવાને માટે ગચ્છનાયકને ક્રિયોદ્ધાર કરવો અનિવાર્ય છે—ઇત્યાદિ વિચારોની સાથે એમના હૃદયમાં ક્રિયોદ્ધારની પ્રબલ ભાવના ઉત્પન્ન થઈ. તદનુકૂલ સં. ૧૬૧૪ ના ચૈત્ર વદિ ૭ ને દિવસે જિનચંદ્રસૂરિએ ક્રિયોદ્ધાર કર્યો.

૧૪૧૬. અંચલગચ્છના કર્ણધાર ધર્મમૂર્તિસૂરિએ પણ ગચ્છમાં પ્રવેશેલા શિથિલાચારના સડાને દૂર કરવા ક્રિયોદ્ધારનો જ માર્ગ લીધો. સ્વયં ગચ્છનાયકે ગચ્છનો ઉદ્ધાર કરવા આ માર્ગ અપનાવવો જોઈએ એ વિચાર એમને સ્વીકાર્ય હોય એમ લાગે છે પરિણામે સં ૧૬૧૪ માં તેમણે શત્રુંજય તીર્થમાં આવીને ક્રિયોદ્ધાર કર્યો એમ પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે.

૧૪૧૭. ધર્મમૂર્તિસૂરિનાં સાન્નિધ્યમાં તેમના આજ્ઞાવર્તિ બાવન સાધુઓ અને ચાલીસ સાધ્વીઓ મળીને ૯૨ ના પરિવારે ક્રિયોદ્ધાર કર્યો હોવાનું સૂચન પં. ગજલાભ કૃત 'જિનાજ્ઞા હુંડી–અંચલગચ્છની હુંડી'ની પ્રશસ્તિ દ્વારા મળી રહે છે. જુઓ—'પૂજ્ય ભટારક શ્રી ૧૦૮ શ્રી ધર્મમૂર્તિસૂરી સાનિધ્યે ક્રિયા ઉદ્ધાર કર્યો તેના શિષ્ય ૫૨, ચાલીસ સાધવી સાથે સર્વે ઠાણૂં ૯૨ ના ગુરુ થયા તેહના આત્માર્થે જિનાજ્ઞા હુંડી કરી આપી તે લિખી છે. રાયસુંદરેણ વા૦ પ્રર્માનંદ શિ૦ મું૦ ક્ષમાવર્દ્ધન શિ૦ મું૦ જ્ઞાનલાભ શિ૦ મું૦ નિધાનલાભ શિ૦ મુ૦ ભુવનલાભ શિ૦ દેવસુંદર શિ૦ હીરસુંદર શિ૦ મું. આણંદ સુંદરજી શિ૦ મું૦ રાયસુંદરજી.'

૧૪૧૮. ધર્મમૂર્તિસૂરિનું ત્યાગમય જીવન આદર્શ અને અત્યંત ઉદાહરણીય હતુ. એમની બ્રહ્મચર્ય નિષ્ઠાની પ્રતીતિ કરાવતો એક પ્રસંગ પટ્ટાવલીમાં આ પ્રમાણે વર્ણાયો છે. એક વખત વિહરતા ધર્મમૂર્તિ-સૂરિ યાત્રાર્થે આબૂ પધાર્યા. ત્યાં નિવાસ કરનારી અર્બુદાદેવી રાત્રે અત્યત લાવણ્યવાન, સોળે શણગારથી યુક્ત એવુ સ્ત્રીનું રૂપ સજીને પરીક્ષા કરવા માટે તેમની પાસે આવ્યાં પછી તેમણે ભોગ–વિલાસ ભોગ-વવા માટે ઘણી વાર તેમની પ્રાર્થના કર્યા છતાં ધર્મમૂર્તિસૂરિ વિષય અવગણના કરી પોતે નિશ્ચલ રહ્યા. આચાર્યની બ્રહ્મચર્ય નિષ્ઠાની પરીક્ષા કરી દેવીએ પોતાનું સત્ય સ્વરૂપ પ્રકટ કરીને કહ્યુ—'મુનીન્દ્ર! હું અર્બુદાદેવી આપના પર પ્રસન્ન થઈ છું.' દેવીએ તેમને અદૃશ્ય રૂપ કરનારી તથા આકાશગામિની નામની બે વિદ્યાઓ સમર્પિત કરી ઈત્યાદિ વર્ણન પણ પટ્ટાવલીમાં છે.

૧૪૧૯ મોહનલાલ દલીચંદ દેસાઈ આચાર્યને ઉગ્ર ત્યાગી કહે છે, જુઓ—જૈ. ગૂ. ક. ભા. ૨ પૃ ૭૭૪. જર્મન વિદ્વાન ડૉ. કલાટે પણ એમનાં ત્યાગમય જીવન વિશે નોંધ કરી છે, જે વિષે આપણે ઉલ્લેખ કરી ગયા. આચાર્ય સર્વથા નવવિધ પરિગ્રહના ત્યાગી થઈ ક્રિયા ઉદ્ધાર કરતા એ સંબંધક નિર્દેશ ભીમશી માણેક કૃત ગુરુપટ્ટાવલી તેમજ બુદ્ધિસાગર કૃત 'ગચ્છમત પ્રબધ' માંથી પ્રાપ્ત થાય છે. અર્બુદાદેવીએ આચાર્યને નૈષ્ઠિક બ્રહ્મચારી જાણી વિદ્યાઓ આપી હોવાની વાત ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઈતિહાસ' ભા. ૨ પૃ. ૫૩૨ માં જણાવે છે.

૧૪૨૦. સાંપ્રત વિદ્વાનોના ગ્રંથો દ્વારા તેમજ પ્રાચીન પ્રતો દ્વારા ધર્મમૂર્તિસૂરિનાં આદર્શ ત્યાગ-મય જીવન વિષે ઘણું જાણી શકાય છે. ડૉ. ભાંડારકરે તેમના સંસ્કૃત હસ્તપ્રત વિષયક સને ૧૮૮૩–૮૪ના અહેવાલમાં જે પટ્ટાવલી પ્રકટ કરી છે તેમાંથી પણ ધર્મમૂર્તિસૂરિનાં ત્યાગમય જીવન વિષે સૂચન મળી રહે છે. તેમા આ પ્રમાણે ઉલ્લેખ છે:

**६४ श्री धर्ममूर्तिसूरि सं० १६(०?)२ क्रियोद्धारः स० १५६० पासचन्द्रः सं० १५६२ कटुकमती(त?)**

આટલા સક્ષિપ્ત નિર્દેશ દ્વારા તત્કાલીન સપ્રદાયની છિન્નભિન્નતાનો તેમજ ધર્મમૂર્તિસૂરિએ કરેલા ક્રિયોદ્ધારનો આપણને સ્પષ્ટ ખ્યાલ મળી રહે છે. તેમા નોંધાયેલા સંવતો પણ ઐતિહાસિક મૂલ્ય ધરાવે છે. સ. ૧૬૦૨ મા ધર્મમૂર્તિસૂરિએ ક્રિયોદ્ધાર કર્યો હોય તો સૂરિપદ તેમજ ગચ્છેશપદની પ્રાપ્તિ સાથે જ તેમણે કર્યો હશે એમ અનુમાન થાય છે પટ્ટાવલીમાં ક્રિયોદ્ધારનુ વર્ષ સ ૧૬૧૪ છે તે વિચારણીય છે. એ જ વર્ષે ખરતરગચ્છીય જિનચન્દ્રસૂરિએ ક્રિયોદ્ધાર કરેલો તે આપણે નોંધી ગયા ગમે તેમ, ધર્મ-મૂર્તિસૂરિના ક્રિયોદ્ધારનુ વર્ષ સ ૧૬૦૨ હોય એ કલ્પનાસગત પ્રતીત થાય છે.

૧૪૨૧. ધર્મમૂર્તિસૂરિનાં ત્યાગમય જીવન તેમજ ક્રિયોદ્ધાર વિશે લાવણ્યચંદ્ર કૃત 'વીરવશાનુક્રમ' નામક પટ્ટાવલીમાંથી પણ નિર્દેશ મળી રહે છે. તેમાં આ પ્રમાણે વર્ણન છે—

तत्पट्टप्राग्गिरींदुः कृत वितत तपाः स क्रियोद्धारकारी ।
सिद्धांतोक्ताध्वचारी प्रियपटु परिपन्निस्पृहो दान शौंडः

वादे निर्जित्य दुर्वादिन् मर्दितमपी कूर्चकं तस्य वक्रे ।
सूरींद्रोधर्म्ममूर्त्तिः समजनिजनता साधुभिर्गीतकीर्तिः ॥ ३९ ॥

પ્રકીર્ણ પ્રસંગો

૧૪૨૨. ધર્મમૂર્તિસૂરિના સમયમાં અકબરનાં સૈન્યે ભારે હુમલો કરી જામનગરને તારાજ કર્યું.

ધર્મમૂર્તિના ઉપદેશથી તેજસીશાહે ત્યાં બંધાવેલાં જિનાલયને પણ મુસલમાન સૈન્યે ખંડિત કર્યું અને આશાતના પહોંચાડી આ પ્રસંગ સં. ૧૬૨૪ માં બન્યો હોવાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે.

૧૪૨૩. ઓસવંશીય વડેરાગોત્રીય સમરસી નામનો અંચલગચ્છીય શ્રાવક રાધનપુરથી દીવમાં આવીને વસ્યો. તે અત્યંત ધનવાન હોવા ઉપરાંત ધર્મયુક્ત પણ હતો. તેણે ધર્મકાર્યોમાં અઢળક ધન ખરચ્યું હતું. તેના આગ્રહથી ધર્મમૂર્તિસૂરિ દીવ પધારેલા અને આગમ-વાચના કરેલી.

૧૪૨૪. ઓસવંશીય વાહણી ગોત્રીય શ્રેષ્ઠી વરજાગે સં. ૧૬૨૭ માં ઘણું ધન ખરચીને ઝાલોરી, સાચોરી, રાઢડી અને મારોહી એ ચાર દેશોને જમાડયા. આ વંશમાં ઝાલોરમાં થયેલા કર્માએ ધર્મ-કાર્યોમાં ઘણું ધન ખરચ્યું હતું. મૂળીમાં થયેલા નોડાશાહે ત્રણ હજાર માણસોનો સંઘ કાઢીને સં. ૧૬૧૧ અને ૧૬૧૫ માં એમ બે વાર શત્રુંજયની યાત્રા કરી લક્ષ્મી કૃતાર્થ કરી. આ વંશના સીકા આદિ ભાઈઓએ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી શ્રી સુમતિનાથબિંબની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરી

૧૪૨૫ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી અંચલગચ્છીય શ્રાવકોએ ઘણાં ધર્મકાર્યો કર્યાં છે, જે અંગે પાછળથી સપ્રમાણ વિચારણા કરીશું. સૂરતના અંચલગચ્છીય સંઘે સં. ૧૬૫૩ માં શ્રી સંભવનાથ જિનાલય નિર્માણ કરાવી મૂલનાયકની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરી. આચાર્યના ઉપદેશથી જિનાલય નિર્માણના બીજા પણ અનેક કાર્યો થયાં છે જે અંગે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું.

## ધર્મપ્રચાર

૧૪૨૬. ધર્મમૂર્તિસૂરિએ ગચ્છના ઉદ્ધારાર્થે ક્રિયોદ્ધાર કર્યો એ વિશે આપણે વિચારી ગયા. ક્રિયોદ્ધારની સાથે તેમણે ધર્મપ્રચારના અનીવાર્ય કાર્યને પણ ગતિમાન બનાવી ગચ્છ તેમજ શાસનનું સંગઠ્ઠન દૃઢ કર્યું. અપેક્ષિત ઉદ્દેશ અનુસાર એમનો વિહારપ્રદેશ પણ વિશાળ જણાય છે અમરસાગર-સૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં ધર્મમૂર્તિસૂરિનું જીવનવૃત્ત પ્રાય. વર્ષવાર ક્રમમાં નિબદ્ધ છે. એમના વિહારક્રમનું તથા વર્ષા નિવાસનું તેમાંથી ક્રમબદ્ધ વર્ણન મળે છે ચરિત્રનાયકના જીવન વિષયક અનેક જ્ઞાતવ્ય તેમજ તથ્યપૂર્ણ બાબતોનુ એ પટ્ટાવલીમા વિશદ રીતિથી વર્ણન કરવામા આવ્યુ હોઈને તેનો ઉલ્લેખ વિવક્ષિત છે પશ્ચિમ ભારતના સમગ્ર મુખ્ય નગરો અને ગામોમા રહેલા એમના અસંખ્ય ધર્મિષ્ટ અને ધનિક શ્રાવક-શ્રાવિકાઓના કુટુંબોનો તેમજ વ્યક્તિઓનો તેમા નામોલ્લેખ મળે છે. એટલુ જ નહીં એમણે ક્યા, કેવી રીતે પૂજા, પ્રતિષ્ઠા કે સંઘોત્સવ આદિ ધર્મકાર્યો કર્યા એ બધાનુ નિશ્ચિત વિધાન પણ મળે છે

૧૪૨૭. આબૂતીર્થમાં દેવીનુ વરદાન પ્રાપ્ત કર્યા પછી ધર્મમૂર્તિસૂરિ સીરોહી નગર પધાર્યા અને ચાતુર્માસ રહ્યા.

૧૪૨૮. સં. ૧૬૧૩ માં આચાર્ય નવાનગર પધાર્યા. નાગડા તેજસિંહ શ્રાવકે તેમનો આડંબર-પૂર્વક પ્રવેશ-મહોત્સવ કર્યો તેજસિંહસાહના આગ્રહથી આચાર્ય ત્યાં ચાતુર્માસ રહ્યા. તેમના ઉપદેશથી તેજસિંહસાહે નવાનગરમાં જિનાલય બંધાવવાનો પ્રારંભ કર્યો એ વિશે પાછળથી ઉલ્લેખ કરીશું.

૧૪૨૯. સં. ૧૬૧૪ મા સૂરિ શત્રુંજય તીર્થાધિરાજમાં પધાર્યા, ક્રિયોદ્ધાર કર્યો તેમજ ત્યા શિષ્ય પરિવાર સહિત તેઓ પાલીતાણામા ચાતુર્માસ રહ્યા ત્યાથી વિહાર કરી અમદાવાદ પધાર્યા તથા સં. ૧૬૧૫ મા ત્યા જ ચાતુર્માસ રહ્યા તદનંતર ત્યાથી વિહાર કરી તેઓ ઉદયપુર પધાર્યા ત્યા ચાતુર્માસ રહી સં. ૧૬૧૭માં આગ્રામાં પધાર્યા. ત્યા સમ્રાટ અકબરને માન્ય લોઢાગોત્રીય ઋષભદાસ તથા તેના ભાઈ પ્રેમને ધામધૂમથી આચાર્યનો પ્રવેશ-મહોત્સવ કર્યો. સંઘના આગ્રહથી આચાર્ય ત્યાં ચાતુર્માસ રહ્યા,

ઉક્ત શ્રેષ્ઠીબંધુઓએ સૂરિની આદરમાનપૂર્વક ભક્તિ કરી તેમજ તેમના ઉપદેશથી બે હજાર માણસોના સંઘ સહિત સમેતશિખર તીર્થની યાત્રા કરી. આચાર્ય એ સંઘમાં ઉપસ્થિત રહ્યા. તદનતર આચાર્ય અન્યત્ર વિચરી વાણારસીમાં પધાર્યા તથા ત્યાં જ ચાતુર્માસ રહ્યા પૂર્વ તેમજ ઉત્તર ભારતમાં ધર્મમૂર્તિસૂરિ કેટલોક સમય વિચર્યા અને અનેક જીવોને ધર્મ પમાડયો.

૧૪૩૦ નાગડા તેજસિંહની વિનતિથી આચાર્ય સ. ૧૬૨૪ માં પુન. નવાનગરમાં પધાર્યા તે વખતે પણ તે શ્રેષ્ઠીવર્યે મોટા આડબરપૂર્વક ગુરુનો પ્રવેશ–મહોત્સવ કર્યો. એ અરસામાં તેણે આરંભેલા જિનાલયનું કાર્ય સપન્ન થયું હતુ આ શિખરબધ જિનાલય બે લાખ મુદ્રિકાને ખરચે તૈયાર થયું હતું. શ્રેષ્ઠીના આગ્રહથી ત્યાં ચાતુર્માસ રહેલા ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી નૂતન જિનપ્રાસાદમાં સં. ૧૬૨૪ ના પોષ સુદી ૮ ને દિવસે એકાવન જિનબિબોની પ્રતિષ્ઠા થઈ મૂલનાયક તરીકે શ્રી શાંતિનાથ ભગવાનની સ્થાપના થઈ. તે પ્રસગે તેજસિંહસાહે જ્ઞાતિબધુઓને મિષ્ટાન્ન ભોજન કરાવ્યુ તથા ગચ્છના સર્વે સાધુઓનો ઘણો આદર સત્કાર કર્યો. ચાતુર્માસ બાદ આચાર્ય અન્યત્ર વિહાર કરી ગયા.

૧૪૩૧. ઓસવશીય વાહણી ગોત્રીય શ્રેષ્ઠી વરજાંગ અંચલગચ્છીય શ્રાવક હતા. સં. ૧૬૨૭ માં તેણે ઘણું ધન ખરચીને ઝાલોરી, સાચોરી, રાડદ્રહી અને સીરોહી એ ચાર દેશ જમાડ્યા. એ જ વશમાં ઝાલોરમાં થયેલા કર્માએ ધર્મકાર્યોમા ઘણુ ધન ખરચ્યું. મૂળીમાં થયેલા નોડાસાહે ત્રણ હજાર માણસોનો સધ કાઢી ઘણું ધન ખરચી સં. ૧૬૧૧ તથા સં. ૧૬૧૫માં શત્રુંજયની યાત્રાઓ કરી. એ વંશના સીહા આદિ બધુઓએ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી શ્રી સુમતિનાથબિંબની પ્રતિષ્ઠા કરાવી ઘણું ધન ખરચ્યું, જે વિશે ભટ્ટગ્રંથોમાંથી ઉલ્લેખો મળે છે.

૧૪૩૨. ધર્મમૂર્તિસૂરિ અનેક ગામો તથા નગરોમાં પદાર્પણ કરતાં અનુક્રમે આગ્રાના લોઢાગોત્રીય ઋષભદાસના સુપુત્રો કુરપાલ અને સોનપાલના અત્યંત આગ્રહથી સં. ૧૬૨૮ માં આગ્રા પધાર્યા. લોઢાબધુઓએ ગુરુનો પ્રવેશમહોત્સવ કર્યો તેમની વિનતિથી આચાર્ય ત્યાં ચાતુર્માસ રહ્યા. ત્યાંના જૈન સંઘે આચાર્યની ઘણી જ ભક્તિ કરી. આચાર્યના ઉપદેશથી કુરપાલ અને સોનપાલે મળીને ત્યાં અચલગચ્છીય ઉપાશ્રય બધાવ્યો તથા વિશાળ જિનાલયો બધાવવાનાં કાર્યોનો પણ પ્રારભ કર્યો. તદનતર ચાતુર્માસ બાદ સૂરિએ ત્યાંથી વિહાર કરીને પાવાપુરી આદિ તીર્થભૂમિઓની યાત્રા કરી.

૧૪૩૩. પાવાપુરીથી ઉગ્રવિહાર કરી સૂરિ પરિવાર સહિત સં. ૧૬૨૯ માં રાજનગર—અમદાવાદ પધાર્યા. ત્યા શ્રીમાલીવશીય શ્રેષ્ઠી આભા આચાર્યનો અનન્ય ભક્ત હતો. તેના આગ્રહથી આચાર્ય ત્યાં ચાતુર્માસ રહ્યા. ધર્મમૂર્તિસૂરિના ત્યાગ, વૈરાગ્ય આદિ અનુપમ ગુણોના સમૂહ જોઈને અમદાવાદના સઘે મળીને તેમને યુગપ્રધાનની પદવી આપી. આભા શ્રેષ્ઠીએ આચાર્યના ઉપદેશથી ત્યા એક જિનાલય બંધાવ્યુ તથા સં ૧૬૨૯ ના મહા સુદી ૧૩ ને દિવસે આચાર્યના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથ ભગવાન આદિ ૧૩ જિનબિબોની તેમાં પ્રતિષ્ઠા કરાવી તિલકસાગર કૃત 'રાજસાગરસૂરિ રાસ' (સં. ૧૭૨૨) માં ૬ ઠ્ઠી અને ૮ મી ઢાળમાં અમદાવાદની આગેવાન અને શ્રીમાન શ્રાવકોની નામાવલી આપી છે, તેમાં જણાવાયું છે—

> વેણી દોસી તણો સુત વાઘો, તસ પિતરાઈ પારસપીગ છાજિ,
> સાહુકુંઅરજી વાઘજીનો ભાઈ, પરિખ ભાણ સુત મોહિં.

આઠમી ઢાળમાં આ નામના બીજા પણ શ્રાવકોનો ઉલ્લેખ મળે છે. જુઓ જૈ ઐ. ગૂર્જર કાવ્ય સચય, સપાદક મુનિ જિનવિજયજી. પૃ ૫૪–૫૬,

૧૪૩૪. તદનંતર આચાર્ય અનુક્રમે માંડલ, ખંભાત, સુરત, રાણપુર, વઢવાણ તથા પાલીતાણામાં ચાતુર્માસ રહ્યા. પાલીતાણામાં યાત્રાર્થે આવેલા તેજસિંહસાહે વિનતિ કરતાં આચાર્ય નવાનગરમાં પધાર્યા તથા સમસ્ત સંઘના આગ્રહથી ત્યાં જ ચાતુર્માસ રહ્યા. ગુરુના ઉપદેશથી તેજસિંહસાહે પાંચ લાખ મુદ્રિકાઓ ખરચીને સંઘ સહિત શત્રુંજયની યાત્રા કરી.

૧૪૩૫. ત્યાંથી વિચરતા ગુરુ દીવબંદરમાં પધાર્યા. ત્યાં ભણસાલી નાનચંદ્ર પ્રમુતિ સંઘે તેમનો પ્રવેશ મહોત્સવ કર્યો. ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી શ્રેષ્ઠી નાનચંદ્રે ત્યાં શ્રી શીતલનાથપ્રભુની પુખરાજરત્નની પ્રતિમા ભરાવી. તેની પત્ની રત્નાદેએ ગુરુના ઉપદેશથી શ્રાવકના બારે વ્રતોનો સ્વીકાર કર્યો. આચાર્યના આગમનથી દીવબંદરમાં સારી ધર્મ જાગૃતિ થઈ. ભટ્ટગ્રંથોને આધારે વિશેષમાં જાણી શકાય છે કે ઓસવંશીય વડેરા ગોત્રીય સમરસી રાધનપુરથી આવીને દીવમાં વસ્યો. તે ઘણો ધનવાન તેમજ ધર્મક્રિયામાં અત્યંત ચુસ્ત હતો. તેણે શ્રાવકની અગિયાર પ્રતિમા વહીને ઘણું ધન ખરચ્યું; ધર્મમૂર્તિસૂરિને દીવમાં પધરાવી સર્વ આગમો સાંભળ્યાં.

૧૪૩૬. ત્યાંથી વિહાર કરી આચાર્ય પ્રભાસપાટણમાં પધાર્યા. ત્યાંના સંઘે ઉત્સવપૂર્વક આચાર્યનો નગરપ્રવેશ કરાવ્યો. ત્યાંથી વિહાર કરીને ગુરુ સં. ૧૬૪૭ માં પોરબંદરમાં પધાર્યા. ત્યાં નાગડાગોત્રીય ધર્મસિંહ નામનાં શ્રાવકવર્યે સંઘ સહિત મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો. સંઘના આગ્રહથી તેઓ ત્યાં ચાતુર્માસ રહ્યા. શ્રેષ્ઠી ધર્મસિંહે ગુરુના ઉપદેશથી શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા કરાવી મોટા ઉત્સવથી તેની પ્રતિષ્ઠા કરાવી તે પ્રસંગે શ્રેષ્ઠીએ ઘણું ધન ખરચીને સ્વામિવાત્સલ્યાદિ ઘણાં ધર્મકાર્યો કર્યાં. ત્યાંથી વિહરતા આચાર્ય કચ્છના માંડવી બંદરમાં પધાર્યા. એ અરસામાં નવાનગર પર મુસલમાનોએ હલ્લો કરતાં તેજસિંહસાહ પણ માંડવી બંદરમાં જ સ્થળાંતર કરી આવ્યા હતા. તેમણે ગુરુને સજળનેત્રે મુસલમાનોએ કરેલા જિનાલયના ભંગનો વૃત્તાંત કહી સંભળાવ્યો. ગુરુએ તેમને આશ્વાસન આપ્યું અને ખંડિત જિનાલયના પુનરૂદ્ધારની પ્રેરણા કરી તેજસિંહસાહ સાંત્વન મેળવી પછી પૂર્વજોનાં વતન આરિખાણા ગામમાં કુટુંબ સહિત રહ્યા. મુસલમાનના હલ્લા બાદ તેજસિંહસાહે કરેલા જિનાલયના પુનરૂદ્ધાર તથા સં. ૧૬૪૮ માં નવાનગરમાં થયેલી અન્ય પ્રતિષ્ઠાઓ વિષે પાછળથી ઉલ્લેખ કરીશું.

૧૪૩૭ સં. ૧૬૪૮ માં નવાનગરમા આચાર્યના ઉપદેશથી ઐતિહાસિક પ્રતિષ્ઠાઓ થઈ. એ વર્ષે તેઓ સંઘના આગ્રહથી ચાતુર્માસ પણ ત્યાં જ રહેલા, તદનંતર આચાર્યે અન્યત્ર વિહાર કર્યો. એ અરસામાં ઓસવંશીય દેવાણુદસખા ગોત્રીય, પ્રોલના રહીશ દેરાજ નામના અંચલગચ્છીય શ્રાવકે સં. ૧૬૫૧ માં ત્યાં સેલરવાવ બંધાવી; ઓસવંશીય દેઢિયા ગોત્રીય ભોજા નામના અંચલગચ્છીય શ્રાવકે સં. ૧૬૪૭ માં વલાડિયાથી માડીની વાટે ભોજાવાવ બંધાવી ઈત્યાદિ ઉલ્લેખો ભટ્ટગ્રંથોમાંથી પ્રાપ્ત થાય છે. માંડલ, ખંભાત, સુરત, વઢવાણ, બાહડમેર, જેસલમેર આદિ નગરોમાં ધર્મમૂર્તિસૂરિએ ઉગ્ર વિહાર કરી જૈનધર્મનો સુંદર પ્રચાર કર્યો અને ગચ્છની તેમજ શાસનની શોભા વધારી સં ૧૬૫૬ માં બાહડમેરમાં ત્યાંના રાજા ઉદયસિંહ રાઠોડના મંત્રી શ્રેષ્ઠી કૂંપાએ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી બંધાવેલાં જિનાલય અને જિનબિંબોની પ્રતિષ્ઠાઓ વિષે પાછળથી ઉલ્લેખ કરીશું મંત્રી કૂંપાએ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી પંદર હજાર રૂપિયાને ખરચે સંઘ સહિત શ્રી ગોડીપાર્શ્વનાથ તીર્થની યાત્રા કરી જીવિત કૃતાર્થ કર્યું.

૧૪૩૮. બાહડમેરથી વિહાર કરી આચાર્ય જેસલમેરમાં પધાર્યા ત્યાં લાલણગોત્રીય શ્રેષ્ઠી ઋષભદાસે ઘણાં જ સન્માનપૂર્વક ગુરુનો પ્રવેશમહોત્સવ કર્યો. સંઘના આગ્રહથી ગુરુ સં. ૧૬૫૭ માં જેસલમેરમાં

ચાતુર્માસ રહ્યા. તેમના ઉપદેશથી વડેરાગોત્રીય ધનપાલ તથા લાલણગોત્રીય ઋષભદાસ એ બન્ને શ્રેષ્ઠીવર્યો-એ મળીને પચીસ હજાર ટકને ખરચે જૈનાગમો અને શાસ્ત્રોની પ્રતો લખાવી ગુરુને વહોરાવી ધર્મ-મૂર્તિસૂરિએ જેસલમેરના અચલગચ્છીય ઉપાશ્રયમા જ્ઞાનભંડાર કરાવી પથ્થર નિર્મિત કબાટોમાં હાથ-પ્રતો સુરક્ષિત રખાવી. ઉક્ત બન્ને શ્રાવકોએ જયશેખરસૂરિકૃત કલ્પસૂત્ર સુખાવબોધ ટીકાની બે પ્રતો સ્વર્ણાક્ષરી સાહીથી લિપિબદ્ધ કરાવી. આવી રીતે સુરક્ષિત જ્ઞાનભંડારનું નિર્માણ કરાવી ચતુર્માસ બાદ આચાર્ય લોદ્રવાપુરમાં રહેલાં અત્યંત પ્રાચીન શ્રીપાર્શ્વનાથ જિનમંદિરની યાત્રા કરવા માટે જેસલમેરના સંઘ સહિત પધાર્યા. તદનંતર તેઓ પારકરમાં વિહાર કરી ગયા

૧૪૩૯. પટ્ટાવલીના વર્ણન દ્વારા સૂચિત થાય છે કે એ વખતે ત્યાં કાપાલિક મતનો સારો પ્રચાર હશે. પટ્ટાવલીમાં એ વિષયક એક ચમત્કારિક પ્રસંગનુ આ પ્રમાણે નિરુપણ છે : પારકરમાં ધર્મમૂર્તિસૂરિને મોટી જટાને ધારણ કરનારો, કંથાથી ઢંકાયેલાં શરીરવાળો, બિહામણા મુખવાળો એક યોગી મળ્યો આચાર્યના પ્રભાવશાળી વ્યક્તિત્વને જોઈ તે બત્રીસ લક્ષણા પુરુષને અભિપ્સિત વિદ્યાર્થે જોગણીઓને બલિદાન આપવાના સ્વપ્નાઓ સેવે છે, અને આચાર્યની પાછળ જાય છે. આચાર્ય પણ પોતાના મનમાં શંકા પામીને એ યોગી–વેશધારી દુષ્ટ કાપાલિકના મનની મેલી મુરાદ જાણી જાય છે અને તે કાંઈ મંત્ર વિદ્યાથી કરે તે પહેલાં જ આચાર્ય તેને સ્તંભિત કરી દે છે. નજીકના ગામમાં રહેનાર ઘણા લોકો વિવાહ પ્રસંગે ત્યાથી પસાર થયા. તેમણે પથ્થરની જેમ ચેષ્ટારહિત કાપાલિકને જોયો અને હર્ષિત થઈ આચાર્યને કહ્યુ—'ભગવન્ ! આ દુષ્ટ કાપાલિકે આસપાસના ગામોમાંથી અનેક બાળકોનુ હરણ કર્યું છે સારૂ થયું કે આપે તેને પથ્થરમય બનાવી દીધો છે !' નજીકના ગામના લોકો પણ આ હકીકત જાણી અત્યંત ખુશી થયા. અને ગુરુના પગલા ગામના ચોરામાં સ્થાપ્યાં. આચાર્ય ગ્રામ્ય-જનોના અત્યંત આગ્રહવશાત્ ગામમાં ચાર દિવસ રહ્યા તેમના ઉપદેશથી ત્યાં ઘણા લોકોએ જીવહિંસાનાં પ્રત્યાખ્યાન કર્યા.

૧૪૪૦. આચાર્ય ત્યાંથી વિહાર કરી નગરપારકરમાં પધાર્યા. સંઘના આગ્રહથી તેઓ ત્યાં ચાતુર્માસ રહ્યા. ત્યાથી બાહડમેર પધાર્યા અને સંઘના આગ્રહથી સં ૧૬૫૯ મા ત્યા ચાતુર્માસ રહ્યા. બાહડમેરમા વડેરાગોત્રીય સાગરમલ્લ નામના શેઠે આચાર્યના શ્રીમુખથી શ્રાવકનાં બારે વ્રતો ગ્રહણ કર્યા. ગુરુના ઉપદેશથી તેણે સ્વામિવાત્સલ્યાદિ ધર્મકાર્યોમાં પણ ઘણુ ધન ખરચ્યું ત્યાંથી લોઢાગોત્રીય મંત્રી બાંધવ કુરપાલ અને સોનપાલની આગ્રહભરી વિનતિથી આચાર્ય સં. ૧૬૬૫ માં આગ્રા પધાર્યા અને તેમના ઉપદેશથી અનેક ધર્મકાર્યો થયાં એ વિશે પાછળથી સપ્રમાણ ઉલ્લેખ કરીશું આચાર્ય એ વર્ષે ત્યાં જ ચાતુર્માસ રહ્યા ચાતુર્માસ બાદ મંત્રી બાંધવોએ ધર્મમૂર્તિસૂરિની અધ્યક્ષતામાં સમેતશિખર તીર્થની કુટુંબ-સહિત યાત્રા કરી ધર્મકાર્યોમાં અઢળક ધન વાવર્યું. યાચકોને દાન આપવાના તેમજ સાધર્મિકોના ઉદ્ધારના અનેક કાર્યો આ શ્રેષ્ઠીવર્યોએ કર્યા છે તીર્થયાત્રા કરવા ઉપરાંત અઠ્ઠાઈ મહોત્સવ ઉજવીને તેમજ સમેતશિખર તીર્થની પાદુકાઓની દેહરીઓનો જિર્ણોદ્ધાર કરાવીને આ મંત્રી બાંધવોએ મહાપુણ્ય ઉપાર્જન કર્યું છે.

૧૪૪૧. સમેતશિખરની યાત્રાથી પાવન થઈ આચાર્ય પુનઃ આગ્રામાં પધાર્યા. ત્યાંથી અપ્રતિહત વિહરતા પોતાના ચરણકમળથી અનેક ગામો અને નગરોને પવિત્ર કરતાં પરિવાર સહિત જયપુરમાં પધાર્યા. ત્યાંના સંઘે મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો. સંઘના આગ્રહથી તેઓ જયપુરમાં જ ચાતુર્માસ રહ્યા. ત્યાં નાગડાગોત્રીય જુહારમલ્લ નામના ઉત્તમ શ્રાવકે આચાર્યના ઉપદેશથી શ્રી શાંતિનાથ ભગવાનની સુવર્ણમય પ્રતિમા ભરાવી અને સં. ૧૬૬૬ ના પોષ સુદી ૫ ને દિવસે તેની પ્રતિષ્ઠા કરાવી. જુહારમલ્લે

પોતાની પત્ની રમાદેવી સહિત શ્રાવકનાં બારે વ્રતો ગુરુના શ્રીમુખથી અંગીકાર કર્યાં; ઘણું ધન ખરચીને તેમણે સ્વામિવાત્સલ્યાદિ ધર્મકાર્યો કર્યાં, તેમજ જૈન શાસ્ત્રના બાર ગ્રંથો લિપિબદ્ધ કરાવી તેમણે ગુરુને વહોરાવ્યા. ચાતુર્માસ બાદ આચાર્ય ત્યાંથી વિહાર કરી અનુક્રમે સાદરી નગરમા પધાર્યા. ત્યાંના સંઘે આડંબરપૂર્વક તેમનો પ્રવેશમહોત્સવ કર્યો એમની ધર્મદેશનાથી પ્રભાવિત થઈ પોરવાડ જ્ઞાતીય સમરસિંહ નામના શ્રાવકે ત્યાંની પંચતીર્થીનો બસો માણસનો સંઘ ધર્મમૂર્તિસૂરિની અધ્યક્ષતામા કાઢ્યો. આચાર્ય પરિવાર સહિત સંઘ સમેત પ્રથમ રાણકપુરમાં પધાર્યા. સંઘપતિ સમરસિંહના પિતા ધન્નાસાહ રાણકપુરનાં ભવ્ય જિનાલયના દર્શન કરીને ધન્યતા અનુભવવા લાગ્યા સમરસિંહે જિનાલયના જીર્ણોદ્ધારનુ કાર્ય પણ પ્રારંભ્યું રાણકપુરથી સંઘ નાડોલ ગયો સંઘે ત્યાં બે દિવસ સ્થિરતા કરી. નાડોલના સંઘે પણ આચાર્યની સારી ભક્તિ કરી. ત્યાંથી સંઘ નાડૂલાઈ ગયો એ પછી વરકાણા ગામમાં યાત્રાર્થે સંઘે ત્રણ દિવસની સ્થિરતા કરી. ત્યાં શ્રી પાર્શ્વનાથજિનાલયને જીર્ણાવસ્થામા જોઈ ગુરુના ઉપદેશથી સંઘપતિ સમરસિંહે તીર્થોદ્ધારનું કાર્ય પ્રારંભ્યુ ત્યાંથી સંઘ ઘાણેરાની યાત્રા કરી પુન સાદરીમાં પધાર્યો. ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી સંઘપતિએ બાર વ્રતો અંગીકાર કર્યાં સ્વામિવાત્સલ્ય આદિ કાર્યોમાં ઘણું ધન ખરચ્યું. આચાર્યના ઉપદેશથી તેણે શ્રી યુગાદિદેવની રૌપ્ય પ્રતિમા ભરાવી. સં. ૧૬૬૬ ના વૈશાખ સુદી ૧૩ ને દિવસે મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી સમરસિંહે શેષ ધન પણ ધર્મકાર્યોમા વાવરી આચાર્ય પાસે સં. ૧૬૬૬ ના વૈશાખ વદિ ૯ ને દિવસે પ્રવ્રજ્યા અંગીકાર કરી. ગુરુએ તેમનું સૌભાગ્યસાગર એવું ગુણ-નિષ્પન્ન નામ રાખ્યુ. સમરસિંહના ગુણસિંહ આદિ ત્રણ પુત્રોએ દીક્ષામહોત્સવ કર્યો. આ અંગે પાછળથી પણ ઉલ્લેખ કરીશુ.

૧૪૪૨. સાદરીથી વિહાર કરી આચાર્ય પરિવાર સહિત પાલી નગરમાં પધાર્યા. ત્યાંના સંઘે પણ અત્યંત આદરમાનથી તેમનો પ્રવેશ મહોત્સવ કર્યો. ત્યાંના સાચીહર જ્ઞાતીય નથમલ્લ નામના વિદ્વાન બ્રાહ્મણને પ્રતિબોધ આપી દીક્ષિત કર્યો અને તેમનુ નાથાગણિ એવુ નામ ગુરુએ રાખ્યુ. જે વિશે પાછળથી સપ્રમાણ ઉલ્લેખ કરીશુ. પાલીના સંઘના આગ્રહથી આચાર્ય ત્યાં ચાતુર્માસ રહ્યા. ત્યાંના શ્રેષ્ઠી મહિરાજે ગુરુની ભાવથી ઘણી ભક્તિ કરી. ગુરુના ઉપદેશથી મહિરાજે ત્યાં એક મનોહર ઉપાશ્રય પણ બંધાવ્યો.

૧૪૪૩. ચાતુર્માસ બાદ પાલીથી વિહાર કરી આચાર્ય સમુદાય સહિત જોધપુરમાં પધાર્યા. સહસ્રમલ પ્રભૃતિ શ્રાવકોએ તેમનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. ત્યાના સંઘના આગ્રહથી આચાર્ય જોધપુરમા જ ચાતુર્માસ રહ્યા. આચાર્યના ઉપદેશથી સહસ્રમલે નાગોરથી દસ લહીઆને તેડાવી ઘણા જૈન ગ્રંથો લખાવ્યા. ત્યાં નવું ભંડાર કરાવીને બધાયે ગ્રંથો તેમા સંગ્રહિત કરવામા આવ્યા.

૧૪૪૪. ત્યાથી વિહાર કરી અનુક્રમે ગુરુ પાલણપુરમાં પધાર્યા. ત્યાંના સંઘે તેમનો આડંબરપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. એકવીસ મુનિઓના પરિવાર સહિત ગુરુ ત્યાં બિરાજ્યા. એમના આગમનથી ત્યાં ધર્મભાવનાની વૃદ્ધિ થઈ શ્રાવકો આચાર્યનો ધર્મોપદેશ સાંભળી હર્ષિત થયા ત્યાંના વડેરાગોત્રીય રવિચંદ્ર નામના શ્રાવકના અત્યંત આગ્રહથી ધર્મમૂર્તિસૂરિએ તે શ્રાવકના પંચમી તપના ઉદ્યાપન—ઉજમણા પ્રસંગ સુધી સ્થિરતા કરી. આચાર્યના ઉપદેશથી રવિચંદ્રે મહોત્સવપૂર્વક પંચમી તપનું ઉદ્યાપન કર્યું અને તે પ્રસંગે ઘણુ ધન ખરચીને વિવિધ પ્રકારે જ્ઞાનની ભક્તિ કરી. તેણે સ્વામિવાત્સલ્યાદિ ધર્મકાર્યો પણ કર્યાં. આચાર્યના ઉપદેશથી રવિચંદ્રે કસોટી પાષાણનિર્મિત શ્રી નેમિનાથ જિનેશ્વરની દર્શનીય મૂર્તિ ભરાવી. આચાર્યનું શરીર વૃદ્ધાવસ્થાથી ક્ષીણ થઈ ગયુ હોઈને ત્યાંના સંઘે તેમને એ ઉમરે વિહાર ન કરવાની અને પાલણપુરમા જ સ્થિરવાસ રહેવાની આગ્રહભરી વિનંતિ કરી. ગુરુએ તેમને જણાવ્યું—'શ્રાવકવર્યો!

સંઘની આજ્ઞા તીર્થંકરોને પણ શિરોમાન્ય છે. પરંતુ આજ દિવસ સુધી ચાતુર્માસ વિના હું ક્યારે પણ 'સ્થિરવાસ કરીને રહેલ નથી. તો પણ વર્તમાન યોગે હું આપની વિનંતિ ધ્યાનમાં લઈશ.' સંઘના આગ્રહથી આચાર્ય પરિવાર સહિત સં ૧૬૬૯ માં પાલણપુરમાં ચાતુર્માસ રહ્યા પાલણપુરના નવાબની કરિમાબેગમ તાવથી પીડાતી હતી આચાર્યના મંત્રપ્રભાવથી તેનો તાવ દૂર થયો, ઈત્યાદિ વાતો વિશે પાછળથી સવિસ્તર વિચારીશું.

૧૪૪૫ શરીર અત્યંત જર્જરિત થયુ હોવા છતાં ધર્મમૂર્તિસૂરિએ ક્યાંયે સ્થિરવાસ કર્યો નહીં એટલું જ નહી ગ્રામાનુગ્રામ વિચરી જૈન ધર્મના ઉચ્ચ આદર્શો અને વિચારોનો પ્રચાર એમણે અદમ્ય ઉત્સાહથી કર્યો. અંતિમ અવસ્થામા તેઓ જૂનાગઢ પધાર્યા ગિરનારજીની યાત્રા કરી તેઓ પોતાના આત્માને સફળ માનવા લાગ્યા. ગાંધી ગોત્રીય લક્ષ્મીચંદ્ર પ્રભૃતિ સંઘે તેમની ઘણી ભક્તિ કરી, અને વૃદ્ધાવસ્થામાં જૂનાગઢમાં જ નિવાસ કરવા માટે આગ્રહપૂર્વક વિનતિ કરી ઉગ્ર વિહારી આચાર્યે ત્યાં માસ-ક્ષમણ કર્યું, અને ત્યાર પછી પુન ધીમે ધીમે વિહાર ચાલુ રાખ્યો અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં સં. ૧૬૭૦ ના ચૈત્ર સુદી પૂનમને દિવસે ધર્મમૂર્તિસૂરિએ પ્રભાસપાટણમા નશ્વરદેહનો ત્યાગ કર્યો એવુ વિધાન છે, જે સંશોધનીય છે આચાર્યે પ્રભાસપાટણમા નહી પરંતુ અણહિલપુર પાટણમાં દેહત્યાગ કર્યો હતો, એ વિશે પાછળથી વિચારણા કરીશુ પટ્ટાવલીના ઉલ્લેખાનુસાર આચાર્યે અંતિમ ઘડીએ પોતાના સમગ્ર પરિવારને પ્રભાસપાટણમા એકત્રિત કરેલ એ વિશે વિસ્તીર્ણ વર્ણન છે.

૧૪૪૬ ધર્મમૂર્તિસૂરિના સ્વર્ગગમનના સ્થળનો મતભેદ અહીં જતો કરીએ તો પણ એટલુ તો સ્પષ્ટ છે કે ૮૫ વર્ષની જૈફ ઉમરે અચલગચ્છના કર્મઠ સૂત્રધાર ધર્મમૂર્તિસૂરિ અંતિમ શ્વાસ સુધી જૈન ધર્મના ઉદાત્ત સિદ્ધાંતોનો પ્રચાર અદમ્ય ઉત્સાહથી કરતા જ રહ્યા એમણે પોતાના પ્રશસ્ત કાર્યથી ગચ્છનુ જ નહીં, શાસનનુ નામ ખરેખર, ઉજળુ કર્યું છે આચાર્ય અપેક્ષિત નેતૃત્વ આપવામા જેટલા પાછળ રહ્યા હોત તેટલે અંશે સંપ્રદાયોની છિન્નભિન્નતા વૃદ્ધિગત જ થાત નવોદિત સંપ્રદાયોના અનિયંત્રિત વિકાસમાં ધર્મમૂર્તિસૂરિ તેમજ અન્ય પ્રાચીન ગચ્છોના આચાર્યોએ યથોચિત રૂકાવટ આણી છે. એ એક ઐતિહાસિક સત્ય છે જો એમ ન થયું હોત તો જૈન મૂર્તિપૂજક શ્વેતાંબર પક્ષ અત્યંત લઘુ-મતિમાં જ આજે જોવા મળત!!

## પાલણપુરના નવાબ સાથે સમાગમ

૧૪૪૭. ધર્મમૂર્તિસૂરિનો પાલણપુરના નવાબ સાથેનો સમાગમ ઈતિહાસપ્રસિદ્ધ છે પટ્ટાવલીમાં એ સમાગમના નિમિત્તરૂપ એક ઘટના વિસ્તીર્ણ રીતે વર્ણવવામા આવી છે. એ ઘટનાને પરિણામે સર્જાયેલા સુભગ સમાગમ અને એ પછી આચાર્યના સદુપદેશથી જૈનધર્માભિમુખ થયેલા નવાબે જૈનધર્મના કેટલાક ઉદાત્ત સિદ્ધાંતોનુ કરેલુ ચુસ્તપાલન એ સંબંધક રસપ્રદ બાબતો અહી વિવક્ષિત છે

— ૧૪૪૮. સં. ૧૬૬૯ માં ધર્મમૂર્તિસૂરિ પાલણપુરમાં ચાતુર્માસ રહેલા. તે વખતે ત્યાંના નવાબની કરિમા નામની પ્રાણપ્રિય બેગમ ૭ માસથી એકાંતરીઆ તાવથી પીડાતી હતી નવાબે વૈદો અને હકીમોને બોલાવ્યા અને અનેક ઉપાયો યોજ્યા પણ તાવ ગયો નહીં રાજ્યના કોઈ મંત્રીએ નવાબને જણાવ્યું કે—'અહી એક વૃદ્ધ જૈન યતિ આવ્યા છે અને તેઓ મહા ઈલમવાળા સંભળાય છે. તેમને બોલાવીને બેગમસાહેબાને નજરે કરો!' આ સાંભળીને નવાબ ઉત્સુક્તાપૂર્વક ઉપાશ્રયે આવ્યો. એ વખતે ધર્મ-મૂર્તિસૂરિ વ્યાખ્યાન વાંચતા હતા સંઘના અગ્રણીઓએ નવાબને સત્કાર્યો અને આચાર્યની પાટ પાસે બેસાડ્યો. નમસ્કાર કરતા નવાબને ગુરુએ ધર્મલાભ આપ્યો. નવાબના આકસ્મિક આગમને અનેક તર્ક-વિતર્કો સર્જ્યા. અવસરના જાણનારા આચાર્યે પણ પોતાનુ વ્યાખ્યાન સંપૂર્ણ કર્યું.

૧૪૪૯ તે પછી નવાબે ઉભા થઈ હાથ જોડી આચાર્યને પોતાની બેગમનો વૃત્તાંત કહી વિનતિ કરી—'પૂજ્ય! મારા પર કૃપા કરીને આપ તેનો વ્યાધિ દૂર કરો!' જિનશાસનની પ્રભાવનાર્થે આચાર્યે ઉપાધ્યાય રત્નસાગરજીને ત્યા જવા ફરમાવ્યું નવાબે રત્નસાગરજી માટે પાલખી મોકલાવી પરંતુ શ્રમણનો એ આચાર ન હોવાથી તેનો અસ્વીકાર કર્યો. આથી નવાબ પણ પગે ચાલીને એમની સાથે અંતઃપુરમાં પધાર્યો ઉપાધ્યાયજી ઇર્યાવહી પડિક્કમીને એક બાલ સાધુ સહિત નવાબની સાથે જનાનખાનામાં બેગમ પાસે આવ્યા. શીતયુક્ત તાવથી પીડાતી, જર્જરિત હાલતમા બેગમ રુદન કરતી હતી. તથા મૃત્યુની ઇચ્છા કરતી હતી.

૧૪૫૦. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે ઉપાધ્યાયજી નવાબની અનુજ્ઞા લઈને બેગમના પલંગ પાસે સ્થાપન કરેલી એક પાટને પોતાના ઓઘાથી પ્રમાર્જન કરી તે પર બેઠા. નવાબ પણ ત્યા ખુરશી પર બેઠો. પછી ઉપાધ્યાયજીના કહેવાથી એક દાસીએ ધોયેલી સફેદ સાડી લાવીને તેમને આપી, જે તેમણે મહાકાલીદેવીનુ ધ્યાન ધરીને જ્વરાપહારમંત્રથી મંત્રીને પરત કરી. એ સાડી વડે બેગમનું શરીર ઢાંકી દીધુ. પછી ગુરુએ પોતાનો ઓઘો પલંગ પર અદ્ધર આકાશમાં ફેરવ્યો તથા જ્વરાપહારમંત્રનો પાઠ કર્યો. એ પછી એમની સૂચનાનુસાર એ સાડીને બેગમના શરીર પરથી ઉતારીને એક પાટલાપર રાખી. નવાબ મૌન રહી આ બધી ક્રિયા જોઈ રહ્યા હતા. તે ક્ષણે તાવ ઉતરી જવાથી બેગમ બીછાના પરથી ઊભી થઈ. હાથ જોડી તેણે ગુરુને નમસ્કાર કર્યા નવાબ અત્યંત હર્ષિત થયો. તેણે ગુરુને ચરણે એક હજાર અસરફીઓ ધરીને નમસ્કાર કર્યા નિ:સ્પૃહિ ગુરુએ તેનો અસ્વીકાર કર્યો ગુરુના ત્યાગમય જીવનથી નવાબ અત્યંત પ્રસન્ન થયો.

૧૪૫૧ પટ્ટાવલીમાં એવુ પણ વર્ણન છે કે નવાબે પાટલાપર સાડીને કંપતી જોઈને ભયયુક્ત સ્વરે તેનુ કારણ પૂછ્યું ગુરુએ જણાવ્યુ કે બેગમના શરીરમા છ માસ થયા જે શીતજ્વર રહેલો હતો, તે આ સાડીની અંદર દાખલ થયેલો છે તેથી તે કંપે છે. વળી તે આવી જ રીતે છ માસ સુધી કંપ્યા કરશે હવે આ સાડી કોઈએ પણ પોતાના શરીર પર ધારણ કરવી નહી. જમીનની અંદર પાંચ હાથ ઊંડો ખાડો ખોદીને તેમા આ સાડીને દાટી દેવી, તથા તે પર ધૂળ નાખીને તે ખાડો પૂરીને સરખી જમીન કરી લેવી તથા તે પર કટક આદિ પાથરી દેવા. એવી રીતે ત્યાં નાખેલા કટક આદિ પણ વાયુ વિના છ માસ સુધી કંપ્યા કરશે, ઇત્યાદિ

૧૪૫૨ નવાબે આગ્રહપૂર્વક મોકલાવેલી બે હજાર અસરફીઓને ગુરુના કહેવાથી સંઘના અગ્રણી-ઓએ સ્વીકારી, જે દ્વારા પાલણપુરમા મનોહર ઉપાશ્રય બંધાવવામાં આવ્યો. વળી ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી નવાબે તથા તેની બેગમે માંસ મદિરાના પ્રત્યાખ્યાન કર્યા, આચાર્ય પ્રત્યે અનન્ય ભક્તિ પ્રદર્શિત કરી તેમજ ધર્મવૃદ્ધિના નિમિત્તો પૂરા પાડી તેમણે મહાપુણ્ય ઉપાર્જન કર્યું.

## પાલણપુરનો એ નવાબ કોણ?

૧૪૫૩. ધર્મમૂર્તિસૂરિનો પાલણપુરના નવાબ સાથેનો સમાગમ અને તેને પરિણામે નવાબે પ્રદર્શિત કરેલા જૈન ધર્મ પ્રત્યે અપૂર્વ અનુરાગ વિશે આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા. પટ્ટાવલીમાં નવાબના નામનો નિર્દેશ નથી. બેગમનુ નામ તેમા કરિમા છે. આ નવાબ કોણ? એ અંગેની વિચારણા પણ અહીં પ્રસ્તુત બને છે. આ વિચારણા રાજકીય ક્ષેત્રે પણ અનાયાસે થોડું ડોકિયું કરાવી દે એવી છે.

૧૪૫૪. ધર્મમૂર્તિસૂરિના સમાગમમાં આવેલો પાલણપુરનો નવાબ દિવાન ગઝનીખાન ૨ જો સંભવે છે. તેનો રાજ્યતકાલ સં. ૧૬૩૨ થી ૧૬૭૨ વચ્ચે ૪૦ વર્ષ સુધીનો છે એમ તે વખતનો રાજકીય

ઇતિહાસ તપાસતા જણાય છે. તેઓ મૂળ ઝાલોરના રાજ્યકર્તાઓ હતા. પાલણપુર પણ તેમના તાબા નીચે હતુ. કમનશીએ એના સમયના પ્રારભમાં જ એણે સાર્વભૌમત્વ ગુમાવી દીધુ સ. ૧૬૨૯થી લગભગ ૧૭૯૮ સુધી આ રાજ્ય મોગલોને આધીન રહ્યું તે અરસામાં નવાબ મલેક ગઝનીખાને 'મહાખાન' અને 'દિવાન'ના માનવંતા ખિતાબો શહેનશાહ અકબરની સેવા બજાવી મેળવ્યા હતા. જાલોરને મોગલ સામ્રાજ્યમાં ભેળવી દેવાનુ માન મારવાડના રાજયકર્તા ગજસિંહને મળ્યુ હતુ. કર્નલ ટોડ રાજસ્થાનના ઇતિહાસમા નોંધે છે કે—'ગજસિંહને પોતાની વીરતા પ્રદર્શિત કરવાનો સૌથી પહેલો અવસર જાલોરમાં જ મળ્યો હતો તેજ સાધનભૂમિમા તેની ભાવિ ઉન્નતિનો માર્ગ ખુલ્લો થયો તેણે જાલોર (ત્યાં વિહારી પઠાણોનુ રાજ્ય હતુ, જેના વંશજો હાલમાં પાલણપુરમાં રાજ્ય કરે છે) ગુજરાતના બાદશાહ પાસેથી ખુંચવી લઈને મોગલ સમ્રાટના રાજ્યમાં જોડી દીધુ વીરરસના પ્રેમી ભટ્ટ લોકોએ તેની વીરતાનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યુ છે. દુષ્ટ પઠાણોની સામે જવાને ગજસિંહને આજ્ઞા થઈ કે તરત જ તેઓ એ કાર્ય કરવા સજ્જ થઈ ગયા રણવાદ્યો વાગવા લાગ્યાં અને તેનો ધ્વનિ અર્બુદગિરિ પર ગુંજવા લાગ્યો. આ ધ્વનિ સાંભળી તે પર નિવાસ કરતા સર્વ લોકો કંપી ઉઠયા, જે કામ અલ્લાઉદ્દીને અનેક વર્ષો સુધી પરિશ્રમ કરીને પાર પાડયું. આ યુદ્ધમા અનેક રાઠોડ વીરો માર્યા ગયા. કિન્તુ ગજસિંહે સાત હજાર પઠાણોને મારીને જાલોર હસ્તગત કર્યુ અને ત્યાનો સર્વ માલ લૂટી લીધો. ત્યાંથી તેને જે જે માલ પ્રાપ્ત થયો તે સર્વ તેણે પાદશાહની સેવામાં મોકલી આપ્યો.'

૧૪૫૫. ગઝનીખાન એ પછી સમ્રાટ અકબરની સેવામાં દિલ્હી ગયો ત્યાં સમ્રાટ તેના પ્રભાવશાળી વ્યકિતત્વથી પ્રભાવિત થયો. બન્ને વચ્ચે ઘનિષ્ટ પરિચય થતાં અકબરની ધાવબેન સાથે વિવાહ કરી બાદશાહી ખાનદાન સાથે ગઝનીખાને સબધ જોડયો હતો મુન્તખેબુન તવારીખમા આ લગ્નની બાબતમાં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે-'છેવટે ગઝનીખાનનો વિવાહ ખજાનચી મીયાં મહમદ વફાની દીકરી સાથે કરવામા આવ્યો હતો વળી બાદશાહે પોતાની સેવાના બદલામા ગઝનીખાનને તેમના વડવાઓની જાલોર રાજ્યની સનદ નવી કરી આપી અને ભિન્નમાલ, સાચોર વગેરે જપ્ત કરેલાં પરગણાં ઉપરથી જપ્તી ઉઠાવી દઈ પાલણપુર, ડીસા તથા દાતીવાડા વગેરે ચાર પરગણાં બાનુ બેગમને પહેરામણીમાં તેમજ બક્ષિસ તરીકે આપ્યા. આ ઉપરાંત ગઝનીખાનને અકબરે ગુજરાતના બાદશાહ તરફથી મળેલ 'મલેક'ના ખિતાબ સાથે તેમના વડવાઓના 'ખાન' અને 'દિવાન'ના હોદ્દાઓ લખી લાહોરની સુબાગીરી આપી, જુઓ ઇમ્પીરીઅલ ગેઝેટિયર, વોલ્યુમ ૧૯, પૃ ૩૫૩. આ બધા વર્ણનો પરથી અનુમાન કરી શકાય છે કે ધર્મમૂર્તિસૂરિના સમાગમમા આવેલો નવાબ તે ગઝનીખાન અને તેની બેગમ તે બાનુબેગમ જેનો પટ્ટાવલીમાં કરિમા બેગમ તરીકે નિર્દેશ છે

### ખંડન મંડન

૧૪૫૬ ધર્મમૂર્તિસૂરિના સમયમાં ખડનપટુ ઉપાધ્યાય ધર્મસાગર તપાગચ્છમાં થઈ ગયા તેમણે કદાગ્રહ અને ઉગ્ર સ્વભાવથી સમગ્ર જૈનશાસનની એકતા છિન્નભિન્ન કરી દીધી. એમના પોતાના ગચ્છમા પણ ભાગો પાડયા! એમની ખંડન પ્રવૃત્તિ જૈનસમાજને નીચું જોવડાવે એવી હીન હતી એટલે જ તપાગચ્છ નાયકોએ એમને સઘ સમક્ષ એમના દુષ્કૃત્યો માટે માફી મગાવી અને એમને ગચ્છ બહાર કરી એમના ગ્રથોને અમાન્ય ઠરાવ્યા.

૧૪૫૭. એ અરસામાં શ્વેતાબર મૂર્તિપૂજક સઘમાથી જુદા પડી લુંકા મત તથા અન્ય મતો ફૂટી નીકળ્યા. એ નવોદિત સપ્રદાયો વચ્ચે સઘર્ષ તો હતો જ, ત્યા ધર્મસાગરે ખુદ શ્વેતાબર મૂર્તિપૂજક સઘમાં જ-ખરતર, અચલ અને તપાગચ્છ વચ્ચે ભારે મનભેદો ઉભા કર્યા અને શાસનની એકતા

૧૪૪૯ તે પછી નવાબે ઉભા થઈ હાથ જોડી આચાર્યને પોતાની બેગમનો વૃત્તાંત કહી વિનતિ કરી—'પૂજ્ય ! મારા પર કૃપા કરીને આપ તેનો વ્યાધિ દૂર કરો !' જિનશાસનની પ્રભાવનાર્થે આચાર્યે ઉપાધ્યાય રત્નસાગરજીને ત્યાં જવા ફરમાવ્યું નવાબે રત્નસાગરજી માટે પાલખી મોકલાવી પરંતુ શ્રમણનો એ આચાર ન હોવાથી તેનો અસ્વીકાર કર્યો. આથી નવાબ પણ પગે ચાલીને એમની સાથે અંતઃપુરમાં પધાર્યો. ઉપાધ્યાયજી ઈર્યાવહી પડિક્કમીને એક બાલ સાધુ સહિત નવાબની સાથે જનાનખાનામાં બેગમ પાસે આવ્યા. શીતયુક્ત તાવથી પીડાતી, જર્જરિત હાલતમાં બેગમ રૂદન કરતી હતી. તથા મૃત્યુની ઈચ્છા કરતી હતી.

૧૪૫૦. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે ઉપાધ્યાયજી નવાબની અનુજ્ઞા લઈને બેગમના પલંગ પાસે સ્થાપન કરેલી એક પાટને પોતાના ઓઘાથી પ્રમાર્જન કરી તે પર બેઠા નવાબ પણ ત્યા ખુરશી પર બેઠો. પછી ઉપાધ્યાયજીના કહેવાથી એક દાસીએ ધોયેલી સફેદ સાડી લાવીને તેમને આપી, જે તેમણે મહાકાલીદેવીનું ધ્યાન ધરીને જ્વરાપહારમંત્રથી મંત્રીને પરત કરી. એ સાડી વડે બેગમનું શરીર ઢાંકી દીધું. પછી ગુરુએ પોતાનો ઓઘો પલંગ પર અદ્ધર આકાશમાં ફેરવ્યો તથા જ્વરાપહારમંત્રનો પાઠ કર્યો. એ પછી એમની સૂચનાનુસાર એ સાડીને બેગમના શરીર પરથી ઉતારીને એક પાટલાપર રાખી. નવાબ મૌન રહી આ બધી ક્રિયા જોઈ રહ્યા હતા. તે ક્ષણે તાવ ઉતરી જવાથી બેગમ બીછાના પરથી ઊભી થઈ. હાથ જોડી તેણે ગુરુને નમસ્કાર કર્યા. નવાબ અત્યંત હર્ષિત થયા. તેણે ગુરુને ચરણે એક હજાર અસરફીઓ ધરીને નમસ્કાર કર્યા નિસ્પૃહિ ગુરુએ તેનો અસ્વીકાર કર્યો ગુરુના ત્યાગમય જીવનથી નવાબ અત્યંત પ્રસન્ન થયો.

૧૪૫૧ પટ્ટાવલીમાં એવું પણ વર્ણન છે કે નવાબે પાટલાપર સાડીને કંપતી જોઈને ભયયુક્ત સ્વરે તેનુ કારણ પૂછ્યું ગુરુએ જણાવ્યું કે બેગમના શરીરમા છ માસ થયાં જે શીતજ્વર રહેલો હતો, તે આ સાડીની અંદર દાખલ થયેલો છે તેથી તે કંપે છે. વળી તે આવી જ રીતે છ માસ સુધી કંપ્યા કરશે હવે આ સાડી કોઈએ પણ પોતાના શરીર પર ધારણ કરવી નહી. જમીનની અંદર પાંચ હાથ ઊંડો ખાડો ખોદીને તેમાં આ સાડીને દાટી દેવી, તથા તે પર ધૂળ નાખીને તે ખાડો પૂરીને સરખી જમીન કરી લેવી તથા તે પર કંટક આદિ પાથરી દેવા એવી રીતે ત્યાં નાખેલા કંટક આદિ પણ વાયુ વિના છ માસ સુધી કંપ્યા કરશે, ઈત્યાદિ.

૧૪૫૨ નવાબે આગ્રહપૂર્વક મોકલાવેલી બે હજાર અસરફીઓને ગુરુના કહેવાથી સંઘના અગ્રણીઓએ સ્વીકારી, જે દ્વારા પાલણપુરમાં મનોહર ઉપાશ્રય બંધાવવામાં આવ્યો. વળી ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી નવાબે તથા તેની બેગમે માંસ મદિરાના પ્રત્યાખ્યાન કર્યા, આચાર્ય પ્રત્યે અનન્ય ભક્તિ પ્રદર્શિત કરી તેમજ ધર્મવૃદ્ધિના નિમિત્તો પૂરા પાડી તેમણે મહાપુણ્ય ઉપાર્જન કર્યું

### પાલણપુરનો એ નવાબ કોણ ?

૧૪૫૩. ધર્મમૂર્તિસૂરિનો પાલણપુરના નવાબ સાથેનો સમાગમ અને તેને પરિણામે નવાબે પ્રદર્શિત કરેલા જૈન ધર્મ પ્રત્યે અપૂર્વ અનુરાગ વિશે આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા પટ્ટાવલીમાં નવાબના નામનો નિર્દેશ નથી. બેગમનુ નામ તેમાં કરિમા છે. આ નવાબ કોણ ? એ અંગેની વિચારણા પણ અહીં પ્રસ્તુત બને છે. આ વિચારણા રાજકીય ક્ષેત્રે પણ અનાયાસે થોડું ડોકિયું કરાવી દે એવી છે.

૧૪૫૪. ધર્મમૂર્તિસૂરિના સમાગમમાં આવેલો પાલણપુરનો નવાબ દિવાન ગઝનીખાન ૨ જો સંભવે છે. તેનો રાજ્યતકાલ સં. ૧૬૩૨ થી ૧૬૭૨ વચ્ચે ૪૦ વર્ષ સુધીનો છે એમ તે વખતનો રાજકીય

ઇતિહાસ તપાસતા જણાય છે તેઓ મૂળ ઝાલોરના રાજ્યકર્તાઓ હતા. પાલણપુર પણ તેમના તાબા નીચે હતુ. કમનશીબે એના સમયના પ્રારંભમાં જ એણે સાર્વભૌમત્વ ગુમાવી દીધુ. સં. ૧૬૨૯થી લગભગ ૧૭૯૪ સુધી આ રાજ્ય મોગલોને આધીન રહ્યું. તે અરસામાં નવાબ મલેક ગઝનીખાને 'મહાખાન' અને 'દિવાન'ના માનવંતા ખિતાબો શહેનશાહ અકબરની સેવા બજાવી મેળવ્યા હતા. જાલોરને મોગલ સામ્રાજ્યમાં મેળવી દેવાનુ માન મારવાડના રાજ્યકર્તા ગજસિંહને મળ્યું હતુ કર્નલ ટોડ રાજસ્થાનના ઇતિહાસમા નોંધે છે કે—'ગજસિંહને પોતાની વીરતા પ્રદર્શિત કરવાનો સૌથી પહેલો અવસર જાલોરમાં જ મળ્યો હતો તે જ સાધનભૂમિમાં તેની ભાવિ ઉન્નતિનો માર્ગ ખુલ્લો થયો તેણે જાલોર (ત્યાં વિહારી પઠાણોનુ રાજ્ય હતુ, જેના વંશજો હાલમાં પાલણપુરમાં રાજ્ય કરે છે) ગુજરાતના બાદશાહ પાસેથી ખુંચવી લઈને મોગલ સમ્રાટના રાજ્યમાં જોડી દીધુ વીરરસના પ્રેમી ભટ્ટ લોકોએ તેની વીરતાનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે. દુષ્ટ પઠાણોની સામે જવાને ગજસિંહને આજ્ઞા થઈ કે તરત જ તેઓ એ કાર્ય કરવા સજ્જ થઈ ગયા રણવાદ્યો વાગવા લાગ્યાં અને તેનો ધ્વનિ અર્બુદગિરિ પર ગુંજવા લાગ્યો આ ધ્વનિ સાંભળી તે પર નિવાસ કરતા સર્વ લોકો કંપી ઉઠ્યા, જે કામ અલ્લાઉદ્દીને અનેક વર્ષો સુધી પરિશ્રમ કરીને પાર પાડ્યું. આ યુદ્ધમા અનેક રાઠોડ વીરો માર્યા ગયા. કિન્તુ ગજસિંહે સાત હજાર પઠાણોને મારીને જાલોર હસ્તગત કર્યું અને ત્યાંનો સર્વ માલ લૂંટી લીધો. ત્યાંથી તેને જે જે માલ પ્રાપ્ત થયો તે સર્વ તેણે પાદશાહની સેવામાં મોકલી આપ્યો'

૧૪૫૫. ગઝનીખાન એ પછી સમ્રાટ અકબરની સેવામાં દિલ્હી ગયો ત્યાં સમ્રાટ તેના પ્રભાવશાળી વ્યકિતત્વથી પ્રભાવિત થયો બન્ને વચ્ચે ઘનિષ્ટ પરિચય થતાં અકબરની ધાવબેન સાથે વિવાહ કરી બાદશાહી ખાનદાન સાથે ગઝનીખાને સંબંધ જોડ્યો હતો મુન્તખેબુન તવારીખમા આ લગનની બાબતમાં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે—'છેવટે ગઝનીખાનનો વિવાહ ખજાનચી મીયાં મહમદ વફાની દીકરી સાથે કરવામાં આવ્યો હતો. વળી બાદશાહે પોતાની સેવાના બદલામા ગઝનીખાનને તેમના વડવાઓની જાલોર રાજ્યની સનદ નવી કરી આપી અને ભિન્નમાલ, સાચોર વગેરે જપ્ત કરેલા પરગણા ઉપરથી જપ્તી ઉઠાવી દઈ પાલણપુર, ડીસા તથા દાંતીવાડા વગેરે ચાર પરગણા બાનુ બેગમને પહેરામણીમા તેમજ બક્ષિસ તરીકે આપ્યાં. આ ઉપરાંત ગઝનીખાનને અકબરે ગુજરાતના બાદશાહ તરફથી મળેલ 'મલેક'ના ખિતાબ સાથે તેમના વડવાઓના 'ખાન' અને 'દિવાન'ના હોદ્દાઓ લખી લાહોરની સુબાગીરી આપી, જુઓ ઇમ્પીરીઅલ ગેઝેટિયર, વોલ્યુમ ૧૯, પૃ ૩૫૩ આ બધા વર્ણનો પરથી અનુમાન કરી શકાય છે કે ધર્મમૂર્તિસૂરિના સમાગમમા આવેલો નવાબ તે ગઝનીખાન અને તેની બેગમ તે બાનુબેગમ જેનો પટ્ટાવલીમા કરિમા બેગમ તરીકે નિર્દેશ છે

**ખંડન મંડન**

૧૪૫૬ ધર્મમૂર્તિસૂરિના સમયમાં ખંડનપટુ ઉપાધ્યાય ધર્મસાગર તપાગચ્છમાં થઈ ગયા તેમણે કદાગ્રહ અને ઉગ્ર સ્વભાવથી સમગ્ર જૈનશાસનની એકતા છિન્નભિન્ન કરી દીધી. એમના પોતાના ગચ્છમાં પણ ભાગો પાડ્યા! એમની ખંડન પ્રવૃત્તિ જૈનસમાજને નીચું જોવડાવે એવી હીન હતી એટલે જ તપાગચ્છ નાયકોએ એમને સંઘ સમક્ષ એમના દુષ્કૃત્યો માટે માફી મંગાવી અને એમને ગચ્છ બહાર કરી એમના ગ્રંથોને અમાન્ય ઠરાવ્યા.

૧૪૫૭. એ અરસામાં શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘમાથી જુદા પડી લુંકા મત તથા અન્ય મતો ફૂટી નીકળ્યા. એ નવોદિત સંપ્રદાયો વચ્ચે સંઘર્ષ તો હતો જ, ત્યા ધર્મસાગરે ખુદ શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘમા જ—ખરતર, અંચલ અને તપાગચ્છ વચ્ચે ભારે મતભેદો ઉભા કર્યા અને શાસનની એકતા

જોખમાવી. તેમણે તપાગચ્છ સાચો અને બીજા બધા ગચ્છો ખોટા જણાવી તેમના પર તત્ત્વતરંગિણી, પ્રવચન પરીક્ષા–કુમતિમત કુદ્દાલ ઇત્યાદિ ગ્રંથો દ્વારા ઘણા ઉગ્ર પ્રહારો કર્યા. સં. ૧૬૧૭માં 'અભયદેવસૂરિ, ખરતરગચ્છના નહોતા' એવો પાટણમાં પ્રબળ વાદ કર્યો. તે વર્ષે તેમને શ્વેતાંબર સંપ્રદાયના જુદા જુદા ગચ્છના આચાર્યોએ ઉત્સૂત્ર પ્રરૂપણાના કારણે જિન શાસનથી બહિષ્કૃત કર્યા. તપાગચ્છના નાયક વિજયદાનસૂરિએ ધર્મસાગરના ખંડનાત્મક ગ્રંથોને જલશરણ કરાવ્યા અને જાહેરનામું કાઢી 'સાત બોલ'ની આજ્ઞા કાઢી અથડામણ નિવારી. સં. ૧૬૨૧માં ધર્મસાગરે ચતુર્વિધ સંઘ સમક્ષ માફી માગી. વિરોધ વધતાં હીરવિજયસૂરિએ સં. ૧૬૪૬ માં અમદાવાદમાં સ્વગુરૂના સાત બોલ પર વિવરણ અને વધારો કરી 'બાર બોલ' રૂપી આજ્ઞાઓ જાહેર કરી; એમાં ધર્મસાગરે પણ સહી કરી. આથી જૈન સમાજમા ઘણી શાંતિ પ્રવર્તી.

૧૪૫૮. ધર્મસાગરની ખંડનાત્મક પ્રવૃત્તિથી પોતાના ગચ્છમાં કેવા ખરાબ પ્રત્યાઘાત પડ્યા તેનુ એક જ ઉદાહરણ અહીં પ્રસ્તુત છે. ધર્મસાગરના ખંડનાત્મક ગ્રંથોને અપ્રમાણ ગણી તપાગચ્છ–નાયક વિજયસેનસૂરિએ તેમને ત્રણ પેઢી સુધી ગચ્છ બહાર કર્યા હતા. તેમના શિષ્ય વિજયદેવસૂરિ ગૃહસ્થાવસ્થામાં ધર્મસાગરના ભાણેજ થતા હતા અને પરસ્પર બન્ને વચ્ચે પ્રેમ હતો તેથી ગચ્છ બહારની હકીકતનો પત્ર ધર્મસાગરે વિજયદેવસૂરિને લખ્યો કે જેના ઉત્તરમાં વિજયદેવસૂરિએ પત્રની અંદર જણાવ્યું કે 'કશી ચિંતા ન કરશો. ગુરૂનું નિર્વાણ થયે તમને ગચ્છમાં લઈ લઈશું.' આ પત્ર માણસ દ્વારા મોકલ્યો, જેણે ભૂલથી તે વિજયસેનસૂરિના હાથમાં આપ્યો. પત્ર વાંચીને તપાગચ્છનાયકના હૃદયમાં પોતાના શિષ્ય માટે ભારે આઘાત થયો અને બીજા કોઈને ગચ્છપતિ નીમવાનો વિચાર રાખ્યો જુઓ "જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ' પૃ. ૨૯૨. સંક્ષેપમાં ધર્મસાગરનાં કદાગ્રહભર્યાં ખંડનાત્મક વલણને લીધે ખુદ તપાગચ્છમાં ભારે ભંગાણ પડ્યું અને દેવસૂર અને આણંદસૂર એમ બે પક્ષો થયા! આ વિશે વિશદ ચર્ચા અહીં અસ્થાને છે

૧૪૫૯. અંચલગચ્છ પર ધર્મસાગરે ઉગ્ર પ્રહારો કર્યા હોવા છતાં, આ ગચ્છે તેના પ્રત્યાઘાતો જણાવ્યા નથી. આવા ઉગ્ર વાતાવરણમાં પણ આ ગચ્છના કોઈ પણ આચાર્યે ધર્મપ્રચારનુ કાર્ય પડતું મૂકીને ખંડન–મંડનમાં ઝંપલાવ્યુ નથી કે પોતાના હૈયાને કલુષિત કર્યું નથી ખરતરગચ્છ–નાયક જિનચંદ્રસૂરિ સં. ૧૬૧૭ માં પાટણમાં ચોમાસું હતા તે વખતે અભયદેવસૂરિ ખરતરગચ્છના હતા એમ સિદ્ધ કરવામાં અંચલગચ્છે પણ તેમને સાહાય્ય કરી એ વર્ષના કાર્તિક સુદી ૭ ને શુક્રવારે એ વિશે વિચારણા કરવા બધા ગચ્છોના આચાર્યો એકત્રિત થયા. તેમણે ઘણા ગ્રંથો પછી નિર્ણય કર્યો કે નવાંગી વૃત્તિકર્તા શ્રી થંભણા પાર્શ્વનાથ પ્રકટકર્તા અભયદેવસૂરિ ખરતરગચ્છીય હતા ધર્મસાગર એ પ્રસંગે ઉપસ્થિત ન રહ્યા એટલે કાર્તિક સુદી ૧૩ ને દિવસે સૌએ તેમને જિનશાસન બહિષ્કૃત કર્યા. આ મતપત્રમાં અન્ય ગચ્છોના આચાર્યો સાથે અંચલગચ્છીય પં. ભાવરત્ને તથા 'ધવલપક્ષીયા આંચલિયા ગચ્છ'ના પંન્યાસ રંગાએ સહી કરી. આ મતપત્ર પર સર્વે મળીને ૩૨ સહીઓ છે.

૧૪૬૦ ખંભાતમાં પણ બધા ગચ્છોના આચાર્યોએ એકત્રિત થઈ એવો જ નિર્ણય કર્યો અને સૌએ મતપત્ર પર સહી કરી સ્તંભતીર્થ મતપત્ર પર અંચલગચ્છીય પં. લક્ષ્મીનિધાને તથા પૂર્ણચંદ્રે અન્ય ગચ્છોના અગિયાર આચાર્યોની સાથે રહીને સહી કરી ઉક્ત બન્ને મતપત્રો માટે જુઓ સમયસુંદર કૃત 'સમાચારી શતક' અધિકાર ૪.

૧૪૬૧. ઐતિહાસિક બાબતમાં સાક્ષી આપ્યા સિવાય અંચલગચ્છીય શ્રમણોએ ખંડન–મંડનની પ્રવૃત્તિમા જરાયે રસ દાખવ્યો નથી કે એ ક્ષુલ્લક પ્રવૃત્તિમા, તેઓ ઘસડાયા નથી એ હકીકત ખરેખર, નોંધનીય છે,

## શ્રમણ પરિવાર

૧૪૬૨. ગચ્છનાયક ધર્મમૂર્તિસૂરિના સમયમાં થઈ ગયેલા શ્રમણો વિશે પ્રચુર પ્રમાણમાં માહિતી-પૂર્ણ ઉલ્લેખો સંપ્રાપ્ત છે એ વખતે પરિવ્રાજક અને પંડિત તરીકે અનેક શ્રમણોએ નામના પ્રાપ્ત કરેલી એ વખતે અચલગચ્છની અનેક શાખાઓ પણ ફૂલીફાલી પ્રવર્તતી હતી, જે કાલક્રમે લુપ્તપ્રાય. થતી રહી એ શાખાઓએ ગચ્છની તેમજ જૈન શાસનની ભારે સેવા કરી તેનો ગૌરવાન્વિત ઈતિહાસ હસ્તલિખિત ગ્રંથોમાં નિબદ્ધ છે.

૧૪૬૩ પટ્ટાવલીના કથનાનુસાર ધર્મમૂર્તિસૂરિનો શિષ્ય–પરિવાર આ પ્રમાણે હતો ૭ મહોપાધ્યાય, ૫ ઉપાધ્યાય; ૯ પ્રવર્ત્તક, ૮૨ યતિ, ૫ મહત્તરા, ૧૧ પ્રવર્ત્તિની, ૫૭ સાધ્વી મહોપાધ્યાયોનાં નામ આ પ્રમાણે છે (૧) રત્નસાગર (૨) વિનયસાગર (૩) ઉદયસાગર (૪) દેવસાગર (૫) સૌભાગ્ય-સાગર (૬) લબ્ધિસાગર, (૭) મુરસાગર ઉપાધ્યાયોનાં નામ આ પ્રમાણે છે (૧) સકલમૂર્તિ (૨) નાથાચંદ્ર (૩) માણિકયચંદ (૪) રાજમૂર્તિ (૫) સકલકીર્તિ. એમના પરિવારમાં સાગર, મૂર્તિ, ચંદ્ર, કીર્તિ વિગેરે શાખાઓ પ્રાદુર્ભૂત થઈ, જ્ઞાનવર્દ્ધન પ્રભૃતિ પ્રવર્તકોના પરિવારથી વર્ધનશાખા પ્રકટી

૧૪૬૪ અમરસાગરસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી દ્વારા એવી છાપ પડે છે કે ગચ્છનાયક સિવાય તે વખતે અન્ય કોઈ આચાર્યપદ–ધારક અચલગચ્છમાં વિદ્યમાન નહોતા. વસ્તુતઃ એ સમજણ ભ્રાન્ત છે. પટ્ટાવલી કથિત શ્રમણોની નામાવલીથી અધિક પદધારક શ્રમણોની વિદ્યમાનતા ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે, એટલુ જ નહી અન્વેષણ દ્વારા એમ પણ જાણી શકાય છે કે તે વખતે આચાર્ય-પદ ધારક પણ હતા. તદુપરાંત સાધ્વી સમુદાયની બહુલતા પણ હતી. એ સંબંધક સંક્ષિપ્ત નિર્દેશ અહીં પ્રસ્તુત છે.

## મહોપાધ્યાય રત્નસાગરજી

૧૪૬૫ પટ્ટાવલી દ્વારા સ્પષ્ટ થાય છે કે રત્નસાગરજી તે વખતે અત્યંત આદરણીય સ્થાન ધરાવતા હતા. પટ્ટાવલીમાં વિધાન છે કે તેઓ ગચ્છમાં વય, દીક્ષા તથા જ્ઞાન પર્યાયથી વડિલ હતા. ગુરુએ કલ્યાણસાગરસૂરિને ગચ્છેશપદે વિભૂષિત કર્યાં પછી તેઓ મંત્રીની જેમ ગચ્છની સેવા કરતા રહ્યા. ગચ્છના સર્વે સાધુઓને તેઓ સમદૃષ્ટિથી જોતા; તેમને ગ્રહણા, આસેવનાદિ શિક્ષા પ્રદાન કરવા ઉદ્યુક્ત રહેતા. તેઓ જૈનાગમ, ન્યાય, કાવ્ય, વ્યાકરણાદિ શાસ્ત્રોમાં નિપુણ અને મિષ્ટભાષી હતા સમસ્ત ગચ્છની સાર-સંભાળ તેઓ ખંતથી કરતા. તેમના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓ, તેમણે પ્રતિબોધિત કરેલા શ્રાવક–શ્રાવિકાઓ તથા તેમના હસ્તદીક્ષિત શ્રમણોનુ વર્ણન તેમના પ્રશિષ્ય વૃદ્ધિસાગરે ચોઢાળિયામા કર્યું છે એમ પણ પટ્ટાવલીમા ઉલ્લેખ છે

૧૪૬૬. સાધ્વી ગુણશ્રી રચિત 'ગુરુગુણ ચોવિશી' નામક ગહુંલી દ્વારા મહોપાધ્યાયજીના જીવન પર વિશેષ પ્રકાશ પાડી શકાય છે. પ્રસ્તુત ગહુલી ગુણશ્રીએ સં ૧૭૨૧ માં કપડવંજમાં ચોમાસું રહીને રચી હતી જુઓ સોમચંદ ધારસી દ્વારા સંપાદિત પટ્ટાવલી, પૃ ૩૯૦. એનો ઐતિહાસિક સાર નિમ્નોક્ત છે.

૧૪૬૭. કચ્છના જખ્ખૌ ગામમા દશા ઓશવાળ જ્ઞાતીય, નાગડા ગોત્રીય આસુ નામના શેઠની કર્મા નામની ભાર્યાની કૂખે સં. ૧૬૨૬ ના પોષ દશમીની તિથિએ રતનશી નામના મનોહર પુત્રનો જન્મ થયો. બાળક સાત વર્ષનો થયો ત્યારે તેના માતપિતા મૃત્યુ પામ્યાં અને તેના કાકા રણસીએ તેને ઉછેર્યો

સં. ૧૬૩૫માં ધર્મમૂર્તિસૂરિ ત્યાં પધારતાં કાકાએ બાળકને વહેરાવ્યો. સ. ૧૬૪૧ ના મહા સુદી ૨ના દિને ગુરુએ તેને દીવબંદરમાં દીક્ષા આપી રત્નસાગર નામ આપ્યુ, આગમાભ્યાસ કરાવ્યા બાદ સં. ૧૬૪૪ ના વૈશાખ સુદી ૩ ના દિને વડી દીક્ષા આપીને તેમને કલ્યાણસાગરસૂરિના શિષ્ય તરીકે સ્થાપ્યા પાછળથી મહોપાધ્યાય અને સં ૧૬૪૮ માં મુનિમંડલ નાયકપદે તેઓ પ્રસ્થાપિત થયા તેઓ કલ્યાણ-સાગરસૂરિ સાથે વિહરતા રહ્યા ગુરુએ તેમને વિદ્યામંત્રો આપ્યા અને તેઓ વિશેષ પ્રકારે નિર્મળ ચારિત્ર્ય પાળવા લાગ્યા. સં. ૧૬૫૪ ના ફાગણ સુદી ૩ ના દિને મહોપાધ્યાયજીએ સુરતમાં પ્રતિષ્ઠા કરાવી. ત્યાંના મીઠડિયા ગોત્રીય શ્રેષ્ઠી સ્વરૂપચંદે દશ હજાર દામ ખરચીને તેર મનોહર જિનપ્રતિમાઓ ભરાવી. સં. ૧૬૫૫ માં રાધનપુરમાં પધાર્યા ત્યાં ખુડડ ગોત્રીય મેઘણ શ્રેષ્ઠીએ તેમના ઉપદેશથી શંખે-શ્વરજીનો સંઘ કાઢ્યો અને ત્રણ જિનબિંબો ભરાવી ચૈત્ર સુદી ૧૩ ના દિને પ્રતિષ્ઠા કરાવી. તે પ્રસંગે શ્રેષ્ઠીએ સ્વામીવાત્સલ્ય પણ કર્યું. મહોપાધ્યાયજીના ઉપદેશથી સં. ૧૬૫૫ માં ખંભાત અને ભરૂચમાં શ્રાવકોએ જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરાવી, પાલણપુરના નવાબની બેગમનો છમાસી જ્વર દૂર કર્યો અને તેથી રત્નસાગરજીનો યશ સર્વત્ર વિસ્તર્યો. તેઓ સાધુના પાંચે આચારો અતિચાર સહિત પાળતા હતા, પાંચે સમિતિને ધારણ કરતા હતા, મન, વચન અને કાયાને ગોપવીને ચાલતા હતા, તથા કામ અને કષાયોને નિવારતા હતા. સં. ૧૭૨૦ ના પોષ સુદી ૧૦ ના દિને ગુરુ કપડવંજમાં શુભ ધ્યાનથી દેવગતિને પામ્યા.

૧૪૬૮. રત્નસાગરજીના સંસારપક્ષીય કાકા રણસીએ સ. ૧૬૫૧ માં કલ્યાણસાગરસૂરિ જખૌમાં ચાતુર્માસ રહેલા ત્યારે તેમની ઘણી ભક્તિ કરી અને શ્રાવકોના બારે વ્રતો નિયમપૂર્વક સ્વીકાર્યા હતા એમ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે

૧૪૬૯. વર્ધમાન—પદ્મસિંહશાહે ભદ્રાવતીથી કાઢેલા શત્રુંજયતીર્થના વિશાળ સંઘમાં રત્નસાગરજી ગચ્છનાયક સાથે જ રહેલા એમ 'વર્ધમાન—પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'ના વર્ણન દ્વારા જણાય છે. કલ્યાણ-સાગરસૂરિના દેહાવસાન સુધી તેઓ ગુરુના સાન્નિધ્યમા જ રહ્યા અને એમની સવિશેષ પ્રીતિ સંપાદન કરેલી. પટ્ટાવલીમા ઉલ્લેખ છે કે સં ૧૭૧૭માં ગુરુના અંતિમ ચાતુર્માસ વખતે રત્નસાગરજી ભૂજમા 'મેઘના ગર્જારવ સમાન ગંભીર ધ્વનિ થી વ્યાખ્યાન સંભળાવતા હતા.

૧૪૭૦. ધર્મસાગરજી પટ્ટાવલીમાં મહોપાધ્યાયજીના ચાર શિષ્યો આ પ્રમાણે જણાવે છે. (૧) મેઘસાગર (૨) સુમતિસાગર (૩) વિબુધસાગર (૪) સુરસાગર એ ઉપરાંત એમના બીજા પણ અનેક શિષ્યો હતા એમ પ્રાચીન સાહિત્યમાથી ઉલ્લેખો મળી રહે છે, જેમાના કેટલાક નામો આ પ્રમાણે છે (૧) મનમોહનસાગર (૨) સંયમસાગર (૩) નયસાગર (૪) પદ્મસાગર જેમના શિષ્ય ધીરસાગર શિષ્ય રિદ્ધિસાગર થયા. ઉક્ત શ્રમણો વિશે પાછળથી ઉલ્લેખ કરીશું એમના આજ્ઞાવર્તી શિષ્યા ગુણશ્રીજી વિશે નોધી ગયા છીએ. એ ઉપરાત પણ અનેક સાધુ—સાધ્વીઓ એમના પરિવારમાં હશે, જેની પ્રતીતિ તેમના 'મુનિગણ નાયક' એવા બિરુદ દ્વારા થઈ શકે છે

૧૪૭૧. મહોપાધ્યાયજીનો વિહાર કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત તરફ સવિશેષ હશે એમ ઉપર્યુક્ત ઉલ્લેખો દ્વારા જણાય છે. મારવાડ તરફ પણ તેમણે પદાર્પણ કર્યું હતુ ત્યાંના વાલોતરા ગામમા એમના શિષ્ય મેઘસાગરજીને તેમણે સં. ૧૬૭૦ મા ઉપાધ્યાય પદે વિભૂષિત કર્યા

૧૪૭૨. રત્નસાગરજીનું નામ આ ગચ્છના ઇતિહાસમાં બીજી એ રીતે અમર રહેશે કે અચલ-

ગચ્છનો વર્તમાન શ્રમણ સમુદાય એમની શિષ્યપરંપરામાંથી છે ' અંતિમ ગચ્છનાયક જિનેન્દ્રસાગરસૂરિ પછી રત્નસાગરજીની શિષ્યપરંપરાના શ્રમણોએ ગચ્છના નેતૃત્વની વિકટ ધુરા વહન કરી અને નામશેષ થતા જતા ગચ્છનુ સંગઠન સુદૃઢ કરી તેની ધર્મપ્રવૃત્તિને પુનઃ ચેતનવંતી કરી. આ હકીકત આ ગચ્છના ઈતિહાસમા અત્યંત નોંધનીય છે, જે વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશુ અહીં માત્ર એમની શિષ્ય પરંપરાના શ્રમણોનો નામોલ્લેખ જ બસ થશે · (૧) રત્નસાગર (૨) મેઘસાગર (૩) વૃદ્ધિસાગર (૪) હીરસાગર (૫) સહજસાગર (૬) માનસાગર (૭) રંગસાગર (૮) ફતેહસાગર (૯) દેવસાગર (૧૦) સ્વરૂપસાગર (૧૧) ગૌતમસાગર, જેમણે ક્રિયોદ્ધાર કરીને આ ગચ્છના ઈતિહાસમા નવો તબક્કો પ્રવર્તાવ્યો.

## કવિ ડુંગર

૧૪૭૩ વા. ક્ષમાસિંધુના શિષ્ય કવિ ડુંગરે સં. ૧૬૨૯ ના ચૈત્ર વદિ ૨ ને બુધવારે સિકંદરાબાદમા રહીને ૮૩ ગૂર્જર કડિકામાં 'હોલિકા ચોપાઈ' રચી. આ કવિએ ૧૩ કડિકામાં 'ખંભાત ચૈત્ય પરિપાટી'ની તથા ૭૫ કડિકામાં 'નેમિનાથ સ્તવન'ની રચના પણ કરી. જુઓ જૈ ગૂ ક. ભા. ૩, પૃ. ૭૩૮–૪૦.

## વાચક મૂલા

૧૪૭૪ વા. રત્નપ્રભના શિષ્ય વા મૂલાએ સં ૧૬૨૪ ના ફાગણ સુદી ૧૧ ના દિને સાચોરમાં રહીને ૧૩૪ ગૂર્જર કડિકામાં 'ગજસુકુમાલ સંધિ' રચી. પ્રો. વેલણકરે 'જિનરત્નકોશ' પૃ ૧૦૨ માં આ ગ્રંથને 'ગજસુકુમાલ ચતુષ્પદી' તરીકે નોંધ્યું છે. મોહનલાલ દલીચંદ દેશાઈ જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૭૧૦ માં ઉક્ત ગ્રંથના કર્તા તરીકે રત્નપ્રભ શિષ્ય જણાવે છે તે આ ગ્રંથકર્તાનો જ ઉલ્લેખ છે.

૧૪૭૫. વા. મૂલાએ ધર્મમૂર્તિસૂરિના ગચ્છનાયકત્વ સમયમા 'ચૈત્યવંદન'ની રચના કરી, જે ઉપર્યુક્ત કૃતિ પછીની રચના છે. ગ્રંથના અંત ભાગમાં કવિ પોતાના વાચકપદનો ઉલ્લેખ કરે છે. જુઓ ભીમશી માણેક સંપાદિત પંચ પ્રતિક્રમણ સૂત્ર.

## વાચક નાથાગણિ

૧૪૭૬ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે સં. ૧૬૬૬ મા પાલીનગરમા સાચીહર જ્ઞાતીય નથમલ્લ નામનો બ્રાહ્મણ ધર્મમૂર્તિસૂરિના સંપર્કમા આવ્યો. તે કાબેલ લહિયો હતો. આચાર્ય એના સુંદર અક્ષરો જોઈ પ્રસન્ન થયા તે વ્યાકરણ અને સંસ્કૃતમાં પણ નિપુણ હતો. પત્નીનાં મૃત્યુ બાદ તે એકાકી જીવન જીવતો હતો. ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી નથમલ્લે દીક્ષા લીધી અને તેનું નાથાગણિ નામ રાખવામા આવ્યું. દીક્ષા બાદ તેમણે ગ્રંથોદ્ધારનુ કાર્ય ખંતથી ઉપાડ્યુ જયસિંહસૂરિ પ્રભૃતિ અંચલગચ્છના આચાર્યોએ રચેલા અનેક ગ્રંથોની એમણે સુંદર પ્રતો લખી. એમના શિષ્ય ધર્મચંદ્રે પણ અનેક ગ્રંથોની પ્રતો લખી હતી

## ગોરજી માણેકમેરજી

૧૪૭૭ સમગ્ર કચ્છ ઉપર જાડેજા વંશની એકસત્તી સત્તા સ્થાપનાર ખેંગારજી પહેલાના ધર્મગુરુ તરીકે અંચલગચ્છીય ગોરજી માણેકમેરજી કચ્છના ઈતિહાસમા ભારે કીર્તિ પામ્યા છે. મહાકવિ ન્હાનાલાલે વંથલી જૈન પરિષદ–પ્રતિષ્ઠોત્સવ વખતે જણાવ્યું હતુ કે 'વનરાજ ચાવડાને શીલગુણસૂરિનો આશ્રય

સં. ૧૬૩૫માં ધર્મમૂર્તિસૂરિ ત્યાં પધારતાં કાકાએ બાળકને વહોરાવ્યો. સ. ૧૬૪૧ ના મહા સુદી ૨ના દિને ગુરુએ તેને દીવબંદરમાં દીક્ષા આપી રત્નસાગર નામ આપ્યુ, આગમાભ્યાસ કરાવ્યા બાદ સં ૧૬૪૪ના વૈશાખ સુદી ૩ ના દિને વડી દીક્ષા આપીને તેમને કલ્યાણસાગરસૂરિના શિષ્ય તરીકે સ્થાપ્યા પાછળથી મહોપાધ્યાય અને સં. ૧૬૪૮માં મુનિમંડલ નાયકપદે તેઓ પ્રસ્થાપિત થયા તેઓ કલ્યાણ-સાગરસૂરિ સાથે વિહરતા રહ્યા. ગુરુએ તેમને વિદ્યામંત્રો આપ્યા અને તેઓ વિશેષ પ્રકારે નિર્મળ ચારિત્ર્ય પાળવા લાગ્યા. સ. ૧૬૫૪ના ફાગણ સુદી ૩ ના દિને મહોપાધ્યાયજીએ સુરતમા પ્રતિષ્ઠા કરાવી. ત્યાંના મીઠડિયા ગોત્રીય શ્રેષ્ઠી સ્વરૂપચંદે દશ હજાર દામ ખરચીને તેર મનોહર જિનપ્રતિમાઓ ભરાવી. સં. ૧૬૫૫માં રાધનપુરમાં પધાર્યા. ત્યાં લુણિડ ગોત્રીય મેઘણ શ્રેષ્ઠીએ તેમના ઉપદેશથી શંખે-શ્વરજીનો સંઘ કાઢ્યો અને ત્રણ જિનબિંબો ભરાવી ચૈત્ર સુદી ૧૩ના દિને પ્રતિષ્ઠા કરાવી તે પ્રસંગે શ્રેષ્ઠીએ સ્વામીવાત્સલ્ય પણ કર્યું. મહોપાધ્યાયજીના ઉપદેશથી સં. ૧૬૫૫માં ખંભાત અને ભરૂચમાં શ્રાવકોએ જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરાવી, પાલણપુરના નવાબની બેગમનો છમાસી જ્વર દૂર કર્યો અને તેથી રત્નસાગરજીનો યશ સર્વત્ર વિસ્તર્યો તેઓ સાધુના પાંચે આચારો અતિચાર સહિત પાળતા હતા, પાંચે સમિતિને ધારણ કરતા હતા; મન, વચન અને કાયાને ગોપવીને ચાલતા હતા, તથા કામ અને કષાયોને નિવારતા હતા. સં. ૧૭૨૦ના પોષ સુદી ૧૦ ના દિને ગુરુ કપડવંજમાં શુભ ધ્યાનથી દેવગતિને પામ્યા.

૧૪૬૮. રત્નસાગરજીના મસારપક્ષીય કાકા રણસીએ સં ૧૬૫૧ માં કલ્યાણસાગરસૂરિ જખૌમાં ચાતુર્માસ રહેલા ત્યારે તેમની ઘણી ભક્તિ કરી અને શ્રાવકોના બારે વ્રતો નિયમપૂર્વક સ્વીકાર્યા હતા એમ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે.

૧૪૬૯. વર્ધમાન–પદ્મસિંહશાહે ભદ્રાવતીથી કાઢેલા શત્રુંજયતીર્થના વિશાળ સંઘમાં રત્નસાગરજી ગચ્છનાયક સાથે જ રહેલા એમ 'વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'ના વર્ણન દ્વારા જણાય છે. કલ્યાણ-સાગરસૂરિના દેહાવસાન સુધી તેઓ ગુરુના સાન્નિધ્યમા જ રહ્યા અને એમની સવિશેષ પ્રીતિ સંપાદન કરેલી. પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે સં ૧૭૧૭માં ગુરુના અંતિમ ચાતુર્માસ વખતે રત્નસાગરજી ભૂજમા 'મેઘના ગર્જારવ સમાન ગંભીર ધ્વનિ થી વ્યાખ્યાન સંભળાવતા હતા

૧૪૭૦. ધર્મસાગરજી પટ્ટાવલીમા મહોપાધ્યાયજીના ચાર શિષ્યો આ પ્રમાણે જણાવે છે (૧) મેઘસાગર (૨) સુમતિસાગર (૩) વિબુધસાગર (૪) સુરસાગર એ ઉપરાત એમના બીજા પણ અનેક શિષ્યો હતા એમ પ્રાચીન સાહિત્યમાંથી ઉલ્લેખો મળી રહે છે, જેમાના કેટલાક નામો આ પ્રમાણે છે (૧) મનમોહનસાગર (૨) સંયમસાગર (૩) નયસાગર (૪) પદ્મસાગર જેમના શિષ્ય ધીરસાગર શિષ્ય રિદ્ધિસાગર થયા ઉક્ત શ્રમણો વિશે પાછળથી ઉલ્લેખ કરીશું એમના આજ્ઞાવર્તી શિષ્યા ગુણશ્રીજી વિશે નોંધી ગયા છીએ. એ ઉપરાત પણ અનેક સાધુ–સાધ્વીઓ એમના પરિવારમા હશે, જેની પ્રતીતિ તેમના 'મુનિગણ નાયક' એવા બિરુદ દ્વારા થઈ શકે છે

૧૪૭૧. મહોપાધ્યાયજીનો વિહાર કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત તરફ સવિશેષ હશે એમ ઉપર્યુક્ત ઉલ્લેખો દ્વારા જણાય છે. મારવાડ તરફ પણ તેમણે પદાર્પણ કર્યું હતું. ત્યાના વાલોતરા ગામમા એમના શિષ્ય મેઘસાગરજીને તેમણે સ. ૧૬૭૦મા ઉપાધ્યાય પદે વિભૂષિત કર્યા

૧૪૭૨. રત્નસાગરજીનું નામ આ ગચ્છના ઇતિહાસમાં બીજી એ રીતે અમર રહેશે કે અંચલ-

ગચ્છનો વર્તમાન શ્રમણ સમુદાય એમની શિષ્યપરંપરામાંથી છે અંતિમ ગચ્છનાયક જિનેન્દ્રસાગરસૂરિ પછી રત્નસાગરજીની શિષ્યપરંપરાના શ્રમણોએ ગચ્છના નેતૃત્વની વિકટ ધુરા વહન કરી અને નામશેષ થતા જતા ગચ્છનુ સંગઠન સુદૃઢ કરી તેની ધર્મપ્રવૃત્તિને પુન ચેતનવંતી કરી. આ હકીકત આ ગચ્છના ઈતિહાસમાં અત્યંત નોંધનીય છે, જે વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશુ અહીં માત્ર એમની શિષ્ય પરંપરાના શ્રમણોનો નામોલ્લેખ જ બસ થશે (૧) રત્નસાગર (૨) મેઘસાગર (૩) વૃદ્ધિસાગર (૪) હીરસાગર (૫) સહજસાગર (૬) માનસાગર (૭) રંગસાગર (૮) ફતેહસાગર (૯) દેવસાગર (૧૦) સ્વરૂપસાગર (૧૧) ગૌતમસાગર, જેમણે ક્રિયોદ્ધાર કરીને આ ગચ્છના ઈતિહાસમા નવો તબક્કો પ્રવર્તાવ્યો.

## કવિ ડુંગર

૧૪૭૩ વા ક્ષમાસિંધુના શિષ્ય કવિ ડુંગરે સં. ૧૬૨૯ ના ચૈત્ર વદિ ૨ ને બુધવારે સિકંદરાબાદમા રહીને ૮૩ ગૂર્જર કડિકામાં 'હોલિકા ચોપાઈ' રચી. આ કવિએ ૧૩ કડિકામાં 'ખંભાત ચૈત્ય પરિપાટી'ની તથા ૭૫ કડિકામાં 'નેમિનાથ સ્તવન'ની રચના પણ કરી. જુઓ જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૭૩૮-૪૦.

## વાચક મૂલા

૧૪૭૪. વા. રત્નપ્રભના શિષ્ય વા. મૂલાએ સં ૧૬૨૪ ના ફાગણ સુદી ૧૧ ના દિને સાચોરમાં રહીને ૧૩૪ ગૂર્જર કડિકામા 'ગજસુકુમાલ સંધિ' રચી. પ્રો. વેલણકરે 'જિનરત્નકોશ' પૃ ૧૦૨ માં આ ગ્રંથને 'ગજસુકુમાલ ચતુષ્પદી' તરીકે નોંધ્યુ છે મોહનલાલ દલીચંદ દેશાઈ જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૭૧૦ માં ઉક્ત ગ્રંથના કર્તા તરીકે રત્નપ્રભ શિષ્ય જણાવે છે તે આ ગ્રંથકર્તાનો જ ઉલ્લેખ છે.

૧૪૭૫ વા મૂલાએ ધર્મમૂર્તિસૂરિના ગચ્છનાયકત્વ સમયમા 'ચૈત્યવંદન'ની રચના કરી, જે ઉપર્યુક્ત કૃતિ પછીની રચના છે. ગ્રંથના અંત ભાગમાં કવિ પોતાના વાચકપદનો ઉલ્લેખ કરે છે. જુઓ ભીમશી માણેક સંપાદિત પંચ પ્રતિક્રમણ સૂત્ર

## વાચક નાથાગણિ

૧૪૭૬. પટ્ટાવલીમા ઉલ્લેખ છે કે સં ૧૬૬૬ મા પાલીનગરમા સાચીહર જ્ઞાતીય નથમલ્લ નામનો બ્રાહ્મણ ધર્મમૂર્તિસૂરિના સંપર્કમા આવ્યો. તે કાબેલ લહિયો હતો આચાર્ય એના સુંદર અક્ષરો જોઈ પ્રસન્ન થયા તે વ્યાકરણ અને સંસ્કૃતમાં પણ નિપુણ હતો પત્નીના મૃત્યુ બાદ તે એકાકી જીવન જીવતો હતો. ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી નથમલ્લે દીક્ષા લીધી અને તેનું નાથાગણિ નામ રાખવામાં આવ્યુ. દીક્ષા બાદ તેમણે ગ્રંથોદ્ધારનુ કાર્ય ખંતથી ઉપાડયું જયસિંહસૂરિ પ્રભૃતિ અંચલગચ્છના આચાર્યોએ રચેલા અનેક ગ્રંથોની એમણે સુંદર પ્રતો લખી. એમના શિષ્ય ધર્મચંદ્રે પણ અનેક ગ્રંથોની પ્રતો લખી હતી.

## ગોરજી માણેકમેરજી

૧૪૭૭. સમગ્ર કચ્છ ઉપર જાડેજા વંશની એકસૂત્રી સત્તા સ્થાપનાર ખેંગારજી પહેલાના ધર્મગુરુ તરીકે અચલગચ્છીય ગોરજી માણેકમેરજી કચ્છના ઈતિહાસમાં ભારે કીર્તિ પામ્યા છે. મહાકવિ ન્હાનાલાલે વંથલી જૈન પરિષદ-પ્રતિષ્ઠોત્સવ વખતે જણાવ્યુ હતુ કે 'વનરાજ ચાવડાને શીલગુણસૂરિનો આશ્રય

મુખ્ય હતો. જો તેમ ન થયુ હોત, તો પાટણ તથા સોલંકી રાજ્ય હોત નહિ, એટલું જ નહિ પણ ગુજરાતના પાટનગર તરીકે સાત સૈકા સુધી (પાટણ) રહ્યું તે જૈનોને જ આભારી છે, કેમકે પાટણમાં રહી જૈનોએ શુ કર્યું, તે માટે માત સૈકાના ઈતિહાસમાંથી ઘણુ મળે છે.' ('જૈન', ૨૭-૬-૨૫). હેમચંદ્રાચાર્ય અને કુમારપાળનો સંપર્ક પણ ઈતિહાસ પ્રસિદ્ધ છે. કચ્છના રાજ્ય વિશે પણ કહી શકાય કે જો માણેકમેરજીનો આશ્રય મહારાવ ખેંગારજીને ન મળ્યો હોત તો કચ્છનો ઈતિહાસ જુદી રીતે જ લખાયો હોત.

૧૪૭૮. માણેકમેરજીના જીવનવૃત્તની સાથે કચ્છના રાજ્યનો ઈતિહાસ સંકળાયેલો હોઈને તે વિશે સંક્ષિપ્ત ઉલ્લેખ કરવો અહી પ્રાપ્ત થાય છે. ખેંગારજીના પિતા હમીરજી અને જામરાવળ, જેણે જામનગરની ગાદી સ્થાપેલી, તેમની વચ્ચે વેરભાવ જાગ્યો. જામરાવળના પિતા લાખાનું ખૂન કરવામાં હમીરજીનો હાથ ન હોવા છતાં, જામરાવલે કપટ કરી તેમનું નિકંદન કાઢી નાખ્યુ. સદ્ભાગ્યે જામરાવલે તેમને આપેલા નિમંત્રણ વખતે હમીરજીના ત્રણ કુંવરો—ખેંગારજી, સાહેબજી અને રાયબજી તે વખતે બારા જાગીરમાં ગયા નહોતા. સ્વામી-ભક્ત છચ્છર બુટ્ટો પોતાના માલિક હમીરજી સાથે બારા ગયો હતો, પણ તેને આ ખૂનખાર કૃત્યોની ગંધ આવવાથી હમીરજી કપાઈ મૂઆ તે પહેલાં જ તે નાસી છૂટયો હતો. તે વિંઝાણ આવ્યો અને એક સારો ઊંટ મેળવી બે કુંવરોને તે પર બેસાડી ભાગી છૂટયો. માર્ગમાં ભારે મુશ્કેલીઓ આડી આવી. જામરાવલના લોહીથી ખરડાયેલા હાથમાંથી એ બન્ને રાજકુંવરો કેવી રીતે છટકવા પામ્યા, તેની હકીકત કચ્છની અતિ પ્રખ્યાત કીર્તિ-કથાઓમાંની એક છે. અહી એનો વિસ્તાર અપ્રસ્તુત છે.

૧૪૭૯. આ કુંવરો કચ્છમાં આશ્રય મેળવી શકે તેમ ન હતુ. દેદો જે વાગડમાં હતો, તે તેઓના દુશ્મન રાવળનો મિત્ર હતો. દુશ્મનોએ પીછો પકડયો હોવા છતાં તેઓ રણ પાર કરી ધ્રાંગધ્રા રાજ્યના ચરાડવા ગામે સહિસલામત આવ્યા. અહી માણેકમેરજી સાથે તેમનો સમાગમ થયો. ભીખારીના વેશમાં હોવા છતાં બન્ને કુમારોને જોઈ ગોરજી બોલી ઉઠયા—'આ બન્ને અનાથ બાળકો રાજવંશી લાગે છે. તેમાંનો એક ચક્રવર્તી રાજા થશે' પ્રથમ તો છચ્છરબુટ્ટાને શંકા ગયેલી અને તેણે તલવાર પણ ખેંચેલી. પરંતુ જ્યારે માણેકમેરજીએ ભવિષ્યવાણી ઉચ્ચારી ત્યારે જાસૂસ હોવાની તેની શંકા નિર્મૂળ થઈ ગઈ. ગોરજીએ તો એમ પણ કહ્યુ કે—'આ ભવિષ્ય જો ખોટું પડે તો મારી બધી વિદ્યા ખોટી છે એમ હુ સ્વીકારીશ.' માણેકમેરજી એમને પોતાની પોશાળમા તેડી ગયા, ત્યાં તેમની દરેક પ્રકારે ખાતર બરદાસ્ત કરી અને રાત્રે વિશ્રામ કરાવ્યો. સવારે જ્યારે તેઓએ વિદાય માગી, ત્યારે માણેકમેરજીએ કુવર ખેંગારજીને એક ચમત્કારી સાંગ-ભાલુ બક્ષિસ કરીને ભવિષ્ય ભાખ્યું કે 'આ સાગ વડે તમે ઘણાં મહાન કાર્યો કરશો.' ગોરજીએ બન્ને કુંવરોને પોતાના આશીર્વાદ આપ્યા અને ખાસ સૂચના આપી કે અમદાવાદ શહેરમાં દાખલ થતી વખતે તમારે ઊંચા કદના કાળા ઘોડા ઉપર બેસીને જ દાખલ થવું પણ તે વાહન તદન ધોળા કે કાળા રંગનું હોવું જોઈએ.

૧૪૮૦. માણેકમેરજીના આશીર્વચન પ્રમાણે બધું થયુ. ગોરજીએ આપેલી સાંગથી સિંહનો વધ કરી અમદાવાદના સુલતાન મહમદને બચાવ્યા, જેના બદલામાં મહારાવના ઈલ્કાબની સાથે તેમને સૈન્ય સાથે મોરબી જવાની મંજુરી મળી. ખેંગારજી અને તેમના ભાઈએ સુલતાને આપેલા સૈન્ય વડે પોતાના પરાક્રમ બળથી મોરબીમા રહીને કચ્છની ગાદી મેળવવા વ્યૂહ ગોઠવ્યો, જેમા તેઓ સફળ થયા. જામરાવળે કચ્છ છોડીને હાલારમાં આવી જામનગરની ગાદી સ્થાપી.

૧૪૮૧. ખેંગારજીને કચ્છની ગાદી પ્રાપ્ત થતાં જ તેમણે પોતાના પરમ ઉપકારી ગોરજી માણેકમેરજીને કચ્છ તેડાવ્યા. ભૂજમાં જ તેમણે મોટી પોશાળની સ્થાપના કરી અને માણેકમેરજીને તેના વડા સ્થાપ્યા મહારાવ ખેંગારજીની સાંગ તથા ગોરજી તરીકેનું પોતાનુ સ્થાન સંભાળવા માણેકમેરજી જ્યારે ચરાડવાની પોશાળથી ભૂજની મોટી પોશાળમાં આવ્યા ત્યારે પોતાની સાથે હીરા–માણેક જડિત અંબાજીની મૂર્તિ લાવ્યા હતા.

૧૪૮૧–અ. પ્રો. વિલિયમ્સ રશબ્રુકે 'બ્લેક હિલ્સ' નામના ગ્રંથમાં માણેકમેરજી વિશે ગૌરવાન્વિત ઉલ્લેખો કર્યા છે. તેઓ વિશેષમાં નોંધે છે કે ગોરજીઓ માટે એક ખાસ પ્રકારની ટોપી નિયત થયેલ છે જેની બનાવટ ખેંગારજીએ વધ કરેલ સિંહના કાન તથા પૂછડીની યાદ આપે તેવી રીતે કરવામાં આવી છે. આ ટોપીના મધ્ય ભાગમાં માણેકમેરજીને ખેંગારજીએ જે માણેકની ભેટ આપી હતી, તે જડી દેવામાં આવ્યું છે.

૧૪૮૨. મહારાવે પ્રચલિત કારીગરીવાળાં ખાસ બંધાવેલાં મકાનોમાં ગોરજીના વંશજો આજ પર્યંત ભૂજમાં રહે છે. માણેકમેરજી તે ગાદીના પ્રથમ ગોરજી અથવા રાજગુરૂ તરીકે સ્થપાયા. કચ્છના રાજકુમારોએ ભૂજની મોટી પોશાળમાં જ વિદ્યાભ્યાસ કર્યો છે. રાજ્યના ભાટ કવિઓને પણ આ ગોરજી મૌખિક રીતે વિદ્યા ભણાવતા અને સૂચનાઓ આપતા માણેકમેરજીની પરંપરાના પદમમેરજી સારા વિદ્વાન હતા. કચ્છની ગાદી સ્થાપવામાં માણેકમેરજીએ જે પ્રેરણા અને આશ્રય આપ્યા તેની મહારાવે ભારે કદર કરી અને તેના બદલામાં તેમને રાજ્ય તરફથી વંશપરંપરાગત હક્કો આપ્યા. અંચલગચ્છના ઇતિહાસમાં માણેકમેરજી એક સુવર્ણ પૃષ્ટ પૂરું પાડી ગયા છે. તેમણે પ્રાપ્ત કરેલ રાજ્યાશ્રય દ્વારા તેઓ જૈનધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરવામા યશસ્વી નીવડ્યા. ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિની મહાન કારકિર્દીની તેઓ પૂર્વ ભૂમિકા તૈયાર કરતા ગયા.

૧૪૮૩. માણેકમેરજીએ ખેગારજીને આપેલી ચમત્કારી સાંગ ભૂજની મોટી પોશાળમાં બહુ જ આદરપૂર્વક જાગીરની બીજી કીંમતી વસ્તુઓ સાથે જાળવી રાખવામાં આવી છે. માણેકમેરજીના આશીર્વચનથી તથા તેમણે આપેલી આ સાંગની મદદથી ખેંગારજી કોઈ પુરાણપ્રસિદ્ધ વીરપુરુષ જેટલુ માન પામ્યા. પ્રો. રશબ્રુક કચ્છના ઉક્ત તવારીખ ગ્રંથમાં નોંધે છે કે આ બરછીને તેના પવિત્ર સ્થાનમાં પડેલી જોવાનો લાભ પરદેશી લોકોને બહુ મળ્યો જણાતો નથી. જો કે મોટા ઉત્સવોના પ્રસંગે તેને પૂર્ણ વિધિપૂર્વક બહાર લઈ આવવામાં આવે છે. દશેરાના દિવસે તેનુ પૂજન થાય છે.

૧૪૮૪. માણેકમેરજીના વ્યક્તિગત જીવન વિશે ઝાઝું જાણી શકાતુ નથી મહારાવના સમાગમ પહેલાં–એટલે કે સં. ૧૫૬૨ પહેલા તેઓ ચરાડવાની પોશાળમાં રહેતા હતા. સં ૧૫૯૬ માં જામ રાવળે કચ્છ છોડી શ્રાવણ સુદી ૭માં હાલારમાં પોતાની ગાદી સ્થાપી એ અરસામા માણેકમેરજી મહારાવ ખેંગારજીના તેડાવવાથી કચ્છમાં પધાર્યા હશે એ વાત ચોક્કસ છે કેમકે જામરાવળના ચાલ્યા ગયા પછી જ ખેગારજી કચ્છ ઉપર રાજ્યશાસન સ્થાપી શક્યા. અલબત્ત, તેમને એ પછી પણ ઘણા દુશ્મનોને નમાવવા પડ્યા. પરંતુ કચ્છનુ રાજ્ય મેળવ્યા પછી થોડા જ સમયમા પોતાના ઉપકારીને કચ્છમા તેડાવવાનું તેઓ ચૂકયા નહીં હોય શરુઆતમા તેમણે પોતાની રાજધાની અંજારમાં રાખી પરંતુ સાતેક વરસ બાદ ભૂજમાં ખસેડી. એટલે સં. ૧૬૦૩ ના અરસામાં તેમણે ભૂજમાં મોટી પોશાળ બંધાવી આપી હશે, અને માણેકમેરજીને તે સુપ્રત કરી રાજગુરુ તરીકે તેમને ત્યાં સ્થાપ્યા હશે. તે પછી સદાને માટે તેઓ ભૂજમા જ રહ્યા હશે. કચ્છના મહારાવે એમને ઉપાધ્યાયપદ અપાવ્યુ હતું તેમના તથા તેમની

શિષ્ય પરંપરાના નામની પાછળ 'મેરુજી' પ્રત્યય આવતો હોઈને તેઓ અચલગચ્છની મેરુ શાખાના હતા એમ ચોક્કસ થાય છે. ઉચ્ચારણની સરળતા માટે મેરુજીમાંથી મેરજી શબ્દ અસ્તિત્વમાં આવ્યો હોવાનું જણાય છે. અંચલગચ્છની અનેક શાખાઓમાં એક મેરુ શાખા પણ હતી, જેના અનેક શ્રમણો વિશે ઘણા ઉલ્લેખો ઉપલબ્ધ બને છે.

### રાયસુંદર

૧૪૮૫. પં. ગજલાભ કૃત 'જિનાજ્ઞા હુંડી—અચલગચ્છની હુંડી'ની પ્રત રાયસુંદરે લખી. પ્રત-પુષ્પિકા દ્વારા સૂચિત થાય છે કે ધર્મમૂર્તિસૂરિના સાન્નિધ્યમા એમના આજ્ઞાવર્તિ પર સાધુઓ અને ૪૦ સાધ્વીઓ મળીને ૯૨ના પરિવારે ક્રિયોદ્ધાર કર્યો. રાયસુંદરની ગુરુપરંપરા આ પ્રમાણે છે: વા. પ્રમાનંદ—ક્ષમાવર્દ્ધન—જ્ઞાનલાભ—નિધાનલાભ—ભુવનલાભ—દેવસુંદર—હીરસુંદર—આણંદસુંદર—રાયસુંદર. જુઓઃ જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૬૩૨.

### વાચક સહજરત્ન

૧૪૮૬. વા. સહજરત્ને સં. ૧૬૦૫ના કાર્તિક સુદી ૧૩ ને રવિવારે નિંધરારી ગામમાં રહીને 'વૈરાગ્યવિનતિ' નામક ગૂર્જર પદ્ય કૃતિ રચી. સં. ૧૬૧૪ના આસો સુદી ૧૦ના દિને કાવિઠાનગરમાં રહીને તેમણે 'વીસ વિહરમાન સ્તવન' રચ્યું તથા ૨૩ કંડિકામા 'ગુણસ્થાનક ગર્ભિત વીર સ્તવન' સં. ૧૬૦૫ પહેલા રચ્યું કેમકે એ કૃતિમાં 'સહજરત્ન મુણિંદ' એવો ઉલ્લેખ છે. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૧, ૧૯૯—૨૦૦; ભા. ૩, પૃ. ૬૭૨—૩.

### વાચક રાજકીર્તિ

૧૪૮૭. પં. ક્ષમાકીર્તિગણિના શિષ્ય વા. રાજકીર્તિએ સં. ૧૬૪૯ મા 'મૃગાંક પદ્માવતી ચરિત્ર'ની પ્રત આગરાકોટમાં રહીને લખી. રાજકીર્તિના ગુરુબંધુ પં ગુણવર્દ્ધન થયા. તેમના શ્રુતસાગર, દયાકીર્તિ તથા વિજયકીર્તિ વિગેરે શિષ્યો હતા.

### રયણચંદ્ર

૧૪૮૮. રયણચંદ્રે સં. ૧૬૬૨માં રાયધણપુરમાં 'દ્વાદશવ્રત કથા'ની પ્રત લખી.

### વાચક વેલરાજ

૧૪૮૯. વા. વેલરાજ ૧૬ મી શતાબ્દીના ઉત્તરાર્ધમાં થઈ ગયા. એમના અંગત જીવન વિશે પ્રકાશ પાડી શકાતો નથી પરતુ એમની શિષ્યપરંપરામા કેટલાક સારા ગ્રંથકારો થઈ ગયા હોઈને એમનો નામોલ્લેખ અનેક ગ્રંથોમાં જોવા મળે છે. એમના શિષ્યોનુ વંશવૃક્ષ રજૂ કરવુ અભીષ્ટ છે.

- વા. વેલરાજ (સ. ૧૫૫૦ લગભગ)
  - ઉપા. પુણ્યલબ્ધિ
    - ઉપા. ભાનુલબ્ધિ
      - મેઘરાજ
  - વા લાભશેખર
    - વા. કમલશેખર
      - વા. સત્યશેખર
        - વા. વિનયશેખર
          - રવિશેખર
        - વા. વિવેકશેખર
          - ભાવશેખર
            - ભુવનશેખર
            - બુદ્ધિશેખર
              - રાજશેખર
                - લક્ષ્મીશેખર
                  - લાવણ્યશેખર
                    - અમૃતશેખર
                      - જ્ઞાનશેખર
                        - મુનિ જીવા (સં. ૧૮૫૦)
              - રત્નશેખર
                - કપૂરશેખર
          - વિજયશેખર

## મહોપાધ્યાય પુણ્યલબ્ધિ શિષ્ય ઉપાધ્યાય ભાનુલબ્ધિ

૧૪૯૦. વા. વેલરાજ શિ. મહોપાધ્યાય પુણ્યલબ્ધિ શિ. ઉપાધ્યાય ભાનુલબ્ધિ સં. ૧૬૦૫ થી સં. ૧૬૩૩ માં વિદ્યમાન હતા એમના ઉપદેશથી એ વર્ષના દ્વિતીય વૈશાખ સુદી ૧૦ ને દિવસે કાલિકાચાર્ય કથાની પ્રત નાગપુરમાં લખાઈ; ઓસવંશીય કાલાપરમાર ગોત્રીય સા. ફૂલણ પુત્ર સા. પાતાલ પુ. શ્રીવંત પુ માંડા, સા. સાંડા, સોહિલ, મોહિલ; સોહિલભાર્યા સુહાદે, પુન્યપાલ સહિત કુટુંબે એ પ્રત લખાવી એમ પુષ્પિકા દ્વારા જાણી શકાય છે. જુઓ :

**सं० १६०५ वर्षे द्वितीय वैशाख सुद १० दिने श्री अंचलगच्छे । ओसवाल ज्ञातीय ॥ कालापरमार (गोत्रे) सा० फूलण पुत्र सा० पाताल पु० श्रीवंत पुत्र मांडा सा० सांडा । सोहिल मोहिल । सोहिल भार्या सुहादे पुन्यनीपाल सहितेन । नागपुरनगरे वा० श्री**

**वेलराजगणि शिष्य पुन्यलब्धि महोपाध्याय तत् शिष्य उपाध्याय भानुलब्धि सा० सहितेन ॥**

૧૪૯૧. ઉપા. ભાનુલબ્ધિના આજ્ઞાવર્તી શિષ્યા સાધ્વી ચંદ્રલક્ષ્મી અને તેમની શિષ્યા કરમાઈ શિ. પ્રતાપશ્રી ઈત્યાદિનો નામોલ્લેખ 'જ્ઞાનપંચમી કથા'ની પ્રત પુષ્પિકા દ્વારા મળી રહે છે. ઉક્ત પ્રત સં. ૧૬૧૯ના માગશર સુદી ૨ને શુક્રવારે જલાલુદ્દીન અકબરના રાજ્યમાં મેવાત મંડલ અંતર્ગત તિજારા નગરમાં ધર્મમૂર્તિસૂરિના પટ્ટનાયકકાલ દરમિયાન લખાઈ. સ. ૧૬૩૩ના ભાદ્રવ સુદી ૧૫ને શુક્રવારે રયવોંડી નગરમાં ભાનુલબ્ધિના શિષ્યા સાધ્વી કરમાઈના પઠનાર્થે સેવકકૃત 'ઋષભદેવ વિવાહલુ'ની પ્રત ખેમરાજે લખી એમ પ્રત પુષ્પિકા દ્વારા પ્રતીત થાય છે.

૧૪૯૨. મેવાત અંતર્ગત તિજારામાં, મધ્યપ્રદેશના નાગપુરમાં, રયવોંડી નગરમા ભાનુલબ્ધિનો સવિશેષ વિહાર હતો. શક્ય છે કે તેઓ રાજસ્થાનના હોય અને ગુજરાત બહાર બહુધા વિચર્યા હોય. તિજારાનગરમાં સ. ૧૬૩૦ના માગસર વદિ ૯ને સોમવારે, પાતશાહ જલાલુદ્દીન અકબરના રાજ્યમાં 'ઔપપાતિકસૂત્ર વૃત્તિ'ની એક પ્રત એમના વાંચનાર્થે લખાઈ. જુઓ પુષ્પિકા—

**संवत् १६३० वर्षे मार्गसर वदि ९ सोमवारे श्री अंचलगच्छे वा० श्री वेलराज शिष्य श्री पुण्यलब्धि महोपाध्याय शिष्य श्री भानुलब्धि उपाध्याय वाचनाय लिखिता तिजारामध्ये पातिसाहि जलालुदीन अकबरराज्ये ॥**

૧૪૯૩ બીકાનેરના શ્રી વાસુપૂજ્ય મંદિરની ધાતુમૂર્તિ ઉપર ભાનુલબ્ધિનો પ્રતિષ્ઠાલેખ આ પ્રમાણે પ્રાપ્ત થાયે છે:

**सं० १६०१ व० ज्येष्ठ सु० ८ श्री अञ्चलगच्छे वा० वेलराज ग० शि० उपा० श्री पुण्यलब्धि शि० श्री भानुलब्धि उपाध्यायैः स्वपूजन श्री चिन्तामणि पार्श्वनाथः ।**
જુઓ 'બીકાનેર લેખ સંગ્રહ' લે ૧૩૯૩ નાહટાજી સંપાદિત. આ લેખને આધારે ભાનુલબ્ધિ રાજસ્થાન તરફના હોય એ મતને વિશેષ પુષ્ટિ મળે છે. સં. ૧૬૦૧માં પણ તેઓ ઉપાધ્યાયપદે હોઈને તેઓ સં. ૧૫૮૦ની આસપાસ જન્મ્યા હશે. સં. ૧૬૩૩નો ઉપર્યુક્ત ઉલ્લેખ અંતિમ છે. એ પછી તેઓ સ્વલ્પ જીવ્યા હશે. ભાનુલબ્ધિના શિષ્યો તરીકે મેઘરાજ, ખીમરાજ વિગેરેના ઉલ્લેખો મળે છે.

### મેઘરાજ

૧૪૯૪. ઉક્ત ભાનુલબ્ધિના શિષ્ય મેઘરાજ સત્તરભેદી પૂજાના કર્તા તરીકે પ્રસિદ્ધ છે. એ પૂજાનું મહાત્મ્ય અંચલગચ્છમાં વિશેષ છે. આ ગ્રંથકર્તાએ 'ઋષભ જન્મ' તથા 'જ્ઞાતા ૧૯ અધ્યયન' નામક ગ્રંથો પણ લખ્યા છે.

### વિજયશીલ

૧૪૯૫ વા. હેમશીલના શિષ્ય વિજયશીલે સં. ૧૬૪૧ના ભાદ્રવા વદિ ૧૧ને શુક્રે ખંભાવલીપુરમાં ચોમાસું રહીને ૬૩૧ કડિકાનાં 'ઉત્તમ ચરિત' અપરનામ 'ઋષિરાજ ચરિત ચોપાઈ' રચી. જુઓઃ ગૃ. ક. ભા. ૩, પૃ. ૭૭૪–૫. વિજયશીલના શિષ્યો જસકીર્તિ, દયાશીલ વિગેરે પણ સાહિત્યકારો હતા.

### વાચનાચાર્ય કમલશેખર

૧૪૯૬. વાચક વેલરાજ ગણિ શિ. વા. લાલશેખરગણિના શિષ્ય વાચક કમલશેખર ગ્રંથકાર તરીકે પ્રસિદ્ધ છે. તેઓ શેખરશાખાના હતા. ૧૭મી શતાબ્દીમાં એ શાખાનો વિસ્તાર ઘણો હોઈને તેમાંથી

પાલીતાણીય પ્રશાખા પ્રાદુર્ભૂત થઈ આ પ્રશાખાનો નિર્દેશ નયનશેખર કૃત 'યોગરત્નાકર ચોપઈ' (રચના સ. ૧૭૩૬) માં આ પ્રમાણે છે—

તાસ તણઈ પખિ શાખા થઈ એક એક માંહિ અધિકી ભણી,
પચ મહાવ્રત પાલઈ સાર ઈસા અછઈ જેહના અણગાર
તે શાખામાહિ અતિ ભલી પાલીતાણી શાખા ગુણનિલી,
પાલીતાચાર્ય કહીઈ જેહ હૂઆ ગચ્છપતિ જે ગુણગેહ.

પાલીતાણીય શાખાનો નિર્દેશ કર્યા પછી કવિ પોતાના ગુરુની પરંપરા આ પ્રમાણે વર્ણવે છે: પુણ્યતિલકસૂરિની ૧૬ મી પાટે વા. સુમતિશેખર થયા. તેમના શિષ્ય વા. સૌભાગ્યશેખર શિ. વા. જ્ઞાનશેખર શિ નયનશેખર

૧૪૯૭. કમલશેખર પાલીતાણીય શાખાના હતા એમ વિવેકશેખર શિ વિજયશેખર કૃત 'ચંદરાજા ચોપઈ' (રચના સ. ૧૬૯૪) દ્વારા સૂચિત થાય છે.

તસ આજ્ઞાકારી ભલા, પાલીતાણીયા વંસિ રી માઈ;
કમલશેખર વાચક પદઈ, સાધુમઈ થયા અવતસ રી માઈ.

તસ શિષ્ય વાચક જાણીઈ, સત્યશેખર ગણિચંદ રી માઈ;
શિષ્ય વાચક કલનિલઉ, વિવેકશેખર મુણિંદ રી માઈ

૧૪૯૮. કમલશેખર ક્યા અને ક્યારે જન્મ્યા, તેમના માતાપિતા કોણ હતા ઈત્યાદિ તેમના અંગત જીવનની બાબતો પ્રકાશમાં આવી શકી નથી અલબત્ત, તેમની કૃતિઓને આધારે એમના જીવનકાલનો અને કેટલીક અન્ય બાબતોનો નિર્ણય કરી શકાય એમ છે. તેમની બે પદ્યકૃતિઓ ઉપલબ્ધ છે. 'નવતત્ત્વચોપઈ' (૬૫ કંડિકામાં) સં ૧૬૦૯ ના આસો ૩ ને દિવસે તેમણે સુરતમાં ચોમાસું રહીને રચી 'પ્રદ્યુમ્નકુમાર ચુપઈ' (સર્ગ ૬, કડિકા ૭૯૩ મા) સં. ૧૬૨૬ ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે માંડલમાં ચોમાસુ રહીને રચી જુઓ. જૈ ગૂ ક, ભા ૩ પૃ ૬૬૦–૧.

૧૪૯૯ ઉપર્યુક્ત બન્ને પદ્યકૃતિઓ અનુક્રમે સુરત અને માંડલમા રચાઈ હોઈને એમ અનુમાન કરી શકાય છે કે ગ્રંથકર્તા ગુજરાતમાં જન્મ્યા હશે અને એમનો સવિશેષ વિહાર ગુજરાત તરફ જ હશે. તદ્દુપરાંત સ ૧૬૦૯–૨૬ માં એમની વિદ્યમાનતા ચોક્કસ થાય છે. સં. ૧૬૦૦ ના ભાદરવા સુદી ૧૩ ને રવિવારે પાદશાહ સાહઆલમના રાજ્યમા અલવર મહાદુર્ગમા ગુણનિધાનસૂરિની વિદ્યમાનતામાં તેમણે સુશ્રાવિકા જોખીના પઠનાર્થે 'લઘુસંગ્રહણી'ની પ્રત લખી હતી જુઓ—

**सवत् १६०० वर्षे भाद्रपद मासे शुक्लपक्षे १३ रवौ पातिसाह श्री आलमराज्ये अलवर महादुर्गे श्री ५ गुणनिधानसूरि विद्यमाने वा० लाभशेखरगणि तत् शिष्य कमलशेखरेण लिखितं सुश्राविका जोखी पठनार्थं । शुभं भवतु ॥**

આ ઉલ્લેખને આધારે કમલશેખરની વિદ્યમાનતા સ ૧૬૦૦ થી ૧૬૨૬ સુધી નક્કી કરી શકાય છે તદ્દુપરાત ઉક્ત પુષ્પિકામા પદનો નિર્દેશ ન હોઈને સ્પષ્ટ થાય છે કે તેમને સ. ૧૬૦૦ પછી અને સ ૧૬૦૯ પહેલા વાચકપદ પ્રાપ્ત થયુ હશે ગ્રંથકર્તા સ ૧૫૮૦ ની આસપાસ ગુજરાતના પ્રદેશમાં જન્મ્યા હશે અને નાની ઉમરમાં દીક્ષા અગીકાર કરી હશે એમ અનુમાન કરવામાં કશી બાધા નથી.

૧૫૦૦. કમલશેખરના પ્રશિષ્ય વિનયશેખર કૃત 'યશોભદ્રચોપઈ' (રચના સં ૧૬૪૩) મા કમલશેખર વિશે આ પ્રમાણે કહેવાયુ છે—

વલી વઉંડિ સદ્દિગુરુ આપણા, જેહનઈ નાંમિઈં નહી રિધિમણા,
શ્રી શ્રી કમલશેખર વણારીસ, સમરુ નામ તેહનું નિસિ દીસ.

૧૫૦૧. ઉક્ત ગ્રંથની એક પ્રત વિનયશેખરે સં ૧૬૪૪ ના વૈશાખ સુદી ૧૩ ને સોમે આગરા નગરમાં સુશ્રાવિકા, પુણ્ય પ્રભાવિકા સરૂપિના વાંચનાર્થે લખી તેમાં તથા કમલશેખરના અન્ય પ્રશિષ્ય વિવેકશેખરે સં. ૧૬૪૮ ના પોષ સુદી ૩ ને બુધે સાધ્વી વિમલાની શિષ્યા કુશલલક્ષ્મીના વાચનાર્થે લખેલ 'શાંતિ મૃગસુંદરી ચોપાઈ'ની પ્રત પુષ્પિકાઓમાં કમલશેખરનો નામોલ્લેખ હોઈને તેઓ સં ૧૬૪૮ સુધી વિદ્યમાન હતા એમ અનુમાન કરી શકાય છે એ પછી કોઈ ગ્રંથમાં એમનો નામોલ્લેખ પ્રાપ્ત થતો નથી. શક્ય છે કે એ પછી તેઓ અલ્પ જીવ્યા હોય. આમ ગ્રંથકર્તાનો જીવનકાલ સં. ૧૫૮૦ થી સં. ૧૬૪૮ સુધી તારવી શકાય છે

૧૫૦૨. કમલશેખર વિશે આથી વિશેષ માહિતી પ્રાપ્ત થતી નથી છતાં ગ્રંથ પ્રશસ્તિઓ અને પ્રત પુષ્પિકાઓમાં વિકીર્ણ સામગ્રી દ્વારા એમને વિશે ઠીક ઠીક માહિતી ઉપલબ્ધ બની રહે છે ગ્રંથકર્તાના પ્રશિષ્ય વિનયશેખર કૃત 'શાંતિ મૃગસુંદરી ચોપઈ'ની પ્રશસ્તિ દ્વારા એમના વ્યક્તિત્વનો સારો પરિચય મળી રહે છે—

તાસ તણઈ પક્ષિ ગુણિ રયણાયર, કમલશેખર વાણારીસજી,
ક્રિયાપાત્ર હુઆ એણિ કાલિઇ, સઘલઈ કિતિ વિશેસજી.

અર્થાત્ વાચનાચાર્ય કમલશેખર ગુણના ભંડાર, તેમજ ક્રિયાપાત્ર સાધુ હતા એમની કીર્તિ બધે વ્યાપ્ત હતી

## સત્યશેખર

૧૫૦૩. વા. કમલશેખરના શિષ્ય વા. સત્યશેખર વિશે પ્રાચીન ગ્રંથોમાંથી પર્યાપ્ત પ્રમાણમાં ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. અલબત્ત, એમના અંગત જીવનની કોઈ બાબત પ્રકાશમાં આવી નથી. તો પણ એમનાં વ્યક્તિત્વ વિશે ગ્રંથોલ્લેખ દ્વારા ઘણું જાણી શકાય એમ છે. એમના શિષ્ય વિનયશેખર 'યશોભદ્ર-ચોપઈ'ની ગ્રંથ પ્રશસ્તિમાં જણાવે છે—

તેહ તણા શિષ્ય જગિ જયવંત, સત્યશેખર મુનિવર ગુણવંત,
જેહનઈ વદનિ વસઈ સરસતી, ચિરજીવઉ એહવા વરયતિ

ઉક્ત કવિ 'શાંતિ મૃગસુંદરી ચોપઈ'ની ગ્રંથપ્રશસ્તિમાં જણાવે છે—

તેહના શિષ્ય સદા સુખકારી, જયકારી જસ નામજી,
સત્યશેખર મુનિવર પય નમતા, સફલ ફલઈ સહૂ કાંમજી

## વિનયશેખર

૧૫૦૪. વા. સત્યશેખરના શિષ્ય વિનયશેખરે સં ૧૬૪૩ ના મહા સુદી ૩ ને રવિવારે મેવાત અંતર્ગત બ્રહ્મવાદ–બંભણવાડામા ૧૪૪ કડિકામા 'યશોભદ્ર ચોપઈ' તથા 'રત્નકુમાર રાસ' રચ્યાં. યશોભદ્ર ચોપઈની પ્રત કવિએ લખી તેની પુષ્પિકા આ પ્રમાણે છે 'સંવત ૧૬૪૪ વર્ષે વૈશાખ શુદિ ૧૩ સોમે શ્રી અંચલગચ્છે શ્રી ધર્મમૂર્તિસૂરીશ્વર રાજ્યે વાચનાચાર્ય વા. કમલશેખર ગણિ તત્ શિષ્ય રિષિ શ્રી ૬ સત્યશેખરગણિ તત્ શિષ્ય ઋ૦ વિનયશેખરેણ લિખિત શ્રી આગરાનગરે ગુરવારે તૈલાદ્ રક્ષેત્ જલાદ્ રક્ષેત્ રક્ષેત્ સ્થલ બંધનાત્ પરહસ્તે ગતાદ્ રક્ષેત્ એવં પુસ્તિકા' જુઓ જૈ ગૂ ક ભા ૧,

પૃ ૨૮૫. એ જ દિવસે તેમણે આગરામાં લખેલી બીજી પ્રત પર આ પ્રમાણે ઉલ્લેખ છે 'સુશ્રાવિકા પુણ્ય પ્રભાવિકા સરૂપિ વાચનાર્થં' જૈ. ગૂ ક ભા ૩, પૃ ૭૭૬–૭ કવિએ સં ૧૬૪૪ ના શ્રાવણ સુદી ૧૩ ને રવિવારે આગરામા રહીને ૩૩૧ કડિકામાં 'શાંતિ મૃગસુદરી ચોપઈ' પણ રચી

## ક્ષેમકીર્તિગણિ

૧૫૦૫. પ. હર્ષવર્ધનગણિ શિ પ ભાવકીર્તિગણિ શિ. પ ક્ષેમકીર્તિગણિ સ. ૧૬૨૫ મા વિદ્યમાન હતા તેમને એ વર્ષના આસો સુદી ૧૫ ને બુધવારે લખતર ગામમાં કલ્પસૂત્ર વૃત્તિની એક પ્રત વહોરાવવામાં આવી, જેને શ્રેષ્ઠી જુઠા સુત શ્રે૦ રાણા સુ૦ શ્રે૦ નરદેવ સુ૦ શ્રે૦ પાતા ભાર્યા દાડિમદે સુ૦ શ્રે૦ તેજા શ્રે૦ નાકર શ્રે૦ વાકર શ્રે૦ જેસમ શ્રે૦ કમળશી શ્રે૦ વિમળશી ભગિની રૂપાઈ પંચ વધુ પ્રમુખ કુટુંબ સહિત શ્રાવિકા દાડિમદેવીએ લખાવી હતી. પ્રત પુષ્પિકા આ પ્રમાણે છે

**स्वस्तिश्री संवत् १६२५ वर्षे आसो सुदि १५ बुधे लिगतिर ग्रामे श्रे० जुठा सुत श्रे० राणा सु० श्रे० नरदेव सु० श्रे० पाता भार्या दाडिमदे सुत श्रे० तेजा श्रे० नाकर श्रे० वाकर श्रे० जेमल श्रे० कमलशी श्रे० विमलशी भगिनी रूपाई पंचवधु प्रमुख कुटुंबसहितेन श्राविका दाडिमदेव्या श्री कल्पसूत्रं सटीकं लिखित श्री विधिपक्षगच्छाधीश श्री धर्ममूर्तिसूरि विद्यमाने श्री हर्षवर्द्धनगणि शिष्य पंडित श्री भावकीर्तिगणि शिष्य पं० क्षेमकीर्तिगणिभ्यः प्रदत्तं । साधुजनैर्वाच्यमानां चिरं नंद्यात् आचंद्रार्कं शुभदम् ॥**

## આણંદમેરુ

૧૫૦૬. વાચક કમલમેરુના શિષ્ય પં રૂપાના શિષ્ય મુનિ આણંદમેરુ સં. ૧૬૪૦ માં થઈ ગયા. તેમણે એ વર્ષના ચૈત્ર વદિ ૧૨ ને શનિવારે ભલસારિણિ ગામમાં રહીને, ચારુચંદ્રકૃત 'મહાબલ મલય-સુદરી રાસ'ની પ્રત લખી. જુઓ પુષ્પિકા

**सं० १६४० चैत्र वदि १२ शनौ लषितं भलसारिणि मध्ये अंचलगच्छे वा० श्री कमलमेरु तत् शिष्य (शिष्य) पं० रूपा तत् शिष्य मुनि आणंदमेरू ल० ॥**

કમલમેરુના શિષ્ય સયમમૂર્તિનો ગ્રથકાર તરીકે આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ.

૧૫૦૭. હર્ષસાગરકૃત રાજસીસાહરાસની ગ્રંથ–પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે કે મેરુતુંગસૂરિની શિષ્ય પરંપરામાં બુધમેરુ, કમલમેરુ, પ. ભીમરત્ન અથવા ભાગ્યમૂર્તિ, ઉદયસાગર અને તેમના શિષ્ય હર્ષસાગર થયા ઉદયસાગરના અન્ય શિષ્યો વા. દયાસાગર અને દેવનિધાન થયા, જેમના વિશે પાછળથી વિચારણા કરીશુ

## વિવેકમેરુગણિ

૧૫૦૮ પં. વિદ્યાશીલગણિના શિષ્ય વિવેકમેરુગણિ સ ૧૬૨૩માં વિદ્યમાન હતા. એ વર્ષના માગશર સુદી ૯ ને ગુરુવારે તેમના ઉપદેશથી બોરસદના વતની મહં. ખામા ભાર્યા લખાઈ પુત્ર મહં વાસાણ દ્વિતીય ભ્રાતા વસુ સહિત ઉવવાઈ ઉપાંગસૂત્રની પ્રત પુણ્યાર્થે લખાવી એમ પુષ્પિકા દ્વારા સૂચિત થાય છે. જુઓ—

**संवत् १६२३ वर्षे मार्गशर मासे सुदि ९ गुरुवारे अंचलगच्छे पं० विद्याशीलगणि शिष्य मुनि विवेकमेरुगणि उपदेशेन वोरशुद्धि वास्तव्य महं खामा भार्या लखाई पुत्र महं० वासाण द्वितीय भ्रात वसु सहितेन श्री उववाई उपांगसूत्रं सत्पुण्यार्थं लिखापितं । दिने २ वाच्यमानं चिरं नंदतु ॥**

વિવેકમેરુગણિના શિષ્ય મુનિશીલ 'જિનપાલ–જિનરક્ષિત રાસ'ની ગ્રંથ પ્રશસ્તિમાં પોતાના ગુરુ માટે વર્ણવે છે—'વિવેકમેરુગણિ સંયમ ગુણ કરી વિચરતાજી, હું તસ્ય ચરણે લીણ' ૧૯

## પં. મુનિશીલગણિ

૧૫૦૯ વાચક વિદ્યાસાગરગણિ શિ પં. વિદ્યાશીલ શિ વિવેકમેરુગણિ શિ. મુનિશીલ સં. ૧૬૫૮ માં વિદ્યમાન હતા એ વર્ષના માઘ વદિ ૮ ને દિવસે 'રવિશશિનયર'મા રહીને 'જિનપાલ–જિનરક્ષિત રાસ'ની સંઘના આગ્રહથી રચના કરી. જુઓ જૈ. ગૂ ક. ભા ૧, પૃ. ૩૯૨–૩.

૧૫૧૦. સં ૧૬૬૩ ના કાર્તિક સુદી ૧૫ ને દિવસે પ મુનિશીલગણિના વાચનાર્થે સહજસુંદર કૃત 'પરદેશી રાજાનો રાસ'ની પ્રત ધર્મમૂર્તિસૂરિના વિજય રાજ્યમા લખાઈ લાલણ ગોત્રીય સા. જેસા –સૂદા–રાજપાલ–માણિક–વીરદાસના પુત્ર તેજપાલે એ પ્રત જેસલમેરમા રાઉલ ભીમજીના વિજયરાજ્યમાં લખી. જુઓ પુષ્પિકા —

**સં૦ १६६३ वर्षे कार्ति सुदि १५ दिन । अंचलगच्छे श्री पूज्य श्री धर्म्ममूर्तिसूरीश्वरं विजयराज्ये पं० श्री मुनिशील गणि वाचनार्थं । लालणगोत्रे सा० जेसा तत्पुत्र सा० सूदा तत्पुत्र सा० राजपाल तत्पुत्र सा० मांणिक तत्पुत्र सा० वीरदास तत्सुत तेजपाल लिखितं श्री जेसलमेरू मध्ये राउल श्री भीमजी विजयराज्ये श्री ॥**

૧૫૧૧. મુનિશીલ કૃત 'શંખેશ્વર પાર્શ્વનાથ છંદ' (કડિકા ૬૪) પણ ઉપલબ્ધ છે. ગ્રંથપ્રશસ્તિમા કવિ પોતાનું નામ આ પ્રમાણે દર્શાવે છે.

લાભઈ તુજ નામિ લીલ,[1] મુનિ જપઈ મુનિશીલ;
દેવ મઈ પ્રત્યક્ષ દીઠ, આખિ તો અમી પઈઠ. ૬૪

૧૫૧૨. મુનિશીલગણિનો વિહાર રાજસ્થાન તરફ સવિશેષ હોય એમ જણાય છે બાડમેરના શ્રી પાર્શ્વનાથજીના જિનમંદિરનો પ્રતિષ્ઠા લેખ આ વિધાનને પુષ્ટિ આપે છે. લેખ આ પ્રમાણે છે :

**સં૦ १६६५ वर्षे उकेशवशे सा० ठाकुरसी कु० प्र० क.. प्रमुख श्री संघेन उ० श्री विद्यासागरगणि शिष्येण श्री विद्याशीलगणि शिष्य वा० श्री विवेकमेरुगणि शिष्य पं० श्री मुनिशीलगणि नित्यं प्रणमंति । श्री अंचलगच्छे ॥**

૧૫૧૩. મુનિશીલના શિષ્ય ગુણશીલ થયા. જેમના શિષ્ય ઉપાધ્યાય વિનયશીલ વિશે પાછળથી સપ્રમાણ વિચાર કરીશું ત્રિપુટી મહારાજ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા ૨, પૃ ૫૩૬મા આ પરંપરાને અંચલગચ્છની પાલીતાણા શાખીય જણાવે છે.

## આચાર્ય પુણ્યપ્રભસૂરિ અને એમના શિષ્યો

૧૫૧૪. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમા તત્કાલીન આચાર્ય પરિવારનો નિર્દેશ સુદ્ધા ન હોઈને એવી છાપ પ્રવર્તમાન છે કે તે વખતે ગચ્છનાયક ધર્મમૂર્તિસૂરિ ઉપરાંત એક માત્ર કલ્યાણસાગરસૂરિ જ આચાર્યપદ ધારક હતા પરંતુ એ વિચાર ભ્રાંત છે. તત્કાલીન વિદ્યમાન આચાર્ય અને એમના શિષ્ય પરિવાર વિશે અન્વેષણ દ્વારા પ્રકાશ પાડી શકાય છે

૧૫૧૫. સોમકીર્તિસૂરિ કૃત 'સપ્તવ્યસન કથા સમુચ્ચય'ની પ્રતપુષ્પિકા આ પ્રમાણે છે—

**इत्यार्पे भट्टारक श्री धर्मसेन भ० भीमसेनदेव शिष्य आचार्य सोमकीर्ति विरचिते सप्तव्यसनकथासमुच्चये परस्त्रीव्यसनफलवर्णनो नाम सप्तम· सर्गः समाप्त इति । संवत्**

**૧૬૪૩ वर्षे चैत्र शुदि चतुर्थी दिवसादारभ्य चैत्र धवलायां दशम्यां शनौ पूर्णीकृतानि व्यसनानि लिखितानि । श्री अंचलगच्छे पूज्य भट्टारक श्री ५ श्री धर्ममूर्तिसूरि विजयराज्ये आचार्य श्री पुण्यप्रभसूरि-तच्छिष्य वाचनाचार्य वाचक शिरोमणि वा० श्री ३ श्री जिनहर्षगणि-तच्छिष्य ऋ० गुणहर्षेण लिखितमस्ति ।**

૧૫૧૬. ઉક્ત પ્રત પુષ્પિકાને આધારે પ્રતીત થાય છે કે ધર્મમૂર્તિસૂરિના વિજયરાજ્યમા આચાર્ય પુણ્યપ્રભસૂરિ શિ વાચનાચાર્ય જિનહર્ષગણિ શિ ગુણહર્ષ સ ૧૬૪૩માં વિદ્યમાન હતા. એ વર્ષના ચૈત્ર સુદી ૪ ને દિવસે લખવાનો આરંભ કરીને ૧૦ મી ને શનિવારે ઉક્ત પ્રત લિપિકૃત કરી. પુણ્ય વિજયજીના સંગ્રહમાં આ ગ્રંથની પ્રત સુરક્ષિત છે.

૧૫૧૭ રાજહંસ કૃત–દશવૈકાલિકસૂત્ર બાલાવબોધની પ્રત પુષ્પિકામાંથી આ પરંપરાનું સૈકાઓ સુધીનું વંશવૃક્ષ આ પ્રમાણે મળી આવે છે:–

**सं० १६६२ का० वदि पूशनौ लि० द्विपालिकायाः अवाग् शक्तिपुरमध्ये अंचलगच्छे भ० धर्म्ममूर्तिसूरीश्वर विजयराज्ये आचार्य जिनचद्रसूरि १ । पद्मदेवसूरि २ । सुमतिसिंघसूरि ३ । अभयदेवसूरि ४ । अभयसिंहसूरि ५ । गुणसमुद्रसूरि ६ । माणिक्यकुंजरसूरि ७ । गुणराजसूरि ८ । विजयहंससूरि ९ । पुण्यप्रभसूरि १० । तच्छिष्य वाचनाचार्य वाचक जिनहर्षगणि तच्छिष्य उपाध्याय श्री गुणहर्षगणिभिः लिखितं ॥**

૧૫૧૮. ઉપર્યુક્ત આચાર્ય પરંપરામાં ધુરંધર આચાર્યો થઈ ગયા છે જેમને વિશે આગળ ઉલ્લેખ થઈ ગયો છે. જો પ્રસ્તુત પ્રતપુષ્પિકા અનુપલબ્ધ હોત તો આ આચાર્યોની શિષ્ય પરંપરા વિશે આપણે અજ્ઞાત જ રહ્યા હોત આ પ્રતપુષ્પિકા દ્વારા આપણે ઉક્ત આચાર્યોનો ગુરુ–શિષ્ય તરીકેનો સંબંધ જાણી શકીએ છીએ.

૧૫૧૯. ઉક્ત જિનહર્ષગણિ પણ સં. ૧૬૬૨ પછી આચાર્યપદ–સ્થિત થયા હતા એમ તેમના પ્રશિષ્ય જ્ઞાનસમુદ્ર કૃત 'જ્ઞાન છત્રીશી' (સં ૧૭૦૩)ની પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે.

## આચાર્ય પુણ્યરત્નસૂરિ

૧૫૨૦. ગચ્છનાયક ભાવસાગરસૂરિ શિ સુમતિસાગરસૂરિ શિ. ગજસાગરસૂરિ શિ પુણ્યરત્નસૂરિ ધર્મમૂર્તિસૂરિના સમકાલીન આચાર્ય હતા. 'અચલગચ્છ આચાર્ય પરંપરા વિવરણ' નામક ગ્રંથ દ્વારા એમના જીવન વિશે આ પ્રમાણે જાણી શકાય છે. ગૂર્જર દેશના અમદાવાદ નગરમાં શ્રીમાલ જ્ઞાતીય સા. મંગલની ભાર્યા ભાવિલદેને ત્યાં સ. ૧૬૧૦ માં તેમનો જન્મ થયો એમનું મૂલ નામ પાચા હતુ. સં ૧૬૨૬ માં ૧૬ વર્ષની ઉમરે તેમણે ગજસાગરસૂરિ પાસે દીક્ષા લીધી સ ૧૬૩૬ માં ગુરુએ તેમને આચાર્યપદે વિભૂષિત કર્યા ગુરુના દેહાવસાન બાદ સં. ૧૬૫૯ મા તેઓ તેમના સમુદાયના મુખ્ય આચાર્ય થયા. સં ૧૬૮૫ માં ૭૫ વર્ષની ઉમરે તેઓ દેવલોક પામ્યા.

૧૫૨૧. પુણ્યરત્નસૂરિએ સ ૧૬૩૭ના વૈશાખ વદિ ૫ ને રવિવારે ૨૮૧ ગાથામા 'સનતકુમાર રાસ' રચ્યો. ગ્રંથ પ્રશસ્તિમા કવિ આર્યરક્ષિતસૂરિ–જયસિંહસૂરિ–ધર્મઘોષસૂરિ–મહેન્દ્રસિંહસૂરિના અનુક્રમમા સુમતિસાગરસૂરિ થયા હોવાનુ વર્ણવે છે, જેમના શિષ્ય ગજસાગર અને તેમના પુણ્યરત્નસૂરિ થયા તેમણે સ. ૧૬૪૦ના ફાગણ સુદી ૧૩ ને ગુરુવારે પેટલાદમા રહીને ૭૨ કડિકામાં 'સુધર્માસ્વામી રાસ' રચ્યો. મોહનલાલ દલીચંદ દેસાઈ 'નેમિનાથ રાસ' (૬૪ ગાથા) આ ગ્રંથકર્તાની કૃતિ ગણાવે છે. જુઓ જૈ.

ગૂ. ક. ભા. ૧, પૃ ૨૪૩-૪; ભા. ૩, પૃ ૬૧૯ અને ૭૩૬ આ ગ્રંથ તેમણે મુનિપર્યાયમાં રચ્યો હતો એમ 'પુનરતન મુની વિનવઈ' દ્વારા સૂચિત થાય છે

### ગજસાગરસૂરિ શિષ્ય

૧૫૨૨ ઉક્ત ગજસાગરસૂરિના અજ્ઞાત શિષ્યે સં. ૧૬૬૫ના ફાગણ ૬ ને બુધે ૪૨ કડિકામાં 'નેમિચરિત્ર ફાગ' રચ્યો. જુઓ જૈ ગૂ ક ભા. ૧, પૃ ૪૦૩

### ગુણરત્નસૂરિ

૧૫૨૩ પુણ્યરત્નસૂરિના પટ્ટશિષ્ય ગુણરત્નસૂરિ થયા. 'અચલગચ્છ આચાર્ય-પરંપરાવિવરણ' નામક ગ્રંથ દ્વારા જણાય છે કે તેઓ ગૂર્જરદેશ અંતર્ગત પાટણનગરમા શ્રીમાલી વંશીય સા. શવાની ભાર્યા કુંઅરીની કૂખે જન્મ્યા. 'ગુણરત્નસૂરિ કવિત્ત'ની પ્રત મુનિ કાન્તિસાગરને પ્રાપ્ત થયેલી, જેમા એમના ઉચ્ચ ગુણોનુ સુંદર વર્ણન મળે છે. જુઓ -

> સયલ શાસ્ત્ર અભ્યાસ, જંગમ તીરથ કહીજિજ,
> શ્રી પુણ્યરત્નસૂરિ પાટિ, દર્શનઈ સુખ લહીજિજ.
>
> ગુણિઇ ગૌતમ ઓપમા, મહિમા કીર્તિ અપાર,
> સેવક સબસી ઇમિ કહિ, ભવિજન એ સુખકાર.

૧૫૨૪. કાંતિસાગરજી જણાવે છે કે ગુણરત્નસૂરિ કૃત તીર્થંકરોના દોહા ઉપલબ્ધ છે ઉક્ત કવિત્તના બધાં ૬૧ પદ્યો છે તે પ્રકાશમાં આવે તો એમના જીવન પર વિશેષ પ્રકાશ પાડી શકાય. જુઓ : જૈ. સ. પ્ર. વર્ષ ૭, અંક ૧૧, પૃ. ૫૩૦

૧૫૨૫ ગુણરત્નસૂરિની પાટે ક્ષમારત્નસૂરિ સ્થાપિત થયા. સં. ૧૭૨૧મા રચાયેલ 'ચિત્રસંભૂતિ ચોપઈ'માં જ્ઞાનસાગરજી જણાવે છે કે 'ક્ષમારત્નસૂરિ તસ પાટિ' એ દ્વારા જણાય છે કે ગુણરત્નસૂરિ એ પહેલાં દેવગતિ પામ્યા હતા. તેઓને અનેક પદ્યોમા અચલગચ્છનાયક કે ગચ્છપતિ તરીકે વર્ણવવામાં આવ્યા હોઈને તેમનું ઉચ્ચ સ્થાન સહેજે સમજી શકાય એમ છે

### તેજરત્નસૂરિ

૧૫૨૬. ભાવરત્નસૂરિના શિષ્ય તેજરત્નસૂરિનો પરિચય અજ્ઞાત કર્તૃક 'તેજરત્નસૂરિ સજ્ઝાય' દ્વારા મળી રહે છે. એ કૃતિ જિનવિજયજીએ 'જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય'મા પ્રકટ કરી છે. એ સંગ્રહની 'સંયમરત્નસૂરિ સ્તુતિ' વિશે સંપાદક જણાવે છે કે ચરિત્રનાયક અચલગચ્છના હતા, પરંતુ તેઓ આગમગચ્છના જણાય છે ઉક્ત સજ્ઝાયનો ઐતિહાસિક સાર નિમ્નોક્ત છે.

૧૫૨૭. ગુજરાત અંતર્ગત અમદાવાદ પાસે રાજપુર નામનું એક નાનું પરું હતુ તેમાં શ્રીમાલી જ્ઞાતીય રૂપા નામનો વણિક વસતો હતો. તેને કુંવરી નામની ભાર્યાથી તેજપાલ નામનો પુત્ર થયો એક વખત વિહરતા ભાવરત્નસૂરિ ત્યા પધાર્યા તેમનો ઉપદેશ સાંભળી તેજપાલને વૈરાગ્ય ઉપજ્યો. સં. ૧૬૨૯ના આષાઢ સુદી ૧૦ને સોમે ઉત્તમ સિદ્ધયોગે તેણે ગુરુ પાસે દીક્ષા લીધી દીક્ષામહોત્સવ શાહ વમાએ કર્યો. સં ૧૬૩૫ના વૈશાખ સુદી ૫ના દિને તેમને યોગ્ય જાણીને ભાવરત્નસૂરિએ ગચ્છભાર સોંપીને તેમને પોતાની પાટ ઉપર થાપ્યા. તે વખતે પદમહોત્સવ લખરાજના પુત્ર કુંઅરજીએ ઘણુ વિત્ત વાપરી ઉજવ્યો.

૧૫૨૮. સજ્ઝાયમાં તેજરત્નસૂરિને અચલગચ્છપતિ કહ્યા છે વાસ્તવમાં તેઓ આ ગચ્છના શાખા

ચાર્ય હતા તેમનો શિષ્યપરિવાર વિપુલ હતો એમ એ કૃતિ દ્વારા પ્રતીત થાય છે. સજ્ઝાય એમની વિદ્યમાનતામા રચાઈ હોઈને તેમનાં મૃત્યુનાં વર્ષ વિશે જાણી શકાતુ નથી. પરંતુ સં. ૧૬૬૩માં તેમની વિદ્યમાનતાનુ પ્રમાણ નિમ્નોક્ત પ્રતિષ્ઠા લેખ પૂરું પાડે છે :

**संवत् १६६३ वर्षे वैशाख सुदि ११ सोमे श्री श्रीमाल ज्ञातीय सा० खीमा सु० सा० वजराज भार्या चुथा सुत रुपा सहितेन समस्त कुटुम्ब सहितेन श्री पू० श्री भावरत्नसूरि तत्पट्टे श्री पू० तेजरत्नसूरिणामुपदेशेन श्री सभवनाथ बिंबं कारितं आत्मश्रेयार्थं ॥ आञ्चलगच्छे ॥**

## વિજયસેનસૂરિ

૧૫૨૯. વિજયસેનસૂરિ સં. ૧૬૭૦ માં વિદ્યમાન હોવાનું પ્રમાણ મૂર્તિ લેખ પૂરુ પાડે છે બુદ્ધિસાગરસૂરિએ એ લેખ આ પ્રમાણે નોંધ્યો છે

**स० १६७० व० वै० सि० पंचम्यां बा० तेजबाई नाम्न्या श्री पार्श्वनाथबिंबं प्र० अंचलगच्छे श्री विजयसेनसूरिभिः ॥** જુઓ 'ધાતુ પ્રતિમા લેખ સગ્રહ.'

## પુણ્યસાગરસૂરિ

૧૫૩૦. પુણ્યસાગરસૂરિએ સ ૧૬૫૨ના કાર્તિક સુદી ૧ ને ગુરુવારે વિનયદેવસૂરિ કૃત 'ઉત્તરાધ્યયન-૩૬ અધ્યયન ગીત'ની પ્રત લખી જુઓ પુષ્પિકા :

**श्री अंचलगच्छे आचार्य श्री पुण्यसागरसूरि. .सं० १६५२ का० शु० १ गुरौ लि० ॥**

## પં. ગજલાભગણિ

૧૫૩૧. પ. ગજલાભગણિએ સ ૧૫૯૭માં ૮૪ કડિકામાં 'બારવ્રત ટીપ ચોપઈ' રચી. ગ્રંથ પ્રશસ્તિમાં કવિ પોતાનુ નામ આ પ્રમાણે સૂચવે છે 'જન ગજપતિ લાભહ કહઈ' ગ્રથ રચના વર્ષ તથા ગુરુ વિશે તેઓ આ પ્રમાણે જણાવે છે 'પન્નર સત્તાણવઈ લધ્ધ મઈ, સુગુરુ પાસિ ગહિ ધમ્મ.' જુઓ જૈ ગૂ ક. ભા ૩ પૃ ૬૩૦-૧.

૧૫૩૨ સ ૧૬૧૦ લગભગમા તેમણે સીરોહીમા રહીને 'જિનાજ્ઞા હુંડી-અંચલગચ્છની હુંડી' રચી આ પદ્યકૃતિમાં અચલગચ્છનુ સમાચારી વિષયક મંતવ્ય રજૂ કરવામાં આવ્યુ છે. પહેલી ઢાળમા કવિ જિનપ્રતિમા અને જિનપૂજા આગમ વિહિત છે એમ જણાવે છે. બીજીમાં કેદારા રાગમાં સાધુ શ્રાવકનાં ધર્મ બતાવે છે દેવ-ગુરુવદન ઉત્તરાસગથી કરવુ, ઉપધાનમાં માલારોપણ નિષેધ, સાધુને દ્રવ્ય પૂજા ન હોય તથા સાધુ પ્રતિષ્ઠા ન કરાવે, એ શ્રાવકનો વિધિ છે વિગેરે કવિએ વર્ણવ્યુ છે. શ્રાવકનું સામાયિક વ્રત જણાવી કવિએ પંચપર્વી સબધી ચર્ચા કરી છે. ઢાલ ૪, રાગ ધન્યાસીમાં ૧૩-૧૪ તથા ૫ ના દિને પર્યુષણ પર્વ કાલકસૂરિએ કારણવશાત્ કર્યુ એવું વિધાન છે. હવે કારણ નથી વગેરે જણાવી કવિ કહે છે-'મુઝ મને મતનો નથી કદાગ્રહ, જિણ આજ્ઞા કેરો દાસ રે."

૧૫૩૩. કૃતિને અતે કવિ અચલગચ્છની સાત શાખાઓનાં નામ આ પ્રમાણે આપે છે :

જય કીર્તિ વરધન લાભ સુદર ચંદ નદ સૂલલભા,
સાત શાખા લાભ કેરી સાભલજો તુમે મુનિવરા

એ પછી ક્રિયોદ્ધાર વિશે આ પ્રમાણે નોંધ છે. 'પૂજ્ય ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રી ધર્મમૂર્તિસૂરિ સાંનિધ્યે ક્રિયા ઉદ્ધાર કર્યો તેના શિષ્ય ૫૨ ચાલીસ સાધ્વી સાથે સર્વે ઠાણાં ૯૨ ના ગુરુ થયા તેહને

આત્માર્થે જિનાજ્ઞા હુંડી કરી આપી તે લિખી છે. રાયમું દેરણુ. વા પ્રમાનંદ શિ મુ. ક્ષમાવર્દ્ધન શિ. મુ નાનલાભ શિ મુ નિધાનલાભ શિ. મુ. ભુવનલાભ શિ દેવસુંદર શિ હીરસુંદર શિ મુ. આણુંદ-સુંદરજી શિ. મુ રાયસુંદરજી'

૧૫૩૪. પં. ગજલાભના ગુરુ ચારિત્ર્યલાભ તથા શિષ્યો જયલાભ, ઋષિ વરન, ઋષિ શંકર, પં. સમયલાભ અને ઉપા હર્ષલાભ ઇત્યાદિ થયા. પં. ગજલાભને સં. ૧૬૧૧ માં વાચકપદે અલંકૃત કરવામાં આવ્યા હતા.

## ઉપાધ્યાય હર્ષલાભ

૧૫૩૫ ઉક્ત વા ગજલાભના શિષ્ય ઉપા. હર્ષલાભે 'અચલમત ચર્ચા' નામક ગ્રંથ ગૂર્જર પદ્યમાં લખ્યો. ગ્રંથની પ્રત પુષ્પિકામાંથી આ પ્રમાણે ઉલ્લેખ મળે છે : 'સં. ૧૬૧૩ ફા. સુ. ૧૧ ભોમ લિ ગજલાભ. તેહતા શિષ્ય હર્ષલાભ ઉપાધ્યાયે આંચલિયા ગુરુનઈ કાજિ એ લિખ્યા છઈ. અમ્હે પણ ઘણાઈ જાણુઉ છઉ. સં. ૧૬૬૭, સચઉરે.' જુઓ : જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૫૯૫.

## પં. સમયલાભ અને ઋષિ શંકર

૧૫૩૬ વા. ગજલાભના આ બન્ને શિષ્યોનો ઉલ્લેખ સિંહકુલ કૃત 'મુનિપતિ ચરિત્ર' (સં. ૧૫૫૮) ની પ્રત પુષ્પિકામાંથી આ પ્રમાણે મળે છે :

**सं० १६११ का० व० १३ भौमे हस्तनक्षत्रे विर्षभनाम्न योगे लि० अंचलगच्छे वा० गजलाभगणि शि० ऋषि शंकरपठनार्थं नारदपुरे श्री वरकाणा पार्श्वनाथ प्रसादात् प० समयलाभगणि ल० ॥**

## ઋષિ જયલાભ

૧૫૩૭. વા ગજલાભના શિષ્ય ઋષિ જયલાભે સં. ૧૬૪૨ માં દેવપત્તનમાં રહીને, 'શામ્બપ્રદ્યુમ્ન રાસ'ની પ્રત લખી જુઓ પુષ્પિકા .

**संवत् १६४२ वर्षे ॥ श्री विधिपक्षगच्छे ॥ वा० श्री श्री चारित्रलाभ तत् शिष्य वा० श्री श्री ४ गजलाभगणि तत् शिष्य ऋषि जयलाभ लिखितं ॥ श्री देवपत्तन मध्ये ॥ वाच्यमानं चिरं जियात् ॥**

## મુનિ જયસમુદ્ર

૧૫૩૮. પં. ભોજકીર્તિગણિ શિ. તેજસમુદ્રગણિ શિ. જયસમુદ્ર મુનિએ પોતાના ગુરુ કૃત 'વિચાર સત્તરિ અવચૂરિ'ની પ્રત સં. ૧૬૦૭ના ચૈત્ર સુદી ૧૫ ને શનિવારે લખી. જુઓ પુષ્પિકા :

**संवत १६०७ वर्षे चैत्र सुदि १५ शनिवासरे ॥ श्री अञ्चलगच्छेश श्री पू० धर्म्म-मूर्त्तिसूरीश्वरविजयराज्ये वा० श्री तेजसमुद्रगणिभिः पं० भोजकीर्तिगणि शिष्य । चेला जयसमुद्रमुनि लिपितं ॥**

## ઋષિ ભાણસમુદ્ર અને ઋ૦ વેણા

૧૫૩૯ વા૦ તેજસમુદ્રગણિના આ બન્ને શિષ્યો સં. ૧૬૩૭મા વિદ્યમાન હતા એ વર્ષના મહા વદિ ૪ ને રવિવારે વેણાએ કલ્પસૂત્રની પ્રત લખી. જુઓ પુષ્પિકા :

**श्री अञ्चलगच्छे श्री श्री श्री ५ धर्म्ममूर्त्तिसूरि विजयराज्ये ॥ वा० श्री तेजसमुद्र-**

**गणि तत् शिष्य ऋषि भाणसमुद्र तत् गुरुभाई ऋषि वेणा लिखित । संवत १६३७ वर्षे महावदि ४ रविवारे ॥ शुभं भवतु ॥**

૧૫૪૦ ઋષિ વેણાએ કમલમેરુ કૃત 'કલાવતી ચોપઈ' (સં. ૧૫૯૪)ની પ્રત પણ લખી. જુઓ પુષ્પિકા:

**अंचलगच्छे वा० तेजसमुद्रगणि शि० ऋषि वेणा लिखितं ॥**

### દયાકીર્તિ

૧૫૪૧ દયાકીર્તિએ સ ૧૬૬૩ના ફાગણ સુદી ૧૪ના દિને વિનયસુંદર કૃત 'સુરસુંદરી ચોપઈ' (સં ૧૬૪૪)ની પ્રત લખી જુઓ પુષ્પિકા

**स. १६६३ फा. शु. १४ अंचलगच्छे दयाकीर्ति लि०**

### મહિમાતિલક ગણિ

૧૫૪૨. પદ્મમૂર્તિગણિના શિષ્ય મહિમાતિલકગણિએ સ. ૧૬૨૧ના માગશર સુદી ૭ને શુક્રે સહજસુંદર કૃત 'પરદેશી રાજાનો રાસ'ની પ્રત અમદાવાદમાં રહીને લખી. ઉક્ત ગ્રંથકાર રચિત 'શુક સાહેલી કથા રાસ'ની પ્રત પણ એમણે એ વર્ષના આમો વદિ ૧૩ને સોમે જીવલક્ષ્મીના પઠનાર્થે અમદાવાદમાં લખી.

### પં. પદ્મતિલક, રંગમૂર્તિ અને પુણ્યતિલક

૧૫૪૩. આ શ્રમણોના વાંચનાર્થે દેવગુપ્તસૂરિ કૃત 'અમરદત્ત મિત્રાનંદ રાસ' (સં. ૧૬૦૬)ની પ્રત લખાઈ. જુઓ પુષ્પિકા·

**श्रीमदंचलगच्छे श्री धर्म्ममूर्त्तिसूरि विजयराज्ये पं० श्री पद्मतिलकगणि ऋ० रंगमूर्त्तिगणि ऋ० पुण्यतिलक्र वांचनार्थं ।**

### પં. વિજયસાગર

૧૫૪૪ વા૦ રાજમૂર્તિગણિના શિષ્ય વિજયસાગરે 'પાર્શ્વનાથ છંદ' રચ્યો. જુઓ પ્રશસ્તિ:

અંચલગચ્છે ઉદયો ભાણ, ધર્મમૂર્તિસૂરિ જગ જાણ;
તાસ તણા વાચક વર શિષ્ય, વડ્ડ રાજમૂર્તિગણિ મુખ્ય.
તાસ શિષ્ય પંડિત ઉલટ ધરી, સ્તવન રચ્યુ મે ખંતે કરી,
વિજયસાગર મુનિ પભણે મુદા, સ્તવન ભણે તસ ઘરે સંપદા. ૭

### પં. મતિસાગર

૧૫૪૫ ધર્મમૂર્તિસૂરિ શિ પં. રૂપમૂર્તિગણિ શિ. પં. મતિસાગરે સમયસુંદર કૃત 'શાંબ પ્રદ્યુમ્ન પ્રબંધ' (સ ૧૬૫૯)ની પ્રત લખી એમ પુષ્પિકા દ્વારા જણાય છે.

### વાચક અભયસુંદર

૧૫૪૬. વા અભયસુંદરે સ ૧૬૨૬ના ભાદ્રવા વદિ ૬ને બુધે 'ગાહા લખ્ખણા સવૃત્તિ'ની પ્રત લખી મૂળ ગ્રંથ ધર્મમૂર્તિસૂરિએ લખ્યો હતો

### સાધુ વિજય

૧૫૪૭ ધર્મમૂર્તિસૂરિના આજ્ઞાવર્તિ સાધુ વિજયના ઉપદેશથી 'શાલિભદ્ર રાસ'ની પ્રત વ્યવહારી ઉદયકિરણે લખાવી સાધુ વિજય એ વિજયમૂર્તિ સંભવે છે.

### લક્ષ્મીસાગર

૧૫૪૮. ઉપા. વિનયમૂર્તિના શિષ્ય લક્ષ્મીસાગરે સં. ૧૬૪૨ ના માગશર સુદી ૪ ને સોમે 'શારદીય નામમાલા'ની પ્રત લખી. જુઓ પુષ્પિકા:

**श्री अंचलगच्छे उपाध्याय श्री विनयमूर्ति तत् शिष्य मुनि लक्ष्मीसागर पठनार्थं वा परोपकारार्थ सं० १६४२ वर्षे मास मार्गशिर सुद ४ सोमे लिखिता ॥**

### સંયમમૂર્તિ

૧૫૪૯. ઉપા. વિનયમૂર્તિના શિષ્ય સંયમમૂર્તિએ '૨૪ જિન ખૂટસ્તવન' તથા સં. ૧૬૬૨ પહેલાં 'ઉદાઈ રાજર્ષિ સંધિ' રચ્યાં. આ ગ્રંથકારે સં. ૧૫૯૭ મા 'ગજસુકુમાલ સંધિ'ની રચના પણ કરી. જુઓ. જૈ. ગૂ. ક. ભા. ૧, પૃ. ૪૬૨; ભા. ૩, પૃ. ૬૦૫.

### પુણ્યકુશલ

૧૫૫૦. પં. વિજયહર્ષના શિષ્ય પુણ્યકુશલના પઠનાર્થે સં. ૧૬૬૨ માં શ્રાવણ વદિ ૮ ને શુક્રે રત્નસિંહસૂરિ શિષ્ય કૃત 'રત્નચૂડ રાસ' (સં. ૧૫૦૯) ની પ્રત પ્રભાસપાટણના રહેવાસી વહોરા નાથાએ ગોઆણા ગામમાં રહીને લખી. જુઓ પુષ્પિકા.

**संवत १६६२ श्रा० वदि ८ भृगौ अञ्चलगच्छे पं० विजयहर्षशि० पुण्यकुशल पठनार्थं लि. गोआणामध्ये वुहरा नाथाकेन प्रभासे वास्तव्य ॥**

### સંયમસાગર

૧૫૫૧. મહો૦ રત્નસાગરના શિષ્ય સંયમસાગરે લાવણ્યસમયકૃત 'સિદ્ધાંત ચોપાઈ'ની પ્રત સં. ૧૬૬૨ ના ચૈત્ર સુદી ૮ ના દિને લખી એમ પુષ્પિકા દ્વારા જણાય છે.

### સૌભાગ્યસાગર

૧૫૫૨. સાદડીના પ્રાગ્વાટ જ્ઞાતીય ધનાગેહના પુત્ર સમરસિંહ થયા. સં. ૧૬૬૬ મા ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી બસો માણસોના સંઘ સહિત તેમણે ત્યાની પંચતીર્થી રાણકપુર, નાડોલ, નાડુલાઈ, વરકાણા, ઘાણેરા ઈત્યાદિ તીર્થોની યાત્રા કરી અને તીર્થોદ્ધારના ઘણા કાર્યો કર્યા. ગચ્છનાયકના ઉપદેશથી તેમણે બાર વ્રતો અંગીકાર કરી સાધર્મિક વાત્સલ્યાદિ કાર્યો કર્યા, શ્રી યુગાદિદેવની રૌપ્ય મૂર્તિ ભરાવી અને સં. ૧૬૬૬ ના વૈશાખ સુદી ૧૩ ના દિને મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી ધર્મકાર્યોમાં શેષ ધન વાપરી તેમણે દીક્ષા લીધી અને તેમનું સૌભાગ્યસાગર નામ રાખવામા આવ્યું. વૈશાખ વદિ ૯ ના દિને દીક્ષોત્સવ એમના ગુણસિંહ પ્રમુખ ત્રણ પુત્રોએ આડમ્બરપૂર્વક કર્યો. સૌભાગ્યસાગર એ પછી ગચ્છનાયક સાથે વિહર્યા એમ પટ્ટાવલી દ્વારા પ્રતીત થાય છે.

### સાધ્વી સમુદાય

૧૫૫૩. ધર્મમૂર્તિસૂરિના પટ્ટકાલ દરમિયાન સાધ્વી સમુદાયની બહુલતા પણ પ્રતીત થાય છે. લાલદાસ કૃત 'જિનાજ્ઞા હુંડી—અચલગચ્છની હુંડી'ની પ્રશસ્તિમાં ૪૦ સાધ્વીના સમુદાય અંગે ઉલ્લેખ છે તે વિશે આપણે નિર્દેશ કરી ગયા છીએ. ગ્રંથપ્રશસ્તિઓ કે પ્રતપુષ્પિકાઓમાંથી કેટલીક સાધ્વીઓ અંગે જાણી શકાય છે.

૧૫૫૪. ધર્મમૂર્તિસૂરિના શિષ્ય સમુદાયમાં મહોપાધ્યાય પુણ્યલબ્ધિ શિ. ઉપા. ભાનુલબ્ધિની

આજ્ઞાવતી સાધ્વી ચંદ્રલક્ષ્મીની શિષ્યા કરમાઈની શિષ્યા પ્રતાપશ્રી સં ૧૬૧૯ માં વિદ્યમાન હતાં. એ વર્ષના માગશર સુદી ૨ ને શુક્રવારે અકબર જલાલુદ્દીનના રાજ્યમા, મેવાત–મંડલ અંતર્ગત તિજારા નગરમાં એમના પઠનાર્થે 'જ્ઞાનપંચમી કથા'ની પ્રત લખાઈ જુઓ પુષ્પિકા—

**संवत १६१९ वर्षे मागशर शुदि २ शुक्रे मूलनक्षत्रे श्री अञ्चलगच्छे अकबर जलालुद्दीन विजयराज्ये श्री मेवातमंडले तिजारानगरे श्री धर्ममूर्त्तिसूरि विजयराज्ये श्री पुण्यलब्धि महोपाध्याय शिष्य श्री भानुलब्धि उपाध्याय शिष्यणी साध्वी चन्द्रलक्ष्मी शिष्यणी करमाई शिष्यणी प्रतापश्री पठनार्थं ॥ शुभं भवतु ॥ कल्याण । मांगलिक ॥**

૧૫૫૫ સ ૧૬૩૩ ના ભાદરવા સુદી ૧૫ શુક્રવારે રયવોંડી નગરમા ધર્મમૂર્તિસૂરિના રાજ્યમાં ઉ૦ભાનુલબ્ધિની શિષ્યા સાધ્વી કરમાઈના પઠનાર્થે સેવકકૃત 'ઋષભદેવ વિવાહલુ'ની પ્રત ખિમરાજે લખી. જુઓ પુષ્પિકા

**सं० १६३३ भा० शु० १५ शुक्र रयवोंडीनगरे अञ्चल० धर्ममूर्तिसूरिराज्ये उ० पुण्यलब्धि शि० उ० भानुलब्धि शि० साध्वी करमाई पठनार्थं खेमराज लि० ॥**

૧૫૫૬ સ ૧૬૪૮ ના પોષ સુદી ૩ ને બુધવારે વા. કમલશેખર શિ. વિનયશેખર, વિવેકશેખરે સાધ્વી વિમલાની શિષ્યા સાધ્વી કુશલલક્ષ્મીના વાચનાર્થે, સ્વવિરચિત 'શાંતિ મૃગસુંદરી ચોપઈ'ની પ્રત લખી જુઓ પ્રતપુષ્પિકા —

**सं० १६४८ पौस शुदि ३ बुधे अञ्चलगच्छे वा० कमलशेखर शि० रिषि सत्यशेखर गणि शि० रिषि विनयशेखर रिषि विवेकशेखर लि० साध्वी विमला सिष्याणी साध्वी कुशललक्ष्मी वाचनार्थं ॥**

૧૫૫૭. મેઘરાજ કૃત 'જ્ઞાતા ૧૯ અધ્યયન' પ્રતની પુષ્પિકામાથી સાધ્વી વાલ્હા શિષ્યા લાલા શિષ્યા સુમતલક્ષ્મી શિષ્યા સહજલક્ષ્મીનો નામોલ્લેખ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે

**अंचलगच्छे साध्वी वाल्हाजी शिष्यणी लालाजी शिष्यणी साध्वी सुमतलक्ष्मी शिष्यणी सहजलक्ष्मी लि० ॥**

**શહેનશાહ અકબર અને જૈન ધર્મ**

૧૫૫૮ અકબર સર્વ ધર્મોપર સમભાવ દાખવનારો મહાન મોગલ સમ્રાટ ગણાય છે. આવી સમદર્શિતાથી એ સમ્રાટ અશોક પછીનું માનવતુ સ્થાન પામ્યો છે. તેના રાજદરબારમા પ્રત્યેક દર્શનોના વિદ્વાનો અને ધર્મગુરુઓ માનભર્યું સ્થાન શોભાવતા. અકબર પણ એ બધાની પરિષદો ગોઠવીને ધર્મસંવાદો યોજતો અને બધાયે ધર્મોનું હાર્દ સમજવા પ્રયાસ કરતો. બધાયે ધર્મોના મિલન જેવા "દિને–ઈલાહી" જેવા ધર્મને પણ તેણે પ્રવર્તાવેલો. અલબત્ત, આ ધર્મ અકબરની સાથે જ મૃત્યુ પામ્યો. છતાં અકબરની કીર્તિસુવાસમા એ ધર્મની પરાગ પણ પથરાયેલી છે.

૧૫૫૯. બધાયે ધર્મોના ઉપદેશકોને અકબર સહૃદયતાથી સાંભળતો એ ખરુ, પણ જૈન ધર્મગુરુઓનો પ્રભાવ એના ઉપર વિશેષ હતો આથી જૈન ઈતિહાસમાં અકબરનુ સ્થાન અવગણી શકાય નહી એક આદર્શ શ્રાવકને શોભાવે એવા એના ગુણોનુ દર્શન કરવુ એ અહીં જરૂરી બને છે. ડૉ વિન્સેન્ટ સ્મિથ 'અકબર ધી ગ્રેટ મોગલ' નામના ગ્રંથમા નોંધે છે કે–'અકબરે માસનો લગભગ ત્યાગ કર્યો હતો, અને સમ્રાટ અશોકની જેમ શ્રદ્ધાપૂર્વક અહિંસાનો નિષેધ કરવા જે સખ્ત ફરમાનો કાઢ્યા એ બધા એના જૈન ગુરુઓના સિદ્ધાંતો અનુસારના આચરણનાં જ પરિણામ છે. હિંસા કરનાર માનવોને

સખત સજા કરવી એ પણ પ્રાચીન પ્રસિદ્ધ બૌદ્ધ અને જૈન સમ્રાટોના રિવાજ અનુસાર જ કાર્ય હતુ આ આજ્ઞાઓ–ફરમાનોથી અકબરની પ્રજાના ઘણાં લોકોને, ખાસ કરીને મુસલમાનોને ઘણી મુશ્કેલી પડી હશે '

૧૫૬૦. ડૉ. સ્મિથ ' અકબર ' નામમા ગ્રથમા કહે છે કે–' માંસાહાર પરત્વે સમ્રાટને બિલકુલ રુચિ નહોતી, અને જીવનના અંતિમ ભાગમાં તો જ્યારથી પોતે જૈનોના સમાગમમા આવ્યા ત્યારથી તો એનો ત્યાગ કરી દીધો.

૧૫૬૧. ' જૈન ટીચર્સ ઑફ અકબર ' નામના ગ્રથમાં ડૉ સ્મિથ જણાવે છે કે–' પણ જૈન સાધુઓએ વર્ષો સુધી અકબરને ઉપદેશ આપ્યો હતો કે જેનો અકબરના કાર્યો પર મોટો પ્રભાવ પડ્યો હતો. તેઓએ પોતાના સિદ્ધાન્તોનો સ્વીકાર એટલે સુધી કરાવ્યો હતો કે લોકો સમ્રાટને જૈન સમજતા થઈ ગયા હતા.' લોકોની આ સમજ કેવળ અનુમાન પ્રેરિત નહોતી, પરંતુ સમ્રાટના વાસ્તવિક જીવનને આધારિત જ હતી. વિદેશી મુસાફરોને પણ અકબરનું આચરણ નિહાળીને એવી પ્રતીતિ થઈ ગઈ કે અકબર જૈન સિદ્ધાંતોનો અનુયાયી હતો. આ સબંધમાં ડૉ. સ્મિથ ' અકબર ' નામના ગ્રંથમા એક મહત્ત્વની વાત પ્રકટ કરે છે.–પિનહેરો નામના એક પોર્ટુગીઝ પાદરીના પત્રના એ ભાગને એમણે ઉદ્ધૃત કર્યો છે કે જે ઉપર્યુક્ત કથનને સિદ્ધ કરે છે. આ પત્ર પિનહેરોએ લાહોરથી સન ૧૫૯૫ના ડિસેમ્બરની ૩જી તારીખે લખ્યો હતો જેમા સ્પષ્ટ ઉલ્લેખ છે કે–" He follows the sect of the Jains."

૧૫૬૨. અકબરને જૈનધર્માભિમુખ કરવાનું શ્રેય પ્રત્યેક ગચ્છને ફાળે છે. એણે તીર્થરક્ષા કે અમારિ ઘોષણા અગે અનેક ફરમાનપત્રો કાઢેલ છે. તપાગચ્છ અને ખરતરગચ્છના આચાર્યોના ઉપદેશથી સમ્રાટે કાઢેલા ફરમાનો એ ગચ્છોએ જાળવી રાખ્યા હોઈને કહી શકાય છે કે સમ્રાટના ધાર્મિક વિચારો પર પ્રભાવ પાડવાનું જે જૈન ગુરુઓ વિષે કહેવાય છે, તેઓ હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ, ભાનુચંદ્ર ઉપાધ્યાય, જિનચન્દ્રસૂરિ ઈત્યાદિ હતા. અંચલગચ્છના આચાર્યોનો મોગલસમ્રાટો સાથેનો સપર્ક પટ્ટાવલીઓ કે ગ્રંથો ઉપરથી જાણી શકાય છે. એમના ઉપદેશથી પણ મોગલ સમ્રાટોએ ફરમાનપત્રો કાઢ્યા હશે એ તદ્દન સંભવિત છે. પરંતુ આવો એકેય ફરમાન આજે ઉપલબ્ધ રહ્યો ન હોઈને મોગલ સમ્રાટો પર અંચલગચ્છીય આચાર્યોએ પાડેલા પ્રભાવ વિશે ચોક્કસાઈથી વિશેષ કહી શકાતુ નથી એ દુર્ભાગ્યનો વિષય છે.

**અકબરના ફરમાનપત્રોમાં અંચલગચ્છની મહત્તા**

૧૫૬૩. અચલગચ્છીય આચાર્યોના ઉપદેશથી પ્રાપ્ત થયેલ ફરમાનપત્રો આજે અનુપલબ્ધ હોવા છતાં અન્ય ગચ્છોને પ્રાપ્ત થયેલા ઉપલબ્ધ ફરમાનપત્રો ઉપરથી પણ અચલગચ્છનુ પ્રભુત્વ સમજી શકાય છે. અકબરે કાઢેલા ફરમાનોમાં અચલગચ્છનો અનેક સ્થાને ઉલ્લેખ હોઈને સમ્રાટ આ ગચ્છના આચાર્યોથી તદ્દન અલિપ્ત કે અનભિજ્ઞ રહ્યો હોય એ માનવાને કોઈ કારણ નથી.

૧૫૬૪. શત્રુંજય ઉપર નવીન જિનાલય બધાવવા સબધમાં તપાગચ્છ અને ખરતરગચ્છ વચ્ચે ઉગ્ર કલહ થયેલો આવા કલહની ઉપશાન્તિ માટે અકબરે ફરમાનો કાઢેલ છે, જેમાથી આ તીર્થ વિષે મહત્ત્વપૂર્ણ બાબતો પણ જાણવા મળે છે. ગિરનાર, શત્રુજય અને પાલીતાણા નગરના જિનાલયોની સુરક્ષા નિમિત્તે અકબરે મત્રી કર્મચંદ્રને આધીન કરવા સાથે તેના ફરમાન લખી આપવાનું, શત્રુંજયના કિલ્લામાં નવીન જિનાલય બધાવવા ભાનુચંદ્રજીએ નિષેધ કરવાનો ઉલ્લેખ પણ એમા છે. શત્રુજય અગે ભવિષ્યમાં આવા કલહ ન થાય એ માટે સમ્રાટે નિર્ણય આપ્યો કે–" સતરુન્જ અરુ આદિનાયકા દેહરા કિલ્લા તમામ જૈન મારગકા હૈ, અગર કોઈ દાવા–ડરકત કરે સો ઝૂઠા, અગર કોઈ તમામતકે કહને હૈ

સેત્રુંજા હમારા હૈ સો વિચાર તજવીજ કરેગા, સેત્રુંજા તમામ જૈન મારગકા હૈ, કૃપાદાન–પરવાના કર્મચંદકા હૈ...” જુઓ અગરચંદજી તથા ભંવરલાલજી નાહટા કૃત ‘યુગપ્રધાન શ્રી જિનચંદ્રસૂરિ’ પરિશિષ્ટ ગ. મૂળ ફરમાનનો આ અનુવાદ બીકાનેરના મોટા ઉપાશ્રયમાં બૃહદ્ જ્ઞાનભંડાર સ્થિત ૧૯ મી સદીમાં લખાયેલી એક પ્રતની નકલ કરી તેમણે પ્રકાશિત કરેલ છે. અનુવાદ કરનારની અસાવધાનીના અંગે કેટલીક ભૂલો અનુવાદમાં રહી ગયેલ જણાય છે. આથી મૂળ ફરમાનો તપાસવા ઘટે છે.

૧૫૬૫. આવા એક ફરમાનપત્રની નકલમાંથી અંચલગચ્છના ઇતિહાસને ઉપયોગી માહિતી આ પ્રમાણે મળે છે—“આઠવી વખત ૧૫૯૧ સનમે મજાહીદખાન ગુજરાનીને દહેરેકુ તોડા, કિતનીક મૂરતાં તોડી...ઉસ પીછે એક હજાર પાંચસો ચ્યાર (મે) સૈત્રુંજા મજાહીદખાનકુ જાગીરીમેં મિલા ઉસ પીછે અંચલગચ્છકે જસવંત પસારી બહુત આતા જાતા મજાહીદખાનકા જાગીરમે, ઉસ(ને) અપને સાહિબકુ વીનતિ કિયા, ફાગુણ સુદિ ૩ સુકરવારકે દિન અમારત શુરુ કરી, એક બડા દેવલ બનાયા ૩૫ છોટે બનાયે. અંચલગચ્છકે બનિયેને બોહર અ(રુ)મ (?) બબરુવાલને (?) ૩ વરસ તલક કિલ્લેમેં અંબારત કિયા, બડે દેહરે ૩ (તીન) બનાયે ઔર છોટે ૯ બનાયે..”

૧૫૬૬. અલ્લાહો અકબરથી શરૂ થતા એક બીજા એવા જ ફરમાનમાંથી પણ ઉપર્યુક્ત હકીકતને મળતી જ નકલ પ્રાપ્ત થાય છે, જે આ પ્રમાણે છે—“(સ)૧૫૦(૬)૪ મેં સતરંજા મજાહિદખાકો જાગીરમે દિયા ગયા, જસવંત ગંધી (ખૂશબૂ બેચનેવાલા) જો કિ અંચલગચ્છકા થા, ઔર મજાહિદખાં કે દરબારમેં બહુત દખલ (અમર) રખતા થા, ઉસને મજાહિદખાસે અર્જ કરકે ઉસી સ. મેં ફાગુણ સુદી ૩ જુમ્મે (શુક્રવાર) કી રાતકો કિલેમે તામીર (બનાના) શુરૂ કિયા એક બડા દેહરા ઔર ૩૫ છોટે દેહરે બનાયે. ચૌહત ઔર વીરપાલ બનીયેને જો કિ અંચલિયા ગિરોહકા મુરીદ થા, (ઉસને) ઇમારતેં બનાકર કામ તીન સાલ તક જારી રખા, તીન બડે દેહરે ઔર ૯ છોટે દેહરે બનવાયે..”

૧૫૬૭. ઉક્ત ફરમાનોની પ્રાચીન નકલોમાં સંવતક્રમ બરોબર જળવાયો નથી તેમજ નામોમાં પણ સ્ખલનાઓ થયેલી છે, છતાં તેમાંથી સ્પષ્ટ તારવી શકાય છે કે સં ૧૫૬૪ માં શત્રુંજયને મજીદ-ખાનને જાગીરમાં આપવામાં આવેલ તેના રાજ્ય દરબારમાં અત્તરનો વ્યાપારી જસવંત, જે અંચલ-ગચ્છનો શ્રાવક હતો, તેનો પ્રભાવ ઘણો હતો તેણે મજીદખાનને વિનંતિ કરી એજ વર્ષે ફાગણ સુદી ૩ ને શુક્રવારે શત્રુંજય ઉપર એક મોટું તથા ૩૫ નાનાં જિનાલયો બંધાવ્યા મજીદખાં મૂર્તિ વિદ્ધંષક હોઈને એના દરબારમાં વગ ધરાવનાર અંચલગચ્છીય શ્રાવક જસવંતના પ્રયાસોથી આ જિનાલયોનું નિર્માણ શક્ય બન્યું. એ પછી ચૌહત અને વીરપાલ નામના અંચલગચ્છીય શ્રાવકોએ પણ શત્રુંજય ઉપર ત્રણ વર્ષ સુધી બાંધકામ કરાવીને ત્રણ મોટાં અને નવ નાનાં જિનાલયો બંધાવ્યાં.

૧૫૬૮. મજાહિદખાન એ કોણ? ‘એપીગ્રાફીઆ ઈન્ડિકા’ ના બીજા ભાગના છઠ્ઠા પ્રકરણની પ્રસ્તાવનામાં સુપ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ ડૉ. બુહ્લર જણાવે છે કે—ખાન મઝાદ અગર મઝાદક, જેને શત્રુંજયના સં. ૧૫૮૭ ના લેખમાં બહાદુરનો વજીર કહેલો છે તે હું ઓળખી શકતો નથી! મજીદખાન બહાદુરનો વજીર નહિ પણ સોરઠનો સુબો હતો. જુઓ ‘ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ’ (પૃ. ૪૭). કર્માશાહે સં ૧૫૮૭ ના વૈશાખ વદિ ૬ ને રવિવારે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો એ વખતે શત્રુંજય મજીદખાનની જ જાગીરરૂપે હતો. આથી સ્પષ્ટ છે કે અંચલગચ્છીય શ્રાવકોએ અકબરના ફરમાનપત્રમાં વર્ણવેલા જિનાલયો વિક્રમની સોળમી સદીના ઉત્તરાર્ધમાં બંધાવ્યા હશે. આ જિનાલયો હાલ વિદ્યમાન છે કે નહીં તે વિષે પણ કશું કહી શકાતું નથી એ બધાનું અસ્તિત્વ રહ્યું હોય તો પણ તેમને ઓળખવાનું કાર્ય કષ્ટસાધ્ય જ છે. ગઈ શતાબ્દીમાં અંચલગચ્છના આચાર્યોના ઉપદેશથી અનેક જિનાલયો બંધાયાં છે તે

વિષે આપણે જાણીએ છીએ કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી નિર્માણ પામેલા જિનાલયો વિષે પણ આપણે અપરિચિત તો નથી જ. અકબરના ફરમાનમાં નિર્દેશિત અનેક જિનાલયો તો એથીયે પ્રાચીન છે એના ઇતિહાસથી આપણે અનભિજ્ઞ જ છીએ છતા અંચલગચ્છના શ્રાવકોએ શત્રુંજય ઉપર શતાબ્દીઓ પૂર્વે પણ અનેક જિનાલયોનુ નિર્માણ કરેલુ એ બાબતમાં ઇતિહાસ શાખ તો પૂરે જ છે. આ દિશામાં વિશેષ સંશોધન આવશ્યક છે

ગ્રંથોદ્ધાર

૧૫૬૯. ધર્મમૂર્તિસૂરિનો સમય શાંતિકાળ હતો. મોગલસમ્રાટોએ દરેક ધર્મો પ્રત્યે સમદર્શિતા દાખવી હોઈને એ સમય દરેક દૃષ્ટિએ સુવર્ણકાળ હતો. દરેક ધર્મો બહારના ભયથી ચિન્તામુક્ત બની ગયા હોઈને તેમણે આતરિક સુધારણા તરફ નજર દોડાવી જૈન ધર્મના ગચ્છોએ પણ એ જ માર્ગ અપનાવ્યો. દરેક ગચ્છોના પટ્ટનાયકોએ ક્રિયોદ્ધાર કરીને શ્રમણજીવનનાં આચાર-વિચારમા કડકાઈ આણી. એ વિશે આપણે વિચારી ગયા છીએ.

૧૫૭૦ આચાર-વિચારની શુદ્ધિ પછી ગ્રંથોદ્ધારનું કાર્ય અત્યંત મહત્ત્વપૂર્ણ હતુ. મોગલકાળ પહેલા ભારત આક્રમણો અને હલ્લાઓથી ઘેરાઈ ગયેલુ હતુ. રાજકીય આક્રમણો ધર્મઝનૂનમાં પણ પરિણમ્યા હોવાના દૃષ્ટાંતોની ઇતિહાસમાં કમી નથી. આવી પરિસ્થિતિમાં જૈનધર્મના અમૂલ્ય ગ્રંથરત્નો આગમા હોમાઈ ગયા, કેટલાંક નષ્ટપ્રાય થયાં. ઘણા ગ્રંથો આક્રમણના ભયે ભૂમિગૃહ કે એવા સુરક્ષિત સ્થાનોમાં ભડારાઈ ગયા હોઈને જનસાધારણ માટે સુલભ રહી શક્યા નહોતા.

૧૫૭૧. મોગલ સામ્રાજ્યના શાંતિકાળમાં ગ્રંથોના પુનરુદ્ધારનું મહત્ત્વપૂર્ણ કાર્ય જૈનાચાર્યોએ ખંતથી ઉપાડયું આપણે જોયું કે ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી ગ્રંથોદ્ધારનુ સુંદર કાર્ય થયું છે બીજા ગચ્છના આચાર્યોએ પણ આ દિશામા અપૂર્વ કાર્ય કરી બતાવ્યું. પરિણામે આ સમયમાં લખાયેલી જેટલી પ્રતો ઉપલબ્ધ છે તેથી વિશેષ કોઈ પણ સમયમાં લખાયેલી પ્રતો ઉપલબ્ધ નથી. ધર્મમૂર્તિસૂરિ અને કલ્યાણસાગરસૂરિના સમયમાં ગ્રંથોદ્ધારનુ કાર્ય આ ગચ્છના ઇતિહાસમાં સિમાચિન્હ રચે એવુ વિશિષ્ટ રીતે મહત્ત્વપૂર્ણ છે

૧૫૭૨. ગ્રંથોદ્ધારની સાથે સાહિત્ય-પ્રવૃત્તિ પણ એ અરસામાં વેગવતી હતી, જે અંગે આપણે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા છીએ. ગ્રંથપ્રશસ્તિઓ અને પ્રતપુષ્પિકાઓમા આ ગચ્છનો ઘણો ઇતિહાસ વિશીર્ણિત અવસ્થામા પણ જળવાઈ રહ્યો છે આ વખતની પ્રતો દ્વારા તત્કાલીન શ્રમણો અને તેમનાં કાર્યો વિશે આપણે ઘણું ઘણુ જાણવા શક્તિમાન બન્યા છીએ આ બધુ તે વખતે લખાયેલી પ્રતોને આભારી છે. એ પ્રત પુષ્પિકાઓમાંથી લિપિસવત અને સ્થળ, લિપિકારના ગચ્છ-ગુરુ અને શિષ્ય ઈત્યાદિ માહિતી ઉપરાત કેટલાક શ્રેષ્ઠીવર્યો અને રાજાઓ અંગે પણ ઉપયોગી ઉલ્લેખો મળી આવે છે જે ઇતિહાસ નિરુપણ માટે અગત્યની સામગ્રીની ગરજ સારે છે. અહી તો માત્ર ગ્રંથોદ્ધારની સંક્ષિપ્ત નોંધ આપવી જ અભીષ્ટ છે.

૧૫૭૩. આ અરસામાં વ્યવહારી ઉદયકિરણે અનેક પ્રતો લખાવીને ગ્રંથોદ્ધારનુ મહાપુણ્ય ઉપાર્જન કર્યું છે. અસંખ્ય પ્રત-પુષ્પિકાઓ ઉક્ત વિધાનને પુષ્ટિ આપે છે કેટલાંક ઉદાહરણો જોઈએ.

૧૫૭૪ ઋષિવર્દ્ધનસૂરિ કૃત 'નલદવદંતિ રાસ'ની એક પ્રત ઉદયકિરણે સ. ૧૬૧૯ ના ચૈત્ર સુદી ૧ ને ગુરુવારે લખાવી. જુઓ પુષ્પિકા—

सं० १६१९ वर्षे शाके १४८५ प्रवर्त्तमाने चैत्र शुदि १ गुरौ श्री अञ्चलगच्छे। व्यव० उदयकिरण लिखापितं ॥

૧૫૭૫. સાધુહસ કૃત 'શાલિભદ્રરાસ' (રચના સં. ૧૪૫૫) ની પ્રત ધર્મમૂર્તિસૂરિના શિષ્ય સાધુ વિજયના વાંચનાર્થે ઉદયકિરણે લખાવી. જુઓ પુષ્પિકા—

'श्री शालिभद्रनुं वृद्धरास व्यव० उदयकिरणं लिखापितं। ग्रन्थाग्र ३११। श्री धर्म्ममूरतिसूरींद्र साधु शिरोमणि विजयैः ॥

૧૫૭૬ ધર્મમૂર્તિસૂરિના સમયમાં લાલણુ ગોત્રના પ્રસિદ્ધ પુરુષ જેસાજીના વશજ તેજપાલે પણ જેસલમેરમાં રહીને અનેક પ્રતો લખી છે 'પરદેશી રાજાનો રાસ'ની પ્રત પુષ્પિકામાંથી એમના પૂર્વજોનાં નામો પણ ઉપલબ્ધ થાય છે. જુઓ '—

सं० १६६३ वर्षे काती सुदि १५ दन। अञ्चलगच्छे श्री पूज्य श्री धर्म्ममूर्तिसूरीश्वरं विजय राज्ये पं० श्री मुनिशीलगणि वाचनार्थे। लालणगोत्रे सा० जेसा तत्पुत्र सा० सूदा तत्पुत्र सा० राजपाल तत्पुत्र सा० माणिक तत्पुत्र सा० वीरदास तत्सुत तेजपाल लिखित श्री जेसलमेरूमध्ये राउल श्री भीमजी विजयराज्ये श्री ॥ ભાવસાગરસૂરિના ઉપદેશથી જેસાજીએ સ. ૧૫૬૧ માં કરાવેલી પ્રતિષ્ઠા અને આનુષગિક બાબતો અગે ઉલ્લેખ થઈ ગયો છે

૧૫૭૭ લાલણુ તેજપાલે લખેલી કેટલીક પ્રતોનાં નામો આ પ્રમાણે છે (૧) પદ્મકુમાર કૃત 'મૃગધ્વજ'ની પ્રત સ ૧૬૬૧ માં લખી (૨) વિનયમૂર્તિ શિ. સયમમૂર્તિ કૃત 'ઉદાઈ રાજર્ષિ સધિ'ની પ્રત સ. ૧૬૬૨ ના જેઠ સુદી ૧૨ ને શનિવારે લખી. (૩) સહજસુદર કૃત 'પરદેશી રાજાનો રાસ'ની પ્રત સ. ૧૬૬૩ ના કાર્તિક સુદી ૧૫ ને દિવસે લખી

૧૫૭૮ એ અરસામાં માતર ગામમાં પણ ગ્રથોદ્ધારનુ સુંદર કાર્ય થયુ જણાય છે. સ. ૧૬૩૬ ના કાર્તિક સુદી ૪ ને મગળવારે માતર ગામમાં 'વિમલમત્રી રાસ'ની પ્રત લખાઈ. જુઓ પુષ્પિકા—

संवत १६३६ वर्षे शाके १४९९ प्रवर्त्तमाने कार्तिक मासे शुक्लपक्षे चतुर्थी तिथौ भौमवासरे श्री अंचलगच्छे मातर ग्रामे लिखितं ॥ शुभं भवतु ॥ श्रीरस्तु ॥

૧૫૭૯. ૧૬૫૭ ના માગશર વદિ ૧૧ ને રવિવારે માણિક્યસુંદરસૂરિ કૃત 'ગુણવર્મરાસ'ની એક પ્રત માતર ગામમાં લખાઈ છે જુઓ પુષ્પિકા—

इति श्री जिनेन्द्रपूजाप्रशस्तिः। श्रीमदञ्चलगच्छे श्री माणिक्यसुन्दरसूरिविरचिते सप्तदशभेदपूजाप्रकरणं सम्पूर्णम्। मातरग्रामे लिखितं सं० १६५७ वर्षे मार्गसीर्ष वदि एकादशी आदितः लिखितं ॥ ग्रं० २००२ ॥

## ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાએ

૧૫૮૦. ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાએ થઈ છે. આચાર્યના ઉપદેશથી આગરામાં લોઢાગોત્રીય મત્રીવર્યો સોનપાલ–કુંરપાલે કરેલાં ધર્મકાર્યો અને પ્રતિષ્ઠાએ તથા નવાનગરમા તેજશીશાહે તથા તેના સુપુત્રોએ કરેલાં ધર્મકાર્યો તથા પ્રતિષ્ઠાએ. વિશે પછીના પ્રકરણુમાં વિસ્તારપૂર્વક ઉલ્લેખ કરીશું. આચાર્યના ઉપદેશથી આગરા અને નવાનગરમાં થયેલા ધર્મકાર્યોએ આ ગચ્છના ઈતિહાસમાં સિમાચિન્હ રચ્યું હોઈને તે વિશેષ અવલોકન માગી લે એવાં મહત્ત્વપૂર્ણ છે. એ અરસામાં નવાનગરમાં બીજી પણ યાદગાર પ્રતિષ્ઠાએ થઈ છે; તેનો ઉલ્લેખ પણ ઉક્ત પ્રતિષ્ઠાઓના અનુષગમા પછીના પ્રકરણમા કરશો

અભીષ્ઠ છે. અહીં માત્ર ધર્મમૂર્તિસૂરિના પ્રતિષ્ઠા-લેખોને આધારે કેટલીક પ્રતિષ્ઠાઓનુ સંક્ષિપ્ત વર્ણન કરીશુ.

૧૬૨૯ (૧) માઘ મામે શુક્લપક્ષે ૧૩ ને બુધવારે શ્રીશ્રીમાલ જ્ઞાતીય સો૦ જસા ભા૦ જસમાદે પુ૦ સો૦ અભા ભા૦ મનકાઈ પુ૦ લખાએ સ્વપુણ્યાર્થે શ્રી પાર્શ્વનાથ બિંબ ભરાવ્યુ, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૬૪૪ (૧) ફાગણ સુદી ૨ ને રવિવારે અમદાવાદના રહેવાસી શ્રીશ્રીમાલ જ્ઞાતીય સા૦ રહીઆ ભા૦ નાકૂ સુ૦ ભીમા ભા૦ અજાઈ સુ૦ સુશ્રાવક સા૦ નાકરે ભા૦ મકૂ સહિત સ્વશ્રેયાર્થે શ્રી સુમતિનાથ બિંબ ભરાવ્યુ.

૧૬૫૪ (૧) માઘ વદિ ૯ ને રવિવારે શ્રીશ્રીમાલ જ્ઞાતીય શ્રે૦ રીડા ભા૦ કોડમદે, ભત્રીજા શ્રે૦ લખ્ધજી શ્રે૦ ભીમજીએ શ્રી શ્રેયાસનાથ બિંબ ભરાવ્યુ, ગાંધી હાંસાએ તેની પ્રતિષ્ઠા કરાવી અલાઈ ૪૨ વર્ષે.

(૨) એ જ દિવસે વંત્રાસગોત્રીય સં૦ ડુંગરે શ્રી સુપાર્શ્વ બિંબ ભરાવ્યુ જેની ગાંધારનગરમાં પ્રતિષ્ઠા થઈ.

(૩) એ જ દિવસે ઓશવાળ જ્ઞાતીય લોઢાગોત્રીય સા૦ જેઠા ભા૦ જેઠશ્રી સુત રાજૂ ભા૦ રાજશ્રી સુ૦ શ્રાવક સા૦ રેખા ભા૦ રેખશ્રી સુ૦ સોનપાલ ભા૦ સોનશ્રીએ શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી.

૧૬૫૯ (૧) માહ સુદી ૫ ને સોમવારે રાઠોડવંશી રાઉત ઉદયસિંહના રાજ્યમાં વાક્પત્રાકાનગરે કુંપશ્રી... અંચલગચ્છીય સમસ્ત સંઘે શાંતિ શ્રેયાર્થે શ્રી પાર્શ્વનાથ પ્રાસાદ કરાવ્યો, બાહડમેરમાં

૧૫૮૧. સ. ૧૬૫૯ નો બાડમેરના શ્રી પાર્શ્વનાથજીના મોટા મંદિરના સભામંડપનો ઉક્ત લેખ આ પ્રમાણે છે:

**ॐ नमो भगवते श्री पार्श्वनाथाय नमः ॥ संवत् १८५९ (?) वर्षे माह सुदी ५ शुक्लपक्ष प्रतिपदा तिथौ सोमवासरे राठऊडवंशे राउत श्री उदयसिंह वाक्पत्राकानगर ..राज्ये कुंप श्री त्रां .कीय साहिभिः ॥ श्री विधिपक्षमुख्याभिधान युगप्रधान श्रीमत् श्री धर्म्ममूर्त्तिसूरि अंचलगच्छीय समस्त श्री संघमें शांति श्रेयोर्थे श्री पार्श्वनाथप्रासाद कारित. ।**

૧૫૮૨. ઉપર્યુક્ત શિલાલેખ દ્વારા જાણી શકાય છે કે ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી બાહડમેરના અંચલગચ્છીય સંઘે ત્યાં શ્રી પાર્શ્વનાથ જિનાલયનુ નિર્માણ કર્યું. લેખમાં જોધપુરના મહારાજા ઉદયસિંહના નામનો પણ ઉલ્લેખ છે. તેમને માટે કર્નલ ટોડ રાજસ્થાનના ઇતિહાસમાં જણાવે છે કે 'ઉદયસિંહના રાજ્યાભિષેક સંબંધમાં પૃથક્ પૃથક્ ભટ્ટગ્રંથોમાં ભિન્ન ભિન્ન વિધાન ઉપલબ્ધ થાય છે. કેટલાક જણાવે છે કે રાજા માલદેવનું મૃત્યુ થયા પછી અલ્પ કાળમાં, અર્થાત્ ઈ. સ ૧૫૬૯ માં તે મારવાડના સિંહાસન પર બેઠો હતો, અને કોઈ તેને ઈ સ ૧૫૮૪ મા સિંહાસનરૂઢ થયેલો જણાવે છે. આ ઉભય મતોમાંથી કયો મત સત્ય છે, તેનો નિર્ણય અમારાથી થઈ શકતો નથી '

૧૫૮૩. પ્રસ્તુત શિલાલેખમા પ્રતિષ્ઠાનું વર્ષ સં. ૧૮૫૯ હોઈને તે ધર્મમૂર્તિસૂરિ કે મહારાજા ઉદયસિંહના શાસનકાળ સાથે બંધબેસતો નથી. પુરણચંદ નાહર આ લેખ ચોકસાઈથી તેમજ સંપૂર્ણ

રીતે ઉકેલી શકયા નથી, નહી તો ઉપર્યુક્ત ઐતિહાસિક બાબતોમાં ઘણો જ પ્રકાશ પાડી શકાત. નાહરજીએ આ શિલાલેખ 'જૈન લેખ સંગ્રહ' ખંડ ૧, લેખાંક ૭૪૩ માં પ્રકટ કર્યો છે. મહારાજા ઉદયસિંહનો જ્યેષ્ઠ પુત્ર શૂરસિંહ સં. ૧૬૫૧ માં તખ્તનશીન થયો હોઈને આ લેખ તે પહેલાંનો હોવો જોઈએ. અન્ય દૃષ્ટિથી સં. ૧૬૫૯ નો પણ હોઈ શકે.

૧૫૮૪. અગરચંદજી નાહટા આ બાબતમાં 'અંચલગચ્છીય લેખસંગ્રહ'ના કિંચિત્ વક્તવ્યમાં જણાવે છે કે 'પ્રસ્તુત લેખમાં ઉદયસિંહના આગળ "રાઉત" વિશેષણ લખેલું હોઈને લેખોક્ત ઉદયસિંહ જોધપુરના રાજા નહીં પરંતુ કોઇ ગામના ઠાકોર હતા એમ સિદ્ધ થાય છે. જોધપુરના રાજા ઉદયસિંહનો સ્વર્ગવાસ તો સંવત ૧૬૫૨ ના અષાઢ સુદી ૧૨ કે ૧૫ માં થયો હતો. એટલે લેખમાં કહેલા ઉદયસિંહ જોધપુરના રાજા તો ન જ હોઈ શકે. લેખનો સંવત ૧૮૫૯ હોવામાં બાધારૂપ માત્ર ધર્મમૂર્તિસૂરિનું નામ જ છે, પરંતુ મારા ખ્યાલથી લેખને સારી રીતે વાંચી જવો જોઈએ. લેખમાં 'વાફ્પત્રાકાનગર' નામ આવે છે. પરંતુ તેને બાહડમેર કેમ માની લેવામાં આવ્યું? એને માટે તો સંસ્કૃતમાં "વાગ્ભટ મેરુ" પ્રયોગ મળે છે.'

૧૫૮૫. આ બાબતમાં નિર્ણય કરવામાં અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીનો ઉલ્લેખ પણ સહાયભૂત થાય એમ છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ધર્મમૂર્તિસૂરિ સં. ૧૬૫૬ માં બાહડમેર પધાર્યા. ત્યાં રાઠોડવંશીય ઉદયસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરનો કુંપા નામનો શ્રેષ્ઠી રાજાનો મંત્રી હતો. તેને જૈન ધર્મમાં દૃઢ શ્રદ્ધા હતી. તેણે આડંબરપૂર્વક આચાર્યને નગરપ્રવેશ કરાવ્યો. આચાર્યના ઉપદેશથી કુંપા શ્રેષ્ઠીએ ત્યાં એક જિનપ્રાસાદ બંધાવ્યો, તથા શ્રી પાર્શ્વનાથાદિ ત્રણ જિનબિંબોની મહા સુદી ૫ ને સોમવારે પ્રતિષ્ઠા કરાવી. ચાતુર્માસ બાદ કુંપાએ ગુરુના ઉપદેશથી સંઘ સહિત શ્રી ગોડી પાર્શ્વનાથ તીર્થની યાત્રા કરી પંદર હજાર જેટલું દ્રવ્ય ધર્મમાર્ગમાં ખરચ્યું.

૧૫૮૬. ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ થઈ હોવાના ઐતિહાસિક પ્રમાણો પ્રચુર પ્રમાણમાં ઉપલબ્ધ છે ધર્મમૂર્તિસૂરિ અને એમના સમર્થ પટ્ટશિષ્ય કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી થયેલી ઐતિહાસિક પ્રતિષ્ઠાઓએ જૈન શાસનની તવારીખમાં સુવર્ણ–પૃષ્ઠ પૂરું પાડ્યું હોઈને તેની સપ્રમાણ ચર્ચા હવે પછીના પ્રકરણમાં કરીશું. આ પ્રતિષ્ઠાઓ સાથે વણાઈ ગયેલી ગચ્છ–સંગઠનની પ્રવૃત્તિનો ગૌરવાન્વિત ઉલ્લેખ પણ એના અનુષંગમાં કરીશું અને ગચ્છપ્રવૃત્તિનો યથોચિત પરિચય મેળવીશું. ધર્મમૂર્તિસૂરિ અને કલ્યાણસાગરસૂરિના સમયમાં આ ગચ્છે આદરેલી આધ્યાત્મિક પ્રવૃત્તિ ખરેખર, વિશેષ ઉલ્લેખ માગી લે એવી મહત્ત્વપૂર્ણ અને ઉદાત્ત છે.

## ગ્રંથકાર ધર્મમૂર્તિસૂરિ

૧૫૮૭ આપણે જોઈ ગયા કે ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી અનેક ગ્રંથભંડારો સર્જાયા કે પુનરુદ્ધાર પામ્યા. એમના સમયમાં અનેક સાહિત્યકૃતિઓ રચાઈ, જે અંગેના સપ્રમાણ નિર્દેશો પણ આપણે કરી ગયા. ધર્મમૂર્તિસૂરિ ગ્રંથકાર હતા કે નહીં અને જો તેઓ ગ્રંથકાર હોય તો તેમની કોઈ કૃતિ ઉપલબ્ધ છે કે નહીં એ પ્રશ્નની વિચારણા અહીં પ્રસ્તુત છે.

૧૫૮૮. અમરસાગરસૂરિને નામે પ્રકાશિત થયેલી પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે ધર્મમૂર્તિસૂરિએ 'ષડાવશ્યકવૃત્તિ' તથા 'ગુણસ્થાનકમારોહ બૃહદ્વૃત્તિ' નામના બે ગ્રંથો રચેલા છે.

૧૫૮૯. ધર્મમૂર્તિસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીની સાંપ્રત પ્રતો ઉપલબ્ધ છે. આ પટ્ટાવલીની પ્રાચીન પ્રત ક્યાં છે તે શોધવુ પણ આવશ્યક છે. આ સંસ્કૃત પટ્ટાવલી મેરુતુંગસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી મૂળ સંસ્કૃત પટ્ટાવલીના અનુસંધાનરૂપ છે અને તેમાં મેરુતુંગસૂરિથી માંડીને ગુણનિધાનસૂરિ સુધીના પટ્ટધરોના જીવન-વૃત્તો નિબદ્ધ છે. આ પટ્ટાવલીની પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે કે આ ગ્રંથ સં. ૧૬૧૭માં રચાયેલ છે આ પટ્ટાવલીની અનેક વાતો સંશોધનીય છે.

૧૫૯૦ ડૉ. જ્હોન્નેસ ક્લાટ તેમણે લખેલી અંચલગચ્છની પટ્ટાવલીમાં નોંધે છે કે ધર્મમૂર્તિસૂરિના રાજ્યમાં ઉત્તરાધ્યયન-દીપિકાની પ્રત સંવત્ ૧૬૪૩-૪ માં લખાઈ હતી. (જુઓ વેબર વર્ઝ, ૨, પૃ. ૭૧૮) અને વ્યવહારસૂત્રની પ્રત સં ૧૬૬૫ માં લખાઈ હતી (જુઓ તે જ પૃ ૬૩૮) તેમણે પોતે 'વૃદ્ધ ચૈત્યવંદન' (શ્રાવક પ્રતિક્રમણાદિ સૂત્ર સન ૧૮૮૬ મુંબઈ પૃ. ૪૮-૫૫ માં મુદ્રિત) અને પ્રદ્યુમ્ન ચરિત (જુઓ કુંતે રીપોર્ટ સન ૧૮૮૧, પૃ. ૪૪) રચેલ છે. ડૉ ક્લાટની નોંધ આ પ્રમાણે છે.

Under him Ms. of the Uttaradhyayana-dipika was written Samvat 1643-4, see Weber, Verz. II p. 718, and a Ms. of the Vyavahara-Sutra, Samvat 1665, ib. p. 638. He composed the Vriddha-Chaitya-Vandana (which is printed in Sravak-Pratikramanadi-Sutra, Bombay, 1886, pp. 48-55) and the Pradyumncharita, see Kunte, Rep. 1881, P. 44: n. 205 (The Indian Antiquary, Vol XXIII, 1849, pp. 174-8 No. 63)

૧૫૯૧ મોહનલાલ દલીચંદ દેશાઈ જૈ. ગૂ. ક ભા ૨, પૃ ૭૭૪ માં નોંધે છે કે ધર્મમૂર્તિસૂરિના રાજ્યમાં સં. ૧૬૬૬ માં સૂત્રકૃતાંગ નિર્યુક્તિની પ્રત લખાઇ. (વઢવાણ શહેર વિદ્યાશાલા ભંડાર)

૧૫૯૨. ડૉ. ક્લાટે આની લીધેલી ધર્મમૂર્તિસૂરિકૃત ઉપર્યુક્ત બન્ને કૃતિઓ ખરેખર, તેમણે જ લખેલી છે, કે કેમ એ પણ શંકિત છે. આપણે જોઈ ગયા કે બૃહદ્ ચૈત્યવંદન વાચક મૂલાએ રચ્યું છે. આ કૃતિની પ્રશસ્તિમાં ધર્મમૂર્તિસૂરિના નામનો ઉલ્લેખ હોઇને એમની કૃતિ તરીકે એ ઘટાવાઈ હોય એ સંભવિત છે. એ જ પ્રમાણે પ્રદ્યુમ્ન ચરિત વિશે બનવા પામ્યુ છે. આ કૃતિ ધર્મમૂર્તિસૂરિએ રચી હોય તો એ શોધનો વિષય છે તદુપરાત 'ગાહા સલક્ખણા વૃત્તિ' ધર્મમૂર્તિસૂરિએ લખી હોય એમ જણાય છે, જેની પ્રત વા. અભયસુંદરે લખી. જુઓ પુષ્પિકા:

**संवत १६२६ वर्षे भाद्रवा वदि ६ बुध दिने श्री अंचलगच्छे भट्टारक श्री धर्ममूर्तिसूरिभिः श्री लिपीकृतं वा० अभयसुन्दरेण ॥ श्रीः ॥**

## વિદાય

૧૫૯૩. ગ્રામાનુગ્રામ વિહરીને લોકોને ધર્મબોધ પમાડતા આચાર્ય જીવનના અંતિમ શ્વાસ સુધી અપ્રતિહત વિચરતા રહ્યા. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં અંચલગચ્છના આ મહાપ્રભાવક આચાર્યની જીવનસંધ્યા અંગે નીચે પ્રમાણે વિસ્તીર્ણ વર્ણન પ્રાપ્ત થાય છે

૧૫૯૪. અંતિમ અવસ્થામાં ધર્મમૂર્તિસૂરિ જૂનાગઢ પધાર્યા હતા તે વખતે ત્યાંના સંઘે આચાર્યને

ત્યાં જ સ્થિર વાસ કરવા માટે આગ્રહભરી, વિનતિ કરી વૃદ્ધાવસ્થાથી શરીર જર્જરિત થઈ ગયું હોવા છતાં ઉગ્રવિહારી આચાર્ય ત્યાં સ્થિરવાસ રહ્યા નહી. ત્યાંથી વિહરતા તેઓ પ્રભાસપાટણમાં પધાર્યા. સંઘે તેમનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો.

૧૫૯૫ પટ્ટાવલીમાં વિશેષમાં જણાવવામાં આવ્યું છે કે ધર્મમૂર્તિસૂરિએ એક વખત મધ્યરાત્રિએ ગચ્છાધિષ્ઠાયિકા મહાકાલી દેવીનુ સ્મરણ કર્યું દેવી પ્રગટ થયાં પરંતુ ગુરુ તેમને નીરખી શક્યા નહી. આથી ગુરુ ચિન્તાતુર થયા દેવીએ ગુરુને પોતાનુ સ્મરણ કરવાનું કારણ પૂછતાં આશ્ચર્ય પામેલા ગુરુએ તેમને ન જોઈ શકવાનું કારણ પૂછ્યું, જેના જવાબમાં દેવીએ જણાવ્યુ કે સ્વલ્પ આયુવાળા લોકોને પ્રાય પ્રત્યક્ષ દેવોનુ દર્શન દુર્લભ હોય છે। એ પછી ગુરુ દેવીને ત્રણ પ્રશ્નો પૂછે છે કે 'મારાં આયુનું પ્રમાણ કહો, ગચ્છેશપદ કોને પ્રદાન કરવુ તથા અર્બુદાદેવીએ આપેલી વિદ્યાઓ મારે કોને આપવી ?' ઈત્યાદિ આ પ્રશ્નોના જવાબમા દેવી ખુલાસાઓ કરે છે કે 'હવે આપનુ આયુ માત્ર પાંચ દિવસનું બાકી છે. દીક્ષાપર્યાયમાં નાના હોવા છતાં મહાન આચાર્ય કલ્યાણસાગરસૂરિને તમારે ગચ્છેશ–પદ પ્રદાન કરવુ કેમકે આજે પણ તેઓ જિનશાસનનો ઉદ્યોત કરનારા જણાય છે આગામી કાળમાં પણ તેઓ એવા જ યશસ્વી નીવડશે તેમજ વિદ્યાઓ પણ તમારે તેમને અર્પવી કેમકે હુ પણ તેમનું સાન્નિધ્ય કરુ છુ અને હવે પછી પણ કરીશ' ઈત્યાદિ.

૧૫૯૬. પછી પ્રભાતે ધર્મમૂર્તિસૂરિએ કલ્યાણસાગરસૂરિને એકાંતમાં બોલાવીને સૂરિમંત્રપૂર્વક આકાશગામિની, અદશ્યકારિણી ઈત્યાદિ વિદ્યાઓ આપી– જણાવ્યુ—'વત્સ ! હવે તમારે ગચ્છનો ભાર ઉપાડી જિનશાસનની પ્રભાવના કરવી, પ્રયોજનપૂર્વક ગચ્છાધિષ્ઠાયિકા મહાકાલીદેવીનું સ્મરણ કરવુ તેમજ યોગ્ય પટ્ટધરને જોઈને તથા તેની પરીક્ષા કરીને તેને આ વિદ્યાઓ આપવી' ઈત્યાદિ કહીને ગુરુએ બીજા પણ કેટલાક મંત્રોની આમ્નાયો આપી પછી રત્નસાગરજી આદિ સઘળા પરિવારને એકઠો કરીને ગુરુએ સર્વેને જણાવ્યું કે હવેથી તમારે સહુએ કલ્યાણસાગરસૂરિની આજ્ઞામાં રહેવુ સહુએ ગુરુનુ વચન કબુલ્યું. પછી નિશ્ચિત થયેલા ગુરુએ પાંચ દિવસનુ અનશન કરીને સમાધિમાં તત્પર થઈ પંચપરમેષ્ટિના નમસ્કારનુ શુભ ધ્યાન ધરતા કોઈ પણ જાતની વ્યાધિ વિના સ. ૧૬૭૦ ના ચૈત્ર સુદી ૧૫ ને દિવસે સૂર્યોદય કાલે સ્વર્ગલોકમા સિધાવ્યા. શ્રાવકોએ મળીને મનોહર માંડવીમાં એમના પદ્માસનસ્થ દેહને સ્થાપીને ત્રિવેણીના સંગમ પર આવેલાં પ્રભાસતીર્થમાં ચંદનાદિ ઉત્તમ કાષ્ટો વડે તેમના દેહનો અગ્નિ-સંસ્કાર કર્યો સંઘે એ સ્થાને એક દેરી બંધાવી અને સં. ૧૬૭૦ ના ચૈત્ર વદિ ૩ના દિવસે કલ્યાણ-સાગરસૂરિને મહોત્સવપૂર્વક ગચ્છેશપદે અભિયુક્ત કર્યા.

૧૫૯૭. ધર્મમૂર્તિસૂરિ સં. ૧૬૭૦ ના ચૈત્ર સુદી ૧૫ ના પ્રભાતે પ્રભાસપાટણમા સ્વર્ગસ્થ થયા હોવાનુ પટ્ટાવલીનું વિધાન સંશોધનીય છે. આપણે મુનિ લાખા કૃત 'ગુરુપટ્ટાવલી'ના ઉલ્લેખ દ્વારા જોઈ ગયા કે આચાર્ય સં. ૧૬૭૧ માં ૮૫ વર્ષનું આયુ પાળીને પાટણમા નિર્વાણ પામ્યા. ડૉ. જહોન્નેસ ક્લાટ ભીમશી માણેકની પટ્ટાવલીને આધારે ધર્મમૂર્તિસૂરિનુ સ્વર્ગગમન સ. ૧૬૭૦ મા થયું હોવાનું નોંધે છે કિન્તુ સ્વર્ગગમન સ્થળનુ નામ તો પાટણ જ દર્શાવે છે. અગરચંદજી નાહટના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અંચલગચ્છ–અપરનામ વિધિપક્ષગચ્છ–પટ્ટાવલી (વિસ્તૃત વર્ણનરૂપા)' માં પણ ધર્મમૂર્તિસૂરિના સ્વર્ગગમનનુ સ્થળ પાટણ નિર્દેશિત છે એ અંગે આપણે ઉલ્લેખ કરી ગયા છીએ સં. ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩ ને શનિવારે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી આગરામા લોઢાગોત્રીય કુંવરપાલ અને સોનપાલે અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી તેના ઉત્કીર્ણિત લેખોમા કલ્યાણસાગરસૂરિનો પટ્ટધર તરીકે

ઉલ્લેખ હોઈને તે પહેલાં સં. ૧૬૭૧ ના વર્ષમાં ધર્મમૂર્તિસૂરિ કાળધર્મ પામ્યા હશે એમ નક્કી થાય છે. આ બધા પ્રાચીન ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે કે ધર્મમૂર્તિસૂરિ પ્રભાસપાટણમાં નહીં પરંતુ અણહિલપુર પાટણમાં દિવંગત થયા હતા.

૧૫૯૮. ધર્મમૂર્તિસૂરિ મહાન તપસ્વી હતા. ડૉ. ક્લાટે એમના માટે કહ્યું કે He is called tyagi. પ્રાચીન પ્રમાણોમાંથી પણ આચાર્યના ત્યાગમય જીવન વિશે ઘણું જાણી શકાય છે. તેમણે ક્રિયોદ્ધાર કરીને આ ગચ્છનો પુનરુદ્ધાર કર્યો એમ કહેવામાં જરાયે બાધા નથી. આ ગચ્છની આધ્યાત્મિક પ્રવૃત્તિને ત્યાગમાર્ગે વાળી તેને ચેતનવંતી કરવામાં ધર્મમૂર્તિસૂરિનો ફાળો અસાધારણ છે. એ જ આચાર્યનું મહાન પ્રદાન છે. એમના સમર્થ શિષ્ય કલ્યાણસાગરસૂરિએ ગચ્છ–પ્રવૃત્તિને સર્વોચ્ચ શિખરે પહોંચાડી એ વિશે પછીના પ્રકરણમાં વિચારશું.

---



અનેક નૃપતિ પ્રતિબોધક

જંગમ યુગપ્રધાન આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજી




ગચ્છનાયક આચાર્ય શ્રી ઉદયસાગરસૂરિજીની મ્હોર-મુદ્રા.
(જુઓ પેરા નં ૨૨૨૧)

## ૧૮. શ્રી કલ્યાણસાગરસૂરિ

૧૫૯૯. વઢિયાર દેશ અંતર્ગત લોલાડા ગામમાં શ્રીમાલી જ્ઞાતીય કોઠારી વંશીય શ્રેષ્ઠી નાનિગની ભાર્યા નામિલદેની કૂખે સં. સં. ૧૬૩૩ ના વૈશાખ સુદી ૬ના દિને એમનો જન્મ થયો હતો. એમના પૂર્વાશ્રમનું નામ કોડનકુમાર હતુ.

૧૬૦૦. પટ્ટાવલીમાં જણાવાયુ છે કે ગર્ભાધાન વખતે માતાએ સ્વપ્નમાં ઉગતા સૂર્યને નીરખ્યો. કુલગુરુ શ્રીધર ભટ્ટને સ્વપ્નનું રહસ્ય પૂછતાં તેણે પુત્ર જન્મનુ ફળ સૂચવ્યું. તદનુસાર નામિલદેવીએ નવ માસ વિત્યે સં ૧૬૩૩ ના આષાઢ સુદી ૨ ને ગુરુવારે, આર્દ્રા નક્ષત્રે, સૂર્યાદિ ઘટી ૩૯, ૫૫૦ કલાકે પ્રભાતે કોડનને જન્મ આપ્યો. એ વખતે કોડનની સાતેક વર્ષની સોમાદે નામની બ્હેન પણ હતી. કોડનની જન્મકુંડલી પટ્ટાવલી ભાષાંતરમાં આપી છે, જે સંશોધનીય છે, વસ્તુતઃ એમનો જન્મ વૈશાખ સુદી ૬ ના દિને થયો હતો, જે અંગેનું પ્રમાણ 'ગુરુ સ્તુતિ' દ્વારા આ પ્રમાણે મળે છે :—

> સયલ સુહદાયગં કુસલવર મંદિરં, પણમીય પાસસિરિ ગઉડીય જિણવરાં,
> થુણિસિ સુસાહુ વિધિપક્ષ ગણ ગણધરાં, સૂરિ સિરિ તિલક કલ્યાણસાગર ગુરુ. ૧
>
> દેસ વઢિયારહ લોલપાટગ પુરે, વિવિહ વિવહારીય દાણ પુણ સુહ કરે,
> તત્થ સિરિવંસિ નાનિગ કુલિ દિણયરો, સતીય સિરિ નારિ નામલદેવિ ઉરિધરો. ૨
>
> પુત્ત જાયમિ તાય સંતુટ્ઠયે, સોલ તેતીસ વિસાહ સુદી છટ્ઠયે;
> વઢ્ઢયે ચંદ પરિ નામ કોડણુ વરો, સવ્વ શુભં ભણિઈ રૂવ પુરંદરો. ૩

૧૬૦૧ આશ્ચર્યની વાત એ છે કે પ્રમાણભૂત ગ્રંથો અંધકારમાં રહ્યા હોઈને કલ્યાણસાગરસૂરિ જેવા મહિમાવાન અને પ્રભાવક આચાર્યની જયંતી અમરસાગરસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી કથિત ભ્રાન્ત દિને ધામધૂમથી ઉજવાય છે! હકીકતમાં કલ્યાણસાગરસૂરિની વિદ્યમાનતામાં જ એમના અજ્ઞાત શિષ્યે રચેલી 'ગુરુસ્તુતિ' અત્યંત વિશ્વસનીય ઐતિહાસિક પ્રમાણ છે.

૧૬૦૨. પટ્ટાવલીમાં વિશેષમાં દીક્ષા અંગીકાર સંબંધમાં આ પ્રમાણે વર્ણન છે—કોડન પાંચ વર્ષનો થયો. પિતા વ્યાપારાર્થે પરદેશ હતા તે વખતે ધર્મમૂર્તિસૂરિ ત્યાં પધાર્યા. બાળક માતા સાથે ગુરુવંદનાર્થે ઉપાશ્રયે ગયો અને ગુરુના ખોળામાં બેસી, તેમની મુહપત્તિ લઈ હસવા લાગ્યો. સૌ આશ્ચર્યચકિત થઈ ગયાં. ગુરુએ બાળકના સામુદ્રિક લક્ષણો જોઈ વિચાર્યું કે બાળક મોટો થઈને શાસનનો ઉદ્યોત કરશે. એ વાત જણાવી તેમણે બાળકની માગણી કરી નામિલદેએ તેના પતિના પરદેશગમન અને બાળક એકનો એક પુત્ર છે એમ જણાવી અનિચ્છા વ્યક્ત કરી બાળક નવ વર્ષનો થયો ત્યારે આચાર્ય પુનઃ ત્યાં પધાર્યા. એમની ધર્મદેશના સાંભળી બાળકને વૈરાગ્ય ઉત્પન્ન થયો. સૌની અનુમોદના

લઈ તેણે સં. ૧૬૪૨ ના વૈશાખ સુદી ૩ ના દિને ધવલ્લક્કપુરમાં દીક્ષા લીધી. ગુરુએ તેનું શુભસાગર નામ રાખ્યું. ત્યાના નાગડગોત્રીય માણિક નામના ધનવાન શેઠે પાંચ હજાર ટંક ખરચી દીક્ષા મહોત્સવ કર્યો. સં. ૧૬૪૪ ના માહ સુદી ૫ ના દિને પાલીતાણામા વડી દીક્ષા આપી તેમનું કલ્યાણસાગર નામ રાખવામાં આવ્યું. સંવત ૧૬૪૯ ના વૈશાખ સુદી ૩ ના દિને અમદાવાદમાં તેમને આચાર્યપદ–સ્થિત કરવામાં આવ્યા. તે પ્રસંગે કાંટિયા ગોત્રીય ઝવેરી મંગલસિંહે દશ હજાર દમ્મ ખરચીને ઉત્સવ કર્યો.

૧૬૦૩. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી તથા કલ્યાણસાગરસૂરિ રાસના વર્ણનો સંશોધનીય છે. કલ્યાણસાગરસૂરિની વિદ્યમાનતામાં જ એમના અજ્ઞાત શિષ્યે 'ગુરુસ્તુતિ' રચી તેમાં એમના જીવનસંબંધક પ્રમાણભૂત હકીકતો મળી રહે છે, જે સ્વીકાર્ય છે. જુઓ—

સોલ બયાલઇ ફગુણિ આદરી, સુદ્ ચઉથમિ શનિવારિ સંયમ સિરિ;
પુજ્જ સિરિ ધમ્મમૂર્તિઈ ધવલગપુરી, દીખીયા સીસ સિરતાજ જાણી કરી. ૪

નિમ્મલ ભઈ વિદ્ધુ સદ્ તક્ક સાહિચ્ચા, તત વિચાર આચાર ગમ આઇચ્ચિયા;
પુંડરગિરિ ગુરઇ ઝાણ જિણઈ ઝાઈયો, સુયણ સઉિણ ગણઈ સીસ ગુણી પાઈઓ ૫

દીવ ણિંદરાઉય મંતિ ગોવિંદઈ મો, તેણ અહમ્મદપુરે મંડિય ઉછવ સુજો;
વિત્ત વિમ્હપુરઇ જલદ સમ વરસયે, જાયણ જણ ઘણ વિહિભય મણ રસે. ૬

સંવત સોલયે ગણિ પંચાસયે, સુદ્ છટ્ઠંયિ રવિવારિ માહ માસયે;
સૂરિ સિરિ ધરમમૂરતિય અપ્પયં, કલપ અંકુર ઈવ વોહવીય વપ્પયં. ૭

વજ્જયે તૂર ઘણ તરલ કંસાલયે, જય જય ઘોસિય ઘોસ તિય આલયે;
સયલ પરતાપિ જગિદીપ્પાઈ અરયમા, જલહિગંભીર ગુણનિરુ વમજસખિમા. ૮

સીલ જંબૂવર ગોયમ લદ્ધિવરા, સરસ રસ વયણિ કરી જીપિય સક્કરા;
સવ્વ જીવાય માયુ કોસ કારગ પરા, જંપય પુમ જુગરેણુ મંગલકરા ૯

નિજ્જિયા જેણિ કુમ્માણિ કુભઈ જણા, જેમ સુણી ઉણ સદ્દલ સદમીયગુણા;
ગંગ કલ્લોલગી પાવસમિ મૂરણો, ભગત ભવિયણ જિણ આસ સંપૂરણો. ૧૦

ઈય જણ મણ મોહણ ગુણ મણિ રોહણ, કલ્યાણસાગરસૂરિ વરો;
અંચલગચ્છ માસુરણમિય સુરાસુર, રંજિય મુનિ જણવર સુંદરો ૧૧

વીર સોહમ જંબૂપહવ સિંજ્જમૂ અણુક્રમિ પણસટ્ઠિ પટ્ટધરો,
ધરમમૂરતિ સીસઈ વદ્ધ નિસ દીસહ પ્રતપઉ જા ભદ્દુલહિરો ૧૨

૧૬૦૪. ઉપર્યુક્ત ગુરુસ્તુતિ દ્વારા જાણી શકાય છે કે સં. ૧૬૪૨ ના ફાગણ સુદી ૪ ને શનિવારે કલ્યાણસાગરસૂરિ ધવલગપુરી–ધોળકામાં દીક્ષિત થયા, પુંડરગિરિ–શત્રુંજય પર જિનેશ્વર પ્રભુના ધ્યાન દ્વારા ગુરુએ તેમને સં. ૧૬૪૯ ના માહ સુદી ૬ ને રવિવારે અહમ્મદપુર—અમદાવાદમા આચાર્યપદ સ્થિતિ કર્યા, જે અવસરે દીવના મંત્રી ગોવિંદે ઘણું ધન ખરચ્યુ એ પછી અંચલગચ્છના ૬૫ મા પટ્ટધર કલ્યાણસાગરસૂરિનો મહિમા વિસ્તૃત પામ્યો, જે અંગે કાવ્યમા સુંદર વર્ણન છે આચાર્યનો અભ્યાસ, તેમના ગુણો અને તેમની પ્રતિભાનું કવિએ સુંદર શબ્દચિત્ર રજૂ કર્યું છે આ કૃતિ પ્રમાણભૂત હોઈને તેની માહિતી વિશ્વસનીય છે આ પ્રમાણ પ્રકાશમાં આવતા કલ્યાણસાગરસૂરિના જીવન વિષયક ભ્રાન્ત વાતો આપમેળે દૂર થશે અને સત્ય હકીકતો સ્વીકારાશે એમાં શંકા નથી. અમરસાગરસૂરિને

નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી, વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્ર 'તેમજ ઉદયસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલો કલ્યાણસાગરસૂરિ રાસ ઇત્યાદિ ગ્રંથોની પ્રમાણભૂતતા શંકિત છે એ ગ્રંથો અંગે કટુ આલોચના કરવાનો તેમજ તે અંગેના કારણો દર્શાવવાનો પ્રયાસ કરવો અહીં અપ્રસ્તુત છે. એટલુ જ કહેવું યુક્ત થશે કે એ ગ્રંથોની ભિન્નપ્રમાણભૂતતાને લીધે અનેક ગેરસમજૂતિઓ ફેલાઈ છે અને અનેક સમસ્યાઓ પણ ખડી થઈ છે. કલ્યાણસાગરસૂરિ જેવા મહા પ્રભાવક આચાર્યના જીવન અંગે આવી વિભિન્નતાઓ અને ગેરસમજૂતિઓ હવે પછી ન ચલાવી લેવાય એ જ ઇષ્ટ છે. જંગમ યુગપ્રધાનનું ગરિષ્ટ બિરુદ પામેલા એ મહાન જ્યોતિર્ધર પટ્ટધરનાં જીવનવૃત્ત અંગે એકવાક્યતા સાધતા અન્ય પ્રમાણોને પણ સંશોધકો પ્રકાશમા લાવશે તો તે મોટી સિદ્ધિ ગણાશે!

૧૬૦૫. પટ્ટાવલીમાં ધર્મમૂર્તિસૂરિના સ્વર્ગગમન અને તેમણે કરેલી અનુગામી પટ્ટધરની પસંદગી અંગે વિસ્તૃત વર્ણન છે તે અનુસાર મહાકાલીદેવીના સૂચનથી કલ્યાણસાગરસૂરિને ગચ્છનો ભાર સોંપીને ધર્મમૂર્તિસૂરિ સં. ૧૬૭૦ ના ચૈત્ર સુદી પૂનમને દિવસે પાંચ દિવસના અનશનને અંતે પ્રભાસપાટણમાં પંચત્વ–પામ્યા. સં. ૧૬૭૦ ના ચૈત્ર વદિ ત્રીજને દિવસે કલ્યાણસાગરસૂરિ ત્યાં મહોત્સવપૂર્વક ગચ્છેશપદે અભિયુક્ત થયા. એ પછી સં. ૧૬૭૨ માં ઉદયપુરના સંઘે એમને યુગપ્રધાનપદે વિભૂષિત કર્યા. આ બધાં વિધાનો પણ સંશોધનીય છે કલ્યાણસાગરસૂરિની વિદ્યમાનતામાં વાચક રાયમલ્લગણિના શિષ્ય મુનિ લાખાએ રચેલી 'ગુરુ પટ્ટાવલી' અનુસાર ધર્મમૂર્તિસૂરિ સં. ૧૬૭૧ માં પાટણમાં કાળધર્મ પામ્યા અને સં. ૧૬૭૧ ના પોષ વદિ ૧૧ ને દિવસે કલ્યાણસાગરસૂરિ ગચ્છેશ–પદ પામ્યા. જુઓ: '૧૮ અઢારમા શ્રી ગચ્છનાયક શ્રી કલ્યાણસાગરસૂરિ લોલાડા ગ્રામ કો૦ નાનિગ પિતા. નામલદે માતા. સં. ૧૬૩૩ જન્મ કોડણ નામ. સ. ૧૬૪૨ વર્ષે દીક્ષા, ધોલક. સં. ૧૬૪૯ વર્ષે આચાર્યપદ, શ્રી રાજનગરે. સં. ૧૬૭૧ વર્ષે પોષ વદિ ૧૧ દિને ગચ્છેશ પદ યુગપ્રધાન વિહરમાન ભટ્ટારક શ્રી કલ્યાણસાગરસૂરિ ચિરં જીયાત્ આચ્છંદ્રાર્કં ચિરં નંદતુ'

૧૬૦૬. કેટલાક મહત્ત્વપૂર્ણ ગ્રંથોની નોંધો પણ અહી પ્રસ્તુત છે. અગરચંદજી નાહટાના સંગ્રહની અજ્ઞાત કર્તૃક પટ્ટાવલીનુ અવતરણ આ પ્રમાણે છે. '૬૫ પાંસઠમે પાટે શ્રી કલ્યાણસાગરસૂરિ. લોલપાટક નગરિ. કોઠારી નાનિગ ભાર્યા નામલદે, પુત્ર કોડણ. સંવત્ સોલ તેત્રીસેં જન્મ, સોલ બેતાલે દીક્ષા, સોલ ઓગણપચાસેં આચાર્યપદ, સોલ ઓગણોતેરે ગચ્છનાયકપદ, સંવત્ સતરે અઢારોત્તરે નિર્વાણ સર્વાયુ વર્ષ પચ્યાસી'

૧૬૦૭ ડૉ. જ્હોન્નેસ ક્લાટ અંચલગચ્છીય પટ્ટાવલીમાં કલ્યાણસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છે –64 Kalyansagarasuri, son of Kothari Naniga in Loladagrama, and of Namilde, mula–naman Kodan, born Samvat 1633, diksha 1642 in Dhavala–pura, acharya 1649 in Amadavada, gachchhesa 1670 in Patana, converted the king of Kachchh, + 1718 in Bhuja–nagara at the age of 85. Under him Jataka–paddhati Vritti was composed Samvat 1673 (Jacobi's collection of Mss.) and a commentary on Abhidhanachiantamani, Samvat 1686 (see Weber, Verz. II, p. 257). Inscriptions Samvat 1675 and 1683 (Epigr Ind. II 39.) His pupil Vinayasagara composed Bhoja–Vyakarana (see Weber, Verz II. pp. 203–4, cf p. 1206).

૧૬૦૮. ડૉ. આર. જી. ભાંડારકરના સંસ્કૃત હસ્તપ્રતવિષયક ચતુર્થ અહેવાલ, સને ૧૮૮૩-૮૪, પૃ. ૩૧૯-૨૨ માં આપેલી અજ્ઞાત કર્તૃક અંચલગચ્છીય પટ્ટાવલીમાં કલ્યાણસાગરસૂરિને ૬૫ મા પટ્ટધર દર્શાવાયા છે અને તેમને અનેક વિશેષણો, બિરુદોથી નવાજ્યા છે આચાર્યની વિદ્યમાનતામાં જ એ પટ્ટાવલી રચાઈ હતી.

૧૬૦૯. વાચક લાવણ્યચંદ્રે 'વીરવંશાનુક્રમ' નામક અંચલગચ્છીય પટ્ટાવલીમાં કલ્યાણસાગરસૂરિ વિશે ઘણું જ સુંદર વર્ણન આપ્યું છે. તેઓ જણાવે છે :—

> तैः सिक्ताः स्वीय पट्टे वर विनय जुषः शास्त्र सारार्थ विज्ञा ।
> लालाख्य प्रौढ भोजप्रभृति नरपति व्रीतवंद्यां ह्रि पद्माः ॥
> जाता यद्धर्म वाण्या प्रतिपुरममिता संघचैत्य प्रतिष्ठा ।
> ते कल्याणाब्धि सूरीश्वर गणगुरवो जज्ञिरे धैर्य धुर्याः ॥ ४० ॥

## પ્રકીર્ણ પ્રસંગો

૧૬૧૦. ઓસવાળ ગાલ્હાવંશીય શાહ ખીમા સં. ૧૬૭૨ માં કચ્છના બિદડામાં થઈ ગયા, જેની પત્ની ખીમીએ ૧૫૦૦૦ કોરી ખરચીને બિદડામાં પશ્ચિમ તરફ એક વાવ બંધાવી. આ વંશના વડાલામાં થયેલા ખેતસી, પેથા અને દેપાલ નામના ત્રણ ભાઈઓએ ૬૦૦૦૦ કોરી ખરચીને સં. ૧૬૬૬ માં ઘણાં પુણ્યકાર્યો કર્યાં. દેસરે ગુંદાલામાં તળાવ બંધાવ્યું. સં. ૧૫૯૬ માં માણેકે પીછાણમાં તળાવ બંધાવ્યું. જેસંગે પથદડિયામાં સં.૧૫૮૫ માં વાવ કરાવી સ. ૧૫૯૦ માં વીરો થયો. તે અપુત્ર હોવાથી તેની પત્નીએ યક્ષનું આરાધન કર્યું અને તેના વરદાનથી તેને છ પુત્રો થયા એવો ઉલ્લેખ ભટ્ટગ્રંથોમાથી મળે છે. એ છયે ભાઈઓનો પરિવાર વીસોતરી, ખાખર, હાલા તથા ઝાખર નામના કચ્છના ગામોમાં વસે છે. સં. ૧૬૬૭ મા ખાખરમાં થયેલા માંડણે જિનમંદિરની પ્રતિષ્ઠા કરાવી તથા ઘણું દ્રવ્ય દાનમા દીધું.

૧૬૧૧. ઓશવાળ દેઢિયાગોત્રીય મહિયા સં. ૧૬૭૫ માં ડગાસંગમાં વસતા હતા તેના કાયડ પ્રમુખ ચાર પુત્રો હતા. તેમણે શત્રુંજયની કુટુંબ સહિત યાત્રા કરી, ઘણું દ્રવ્ય ધર્મકાર્યોમા ખરચ્યું. ઉજમણું કરી ગામની ઉત્તર દિશામાં એક વાવ પણ બધાવી.

૧૬૧૨. ઓશવાળ સ્યાલગોત્રીય ઈશ્વર નામના શ્રેષ્ઠી સં. ૧૬૮૭ માં ખેરવામાં થઈ ગયા. તેમણે ઘણું દ્રવ્ય ખરચીને અનેક ધર્મકાર્યો કર્યાં હતાં.

૧૬૧૩. સં. ૧૬૮૭ માં ભયંકર દુષ્કાળ પડેલો. આ દુષ્કાળના અનેક ઉલ્લેખો મળે છે. સમયસુંદરે આ દુષ્કાળનું હૃદયદ્રાવક વર્ણન 'ચંપક શ્રેષ્ઠી ચોપઈ'માં કર્યું છે. રાજકીય ઈતિહાસમાંથી પણ એ અંગે ઘણું કહી શકાય છે. આ દુષ્કાળ પ્રસંગે અંચલગચ્છીય શ્રેષ્ઠીઓએ પોતાની રીતે દુષ્કાળ પીડિતોને ઘણી સહાય કરી. નાગડગોત્રીય રાજસીએ એ વખતે અન્નસત્રો ખોલીને મહત્ત્વપૂર્ણ સેવાઓ બજાવી છે.

૧૬૧૪. ભિન્નમાલથી પ્રાપ્ત થતાં ભટ્ટગ્રંથો દ્વારા જાણી શકાય છે કે અંચલગચ્છીય શ્રાવક વરદોગજીએ સં. ૧૬૫૫ માં બીજાપુર નગરથી ગોડીજીનો સંઘ કાઢેલો. એ વહીમાં વલ્લભીશાખીય પુણ્યતિલકસૂરિજીએ ખેણપમાં સં. ૧૨૨૧ માં ડોડિયા પરમાર રાવત નગરાજના પુત્ર સોમલને પ્રતિબોધ આપીને જૈનધર્મી બનાવ્યાની હકીકત પણ છે. તેમાં જણાવાયુ છે કે એમના વહાણો દરિયામાં અટકી ગયા હતાં. આચાર્યે તેને પાછા લાવી આપ્યાં એટલે તેઓ વહાણી ગોત્રથી પ્રસિદ્ધ થયા. આ ગોત્ર વિશે ઉલ્લેખ કરી ગયા છીએ.

## વિહાર અને ધર્મોપદેશ

૧૬૧૫. સ. ૧૬૪૯ પછી ધર્મમૂર્તિસૂરિની આજ્ઞાથી કલ્યાણસાગરસૂરિએ રત્નસાગરજી અને વિનય-સાગરજી સાથે ભિન્ન વિહાર કર્યો. તેઓ અનુક્રમે વિહરતા ભદ્રાવતી નગરીમા પધાર્યા. વર્ધમાન–પદ્મસિંહ શાહે ઘણા જ સન્માનપૂર્વક આચાર્યનો પ્રવેશમહોત્સવ કર્યો. આચાર્યે વ્યાખ્યાનમાં શત્રુંજય તીર્થનો મહિમા કહ્યો. એમના ઉપદેશથી પ્રભાવિત થઈને વર્ધમાન–પદ્મસિંહ શાહે સં. ૧૬૫૦ મા શત્રુંજયનો મોટો સંઘ કાઢ્યો. આચાર્ય પણ સંઘમાં સામેલ હતા. આ સંઘમાં ઘણાં જ મહત્ત્વપૂર્ણ ધર્મકાર્યો થયાં.

૧૬૧૬. સ. ૧૬૫૧ મા આચાર્ય કચ્છના જખ્ખૌ બંદરમાં પધાર્યા. રત્નસાગરજીના સંસારપક્ષના કાકા નાણડા ગોત્રીય રણસિંહે તેમનો ઘણો જ આદરસત્કાર કર્યો. આચાર્યના ઉપદેશથી તેણે શ્રાવકના બાર વ્રતો સ્વીકાર્યાં.

૧૬૧૭. સ. ૧૬૫૨ મા રાજસીશાહની વિનતિથી આચાર્ય જામનગર પધાર્યા આચાર્યના ઉપદેશથી રાજસીશાહે જિનાલય બાંધવાનાં કાર્યો કર્યાં, સંઘ સહિત શત્રુંજયતીર્થની યાત્રા કરી. બે લાખ કોરીનું ખર્ચ કર્યું. તેમના આગ્રહથી આચાર્ય નવાનગરમાં ચાતુર્માસ રહ્યા.

૧૬૧૮. ચાતુર્માસ બાદ વિહરતા તેઓ સોરઠમાં પધાર્યા. ગિરનારની યાત્રા કરી વણથલી આવ્યા. ત્યાં શ્રીમાલી જ્ઞાતીય સુંદરજી શ્રાવકને વૈરાગ્ય પમાડી દીક્ષા આપી. તેમનું સુંદરસાગરજી નામ રાખ્યુ ત્યાંથી પ્રભાસપાટણ આવ્યા. ત્યાં પોરવાડ જ્ઞાતીય મેઘજીએ તેમની પાસેથી વૈરાગ્યપૂર્વક દીક્ષા અંગીકાર કરી. આચાર્યે તેમનુ મેઘસાગરજી નામ રાખ્યુ. વડીદીક્ષા વખતે તેમને રત્નસાગરજીના શિષ્ય તરીકે સ્થાપ્યા. સંઘના આગ્રહથી સ ૧૬૫૩ માં પ્રભાસપાટણમાં ચાતુર્માસ રહ્યા.

૧૬૧૯. એ પછી કચ્છના ખાખર ગામમાં પધાર્યા. ત્યાં ગાલ્હાગોત્રીય વીરધોલ નામના શ્રાવકે ગુરુના ઉપદેશથી વૈરાગ્ય પામીને દીક્ષા લીધી તેમનું મનમોહનસાગરજી નામ રાખવામાં આવ્યું. વડીદીક્ષા વખતે તેમને રત્નસાગરજીના શિષ્ય તરીકે સ્થાપવામાં આવ્યા ગ્રામાનુગ્રામ વિહરતા તેઓ વાગડના આંબોઈ ગામમાં આવ્યા ત્યાં મહોતા ગોત્રીય સોમચંદ્ર નામના શ્રાવકે ગુરુ પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી. એ નવોદિત મુનિનું નામ સોમસાગરજી રાખવામાં આવ્યુ. તેમને વિનયસાગરજીના શિષ્ય તરીકે ગુરુએ સ્થાપ્યા. એ પછી રત્નસાગરજી ગુરુની આજ્ઞાથી પોતાના શિષ્યો સહિત જુદો વિહાર કરવા લાગ્યા. આચાર્ય વિહરતા ભૂજનગરમાં પધાર્યા સંઘે મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો. સંઘના આગ્રહથી આચાર્ય સ. ૧૬૫૪ મા ભૂજનગરમાં ચાતુર્માસ રહ્યા. મહારાવ ભારમલ્લને પ્રતિબોધ આપી અમારી પડહની ઘોષણા કરાવી 'રાજવિહાર' જિનપ્રાસાદ બંધાવવા પણ આચાર્યે પ્રેરણા આપી

૧૬૨૦. મહારાવ ભારમલ્લના સમાગમ પછી આચાર્ય કચ્છમાં સવિશેષ વિચર્યા. કચ્છમાં તેમણે આ પ્રમાણે સતત ચોમાસાં કર્યાં: સ. ૧૬૫૫ મા વાગડના દુધઈ ગામ, સં ૧૬૫૬ માં આસંબીઆ, સં. ૧૬૫૭માં ડોણ, સં. ૧૬૫૮ માં ગોધરા, સં ૧૬૫૯ મા કુમગ, સં. ૧૬૬૦ માં ભદ્રાવતી, સં. ૧૬૬૧ માં માલિયા, સ. ૧૬૬૨ માં મુદરા, સ. ૧૬૬૩ માં અંજાર, સં ૧૬૬૪ માં ભુજપુર, સં. ૧૬૬૫ મા જખ્ખૌ, સં. ૧૬૬૬ મા નલિયા સં. ૧૬૬૭ માં મેરાઉ. આ ચાતુર્માસ દરમિયાન આચાર્યે ૭૫ સાધુઓ અને ૧૨૭ સાધ્વીઓને દીક્ષા આપી તથા તેર જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરાવી.

૧૬૨૧. સં. ૧૬૬૮ મા વર્ધમાન–પદ્મસિંહ શાહની વિનતિથી આચાર્ય નવાનગર પધાર્યા. તેમના ઉપદેશથી મંત્રી બાંધવોએ સં. ૧૬૬૮ ના શ્રાવણ સુદી ૫ ના દિને જિનપ્રાસાદનું ખાત મુહૂર્ત કર્યું. આચાર્યની અનુમોદનાથી મંત્રીવર્યોએ ધર્મકાર્યોમાં ઘણુ ધન વાવર્યું અને લોકોની ધર્મભાવના વિશેષ જાગૃત કરી. એ વર્ષે આચાર્ય નવાનગરમા ચાતુર્માસ રહ્યા.

૧૬૨૨. ત્યાંથી ગ્રામાનુગ્રામ વિચરતા તેઓ પાલણપુરમાં વિરાજતા પોતાના ગુરુ ધર્મમૂર્તિસૂરિને મળ્યા સં ૧૬૬૯ માં ગુરુ સાથે ત્યાં ચાતુર્માસ રહ્યા. ત્યાંથી ધર્મમૂર્તિસૂરિ સાથે વિહરતા તેઓ પ્રભાસ-પાટણમાં પધાર્યા. ત્યા (? પાટણમાં) પોતાના ગુરુના સ્વર્ગગમન બાદ તેમને ગચ્છેશપદ પ્રાપ્ત થયું. સં. ૧૬૭૦ માં તેઓ ત્યાં જ ચાતુર્માસ રહ્યા

૧૬૨૩ સ. ૧૬૭૧ માં લોઢાગોત્રીય કુંવરપાલ–સોનપાલના આગ્રહથી કલ્યાણસાગરસૂરિ આગરા નગરમા પધાર્યા. એમના આગમનથી ત્યાં ઘણી ધર્મવૃદ્ધિ થઈ. તેમના ઉપદેશથી બન્ને બાંધવોએ બન્ને જિનાલયોમાં સર્વ મળી ૪૫૦ જિનબિંબોની સ. ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩ ને શનિવારે પ્રતિષ્ઠા કરાવી. એક જિનાલયમા શ્રી શ્રેયાંસનાથ તથા બીજામાં શ્રી મહાવીર પ્રભુની પ્રતિમાઓને મૂલનાયક તરીકે સ્થાપિત કરવામાં આવી. આચાર્યના ઉપદેશથી બન્ને મંત્રીવર્યોએ સ્વામીવાત્સલ્યાદિ કાર્યોમા ઘણુ ધન ખરચ્યુ, તથા ત્યા મનોહર ઉપાશ્રય બંધાવ્યો. એ વર્ષે આચાર્ય ત્યાં જ ચાતુર્માસ રહ્યા.

૧૬૨૪. ચાતુર્માસ બાદ આચાર્યે એમનાં કુટુંબ સહિત સમ્મેતશિખર, પાવાપુરી આદિ જિનેશ્વરોની કલ્યાણકભૂમિની યાત્રા કરી મંત્રીવર્યોએ કલ્યાણક ભૂમિઓનો ઉદ્ધાર કરાવ્યો આવી રીતે તેમણે આચાર્યના ઉપદેશથી સાત લાખ પીરોજીઓ સાતે ક્ષેત્રમા ખરચી.

૧૬૨૫ કલ્યાણસાગરસૂરિ ત્યાંથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા વારાણસી નગરીમાં પધાર્યા. ત્યાં માસકલ્પ રહ્યા અને પોતાના અમૃતસરખા મધુર ઉપદેશથી લોકોના હૃદયમાં આનંદ પમાડવા લાગ્યા. એ અરસામાં આગરામાં કુરપાલ–સોનપાલે બંધાવેલા જિનાલય પર સમ્રાટ જહાંગીર તરફથી આફત આવતાં આચાર્ય તરત આગરા પહોંચ્યા અને સમ્રાટને ચમત્કૃત કરી જિનાલયોને તૂટતાં અટકાવ્યાં.

૧૬૨૬. ત્યાંથી પશ્ચિમ ભારત તરફ વિહરતા આચાર્ય ઉદયપુરમા આવ્યા. સંઘના આગ્રહથી તેઓ સં. ૧૬૭૨ માં ચાતુર્માસ રહ્યા. સંઘે ગુરુના અતિશયો જાણીને શ્રાવણ સુદી ૨ ને દિવસે તેમને યુગ પ્રધાનપદે વિભૂષિત કરી એમનું સવિશેષ બહુમાન કર્યું

૧૬૨૭. ચાતુર્માસ બાદ ગુરુ વિહરતા અમદાવાદ પધાર્યા. ત્યા શ્રી શ્રીમાલી જ્ઞાતીય ખીમજી અને સુપજી નામના બન્ને ગુણવાન બંધુઓએ ગુરુની ઘણી ભક્તિ કરી. સંઘના આગ્રહથી ત્યા સં ૧૬૭૩ મા ચાતુર્માસ રહ્યા એ પછી સં ૧૬૭૪ નુ ચાતુર્માસ વઢવાણમા કર્યું.

૧૬૨૮. તદનંતર આચાર્ય શત્રુંજયની તીર્થયાત્રાર્થે પાલીતાણા પધાર્યા સં ૧૬૭૫ માં વર્ધમાન, પદ્મસિંહ અને રાયસીશાહે પોતાના જિનમંદિરો સંપૂર્ણ થતા અંજનશલાકા કરાવી આચાર્ય પંદર દિવસ પાલીતાણામા રહ્યા ત્રણે શ્રેષ્ઠીઓએ અનુક્રમે શ્રી શાંતિનાથ, શ્રી શ્રેયાંસનાથ અને શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમાને મૂલનાયક તરીકે સ્થાપી. પદ્મસિંહશાહે શત્રુંજય પર સં. ૧૬૭૬ ના ફાગણ સુદી ૨ ને દિવસે દ્વિતીય પ્રતિષ્ઠા પણ કરાવી ત્રણે શ્રેષ્ઠીઓએ આચાર્યના ઉપદેશથી શત્રુંજયગિરિ પર ધર્મકાર્યોમાં અઢળક ધન ખરચ્યું.

૧૬૨૯ રાયસીશાહની વિનતિથી કલ્યાણસાગરસૂરિ નવાનગર પધાર્યા. તેમના ઉપદેશથી રાયસીશાહે ૫૫૧ જિનબિંબોની ત્યા અંજનશલાકા કરાવી. પોતાના પિતા તેજસીશાહે બંધાવેલાં જિનમંદિરની આસપાસ દેવકુલિકાઓ કરાવી તેમાં સં. ૧૬૭૫ ના વૈશાખ સુદી ૮ ને દિવસે જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. એ કાર્યમા તેણે ત્રણ લાખ કોરીનો ખર્ચ કર્યો. એ શુભ પ્રસંગે સ્વામીવાત્સલ્યાદિ કાર્યો ઉપરાંત ઓશવાળ જ્ઞાતિના ઘર દીઠ સાકરથી ભરેલી પિત્તળની થાળીઓની પ્રભાવના કરી વર્ધમાનશાહના ભાઈ ચાપસીશાહે પણ જામનગરમાં જિનમંદિર બંધાવવાનો પ્રારંભ કર્યો, પરંતુ દૈવયોગે તે કાર્ય

સંપૂર્ણ થયું નહી. વર્ધમાનશાહની વિનતિથી આચાર્ય ત્યાં જ ચાતુર્માસ રહ્યા એ પછી વર્ધમાન–પદ્મસિંહશાહે ચાર લાખ કોરીઓ ખરચી ગુરુના ઉપદેશથી શત્રુંજયની યાત્રા કરી સંઘ સાથે ગુરુ જામનગરમાં પુન પધાર્યા. સંઘપતિના આગ્રહથી ગુરુ સં ૧૬૭૬મા ત્યાં ચાતુર્માસ રહ્યા. સં. ૧૬૭૭મા ભૂજમાં ચાતુર્માસ રહ્યા પટ્ટાવલીમાં પાલીતાણા ચોમાસું રહ્યા હોવાનો ઉલ્લેખ છે તે સંશોધનીય છે. ચાતુર્માસ બાદ વર્ધમાનશાહની વિનતિથી તેઓ પુન નવાનગર પધાર્યા. સં ૧૬૭૮ ના વૈશાખ સુદિ ૫ ને શુક્રવારે વર્ધમાનશાહે બંધાવેલા જિનાલયની ૭૨ દેવકુલિકાઓમા આચાર્યના ઉપદેશથી પ્રતિષ્ઠા થઈ. એ પહેલાં સં ૧૬૭૬ ના વૈશાખ સુદી ૩ ને બુધવારે તેમણે એ જિનાલયના મૂલગંભારામાં શ્રી શાંતિનાથજીની સમાન પ્રમાણવાળી ત્રણ પ્રતિમાઓને પ્રતિષ્ઠિત કરી હતી એ જિનાલયમાં બન્ને બાંધવોએ સર્વ મળી ૭૦૦૦૦૦ કોરીનો ખર્ચ કર્યો

૧૬૩૦. કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી વર્ધમાન–પદ્મસિંહ શાહે નવાનગર અને શત્રુંજયના જિનાલયો ઉપરાંત હાલારના છીકારી અને મોડપુરમાં પણ બે શિખરબદ્ધ જિનપ્રાસાદો બંધાવ્યાં, અને મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કાર્યો કર્યા. એ શુભ અવસરે બન્ને બાંધવોએ નવાનગરમાં સર્વ લોકોને મિષ્ઠાન્ન–ભોજન કરાવ્યું. અને નવે નાતોમાં સાકરથી ભરેલા મોટા થાળની પ્રભાવના કરી

૧૬૩૧, નાગડા ગોત્રીય નેણસીશાહે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી નવાનગરમાં ઊંચા શિખરવાળો, ઝરૂખાઓની શ્રેણીથી શોભતો એક ચૌમુખ જિનપ્રાસાદ બંધાવ્યો આચાર્યના ઉપદેશથી તેમાં શ્રી સંભવનાથ પ્રભુની સમપ્રમાણ ચાર પ્રતિમાઓને પ્રતિષ્ઠિત કરી. એ જિનપ્રાસાદનું એક જ દ્વાર કરીને નેણસીશાહે તેમના બંધુ રાજસીશાહે બંધાવેલા જિનપ્રાસાદમાં મેળવી દીધો. આ કાર્યોમાં નેણસીશાહે ૩૦૦૦૦૦ કોરીનો ખર્ચ કર્યો. સં ૧૬૭૮ માં આચાર્ય જામનગરમાં જ ચાતુર્માસ રહ્યા.

૧૬૩૨. એ પછી આચાર્ય કચ્છમાં વિચર્યા અને ત્યાં આ પ્રમાણે ચાતુર્માસ રહ્યા: સં. ૧૬૭૯ મા માંડવી, સં. ૧૬૮૦ મા કોઠારા, બીદડામાં માસક્ષમણ રહ્યા, સં. ૧૬૮૧ મા અંજાર સં. ૧૬૮૦ મા તેઓ ભૂજ પધારેલા ત્યારે મહારાવ ભારમલ્લજીએ તેમનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવેલો. સં. ૧૬૮૨ માં ભદ્રાવતી પધાર્યા. એમના ઉપદેશથી વર્ધમાન–પદ્મસિંહ શાહે પાવાગઢની યાત્રા કરી ત્યાંનો જીર્ણોદ્ધાર કર્યો. તેમની વિનતિથી આચાર્ય એ વર્ષે ભદ્રાવતીમાં ચાતુર્માસ રહ્યા. બન્ને બાંધવો અને તેમની ધર્મપત્નીઓએ મહાર્હ પાષાણોની ચાર પ્રતિમાઓ કરાવી, નવપદજી અને પંચમી પર્વનું ઉજમણું કરી, જૈનાગમો લખાવી અઢળક ધન ખરચ્યું. સાધર્મિકોના ઉદ્ધારમા ૭૦૦૦૦૦ કોરી તથા ભદ્રાવતીના પ્રાચીન જિનાલયના ઉદ્ધારમાં ૧૫૦૦૦૦ કોરી પણ ખરચી. આચાર્યના ઉપદેશથી સમગ્ર ભારતવર્ષના પ્રસિદ્ધ જૈન તીર્થોની બન્ને બાંધવોએ કુટુંબ સહિત યાત્રા કરી અને તેમના જીર્ણોદ્ધારમા છૂટે હાથે ધન વાપર્યું આ મહાદાનેશ્વરી મંત્રીવર્યોનાં સુકૃત્યો વિશે પાછળથી સવિસ્તર જોઈશું.

૧૬૩૩. એ પછી આચાર્યે આ પ્રમાણે કચ્છમાં ચાતુર્માસ કર્યાં. સં. ૧૬૮૩ માં મુદ્રા, સં. ૧૬૮૪ મા વાગડના આધોઈ, સં. ૧૬૮૫ મા ભદ્રાવતી, એ વર્ષમાં અમરસાગરજીને આચાર્યપદ–સ્થિત કરવામાં આવ્યા આચાર્યના ઉપદેશથી વર્ધમાન–પદ્મસિંહ શાહે સાધર્મિકોના ઉદ્ધાર આદિ કાર્યોમાં ૨૦૦૦૦૦ કોરી ખરચી સં. ૧૬૮૬ માં વિસલનગર, સં. ૧૬૮૭ માં કોડાઈ અને સં. ૧૬૮૮ માં પુન. ભદ્રાવતીમા ચાતુર્માસ રહ્યા, એ વર્ષમાં વર્ધમાનશાહનું મૃત્યુ થયું. એ પછી ભદ્રાવતી કુદરતી કોપથી ઉજ્જડ થઈ.

૧૬૩૪. સં. ૧૬૮૯ માં આચાર્ય પાલણપુર ચાતુર્માસ રહ્યા. ત્યાં ભસલ ગોત્રીય શુભચંદ્ર નામના શ્રાવકે પોતાની સ્ત્રી વીજલદે સહિત તેમના ઉપદેશથી શ્રાવકના બાર વ્રત અંગીકાર કર્યાં, શ્રી પાર્શ્વનાથ

પ્રભુની પ્રતિમા ભરાવી. અને જૈનાગમો લખાવી આચાર્યને અર્પણ કર્યાં. વળી તેમણે સ્વામીવાત્સલ્યાદિ કાર્યો પણ કર્યાં.

૧૬૩૫. સં. ૧૬૯૦ માં આચાર્ય અમદાવાદ ચાતુર્માસ રહ્યા. ત્યા વડેરા ગોત્રીય પારિખ લીલાધર નામના શ્રાવકે તેમના ઉપદેશથી શ્રી મહાવીર પ્રભુની સુવર્ણમય પ્રતિમા ભરાવી, જયશેખરસૂરિ કૃત કલ્પસૂત્રસુખાવબોધ વિવરણની એક પ્રત સ્વર્ણાક્ષરે લખાવી તથા મેરુતુંગસૂરિ કૃત પટ્ટાવલી લખાવી આચાર્યને વહોરાવી. આચાર્યે ભગવતીસૂત્ર વ્યાખ્યાનમાં સંભળાવ્યુ.

૧૬૩૬. વર્ધમાનશાહના નાના પુત્ર જગડુશાહની વિનતિથી ભૂજ જતા માર્ગમા ગોસલ ગોત્રીય દેરાજના આગ્રહથી આચાર્ય માલીઆ ગામમાં માસક્ષમણ રહ્યા. દેરાજે આચાર્યના ઉપદેશથી ચોથું વ્રત અંગીકાર કરી સ્વામીવાત્સલ્યાદિ ધર્મકાર્યો કર્યાં. એ પછી જગડુશાહની વિનતિથી સં. ૧૬૯૧ માં આચાર્ય ભૂજ ચાતુર્માસ રહ્યા, અને ત્યા અમરસાગરસૂરિએ શ્રાવણ સુદી ૭ ને દિવસે 'વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠી-ચરિત્ર' નામની સંસ્કૃત પદ્યકૃતિ પૂર્ણ કરી.

૧૬૩૭. એ પછી ગાલ્હાગોત્રીય માઉણ શ્રેષ્ઠીના આગ્રહથી આચાર્ય ખાખરમાં સં. ૧૬૯૨ માં ચાતુર્માસ રહ્યા. માઉણે તેમના ઉપદેશથી ૧૦૦૦૦ કોરી ઉજમણાદિ ધર્મકાર્યોમાં ખરચી. તેણે ઠાણાંગસૂત્રની પ્રત લખાવી ગુરુને વહોરાવી. તેની પત્ની ખીમાદેએ ગુરુના મુખથી શ્રાવક દ્વાદશવ્રત ગ્રહણ કર્યાં.

૧૬૩૮. સં. ૧૬૯૩ માં વડેરાગોત્રીય સંઘવી માલસીના આગ્રહથી આચાર્ય મુદરામાં ચાતુર્માસ રહ્યા. માલસીએ તેમના ઉપદેશથી ૩૦૦૦૦ કોરી ખરચી શ્રી ધર્મનાથ પ્રભુની સુવર્ણમય પ્રતિમા ભરાવી, પોતાની પત્ની રાજલદે સહિત ચોથું વ્રત અંગીકાર કર્યું તથા આગમો લખાવી ગુરુને વહોરાવ્યાં.

૧૬૩૯. સં. ૧૬૯૪ માં પદ્મસિંહશાહની વિનતિથી આચાર્ય માંડવીમાં ચાતુર્માસ રહ્યા. પં. સુંદરસાગરજીએ શ્રેષ્ઠીને અમરસાગરસૂરિ વિરચિત એમનું ચરિત્ર ભાષાંતર સહિત સમજાવ્યું, જે સાંભળી પદ્મસિંહશાહ પ્રસન્ન થયા. પોષ સુદી ૧૦ ને દિવસે શુભ ધ્યાનપૂર્વક શ્રેષ્ઠીવર્ય દિવંગત થયા. ત્યાં મીઠડીઆ ગોત્રીય માણિક્યચંદ્રે આચાર્યના ઉપદેશથી શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા ભરાવી.

૧૬૪૦. સં. ૧૬૯૫ માં આચાર્ય રાધનપુર ચાતુર્માસ રહ્યા. ત્યા તેમના ઉપદેશથી કોઠારી ઉજમસીએ સંઘ સહિત તારંગાજીની યાત્રા કરી. તથા જયકીર્તિસૂરિકૃત ઉત્તરાધ્યયનસૂત્રની ટીકાની પ્રત લખાવીને ગુરુને વહોરાવી. આચાર્ય ત્યાંથી આબૂ તથા ત્યાંની પંચતીર્થીની યાત્રા કરી તથા ઋષભદાસ નામના શ્રાવકની વિનતિથી સાદરીમાં માસકલ્પ રહ્યા.

૧૬૪૧. સં. ૧૬૯૬ માં સ્યાલગોત્રીય ઈશ્વરની વિનતિથી ખેરવામાં ચાતુર્માસ રહ્યા. ઈશ્વરે આચાર્યના ઉપદેશથી શ્રી સુમતિનાથ પ્રભુની પ્રતિમા ભરાવી તથા ગોડીજીની સંઘ સહિત યાત્રા કરી, જ્યાં આચાર્યે એક હજાર નામવાળી સ્તુતિ રચીને શ્રી પાર્શ્વપ્રભુની સ્તવના કરી.

૧૬૪૨. સં. ૧૬૯૭ માં ઓશિયાનગરીમાં તીર્થયાત્રા કરી આચાર્ય બીકાનેર નગરમા ચાતુર્માસ રહ્યા. ત્યાં સાગરમલ્લ શ્રેષ્ઠીએ તેમની ઘણી ભક્તિ કરી, ખેમસાગરજીની દીક્ષા થઈ. સાગરમલ્લ પ્રમુખ શ્રાવકો સહિત ગુરુએ જેસલમેરની યાત્રા કરી. જેસલમેરના લાલણગોત્રીય સ્વરૂપચંદ્ર નામના ધનવાન શ્રાવકે ગુરુની ઘણી ભક્તિ કરી. ત્યાંના સંઘના આગ્રહથી આચાર્ય સં. ૧૬૯૮ માં જેસલમેર ચાતુર્માસ રહ્યા. સ્વરૂપચંદ્રે આચાર્યના ઉપદેશથી સંઘ સહિત લોદ્રપુર તીર્થની યાત્રા કરી.

૧૬૪૩. સં. ૧૬૯૯ માં આચાર્ય નગરપારકરના જેસાજીના વંશજ લાલણ જેમલના આગ્રહથી ચાતુર્માસ રહ્યા. તેમના ઉપદેશથી જેમલે શ્રી શાંતિનાથજીની પ્રતિમા ભરાવી, ગાંધી ગોત્રીય તિલાજીએ ૨૫૦૦૦ પીરોજી ખરચી પુસ્તક ભંડાર સ્થાપ્યો ત્યાંથી વિહાર કરી આચાર્ય ઝાલોરમાં પધાર્યા.

૧૬૪૪. ઝાલોરમાં ચંડીસર ગોત્રીય સેલોત જેગા નામના મંત્રીએ મહોત્સવપૂર્વક આચાર્યનો નગરપ્રવેશ કરાવ્યો અને ઘણી ભક્તિ કરી આચાર્યે ત્યાં મંત્ર પ્રભાવથી મહામારી રોગને દૂર કર્યો, જેથી જિનશાસનનો ઘણો ઉદ્યોત થયો અને અન્ય દર્શનીઓએ પણ ગુરુના ઉપદેશથી સમ્યક્ત્વ સ્વીકાર્યું. સ. ૧૭૦૦ માં આચાર્ય ઝાલોરમાં ચાતુર્માસ રહ્યા

૧૬૪૫. સ. ૧૭૦૧ માં આચાર્ય જોધપુરમાં ચાતુર્માસ રહ્યા ત્યાં કટારીઆ ગોત્રીય બાગમલ્લજીએ ગુરુની ઘણી ભક્તિ કરી, જૈનાગમો તથા સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતો લખાવી આચાર્યને વહોરાવી. બાગમલ્લજી આચાર્ય સાથે ધુલેવાનગરમાં આવ્યા ત્યાં શ્રી ઋષભનાથપ્રભુની યાત્રા કરી, સર્વ પરિગ્રહ ત્યજી પ્રવ્રજ્યા અંગીકાર કરી ગુરુએ તેમનું સમયસાગર અભિધાન રાખ્યું

૧૬૪૬. સ. ૧૭૦૨ માં કલ્યાણસાગરસૂરિ ઉદયપુરમાં ચાતુર્માસ રહ્યા. ત્યાં બોહડગોત્રીય ગંભીરમલજી નામના શ્રાવકવર્યે તેમની ઘણી ભક્તિ કરી, સાધર્મિક ઉદ્ધારના કાર્યો કર્યા.

૧૬૪૭ સ. ૧૭૦૩ માં આચાર્ય જેટાણામાં ચાતુર્માસ રહ્યા ત્યાં પ્રાગ્વંશીય મણોરસી નામના શ્રાવકવર્યે ઘણું ધન ખરચી તેમની ભક્તિ કરી. આચાર્યના ઉપદેશથી તેણે સાતસો માણસોના સંઘ સહિત શત્રુંજયની યાત્રા કરી અને ઘણું ધન ધર્મકાર્યોમાં ખરચ્યું.

૧૬૪૮. સ. ૧૭૦૪ માં આચાર્ય માંડલમાં ચાતુર્માસ રહ્યા. ત્યાં મહોતા ગોત્રીય ઉજમસી પ્રભૃતિ અંચલગચ્છીય શ્રાવકોએ તેમની ઘણી ભક્તિ કરી. ત્યાથી ગ્રામાનુગ્રામ વિચારતા તેઓ ખંભાત પધાર્યા. ત્યાંના સંઘે તેમનું ઉમળકાભેર સ્વાગત કર્યું. મીઠડિયા ગોત્રીય અભેચંદના આગ્રહથી સ. ૧૭૦૫ માં ત્યાં જ ચાતુર્માસ રહ્યા.

૧૬૪૯. સં. ૧૭૦૬ માં સુરતમાં મીઠડિયા ગોત્રીય નેમચંદ્ર નામના ધનવાન શ્રેષ્ઠીએ ઘણું ધન ખરચીને તેમની ભક્તિ કરી. તેના આગ્રહથી આચાર્ય ત્યાં જ ચાતુર્માસ રહ્યા. નેમચંદ્રે ગુરુના ઉપદેશથી જૈનગ્રંથો લખાવી અને ભંડાર સ્થાપ્યો, ચોથું વ્રત ગ્રહણ કર્યું અને સ્વામીવાત્સલ્યાદિ ધર્મકાર્યો કર્યા. એ પછી સં ૧૭૦૭ માં નવસારીમા ચાતુર્માસ રહ્યા.

૧૬૫૦ સં. ૧૭૦૮ માં જંબુસરમાં ચાતુર્માસ રહ્યા. ત્યાં પ્રાગ્વંશીય સાકરચંદે તેમની ઘણી ભક્તિ કરી આચાર્યના ઉપદેશથી તેણે સંઘ સહિત ભરૂચની યાત્રા કરી. વેજલપુરમાં તેમના ઉપદેશથી લાડવા શ્રીમાલી ઉમેદચંદ્રે ૧૩૦૦૦ મહેમુદી ખરચી શ્રી ચંદ્રપ્રભુની પ્રતિમા ભરાવી. ત્યાથી સં. ૧૭૦૯ માં આચાર્ય ભરૂચમાં ચાતુર્માસ રહ્યા. ત્યાંથી વિહાર કરી આચાર્ય પાવાગઢ યાત્રાર્થે પધાર્યા. ગચ્છાધિષ્ઠાયિકા મહાકાલીદેવીની તેમણે સ્તુતિ કરી

૧૬૫૧. સં ૧૭૧૦ માં ગોધરા, સં. ૧૭૧૧ માં વડનગર તથા સં. ૧૭૧૨ મા પારિખ લીલાધરના આગ્રહથી અમદાવાદમા ચાતુર્માસ રહ્યા. લીલાધરે ૪૦૦ માણસોના સંઘ સહિત શત્રુંજયની યાત્રા કરી. સં. ૧૭૧૩ માં મારવાડના સાદરી નગરમાં અને સં. ૧૭૧૪ મા નાંદલાઈમાં ચાતુર્માસો રહ્યા અને તીર્થયાત્રાઓ કરી. એ પછી પાટણના સંઘની વિનતિથી આચાર્ય પાટણ પધાર્યા અને સંઘના આગ્રહથી સં. ૧૭૧૫ માં ત્યાં ચાતુર્માસ રહ્યા. ત્યાંના ભક્તિવંત સંઘે શ્રી નેમિનાથ પ્રાસાદમાં કલ્યાણસાગરસૂરિની ચરણપાદુકાની સ્થાપના કરી સંઘના અત્યંત આગ્રહથી વૃદ્ધ આચાર્ય ત્યાં દ્વિતીય ચાતુર્માસ રહ્યા. સ.

૧૭૧૬ પછી શારીરિક સ્થિતિ નાજુક હોવા છતાં આચાર્યે કચ્છ તરફ વિહાર કર્યો પાટણના ઘણા શ્રાવકો તેમને ઠેઠ રણ સુધી વળાવવા આવ્યા. રણ ઊતરી ધીમે ધીમે ગ્રામાનુગ્રામ વિહરતા આચાર્ય ભૂજમાં પધાર્યા. ત્યાંના સંઘે મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો જગડુશાહ પ્રભૃતિ શ્રાવકોએ એમની ઘણી ભક્તિ કરી. મહોપાધ્યાય રત્નસાગરજી પણ ત્યાં જ બિરાજમાન હતા, વૃદ્ધાવસ્થામાં પણ પોતાની અમૃત જેવી મધુર વાણીથી સૌને ધર્મ પમાડતા હતા. સં. ૧૭૧૭ માં આચાર્ય ભૂજમાં ચાતુર્માસ રહ્યા. એ એમનું અંતિમ ચાતુર્માસ હતુ

૧૬૫૨. પટ્ટાવલીમાં જણાવાયું છે કે કલ્યાણસાગરસૂરિએ પોતાની નિરંતર સેવા કરનાર, વિનયાદિ ગુણ સમૂહથી શોભતા મહોપાધ્યાય રત્નસાગરજીને તેમણે વિવિધ પ્રકારના કલ્પો તથા મંત્ર આદિ આપ્યાં. અંજાર નગરથી અમરસાગરસૂરિને તેડાવી કેટલીક પાઠસિદ્ધ વિદ્યાઓ આપી. પરંતુ અદૃશ્ય કરનારી વિદ્યા અને આકાશગામીની વિદ્યાના પાદલેપનની વિધિ પાઠમાત્ર જ આપી એટલે કે એ બન્ને વિદ્યાઓને સિદ્ધ કરવાની આમ્નાય આપી નહી. સં ૧૭૧૮ ના વૈશાખ સુદી ૩ ને દિવસે સૂર્યોદય વેળાએ શુભધ્યાન ધરતાં કલ્યાણસાગરસૂરિજી કાળધર્મ પામ્યા. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી તથા ઉદયસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલ કલ્યાણસાગરસૂરિ રાસમાં કલ્યાણસાગરસૂરિના કાળધર્મનો જે દિવસ દર્શાવવામા આવ્યો છે તે શંકિત છે. સ. ૧૭૧૮ ના શ્રાવણ વદિ ૫ ને ગુરુવારે તેમના ઉપદેશથી ધર્મમૂર્તિસૂરિની ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા થઈ હોઈ ને એ દિવસ પછી તેમનો દેહોત્સર્ગ થયો હોય એ વધુ સ્વીકાર્ય છે, જે અંગે પાછળથી વિચારણા કરીશુ.

## શિષ્ય સમુદાય

૧૬૫૩. કલ્યાણસાગરસૂરિનો શિષ્ય પરિવાર ઘણો વિશાળ જણાય છે. પટ્ટાવલીમા ઉલ્લેખ છે કે એમના અગિયાર મહોપાધ્યાયો, જેમાંના પ્રથમ સાતે ધર્મમૂર્તિસૂરિ પાસે દીક્ષા લીધી હતી, પરંતુ વડીદીક્ષા વખતે કલ્યાણસાગરસૂરિના શિષ્યો તરીકે સ્થાપવામાં આવ્યા હતા, તેમનાં નામો આ પ્રમાણે છે : (૧) રત્નસાગર (૨) વિનયસાગર (૩) ઉદયસાગર (૪) દેવસાગર (૫) સૌભાગ્યસાગર (૬) લબ્ધિસાગર (૭) સૂરસાગર (૮) સહજસાગર (૯) કમલસાગર (૧૦) સમયસાગર (૧૧) ચંદ્રસાગર. એ સૌ આચાર્યના હસ્તદીક્ષિત શિષ્યો હશે, કેમકે બીજા પણ અનેક ઉપાધ્યાયોના નામો પણ ઉપલબ્ધ છે. પટ્ટાવલીના ઉલ્લેખ અનુસાર એમના પરિવારમાં સર્વ મળી ૧૧૩ સાધુ અને ૨૨૮ સાધ્વીઓ હના અહીં કેટલાક શ્રમણોનો ઉલ્લેખ પ્રસ્તુત છે.

### વાચક મેરુલાભ અપરનામ મહાવજી

૧૬૫૪. સ. ૧૭૦૫ માં તેઓ વિદ્યમાન હતા. લાભશાખામાં અનેક સાહિત્યકારો થઈ ગયા છે, તે વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું મેરુલાભ એ શાખાના જ હના એમનુ વંશવૃક્ષ આ પ્રમાણે છે—



૧૬૫૫ વા નિત્યલાભ પોતાના ગુરુ અને દાદાગુરુ વિશે 'વિદ્યાસાગરસૂરિ રાસ' માં આ પ્રમાણે વર્ણવે છે

મેરુલાભ વાચકપદ ધારક, શુદ્ધ સિદ્ધાંતી કહાયા;
જ્ઞાન ક્રિયાગુણે પૂરણ ભરિયા, પૂજ્યના માન સવાયા.
શિષ્ય તેહના સહજસુંદર વાચક, શીતલ પ્રકૃતિ સુહાયા;
રાગ દ્વેષ ન મલે કોઈ સાથે, સહુકોને મન ભાયા.

૧૬૫૬. વા મેરુલાભે સં ૧૭૦૫ ના માગશર વદિ ૮ ને ગુરુવારે 'ચંદ્રલેખાસતી રાસ' ૩૦૩ ગૂર્જર પદ્યોમાં રચ્યો. તેની ગ્રંથપ્રશસ્તિમાં કવિ ગચ્છનાયક અને પોતાના ગુરુ વિશે આ પ્રમાણે જણાવે છે·

વિધિપક્ષ ગચ્છિ વિદ્યા વયરાગર, માનઇં જન મહારાઓ;
વાદી ગજ ઘટ સિંહ વદીતો, કલ્યાન સૂરીશ કહાઓ
વાચક જાસ આજ્ઞાઇં વિરાજઈ, વિનયલાભ વરરાઓ;
વદતિ તાસ સીસ દો બાંધવ, મેરુ પદમ મન ભાઓ.

એ રાસની પ્રત કવિએ ઈલમપુરમાં રહીને લખી જુઓ–જૈ ગૂ ક. ભા. ૨, પૃ. ૧૭૧–૩. ગ્રંથમાં કવિએ મેરુતુંગસૂરિના પ્રભાવનું વર્ણન પણ આપ્યું છે—

મહિમાનિધિ મેરુતુંગસૂરિ, વિષધર કીય વિમોચ;
વિમલાચલિ વિગતિં વલી, ઊલ્લવીઓ ઉલ્લોચ.

## વાચક ભાવશેખરગણિ

૧૬૫૭. વા. વિજયશેખર અને ભાવશેખર સહાધ્યાયી અને સહચર ગુરુબંધુઓ હતા એમ એમના ગ્રંથો દ્વારા પ્રતીત થાય છે. એમના વિહાર પ્રદેશ વિશે ઉલ્લેખ કરી ગયા છીએ ભાવશેખરે સં. ૧૬૮૩ ના જેઠ સુદી ૧૪ ના દિને નવાનગરમાં 'રૂપસેન ઋષિ રાસ' ની ત્રણ ખંડમાં રચના કરી. કવિ ગ્રંથ–પ્રશસ્તિમાં પોતાના ગુરુબંધુ વિશે આ પ્રમાણે જણાવે છે—'વિજયશેખર માહિજ મિલિઉ, તિણિ કરી જોડિ અભંગ રે,' જુઓ જૈ ગૂ ક. ભા. ૩, પૃ. ૯૯૬–૮

૧૬૫૮. એ બન્નેમાથી વડિલ કોણ હતા એ સ્પષ્ટ રીતે કહી શકાતું નથી. સં. ૧૬૭૨ માં ભાવશેખરનો ઉલ્લેખ પ્રાપ્ત થતો હોઈને કદાચ તેઓ જ્યેષ્ટ હોય. એ વર્ષે તેમણે સૌભાગ્યસૂરિ–શિષ્ય કૃત 'ચંપકમાલા રાસ' ની પ્રત ભૂજનગરમા લખી સં. ૧૬૭૪ ના જેઠ સુદી ૬ ના દિને ભૂજમા રહીને માણિક્યસુંદરસૂરિ કૃત 'ગુણવર્મચરિત્ર' ની પ્રત લખી. સં. ૧૭૦૪ માં તેમણે ભુવનશેખરના પઠનાર્થે 'કાયસ્થિત સ્તવનાવચૂરિ 'ની પ્રત નવાનગરમાં લખી એની પુષ્પિકામાં ભાવશેખરનું વાચક પદ દર્શાવવામા આવ્યુ છે

૧૬૫૯. સં. ૧૭૧૭ ના કાર્તિક સુદી ૧૩ ના દિને અંજારમાં રહીને એમણે 'ઉપદેશચિન્તામણિ સવૃત્તિ' ની પ્રત લખી. સં. ૧૭૨૦ ના મહા સુદી ૫ ને શુક્રવારે સાધ્વી હેમાના શિષ્યા પદ્મલક્ષ્મીના વાચનાર્થે ભૂજમા 'સાધુ વંદના' ની પ્રત લખી. સં. ૧૭૩૦ માં અગરિત ઋષિ કૃત 'રત્નપરીક્ષા સમુચ્ચય' ની પ્રત ઈલમપુરમા લખી, જે વખતે બુદ્ધિશેખરગણિના શિષ્ય રત્નશેખરગણિ પણ ત્યાં સાથે હતા. જુઓ મુનિ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ સંગ્રહ ભા. ૨, ક્રમાંક ૬૪૦૬.

૧૬૬૦. ભાવશેખરગણિએ સં ૧૬૮૧ માં 'ધન્ના મહામુનિ ચુપઈ' ગુર્જર ભાષામાં લખી, જેની

એક પ્રત મુંબઈમાં ભારતીય વિદ્યાભવનના સંગ્રહમાં છે. એમના સમુદાયના સાધુ–સાધ્વીઓ વિશે ઉલ્લેખો મળે છે. બુદ્ધિશેખર, રત્નશેખર શિ. લક્ષ્મીશેખર વિશે પાછળથી ઉલ્લેખ કરીશું.

**વાચક વિજયશેખરગણિ**

૧૬૬૧. શેખરશાખામાં ખ્યાતનામ સાહિત્યકારો થઈ ગયા છે, તેમાં આ કવિની ગણના પણ થઈ શકે. તેઓ 'ચંદરાજા ચોપઈ'માં જ પોતાને વિશે જણાવે છે—'તસ સાનધિથી હું લહું, કવિજનમાંહિ માન.' આ સ્વતસિદ્ધ ઉલ્લેખ દ્વારા એમની સાહિત્યકાર તરીકેની પ્રતિભા વિશે જાણી શકાય છે. તેમની ગુરુ–પરંપરા આ પ્રમાણે છે : વેલરાજ—લાભશેખર—કમલશેખર—સત્યશેખર—વિવેકશેખર—વિજયશેખર.

૧૬૬૨. સ. ૧૬૮૧ ના જ્યેષ્ઠ માસના રવિવારે તેમણે વૈરાટપુરમાં રહીને 'કયવન્ના રાસ'ની સોળ ઢાલમા રચના કરી. ગ્રંથપ્રશસ્તિમાં કવિ ખભાતના શ્રેષ્ઠી નાગજી વિશે ઉલ્લેખ કરે છે. જુઓ જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૧૦૦૪. એજ વર્ષના આસો સુદીમાં 'સુદર્શન રાસ'ની રચના કરી. ગ્રંથપ્રશસ્તિમાં કવિ પોતાના સહચર ગુરુબંધુ ભાવશેખરનો ઉલ્લેખ કરે છે. સં. ૧૬૮૯ ના પોષ સુદી ૧૩ ને શુક્રવારે નવાનગરમાં ૩૭૫ ગાથામાં 'ચંદ્રલેખા ચોપઈ' ની રચના કરી. સં. ૧૬૯૨ ના ભાદરવા વદિ ૭ ને રવિવારે રાજનગરમાં કવિએ આત્મપ્રતિબોધ પર 'ત્રણ મિત્ર કથા ચોપાઇ' રચી, જેની પ્રશસ્તિમાં ત્યાંના શ્રેષ્ઠીવર્ય પાસવીરનો ઉલ્લેખ તથા ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિનું 'જંગમ યુગ પ્રધાન'નું બિરુદ દર્શાવવામાં આવ્યું છે. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૦૨૬–૭.

૧૬૬૩. સ. ૧૬૯૪ ના કાર્તિક વદિ ૧૧ ને ગુરૂવારે ભિન્નમાલથી ઉત્તર દિશામાં સોળ કોશ દૂર મોર નામના સ્થાનમાં ગુરુ વિવેકશેખર અને ગુરુબંધુ ભાવશેખરના સાન્નિધ્યમાં રહીને 'ચંદરાજા ચોપઈ' નવ ખંડમાં રચી ગ્રંથપ્રશસ્તિ દ્વારા કવિ વાચકપદ ધારક હતા તેમ જણાય છે. સં. ૧૭૧૭ ના વસંત-માસમાં વદિ ૯ ના દિને ભિન્નમાલમાં રહીને 'ઋષિદત્તા રાસ'ની ત્રણ ખંડમાં રચના કરી. પ્રાચીન ગ્રંથના આધારે એ ગ્રંથ લખાયો એમ કવિ પ્રશસ્તિમાં જણાવે છે. વિજયશેખરે 'ગૌતમસ્વામી લઘુ રાસ' તથા 'જ્ઞાતાસૂત્ર બાલાવબોધ' લખ્યાં. એ બાલાવબોધની ૩૮૧ પત્ર—ગ્રંથમાન ૧૬૦૦૦ ની સ. ૧૭૬૬ માં લખાયેલી પ્રત ઉપલબ્ધ છે. જુઓ—જૈ. ગૂ ક. ભા. ૩. પૃ. ૧૧૦૮.

**વા. રાયમલ્લગણિ શિ. મુનિ લાખા**

૧૬૬૪. વા. રાયમલ્લગણિના શિષ્ય મુનિ લાખાએ કલ્યાણસાગરસૂરિની વિદ્યમાનતામાં ખંભાતમાં રહીને સુશ્રાવિકા નારિંગદેવીના વાચનાર્થે 'ગુરુ પટ્ટાવલી' લખી. આ પટ્ટાવલીની વિગતો અત્યંત વિશ્વસ-નીય છે. એની એક પ્રત અગરચંદજી નાહટાના સંગ્રહમાં છે અંચલગચ્છ–પ્રવર્તકથી માંડીને વિદ્યમાન પટ્ટધર સુધીની તવારીખ તેમાં નિબદ્ધ છે, જે ગચ્છના ઇતિહાસ નિરુપણ માટે ઉપયોગી છે.

**ઋષિ ન્યાયમેરુ**

૧૬૬૫. વા. ધન્નામેરુ શિ. વિજયમેરુ શિ. ન્યાયમેરુના વાંચનાર્થે કનકસોમ કૃત 'આર્દ્રકુમાર ધમાલ'ની પ્રત સં. ૧૬૭૮ ના શ્રાવણ વદિ ૧૩ના દિને લખાઈ

**વાચક રત્નસિંહગણિ**

૧૬૬૬. વા. રત્નસિંહગણિને સ. ૧૬૮૪ ના પ્રથમાષાઢ વદિ ૭ ને બુધે રાડદ્રહાનગરમાં ઉત્તરાધ્યયન સૂત્રની પ્રત ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિએ વાંચનાર્થે આપી એમ એ ગ્રંથની પુષ્પિકા દ્વારા જણાય છે.

**ચંદ્રકીર્તિગણિ**

૧૬૬૭ સં. ૧૬૯૨ માં તેમણે 'દંડક સ્તવ'ની પ્રત લખી, જેને શ્રાવિકા કોડિમદેએ પ. વેલાગણિને કંટાલીઆ ગામે વહોરાવી.

### પં. પ્રેમજીગણિ શિષ્ય દેવમૂર્તિ અને ઋષિ દેવજી

૧૬૬૮. પં. પ્રેમજીગણિના શિષ્ય દેવમૂર્તિએ સં ૧૬૯૮ માં વિજયશેખર કૃત 'ચંદરાજા રાસ' (સં. ૧૬૯૪)ની પ્રત ઋષિ દેવજીના વાંચનાર્થે ભૂજનગરમાં લખી.

### ઉપાધ્યાય નયસાગર

૧૬૬૯. મહો. રત્નસાગરજીના શિષ્ય ઉપાધ્યાય નયસાગરે આઠ ઢાલમાં 'ચૈત્યવંદન' તથા ચોવીશી રચ્યાં. ચોવીશીની ગ્રંથપ્રશસ્તિ દ્વારા કવિ ઉપાધ્યાય પદધારક હતા તેમ જણાય છે. જુઓઃ જૈ. ગૂ. ક. ભા. ૧, પૃ. ૫૯૨.

### કીર્તિચંદ્ર તથા ઉભયચંદ્ર

—૧૬૭૦. સં. ૧૬૯૯ ના જેઠ સુદી ૨ ને મંગળવારે ઉગ્રસેનપુરમાં કીર્તિચંદ્રે સિંહકુલકૃત 'મુનિપતિ ચરિત્ર'(સ. ૧૫૫૭)ની પ્રત લખી. સં. ૧૬૯૯ના કાર્તિક વદિ ૬ ને સોમવારે બ્રહ્મવાહનગરમાં સંઘવી ગજાની ભાર્યા ગજમલ્લદેના પઠનાર્થે ઉભયચંદ્રે વાચક મૂલાકૃત 'ગજસુકુમાલ સંધિ'(સં. ૧૬૨૪)ની પ્રત લખી. પ્રત પુષ્પિકામાં તેઓ પોતાની ગુરુપરંપરા આ પ્રમાણે જણાવે છે' કલ્યાણસાગરસૂરિ—વીરચંદ્ર ગણિ—પ. ધનસાગર ગણિ—કીર્તિચંદ્ર—ઉભયચંદ્ર.

### પંડિત ગુણચંદ્ર શિ. વિવેકચંદ્રગણિ

૧૬૭૧. પ. ગુણચંદ્રના શિષ્ય વિવેકચંદ્ર ગણિએ સ. ૧૬૯૭ ના પોષ સુદી ૧૫ ના દિને રાધનપુરમાં રહીને 'સુરપાલ રાસ' રચ્યો. એ ગ્રંથની એક પ્રત કવિએ જાતે લખી. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૦૬૬–૮

### અમીમુનિ

૧૬૭૨. સકલકીર્તિ કૃત 'સુભાષિત શ્લોક–સંગ્રહ'ની પ્રત અમીમુનિએ સં. ૧૭૧૩ માં લખી. જુઓ મુનિ પુણ્યવિજયનો પ્રશસ્તિ સંગ્રહ ભા. ૨, ક્રમાંક ૫૫૬૩.

### પંડિત ગુણવર્દ્ધનગણિ

૧૬૭૩. વા ક્ષમાકીર્તિના શિષ્ય વા. રાજકીર્તિ તથા પં ગુણવર્દ્ધન થયા. એમના શિષ્યો—શ્રુતસાગર, દયાકીર્તિ અને વિજયકીર્તિએ સં. ૧૬૭૬ ના ચૈત્ર વદિ ૧૨ ના દિને પાલીગામમાં હીરકલશ કૃત 'સિંહાસન બત્રીશી' (સ. ૧૬૩૬)ની પ્રત લખી.

### વાચક વીરચંદ્રગણિ શિ. જ્ઞાનસાગર અને સ્થાનસાગર

૧૬૭૪. વા. પુણ્યચંદ્ર શિ. વા. કનકચંદ્ર શિ. વા. વીરચંદ્ર શિ. જ્ઞાનસાગરે સં. ૧૬૭૮ ના આસો સુદી ૯ ને શુક્રવારે મંડલીમાં રહીને 'સિંહાસન દ્વાત્રિંશિકા'ની પ્રત લખી. એમના ગુરુબંધુઓ ધનસાગર અને સ્થાનસાગર થયા.

૧૬૭૫. સ્થાનસાગરે સ. ૧૬૮૫ ના આસો વદિ ૫ ને મંગળવારે ખંભાતમાં રહીને ત્યાંના રાજમાન્ય શ્રેષ્ઠી નાગજીના આગ્રહથી 'અગડદત્ત રાસ' ૩૯ ઢાલમાં રચ્યો. એ ગ્રંથની એક પ્રત કવિએ એજ વર્ષે જેઠ સુદી ૧૩ ને રવિવારે રાધનપુરમા લખી. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૧, પૃ. ૫૨૮.

### લાવણ્યસાગર

૧૬૭૬. સં. ૧૬૭૯ ના ભાદરવા સુદી ૯ ને ગુરુવારે ઉત્તરાધ્યયન સૂત્રની એક પ્રત લાવણ્યસાગરના વાંચનાર્થે, પાટણના વીસલશીય શ્રાવક હીરજીએ લખાવીને ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિને વહોરાવી.

### સુખસાગરગણિ

૧૬૭૭. સં. ૧૭૦૪ના આસો સુદી ૬ને શુક્રવારે વા. દેવસાગરજીના શિષ્ય સુખસાગરગણિએ પ. ઉત્તમચંદ્રગણિના શિષ્ય વિજયચંદ્રગણિના પઠનાર્થે જિનરાજસૂરિ કૃત 'શાલિભદ્ર રાસ' (સં. ૧૬૭૮)ની પ્રત લખી. વિજયચંદ્રના શિષ્ય ઉદયચંદ્ર પણ ગ્રંથકાર હતા.

### ઉપાધ્યાય વિદ્યાસાગર

૧૬૭૮. સં. ૧૬૬૫ અને ૬૭ના એમના પ્રતિષ્ઠાલેખો ઉપલબ્ધ છે, તે દ્વારા જાણી શકાય છે કે સં. ૧૬૬૭ના શ્રાવણ સુદી ૨ ને બુધે ખંભાતમાં ચાતુર્માસ હતા ત્યારે ત્યાંના શ્રીશ્રીમાલ જ્ઞાતીય સોની જીવંદ, ભાર્યા વિજલદેના પુત્રો જીવરાજ, સંઘજી અને દેવકરણે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી ચોવીશીપટ્ટ કરાવ્યો હતો તેની પ્રતિષ્ઠા એમની નિશ્રામા થઈ. વા. દેવસાગરે ઐતિહાસિક પત્ર લખ્યો છે તેમાં સોની જીવરાજ, સંઘજી અને સુરજીનો ઉલ્લેખ છે.

૧૬૭૯. સં. ૧૬૬૫ના પ્રતિષ્ઠા લેખમાં વિદ્યાસાગરની શિષ્યપરંપરા આ પ્રમાણે જણાવી છે: ઉપા. વિદ્યાસાગર ગણિ—વા. વિદ્યાશીલ ગણિ—વા. વિવેકમેરુગણિ—પં. મુનિશીલ ગણિ. જુઓ: 'અંચલગચ્છીય લેખ સંગ્રહ', લેખાંક ૨૮૪–૫.

### મુનિ ક્ષમાશેખર

૧૬૮૦. વા. સુમતિશેખર શિ. વા. સૌભાગ્યશેખર શિ. પ. માણિક્યશેખર, સકલશેખર અને ક્ષમાશેખરે સં. ૧૬૮૩ના આસો સુદી ૬ ને શનિવારે બુરહાનપુરમાં પાદશાહ સલેમશાહ–જહાંગીરના રાજ્યમાં 'ઉપદેશમાલા બાલાવબોધ'ની પ્રત લખી.

### પં. પુણ્યમંદિર શિ. ઉદયમંદિર

૧૬૮૧. પં. પુણ્યમંદિરના શિષ્ય ઉદયમંદિરે સં. ૧૬૭૫ના કાર્તિક સુદી ૧૩ ને સોમે સેરવાટપુરમાં 'ધ્વજભુજંગ આખ્યાન' નામક પદ્યકૃતિ રચી. જુઓ જૈ. ગૂ. ક.

### પં. વિજયમૂર્તિ ગણિ

૧૬૮૨. મહોપાધ્યાય હેમમૂર્તિગણિના શિષ્ય પં. વિજયમૂર્તિ ગણિએ શત્રુંજયગિરિ પરના જિનાલયની સં. ૧૬૮૩ની શિલા પ્રશસ્તિ લખી હતી. જુઓ અં. લેખસંગ્રહ લેખાંક ૩૧૫

### ઋષિ કીકા

૧૬૮૩. મહો. વિનયસાગરજીના શિષ્ય ઋષિ કીકાએ ભર્તૃહરિત્રિશતી ટિપ્પણિની પ્રત સં. ૧૬૯૫માં ધવલક્ક નગરમાં રહીને લખી. જુઓ મુનિ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ–સંગ્રહ, ભા. ૨, ક્રમાંક ૫૧૩૭. ભર્તૃહરિએ નીતિશતક, શૃંગારશતક અને વૈરાગ્યશતક રચ્યા હોવાનું મનાય છે. આ ત્રણ શતકને શતકત્રય કે ત્રિશતી કહેવામાં આવે છે. ત્રિશતી જૈનોમાં ખૂબ પ્રિય હશે એમ લાગે છે. એના અનુકરણરૂપે સોમશતક, ધનદત્રિશતી, પદ્માનંદશતક આદિ શતક રચાયાનું અનુમનાય છે, તેમજ આ ગ્રંથો પર અનેક ટીકાઓ પણ થઈ છે. પુણ્યરત્નસૂરિ કૃત 'નેમિરાસ–યાદવરાસ'ની પ્રત મુનિ કીકાએ સં. ૧૬૯૭ના ચૈત્ર સુદી ૯ ને દિવસે ખંભાતમાં રહીને રચી. જૈ. ગૂ. ક. ભા. ૧. પૃ. ૨૪૪

### મતિચંદ્ર

૧૬૮૪. અંચલગચ્છીય શ્રમણ મતિચંદ્રે દેવેન્દ્રસૂરિકૃત 'શતક' નામના કર્મગ્રંથ પર બાલાવબોધ

રચ્યુ. જુઓ મિત્ર, નોટિશીઝ વૉ. ૮, પૃ. ૯૧; વૉ ૧૦, પૃ. ૧૪૯ આ ગ્રંથની એક પ્રત અમદાવાદના ડેલાના ભંડારમાં સુરક્ષિત છે

### ઋષિ મંગલ

૧૬૮૫. સં ૧૬૭૦ ના જેઠ વદિ ૧૪ ને સોમવારે પ. રૂડાએ કવિ દેપાલ કૃત 'ચંદનબાલા ચરિત્ર'ની પ્રત નવાનગરમાં ઋષિ મંગલના વાંચનાર્થે લખી

### મુનિ ચીકા

૧૬૮૬. મનજી શિ. વિમલસાગર અને ઉદયસાગરે ગુણસૌભાગ્યસૂરિકૃત 'શૃંગારમંજરી–શીલવતી ચરિત્ર' (સં. ૧૬૧૪)ની પ્રત સં. ૧૬૭૪ ના ફાગણ સુદી ૧૧ ને શુક્રવારે દીવબંદરમાં મુનિ ચીકાના પઠનાર્થે લખી

### હેમસાગર

૧૬૮૭ હેમસાગરે સં. ૧૭૦૬ ના ભાદરવા સુદી ૬ ને દિવસે બુરાનપુરમાં રહીને 'મદન યુદ્ધ' નામની પદ્ય–કૃતિની રચના કરી છે. અંબાલાલ પ્રેમચંદ શાહે આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથમાં આ કૃતિ સંપાદિત કરી છે. 'મદન યુદ્ધ'નો રચના કાલ ગ્રંથમાં 'સતર છીડોત્તરે' આપેલ હોઈને સંપાદક સં. ૧૭૭૬ સમજ્યા છે. પરંતુ વાસ્તવમાં એ સં. ૧૭૦૬ જ છે. કવિ કલ્યાણસાગરસૂરિના શિષ્ય હતા અને આ રચનામાં એમણે મદનને જીત્યો એવું વર્ણન છે એટલું જ નહીં અંતના 'વિરાજે' શબ્દથી પણ એમની વિદ્યમાનતામાં જ ગ્રંથ રચવામાં આવેલ છે એ વાત સ્પષ્ટ છે. કલ્યાણસાગરસૂરિનો સ્વર્ગવાસ સં. ૧૭૧૮ માં થયો હોઈને સં. ૧૭૭૬ સમજવું સર્વથા અસંગત છે

૧૬૮૮. પ. અંબાલાલે હેમ કવિ કૃત મેદપાટ દેશાધિપતિ પ્રશસ્તિ વર્ણનને સંપાદિત કરી 'બુદ્ધિ પ્રકાશ' વર્ષ ૮૯, અંક ૨ માં પ્રકાશિત કરેલ છે એના કર્તાને 'મદન યુદ્ધ'ના રચયિતા હેમથી અભિન્ન હોવાની એમણે સંભાવના કરી છે. હેમ નામના કવિઓ અન્ય ગચ્છમાં પણ થઈ ગયા છે. (૧) ખરતરગચ્છીય ઉપા લક્ષ્મીવલ્લભ છે જેમનું ગૃહસ્થાવસ્થાનું નામ હેમરાજ હતું. (૨) જોધપુરના મહારાજા ગજસિંહના સંબંધમાં ગુણ–રૂપક તથા ગુણભાષા ચિત્ર ગ્રન્થ રચનાર એક બીજા હેમ કવિનો ઉલ્લેખ મારવાડ રાજ્યના ઇતિહાસમાં મહો વિશ્વેશ્વરનાથ રેઊને કરેલ છે.

૧૬૮૯. ભાવનગરના સંઘના ભંડારની પ્રત અંચલગચ્છીય ધર્મસાગર શિ હેમસાગર શિ લાલજીએ સં. ૧૭૩૮ માં લખી એવો પુષ્પિકામાં ઉલ્લેખ છે. પુષ્પિકામાં કહેલા હેમસાગર એ જ આ ગ્રંથકર્તા સંભવે છે. મોહનલાલ દલીચંદ દેશાઈ ધર્મસાગર અને હેમસાગરને સૂરિ કહે છે તે વિચારણીય છે. જુઓ જૈ. ગૂ ક. ભા. ૨, પૃ ૭૭૬

૧૬૯૦. હેમસાગરે સં. ૧૭૦૬ ના ભાદરવા વદિ ૯ માં હંસપુરીમાં રહીને ૧૯૪ શ્લોક પરિમાણની 'છંદ માલિકા' નામની પદ્યકૃતિ રચી છે.

૧૬૯૧. અહીં એક જરૂરી વાતનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે. ઉપર્યુક્ત 'છંદ માલિકા' ગ્રંથની રચના સં. ૧૭૦૬ ના ભાદરવા વદિ ૯ ના દિને સુરત નજીકના હંસપુરનામના સ્થાનમાં થઈ છે, જ્યારે 'મદન યુદ્ધની' રચના એજ વર્ષ અને એજ માસની સુદી ૬ મા બુરાનપુરમાં રહીને કવિએ કરી છે. આમાં એક વિરોધ નજરમાં આવે છે, કેમકે ભાદરવા વદિ ૯ પછી પર્યુષણ પર્વ આવી જાય છે. એના આઠ દિવસોમાં 'મદન યુદ્ધ' જેવા ગ્રંથની રચના ચાલુ રાખવાનો સંભવ ઓછો છે.

કદાચિત એમ માની પણ લઈએ તો સ્થાન મળવું તો અસંભવિત જ છે. ક્યાં સુરતની પાસેનું હંસપુર અને ક્યાં બુરાનપુર ? ચોમાસામાં અને ખાસ કરીને પર્યુષણમાં વિહાર પણ સંભવિત નથી. **मदनयुद्धके रचयिता हेमकविका समय** એ નામના લેખમાં અગરચંદજી નાહટાએ આ મુદ્દા પર સુંદર પ્રકાશ પાડેલ છે. એમના વક્તવ્ય માટે જુઓ જૈ. સ. પ્ર. વર્ષ ૧૪, અંક ૮–૯. નાહટાજી જણાવે છે કે આ સંબંધમાં બે કલ્પના કરી શકાય છે. (૧) બુરાનપુર હંસપુરનું જ અપર નામ હોય અથવા તો તદ્દન નજીકના જ કોઈ સ્થાનનું નામ બુરાનપુર હોય જ્યાં ધર્મારાધન કરાવવાને માટે જવું સંભવિત હોય. (૨) કાર્તિકાદિ ગુજરાતી અને ચૈત્રાદિ મારવાડી સંવતનું અંતર. બીજી જ કલ્પના સંગત–પ્રતીત થાય છે. બુરાનપુરમાં સંભવતઃ ચૈત્રાદિ સંવતનો પ્રચાર હોય અને સુરત તો ગુજરાતવર્તી હોવાથી ત્યાં કાર્તિકાદિ સંવત હોવાથી ચૈત્રાદિ ૧૭૦૭ હોવા છતાં પણ ગુજરાત પ્રચલિત ૧૭૦૬ નો જ નિર્દેશ કરવામાં આવ્યો છે.

૧૬૯૨. 'છંદ માલિકા'ની પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે કે શાહ કૂઆ જે લઘુ સાજનિક હતા અને હંસપુરમાં વસતા હતા, તેમણે ત્યાં અનેક સાધુઓને ચોમાસા કરાવ્યાં હતાં. કલ્યાણસાગરસૂરિને પણ ચોમાસું કરાવ્યાનો તેમાં સ્પષ્ટ નિર્દેશ છે એ શ્રાવકના પ્રબોધ માટે ૮૭ છંદની માળા જેવા 'છંદ માલિકા' ગ્રંથને શ્રી શાંતિનાથ ભગવાનના પ્રસાદથી લખ્યો.

## ઉ. ઉદયરાજ શિ. હર્ષરત્ન શિ. સુમતિહર્ષ ગણિ

૧૬૯૩. ઉપા. ઉદયરાજગણિ શિ. હર્ષરત્નગણિ શિ. સુમતિહર્ષ ગણિ સં. ૧૬૭૮ માં વિદ્યમાન હતા. તેમણે એ વર્ષમાં જૈનેતર કવિ ભાસ્કરાચાર્ય (સં. ૧૨૪૦) રચિત 'કરણ કુતૂહલ' નામના જ્યોતિષગ્રંથ ઉપર ચૌલુક્યવંશના હેમાદ્રિના રાજ્યમાં 'ગણકકુમુદ કૌમુદી' નામની ટીકા રચી છે. જુઓ બેન્ડલ કૃત લંડનનાં બ્રિટીશ મ્યુઝિયમના સંગ્રહનું સંસ્કૃત હસ્તપ્રત વિષયક સૂચિપત્ર, સને ૧૯૦૨, ક્રમાંક ૪૫૧

૧૬૯૪. સુમતિહર્ષે જૈનેતર કવિ શ્રીપતિ કૃત 'જાતકર્મપદ્ધતિ' ઉપર સં. ૧૬૭૩ માં પદ્માવતી પત્તનમાં રહીને ટીકા રચી છે. જુઓ ઉપર્યુક્ત બ્રિટીશ મ્યુઝિયમ, લંડનનું બેન્ડલે તૈયાર કરેલું સૂચિપત્ર, ક્રમાંક ૪૮૯, પૃ. ૨૦૪.

૧૬૯૫. મોહનલાલ દલીચંદ દેશાઈ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પેરા ૮૮૩ માં નોંધે છે કે સુમતિહર્ષે એ જ અરસામાં 'બૃહત્ પર્વમાલા'ની રચના પણ કરી.

૧૬૯૬. સુમતિહર્ષ ગણિએ સં. ૧૬૭૭ માં હરિભદ્ર કૃત 'તાજિકસાર' નામના જ્યોતિષગ્રંથ ઉપર વિષ્ણુદાસના રાજ્યમાં ટીકા રચી. જુઓ બેન્ડલનું ઉપર્યુક્ત બ્રિટીશ મ્યુઝિયમનું સૂચિપત્ર, ક્રમાંક ૫૦૩. મિત્ર નોટિશીઝ વૉ. ૮ પૃ ૨૩૯. પીટર્સનનો રીપોર્ટ ૧, ક્રમાંક ૨૭૨; રીપોર્ટ ૫, ક્રમાંક ૪૮૧, વેલણકરનું ઈન્ડીઆ ઑફિસની સંસ્કૃત હસ્તપ્રતોનું સૂચિપત્ર, ક્રમાંક ૩૦૫૮–૫૯. મોહનલાલ દલીચંદ દેશાઈ 'તાજિકસાર'ના કર્તા હરિભદ્ર હોવાની સંભાવના જૈ. સા. સં ઈ. પેરા ૮૮૩ માં દર્શાવે છે. તાજિકસારના કર્તા હરિભદ્ર હતા. એમણે શક સંવત ૧૧૦૫ નો ઉલ્લેખ કર્યો છે. દીક્ષિતે એમના મરાઠી ગ્રંથ 'પ્રાચીન ખગોળ શાસ્ત્રાચ્યા ઇતિહાસ' પૃ ૪૯૦ માં સૂચવ્યું છે કે આ હરિભદ્ર શક સં. ૧૪૪૫ માં વિદ્યમાન હતા.

૧૬૯૭. અજ્ઞાત કર્તૃક 'હોરામકરન્દ' નામના નિમિત્ત શાસ્ત્રના ગ્રંથ પર સુમતિહર્ષે ટીકા રચી છે. જુઓ 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ,' પ્રો. હીરાલાલ રસીકદાસ કાપડિયા કૃત, પૃ. ૨૯૫.

૧૬૯૮. જ્યોતિષ અને નિમિત્ત શાસ્ત્રના ગણ્યાગાંઠયા વિદ્વાનોમાં સુમતિહર્ષગણિનુ નામ ઉલ્લેખનીય છે. એમના ગ્રંથો પ્રકાશિત થયા ન હોઈને તે લોકભોગ્ય બની શક્યા નથી એ ખરું, પરંતુ જો તેને જન-સુલભ બનાવવામાં આવે તો સુમતિહર્ષગણિની વિદ્વત્તા માટે સહુ કોઈને આદર ઉપજે એ ચોક્કસ છે.

## પં. ભુવનરાજ ગણિના શિષ્ય વા. ધનરાજ

૧૬૯૯. પં. ભુવનરાજ યા ભોજરાજ કે ભોજદેવગણિના શિષ્ય વાચક ધનરાજ ગણિએ જૈનેતર ગ્રંથકાર મહાદેવ કૃત 'મહાદેવ સારણી' (સં. ૧૩૭૪) નામના જ્યોતિષ ગ્રંથ પર મારવાડના પદ્માવતી પત્તનમાં રાઠોડ ગજસિંહ રાજ્યે સં. ૧૬૯૨ માં દીપિકા રચી છે. જુઓ પ્રો. વેલણકર કૃત 'જિન-રત્ન કોશ' પૃ. ૩૦૪ તથા જૈ. સા. સં. ઇતિ. પેરા ૮૮૮. વા. ધનરાજ શિ. હર્ષરાજ શિ. સુભાગ્યરાજે સં. ૧૭૨૭ માં 'ષટ્ પંચાશિકા'ની તથા 'જંબૂ ચરિત્ર'ની પ્રતો લખી, તથા વા. ધનરાજ શિ. વા. હીરાચંદ શિ. વા જિનરાજે સં. ૧૭૬૩ ના ભાદ્રવા સુદી ૯ ને સોમવારે 'વસતરાજ શુકન શાસ્ત્ર'ની પ્રત લખી, જે વિશે પાછળથી વિચારણા કરીશુ.

## વિનયરાજગણિ

૧૭૦૦. વિનયરાજગણિએ રત્નસચય નામનો ગ્રંથ રચ્યો, જેની એક પ્રત કાંતિવિજયજીના ભંડાર, વડોદરામા વિદ્યમાન છે. નં. ૨૭૧.

## ઋષિ જીવરાજ

૧૭૦૧. ક્ષેમકુશલ કૃત 'રૂપસેનકુમાર રાસ'(સં. ૧૬૮૨)ની પ્રત ઋષિ જીવરાજે એ વર્ષમાં લખી હતી એવી નોંધ પ્રત-પુષ્પિકામાંથી મળે છે.

## પં. વિનયશેખર શિ. રવિશેખરગણિ

૧૭૦૨ વા વેલરાજ શિ. વા. લાભશેખર શિ. વા. કમલશેખર શિ વા. સત્યશેખર શિ. વા. વિનયશેખર શિ. રવિશેખર સ ૧૬૮૩ માં વિદ્યમાન હતા. શત્રુંજયગિરિ ઉપર વિમલવસહિના જિનાલયની એ વર્ષની શિલાપ્રશસ્તિમા કહેવામાં આવ્યું છે કે એ પ્રશસ્તિ દેવસાગરજીએ રચી, પં. વિજય-મૂર્તિગણિએ લખી પં વિનયશેખર ગણિના શિષ્ય રવિશેખર ગણિએ લખાવી. મૂળ પ્રશસ્તિ હેત્રી કાઉસેન્સે નોંધી અને ડૉ. બુહ્લરે 'એપીગ્રાફિયા ઈન્ડીકા'ના દ્વિતીય પુસ્તકમાં તેને સંપાદિત કરી. આ ઐતિહાસિક સંસ્કૃત પ્રશસ્તિ અનેક બાબતો પર પ્રકાશ પાડે છે

## મહોપાધ્યાય વિનયસાગરજી

૧૭૦૩ કલ્યાણસાગરસૂરિના શિષ્ય સમુદાયમા મહોપાધ્યાય વિનયસાગરજી પ્રકાંડ વિદ્વાન તરીકે પંકાતા હતા. તેમણે સારસ્વત વ્યાકરણના સૂત્રોને છંદોબદ્ધ કરી તેના પર તેમણે પદ્યમાં ટીકા રચી. આ ટીકા 'વૃદ્ધ ચિન્તામણી' અપર-નામ 'વિદ્વચ્ચિન્તામણી'ના નામથી ઓળખાય છે. સામાન્ય રીતે સારસ્વત વ્યાકરણના કર્તા તરીકે અનુભૂતિ સ્વરૂપાચાર્ય(સં. ૧૩૦૦)નું નામ સૂચવાય છે. વાસ્તવમા તેઓ આ વ્યાકરણની પ્રક્રિયાને સરળ કરનાર છે. સારસ્વત વ્યાકરણના પુરસ્કર્તા તો નરેન્દ્રાચાર્ય છે. અનુભૂતિ સ્વરૂપાચાર્યે તો કોઈકે રચેલા સરસ્વતી સૂત્રોની પ્રક્રિયા રચી છે.

૧૭૦૪. સં. ૧૭૦૨ ના કાર્તિકી પૂર્ણિમાને ગુરુવારે વિનયસાગરજીએ 'અનેકાર્થ નામમાલા' અપરનામ 'અનેકાર્થ રત્નકોશ'ની રચના કરી. ૧૬૯ શ્લોક પરિમાણની આ ગુર્જરપદ્ય કૃતિ ત્રણ અધિકારમાં વિભક્ત છે.

૧૭૦૫. હિંગુલ પ્રકરના કર્તા વિનયસાગર તે કોણ એ નક્કી કરવા માટે પૂરતાં સાધનો નથી. આ ગ્રંથના કર્તા સંભવિત રીતે અંચલગચ્છીય વિનયસાગરજી હતા. એ અરસામાં ખરતરગચ્છમાં પણ આ નામના ગ્રંથકર્તા થઈ ગયા છે. આ બે વિનયસાગરજી ઉપરાંત આ નામના એક ત્રીજા મુનિવર પણ થઈ ગયા છે સં ૧૭૦૦ પહેલાં આ ગ્રંથ ઉપાધ્યાય વિનયસાગરજીએ લખ્યો.

૧૭૦૬. હિંગુલનો અર્થ હિંગલોક થાય છે. આ કૃતિને 'હિંગુલ પ્રકરણ' એવા નામથી હી. હં. લાલનના અનુવાદ સહિત ભીમસી માણેકે સન ૧૯૦૦ માં પ્રકાશિત કરી. એનુ આદ્ય-પદ્ય હાથપોથી લખનારનુ હશે એમ લાગે છે. બીજું પદ્ય 'હિંગુલ'થી શરૂ થાય છે, અને આ કૃતિનો વાસ્તવિક પ્રારંભ આ પદ્યથી જ હશે એમ લાગે છે. જુઓ—

> हिङ्गुलप्रकरोऽय च वालारुणो विचक्षणाः ।
> तर्कयन्तीति यं दृष्टवा पद्मप्रभो मुदेऽस्तु स. ॥

કર્તાએ આ કૃતિ મુખ્યતયા અનુષ્ટુપમાં રચી છે, અને પ્રક્રમોમા વિભક્ત કરી છે. શ્લોક ૧૫ અને ૧૬ માં સૂચવાયા મુજબ આમાં પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મ, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રત્યરતિ, પરાપવાદ, માયા મૃષાવાદ, મિથ્યાત્વશલ્ય એ અઢાર પાપસ્થાનકને અંગે અઢાર પ્રક્રમો તેમજ દ્યુત, માસ, મદિરા, વેસ્યા, આખેટ (શિકાર), ચોરી પરદારાગમન-એ સાત વ્યસન સંબંધી ૭, દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મ પરત્વે ૪, તેમજ જિનેન્દ્રપૂજા, ગુરુભક્તિ અને ઉદ્યમને અંગે એકેક પ્રક્રમ છે. એ પ્રત્યેક પ્રક્રમમાં ચાર-પાંચ પદ્યો છે.

૧૭૦૭. ભોજવ્યાકરણના પ્રણેતા મહો. વિનયસાગરજી છે. એમણે આ પદ્યાત્મક વ્યાકરણ કચ્છના મહારાવ ભારમલ્લના કુવર ભોજરાજની તુષ્ટિ માટે એની વિનતિથી રચ્યું છે. ગ્રથનું નામ એ દૃષ્ટિએ યથાર્થ છે પ્રો. હીરાલાલ ર કાપડિયા જૈ. સં. સા. ઈ. ખં. ૧, પૃ. ૨૭૪મા આ વ્યાકરણ સં. ૧૬૬૫ લગભગમા રચાયુ હોવાનું માને છે, પરંતુ તે વિચારણીય છે ભોજરાજજીનો રા ત્યત્વકાલ સ. ૧૬૮૮ થી સં ૧૭૦૧ સુધીનો હોઈને આ વ્યાકરણ એ સમય દરમિયાન રચાયુ હોવાનુ નિર્ણિત થાય છે. આ ગ્રંથ નિર્ણયસાગર મુદ્રણાલયમાં સ. ૧૯૭૫ માં પ્રકાશિત થયેલ છે ૨૦૨૮ શ્લોક પરિમાણનો આ ગ્રંથ ત્રણ ખંડમાં વિભક્ત છે. પ્રત્યેક ખંડમા અનુક્રમે ૭૦૦, ૧૦૭૮ અને ૨૫૦ પદ્યો છે. એ પૈકી ઘણાં ખરાં અનુષ્ટુપમાં છે

૧૭૦૮. પ્રથમા વૃત્તિનો પ્રારંભ લોકેશને પ્રણામ કરીને કરાયો છે. બીજા પદ્યમાં સરસ્વતીએ સંજ્ઞા સૂત્રો રચ્યા છે એમ કહ્યું છે. ત્રીજા પદ્યની શરુઆત '**अ इ उ ऋ ऌ समाना**'થી કરાઈ છે. આમ આ વ્યાકરણ સારસ્વત વ્યાકરણના સૂત્રોનું પદ્યાત્મક વિવરણ છે એમ પ્રો. કાપડિયા જણાવે છે તે યુક્ત છે. પૃ. ૭૬ ના, શ્લોક ૨૪૪માં કર્તા વર્ણવે છે—'સરોવરમા પદ્મો જેમ ભમતા ભમરાઓની શ્રેણિમાં શોભે છે તેમ અંતર્ભૂત સૂત્રો પદ્યોની શ્રેણિમા શોભે છે' અલબત્ત, કેટલાક પ્રયોગો પાણિનીના વ્યાકરણને આધારે અપાયા છે. પ્રથમા વૃત્તિના અતમાં પ્રશસ્તિ રૂપે બે પદ્યો છે. એમાં ભોજરાજા રાજ્ય કરે છે એવો ઉલ્લેખ છે. આથી આ કૃતિ એ રાજાના રાજ્ય દરમિયાન રચાઈ છે એમ ફલિત થાય છે.

૧૭૦૯. દ્વિતીયા વૃત્તિની શરુઆત શ્રીધરને નમનપૂર્વક કરાઈ છે. ત્યારબાદ ધાતુઓના પ્રત્યયોનો

અધિકાર હાથ ધરાયો છે આમ આ 'ત્યાદિ'ની વૃત્તિ છે આના અંતમાં પણ પ્રથમાવૃત્તિની પેઠે એવા જ પ્રશસ્તિ રૂપે બે પદ્યો અપાયાં છે

૧૭૧૦. તૃતિયા વૃત્તિના પ્રારંભમાં શંભુને નમસ્કાર કરાયો છે. અને અંતમાં પહેલી બે વૃત્તિની જેમ બે પદ્યો પ્રશસ્તિ રૂપે છે. ત્યાર પછી એક વધારાનું આ પદ્ય છે—

अवदात् वो हयग्रीवः कमलाकर ईश्वरः ।
सुरासुरनराकारमधुपापी तपत्कजः ॥ पू० ॥

૧૭૧૧. આ સારસ્વત વ્યાકરણ પ્રત્યે જૈનોની અભિરુચિ સૂચવે છે. આની વિશેષ પ્રતીતિ તો એથી થાય છે કે એના ઉપર વીસેક ટીકાઓ મળે છે. અન્ય ટીકાઓ માટે જુઓ પ્રો. હી ર. કાપડિયા કૃત 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ,' ખંડ ૧. 'ભોજવ્યાકરણ'ની સં. ૧૭૬૩ ની પ્રત મળે છે. જુઓ વેબર નં. ૧૬૩૬, પૃ ૨૦૩–૪.

૧૭૧૨ વા. દેવસાગરે કલ્યાણસાગરસૂરિને સં. ૧૬૭૭ લગભગમા ખંભાતથી ભૂજ લખેલા સંસ્કૃત શ્લોકબદ્ધ પત્રમા વિનયસાગર વિશે આ પ્રમાણે જણાવાયુ છે·

'પાણિનીય આચાર્ય અને પાતંજલિના રચેલાં વ્યાકરણ તથા પદ્યબંધ ભોજ વ્યાકરણશાસ્ત્રને વિશે મહા ઉપયોગી તથા તર્કશાસ્ત્રમા કુશાગ્ર બુદ્ધિવાળા, ઉત્તમ પુરુષોમાં અગ્રેસર અને સ્તુતિપાત્ર ઉપાધ્યાય'. જુઓઃ—

पाणिनीयफणिभाषितादिषु ग्रन्थराशिषु महोपयोगभाक् ।
तर्कतीक्ष्णमतिरूत्तमाग्रणीर्लब्धवर्ण विनयोदधिर्मुनिः ॥ २९ ॥

૧૭૧૩ સોમચંદ ધારસીએ વિનયસાગર કૃત "વસંત" નામક હિંદી પદ્યકૃતિ 'પંચપ્રતિક્રમણ સૂત્રાણિ'માં પ્રકટ કરી છે. આ કૃતિ સંભવિત રીતે આ ગ્રંથકર્તાની હોય. કર્તાએ એ કૃતિમાં ઘણી જગ્યાએ પોતાનું નામ આ પ્રમાણે સૂચવ્યુ છે–'વિનય ભજત પદ અચલ થાનસે', પૃ. ૫૧૪–૮

૧૭૧૪ વિનયસાગરજી વ્યાકરણશાસ્ત્રના પ્રકાંડ વિદ્વાન હતા એમ ઉપર્યુક્ત બાબતોથી પ્રતીત થાય છે ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિએ વિનયસાગરજી માટે 'મિશ્રલિંગકોશ' નામક શબ્દકોશ–ગ્રંથ રચ્યો હતો

## સૌભાગ્યસાગરગણિ

૧૭૧૫. મહો વિનયસાગરજીના શિષ્ય સૌભાગ્યસાગરે જામનગરમાં વર્ધમાન અમરસીએ બંધાવેલા જિનાલયની સં ૧૬૯૭ની શિલા–પ્રશસ્તિ તથા સં. ૧૭૧૯ માં ભૂજમાં 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'ની પ્રત લખી પ્રવર્તક કાંતિવિજયજી દ્વારા પં. લાલનને તેની એક પ્રત મળી એમ મુદ્રિત ગ્રંથની નોંધ દ્વારા જાણી શકાય છે. સૌભાગ્યસાગરજીના ઉપદેશથી અમદાવાદના પારેખ લીલાધરે શત્રુંજયનો તીર્થસંઘ કાઢયો હતો, જેનુ વર્ણન મુનિ સુરજી કૃત 'લીલાધર રાસ' માં છે, તે આ શ્રમણ જ હશે એમ અનુમાન થાય છે

## સોમસાગર

૧૭૧૬. સં. ૧૬૫૩ માં વાગડના આધોઇ નામના ગામમાં મહોતા ગોત્રીય સોમચંદ્રે કલ્યાણસાગર-સૂરિના ઉપદેશથી દીક્ષા અંગીકાર કરી અને તેમનું સોમસાગર નામ રાખી મહો. વિનયસાગરજીના શિષ્ય તરીકે સ્થાપવામા આવ્યા.

### સુંદરસાગર

૧૭૧૭. સં. ૧૬૫૨ માં વણુથલીના શ્રીમાલી જ્ઞાતીય સુંદરજીએ કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી દીક્ષા લીધી. તેમનું સુંદરસાગર નામ રાખવામાં આવ્યું. સં. ૧૬૯૧ માં વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર એમણે માંડવીમાં પદ્મસિંહશાહને સંભળાવ્યું એવો ઉલ્લેખ પટ્ટાવલીમાં છે.

### મુનિ પંડાશ

૧૭૧૮ વા. દેવસાગરના સહચર શિષ્ય મુનિ પંડાશ (પન્યાસ ?) સં. ૧૬૭૭માં ખંભાતમાં ચાતુર્માસ રહેલા અને શ્રાવિકાના ઉપાશ્રયમાં કલ્પસૂત્રની વાચના કરેલી એમ દેવસાગરજીના પત્ર દ્વારા જાણી શકાય છે.

### મુનિ ધનજી

૧૭૧૯. દયાસાગરના શિષ્ય મુનિ ધનજીએ 'સિદ્ધદત્ત રાસ'ની રચના કરી. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૦૯૩–૪.

### પંડિત લલિતસાગર

૧૭૨૦. ગજસાગરસૂરિના શિષ્ય લલિતસાગરે સં. ૧૬૯૯ મા. સુ. ૧૪ ના દિને 'નેમિ રાજર્ષિ ચોપાઈ' રચી, જેની પ્રત જેસલમેરના ભંડારમાં છે, જુઓ જૈ. સ. પ્ર. વર્ષ ૧૧, પૃ. ૧૧૭ માં નાહટાજીનો લેખ. સૌભાગ્યસાગરસૂરિ–શિષ્ય કૃત 'ચંપકમાલા ચરિત્ર' (સં. ૧૫૭૮)ની પ્રત લલિતસાગરે સં. ૧૬૬૭ ના આસો સુદી ૬ ને ગુરુવારે જાંબુ–જંબુસરમાં રહીને લખી. કુશલસંયમ કૃત 'હરિબળ રાસ' (સં. ૧૫૫૫)ની પ્રત ત્યાં એજ વર્ષના આસો સુદી ૧૫ ને સોમે લખી એમના શિષ્યો–માણિક્યસાગર, જયસાગર, મતિસાગર વિગેરે થયા.

### મતિનિધાનગણિ

૧૭૨૧. કલ્યાણસાગરસૂરિના શિષ્ય મતિનિધાને 'પુણ્યપાલ કથાનક'ની પ્રત સં. ૧૬૭૧ માં લખી. જુઓ મુનિ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ સંગ્રહ, ભા ૨. લાવણ્યસમય કૃત 'નેમિનાથ છંદ' (સં. ૧૫૭૬) ની પ્રત પણ મતિનિધાને લખી.

### પંડિત ક્ષમાચંદ્ર શિ. સુમતિચંદ્ર

૧૭૨૨. પં. ક્ષમાચંદ્રના શિષ્ય સુમતિચંદ્રે સં. ૧૬૬૬ના આસો વદિ ૧ ને મંગળવારે નેમિકુંજર કૃત 'ગજસિંહ રાસ' (સં ૧૫૫૬)ની પ્રત લખી.

### પદ્મસાગરગણિ

૧૭૨૩. મહો. રત્નસાગરજીના શિષ્ય પદ્મસાગરે સં. ૧૭૦૪ માં બુરહાનપુરમાં રહીને 'નારચંદ્ર જ્યોતિષ'ની પ્રત લખી. એમના શિષ્ય ધીરસાગર, અને તેમના રિદ્ધિસાગર થયા.

### માણિક્યલાભ

૧૭૨૪. વા. ગજલાભ શિ. વા. જયલાભના શિષ્ય ઋષિ માણિક્યલાભે સં. ૧૭૧૮ ના કાર્તિક સુદી ૧૩ ને ગુરુવારે 'શાંતિનાથ ચરિત્ર'ની પ્રત લખી

### મતિસાગર તથા જયસાગર

૧૭૨૫ ગજસાગરસૂરિના શિષ્ય લલિતસાગરના મતિસાગર તથા જયસાગર નામના શિષ્યો થયા,

જેમણે સં. ૧૬૯૯ ના માગશર વદિ ૪ ને બુધે કુશલલાભ કૃત 'તેજસાર રાસ' (સં. ૧૬૨૪) ની પ્રત લખી.

### હર્ષસાગર

૧૭૨૬. મેરુતુંગસૂરિ સંતતીય, બુધમેરુ, કમલમેરુ, પં. ભીમ અથવા ભાગ્યમૂર્તિ કે ભીમરત્ન શિ. ઉદયસાગરના શિષ્ય હર્ષસાગરજી થયા. ઉદયસાગરજીના અન્ય શિષ્યો દયાસાગર અને દેવનિધાન થયા. હર્ષસાગરજી 'રાજસીસાહ રાસ'ના કર્તા તરીકે આ ગચ્છના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. આ રાસની એક પ્રત શ્રી અનંતનાથ જ્ઞાનભંડાર, મુંબઈની નં ૨૬૨૨ ની પોથીમાં છે, જેના પરથી મોહનલાલ દલીચંદ દેશાઈએ તા. ૨૭-૯-૪૨ ના દિને એ કૃતિ ઉધ્ધૃત કરી. અને એ આધારે ભંવરલાલજી નાહટાએ 'રાજસીસાહ રાસકા સાર' નામક લેખ જૈ. સ. પ્ર. વર્ષ ૧૯, અંક ૭ પૃ. ૧૧૮-૧૨૦-અંક ૮ પૃ. ૧૪૨-૧૪૪ માં પ્રસિદ્ધ કર્યો.

૧૭૨૭. રાજસીરાસની સમાપ્તિ બાદ ઉક્ત પ્રતમાં ચરિત્રનાયકની સીરિઆદે અને રાણાદે નામની બે પત્નીઓનાં સુકૃત્યોનુ વર્ણન પણ પાછળથી જોડી દેવામા આવ્યુ છે. એ પછી હરિયાસાહના વંશજોના ધૃતલંભનિકાદિ વર્ણન કરતો એક રાસ છે, જે અપૂર્ણ રહેલ છે. એ બધા રાસોના કર્તા પણ આ ગ્રંથકાર જ હશે.

૧૭૨૮. ભંવરલાલજી નાહટા આ રાસ વિશે નોંધે છે કે મેઘમુનિકૃત 'સાહ રાજસી રાસ'થી પ્રસ્તુત રાસ વિસ્તીર્ણ છે તેમજ પાછળથી રચાયો છે, એટલે તેમાં વર્ણન કંઈક વિસ્તૃત અને અધિક હોવુ સ્વાભાવિક જ છે. કવિતાની દૃષ્ટિએ પ્રથમ રાસથી આ રાસ નિમ્નકોટિનો છે. કોઈ જગ્યાએ ભાવ સ્પષ્ટ ન થાય ત્યાં લાંબી નામાવલી આવી પડે છે. સાહ રાજસી કારિત નવાનગરના જિનમંદિરના પાયાના સમય અંગે પણ મતભિન્નતા છે પ્રથમ રાસમાં સં. ૧૬૬૮ અક્ષય તૃતીયા અને બીજામાં સં. ૧૬૭૨ અષ્ટમી તિથિના દિને ખાત મૂહૂર્ત થયું હોવાનું લખ્યું છે. પ્રસ્તુત રાસમાં રાજસીના પિતા તેજસી દ્વારા સં. ૧૬૨૪ માં નવાનગરમાં શ્રી શાંતિજિનાલયના નિર્માણનો પણ ઉલ્લેખ છે. રાજસી સાહના મંદિરનું પણ વિસ્તૃત વર્ણન આ રાસમા છે—જેમકે ૯૯ × ૩૫ ગજ તથા ૧૧ સ્તરના નામ તેમજ શિલ્પ-સ્થાપત્યનો પણ સારો પરિચય આપવામાં આવ્યો છે શત્રુંજય યાત્રા તથા પુત્ર રામૂનો ગોડી પાર્શ્વનાથની યાત્રાનો અભિગ્રહ હોવાથી સંઘ યાત્રાનુ વર્ણન તથા લાહણની વિસ્તૃત નામાવલિ તેમજ બસો ગોડી મૂઢ જ્ઞાતીય લોકોને જૈન બનાવ્યાનો પ્રસ્તુત રાસમાં મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ છે. સં. ૧૬૯૬ માં નવાનગરની દ્વિતીય પ્રતિષ્ઠાનું તથા બ્રાહ્મણોને દાન તેમજ સમસ્ત નગરને જમાડવા આદિનું વર્ણન પણ નવીન છે, ઈત્યાદિ. કવિ હર્ષસાગરે આ રાસની સં. ૧૬૯૮ ના વૈશાખ સુદી ૭ ને સોમવારે રચના કરી.

### વાચક દયાસાગરગણિ

૧૭૨૯ પં ભીમરત્ન શિ. ઉદયસાગર શિ દયાસાગર-અપરનામ દામોદરે સં. ૧૬૬૫ના દ્વિતીય ભાદ્રવા સુદી ૬ ને સોમે પદ્માવતીપુરમા 'સુરપતિકુમાર ચોપઈ' રચી. જુઓ. જૈ. ગૂ. ક. ભા. ૧, પૃ. ૪૦૩-૪; ભા. ૩, પૃ. ૯૦૫-૬. ગ્રંથ દ્વારા જાણી શકાય છે કે પદ્માવતીપુર તે પુષ્કર પાસે આવેલું નૈસર્ગિક સમૃદ્ધિ ધરાવતુ શહેર

૧૭૩૦. સ ૧૬૬૯ ના આસો સુદી ૧૦ ને ગુરુવારે જાલોરમા રહીને પોતાના લઘુ ગુરુબંધુ દેવનિધાનના આગ્રહથી તેમણે શીલવિષયક 'મદનકુમાર રાસ' રચ્યો. જુઓઃ જૈ. ગૂ. ક. ભા. ૧,

પૃ. ૪૦૪–૫, ભા ૩, પૃ ૯૦૬–૭. આ ગ્રંથની પ્રશસ્તિ દ્વારા જણાય છે કે કવિએ પ્રથમ ૧૦૧ શ્લોક પરિમાણનો 'મદનશતક' નામનો ગ્રંથ લખેલો. કથા આકર્ષક જણાતા તેમણે રાસ રચ્યો.

૧૭૩૧. વા. દયાસાગર અને દેવનિધાન સં. ૧૬૭૭ માં ભૂજમાં ચાતુર્માસ રહ્યા. તે વખતે ત્યાંના ઓશવાળ મીઠડિયા પુણ્યસિંહ નામના શ્રાવકે દિવાળીના દિવસે જ્ઞાનની આરાધના નિમિત્તે 'નેમિનાથ ચરિત્ર'ની પ્રત એમને ભેટ ધરી. એ વખતે ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિ પણ ત્યાં જ ચાતુર્માસ બિરાજતા હતા. જુઓ જૈ. સ. પ્ર. વર્ષ ૧૨, અંક ૨ માં મુનિ જયંતવિજય સંપાદિત પુષ્પિકા. એ ગ્રંથ પાલીતાણાના સાહિત્યમંદિરના ભંડારમાં ઉપલબ્ધ છે.

૧૭૩૨. વા. દેવસાગરજીએ એ વખતે કલ્યાણસાગરસૂરિને પત્ર લખેલો તેમાં આ ગ્રંથકાર વિષે આ પ્રમાણે નિર્દેશ કરેલો—'ત્યાં આપની પાસે સર્વના જાણ, સિદ્ધાંત સમુદ્રના પારગામી, વચનકલાર્થી લોકોના મનને વશ કરનાર, સૂક્ષ્મદર્શી, પરિમિત વચનવાળા, શાંત, પંડિત દયાસાગરગણિ.' મુનિ ધનજી એમને વિષે નોંધે છે—

> તાસ પક્ષિ વાચક તિલો, વિચરઈ ઉગ્ર વિહારિ;
> નવરસ ભેદ વખાણુ મઈ, દાખઈ સરસ વિચારિ.
> સકલ જીવનઇં હિતકરુ, શ્રી દયાસાગર નામ;
> પ્રસિદ્ધ સકલ પુહવી વિષઈ, નામ તિસઉ પરિણામ.

૧૭૩૩. વા. દયાસાગરના શિષ્યો મુનિ ધનજી, પદ્મસાગર, પુણ્યસાગરગણિ વિગેરે થયા, જેમને વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું.

## વાચક દયાશીલ અને જસકીર્તિ

૧૭૩૪. વા હેમશીલ શિ. વા. વિજયશીલના શિષ્યો વાચક દયાશીલ અને વાચક જસકીર્તિ થયા. દયાશીલે સં. ૧૬૬૪ માં નવાનગરમાં રહીને 'શીલબત્રીશી' રચી; સં. ૧૬૬૬ ના કાર્તિક વદિ ૫ ને સોમે ભૂજમાં 'ઈલાચી કેવલી રાસ' રચ્યો; સં. ૧૬૬૭ માં ભિન્નમાલમાં 'ચંદ્રસેન ચંદ્રદ્યોત નાટકિયા પ્રબંધ'ની રચના કરી. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૯૦૨–૫.

૧૭૩૫. વા. જસકીર્તિએ 'સમ્મેતશિખર રાસ' રચ્યો, જેમા સ. ૧૬૭૦ માં આગરાના સંઘપતિ કુંવરપાલ–સોનપાલ લોઢાએ કાઢેલા સંઘનું વર્ણન છે. ચાર ખંડ, ૪૮૩ ગાથાની આ કૃતિની પ્રત બીકાનેરના ભંડારમાં છે. જુઓ જૈ. સ. પ્ર. વર્ષ ૭, અંક ૧૦–૧૧ માં અગરચંદજી તથા ભંવરલાલજી નાહટાનો 'જસકીર્તિકૃત સમ્મેતશિખર રાસ કા સાર' નામક લેખ આ રાસ ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વનો છે રાસની વિગત વિશે સંઘપતિઓના જીવન સંદર્ભમા ઉલ્લેખ કરીશું.

## પં. ગુણશીલ શિ. રત્નશીલ

૧૭૩૬. પં ગુણશીલે સ. ૧૬૯૯ મા આગરામા સાધ્વી વાલ્હાના પઠનાર્થે સમયસુંદર કૃત 'વલ્કલચીરી ચોપઈ'(સં. ૧૬૮૧)ની પ્રત લખી. એમના શિષ્ય રત્નશીલનો ઉલ્લેખ સં. ૧૭૨૧ માં સાધ્વી વાલ્હાની શિષ્યા સાધ્વી લીલાએ લખેલ 'ગજસિંહ રાસ'ની પ્રત પુષ્પિકામાં છે.

## દેવરાજ, ક્ષેમસાગર અને સુવર્ણશેખર

૧૭૩૭. આ ત્રણે શ્રમણો સ. ૧૬૭૭ માં ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિ સાથે ભૂજમાં ચાતુર્માસ રહ્યા હતા એમ દેવસાગરજીએ લખેલા પત્ર દ્વારા જાણી શકાય છે. આ પત્રમા ઉલ્લેખ છે—'ગૌર કાંતિવાળા અને ધર્મના ભંડાર, મનોહર મુનિ દેવરાજ તથા નિરંતર ધર્મોદ્યુક્ત મુનિ ક્ષેમસાગર... જિનાગમ અભ્યાસી; જ્ઞાનભંડાર યતિ સુવર્ણશેખર.'

### ખેમસાગર

૧૭૩૮. સં. ૧૬૯૭ માં બીકાનેરના ગાંધી ખેનદાસે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી દીક્ષા અંગીકાર કરી, એમનું નામ ખેમસાગર રાખવામાં આવ્યુ. દીક્ષા ગ્રહણ કરતી વખતે એમણે ૯૦૦૦૦ પીરોજીઓ ધર્મકાર્યોમાં ખરચી

### વાચક દેવસાગરજી

૧૭૩૯. ધર્મમૂર્તિસૂરિના સાત મહોપાધ્યાયોમાં દેવસાગરજી એક હોઈને તેઓ ૧૭ મા સૈકાના પૂર્વાર્ધમાં જન્મ્યા હતા એમ નિર્ણિત થાય છે. એમની સાહિત્ય પ્રવૃત્તિ સિવાય એમના અંગત જીવન વિશે જાણી શકાતું નથી. એમની ગુરુ-શિષ્ય પરંપરા આ પ્રમાણે છે : ગુણનિધાનસૂરિ–વા. પુણ્યચંદ્ર–વા.માણિક્યચંદ્ર–વા.વિનયચંદ્ર–વા.રવિચંદ્ર–વા.દેવસાગર–વા જયસાગર–વા લક્ષ્મીચંદ્ર–વા કુસલચંદ્ર અને વા. લાવણ્યચંદ્ર.

૧૭૪૦. શત્રુંજયગિરિ ઉપર પદ્મસિંહશાહે બંધાવેલા જિનાલયની સં. ૧૬૭૫ ની શિલા–પ્રશસ્તિ તથા ત્યાંના અન્ય જિનાલયની સં. ૧૬૮૩ ની શિલા–પ્રશસ્તિ એમણે રચી. આ બન્ને પ્રશસ્તિઓને આર્કિઓલોજીકલ સર્વેના ડૉ. હેન્રી કાઉસેન્સે નોંધી અને ડૉ. બુહ્‌લરે એપીગ્રાફીઆ ઇન્ડિકાના દ્વિતીય પુસ્તકમાં પ્રકાશિત કરી.

૧૭૪૧. ખંભાતમાં ચાતુર્માસ રહીને એમણે ભૂજમાં ચાતુર્માસ બિરાજતા કલ્યાણસાગરસૂરિને સંસ્કૃત પદ્યમાં ઐતિહાસિક પત્ર લખ્યો, જેમાં તત્કાલીન અનેક બાબતો પર પ્રકાશ પાડી શકાય છે પત્ર લેખનનું વર્ષ દર્શાવવામાં નથી આવ્યુ પરંતુ તે સં ૧૬૭૭ માં લખાયો હોય એમ અનેક પ્રમાણોથી સિદ્ધ કરી શકાય છે

૧૭૪૨. દેવસાગરજીની સૌથી યાદગાર કૃતિ 'વ્યુત્પત્તિરત્નાકર' છે. હેમચંદ્રાચાર્ય કૃત હૈમીનામમાલા–અપરનામ 'અભિધાન ચિન્તામણિ'ની વ્યાખ્યારૂપે હાલારનાં નવાનગરમા સં ૧૬૮૬ માં જામલાખાના રાજ્યત્વકાલમાં ૧૮૦૦૦ શ્લોકપરિમાણની એ વૃત્તિ રચી. જુઓ પ્રો. પીટર્સન રીપોર્ટ ૧, નં. ૧૩૦; વેબર નં. ૧૭૦૦. એની એક પ્રત જેસલમેરના ભંડારમાં છે.

૧૭૪૩. તેમણે કક્કસૂરિ શિષ્ય કૃત 'લીલાવતી ચોપઈ' (સં. ૧૫૯૬) ની પ્રત શ્રાવિકા પિરોજાના પઠનાર્થે લખી. દેવસાગરજીએ 'કપિલ કેવલી રાસ' સં. ૧૬૭૪ ના શ્રાવણ સુદી ૧૩ ના દિને રચ્યો.

### ઉત્તમચંદ્ર અને જયસાગર

૧૭૪૪. વા. દેવસાગરના શિષ્ય ઉત્તમચંદ્રે સં. ૧૬૯૫ ના આષાઢ સુદીમાં 'સુનંદરાસ' ૩૫૯ ગુજરાતી કંડિકામાં રચ્યો. જુઓઃ જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૦૫૮. એમના શિષ્ય લાલચંદ્રે એ ગ્રંથની પ્રત લખી. ૧૬૭૭ માં તેઓ ગુરુ દેવસાગર તથા જયસાગર, લક્ષ્મીચંદ્ર સાથે ખંભાતમાં ચાતુર્માસ રહેલા એ વખતે જયસાગરે ત્યાના અકબરપુરમા કલ્પવાચના કરેલી એમ ઐતિહાસિક પત્ર દ્વારા જાણી શકાય છે. 'વીરવંશાનુક્રમ', 'વ્યુત્પત્તિ રત્નાકર' વિગેરે ગ્રંથોમાં પણ એમને વિશે ઉલ્લેખો મળે છે.

### મનમોહનસાગર

૧૭૪૫. સં. ૧૬૫૩ માં કચ્છના ખાખરના ગાલ્હાગોત્રીય વીરધોળે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી દીક્ષા અંગીકાર કરી અને એમનું નામ મનમોહનસાગર રાખી મહો. રત્નસાગરજીના શિષ્ય તરીકે સ્થાપ્યા. જામનગરમાં વર્દ્ધમાન અમરસિંહે બંધાવેલા જિનાલયની સં. ૧૬૯૭ની શિલાપ્રશસ્તિ એમના પ્રસાદથી રચાઈ એમ તેમા જણાવ્યુ છે.

### સમયસાગર

૧૭૪૬. સં. ૧૭૦૧ માં કલ્યાણસાગરસૂરિ જોધપુરમાં ચાતુર્માસ હતા, તે વખતે ત્યાંના કટારિયા ગોત્રીય આગમલ્લે જૈનાગમ અને સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતો લખાવી ગુરુને વહોરાવી, તેમની ઘણી ભક્તિ કરી, આચાર્ય સાથે ધૂલેવાની યાત્રા કરી અને સંજમ લીધું. ગુરુએ એમનું સમયસાગર નામ રાખ્યું.

### મુનિ થાનજી

૧૭૪૭ મુનિ થાનજીએ કલ્યાણસાગરસૂરિના ભૂજમાં નગર-પ્રવેશ અંગે સુંદર કાવ્ય રચ્યું. મહારાવ ભારમલ્લની વિનતિથી આચાર્ય ત્યાં પધારેલા તે વખતે તેમનું રાજ્ય તરફથી ભવ્ય સ્વાગત થયેલું, રાજકુમારો પણ વંદનાર્થે પધારેલા. આચાર્યને રાજ્ય તરફથી ફરમાન પ્રાપ્ત થયેલ ઇત્યાદિ વિષયક ઉલ્લેખો તેમા મહત્ત્વપૂર્ણ છે.

### મેઘમુનિ

૧૭૪૮. સં. ૧૬૯૦ ના પોષ વદિ ૮ ના દિને મેઘમુનિએ 'સાહ રાજસી રાસ' રચ્યો, જેની એક પ્રત ઉજ્જૈનની સિન્ધિયા ઑરિએન્ટલ ઈન્સ્ટીટયુટમાં છે. જુઓ જૈ. સ. પ્ર. વર્ષ ૧૮, અંક ૮ માં ભંવરલાલજી નાહટાનો લેખ. જામનગરના શ્રેષ્ઠીવર્ય રાજસીના જિનાલય નિર્માણ, સપ્તક્ષેત્રે અર્થવ્યય, તીર્થયાત્રા, સંઘપતિપદ પ્રાપ્તિ આદિ કાર્યો ઉપરાંત સં. ૧૬૮૭ ના દુષ્કાળમાં દાનશાળાઓ ખોલી મહા પુણ્યકાર્ય કર્યું તેનું ઐતિહાસિક અને રસપૂર્ણ વર્ણન રાસમાં છે. રાસને અંતે કવિ જણાવે છે કે કલ્યાણસાગરસૂરિના શિષ્ય વાચક જ્ઞાનશેખર નવાનગરમાં ચાતુર્માસ રહ્યા. આ ઉલ્લેખ દ્વારા તેઓ રાસકારના ગુરુ સંભવે છે

### કલ્યાણસાગરસૂરિના અજ્ઞાત શિષ્યો

૧૭૪૯. અજ્ઞાત કર્તૃક ૧૦૮ પદ્યોમાં 'સિદ્ધગિરિસ્તુતિ' પ્રાપ્ત થાય છે. અંચલગચ્છની પટ્ટાવલી, જેની હસ્તપ્રત ડૉ ભાંડારકરને પ્રાપ્ત થયેલી તે પણ આ સમયની જ અજ્ઞાતકર્તૃક કૃતિ છે. સમયસુંદર કૃત 'મૃગાવતી ચોપઈ' (સં ૧૬૬૮) ની પ્રત પણ કોઈએ સં. ૧૬૮૭ ના વૈશાખ સુદી ૧૫ ને રવિવારે લખી 'કલ્યાણસાગરસૂરિ સ્તુતિ' પણ આચાર્યની વિદ્યમાનતામા એમના કોઈ શિષ્યે લખી, જેની હસ્તલિખિત પ્રત ખંભાતના ભંડારમાં છે. આવી નાની મોટી બીજી પણ અનેક કૃતિઓ સંપ્રાપ્ત છે.

### સાધ્વી સમુદાય

૧૭૫૦. તે વખતના સાધ્વી સમુદાયની બહુલતા અનેક પ્રમાણો દ્વારા સૂચિત થાય છે. અહીં એ વિશે અલ્પ ઉલ્લેખ પ્રસ્તુત છે. સાધ્વી વાલ્હાના પઠનાર્થે સમયસુંદર કૃત 'વલ્કલચીરી' (સં. ૧૬૮૧) ની પ્રત પં. ગુણશીલે આગરામાં લખી. વિદ્યાવિજયકૃત 'નેમિ રાજુલ લેખ ચોપઈ' (સં. ૧૬૮૪) ની પ્રત આગરામાં એમના પઠનાર્થે લખાઈ સં. ૧૭૨૧ ના માગશર વદિ ૧૧ ને ગુરુવારની નેમિકુંજર કૃત 'ગજસિંહ રાસ' (સં. ૧૫૫૬) ની પ્રતપુષ્પિકામાં અમરસાગરસૂરિના શિષ્ય મુનિ રત્નશીલના શિષ્યા સાધ્વી વાલ્હા, તેમના શિષ્યા સાધ્વી લીલાનો ઉલ્લેખ છે.

૧૭૫૧. સાધ્વી લીલાએ મુનિ પુણ્યકીર્તિ કૃત 'પુણ્યસાર રાસ'(સં. ૧૬૬૬)ની પ્રત લખી. સં. ૧૭૨૧ ના કાર્તિક સુદી ૧૪ ના દિને રાજશીલ કૃત 'વિક્રમ ખાપર ચરિત ચોપઈ' (સં. ૧૫૬૩) ની પ્રત લખી એમના શિષ્યા સુમતલક્ષ્મી અને તેમના શિષ્યા સહજલક્ષ્મી થયાં.

૧૭૫૨. સાધ્વી દેમાના શિષ્યા સાધ્વી પદ્મલક્ષ્મીના વાંચનાર્થે સં. ૧૭૨૦ ના મહા સુદી ૫ ને શુક્રે વા. ભાવશેખરે ભુજમા 'સાધુ વંદના'ની પ્રત લખી.

૧૭૫૩. સાધ્વી રહી શિ. અદ્ભ શિ. માના શિ. વિદ્યાલક્ષ્મીના વાંચનાર્થે કલ્યાણ કૃત 'ધન્યવિલાસ રાસ'ની પ્રત સં. ૧૭૧૨ ના જેઠ વદિ ૫ ના દિને લખાઈ.

૧૭૫૪. મહો. રત્નસાગરજીના શિષ્યા સાધ્વી ગુણશ્રીએ સં. ૧૭૨૧ માં કપડવંજમા ચાતુર્માસ રહીને ગુરુગુણગર્ભિત 'ગુરુગુણ ચોવીશી' રચી સાધ્વી વિમલશ્રીએ સં. ૧૬૭૦ માં વાલોતરા ગામમા ચાતુર્માસ રહીને ઉપાધ્યાય મેઘસાગરજીની ગહુંલી રચી વા દેવસાગરજીના પત્રાનુસાર સં. ૧૬૭૭ માં ભૂજમા નયશ્રી, રૂપશ્રી, ક્ષીરશ્રી વગેરે તથા ખંભાતમાં યશશ્રી, સુવર્ણશ્રી, લક્ષ્મીશ્રી, રત્નશ્રી, ઈન્દીરાશ્રી વગેરે સાધ્વીઓ ખંભાતમાં ચાતુર્માસ હતાં.

## મંત્રી કુંવરપાલ અને સોનપાલ

૧૭૫૫. આગરાના ઓસવાળ લોઢાવંશીય, અગાણીશાખીય આ મંત્રી બાંધવોનુ વંશવૃક્ષ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે.



૧૭૫૬ ઋષભદાસ—રેખરાજ ધર્મમૂર્તિસૂરિનો ભક્ત શ્રાવક હતો. તેણે અકબરની પ્રીતિ સંપાદન કરેલી. સં ૧૬૧૭ માં તેણે તથા તેના બંધુ પ્રેમને આચાર્યની સારી ભક્તિ કરેલી, તથા તેમના ઉપદેશથી સંઘ સહિત સમેતશિખરની યાત્રા કરેલી. એમના ત્રણ પુત્રોમાંથી દુનિચંદ વિશે ઝાઝું જાણી શકાતુ નથી. કેટલાક પ્રતિષ્ઠા-લેખોમાં એને 'અનુજવર' કહ્યો છે જુઓ અં. લેખ-સંગ્રહ, લેખાંક ૨૯૭. સં. ૧૬૭૧ મા એમના પુણ્યાર્થે જિનબિંબોની પ્રતિષ્ઠા થઈ હોઈ ને તેઓ તે વખતે વિદ્યમાન નહીં હોય.

૧૭૫૭ કુંવરપાલ અને સોનપાલ ઘણા જ પ્રતાપી હતા. તેમને વિશે અનેક પ્રમાણો પ્રાપ્ત થાય છે. તેમના અત્યાગ્રહથી આચાર્ય સ. ૧૬૨૮ માં પુન. આગરા પધારેલા અને ત્યાં જ ચાતુર્માસ રહેલા. આચાર્યના ઉપદેશથી તેમણે ત્યા અંચલગચ્છના શ્રમણો માટે એક ઉપાશ્રય બંધાવ્યો. વળી બંને ભાઈઓએ આગરામાં બે વિશાળ જિનપ્રાસાદો બંધાવવાના કાર્યનો પણ પ્રારંભ કર્યો.

૧૭૫૮. સં. ૧૬૬૫ માં કુંવરપાલ અને સોનપાલની વિનતિથી આચાર્ય આગરામાં પધાર્યા. શ્રેષ્ઠીવર્યોએ પ્રારંભેલા જિનાલયનાં કાર્યમા વિઘ્ન આવેલું તેનું આચાર્યે નિવારણ કર્યું. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે પાયો ખોદતા કોલસો નીકળેલો. ગુરુએ ગચ્છાધિષ્ઠાયિકા મહાકાલીદેવીનુ સ્મરણ કરી ઉપાય પૂછ્યો. દેવીએ જણાવ્યું કે 'તે સ્થાન આગામી કાલમાં નદીના જલપ્રવાહથી નાશ પામનાર છે. જિનાલય ન બંધાય એ માટે મે જ કોલસાનો સમૂહ વિકુર્વ્યો છે.' ગુરુએ નિર્ભય સ્થાન અંગે પૂછતાં દેવીએ શ્રેષ્ઠીવર્યોના ઘર પાસેની હસ્તિશાલાની ભૂમિ સૂચવી. ગુરુએ આ વૃત્તાત શ્રેષ્ઠીવર્યોને જણાવ્યો અને સ ૧૬૬૫ ના મહા સુદી ૩ ને દિવસે સૂચિત જગ્યાએ આચાર્યના ઉપદેશથી મહોત્સવપૂર્વક પાયો નંખાવવામાં આવ્યો. તે પ્રસંગે બન્ને ભાઈઓએ યાચકોને ભોજન, વસ્ત્રો તથા દ્રવ્યાદિ ઘણાં દાનથી સંતુષ્ટ કર્યા, તેમજ ઘણું ધન ખરચી સ્વામીવાત્સલ્યાદિ કાર્યો કર્યા.

૧૭૫૯. ચાતુર્માસ બાદ બન્ને ભાઈઓએ પોતાના કુટુંબ સહિત આચાર્યની સાથે સમ્મેતશિખરજીની યાત્રા કરી યાચકોને દાન આપવામા અને સાધર્મિકોનો ઉદ્ધાર કરવામાં તેમણે ઘણુ ધન વ્યય કર્યું. ગુરુના ઉપદેશથી તેમણે ત્યા અઠ્ઠાઈ મહોત્સવ કર્યો અને પર્વત પરની જિનપાદુકાઓની દેરીઓનો ઉદ્ધાર પણ કરાવ્યો.

૧૭૬૦. ધર્મમૂર્તિસૂરિના સ્વર્ગગમન બાદ ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિને પ્રભાસપાટણ આવી બન્ને ભાઈઓએ વિનતી કરી કે-'ભગવાન્! આપના ગુરુ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી અમે આગરામાં બંધાવેલા બન્ને જિનપ્રાસાદો સંપૂર્ણ થઈ ગયા છે હવે ત્યાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરવાની છે. માટે આપ કૃપા કરીને ત્યાં પધારો.' સ. ૧૬૭૦ ના ચાતુર્માસની સમાપ્તિ બાદ કુંવરપાલ અને સોનપાલના અત્યાગ્રહથી આચાર્ય ઉગ્ર વિહાર કરી આગરામા પધાર્યા, સંઘે તેમનુ ઉમળકાભેર સ્વાગત કર્યું.

૧૭૬૧. કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી એ બાંધવયુગલે બન્ને જિનાલયોમાં સર્વ મળી ચારસો પચાસ જિનબિંબોની સં. ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩ ને દિવસે પ્રતિષ્ઠા કરી. એ મંદિરોમાં શ્રી મહાવીરસ્વામી અને શ્રી શ્રેયાંસનાથ પ્રભુની પ્રતિમાને મૂળનાયકપદે પ્રતિષ્ઠિત કરી. એ પ્રસંગે તેમણે સ્વામીવાત્સલ્યાદિ કાર્યોમા પણ ઘણુ ધન ખરચ્યુ આચાર્ય સં. ૧૬૭૧ મા સંઘાગ્રહથી આગરામા ચાતુર્માસ રહ્યા તે વખતે કુંવરપાલ અને સોનપાલે ગુરુના ઉપદેશથી ત્યા વિશાળ ઉપાશ્રય બંધાવ્યો.

૧૭૬૨ ચાતુર્માસ બાદ બન્ને બાંધવો સમ્મેતશિખર, પાવાપુરી આદિ જિનેશ્વરોની કલ્યાણક ભૂમિમાં આચાર્ય સહિત પોતાના કુટુંબ સાથે યાત્રા કરવા પ્રયાણ કર્યું. કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી તેમણે કલ્યાણકભૂમિના સ્થાપત્યોનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અને સાતે ક્ષેત્રમા સાત લાખ પીરોજીઓ ખરચી

૧૭૬૩. આગરાના જિનાલયો નીરખીને ધર્મદ્વેષીઓએ બાદશાહ જહાંગીરના કાન ભંભેર્યા મંદિરો તોડી પડાવવા સુધી વાત પહોંચી પરંતુ કુંવરપાલ–સોનપાલના પરિશ્રમ અને કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી એ વિઘ્નનું નિવારણ થયું. કલ્યાણસાગરસૂરિની ઉપસ્થિતિમાં જિનાલયમાં પધારેલો સમ્રાટ ચમત્કૃત પામીને વિદાય થયો કલ્યાણસાગરસૂરિના પ્રભાવથી અંજાઈને સમ્રાટે આચાર્યનું બહુમાન કર્યું. આ અંગે આગળ ઉલ્લેખ થઈ ગયો છે.

૧૭૬૪. મહામાત્ય કુરપાલ અને સોનપાલના હૃદયની વિશાળતા પણ ઔર જ હતી. તેઓ પોતાના કુટુંબીજનો અને સગા–સંબંધીઓ ઉપરાંત–પોતાના નોકરોને પણ સારા પ્રસંગોમાં ભૂલતા નહોતા એમના પ્રતિષ્ઠા–લેખોમાં એમના વડદાદાઓ અને પ્રપૌત્રોના નામોલ્લેખો તો આવે જ છે, પરંતુ પોતાના નોકર હરદાસનું નામ પણ આવે છે! જયપુરના મંદિરની શ્રી આદિનાથની પાષાણ પ્રતિમા પર આ પ્રમાણે ઉલ્લેખ છે: **स्वभृत्य हरदासकस्य पुण्यार्थं**। આગરાના શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ જિનાલયની પાષાણ મૂર્તિ પર આ પ્રમાણે લેખ છે

**श्रीमत्संवत् १६७१ वर्षे वैशाख सुदि ३ श्री आगरावासी उसवाल ज्ञातीय चोरडिया गोत्रे साह...पुत्र सा० हीरानंद भार्या हीरादे पुत्र सा० जेठमल श्रीमदंचलगच्छे पूज्य श्रीमद् धर्म्ममूर्तिसूरि तत्पट्टे..।**

આ લેખમાં કહેલો હીરાનંદ એજ હરદાસ સંભવે છે. પોતાના શેઠ કુંવરપાલ અને સોનપાલની સં. ૧૬૭૧ની ઐતિહાસિક પ્રતિષ્ઠા વખતે તેણે પણ જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી હતી.

## જિનાલય પ્રશસ્તિ

૧૭૬૫ આગરાના જિનાલયની એક ઓરડીમાં ઘણા પથ્થરો પડ્યા હતા. સન ૧૯૨૦મા જ્યારે એ બધા પથ્થરો બહાર કાઢવામા આવ્યા ત્યારે તેમાંથી બે ફૂટનો સમચોરસ લાલ રંગના પથ્થરમાં ઉત્કીર્ણિત શિલાલેખ પ્રાપ્ત થયો આ લેખમા ચારે બાજુએ બે ઇંચિનો હાંસીઓ રાખી, ૩૮ પંક્તિઓમા શુદ્ધ જૈન લિપિમાં શ્રી શ્રેયાંસનાથ જિનાલયની સંસ્કૃત પ્રશસ્તિ નિબદ્ધ છે.

૧૭૬૬. એ લેખ પ્રાપ્તિ વખતે પ્રો. બનારસીદાસ આગરા ગયેલા ત્યારે પં. સુખલાલજીએ સૌ પ્રથમ એમને કહ્યું કે અહીના જિનાલયમાં એક નવો જ શિલાલેખ પ્રાપ્ત થયો છે કે જેને કોઈએ જોયો નથી. પ્રતાપવિજયજી સાથે પ્રો બનારસીદાસ એ લેખ જોવા ગયા અને પાછળથી પૂરણચંદ નાહર દ્વારા લેખની નોંધ લઈ સૌ પ્રથમ 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૨, અંક ૧ પૃ ૨૯–૩૫માં 'કુરપાલ સોણપાલ પ્રશસ્તિ' નામના લેખમાં તેને પ્રકાશિત કર્યો.

૧૭૬૭. પ્રશસ્તિમા સંઘપતિના કુટુંબનું વંશવૃક્ષ, અંચલગચ્છની પટ્ટાવલી તથા કુંવરપાલ–સોનપાલના પ્રશસ્ત કૃત્યોનું વિસ્તૃત વર્ણન છે. 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૧, અંક ૪માં સંવત ૧૬૬૭નો 'આગરા સંઘનો સચિત્ર સાંવત્સરિક પત્ર'માંથી પણ આ કુટુંબના સભ્યોના નામો પ્રાપ્ત થાય છે. પ્રશસ્તિમા આપેલી અંચલગચ્છની પટ્ટાવલીથી વિદિત થાય છે કે આ ગચ્છના પ્રવર્તક આચાર્ય આર્યરક્ષિતસૂરિ ૪૮મા પટ્ટધર થઈ ગયા અને એમના પછી કલ્યાણસાગરસૂરિ આ ગચ્છના ૧૮મા પટ્ટધર થયા પ્રશસ્તિનો ઐતિહાસિક સાર નિમ્નોક્ત છે.

૧૭૬૮. પ્રશસ્તિના શિરોભાગ પર **श्री पातसाहि 'श्री जहांगीरराज्ये** એમ લખેલું છે. એ પછી ॐ **श्री सिध्धेभ्यो नमः**થી પ્રશસ્તિની શરુઆત થાય છે મંગળાચરણમા ભગવાન શ્રી શ્રેયાંસનાથ, ઋષભદેવ, ગૌતમગણધર આદિને વંદન કરી પ્રશસ્તિકાર જણાવે છે કે 'કુરપાલ અને સ્વર્ણપાલ નામના

બન્ને શ્રાવક ભાઈઓ કે જેઓ ધર્મકાર્યમાં તત્પર હતા, તથા પોતાના વંશરૂપી કમલને પ્રફુલ્લિત કરવામાં સૂર્યસમાન હતા, તેઓની આ પ્રશસ્તિ લખાય છે.'

૧૭૬૯. 'વિક્રમાદિત્યના શ્રીમાન તથા મનોહર એવા સોળસો એકોતેર વર્ષમાં, તેમજ પંદરમો છત્રીશ શક સંવત્સરમાં, વૈશાખ માસમાં વસંતઋતુમાં, શુક્લ પક્ષની ત્રીજની તિથિને દિવસે, રોહિણી-નક્ષત્રથી યુક્ત થયેલા અને દોષ વિનાના ગુરૂવારના દિવસે, સર્વ ગચ્છોમાં મુકુટ સમાન, આગમોક્ત માર્ગને અનુસરવાથી શોભતા તથા જગતમા ફેલાયેલા એવા અંચલગચ્છમાં; ભયરહિત, નવરસના સ્થાન સમાન, મહેલો અને દેવમંદિરોથી ભરેલા મનોહર ઉગ્રસેન—આગરા નગરમા ઓશવાલ નામની ઉત્તમ જ્ઞાતિમાં લોઢા નામના ગોત્રમાં સૂર્ય સરખા, ત્રણે જગતમાં ઉતમ યશવાળા, બ્રહ્મચર્યાદિથી યુક્ત, ગુરુના વચનમા શ્રદ્ધાવાળા, રૂપમાં કામદેવ સરખા, જીવ, અજીવાદિ નવે તત્ત્વોમાં પરમ રુચિર બુદ્ધિવાળા, પરિવાર તથા નોકરોથી સેવાયેલા એવા શ્રી શ્રંગ નામના શ્રેષ્ઠી! તમે જ્યાં સુધી સૂર્ય અને ચંદ્રના બિંબ કાયમ રહે ત્યાં સુધી લોકોના સમૂહમાં હર્ષથી જયવંત વર્તો!'

૧૭૭૦. 'તે શ્રી શ્રૃગ શ્રેષ્ઠીનો ધનરાજ નામે પુત્ર થયો કે જે લોઢા વંશમાં પ્રસિદ્ધ, ગુણવાન અને શુભ કાર્યોમાં તત્પર, બાર વ્રતધારી શ્રાવક હતો. તેમનો વેસરાજ નામે પુત્ર થયો કે જે દયાવાન, સજ્જનોને પ્રિય, ચોથું બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારો, લક્ષ્મીવંત તથા ચાતુર્યાદિ ગુણોથી યુક્ત હતો.'

૧૭૭૧. 'તે વેસરાજના નિરંતર કલ્પવૃક્ષની જેમ વૃદ્ધિ પામેલા જિનેશ્વર પ્રભુની આજ્ઞા પાળવામાં ઉત્સુક એવા જેઠૂ અને શ્રીરંગ નામના બે પુત્રો થયા. તેઓ બન્નેમાંથી જેઠૂના જીણાસિંહ અને મલ્લસિંહ નામે બે પુત્રો થયા, કે જેઓ ધર્મને જાણનારા, ડહાપણવાળા, મહાજનોને પૂજવા લાયક, તથા યશરૂપી ધનવાળા હતા. શ્રીરંગને રાજપાલ નામે પુત્ર હતો, જે ખરેખર, જિનેશ્વર પ્રભુના ચરણોની સેવા કરવામાં તત્પર, બુદ્ધિમાન, ઉત્તમ હૃદયિ, ભવ્ય, ઉદાર બુદ્ધિવાળો હતો.'

૧૭૭૨. 'રાજ્યપાલના ઋષભદાસ અને પ્રેમન નામે બે પુત્રો હતા, જેઓ કુબેર જેવા દાનેશ્વરી, અનેક પ્રકારનાં સુખ તથા ધનવાળા, વિદ્વાન તથા તત્ત્વને જાણનારા હતા. રેખ—ઋષભદાસ નામનો જ્યેષ્ટ પુત્ર કલ્પવૃક્ષની જેમ સર્વ વાંછિત પદાર્થ આપનારો, રાજાથી સન્માન પામેલા કુટુંબનો આધારભૂત, દયાવાન તથા ધર્મકાર્યોમાં તત્પર હતો. તેની રેખશ્રી નામની પત્ની હતી, જે મનોહર, શીલરૂપી આભૂષણને ધારણ કરનારી પતિવ્રતા, પોતાના સ્વામી પર પરમ સ્નેહ રાખનારી, તથા સુલસા અને રેવતી પેઠે સતી-ઓમાં શિરોમણી હતી.'

૧૭૭૩. 'શ્રાવકોના ઉત્તમ ગુણોથી શોભતા ઋષભદાસ શેઠે ત્યાના એક જિનમંદિરમાં શ્રી પદ્મપ્રભ જિનેશ્વરની નવીન પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. કલ્યાણસાગરસૂરિની ધર્મદેશના સાંભળીને જેમણે ચોથા વ્રતનો સ્વીકાર કર્યો હતો, એવા રાજશ્રીના શ્રેષ્ઠ પુત્ર ઋષભદાસ શેઠ આણંદ શ્રાવક જેવા હતા.'

૧૭૭૪. 'તેમને કુંરપાલ અને સ્વર્ણપાલ નામે બે પુત્રો હતા, જેઓ નિર્મલ બુદ્ધિવાળા, ચતુરાઈ, ઉદારતા અને ધૈર્ય ગુણોના ભંડાર સરખા, ભાગ્ય અને સૌભાગ્યથી મનોહર થયેલા, સુંદર રૂપવાળા, જિનેશ્વરોના અનેક પ્રકારનાં ધર્મધ્યાન અને ધર્મકાર્યોમાં તત્પર, દાન દેવામાં કર્ણાવતાર સરખા, કુલમાં તિલક સમાન તથા વસ્તુપાલની ઉપમા આપવા લાયક હતા. તેઓ બન્ને ભાઈઓ જહાંગીર બાદશાહના મંત્રી, ધર્મધુરંધર, ધનવાન, પુણ્યકર્તા તથા પૃથ્વી પર સુવિખ્યાત હતા. જેમના વડે પોતાનુ દ્રવ્યરૂપી અનુપમ બીજ નવે ક્ષેત્રોમા વવાયેલું છે એવા તથા જગતમાં વાંછિત પદાર્થો આપનારા, તેમજ લોઢા ગોત્રમાં મુકુટ સમાન એવા બન્ને ભાઈઓ ધન્યવાદને પાત્ર હતા.'

૧૭૭૫. 'તે બન્ને સહોદરો ખરેખર, જહાંગીર બાદશાહની ઉત્તમ આજ્ઞા મેળવીને સર્વ પ્રકારની ધર્મ ક્રિયાઓ કરતા હતા. એમણે એક પૌષધ–શાળા બંધાવી હતી જેને ચિત્તરંજક ત્રણ મજલા શોભતા હતા. તેમણે પોતાનાં સમ્યકત્વની શુદ્ધિ માટે સંઘપતિપદ પ્રાપ્ત કરી મોટી સમૃદ્ધિપૂર્વક, સર્વ પ્રકારની સામગ્રી સહિત મનોહર સમ્મેતશિખર, શત્રુંજય, આબૂ, ગિરનાર તથા અન્ય તીર્થોની હર્ષથી યાત્રા કરી હતી. તેમણે તીર્થયાત્રામાં એકસો પચ્ચીસ સુંદર ઘોડા, પચ્ચીસ હાથી તથા બીજું પણ અસંખ્ય દ્રવ્ય દાનમાં આપ્યું હતું. ખરેખર, એ રીતે તેમણે આ પૃથ્વીતલ પર કીર્તિ ઉપાર્જન કરી તેમણે ગગનચુંબી, ઉત્કૃષ્ટ, શિલ્પયુક્ત, ધ્વજ–દંડવાળાં, નયનરમ્ય બે વિશાળ જિનમંદિરો બંધાવ્યાં હતાં.'

૧૭૭૬. 'એક જિનાલયમાં તેઓએ શ્રી શ્રેયાંસનાથ પ્રભુનું ઉત્તમ બિંબ પ્રસ્થાપિત કર્યું. અને કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી આગરાના સંઘે મળીને તેની પ્રતિષ્ઠા કરી તે પ્રસંગે સુખ આપનારા સાડા ચારસો જિનબિંબોની પ્રતિષ્ઠા કરવામાં આવી દેવ અને ગુરૂ પ્રત્યે હમેશાં ભક્તિવંત, પોતાના ઉત્કૃષ્ટ પુણ્યના પ્રભાવથી સર્વત્ર પ્રસિદ્ધિ મેળવનાર એ બન્ને બાંધવો શાશ્વત કાલ સુધી સમૃદ્ધિ પામો!'

૧૭૭૭ 'કુરપાલના સંઘરાજ, દુર્ગાદાસ તથા ધનપાલ નામના ત્રણ પુત્રો હતા તથા બે અનુપમ પુત્રીઓ હતી સોનપાલના રૂપચંદ્ર, ચતુર્ભૂજ અને તુલસીદાસ નામના ત્રણ પુત્રો હતા તથા મનોહર બે પુત્રીઓ હતી પ્રેમનના ભૈરવ, ખેતસી તથા નેતસી નામના ત્રણ પુત્રો હતા, જેમાંથી નેતસી વિદ્યમાન હતા, જેઓ પોતાના ઉત્તમ શીલથી સુદર્શન શેઠ સમાન હતા. બુદ્ધિવાન, તેજસ્વી તથા યશસ્વી એવા સંઘરાજના સૂરદાસ આદિ ચાર પુત્રો હતા'

૧૭૭૮. 'કુરપાલની શીલગુણોથી શોભતી અમૃતદે નામની ઉત્તમ પત્ની હતી તથા સોનપાલની કશ્મીરાદે નામની પતિપ્રિયા સ્ત્રી હતી. કશ્મીરાદેની જાદો નામની પુત્રી અત્યંત ગંભીર તથા મનોહર હતી, જેને જ્યેષ્ઠમલ્લ નામનો અતિ ચતુર તથા ગુણવાન પુત્ર હતો રેખશ્રીના તે કુરપાલ અને સોનપાલ નામના બન્ને પુત્રો સંઘશ્રી, તુલસશ્રી તથા દુર્ગશ્રી આદિ નામોવાળી પોતાની પુત્રવહુ સહિત સદા શોભતા હતા.'

૧૭૭૯ 'પૃથ્વીમંડલ પર જ્યાં સુધી હરિણો વિચરતા રહે, આકાશમાં જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર પ્રકાશતા રહે ત્યાં સુધી હર્ષ વડે તે બન્ને ભાઈઓની આ પ્રશસ્તિ ચિરકાળ વિજયવંત રહો!'

૧૭૮૦. ઉપર્યુક્ત ઐતિહાસિક પ્રશસ્તિ પર પ્રો બનારસીદાસે પોતાના ઉક્ત લેખમાં વિદ્વત્તાપૂર્ણ પ્રકાશ પાડયો છે તેમણે એ લેખને આધારે અનેક જ્ઞાતવ્યો પર વિદ્વાનોનું ધ્યાન દોર્યું છે. એમાંની બે બાબતો અહીં વિશેષ ઉલ્લેખનીય છે. પ્રો. બનારસીદાસ જણાવે છે કે—'અંતમેં મૈં યહ નિવેદન કરના ચાહતા હું કિ ઇસ પ્રશસ્તિ કે સંબંધમેં દો બાતોં કી અધિક ખોજ આવશ્યક હૈ એક તો યહ કિ મુગલ બાદશાહોં કે ઈતિહાસમેં કુરપાલ ઔર સોનપાલ યા ઉનકે પિતાકા નામ ઢુંઢના ચાહિયે, ઔર દૂસરી યહ કિ વૈશાખ સુદી ૩ કો બૃહસ્પતિ ઔર શનિ ક્યોં કર હો સકતે હૈ; ઈસકા સમાધાન કરના ચાહિયે.'

૧૭૮૧. પ્રો. બનારસીદાસ જણાવે છે કે પ્રશસ્તિમાં કુરપાલ અને સોનપાલને સમ્રાટ જહાંગીરના અમાત્ય તરીકે ઓળખાવવામાં આવ્યા છે. જહાંગીરના રાજ્ય સંબંધી એક બે ફારસી પુસ્તકો જોઈ ગયો પણ એમાં એમનાં નામ ઉપલબ્ધ થતા નથી. બીજું, પ્રશસ્તિમાં સ્પષ્ટ રીતે સં ૧૬૭૧ વૈશાખ સુદી ૩ ને બૃહસ્પતિવાર–ગુરૂવાર લખ્યું છે કિન્તુ મૂર્તિઓ પરના લેખોમાં સં. ૧૬૭૧ વૈશાખ સુદી ૩ ને શનિવાર છે એક જ દિવસે ગુરૂવાર અને શનિવાર કેમ સંભવી શકે? આ એવો વિરોધ છે કે જેને માટે કોઇ હેતુ દર્શાવી શકાય નહીં, કેમકે એક જ સ્થાન પર એક જ તિથિમાં વારભેદ કેમ હોઈ શકે? ભારતીય પંચાગ અનુસાર એ દિવસે શનિવાર આવે છે પ્રશસ્તિકાર શનિવારને બૃહસ્પતિવાર સમજ્યો હશે? બન્ને ભાઇઓના રાજકીય સ્થાન અંગે પાછળથી સપ્રમાણ ચર્ચા કરીશું.

૧૭૮૨. કુંવરપાલ અને સોનપાલે આગરામાં બંધાવેલાં બન્ને જિનાલયો આજે વિદ્યમાન નથી. નદીપાર બે મંદિરો જીર્ણ થયેલાં હતાં, તેની બધી મૂર્તિઓ શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં લાવવામાં આવી છે. એ જીર્ણ મંદિરો ઉક્ત શ્રેષ્ઠીવર્યોએ બંધાવેલાં મંદિરો હોવાની સંભાવના છે. શ્રી શ્રેયાંસનાથ જિનાલયની ઉક્ત શિલા-પ્રશસ્તિ પણ હાલ એજ મંદિરમાં છે.

## સમ્મેતશિખરનો તીર્થસંઘ

૧૭૮૩. કુંવરપાલ-સોનપાલે અનેક તીર્થોની સંઘ સહિત યાત્રા કરી છે. તેમણે સં. ૧૬૭૦ માં સમેતશિખરનો મોટો સંઘ કાઢેલો તેનું વિશદ્ વર્ણન વા. જસકીર્તિ કૃત 'સમ્મેતશિખર રાસ'માં છે. એ રાસનો સાર અગરચંદજી તથા ભંવરલાલજી નાહટાએ જૈ. સ. પ્ર. વર્ષ ૭, અંક ૧૦-૧૧ માં આપ્યો છે, જે અહીં પ્રસ્તુત છે.

૧૭૮૪. સમ્રાટ જહાંગીરના શાસનમાં અર્ગલપુર (આગરા)માં ઓશવાલ અંગાણી લોઢા રાજપાલ પત્ની રાજશ્રી પુત્ર રેખરાજ પત્ની રેખશ્રી પુત્ર કુંઅરપાલ તથા સોનપાલ નિવાસ કરતા હતા. એક દિવસ બંને બાંધવોએ વિચાર કર્યો કે શત્રુંજયની યાત્રા કરી, જિનભુવનની પ્રતિષ્ઠા કરીને પદ્મ પ્રભુની સ્થાપના કરી. સોનપાલે કહ્યું-"ભાઈજી! હવે સમેતશિખરજીની યાત્રા કરીએ!" કુંવરપાલે કહ્યું-"સુંદર વિચાર! હજી બિંબ પ્રતિષ્ઠાને પણ વાર છે!" આમ વિચાર કરી બન્ને ભાઈ પોશાલ ગયા અને યાત્રા મુહૂર્તના નિમિત્ત જ્યોતિષીને બોલાવ્યા. ગણક અને મુનિએ મળીને સ. ૧૬૬૯ના માઘ કૃષ્ણા ૫ શુક્રવાર ઉત્તરા ફાલ્ગુની કન્યાલગ્નમાં મધ્યરાત્રિનું મુહૂર્ત બતાવ્યું. ગચ્છપતિ ધર્મમૂર્તિસૂરિને બોલાવવા માટે વિનતિપત્ર આપીને સંઘરાજ (કુંઅરપાલના પુત્ર)ને રાજનગર મોકલ્યા ગચ્છપતિએ કહ્યું "તમારી સાથે શત્રુંજયના સંઘમાં હું આવ્યો હતો ત્યારે મારામાં શક્તિ હતી હવે તો વૃદ્ધત્વ છે. દૂરનો માર્ગ છે, વિહાર પણ નથી થઈ શકતો" આ સાંભળી સંઘરાજ ઘેર પાછો ફર્યો. રાજનગરના સંઘને સાથે લાવીને ગ્રામાનુગ્રામમા પ્રભાવના કરતાં તેઓ સીકરી આવ્યા. ગુજગતમાં દુષ્કાલને દૂર કરનાર સંઘરાજને પાછા ફરેલા જોઈને સ્થાનિક સંઘે મહોત્સવ કરીને તેમને વધાવ્યા. શાહી ફરમાન પ્રાપ્ત કરવાને માટે મુલાકાત માગીને સમ્રાટ જહાંગીરની પાસે ગયા. ત્યાં દીવાન દોસમુહમ્મદ, નવાબ ગ્યાસબેગ તથા અનીયરાયે એમની પ્રશંસા કરીને સિફારશ કરી. સમ્રાટે કહ્યું "હું આ ઉદારચરિત ઓશવાલને સારી રીતે જાણું છું. એમનાથી અમારા નગરની શોભા છે. તેઓ અમારા કોટીવાલ છે. અને 'બન્દીવાનો છોડાવનાર' એ એમનું બિરુદ છે હું એમના ઉપર બહુ જ ખુશ છુ. તેઓ જે માગશે તે આપીશ!" સેનાની વિનતિ કરવાથી સમ્રાટે સંઘપતિના કાર્યની ભારે પ્રશંસા કરીને હાથોહાથ ફરમાન આપવાની સાથે સિરપાવ, નિસાનાદિ આપીને વિદાય કર્યા. વિવિધ વાદિત્રોના વાદનની સાથે શાહી પુરુષોની સાથે સમારોહથી ઘેર પધારીને નીચે મુજબના સંઘોને આમંત્રણપત્રો મોકલાવ્યા—

૧૭૮૫, અમદાવાદ, પાટણ, ખંભાત, સૂરત, ગંધાર, ભરૂચ, હાંસોટ, હલવદ, મોરબી, ચિરપદ્ર, રાધનપુર, સાચોર, ભીનમાલ, જાલોર, જોધપુર, સમિયાના, મેડતા, નાગોર, ફલોધી, જેસલમેર, મુલતાન, હંસાઉર, લાહોર, પાણીપંથ, મહિમ, સમાણો, સીહનવે, સોવનપંથ, મેરઠ, બાબરપુર, સિકંદરા, નારનૌલ, અલવર, કોટરવાડા, દિલ્હી, તજ્જારા, બોહરી, કત્તીયાબાદ, ઉજ્જૈન, માડવગઢ, રામપુર, રતલામ, બુરહાનપુર, બાલાપુર, જાલણાપુર, ગ્વાલેર, અજમેર, ચાટસૂ, આમ્બેર, સાગાનેર, સોજત, પાલી, ખેરવા, સાદડી, કુંભલમેર, ટીડાણા, વાંકાનેર, જયનારણ, પીપાડ, માલપુર, સિદ્ધપુર, સિરોહી, વાહડમેર, અલ્લાવાદ, બ્યારસી, સિકંદરાબાદ, પિરોજપુર, ફતેપુર, પાદરા, પીરોજાબાદ, ઈત્યાદિ.

૧૭૮૬. બધી જગ્યાએ નિમંત્રણો મોકલવામાં આવ્યા. મહાજનોને ઘરે ઘરે, સાધુ મહાત્માઓને

ઉપાશ્રયોમાં અને દહેરાના દિગંબર યતિયોને પણ પ્રણામ કરીને સંઘમાં સમ્મિલિત થવા માટે વિનતિ કરવામાં આવી. મૂહુર્તને દિવસે વાજિત્રોના મધુરવાદન વચ્ચે યાચકાદિ દ્વારા જયજયકારની સાથે ગજારૂઢ થઈ પ્રયાણ કર્યું. નૌકામા બેસી યમુનાપાર પડાવ નાખ્યો. અહીં સ્થાન સ્થાનના સંઘ આવીને મળવા લાગ્યા. ૧૫ દિવસનો મુકામ થયો. શ્વેતાંબર સાધુ–સાધ્વી મહાત્માદિ ૭૫, (દિગંબર) યતિ અને પંડિત ૪૬, બધા ૧૨૧ દર્શની, ૩૦૦ ભોજક, ચારણ, ભાટ, ગાંધર્વ–બ્રાહ્મણ–બ્રાહ્મણી, જોગી, સન્યાસી, દરવેશ આદિ અગણિત હતા. ૨૧ ધર્માર્થ ગાડાં હતા, યાચકો મનોવાછિત પામતા હતા. કોઈને કોઈ ચીજની ખામી ન હતી. ૧૫ દિવસ મુકામ કરીને પ્રભુ પાર્શ્વનાથની પૂજા કરી સંઘે પ્રસ્થાન કર્યું. જ્યાં જ્યાં ઓશવાલ કે શ્રીમાલ આદિ ઘર હતા ત્યાં થાલ ૧, ખાંડ શેર ૨ તથા શ્રીફલની લ્હાણી કરવામાં આવી. સંઘની રક્ષાને માટે ૫૦૦ સુભટ સાથે હતાં. પ્રથમ પ્રયાણ ભાણાસરાયમા થયો ૩ મુકામ થયા. ત્યાથી મહમ્મદપુર થઈને ફીરોજપુર આવ્યા ૬ મુકામ કર્યા. મુનિસુવ્રતભગવાનની પૂજા કરીને લ્હાણી વહેંચીને ચંદવાડી ગયા. અહી સ્ફટિકમય ચન્દ્રપ્રભુની પ્રતિમાના દર્શન કર્યા. અહીથી ફીરોજાબાદ આવ્યા. પછી રપરી પ્રયાણ કર્યું. નૌકામાં બેસી યમુના નદી ઉતરીને સૌરીપુર પહોચ્યા. નેમિનાથ પ્રભુના જન્મકલ્યાણક તીર્થની વન્દન–પૂજા કરી પુન: રપરી આવ્યા. અહી પર જિનાલયને વન્દના કરી સંઘપતિએ પ્રથમ સંઘ-વાત્સલ્યનું જમણ કર્યું સરસના દિગંબર દહેરાના વંદન કરી અહીરસરાયમાં પડાવ નાખ્યો. અહીંથી ઈટાવા, બાબરપુર, ફુલકર્દતાલ, ભોગિનીપુર, સાંખિસરાહિ, કોરઈ, બિંદલીસરાયમાં પડાવ કરતા ૧ દિવસ ફત્તેપુર રોકાયા હાથિયાગામ, કડઈ, સહિજાદપુર આવ્યા, શ્રી સંઘ હર્ષિત થયો. સહિજાદપુર, મહુઆ આવ્યા. અહી મૃગાવતીએ વીરપ્રભુ પાસે દીક્ષા લીધી હતી. વત્સદેશની કૌશામ્બીમા પદ્મપ્રભુના ત્રણ કલ્યાણક થયાં છે. વીરપ્રભુએ ચંદનબાલાના હાથથી છમાસીના પારણા કર્યા હતા. સંઘપતિએ સંઘસહિત પ્રભુની ચરણપાદુકાઓને વન્દન કર્યું. અનાથી મુનિ પણ અહીના હતા એક કોસ દૂર ધન્ના તળાવ છે. અહીથી ફત્તેપુર થઈ પ્રયાગ આવ્યા. અહીં અન્નિના પુત્રને ગંગા ઉતરતા કેવળજ્ઞાન થયુ હતુ. કહેવાય છે કે ઋષભપ્રભુનાં કેવલજ્ઞાનનુ સ્થાન પુરિમતાલ પણ એ જ છે. અક્ષયવડને નીચે પ્રભુનાં ચરણોની પૂજા કરી. અહી દિગંબરી ૩ મન્દિર છે, જ્યા પાર્શ્વનાથાદિ પ્રભુના દર્શન કર્યા ગંગાના કિનારા પર ઝુસીસઈ ઊંચા સ્થાન પર પડાવ કર્યો. ત્યાંથી ખંડિયાસરાય, જગદીશસરાય, કનકસરાય થઈને બનારસ પહોંચ્યા.

૧૭૮૭. બનારસમાં પાર્શ્વ, સુપાર્શ્વ તીર્થકરોના કલ્યાણક થયા છે. વિશ્વાસનાથના મન્દિરની પાસે ૫ પ્રતિમાઓ ઋષભદેવ, નેમિનાથ, તથા પાર્શ્વપ્રભુની છે. અન્નપૂર્ણાની પાસે પાર્શ્વપ્રભુની પ્રતિમા છે. ખમણાવસહીમા ઘણી જિન પ્રતિમાઓ છે, જ્યાં સંઘે પૂજનાદિ કર્યું. પાર્શ્વપ્રભુની રક્તવર્ણ પ્રતિમા, ઋષભ, પાર્શ્વ, ચન્દ્રપ્રભ તથા વર્દ્ધમાનપ્રભુની ચૌમુખ પ્રતિમાઓનું કુસુમમાલાદિથી અર્ચન કરી શ્રી સુપાર્શ્વપ્રભુની કલ્યાણકભૂમિ ભદ્દિલપુર (? ભદૈની ઘાટ)મા પ્રભુની પૂજા કરી. નૌકાથી ગંગા પાર કરી ગંગાતટ પર પડાવ નાખ્યો. સંઘપતિએ નગરમા પડહ વગડાવ્યો જેનાથી અગણિત બ્રાહ્મણો તથા ભિક્ષુકો એકત્ર થયા. સંઘપતિએ રૂપીઆની લહાણ કરી. ત્યાથી સિંહપુરે ગયા અહી શ્રેયાંસ ભગવાનના ૩ કલ્યાણકો થયા છે ચન્દ્રપુરીમાં ચન્દ્રપ્રભુના ૩ કલ્યાણકની ભૂમિમાં ચરણોની પૂજા કરી. ત્યાંથી પાછા આવી સંઘપતિએ ત્રીજું સંઘ જમણ કર્યું. ત્યાંથી મુગલસરાય આવ્યા. અહીં ખજૂરનાં વૃક્ષ અનેક છે. પછી મોહિનીપુર થઈ મમ્મેરપુર પહોચ્યા. (સંઘપતિની પુત્રવધૂ) સંઘશ્રીએ કન્યાપ્રસવ કર્યો. અહીં ૪ મુકામ કર્યા. ફાગણ ચૌમાસા કરીને સહિસરામ આવ્યા ત્યાથી ગીડોલીસરાયમા વાસ કર્યો. પછી સોવન-ફૂલા નદી પાર કરીને મહિમુદપુર આવ્યા. બહિબન્નમા પડાવ નાખ્યો. ચારુવરીની સરાય થઈને પટણા પહોંચ્યા. સહિજાદપુરથી પટણા બસો કોસ છે. અહી મીર્જા સમસત્તોના બાગમા પડાવ નાખ્યો.

૧૭૮૮. પટણામાં શ્વેતાંબર મંદિરોમાં એક ઋષભદેવ ભગવાનનુ તથા બીજું ખમણાવસહીમાં પાર્શ્વનાથ ભગવાનનુ છે ડુંગરીની પાસે સ્થૂલિભદ્રસ્વામીની પાદુકા છે. સુદર્શનશેઠની પાદુકાઓનું પણ પૂજન કર્યું. ઓસવાલ જૈની શાહે સમસ્ત સંઘની ભોજનાદિ દ્વારા ભક્તિ કરી બીજે દિવસે ખંડેલવાલ જ્ઞાતિના સા૦ મયણુએ સંઘ જમણ કર્યું. પટણાથી આગળ માર્ગ સંકીર્ણ છે એટલે ગાડીઓ અહીં જ છોડીને ડોલીઓ સાથે લીધી. ચાર મુકામ કરીને સંઘ ચાલ્યો. ફતેપુરમાં ૧ મુકામ કર્યો. ત્યાંથી અડધા કોસથી વાનરવન જોયુ. મહા નદી પાર કરીને બિહારનગર આવ્યા. અહીં જિનેશ્વર ભગવાનના ત્રણ મંદિર હતાં રામદેવના મંત્રીએ આવી નમસ્કાર કર્યા અને કાર્ય પૂછ્યુ. સંઘપતિએ કહ્યું—અમે ગિઢૌરના માર્ગે આવીએ એવુ વચન મંગાવો! મંત્રીએ માણસો મોકલીને વચન મંગાવ્યુ.

૧૭૮૯. બિહારમાં એક મુકામ કરી પાવાપુરી પહોંચ્યા. ભગવાનની નિર્વાણ ભૂમિ પર પીપલ વૃક્ષની નીચે ચોતરા પર પ્રભુના ચરણને વંદન કર્યા તીર્થયાત્રા કરીને મુહમ્મદપુરમા નદીના કિનારા પર પડાવ નાખ્યો. સંઘપતિએ ચોથું સંઘજમણ આપ્યું. ત્યાથી નવાદા ગયા. સાદિક મહમ્મદખાનના પુત્ર મીર્જા દુલ્લહે આવીને સંઘપતિને મળ્યો. એને પહેરામણી આપી જિનાલયના દર્શન કરી પ્રયાણ કર્યું. સબરનગર પહોંચ્યા. રામદેવ રાજાના મંત્રીએ આવીને સ્વાગત કર્યું અને સારા સ્થાનમાં પડાવ નંખાવ્યો. સંઘપતિએ રાજાને મળીને યાત્રા કરવાનુ કહ્યું રાજા બ્રાહ્મણ હતો. એણે કહ્યુ–"બે ચાર દિવસમાં જ આપ થાકી ગયા? આપનાથી પહેલાં જે જે મોટા સંઘપતિ આવ્યા છે તેઓ મહિનાઓ સુધી અહીં રહ્યા છે." સંઘપતિ એની મનોવૃત્તિ સમજીને પાછા આવ્યા ચાર મુકામ કરીને સિહુગુફામા પણ શ્રી વર્દ્ધમાન સ્વામીની પ્રતિમાને વન્દન કર્યા.

૧૭૯૦. સંઘપતિએ વિચાર્યું કે આ બ્રાહ્મણ લોભી છે; સંઘને જોઈને એની નજર ફરી ગઈ છે. સંઘપતિએ નિશાન વગાડ્યા લોકોએ રાજાને સમજાવ્યો. સંઘપતિએ કહ્યુ–અમને ઘણા દિવસો થઈ ગયા. પાલગંજ નિકટ નથી, અમને માર્ગ બતાવો! રામદેવે કહ્યું–"જે હું માગું તે આપો!" સંઘપતિએ કહ્યું—"જે માગશો તે આપશુ, પરન્તુ જોરથી કામ નહી થાય! કાંઈક હમણા કાંઈક પાછળ લઈ લેશો." રામદેવે કહ્યું—"પછી શું થશે? હમણાં આપી દો!" સંઘપતિએ કહ્યું—"તમે તમારું વચન ચૂકી ગયા છો, તમને ધિક્કાર છે! તમારા મસ્તક ઉપર પગ રાખીને હુ પાલગંજ જાઉ ત્યારે તું મને ઓશવાલ સમજજે!" સંઘપતિએ આવીને પ્રયાણની તૈયારી કરી. રાણીએ રાજા રામદેવને ખૂબ ફટકાર્યો ત્યારે તેણે સંઘપતિને મનાવવા માટે મંત્રીને મોકલ્યો મંત્રીએ બહુ જ અનુનય વિનય કર્યો પણ સંઘપતિએ તેને એકદમ સાફ જવાબ આપી દીધો સંઘપતિ સંઘ સહિત નવાદા આવ્યા. ત્યાં મીર્જા અંદુલા આવીને મળ્યા. એમણે કહ્યુ—કોઈ ચિન્તા નહીં, ગુમ્મા(ગોમા)ના રાજા તિલોકચંદ હોંશિયાર છે; એમને બોલાવુ છું! મીર્જાએ તત્કાલ પોતાનો મેવડા દૂત રવાનો કર્યો. રાજા તિલોકચંદ મીર્જાનો પત્ર વાંચી આનંદિત થયો અને પોતાના લોકોને એકત્ર કરવાનુ કાર્ય પ્રારંભ્યુ. રાણીએ આ તૈયારી જોઈ કારણ પૂછ્યું. આખરે તેણીએ પણ એજ સલાહ આપી કે "રાજા રામદેવની જેમ તમે મુર્ખાઈ કરતા નહી; સંઘપતિ મોટા દાનેશ્વરી તથા આત્માભિમાની છે; યાત્રા કરાવવા માટે સન્માનપૂર્વક એમને લઈ આવશો."

૧૭૯૧. રાજા તિલોકચંદ્ર સૈન્ય સાથે મીર્જાની પાસે પહોચ્યો. મીર્જાએ તેને સંઘપતિની પાસે લઈ જઈને કહ્યુ કે—"તેઓ મોટા વ્યવહારી છે, એમની પાસે હજરતના હાથનું લખેલું ફરમાન છે. એમને કોઈ કષ્ટ આપશે તે અમારા ગુનેગાર થશે." રાજાએ કહ્યું, "કોઈ ચિન્તા ન કરો, યાત્રા કરાવીને એમને નવાદા પહોંચાડી દઈશ એમની એક પાઈને પણ હરકત નહી થાય. જો નુકશાન થશે તો

અગિયાર ગણું હું આપીશ” આ સાંભળીને સંઘપતિએ મીર્જા તથા રાજાને વસ્ત્રાલંકાર, ઘોડા સોનૈયા તથા જહાંગીરી રૂપીઆ, ઉત્તમ ખાદ્યપદાર્થાદિથી સંતુષ્ટ કર્યા. ત્યાંથી રાજાની સાથે સંઘપતિએ સંઘ સાથે પ્રયાણ કરી પંચ ઘાટી ઉલ્લંઘન કરી સકુશલ ગુમ્માનગર પહોંચ્યા સુંદર સ્થાન પર સંઘે પડાવ નાખ્યો, અને રાજા તિલોકચંદે સંઘનું સારુ આતિથ્ય કર્યું સંઘપતિએ રાણી માટે સરસ વસ્ત્રાભરણ પાઠવ્યા

૧૭૯૨. ગોમાથી બીજા પણ ઘણા પાયદળ સૈનિકો સાથે લીધા. અહીંથી ગિરિરાજનો રસ્તો બહુ જ વિષમ છે. બન્ને બાજુએ પહાડ અને વચ્ચે ગીચ વન છે. અનેક પ્રકારના ફળ ફૂલ ઔષધિ આદિના વૃક્ષોથી પરિપૂર્ણ છે અને પ્રાકૃતિક સૌંદર્યનું ધામ છે. જંગલી પશુ-પક્ષી વિચરે છે. નદીનું મીઠું પાણી પી અને સંઘજમણ કરતા, ઝુંપડીઓવાળા ગામડામાથી પસાર થઈ પાર કર્યું ૧૨૦૦ અન્નના પોઠિયા અને ઘૃતના ઘડાઓ સાથે હતા અન્નસત્ર પ્રવાહથી ચાલતું હતુ અનુક્રમે સંઘપતિએ ચેતનપુરની પાસે પડાવ નાખ્યો. અહીંથી ૧ કોસ દૂર પર અજિતપુર છે, ત્યાના રાજા પૃથ્વીસિંહ મોટા દાનાર, શૂરવીર તથા પ્રતાપી છે નગારાઓનો ધ્વનિ સાંભળી પૃથ્વીસિંહની રાણીએ ઉપર ચડીને જોયુ તો સેનાની બહુલતાથી વ્યાકુલ થઈ ગઈ રાજાએ સંઘપતિની વાત કરી અને પોતાના ભત્રીજાને સંઘપતિની પાસે મોકલ્યો. એણે સંઘપતિનુ સ્વાગત કરી પોતાના રાજાને નિમંત્રણ આપવાનુ કહ્યુ સંઘપતિએ સદર્પ વસ્ત્રાદિ સાથે નિમંત્રણ આપ્યુ રાજા પૃથ્વીસિંહ સમારોહથી સંઘપતિને મળવા આવ્યા સંઘપતિએ વસ્ત્રાલંકાર, દ્રવ્યાદિથી રાજાને સન્માનિત કર્યા બીજે દિવસે અજિતપુર આવ્યા ૧ મુકામ કર્યો ત્યાથી મુકુન્દપુર આવ્યા. ગિરિરાજને જોઈને બધાના હર્ષનો પાર ન રહ્યો. સોનાચાદીના પુષ્પોથી ગિરિરાજને વધાવ્યા. સંઘપતિને મનાવવાને માટે રાજા રામદેવના મંત્રી આવ્યા. રાજા તિલોકચંદ તથા રાજા પૃથ્વીસિંહ આગળ ચાલીને ગિરિરાજનો માર્ગ બતાવતા હતા પાચ કોસની ચઢાઈ પૂરી કરીને સંઘ ગિરિરાજ પર પહોંચ્યો સારા સ્થાન ઉપર પડાવ નાખ્યો. સંઘપતિએ ત્રિકોણ કુંડમા સ્નાન કર્યું પછી કેશરચંદનના વાસણો અને પુષ્પમાલાદિ લઈ થૂભની પૂજા કરી. જિનેશ્વરની પૂજા બધી ટૂંકો ઉપર કર્યા પછી સમસ્ત સંઘે કુંઅરપાલ સોનપાલને તિલક કરીને સંઘપતિ-પદ આપ્યુ આ શુભ યાત્રા વૈશાખ વદિ ૧૧ને મંગળવારે આનંદ સાથે થઈ અહીંથી દક્ષિણ દિશામાં જૃંભક ગામ છે ત્યા ભગવાન મહાવીરને કેવલજ્ઞાન થયુ હતુ

૧૭૯૩ ગિરિરાજથી નીચે ઊતરીને તલેટીમાં પડાવ કર્યો. સંઘપતિએ સાકરની લાણી કરી મુકુંદપુર આવીને પાચમુ સંઘ જમણ કર્યું વર્ષા બહુ જ જોરથી થઈ. ત્યાથી અજિતપુર આવ્યા. રાજા પૃથ્વીસિંહે સંઘનુ સારું સ્વાગત કર્યું. સંઘપતિએ પણ વસ્ત્રાલંકારાદિ ઉત્તમ પદાર્થોથી રાજાને સંતુષ્ટ કર્યા. રાજાએ કહ્યુ—આ દેશ ધન્ય છે જ્યાં મોટા મોટા સંઘપતિ તીર્થયાત્રાના હેતુથી આવે છે. હુ પ્રતિજ્ઞા કરુ છું કે હવેથી જે સંઘ આવશે તેમની પાસેથી હુ અડધુ દાન (કર) લઈશ. અહીંથી ચાલીને ગુમ્મા આવ્યા. રાજા તિલોકચંદને, જેમણે માર્ગમાં સારી સેવા કરી હતી, સોનાચાંદીની મહોરો, વસ્ત્રાલંકાર આદિ વસ્તુઓ પ્રચુર પરિમાણમા આપી.

૧૭૯૪ સમેતશિખરથી રાજગૃહ ૧૨ યોજન છે. સાતમે દિવસે સંઘ રાજગૃહ પહોંચ્યો. અહીં બાગ, બગીચા, કૂવા ઈત્યાદિ છે. રાજા શ્રેણિકનો બનાવેલો ગઢ અને ચોપાસ ગરમ પાણીના કુંડો સુશોભિત છે સમતલ ભૂમિમાં પડાવ નાખી પહેલા વૈભારગિરિ પર ચડ્યા. અહીં મુનિસુવ્રતસ્વામીનુ પર જિનાલય છે. અહીં પદ્મપ્રભુ, નેમિનાથ, ચન્દ્રપ્રભુ, પાર્શ્વનાથ, ઋષભદેવ, અજિતનાથ, અભિનંદન, મહાવીર પ્રભુ, વિમલનાથ, સુમતિનાથ તથા સુપાર્શ્વનાથ સ્વામીની ફૂલોથી પૂજા કરી. બીજા દહેરામા મુનિસુવ્રતનાથજીની પૂજા કરી. વીર વિહારની દક્ષિણ તરફ ૧૧ ગણધરોના પગલા છે, ત્યાં પૂજા કરી કેટલાક ભૂમિગૃહમાં

કેટલાક કાઉસગ્ગિઆ હતા. ઈસર દહેરાની સામે ધન્ના, શાલિભદ્રની ધ્યાનસ્થ મોટી પ્રતિમાઓની પૂજા કરી તલાટી ઊતર્યા. સાકરની લાણી કરી. ગુણશિલ ચૈત્ય, શાલિભદ્રનો નિર્માલ્ય કૂપ, રોહણિયાની ગુફા આદિ ઘણા હર્ષોત્સાહથી જોયા વિપુલગિરિ પર ચતુર્વિંશતિ જિનાલયના દર્શન કર્યા. અજિતનાથ, ચન્દ્રપ્રભ, પાર્શ્વનાથ તથા પદ્મપ્રભુના ચાર મંદિરોમાં પૂજા કરી. એમની પાસે જ જમ્બૂ, મેઘકુમાર, ખધક આદિ મુનિઓના પગલા છે. ત્રીજા પહાડ ઉદયગિરિ પર ચૌમુખ મંદિરના દર્શન કર્યા. પછી રત્નગિરિ પર ઋષભદેવ અને ચોવિશજિનના મંદિરોને વન્દન કરી સ્વર્ણગિરિના દેવવિમાન જેવાં જિનાલયની પૂજા કરી. રાજગૃહી નગરીમાં જિનેશ્વરનાં ૩ મંદિરોની પૂજા કરી. સંઘપતિ કુંઅરપાલની રાણી અમૃતદે તથા સોનપાલની રાણી કાશ્મીરાદે હતી એટલે અહી સંઘપતિએ સંઘને છઠ્ઠુ જમણ આપ્યુ. ગાંધી વંશના શાહ જટમલ, વચ્છા, હીરાએ પણ સુયશ મેળવ્યો.

૧૭૯૫. રાજગૃહથી સંઘ બડગામ આવ્યો. અહી ઋષભજિનાલયના દર્શન કર્યા. શાસ્ત્રપ્રસિદ્ધ નાલન્દાપાડા અહીં છે, જ્યાં ત્રિશલાનંદન મહાવીર પ્રભુએ ૧૪ ચોમાસા કર્યા હતા. અહીથી દક્ષિણની તરફ ૧૫૦૦ તાપસોની કેવલ જ્ઞાનની ભૂમિ છે. ચાર ખૂણાના ચોતરામાં ૨ ગૌતમ પાદુકા છે અહી પૂજન કરી અનુક્રમે પટના પહોંચ્યા. સુન્દર બગીચામા પડાવ નાખ્યો. સાહ ચાંપસીએ પ્રથમ સંઘ જમણ કર્યું, મહિમના શેઠ ઉદયકરણે બીજુ, મહારાજા કલ્યાણજીએ ત્રીજું, શ્રીવચ્છ ભોજા, સાહા જટમલે ચોથું જમણ કર્યું. કપૂરાના પુત્ર પચૂ, સચૂ શાહે પાંચમુ જમણ કર્યું સહિજાદપુર નિવાસી સાહ સીચાએ છઠ્ઠું, તેજમાલ બરડીઆએ સાતમું, લાહોરી સાહ સુખમલે આઠમુ જમણ કર્યું. સંઘ ત્યાંથી ચાલ્યો. અનુક્રમે ગોમતીના કિનારે પહોંચ્યો સ્નાન કરીને ભૂદેવને દાન આપ્યું. જમ્મણપુર આવ્યા, પડાવ નાખ્યો, ભૂમિગૃહની ૪૧ જિનપ્રતિમાઓને વંદન કર્યા. સાહ ચૌથા, સાહ વિમલદાસ, સાહ રેખાએ સંઘની ભક્તિ કરી. ત્યાંથી માર્ગના ચૈત્યોને વન્દન કરતા અયોધ્યા નગર પહોચ્યા ઋષભદેવ, અજિતનાથ, અભિનંદન, સુમતિનાથ તથા અનંતનાથ તીર્થંકરોની કલ્યાણભૂમિમાં પાંચ થૂભોનુ પૂજન કર્યું સાતમુ સંઘજમણ કર્યું. અયોધ્યાથી રત્નપુરી આવ્યા. ધર્મનાથ પ્રભુને વંદન કર્યા. આ વિશાલ સંઘની સાથે અનેક નામાંકિત વ્યક્તિ હતી જેમાંના થોડા નામ રાસકારે આ પ્રમાણે આપ્યાં છે—

૧૭૯૬ સંઘપતિ કુંઅરપાલના પુત્ર સંઘરાજ, ચતુર્ભૂજ, સાહ ધનપાલ, સુંદરદાસ, શૂરદાસ, શિવદાસ, જેઠમલ્લ, પદમસી, ધમ્મા સાહ, છાંગરાજ, ચૌધરી દરગૂ, સાહ વચ્છા, હીરા, સાહ ભોજા, તેજપાલ, સુંદરદાસ, સાહ રેખા, સાહ શ્રીવચ્છ, જટમલ્લ, ઋષભદાસ, વર્દ્ધમાન, પચૂ, સચૂ, કટારુ, સાહ તારાચંદ, મેહતા વર્દ્ધન, મુખા, સીચા, સૂરદાસ, પૈઆરી, નરસિંહ, સોહિલ્લા, મેઘરાજ, કલ્યાણ, કાલૂ, થાનસિંગ, તારાચંદ, મૂલદાસ, હાંસા, લીલાપતિ ઈત્યાદિ.

૧૭૯૭. અનુક્રમે ચાલતા ચાલતા આગરા પહોંચ્યા સાનંદ યાત્રા સમ્પન્ન કરી પાછા ફરવાથી બધાને અપાર હર્ષ થયો. સંઘપતિએ આઠમું સંઘજમણ આપ્યું. સમસ્ત સાધુઓને વસ્ત્રાદિથી પ્રતિલાભ્યા. યાચકોને બે હજાર ઘોડા તથા તેત્રીશ હાથી દાનમાં આપ્યા આગરાના સંઘે ઉમળકાભેર સામૈયુ કરી સંઘપતિને મોતીથી વધાવ્યા

૧૭૯૮. સંઘપતિએ સં. ૧૬૫૭માં શત્રુંજયનો સંઘ કાઢયો હતો, તેમણે અનેક પ્રતિમાઓની પ્રતિષ્ઠાઓ કરાવી, વિશાળ જિન ચૈત્યો કરાવ્યાં, સાત ક્ષેત્રોમાં દ્રવ્યવ્યય કરી ચતુર્વિધ સંઘની ભક્તિ કરી.

## એમનું રાજકીય સ્થાન શું હતું ?

૧૭૯૯. પ્રો. બનારસીદાસે કુંવરપાલ અને સોનપાલ કે એમના પિતા ઋષભદાસનાં નામોને ભારતના

તત્કાલીન રાજકીય તવારીખ ગ્રંથોમાંથી શોધી કાઢવાનુ વિદ્વાનોને સૂચન કર્યું, એ વાતને આજે લગભગ અર્ધ શતાબ્દી થઈ ગઈ. છતાં ઇતિહાસજ્ઞોએ એ બાબત પર વિશેષ અન્વેષણ કર્યું જણાતું નથી. પરિણામે, જૈન વણિક મુસદ્દીઓએ મોગલ સમ્રાટોના રાજ્યશાસનમાં કેવો મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો હતો તેમજ અસાધારણ પ્રભાવ વર્તાવ્યો હતો એ સબધક એક ઉજળુ પૃષ્ટ અધકાર દશામાં જ બહુધા રહ્યું. આ દુ:ખદ બીના જ ગણાય. અહી કુંવરપાલ-સોનપાલના ઉચ્ચતર રાજકીય સ્થાનને દર્શાવતા કેટલાંક ઐતિહાસિક પ્રમાણો પર સમીક્ષા કરવી અભીષ્ઠ છે.

૧૮૦૦. અંચલગચ્છની પટ્ટાવલીમાં મંત્રીવર્યોના પિતા ઋષભદાસને શહેનશાહ અકબરના પ્રીતિપાત્ર કહ્યા છે. (**तत्र अकबरबादशाहस्य प्रेमपात्रं लोढागोत्रीय समुद्भव ऋषभदासाख्यो धनिकः श्रेष्ठी वसतिस्म ।**) કુવરપાલ-સોનપાલને એ પટ્ટાવલીમાં જહાંગીરના તહેસીલદાર કહ્યા છે. (**तदा केनचित् खलेन प्रेरितः स पतिशाह स्तत्र कुरपाल-सोनपालाभिध निज तेहेसिलदाराभ्यां निर्मापितौ तौ पूर्वोक्तौ जिनप्रासादौ निरीक्ष्य ।**) અચલગચ્છના પટ્ટાવલી-સાહિત્યમાં આ વિષયક અનેક મહત્ત્વપૂર્ણ ઉલ્લેખો મળી રહે છે. આ વિશે આગળ પણ કેટલાક પ્રસગો નોધી ગયા છીએ. અમરસાગરસૂરિ કૃત 'વર્ધમાન-પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'ની પ્રશસ્તિમાં મત્રીવર્યો વિશે વિસ્તારથી કહેવાયું છે.

૧૮૦૧. એમણે આગરામાં બધાવેલાં બન્ને જિનાલયોને તોડી પાડવાનો હુકમ જહાંગીરે ધર્માંધ મુસલમાનોના ચડાવ્યાથી કાઢેલો, પરતુ એ પછી આચાર્ય કલ્યાણસાગરસૂરિના પ્રભાવથી ચમત્કૃત થઈને સમ્રાટે એ હુકમ પાછો ખેચી લીધેલો ઇત્યાદિ વિશે પટ્ટાવલીમાં ચમત્કારિક પ્રસગોનું વિસ્તૃત વર્ણન પણ છે. મેઘમુનિ રચિત 'સાહ રાજસી રાસ' (રચના સં. ૧૬૯૦) મા પણ આચાર્ય કલ્યાણસાગરસૂરિને 'બાદશાહ સલેમ-જહાંગીર માન્ય' કહ્યા છે, તે પ્રાયઃ ઉક્ત પ્રસંગ પછી જ હશે. મોગલ શાસકોએ તપાગચ્છ અને ખરતરગચ્છના આચાર્યોની જેમ અંચલગચ્છના આચાર્યોને પણ પોતાની પર્ષદામાં સત્કાર્યા હતા, એમ આ દ્વારા સૂચિત થાય છે

૧૮૦૨ અનુશ્રુતિ કહે છે કે એ વખતે જહાગીરને કહેવામાં આવ્યુ કે-'સેવડોને મૂર્તિયા બનવાઈ હૈ ઔર હજૂરકે નામકો અાને બુતોકે પૈરોકે નિચે લિખા દિયા હૈ.' આ સાભળી સમ્રાટ ક્રોધે ભરાયો, પરતુ એ પછી સમ્રાટનુ નામ મૂર્તિઓના મસ્તક ભાગમાં લખાવીને એનો ગુસ્સો શાંત કરવામાં આવેલો. જુઓ-બાબુ પૂરણચદ નાહર દ્વારા સપાદિત 'જૈન લેખ-સંગ્રહ' દ્વિ. ખડ, લેખાંક ૧૫૭૮.

૧૮૦૩. સં. ૧૬૫૬ના પોષ સુદી ૫ને ગુરુવારે 'આચાર દિનકર' નામના ગ્રથની એક પ્રત સઘપતિ બધુઓના પિતા ઋષભદાસના શ્રેયાર્થે લખાવીને અચલગચ્છનાયક આચાર્ય ધર્મમૂર્તિસૂરિની વિદ્યમાનતામા એમના પટ્ટશિષ્ય આચાર્ય કલ્યાણસાગરસૂરિને વહોરાવવામા આવી. એ પ્રતની પુષ્પિકામાં પણ કુંવરપાલ-સોનપાલને 'ભૂપાલ માન્ય' કહેવામા આવ્યા છે. જુઓ—

> तज्जाया राजश्री स्तदंगजो धर्म्मवान जनि धन्यः ।
> संघमुख्योऽस्ति साधुः श्रीमच्छ्री ऋषभदासाख्यः ॥
> तत्पत्नी रेखश्री स्तदगजः कुरुपाल नामस्ति ।
> अपरश्च सोनपाल आदयौ भूपाल मान्यौ ॥

—'પ્રશસ્તિ સગ્રહ,' પૃ. ૧૫૬, જૈન સાહિત્ય પ્રદર્શન.

૧૮૦૪. સઘપતિ બધુઓ વિશે આ સૌથી પ્રાચીન ઉલ્લેખ છે. એ વખતે ભારતમા સમ્રાટ અકબરની હકૂમત હતી. સં ૧૬૫૬માં પણ કુંવરપાલ અને સોનપાલ રાજકીય ક્ષેત્રે અપૂર્વ લાગવગ ધરાવતા હતા એમ ઉક્ત પુષ્પિકાના ઉલ્લેખ દ્વારા સૂચિત થાય છે,

૧૮૦૫ કુંવરપાલ–સોનપાલે સં. ૧૬૭૦માં સમેતશિખરનો મોટો સંઘ કાઢ્યો હતો. આ તીર્થ સંઘમાં સમગ્ર ભારતમાંથી યાત્રિકો ભળેલા જેનું વર્ણન વાચક વિજયશીલના શિષ્ય જસકીર્તિએ 'સમેતશિખર રાસ'મા કર્યું છે. એ રાસ દ્વારા જાણી શકાય છે કે બન્ને ભાઈઓ સંઘ પ્રસ્થાન પહેલાં શાહી ફરમાન મેળવવા માટે મુલાકાત માગીને સમ્રાટ જહાંગીર પાસે ગયા હતા ત્યાં દીવાન દોસ મુહમ્મદ, નવાબ ગ્યાસબેગ તથા અનીય રાયે સંઘપતિ બંધુઓની સિફારસ કરી ત્યારે સમ્રાટે કહ્યું— **मैं इन उदारचेता ओसवालोको अच्छी तरह जानता हूं. इनसे हमारे नगरकी शोभा है, ये हमारे कोठीवाल है और वन्दी छोडावण इनका विरुद है ।** જુઓ અગરચંદજી તથા ભંવરલાલ નાહટાનો '**जसकीर्तिकृत सम्मेतशिखर रासका सार**' નામક લેખ, જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૭, અંક ૧૦–૧૧.

૧૮૦૬ ઉક્ત રાસના અનેક પ્રસંગો કુંવરપાલ–સોનપાલના અસાધારણ રાજકીય પ્રભાવને સૂચિત કરે છે, તદુપરાંત એમની વીરતા પણ વર્ણવે છે. આ વિશે એકાદ પ્રસંગ નોંધવા જેવો છે. પાવાપુરીની યાત્રા કરી સંઘ સબરનગર પહોંચ્યો. ત્યાંના રાજા રામદેવના અમાત્યે સંઘપતિઓનું સ્વાગત કર્યું. વિશાળ સંઘ જોઈને રાજા રામદેવની નજર બગડી. તેને સંઘપતિઓ પાસેથી ધન પડાવી લેવાની લાલસા જાગી. સંઘપતિઓએ તો રાજાને સાફ શબ્દોમાં પરખાવી દીધું કે–' તમે તમારું વચન ચૂકી ગયા છો. તમને ધિક્કાર છે ! તમારા મસ્તક ઉપર પગ રાખીને હુ પાલગંજ જાઉં ત્યારે તું મને ઓશવાલ સમજજે ! ' સંઘપતિઓની દિલ્હીમાં મોગલ સમ્રાટ પાસે ભારે લાગવગ હતી એ બાબત નવાદાના મિરજા અંદુલા અને ગોમાના રાજા તિલોકચંદ જાણતા હોઈને તેમણે જરૂર પડયે સૈન્યની પણ તૈયારી કરી. મિરજાએ રાજા તિલોકચંદને સમજાવેલું કે–' તેઓ મોટા વ્યવહારી છે. એમની પાસે હજરતના હાથનું લખેલું ફરમાન છે. એમને કોઈ કષ્ટ આપશે તો તે અમારા ગુનેગાર થશે ' રાજા તિલોકચંદે ખાત્રી આપી કે–' કોઈ ચિન્તા ન કરો. યાત્રા કરાવીને એમને નવાદા પહોંચાડી દઈશ. એમની એક પાઈની પણ નુકશાની નહીં થાય. જો થાય તો અગિયાર ગણું હું આપીશ ' રાણીએ રાજા રામદેવને ફટકાર્યો ત્યારે રાજાએ પણ સંઘપતિઓને મનાવવા માટે પોતાના અમાત્યને ખાસ મોકલ્યો એટલે વાત પતી ગઈ.

૧૮૦૭. સંઘપતિ સોનપાલનો પુત્ર રૂપચંદ પણ મહાન લડવૈયો હતો. અમદાવાદમાં દૂધેશ્વરની ટાંકી પાસે એક ખેતરમાં નદી તટે કૂવામા રૂપચંદનો દર્શનીય પાળીઓ એક વખત અમદાવાદના જોવાલાયક સ્થળમાં પકાતો હતો રૂપચંદની વીરતા માટે જુઓ જૈ. સા સંશોધક, અંક ૩, ખંડ ૪ પરમ વીર પિતાના પુત્ર પણ એવા જ હોય એમાં શી નવાઈ ? મંત્રી બાંધવોની સફળ રાજકીય કારકિર્દીમાં સ્વાભાવિક રીતે જ એમની શૌર્યતાએ અગત્યનો ભાગ ભજવ્યો હશે.

૧૮૦૮. કુંવરપાલ અને સોનપાલની પ્રશંસા માટે કવિ રૂપે હિન્દી પદ્યમાં ' કોરપાલ સોનપાલ લોઢા ગુણ પ્રશંસા ' નામક સુંદર કૃતિ રચી છે એની પ્રત પ્રો. બનારસીદાસને પાટણના ભંડારમાંથી પ્રાપ્ત થયેલ. આ લઘુકૃતિમાં એ પ્રતાપી બાંધવોના પ્રભાવશાળી વ્યક્તિત્વનું આબેહૂબ આલેખન હોઈને તેને ઉધ્ધૃત કરવી અહીં પ્રસ્તુત ગણાશે ·

> સગર ભરથ જગિ, જાવડ ભયે; પોમરાય સારંગ, મુંજગ નામ ધરણી
> સેતુંજે સંઘ ચલાયો, સુધન સુખેત બાયો, સંઘપતિ પદ પાયો કવિ કોટિ કીર્તિ બરણી.
> લાલનિ કડાદિ કામ ઠામ ઠામ દુગ ભાંન કહિ, આનંદ મંગલ ઘરિ ઘરિ ગાવે ઘરણી.
> વસ્તપાલ–તેજપાલ, હુયે રેખચંદ નંદ; કોરપાલ–સોનપાલ, કીની ભલી કરણી.

કહિ લખમણ લોઢા, દૂનીકુ દિખાઈ દેખ; લછિકો પ્રમાન જોયે, એસો લાહ લીજિયે
આંન સંઘપતિ કોઉ, સંઘ જોપે કીયો ચાહે, કોરપાલ-સોનપાલકો સો સંઘ કીજિયે.
સબલ રાય બિભાર, નિબલ થાપના ચાર, બાધા રાઈ બંદિ છોર અરિ ઉર સાજકો.
અડેરાય અવઢંગ, ખિતીપતી રાયખંભ, મંત્રીરાય આરંભ, પ્રગટ સુભ સાજકો.
કવિ કહિ રૂપ ભૂપ, રાઈન મુકટમનિ; ત્યાગી રાઈ તિલક, બિરદ ગજ બાજકો.
હયગય હેમ દાંન, માંન નદકી સમાંન; હિંદુ સુરતાણ, સોનપાલ રેખરાજકો.
સૈન બર આસનકે પૈજપર પાસનકે; નિજ દલરંજન, ભંજન પર દલકો.
મદમત વારે, વિકરારે, અતિ ભારે ભારે; કારે કારે બાદરસે, બાસવ સુજનકે.
કવિ કહિ રૂપ, નૃપ ભુપતિનિકે સિગાર; અતિ વડવાર ઐરાપતિ સમબલકે.
રેખરાજનંદ કોરપાલ-સોનપાલ ચંદ; હેતત્રનિ દેત એમે હાથિનિકે હલકે.

૧૮૦૯. ઉપર્યુક્ત કાવ્યમાં કવિ રૂપે સંઘપતિ બંધુઓની ભારે પ્રશંસા કરી છે. વસ્તુપાલ-તેજપાલ વિગેરે અનેક પ્રતાપી પૂર્વજો સાથે એમને સરખાવવામાં આવ્યા છે, તેમજ એમના કાર્યોને મુક્તકંઠે બિરદાવવામા આવેલ છે સોનપાલને તો કવિએ 'હિંદુ સુરતાણ'નું અત્યંત ઉચ્ચ બિરુદ આપીને એમને સર્વોચ્ચ આસને બેસાડી દીધા છે! આ બધી વાતોથી એટલું તો સ્પષ્ટ છે કે આ બન્ને બાંધવોનું રાજકીય સ્થાન ઘણુ જ મોટુ હોવુ જોઈએ. છતાં એ બન્નેનો ઉલ્લેખ જહાગીરના રાજ્યશાસન વિષયક તવારીખ ગ્રંથોમાં કેમ લભ્ય નહી હોય? આ પ્રશ્ન ખરેખર, સમસ્યા રૂપ બની ગયો છે.

૧૮૧૦. એનો ખુલાસો સાક્ષર રત્નમણિરાવ ભીમરાવના વક્તવ્યમાંથી આ પ્રમાણે મળે છે. 'જહાંગીરના સમયનો ઈતિહાસ જોતાં આ નામ સ્પષ્ટ રીતે મળતાં નથી પરંતુ એમા કુંવરદાસ અને સુંદરદાસ નામના બે ભાઈઓએ ભજવેલા ભાગનુ સારું વર્ણન છે. સુંદરદાસને જહાંગીરે "રાજા વિક્રમાજિત"નો ઈલ્કાબ આપેલો તે હિન્દી કાવ્યના "હિંદુ સુરતાણ" સાથે બંધબેસે છે જહાંગીર અને શાહજહાંનો એ જમણો હાથ હતો. મીરાતે અહમદીમા પણ એમના ઉલ્લેખો છે અને એ બન્નેએ વારાફરતી ગૂજરાતની દીવાની કરી હતી એમ સમજાય છે. શાહજહાંએ જહાંગીર સામે બળવો કર્યો ત્યારે સુંદરદાસે શાહજહાં તરફથી મુખ્ય ભાગ લીધો હતો અને એમાં છેવટે એનું મરણ થયુ હતું. જહાંગીર પોતે લખે છે કે સુંદરદાસના ચઢાવ્યાથી શાહજહાએ બળવો કર્યો હતો આ બન્ને ભાઈઓ તે જ કુંરપાલ-સોનપાલ એમ ચોક્કસ કહેવુ તો મુશ્કેલ છે, પરંતુ એમનાં વર્ણન તો મળતાં આવે છે, અને એ સિવાય જહાંગીરના સમયમા બીજા ભાઈઓ એવી સત્તાવાળા જડતા નથી જહાગીર એમને ક્ષત્રિય કહે છે એ વાંધો આવે છે ખરો, પણ એ સમયમાં ઘણા ક્ષત્રિયો ઓશવાળ જ્ઞાતિમા દાખલ થતા એ ભૂલવાનું નથી. સુંદરદાસ-રાજા વિક્રમાજિતે ગૂજરાતમાં જીવહિંસા અટકાવવા પ્રયત્ન કર્યો હતો એમ એક પરદેશી મુસાફર લખે છે, એ ધ્યાનમાં લેવા જેવુ છે' જુઓ-'ગૂજરાતનું પાટનગર અમદાવાદ.' પૃ. ૬૬૯

૧૮૧૧. અમદાવાદમા જહાંગીરના સમયમા આઠ સૂબાઓ થયા. શાહજહાં પણ એમાંનો એક હતો. તે પોતાના નાયબ સૂબા તરીકે રૂસ્તમખાનને અમદાવાદમા મૂકી ઉજ્જૈન જઈને રહ્યો. રૂસ્તમખાનને પોતાની પાસે બોલાવી લીધા પછી શાહજહાએ રાજા વિક્રમાજિત સુંદરદાસને તેની જગ્યાએ નિમ્યો. શાહજહાંએ સૂબા તરીકે અમદાવાદમાં બહુ વખત નિવાસ કર્યો હોય એમ જણાતુ નથી નાયબ સૂબા

અને દીવાન મુહમ્મદ સફીથી કામ ચલાવ્યું છે. આ સૂબાગીરી દરમિયાન શાહજહાંએ જહાંગીર સામે બળવો કર્યો. એ વખતે રાજ્યના મોટા મોટા અમીરો બે પક્ષે વહેંચાઈ જાય છે. સુંદરદાસ શાહજહાંનો પક્ષ લે છે દીવાન મુહમ્મદ સફી જહાંગીરના પક્ષે રહે છે સુંદરદાસ રાજા–વિક્રમાજિત આ બળવામાં ભાગ લેવા પોતાના ભાઈ કુંવરદાસને અમદાવાદમાં મૂકીને શાહજહાં પાસે જાય છે અને બળવાની લડાઈમાં આગેવાનીભર્યો ભાગ લે છે

૧૮૧૨ આ હકીકતમાં પ્રમાણ–ગ્રંથોમાં થોડો થોડો ફેર પડે છે. મીરાતે અહમદી કહે છે કે વિક્રમાજિત પોતાના ભાઈ કનેહરને હોદ્દો સોંપીને જાય છે; જહાંગીર નોંધે છે કે વિક્રમાજિતનાં મરણ પછી કનેહરને એ હોદ્દો મળે છે શાહજહાંના બળવાનું કારણ જહાંગીરે ખાસ આપ્યું નથી. સુંદરદાસ વિક્રમાજિતના ચઢાવવાથી તેણે બળવો કર્યો એમ જહાંગીરનું માનવું જણાય છે. મીરાતે અહમદી જણાવે છે કે 'નુરજહાં બેગમના તોફાનથી બાદશાહની ઈતરાજી થઈ અને તેનાં કારણો લખવા યોગ્ય નથી.' આ બધો રાજકીય ઇતિહાસ અત્યંત વિસ્તૃત છે. ટૂંકમાં અંતે સુંદરદાસ–રાજા વિક્રમાજિત આ સંઘર્ષમાં હોમાઈ જાય છે અને બળવો નિષ્ફળ બને છે.

૧૮૧૩. એ બન્ને બાંધવો શાહજહાંના પક્ષકારો હતા એમ તેમના કેટલાક મૂર્તિ લેખોથી પણ પ્રમાણિત થાય છે. ઉદાહરણાર્થે સં. ૧૬૭૧ ના એક લેખમા જહાંગીરની વિદ્યમાનતામાં જ 'શાહજહાં વિજયરાજ્યે' એવો ઉલ્લેખ છે. જુઓ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ', લેખાંક ૨૮૯.

૧૮૧૪. આ બધાયે ઐતિહાસિક તથ્યો પરથી સ્પષ્ટ રીતે તારવણી કરી શકાય છે કે જહાંગીરના સમયમાં થઈ ગયેલા કુંવરદાસ અને સુંદરદાસ નામના બન્ને ભાઈઓ એ જ જૈન ઈતિહાસમાં નોંધાઈ ગયેલા કુંવરપાલ અને સોનપાલ હતા. શિલાલેખો, ગ્રંથ–પ્રશસ્તિઓ અને પ્રત–પુષ્પિકાઓમાં આ વિધાનને પુષ્ટિ આપતી પ્રમાણભૂત સામગ્રીઓ પણ ઉપલબ્ધ છે. છતાં સમગ્ર ભારતના રાજકીય ક્ષેત્રે ખૂબ જ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવી ગયેલા આ બન્ને નરરત્નો માટે આવી અસ્પષ્ટતાઓ ચલાવી શકાય નહીં. ઈતિહાસજ્ઞો આ મુદ્દાના સંદર્ભમા સવિશેષ પ્રકાશ પાડે એ આપેક્ષિત છે

**રૂપચંદનો પાળીઓ**

૧૮૧૫. "ગૂજરાતનું પાટનગર અમદાવાદ"માં સોનપાલના પુત્ર રૂપચંદના પાળીઆને અમદાવાદના જોવાલાયક સ્થળ તરીકે દર્શાવેલ છે. દૂધેશ્વરની ટાંકી પાસે એક ખેતરમાં છેક નદી કિનારે એક કૂવો છે. એના થાળામાં એક આરસનો પાળીઓ જડેલો છે. પાળીઆમા એક ઘોડેસ્વાર અને એની પાસે ત્રણ સ્ત્રીઓની મૂર્તિઓ છે. ઉપલા બન્ને ખૂણે સૂર્ય અને ચંદ્ર છે મૂર્તિઓનાં મુખ કોઈએ તોડી નાંખ્યાં છે. આરસની તખ્તીની આસપાસ હાંસીઓ છે એમાં સ્પષ્ટ અક્ષરે દેવનાગરી લિપિમા લેખ છે. ઘોડાનો સામાન તથા મૂર્તિઓનો પોષાક ઉતમ છે. લેખ આ પ્રમાણે છે–

**संवत १६७२ वर्षे वइशाख सुदि ३ गरेउ सं । सोनपाल पुत्र सं । रुपचंद भारजा रूपश्री कामा केसर जणी त्रणे सागमन कीधो ॥ श्री पातसाहा सलेम वजेराजे. श्री जहांगीर दली श्री अहिमदावाद नगरे साभमति तीरे सभंभवति. ओसवालज्ञातीय वृद्ध साषाय लौढागोत्रे रुषभदास ततपुत्र सं । कुअरपाल सोनपाल ॥**

૧૮૧૬ ઋષભદાસના પુત્ર સોનપાલના પુત્ર રૂપચંદની પાછળ એમની ત્રણ સ્ત્રીઓ અહીં સતી થયેલી એની યાદગીરીનો આ પાળીઓ છે એમ લેખ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. ઋષભદાસના કુંરપાલ સોનપાલ નામના બે પુત્રો પણ પ્રસિદ્ધ હતા તેથી બન્નેનાં નામ લેખમા છેડે આપ્યા છે. આ બન્ને

ભાઈઓ અમદાવાદમાં રહેતા હોય અગર શત્રુંજય સંઘ લઈને આવ્યા હોય ત્યારે અમદાવાદમાં રહ્યા હોય એ વખતે સોનપાલના પુત્ર રૂપચંદનું મૃત્યુ થયુ હોય એમ સંભવે છે. રૂપચંદ પણ લડવૈયો હતો એમ જણાય છે આ બાબતની વિગતવાર હકીકત માટે જુઓ–"જૈન સાહિત્ય સંશોધક" અ. ૩, ખંડ ૪થા મા રત્નમણિરાવ ભીમરાવનો લેખ.

૧૮૧૭. "ગૂજરાતનું પાટનગર અમદાવાદ"માં જણાવવામા આવ્યું છે કે–"આ સુંદર પાળીઓ મ્યુઝિયમમા મુકવા યોગ્ય છે, તેને બદલે આજે તે નિર્જન જગ્યાએ કુવા ઉપર જડેલો છે. આસપાસ લોક બાજરૂ બેસે છે પહેલા એના ઉપર ભવ્ય છત્રી હશે એવું અનુમાન થઈ શકે છે."

## પારેખ લીલાધર

૧૮૧૮. અમદાવાદના ઓશવાળ, વડેરા શાખીય પારેખ જસૂનો પુત્ર લીલાધર કલ્યાણસાગરસૂરિનો ભક્ત હતો. તેણે એમના સદુપદેશથી અનેક ધર્મકાર્યો કર્યા. તેની પત્ની સહિજા અને પુત્રી ધનબાઈ હતાં, જેના પઠનાર્થે 'અવંતી સુકુમાલ રાસ'ની પ્રત લખાઈ જુઓ પુષ્પિકા 'સંવત ૧૭૦૪ વર્ષે પોસ માસે શુકલ પક્ષે ચતુર્થી રવિ દિને લિખિતં શ્રી અંચલગચ્છે પરીખ જસૂ સુત પરીખ લીલાધર ભાર્યા સહિજા પુત્રી પરમધર્મિણી શ્રાવિકા ધનબાઈ પઠનાર્થં. શ્રીસ્નાત્ શ્રી અહમ્મદાવાદ મધ્યે શ્રી'

૧૮૧૯. સં ૧૬૯૦ માં આચાર્ય અમદાવાદમાં ચાતુર્માસ હતા તે વખતે લીલાધરે એમના ઉપદેશથી શ્રી વીરપ્રભુની સુવર્ણમય પ્રતિમા ભરાવી, જયશેખરસૂરિકૃત કલ્પસૂત્ર સુખાવબોધ વિવરણની પ્રત સ્વર્ણાક્ષરે લખાવી, મેરુતુંગસૂરિકૃત પટ્ટાવલીની પ્રતો લખાવીને કલ્યાણસાગરસૂરિને વહોરાવી.

૧૮૨૦ સં. ૧૭૧૨ મા લીલાધરે સૂરિને અમદાવાદ ચાતુર્માસ કરાવ્યું અને એમના ઉપદેશથી ૪૦૦ માણસોના સંઘ સહિત તેણે શત્રુંજય તીર્થની યાત્રા કરી એમ પટ્ટાવલીમા ઉલ્લેખ છે ભટ્ટગ્રંથો દ્વારા લીલાધરના પૂર્વજો ધનજી અને મનજી નામના ભાઈઓ જેઓ પાટણમાં કોકાના પાડામાં રહેતા હતા, તેમને વિશે જાણી શકાય છે. જુઓ 'જૈન ગોત્ર સંગ્રહ', પૃ ૩૨–૩.

૧૮૨૧. મુનિ સુરજી કૃત 'લીલાધર રાસ' દ્વારા જણાય છે કે સૌભાગ્યસાગરગણિના ઉપદેશથી તેણે શત્રુંજયનો સંઘ કાઢ્યો. અંચલગચ્છનાયક કલ્યાણસાગરસૂરિ રાધનપુર હતા. અમદાવાદમાં ખાન કરીને સૂબો હતો, દિલ્હીમાં અકબર બાદશાહ હતો. વાસ્તવમાં અકબરના રાજ્યત્વકાલમાં (સં. ૧૬૧૩–૬૨) કલ્યાણસાગરસૂરિ ગચ્છનાયકપદે નહોતા સ ૧૭૧૨ મા આ સંઘ નીકળ્યો હોય તો દિલ્હીની ગાદીએ શાહજહાં (સં. ૧૬૮૪–૧૭૧૫) હતો. જો અકબરના સમયમાં સંઘ નીકળ્યો હોય તો તે વખતે અમદાવાદનો સૂબો, જેને રાસમાં ખાન કહ્યો છે તે ખાનખાના, સાહિબખાન કે શિહાબખાન હોય.

૧૮૨૨ શત્રુંજયથી ઊના, દેલવાડા, અજારા, વહાણથી કોડીનાર, માંગરોલ, પછી ગિરનાર–જૂનાગઢ (તે વખતે મિયાં સાલે દેશધણી હતો), ત્યાંથી શંખેશ્વર પાર્શ્વનાથ, માંડલ, વીરમગામ થઈ સંઘ પુનઃ અમદાવાદમાં પહોંચ્યો એ પછી વૃદ્ધ લીલાધરે વા. સુખલાભ પાસે દીક્ષા લીધી. સં ૧૭૧૫ ના ભાદ્રવા સુદી ૬ ને મંગળવારે લીલાધર સ્વર્ગસ્થ થયા.

૧૮૨૩. ત્યાર પછી લીલાધરના પુત્રે સં. ૧૭૨૧ ના માગશર સુદી ૫ ને મંગળવારે ગોડીજીનો તીર્થ સંઘ કાઢ્યો તેનુ વર્ણન પણ કવિ સુરજીએ ઉક્ત રાસમાં વર્ણી લીધુ છે. જુઓ–જૈ. ગૂ ક. ભા. ૨, પૃ. ૨૦૬–૯.

## રાજસીશાહનાં સુકૃત્યો

૧૮૨૪. રાજસીશાહના સુકૃત્યોનુ વર્ણન પ્રાચીન સાહિત્યમાથી પ્રચુર પ્રમાણમાં ઉપલબ્ધ બને છે. એમના પ્રશસ્ત કાર્યોનું વર્ણન મેઘમુનિકૃત 'સાહ રાજસી રાસ'મા નિમ્નોક્ત છે.

૧૮૨૫. 'ભરતક્ષેત્રના ૨૫ાા આર્યદેશોમાં હાલાર દેશ પ્રસિદ્ધ છે, જેનાં અશ્વરત્ન પ્રસિદ્ધ હોય છે તેમજ કૃષ્ણનુ નિવાસસ્થાન દારામતીતીર્થ પણ ત્યાં અવસ્થિત છે. એ હાલાર દેશના નવાનગર નામક સુંદર નગરમા જામ સત્તા નરેશ્વર હતા જેઓ બહુ ન્યાયવાન અને ધર્મનિષ્ઠ હતા એમના પુત્રનું નામ જસરાજ હતુ. એ સમૃદ્ધ નગરમા મોટા મોટા શાહૂકારો વસતા હતા અને સમુદ્ર તટનો ભારે મોટો વ્યાપાર હતો. અનેક પ્રકારનાં ફળ, મેવા, ધાતુ અને ઝવેરાતની આવક થતી હતી. નગરલોક સુખી હતા. જામસાહેબના રાજ્યમા બકરી અને સિંહ એક સાથે રહેતા હતાં અહી દંડ માત્ર પ્રાસાદો પર, ઉન્માદ હાથીઓમાં, બંધન વેણીના ફૂલમાં, ચંચલતા સ્ત્રી અને ઘોડાઓમાં, કેદખાના નારી કુચોમાં, હાર શબ્દ પાસાઓની રમતમા, લોભ દીપકમાં, સાલ પતંગમાં, નિસ્નેહીપણુ જળમાં, ચોરી મનને ચોરાવવામાં, શોર નૃત્ય-સંગીતાદિ ઉત્સવોમાં, વાંકાપણુ વાંસમાં અને શંકા લજ્જામાં જ જોવા મળતી હતી. એ પ્રધાન બંદર હતુ વ્યાપારીઓનુ મુખ્ય કેન્દ્ર હતુ. ૮૪ જ્ઞાતિઓમાં પ્રધાન ઓસવંશ સૂર્યની જેમ છે, જેના શૃંગારરૂપ રાજસી શાહનો વંશ ચોગમ પ્રસરેલો હતો'

૧૮૨૬ 'ગુણોથી ભરપૂર એક એકથી ચઢિયાતા ચોર્યાંશી ગચ્છ છે ભગવાન મહાવીરની પટ્ટ-પરંપરામા ગંગાજલની જેમ પવિત્ર અંચલગચ્છ-નાયક ધર્મમૂર્તિસૂરિ નામક યશસ્વી આચાર્યના ધર્મ-ધુરંધર શ્રાવકવર્ય રાજસી તેમજ તેના પરિવારનો વિસ્તૃત પરિચય આપવામાં આવે છે.'

૧૮૨૭ 'મહાજનોમાં પુણ્યવાન અને શ્રીમન્ત ભોજાશાહ થયા જે નાગડા ગોત્રીય હોવા છતાં પહેલાં પારકર નિવાસી હોવાના કારણે પારકરા પણ કહેવાતા હતા નવાનગરને વ્યાપારનુ કેન્દ્ર જાણીને શાહ ભોજાએ અહી વ્યાપારની પેઢી નાખી. જામસાહેબે એમને બોલાવીને સત્કૃત કર્યાં અને ત્યાં વસી રહેવા માટે ઉત્તમ સ્થાન આપ્યુ સં ૧૫૯૬ માં શુભ મુહૂર્તે શાહ ભોજા સપરિવાર આવી અહી રહેવા લાગ્યા. શેઠ પુણ્યવાન અને દાતા હોવાથી એમનું ભોજનામ સાર્થક હતુ. એમની પત્ની ભોજલદેની કુક્ષિથી પાંચ પુત્રો થયા, જેમના ખેતસી, જઈતસી, તેજસી, જગસી, અને રતનસી નામ હતા. સં. ૧૬૩૧-૩૨ માં દુષ્કાળના સમયમા જઈતસીએ દાનશાળાઓ ખોલી સુભિક્ષ કર્યું. ત્રીજા પુત્ર તેજસી ઘણા પુણ્યવાન, સુંદર અને તેજસ્વી હતા એમને બે પત્નીઓ હતી પ્રથમ તેજલદેથી ચાંપસી થયા, જેમની સ્ત્રી ચાંપલદેની કુક્ષિથી નેતા, ધારા, અને મૂલજી નામક ત્રણ પુત્રો થયા દ્વિતીય સ્ત્રી વઈજલદે ઘણી ગુણવતી, ધર્મિષ્ઠા અને પતિપરાયણ હતી. એની કુક્ષિથી સં. ૧૬૨૪ ના માગશર વદિ ૧૧ ને દિવસે શુભ લક્ષણયુક્ત પુત્રરત્ન જન્મ્યો. જ્યોતિષીઓએ જન્મ-લગ્ન જોઈને કહ્યું કે આ બાળક જગતનો પ્રતિપાલક થશે એનુ નામ રાજસી રાખવામા આવ્યુ, જે ક્રમશઃ વૃદ્ધિ પામવા લાગ્યો. તેણે પોશાળમાં માતૃકાક્ષર, ચાણક્યનીતિ, નામાલેખા શિખ્યા પછી ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો. યોગ્ય વયસ્ક થતાં સજલદે નામક ગુણવતી કન્યા સાથે તેનો વિવાહ થયો. સજલદેથી રામા નામક પુત્ર થયો, જેને પુત્ર તથા કાનબાઈ પુત્રી થયા સરીઆઈ નામક દ્વિતીય ભાર્યાથી માનસિંહ નામનો પુત્ર થયો.'

૧૮૨૮. 'રાજસીની દ્વિતીય ભાર્યા સરૂપદેવીથી લાછાં, પાંચી તેમજ ધરમી નામક ત્રણ પુત્રીઓ થઈ તૃતીય સ્ત્રી રાણબાઈ પણ મહા ઉદાર અને પ્રતિવ્રતા હતી તેજસીશાહના તૃતીય પુત્ર નેણસીશાહ થયા, જેમને મનરંગદે અને મોહણદે નામક બે ભાર્યાઓ હતી તેજસીશાહે પુણ્યકાર્યો કરતા ઈહલીલા સમાપ્ત કરી રાજસીના અનુજ નેણસીના સોમા અને કર્મસી નામક દાનવીર પુત્રદ્વય થયા.'

૧૮૨૯ સં. ૧૬૬૦ મા ધર્મમૂર્તિસૂરિ નવાનગર પધાર્યા શ્રાવક સમુદાયની સાથે જામનરેશ્વર પણ વંદનાર્થે પધાર્યો સૂરિએ ધર્મોપદેશ દેતા ભરત ચક્રવર્તીએ શત્રુંજયનો સંઘ કાઢીને પ્રાપ્ત કરેલા સંઘપતિ પદ અંગેનું વર્ણન કર્યું. રાજસીશાહે શત્રુંજયનો સંઘ કાઢવાની ઈચ્છા પ્રકટ કરી. સં ૧૬૬૫

માં લઘુ ભ્રાત નેણસી તથા એમના પુત્ર સોમા, કર્મસી તથા નેતા, ધારા, મૂલજી–ત્રણે ભ્રાતૃપુત્રો તથા સ્વપુત્ર રામસી આદિ સાથે પ્રયાણ કર્યું. સંઘનાયક વર્ધમાન તથા પદ્મસિંહ હતા સંઘને એકત્રિત કરી શત્રુંજય ભણી પ્રયાણ કર્યું હાલાર, સિંધ, સોરઠ, કચ્છ, મરુધર, માલવ, આગરા તથા ગુજરાતના યાત્રિકગણોની સાથે ચાલ્યા હાથી, ઘોડા, ઊંટ, રથ, સેજવાલો પર સવાર થઈને તથા કેટલાક યાત્રિક પગે ચાલતા હતા. નવાનગર અને શત્રુંજયના માર્ગમાં ગન્ધર્વો દ્વારા જિનગુણ સ્તવના કરતો તથા ભાટો દ્વારા બિરુદાવલી વખાણતો સંઘ શત્રુંજય આવી પહોંચ્યો. સોનાના ફૂલ, મોતી તથા રત્નાદિથી ગિરિરાજને વધાવવામા આવ્યો. રાયણવૃક્ષોને નીચે રાજસીશાહને સંઘપતિનુ તિલક કરવામાં આવ્યું સંઘવી રાજસી-શાહે ત્યાં સાહમીવચ્છલ તથા લહાણાદિ કરી પ્રચુર ધનરાશિ વ્યય કરી સકુશળ શત્રુંજય યાત્રા કરી સંઘ સહિત નવાનગર પધાર્યાં સામૈયામાં ઘણા લોકો આવ્યા અને હરિણાક્ષિઓએ તેમને વધાવ્યા'

૧૮૩૦ 'શત્રુંજય મહાતીર્થની યાત્રાથી રાજસી અને નેણસીના મનોરથો સફળ થયા. તેઓ પ્રતિ સંવત્સરીના પારણાના દિવસે સ્વામીવાત્સલ્ય કરતા અને શ્રીફળ, સુખડી આદિ વહેંચતા. જામ નરેશ્વરને માન્ય રાજસી શાહની પુણ્ય–કલા બીજના ચંદ્રની જેમ વૃદ્ધિગત થવા લાગી એકવાર એમના મનમાં વિચાર આવ્યો કે મહારાજા સંપ્રતિ, મંત્રીશ્વર વિમલ અને વસ્તુપાલ–તેજપાલ આદિ મહાપુરૂષોએ જિનાલય નિર્માણ કરાવી ધર્મસ્થાનો સ્થાપિત કર્યાં અને પોતાની કીર્તિ પણ ચિર સ્થાયી કરી. જિનેશ્વરના શ્રીમુખથી આ કાર્ય દ્વારા મહાફલની નિષ્પત્તિ દર્શાવાઈ છે, એટલે આ કાર્ય મારે પણ કરવુ જોઈએ. એમણે પોતાના અનુજ નેણસીની સાથે એકાંતમાં સલાહ કરીને નેતા, ધારા, મૂલરાજ, સોમા, કર્મસી આદિ પોતાના કુટુંબીઓની અનુમતિથી જિનાલય નિર્માણ કરવાનુ નિશ્ચિત કરી જામ નરેશ્વર સમક્ષ પોતાનો મનોરથ નિવેદિત કર્યો. જામ નરેશ્વરે પ્રમુદિત થઈ શેઠના આ કાર્યની પ્રશંસા કરીને મનપસંદ ભૂમિ પર કાર્ય પ્રારંભ કરી દેવાની આજ્ઞા આપી. સંઘપતિએ રાજાજ્ઞા શિરોધાર્ય કરી તત્કાલ ભૂમિ ખરીદ કરી વાસ્તુવિદોને બોલાવી સં. ૧૬૬૮ અક્ષય તૃતીયાને દિવસે શુભ લગ્નમા જિના-લયનુ ખાતમુહૂર્ત કરાવ્યુ'

૧૮૩૧ 'સંઘપતિએ ઉજ્જવળ પાષાણ મંગાવીને કુશળ શિલ્પીઓ દ્વારા સુઘટિત કરાવી જિન-ભવન નિર્માણ કરાવ્યુ મૂલનાયકજીના ઉત્તુંગ શિખર પર ચૌમુખ વિહાર બનાવ્યો મોટા મોટા સ્તંભો પર રંભાની જેમ નાટક કરતી પુતલિકાઓ બનાવી ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણમા શિખરબદ્ધ દહેરાં કરાવ્યાં. પશ્ચિમ તરફ ચઢતાં ત્રણ ચૌમુખ કરાવ્યા આ શિખરબદ્ધ બાવન જિનાલય ગઢની જેમ શોભાય-માન બન્યાં. પૂર્વ દ્વારની તરફ પ્રાસાદ થયો ઉત્તર દક્ષિણ દ્વાર પર બહારના દહેરા બનાવ્યાં સં ૧૬૬૯ અક્ષય તૃતીયાના શુભ દિવસે શુભ મુહૂર્તમા સમસ્ત નગરને ભોજનાર્થે નિમંત્રણ કરવામા આવ્યું. લાડુ, જલેબી, કંસાર, આદિ પકવાન્ન દ્વારા ભક્તિ કરી. સ્વયં જામ નરેશ્વર પણ પધાર્યા. વર્ધમાન–પદ્મસિંહ શાહના પુત્રો વીજપાલ અને શ્રીપાલ મહાજનોને સાથે લઈને આવ્યા ભોજનાનંતર બધા લોકોને સોપારી, ઈલાયચી વગેરેથી સત્કૃત કર્યા.'

૧૮૩૨. 'આ જિનાલયના મૂલનાયક શ્રી શાંતિનાથ તથા ચૌમુખ દહેરીમાં સન્મુખ શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ તેમજ અન્ય જિનેશ્વરોનાં ૩૦૦ બિંબ નિર્મિત થયા. પ્રતિષ્ઠા કરવાના હેતુથી આચાર્યપ્રવર કલ્યાણસાગરસૂરિને પધારવા માટે શ્રાવકો વિનતિ કરવા આવ્યા. આચાર્ય અંચલગચ્છના નાયક તેમજ બાદશાહ સલેમ–જહાંગીરને માન્ય હતા. સં. ૧૬૭૫ માં તેઓ નવાનગર પધાર્યા દેશના શ્રવણ કર્યા બાદ રાજસી શાહે પ્રતિષ્ઠા મુહૂર્ત કઢાવ્યો અને વૈશાખ સુદી ૮ નો દિવસ નક્કી કરી તૈયારીઓનો પ્રારંભ

કર્યો. મધ્યમાં માણેક-સ્તંભ સ્થાપિત કરી મંડપની રચના કરવામાં આવી. ખાંડ ભરેલી થાળી અને મુદ્રિકા સાથે રાજસીશાહે સમસ્ત જૈનોને લહાણુ કરી. ચોર્યાસી જ્ઞાતિના બધા મહાજનોને નિમંત્રિત કરી જમાડયા અનેક પ્રકારના મિષ્ટાન્ન, પકવાન્નાદિથી ભક્તિ કરવામાં આવી. ભોજનાનન્તર શ્રીફળ આપવામાં આવ્યા.'

૧૮૩૩. 'રમણીય અને ઊંચા પ્રતિષ્ઠા મંડપમાં કેસરના છાંટણા છાંટવામાં આવ્યાં. જલયાત્રા મહોત્સવાદિમાં પ્રચુર દ્રવ્ય વ્યય કર્યો. સારા નગરની દુકાનોને અને રાજમાર્ગોને સજાવવામાં આવ્યાં. તડકાથી બચવાને માટે તંબૂઓ તાણવામા આવ્યા. વિવિધ ચિત્રાદિથી સુશોભિત નવાનગર દેવવિમાનની જેમ શોભતું હતુ રામસી, નેતા, ધારા, મૂલજી, સોમા, કર્મસી, વર્ધમાન સુત વીજપાલ, પદમસી સુત શ્રીપાલ આદિચતુર્વિધ સંઘની સાથે સંઘપતિ રાજસી શિરમૌર હતા. જલયાત્રા ઉત્સવમાં અનેક પ્રકારનાં વાજિંત્ર, હાથી, ઘોડા, પાલખી ઈત્યાદિની સાથે ગજારૂઢ ઈન્દ્રપદ ધારી શ્રાવકો અને ઈન્દ્રાણી બનેલી સુશ્રાવિકાઓ મસ્તક પર પૂર્ણ કુંભ, શ્રીફલ અને પુષ્પમાલા રાખીને ચાલતા હતા. કેટલીક સન્નારીઓ ગીત ગાતી હતી તો કેટલાક ભાટ લોકો બિરુદાવલિઓ કહેતા હતા. વસ્ત્રદાન આદિ પ્રચુરતાથી કરવામાં આવતું હતું. જલયાત્રાદિ પછી કલ્યાણસાગરસૂરિએ જિનબિંબોની અંજનશલાકા-પ્રતિષ્ઠા કરી. શિખરબદ્ધ પ્રાસાદમા શ્રી સંભવનાથ પ્રભુની સ્થાપના કરી સન્નિકટ જ એક ઉપાશ્રય બનાવ્યો ઇશ્વર દહેરુ-રાજકોટ ઠાકોર વિભોજી દ્વારા, પાણીની પરબ તેમજ વિશ્રામસ્થાન કરવામા આવ્યા સં. ૧૬૮૨ માં રાજસીશાહે મૂલનાયક ચૈત્યની પાસે ચૌમુખ વિહાર બનાવ્યો રૂપસી વાસ્તુવિદ્યા વિશારદ હતા આ શિખરબદ્ધ પ્રાસાદના તોરણ, ગવાક્ષ, ચોરી ઈત્યાદિની કોરણી અત્યંત સૂક્ષ્મ અને પ્રેક્ષણીય હતી. નાટય પુતલીઓ કલામાં ઉર્વશીને પણ મહાત કરી દેતી હતી. જગતીમાં આમલસાર પંક્તિ, પગથિયા, દ્વાર, દિક્પાલ, ઘુમ્મટ આદિથી ચોમજલ પ્રાસાદ સુશોભિત હતો ચારે દિશાઓમા ચાર પ્રાસાદ કૈલાસ શિખર જેવા લાગતા હતા. યથાસ્થાન બિંબસ્થાપનાદિ મહોત્સવ સંપન્ન થયો.'

૧૮૩૪ 'સં રાજસી શાહે શ્રી ગોડી પાર્શ્વનાથનો યાત્રા સંઘ કાઢયો નેતા, ધારા, મૂલરાજ, સોમા, કર્મસી, રામસી આદિ ભાઈઓ રથ, ગાડી, ઘોડા, ઊંટ આદિ પર આરોહણ કરી પ્રમુદિત ચિત્તથી શ્રી ગોડી પાર્શ્વનાથજીની યાત્રા કરી સકુશલ સંઘ નવાનગર પહોંચ્યો.'

૧૮૩૫ 'સં. ૧૬૮૭માં મહાદુષ્કાલ પડયો. વૃષ્ટિનો સર્વથા અભાવ હોવાથી પૃથ્વીએ એક કણ પણ અનાજ આપ્યુ નહિ લૂંટ, ભૂખમરો, હત્યાઓ, વિશ્વાસઘાત પરિવાર—ત્યાગ આદિ અનૈતિકતા અને પાપનુ સામ્રાજ્ય ચોગમ પથરાઈ ગયુ. આવા વિકટ સમયમા તેજસીના નંદન રાજસીએ દાનવીર જગડૂશાહની જેમ અન્ન ક્ષેત્ર ખોલીને લોકોને જીવનદાન આપ્યુ. આ પ્રમાણે દાન દેતા સં. ૧૬૮૮ નું વર્ષ આવ્યુ અને ઘનઘોર વર્ષાથી સર્વત્ર સુકાળ થઈ ગયો રાજસીશાહ નવાનગરના શ્રી શાંતિજિનાલયમાં સ્નાત્ર મહોત્સવાદિ પૂજાઓ સવિશેષ કરાવતા હીરા-રત્ન જડિત આંગી તેમજ સત્તર ભેદી પૂજાઓ આદિ કરતા, યાચકોને દાન દેતા રાજસી શાહ સુખપૂર્વક કાલ નિર્ગમન કરવા લાગ્યા.'

૧૮૩૬. 'મેઘ મુનિએ સં. ૧૬૯૦ના પોષ વદિ ૮ ને દિવસે રાજસી શાહનો આ રાસ રચ્યો. ધર્મમૂર્તિસૂરિના પટ્ટધર આચાર્ય કલ્યાણસાગરસૂરિના શિષ્ય વાચક જ્ઞાનશેખરે નવાનગરમાં ચાતુર્માસ કર્યુ. શ્રી શાંતિનાથ ભગવાન ઋદ્ધિ વૃદ્ધિ, સુખ સંપત્તિ મંગલમાલા વિસ્તાર કરે.' જુઓ. જૈ. સ. પ્ર. વર્ષ ૧૮ અંક ૮ માં ભંવરલાલજી નાહટાનો લેખ સાહ રાજસી રાસ સાર લેખકે હર્ષસાગર રચિત 'રાજસી સાહ રાસ'નો સાર પણ જૈ. સ. પ્ર. વર્ષ ૧૯, અંક ૭ મા આપ્યો છે, જે નિમ્નોક્ત છે.

૧૮૩૭. 'કવિ હર્ષસાગર હંસવાહિની સરસ્વતી તેમજ શંખેશ્વર તથા ગોડી પાર્શ્વનાથને નમસ્કાર કરીને નાગડા શાહ રાજસીના રાસનો પ્રારંભ કરે છે. ભરતખંડમાં સુંદર અને વિશાલ નાગનયર નામક નગર છે જ્યાં યદુવંશીઓનુ રાજ્ય છે. રાઉલ જામના વંશજ વીભાજી, સત્તાજી, જસોજી જામ થયા, જેમના પાટ પર લાખેસર જામ રાજ્ય કરે છે એમનાં રાજ્યમાં પ્રજા સુખી છે. મંદિર, જલાશય અને બાગબગીચાઓનું બાહુલ્ય છે. ચૌમુખ દહેરી જિનાલય, નાગેશ્વર, શિવાલય હનુમાન, ગણેશ આદિના મંદિરો છે. જામ લખપતિની પ્રિયા કૃષ્ણાવતી અને પુત્ર રણમલ્લ અને રાયસિંહ છે. રાજાના થારગિર અને વસંતવિલાસ બાગમાં અનેક પ્રકારનાં ફલાદિના વૃક્ષો ફૂલ્યા-ફાલ્યાં છે મોટા મોટા વ્યાપારી લખપતિ અને કરોડપતિ નિવાસ કરે છે. નગરમા શ્રીમાલી અધિક છે. એક હજાર ઘર શ્રાવકોનાં છે, છસો પાંચ ઘર ઓશવાળોનાં છે નગરશેઠ સવજી છે, એમના ભાઈ નેણસી છે. અહીં નાગડવંશનો મોટો વિસ્તાર છે, જેનુ વર્ણન કરવામાં આવે છે.'

૧૮૩૮. 'અમરકોટના રાજા નાગડ મોહણના કુલમાં ઊદલ-જાહલ-સધીર-સૂંટા-સમરથ-નરસંગ-સકજૂ-વીરપાલ-કંધોધર-હીરપાલ-અને ક્રમશ. ભોજ થયા ભોજના તેજસી અને તેના પુત્ર રાજસી-રાજડ કુલમા દીપક સમાન યશસ્વી થયા. ધર્મકાર્યોમાં જગસી, જાવડ, જગડૂ, ભામા, રામ, કુંરપાલ, આસકરણ, જસૂ, ટોડરમલ, ભાલ, કર્મચંદ, વસ્તુપાલ અને વિમલશાહની જેમ સુકૃતકારી થયા'

૧૮૩૯ 'નાગડ શાહ રાજસીના ભાઈ નેણસી તથા નેતા, ધારા, મૂલા આદિ તથા મૂલાના પુત્ર હીરજી, હરજી, વીરજી અને રાજા હતા રતનસીના પુત્ર અમરા અને તેના સવસી અને સમરસી હતા. મંગલ પણ મતિવાન હતા. ધનરાજના પોમસી અને જેઠાના પુત્ર મોહણસી થયા. શાહ તલાના ખીમસી, ગોધુ થયા. આભાના પુત્ર હાથી, વિદ્યાધર, અને રણમલ હતા. ઠાકરસી અને ભાખરસી પણ પુણ્યવાન હતા. આ કુટુંબમાં શાહ રાજસી પ્રધાન હતા, ભાઈ નેણસી અને પુત્ર રામા તથા સોમકરણ મહામના થયા નેણસીના પુત્ર કર્મસી થયા. એ બધા વંશદીપકોએ પરામર્શ કરી જોષી માધવને બોલાવ્યા અને જિનાલય માટે ઉત્તમ મુહૂર્ત અંગે પૂછ્યુ.'

૧૮૪૦. 'ભોજાના પાંચ પુત્રોમા ચતુર્થ તેજસી થયા એમણે પછી સં. ૧૬૨૪માં નૌતનપુરમા શ્રી શાંતિનાથ પ્રભુનો જિનપ્રાસાદ નિર્માણ કરાવ્યો હતો હવે વિશાળ મંદિર બનાવવા માટે વિચાર કર્યો તો ચાંપાના પુત્ર મૂલસીશાહે કેટલોક હિસ્સો આપ્યો વીજલદેના પુત્ર રાજસી અને સ્વરૂપદેનંદન રામસીએ જિનાલયનો નિશ્ચય કર્યો, સરિયાદેનો ભર્તાર મનમાં અત્યંત ઉત્સાહવાન છે એ બન્ને ભાઈ તેમજ રામસી તથા મૂલા રાઉલ શત્રુશલ્યના નંદન જામ જસવંત પાસે જઈને આજ્ઞા માગી કે અમને નલિની-વિમાન સદૃશ જિનાલય નિર્માણ કરવાની આજ્ઞા આપો! રાજાજ્ઞા પ્રાપ્ત કરી તેઓ સાનંદ ઘેર આવ્યા અને ગજધર જશવંત મેઘાને બોલાવીને જિનાલયને યોગ્ય ભૂમિની ગવેષણા કરી અને સારુ સ્થાન જોઈને જિનાલયના મંડાણનો પ્રારંભ કર્યો'

૧૮૪૧. 'રાજડના મનમાં મોટો ઉમંગ હતો. એણે વિમલ, ભરત, સમરા, જિયેષ્ટલ, જાવડ, બાહડ અને વસ્તુપાલના શત્રુંજયોદ્ધારની જેમ નાગનયરમા ચૈત્યાલય કરાવ્યુ. સં ૧૬૭૨ માં એના મંડાણનો પ્રારંભ કર્યો વાસ્તુક જશવંત મેઘાએ અષ્ટમીને દિવસે શુભ મુહૂર્તમાં ૯૯ ગજ લાંબા અને ૭૫ ગજ પહોળા વિશાલ જિનાલયનો પાયો નાખ્યો પહેલો થર રત્નનો, બીજો કિલસુ, ત્રીજો કિવાસ, ચોથો માકી, પાંચમો ગજડંબધ, છઠ્ઠો દોઢિયા, સાતમો સ્તર ભરણી, આઠમો મરાવટ, નવમો માલાગિર, દસમો સ્તર છાજ્જત, અગિયારમો છેપાર અને તેના ઉપર કુંભવિસ્તાર કરવામા આવ્યો. પ્રથમ બીજા જામિસ્તર કરીને તેના પર શિલાશૃંગ બનાવ્યાં, મહેન્દ્ર નામક ચૌમુખ શિખરના ૬૦૯ શૃંગ અને ૫૨ જિનાલયનુ

નિર્માણ થયું ૩૨ નાટ્યારંભ કરતી પુતલિયો, ૧ નેમિનાથ ચોરી, ૨૬ કુંભિ, ૯૬ સ્તંભ ચૌમુખને નીચે તથા ૭૨ સ્તંભ ઉપરવર્તી થયા. આ પ્રમાણે નાગપદ્મ મંડપવાળા લક્ષ્મીતિલક પ્રાસાદમાં શ્રી શાંતિનાથ મૂલનાયક સ્થાપિત કર્યા. દ્વારના ઉભય પક્ષમાં હાથી સુશોભિત કર્યા. આબૂના વિમલપ્રાસાદની જેમ નૌતનપુરમાં રાજડ શાહે યશોપાર્જિત કર્યો. આ લક્ષ્મીતિલક પ્રાસાદમા ત્રણ મડપ અને પાંચ ચૌમુખ થયાં. ડાબી બાજુએ સહસ્રફણા પાર્શ્વનાથ, જમણી બાજુએ સંભવનાથ ( ૨ પ્રતિમા, અન્ય યુક્ત ), ઉત્તર દિશાની મધ્ય દહેરીમા શાંતિનાથ, દક્ષિણ દિશાના ભોંયરામાં અનેક જિનબિંબ તથા પશ્ચિમ દિશાના ચૌમુખમાં અનેક પ્રતિમાઓ તથા પૂર્વ તરફ એક ચૌમુખ તથા આગળ વિસ્તૃત નલિની જેવી શત્રુંજયની જેમ ૩૨ પૂતલિઓ સ્થાપિત કરી ત્રણ તળનો તોરણયુક્ત આ જિનાલય નાગનયર–નૌતનપુરમાં બન્યો. અન્ય જે મદિર બનાવ્યાં તેનું હવે વિવરણ કરવામાં આવે છે.'

૧૮૪૨ ' ભલશારણિ ગામમાં ફૂલઝરી નદીના પાસે જિનાલય તથા અંચલગચ્છની પૌષધશાળા બનાવી. સૌરાષ્ટ્રના રાજકોટમાં પણ રાજડે યશ સ્થાપિત કર્યો. વાસુદેવ કૃષ્ણનો પ્રાસાદ મેરુશિખર સાથે સ્પર્ધા કરતો હતો યાદવવંશી રાજકુમાર વિભોજી ( ભાર્યા કનકાવતી તથા પુત્ર જીવણજી – મહિરામણ ) સહિતના ભાવથી એ કાર્યો થયા. કાંડાબાણ પાષાણથી શિખર તથા પાસે ઉપાશ્રય બનાવ્યો. કાલાવાડમાં યતિ–આશ્રમ–ઉપાશ્રય બનાવ્યો માટામા શિખર કર્યો અને પંચધાર ભોજનથી ભૂપેન્દ્રને જમાડયા. બસો ગોડી જેઓ મૂઢ હતા તેઓ મુન્નાની શ્રાવક થયા કાંડાબાણી પાષાણથી એક પૌષધશાળા બનાવી કચ્છ દેશમાં ઓશવાળોનાં મોઢા સ્થાનમાં એક રાજડ ચૈત્ય છે અને ત્યાં ઘણો પ્રસિદ્ધ મહિમા છે.'

૧૮૪૩. ' નાગનયરની ઉત્તર દિશામા અન્ન–પાણીની પરબ ખોલી કચ્છના માર્ગમા બેડી તટ સ્થાનમાં પથિકોને માટે વિશ્રામગૃહ કરાવ્યો અને પાસે જ હનુમત દહેરી બનાવી. નામ નદીની પૂર્વની બાજુ અનેક સ્તંભોયુક્ત એક ચોરો બનાવ્યો, જેની શીતળ છાયામાં શીત અને તાપથી વ્યાકુળ માણસો આવીને બેસે છે. નવાનગરમાં રાજડે વિધિપક્ષનો ઉપાશ્રય બનાવ્યો સો દ્વારવાળી વસ્તુપાલની પૌષધશાળા જેવી રાજડની અંચલગચ્છ પરશાળ હતી ધારાગિરની પાસે તથા અન્યત્ર એમણે વખારો કરી કાડાવાણિ પાષાણનું સપ્તભૂમિ મદિર સુશોભિત હતું, જેની સં. ૧૬૭૫ માં રાજડે બિબ પ્રતિષ્ટા કરાવી. જામસાહેબે એમનો ઘણો આદર કર્યો. સં ૧૬૮૭ ના દુષ્કાળમા ગરીબોને રોટી તથા ૧ાા કળસી અન્ન પ્રતિદિન આપતા રહ્યા. વણિકવર્ગ જે કોઈ પણ આવે તેને સ્વજનની જેમ સાદર ભોજન કરાવવામા આવતુ હતુ આ દુષ્કાળમા જગડૂશાહની જેમ રાજડે પણ અન્નસત્ર ખોલ્યા અને પુણ્યકાર્યો કર્યા '

૧૮૪૪. ' હવે રાજડના મનમાં શત્રુંજય યાત્રાની ભાવના થઈ અને સંઘ કાઢ્યો શત્રુંજય આવીને પ્રચુર દ્રવ્યવ્યય કર્યો. ભોજન અને સાકરના પાણીની વ્યવસ્થા કરી શ્રી આદિનાથ પ્રભુ અને બાવન જિનાલયની પૂજા કરી લલિત સરોવર જોયો પહાડ પર સ્થળે સ્થળે જિનવદન કરતાં નેમિનાથ, મરુદેવી માતા, રાયણપગલી, શાંતિનાથ પ્રાસાદ, અદબદ આદિનાથ, વિઘ્નવિનાશક યક્ષસ્થાનમા ફળ નાળિયેર ભેટ ધર્યા. મુનિવર કારીકુંડ ( ? ), મોલ્હાવસહી, ચતુર્વિંશતિ જિનાલય, અનુપમદેસર, વસ્તગ પ્રાસાદ આદિ સ્થાનોમા ચૈત્યવંદના કરી. ખરતર દહેરુ, આદિનાથ, ઘોડાચોકી, સિંહદ્વાર આદિ સ્થાનોને નીરખતાં વસ્તુપાલ દહેરી, નદીશ્વર જિનાલય થઈને તિલખા તોરણ–ભરતેશ્વર કારિત આદિ જિનાલયોના દ્વાર પાસે આવ્યા ડાબી બાજુ સાચોરા મહાવીર, વિહરમાન પાચ પાંડવ, અષ્ટાપદ, ૭૨ જિનાલય, મુનિસુવ્રત અને પુંડરીકસ્વામીને વદના કરી મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનની પ્રક્ષાલ–વિલેપનાદિથી વિધિવત્ પૂજા કરી, પછી નવાનગરમા આવીને સાતે ક્ષેત્રોમા દ્રવ્યવ્યય કર્યો.'

૧૮૪૫. 'રામૂએ ગોડીપાર્શ્વનાથજીની યાત્રાના નિમિત્તે ભૂમિશયનનો નિયમ લીધો હતો. એટલે ત્યાંનો સઘ કાઢવાનો નિશ્ચય કરવામા આવ્યો. વાગડ, કચ્છ, હાલાર, આદિ સ્થાનોના સઘો નિમત્રણ મળતાં એકત્રિત થયા. પાંચસો સેજવાલા લઈને સઘે પ્રયાણ કર્યું. રથોની ધૂલિથી સૂર્ય પણ મદ દેખાતો હતો. પ્રથમ પ્રયાણ ધૂઆવિ, બીજુ ભાદ્રેઅ, ત્રીજું કેસી અને ચોથુ બાલામેય કર્યું. ત્યાથી રથ, ઘોડા દ્વારા રણ પાર કર્યું અને કીકાંણ આવ્યા. એક રાત ત્યા રહીને અંજાર પહોંચ્યા. ત્યા યાદવ ખેગાર પાસે અગણિત યોધ્ધા હતા. કેટલાક દિવસો અજારમા રહીને સઘ ધમડકા પહોંચ્યો ત્યાંથી ચુખારિ, વાવ, લોદ્રાણી, રણની ઘેડી, ખારડિ, રાણાસર થઈને પારકર પહોચ્યા રાણાને ભેટણુ ધરીને સન્માનિત થયા પછી ગોડીજી તરફ ચાલ્યા. ચૌદ કોસ થરમાં ચાલ્યા પછી શ્રી ગોડીજી તરફ પહોચ્યા. નવાનગરથી ચાલ્યા પછી માર્ગમાં જે કોઈ ગામ નગર આવ્યાં, ત્યાં બે શેર ખાડ અને રૌપ્યમુદ્રિકાની લહાણ કરી રાજડ અને રામાએ ભાવપૂર્વક પ્રભુદર્શન કરી સત્તરભેદી પૂજા ભણાવી સંઘ અને ઈતર લોકોની અન્ન અને મિષ્ટાન્ન ભોજન દ્વારા ભક્તિ કરી તેમને સંતુષ્ટ કર્યા.

૧૮૪૬. 'હવે શ્રી ગોડીજીથી પાછા ફર્યા અને નદી, ગામ તથા વિષમ માર્ગોને પાર કરીને સૌ સકુશળ નવાનગર પહોંચ્યા રાજડ શાહની ઘણી કીર્તિ ફેલાઈ. અંચલગચ્છના સધર્મી બંધુઓમાં રાજડ શાહે જે લહાણુ વિસ્તરિત કરી, તે સમસ્ત ભારતવર્તી ગ્રામ-નગરમાં નિવાસ કરતા શ્રાવકોથી સંબધિત હતી રાસમાં આપેલાં સ્થાનોની નામાવલી અહીં આપવામાં આવે છે, જે દ્વારા એ સમયમાં અંચલ-ગચ્છનો દેશવ્યાપી પ્રચાર વિદિત થાય છે. (૧) નૌતનપુર (૨) ધૂઆવિ (૩) વણથલી (૪) પડધરી (૫) રાજકોટ (૬) લઈઆ (૭) લુધુ (૮) મોરબી (૯) હળવદ (૧૦) કટારિઆ (૧૧) વિહંદ (૧૨) ધમડકા (૧૩) ચંકાસર (૧૪) અજાર (૧૫) ભદ્રેસર (૧૬) ભૂહડ (૧૭) વારડી (૧૮) વારાહી (૧૯) ભુજપુર (૨૦) કોઠારા (૨૧) સારૂર (૨૨) ભુજનગર (૨૩) સિન્ધ-સામહી (૨૪) બદીના (૨૫) સારણ (૨૬) અમરપુર (૨૭) નસરપુર (૨૮) ફતેબાગ (૨૯) સેવાસણ (૩૦) ઉચ્ચ (૩૧) મુલતાન (૩૨) દેરાઉર (૩૩) સરવર (૩૪) રોહલી (૩૫) ગૌરગઢ (૩૬) હાજી-ખાનદેસ (૩૭) સઢલા (૩૮) બિહરૂક (૩૯) સલાબુર (૪૦) લાહોર (૪૧) નગરકોટ (૪૨) બીકાનેર (૪૩) સરસા (૪૪) ભટનેર (૪૫) હાંસી (૪૬) હસાર? (૪૭) ઉદેપુર (૪૮) ખીમસર (૪૯) ચિત્તોડ (૫૦) અજમેર (૫૧) રણથભોર (૫૨) આગરા (૫૩) જસરાણા (૫૪) બડોદ્રે (૫૫) તિજારે (૫૬) લોદ્રાણી (૫૭) ખારડી (૫૮) સામોસણ (૫૯) મહીયાણી (૬૦) મોદ્રે (૬૧) બરડી (૬૨) પારકર (૬૩) બિહિરાણે (૬૪) સાંતલપુર (૬૫ વહુઈવારૂ (૬૬) અહિ-બાલિ (૬૭) વારાહી (૬૮) રાધનપુર (૬૯) મોહી (૭૦) વાવ (૭૧) થિરાદ (૭૨) સૂરાચદ (૭૩) રાડદ્રહ (૭૪) સાચોર (૭૫) જાલોર (૭૬) બાહડમેર (૭૭) ભાદ્રેસ (૭૮) કોટડા (૭૯) વિશાલે (૮૦) શિવવાડી (૮૧) સમીઆણા (૮૨) જસુલ (૮૩) મહુવા ૮૪) આસણકોટ (૮૫) જેસલમેર (૮૬) પુષ્કરણ (૮૭) જોધપુર (૮૮) નાગૌર (૮૯) મેડતા (૯૦) અલ્લાબાદ (૯૧) સિકન્દ્રાબાદ (૯૨) ફતેપુર (૯૩) મેવાત (૯૪) માલપુર (૯૫) સાંગાનેર (૯૬) નડુલાઈ (૯૭) નાડોલ (૯૮) દેસૂરી (૯૯) કુભલમેર (૧૦૦) સાદડી (૧૦૧) ભીમાવાવ (૧૦૨) રાણપુર (૧૦૩) ખિમે (૧૦૪) ગુદવચ (૧૦૫) પાનાગઢ (૧૦૬) સોઝિત્રા (૧૦૭) પાલી (૧૦૮) આઉવા (૧૦૯) ગાદે (૧૧૦) રોહીડ (૧૧૧) જિનાગણ (૧૧૨) પદમપુર (૧૧૩) ઉસીઆ (૧૧૪) ભીન્નમાલ (૧૧૫) ભમરાણી (૧૧૬) ખાંડપ (૧૧૭) ધણસા (૧૧૮) વાઘોડ (૧૧૯) ગોરસી (૧૨૦) મમત (૧૨૧) ડૂકતી (૧૨૨) નરતા (૧૨૩) નરસાણૂ (૧૨૪) નૂમડી (૧૨૫) ગાઢૂઈ (૧૨૬) આબલીઆલ (૧૨૭) ઝારૂલી (૧૨૮) સીરોહી (૧૨૯) રામસણ (૧૩૦) મંડાહડ (૧૩૧) આબૂ

(૧૩૨) બિહિરાણુ (૧૩૩) ઈડરગઢ (૧૩૪) વીસલનગર (૧૩૫) અણુહિલપુર પાટણ (૧૩૬) સ્મૂહંદિ (૧૩૭) લાલપુર (૧૩૮) સિદ્ધપુર (૧૩૯) મહેસાણા (૧૪૦) ગોટાણા (૧૪૧) વીરમગામ (૧૪૨) શંખેશ્વર (૧૪૩) માંડલ (૧૪૪) અધાર (૧૪૫) પાટડી (૧૪૬) બજાણા (૧૪૭) લોલાડા (૧૪૮) ધોળકા (૧૪૯) ધંધૂકા (૧૫૦) વીરપુર (૧૫૧) અમદાવાદ (૧૫૨) તારાપુર (૧૫૩) માતર (૧૫૪) બડોદરા (૧૫૫) બાંમરિ ? (૧૫૬) હાંસુટ (૧૫૭) સૂરત (૧૫૮) બુરહાનપુર (૧૫૯) જાલણા (૧૬૦) કંતડી (૧૬૧) બીજાપુર (૧૬૨) ખડકી (૧૬૩) માંડવગઢ (૧૬૪) દીવનગર (૧૬૫) ઘોઘા (૧૬૬) સરવા (૧૬૭) પાલીતાણા (૧૬૮) જૂનાગઢ (૧૬૯) દેવકાપાટણ (૧૭૦) ઊના (૧૭૧) દેલવાડા (૧૭૨) માંગરોળ (૧૭૩) કુતિયાણા (૧૭૪) રાણાવાવ (૧૭૫) પુર–પોરબંદર (૧૭૬) મીંઆણા (૧૭૭) ભાણવડ (૧૭૮) રાણપર (૧૭૯) ભણગુર (૧૮૦) ખંભાલિયા (૧૮૧) વીસોત્તરી (૧૮૨) માંઢા (૧૮૩) ઝાંખરિ (૧૮૪) છીકારી (૧૮૫) મહિમાણે (૧૮૬) હાલીહર (૧૮૭) ઉસવરિ (૧૮૮) તસૂએ (૧૮૯) ગઢકાનો (૧૯૦) તીકાવાહે (૧૯૧) કાલાવડ (૧૯૨) મલૂઆ (૧૯૩) હીણુમતી (૧૯૪) ભણુસારણિ. ઉપર્યુક્ત સર્વે ગામોમાં અંચલગચ્છીય મહાજનોને ઘરે લહાણુ વિસ્તીર્ણ કરી. ઉપર્યુક્ત ઝાંખરિમાં નાગડ વંશજો રાજડના નિકટના કુટુંબીઓ હતા ક્રમાંક ૧૮૫ પછીના બધાં ગામો કચ્છના છે.'

૧૮૪૭. 'રાજડના ભાઈ નેણુસી તથા એમના પુત્ર સોમાએ પણ ઘણાં પુણ્યકાર્યો કર્યાં. રાજડનો પુત્ર કર્મસી પણ શાલીભદ્રની જેમ સુંદર અને રાજમાન્ય હતો. એમણે વિક્રમવંશ–પરમાર વંશની શોભા વધારી–શત્રુંજય પર તેમણે શિખરબદ્ધ જિનાલય બધાવ્યું.'

૧૮૪૮. 'વીરવંશીય સાલવી બોહક–ગોત્રના પાંચસો ઘર અણુહિલપુરમાં તથા જલાલપુર, અહિમદપુર, પંચાસર, કનડી, બીજાપુર આદિ સ્થાનોમાં પણ રહેતા હતા. ગજસાગર, ભરતઋષિ તથા કલ્યાણુ–સાગરસૂરિએ ઉપદેશ આપીને તેમને પ્રતિબોધ કર્યો પ્રથમ યશોધન શાખા થઈ. નાનિગ પિતા અને નામલદે માતાના પુત્ર કલ્યાણુસાગરસૂરિએ સંયમશ્રી સાથે વિવાહ કર્યો તે ધન્ય છે. એ ગુરૂના ઉપદેશથી લહાણુ વહેંચવામા આવી તેમજ બીજા પણ અનેક પુણ્યો પ્રાપ્ત થયાં.'

૧૮૪૯. 'હવે રાજડે દ્વિતીય પ્રતિષ્ઠાન માટે નિમિત્ત ગુરૂને બોલાવ્યા સં. ૧૬૯૬ ના ફાગણ સુદી ૩ ને શુક્રવારે પ્રતિષ્ઠા સંપન્ન થઈ. ઉતર દિશાના દ્વારની પાસે વિશાળ મંડપ બનાવ્યો. ચૌમુખ છત્રી, દહેરી તથા પગથિયાં બનાવ્યાં અહીથી ચૈત્ય પ્રવેશ થાય છે બન્ને બાજુએ ઐરાવત હાથી પર ઈન્દ્ર વિરાજમાન કર્યા શાહ રાજડે પુત્ર પૌત્રાદિયુક્ત પ્રચુર દ્રવ્યદાન કર્યું.'

૧૮૫૦. 'પ્રતિષ્ઠાને પ્રસગે શાહ રાજસીએ નગરના સમસ્ત અધિવાસી બાલગોપાલને ભોજન કરાવ્યું. પ્રથમ બ્રાહ્મણોને દસ હજારનું દાન આપ્યું અને ભોજન કરાવ્યુ અનેક પ્રકારની ભોજન સામગ્રી કરવામાં આવી હતી એમણે ચોથુ વ્રત ગ્રહણ કરવાના પ્રસગે પણ સમસ્ત મહાજનોને જમાડયા. પર્યુષણનાં પારણાનું ભોજન કરાવ્યુ તથા સાધુ–સાધ્વીઓ, ચોર્યાસી ગચ્છના મહાત્મા–મહાસતીઓને દાન આપ્યું. એ પછી સૂત્રધાર, શિલાવ, સુથાર, ક્ષત્રિય, બ્રહ્મક્ષત્રિય, ભાવસાર, રાજગોર, નારોહ, ભાટીઆ, લોહાણા, ઓઝા, કંસારા, ભાટ, ભોજક, ગંધર્વ, વ્યાસ, ચારણ, તથા અન્ય જાતિના યાચકોને તેમજ લાડિક, નાઉક, સહિના, ધૂઈઆ, ત્રણે પ્રકારના કણબી, સતવારા, ભણુસાલી, તંબોલી, માલી, મણિયાર, ભડભૂંજે, આરૂઆ, લુહાર, મોની, કંદોઈ, કમાગર, ધૂધુ, સોનાર, પટોલી, ઘાંચી, છીપા, ધોબી, હજામ, મોચી, ભીસ્તી, બંધારા, ચુનારા, પ્રજાપતિ આદિ સર્વે વર્ણોના લોકોને પકવાન્ન ભોજન દ્વારા સંતુષ્ટ કર્યા.'

૧૮૫૧. 'હવે કવિ હર્ષસાગર રાજડશાહની કીર્તિથી પ્રભાવિત થયેલા દેશોનાં નામ દર્શાવે છે જે દેશમાં લોકો અશ્વમુખા, એકલપગા, શ્વાન–વાનરમુખા, ગર્દભ–ખગા તથા હાથીરૂપા, સૂવરમુખા તથા

સ્ત્રી રાજના દેશમાં, પચ ભર્ત્તાર–નારીવાળા દેશમાં રાજડશાહનો યશ સુવિદિત છે. શિર પર સગડી, પગમાં પાવડી તથા હાથમાં અગ્નિ ઘડી પણ નથી છોડતા એવા દેશમાં, ચીન, મહાચીન, તિલગ, કલિંગ, વરેશ, અંગ, બગ, ચિત્તોડ, જેસલમેર, માલવા, શિવકોટ, જાલોર, અમરકોટ, હરજમ હીંગલાજ; સિંધ, ઠઠ્ઠા, નસરપુર, બદીના, આદન, બખુસ, રેડબાહી, કનડી, બીજાપુર, ખભાત, અહમદાવાદ, દીવ, સોરઠ, પાટણ, કચ્છ, પચાલ, વાગડ, હાલાર, હડમતિ ઈત્યાદિ દેશોમાં વિસ્તૃત કીર્તિવાળા રાજડશાહ સપરિવાર આનંદિત રહો.'

૧૮૫૨. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલ પટ્ટાવલી તથા 'વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'માં રાયશીશાહ વિશે ભ્રાન્ત ઉલ્લેખો થયા છે. ઉક્ત બન્ને રાસો ચરિત્રનાયકની વિદ્યમાનતામાં રચાયા હોઇને તેની હકીકતો વિશ્વસનીય છે. ઉક્ત પટ્ટાવલી અને શ્રેષ્ઠીચરિત્રમાં તથા કલ્યાણસાગરસૂરિ રાસમાં રાયશી શાહને અપુત્ર કહ્યા છે એ વાત કેટલી હાસ્યાસ્પદ છે તે તેમના રાસો દ્વારા જણાશે. અલબત્ત, એ ત્રણેય ગ્રંથોની પ્રમાણભૂતતા શકિત છે એની મૂળ પ્રતો તપાસવી ઘટે છે. અહી એ વિશે લંબાણ કરવું અપ્રસ્તુત છે.

૧૮૫૩. બન્ને રાસકારોએ રાજસીશાહ વિશે ઝીણવટથી લખ્યું છે એટલું જ નહી તેમની પત્નીઓ સીરિયાદે અને રાણાદે વિશે પણ રાસો લખ્યા છે કવિ હર્ષસાગર કૃત રાસ પછી પ્રનમાં આવતા એ બન્નેના રાસોનો સાર ભંવરલાલજી નાહટાએ નોંધ્યો છે, જે નિમ્નોક્ત છે.

૧૮૫૪ 'શાહ રાજડના સંઘ પછી કોઈએ સંઘ કાઢ્યો નહી હવે સીરિયાદેએ શાહ રાજડના પુણ્યથી ગિરનાર તીર્થનો સઘ કાઢ્યો અને પાંચ હજાર દ્રવ્ય–વ્યય કરી સ ૧૬૯૨ ના અક્ષયતૃતીયાના દિને યાત્રા કરી, પચધાર ભોજનથી સંઘની ભક્તિ કરી રાઉત મોહણસિંહથી નાગડા ચતુર્વિધની ઉત્પત્તિ વખતે જ પૂર્વ શ્રાપ અનુસાર પુત્રી અસુખી તથા જ્યાં રહેશે ત્યાં ખૂબ દ્રવ્ય ખરચીને પૂણ્ય કાર્યો કરશે અને ત્રણેય પક્ષોને તારશે.'

૧૮૫૫. 'સીરિયાદેએ સ. ૧૬૯૨ માં યાત્રા કરીને માતૃ–પિતૃ અને શ્વસુર પક્ષને ઉજ્જવળ કર્યા. એણે માસક્ષમણ પૂર્ણ કરીને છ'રી પાળતાં આબૂ અને શંત્રુજયની પણ યાત્રા કરી ૩૦૦ સિજવાલા તથા ૩૦૦૦ નર–નારીઓની સાથે તે જૂનાગઢમાં ગિરનાર ચડી ભાટ, ભોજક, ચારણાદિનુ પોષણ કર્યું અને પછી નવાનગર પાછી ફરી.

૧૮૫૬. 'એમના પૂર્વજ પરમાર વશી રાઉત મોહણસિંહ અમરકોટના રાજા હતા, જેમને સદ્‌ગુરુ જયસિંહસૂરિએ પ્રતિબોધ આપીને જૈન બનાવ્યા હતા. કર્મયોગથી એમને પુત્ર–પુત્રી ન હતા આચાર્યે તેમને મદ્ય, માંસ અને હિંસા ત્યાગ કરાવી જૈન બનાવ્યા. ગુરુએ એમને આશીવ આપ્યા, જેથી એમને ચાર પુત્ર અને પાંચમો નાગપુત્ર થયો. બાલ્યાવસ્થામા વ્યંતરોપદ્રવથી બાળક ડરવા લાગ્યો. ઘણા ઉપચારો કર્યા. પછી એક પુરુષે પ્રકટ થઈ નાગથી નાગડાગોત્ર સ્થાપિત કરવાનું કહ્યું અને સર્વ કર્મોની સિદ્ધિ થઈ.'

૧૮૫૭. 'રાજડશાહે સ્વર્ગથી આવીને માનવ ભવમાં સર્વ સામગ્રી સપન્ન કરી મોટાં મોટાં પુણ્ય કાર્યો કર્યા. તેમની અર્ધાંગિની રાણાદેની સાથે જે સુકૃત કર્યાં તે અપાર છે. એણે સ્વધર્મી વાત્સલ્ય કરીને ૮૪ જ્ઞાતિને જમાડી તેમાં સત્તર પ્રકારની મીઠાઈઓ—જલેબી, પેંડા, બરફી, પતાસા, ઘેવર, દૂધપાક, સાકરિયા ચણા, ઈલાયચી પાક, મસ્કી, અમૃતિ, મોતીચૂર, સાછૂરણી ઈત્યાદિ તૈયાર કરવામા આવ્યાં હતાં. ઓશવાળ, શ્રીમાળી આદિ મહાજનોની સ્ત્રીઓ પણ જમણમા બોલાવવામા આવી હતી એ સૌને ભોજન ઉપરાન પાન, લવિંગ, સોપારી, એલાયચીથી તથા કેશર, ચંદન, ગુલાબના છાંટણાં છાંટીને

શ્રીફળથી સત્કૃત કરવામાં આવ્યાં. ભાટ, ભોજક, ચારણાદિ યાચકોને પણ જમાડયા તથા દીન-હીન વ્યક્તિઓને પ્રચૂર દાન આપ્યું રાણાદેએ લક્ષ્મીને શુભ કાર્યોમાં વ્યય કરી ત્રણે પક્ષો ઉજ્જવળ કર્યા.'

### લાલણ વર્ધમાન અને પદ્મસિંહ શાહ

૧૮૫૮. જયસિંહસૂરિએ પ્રતિબોધેલા લાલણજીના વંશમા ૧૫ મી પેઢીએ રાજા, મૂલા અને અમરશી નામના ત્રણે ભાઈઓ અનુક્રમે માંડવી, ભદ્રેશ્વર અને આરીખાણામાં થયા અમરશીને સં ૧૬૦૬ શ્રા સુ. ૫ના દિને વર્ધમાન, સ ૧૬૧૭મા પદ્મસિહ અને ચાંપશી નામે ત્રણ પુત્રો થયા. જન્મ વખતે માતા વૈજયન્તીએ શુભ સ્વપ્નો નીરખ્યાં હતા. માત-પિતાના સ્વર્ગગમન બાદ વર્ધમાન અને પદ્મસિહ સ્નેહ-પૂર્વક સાથે રહ્યા.

૧૮૫૯. બન્ને બાંધવોને યોગી દ્વારા સિદ્ધરસ પ્રાપ્ત થયેલ, જેના લેપથી તાંબામાંથી સોનું કરી તેમણે ઘણુ ધન પ્રાપ્ત કર્યું એવી ચમત્કારિક આખ્યાયિકાઓ પ્રસિદ્ધ છે. એ પછી તેઓ ભદ્રાવતીમાં વ્યાપારાર્થે વસ્યા અને અખૂટ સપત્તિ પ્રાપ્ત કરી

૧૮૬૦. તે વખતે ભદ્રાવતી મોટુ બંદર હતુ. ચીન, મલબાર વિગેરે દૂર દૂરના પ્રદેશો સાથે તે વ્યાપાર દ્વારા સંકળાયેલુ હતુ. રેશમ, સાકર, સોપારી, ઈલાયચી અને તેજાના વિગેરેનો ત્યાં ધીકતો વ્યાપાર ચાલતો. પદ્મસિહશાહ વ્યાપારાર્થે ચીનના કંતાન બદરે જઈ ત્યાના વ્યાપારી યૂલનચગ સાથે ભારત આવ્યો એ વિશે 'વર્ધમાન-પદ્મસિહ શ્રેષ્ઠી ચરિત્ર'માં વિસ્તૃત વર્ણન છે.

૧૮૬૧. એ અરસામાં કલ્યાણસાગરસૂરિ ભદ્રાવતીમાં પધાર્યા. તેમના ઉપદેશથી બન્ને ભાઈઓએ શત્રુજયનો મોટો સઘ કાઢયો. સ. ૧૬૫૦માં ભદ્રાવતીથી દરિયા વાટે સંઘ જામનગરના નાગના બદરે પહોચ્યો. ત્યા આચાર્ય પોતાના શિષ્ય-પરિવાર સાથે રણ ઓળગી ત્યા આવ્યા. સંઘપતિઓએ જામ જશાજીને ભેટણુ ધર્યું. જામે તેમને માગવાનું કહેતાં સઘપતિઓએ રક્ષણાર્થે સુભટો માગ્યા. રાજાએ એકસો સશસ્ત્ર સુભટો આપી સંઘપતિઓ પાસે વચન લીધુ કે તેમને નવાનગરમાં રહી વ્યાપાર કરવો. રાજ્ય તરફથી તેમને સગવડો કરી આપવામાં આવશે અને તેમની પાસેથી અડધુ દાણ લેવાશે એવી ખાત્રી અપાઈ, જેનો સઘપતિએ સ્વીકાર કર્યો આથી જામે હર્ષિત થઈ સંઘપતિઓને વસ્ત્રાભૂષણોનો શિરપાવ આપ્યો.

૧૮૬૨. સઘે નવાનગરથી પ્રયાણ કર્યું ત્યારે તેમા ૫૦૦ રથ, ૭૦૦ ગાડા, ૯૦૦ ઘોડા, ૯ હાથી, ૫૦૦ ઊંટ, ૧૦૦૦ ખચ્ચર, ૧૦૦ વાજુદ, ૫૦ નર્તકો, ૨૦ વાદ્યકારો, ૧૫૦ તંબુ તાણનાર, ૨૦૦ રસોઈઆ, ૧૦૦ કદોઈ, ૧૦૦ ચારણ, ૨૦૦ સાધુઓ, ૩૦૦ સાધ્વીઓ મળીને ૧૫૦૦૦ માણસો હતા. સઘનું ઝીણવટભર્યું વર્ણન શ્રેષ્ઠી-ચરિત્રમા છે. પટ્ટાવલીમાં એક ચમત્કારિક પ્રસંગ પણ અપાયો છે. તેનો સાર એમ છે કે સંઘપતિ પર વિઘ્ન આવવાનું છે એમ ભૈરવયુગલના અવાજ પરથી આચાર્ય જાણી ગયા. સંઘપતિ બાંધવોને તેમણે પૌષધ લેવાનુ કહ્યું બીજે દિવસે હાથી પર ન બિરાજતાં તેઓ પૌષધ વ્રત લઈ આચાર્ય સાથે પગે ચાલ્યા. ભાદર નદીને કાંઠે યોજન નામના કાઠી રાજકુમારની હાથણીને જોઈ સંઘપતિનો હાથી કામાતુર થઈ તેની પાછળ દોડયો. હાથણી ઝાડીમાં ભરાઈ તેની પાછળ ગાંડા થયેલા હાથીની અંબાડી પરનો ઝરૂખો ભાંગીને નીચે પડયો. સદ્ભાગ્યે બન્ને સંઘપતિઓ આચાર્ય સાથે ચાલતા હોઈને બચી જવા પામ્યા.

૧૮૬૩. એક માસ બાદ સંઘ શત્રુંજય પહોચ્યો અને શ્રી આદીશ્વર પ્રભુના દર્શન કરી કૃતાર્થ થયો. પંદર દિવસ સુધી સઘે ત્યાં સ્થિરતા કરી સંઘપતિઓએ છૂટે હાથે ત્યાં ધન વાપરી પોતાનો યશ સ્થાપિત

કર્યો. ત્યાં સમ્પ્રતિ, કુમારપાલ, વિમલ, વસ્તુપાલ–તેજપાલ વિગેરેએ બંધાવેલાં જિનાલયો જોઈને હર્ષિત થયેલા સંઘપતિઓએ કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૬૫૦ ના માગશર વદિ ૯ ના દિવસે ગિરિરાજ પર બે જિનાલયોનું ખાતમુહૂર્ત કર્યું. નાગડાગોત્રીય રાજશીશાહે પણ ૧૩ ના દિને ત્યાં જિનાલયનો પાયો નાખ્યો. તીર્થયાત્રા બાદ સંઘ જામનગર પહોચ્યો.

૧૮૬૪. જામ જશાજીએ સંઘનુ સામૈયું કર્યું. સંઘપતિઓએ ૫૦૦ સુવર્ણ મુદ્રિકાનુ ભેટણું ધર્યું. રાજાએ પણ એમને વસ્ત્રાભૂષણથી સત્કાર્યા. એમના આગ્રહથી વર્ધમાન–પદ્મસિંહ શાહ ત્યાં જ રહ્યા. તેમની સાથે ૫૦૦૦ ઓશવાળો પણ ત્યાં વસ્યા. સંઘ–કાર્યમાં સર્વ મળી ૩૨૦૦૦૦ કોરીનો ખર્ચ થયો સંઘનુ વર્ણન લાલણગોત્રના વહીવંચા સુંદરરૂપજીએ 'વર્ધમાન પ્રબંધ'મા તથા ચારણ કવિ મેરુજીએ ભાષાબદ્ધ કવિત્તોમાં કર્યું છે તેઓ બન્ને સંઘમા સાથે હતા.

૧૮૬૫ જામનગરમાં તેમનો વ્યાપાર ભારે વૃદ્ધિ પામ્યો, રાજ્યને પણ સારી આવક થઈ. રાજાને એમના પર પ્રીતિ થતાં તેમને પોતાના મંત્રીઓ બનાવ્યા. એ વખતે એમનો ભાગ્યરવિ મધ્યાહ્ને તપતો હતો પદ્મસિંહશાહની પત્ની કમલાદેવી ચતુર હતા. તેમણે વાત મૂકી કે લક્ષ્મી તો ચંચળ છે. બુદ્ધિવાનોએ તેને સદ્કાર્યોમાં સાર્થક કરવી જોઈએ. કમલાદેવીની પ્રેરણાથી બન્નેએ જામનગરમાં ભવ્ય જિનપ્રાસાદ બંધાવવાનો નિશ્ચય કર્યો, અને ગચ્છનાયકને ખાસ તેડાવ્યા કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૬૬૮ ના શ્રાવણ સુદી ૫ ના દિને ખાતમુહૂર્ત થયુ. જમીન માટે જામને દશ હજાર મુદ્રિકાઓ ધરી, યાચકોને ઘણુ ધન આપ્યુ.

૧૮૬૬ ૬૦૦ કચ્છી કારીગરોએ આઠ વર્ષ સુધી કામ કરી સુંદર જિનપ્રાસાદ તૈયાર કર્યો. ૫૦૧ જિનબિંબોની કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી અંજનશલાકા કરાવી સ ૧૬૭૬ ના વૈશાખ સુદી ૩ ને બુધવારે શ્રી શાંતિનાથ પ્રમુખ જિનબિંબોની તથા સ. ૧૬૭૮ ના વૈશાખ સુદી ૫ ને શુક્રવારે ભમતીની દેવકુલિકામાં જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરવામાં આવી. એ વખતે જામનગરમાં અપૂર્વ મહોત્સવ થયો.

૧૮૬૭ ત્યાર બાદ શત્રુંજય, મોડપુર અને છીકારીમા તેમણે જિનાલયો બંધાવી પ્રતિષ્ઠાદિ કાર્યો કર્યાં. એમની સાથે રાયશીશાહે સ. ૧૬૭૫ મા શત્રુંજયમા અંજનશલાકા કરાવી, તે વખતે કલ્યાણ-સાગરસૂરિ પંદર દિવસ સુધી પાલીતાણા રહ્યા હતા. વર્ધમાનશાહ અને રાયશીશાહે શ્રી શાંતિનાથ પ્રભુનાં બિંબને તથા પદ્મસિંહશાહે શ્રી શ્રેયાંસનાથ પ્રભુના બિંબને મૂલનાયકપદે સ્થાપ્યાં પદ્મસિંહશાહનાં જિનાલયનું શિખર અપૂર્ણ હોવાથી મૂલનાયકની પ્રતિષ્ઠા સં. ૧૬૭૬ ના ફાગણ સુદી ૨ ના દિને થઈ. બન્ને ભાઈઓએ જિનાલયના કાર્યમાં ૩૦૦૦૦૦ કોરી ખર્ચી.

૧૮૬૮. એમણે જામનગરમા બંધાવેલાં જિનાલયની શિલાપ્રશસ્તિના શિરોભાગમાં 'જામ શ્રી લક્ષ રાજ્યે' એમ લખાયું છે તેમાં જામ જશાજીની મહત્તા તેમજ નવાનગરનુ વર્ણન પણ છે સંઘપતિઓનુ વંશવૃક્ષ તેમા આ પ્રમાણે છે · સિંહજી–હરપાલ–દેવાનંદ-પર્વત–વચ્છુ–અમરસિંહ. તેમના વર્ધમાન, ચાપસિંહ અને પદ્મસિંહ એમ ત્રણ પુત્રો થયા

૧૮૬૯. વર્ધમાનના વીરપાલ, વીજપાલ, ભારમલ્લ અને જગડુ એમ ચાર પુત્રો થયા. ચાંપસિંહનો અમીશાહ નામે પુત્ર થયો, જેના રામજી અને ભીમજી નામે બે પુત્રો હતા પદ્મસિંહના શ્રીપાલ, કુંરપાલ અને રણમલ્લ નામે ત્રણ પુત્રો થયા શ્રીપાલને નારાણજી અને કૃષ્ણદાસ, કુંરપાલને સ્થાવર અને વાઘજી નામે પુત્રો થયા.

૧૮૭૦. શત્રુંજયની શિલાપ્રશસ્તિમાં એમનું વંશવૃક્ષ આ પ્રમાણે છે. હરપાલ–હરિયા–સિંહજી–ઉદ્દેશી–પર્વત–વચ્છરાજ–અમરસિંહ. પ્રમાદ દોષથી ઉક્ત બન્ને પ્રશસ્તિઓની નામાવલી જુદી પડે છે. પ્રશસ્તિકર્તા કે સલાટનો દોષ હશે.

૧૮૭૧. શત્રુંજયમાં વર્ધમાનશાહના જિનાલયનો જીર્ણોદ્ધાર જામનગરના કસ્તુરચંદ કસલચંદ મોણસીએ તથા ધેલાભાઈ કસલચંદની વિધવા જડાવબાઈએ સં. ૧૯૬૪ ના આસો સુદી ૧૦ ને સોમે કર્યો. પદ્મસિંહશાહના જિનાલયનો જીર્ણોદ્ધાર સુથરીના આસારીઆ પેથરાજે સં. ૧૯૬૫ માં કરાવ્યો.

૧૮૭૨. વર્ધમાન–પદ્મસિંહશાહને જામનગર છોડવા માટે કોપાધ્યક્ષ હડમત ઠક્કરે ભાગ ભજવ્યો તે વિશે શ્રેષ્ઠી–ચરિત્રમાં વિશદ્ વર્ણન છે. ૯૦૦૦ કોરીની જરૂરિયાત દર્શાવી હડમતે જામ પાસેથી વર્ધમાનશાહ પર ચિઠ્ઠી લખાવી, પાછળથી એ મીંડા ઉમેરી રજૂ કરી. નવલાખ કોરી તેમની પાસે સિલકમા પણ નહોતી. ચરિત્રમા જડીબુટ્ટીના પ્રભાવથી એ ચિઠ્ઠી પ્રમાણે તેમણે નવલાખ કોરી આપી એવો ઉલ્લેખ છે, પરંતુ પછી તેઓ જામનગર છોડી ગયા. જામને આ ષડ્યંત્રની જાણ થતાં તેણે હડમતનું માથું ગુસ્સામાં કાપી નાખ્યું. એની વિનતિ છતા પણ બન્ને ભાઈઓ જામનગર ન આવતાં ભદ્રાવતીમાં જ વસ્યા, એમની સાથે ચાર હજાર ઓશવાળો પણ કચ્છ પાછા ફર્યા. ઉક્ત પ્રસંગથી એમની જામનગરની વખાર 'નવલખા' એ નામથી પ્રસિદ્ધ થઈ.

૧૮૭૩. 'નવલખા'નો પ્રસગ બીજી રીતે પણ ઘટાવી શકાય છે 'વિભાવિલાસ'ના કર્તા જામ-નગરની સમૃદ્ધિ અને વર્ધમાન તથા રાજસિંહશાહની સપત્તિ વિશે વર્ણવે છે—

વધિયા ઘણ વેપાર અતે સહુકાર અપારહ,
રાજસિંહ વર્ધમાન વજ્જ કોટિ ધન ધારહ.

જલદધ કૈંક જિહાજ દેશ પરદેશ જાવે;
ચીજ વિલતી ચાવ લાખ ભર ભર કર લાવે

૧૮૭૪. એ પછી ભૂચરમોરીનું ખૂનખાર યુદ્ધ ખેલાયું. શરણે આવેલા મુઝફ્ફરને બચાવવા જતાં ક્ષાત્રટેક ખાતર જામ સતાજીએ રાજ્ય ખોયુ. જામનગરનું ઈસ્લામાબાદ નામ રાખવામાં આવ્યુ તથા સતાજીને દિલ્હી જવુ પડ્યુ. અકબરના સેનાપતિ અઝીઝ કોકાએ ત્યાં સુબો નીમી ખડણીની શરતો કબુલાવી. જામનગર છિન્ન–ભિન્ન થઈ ગયુ 'વિભાવિલાસ'મા જણાવ્યું છે કે સતાજી પૈસા વિના દુ:ખી થઈ ખંભાલિયા ચાલ્યા ગયા તેમના કુવર જશાજીએ આ સ્થિતિમાં જબરદસ્તીથી ગાદીએ બેસી સર્વ અમલદારોને બોલાવીને કહ્યું કે તમે હોવા છતાં જામ નાણાભીડ કેમ સહે ? તમારા જેવા હજારો કારભારીઓ જેની પાસે હોય તેને પૈસાનું દુઃખ કેમ રહે ? એમ કહી મંત્રી વર્ધમાન પાસેથી નવલાખ કોરી અને બીજા પાસેથી યથાયોગ્ય રકમ લઈ અડધો કરોડ કોરીઓ ભેગી કરી પછી જશાજીએ જામને ખંભાલિયાથી જામનગર તેડાવ્યા અને બાપ–દિકરો આનંદથી રાજ કરવા લાગ્યા—

ઊચરે બોલ જશવત એહ, સત્રસાલ જામ કયો દુ:ખ સહેહ ?
કહ તુમ્હ જસા કામેદકાર, હે ખડા પાસ હાજર હજાર.
વૃદ્ધમાંન શાહ દેશહ દિવાન, નૌ લાખ લહી ઈનપે નિદાંન;
દશ પંચશત સહ કામદાર, સબ એક એક લીંના સભાર.

૧૮૭૫ ઉપર્યુક્ત પ્રમાણ દ્વારા જણાય છે કે વર્ધમાનશાહે સ્વેચ્છાએ રાજાને નવલાખ કોરી સમર્પિત કરી રાજ્ય પ્રત્યેનું ઋણ અદા કર્યું. પરંતુ પાછળથી સં ૧૬૮૦માં જશાજીને દુધમાં ઝેર આપીને

મારી નાખવામાં આવેલા. વિરોધીઓના ષડ્યંત્રનો ભોગ બને તે પહેલાં જ જશાજીના પ્રીતિપાત્ર મંત્રીઓ નવાનગર છોડી ભદ્રાવતીમાં ચાલ્યા ગયા હશે એ વાત સંગતપ્રતીત જણાય છે

૧૮૭૬ સં. ૧૬૮૨ માં કલ્યાણસાગરસૂરિ ભદ્રાવતીમાં પધાર્યા. વર્ધમાન-પદ્મસિંહ શાહને તેમણે ગોત્રજા મહાકાલી દેવીએ સંકટ સમયે કરેલી સહાય વિશે જણાવતાં, તેઓ સકુટુંબ પાવાગઢ યાત્રાર્થે ગયા અને ત્યાં તીર્થોદ્ધાર કર્યો.

૧૮૭૭. આચાર્યના ઉપદેશથી બન્નેએ નવ નવ હજાર કોરી ખરચીને અરિષ્ટ રત્નની શ્રી નેમિનાથ પ્રભુની અને માણિક્ય રત્નની શ્રી વાસુપૂજ્ય પ્રભુની પ્રતિમાઓ ભરાવી એમની પત્નીઓએ દસ દસ હજાર કોરી ખરચીને અનુક્રમે નીલમ રત્નની શ્રી પાર્શ્વનાથ પ્રભુની અને શ્રી મલ્લીનાથ પ્રભુની પ્રતિમાઓ કરાવી. તેમણે બબ્બે લાખ કોરીને ખરચે નવપદજી અને જ્ઞાનપંચમીનું ઉજમણું પણ કર્યું.

૧૮૭૮. કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી બન્ને બાંધવોએ સાત લાખ કોરી ખરચીને સાધર્મીઓનો ઉદ્ધાર કર્યો તથા ભદ્રાવતી તીર્થનો દોઢ લાખ કોરી ખરચીને જીર્ણોદ્ધાર કર્યો. ત્યાર બાદ તેઓ સૌ કુટુંબ સાથે તીર્થયાત્રા માટે નીકળ્યા. ગિરનાર, તારંગા, આબૂ, સમેતશિખર, વૈભારગિરિ, ચંપાપુરી, પાવાપુરી, કાકિંદી, રાજગૃહી, વારાણસી, હસ્તીનાપુર, શત્રુંજય ઈત્યાદિ તીર્થોની યાત્રા કરી સર્વ મળી ૧૫૦૦૦૦૦ કોરી ખરચી જીર્ણોદ્ધાર, ધ્વજારોપણાદિ કાર્યો કર્યાં બે વર્ષ બાદ તેઓ સૌ ભદ્રાવતીમાં પાછા આવ્યાં.

૧૮૭૯. તેમણે જામનગરમા બંધાવેલા જિનાલયનું થોડું કામ અપૂર્ણ રહ્યું હતુ તે પૂર્ણ કરાવવા બધુ ચાંપસિંહશાહને બે લાખ કોરી મોકલાવી, પરંતુ ભાવિભાવના યોગથી તે કાર્ય પૂર્ણ થયું નહીં. ત્યાંના જિનાલયના નિભાવાર્થે તેમણે નવ વાડીઓ, ચાર ક્ષેત્રો તથા દુકાનોની શ્રેણી અર્પણ કરી.

૧૮૯૦. સં ૧૬૮૫ માં વર્ધમાનશાહે કલ્યાણસાગરસૂરિને ભદ્રાવતીમા તેડાવ્યા પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે સઘના આગ્રહથી ગુરુએ અમરસાગરસૂરિજીને આચાર્ય પદ-સ્થિતિ કર્યા આ વિધાન સશોધનીય છે અમરસાગરજીને સ. ૧૭૧૫ માં ખંભાતમાં એ પદ પ્રાપ્ત થયું હતું ગુરુના ઉપદેશથી વર્ધમાનશાહે સાધર્મીઓના ઉદ્ધારાર્થે બે લાખ કોરી ખરચી

૧૮૮૧ સ ૧૬૮૬ ના શ્રાવણ સુદી ૨ ના દિને કમલાદેવી તથા સ. ૧૬૮૭ ના આસો સુદી ૧૫ ના દિને નવરંગદે શુભગતિ પામ્યાં. તેમના કારજમા બન્ને ભાઈઓએ એસી હજાર કોરી ખરચી નવ જ્ઞાતિને પકવાન્ન ભોજન કરાવ્યુ. એ પછી સ. ૧૬૮૮ મા વર્ધમાનશાહ પણ ભદ્રાવતીમા મૃત્યુ પામ્યા કચ્છમા એમના મૃત્યુથી રાજ્યે બે દિવસનો શોક પાળ્યો. ૧૭ મા દિવસે પદ્મસિંહશાહે કચ્છ-હાલારના સર્વ લોકોને પકવાન્ન ભોજન કરાવ્યું અને કારજમા બાર લાખ કોરી ખરચી. વડિલબંધુની અગ્નિદાહની ભૂમિ પર તેમણે ત્રણ લાખ કોરી ખરચી એક વાવ તથા છત્રી આકારની દેરી બધાવીને તેમા શ્રી શાંતિનાથ પ્રભુના ચરણોની સ્થાપના કરી

૧૮૮૨. એ પછી કુટુબમા કલેશ જોઈ પદ્મસિંહશાહે ખેદપૂર્વક સૌને પોતાનો ભાગ આપી છૂટા કર્યાં. તેમના પુત્રો માડવીમાં તથા વર્ધમાનના પુત્રો મામાના તેડાવ્યાથી ભુજમાં વસ્યા સં. ૧૬૮૭ માં ભયંકર દુષ્કાળ પડચો. સ. ૧૬૮૯ માં મરકી, વાયુ તથા જલપ્રલયના કોપથી ભદ્રાવતી ઉજ્જડ થઈ. સં. ૧૬૯૪ ના પોષ સુદી ૧૦ ના દિને પદ્મસિંહશાહે પણ નશ્વર દેહ ત્યજ્યો

## મીઠડિયા મુહણસિંહ શાહ

૧૮૮૩. અચલગચ્છીય શ્રાવકોમાં મીઠડિયા વહોરા મુહણસિંહનુ નામ પણ ઉલ્લેખનીય છે. આ

ઓશવાળ શ્રેષ્ઠી પણ નવાનગરના વતની હતા. પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે વહાણવટું એ એમનો મુખ્ય વ્યવસાય હતો. એક વખત દ્વારકાબંદરમાં વહાણનું લંગર ઉપાડતાં તેની સાથે શ્રી નેમિનાથ પ્રભુની પ્રાચીન પ્રતિમા ખેંચાઈ આવી. એ પ્રતિમાને સ્થાપવા માટે તેણે નવાનગરમાં શિખરબદ્ધ જિનાલય બંધાવવાનો પ્રારંભ કર્યો, પરંતુ દૈવયોગે શિખરબદ્ધ જિનાલય થઈ શક્યુ નહીં. ધર્મમૂર્તિસૂરિને આ અંગે પૂછતાં તેમણે મહાકાલીદેવી દ્વારા જાણ્યું કે બલભદ્રે પૂજન• માટે જીવંતસ્વામી શ્રી નેમિનાથજીની એ પ્રતિમા ઘરદેરાસરની વિધિથી પ્રતિષ્ઠિત કરી હતી. દ્વારકાનો જલ-પ્રલયમાં વિનાશ થવાથી એ પ્રતિમા મહાસાગરમાં સમાઈ ગઈ હતી. સમુદ્રમાં સુસ્થિતદેવે તેનુ પૂજન કર્યું હતુ ઇત્યાદિ આથી ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી મુહણસિંહશાહે ઘરદેરાસર બંધાવી તે પ્રભાવક પ્રતિમાને સ. ૧૬૪૮ના મહા સુદી ૫ ને દિવસે મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠિત કરી. તે સમયે મુહણસિંહશાહે ધર્મકાર્યોમાં ઘણું ધન ખરચ્યુ.

### શ્રેષ્ઠી નાગજી

૧૮૯૪. ખંભાતના ઓશવાળ, રાજમાન્ય શ્રેષ્ઠી નાગજી વિશે અનેક ગ્રંથોમાંથી ઉલ્લેખો મળે છે. સ્થાનસાગરે એમના આગ્રહથી સં. ૧૬૮૫ના આસો વદિ ૫ ને મંગળવારે ખંભાતમાં 'અગડદત્ત રાસ' રચ્યો. જુઓ—

> વડવ્યવહારી જાણીઈ, ભૂપ દીઈ જસ માન;
> સા વત્થા સુત નાગજી, ઉત્તમ પુરુષ પ્રધાન.
>
> દઢ સમકિત નિત ચિત્ત ધરઈ, સારઈ જિણવર સેવ;
> ભક્તિ કરઇ સાહમી તણી, કુમતિ તણી નહી ટેવ.
>
> રૂપવંત સોહઈ સદા સુંદર સુત અભિરાંમ;
> સકલ કલા ગુણ આગર, મોહઈ જિસ્યો કામ.

સાવત્થાના પુત્ર નાગજીને સુંદરજી નામે પુત્ર હતો, એમ જણાય છે.

૧૮૯૫. દેવસાગરજીએ લખેલ ઐતિહાસિક પત્રમાં નાગજી વિશે ઘણુ કહેવાયુ છે. પત્રલેખક કલ્યાણ-સાગરસૂરિને પત્રમા જણાવે છે કે—'નાગજીશાહ નિગ્રહાનુગ્રહ કાર્યમાં સમર્થ, આઠ કર્મક્ષય માટે ઉદિત માર્ગમા આસક્ત, ઉત્તમ ન્યાયવંત, શ્રેષ્ઠ ગુણવંત અને સર્વજ્ઞ પ્રભુના ચરણ કમલનો ઉત્તમ ભક્ત છે. તે જિનોક્ત જીવાદિ વિચારનો જાણ, બીજાની સંપત્તિ ન ઇચ્છનારો, બધે ઉત્તમ પ્રતિજ્ઞાથી પ્રસિદ્ધ શ્રદ્ધાળુ-પણાથી દાનાદિના હિત વચનવાળો તથા જૈનધર્મના રસનો જાણ છે ન્યાયોપાર્જિત અનર્ગલ ધનવાળા, અરિહંત ભક્ત નાગજી શાહે અવસરે ખંભાતમા ગચ્છનાયકને બોલાવીને રાજહંસથી માંડી સર્વ જીવોનું સદા રક્ષણ કર્યું છે. નાગજીશાહ રાજમાન્ય, પોતાની વચનકલાથી સૌને આનંદ કરનાર, માનનીય વચનવાળો, ઉચ્ચ ગુણોથી ઉજ્જવલ અને લોકોને શાંતિ આપનારો હતો.'

૧૮૯૬. પત્રમાં નાગજીશાહના કાર્યો વિશે પણ ઉલ્લેખ છે. સ. ૧૬૭૭ના પર્યુષણ પર્વ વખતે 'અટ્ઠમ તપ કરનાર અઢીસો શ્રાવકોને નાગજીશાહે સૌને ધોતીયુ આપીને પારણું કરાવ્યું, પૌષધધારી છસો શ્રાવિકાને શ્રદ્ધાળુ રૂડીમાઈએ પારણુ કરાવ્યુ.'

૧૮૯૭ 'ખંભાતમા જિનશાસનની ઉન્નતિ કરનારો શ્રેષ્ઠી નાગજી હતો, જેણે ત્યાંના આભૂષણરૂપ ઉત્તુંગ જિનમંદિર અને ધર્મમૂર્તિસૂરિનો સ્તૂપ કરાવ્યાં, જે સંઘરૂપી સમુદ્રમાં ચિન્તામણી રત્નની જેમ નિરંતર શોભે છે.'

૧૮૯૮. વિજયશેખરે 'કયવન્ના રાસ' (સં. ૧૬૮૧) નાગજીશાહના આગ્રહથી રચ્યો હતો, એમ એ ગ્રંથની પ્રશસ્તિ દ્વારા જણાય છે—

મૂલ આદર ખંભાઈતિ, કૌતુક જાણી કીધો,
સાહ સોભાગી નાગજી, ઓસવંશ પ્રસિદ્ધો. ૬

## ખંભાતના શ્રાવકવર્યો

૧૮૯૯. શ્રેષ્ઠી નાગજી ઉપરાંત પદ્મસિંહ, શ્રીમલ્લ પ્રભૃતિ શ્રાવકવર્યોએ અનેક સુકૃત્યો દ્વારા મહા પુણ્ય ઉપાર્જન કર્યું છે શત્રુંજય પર મૂલનાયકજીની ટૂંકની જમણી બાજુની ભમતીની દેવકુલિકામાં શ્રી પદ્મપ્રભપ્રભુના આરસના બિંબ પર આ પ્રમાણે લેખ વંચાય છે

**श्री अंचलगच्छेः ॥ संवत् १६८३ वर्षे शाके १५४९ प्रवर्त्तमाने ज्येष्ट शुदि षष्टयां गुरुवासरे पुष्यनक्षत्रे श्री स्तंभतीर्थवास्तव्यः श्री उकेशज्ञातीय गोषरुगोत्रणा श्री श्रीराज तत्पुत्र साह श्री शंका तत्पुत्र साह श्रीवंत भार्या वा० टाकज तत् कुक्षि राजहंस साह पद्मसिंहकेन भार्या शातागदे पुत्र साह कीकाशाह तत् श्रीपति साह अमरदेव । श्रीपति भार्या साहिजदे तत् पुत्र उभयचंदादियुतेन श्री अंचलगच्छाधिराज पूज्य कल्याणसागर-सूरिशिरोमणि...विजयराज्ये श्री पद्मप्रभजिनर्बिबं कारितं प्रतिष्ठितं श्री संघेन ॥ श्री रस्तु ।**
મોરબીની પ્રતિમા પર પણ એવો લેખ છે.

૧૯૦૦. ઉક્ત પ્રતિમા પાસે શ્રી અભિનંદન પ્રભુના બિંબ પર આ પ્રમાણે ખંડિત લેખ છે

**श्री अंचलगच्छे श्री कल्याणसागरसूरि उपदेशेन । लाछी श्रीमल्ल...**

૧૯૦૧. સં. ૧૬૮૩ના જેઠ સુદી ૬ ને ગુરુવારે ઓશવાળ ગોખરૂગોત્રીય ઉક્ત શ્રેષ્ઠી પદ્મસિંહે અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવેલી એ પ્રસંગે અન્ય શ્રેષ્ઠીઓએ પણ બિંબ પ્રતિષ્ઠાદિ કાર્યો કરેલાં. ઉદાહરણાર્થે શ્રીમાલી પરીખ સોનજીએ શ્રી ચંદ્રપ્રભુ બિંબની કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી એ દિવસે પ્રતિષ્ઠા કરાવી એ બિંબ પર **सा० पद्मसिंहकारित प्रतिष्ठायां** એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. જુઓ— 'અંચલગચ્છીય લેખ સંગ્રહ,' લે૦ ૩૧૪. શ્રી સુવિધિનાથ બિંબની પ્રતિષ્ઠા પણ એણે એ દિવસે કરાવી હતી.

૧૯૦૨ એ અરસામાં બીજા પણ અનેક બિંબોની પ્રતિષ્ઠાઓ થઈ હતી, જે શત્રુંજયગિરિની મૂલ-નાયકની ભમતીના લેખો દ્વારા જાણી શકાય છે ઘણા લેખો ખંડિત થઈ ગયા હોઈને માત્ર આટલું જ વંચાય છે... **कारित प्रतिष्ठितं श्री संघेन श्री अंचलगच्छेश श्री कल्याणसागरसूरीणामुप-देशेन..** । પદ્મસિંહશાહે કરાવેલી પ્રતિષ્ઠાથી ચારેક માસ પહેલાં કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી, શત્રુંજય-ગિરિના મંત્રીશ્વર ભંડારીએ બંધાવેલા શ્રી ચંદ્રપ્રભજિનાલયનો સં. ૧૬૮૩ ના માઘ સુદી ૧૩ ને સોમે શ્રાવિકા હીરબાઈએ જીર્ણોદ્ધાર કર્યો હોઈને ગચ્છનાયક એ અરસામાં પાલીતાણામાં હતા

૧૯૦૩. સં ૧૬૭૭ મા ખંભાતમાં ચાતુર્માસ રહીને દેવસાગરજીએ ભૂજમા બિરાજતા ગચ્છનાયકને સંસ્કૃત પદ્યબદ્ધ ઐતિહાસિક પત્ર લખ્યો હતો તેમાં ખંભાતના બીજા અનેક શ્રાવક—શ્રાવિકાના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. એટલું ચોક્કસ છે કે ખંભાત તે વખતે અંચલગચ્છની પ્રવૃત્તિનું મહત્વનું કેન્દ્ર હતું.

## મીઠડિયા શાહ શાંતિદાસ

૧૯૦૪. ઓશવાળ વૃદ્ધશાખીય મીઠડિયા શાહ શાંતિદાસે સં. ૧૬૭૬ મા હાલારના બીડરી—છીકા-

રીમાં શ્રી શાંતિનાથ ભગવાનનું જિનાલય કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી બંધાવ્યું હતુ. ગામમાં શ્રાવકોની વસ્તી ન રહેતાં જિલાયની ઉત્થાપના કરવામાં આવી. હાલ તેમાં હિન્દુ ધર્મના દેવો વિરાજે છે.

### શાહ જીવાક

૧૯૦૫. સં. ૧૬૯૬માં શાહ જીવાકે માડીમાં કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શિખરબંધ જિનપ્રાસાદ બંધાવ્યો હતો. જુઓ 'મોટી પટ્ટાવલી' પૃ. ૩૫૩. પ્ર. સોમચંદ ધારશી.

### શ્રાવિકા હીરબાઈ

૧૯૦૬. કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રાવિકા હીરબાઈએ પણ અનેક ધર્મકાર્યો કર્યાં છે. શત્રુંજયગિરિ પર હાથીપોળ અને વાઘણપોળની વચ્ચે આવેલી વિમલવસહિ ટુંકમાં ડાબા હાથે રહેલા શ્રી ચંદ્રપ્રભુજિનાલયનો હીરબાઈએ સં. ૧૬૮૩ના મહા સુદી ૧૩ ને સોમવારે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આ જિનાલય અમદાવાદના મંત્રીવર્ય ભંડારીજીએ બંધાવ્યું હતુ. ભંડારીજીના વંશમાં હીરબાઈ છઠ્ઠી પેઢીએ થયાં. જીર્ણોદ્ધારનો ૪૦ પંક્તિનો શિલાલેખ ઉક્ત જિનાલયના ડાબા હાથના ગોખલામાં છે. એ શિલાલેખનો થોડો ભાગ ગદ્યમાં છે. પછી ૧૩ શ્લોકો છે. એ પછી પ્રાચીન ગુજરાતી મિશ્રિત સંસ્કૃતમાં ગદ્ય છે. આ લેખની પ્રતિલિપિ હેન્રી કાઉન્સેસે કરી અને ડૉ. બુહ્લરે 'એપિગ્રાફિયા ઈન્ડિકા' વૉ. ૨ માં એ લેખ સંપાદિત કર્યો. લેખનો ઐતિહાસિક સાર આ પ્રમાણે છે—

૧૯૦૭. લેખની શરુઆતમાં—સં. ૧૬૮૩ વર્ષે પૃથ્વી મંડલ પર ઇન્દ્રની પેઠે વિજયવાળા પાતસાહ શ્રી સલીમસાહ જહાગીરના રાજ્યમાં—એમ જણાવી ચક્રેશ્વરી અને મહોપાધ્યાય હેમમૂર્તિ ગણિને નમસ્કાર કરવામાં આવ્યા છે. એ પછીના એક એક સંસ્કૃત શ્લોકોમા અનુક્રમે શ્રી ઋષભદેવ, શ્રી શાંતિનાથ, શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામીની સ્તુતિ કરવામા આવી છે. એ પછી પદ્યમાં પટ્ટાવલી છે. એ પછીનો ભાગ ગદ્યમાં નીચે પ્રમાણે છે

૧૯૦૮ શ્રીશ્રીમાલી જ્ઞાતિના મંત્રીશ્વર ભંડારી થયા, તેના પુત્ર મહં. અમરસી, તેના પુત્ર મહં. શ્રીકરણ, તેના પુત્ર સાહ ધન્ના, તેના પુત્ર સાહ સોપા, તેના પુત્ર સાહ શ્રીવંત થયા. શ્રીવંત શ્રેષ્ઠીની શ્વસુર અને પિયર એમ બન્ને પક્ષોમા આનંદ આપનારી સોભાગદે નામની સ્ત્રી હતી. તેનો રૂપ નામનો પુત્ર અને હીરબાઈ નામની પુત્રી થઈ. હીરબાઈ બન્ને પક્ષોમાં આનંદ આપનારી પરમ શ્રાવિકા હતી. તેણીએ પોતાના પુત્ર પારિખ સોમચંદ્ર આદિ પરિવાર સહિત સં. ૧૬૮૩ના મહા સુદી ૧૩ ને સોમવારે શ્રી ચંદ્રપ્રભજિનમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. રાજનગરના વતની મહં. ભંડારીજીએ પ્રથમ આ જિનમંદિર બંધાવ્યું હતું. ભંડારીજીની છઠ્ઠી પેઢીએ હીરબાઈ થયાં.

૧૯૦૯. શિલા-પ્રશસ્તિમાં વિશેષમાં જણાવવામાં આવ્યુ છે કે હીરબાઈએ નવ્વાણુ વાર સંઘ સહિત શત્રુંજય તીર્થની યાત્રા કરી. તેણીના શ્વસુરપક્ષમા પારિખ ગંગદાસ થયા તેને ગુરદે નામે સ્ત્રી હતી. તેના પુત્ર પારિખ કુંવરજી થયા. તેને કમલાદે નામે સ્ત્રી હતી તેના પારિખ વીરજી અને ગડિયા નામે બે પુત્રો થયા. પારિખ વીરજીની સ્ત્રી હીરબાઈ થયાં

૧૯૧૦. હીરબાઈના પુત્ર પારિખ સોમચંદ્ર થયા, જેમના નામે શ્રી ચંદ્રપ્રભજિનબિંબ ભરાવવામાં આવ્યુ તથા પ્રતિષ્ઠા કરવામા આવી 'જેમણે પોતાના પ્રતાપરૂપી સૂર્યની કાંતિથી સમસ્ત ભૂમંડલને દીપાવ્યું હતુ. એવા કાંધુજી તથા રાજ્યની શોભાવાળા તેમના પુત્ર શિવાજીના વિજયવંત રાજ્યમાં પ્રતિષ્ઠા

થઈ. હીરબાઈએ પોતાની ભાગ્યશાળી પુત્રી કીકીબાઈ તથા ભ્રાતા પારિખ રૂપજી અને તેના પુત્ર પારિખ ગોડીદાસ સહિત સં ૧૬૮૩ના મહા સુદી ૧૩ ને સોમવારે પ્રતિષ્ઠા કરી.

૧૯૧૧ પ્રશસ્તિના અંતમાં જણાવવામાં આવ્યુ છે કે ભટ્ટારક કલ્યાણસાગરસૂરિએ આ પ્રતિષ્ઠા કરાવી, વાચક દેવસાગરગણિએ આ પ્રશસ્તિ રચી પં વિજયમૂર્તિગણિએ લખી, પં. વિનયશેખરગણિના શિષ્ય મુનિ રવિશેખરગણિએ લખાવી. શ્રી શત્રુંજયતીર્થને નમસ્કાર ! શ્રી કવડયક્ષના પ્રસાદથી જ્યાં સુધી સૂર્ય–ચંદ્ર વિદ્યમાન રહે ત્યા સુધી આ જિનમંદિર ચિરકાળ જય પામો !

૧૯૧૨ શત્રુંજયગિરિ ચડતાં છાલા કુંડ પછી અને ભુખણ કુંડ પહેલાં જમણી બાજુએ હીરબાઈનો કુંડ આવે છે. આ કુંડ પણ હીરબાઈનાં સુકૃત્યોનુ જ પરિણામ છે. જુઓ જિનવિજયજીનો લેખ સંગ્રહ, ભા. ૨, અવલોકન પૃ. ૪૫

૧૯૧૩ ઉપર્યુક્ત શિલા–પ્રશસ્તિમાં ભંડારીજીને મંત્રીશ્વર કહ્યા છે અને તેમના પુત્ર અમરસી અને પૌત્ર શ્રીકરણને પણ મહત્તમ કહ્યા છે એ ત્રણે પેઢીના વંશજોએ રાજ્યમાં ઉચ્ચ હોદ્દો સંભાળ્યો હતો એ સ્પષ્ટ છે મંત્રીશ્વર ભંડારીજી અને એમના સુપુત્રોનાં રાજકીય કાર્યો અંગે પણ વિદ્વાનોએ પ્રકાશ પાડવો ઘટે છે એમની રાજકીય કારકિર્દી પ્રકાશમાં આવતાં, મુસલમાન રાજ્યકાળમાં પણ જૈન મંત્રીઓએ પોતાનો કેવો વિશિષ્ટ હિસ્સો પૂરાવ્યો હતો. તેની વિશેષ ઝાંખી કરી શકાશે

૧૯૧૪ શિલા–પ્રશસ્તિના અંત ભાગમાં આ પ્રમાણે લખ્યુ છે

**गजधर रामजी लघुभ्राता कुअ... .....णेजरतन कल्याणकृतायां अत्र भद्रम् ॥**

આ નોંધ સલાટની છે એમ જણાય છે સલાટોના નામોનો ઉલ્લેખ પણ શિલા પ્રશસ્તિઓમાં અનેક જગ્યાએ મળે છે.

## ખીમજી અને સુપજી

૧૯૧૫ અમદાવાદમાં શ્રીશ્રીમાલી જ્ઞાતીય ભવાન ભાર્યા રાજલદેના પુત્રો ખીમજી અને સુપજીએ સં. ૧૬૭૩ માં કલ્યાણસાગરસૂરિની ભક્તિ કરી હતી એવો પટ્ટાવલીમાં ઉલ્લેખ છે. તેમણે સં. ૧૬૭૫ના વૈશાખ સુદી ૧૩ ને શુક્રે આચાર્યના ઉપદેશથી શત્રુંજયની મૂલ ટૂંકમાં ઈશાન ખૂણામા ચૌમુખ જિનાલય બંધાવ્યુ અને જિનબિંબોની પ્રતિષ્ટા કરાવી. એની શિલા–પ્રશસ્તિ હેન્રી કાઉન્સેસે નોંધેલી અને ડો. બુહ્‌લરે ' એપિગ્રાફિયા ઈન્ડિકા ', વૉ ૨ માં પ્રકટ કરેલી.

## મંત્રી વોરા ધારસી પ્રમુખ ભૂજના શ્રાવકો

૧૯૧૬. કચ્છ અંચલગચ્છની પ્રવૃત્તિઓનુ મહત્ત્વનું કેન્દ્ર હોઈને, તેનું પાટનગર આ ગચ્છ પ્રત્યે સવિશેષ ભક્તિ દર્શાવે એ સ્વાભાવિક છે. વા દેવસાગરે સં. ૧૬૭૭ માં લખેલા ઐતિહાસિક પત્રમાં તત્કાલીન કચ્છનુ, ભૂજનુ, મહારાવ ભારમલ્લનુ તથા ત્યાંના જૈનસંઘનું ભાવભર્યું વર્ણન આપ્યું છે. ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિ અને મહારાવ ભારમલ્લજીના સમાગમ વિશે પાછળથી ઉલ્લેખ કરીશુ. અહીં માત્ર શ્રાવક સંબંધમાં અલ્પ ઉલ્લેખ જ પ્રસ્તુત છે.

૧૯૧૭. સં. ૧૬૭૭ માં ભારમલ્લજીના રાજ્યાધિકારી વોરા ધારસીએ ગુરુના ઉપદેશથી ભૂજમા અંચલગચ્છનો ઉપાશ્રય બંધાવ્યો તથા પોતાના દાદા વીરજીશાહની દેરી કરાવી તેમાં પગલાં સ્થાપ્યા અને ધર્મકાર્યોમા ઘણું ધન ખરચ્યું. ભૂજમાં બંધાયેલા શ્રી ચિન્તામણિ જિનાલયના ખર્ચમાં પણ તેમણે ચોથો ભાગ આપેલો.

૧૯૧૮. એ વર્ષે ત્યા વા. દયાસાગર અને દેવનિધાન ચાતુર્માસ રહેલા. ત્યાંના ઓશવાળ મીઠડિયા ગોત્રીય પુણ્યસિંહ નામના શ્રાવકે સ. ૧૬૭૭ માં દિવાળીના દિને જ્ઞાનની આરાધના નિમિત્તે 'નેમિનાથ ચરિત્ર'ની પ્રત દયાસાગરજીને વહોરાવી હતી.

૧૯૧૯. સ ૧૬૭૮ મા ભૂજના વતની ઓશવાળ લાલણગોત્રીય સાંગા શાહે 'દશવૈકાલિકસૂત્ર'ની પ્રત લખાવી કલ્યાણસાગરસૂરિને વહોરાવી એમ પુષ્પિકા દ્વારા જણાય છે

૧૯૨૦ દેવસાગરજીએ લખેલા સંસ્કૃત પદ્યબંધ પત્રમાં ભૂજના અનેક શ્રાવકોના નામોલ્લેખ આ પ્રમાણે છે–વોરા વીદા, રાજવીર, વોરા ધારસી, ચાંપસી, વોરા હરદાસ, લખમણ, વોરા ખેતસી, વોરા પોધ, ખરહસ્ત, વરજાગ, સંઘવી લુભા, હારા, જીવાક, વોરા વર્ધમાન, સંઘવી સારંગ, સઘપતિ ભીમજી, રાવલજી, કરમશી, દેકા ભોજક, વીરજી ભોજક ખાસ કરીને ખંભાત અને ભૂજની તત્કાલીન માહિતી માટે એ પત્ર ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે. અહીં આટલો ઉલ્લેખ જ બસ છે

## રાજાઓ સાથે સમાગમ અને પ્રતિબોધ

૧૯૨૧. કલ્યાણસાગરસૂરિ પણ મેરુતુંગસૂરિની જેમ અનેક નૃપ પ્રતિબોધક તરીકે જૈન ઇતિહાસમાં ખ્યાતિ પામ્યા છે. વિનયસાગરજી એમને 'ભોજવ્યાકરણ'ની ગ્રંથ પ્રશસ્તિમાં **समग्र नृपचित्तविनोदकारी** કહ્યા છે, તે યથાર્થ છે અહીં એ વિશે અલ્પ ઉલ્લેખ પ્રસ્તુત છે.

૧૯૨૨ કલ્યાણસાગરસૂરિના નિકટવર્તી સમકાલીન હીરવિજયસૂરિ અને જિનચંદ્રસૂરિએ અકબર પર અસર પાડવામાં મુખ્યપણે ભાગ ભજવેલો અકબરના ફરમાનોમાં થયેલા અંચલગચ્છના ઉલ્લેખ દ્વારા સ્પષ્ટ થાય છે કે સમ્રાટ આ ગચ્છના આચાર્યોના સમાગમમા પણ આવ્યો હશે જ. એ પછી જહાંગીર પર પ્રભાવ પાડનારાઓમા કલ્યાણસાગરસૂરિ મુખ્ય હતા. મેઘમુનિએ 'શાહ રાજસી રાસ' (સં. ૧૬૯૦) માં કલ્યાણસાગરસૂરિને 'બાદશાહ સલેમ–જહાગીર માન્ય' કહ્યા છે, તે પરથી તેમણે સમ્રાટ પર પાડેલા પ્રભાવની પ્રતીતિ થાય છે.

૧૯૨૩. પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે દુર્જનની પ્રેરણાથી જહાગીરે પોતાના અમાત્ય કુંવરપાલ–સોનપાલને જણાવ્યુ કે જો પાષાણ પ્રતિમા દશ દિવસમાં ચમત્કાર ન દેખાડે તો આગરામા તમે બંધાવેલા જિનાલયો તોડી પડાશે. આ રાજ્યાપત્તિનુ નિવારણ કરવા સોનપાલ વારાણસીમાં બિરાજતા કલ્યાણ-સાગરસૂરિ પાસે પહોંચ્યો અને હકિકત નિવેદિત કરી. સૂરિજી તેને ચિન્તા ન કરવાનુ અને ઘેર જવાનુ કહે છે, આથી તે ઊંટ પર બેસી આગરા પહોચ્યો તે વખતે કલ્યાણસાગરસૂરિને પણ ત્યા જ જોઈને તે વિચારમા પડી ગયો આચાર્ય શું અહી આકાશગામિની વિદ્યાથી કે દેવસહાયથી પધાર્યા? **किमेते व्योमगामिन्या विद्ययात्र समागताः किंवा देवसहायेन...।** સૂરિજીના કહેવાથી તે સમ્રાટને શ્રી વીરપ્રભુનાં મંદિરમાં તેડી આવ્યો કલ્યાણસાગરસૂરિના સૂચનથી પ્રતિમાને વંદન કરતા, પાષાણ પ્રતિમાએ એક હાથ ઊંચો કરી જહાગીરને ઉચ્ચ સ્વરે ધર્મલાભ આપ્યો! સમ્રાટ આથી ચમત્કૃત થયો, અને ૧૦૦૦૦ સુવર્ણ મુદ્રિકા કલ્યાણસાગરસૂરિને ચરણે ધરી, એમની પ્રશંસા કરવા લાગ્યો આચાર્યની પ્રેરણાથી સોનપાલે એ મહોરો ધર્મકાર્યોમાં વાપરી શ્રેષ્ઠીચરિત્રમા ઉલ્લેખ છે કે એ પ્રતિમાનો હાથ પછી એ પ્રમાણે જ ઊંચો રહ્યો.

૧૯૨૪. આગરાના જિનાલયો પર ઉતરેલી આફત વિશે બીજી એક અનુશ્રુતિ આ પ્રમાણે સંભળાય છે—એક વખત જહાગીરને કહેવામા આવ્યુ કે 'સેવડોને મૂર્તિયા બનવાઈ હૈ ઔર હજૂરકે નામકો અપને

ખુતાં કે પૈરા કે નિચે લિખા દિયા હૈ' આથી પાદશાહના ક્રોધનો અને ધર્માંધોના ઉશ્કેરાટનો પાર ન રહ્યો એ વખતે દૂરદર્શિતા દાખવી પાદશાહનુ નામ મૂર્તિઓના મસ્તક ભાગમાં કોતરાવી રાજ્યાપત્તિનું નિવારણ કરવામાં આવ્યુ જુઓ–'જૈન લેખ સગ્રહ' દ્વિ ખ નં ૧૫૭૮ સં પૂરણચદ નાહર

૧૯૨૫ તે વખતે થયેલા જિનાલયધ્વંશ, શ્રમણ–વિહાર નિષેધ વિશે ત્રિપુટી મહારાજનુ કથન ઉપયોગી છે તેઓ જણાવે છે કે ખરતરગચ્છીય આચાર્ય જિનસિંહે એવી ભવિષ્યવાણી કરી હતી કે જાહજાદો ખુશરુ દિલ્હીનો બાદશાહ બનશે. આથી બિકાનેરનો રાજા રાયસિંહ, યુવરાજ દલપત તેમજ મત્રી કર્મચદ્ર બચ્છાવત વગેરેએ શાહજાદા ખુશરુનો પક્ષ કર્યો હતો સમ્રાટ જહાંગીરે એ વાત દાઢમાં રાખી સમય આવતા બિકાનેરના રાજવંશનુ અને મત્રી કર્મચદ્રના વંશનુ યુક્તિપૂર્વક નિકદન કાઢી નાખ્યુ તેણે આચાર્ય જિનસિંહ માટે 'તુજુકે જહાંગીર–જહાગીરનામા'માં ખૂબ તિરસ્કારભર્યા શબ્દો લખ્યા છે. આ સ્થિતિમા આગરા પ્રદેશમા જૈન યતિઓનો–ખાસ કરીને ખરતરગચ્છના યતિઓનો વિહાર સદતર બધ થઈ ગયો

૧૯૨૬ આવી પરિસ્થિતિમાં જહાંગીરના નામને શિરોભાગમાં લખી દેવામાં આવ્યુ હશે ત્રિપુટી મહારાજ નોંધે છે–'એમ કહેવાય છે કે નાગની ફણા ઉપર પ્રતિમા–લેખોમા રાજા તરીકે સમ્રાટ જહાંગીરનુ નામ ઉત્કીર્ણિત કર્યું તે દેખીને જહાંગીર ખૂબ પ્રસન્ન થયો'—જૈન પરપરાનો ઇતિહાસ, ભા. ૨, પૃ ૪૮૨–૩, ૫૩૫.

૧૯૨૭. કલ્યાણસાગરસૂરિ અને કચ્છના મહારાવ ભારમલ્લજીનો સમાગમ ઇતિહાસ–પ્રસિદ્ધ છે. એ વિશે અનેક પ્રમાણો ઉપલબ્ધ છે. આચાર્યના ઉપદેશથી મહારાવે પોતાના રાજ્યમા જૈન ધર્મના ઉદાત્ત સિદ્ધાંતોના પ્રસારાર્થે સહયોગ આપ્યો અને પોતાનાં જીવનમા પણ કેટલાક સિદ્ધાત અપનાવ્યા. આચાર્ય કચ્છમાં સવિશેષ વિચર્યા હોઈને બન્ને વચ્ચે દીર્ઘસ્થાયી સપર્ક રહ્યો. આથી કેટલાક વિદ્વાનો માનતા થયા કે મહારાવે જૈન ધર્મ અગીકાર કર્યો હતો. ડૉ. ક્લાટ નોંધે છે કે—

Kalyansagara suri converted the king of Kachchh.

૧૯૨૮ બન્ને વચ્ચે પ્રથમ પરિચય ક્યારે થયો તે વિશે સ્પષ્ટતાથી કહી શકાતુ નથી. સં. ૧૬૪૨ થી ૧૬૮૮ સુધી ભારમલ્લે કચ્છ પર શાસન કર્યું. સ ૧૬૪૯ મા આચાર્યપદ–સ્થિત થયા પછી કલ્યાણસાગરસૂરિ કચ્છમાં ગુરુથી ભિન્ન વિચર્યા. સં. ૧૬૫૪ મા તેઓ ભૂજમા ચાતુર્માસ રહ્યા, એ વખતે બન્ને વચ્ચે પરિચય થયો હશે પટ્ટાવલીકાર એ વિશે નિમ્નોક્ત પ્રસંગ નોંધે છે.

૧૯૨૯ મહારાવ વાના રોગથી પીડાતો હતો. વૈદકીય ઉપચારો કર્યા છતા વ્યાધિ મટ્યો નહીં, એટલે તે ચિન્તાગ્રસ્ત હતો. એ વખતે કલ્યાણસાગરસૂરિ ભૂજમા ચાતુર્માસ હતા તેમને મહાપ્રભાવક જાણી મહારાવે પોતાની પાસે તેડાવ્યા અને પોતાના વેદના વ્યક્ત કરી. ગુરુએ ધર્મ પ્રભાવનાર્થે મત્રબળે રાજાનો રોગ દૂર કર્યો. આથી હર્ષિત થઈ રાજાએ ગુરુને ચરણે ૧૦૦૦ મુદ્રિકાઓ ધરી,રાણીઓએ મોતીથી વધાવ્યા. નિસ્પૃહિ ગુરુએ ધનનો અસ્વીકાર કરતાં રાજાએ તેમની પ્રશસા કરી કોઈ કાર્ય ફરમાવવાનું તેમને કહ્યુ આચાર્યે જૈન દર્શનના ઉદાત્ત સિદ્ધાતો તેને સમજાવ્યા, જે અનુસરી મહારાવે માંસાહારના પ્રત્યાખ્યાન કર્યા, પર્યુષણમા પોતાના રાજ્યમાં આઠ દિવસ સુધી અમારિ પડહની ઉદ્‌ઘોષણા કરાવી, ભૂજમાં રાજવિહાર નામક જિનપ્રાસાદ બંધાવ્યો.

૧૯૩૦. ઉપર્યુક્ત પ્રસગ પછી આચાર્યનો યશોવાદ ગવાયો, જૈનધર્મની ઘણી પ્રભાવના થઈ.

કલ્યાણસાગરસૂરિ રાજમહેલમાં જે પાટ પર બેઠા હતા તે ગુરુપાટ જાણી તે પર અન્ય કોઈ ન બેસે એ હેતુથી તેને ઉપાશ્રય મોકલી, જે હજી પણ ભૂજના અંચલગચ્છીય ઉપાશ્રયમાં મોજુદ છે.

૧૯૩૧. કચ્છ રાજ્ય તરફથી અંચલગચ્છને પહેલેથી જ સુંદર આશ્રય મળેલ. યતિ માણેકમેરજીએ ખેંગારજીને રાજ્ય અપાવવામાં સહાય કરી હોઈને તેની કદરરૂપે આ ગચ્છને રાજ્ય-ફરમાનો પ્રાપ્ત થયેલ. માણેકમેરજીને જ રાજ્ય તરફથી ધર્માધ્યક્ષ તરીકે વંશપરાગત હક્ક મળેલ એ વિશે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ. કલ્યાણસાગરસૂરિએ પણ એ રાજ્યાશ્રયને જીવંત બનાવી ધર્મોદ્યોતનનાં કાર્યો કર્યાં. મહારાવ ભારમલ્લજીના રાજ્યાધિકારી વોહરા ધારસી પણ કલ્યાણસાગરસૂરિના અનન્ય ભક્ત હતા. આચાર્યના ઉપદેશથી તેમણે ભૂજમા શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ જિનાલય, અંચલગચ્છીય ઉપાશ્રય બંધાવી પ્રતિષ્ઠાદિ કાર્યો કર્યાં.

૧૯૩૨. એક પ્રાચીન પદ્ય દ્વારા કલ્યાણસાગરસૂરિ અને મહારાવના આત્મીય સમાગમ વિશે જાણી શકાય છે—

> પચ્છમ દેશમે કચ્છ નરેશ ભૂપતિ ભારમલ બોલાયે;
> લખે ફરમાન દીયે બહુ માન વંદનકું સબ કુંવર ચડાયે.
> ગુગરી ઘંટ નાદન શોભિત સિંદૂર આગે ચલાયે;
> કહે મુનિ થાનજું એસે ગમંડ મેં ભૂજમે સૂરિ કલ્યાણજુ આયે.
>
> સોનેકી પાખર સોનેકી નેવર એસી તુરંગમેં બહોત બનાઈ;
> ભેરી મૃદંગ દામ દુરંદમ નટીયત ફેર નિશાન બજાઈ;
> મલી સૌ નાર સજી શણગાર સોને મોતિકું ગુરુરાજ વધાયે,
> કહે મુનિ થાનજું એસે ગમંડમે ભૂજમેં સૂરિ કલ્યાણજું આયે.
>
> ગુરુ ભેટન તબ સેન ચલી સબ બહુત ચીર પીતાંબર છાયે.
> ચિંહુ દિશિ વિશાલ સોવનકી માલા, જ્યું એસોદાન ગણીજન પાયે.
> ભલે ભલે ભેદસેં કીની જુગતિ સૂરિ શિરોમણિકે ગુન ગાયે,
> કહે મુનિ થાનજું એમે ગમડમેં ભૂજમેં સૂરિ કલ્યાણજું આયે.

૧૯૩૩. ભીમસી માણેકે ગુરુપટ્ટાવલીને અંતે નોંધ કરી છે કે કલ્યાણસાગરસૂરિના વખતમાં ભૂજમાં પ્રથમ એમના શિષ્ય પધારેલા, જેમણે મહારાવને પ્રતિબોધ આપ્યો એ પછી ભૂજના રાજાએ કલ્યાણસાગરસૂરિને અન્ય દેશથી દૂતો મોકલી તેડાવ્યા હતા ભીમસી માણેકને જે બૃહદ્ પટ્ટાવલી પ્રાપ્ત થઈ હતી તેમાં એ વિશે વર્ણન છે એમ એ નોંધમાં જણાવાયુ છે. દુઃખનો વિષય છે કે એ પટ્ટાવલી આજ દિવસ સુધી અપ્રાપ્ય રહી છે.

૧૯૩૪. મહારાવ ભારમલ્લજીના કુંવર ભોજરાજજી પણ આચાર્યના ભક્ત હતા. વાચક વિનયસાગરે મહારાવ ભોજરાજજીની તુષ્ટિ માટે એમની વિનતિથી ભોજવ્યાકરણ સંસ્કૃત પદ્યમાં રચ્યું. ગ્રંથ પ્રશસ્તિમા કવિ જણાવે છે કે એ ગ્રથ કલ્યાણસાગરસૂરિની આજ્ઞાથી રચાયો છે.

૧૯૩૫. વા. લાવણ્યચંદ્ર કૃત 'વીરવંશાનુક્રમ'મા આ પ્રમાણે ઉલ્લેખ છે. **लाखाख्य प्रौढ भोज प्रभृति नरपति प्रीतवंद्यांहिकपद्माः ॥** આ પરથી જણાય છે કે મહારાવ ભોજરાજજી અને જામનગરના જામ લાખાજી એ બન્ને આચાર્યના ભક્તો હતા. જામનગરમા જામ વિભાજી પછીના રાજાઓ

સતાજી, જશાજી અને લાખાજી કલ્યાણસાગરસૂરિના સંપર્કમાં આવ્યા હતા. એમના નામોલ્લેખ તત્કાલીન ગ્રંથો અને શિલાપ્રશસ્તિઓમાંથી સવિશેષ મળી આવે છે. એમના મંત્રીઓ વર્ધમાન–પદ્મસિંહ શાહ, નગરશેઠ રાયશીશાહ આચાર્યના અનન્ય ભક્તો હતા એ વિશે સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા છીએ. રાયશીશાહે રાજકોટમાં પણ કેટલાંક ધર્મકાર્યો કર્યાં તે પરથી અનુમાન થાય છે કે ત્યાંના ઠાકોર વિભાજી કલ્યાણસાગરસૂરિના સમાગમમાં આવ્યા હશે.

## પ્રતિષ્ઠા લેખો

૧૯૩૬. કલ્યાણસાગરસૂરિના અનેક પ્રતિષ્ઠાલેખો ઉપલબ્ધ થાય છે. એમના ઉપદેશથી દક્ષિણાપથને બાદ કરતા સમગ્ર ભારતવર્ષમાં હજારો જિનબિંબોની પ્રતિષ્ઠાઓ થઈ હતી. ઉપલબ્ધ લેખોનો ટૂંકસાર અહીં વિવક્ષિત છે·

૧૬૬૭ (૧) વૈશાખ વદિ ૨ ને ગુરુવારે સુધર્માગચ્છીય ભટ્ટારક જયકીર્તિસૂરિના ઉપદેશથી બુરહાનપુરવાસી શ્રી શ્રીમાલ જ્ઞાતીય સો૦ કાકા સુત સો૦ નાપા સુભાર્યા હીરબાઈ સુત હમજી ભા૦ અમરાદે સુ૦ સોની વિમલે સ્વપરિવાર સહિત શ્રી સુમતિનાથબિંબ ભરાવ્યું, અંચલગચ્છેશ આચાર્ય કલ્યાણસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી, એવો લેખ ભાંડકના જિનાલયની પાષાણ પ્રતિમા ઉપર છે

૧૬૭૧ (૧) વૈશાખ સુદી ૩ ને ગુરુવારે ? લોઢાગોત્રીય કુંવરપાલ અને સોનપાલે આગરામાં બંધાવેલાં શ્રી શ્રેયાંસનાથ જિનમંદિરની પ્રતિષ્ઠા આચાર્યના ઉપદેશથી થઈ. શ્રી વીરપ્રભુનાં જિનાલયની પ્રતિષ્ઠા પણ એ વખતે જ થઈ પરંતુ તેનો લેખ ઉપલબ્ધ થતો નથી.

(૨) વૈશાખ સુદી ૩ ને શનિવારે ઉક્ત પ્રતિષ્ઠાને દિવસે જ ઉક્ત બન્ને બાંધવોએ સાડાચારસો જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી એ પ્રસંગના કેટલાક લેખો માટે જુઓ 'અંચલગચ્છીય લેખસંગ્રહ.'

(૩) લખનૌનાં શ્રી શાંતિનાથ જિનાલયના એ પ્રસંગના લેખમાં શ્રી શાહજહાં વિજય રાજ્યે એમ જણાવાયું છે સં ૧૬૭૧ માં આગરાના રહેવાસી ઓશવાળ જ્ઞાતીય લોઢાગોત્રીય અગ્રણી વંશીય સં ઋષભદાસના પુત્રો સંઘાધિપ કુંવરપાલ અને સોનપાલે શ્રી અનંતનાથબિંબની પ્રતિષ્ઠા કરી

(૪) પટણાનાં વિશાલ જિનમંદિરમાં મૂલનાયકજીની પાષણ મૂર્તિ પર પણ એવો જ લેખ છે. સં ઋષભદાસ ભાર્યા રેખશ્રીના પૌત્રો સંઘરાજ, રૂપચંદ, ચતુર્ભુજ, ધનપાલનો તેમાં ઉલ્લેખ છે. એ જિનાલયની અન્ય પાષણમૂર્તિઓ પર પણ એવા જ લેખો છે. શ્રી પદ્મપ્રભુના જિનબિંબ પર વિશેષમા સં. ઋષભદાસના બંધુ પ્રેમનના પૌત્ર સંઘનો सं. सांगाकृतं એમ ઉલ્લેખ છે. શ્રી વાસુપૂજ્યબિંબ પર પ્રેમન, તેની ભાર્યા શક્તાદે તથા તેમના પુત્રો ખેતસી અને નેતસીનો ઉલ્લેખ છે શ્રી વિમલનાથબિંબ પર પ્રેમનના કુટુંબના એજ નામો ઉપરાંત ખેતસીની ભાર્યા ભક્તાદેના નામનો પણ ઉલ્લેખ છે. શ્રી પાર્શ્વબિંબ પર જણાવાયું છે કે સંઘપતિ કુંરપાલ અને સોનપાલે પોતાની માતાના પુણ્યાર્થે એ બિંબ ભરાવ્યું.

(૫) અયોધ્યાના શ્રી અનંતનાથ જિનાલયની પાષાણ પ્રતિમા પર આવા મતલબનો લેખ છે. સં ૧૬૭૧ ના વૈશાખ સુદિ ૩ ને શનિવારે રોહિણી નક્ષત્રમા આગરાવાસી, ઉપકેશ જ્ઞાતીય, લોઢાગોત્રીય, ગાણીવંશીય સા રાજપાલ ભાર્યા રાજશ્રી તેમના પુત્ર સં. ઋષભદાસ ભાર્યા

શ્રાવિકા રેખશ્રી. તેમના પુત્રો કુંવરપાલ, સોનપાલ, તેમના પુત્રો સ. સંઘરાજ, સં. રૂપચંદ, સ. ચતુર્ભૂજ, સં ધનપાલાદિ સહિત કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રી વીર જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી

(૬) મિર્ઝાપુરનાં પંચાયતી મંદિરની શ્રી આદિનાથની ધાતુમૂર્તિ પર કુંવરપાલ અને સોનપાલના વહિલ બંધુ દુનીચંદના નામનો આ પ્રમાણે ઉલ્લેખ છે: **स्वानुजवर दुनीचंदस्य पुण्यार्थं उपकाराय.**

(૭) આગરાનાં દિગંબર મંદિરની શ્રી-વાસુપૂજ્ય પ્રતિમા પર પ્રેમન, તેની ભાર્યા શક્તાદે, તેના પુત્ર ભદ્રદેવ તેની ભાર્યા મુક્તાદે તથા તેમના પુત્ર રાજાના નામનો ઉલ્લેખ છે. એ મંદિરની શ્રીસુપાર્શ્વ પ્રતિમા પર પ્રેમનના પૌત્ર કલ્યાણદાસનો ઉલ્લેખ છે. એ મંદિરની શ્રી નેમનાથ પ્રતિમા ગાંધી ગોત્રીય સાધાણી વંશીય સા ગોલ અને સા રાહુએ પ્રતિષ્ઠિત કરી. એ મૂર્તિના મસ્તક પર **पातिसाह श्री जहांगीरविजयराज्ये** એમ લખેલું છે. એ મૂર્તિની બન્ને બાજુએ તથા પાછળના ભાગમાં આ મતલબનો લેખ છે. સં. ૧૬૭૧ના વૈશાખ સુદી ૩ને શનિવારે રોહિણી નક્ષત્રમાં ગાંધીગોત્રીય, સાધાણી વંશીય સા૦ પદમા ભાર્યા પદમલદે, તેમના પુત્ર સા૦ સોચા ભાર્યા સોચાદે, તેમના પુત્ર સા૦ ગોલ ભાર્યા કેસરદે, સા૦ રાહુ ભાર્યા રહિવદે, ગોલ પુત્ર સોહનપાલ, રાહુ પુત્ર શ્રીકરણ, વૃદ્ધ ભ્રાતા સા૦ ખેતસી, સા૦ લાવાલ, સા૦ ખેતસી પુત્ર સા૦ અમીપાલ સા૦ રાજપાલ. શ્રી નેમનાથ બિંબની પ્રતિષ્ઠા કરી.

(૮) લખનૌનાં શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ જિનાલયની મૂલનાયકની પ્રતિમાની ચરણચોકી ઉપર ૧૨ પંક્તિનો વિસ્તૃત લેખ છે. તેમાં કુરપાલ અને સોનપાલના માતા-પિતાનો ઉલ્લેખ છે. મસ્તકના ભાગમાં 'પાતિસાહ સવાઈ શ્રી જહાંગીર સુરત્રાણ' છે. અને પ્રથમ ૮ પંક્તિઓમાં જહાંગીરના અનેક વિશેષણો અને ગુણોનું વર્ણન છે, જે વાંચનીય છે. આવું વર્ણન ભાગ્યે જ પ્રતિમા લેખોમા હોય છે એ જિનાલયની શ્રી અજિતનાથની પ્રતિમા પર સંઘપતિના વંશોનાં અનેક નામો છે શ્રી સંભવનાથ પ્રતિમા પર પણ એવો જ લેખ છે. તેમાં સં ઋષભદાસને 'વિમલાદ્યાદિ સંઘકારક' અને તેના બન્ને પ્રતાપી પુત્રોને શત્રુંજય, સમેતગિરિ આદિના સંઘ કારક કહ્યા છે. એમના પુત્રો સંઘરાજ, રૂપચંદ પૌત્રો ભૂધરદાસ, સૂરદાસ, શિવદાસ, પૌત્રી પદ્મશ્રી ઈત્યાદિના નામોનો પણ લેખમાં ઉલ્લેખ છે શ્રી અભિનંદન જિનબિંબ પર પણ એવો જ લેખ છે. તેના મસ્તક ભાગ પર 'પાતિસાહ અકબર જલાલુદ્દીન સુરત્રાણાત્મજ પાતિસાહ શ્રી જહાંગીર વિજયરાજ્યે' એમ લખેલું છે. શ્રી ઋષભજિનબિંબ, શ્રી વિહરમાન પ્રભુબિંબ, શ્રી પદ્મપ્રભુબિંબ પર પણ વિસ્તૃત લેખો છે, જેમાં તેમના કુટુંબીજનોના નામોના ઉલ્લેખો છે. એ બધાં બિંબો પર મસ્તક ભાગ પર જહાંગીરના નામનો ઉલ્લેખ છે

(૯) જયપુરના નવા મંદિરની પાષાણ પ્રતિમા પર આવા મતલબનો લેખ છે સ. ૧૬૭૧ના વૈશાખ સુદી ૩ને શનિવારે રોહિણી નક્ષત્રે આગરાવાસી, ઉપકેશ જ્ઞાતીય, લોઢાગોત્રીય, ગા વંશીય સં કુંરપાલ અને સોનપાલે પોતાના નોકર હરદાસના પુણ્યાર્થે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથ જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી

(૧૦) આગરાનાં ચિંતામણિ પાર્શ્વનાથ જિનાલયની પાષાણ મૂર્તિ પર આ મતલબનો લેખ છે. સં. ૧૬૭૧ના વૈશાખ સુદી ૩, આગરાવાસી ઉસવાલ જ્ઞાતીય ચોરડિયા ગોત્રીય સાહ .....

પુત્ર સા૦ હીરાનંદ ભાર્યા હીરાદે પુત્ર સા૦ જેઠમલે જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી. આ લેખમાં કહેલો હીરાનંદ એજ સંઘપતિઓનો નોકર હરદાસ સંભવે છે.

(૧૧) જયપુરનાં શ્રી સુપાર્શ્વનાથ જિનાલયની મૂલનાયકની પ્રતિમા પર પ્રેમન અને તેના પુત્રો, પૌત્રોનો ઉલ્લેખ છે.

(૧૨) અજમેરનાં શ્રી ગોડીપાર્શ્વ જિનાલયની પંચતીર્થી પર સંઘપતિ કુંરપાલ-સોનપાલના માતા-પિતા ઉપરાંત કુંરપાલના પુત્ર દુર્ગાદાસ અને તેની ત્રણ પત્નીઓ સીલા, નકા, રથાનો પણ નામોલ્લેખ છે શ્રી મુનિસુવ્રત ભગવાનની એ પ્રતિમા શ્રાવિકા કપૂરાના પૂજનાર્થે પ્રતિષ્ઠિત કરાવવામાં આવી એમ પણ તે લેખમાં કહેવાયું છે શ્રાવિકા કપૂરા એ કોણ હશે એ અનુમાનનો વિષય છે.

(૧૩) ઉક્ત ઐતિહાસિક પ્રતિષ્ઠા વખતે કાકરીઆ ગોત્રીય સા૦ રણધીર અને તેની ભાર્યા યાદોએ પણ જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી એમ જયપુરનાં વિજયગચ્છીય મંદિરની પંચતીર્થીના લેખ દ્વારા જાણી શકાય છે.

૧૬૭૨. (૧) વૈશાખ સુદી ૩ ને ગુરુવારે સં. સોનપાલના પુત્ર સં. રૂપચંદની રૂપશ્રી, કામા, કેસર એ ત્રણે ભાર્યાઓ પોતાના પતિ પાછળ સતી થઈ, જેનો પાળિયો અમદાવાદના દૂધેશ્વરની ટાંકી પાસેના એક કૂવાના થાળામા મૂકવામાં આવ્યો છે એ આરસના પાળિયા પર લેખ છે, જેમાં જહાગીર અને કુરપાલ અને સોનપાલના નામોનો પણ ઉલ્લેખ છે, જે અંગે ઉલ્લેખ થઈ ગયો છે.

૧૬૭૫. (૧) વૈશાખ સુદી ૩ ને બુધવારે જામનગરના લાલન ગોત્રીય સં. પદ્મસિંહ શાહે શત્રુંજયગિરિ પર શ્રી શ્રેયાંસનાથ જિનાલયની પ્રતિષ્ઠા કરાવી, જેની શિલા-પ્રશસ્તિ અંગે આગળ વિસ્તારથી ઉલ્લેખ થઈ ગયો છે. જિનાલયના મૂળ લેખ માટે જુઓ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાંક ૩૧૦, મૂલનાયકજીની પ્રતિમાના લેખ માટે, લેખાંક ૩૧૧.

(૨) વૈશાખ સુદી ૧૩ ને શુક્રવારે શ્રીશ્રીમાલીય જ્ઞાતીય અમદાવાદવાસી, સાહ ભવાન્ ભાર્યા રાજલદે પુત્ર સાહ ખીમજી અને સુપજીએ શત્રુંજયગિરિ પર ચતુર્મુખ જિનાલય બંધાવ્યુ એમ શત્રુંજયગિરિ પર મૂલનાયકની ટુંકના ઈશાન ખૂણાના ચતુર્મુખ જિનાલયના શિલાલેખ દ્વારા જાણી શકાય છે

૧૬૭૬. (૧) વૈશાખ સુદી ૩ ને બુધવારે સં. વર્ધમાન-પદ્મસિંહ શાહે જામનગરમા શ્રી શાંતિનાથ પ્રમુખ ૫૦૧ જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. અને જામનગરનાં શ્રી શાંતિનાથ જિનાલયમાં તેમને પ્રતિષ્ઠિત કરી, મૂળ શિલાલેખ માટે જુઓ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાક ૩૧૨.

૧૬૭૮. (૧) વૈશાખ સુદી ૫ ને શુક્રવારે સં. વર્ધમાનશાહે શત્રુંજયગિરિ પર શ્રી શાંતિનાથ જિનાલયની પ્રતિષ્ઠા કરાવી પ્રતિષ્ઠા લેખો માટે જુઓ: 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાંક ૩૧૨, ૫૦૭, ૫૦૮. આ પ્રતિષ્ઠા વખતે અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા થઈ આ જિનબિંબો શત્રુંજયગિરિની મૂલ ટૂંકની ભમતીની દેરીઓમાં પણ ઘણી જગ્યાએ છે, જામનગરના જિનાલયોમા સવિશેષ છે

૧૬૮૧. (૧) આષાઢ સુદી ૭ ને રવિવારે દ્વીપ બંદરવાસી ઉપકેશ જ્ઞાતીય સાહ સહસકિરણ સુત સાહ

શ્રાવિકા રેખશ્રી. તેનના પુત્રો કુંવરપાલ, સોનપાલ, તેમના પુત્રો સ. સંઘરાજ, સં. રૂપચંદ, સ. ચતુર્ભુજ, સ ધનપાલાદિ સહિત કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રી વીર જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી.

(૬) મિર્ઝાપુરનાં પંચાયતી મંદિરની શ્રી આદિનાથની ધાતુમૂર્તિ પર કુંવરપાલ અને સોનપાલના વડિલ બંધુ દુનીચંદના નામનો આ પ્રમાણે ઉલ્લેખ છે : **स्वानुजवर दुनीचंदस्य पुण्यार्थं उपकाराय.**

(૭) આગરાનાં દિગંબર મંદિરની શ્રી વાસુપૂજ્ય પ્રતિમા પર પ્રેમન, તેની ભાર્યા શક્તાદે, તેના પુત્ર ભદ્દદેવ તેની ભાર્યા મુક્તાદે તથા તેમના પુત્ર રાજાના નામનો ઉલ્લેખ છે. એ મંદિરની શ્રીસુપાર્શ્વ પ્રતિમા પર પ્રેમનના પૌત્ર કલ્યાણદાસનો ઉલ્લેખ છે. એ મંદિરની શ્રી નેમનાથ પ્રતિમા ગાંધી ગોત્રીય સાધાણી વંશીય સા ગોલ અને સા રાહુએ પ્રતિષ્ઠિત કરી એ મૂર્તિના મસ્તક પર **पातिसाह श्री जहांगीरविजयराज्ये** એમ લખેલું છે. એ મૂર્તિની બન્ને બાજુએ તથા પાછળના ભાગમા આ મતલબનો લેખ છે સં ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩ ને શનિવારે રોહિણી નક્ષત્રમાં ગાંધીગોત્રીય, સાધાણી વંશીય સા૦ પદમા ભાર્યા પદમલદે, તેમના પુત્ર સા૦ સોચા ભાર્યા સોચાદે, તેમના પુત્ર સા૦ ગોલ ભાર્યા કેસરદે, સા૦ રાહુ ભાર્યા રહિવદે, ગોલ પુત્ર સોહનપાલ, રાહુ પુત્ર શ્રીકરણ, વૃદ્ધ ભ્રાતા સા૦ ખેતસી, સા૦ લાલા, સા૦ ખેતસી પુત્ર સા૦ અમીપાલ સા૦ રાજપાલ. શ્રી નેમનાથ બિંબની પ્રતિષ્ઠા કરી.

(૮) લખનૌના શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ જિનાલયની મૂલનાયકની પ્રતિમાની ચરણચોકી ઉપર ૧૨ પંક્તિનો વિસ્તૃત લેખ છે તેમા કુરપાલ અને સોનપાલના માતા-પિતાનો ઉલ્લેખ છે. મસ્તકના ભાગમા 'પાતિસાહ સવાઈ શ્રી જહાંગીર સુરત્રાણ' છે. અને પ્રથમ ૮ પંક્તિઓમાં જહાંગીરના અનેક વિશેષણો અને ગુણોનુ વર્ણન છે, જે વાચનીય છે. આવુ વર્ણન ભાગ્યે જ પ્રતિમા લેખોમાં હોય છે એ જિનાલયની શ્રી અજિતનાથની પ્રતિમા પર સંઘપતિના વંશોના અનેક નામો છે શ્રી સંભવનાથ પ્રતિમા પર પણ એવો જ લેખ છે તેમાં સ. ઋષભદાસને 'વિમલાદ્યાદિ સંઘકારક' અને તેના બન્ને પ્રતાપી પુત્રોને શત્રુંજય, સમેતગિરિ આદિના સંઘ કારક કહ્યા છે. એમના પુત્રો સંઘરાજ, રૂપચંદ પૌત્રો ભૂધરદાસ, સૂરદાસ, શિવદાસ, પૌત્રી પદ્મશ્રી ઈત્યાદિના નામોનો પણ લેખમાં ઉલ્લેખ છે શ્રી અભિનંદન જિનબિંબ પર પણ એવો જ લેખ છે. તેના મસ્તક ભાગ પર 'પાતિસાહ અકબર જલાલુદ્દીન સુરત્રાણાત્મજ પાતિસાહ શ્રી જહાંગીર વિજયરાજ્યે' એમ લખેલું છે શ્રી સુપાર્શ્વજિનબિંબ, શ્રી વિહરમાન પ્રભુબિંબ, શ્રી પદ્મપ્રભુબિંબ પર પણ વિસ્તૃત લેખો છે, જેમાં તેમના કુટુંબીજનોના નામોના ઉલ્લેખો છે એ બધાં બિંબો પર મસ્તક ભાગ પર જહાંગીરના નામનો ઉલ્લેખ છે

(૯) જયપુરના નવા મંદિરની પાષાણ પ્રતિમા પર આવા મતલબનો લેખ છે સં. ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩ ને શનિવારે રોહિણી નક્ષત્રે આગરાવાસી, ઉપકેશ જ્ઞાતીય, લોઢાગોત્રીય, ગાંધીય સ. કુંરપાલ અને સોનપાલે પોતાના નોકર હરદાસના પુણ્યાર્થે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથ જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી

(૧૦) આગરાનાં ચિન્તામણિ પાર્શ્વનાથ જિનાલયની પાષાણ મૂર્તિ પર આ મતલબનો લેખ છે સ. ૧૬૭૧ ના વૈશાખ સુદી ૩, આગરાવાસી ઉસવાલ જ્ઞાતીય ચોરડિયા ગોત્રીય સાહ .. .

પુત્ર સા૦ હીરાનદ ભાર્યા હીરાદે પુત્ર સા૦ જેઠમલે જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી. આ લેખમાં કહેલો હીરાનંદ એજ સંઘપતિઓનો નોકર હરદાસ સભવે છે.

(૧૧) જયપુરનાં શ્રી સુપાર્શ્વનાથ જિનાલયની મૂલનાયકની પ્રતિમા પર પ્રેમન અને તેના-પુત્રો, પૌત્રોનો ઉલ્લેખ છે.

(૧૨) અજમેરનાં શ્રી ગોડીપાર્શ્વ જિનાલયની પંચતીર્થી પર સંઘપતિ કુંરપાલ–સોનપાલના માતા–પિતા ઉપરાંત કુંરપાલના પુત્ર દુર્ગાદાસ અને તેની ત્રણ પત્નીઓ સીલા, નકા, રથાનો પણ નામોલ્લેખ છે. શ્રી મુનિસુવ્રત ભગવાનની એ પ્રતિમા શ્રાવિકા કપૂરાના પૂજનાર્થે પ્રતિષ્ઠિત કરાવવામાં આવી એમ પણ તે લેખમાં કહેવાયુ છે શ્રાવિકા કપૂરા એ કોણ હશે એ અનુમાનનો વિષય છે.

(૧૩) ઉક્ત ઐતિહાસિક પ્રતિષ્ઠા વખતે કાંકરીઆ ગોત્રીય સા૦ રણધીર અને તેની ભાર્યા યાદોએ પણ જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી એમ જયપુરના વિજયગચ્છીય મદિરની પચતીર્થીના લેખ દ્વારા જાણી શકાય છે.

૧૬૭૨. (૧) વૈશાખ સુદી ૩ ને ગુરુવારે સં. સોનપાલના પુત્ર સં રૂપચંદની રૂપશ્રી, કામા, કેસર એ ત્રણે ભાર્યાઓ પોતાના પતિ પાછળ સતી થઈ, જેનો પાળિયો અમદાવાદના દૂધેશ્વરની ટાકી પાસેના એક કૂવાના થાળામા મૂકવામાં આવ્યો છે એ આરસના પાળિયા પર લેખ છે, જેમાં જહાગીર અને કુરપાલ અને સોનપાલના નામોનો પણ ઉલ્લેખ છે, જે અંગે ઉલ્લેખ થઈ ગયો છે.

૧૬૭૫. (૧) વૈશાખ સુદી ૩ ને બુધવારે જામનગરના લાલન ગોત્રીય સં. પદ્મસિહ શાહે શત્રુંજયગિરિ પર શ્રી શ્રેયાંસનાથ જિનાલયની પ્રતિષ્ઠા કરાવી, જેની શિલા–પ્રશસ્તિ અગે આગળ વિસ્તારથી ઉલ્લેખ થઈ ગયો છે જિનાલયના મૂળ લેખ માટે જુઓ 'અંચલગચ્છીય લેખ સગ્રહ' લેખાંક ૩૧૦, મૂલનાયકજીની પ્રતિમાના લેખ માટે, લેખાંક ૩૧૧.

(૨) વૈશાખ સુદી ૧૩ ને શુક્રવારે શ્રીશ્રીમાલીય જ્ઞાતીય અમદાવાદવાસી, સાહ ભવાન્ ભાર્યા રાજલદે પુત્ર સાહ ખીમજી અને સુપજીએ શત્રુજયગિરિ પર ચતુર્મુખ જિનાલય બંધાવ્યુ એમ શત્રુંજયગિરિ પર મૂલનાયકની ટુંકના ઈશાન ખૂણાના ચતુર્મુખ જિનાલયના શિલાલેખ દ્વારા જાણી શકાય છે

૧૬૭૬. (૧) વૈશાખ સુદી ૩ ને બુધવારે સ વર્ધમાન–પદ્મસિહ શાહે જામનગરમા શ્રી શાતિનાથ પ્રમુખ ૫૦૧ જિનબિબોની પ્રતિષ્ઠા કરાવી. અને જામનગરના શ્રી શાતિનાથ જિનાલયમાં તેમને પ્રતિષ્ઠિત કરી, મૂળ શિલાલેખ માટે જુઓ 'અચલગચ્છીય લેખ સગ્રહ' લેખાંક ૩૧૨.

૧૬૭૮. (૧) વૈશાખ સુદી ૫ ને શુક્રવારે સ. વર્ધમાનશાહે શત્રુંજયગિરિ પર શ્રી શાતિનાથ જિનાલયની પ્રતિષ્ઠા કરાવી. પ્રતિષ્ઠા લેખો માટે જુઓ 'અચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાક ૩૧૨, ૫૦૭, ૫૦૮ આ પ્રતિષ્ઠા વખતે અનેક જિનબિબોની પ્રતિષ્ઠા થઈ. આ જિનબિબો શત્રુંજયગિરિની મૂલ ટૂંકની ભમતીની દેરીઓમા પણ ઘણી જગ્યાએ છે, જામનગરના જિનાલયોમાં સવિશેષ છે.

૧૬૮૧. (૧) આષાઢ સુદી ૭ ને રવિવારે દીપ બદરવાસી ઉપકેશ જ્ઞાતીય સાહ સહસકિરણ સુત સાહ

સહજમલ સુત તેજપાલે (ખંભાતના) અકબરપુરના ઉપાશ્રયમાં જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી, એમ ખંભાતના શ્રી મુનિસુવ્રત જિનાલયની ધાતુ પ્રતિમાના લેખ દ્વારા જાણી શકાય છે.

૧૬૮૩. (૧) મહા સુદી ૧૩ ને સોમવારે શ્રીશ્રીમાલી જ્ઞાતીય, અમદાવાદના મંત્રીશ્વર ભંડારીજીના વંશમાં છઠ્ઠી પેઢીમાં થયેલી સુશ્રાવિકા હીરબાઈએ શત્રુંજયગિરિ પર ભંડારીજીએ બંધાવેલા શ્રી ચંદ્રપ્રભુ જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. એ જીર્ણોદ્ધારની પ્રશસ્તિ માટે જુઓ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાંક ૩૧૫. આ પ્રશસ્તિ વિશે આગળ સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા છીએ.

(૨) જેઠ સુદી ૬ ને ગુરુવારે, પુષ્યનક્ષત્રે, સાંભરપુરવાસી, ઓસવંશીય ગોખરૂ ગોત્રીય શ્રીરાજ પુત્ર રાંકા પુત્ર શ્રીવંત પુત્ર પદ્મસિંહે, ભાર્યા શાતાગદે, પુત્ર કીકા પુત્ર શ્રીપતિ, અમરદેવ, શ્રીપતિ ભાર્યા સાહિજદે પુત્ર ઉભયચંદ્રાદિ સહિત શ્રી પદ્મપ્રભ જિનબિંબ ભરાવ્યું, સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી. આ મૂર્તિ શત્રુંજયગિરિની મૂળ ટૂંકની ભમતીમાં વિદ્યમાન છે. લેખના શિરોભાગ પર મોટા અક્ષરે 'શ્રી અંચલગચ્છે' એમ લખ્યું છે.

(૩) એજ દિવસે સા૦ પદ્મસિંહ કારિત પ્રતિષ્ઠા વખતે શ્રીશ્રીમાલી પરીક્ષ સોનજીએ શ્રી ચંદ્રપ્રભ બિંબ ભરાવ્યું. સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી એમ ખેડાના શ્રી ભીડભંજન પાર્શ્વજિનાલયની ધાતુ પ્રતિમાના લેખ દ્વારા જાણી શકાય છે.

(૪) સંભવિત રીતે એજ પ્રતિષ્ઠા વખતે લાછી શ્રીમલ્લે શ્રી અભિનંદન જિનબિંબ ભરાવ્યું. આ પાષાણમૂર્તિ શત્રુંજયગિરિ પર મુખ્ય ટૂંકની ઉત્તર દિશા તરફની ભમતીની દેરીમાં વિદ્યમાન છે

૧૬૮૬. (૧) ચૈત્ર સુદી ૧૫ ના દિવસે દક્ષિણ દેશમાં આવેલા દેવગિરિ નગરના રહેવાસી, શ્રીમાલી જ્ઞાતીય, લઘુશાખીય સા તુકજી ભાર્યા તેજલદેના પુત્ર સા. હાસુજીએ પોતાની સ્ત્રી હાસલદે, ભાઈ સા વચ્છુજી ભાર્યા વચ્છાદે, સા દેવજી ભાર્યા દેવલદે, પુત્ર ધર્મદાસ અને ભગિની બાઈ કુંઅરી પ્રમુખ સકલ કુટુંબ સમેત સિદ્ધાચલની યાત્રા કરી અને અહ્મદ્દ—આદિનાથના મંદિરના મંડપનો કોટ સહિત પુનઃ ઉદ્ધાર પ્રાયઃ કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી કરાવ્યો. જીર્ણોદ્ધારની શિલાપ્રશસ્તિમાંથી ગચ્છનું અને આચાર્યનું નામ છેકી નાખવામાં આવ્યું છે કિન્તુ તેમાં **उपदेशात्** શબ્દ છેજ. જે અંચલગચ્છીય લેખોમાં બધે હોય છે. બીજું, એ અરસામાં કલ્યાણસાગરસૂરિનો વિહાર પાલીતાણા તરફ સવિશેષ હતો. ત્રીજું, મૂળ જિનાલય અંચલગચ્છ પ્રવર્તક આર્યરક્ષિતસૂરિના શિષ્ય જયસિંહસૂરિના ઉપદેશથી સં. ૧૨૪૯માં રત્નપુર (ભિન્નમાલ પાસે)ના ગાંધીઓએ બંધાવ્યું છે, જુઓ ડૉ. ભાંડારકરનો સને ૧૮૮૩–૪નો રીપોર્ટ. અંચલગચ્છીય જિનાલયનો જીર્ણોદ્ધાર અંચલગચ્છીય આચાર્યના ઉપદેશથી થયો હોય એ સંભવિત છે. મૂળ લેખ માટે જુઓ 'એપિગ્રાફિયા ઈન્ડિકા' વૉ. ૨, પૃ. ૭૨. ડૉ. બુહ્લર સંપાદિત. એ લેખ આર્કિઓલોજીકલ સર્વેના હેન્રી કાઉન્સેમે નોંધ્યો છે વિશેષ માટે જુઓ અંચલગચ્છીય લેખસંગ્રહની પ્રસ્તાવના.

૧૭૦૨. (૧) માગશર સુદી ૬ ને શુક્રવારે દીવબંદરવાસી પ્રાગ્વાટ જ્ઞાતીય, નાગરગોત્રીય, મંત્રીશ્વર વિમલ સંતાનીય મંત્રી કમલસી પુત્ર મંત્રી જીવા પુત્ર મંત્રી પ્રેમજી, મંત્રી પ્રાગજી, મંત્રી આણંદજી પુત્ર કેશવજી પ્રમુખ પરિવાર સહિત પોતાના પિતા મંત્રી જીવાના શ્રેયાર્થે શ્રી આદિનાથ જિન

બિંબ ભરાવ્યું, ચતુર્વિધ સંઘે તેની પ્રતિષ્ઠા કરાવી. આ લેખ પાલીતાણામાં માધવલાલ ધર્મશાળાનાં શ્રી સુમતિનાથ જિનાલયની ધાતુમૂર્તિ પર છે

૧૭૧૮. (૧) શ્રાવણ વદિ ૫ ને ગુરુવારે સુરતબંદરવાસી શ્રાવક વીરજી તથા સં. રામજી સયવારે ધર્મમૂર્તિસૂરિની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરાવી. તેમના પુત્ર રતનમલનો પણ લેખમાં ઉલ્લેખ છે. આ પાદુકાઓ હરિપુરામાં ભવાનીના વડની પાસેના અંચલગચ્છના ઉપાશ્રયમાં છે આ લેખમાં દર્શાવેલા દિવસ પછી આચાર્યનું સ્વર્ગગમન થયું હોવાનું સ્પષ્ટ છે. ઉદયસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલ કલ્યાણસાગરસૂરિ રાસમાં આચાર્યનું મૃત્યુ સં. ૧૭૧૮ના વૈશાખ સુદી ૩ ને દિવસે દર્શાવાયું છે તે વિચારણીય છે.

૧૯૩૭. ઉપર્યુક્ત લેખો ઉપરાંત કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી અસંખ્ય મૂર્તિઓ પરના અધૂરા લેખો પ્રકાશમાં આવ્યા છે ઉદાહરણાર્થે સુરતના ગોપીપુરાના શ્રી સંભવનાથ જિનાલયની ધાતુપ્રતિમા પર આ પ્રમાણે લેખ વંચાય છે

**संवत् १६ () २ वर्षे वैशाख वदी ..गुरौ अंचलगच्छे श्री धर्म्ममूर्तिसूरि...श्री कल्याण सागरसूरीणामु... .।**

એ જિનાલયમાં બીજો એક લેખ પણ એ પ્રમાણે જ ઉપલબ્ધ થાય છે.

**संवत् १६ . .. वर्षे वैशाख वदी २ गुरौ श्री अंचलगच्छे श्री धर्म्ममूर्त्तिसूरि सं० ..... श्री कल्याणसागरसूरिणा... ।**

૧૯૩૮. રાધનપુરનાં શ્રી આદીશ્વર જિનાલયની પંચતીર્થી પર આ પ્રમાણે ખંડિત લેખ પ્રાપ્ત થાય છેઃ–

**संवत् १६...वर्षे वैशाख शुदि १२ सोमे उसवाल ज्ञातीय वृहद् शाखायां मुं(भ) वेरीयागोत्रे म० जसवत भार्या पुराई तत्पुत्र ..गोषा लखा मना तत्पुत्र सुश्रावकेन धर्मधुरंधर.. सूराकेन भा० सूरमदे सुतेन श्रीमदंचलगच्छे युगप्रधान धर्ममूर्त्तिसूरीणां श्री कल्याणसागरसूरीणामुपदेशेन श्री धर्मनाथबिंबं कारितं स्वश्रेयसे प्रतिष्ठितं श्री संघेन अहमदावादे ।**

૧૯૩૯ પટણા પાસેના ફતુહાના દિગંબર જૈન મંદિરની પાષાણની ખંડિત મૂર્તિ પર પૂરણચંદ્ર નાહરે આ પ્રમાણે લેખ વાંચ્યો છે· **संवत् १६७१ आगरावास्तव्य.. . कल्याणसागरसूरिः.........।** આ લેખ સંઘપતિ કુંવરપાલ અને સોનપાલે સં ૧૬૭૧ના વૈશાખ સુદી ૩ ને શનિવારે કરાવેલી પ્રતિષ્ઠાનો છે એ ચોક્કસ છે. આવા બીજા પણ ઘણા લેખો પાછળથી નોંધાયા છે, જે 'અંચલગચ્છીય લેખ સંગ્રહ'ના બીજા ભાગમાં પ્રકાશિત કરવાની ધારણા છે. આ બધા લેખોની ઐતિહાસિક ઉપયોગિતા ખૂબ હોઈને તે બધા પ્રકાશમાં આવે એ ઇચ્છનીય છે. શિલાલેખો અને પ્રતિષ્ઠાલેખો દ્વારા આચાર્યનો વિહાર, શિષ્ય સમુદાય, ભક્ત શ્રાવકગણ અને ધર્મકાર્યો ઈત્યાદિ અંગે વિશદ્ પ્રકાશ પાથરી શકાય છે, અને એ રીતે ઇતિહાસની પ્રમાણભૂત કડીઓ મેળવી શકાય છે.

### ગ્રંથકાર કલ્યાણસાગરસૂરિ

૧૯૪૦. કલ્યાણસાગરસૂરિ સમર્થ પટ્ટધર, પ્રભાવક આચાર્ય અને સફળ ઉપદેષ્ટા ઉપરાંત ઉચ્ચકોટિના ગ્રંથકાર પણ હતા. ગચ્છનાયકની ભારે જવાબદારીઓ વહન કરવાની સાથે એમણે ગ્રંથરચનામાં

પણ ઘણો સમય વિતાવ્યો, જે દ્વારા એમના વિદ્યાવ્યાસંગ અને પાંડિત્ય સૂચિત થાય છે. અહીં એમના ગ્રંથોનો સંક્ષિપ્ત ઉલ્લેખ પ્રસ્તુત છે—

(૧) શાંતિનાથ ચરિત્ર : જુઓ પટ્ટાવલી પૃ. ૩૫૧ પ્ર. સોમચંદ ધારસી.

(૨) સુરપ્રિય ચરિત્ર: જુઓ પટ્ટાવલી પૃ. ૩૫૧ પ્ર. સોમચંદ ધારસી.

(૩) જિનસ્તોત્રો : એ સ્તોત્રોની ચિત્રબદ્ધ પ્રતો અનેક હતી.

(૪) વીસ વિહરમાન સ્તવન . આદિ–'શ્રી સીમંધર સાંભલઉ એક મોરી અરદાસ.'

(૫) અગડદત્ત રાસ : જુઓ જૈ ગૂ ક. ભા. ૩, પૃ ૪૬૭.

(૬) પાર્શ્વનાથ સહસ્રનામ . અપરનામ પાર્શ્વનામાવલી. ૧૫૦ સંસ્કૃત શ્લોક પરિમાણની આ કૃતિ અનેક ભંડારોમા છે સં. ૧૬૯૬ માં ખેરવાના સ્યાલગોત્રીય શ્રેષ્ઠી ઈશ્વરે કાઢેલા ગોડીજીના સંઘમાં આ સ્તુતિ કવિએ કરેલી. શ્રી પાર્શ્વપ્રભુના હજાર નામો કવિએ આપ્યાં છે. આ પ્રકારની કૃતિઓ જૈન સાહિત્યમાં ગણીગાંઠી જ છે.

(૭) પાર્શ્વનાથ અષ્ટોત્તરશત નામ : જુઓ પ્રો. વેલણકરનું સૂચિપત્ર જિ. ૨. પૃ ૨૪૪.

(૮) મિશ્રલિંગ કોશ . અપરનામ લિંગાનુશાસન–લિંગ નિર્ણય–મિશ્ર લિંગ નિર્ણય. પોતાના શિષ્ય વિનયસાગર માટે સંસ્કૃતમાં આ વ્યાકરણ ગ્રંથ લખ્યો. એક કરતાં વધારે લિંગના એટલે કે જાતિનાં નામોની સૂચિ ગ્રંથમા છે

(૯) મિશ્ર લિંગ કોશ વિવરણ: જુઓ ડો. બુહૂલરનો ૬ ઠ્ઠો રિપોર્ટ નં. ૭૬૨.

(૧૦) માણિક્યસ્વામી સ્તવન : ૧૮ સંસ્કૃત શ્લોકમાં કુલપાકનાથ ઋષભદેવની કવિએ વિવિધ છંદોમાં સ્તવના કરી છે હૈદરાબાદના આલેરગામની પાસે કુલ્પાક ગામની બહાર ભરત ચક્રવર્તીએ બંધાવેલ મનાતા આ જિનાલયની કલ્યાણસાગરસૂરિએ યાત્રા કરેલી. લીલા માણેકમાંથી પ્રતિમા તૈયાર થઈ હોઈને તે માણિક્યસ્વામી તરીકે પ્રસિદ્ધ થઈ. કર્ણાટકના રાજા શંકરગણે પ્રતિમાને પ્રસ્થાપિત કરી, તેની પૂજા માટે ૧૨ ગામો આપ્યાં. તેના અભિષેક જલથી કલ્યાણીમાં મરકી શાંત થઈ.

(૧૧) સંભવજિન સ્તવન: ૧૨ સંસ્કૃત શ્લોકમાં સુરતના શ્રી સંભવનાથની સ્તવનારૂપે

(૧૨) સુવિધિનાથ જિન સ્તવન : ૬ સં શ્લો. સિતેતરપુરના સ્વામી શ્રી સુવિધિનાથની સ્તવનારૂપે.

(૧૩) શાંતિનાથ જિન સ્તવન: ૧૩ સં. શ્લો. નવાનગરના શ્રી શાંતિનાથની સ્તવનારૂપે.

(૧૪) શાંતિનાથ જિન સ્તવન ૧૯ સં. શ્લો. કવિએ કર્તા તરીકે શુભસાગર નામ આપ્યું છે.

(૧૫) અંતરિક્ષ પાર્શ્વનાથ સ્તવન ૮ સં. શ્લો. વિદર્ભના શીરપુરનાયકની સ્તવનારૂપે.

(૧૬) ગૌડિક પાર્શ્વાષ્ટક . ૧૦ સં. શ્લો. મરુદેશના પ્રસિદ્ધ તીર્થનાયકની સ્તવનારૂપે.

(૧૭) દાદા પાર્શ્વનાથ સ્તવન: ૯ સં. શ્લો. વડોદરાના શ્રી દાદા પાર્શ્વનાથની સ્તવનારૂપે.

(૧૮) કલિકુંડ પાર્શ્વાષ્ટક: ૯ સં. શ્લો. કલિકુંડનાયક શ્રી પાર્શ્વપ્રભુની સ્તવનારૂપે.

(૧૯) રાવણ પાર્શ્વાષ્ટક : ૯ સં. શ્લો. અલવર પાસેના રાવણા પાર્શ્વનાથની સ્તવનારૂપે. આજે આ વિચ્છેદ તીર્થ છે તે વખતે તેનો ભારે મહિમા હતો. અનુશ્રુતિ વર્ણવે છે કે રાજા રાવણ અને મંદોદરીએ અહીં વેળુની પ્રતિમા કરાવી તેનુ પૂજન કરેલું, તેનું રાવણ પાર્શ્વનાથ નામ પડ્યું મેવાડના

મિત્રવશી રાણા અલ્લટ રાવલે (સં. ૯૨૨–૧૦૧૦) અલ્લટપુર વસાવી તેમા રાવલા પાર્શ્વનાથની સ્થાપના કરી જે રાવલા–રાવણા તરીકે કાલક્રમે પ્રસિદ્ધિ પામ્યા, એમ પણ મનાય છે

(૨૦) ગૌડીપુર સ્તવન : ૧૭ સં. શ્લો. ગોડીજીના તીર્થનાયકની સ્તવનારૂપે

(૨૧) પાર્શ્વ જિન સ્તવન ૧૦ સં. શ્લો. કવિ પોતાનુ શુભસાગર નામ આપે છે.

(૨૨) મહુર પાર્શ્વાષ્ટક : ૧૦ સં. શ્લો. વીજાપુર પાસેના મહુડી ગામ પહેલાં તીર્થરૂપે હતુ. ત્યાંથી અનેક પ્રતિમાઓ નીકળી છે. મહુર પાર્શ્વનાથનું એ તીર્થ હોય એમ અનુમાન કરાય છે.

(૨૩) સત્યપુરીય મહાવીર સ્તવન. ૨૨ સં. શ્લો. સાચોરના તીર્થનાયકની સ્તવનારૂપે, કનોજના રાજાએ વિક્રમના ૧૩ મા સૈકામા આ તીર્થની સ્થાપના કરી હતી એમ મનાય છે

(૨૪) ગોડી પાર્શ્વનાથ સ્તવન. ૧૧ સ શ્લો. કવિને એમના પર અપૂર્વ શ્રદ્ધા હતી.

(૨૫) વીરાષ્ટક ૯ સ. શ્લો પ્રાય આબૂ તીર્થનાયકની સ્તવનારૂપે.

(૨૬) લોડણ પાર્શ્વનાથ સ્તવન. ૧૩ સં શ્લો. પાતાળમાથી ધર્મેન્દ્ર પ્રતિમા લાવેલો પણ અધિષ્ઠાયક દેવ તેને પાતાળમાં લઈ જવા ઇચ્છિતો હતો તેથી પ્રતિમા લતી હતી, અને લોડણ પાર્શ્વનાથ તરીકે પ્રસિદ્ધ થઈ એવી આખ્યાયિકા સભળાય છે.

(૨૭) સેરીસ પાર્શ્વાષ્ટક ૯ સ. શ્લો સેરિસા તીર્થનાયકની સ્તવના રૂપે. કવિ જણાવે છે કે એ પ્રતિમા નાગપુરના રાજા વડે પૂજાયેલ છે-**तीर्थंकर नागपुरेशपूज्यं...।**

(૨૮) સભવનાથાષ્ટક : ૯ સ. શ્લો. પ્રાય સુરતમાં કવિએ સ્તવના કરી હોય.

(૨૯) ચિન્તામણિ પાર્શ્વજિનસ્તોત્ર ૧૧ સ. શ્લો. **इति जिनपतिपार्श्वः पार्श्वपार्श्वाख्य यक्षः**

૧૯૪૧. કલ્યાણસાગરસૂરિએ અનેક તીર્થોની યાત્રા કરી તેની સ્તવના રૂપે સ્તુતિઓ રચી હોઇને તે તેમના વિચારો ઉપરાંત વિહાર–પ્રદેશ પણ સૂચવે છે શ્રી પાર્શ્વનાથ પ્રભુ પ્રત્યે તેઓ અનન્ય ભાવ દર્શાવે છે. ' હુ કલિકુંડ પાર્શ્વ પ્રભુને હમેશા ભજુ છુ '–' શ્રી રાવણા પાર્શ્વનાથને હું હમેશા સેવું છું '–વિગેરે પરથી એ વાતની પ્રતીતિ થાય છે. કવિ ગોડીજીને ' અચલગચ્છરૂપી વાદળ માટે મોર સમાન, કીર્તિરૂપી લતાને વધારવા માટે મેઘ સમાન ' કહે છે. ચિન્તામણીજીની સ્તુતિમાં કવિ વર્ણવે છે– ' વિશ્વના લોકોને સજીવન આપનાર ચિન્તામણિ પ્રભુને મે નીરખ્યા. પ્રભો ! તેથી મને શક્રેન્દ્રની અને ચક્રવર્તિની સપત્તિ પ્રાપ્ત થઈ; મુક્તિ તો મારા બન્ને હાથમા રમતી જણાઈ; અનેક પ્રકારનું મારું મનોવાછિત સિદ્ધ થયુ, દુર્દૈવ–પાપ–દુર્દિનનો ભય–મારું સકલ કષ્ટ નાશ પામ્યુ. '

૧૯૪૨ ' પાર્શ્વસહસ્ર નામ સ્તોત્ર 'માં કવિ વર્ણવે છે–' પરિપૂર્ણ, ધ્રુવ, નિરાવરણ, ઉત્કૃષ્ટ અને સર્વ દ્રવ્ય દર્શક જ્ઞાન, જે પાર્શ્વપ્રભુનું વિદ્યમાન છે; જેમાં તંદ્રાનુ સુખ નથી. પરંતુ અનત, ઉત્તમ સુખ વર્તે છે, તે પ્રભુ શ્રદ્ધા કરવા યોગ્ય છે—તે આરાધવા યોગ્ય છે અને હમેશા તે જ ધ્યાન યોગ્ય છે તારા સ્તોત્ર વડે સેંકડો દોષોથી આકુલ એવી મારી જીભને હું પવિત્ર કરું છું, એ જ આ મિથ્યા સસારમા પ્રાણીઓના જન્મનુ સાફલ્ય છે. ' એ સ્તોત્રના કેટલાક શ્લોકો સમદર્શી આચાર્ય હરિભદ્ર અને હેમચંદ્રાચાર્યની પ્રસિદ્ધ ઉક્તિઓની ઝાંખી કરાવે એવા છે, જુઓ—

आत्मभूः शंभवो विष्णुः केशवः स्थविरोऽच्युतः ।
परमेष्ठि विधिर्धाता श्रीपतिर्नागलंछनः ।

૧૯૪૩. શબ્દચાતુર્ય સાથે વાક્ચાતુર્યના કેટલાંક ઉદાહરણો અહીં ઉધ્ધૃત કરવા યોગ્ય છે : કવિ એક પદ્યમાં કહે છે–'તારા ચિત્તમાં હું આવું એ વાત જ મુશ્કેલ છે. પરંતુ જો મારાં ચિત્તમાં તું આવતો હોય તો મારે બીજા કોઈ દેવનું કામ જ નથી.'

૧૯૪૪. કવિનીપ્રભુ પ્રત્યેની ઉત્કટ ભક્તિને એમની કૃતિઓ સુંદર વાચા આપે છે, જુઓ–'મારાં બન્ને નેત્રોમાં તારા મુખનો આશ્રય લેવાથી, ઉત્પન્ન થયેલા હર્ષાશ્રુ વડે તું અન્ય દેવોના દર્શનથી ઉત્પન્ન થયેલ મેલને ધોઈ નાખ.' 'હમેશાં હર્ષપૂર્વક મારા બન્ને નેત્રો તારા મુખના સંગી થાઓ! બન્ને હાથો તારી સેવા કરવા ઉદ્યુક્ત બનો! અને બન્ને કર્ણ તારા ગુણ શ્રવણમા રક્ત રહો!' 'ભવ્ય જીવોને આનંદ આપનાર, પ્રભો! તારો હું સદોદિત કિંકર છું. તારા ચરણનો આધાર છે તેથી જ મને નિરંતર શાંતિ મળી રહે છે.'

૧૯૪૫ કવિની ઉક્તિ **पयो ज्ञानमुग्धोऽहं** દ્વારા એમની જ્ઞાનપિપાસા પ્રતીત થાય છે. આ બધું એમની સર્વતોમુખી પ્રતિભાને સ્ફુટ કરે છે. કલ્યાણસાગરસૂરિને ગચ્છનાયકની ભારે જવાબદારીઓ વહન કરવાનુ નિર્મિત ન હોત તો તેઓ પ્રતિભાશાળી સાહિત્યકાર તરીકે કીર્તિ પ્રાપ્ત કરત એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. એમનું શિષ્ય–મંડળ પણ એવું જ સાહિત્યસેવી હતું, જેમાં વિનયસાગરજી, દેવસાગરજી વિગેરે નામો ઉલ્લેખનીય છે. કવિના પટ્ટશિષ્ય અમરસાગરસૂરિ પણ એ તારામંડળના તેજસ્વી સિતારા હતા, જેનને વિશે પાછળથી નોંધીશું.

## સ્વર્ગ ગમન

૧૯૪૬. પટ્ટાવલીમાં જણાવાયું છે કે આચાર્ય સં. ૧૭૧૮ ના વૈશાખ સુદી ૩ ના દિને સૂર્યોદય-વેળાએ શુભ ધ્યાનપૂર્વક ભૂજમાં દેવગતિ પામ્યા. પટ્ટશિષ્ય અમરસાગરસૂરિ, રત્નસાગરજી સમેત વિશાળ પરિવારથી વિંટળાયેલા આચાર્યની જગડૂશાહે ઘણી ભક્તિ કરી હતી. સંઘે સૂરિની શાનદાર અંત્યેષ્ટિ ક્રિયા કરી, જગડૂશાહે ૫૦૦૦ મુદ્રિકા ઉછાળીને યાચકોને દાન આપી અને અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો. ત્યા અમરસાગરસૂરિને ગચ્છનાયકપદે અભિયુક્ત કરવામા આવ્યા, જેમના ઉપદેશથી સં. ૧૭૨૧ માં કલ્યાણ-સાગરસૂરિનો સ્તુપ બંધાયો અને તેમા તેમની ચરણપાદુકા પ્રસ્થાપિત થઈ.

૧૯૪૭. પટ્ટાવલીની બાબતો ભ્રાન હોવા સંબંધે ઉલ્લેખ થઈ ગયો છે. ગચ્છનાયકનાં મૃત્યુ સંબંધક વર્ણન પણ સંશોધનીય છે. વાસ્તવમાં તેઓ સં. ૧૭૧૮ ના વૈશાખ સુદી ૩ ના દિને વિદ્યમાન હતા અને તેમના ઉપદેશથી સં. ૧૭૧૮ ના શ્રાવણ વદિ ૫ ને ગુરુવારે સુરતવાસી શ્રાવક વીરજી અને રામજીએ હરિપુરાના અંચલગચ્છીય ઉપાશ્રયમાં ધર્મમૂર્તિસૂરિની ચરણ પાદુકા સ્થાપી. જુઓ–મણીલાલ બકોરભાઈ વ્યાસ કૃત 'શ્રીમાળી વાણીઆઓના જ્ઞાતિભેદ.' આમ થવાનું કારણ તત્કાલીન પ્રવર્ત્તમાન ગૂજરાતી અને કચ્છી સંવત વચ્ચેનો ભેદ પણ હોય ગમે તેમ હો પરંતુ એટલું ચોક્કસ છે કે તે સમયમાં થઈ ગયેલા અન્ય ગચ્છના આચાર્યો હીરવિજયસૂરિ, જિનચંદ્રસૂરિના જીવન વિશે કડીબદ્ધ માહિતીઓ સંપ્રાપ્ત છે ત્યારે કલ્યાણસાગરસૂરિ વિશે અનેક સંદિગ્ધતાઓ પ્રવર્તે છે, જે ઇતિહાસ પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ અને ગચ્છભક્તિની ઉદાસિનતાને સૂચક છે.

૧૯૪૮. ક્ષેમસાગર, ગુણસાગર, શિવોદધિસૂરિ, શિવસિન્ધુરાજ ઇત્યાદિ માનાર્હ અભિધાનોથ

સંબોધાયેલા અને જંગમતીર્થ, જગદ્‌ગુરુ, યુગપ્રધાન, યુગવીર એવાં ગૌરવાન્વિત બિરુદોથી નવાજાયેલા કલ્યાણસાગરસૂરિ આ ગચ્છના ઇતિહાસમાં મહાન કારકિર્દી સ્થાપી ગયા છે. હીરવિજયસૂરિ અને જિનચંદ્રસૂરિની જેમ એમની મૂર્તિઓ પણ આજે અનેક ગુરુમંદિરોમાં ભાવથી પૂજાય છે. એમણે ગચ્છનું સંગઠન એવું તો સુદૃઢ કર્યું કે એમની પ્રતિભાની અસર પછીના સૈકાઓમાં પણ પૂર્વવત્ રહી. ત્રણેક શતાબ્દી પછી પણ ગચ્છવ્યવસ્થા અને તેની આધ્યાત્મિક પ્રવૃત્તિ પર કલ્યાણસાગરસૂરિના નામનો પ્રભાવ અપૂર્વ છે. એ મેધાવી આચાર્યનું નામ આજે પણ અંચલગચ્છના અભ્યુદય માટે પ્રેરણાસ્રોત સમું છે અને સદોદિત રહેશે. એ જ એમની વિરાટ પ્રતિભાને મહાન અંજલિ છે. વા. લાવણ્યચંદ્રના શબ્દોમાં કહીએ તો—

तैः सिक्ताः स्वीय पट्टे वर वनय ज्ञुषः शास्त्रसारार्थविज्ञ ।
लाखाख्य प्रौढ भोज प्रभृति नरपति व्रीतवन्द्यांह्रिपद्मा ॥
जाता यध्धर्म्म वाण्या प्रतिपुरममिता संघचैत्य प्रतिष्ठा ।
ते कल्याणाब्धिसूरीश्वर गणगुरवो जज्ञि धैर्य धुर्याः ॥ ४० ॥

## ૧૯. શ્રી અમરસાગરસૂરિ

૧૯૪૯. મેવાડ દેશ અંતર્ગત ઉદયપુર નગરમાં શ્રીમાલી જ્ઞાતીય ચૌધરી યોધાની ભાર્યા સોનાની કૂખે સં. ૧૬૯૪ માં એમનો જન્મ થયો. એમના પૂર્વાશ્રમનું નામ અમરચંદ હતું. સં. ૧૭૦૫ માં તેમણે કલ્યાણસાગરસૂરિ પાસે વૈરાગ્યપૂર્વક દીક્ષા અંગીકાર કરી. સં. ૧૭૧૫ માં તેઓ ખંભાતમાં આચાર્ય-પદસ્થ થયા. સં. ૧૭૧૮ માં ભૂજનગરમાં ગચ્છનાયકપદે વિભૂષિત થયા.

૧૯૫૦. ઉપાધ્યાય જ્ઞાનસાગરજીને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં અમરસાગરસૂરિ વિશે આ પ્રમાણે જણાવાયું છેઃ મેવાડ દેશમાં ઉદયપુર નામનું નગર છે. તે નગરમાં શ્રીમાલી જ્ઞાતિનો, ચૌધરીઓના વંશમાં ઉત્પન્ન થયેલો તથા જૈન ધર્મમાં આદરવાળો યોધમલ્લ નામે શ્રાવક વસતો હતો. તેને સોના નામની ઉત્તમ શીલવાળી સ્ત્રી હતી, તેઓને સં. ૧૬૬૪ માં અમરચંદ નામે પુત્ર થયો. તે અમરચંદે સંવત્ ૧૬૭૫ માં વૈરાગ્યપૂર્વક કલ્યાણસાગરસૂરિ પાસે દીક્ષા લીધી તથા ગુરુએ તેમનું અમરસાગરજી નામ પાડ્યું. અનુક્રમે શાસ્ત્રાભ્યાસ કર્યા બાદ ગુરુએ ભદ્રાવતીમાં સં. ૧૬૮૪માં તેમને આચાર્યપદવી આપી. ત્યાર બાદ ગુરુની આજ્ઞાથી તેઓ શિષ્ય-પરિવાર સહિત ભિન્ન વિહાર કરવા લગ્યા

૧૯૫૧. પટ્ટાવલીની બાબતો સંશોધનીય છે. અમરસાગરસૂરિ સં. ૧૬૯૪માં જન્મ્યા અને સં. ૧૭૦૫ માં દીક્ષિત થયા એમ પં. હી. હં. લાલન 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ' પૃ. ૬ માં નોંધે છે, તે સ્વીકાર્ય ઠરે છે.

૧૯૫૨. પટ્ટાવલી યંત્રો દ્વારા પણ ઉક્ત બાબતો પ્રમાણિત ઠરે છે. જુઓ 'શતપદી ભાષાંતર' પૃ. ૨૨૨-૩. આ યંત્રમાં અમરસાગરસૂરિને ઉપકેશ જ્ઞાતિના કહ્યા છે અને તેઓ કરહટપુરમાં જન્મ્યા હતા એમ તેમાં જણાવ્યું છે, જે વિચારણીય છે

૧૯૫૩. ભીમસી માણેક પણ ગુરુપટ્ટાવલીમાં ઉપર્યુક્ત બાબતોને જ પુષ્ટિ આપે છે. તેઓ નોંધે છે કે અમરસાગરસૂરિ મેવાડ દેશે ઉદયપુર નગરે શ્રીમાલી જ્ઞાતે ચૌધરી યોધાની સોના નામે ભાર્યાના અમર-ચંદ નામે પુત્ર સં. ૧૬૯૪ માં જન્મ્યા, સં. ૧૭૦૫ માં દીક્ષા લીધી, સં. ૧૭૧૫ માં ખંભાત નગરે આચાર્યપદ પામ્યા.

૧૯૫૪. બુદ્ધિસાગરસૂરિએ ભીમસી માણેકની ગુરુપટ્ટાવલીની ઉપર્યુક્ત બાબતોનો 'ગચ્છમત પ્રબંધ' પૃ ૨૨૮ માં માત્ર હવાલો આપ્યો છે અન્ય ગ્રંથકારો પણ એમને અનુસર્યા છે. જુઓ જૈ. ગૂ ક. ભા. ૨, પૃ. ૭૭૬ 'અંચલગચ્છની પટ્ટાવલી' મોહનલાલ દલીચંદ દેસાઈ કૃત. દેસાઈજી ઉપકેશ જ્ઞાતિમાં કરહટપુરમાં જન્મ્યા હોવાની શક્યતા નકારતા નથી.

૧૯૫૫. અહી પાશ્ચાત્ય વિદ્વાનોની નોંધો પણ પ્રસ્તુત છે. ડો. પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક સને ૧૮૮૬-૯૨ ના રીપોર્ટની પ્રસ્તાવનામાં અમરસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છેઃ—

Amarasagara–Mentioned as pupil of Kalyanasagara in the Anchala gachchha. In the pattavali of that gachchha Bomb. Ed. p. 516. the dates for this teacher are given as follows. born Samvat 1694 in Oodeypore; diksha, Samvat 1705; acharyapada, Samvat 1715 in Cambay; gachchhesapada, Samvat 1718 in Bhooj; died Samvat 1762 in Dholka. Vidyasagara succeeded him. Mentioned as pupil of Sivasindhusuri (=Kalyanasagara) who was pupil of Dharmamurti of the Vidhipaksha gachchha in the Chandra–kula. He was succeeded by Udayabdhi ( Udayasagara ), author of a Snatripanchasika 3, App p. 238

૧૯૫૬. સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન ડો. જ્હોન્નેસ ક્લાટ 'ઇન્ડિયન એન્ટિકવેરી' વો. ૨૩, પૃ. ૧૭૪–૮ માં અમરસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છે.—

65 Amarasagar–suri, son of Srimali–jnati Chodhari Yodha in Udaya–pura ( Mevada–dese ), and of Sona, mula–naman Amarachandra, born Samvat 1694, diksha 1705, acharya 1715 in Khambhayata, gachchhesa 1718 in Bhuja–nagara (Kachchha–dese), + 1762 in Dholka, at the age of 68. During his spiritual reign a Ms. of Upadesa–Chintamani was written Samvat 1739, see Bhandarkar, Rep. 1883–84, p. 443.

૧૯૫૭. અગરચંદજી નાહટાના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અંચલગચ્છ અપરનામ વિધિપક્ષ ગચ્છ–પટ્ટાવલી( વિસ્તૃત વર્ણનરૂપા )'માં અમરસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધ પ્રાપ્ત થાય છેઃ '૬૬ છાસઠમે પાટે શ્રી અમરસાગરસૂરિ મેવાડે દેશેં. શ્રી ઉદયપુર નગરિ, શ્રીમાલી જ્ઞાતિ, ચઉધરી જોધા, સોનબાઈ ભાર્યા, પુત્ર અમરસિંઘ સંવત્ સોલ બાણુંઈ જન્મ, સંવત્ સત્તરે પંચોત્તરે દીક્ષા, સંવત્ પનરોત્તરે આચાર્યપદ, સત્તર અઢારોત્તરેં ભટ્ટારક પદ, સત્તર બાસઠિ નિર્વાણ. સર્વાયુ વર્ષ ૭૦ સિત્તેર.'

૧૯૫૮ ઉપર્યુકત ઐતિહાસિક પ્રમાણોથી બહુધા સિદ્ધ થાય છે કે અંચલગચ્છના ૬૬ મા પટ્ટધર આચાર્ય અમરસાગરસૂરિ, મેવાડદેશ અંતર્ગત ઉદયપુર નગરમાં સં. ૧૬૯૪ મા જન્મ્યા. પટ્ટાવલી–યંત્રમાં કરહટપુર ગામનો જન્મસ્થળ તરીકે ઉલ્લેખ છે, તે ગામ ઉદયપુરની પાસેનું પણ હોઈ શકે બીજું, પટ્ટાવલી–યંત્રમાં એમને ઉપકેશ જ્ઞાતિના કહ્યા છે તે વિચારણીય છે, મોટા ભાગના પ્રમાણો દ્વારા જાણી શકાય છે કે તેઓ શ્રીમાલી જ્ઞાતીય ચૌધરી યોધા અને તેની ભાર્યા સોનાના પુત્ર હતા. એમનું મૂલ-નામ અમરચંદ્ર કે અમરસિંહ હતું. સં ૧૭૦૫માં તેમણે કલ્યાણસાગરસૂરિ પાસે વૈરાગ્યપૂર્વક દીક્ષા અંગીકાર કરી સં. ૧૭૧૫માં ખંભાતમાં તેઓ આચાર્યપદ–સ્થિત થયા. સં. ૧૭૧૮મા ભૂજનગરમાં તેઓ ગચ્છેશપદે અલંકૃત થયા. ઉપાધ્યાય જ્ઞાનસાગરને નામે પ્રસિદ્ધ થયેલી અંચલગચ્છની અનુસંધાન-રૂપ સંસ્કૃત પટ્ટાવલીની ઘણી ખરી બાબતો ભ્રાન્ત હોઈને અસ્વીકાર્ય છે એ પટ્ટાવલીની પ્રમાણભૂતતા પણ શંકિત છે.

## ધર્મપ્રચાર

૧૯૫૯. આપણે ઉલ્લેખ કરી ગયા કે અમરસાગરસૂરિ આચાર્યપદ–સ્થિત થયા પછી કલ્યાણસાગર-સૂરિની આજ્ઞાથી પૃથક્ વિહાર કરવા લાગ્યા. એ દરમિયાન એમણે ધર્મપ્રચારનાં અનેક કાર્યો કર્યાં છે. આ વિશે વિચારણા કરવી અહીં પ્રસ્તુત છે.

૧૯૬૦ ભીમસી માણેક 'ગુરુપટ્ટાવલી'માં અમરસાગરસૂરિનાં કાર્યો અંગે આ પ્રમાણે જણાવે છે: 'એ ગુરુની પાસે સવત ૧૭૧૬ ના વર્ષે મહા વદિ ચોથે દીવબંદરના રહેવાસી પ્રાગ્વાટ ગોત્રીય મંત્રી જીવા સુત માલજીએ પોતાની સ્ત્રી સહિત ચોથું વ્રત ગ્રહણ કર્યું. સ. ૧૭૧૮ ના વર્ષમાં કચ્છદેશે ભૂજનગરે ગચ્છેશપદ પામ્યા એમણે અનેક તીર્થોની યાત્રાઓ કરી ચોરાસી ગચ્છને હસ્ત મડાવ્યા. અનેક દેશોમાં અનેક જિન ચૈત્યોની પ્રતિષ્ઠાએ બિરાજ્યા હતા. સવત ૧૭૬૨ માં ધોલકે નિર્વાણ પામ્યા, સર્વ મલી અડસઠ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.'

૧૯૬૧. ઉક્ત મંત્રી જીવાના પુત્ર માલજીનાં સુકૃત્યો વિશે પટ્ટાવલીમાં વિસ્તૃત વર્ણન છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે અમરસાગરસૂરિએ અમદાવાદ, ભરૂચ, ખંભાત, સુરત, નવાનગર, વણથલી તથા જોધપુર આદિ નગરોમાં ચાતુર્માસો કર્યા પછી અનુક્રમે તેઓ સ. ૧૭૧૬ માં દીવબંદરમા પધાર્યાં. ત્યાં પોરવાડ વંશમાં અલકાર સમા મંત્રીશ્વર જીવણના માલજી નામના પુત્રે ગુરુની ઘણી ભક્તિ કરી તેના આગ્રહથી સૂરિ ત્યા જ ચાતુર્માસ રહ્યા. મંત્રી માલજીએ ગુરુના ઉપદેશથી ચોથા વ્રતનાં પચ્ચખાણ કર્યાં. તે અવસરે તેણે સ્વામીવાત્સલ્યાદિ ધર્મકાર્યોમાં ઘણું ધન ખરચ્યુ. તેણે શ્રી શાંતિનાથજીની રૂપાની તથા ઉત્તમ પાષાણની અન્ય અગિયાર પ્રતિમાઓ કરાવી અને અમરસાગરસૂરિના ઉપદેશથી શત્રુંજયગિરિ પર નાનું જિનાલય બંધાવી એ સૌ પ્રતિમાઓની સ. ૧૭૧૭ ના માગશર વદિ ૧૩ ને દિવસે તેમાં પ્રતિષ્ઠા કરાવી. અમરસાગરસૂરિના ઉપદેશથી તેણે શત્રુંજયની સઘ સહિત યાત્રા પણ કરી. મંત્રી માલજીએ સર્વ મળી એક લાખ દ્રમ્મનો ધર્મકાર્યોમાં ખર્ચ કર્યો

૧૯૬૨. પટ્ટાવલીમા વિશેષમા જણાવવામા આવ્યું છે કે સ. ૧૭૨૩ માં બાહડમેરના સઘના આગ્રહથી અમરસાગરસૂરિ ત્યાં ચાતુર્માસ રહ્યા. તે વખતે ત્યાં બોહડગોત્રીય જોરાવરમલ્લ નામના શ્રાવકવર્યે ગુરુની અનેક પ્રકારની ભક્તિ કરી.

૧૯૬૩. ત્યાંથી વિહાર કરી તેઓ અનુક્રમે સં. ૧૭૨૫ માં પાલીતાણા નગરમાં પધાર્યા તે વખતે ત્યા વર્ધમાનશાહના પુત્ર ભારમલ્લ પોતાના કુટુંબ સહિત યાત્રા કરવા માટે આવ્યા હતા. ભારમલ્લે ગુરુના ઉપદેશથી શત્રુંજયગિરિ પર કલ્યાણસાગરસૂરિના પગલાં સ્થાપ્યા.

૧૯૬૪. સ ૧૭૦૧ ના માગશર સુદી ૬ ને સોમવારે શાહપુરમાં શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજીની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા થઈ, તે વખતે ગુર્જરદેશમા વિચરતા ગચ્છનાયકને આગ્રહપૂર્વક શાહપુર તેડાવવામાં આવ્યા હતા, પ્રાગ્વશીય વોહરા પૂંજાના પુત્ર રવજીએ એ પ્રતિષ્ઠામા ભાવપૂર્વક અઢળક દ્રવ્ય ખરચ્યું હતું ઇત્યાદિ વિગતો અમરસાગરસૂરિના સમયમા થઈ ગયેલા કવિ વિનયશીલે 'સહસ્રફણા પાર્શ્વનાથ જિન સ્તવન'મા આપી છે બહુધા આ પ્રતિષ્ઠામાં કલ્યાણસાગરસૂરિ જ ઉપસ્થિત રહ્યા હશે, તો પણ અમર-સાગરસૂરિની શક્યતા પણ નકારી શકાતી નથી. જો ઉક્ત કૃતિ પાછળથી રચાઈ હોય તો ગચ્છનાયક પદે અભિયુક્ત થયેલા અમરસાગરસૂરિનો એ ઉલ્લેખ પણ હોય.

૧૯૬૫. સં. ૧૭૨૧ ના માગશર સુદી ૫ ને દિવસે અમદાવાદના પરીખ લીલાધરના સુપુત્રોએ ગોડીજી, આબૂ ઇત્યાદિ તીર્થોનો મોટો સંઘ કાઢ્યો હતો, તે વખતે ગચ્છનાયક અમરસાગરસૂરિ રાધનપુર હતા,

પ્રાય. તેઓ આ સંઘમાં સામેલ હતા આ તીર્થસંઘ પણ એમના સમયનો ઉલ્લેખનીય પ્રસંગ હતો. જુઓ 'લીલાધર રાસ'.

૧૯૬૬. અમરસાગરસૂરિએ સમેતશિખર પ્રભૃતિ સર્વ તીર્થોની યાત્રા કરી હતી એમ વાચક લાવણ્યચંદ્ર કૃત 'વીરવંશાનુક્રમ' નામક અંચલગચ્છીય પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે જુઓ :—

निर्णीतागम शष्ट शास्त्र विषया उद्योगिनोऽध्यापने ।
संमेतादि समस्त तीर्थ वितते यात्रा कृतः सर्वत. ॥
वासो ज्ञान समस्त दान निपुणा दाक्षिण्य दक्षाः क्षमाः ।
ते पूज्या अमराब्धिसूरि गुरवो विश्वप्रियाः स्वर्ययुः ॥४१॥

**શ્રમણ-જીવન**

૧૯૬૭. આપણે આગળ ઉલ્લેખ કરી ગયા કે જે શ્રમણોના આચાર-વિચાર અને વિધિ-વિધાનો એક સરખાં હોય તથા જેઓ એક નાયકની આજ્ઞાનુસાર પોતાની જીવનચર્યા પાળતા હોય, તેવા બધા શ્રમણોના સમુદાયને જૈન સાહિત્યમાં 'ગચ્છ'નાં નામથી સંબોધાય છે. અને જેની આજ્ઞામા સમસ્ત સમુદાય વર્તતો હોય તે આચાર્યને ગચ્છ-નાયક કહેવામાં આવે છે.

૧૯૬૮ 'અલંકારિક ભાષામા કહીએ તો ગચ્છનો નાયક એ એક પ્રકારે રાજા ગણાય. જેમ રાજાની આજ્ઞા અનુસાર તેનો બધો અધિકારીવર્ગ અને પ્રજાવર્ગ પોતાની જીવનચર્યા ચલાવે છે, તેમ આચાર્યની આજ્ઞાનુસાર તેનો બધો યતિ સમૂહ અને અનુયાયી ગણ પોતાની ધર્મચર્યા ચલાવે છે. આ અલંકારિક કલ્પના મધ્યકાલમાં તો લગભગ યથાર્થરૂપ ધારણ કરવા જેટલી પ્રયત્નવતી થઈ ગઈ હતી. એ સમયમાં આચાર્ય મૂર્તિમન્ત રાજા જેવા જ રૂપમાં દેખાવાના મોહમાં સપડાઈ ગયા હતા. રાજાની માફક આચાર્ય પણ છડીદાર, ચોપદાર, પાલખી, નગારો, નિશાન, ચામર, છત્ર આદિ રાજ્યચિહ્નો ધારણ કરવા લાગ્યા હતા જેમ રાજા પોતાના અધિકારીઓમાથી અમુક વર્ષે અમુક અધિકારીને અમુક સ્થાનનો અધિકાર ચલાવવા મોકલે, તેમ એ આચાર્ય પણ પોતાના આજ્ઞાનુવર્તિ યતિઓને દર વર્ષે જુદાં સ્થળોમાં ચાતુર્માસ કરવા માટે મોકલતા. ગચ્છનાયક, અત્યારે સરકારી પરિપત્રો નીકળે છે તેવા ક્ષેત્રાદેશપટ્ટકો દર વરસે કાઢતા, અને તે અનુસારે દરેક યતિએ તેમના નક્કી કરેલ ચાતુર્માસનાં સ્થળે સમયસર પહોચી જવાનું હોય છે' જુઓ જૈ સા સંશોધક, ખં. ૧, અંક ૩.

૧૯૬૯. કલ્યાણસાગરસૂરિનો કાલ અનેક રીતે અંચલગચ્છનો સર્વોત્તમ કાલ હતો. એ યુગપુરુષના ગયા પછી આ ગચ્છે દરેક ક્ષેત્રે ઓટ અનુભવી ક્રમે ક્રમે શ્રમણ-જીવન પણ શિથિલ થતુ રહ્યું. સુવિહિત શિરોમણિ ગણાતા ગચ્છનાયક માત્ર ગાદી-પતિ અથવા તો શ્રીપૂજ જેવા બની ગોરજી જેવું શ્રમણ જીવન જીવવા લાગ્યા! એ અરસામા રાજકીય ક્ષેત્રે પણ ભારત અનેક નબળાઈઓથી રીબાતું હતું. પરદેશીઓ દેશ પર પોતાનું સાર્વભૌમત્વ સ્થાપિત કરવા અનેક કાવાદાવા કરી રહ્યા હતા. ધાર્મિક ક્ષેત્રે પણ દેશ રંક બની રહ્યો હતો! જૈન સંઘ કે અંચલગચ્છ અપવાદરૂપ નહોતા

૧૯૭૦ કલ્યાણસાગરસૂરિ પછી અંચલગચ્છના ઇતિહાસમાં શ્રીપૂજેએ ગચ્છ-વ્યવસ્થામા મહત્ત્વપૂર્ણ ફાળો નોધાવ્યો. એ વિ૦, પછીનો ઇતિહાસ શ્રીપૂજો અને ગોરજીઓનાં પ્રશસ્ત કાર્યોથી અંકાયેલો છે. માત્ર કચ્છમાં જ અંચલગચ્છના યતિઓની સેંકડો પોશાળો હતી, જેના અવશેષો આજ દિવસ સુધી રહ્યા હતા! આ યતિઓએ અને શ્રીપૂજોએ જે મહામૂલ્ય ફાળો આપ્યો છે તે કદિયે ભૂલી શકાશે નહી. એમાંના કેટલાક સારા વિદ્વાનો, નૈયાયિકો, દર્શનશાસ્ત્રીઓ, ભાષાશાસ્ત્રીઓ, જ્યોતિષવિદો, ભૂસ્તરવેત્તાઓ,

મંત્રવાદીઓ અને વૈદકાચાર્યો હતા. સૌએ પોતપોતાની શક્તિઓનો પરિચય કરાવી સમાજનું, ધર્મનું અને ગચ્છનું શ્રેય કર્યું છે એમના પરિશ્રમને પરિણામે જૈન ધર્મનું રક્ષણ, પોષણ અને સંવર્દ્ધન થયું છે એ ચોક્કસ વાત છે. તેમણે હસ્તસિદ્ધ કરેલી વિદ્યાઓથી તેઓ શાસકો, રાજાઓ અને મહારાજાઓ પર પ્રભાવ વર્તાવવા શક્તિમાન બન્યા અને પરિણામે તેમણે જે માનપૂજા પ્રાપ્ત કરી તેને પણ તેમણે શાસનનાં કાર્યોમા લગાડી એમના પ્રયાસોના પરિણામ સ્વરૂપે એ પછીના અરસામા—શિથિલાચારના યુગમાં પણ અનેક સંઘકાર્યો થયા, અનેક નૂતન જિનાલયોનુ નિર્માણ થયું, અનેક જ્ઞાનમંદિરો પ્રસ્થાપિત થયા ટૂંકમાં તેમણે સામાજિક, રાજકીય અને ધાર્મિક ક્ષેત્રે, પોતાની રીતે, દેશ–કાલ–ભાવાનુસાર ઘણું ઘણું કર્યું. એમની કારકિર્દીને કોઈ રીતે પણ વખોડી શકાય એમ નથી, તેને અન્યાય કરી શકાય એમ પણ નથી

૧૯૭૧ અલબત્ત, શ્રીપૂજ્યો અને ગોરજીઓનાં લોકોપયોગી કાર્યોમાં જ એમનાં શ્રમણ—જીવનની ઇતિકર્તવ્યતા નહોતી જૈન દર્શનની દૃષ્ટિએ એમને આધ્યાત્મિક નેતૃત્વ પૂરું પાડવાનું હતુ, જૈન ધર્મના ઉદાત્ત સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો હતો ધર્મગુરુ તરીકે એમની બીજી પણ ઘણી વિશાળ જવાબદારીઓ હતી, તે તેઓ ચૂકી ગયા, એ એમના સામેની દલીલો છે.

૧૯૭૨ તત્કાલીન શ્રમણ જીવન પર પ્રકાશ પાડવામાં 'ક્ષેત્રાદેશ પટ્ટકો'ની જેમ 'યતિમર્યાદા પટ્ટકો' પણ અનેક રીતે ઉપયોગી થાય છે યતિમર્યાદા પટ્ટકોમાં યતિઓને જે સૂચનાઓ આપવામા આવી છે તે પરથી તત્કાલીન શ્રમણ–જીવન વિશે ઘણું જાણી શકાય એમ છે ઉદાહરણાર્થે એક યતિમર્યાદા પટ્ટકમાં કહેવામાં આવ્યુ છે કે—'ગૃહસ્થ સંઘાતે ચઢી બોલવું નહી, ગૃહસ્થોનુ મન ઠામ રાખવું, લૌકિક વ્યવહાર વિશેષ રાખવું' ઇત્યાદિ જુઓ—સં. ૧૭૭૪નો **ज्येष्ठस्थित्यादेशपट्टक** 'જૈન સત્ય પ્રકાશ' વ. ૨, અ. ૬, પૃ ૩૮૦–૪

૧૯૭૩. સં. ૧૭૭૩ મા વિજયક્ષમાસૂરિએ કાઢેલ **यतिमर्यादा पट्टक**માં તેઓ પોતાના શિષ્યોને આજ્ઞા આપે છે કે—'યતિએ અંક પ્રમુખ છોકરાને ન ભણાવવા, ધર્મક્રિયા ભણાવવી. ટીપ્પણા ન લિખવા, ન વેચવા, વ્યાજવટૌ ન કરવો, ખેતીવાડીનો વ્યવહાર ન રાખવો ..' ઇત્યાદિ. જુઓ 'જૈન સત્ય પ્રકાશ' વ, ૨, અં. ૬, પૃ. ૩૭૮–૮૦

૧૯૭૪. શ્રમણોની જેમ શ્રાવકો પણ ધર્મ પ્રત્યે એટલા જ ઉદાસિન રહ્યા હતા તે જણાવવું પણ અહીં પ્રસ્તુત છે આ સંબંધક અનેક રમૂજી પ્રસંગો પરંપરાગત સંભળાય છે એક પ્રસંગમાં શ્રાવકોએ એક સાધુને આગ્રહપૂર્વક ગામડામા ચાતુર્માસ રાખ્યા શ્રાવકો ધર્મક્રિયામાં અજ્ઞાન હોવાથી ગુરુએ પોતે જે કરે તે પ્રમાણે કરવા સૂચવ્યું. પ્રતિક્રમણમા સાંજે એમ બન્યું કે ગુરુને વૃદ્ધાવસ્થાને લીધે ચક્કર આવ્યા અને તેથી ગબડી પડયા તેમને અનુસરતા સૌ, તેને ધર્મક્રિયા જાણી નીચે પડ્યા. ગુરુને મોઢે ફીણ આવ્યાં ચક્કર દૂર થતાં સૌ બોલ્યા, 'મહારાજ! તમારી જેમ અમે પણ ભોંય પર તો પડ્યા પણ મોઢે ફીણ લાવી ન શકયા!'

૧૯૭૫. બીજા એક પ્રસંગમા એક સાધુને ગામડામા ચાતુર્માસ રહેવાનું થયુ તેને તથા શ્રાવકોને કોઈ ધર્મક્રિયા આવડે નહી. આથી તે સાધુએ 'અગિયારી અગિયારી એકવિસ મો'નો ઘડિયો બોલીને ગાડું ગબડાવ્યે રાખ્યુ!!

૧૯૭૬. આવા તો અનેક રમૂજપ્રેરક પ્રસંગો કર્ણોપકર્ણ સંભળાય છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે એ સમયમા શ્રમણોએ તેમજ શ્રાવકોએ ધર્મ પ્રત્યે ભારે ઉદાસિનતા દર્શાવી હતી. અલબત્ત, એ

માટે સામાજિક, આર્થિક તેમજ રાજકીય પરિસ્થિતિ પણ જવાબદાર તો હતી જ. આ અંગે સવિશેષ ચર્ચા અહીં અસ્થાને છે એટલું જ જણાવવું ઇષ્ટ છે કે આ બધી બાબતોની પશ્ચાદ્ભૂમિમાં ગચ્છની પ્રવૃત્તિનો ઇતિહાસ સમજવો આવશ્યક છે.

## પ્રકીર્ણ પ્રસંગો

૧૯૭૭ આ અરસામાં અંચલગચ્છીય શ્રમણોનો કચ્છમાં સવિશેષ વિહાર રહ્યો, ધૃતકલ્લોલ પાર્શ્વનાથજીનો મહિમા પ્રકટ થયો. ધૃતકલ્લોલ પાર્શ્વનાથજીની પ્રભાવક પ્રતિમાજીથી સુથરી તીર્થધામ તરીકે પ્રસિદ્ધ થયું અને અબડાસાની પંચતીર્થીનું કેન્દ્ર ગણાયું. આ વિશે પાછળથી સપ્રમાણ ઉલ્લેખ કરીશું.

૧૯૭૮. ઓસવંશીય ગાંધી ગોત્રીય, પારકરમાં થયેલા તિલાશાહ નામના અંચલગચ્છીય શ્રાવકે સં. ૧૭૫૩ માં જ્ઞાનપંચમીનું ઉજમણું કરી ઘણું ધન ધર્મકાર્યોમાં ખરચ્યું બીકાનેરમાં થયેલા શ્રેષ્ઠી ખેતદાસ ઘણા દાનવીર થઈ ગયા. તેમણે ૯૦૦૦૦ પીરોજીનું દાન દઈ દીક્ષા લીધી હતી. આ વંશમાં ગોલકડામાં થયેલા ધનાશેઠે ચારિત્ર્ય લઈ, શત્રુંજય પર પચીશ દિવસોનું અનશન કરી દેહત્યાગ કર્યો. કાલુ ગામમાં થયેલા પેમા શેઠે પોતાની સ્ત્રી સહિત દીક્ષા લેતી વેળાએ ઘણું દ્રવ્યદાન કર્યું. ઉદેપુરમાં થયેલો સાદૂલ સંન્યસ્ત લઈ પચીશ દિવસનું અનશન કરી શત્રુંજય પર ધર્મારાધનપૂર્વક દિવંગત થયો. જુઓ 'જૈન ગોત્ર સંગ્રહ' પૃ. ૯૬.

૧૯૭૯. ઓસવંશીય દેવાણંદસખા ગોત્રીય, ભણગોલવાસી નાગાજણે અમરસાગરસૂરિના ઉપદેશથી ધર્મકાર્યોમાં ઘણું ધન ખરચ્યું છે. આ વંશના માંઢાનિવાસી વીસાએ તથા ખેતાએ ત્યાં વાવો બંધાવીને સ્વામીવાત્સલ્યાદિ કાર્યોમાં ઘણું દ્રવ્ય ખરચ્યું. કચ્છ નલિયાના રહીશ મૂલાશાહે મૂલાસર નામનું તળાવ બંધાવ્યું કચ્છ સાભરાઈમાં થયેલા ભાવડના પુત્ર પદમસીએ સં ૧૭૪૫ માં ત્યાં શ્રી સુવિધિનાથજીનો શિખરબદ્ધ પ્રાસાદ બંધાવ્યો. સં ૧૭૩૧ મા સાભરાઈના શાહ કાનડે શત્રુંજય તથા ગોડીજીના સંઘો કાઢી ઘણું દ્રવ્ય ખરચ્યું તથા સદાવ્રતો બંધાવ્યાં. સં ૧૭૪૩ મા કચ્છ ગોધરાના રહીશ ગોવર, લખા તથા નરસીએ ઘણું દ્રવ્ય ખરચી સ્વામીવાત્સલ્યાદિ કાર્યો કર્યાં. સં. ૧૬૫૧ માં ક્રોલના રહીશ દેરાજે ત્યાં સેલરવાવ બંધાવી સં. ૧૭૩૭ માં કચ્છ વારાહીના રહીશ આસગે ત્યાં વાવ બંધાવી, તે લઘુ-સજનીય થયો જુઓ જૈ. ગો સં. પૃ. ૧૦૧–૨.

૧૯૮૦ ઓસવંશીય હરિયા ગોત્રીય અમરકોટના રહીશ આસરશાહે આસરવસહી નામનો જિનપ્રાસાદ તથા એક વાવ બંધાવ્યા સં. ૧૭૨૮ માં આ વંશના લઠેરડીના રહીસ આસરે સાભરાઈ અને ડુમરા વચ્ચે આસરાઈ તલાવ બંધાવ્યું. હરિયાના કુલમા પાસવીર પણ પ્રધાન પુરુષ થયા તેમણે અમરકોટમાં યશોપાર્જન કર્યું તેઓ રાજમાન્ય હતા મરુસ્થલી મારવાડમા પણ તેમની ઘણી પ્રસિદ્ધિ હતી. જુઓ 'હરિયાશાહ રાસ.'

૧૯૮૧. ઓસવંશીય દેઢિયાગોત્રીય, ભોરાલામાં થયેલા ભાણા વિગેરે ત્રણ ભાઇઓએ કુલદેવીની શિખરબદ્ધ દેરી બંધાવી, દેશતેડું કરી બસો મણ ઘૃતનું ખરચ કર્યું, સંઘ કાઢી શત્રુંજયની યાત્રા કરી દેશલપુરમાં થયેલા દેવને ત્યાં ઉપાશ્રય કરાવ્યો. સં. ૧૭૬૮ મા દેશલપુરમા જેતાશાહે શત્રુંજયની યાત્રા કરી, ઘેર આવી વાવ બંધાવી, ભૂજપુરમા સાગરના પુત્રો જગા તથા કાલાએ દેશતેડું કરી સજ્જન સારણા કરી, વાવ બંધાવી, તથા યાત્રાઓ કરી ઘણું ધન ધર્મકાર્યોમાં ખરચ્યું. સં. ૧૭૬૪માં ભૂજપુરમાં લુંભાના પુત્ર રણમલ્લે ધર્મકાર્યોમા ઘણું ધન ખરચી દેશતેડું કર્યું, તેમાં સાતસો મણ ઘૃત વાપર્યું. રણમલ્લને મહારાવ દેશળજી તરફથી ઘણું સન્માન મળ્યું હતું સં. ૧૬૪૭ માં ભોજાએ વલાડિયાથી માઢીની વાટે ભોજા નાવ બંધાવી છે. સં. ૧૭૩૭ મા દેવન તથા સોજાએ લુઅડીમા મેળો કરી ઘણું

ધન ધર્મકાર્યોમાં ખરચ્યું. સ. ૧૬૭૪ માં ભણાના રહીશ હરરાજે ધર્મકાર્યોમા ઘણુ ધન ખરચ્યું. આ વંશના માંઢા, ચગાદિ ગાનોમાં ઘણા લઘુ સજ્નીય થયા છે. ઘણી સ્ત્રીઓ પોતાના પતિ કે પુત્રો સાથે ચિતામાં બળીને સતી થયેલી છે.—જૈ. ગો. સ. પૃ. ૧૩૪–૫.

## વા. પુણ્યસાગરગણિ અને પદ્મસાગરગણિ

૧૯૮૨. ધર્મમૂર્તિસૂરિ શિ. ભાગ્યમૂર્તિ શિ. ઉદયસાગર શિ વા. દયાસાગરના વા. પુણ્યસાગરગણિ, પદ્મસાગરગણિ અને મુનિ ધનજી ઈત્યાદિ શિષ્યો થયા. પદ્મસાગરે સં. ૧૭૦૦ માં જીવાભિગમ સૂત્ર પર ટીકા રચી. જુઓ પ્રો. વેલણકર કૃત 'જિનરત્ન કોશ' પૃ. ૧૪૪. મો. દ. દેશાઈ તેમને ઉદયસાગરસૂરિના શિષ્ય તરીકે ઓળખાવે છે. જીવાભિગમ સૂત્રની ટીકા કપૂરવિજય ભંડાર, પાલીતાણામાં છે.

૧૯૮૩. વા. પુણ્યસાગરે સં. ૧૭૨૫ ના ભાદ્રવ સુદી ૮ ના દિને શ્રીમાલનગરમાં રહીને મેરુતુંગસૂરિકૃત 'જીરાપલ્લી સ્તોત્ર' પર સુબોધિકા ટીકા સંસ્કૃતમાં રચી. તેમાં જીરાપલ્લી તીર્થના ૐ **નમો દેવદેવાય** પ્રારંભવાળા સ્તવની ઉત્પત્તિ સંબંધમાં મહત્વપૂર્ણ બાબતો વર્ણવી છે. જુઓ 'જિનરત્ન કોશ' પૃ. ૧૪૧.

## જ્ઞાનસાગરજી

૧૯૮૪. ૧૮ મા સૈકામાં જ્ઞાનસાગર ઉચ્ચ કોટિના કવિ થઈ ગયા એમની અનેક સાહિત્ય કૃતિઓ ઉપલબ્ધ છે. કવિની ગુરુપરંપરા આ પ્રમાણે છે: ભાવસાગરસૂરિ—સુમતિસાગરસૂરિ—ગજસાગરસૂરિ—પુણ્યરત્નસૂરિ—ગુણરત્નસૂરિ—ક્ષમારત્નસૂરિ શાખાચાર્યો થયા. ઉક્ત ગજસાગરસૂરિ શિ. પ. લલિતસાગર શિ. જ્ઞાનસાગર પોતાની અનેકવિધ સાહિત્યકૃતિઓથી ચિરંજીવી બની ગયા.

૧૯૮૫. કવિનાં વ્યક્તિગત જીવન વિશે ઝાઝું જાણી શકાતું નથી. તેમણે પોતાના દીક્ષાગુરુ માણિક્યસાગર પાસે વિદ્યાભ્યાસ કર્યો એમની સાથે જ બહુધા વિચર્યા, અને અનેક ગ્રંથોનો અભ્યાસ કર્યો. સ. ૧૭૦૧ થી ૩૦ સુધીમાં એમણે અનેક કૃતિઓ રચી, જેમા તેમણે આધાર–ગ્રંથોનો પણ ઉલ્લેખ કર્યો, જે દ્વારા એમનાં વિશાળ વાંચનની પ્રતીતિ થાય છે.

૧૯૮૬. લેખન પ્રવૃત્તિના આરંભ પહેલાં તેમણે કેટલાક ગ્રંથોની પ્રતો પણ લખી. સં. ૧૬૯૭ ના જેઠ સુદી ૧૧ ને ગુરુવારે રાજનગરમાં તેમણે દયાશીલ કૃત 'ઈલાચી કેવલી રાસ' (સં. ૧૬૬૬) તથા સં. ૧૭૦૦ ના માગશર સુદી ૨ ને શુક્રવારે સમયસુંદર કૃત 'ચાર પ્રત્યેક બુધ્ધ ચોપઈ' (સં. ૧૬૬૫)ની પ્રતો લખી

૧૯૮૭. એમની કૃતિઓની પ્રશસ્તિ અને પુષ્પિકા દ્વારા એમના વિહારપ્રદેશ વિશે પણ જાણી શકાય છે, જે આ પ્રમાણે છે: સં. ૧૬૯૦ માં રાજનગર. સં. ૧૭૦૧ માં શેખપુર. સ. ૧૭૨૦ મા પાટણમાં ચાતુર્માસ. સ. ૧૭૨૧ માં શેખપુર અને ખંભાત સં. ૧૭૨૪ માં ચક્રાપુરી સ. ૧૭૨૫ માં રાજનગર. સ. ૧૭૨૬ મા શેખપુરમાં ચાતુર્માસ. સં. ૧૭૨૭ મા લઘુ વટપદ્રનગર સ ૧૭૩૦ માં ચક્રાપુરી વિગેરે સ્થાનોમાં તેઓ વિહર્યા. એ પછી તેઓ અલ્પ જીવ્યા હશે.

૧૯૮૮. ૧૮ મા સૈકાના પૂર્વાર્ધમાં આ એક માત્ર કવિએ સાહિત્ય–પ્રવૃત્તિ અખંડ રાખીને ગચ્છની અને શાસનની ભારે સેવા બજાવી ગણાય. એમની સાહિત્યસેવા ખરેખર, ઉલ્લેખનીય છે એમને બાદ કરતાં અન્ય કોઈ કવિની કૃતિઓ ધ્યાન ખેંચે એવી ભાગ્યે જ જણાય. અંચલગચ્છમાં તો તેઓ તેમના સમયના શ્રેષ્ઠ સાહિત્યકાર ગણાયા છે એ સૈકાના ઉત્તરાર્ધનાં થઈ ગયેલા કવિવર નિત્યલાભનુ સાહિત્ય પ્રદાન પણ એવું જ ઉચ્ચ હતુ, જે વિશે પછીના પ્રકરણમાં વિચારણા કરીશું.

## જ્ઞાનસાગરજીની કૃતિઓ

૧૫૮૯. જ્ઞાનસાગરજીની કૃતિઓની નોંધ આ પ્રમાણે છે :

(૧) શુકરાજ રાસ : સં. ૧૭૦૧ શુચિ (ઉનાળામાં ?) કૃષ્ણપક્ષની ૧૩ને દિવસે, પુષ્ય નક્ષત્રમાં સોમવારને દિવસે પાટણમાં રહીને કવિએ આ રાસ રચ્યો. ચાર ખંડની આ ગુર્જર પદ્ય કૃતિમાં ૧૪૫૯ કડિકા છે દૂહા, દેશી અને ચોપાઈનો ઉપયોગ આ કૃતિમાં વિશેષ છે. કવિ જણાવે છે કે 'શુકરાજ ચરિત્ત' મા દીક્ષાનો અધિકાર નથી. પરંતુ તે અહીં 'શ્રાદ્ધવિધિ'થી વર્ણવ્યો છે.

(૨) ધમ્મિલ રાસ : સં. ૧૭૧૫ ના કાર્તિક સુદી ૧૩ ને ગુરુવારે આ રાસ રચાયો કવિએ એમાં 'આવશ્યકસૂત્ર', 'ધમ્મિલ બૃહદ્વૃત્તિ', 'લઘુ ધમ્મિલ ચરિત્ર', 'વાસુદેવહિંડી' ઈત્યાદિ ગ્રંથોનો આધાર લીધો. ૩ ખંડમા રચાયેલી આ ગુર્જર પદ્ય કૃતિમાં ૧૬૩૫ કાવ્યકંડિકા છે.

(૩) ઈલાચી કુમાર ચોપાઈ: સં. ૧૭૧૯ ના આસો સુદી ૨ ને બુધવારે અમદાવાદના શેખપુરમાં રહીને ચોપાઈ રચાઈ. એમાં 'આવશ્યક સૂત્ર', 'વૃંદારવૃત્તિ', 'ઋષિમંડલ' એ ત્રણે ગ્રંથનો આધાર કવિએ લીધો. ૧૬ ઢાલની આ ગુર્જર પદ્યકૃતિમાં ૨૬૯ કાવ્યકડિકાઓ છે.

(૪) શાંતિનાથ રાસ : સં. ૧૭૨૦ ના કાર્તિક વદિ ૧૧ ને રવિવારે પાટણમાં રહીને રાસ રચ્યો. 'ઉત્તરાધ્યયન સૂત્ર', હેમચંદ્રાચાર્ય કૃત 'શાંતિચરિત્ર'નો કવિએ ગ્રંથમાં આધાર લીધો. ૬૨ ઢાલની આ ગુર્જર પદ્ય કૃતિમાં ૨૨૦૫ કડિકા છે.

(૫) ચિત્રસંભૂતિ ચોપાઈ: સ. ૧૭૨૧ ના પોષ સુદી ૧૫ ને ગુરુવારે અમદાવાદના શેખપુરમાં રચના. 'ઉત્તરાધ્યયનવૃત્તિ', 'ઉપદેશ ચિંતામણિ', 'ઉપદેશમાલા કર્ણિકા', હેમચંદ્રાચાર્ય કૃત 'ત્રિષષ્ઠિશલાકા ચરિત્ર' એ ગ્રંથોનો કવિએ આધાર લીધો ૩૯ ઢાલોમાં સર્વ મળીને ૧૧૦૦ ગુર્જર કાવ્ય કડિકાઓ છે

(૬) ધન્ના અણગાર સ્વાધ્યાય :— સં ૧૭૨૧ ના શ્રાવણ વદિ ૨ ને શુક્રવારે ખંભાતમાં ચાતુર્માસ રહીને આ કૃતિ રચી. ૫૯ ગુર્જર કંડિકાની આ કૃતિ છે.

(૭) સ્થૂલભદ્ર નવરાસો :—૯ ઢાલની આ ગુર્જર પદ્યકૃતિમાં કવિએ શંગાર આદિ નવે રસના વિષયો સ્થૂલભદ્ર અને કોશ્યા એ વચ્ચેનો પ્રસંગ લઈ સુંદર રીતે પ્રતિપાદિત કર્યા છે. કાવ્ય રસિક છે.

(૮) રામચંદ્ર લેખ.—સં. ૧૭૨૩ ના આસો સુદી ૧૩ ને દિવસે પઢાળમાં રહીને કવિએ આ ગૂર્જર પદ્યકૃતિ રચી. ભગવાન રામચંદ્રજીના સીતાજી પરના પત્ર રૂપે આ કૃતિ છે.

(૯) આષાઢભૂતિ રાસ —સં. ૧૭૨૪ ના પોષ વદિ ૨ ને દિવસે ચક્રાપુરમાં રચના. આષાઢભૂતિ જેવા અતુલ વિદ્યાબળ ધારક મુનિવર મોદકની લાલચમાં એક નારીના પાસમા કેમ જકડાય છે એ કથા વસ્તુ. કવિ જણાવે છે કે આ ગ્રંથ તેમણે અચલગચ્છીય તિલકસૂરિ કૃત 'પિંડ વિશુદ્ધિ ટીકા', તથા જયશેખરસૂરિ કૃત 'ઉપદેશ ચિન્તામણિ'ના આધારે રચ્યો. ૧૬ ઢાલમા સર્વે મળીને ૩૫૧ પદ્યો છે. આ ગ્રંથની ભાવનગરના સંગ્રહની પ્રત સદારુચિગણિએ લખી છે

(૧૦) પરદેસી રાજાનો રાસ —સ ૧૭૨૪ ના જેઠ સુદી ૧૩ ને રવિવારે ચક્રાપુરીમાં, રાયપશ્રેણી સૂત્રનો આધાર લઈને રચના. ૩૩ ઢાલમા ૧૧૦૦ ગુર્જર પદ્યો છે વૈજલપુરમાં સં. ૧૭૯૬ ના પોસ સુદી ૮ ને બુધવારે પ. પ્રેમચંદ્રે આ ગ્રંથની એક પ્રત લખી,

(૧૧) નંદિષેણ રાસ :—સં. ૧૭૨૫ ના કાર્તિક વદ ૮ને કુંજવારે રાજનગરમાં રચના. મહાનિશિથ, ઉપદેશમાલા, ઋષિમંડલવૃત્તિ, હેમચંદ્રાચાર્ય રચિત વીરચરિત્ર ઇત્યાદિ ગ્રંથોનો કવિએ આધાર લીધો છે. દશપૂર્વધર નંદિષેણ મુનિ ગણિકાને ઘેર રહે છે, ચારિત્ર્યનો ત્યાગ કરી ગૃહવાસ ભોગવે છે, અંતે પુનઃ ત્યાગ માર્ગ પર આવે છે એ કથાવસ્તુ. ૧૬ ઢાલમાં સર્વ મળી ૪૨૧ ગુર્જર પદ્યો છે. આ ગ્રંથની ભાવનગરના સંગ્રહની પ્રત સં. ૧૭૨૮ ના ચૈત્ર વદિ ૨ ને દિવસે જીર્ણગઢમા વિનીતકુશલગણિએ લખી.

(૧૨) શ્રીપાલ રાસ.—સં. ૧૭૨૬ ના આસો વદિ ૮ ને ગુરુવારે અમદાવાદના ગોખપુરમાં રચના. રત્નશેખરસૂરિકૃત રાસનો કવિએ આધાર લીધો છે વિનયવિજય અને યશોવિજયે એ પછી ૧૨ વર્ષ પછી એ રાસની રચના કરી નવપદજીના માહાત્મ્યને સૂચવતો શ્રીપાલ રાસ પ્રાય. ચૈત્ર તથા આસો માસમાં આયંબિલ તપની ઓળીમાં વંચાય છે. એ માસોની સુદી ૧ થી આયંબિલ ઓળી શરુ કરી વદિ ૧ સુધીમાં પૂર્ણ કરવી એમ કવિએ પૂર્વ રાસનો આધાર લઈને જણાવ્યું છે. પરંતુ હાલની પ્રવૃત્તિ તો ઉક્ત માસની સુદી ૭ થી પૂનમને દિવસે પૂર્ણ કરવી એમ છે. એ પછી ખરતરગચ્છીય જિનહર્ષે શ્રીપાલ રાસ રચ્યો. જ્ઞાનસાગરજીની આ કૃતિ અન્ય શ્રીપાલ રાસોથી સંક્ષિપ્ત છે. તેની ૪૦ ઢાલોમાં સર્વ મળી ૧૧૩૧ પદ્યો છે.

(૧૩) આર્દ્રકુમાર ચોપાઈ :—સં. ૧૭૨૭ના ચૈત્ર સુદી ૧૩ ને સોમવારે લઘુ વટપદ્રનગરમાં રચના. કવિએ સુગડાંગવૃત્તિ તથા ઉપદેશ ચિન્તામણિનો આધાર લીધો છે. ૧૯ ઢાલની આ ગૂર્જર કૃતિ સૌ પ્રથમ મુંબઈ જગદીશ્વર પ્રેસ, સ. ૧૯૪૩ માં શિલાછાપમાં પ્રકાશિત થયેલી.

(૧૪) સનત્ચક્રી રાસ :—સં. ૧૭૩૦ ના માગશર વદિ ૧ ને મંગલવારે ચક્રાપુરીમાં રચના. કવિએ ઉત્તરાધ્યયન વૃત્તિનો એમાં આધાર લીધો છે ૩૧ ઢાલમાં સર્વ મળીને ૭૫૧ ગુર્જર પદ્યો છે.

### પ્રકીર્ણ કૃતિઓ

૧૯૯૦. ઉપર્યુક્ત કૃતિઓ ઉપરાંત કવિએ 'અર્બુદ સ્તવન' (અર્બુદતીર્થ પ્રતિમા સંખ્યામય ચૈત્ય–પરિપાટીરૂપ), 'નલાયન' (સં. ૧૭૨૦ આસપાસ), 'ધન્નાચરિત્ર' (સં. ૧૭૨૭), 'શાંબ પ્રદ્યુમ્નકુમાર રાસ' ઇત્યાદિ કૃતિઓ રચી. જુઓ જૈ ગૂ. ક ભા ૨, પૃ. ૫૭–૮૦. મોહનલાલ દલીચંદ દેશાઈએ 'જ્ઞાન છત્રીશી' (સ. ૧૭૦૩) નામની પદ્યકૃતિના કર્તા તરીકે આ જ્ઞાનસાગરજીને કહ્યા છે પરંતુ તે કૃતિના કર્તા જિનહર્ષસૂરિ શિ. વાચક ગુણહર્ષ શિ. જ્ઞાનસાગર આ ગ્રંથકર્તાથી ભિન્ન થઈ ગયા છે.

૧૯૯૧ દેશાઈજીએ જૈ ગૂ. ક. ભા ૩, પૃ. ૧૧૩૭ માં જ્ઞાનસાગરજીની કૃતિઓ આ પ્રમાણે નોંધી છે· 'નલાયણ–નલદમયંતી ચોપઈ' સં. ૧૭૫૮ (?) જેઠ સુદી ૧૦; 'નેમિચંદ્રાવલા.' ઉક્ત સ. ૧૭૫૮ નું વર્ષ શંકિત છે મુદ્રણદોષ સંભવે છે અથવા તો એ કૃતિ અન્ય જ્ઞાનસાગરજીની હશે.

૧૯૯૨ જ્ઞાનસાગરજીને ગોડીજી પર અનન્ય શ્રદ્ધા હતી. તેઓ પ્રત્યેક કૃતિમાં ગોડીજીનાં નામનો ઉલ્લેખ કરે છે. તેઓ ઘણી જગ્યાએ આવુ વર્ણવે છે.–'ધવલધિંગ ગોડીને સાંનિધ સુખ સંપત્તિ બહુ પાયો;' 'ધવલધિંગ ગોડી ધણી, સેવક સાંનિધિકાર,' 'ધવલધિંગ ગોડીજી સાંનિધિ સરસ સંબંધ સુહાયો,' 'ધવલધિંગ ગોડીની સાંનિધિં દિનપ્રતે દોલતગેહેરે;' 'હરખે જોડિ હાથ, ધવલધિંગ ગોડી ધણી.' એ વચનને ગોડીજીનો મહિમા અપૂર્વ હતો અંચલગચ્છીય સાહિત્યકારોએ પોતાની કૃતિઓમાં એમનાં નામનો સવિશેષ ઉલ્લેખ કર્યો છે.

૧૯૯૩. જ્ઞાનસાગરજીની ૧૭ મી સદીના પૂર્વાર્ધની સાહિત્યપ્રવૃત્તિ જૈન તેમજ સમગ્ર ગુજરાતના

સાહિત્યના ઇતિહાસમાં અનોખું સ્થાન ધરાવે છે. આજ દિવસ સુધી એમની અનેક કૃતિઓ મુદ્રિત થતી રહી છે, એ કવિની લોકપ્રિયતા સૂચવે છે. એ પહેલાં પણ કવિના ગ્રંથોની અનેક પ્રતો ઉપલબ્ધ થતી હોઈને તેઓ તે વખતે પણ ગ્રંથકાર તરીકે ઘણું આદર પામ્યા હોવા જોઈએ.

૧૯૯૪. જ્ઞાનસાગરજીની મારવાડી મિશ્રિત ગુજરાતી ભાષા અને તેમાં કેદારો, મેવાડો ઇત્યાદિ ભાષા દેશીઓના ઉપયોગથી પ. ડી. હ. લાલન એવા નિર્ણય પર આવ્યા કે કવિ ગુજરાત અને મારવાડમાં સવિશેષ વિચર્યા હશે. તેઓ શ્રીપાલ રાસની પ્રસ્તાવનામાં જણાવે છે કે જ્ઞાનસાગરજીએ કેટલાક એવા શબ્દો પણ યોજ્યા છે કે જે અર્વાચીન ગુજરાતી ભાષામા ક્યાંયે જણાતા નથી. એ શબ્દો તે વખતની ભાષામાં પ્રચલિત હોવા જોઈએ.

૧૯૯૫. મારવાડી ભાષાએ તત્કાલીન ગુજરાતી ભાષા પર ઘણી અસર પાડી હતી. એ અરસાની કૃતિઓમાં મારવાડી ભાષાની છાયા તો દેખાય જ છે. એટલે ભાષા દ્વારા નિર્ણય કરવો કઠિન છે કે કવિ મારવાડમાં બહુધા વિચર્યા હશે. આ વિષયના અનુષંગમાં પ્રો. મજમુદારનું વિધાન ઉલ્લેખનીય છે. It would help to establish the debt we owe to the source–dialect–old western Rajasthani, since Marwadi tunes have crept into both the marriage–songs and the Akhyana poetry of the Gujaratis. The Jain writers usually quote the first lines of the original songs whose tunes they may have adopted for their purpose. The varying 'Desis of different provinces' have special names of their own: viz. "Maru" from Marwar, "Godi" from Gaud–Bengal, "Veradi" from Berar, "Gujarati" from Gujarat (in the Punjab) and so forth (Journal of the Gujarati Research Society—"Tendencies in Mediaeval Gujarati Literature p. 119)

૧૯૯૬. જ્ઞાનસાગરજીની સાહિત્યકાર તરીકેની પ્રતિભા વિદ્વાનો મૂલવશે અહીં તો એટલું જ કહેવું ઇષ્ટ થશે કે તેમની સાહિત્ય પ્રવૃત્તિ દ્વારા કવિ આ ગચ્છના ઇતિહાસમા માનવંતુ સ્થાન ધરાવે છે તેઓ તે સમયમાં થઈ ગયેલા શ્રેષ્ઠ કવિઓમાના એક હતા. તેમની બહુમૂલી કૃતિઓ ગુજરાતી ભાષાના વિકાસના અભ્યાસ માટે પણ ખૂબ ખૂબ ઉપયોગી છે તેમણે અનેક છંદોનો પોતાની કૃતિઓમાં ઉપયોગ કર્યો છે. તત્કાલીન પ્રવર્તમાન ઘણા શબ્દો પણ એમની કૃતિઓમાં સંગૃહિત છે આ બધુ છંદશાસ્ત્રીઓ અને ભાષાશાસ્ત્રીઓ માટે પણ ઉપયોગી છે અહીં આ વિષયક વિસ્તૃત વિચારણા અપ્રસ્તુત છે. કવિનું વાંચન વિશાળ છે એ વાત એમના ગ્રંથો જ કહી આપે છે. એમણે જે જે ગ્રંથોનો ઉપયોગ કર્યો છે તેનો પોતાની કૃતિઓમાં સાદર ઉલ્લેખ કર્યો જ છે કવિનું છંદો અંગેનુ જ્ઞાન પણ અદ્ભૂત છે અલબત્ત, પોતે તો લઘુતા જ દર્શાવે છે "ધમ્મિલ રાસ"ના મંગલાચરણમાં કવિ નોંધે છે :—

> કાવ્ય કુંડલિયા કવિતવર, શ્લોક સવાયા ભેઉ;
> ગાહા ગૂઢા ગીત બહૂ, યમક રૂપક ભેય જેઉ. ૪
>
> છંદ વસ્તુ ને છપ્પયા, દુગ્ધક દોધક ભાતિ,
> અડયલ મડયલ આરયા, ચૌટીઆ ચોપઈ જાતિ ૫
>
> ધૂઆ ધૂમેલા પદ્ધડી, અઉઠ પયાદિ અનેક;
> ભેદ ન લહું એહના ભલા, વલી માત્રાદિ વિવેક. ૬

હુ જડમતિન લહું કિમ એ, સગવટ સખર સંવાદ;
માંડું જોડણુ મનિં ધરી, સદ્ગુરૂ દેજ્યો સાદ. ૭

અમૃતસાગર

૧૯૯૭. પં નેમસાગર શિ. શીલસાગર શિ. અમૃતસાગરે સં. ૧૭૩૦માં વિજયાદશમી ને ગુરુવારે અર્જુનપુર–અંજારમાં ચાતુર્માસ રહીને 'રાત્રિભોજન પરિહાર રાસ' અપરનામ 'જયસેનકુમાર રાસ' રચ્યો. ૧૩૮૭ શ્લોક પરિમાણુની આ કૃતિની પ્રત સં. ૧૭૮૨ ના ચૈત્ર વદિ ૧૪ ને બુધવારે દેવચંદ્ર–વિવેકચંદ્ર શિ. તેજચંદ્ર ભ્રાતૃ જીવનચંદ–દાનચંદ શિ. દીપચંદે લખી. જુઓ: જૈ. ગૂ. ક. ભા. ૩ પૃ. ૧૨૭૩–૫.

મુનિચંદ્ર

૧૯૯૮. મુનિચંદ્રે 'તીર્થમાલા સ્તવન' રચ્યું, જેમાં વિદ્યમાન ગચ્છનાયક **અમરસાગરસૂરિ** સુધીની પટ્ટાવલી પણ છે જુઓ પ્રો. પીટર્સનનો તૃતીય રીપોર્ટ પૃ. ૨૧૯.

માનચંદ્ર

૧૯૯૯. ચંદ્રશાખાના ભક્તિચંદ્રના શિષ્ય માનચંદ્રે જ્યોતિષ વિષયક ગ્રંથો લખ્યા, ૫૦૦ વર્ષના પચાંગો કર્યા. વિંઝાણુપોશાળના ગ્રંથોની ટીપ પરથી એમની કૃતિઓ આ પ્રમાણે જણાય છે: (૧) ચંદ્રચિન્તામણિ (૨) અનુપમ મંજરી (૩) ખગોળગણિત (૪) વિદ્યાસાગર રાસ (૫) જ્યોતિષ ફલ (૬) પટ્ પ્રશ્ન ફલ વિગેરે. એમના શિષ્ય કલ્યાણચંદ્ર, તેમના સૌભાગ્યચંદ્ર મંત્રવાદી તરીકે પંકાયા હતા.

જ્ઞાનસાગર

૨૦૦૦. સં. ૧૭૨૧ માં એમનો કચ્છમાં વિહાર હતો. એમના પ્રયાસથી ધૃતકલ્લોલ પાર્શ્વનાથની પ્રતિમાને શ્રાવક ઉદ્દેશી પાસેથી મેળવી, સુથરીમાં કાષ્ઠનું ગૃહચૈત્ય કરાવી સંઘે તેમા બિરાજમાન કરી. હાલ તે તીર્થસ્વરૂપ મનાય છે.

પં. જયસાગર

૨૦૦૧. પં. જયસાગરે સં ૧૭૬૩ ના વૈશાખ સુદીમાં રાજનગરની ક્ષેત્રપાલ પોળમાં રહીને 'જાતકાભરણ'ની પ્રત લખી. સં. ૧૭૬૯ ના પોષ સુદી ૧ ના દિને ઉદયરત્ન કૃત 'સ્થૂલિભદ્ર રાસ' (સં. ૧૭૫૯)ની પ્રત તેમણે રાધાબાઈના પઠનાર્થે લખી

મુનિ લાલજી

૨૦૦૨. મોહનલાલ દલીચંદ દેશાઈ નોંધે છે કે અમરસાગરસૂરિના સમયમાં સં. ૧૭૩૮ માં ધર્મસાગરસૂરિ શિષ્ય હેમસાગરસૂરિ શિષ્ય લાલજીએ લખેલ પ્રત ભાવનગરના સંઘના ભંડારમાં છે. જુઓ: જૈ. ગૂ. ક. ભા ૨, પૃ. ૭૭૬.

કેસરચંદ્રગણિ

૨૦૦૩ વા. તેજચંદ્ર શિ. પં. તારાચંદ્ર—પં. તત્ત્વચંદ્ર શિ. કેસરચંદ્રગણિએ ધીણોજગામમાં રહીને સં. ૧૭૭૭ ના કાર્તિક સુદી ૧૦ ને રવિવારે માણિક્યસુંદરસૂરિ કૃત 'શુકરાજકથા'ની પ્રત લખી.

### પં. મતિકીર્તિના શિષ્યો

૨૦૦૪. પં મતિકીર્તિના શિષ્યો વિમલકીર્તિ, લલિતકીર્તિ, જયકીર્તિએ સં. ૧૭૨૯ના શ્રાવણ વદિ ૨ ને બુધે અજીમપુરમાં હેમરત્ન કૃત 'ગોરા બાદલ કથા' અપરનામ 'પદ્મણી ચોપાઈ'ની પ્રત લખી.

### ન્યાયસાગર

૨૦૦૫ ન્યાયસાગરે સં. ૧૭૬૮ ના વૈશાખ સુદી ૩ ને રવિવારે અંજારમાં રહીને 'કલ્પસૂત્ર બાલાવબોધ' લખ્યું.

### સત્યાબ્ધિ

૨૦૦૬. સં. ૧૭૪૨ ના ભાદ્રવા વદિ ૯ ને શનિવારે માંડવીમાં રહીને હર્ષવલ્લભ કૃત 'ઉપાસક દશાંગ બાલાવબોધ'ની પ્રત સત્યાબ્ધિએ લખી.

### ધર્મહર્ષગણિ

૨૦૦૭ કાડકરામાં રહીને ધર્મહર્ષગણિએ જયરંગ કૃત 'અમરસેન—વયરસેન ચોપઈ' (સં. ૧૭૧૭)ની પ્રત લખી.

### ઉપાધ્યાય હર્ષરાજ શિષ્ય ભાગ્યરાજ

૨૦૦૮ પં. ભુવનરાજ શિ. વા. ધનરાજ શિ ઉપા. હર્ષરાજ શિ. ભાગ્યરાજે સં. ૧૭૨૭ ના ચૈત્ર સુદી ૬ અને ૭ ને શનિ અને રવિવારે અનુક્રમે 'જંબૂચરિત્ર' અને 'ષટ્પંચાશિકા'ની પ્રતો લખી.

### મહિમાસાગર શિષ્ય આનંદવર્દ્ધન

૨૦૦૯ સં ૧૭૬૭ ના પોષ સુદી ૪ ને બુધે વા મુક્તિસાગરે પોતાના શિષ્ય મહિમાસાગરના પઠનાર્થે 'શકુન લક્ષણ'ની તથા 'રાજવલ્લ'ની પ્રતો લખી, મહિમાસાગરના શિષ્ય આનંદવર્દ્ધને 'અંતરિક્ષ પાર્શ્વનાથ સ્તુતિ છંદ' તથા કેટલાંક સ્તવનો રચ્યાં. જુઓ 'પંચપ્રતિક્રમણ સૂત્રાણિ' સં. સોમચંદ ધારસી, પૃ ૪૦૦.

### ઉપાધ્યાય મેઘસાગરજી અને વૃદ્ધિસાગરજી

૨૦૧૦. મહો. રત્નસાગજીના શિષ્ય ઉપાધ્યાય મેઘસાગરજી, તેમના ઉપાધ્યાય વૃદ્ધિસાગરજી થયા. સં. ૧૬૭૦ માં સાધ્વી વિમલશ્રીએ મારવાડના વાલોતર ગામમાં ચાતુર્માસ રહીને એમની ગહૂંલી રચી, જે પરથી એમનાં જીવન વિશે જાણી શકાય છે. જુઓ 'મોટી પટ્ટાવલી', પ્ર. સોમચંદ ધારશી, પૃ. ૩૯૪.

૨૦૧૧ પ્રભાસપાટણના પ્રાગ્વાટ જ્ઞાતીય કુટુંબમા સં. ૧૬૫૩ ના કાર્તિક સુદી ૨ ના દિને મેઘસાગરજી જન્મ્યા, સં. ૧૬૬૬ ના ફાગણ સુદી ૩ ના દિને રત્નસાગરજી પાસે સંજમ ભાર ગ્રહણ કર્યો. સં. ૧૬૭૦ ના મહા સુદી ૪ ના દિને વાલોતરમાં એમને ઉપાધ્યાયપદે વિભૂષિત કરવામાં આવ્યા. તે અવસરે લુણીઆગોત્રીય શ્રેષ્ઠી સૂરજમલે ૭૦૦ દામ ખરચી ઉત્સવ કર્યો. મેઘસાગરજી મધુર વ્યાખ્યાન વાણીથી ગચ્છનો મહિમા વિસ્તારતા હતા.

૨૦૧૨. અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં મેઘજીએ સં. ૧૬૫૩ માં પ્રભાસપાટણમાં કલ્યાણસાગરસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી અને તેમને રત્નસાગરજીના શિષ્ય તરીકે સ્થાપવામાં આવ્યા એવું વિધાન છે, જે સંશોધનીય છે. વસ્તુતઃ તેઓ એ વર્ષે જન્મ્યા હતા.

૨૦૧૩ મુનિ ધર્મસાગરજી પટ્ટાવલીમાં નોંધે છે કે મેઘસાગરજીના ત્રણ શિષ્યો હતા : (૧) વૃદ્ધિસાગર (૨) કનકસાગર (૩) મનરૂપસાગર સ. ૧૭૭૩ ના જેઠ સુદી ૩ ના દિને બાહડમેરમાં તેઓ કાળધર્મ પામતાં, ત્યાંના સંઘે વૃદ્ધિસાગરજીને એમની પાટપર સ્થાપ્યા.

૨૦૧૪ મારવાડ અંતર્ગત કોટડા ગામમાં પ્રાગ્વાટ જ્ઞાતીય જેમલની ભાર્યા સિરીઆદેની કૂખે સં ૧૬૬૩ ના ચૈત્ર વદિ ૫ ના દિને વૃદ્ધિચંદ નામનો પુત્ર જન્મ્યો. સં. ૧૬૮૦ ના મહા વદિ ૨ ના દિને મેઘસાગરજી પાસે તેણે દીક્ષા લીધી અને તેમનું વૃદ્ધિસાગરજી નામ રાખવામા આવ્યુ. સં. ૧૬૯૩ ના કાર્તિક સુદી ૫ના દિને ગુરુએ તેમને પેડનાનગરમા ઉપાધ્યાયપદે અલંકૃત કર્યા. એમના ત્રણ શિષ્યો હતા. (૧) હીરસાગર (૨) પદ્મસાગર (૩) અમીસાગર. વૃદ્ધિસાગરજી સં. ૧૭૭૩ ના આષાઢ સુદી ૭ ના દિને કચ્છ–નલિયામાં કાળધર્મ પામ્યા.

૨૦૧૫. અંચલગચ્છનો વર્તમાન શ્રમણ સમુદાય એમની શિષ્ય–પરંપરાનો છે. સુવિહિત આચારને છોડી વચ્ચે તેઓ ગોરજી જેવું જીવન જીવ્યા. પાછળથી મુનિ ગૌતમસાગરજીએ ક્રિયોદ્ધાર કરતાં હાલ એ પરંપરાના શ્રમણો સુવિહિત માર્ગી છે. મુનિ ધર્મસાગરજી એ પરંપરાને ઉપાધ્યાયની પાટપરંપરા દર્શાવે છે તે વિચારણીય છે વાસ્તવમાં ગચ્છ–સંવિધાનમા આવી કોઈ પાટપરંપરાનું કે એમનાં કાર્યક્ષેત્રનું નિરુપણ નથી. પાટ પરંપરાનો અર્થ અહી શિષ્ય પરંપરા જ અભિપ્રેત છે.

## ૫. જ્ઞાનમૂર્તિ

૨૦૧૬. ધર્મમૂર્તિસૂરિ શિ. ઉપા. વિમલમૂર્તિ શિ વા. ગુણમૂર્તિ શિ ૫ જ્ઞાનમૂર્તિએ સ. ૧૭૨૫ માં નવાનગરમાં ચોમાસુ રહીને 'બાવીસ પરિષહ ચોપાઈ' રચી. જુઓઃ જૈ. ગૂ. ક ભા ૩, પૃ. ૧૩૩૪–૬. 'સંગ્રહણી બાલાવબોધ' એમણે સં ૧૭૨૫ ની આસપાસ રચ્યુ જુઓ. જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૧૬૨૮. સં. ૧૬૯૪ ના આમો સુદી ૫ ના દિને 'રૂપસેન રાજર્ષિ ચરિત્ર ચોપઈ' ૬ ખંડમાં, તથા સં. ૧૭૭૮ પહેલાં 'પ્રિયંકર ચોપઈ' ૩ ખંડમાં રચી ગ્રંથ–પ્રશસ્તિમાં કવિ 'પાટઈ પૂનિમચંદ' એવો ઉલ્લેખ કરતા હોઈને તેઓ એ પરંપરાના હતા એમ નિર્ણિત થાય છે. જુઓ જૈ. ગૂ ક. ભા. ૩. પૃ. ૧૦૪૫–૬.

## વાચક લાવણ્યચંદ્ર

૨૦૧૭. વા. પુણ્યચંદ્રથી પ્રાદુર્ભૂત થયેલી ચંદ્રશાખામાં વા. લક્ષ્મીચંદ્રના શિષ્ય વા લાવણ્યચંદ્ર થયા. સં. ૧૭૩૪ ના શ્રાવણ સુદી ૧૩ ના દિને સીરોહીમાં ચાતુર્માસ રહીને તેમણે 'સાધુવંદના' નામક ગૂર્જર પદ્યકૃતિ ૧૫ ઢાલમાં તથા 'સાધુ ગુણભાસ' નામક પદ્યકૃતિ ૪ ઢાલમા રચી જુઓ. જૈ. ગૂ ક. ભા. ૩, પૃ. ૧૨૯૦–૧.

૨૦૧૮. તેમણે સં. ૧૭૬૩ માં 'વીરવંશાનુક્રમ' અપરનામ 'અંચલગચ્છ પટ્ટાવલી'ની સંસ્કૃત પદ્યમાં રચના કરી. આ ઐતિહાસિક ગ્રંથની પ્રત મુનિ પુણ્યવિજયજીના સંગ્રહમા છે. ગચ્છના ઇતિહાસ નિરુપણમાં આ ગ્રંથ અત્યંત ઉપયોગી છે. અંતિમ પદ્યમાં કવિએ મહાકાલી દેવીની સ્તવના કરી છે.

૨૦૧૯. સ. ૧૭૬૩ ની આસપાસ કવિએ 'ગોડી પાર્શ્વનાથ ચોઢાળિયુ' નામક ગૂર્જર પદ્ય કૃતિ ૪ ઢાલમાં રચી. આ ઐતિહાસિક કૃતિમાં એ તીર્થની ઉત્પત્તિ વિશે કવિએ ઘણી હકીકતો નોંધી છે, જે વિશ્વસનીય છે.

## વાચક જિનરાજ

૨૦૨૦. વા. ધનરાજ શિ. વા હીરાનંદ શિ. વા. જિનરાજે સં ૧૭૬૩ ના ભાદરવા સુદી ૯ ને મંગળવારે 'વસંતરાજ શુકનશાસ્ત્ર'ની પ્રત લખી. તેમના દાદા-ગુરુ વા ધનરાજ ભુવનરાજ ગણિના શિષ્ય હતા. તેઓ જ્યોતિષવિદ્ હતા. તેમના શિષ્ય હર્ષરાજ, તેમના સુભાગ્યરાજ વિશે ઉલ્લેખ કરી ગયા છીએ.

## નયનશેખર

૨૦૨૧ અંચલગચ્છની પાલીતાણીય શાખાના નયનશેખરે સં. ૧૭૩૬ ના શ્રાવણ સુદી ૩ ને બુધવારે 'યોગરત્નાકર ચોપઈ' નામક વૈદક ગ્રંથ રચ્યો. એ ગ્રંથની પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે કે પાલીતાણીય શાખામાં આચાર્ય પુણ્યતિલકસૂરિ થયા તેમની ૧૬મી પાટે વા. સુમતિશેખર થયા, જેમની શિષ્ય-પરંપરા આ પ્રમાણે છે વા સુમતિશેખર-વા સૌભાગ્યશેખર-વા. જ્ઞાનશેખર-નયનશેખર. ૧૮ મા સૈકાના ગ્રંથોમાં આ શાખા વિશે ઉલ્લેખો મળે છે

૨૦૨૨. 'વૈદક વિષય પર અત્યાર સુધી ગુજરાતી ભાષામાં કોઈએ પદ્યમય રચના કરી નહોતી, તે આ શતકમાં નયનશેખરે સં ૧૭૩૬ મા "યોગરત્નાકર ચોપઈ" રચીને કરી'-જૈ સા સં. ઈ. પૃ ૬૬૯. ૯૦૦૦ શ્લોકપરિમાણનો આ વૈદક ગ્રંથ કેટલો મહત્ત્વનો છે, તે વાત 'જૈન ગ્રંથાવલી'ની નિમ્નોક્ત નોંધ દ્વારા જાણી શકાશે.

૨૦૨૩ 'આ વર્ગમા વૈદકના જે જે ગ્રંથો અમારા જાણવામાં આવ્યા છે, તે તે અનુક્રમવાર નોંધ્યા છે વિચાર કરવા જેવી વાત છે કે આપણા વિદ્વાન દૂરદર્શી પૂર્વાચાર્યોએ અન્ય સાહિત્યને ખીલવવા માટે કરેના પ્રયાસની સરખામણી કરતાં વૈદક જેવા અસાધારણ ઉપયોગી વિષયની ખીલવણી કરવામાં પોતાના ઉચ્ચ જ્ઞાનનો ઉપયોગ કર્યો હોય એમ અમોને મળેલા ગ્રંથો ઉપરથી જણાતુ નથી. સિવાય ઉપર જણાવેલા ગ્રંથો પૈકી કેટલાક ગ્રંથો તેમના કર્તાનાં નામ પરથી પ્રાય. અન્ય મતિના પણ કરેલા હશે તેમ સંશય રહે છે. આમ હોવાનુ કારણ એ જણાય છે કે વૈદકનો વિષય કેટલાક આરંભ, સંરભ, વનસ્પત્યાદિકનુ ઉપમર્દન, અગ્નિ વિગેરેનો વિનાશાદિ કરાવનાર છે. તેથી ત્રિવિધે જીવહિંસાનો ત્યાગ કરનાર મુનિરાજ એ કાર્યમાં પ્રવૃત્તિ ન કરી શકે તેવુ છે.'

## પં. હરસહાય

૨૦૨૪ પાલીતાણીય શાખાનો ઉલ્લેખ નયસુંદર કૃત 'નલ દમયંતી ચરિત્ર' (સં. ૧૬૬૫)ની પ્રત પુષ્પિકામાંથી આ પ્રમાણે મળે છે. **सं. १७५५ फा० सुदी पचमी गुरौ ॥ अंचलगच्छे भ० अमरसागरसूरि राज्ये पालीताणीयशाखायां पं० हरसहाय ब्राह्मण गौरखंडेनावृत्ते लिख्यते ।**

## ઉપાધ્યાય વિનયશીલ

૨૦૨૫ પાલીતાણીય શાખાની બીજી એક પરંપરા આ પ્રમાણે છે વા. વિદ્યાસાગર-વિદ્યાશીલ-વિવેકમેરુ-મુનિશીલ-ગુણશીલ-વિનયશીલ ત્રિપુટી મહારાજ નોંધે છે કે ભટ્ટારક અમરસાગરસૂરિની એક સંયમધારી યતિશાખા પાલીતાણામાં હતી, જેમાં અનુક્રમે મુનિશીલ, ગુણશીલ અને ઉપાધ્યાય વિનયશીલ થયા. ઉપા વિનયશીલે સં. ૧૭૪૨ માં વડનગરમા 'અર્બુદાચલ ચૈત્યપરિપાટી' અપરનામ 'અર્બુદ કલ્પ' રચ્યો. જુઓ જૈ. ગૂ. ક. ભા ૨, પૃ. ૫૫૬.

૨ ૨૬ વિનયશીલે સં. ૧૭૦૧ ના માગશર સુદી ૬ ના દિને શાહપુરમાં ૪૫ કડિકામા 'સહસ્રફણા પાર્શ્વનાથ સ્તવન' રચ્યુ, જેમા એ દિને ત્યાં થયેલી પ્રતિષ્ઠા, ગુજરાતમાથી ગચ્છનાયકને તેડાવવા, પ્રાગ્વશીય વહોરા રવજી પૂજાએ કરેલ ઉત્સવ ઈત્યાદિ વિશે વર્ણન છે. કવિકૃત '૨૪ જિનભાસ' પણ પ્રાપ્ત થાય છે. જુઓ જૈ. ગૂ. ક ભા. ૩, ૧૧૨૫–૭.

## ન્યાનસમુદ્ર

૨૦૨૭. ન્યાનસમુદ્રની ગુરુપરપરા આ પ્રમાણે છે—જિનચંદ્રસૂરિ—પદ્મદેવસૂરિ—સુમતિસિંહસૂરિ—અભયદેવસૂરિ—ગુણસમુદ્રસૂરિ — માણિક્યકુ જરસૂરિ — ગુણરાજસૂરિ— વિજયહ સસૂરિ—પુણ્યપ્રભસૂરિ—જિનહર્ષસૂરિ—ઉપા ગુણહર્ષગણિ—ન્યાનસમુદ્ર.

૨૦૨૮. કવિએ સ. ૧૭૦૩ માં દોશી ચોથાશાહના આગ્રહથી 'જ્ઞાન છત્રીશી' નામક પદ્ય કૃતિ લખી. પ્રશસ્તિમાં કવિ વર્ણવે છે—

સવત સતર તિડોત્તર સમૈ, શ્રી જિનહર્ષસૂરીસોજી;<br>
વાચક શ્રી ગુણરતન વખાણીઈ, ન્યાનસમુદ્ર નિજ સીસોજી. ૩૫<br>
કીધી એહ છત્રીશી કારણે, શ્રાવક સમકિત ધારો જી;<br>
સુવિહિત આગ્રહ ચોથ સાહરે, દોસી વંશ ઉદારો જી. ૩૬

મોહનલાલ દલીચંદ દેશાઈ આ કવિને લલિતસાગર શિ માણિક્યસાગર શિ. જ્ઞાનસાગર કહે છે તે ભ્રાંત છે. ઉપર્યુક્ત ગુરુપરપરા દ્વારા પણ આ વાતનો ચોક્કસાઈથી નિર્ણય થઈ શકે એમ છે. સમાન નામના અનેક કવિઓ સાથે થઈ ગયા હોઈને દેશાઈજીએ ભૂલ કરી જણાય છે. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૨, પૃ. ૭૯.

## વાચક રત્નશેખર

૨૦૨૯. વા બુદ્ધિશેખરના શિષ્ય વા. રત્નશેખરે સ ૧૭૬૧ ના માગશર સુદી ૫ ને ગુરુવારે, સુરતમાં શાહ ભીમાના પુત્ર શકરદાસની પ્રાર્થનાથી હિન્દીમા 'રત્નપરીક્ષા' નામક પદ્યકૃતિ આઠ વર્ગમાં લખી. જૈન સાહિત્યમાં રત્ન વિષયક ગણ્યાગાઠ્યા ગ્રંથો જ હોઈને, ૫૬૦ પદ્યોની પ્રસ્તુત કૃતિ મહત્ત્વપૂર્ણ છે. અગરચદજી તથા ભંવરલાલજી નાહટાએ આ કૃતિને એ નામથી પ્રકટ કરેલ છે.

૨૦૩૦. કવિની ગુરુપરપરા વિશે આગળ વિસ્તારથી ઉલ્લેખ થઈ ગયો છે સં. ૧૭૩૦ મા વા. ભાવશેખરે ઈસ્લમપુરમાં અગસ્તિઋષિ કૃત 'રત્નપરીક્ષા સમુચ્ચય'ની પ્રત લખી તે વખતે રત્નશેખર પણ ત્યાં જ હતા. કવિએ એ ગ્રંથનો ખાસ આધાર લીધો છે. ગ્રથની પ્રત પ્રથમાદર્શ પ્રાય. કવિના શિષ્ય કપૂરશેખરે લખી હતી એમ આ પંક્તિથી સૂચિત થાય છે· 'પ્રથમ લેખ સુદર લિખ્યૌ, વિશુધ કપૂર સગ્યાન.' કવિના જ્ઞાન વિશે બહુમાન થાય છે. તેમણે અન્ય ગ્રથો રચ્યા છે કે કેમ તે જાણી શકાતું નથી

## હીરસાગર

૨૦૩૧ યતિ હીરસાગરના ઉપદેશથી રાધનપુરનુ શ્રી શામળા પાર્શ્વનાથ જિનાલય તથા ત્યાં ત્રણ ઉપાશ્રયો બધાયાં હીરસાગરજી તથા એમના શિષ્યોનો અહીં સવિશેષ વિહાર હતો. એમના કાર્યોની

યાદગીરી રૂપે ત્યાં હીરસાગરની શેરી પણ છે. રાધનપુરના અચલગચ્છીય શ્રાવકોએ અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે. હીરસાગરના નવાબ સાથેના સમાગમની તથા તેમને દેખાડેલાં ચમત્કારોની ઘણી વાતો સંભળાય છે.

## પં. દીપસાગરગણિ

૨૦૩૨. પં. રવિસાગર શિ પં હિતસાગર શિ. પં. દીપસાગરગણિએ સં. ૧૭૨૬ માં કાર્તિક વદિ ૬ ને મંગળવારે મેડના અંતર્ગત ગુઢ્લામાં મહારાણા રાજસિંહનાં રાજ્યમાં ભુવનકીર્તિ કૃત 'અંજનાસુંદરી રાસ'(સં. ૧૭૦૬)ની પ્રત લખી. એમના શિષ્યો વિજયસાગર, મેઘસાગર, પ્રીતસાગર વિગેરે થયા, જેમની પરંપરામાં વિવેકસાગર, દયાસાગર, રંગસાગર, ચતુરસાગર વિગેરે થયા.

## વા. લક્ષ્મીશેખરગણિ

૨૦૩૩. વા. ભાવશેખરના શિ. બુદ્ધિશેખર શિ રાજશેખર શિ. લક્ષ્મીશેખરે સં. ૧૭૫૦ ના આસો વદિ ૩ ને શુક્રવારે મુંદરાબંદરમાં જ્ઞાનસાગર કૃત 'ચિત્ર સંભૂતિ ચોપઈ' (સં. ૧૭૨૧) ની પ્રત લખી. વા. લક્ષ્મીશેખરની શિષ્ય પરંપરા આ પ્રમાણે છે : વા. લક્ષ્મીશેખર–લાવણ્યશેખર–અમૃતશેખર–જ્ઞાનશેખર.

૨૦૩૪. લાવણ્યશેખરે સં. ૧૭૬૫ માં ભાવચંદ્રસૂરિ કૃત 'શાંતિનાથ ચરિત્ર'ની પ્રત વડનગરમાં લખી. આ ગ્રંથની એક સચિત્ર પ્રત ઉક્ત જ્ઞાનશેખરના શિષ્ય મુનિ જીવાએ કચ્છના રતડીઆ ગામમાં લખી.

## સુંદરસાગર

૨૦૩૫. પં. હર્ષસાગરગણિ શિ પં. શિવસાગરગણિના શિષ્ય સુંદરસાગરે સં. ૧૭૨૭ના શ્રાવણ વદિ ૧૪ ને ગુરુવારે જ્ઞાનસાગર કૃત 'આષાઢભૂતિ રાસ'(સં ૧૭૨૪) ની પ્રત રાજધન્યપુર–રાધનપુરમાં લખી. સં. ૧૭૫૮ ના ફાગણ વદિ ૧૩ ને શનિવારે તેમણે બુરહાનપુરમા રહીને શ્રાવિકા રૂપાના પઠનાર્થે યશોવિજય કૃત 'અષ્ટદશ પાપ સ્થાનક સ્વાધ્યાય'ની પ્રત લખી.

## વા. નાથાચંદ્ર શિ ધર્મચંદ્ર

૨૦૩૬. વા. નાથાચંદ્રગણિના શિષ્ય ધર્મચંદ્રે સં. ૧૭૩૯ ના શ્રાવણ સુદી ૨ ને મંગળવારે રાણપુરમાં રહીને જિનરાજસૂરિ કૃત 'શાલિભદ્ર રાસ'(સં. ૧૬૭૮)ની પ્રત સ્વવાંચનાર્થે લખી. સં. ૧૭૩૪ ના ફાગણ સુદી ૧૧ ના દિને પાટણમાં વા. લાવણ્યચંદ્ર કૃત 'સાધુગુણ ભાસ'ની પ્રત લખી.

## રિદ્ધિસાગર

૨૦૩૭. મહો. રત્નસાગર શિ. પદ્મસાગર શિ. ધીરસાગર શિ રિદ્ધિસાગર સં ૧૭૩૯ માં સ્તંભપુરમાં સીરદેવ મહોપાધ્યાય કૃત 'પરિભાષાની વૃત્તિ'ની પ્રત લખી જુઓ મુનિ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ સંગ્રહ, ભા. ૨, નં ૫૮૨૭.

## ઉદયચંદ

૨૦૩૮. વા દેવસાગરના શિ. વિજયચંદ શિ. ઉદયચંદે સં. ૧૭૧૪ ના ફાગણ સુદી શનિવારે 'માણિકકુમર ચઉપઈ' રચી. જુઓ. જૈ ગૂ ક ભા ૩, પૃ ૧૨૦૩–૪. સં. ૧૭૧૩ના માઘ વદિ ૧૧ ના દિને ભૂજમા વિજયચંદે ઉદયચંદના પઠનાર્થે વા. દેવસાગર કૃત 'કપિલકેવલિ રાસ'(સં ૧૬૭૪)ની પ્રત લખેલી,

### અમરચંદ

૨૦૩૯. કલ્યાણસાગરસૂરિ શિ. વા. રયણચંદ શિ. મુનિચંદ શિ. અમરચંદે સં. ૧૭૪૫ના ભાદ્રવ સુદી ૮ ને શુક્રે રત્નપુરમાં ચાતુર્માસ રહીને 'વિદ્યાવિલાસ ચરિત્ર—(પવાડો) રાસ' રચ્યો. ત્રણ ખંડ, ૭૦૧ ગુર્જરપદ્યની આ ગ્રંથની એક પ્રત પં. દીપસાગર શિ વિજયસાગર અને મેઘસાગરે સં. ૧૭૮૩ના ભાદ્રવ વદિ ૧૩ ને રવિવારે કોઠારામાં રહીને લખી જુઓઃ જૈ. ગૂ. ક. ભા. ૨, પૃ. ૩૭૩–૪.

### સુરસાગર

૨૦૪૦. સુરસાગર અપરનામ સુરજીએ સં. ૧૭૨૧ પછી 'લીલાધર રાસ' ગુજરાતીમાં રચ્યો. આ ઐતિહાસિક રાસમાં પરીખ લીલાધર અને તેના સુપુત્રોનાં સંઘકાર્યોનું વિશદ વર્ણન છે. જુઓ જૈ. ગૂ. ક. ભા. ૨, પૃ. ૨૦૬–૯. સુરસાગરે 'જાંબવતી ચોપઈ' ૧૪ ગૂર્જર પદ્યોમાં રચી છે.

### જિનદાસ

૨૦૪૧. કવિ જિનદાસે સં. ૧૭૧૯ના માગશરની ૬ ને શુક્રે, ૧૪ ગૂર્જર પદ્યોમાં 'વ્યાપારી રાસ' રચ્યો. તેમણે 'જોગી રાસ', 'પુણ્યવિલાસ રાસ', સં. ૧૭૧૧ના આસો સુદી ૨ના દિને ગિરનારની યાત્રા કરી 'નેમિનાથ સ્તવન' તથા અનેક પ્રકીર્ણ પદો, સ્તુતિઓ, લાવણીઓ વિગેરે રચ્યાં. ભીમસી માણેકે એમની ઘણી કૃતિઓ પ્રકાશિત કરી છે.

### અજ્ઞાત શિષ્યો

૨૦૪૨. અમરસાગરસૂરિના સમયમાં અજ્ઞાત કર્તૃક પ્રતો ઉપલબ્ધ છે. સં. ૧૭૧૮માં લીંબડીમાં જિનરાજસૂરિ કૃત 'શાલિભદ્ર રાસ'(સં. ૧૬૭૮)ની પ્રત, સં. ૧૭૨૨ના કાર્તિક સુદી ૪ને રવિવારે સુરતમાં દયાસાગર કૃત 'મદનકુમાર રાસ'(સં. ૧૬૬૯)ની પ્રત લખાઈ. ડૉ. ક્લાટ નોંધે છે કે અમરસાગરસૂરિના સમયમાં 'ઉપદેશ ચિન્તામણિ'ની પ્રત સં. ૧૭૩૯માં લખાઈ, જુઓ–ડૉ. ભાંડારકરનો સને ૧૮૮૩–૪નો રિપોર્ટ, પૃ. ૪૪૩.

### રામઈયા–પસાઈયા

૨૦૪૩. કચ્છી દશા ઓસવાળ જ્ઞાતીય નાગડા ગોત્રીય એ બન્ને બાંધવો નલિયામાં થઈ ગયા, જેમની ગુરુભક્તિની વાતો ખૂબ જ સંભળાય છે. પસાઈયો મોટો અને રામઈયો નાનો. એમના પિતાનું નામ [illegible] હતું. રામઈયો દેવ–ગુરુનો પરમ ઉપાસક હતો.

૨૦૪૪. કચ્છમાં એ વર્ષનો દુષ્કાળ પડ્યો. ચોમાસું આવતાં રામઈયાએ ગુરુને વાવણીનું મુહૂર્ત પૂછ્યું. ગુરુએ કહ્યું–'હજી વાર છે તને બોલાવીને મુહૂર્ત કહીશ.' આ વાતને ઘણો સમય થયો. બધે વાવણીઓ થઈ, અંકુર ઊભા થયા, હરિયાળી પણ થઈ. પરંતુ ગુરુએ મુહૂર્ત વિષે કશું ન કહ્યું. એક વખત તેને બોલાવી ગુરુએ પૂછ્યું–'બધે ખળાં થાય છે, તું કેમ કરતો નથી?' ગુરુવચન પર શ્રદ્ધા રાખી વાવણી વિના ખળું તૈયાર કર્યું. બધા પેટ ભરીને હસ્યા! પરંતુ હળ હાંકતા ખેતરમાંથી સોનામહોરો ભરેલા ચરુ નીકળ્યા. [illegible] ખળામાં લાવવામાં આવી. રામઈયાની આસ્થા અને ગુરુભક્તિ નિહાળી [illegible] પ્રસન્ન થયા. રામઈયાએ બધી [illegible] ગુરુચરણે સમર્પણ કરી દીધી, પણ તેમણે લીધા નહીં. અને [illegible] સુખડી નહિ એક [illegible] સોનામહોર આપવી અને રામઈયાએ [illegible] [illegible] [illegible].

૨૦૪૫. ગુરુના ઉપદેશથી રામઇયાએ કચ્છમાંથી સાધર્મિક બંધુઓને નોતરી સૌને મિષ્ટાન્ન ભોજન જમાડ્યુ, એક ઘૃતનો કળશિયો પ્રભાવના તરીકે આપી પ્રાપ્ત થયેલી સંપત્તિનો સદુપયોગ કર્યો. ભદ્રેશ્વરનો એણે તીર્થસંઘ પણ કાઢેલો. એણે આપેલી ઘૃતલહાણ વિશે કહેવાય છે કે સૌ પ્રથમ ખાલી કળશિયાની લહાણ કરેલી, જે ભૂજના ગૂર્જરને લૂખી લાગી. આથી રામઇયાએ કળશિયાને ઘીથી ભરીને તેની લહાણ કરી. કેટલાક એવું માને છે કે તેમાં સોનામહોર પણ નાખવામાં આવેલી! આ લહાણ હાલાર તેમજ ઠેઠ રાધનપુર સુધી પહોંચેલી.

૨૦૪૬. રામઇયા-પસાઇઆને જે અજોરમાંથી મહોરો મળી તે અજોર છાડુરાના નાકાની લગોલગ પટેલના અજોર તરીકે ઓળખાતું, જેનો ભોગવટો તેના વંશજોએ કર્યો. એમના નામોલ્લેખવાળો ચોપડો પણ એમના વંશજોએ જાળવી રાખ્યો છે. સં. ૧૬૯૫ નો ચોપડો પસાઇયાના નામનો છે. તેમાં મેરગ સુત પસાઇયા અને મેરગ સુત રામઇયા એમ લખેલ છે. પસાઇયાને ધના અને ભારા એમ બે પુત્રો થયા. રામઇયાને ખીમણાંધ અને ખેતો નામે પુત્રો થયા સં. ૧૭૫૭ માં ચૈત્ર સુધી રામઇયાની વિદ્યમાનતાના ઉલ્લેખ મળે છે. શેઠ નરશી નાથાના શલોકામાં એ બન્ને ગુરુભક્ત બાંધવો વિશે ગૌરવભર્યો ઉલ્લેખ છે. લોકો હજી તે ભાવથી ગાય છે અને એમની ભક્તિના ભાવ હૃદયે ધરે છે.

### શ્રેષ્ઠી જગડૂશાહ

૨૦૪૭. લાલનગોત્રીય વર્ધમાનશાહના ચોથા પુત્ર જગડૂ મહા દાનેશ્વરી થયા. અનેક ગ્રંથોમાંથી એમની ઉજ્જ્વળ કારકિર્દી વિશે જાણી શકાય છે. એમના વડિલ બંધુઓ વીરપાલ, વિજયપાલ અને ભારમલ્લ હતા એમના પિતા અને માતા વન્નાદેવી તથા નવરંગદે-વિશે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ:

૨૦૪૮. વર્ધમાનશાહે જગડૂના વિવાહમાં ૩૦૦૦૦૦ સોનામહોરો ખરચી અને ૪૦૦૦ ઊંટ ચારણોને આપ્યા એ વિશે અનેક કિંવદન્તીઓ છે. શેઠનો મુનીમ ગોરને ઉતાવળથી બોલાવવા જતાં ગોરે વક્રોક્તિથી કહ્યું-'તારા શેઠ ઊંટનુ દાન દેવાના છે?' આથી ઊંટનુ દાન પણ કરવામાં આવ્યુ!

૨૦૪૯. પદ્મસિંહશાહે પણ પોતાના પુત્ર રણમલ્લના વિવાહ પણ એવી જ ધામધૂમથી કર્યા. વર્ધમાનશાહનાં મૃત્યુ બાદ પદ્મસિંહશાહે કુટુંબક્લેશ નિવારવા સૌને જુદા કર્યા. પદ્મસિંહશાહના પુત્રો માંડવી અને વર્ધમાનશાહના પુત્રો ભૂજમાં વસ્યા પછી ભદ્રાવતીનો પણ જલ-પ્રલયથી વિનાશ થયો.

૨૦૫૦ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે-ઉદારતા, ધીરતા અને ગંભીરતા આદિ અનેક ગુણોથી શોભતા જગડૂએ ભક્તિથી ઉત્સવપૂર્વક, વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલા કલ્યાણસાગરસૂરિને ભૂજમાં તેડાવ્યા અને તેમની ઘણી ભક્તિ કરી ગુરુએ તેને તેના પિતાનો વૃત્તાંત સંભળાવતા જગડૂએ તેમનુ ચરિત્ર રચવા પ્રાર્થના કરી આથી આચાર્યે તેમના પટ્ટશિષ્ય અમરસાગરસૂરિને ચરિત્ર રચવા આજ્ઞા આપી. સં. ૧૬૯૧ ના શ્રાવણ સુદી ૭ના દિને 'વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર' સંસ્કૃતમાં રચાયું ગ્રંથ-પ્રશસ્તિમાં જગડૂના ગુણોનું નિમ્નોક્ત વર્ણન છે.

૨૦૫૧ 'જે આ જગડૂશાહનુ યાચકોના સમૂહને ખુશી કરનારુ ઔદાર્ય જોઇને દુષ્કાળમાંથી લોકોને ઉગારનારા પૂર્વે થયેલા પ્રસિદ્ધ એવા જગડૂનું અત્યંત પ્રસિદ્ધ નામ પણ જગતના લોકોને સ્મરણમા આવ્યું નહી, એવા શ્રીમાન વર્ધમાનશાહના લોકપ્રિય પુત્ર જગડૂશાહ જયવંત વર્તો!

૨૦૫૨ 'લાલણ પ્રમુખ સર્વ ગોત્રવાળોને સુખદાયી જગડૂશાહને ડાહ્યાઓ, ખરેખર, બીજા કુબેર

કહેવા લાગ્યા. વળી હમેશા ભોજનાદિનું દાન દેતા એવા તે જગડૂનાં ઘરનાં આંગણાંમાંથી કોઈ યાચક ખરેખર, દુભાઈને ગયો નહોતો. તેની કીર્તિ ચારણાદિ કવિઓ દ્વારા હમેશાં પગલે પગલે ગવાતી સમસ્ત ભરતખંડમા વિસ્તાર પામી હતી. વર્ધમાનશાહના પુત્ર જગડૂ તે જગડૂ જ થયા. કેમકે કવીશ્વરો હમેશાં તેમની સ્તુતિ કરતા હતા. એવા બીજા કુબેર સમાન આ જગડૂશાહ જયવંત વર્તો !'

૨૦૫૩. 'જગડૂશાહનાં ઘરનાં આંગણાને યાચકોના સમૂહોથી હમેશાં સભર જોઈને લોકો તેનાં ઘરને લક્ષ્મીનું ઘર કહેવા લાગ્યા.'

૨૦૫૪ જગડૂના બંધુ ભારમલ્લે પણ અમરસાગરસૂરિની ઘણી ભક્તિ કરી. આચાર્યના ઉપદેશથી ભારમલ્લે શત્રુંજય પર કલ્યાણસાગરસૂરિની પાદુકાઓની સ્થાપના કરી હતી. વિક્રમના ૧૮ મા સૈકામાં કચ્છ માંડવીમાં જગડૂના પુત્ર ગોધાશાહ, તેમના પુત્ર વલમજીશાહ ભાગ્યશાળી પુરુષ થયા. તેઓ કચ્છના મહારાવના કારભારી હતા. તેમના પુત્ર નેમિદાસ પણ પ્રતાપી પુરુષ થયા. માંડવી પાસેના ગુંદિયારી ગામમાં દેરી છે, તેમાં તેમની અશ્વારૂઢ પ્રતિમા સ્થાપવામા આવી છે. પં. હીરાલાલ હંશરાજ પોતાને જગડૂના વંશજ તરીકે ઓળખાવે છે.

## ગ્રંથકાર અમરસાગરસૂરિ

૨૦૫૫. 'વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્ર' તથા અંચલગચ્છની અનુસંધાનરૂપ પટ્ટાવલી જેમાં ધર્મમૂર્તિસૂરિ અને કલ્યાણસાગરસૂરિનો જીવનવૃત્તાંત નિબદ્ધ છે, તે અમરસાગરસૂરિને નામે પ્રસિદ્ધ થયેલ છે. આ બન્ને ગ્રંથોની પ્રમાણભૂતતા શંકિત હોઈને તેની મૂળ પ્રત શોધવી ઘટે છે. ગ્રંથો દ્વારા જણાય છે કે સ. ૧૬૯૧ ના શ્રાવણ સુદી ૭ ના દિને શ્રેષ્ઠીચરિત્ર તેમણે જગડૂશાહની પ્રેરણાથી અને કલ્યાણસાગરસૂરિની આજ્ઞાથી રચ્યો. આ સંસ્કૃત ચરિત્રને પદ્મસિંહશાહને પણ વાંચી સંભળાવવામાં આવ્યું. જો આ કૃતિ સં. ૧૬૯૧ માં લખાઈ હોય તો સં. ૧૬૯૪ માં મૃત્યુ પામેલા પદ્મસિંહનાં મૃત્યુનુ વર્ણન તેમાં કેમ આવી શકે? હકીકતમાં ગ્રંથકર્તા પોતે સં ૧૬૯૪ મા તો જન્મ્યા હતા!!

૨૦૫૬. પટ્ટાવલી સં. ૧૭૪૩ માં રચાઈ એવો ગ્રંથમા ઉલ્લેખ છે, પરંતુ તેની અનેક બાબતો તત્કાલીન પ્રમાણો દ્વારા નિરાધાર ઠરે છે. ઉદાહરણાર્થે રાયશીશાહ વિશે કહેવાયું છે કે–'મે તો કીર્તિ પણ મેળવી નહીં, માત્ર ધન જ ઉપાર્જન કર્યું. ઘડપણથી જીર્ણ થયો કિન્તુ પુત્રનુ મુખ તો જોયું જ નહી.' હકીકતમાં આપણે જોયુ કે રાયશીશાહના પૌત્રો પણ તેમણે કાઢેલા સંઘોમાં હતા!! આવી તો અનેક સ્ખલનાઓ ઉક્ત બન્ને ગ્રંથોમાં છે, જે માટે અમરસાગરસૂરિને દોષ દેવો જોઈએ નહી!!

### સ્વર્ગગમન

૨૦૫૭ સમગ્ર પશ્ચિમ ભારતમાં ઉગ્ર વિચરી, અનેક જીવોને ધર્મબોધ પમાડી ગચ્છનાયક અમરસાગરસૂરિ ૬૮ વર્ષનું આયુ પાળીને સં. ૧૭૬૨ મા ધોળકામાં કાલધર્મ પામ્યા. પટ્ટાવલીમા એ વર્ષની તિથિ શ્રાવણ સુદી ૭ પણ દર્શાવેલ છે.

૨૦૫૮. આપણે જોયુ કે એમનાં જન્મનાં વર્ષ વિશે પટ્ટાવલી અને અન્ય પ્રમાણો વચ્ચે એકવાક્યતા નથી. પટ્ટાવલીમા એમની જીવનચારિકા આ પ્રમાણે છે—જન્મ સં. ૧૬૬૪ માં, દીક્ષા સ,

૧૬૭૫ માં, આચાર્યપદ સં. ૧૬૮૪ માં એ અસ્વીકાર્ય હોવા છતાં ચરિત્રનાયકની ઉમરની દૃષ્ટિએ તેમાં કાંઈક સામ્ય છે. સ્વીકાર્ય જીવનચારિકા આ પ્રમાણે છે જન્મ સ. ૧૬૯૪માં, દીક્ષા સ. ૧૭૦૫ માં, આચાર્યપદ સ. ૧૭૧૫ માં. ઉક્ત સ્વીકાર્ય અને અસ્વીકાર્ય પ્રમાણો દ્વારા એક વાત તો નિર્ણિત છે કે ચરિત્રનાયકે ૧૨ વર્ષની વયે દીક્ષા લીધી. અને એ પછી ૧૦ વર્ષ બાદ આચાર્યપદ પ્રાપ્ત કર્યું. એમનાં મૃત્યુનાં વર્ષ માટે **સૌ** એકમત છે.

૨૦૫૯. અમરસાગરસૂરિના સમયમાં અનેક કવિઓ થયા, જેમની કૃતિઓ ઉપલબ્ધ છે. એ કૃતિઓની ગ્રંથપ્રશસ્તિઓમાં ગચ્છનાયક વિશે સુંદર ઉલ્લેખો થયા છે, જે દ્વારા અમરસાગરસૂરિની અસાધારણ શક્તિઓનો આપણને પરિચય મળી રહે છે. 'ચંદ્ર જેવી કીર્તિવાળા,' 'બડભાગી ભટ્ટારક', 'યુગ પ્રધાન બિરુદધારક', 'સૂર કલ્યાણનો શિષ્ય સવાઈ' ઈત્યાદિ ઉલ્લેખો અમરસાગરસૂરિની પ્રતિભાના પારિચાયક છે. એમના વિદાયથી આ ગચ્છે ગુજરાત બહારના છેલ્લા ગચ્છનાયક ગુમાવ્યા.

## ૨૦. શ્રી વિદ્યાસાગરસૂરિ

૨૦૬૦. કચ્છ અંતર્ગત ખીરસરા બંદરમાં દશા ઓશવાળ જ્ઞાતીય, નાગડા ગોત્રીય શાહ કર્મસિંહની પત્ની કમલાદેની કુક્ષિથી સં. ૧૭૪૭ ના આસો વદિ ૩ ને દિવસે એમનો જન્મ થયો હતો. એમનું મૂલ નામ વિદ્યાધર હતું. એમણે સં. ૧૭૫૬ ના ફાગણ સુદી ૨ ને દિવસે અમરસાગરસૂરિ પાસે વૈરાગ્ય-પૂર્વક દીક્ષા અંગીકાર કરી. એ પ્રસંગે શાહ વીરપોલ નામના શ્રાવકે દીક્ષા મહોત્સવ કર્યો. સં. ૧૭૬૨ ના શ્રાવણ સુદી ૧૦ ને દિવસે અમરસાગરસૂરિએ યોગ્ય જાણીને એમને ધોલકામાં આચાર્યપદે વિભૂષિત કર્યા. તે અવસરે સુરતના રહેવાસી શાહ કપૂરચંદ સિંધાએ ચોર્યાસી ગચ્છના યતિઓને પછેડી ઓઢાડી તથા શેર સાકર ભરીને એક થાળીની પ્રત્યેક ઘરે લહાણી કરી. અમદાવાદના રહેવાસી પારેખ વર્ધમાન તથા શ્રાવિકા રુક્મિણીએ થાળી અને સાકરની લહાણી કરી. પારેખ ભગવાનદાસે મહમુદીની લહાણી કરી. તેમજ અન્ય ભક્ત શ્રાવકોએ પણ ઉમંગપૂર્વક સાકર આદિની લહાણો કરી વિદ્યાસાગરસૂરિનો આચાર્ય-પદ મહોત્સવ ઉજવ્યો. એજ વર્ષે ગચ્છનાયક અમરસાગરસૂરિ ધોલકામાં કાળધર્મ પામતાં, માતરમા સં. ૧૭૬૨ ના કાર્તિક વદિ ૪ ને બુધવારે સંઘે એમને ગચ્છનાયક પદે અભિયુક્ત કર્યા. એ પ્રસંગે વડેરા ગોત્રીય શાહ સૌભાગ્યચંદે અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો તથા શ્રાવકોને પહેરામણી આપી સંઘના આગ્રહથી ગુરુ એ વર્ષે માતરમાં જ ચાતુર્માસ રહ્યા અને વિશેષાવશ્યક સૂત્રની વાચના કરી. તેઓ મોટા અતિશયવાન આચાર્ય હતા. જુઓ ભીમસી માણેકની ગુરુ–પટ્ટાવલી.

૨૦૬૧. ઉપાધ્યાય જ્ઞાનસાગરકૃત પટ્ટાવલીમાં વિદ્યાસાગરસૂરિ વિષે આ પ્રમાણે માહિતી પ્રાપ્ત થાય થાય છે: કચ્છ દેશમાં આવેલા ખીરસરા ગામમાં લઘુનાગડા ગોત્રીય કર્મસિંહ નામે શ્રાવક વસતા હતા તેમને કમલાદે નામની સ્ત્રી હતી. તેઓને સં. ૧૭૩૭ માં વિદ્યાધર નામનો પુત્ર થયો તે વિદ્યાધરે વૈરાગ્ય પામીને સં. ૧૭૫૬ માં અમરસાગરસૂરિ પાસે દીક્ષા લીધી. ફાગણ સુદી બીજને દિવસે શ્રાવક વીરથોભે દીક્ષા મહોત્સવ કરેલો ગુરુએ તેમનું વિદ્યાસાગરજી નામ પાડ્યુ. સં ૧૭૬૨ ના શ્રાવણ સુદી ૧૦ ને દિવસે ધોલકામા તેમને આચાર્યપદ તથા સં. ૧૭૬૨ ના કાર્તિક વદિ ૪ ને બુધવારે માતરમા ગચ્છનાયક પદ પ્રાપ્ત થયાં. માતરના વડેરા ગોત્રીય સૌભાગ્યચંદ્ર નામના શ્રાવકવર્યે ઘણુ ધન ખરચીને અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો. સંઘના આગ્રહથી આચાર્ય માતરમાં ચાતુર્માસ રહ્યા અને વ્યાખ્યાનમાં વિવરણ સાથે તેમણે વિશેષાવશ્યકસૂત્ર સંભળાવ્યું.

૨૦૬૨. પટ્ટાવલીમા આચાર્યનો જન્મ સં. ૧૭૩૭ માં દર્શાવેલો છે. વાસ્તવમા જન્મનું વર્ષ સં. ૧૭૪૭ છે એમની દીક્ષાનુ સ્વીકાર્ય વર્ષ સં. ૧૭૫૬ છે. કિન્તુ નાહટાજીના સંગ્રહની અજ્ઞાત કર્તૃક 'અચલગચ્છ પટ્ટાવલી' માં સં. ૧૭૫૮ છે તે વિચારણીય છે. તેમાં આચાર્યપદ સ્થળ તરીકે વૈરાટ-નગરીનો પણ નિર્દેશ છે. જુઓ. '૬૭ સડસઠમે પાટે શ્રી વિદ્યાસાગરસૂરિ. શ્રી કચ્છદેશે ખીરસરા

બિંદરે, ઓશવંશે જ્ઞાતિ શાહ કર્મસી, ભાર્યા કમલાદે, પુત્ર વિદ્યાધર. સંવત્ ૧૭૪૭ સતર સડતાલે જન્મ, સંવત્ ૧૭૫૮ અઠાવને દીક્ષા, સતર બાસઠ ૧૭૬૨ આચાર્યપદ વયરાટનગરિં ' વૈરાટનગરી એજ ધવલક્કપુર કે હાલનું ધોલકા આ પ્રાચીન નગરી મત્સ્ય દેશની રાજધાની હતી. વીરધવલની રાજધાની પણ ત્યાં હતી.

૨૦૬૩. આચાર્યના આચાર્યપદ અને ગચ્છનાયક પદ અનુક્રમે સં ૧૭૬૨ ના શ્રાવણ સુદી ૧૦ અને એજ વર્ષના કાર્તિક વદિ ૪ ને બુધે હોઈને પ્રશ્ન થાય છે કે એમ કેમ બની શકે? ગુજરાતવર્તી પ્રચલિત સંવતાનુસાર કાર્તિક માસ પ્રથમ આવે અને પછી શ્રાવણ માસ આવે. અહીં કચ્છી સંવતનો ઉપયોગ સ્પષ્ટ થાય છે તે સંવતાનુસાર આષાઢ માસથી નૂતન વર્ષનો પ્રારંભ થાય છે. કાર્તિકાદિ ગુજરાતી, ચૈત્રાદિ મારવાડી અને આષાઢાદિ કચ્છી–હાલારી સંવતોના ઉપયોગથી અનેક ગૂંચવાડાઓ થયા છે.

૨૦૬૪ ચરિત્રનાયક વિશેની પાશ્ચાત્ય વિદ્વાનોની નોંધો પણ અહીં અવતરણીય છે. ડૉ. ક્લાટ નોંધે છે· Vidyasagara-suri, son of Sa Karamasinha in Khirasara-bandara (Kachchhadese) and of Kamalade, mula naman Vidyadhara, born Samvat 1747 Aso vadi 3, diksha 1756 Phalguna sudi 2, acharya 1762 Sravana sukla 10 in Dholka; bhattaraka 1762 Karttika vadi 4 Budhavare in Matara-grama, +1797 Karttika sudi 5, at the age of 50. A Vidyasagara-suri Stavan (6v.) composed by Nityalabha is printed in Vidhip. Pratikr. Bombay, 1889, p 451 Vidyasagara-suri's pupil Jnanasagara-gani composed Gunavarma-charitra ( see Mitra, Not VIII. pp. 145–6) and Chotrisa atisayano chhanda, printed in Jaina Kavya Prakasa, I, Bombay 1883, pp 74–5. For Satyasagara gani see No 69 (The Indian Antiquary, Vol. XXIII, pp. 174, No 66).

૨૦૬૫ પ્રો પિટર્સન પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક સને ૧૮૮૬–૯૨ ના અહેવાલની પ્રસ્તાવનામાં નોંધે છે Vidyasagara–Mentioned as pupil of Amarasagara (Amarabdhi) and guru of Udayasagara (Udayodadhi), author, in Samvat 1804 of the Snatripanchasika. See the entry Udayasagara 3, App p. 239 (Journal of the Bombay branch of the Royal Asiatic Society, 1894)

### કચ્છના પ્રથમ પટ્ટધર

૨૦૬૬. આપણે જોઈ ગયા કે અંચલગચ્છનો વિસ્તાર પશ્ચિમ ભારતમા સર્વત્ર હતો. ઉત્તર ભારતના આગરા તથા દક્ષિણ ભારતના બુરહાનપુર, જાલણા પ્રમુખ કેન્દ્રોમા પણ અંચલગચ્છીય શ્રાવકો પથરાયેલા હતા. અંચલગચ્છીય શ્રમણોનો વિહાર પણ એ બધા પ્રદેશોમા ખૂબ હતો. ગચ્છનાયક કલ્યાણસાગરસૂરિ પછી આ ગચ્છનુ વ્યાપક ક્ષેત્ર મર્યાદિત થતુ ગયુ. ગચ્છનાયક અમરસાગરસૂરિ ગુજરાત બહારના છેલ્લા પટ્ટધર બન્યા. અંચલગચ્છનું મુખ્ય કેન્દ્ર ગુજરાતમાંથી પણ ખસીને કચ્છ–હાલાર તરફ વળી રહ્યું હતુ. આ પરિસ્થિતિમા વિદ્યાસાગરસૂરિનુ આધ્યાત્મિક નેતૃત્વ અનિવાર્ય બન્યુ અને તેઓ કચ્છમાથી પહેલા જ પટ્ટધર બન્યા અંચલગચ્છના પ્રાદુર્ભાવ પછી થઈ ગયેલા, વિદ્યાસાગરસૂરિ પહેલાના ૧૯ પટ્ટ-

ધરોમાંથી ૧૪ પટ્ટધરો તો મહા ગુજરાત બહારના જ હતા, બાકીના પટ્ટધરો પણ પંચાલદેશને બાદ કરતાં ગુજરાત પ્રદેશના જ હતા.

૨૦૬૭. વિદ્યાસાગરસૂરિ વિશે ઉલ્લેખનીય બીજી બાબત એ છે કે તેઓ માત્ર ૧૬ વર્ષની ઉમરે જ ગચ્છનાયકના સર્વોચ્ચ પદે બિરાજ્યા હતા. આ હકીકત એમની બહુમુખી શક્તિઓને ખરેખર, અંજલિ-રૂપ છે. આટલી નાની ઉમરમાં આ પદ મેળવનારાઓમાં તેઓ સૌ પ્રથમ છે.

૨૦૬૮. અહીં બીજી એક બાબતનો ઉલ્લેખ પણ પ્રસ્તુત છે. લોકોમાં એવી માન્યતા પ્રચલિત છે કે દશા જ્ઞાતિ લઘુસજ્જનીય હોઈને તેમાંથી ગચ્છનાયક થઈ શકે નહીં. પરંતુ આ માન્યતા ભ્રાન્તિજનક છે. વિદ્યાસાગરસૂરિ એ લઘુ જ્ઞાતિના જ હતા. જૈનસંઘમાં ઉચ્ચ કે નીચ જ્ઞાતિપ્રથાને તીર્થંકરોએ સ્વીકૃતિ આપેલ નથી. સૌને સામાજિક રીતે સમાન દરજ્જો અપાવવાના મહાન પુરસ્કર્તા જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર પોતે જ હતા. કચ્છી દશા ઓશવાળ જ્ઞાતીય નાગડાગોત્રીય જ્ઞાતિ–શિરોમણિ શેઠ નરશી નાથા ૧૯ મી શતાબ્દીમાં પ્રતાપી પુરુષ થઈ ગયા આ વંશના મહોપાધ્યાય રત્નસાગરજી પણ હતા. રામદંયા–પશાદંયા પણ લઘુ નાગડા ગોત્રીય જ હતા લઘુ નાગડા વંશમાં બીજા પણ અનેક મહાનુભાવો થઈ ગયા. જેમનો ઉલ્લેખ પ્રસંગોપાત કરીશું.

### ધર્મપ્રચાર

૨૦૬૯. સં. ૧૭૬૨ માં આચાર્યપદ—સ્થિત થયા બાદ વિદ્યાસાગરસૂરિને એ વર્ષે જ માતરમાં ગચ્છેશપદ પ્રાપ્ત થયું. તે અવસરે વહેરા સૌભાગ્યચંદે ઘણું ધન ખરચીને અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો. સંઘાગ્રહથી આચાર્ય ત્યાં ચાતુર્માસ રહ્યા અને વ્યાખ્યાનમાં વિવરણ સહિત વિશેષાવશ્યક સૂત્ર શ્રાવકોને સંભળાવ્યું.

૨૦૭૦. સં. ૧૭૬૫ માં સુરતમાં ચાતુર્માસ હતા ત્યારે કપૂરચંદ સિંઘાએ ગુરુની ઘણી ભક્તિ કરી. સૂરિના ઉપદેશથી તેણે સર્વ ગચ્છના યતિઓને વસ્ત્રો, પાત્રો વિગેરે વહોરાવ્યા, સમસ્ત સંઘમાં સાકર સહિત પિત્તળની થાળીઓની પ્રભાવના કરી, શ્રી ચંદ્રપ્રભુ સમેત પાંચ જિનબિંબો ભરાવી સુરતમાં પ્રતિષ્ઠા કરાવી.

૨૦૭૧. તદનંતર આચાર્ય ત્યાંથી વિહરતા અમદાવાદમાં ચાતુર્માસ રહ્યા. તેમના ઉપદેશથી પારેખ વર્ધમાન અને તેની પત્ની રુક્મિણીએ સ્વામીવાત્સલ્ય, પ્રભાવનાદિ કાર્યોમાં ઘણું ધન ખરચ્યું. વિદ્યાસાગર-સૂરિના ઉપદેશથી ત્યાંના શ્રેષ્ઠી ભગવાનદાસે શ્રી સંભવનાથાદિ સાત જિનબિંબો ભરાવી સં. ૧૭૭૩ ના વૈશાખ સુદી ૫ ના દિને પ્રતિષ્ઠા કરી, સંઘ સહિત શત્રુંજયની યાત્રા કરીને ઘણું ધન ધર્મકાર્યોમાં ખરચ્યું.

### મહારાવ ગોડજીને પ્રતિબોધ

૨૦૭૨. અંચલગચ્છના આચાર્યોનો કચ્છના મહારાવો સાથેનો સંપર્ક ઈતિહાસ—પ્રસિદ્ધ છે, તે વિશે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ. વિદ્યાસાગરસૂરિએ એ સંપર્ક પૂર્વવત્ જાળવી રાખી ધર્મોદ્યોત કર્યો.

૨૦૭૩. ગ્રામાનુગ્રામ વિચરતાં આચાર્ય અનુક્રમે સં. ૧૭૭૪ ની આસપાસ ભૂજ પધાર્યા. ત્યાં ટોડરમલ્લના પુત્ર ઠાકરશીએ ઘણું ધન ખરચીને એમનો ઉમંગપૂર્વક પ્રવેશોત્સવ કર્યો. વા. નિત્યલાભ રાસમાં જણાવે છે—

> ભૂજનગર ભલી ભાંતસું, પૈસારા ઓછવ કીધ;
> ટોડરમલ્લ સુત જાણીઈ, ઠાકરસીઇ યશ લીધ.

૨૦૭૪ જૈનધર્મના ઉદ્યોત અર્થે વિદ્યાસાગરસૂરિએ મહારાવ ગોડજીને દેશના આપી જૈનધર્મના સિદ્ધાંતો સમજાવ્યા. અહિંસામય ધર્મનો ઉપદેશ આપી આચાર્યે મહારાવને પ્રતિબોધ આપ્યો. પર્યુષણ પર્વના પંદર દિવસો દરમિયાન તેમણે રાજ્ય તરફથી અમારિ—પડહની ઉદ્‌ઘોષણા કરાવી. મહારાવ પર પ્રભાવ પાડી આચાર્યે ઉપકાર કર્યો. જુઓ—

જૈન ધરમ અજૂઆલવા, દેશના ધરમની દીધ;
પ્રતિબોધ્યો રાઓ ગોડજી, જીવદયા ગુણ લીધ.

પરવ પજૂસણે પાલવી, પનર દિવસની અમાર;
ધર્મશાસ્ત્ર દેષાડિનેં, કીનો એ ઉપગાર

૨૦૭૫ ઉક્ત પ્રસગ સં. ૧૭૭૪ માં બન્યો હશે. એ પછી સ. ૧૭૭૭ માં વિદ્યાસાગરસૂરિએ ભુજમાં જ્ઞાનસાગરજીને દીક્ષિત કર્યા એમ રાસકાર નિત્યલાભનાં વર્ણન પરથી પ્રતીત થાય છે.

૨૦૭૬. મહારાવ ભારમલ્લજી અને ભોજરાજજી સાથેના અચલગચ્છીય આચાર્યોના સમાગમ વિશે આગળ ઉલ્લેખ થઈ ગયો છે, એ પછી કચ્છની ગાદી પર આ પ્રમાણે રાજાઓ થયા· ખેંગારજી રજા, (ઈ. સ. ૧૬૪૫), તમાચીજી (ઈ. સ. ૧૬૫૫), રાયધણજી ૧ લા (ઈ. સ. ૧૬૬૬), પ્રાગમલ્લજી (ઈ. સ. ૧૬૯૮), એ પછી ગોડજી ઈ. સ. ૧૭૧૫ માં તખ્તનશીન થયા અને એમણે ઈ. સ. ૧૭૧૯ સુધી કચ્છ પર શાસન કર્યું. એ પછી મહારાવ દેશળજી થયા.

## ગોડજીની રાજ્યસભામાં ધર્મ-સંવાદ

૨૦૭૭. મહારાવ ગોડજીના સમયમાં કચ્છમાં સ્થાનકવાસી સંપ્રદાયનુ ભારે પ્રભુત્વ હતું, આ સંપ્રદાયે પોતાના ઉદ્‌ગમ પછી થોડા જ વખતમાં બધે પોતાનુ વર્ચસ્વ જમાવી દીધુ હતુ. કચ્છમાં મૂર્તિપૂજક શ્રમણોનો વિહાર અન્ય પ્રદેશો કરતાં અલ્પ હોઈને લોંકાગચ્છને અહી જોસભર્યો પ્રચાર કરવાનો અવકાશ મળ્યો આ સંપ્રદાયે થોડા જ સમયમાં કચ્છને ઘેલુ લગાડેલુ.

૨૦૭૮. લોંકાગચ્છીય મૂલચદ ઋષિનો વિહાર કચ્છમાં સવિશેષ હતો આ ગચ્છના ધર્મદાસજીના ૯૯ શિષ્યો પૈકી ૨૨ શિષ્યો ભિન્ન ભિન્ન પ્રદેશોમાં વહેચાયા અને 'બાવીશ ટોળા' એવાં નામથી પ્રસિદ્ધિ પામ્યા મૂલચદજી એ બધામાં મુખ્ય હતા તેઓ અમદાવાદના દશા શ્રીમાળી વણિક હતા. તેમણે ૧૮ વર્ષની ઉમરે દીક્ષા લીધી, સં. ૧૭૬૪ ના પોષ સુદી ૧૫ માં આચાર્યપદ પ્રાપ્ત કર્યું. તેમના સાત શિષ્યો હતા

૨૦૭૯. વિદ્યાસાગરસૂરિએ મૂલચદજીને મહારાવ ગોડજીની રાજ્યસભામાં બોલાવીને તેમની સાથે પ્રતિમા-સ્થાપના વિષયક શાસ્ત્રાર્થ કર્યો જૈન શ્રુતમાંથી અનેક પ્રમાણો ટાંકીને આચાર્યે મૂર્તિ-વિધાનનુ ભારે પ્રતિપાદન કર્યું મૂલચદજી આ ધર્મ-સવાદમાં ટકી શકયા નહી તેઓ નિરુત્તર બની ગયા આ પ્રસંગ સ. ૧૭૭૫ મા બન્યો. એ પછી સ્થાનકવાસી સપ્રદાયનો જુવાળ અકુશિત થયો. નિત્યલાભ આ પ્રસગને વર્ણવતાં જણાવે છે કે શાસ્ત્રાર્થમાં હાર પામેલા મૂલચદજીને કચ્છ દેશમાંથી ચાલ્યા જવું પડે છે. જુઓ —

મૂલચદ ઋષ કછ દેશમા, દેવ ગુરુનો પ્રત્યનીક,
કુમતી મોટો કદાગ્રહી, પ્રતિમોત્થાપક તહકીક.
તેહને તિહાંથી કાઢીઓ, તેડી રાય હજૂર;
શાસ્ત્ર તણી ચરચા કરી, માન કર્યા ચકચૂર

૨૦૮૦. વિદ્યાસાગરસૂરિએ અનેક દુર્વાદીઓને ધર્મ-સંવાદોમાં પરાસ્ત કર્યા હતા તે હકીકત વાચક લાવણ્યચંદ્ર કૃત 'વીરવંશાનુક્રમ' નામક અંચલગચ્છીય પટ્ટાવલી દ્વારા સૂચિત થાય છે. જુઓ :—

तत्पट्टांबुज भास्करा भृश धियो दुर्वादिदंतावलो ।
हर्यक्षा उपकेशवन्श जनुपो रोषादि दोष द्विषः ॥
विद्यासागरसूरयो युगवरा गौडीश कारुण्यतो ।
भ्राजंतो विचरंतु भूरि भाविनः प्रबोधयंतो भुवि ॥४२॥

૨૦૮૧. આ અરસામાં સ્થાનકવાસી અને મૂર્તિપૂજક સંપ્રદાયો વચ્ચે અનેક શાસ્ત્રાર્થો થયેલા છે. સ્થાનકવાસી સંપ્રદાયનું જોર ઓછું કરવા મૂર્તિપૂજક સંપ્રદાયે ભારે પરિશ્રમ કર્યો જણાય છે. અંચલગચ્છ સમેત બધાયે ગચ્છોના આચાર્યોને આવી ચર્ચાસભાઓમાં બેસવું પડ્યું હતું અને પોતાના વિચારોનું સપ્રમાણ અને જુસ્સાભેર સમર્થન કરવું પડ્યું હતું. આ બધા પ્રયાસોને પરિણામે સ્થાનકવાસી સંપ્રદાયનો પ્રસાર અંકુશમાં આવ્યો અને ક્રમે ક્રમે ઘટચો પણ ખરો.

૨૦૮૨. મૂર્તિપૂજાના સમર્થનમાં અહીં થોડું જણાવવું પણ પ્રસ્તુત ગણાશે. 'જે જે જીવોને આત્મ સાક્ષાત્કાર નથી થયો તે તે જીવોને પ્રતિમાના, મૂર્તિના, પરમાણુંના આશ્રય વગર એક પળ પણ રહી શકાતું નથી. આત્માને નહીં જાણનાર લોકો મૂર્તિની જ ઉપાસના અહોરાત્રિ કર્યા જ કરે છે. પ્રતિમાને નહીં માનનારા સાધુઓ સામાયિક, પ્રતિક્રમણ, ઉપાશ્રય, શરીર, લૂગડાં, પુસ્તક, ચેલા–ચેલી, સંઘાડા, શિષ્યો, મન વગેરેની ઉપાસના કરનારા હોઈ પ્રતિમાના જ ઉપાસકો છે, કારણ કે આત્મજ્ઞાન તો તે પૈકી ઘણાખરામાથી ઘણું દૂર હોય છે. માત્ર એક પ્રકારની પ્રતિમાને નહિ માનતા ઘણા પ્રકારની પ્રતિમાઓને તેઓ માને છે અને તે માન્યા વગર ચાલી શકતું જ નથી. જેમ જેમ આત્માનુભવ થતો જાય છે તેમ તેમ બહિર્ક્રિયા—રુચિ સ્વતઃ ઘટતી જાય છે અને છેવટે નિજ સ્વરૂપમાં જ સ્થિતિ થાય છે. જ્યાં સુધી આવી ઉત્તમ દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મૂર્તિપૂજા જરૂરની જ છે. કદાચ તે એક મૂર્તિને નહિ માને તો બીજી ઘણી મૂર્તિઓ તેનાં મનમા ચોટી રહેશે કે જે માન્યા વગર છૂટકો જ નથી આવા હેતુઓ ધ્યાનમા રાખીને જૈન શાસ્ત્રમાં તો મૂર્તિપૂજાનું વિધાન ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે. જૈનનાં શાસ્ત્ર–પ્રમાણ અને પરંપરા પ્રમાણ પ્રમાણે જૈનોમાં પ્રતિમા પૂજન સનાતન કાલથી જ અવિચ્છિન્નપણે ચાલ્યું આવે છે. પ્રતિમા માટે સ્થાનાગ સૂત્ર, ઉપાશક દશાંગસૂત્ર, ભગવતીસૂત્ર, જ્ઞાતાસૂત્ર, વગેરે સ્થળે લખાણ જોવામાં આવે છે. દેવતાઓ પણ જિન પ્રતિમાના પૂજકો છે અને દેવલોકમાં ઘણી શાશ્વતી જિન પ્રતિમાઓ પદ્માસને બેઠેલી છે એમ સૂત્રોમાં મૂળ પાઠ છે' જૈ. શ્વે કો હેરલ્ડ, પૃ ૪૩૭–૪૦.

૨૦૮૩. કેશવલાલ હિંમતરામ કામદારના શબ્દોમાં સ્થાનકવાસી સંપ્રદાય વિશે પણ ઉલ્લેખ કરીએ. 'એ વિરોધ માત્ર નવો મત ઊભો કરવા માટે નહોતો, તેમાં સિદ્ધાંત હતો, તર્ક હતો, સંસ્કૃત માનસના ઊંડા ને ઊંચા લક્ષણનો અભ્યાસ હતો, અને મૂર્તિપૂજાથી કાળાંતરે પરિણમતા જડતા ને વહેમ સામે ખરો પ્રકોપ હતો જૈન શાસનને, જૈન આચારવિચારને સુધારવાની તેમાં તીવ્ર ઉત્કંઠા હતી દુર્ભાગ્યે સ્થાનકવાસી સુધારકોની આ શક્તિ મૂર્તિપૂજા સામે પ્રકોપ કરવામાં બધી ખરચાઈ ગઈ...' જૈ. સા સં ઇતિહાસની પ્રસ્તાવના.

### કચ્છ-ગુજરાતમાં વિહાર

૨૦૮૪. વિદ્યાસાગરસૂરિ કચ્છમાં ઘણું વિચર્યા આ પ્રદેશમાં સવિશેષ વિચરનારાઓમાં તેઓ

કલ્યાણસાગરસૂરિ પછીના આચાર્ય ગણાય. રણ જેવો પ્રદેશ વિહાર માટે દુષ્કર ગણાય. એ પરિસ્થિતિને સ્થાનકવાસી સંપ્રદાયે લાભ લીધો. પરંતુ વિદ્યાસાગરસૂરિએ અહીં પદાર્પણ કરી એ સંપ્રદાયની જડ કચ્છમાંથી ઉખેડી નાખી. આ એમના વિહારનું નક્કર પરિણામ ગણાય. બીજી રીતે પણ, એમણે કલ્યાણ સાગરસૂરિનાં કાર્યોની પૂર્તિ કરી શાસન અને ગચ્છનું ગૌરવ વધાર્યું.

૨૦૮૫. ભૂજ, માંડવી, મુનરા, અંજાર વગેરે મહત્ત્વનાં સ્થાનોમાં આચાર્યે ચાતુર્માસો કર્યા. એમના પટ્ટશિષ્ય જ્ઞાનસાગરજી, વા નિત્યલાભ વિગેરે શ્રમણો પણ એમની સાથે જ વિચર્યા. એમના વિહાર દરમિયાન અનેક પ્રતિષ્ઠા–કાર્યો થયાં, જેમાં સં. ૧૭૭૬ માં કૃષ્ણ પક્ષની ૧૩ ને ગુરુવારે અંજારમાં થયેલી શ્રી વાસુપૂજ્ય જિનબિંબની પ્રતિષ્ઠા ઉલ્લેખનીય છે. અંચલગચ્છીય સંઘે બંધાવેલા એ જિનાલયની પ્રતિષ્ઠા વિદ્યાસાગરસૂરિની અધ્યક્ષતામાં થઈ એમ નિત્યલાભનાં સ્તવન દ્વારા સૂચિત થાય છે.

૨૦૮૬. કચ્છના વિતત વિહાર દરમિયાનમાં જ આચાર્યે ગોડીજીની તીર્થયાત્રા કરી. એમણે રચેલ 'ગૌડિય પાર્શ્વ પ્રભુ સ્તવન' દ્વારા એમની ગોડીજી પ્રત્યેની અપૂર્વ શ્રદ્ધા જણાય છે. યાત્રા કરીને તેમણે એ સ્તવન રચેલું.

૨૦૮૭. સં. ૧૭૮૧ માં તેઓ ખંભાત તરફ વિહર્યા. એ વર્ષના માઘ સુદી ૧૦ ને શુક્રે શાહ ગુલાલચંદના પુત્ર દીપચંદે વિદ્યાસાગરસૂરિના ઉપદેશથી શ્રી ગોડીજીનાં બિંબની પ્રતિષ્ઠા કરાવી

૨૦૮૮ સં. ૧૭૮૫ માં પાટણના શાલવીઓના અત્યાગ્રહથી આચાર્ય ત્યાં પધાર્યા અને ચાતુર્માસ રહ્યા મંત્રીશ્વર વિમલ સંતાનીય પ્રાગ્વાટ અગ્રેસર શ્રેષ્ઠી વલ્લભદાસે ગુરુની અનેક પ્રકારે ભક્તિ કરી. તેના પુત્ર માણેકચંદે ગુરુના ઉપદેશથી સં. ૧૭૮૫ ના માગશર સુદી ૫ ના દિને જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. ગુજરાતના વિહાર દરમિયાન બીજી પણ પ્રતિષ્ઠાઓ થઈ. એ પછી તેમણે દક્ષિણ ભારતમાં વિહાર કર્યો.

## દક્ષિણ ભારતમાં વિહાર

૨૦૮૯ વિદ્યાસાગરસૂરિના દક્ષિણ ભારતના વિહાર અંગેની માહિતીઓ વા નિત્યલાભ ચરિત્ર-નાયકના રાસમાં વિસ્તારથી આપે છે કલ્યાણસાગરસૂરિએ પણ એ પ્રદેશોમાં વિહાર કરેલો એ પછી અંચલગચ્છીય શ્રમણો વ્યાપક રીતે દક્ષિણાપથમાં વિહરતા રહ્યા

૨૦૯૦ જાલણામાં આચાર્યનો ઉત્સાહપૂર્વક પ્રવેશોત્સવ થયો. એમની પધરામણીથી સંઘમાં ધર્મોત્સાહ પ્રબળ થયો આચાર્યના ઉપદેશથી ત્યાં ઘણાં ધર્મકાર્યો થયા, ભવિજનો બોધ પામ્યા, નાસ્તિકપણું દૂર થયું અને જિનશાસનની ઉન્નતિ થઈ.

૨૦૯૧ જાલણામાં બુરહાનપુરના સંઘની વિનતિ આવતાં વિદ્યાસાગરસૂરિ ત્યાં પધાર્યા. સંઘે એમનું ઉત્સવપૂર્વક સામૈયું કર્યું. ત્યાં ઢૂંઢકમતનું પ્રાબલ્ય હતું, પરંતુ એમની પધરામણીથી રણછોડ ઋષિ નામના ઢૂંઢક સાધુ નગર છોડી ચાલ્યા ગયા આચાર્યે વાદ કરીને સ્થાનકવાસીઓને પરાસ્ત કર્યા હોઈને એ સંપ્રદાયના શ્રમણો એમનાથી દૂર જ રહેતા

૨૦૯૨ અહીં ગુરુએ પોતાને અત્યંત પ્રિય વિશેષાવશ્યક સૂત્ર વિવરણ સહિત સંભળાવીને ત્યાંના કસ્તુરશાહને પ્રતિબોધ આપ્યો. શાહ ભોજા, દોશી દુર્લભ વગેરે પણ ગુરુના ભક્તો થયા. એમના આગ્રહથી ગુરુ સં. ૧૭૮૬–૮૭ માં ત્યાં બે ચોમાસાં રહ્યા.

૨૦૯૩. સંઘોનો સ્નેહ સંપાદન કરીને વિદ્યાસાગરસૂરિએ શીરપુરનાં સુપ્રસિદ્ધ તીર્થ અંતરિક્ષજીની

સં. ૧૭૭૮માં યાત્રા કરી પોતાનું ગાત્ર નિર્મળ કર્યું. એવી રીતે દક્ષિણનાં અન્ય તીર્થોની પણ તેમણે યાત્રા કરી અને શ્રાવકોએ પણ અનેક પ્રકારના લાભો લઈ જીવન કૃતાર્થ કર્યું.

૨૦૯૪. એવી રીતે સ્થાને સ્થાને મિથ્યામતીઓની શંકા—આશંકાઓનું નિવારણ કરતાં વિદ્યાસાગરસૂરિ ઔરંગાબાદ પધાર્યા. શ્રાવિકા સાકરબાઈએ ધામધૂમથી ગુરુનું સામૈયું કર્યું, સોના—રૂપાનાં ફૂલોથી ગુરુને વધાવ્યા.

૨૦૯૫. સં ૧૭૮૯ મા તેઓ પુનઃ બુરહાનપુર પધાર્યા. આચાર્યના શિષ્ય જ્ઞાનસાગરજીએ એ વર્ષે કસ્તુરચંદના વાંચનાર્થે 'પ્રતિષ્ઠા કલ્પ'ની પ્રત લખી. એ પછી પણ આચાર્ય કેટલોક સમય એ પ્રદેશોમાં વિચરતા રહ્યા.

## સુરત તરફ વિહાર

૨૦૯૬. દક્ષિણાપથના વિહાર દરમિયાન સુરતના સંઘની આગ્રહભરી વિનતિ આવતાં આચાર્ય ત્યાં પધાર્યા. ખુશાલશાહે મોટી ધામધૂમથી ગુરુનો પ્રવેશોત્સવ કર્યો અને શ્રીફલની લહાણુ કરી.

૨૦૯૭. સુરતમાં વિદ્યાસાગરસૂરિએ સં. ૧૭૯૭ ના કાર્તિક સુદી ૩ ને રવિવારે જ્ઞાનસાગરજીને આચાર્યપદ પ્રદાન કરી એમનું ઉદયસાગરસૂરિ નામ આપ્યું. શાહ ખુશાલ, મંત્રી ગોડીદાસ અને જીવનદાસે ભવ્ય મહોત્સવ કર્યો. એ પછી વિદ્યાસાગરસૂરિએ અણસણપૂર્વક ત્યાં જ પોતાના નશ્વર દેહનો ત્યાગ કર્યો.

૨૦૯૮. સુરત અંચલગચ્છની ધર્મપ્રવૃત્તિનું તે વખતે અગત્યનું કેન્દ્ર ગણાતું. આ વાતની પ્રતીતિરૂપે અહીં મણીભાઈ બકોરભાઈ વ્યાસનું કથન ઉધ્ધૃત કરવું પ્રસ્તુત ગણાશે. 'લગભગ દોઢસે બસે વર્ષ પહેલાં સુરતના સંઘના આગેવાનો સાથે તેમને (લાડવા શ્રીમાળીઓને) મતભેદ પડ્યો હતો મતભેદનું કારણ કોઈ લેખી પૂરાવાથી મને મળ્યું નથી, પણ ઘરડાઓને મોઢે સાંભળેલી અનેક વાતોનો ક્યાસ કરતાં મને સમજાયુ છે કે મતભેદનું કારણ ગચ્છભેદ હતો. સંવત ૧૭૦૦ થી ૧૮૦૦ સુધીના સૈકામા સુરતના સંઘના આગેવાનો ઘણે ભાગે અચળગચ્છના મોહમાં પડ્યા હતા. અચળગચ્છના આચાર્યો અને મોટા મોટા પ્રતિષ્ઠિત સાધુઓ અહી ચોમાસું કરી રહેતા હતા. વીસા શ્રીમાળી આગેવાનો મુખ્યત્વે તેમના અનુરાગી હતા. તેમણે હરિપુરામાં ભવાનીના વડની પાસે જમીન લઈને ત્યાં અંચળગચ્છનો ઉપાશ્રય બધાવ્યો હતો'

૨૦૯૯. "હરિપુરામાં મુખ્ય શ્રાવકો જોઈએ તો લાડવા શ્રીમાળી અને ઉપાશ્રય ત્યાં એટલે જો લાડવા શ્રીમાળીઓ આ ગચ્છના અનુયાયી થાય તો જ અહીં રહેનારા સાધુઓને અનુકૂળ પડે એ વખતે સાધુઓ (યતિઓ) વચ્ચે ગચ્છની મતામતી બહુ હતી. જો લાડવા શ્રીમાળીઓ તપગચ્છને જ વળગી રહે તો આ સાધુઓને અનુકૂળ આવે નહિ. આથી એ ગચ્છના અનુયાયીઓએ લાડવા શ્રીમાળીઓને આગ્રહ કર્યો કે તમે અંચળગચ્છના શ્રાવક થાઓ. બીજી તરફ તપગચ્છવાળાનો તેમના ઉપર આગ્રહ હોય એ પણ સ્વાભાવિક છે. પહેલાં લાડવા શ્રીમાળીમાંના કેટલાક શરમવાળાઓએ સંઘના આગેવાનોને હા કહેલી, પણ પાછળથી સર્વના વિચારે એ ઠરાવ નામંજૂર થયો, એથી લાડવા શ્રીમાળીઓએ અંચલગચ્છ સ્વીકારવાની ના પાડી. આથી સંઘના આગેવાનોને પોતાનું અપમાન થયેલું લાગ્યુ ને વેર બધાયુ. એવામા કંઈ બાનું નીકળતાં અંચલગચ્છના સાધુને કોઈ લાડવા શ્રીમાળી સાથે તકરાર થઈ. એ વાત સંઘમાં ગઈ, અને સાધુને માર માર્યો, તેની આશાતના કરી એવો લાડવા શ્રીમાળી જ્ઞાતિ ઉપર આરોપ મૂકીને આખી જ્ઞાતિને સંઘ બહાર કરી. થઈ રહ્યું, મોટા કરે તે સવા વીસ! અહીના આગેવાનોએ લાગવગ વાપરીને

ભરૂચના સંઘ પાસે પણ લાડવા શ્રીમાળીઓને સંઘ બહાર કરાવ્યા ને તેમના સામે જોડકણું જોડી કાઢ્યું કે એ તો મૂળના વાણિયા જ નથી, એમની સાથે ભોજન–વ્યવહાર તો થાય જ નહિ! બીજાં પાંચ દશ ગામમાં લાડવા શ્રીમાળીઓની વસ્તી હતી તેમણે પણ સુરત, ભરૂચના મોટા સંઘનું અનુકરણ કર્યું એટલે સર્વ ઠેકાણે લાડવા શ્રીમાળી સંઘ બહાર થઈ ગયા. વાત જૂની થતી ગઈ તેમ તેમ જડ થતી ગઈ. ન્યાત નાની, તેમાં મોટા શ્રીમંત કે મોટા વગવસીલાવાળા એવા કોઈ મળે નહિ એટલે તેમની વાત આગળ આવી જ નહિ. વિરોધનું કારણ મારા સમજવામાં આવ્યું છે તે આ છે આ હકીકતમાં ખરૂં શું ને ખોટું શું તે હું કહી શકતો નથી, પણ લાડવા શ્રીમાળીઓનો સંઘ–વ્યવહાર તૂટવાના કારણની શોધ કરતાં મેં અનેક વાતો સાંભળી છે તેમાં આ વાત મને સર્વથી વધારે ખરી લાગી છે અહીં હરિપુરામાં ઉપાસરો અને તેમાં પગલાં હજુ છે. વડચૌટાના દેહરાસરમાં પ્રતિષ્ઠિત પ્રતિમાઓ ઉપર અંચલગચ્છના લેખ છે તેમજ અંચલગચ્છના આચાર્યોના રાસમાં આ વાતને ટેકો મળનારી ઘણી હકીકતો છે. (જુઓ ઐતિહાસિક રાસ માળા, ભાગ ૩)"

૨૧૦૦. "અંચલગચ્છનો સુરતમાં પ્રચાર તે આજથી પોણાબસે વર્ષ પહેલાની વાત છે. ઐતિહાસિક રાસમાળા ભાગ ૩ જો જોવાથી વાચકોને ખાત્રી થશે કે તે વખતે સુરત સંઘના આગેવાનો અંચલગચ્છના અતિ અનુરાગી થયા હતા. આવા અતિ અનુરાગની સામે થનાર નાનો સમૂહ દબાઈ જાય એ તદ્દન સાધારણ વાત છે હરિપુરામાં અંચલગચ્છનો ઉપાશ્રય અને તેમાં પ્રતિષ્ઠિત થયેલા અંચલગચ્છના આચાર્યોનાં પગલાં એ બધી વાતની સબળ સાબિતી છે. અંચલગચ્છના અનુયાયી હરિપુરામાં કોઈ નહોતા એ ઉપર બતાવેલા રાસ ઉપરથી જણાય છે, આથી તકરારનું કારણ ગચ્છની તકરાર એ મને વાજબી લાગ્યું છે આ સમયના તપગચ્છના આચાર્યો અને યશોવિજયજી ઉપાધ્યાય જેવા પ્રભાવક સાધુઓનાં ચોમાસાં સુરત કરતાં રાંદેરમાં વધારે થયાં છે તેનું કારણ પણ મને તો ઉપર જણાવેલો અનુરાગ લાગે છે." 'શ્રીમાળી(વાણીઆ)ઓના જ્ઞાતિભેદ' પૃ. ૨૨૨–૪, ૨૬૬–૬૭.

૨૧૦૧ સાક્ષર મણીલાલભાઈને મૂર્તિ–લેખો, પાદુકા–લેખો કે "વિદ્યાસાગરસૂરિ રાસ" ઉક્ત જ્ઞાતિઓ વચ્ચેની તડ માટેના પ્રમાણો રૂપે જણાયા છે આવા લેખો માત્ર સુરતમાં જ નહીં, સમગ્ર ભારતવર્ષમાં ઠેર ઠેર પથરાયેલા છે. સાક્ષરે ઉત્કીર્ણ લેખો કે ઐતિહાસિક રાસનો ઉલ્લેખ કરીને પોતાની નક્કી કરી રાખેલી વાતને સાચી મનાવવાનો અનિષ્ટ પ્રયાસ કર્યો છે તે આશ્ચર્યજનક છે. અલબત્ત, એક વાત સાચી છે અને તે એ કે એ અરસામાં સુરત, ભરૂચ તથા અન્ય શહેરોમાં અંચલગચ્છનો પ્રભાવ-સવિશેષ હતો, જે પછીના સમયમાં ઓસરતો ગયો.

## વા. નિત્યલાભ

૨૧૦૨. ૧૮ મા સૈકાના ઉત્તરાર્ધમાં વાચક નિત્યલાભ ઉચ્ચ કોટિના કવિ થઈ ગયા. તેમણે પદો, સ્તવનો, રાસો રચી જૈન સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું. એમની અનેક કૃતિઓ જનસાધારણમાં સાર્વત્રિક પ્રસિદ્ધિ પામી હોઈને બહુધા કંઠસ્થ જ રહી. એમનું સાહિત્ય–પ્રદાન ઉચ્ચ સ્તરનું હતું એમ એમની કૃતિઓ દ્વારા જ જાણી શકાશે

૨૧૦૩. કવિની ગુરુપરંપરા આ પ્રમાણે છે: વા. વિનયલાભ–વા મેરુલાભ–વા. સહજસુંદર–વા. નિત્યલાભ. કવિના અંગત જીવન વિશે કશું જ જાણી શકાતું નથી તેઓ અંચલગચ્છની લાભશાખાના હતા તથા બીજી કેટલીક બાબતો એમના ગ્રંથોની પ્રશસ્તિઓ–પુષ્પિકાઓ પૂરી પાડે છે. એમની કૃતિઓ વિશે સંક્ષિપ્ત નોંધ પ્રસ્તુત છે :—

(૧) વાસુપૂજ્ય સ્તવન . સં. ૧૭૭૬ માં શ્રી વાસુપૂજ્ય જિન બિંબની અંજારમાં ગચ્છનાયક વિદ્યાસાગરસૂરિની અધ્યક્ષતામાં પ્રતિષ્ઠા થઈ. તે પ્રસંગે આ સ્તવન રચ્યું

(૨) શીતલનાથ સ્તવન : મુંદરાગામમાં રહીને રચ્યું. કવિ પ્રાયઃ ગચ્છનાયક સાથે ત્યાં જ ચાતુર્માસ રહેલા.

(૩) શીતલનાથ સ્તવન . સં ૧૭૯૧ માં અંજારમાં ચાતુર્માસ રહીને રચ્યું

(૪) વીર પંચકલ્યાણક ચોઢાળિયું સં. ૧૭૮૧ માં સુરતમાં ચાતુર્માસ રહીને રચ્યું.

(૫) પાર્શ્વ જિનસ્તવન સં. ૧૭૬૪ માં ભૂજમાં ચાતુર્માસ રહીને ભાદ્રવ માસમાં રચ્યું.

(૬) ગોડીજી સ્તવન : કચ્છી બોલીમાં આ સ્તવન ગોડીજીની યાત્રા કરીને લખ્યું

(૭) ચોવીશી : સં. ૧૭૮૧ માં સુરતમાં ચાતુર્માસ રહીને રચી.

(૮) વિદ્યાસાગરસૂરિ સ્તવન ગચ્છનાયકની ગુણગર્ભિત સ્તુતિ છે

(૯) મૂર્ખની સઝાય : આ બોધક કૃતિ ભીમશી માણેકે સઝાય–માળામાં પ્રકાશિત કરી.

(૧૦) ચંદનબાળા સઝાય . સં ૧૭૮૨ ના આષાઢ વદિ ૬ ને રવિવારે સુરતમાં રહીને ત્રણ ઢાલમાં રચી.

(૧૧) સદેવંત સાવળિંગા રાસ . ૨૪ ઢાલમાં સં. ૧૭૮૨ ના મહા સુદી ૭ ને બુધે સુરતમાં રચ્યો. જુઓ . જૈ. ગૂ. ક. ભા. ૨, પૃ. ૫૪૧. આ કથા ગુજરાતમાં જ નહીં, ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં આબાલવૃદ્ધ જાણીતી છે. ચરિત્રનાયકના આઠ ભવના નેહ–વિજોગની કથા સૌ રસપૂર્વક વાંચે છે પ્રાચીનકાલથી આ કથા અનેક ભાષાઓમાં મળે છે જૈનોએ પણ આ વિષય પર કેટલીક લોકપ્રિય રચનાઓ કરી, જેમાંની નિત્યલાભની કૃતિ પણ એક છે. જુઓ ચીમનલાલ ડા. દલાલનો—'વસંત' સં. ૧૯૭૨ માં ચૈત્રના અંકમાં પ્રકટ થયેલો લેખ 'સદયવત્સ સાવળિંગાની જૈન કથા.' આ કૃતિથી કવિની સાહિત્યકાર તરીકેની પ્રતિભા જાણી શકાય છે

(૧૨) વિદ્યાસાગરસૂરિ રાસ ૧૦ ઢાલનો આ ઐતિહાસિક રાસ ગચ્છનાયક વિદ્યાસાગરસૂરિના નિર્વાણને ઉદ્દેશીને સં. ૧૭૯૮ ના પોષ ૧૦ ને સોમવારે અંજારમાં ચોમાસું રહીને ગુરુના ગુણગાન રૂપે લખાયો છે જુઓ—'ઐતિહાસિક રાસ સંગ્રહ', ભા. ૩. સંપાદક વિજયધર્મસૂરિ. કવિ ચરિત્રનાયકના સહચર વિદ્યાશિષ્ય હોઈ ને રાસમાં નિરૂપિત બાબતો અત્યંત વિશ્વસનીય ગણાય અનુગામી પટ્ટધર ઉદયસાગરસૂરિના જીવન વિષયક બાબતો પણ રાસમાં કવિએ વણી લીધી છે.

૨૧૦૪ ઉપર્યુક્ત કૃતિઓ ઉપરાંત નિત્યલાભે (૧૩) છન્નુ જિનસ્તવન (૧૪) શ્રી પાર્શ્વસ્તવન (કચ્છીમાં) સમેત પ્રકીર્ણ કૃતિઓ રચી તથા કેટલાક ગ્રંથોની પ્રતો પણ લખી. સં. ૧૭૭૦ ના માઘ વદિ ૧૩ ને સોમે રાજનગરમાં શાહ વાછડાના પુત્ર ધર્મચંદ્રના પઠનાર્થે જ્ઞાનસાગર કૃત 'ઇલાયચીકુમાર ચોપઈ'ની પ્રત લખી સં. ૧૭૭૧ ના ભાદ્રવા સુદી ૧૦ ના દિને સુરતમાં શાહ સોમાભાઈના વાંચનાર્થે 'આત્મકુલક સ્તબક'ની પ્રત લખી. પોતાની કૃતિ 'ચોવીશી'ની પ્રત સં ૧૭૮૨ માં સુરતમાં રહીને લખી.

૨૧૦૫. નિત્યલાભની કૃતિઓ દ્વારા સ્પષ્ટ થાય છે કે એમનો વિહાર કચ્છ તથા સુરત તરફ સવિશેષ હતો. કચ્છી બોલીમાં એમણે કૃતિઓ રચી હોઈને તેઓ ત્યાંના વતની પણ હોય ગોડીજીમાં એમને

અપૂર્વ આસ્થા હોઈને તેમણે પોતાના ગ્રંથોના મંગળાચરણમાં ગોડીજીની સ્તુતિ કરી છે. 'સદેવત સાવલિગા રાસ'ની પ્રશસ્તિમાં તેઓ પોતાને પંડિતપદધારક તથા 'વિદ્યાસાગરસૂરિ રાસ'ની પ્રશસ્તિમાં વાચકપદ ધારક જણાવતા હોઈને કવિને એ ગ્રંથોની રચના પહેલા એ પદો પ્રાપ્ત થયાં હતાં એમ સ્પષ્ટ થાય છે એમના ગ્રંથો વિહારપ્રદેશને પણ સૂચવે જ છે.

### સત્યલાભગણિ

૨૧૦૬. લાભશાખાના વા. વિનયલાભ શિ. વા. મેરુલાભ શિ. વા માણિક્યલાભ શિ સત્યલાભ-ગણિએ સ. ૧૭૬૪ના ફાગણ વદિ ૯ને ગુરુવારે નવાનગરમાં લાવણ્યસમય કૃત 'સ્થૂલિભદ્ર એકવિસો' (સ. ૧૫૫૩)ની પ્રત લખી સં. ૧૭૭૫ના માગશર વદિ ૨ને ગુરુવારે અંજારમા જ્ઞાનસાગર કૃત 'નંદિષેણ રાસ' (સં. ૧૭૨૫)ની પ્રત લખી સ ૧૭૯૧ના પોષ સુદી ૧૫ને શનિવારે માંડવીમાં મતિકુશલ કૃત 'ચંદ્રલેખા ચોપઈ'ની તથા એ વર્ષના શ્રાવણ વદિમાં ત્યાં જ 'ઉપાસક દશાંગસૂત્ર સ્તબક'ની પ્રતો લખી

### વા. જીતસાગરગણિ શિષ્ય લાલજી

૨૧૦૭. વા જીતસાગરગણિના શિષ્ય લાલજીએ જ્ઞાનસાગર કૃત 'પરદેશી રાજાનો રાસ'ની પ્રત સ. ૧૭૭૨ના માઘ વદિ અમાસ ને શનિવારે પટણામાં રહીને લખી.

### પં. શાંતિરત્ન અને વા. આણંદજી

૨૧૦૮. વા હરિચંદ શિ પં મતિસાગર શિ પં. શાંતિરત્નગણિએ સ. ૧૭૭૯ના આષાઢ સુદી ૬ને શુક્રે વૈરાટનગર–ધોલકામા રહીને ધર્મહંસ કૃત 'નવ વાડી'ની પ્રત વા આણંદજીના પઠનાર્થે લખી.

### લાલરત્ન

૨૧૦૯. વા ભુવનરત્ન શિ. વા વિજયરત્નના ચાર શિષ્યો (૧) લાલરત્ન (૨) ન્યાયરત્ન (૩) મહિમારત્ન (૪) પુણ્યરત્ન પૈકી લાલરત્ને સ ૧૭૭૩ના ભાદ્રવા વદિ ૩ને ગુરુવારે પદ્માવતીનગરમાં રહીને 'રત્નસારકુમાર ચોપઈ' રચી જુઓ જૈ ગૂ ક ભા. ૩, પૃ ૧૪૩૭-૮.

૨૧૧૦ કવિ ગ્રંથ પ્રશસ્તિમાં પોતાને અંચલગચ્છની 'દ્વિત્રીઝાડોલી' શાખાના કહે છે. 'નવકોટી મારુધર દીઠી' એ કથન દ્વારા સૂચિત થાય છે કે તેઓ એ પ્રદેશમાં બહુધા વિચર્યા હતા.

### ઉપાધ્યાય હીરસાગરજી

૨૧૧૧ મહો રત્નસાગરજીની પરંપરામાં ઉપા મેઘસાગર શિ. હીરસાગરજી થયા. મારવાડના સોજીતરામા ઓશવાળ શ્રેષ્ઠી ઉત્તમચંદની ભાર્યા જસીબાઈની કૂખે સં. ૧૭૦૩ના કાર્તિક સુદી ૭ના દિને હીરાચંદનો જન્મ થયો. સ. ૧૭૧૫ના વૈશાખ સુદી ૩ના દિને તેણે ગુરુ પાસે દીક્ષા અંગીકાર કરી અને હીરસાગર નામ રાખવામા આવ્યુ. નલિયામાં પં. દેવશંકર પાસે શાસ્રોનો અભ્યાસ કરી સં. ૧૭૨૭ના કાર્તિક સુદી ૧૫ના દિને ત્યાં જ ઉપાધ્યાય પદ પામ્યા. ગુરુનું નિર્વાણ થતા સં. ૧૭૭૩ના આષાઢ સુદી ૭ના દિને તેમનો પાટ સંભાળ્યો.

૨૧૧૨. તેઓ મંત્રવાદી અને પ્રભાવક હતા તે વિશે મુનિ ધર્મસાગરજી પટ્ટાવલીમાં પ્રસંગો નોંધે છે. સં. ૧૭૬૭માં નગરપારકરમા ચાતુર્માસ હતા. ત્યાના ઠાકોરે ત્યાં તળાવ બાંધવા દરેકને પાંચ મૂંડલી

માટી ઉપાડવાનો હુકમ કરેલો. હીરસાગરજીએ તેમ ન કરતાં ઠાકોરે તેમને પકડવા સૈનિકો મોકલ્યા, કિન્તુ તેમણે મંત્ર પ્રભાવે સિંહ પ્રકટ કરેલો, જેથી સૌ નાસી ગયા, ઠાકોરે ક્ષમા યાચી. પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે પશ્ચાતાપરૂપે ઠાકોરે તળાવની પાળે છત્રીયુક્ત ચોતરો કરાવી ગુરુની પાદુકા સ્થાપેલી. ગુરુએ તેને માંસ મદિરાનાં પ્રત્યાખ્યાન આપ્યા. આથી જૈન ધર્મનો મહિમા વૃદ્ધિ પામ્યો.

૨૧૧૩. નગરપારકરના લાલણ જેસાજી સતતીય શ્રેષ્ઠી ભીમાજીએ એમના ઉપદેશથી ગોડવાજીનો સંઘ કાઢ્યો, જેમાં ૪૦૦ ઊંટ હતા. માર્ગમાં પાણીના અભાવથી સંઘ ત્રાસિત થયો. હીરસાગરજીને સંઘપતિએ વિનતિ કરતાં તેમણે મંત્ર પ્રભાવે જલધારા પ્રકટાવી.

૨૧૧૪. હીરસાગરજીએ ઉપા. દર્શનસાગરજી પાસે ભાષા–પિંગળનો અભ્યાસ કર્યો હતો. તેઓ સારા પદ્યકાર હતા. તેમણે ગુરુનાં વર્ણનરૂપ ચોઢાળિયા પણ રચ્યા એમ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે. હીરસાગરજી સં. ૧૭૮૨ના ચૈત્ર સુદી ૩ ના દિને સોજીતરામાં કાલધર્મ પામ્યા. તેમના શિષ્ય સહજસાગરજીએ સં. ૧૮૦૪ના કાર્તિક સુદી ૨ ના દિને ત્યા રહીને પોતાના ગુરુનું ઉપર્યુક્ત જીવનવૃત્ત લખ્યું.

### વિજયસાગર, મેઘસાગર અને પ્રીતસાગર

૨૧૧૫. પં. રવિસાગર શિ. દીપસાગરના એ ત્રણે શિષ્યો હતા. વિજયસાગર અને મેઘસાગરે સં. ૧૭૮૩ ના ભાદ્રવા વદિ ૧૨ ને રવિવારે કોઠારામાં 'વિદ્યાવિલાસ ચરિત્ર'ની પ્રત લખી. પ્રીતસાગરે સં. ૧૭૮૨ ના કાર્તિક સુદી ૧૦ ને ગુરુવારે માંડવીમા મેઘરાજકૃત 'રાજપ્રશ્નીય ઉપાંગ બાલાવબોધ' (સં. ૧૬૭૦)ની પ્રત લખી.

૨૧૧૬. વિજયસાગર સં. ૧૭૯૭ માં અંજારમા ચાતુર્માસ રહ્યા હતા એમ શંભુનાથ કૃત 'ગણિતસાર ટિપ્પન'ની એ વર્ષના ભાદ્રવા સુદી ૮ ને બુધે લખાયેલી પ્રતની પુષ્પિકા દ્વારા જણાય છે. એમના શિષ્યો વિશે પાછળથી ઉલ્લેખ કરીશું.

### વલ્લભસાગર, ક્ષમાસાગર અને સુંદરસાગર

૨૧૧૭. 'વિદ્યાસાગરસૂરિ રાસ'માં આ ત્રણે શ્રમણોનો ઉલ્લેખ આ પ્રમાણે છે:

> વલ્લભસાગરજીને તેડીઆ રે ક્ષમાસાગર સુપ્રસિદ્ધ;
> સુંદરસાગરજી પણ આવીઆ રે સહુને રાજી કીધ.

આ ત્રણેય શ્રમણો ગચ્છનાયક અમરસાગરસૂરિના હસ્તદીક્ષિત શિષ્યો હતા, અને એમની સાથે જ બહુધા વિચર્યા હતા.

૨૧૧૮. સં. ૧૭૮૬ ના આસો વદિ ૧૨ ને મંગળવારે સુંદરસાગરના શિષ્ય વિમલસાગરે સુરતમાં, મુનિશીલકૃત 'શંખેશ્વર પાર્શ્વનાથ છંદ'ની પ્રત લખી. પુષ્પિકામાં સુંદરસાગરજીને અમરસાગરસૂરિના શિષ્ય કહ્યા છે.

### ગુણસાગર, ક્ષીરચંદ શિષ્ય મેઘચંદ

૨૧૧૯. સં. ૧૭૮૫ ના ફાગણ વદિ ૬ ના દિને કોઠારામા ગુણસાગરે, પં. ક્ષીરચંદના શિષ્ય મેઘચંદના વાંચનાર્થે 'વૃદ્ધ અતિચાર'ની પ્રત લખી. મેઘચંદ્રે સં. ૧૭૮૬ ના ચૈત્ર સુદી ૫ ને શુક્રે નવાનગરમા તેજસિંહકૃત 'દૃષ્ટાંત શતક બાલાવબોધ'ની પ્રત લખી.

## વાચક જ્ઞાનસાગર

૨૧૨૦. વા. જ્ઞાનસાગરે 'અષ્ટાપદ સ્તવન' રચ્યું, તેમાં તેઓ અંતે જણાવે છે:

અંચલગચ્છ રે અધિપતિ સોહીએ, શ્રી વિદ્યાસાગરસૂરિ;
તસ વિનયી કહે રે જ્ઞાન વિબુધવરી, પ્રભુનામ સુખકારી. ૧૫

## સહજશેખર, જગતશેખર અને કમલહર્ષ

૨૧૨૧. સં. ૧૭૮૭ના આસો સુદી ૪ ને રવિવારે કોઠારામાં સહજશેખરના શિષ્ય જગતશેખરે કમલહર્ષના વાંચનાર્થે જ્ઞાનસાગરકૃત 'ચિત્રસંભૂતિ ચોપાઈ' (સં. ૧૭૨૧)ની પ્રત લખી.

## વિદ્યાસાગરસૂરિના પ્રતિષ્ઠા લેખો

૨૧૨૨. પ્રાચીન ગ્રંથો દ્વારા જણાય છે કે આચાર્યે ઘણાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. દુઃખનો વિષય છે કે એમના બધા પ્રતિષ્ઠા-લેખો ઉપલબ્ધ થયા નથી. અહીં માત્ર ઉપલબ્ધ લેખો વિશે અલ્પ નોંધ પ્રસ્તુત છે.

૨૧૨૩. સં. ૧૭૮૫ ના માગશર સુદી ૫ ના દિને પ્રાગ્વાટ શ્રેષ્ઠી વલ્લભદાસના પુત્ર માણિકચંદ્રે શ્રી વિમલનાથબિંબ ભરાવી વિદ્યાસાગરસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી જુઓ જૈ ધા પ્ર. લેખ-સંગ્રહ, ભા ૧, લે. ૩૮૮, સંપાદક બુદ્ધિસાગરસૂરિ આ પ્રતિષ્ઠા પાટણમાં થઈ એમ પટ્ટાવલીમાં જણાવાયું છે. તેમાં એમને મંત્રીશ્વર વિમલ સંતાનીય કહ્યા છે વાસ્તવમાં વિમલ નિઃસંતાન હતો. તેના નાના ભાઈ ચાહિલના વંશજો પોતાને વિમલના વંશજ તરીકે ઓળખાવે છે વલ્લભદાસ પણ ચાહિલના વંશજ હશે.

૨૧૨૪. રિદ્રોલનાં જિનાલયની મૂલનાયકજીની પ્રતિમા પર આ પ્રમાણે લેખ છે. **संवत् १७८१ वर्षे माघ शुदि १० शुक्रे सा० गुलालचंद पुत्र दीपचदेन श्री गोडीपार्श्वनाथबिंब कारापितं श्री अंचलगच्छे श्री पूज्य श्री विद्यासागरसूरि उपदेशेन ॥**

આ લેખમાં પ્રતિષ્ઠા સ્થળનો ઉલ્લેખ નથી. સં. ૧૯૬૩ ના જેઠ સુદી ૨ ના દિને રિદ્રોલમાં પ્રતિષ્ઠા થઈ ત્યારે તે પ્રતિમા ખંભાતથી લાવી મૂલનાયક તરીકે પ્રતિષ્ઠિત કરવામાં આવ્યાં હતાં. ન્યાયવિજયજી જણાવે છે કે ગોડીજીની આ પ્રતિમા ભવ્ય અને ચમત્કારી છે. અવારનવાર જુદા જુદા ચમત્કારની વાતો સંભળાય છે. રિદ્રોલ ગામનું નામ ત્રંબાવતીનગરી દંતકથા રૂપે કહેવાય છે. આ પ્રાચીન ગામને લીંબુડી પણ કહે છે જુઓ-જૈ સ પ્ર. વર્ષ ૯, અંક ૯, પૃ. ૪૦૧-'રિદ્રોલના જૈનમંદિરના લેખો.'

૨૧૨૫. નાગપુરના પ્રાચીન જ્ઞાનભંડારમાંથી અજ્ઞાત કર્તૃક ગુટકો પ્રાપ્ત થતા તેમાંથી સિદ્ધાચલની નવ ટૂંકોની પ્રતિમાઓની પ્રતિલિપિ ઉપલબ્ધ બને છે. તેમાં છીપાવસહીની વિગત આ પ્રમાણે છે—'સમ્વત ૧૭૪૧ (? ૧૭૮૧) વૈશાષ શુદિ ૭ વિધપક્ષે વિદ્યાસાગરસૂરિ વિજયરાજ્યે સુરતનગર વાસ્તવ્ય. સા૦ ગોવિંદજી પુત્ર ગોડીદાસ જીવનદાસ કારિતં શ્રી આદિનાથબિંબં પ્રતિષ્ઠિતં ચ ખરતરગચ્છે ઉપાધ્યાય

દીપચંદગણિ પં દેવચંદ્રગણિના પ્રતિમા કાલી હૈ. મૂલનાયક પ્રતિમાસે છમણા પાસે આલા મૈં યક્ષ હૈ, પાસે પગલા હૈ. "અચલગચ્છે પ્રતિષ્ઠિતં" મન્દીરની બીમતીમા હૈ પ્રતિમા ૫ હૈ. ઔર પબાસણુ ખાલી હૈ.' જુઓ–'જૈ ધા. પ્ર. લેખ' ભા. ૧ પરિશિષ્ટ પૃ. ૯–૧૦. સ. મુનિ કાન્તિસાગરજી.

૨૧૨૬. ઉક્ત નોંધમાં સં. ૧૭૪૧ ભ્રાંતિયુક્ત છે. અધ્યાત્મ કવિ દેવચંદ્રજીનો જન્મ પણ એ વખતે નહોતો થયો. એમણે સ. ૧૭૮૧–૮૭ સુધી શત્રુંજયમાં જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાઓ કરાવી હોઈને એ વર્ષ સં. ૧૭૮૧ જ હશે. ગોડીદાસના ભાઈ જીવનદાસને બદલે તેમાં ચીમનદાસ હોઈને તે મુદ્રણદોષ હશે. સં. ૧૯૧૦ ની આસપાસ એ ગુટકો લખાયો હોઈને તે વખતે એ પ્રતિમાઓ ડીપાવસહીમાં પ્રતિષ્ઠિત હતાં, પરંતુ હાલ તેનું અસ્તિત્વ ત્યાં નથી!

૨૧૨૭ સુરતના ગોપીપુરાનાં શ્રી સંભવનાથ જિનાલયમાં વિદ્યાસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી પ્રતિમાઓના ખંડિત લેખો ઉપલબ્ધ થાય છે. મુનિ કાંતિસાગરજીએ કલકત્તાના ખરતરગચ્છના મોટા મંદિર(તુલાપટ્ટી)ની ધાતુપ્રતિમા પરથી આ પ્રમાણે લેખ નોંધ્યો છે. **सम्वत् १७८५ वर्षे माह वदि शुक्रे श्री अंचलगच्छे पूज्य श्री विद्यासागरसूरीणा मुपदेशेन श्री श्रीमाल ज्ञातीय सुत पातागचान्हदासेन श्री धर्मनाथ बिम्ब प्रतिष्ठापितं । परिख प्रतापसी श्रियमभवतु ॥** જૈ. ધા. પ્ર. લેખ, ભા. ૧, લે. ૩૩૭. આ લેખ પાટણમાં થયેલી ઉક્ત પ્રતિષ્ઠાનો સંભવે છે.

### ગ્રંથકાર વિદ્યાસાગરસૂરિ

૨૧૨૮ ગચ્છનાયકની ભારે જવાબદારીઓ બજાવ્યા ઉપરાત આચાર્યે કેટલાક ગ્રંથોની રચના પણ કરી એમણે રચેલું 'ગૌડિપાર્શ્વપ્રભુ સ્તવન' પ્રાપ્ત થાય છે. સંસ્કૃતમિશ્રિત હિન્દી સ્તવન માલિની અને શાર્દૂલવિક્રીડિત છંદમાં છે. અંતમાં કવિએ પોતાનું 'વિદ્યાર્ણવ' એવું નામ સૂચવ્યું છે.

૨૧૨૯. દેવેન્દ્રસૂરિકૃત 'સિદ્ધ પંચાશિકા' નામક ગ્રંથ પર તેમણે સં ૧૭૮૧ માં બાલાવબોધ રચ્યુ. ૮૦૦ શ્લોક પરિમાણના આ ગ્રંથની ૧૭ પત્રની પ્રત સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરામાં ઉપલબ્ધ છે. ગદ્યસાહિત્ય ઝાઝું ઉપલબ્ધ નથી, એટલે આ ગ્રંથની મહત્તા ઘણી છે. જુઓ—જૈ. ગૂ ક. ભા ૩, પૃ. ૧૬૪૧

### સ્વર્ગગમન

૨૧૩૦. પશ્ચિમ અને દક્ષિણ ભારતના અગત્યનાં નગરોમાં વિચરી, ભવિ જીવોને ધર્મબોધ પમાડી, ધર્મોદ્યોતનાં અનેક કાર્યો કરી વિદ્યાસાગરસૂરિ સં ૧૭૯૭ ના કાર્તિક સુદી ૫ ને મંગળવારે સુરતમાં દિવંગત થયા.

૨૧૩૧ ઉપા જ્ઞાનસાગરજીને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એમના સ્વર્ગગમન વિશે ભ્રાંતિયુક્ત વિધાન છે તેમાં જણાવાયું છે કે સં. ૧૭૯૭ મા પાટણમાં એમને તાપ પીડા થઈ. અનેક ઉપચારો છતાં રોગ મટ્યો નહીં. સંઘના આગ્રહથી તેમણે ઉદયસાગરજીને સૂરિપદ આપ્યું અને પોતે શુભ ધ્યાનપૂર્વક કાર્તિક સુદી ૫ ના દિને કાળધર્મ પામ્યા. તેમની આજ્ઞાનુસાર સરસ્વતી નદીને કિનારે અંત્યેષ્ટિ કરી. ત્યાં ઉદયસાગરસૂરિના ઉપદેશથી સંઘે દેરી બંધાવી અને સં. ૧૭૯૯ મા ગુરુપાદુકા સ્થાપી, શ્રાવકીઓએ અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો.

૨૧૩૨. વાસ્તવમાં વિદ્યાસાગરસૂરિ પાટણમાં નહીં, પરંતુ સુરતમા દિવંગત થયા. એમના સહચર શિષ્ય વા. નિત્યલાભે રાસમાં એમના સ્વર્ગવાસ વિશે વિસ્તૃત વર્ણન આપ્યુ છે, જેનો ઐતિહાસિક સાર આ પ્રમાણે છે : હવે વિદ્યાસાગરસૂરિએ સંઘ સમક્ષ કહ્યુ કે–"મારુ આયુષ્ય પૂરુ થવા આવ્યુ છે, માટે હું જિનભગવાનનું ધ્યાન ધરીને અણશણ આદરીશ. આ પટોધર–ઉદયસાગરસૂરિની તમે સેવા કરજો અને તેમને સારી રીતે માન આપશો."

૨૧૩૩. એ પ્રમાણે સંઘને ભલામણ કર્યા પછી ઉદયસાગરસૂરિને પણ કહ્યુ કે–'આ અંચલગચ્છની મોટી ગાદી છે. તેને તમે યત્નથી સંભાળજો. મહાવીર ભગવાનનું શાસન દીપાવજો, ધર્મનુ ધ્યાન નિરંતર ધરશો અને મારી શિખામણો બરાબર સ્મરણમાં રાખજો. તમે સમજુ અને બુદ્ધિમાન છો.'

૨૧૩૪ તે પછી વલ્લભસાગર, ક્ષમાસાગર અને સુંદરસાગરને પણ આચાર્યે યથાયોગ્ય શિખામણો આપી રાજી કર્યા. તદનંતર ચારે શરણાંઓનો આદર કરીને સર્વ પ્રકારની આલોયણા કરી ગચ્છપતિ વિદ્યાસાગરસૂરિએ અણશણ કર્યું આ નિમિત્તે સંઘે ગુરુને સુખડી દાખલ આઠ હજાર ઉપવાસ, અનેક છટ્ઠ–અટ્ઠમ, નવ લાખ નવપદનો જાપ અને બીજા યાત્રા–દાન વિગેરે પણ કરવાનુ કહ્યુ તે પછી બરાબર ત્રણ દિવસનું અણશણ પૂરુ કરીને કાર્તિક સુદી ૫ ને મંગળવારના દિવસે વિદ્યાસાગરસૂરિ દેવગતિને પામ્યા.

૨૧૩૫. 'ગુરુનો નિર્વાણ થતાં જ સુરતના સંઘે બહુ શોકપૂર્વક નિર્વાણોત્સવની સામગ્રી કરવા માંડી. ગુરુને પધરાવવા ઘણું ધન ખરચીને સુવર્ણમય ઝગમગતી, એકવીશ ખંડવાળી માંડવી તૈયાર કરાવી. તે ઉપર મનોહર ધ્વજાઓ લહેરાતી હતી. ગુરુના દેહને પવિત્ર જલથી સ્નાન કરાવીને ઉત્તમ વસ્ત્રો પહેરાવ્યાં અને સુખડ, કેશર તથા કસ્તુરીનો અંગલેપ પણ કર્યો તે પછી ગુરુને માંડવીમાં બેસાડ્યા. વાજિંત્રો વાગવાં લાગ્યાં લોકો જયજયકાર કરતાં સોનાનાં ફૂલોએ વધાવવા લાગ્યા મોટા મોટા ધનપતિ અને રાજદરબારી અધિકારીઓ એકત્રિત થયા.'

૨૧૩૬ 'પાંચ શેર કૃષ્ણાગરૂ ધૂપ, ઓગણીશ મણ સુખડ કાષ્ટ, બાવીશ તોલા કપૂર, ચોત્રીશ શેર કુંદરૂ, વીસ તોલા કસ્તુરી અને અંબર તથા ચૂઓ વિગેરે દહનક્રિયા માટે લીધાં એ પ્રમાણે લઈ જઈને ગુરુનો અગ્નિસંસ્કાર પૂર્ણ કરીને લોકો આંસુ સારતાં, ગુણગાન કરતાં સ્નાન કરીને દેરાસરે ગયા. અને દેવવંદન કર્યું. પછી ઘણું ધન ખરચીને વિશાળ સ્તુપ કરાવી તેમાં ગુરુનાં ચરણોની સ્થાપના કરી. એ રીતે ગુરુનો નિર્વાણોત્સવ પૂર્ણ કર્યો.'

૨૧૩૭. હરિપુરામાં ભવાનીના વડની પાસેના અંચલગચ્છીય ઉપાશ્રયમાં વિદ્યાસાગરસૂરિની પાદુકાનો સં ૧૭૯૭નો લેખ ઉપલબ્ધ છે જુઓ—'શ્રીમાળી(વાણીઆ)ઓના જ્ઞાતિ ભેદ', પૃ. ૨૨૨, મણીભાઈ બકોરભાઈ વ્યાસ કૃત પાલીતાણા, રાધનપુર, વિગેરે સ્થાનોમા પણ વિદ્યાસાગરસૂરિની પાદુકાઓની સ્થાપના કરવામાં આવી, શક્ય છે કે પાટણમા પણ હશે, જે પરથી તેઓ ત્યા કાલધર્મ પામ્યા એવી માન્યતા પટ્ટાવલીમાં સ્વીકારવામાં આવી. આ પ્રભાવશાળી પટ્ટધરનાં તેજસ્વી વ્યક્તિત્વનુ શબ્દચિત્ર વા. નિત્યલાભ 'વિદ્યાસાગરસૂરિ સ્તવન' અને 'વિદ્યાસાગરસૂરિ રાસ'મા આપે છે. એમના જ શબ્દોમાં તે જોઈએ—

વંદો વીર વર ધીર ધર સૂરિ વિદ્યા સુગુરુ, સ્વચ્છ વિધિપક્ષ ગચ્છપતિ ગાજે;
અમલ જલ ગંગ સમ ધરત છત્રીશ ગુન, વ્યક્તતા પ્રકટ સુગુરુ દિવાજે. ૧

અમૃત પાથોધિ ગુન ભૂરિ સૂરીસરૂ, પદ્દ તસ પૂર્વ કૃત પુણ્ય આયો;
વાણિ જસ સુનત ભવ ભર્મ ભાગે નિકટ, વિકટ યશવાસ ભૂયલોક છાયો. ૨

દ્વયણુક સમાવાયિ ઘટ્ટપટ્ટ ભાવાદિ બહુ, સપ્ત નય તત્ત્વ નવ ભેદ જાણે;
લક્ષ ઉપદેશ સુપરિક્ષ અનુમાન યુત, સરસ વાખાણુ નવ રસ વખાણે. ૩

પ્રબળ પરતાપ પ્રોદ્યોત મહી મંડલે, સકલ સાંગો શિરે અધિક રાજે;
કુમતિ પાખંડ સબ દૂર નાસે નિપટ, દેખિ માર્ત્તંડ જિમ ઘુઅડ ભાજે. ૪

શા કરમસિંહ કુલે ત્રિદશપતિ સારિખો, માત કમલા તણું સુજશ દીપે;
વિબુધવર ક્ષમધર નમતિ જાકે સદા, અનડ ભડ કઠિન કદર્પ ઝીપે. ૫

ભવિક નારિ અતિ ભાવ ભાવે કરી, વાંદતાં ચિત્ત આમોદ પાવે;
કહત નિતલાભ કર જોડ ગુરુ નામ દે, રિદ્ધિ નવ નિદ્ધિ સબ સિદ્ધિ આવે. ૬

## ૨૧. શ્રી ઉદયસાગરસૂરિ

૨૧૩૮. જામનગરમાં ઓશવાળ વ્યવહારી શાહ કલ્યાણની પત્ની જયવંતીની કૂખે સં. ૧૭૬૩ ના ચૈત્ર સુદી ૧૩ ના દિને એમનો જન્મ થયો હતો. એમનું પૂર્વાશ્રમનું નામ ગોવર્ધનકુમાર હતું.

૨૧૩૯. ઉપા. જ્ઞાનસાગરજીને નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં એમનાં પૂર્વજીવન વિશે ભ્રાન્ત ઉલ્લેખ છે. તેમાં જણાવાયું છે કે શ્રીમાલી જ્ઞાતીય બાવરીઆ વંશીય કલ્યાણની ભાર્યા જયવંતીની કૂખે સં. ૧૭૬૩ ના ચૈત્ર સુદી ૧૩ ના દિને ઉદયચંદ્ર નામે પુત્ર જન્મ્યો. પતિનાં મૃત્યુ બાદ જયવંતીએ બાળકને ઉછેર્યો. એકદા વિદ્યાસાગરસૂરિ વિચરતાં નવાનગરમાં પધાર્યા. તેમની ધર્મદેશના સાંભળીને વૈરાગ્ય પામેલી માતાએ પોતાના સાત વર્ષના પુત્રને ગુરુને સમર્પિત કરી દીક્ષા લીધી. સં. ૧૭૭૭ માં વૈશાખ સુદી ૭ ના દિને વાગડના દુધઈ ગામમાં ગુરુએ તેને દીક્ષા આપી તેનું ઉદયસાગર અભિધાન રાખ્યું. સં. ૧૭૮૩ માં ભૂજમાં એમને ઉપાધ્યાય પદ પ્રાપ્ત થયું. એ પછી તેઓ ગુરુ–આજ્ઞાથી ભિન્ન વિચરવા લાગ્યા.

૨૧૪૦ ઉપર્યુક્ત પટ્ટાવલીની બાબતો તદ્દન અસ્વીકાર્ય છે. ઉદયસાગરસૂરિના સહચર શિષ્ય વા. નિત્યલાભ એમને વિશે પ્રમાણભૂત માહિતી આપે છે. 'વિદ્યાસાગરસૂરિ રાસ' માં તેઓ વર્ણવે છે— હાલાર દેશનાં નવાનગરમાં જામ તમાચીના વખતમાં અઢારે વર્ણના લોકો સુખરૂપ રહીને પોતપોતાનાં કામ કરતા હતા. અહીં જૈનોનાં અનેક શિખરબંધ દેરાસર હતાં.

૨૧૪૧. આ નગરમાં ઓશવાળવંશનો કલ્યાણશાહ નામનો વ્યાપારી અને તેની જયવંતી નામે સુશીલા પત્ની રહેતાં હતાં. આ દંપતીને ગોવર્ધન નામે ગુણવાન અને કાન્તિવાન પુત્ર હતો—

> ઉસ વંશ વડ વ્યવહારીઓ તિહાં વસે સા કલ્યાણ;
> સુકલીણી તસ ભારજા જૈવંતી ગુણ પાણ.
>
> રૂપ કલા ગુણ સુંદર તેહને પુત્ર રતન્ન;
> લખણ બત્રીસે શોભતો નામે તે ગોવરધન્ન.
>
> દિન દિન વાધે દીપતો બીજ તણો જિમ ચંદ;
> લઘુ વયથી બહુ ચાતુરી જાણે અભિનવ ઇંદ.

૨૧૪૨. વિદ્યાસાગરસૂરિ સં. ૧૭૭૭ માં ભૂજમાં હતા. તે અરસામાં જામનગરથી કલ્યાણશાહ, જયવંતી અને કુમાર ગોવર્ધન એ ત્રણે ત્યાં આવ્યાં, અને ગુરુને વંદના કરી. ગુરુએ ઉપદેશ દેતાં ગોવર્ધન કુમારની સામે જોયું. તેના ઉત્તમ સામુદ્રિક લક્ષણો જોઈ ગુરુએ કહ્યું કે—'આ બાળકનાં ચિહ્નો એવાં છે કે કાંતો તે કોઈ મોટી પદવી પામશે અથવા તો તે ગચ્છનાયક થશે.' આથી માતપિતાએ પ્રસન્નતાપૂર્વક કહ્યું કે—'આ પુત્ર આપને જ વહોરાવીએ છીએ, આપ તેને દીક્ષા આપો.'

૨૧૪૩ વિદ્યાસાગરસૂરિએ ધર્મનું હિત જોઈ ગોવર્ધનને દીક્ષા આપી અને તેનું નામ જ્ઞાનસાગર રાખ્યું. પછી તેઓ શિષ્યને સાથે લઈને કચ્છ દેશમાં વિચરવા લાગ્યા જ્ઞાનસાગરે ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માંડ્યો અને અનેક શાસ્ત્રોનું જ્ઞાન મેળવીને પોતાના નામને ચરિતાર્થ કર્યું.

### આચાર્ય અને ગચ્છનાયકપદ

૨૧૪૪ જ્ઞાનસાગરજીના આચાર્યપદ વિશે નિત્યલાભ ચમત્કારી વર્ણન આપે છે. તેઓ જણાવે છે કે સુરતમા અનુકૂળ સ્થાન જોઈને વિદ્યાસાગરસૂરિએ ચક્રેશ્વરીદેવીનુ આરાધન કર્યું. દેવીએ પ્રત્યક્ષ થઈને કહ્યુ કે–'જ્ઞાનસાગરને આચાર્ય પદવી આપજો.' ગુરુ હર્ષિત થયા. એકદા તેઓ પાટપર બેસી વ્યાખ્યાન આપતા હતા, તે વખતે સંઘે વિનતિ કરી કે—'મહારાજ, પટ્ટધરની સ્થાપના કરીને અમારી હોંશ પૂરી કરો!' ગુરુએ તે વાતનો સ્વીકાર કર્યો અને તરત જોશીને તેડાવી મુહૂર્ત જોવડાવ્યું. કાર્તિક સુદી ૩ ને રવિવારનું મુહૂર્ત નક્કી કર્યું

૨૧૪૫. ખુશાલશાહ, મંત્રી ગોડીદાસ અને છવનદાસે અપૂર્વ મહોત્સવ આરંભ્યા. બધે માણસો મોકલાવી સંઘોને તેડાવ્યા. ઉત્સવમાં અનેક દાતા, ભોક્તા અને ધનપતિઓ એકત્રિત થયા, અનેક સ્થળેથી ગીતાર્થ મુનિઓ પણ આવવા લાગ્યા. સોરઠ, ગુજરાત, વઢિયાર, માલવ, દક્ષિણ, પૂર્વ, હાલાર, કચ્છ, વાગડ અને મારવાડ વિગેરે દેશોથી મોટા મોટા સાધુઓ હર્ષભેર આવવા લાગ્યા. કોઈ પંડિત તો કોઈ તાપસ, કોઈ તાર્કિક તો કોઈ જ્યોતિષી, કોઈ વૈયાકરણી તો કોઈ નૈયાયિક, કોઈ જોષી તો કોઈ જ્ઞાની અને કોઈ ધ્યાની તો કોઈ ક્રિયાપાત્ર. આમ વિવિધ વિષયોના વિશારદો એવા સવાસો સાધુઓ આવી પહોંચ્યા.

૨૧૪૬. ઉત્સવના દિને ધવળ મંગળો ગવાવા લાગ્યાં, સાથિયા પૂરાયા. એ પ્રમાણે સં. ૧૭૯૭ના કાર્તિક સુદી ૩ને રવિવારે જ્ઞાનસાગરને આચાર્યપદ આપી તેમનું ઉદયસાગરસૂરિ નામ પાડ્યું. એ પ્રસંગે ખુશાલશાહ, મંત્રી ગોડીદાસ અને છવણદાસે પ્રસન્નતાપૂર્વક છૂટે હાથે ધન વાપર્યું. ચોર્યાશી ગચ્છના સાધુઓને તેમણે આસન–વસ્ત્રો વહોરાવ્યાં. યાચકોને દાન આપ્યાં અને સાધર્મિક વાત્સલ્યો કર્યાં.

૨૧૪૭. આચાર્ય–પદોત્સવ પછી વિદ્યાસાગરસૂરિએ અણશણ કરી સં. ૧૭૯૭ના કાર્તિક સુદી ૫ ને મંગળવારે સુરતમા પોતાનો નશ્વર દેહ તજ્યો. એમના પટ્ટશિષ્ય ઉદયસાગરસૂરિને માગશર સુદી ૧૩ ના દિને ગચ્છેશપદે અભિયુક્ત કરવામાં આવ્યા.

૨૧૪૮ ઉદયસાગરસૂરિ હાલારમાંથી સૌ પ્રથમ પટ્ટધર થયા. બીજું, અમરસાગરસૂરિ પછીના લગભગ બધા જ પટ્ટધરો ઓશવાળ જ્ઞાતિના હતા, એ વાત પણ નોંધનીય છે. છેલ્લી ત્રણેક શતાબ્દીઓમાં આ ગચ્છમા ઓશવાળોની બહુલતા વર્તાય છે. એક વખતે શ્રીમાલીઓ બહુમતિમાં હતા. પરંતુ કાળક્રમે શ્રીમાલીઓ, પોરવાડો, નાગરો ગચ્છના નિષ્ક્રિય શ્રાવકો બની દૂર થતા ગયા. ગચ્છના સાધુઓનો વિહાર પણ અલ્પ થતા એ શ્રાવકોને એટલું જ સ્મરણમાં રહ્યું કે તેઓ અંચલગચ્છના અનુયાયી છે. એ પછી અંચલગચ્છની પ્રવૃત્તિઓનું મુખ્ય કેન્દ્ર કચ્છ–હાલાર તરફ ખસતુ રહ્યું. આ પરિવર્તન પણ કાલોચિત જ હતું

### ધર્મપ્રચાર અને પ્રતિષ્ઠાઓ

૨૧૪૯ ઉદયસાગરસૂરિએ દીક્ષા અંગીકાર કર્યા પછી ગુરુ સાથે કચ્છમાં ઘણાં વર્ષો વિચર્યા. ભૂજ, માંડવી, મુંદરા, અંજાર ઇત્યાદિ સ્થાનોમા ચાતુર્માસ રહ્યા તેમજ ગોડીજીની યાત્રા કરી એ પછી પાટણ,

અમદાવાદ, સુરત ઇત્યાદિ નગરોમાં વિચરી તેમણે ગુરુ સાથે દક્ષિણાપથમાં વિહાર કર્યો દક્ષિણમાં પણ તેઓ ગુરુ સાથે કેટલાંક ચાતુર્માસો રહ્યા અને ધર્મપ્રભાવનાનાં અનેક કાર્યો કર્યાં, જે વિશે ગયા પ્રકરણમાં ઉલ્લેખ કરી ગયા છીએ.

૨૧૫૦. ગચ્છનાયક પોતાની જન્મભૂમિ હાલારમાં પણ ઘણુ વિચર્યા અને જૈન શાસનનો ભારે ઉદ્યોત કર્યો. મુસલમાનોએ જામનગરમા ખંડિત કરેલાં જિનાલયોના જીર્ણોદ્ધાર અને પુનઃ પ્રતિષ્ઠાદિ કાર્યોમાં એમની પ્રેરણા મુખ્યત્વે હતી.

૨૧૫૧. સ. ૧૭૨૫ માં મોગલ સમ્રાટ ઔરંગઝેબના પ્રીતિપાત્ર સૂબા કુતુબુદ્દીન ખેશાગીએ જામનગર પર હૂમલો કરી ભારે નુકશાન કરેલુ. 'કાઠિયાવાડ સર્વ સંગ્રહ' મા જણાવાયુ છે કે સોરઠના ફોજદાર કુતુબુદ્દીને નવાનગર હાથ કરી તેનુ નામ ઇસ્લામ નગર પાડી તેને ખાલસા સરકાર સાથે જોડી દીધુ. ગુજરાતના સૂબા જોધપુરના જશવંતસિંહે જામ તમાચીને સને ૧૬૭૩ માં ગાદી પાછી અપાવી, પણ ઔરંગઝેબ જીવતો રહ્યો ત્યાં સુધી નવાનગર મુસલમાનોનાં હાથમાં રહ્યું સને ૧૭૦૯ માં જામ રાયસિંહ ગાદીએ બેઠો, પણ ત્યાર પછી ઘણાં વર્ષો સુધી મુસલમાનોનો ત્રાસ રહ્યો

૨૧૫૨. એ અગાઉ પણ જામનગર પર મુસલમાનોના હૂમલાઓ થયેલા, જેમાં ત્યાનાં જિનાલયોને ઘણું નુકશાન થયેલુ વારવાર થતા હૂમલાને અનુલક્ષી જિનાલયોમા ભૂમિગૃહોની ખાસ વ્યવસ્થા થઈ. કુતુબુદ્દીનના હૂમલા વખતે ત્યાના સઘે આશાતનાના ભયથી જિનબિંબોને ભૂમિગૃહોમાં ભડારીને મદિરોને તાળા વાસી દીધાં મુસલમાનોએ તાળાં તોડીને ખાલી જિનાલયોમા ઘાસ આદિ સામગ્રી ભરી. મુસલમાનોના ગયા બાદ જામે સર્વ જિનાલયો સ્વાધીન કરીને રાજ્યનાં તાળાં લગાવ્યાં. જેથી તે ઘણાં વર્ષો સુધી બધ રહ્યાં.

૨૧૫૩. સ. ૧૭૮૭ ના અરસામાં જામે તલકશી જેસગ લાલનને કામદારી સોંપી. તેઓ ઉક્ત વર્ધમાન-પદ્મસિંહશાહના કાકા શાહ રાજના વંશજ હતા. એમનુ વંશવૃક્ષ આ પ્રમાણે છે—રાજ—તેજપાલ—ઋષભદાસ—કરમશી—જેસગ—તલકશી—ધારશી—ચાંપશી—કુરજ—જેરાજ—કપૂરચદ—ફતેહચંદ. જુઓ—'પંડિત લાલન' શિવજી દેવશી મઢડાવાલા કૃત

૨૧૫૪. જેસગ પ્રમુખ સાત બધુઓ પહેલાં માંડવીમાં વસતા હતા. અને બહોળો વ્યાપાર કરતા હતા. ભાઇઓમાં કુસંપ થવાથી તેઓ જુદા થઈને જામનગરમા વસ્યા, અને બસરાથી ખજૂર મંગાવીને વ્યાપાર કરવા માંડ્યા એમના ધીકતા વ્યાપારથી જામને સારું દાણુ મળવા લાગ્યું આમ રાજા સાથે એમને સારો સબધ બધાયો જામે તેના પુત્ર તલકશીને કામદારી સોપી ત્યા બિરાજતા ખરતરગચ્છીય પં. દેવચદ્રે એમને જિનાલયોની પુન. પ્રતિષ્ઠા કરવાની પ્રેરણા આપી. તલકશીનુ રાજ્યમા સારું માન હતુ એટલે તેણે જામને એ વાત જણાવી અને રાજ ફરમાન મેળવી તેણે સ. ૧૭૮૭ ના મહા સુદી ૧૩ ના દિને રાજ્ય તરફથી વર્ષો પૂર્વે લાગેલા તાળા ખોલાવ્યા.

૨૧૫૫ ઉદયસાગરસૂરિના ઉપદેશથી જૈનસઘને સ્વાધીન કરાયેલા સર્વ જિનાલયોમાં તલકશીએ સં. ૧૭૮૮ ના શ્રાવણ સુદી ૭ ને ગુરુવારે જિન પ્રતિમાઓને તેમના સ્થાને પુનઃ પ્રતિષ્ઠિત કરાવી ગુરુના ઉપદેશથી તેણે એક લાખ કોરી ખરચીને સ. ૧૭૯૦ માં જિનાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો આ કાર્ય માટે વર્ધમાનશાહના પ્રપૌત્ર વલ્લભજીએ માંડવીથી ૫૦૦૦૦ કોરી મોકલી. આ સબંધમાં 'કલ્યાણસાગરસૂરિ રાસ'મા વિસ્તૃત વર્ણન છે. તેમાં પ્રતિષ્ઠા દિનનો આ પ્રમાણે ઉલ્લેખ છે 'શ્રાવણ સુદ સતમ ગુરુ,

કરી પ્રતિષ્ઠા સાર', જ્યારે ઉપા જ્ઞાનસાગરને નામે પ્રસિદ્ધ થયેલ પટ્ટાવલીમાં **ભૃગુવાસરે** એટલે કે શુક્રવારનો ઉલ્લેખ છે

૨૧૫૬ પં. હી. હં. લાલન 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ,' ભા. ૨, પૃ. ૧૮૧ માં નોંધે છે કે દેરાસરની માંડણીનો લેખ, જે વિસર્જિત થયો હતો, તે ઉદયસાગરસૂરિના ઉપદેશથી પાછો મળ્યો અને શાહ વેલજી ધારશીએ સં ૧૮૫૦ ના મહા સુદી ૪ ને શનિવારે મૂળ સ્થળે સ્થાપ્યો હતો.

૨૧૫૭. પટ્ટાવલીમાં જામનગરની અંચલગચ્છીય પૌષધશાળા સં. ૧૭૯૪ માં ઉદયસાગરસૂરિના ઉપદેશથી બંધાઈ તે વિશે આ પ્રમાણે વૃત્તાંત છે. વર્ધમાનશાહના બંધુ ચાંપશીશાહને લાછલદે નામની પુત્રી હતી, જે લોંકા ગચ્છીય ઓશવાળ સાથે પરણી હતી. ચાંપશીશાહના માંડવીમાં વસવાટ દરમિયાન વર્ધમાનશાહે જામનગરમાં બંધાવેલી પૌષધશાળા લાછલદેએ સ્વાધીન કરી લોંકાગચ્છીય શ્રમણો માટે ઉપયોગમાં લીધી. અંચલગચ્છીય શ્રમણો માટે એના દ્વાર બંધ થતાં પૌષધશાળાની જરૂરિયાત ઉભી થઈ. ગચ્છ ધર્પણ નિવારવા તલકશીએ સં. ૧૭૯૪માં ૫૦૦૦ મુદ્રિકાને ખર્ચે જામનગરમાં નવી પૌષધ-શાળા બંધાવી.

## નવસારીમાં ધર્મબોધ

૨૧૫૮. એ અરસામાં નવસારી પારસીઓનાં વસવાટનું મુખ્ય કેન્દ્ર બની ગયુ હતું તે ઘણું પ્રાચીન નગર ગણાય છે. ૧૩મા સૈકામાં જિનપતિસૂરિએ 'તીર્થમાળા'માં તેનો 'નવ્યસારી પુરે' એમ ઉલ્લેખ કર્યો છે. તે પછી અનેક તીર્થમાળાઓમાં આ નગરનો શ્રી પાર્શ્વનાથપ્રભુના તીર્થધામ તરીકે ઉલ્લેખ મળે છે. જુઓ—'તીર્થમાળા સંગ્રહ', પૃ ૧૨૧, ૧૪૪, ૧૪૯ ઇત્યાદિ.

૨૧૫૯. વા. નિત્યલાભ 'વિદ્યાસાગરસૂરિ રાસ'માં વર્ણવે છે કે–'હવે નવા પટ્ટધર ઉદયસાગરસૂરિનો પ્રતાપ વધવા લાગ્યો. પવિત્રતામાં બીજા ગૌતમ જેવા, વિદ્યામાં બીજા વજ્રકુમાર અને શીલમાં જંબૂસ્વામી જેવા ઉદયસાગરસૂરિ વિધિપક્ષ–ગચ્છને દીપાવવા લાગ્યા.' સુરતથી વિહાર કરી તેઓ સંઘ સાથે નવસારીની યાત્રાએ પધાર્યા. વેણીશાહના પુત્ર ખુશાલશાહે ત્યાં સંઘ જમાડયો અને નવું તીર્થ પ્રકટ કર્યું. ઉદયસાગરસૂરિએ ત્યાંના પારસીઓને જૈન ધર્મના સિદ્ધાંતો સમજાવ્યા અને અહિંસાના સિદ્ધાંતનું ભારપૂર્વક સમર્થન કર્યું. પારસીઓના ધર્મગ્રંથ "અવસ્તા પહેલવી"—જેને નિત્યલાભ ભૂલથી કુરાને-શરીફ કહે છે—તે બતાવીને પણ આચાર્યે પારસીઓને હિંસામાં પાપ હોવાનું સમજાવ્યું એમના ઉપદેશથી તેઓ પ્રભાવિત થયા અને એમની પ્રેરણાથી ધર્મકાર્યો કર્યાં.

## શત્રુંજયનો તીર્થસંઘ

૨૧૬૦ નવસારીથી ઉદયસાગરસૂરિ અન્યત્ર વિહાર કરી ગયા પછી સુરતના ખુશાલશાહે શત્રુંજયનો સંઘ કાઢવાનો નિશ્ચય કર્યો અને ગુરુને સાથે પધારવા વિનંતિ કરી. મંત્રી ગોડીદાસ, તેમના બંધુ જીવન-દાસ અને શાહ ધર્મચંદ્ર પણ સંઘમાં સામેલ થયા. ગચ્છપતિ પણ પધાર્યા. નર–નારીઓનો મોટો સમૂહ સંઘમાં સાથે ચાલ્યો. ધીમે ધીમે સંઘ સિદ્ધાચલમાં આવ્યો, અને પ્રભુનાં દર્શન કરીને કૃતાર્થ થયો અહીં વિદ્યાસાગરસૂરિની પાદુકાની સ્થાપના થઈ. સંઘપતિઓએ ઘણું દ્રવ્ય ખરચીને અનેક પ્રકારની ભક્તિપૂર્વક યાત્રા કરી.

૨૧૬૧. ઉદયસાગરસૂરિએ પાલીતાણાના શ્રાવકોને ઉપદેશ કરીને પોતાના રાગી કર્યા અને ધર્મમાં દૃઢ કર્યા. ત્યાં અંચલગચ્છીય ઉપાશ્રય કરાવી સાધુઓને ચોમાસું રાખ્યા. અહીં પણ ઘણા કુમતિઓ

અહંકારપૂર્વક ગુરુ સાથે વાદવિવાદ કરવા આવ્યા, પરંતુ તેમને સૂત્ર–સિદ્ધાંતો બતાવીને સૌને પ્રતિમાપૂજક બનાવ્યા. આથી ગુરુનો યશ બહુ વિસ્તાર પામ્યો.

૨૧૬૨. સંઘે હવે પાછા ફરવાનો વિચાર કર્યો. ઉદયસાગરસૂરિને સંઘપતિઓએ અત્યંત આગ્રહપૂર્વક વિનતિ કરી કે—'આવતું ચોમાસું સુરતમાં કરીને પછી આપ ભલે ગમે ત્યાં વિહરજો!' સંઘના આગ્રહથી ગુરુ સંઘ સાથે સુરત પધાર્યા.

## ગુજરાતમાં વિહાર

૨૧૬૩ સુરતમાં શ્રાવકોએ ઉદયસાગરસૂરિનું ઉત્સાહપૂર્વક સામૈયું કર્યું. શુભ મુહૂર્તમાં ગુરુએ નગર–પ્રવેશ કર્યો, અને સુરતમાં ચોમાસુ રહ્યા. અહીં ગુરુએ મધુર ધર્મદેશના આપી. ભાવિક શ્રાવકોએ મોટી સંખ્યામાં ગુરુની વાણીનું શ્રવણ કર્યું ચાતુર્માસ દરમિયાન બ્રાહ્મણ પંડિતો ગુરુ સાથે ધર્મવિવાદ કરવાના નિશ્ચય સાથે ગર્વપૂર્વક આવ્યા. કિન્તુ તર્કશાસ્ત્ર વિષયમાં તેમની સાથે વાદ કરીને ગુરુએ તેમને પરાજિત કરી તેમનો મદ ઉતારી નાખ્યો.

૨૧૬૪. સુરતનાં ચાતુર્માસ બાદ ઉદયસાગરસૂરિ ગુજરાતના અનેક પ્રદેશોમાં વિચર્યા. એમના ઉપદેશથી ત્યાં ધર્મોદ્યોતનાં અનેક કાર્યો થયાં. ગુરુ અનુક્રમે પોતાના બહોળા શિષ્ય–પરિવાર સાથે વિહાર કરી ઉપદેશ દેતાં વડોદરામાં પધાર્યા. ત્યાં દેવચંદના પુત્ર તેજપાળે ગુરુના આગમનથી વિવિધ પ્રકારના ઉત્સવો કર્યા. ત્યાંથી હાલોલ, કાલોલ થઈને ચાંપાનેરમાં કાલિકાદેવીની યાત્રા કરી અને સાચા દેવ શ્રી સુમતિનાથનાં દર્શન કર્યાં.

૨૧૬૫. એ વેળા ગોધરાનો સંઘ વિનતિ કરવા આવ્યો, એટલે દોઢ માસ રહીને ગુરુ ગોધરામાં પધાર્યા. ત્યાં સંઘે ચોમાસુ રહેવા માટે અત્યાગ્રહ કર્યો, પરંતુ અમદાવાદ પધારવા માટે ઘણા જ આગ્રહપૂર્વક વિનતિનો પત્ર આવતાં ગુરુએ અમદાવાદ તરફ પ્રયાણ કર્યું.

૨૧૬૬. ગુરુ આવે છે એમ જાણી અમદાવાદના શ્રાવકો બહુ ખુશી થયા અને મોટા આડંબરથી ગુરુનો પ્રવેશોત્સવ કર્યો. ચોર્યાસી ગચ્છના સાધુઓ અને શ્રાવકો તથા નવાબના ચોપદારો અનેક ઘોડા, હાથી, વહેલો અને પાલખીઓ સાથે સામૈયું કરવા સામા આવ્યા. ગીતગાન અને આદરમાન સાથે મોટા ઠાઠથી વાજતે ગાજતે ગુરુ શહેરમાં ઉપાશ્રયે પધાર્યા ત્યાંના શાહ ખુશાલ ભગવાનદાસ, શાહ ખીમચંદ હર્ષચંદ, શાહ હરખચંદ શિખરચંદ, શાહ જગજીવનદાસ અને શાહ પ્રેમચંદ હીરાચંદે નવાંગ પૂજા, પ્રભાવનાદિ કાર્યોમાં ઘણું ધન વાપર્યું. ગુરુ હમેશા વિશેષાવશ્યકનું વ્યાખ્યાન વાંચતા અને ઘણા શ્રાવકો ભક્તિભાવથી સાંભળતા. એવામાં વળી કચ્છથી ખાસ માણસોએ આવીને ગુરુને વિનતિ કરી કે–'કચ્છનો સંઘ આપની બહુ વાટ જુએ છે, માટે આપ ત્યાં પધારો!'

## કચ્છમાં વિહાર

૨૧૬૭. પટ્ટાવલી દ્વારા જાણી શકાય છે કે ઉદયસાગરસૂરિ અનુક્રમે વિચરતાં માંડવી બંદરમાં પધાર્યા. ત્યાં વર્ધમાનશાહના પ્રપૌત્ર વલમજીશાહે ગુરુની ઘણી ભક્તિ કરી તેમને કચ્છના મહારાવે કારભારી તરીકે નિયુક્ત કર્યા હતા એક દિવસ ઉપા. દર્શનસાગરે તેમની પાસે 'વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'નો વૃત્તાંત સંભળાવ્યો આથી હર્ષિત થઈને તેમણે ગુરુને વ્યાખ્યાનમાં એ ચરિત્ર વાંચી સંભળાવવા વિનતિ કરી. ગુરુએ એમની વાત માન્ય રાખી વલમજીશાહ, તેમની પત્ની કુંવરબાઈ, માતા સોહાગદે, પુત્ર લાલચંદ તથા પદ્મસિંહશાહના પ્રપૌત્ર જેઠા, ગોવિંદજી, તેમના પુત્ર ખેંગાર, અમરચંદ અને લાલન ગોત્રીય જયચંદ્ર પ્રમુતિ શ્રાવકોએ રસપૂર્વક એ ચરિત્રનું શ્રવણ કર્યું.

૨૧૬૮. 'કલ્યાણસાગરસૂરિ રાસ'માં જણાવવામાં આવ્યું છે કે પછી તે ચરિત્ર સંપૂર્ણ થયા બાદ કુંવરબાઈએ ગુરુને વિનતિ કરી કે 'પૂજ્ય! મારા મહા પુણ્યશાળી શ્વસુરોનું ચરિત્ર સાંભળીને હું હર્ષ-સમૂહથી અત્યંત પુલકિત થઈ છું. માત્ર પરોપકારમાં જ ઉદ્યુક્ત પૂજ્ય કલ્યાણસાગરસૂરિએ અવર્ણનીય ઉપકારો કર્યા છે. ઉક્ત ચરિત્ર સંસ્કૃતમાં હોઈને એ ભાષાના જ્ઞાન વિના તે સમજવા અસમર્થ છું માટે કૃપા કરીને મહા ઉપકારી ગુરુ કલ્યાણસાગરસૂરિનો આપ રાસ રચો, જેથી તે રાસ વાંચીને હું મારા મનોરથ પૂર્ણ કરું.' એમના અત્યાગ્રહથી ઉદયસાગરસૂરિએ રાસ રચવાનો નિર્ણય કર્યો.

૨૧૬૯. લાલણવંશના કુલગુરુ મોહનરૂપજી તથા કુંનડજી ચારણને બોલાવીને તેમના પૂર્વજો રચિત 'વર્ધમાન પ્રબંધ' તથા કવિત્તો મેળવી ઉદયસાગરસૂરિએ સામગ્રી એકઠી કરી. વલમજીએ તેમને ઘણું દાન આપીને સંતોષ્યા. એ ગ્રંથો ઉપરાંત અમરસાગરસૂરિ કૃત પટ્ટાવલી તેમજ 'વર્ધમાન-પદ્મસિંહ શ્રેષ્ઠી ચરિત્ર'નો આધાર લઈને સં. ૧૮૦૨ના શ્રાવણ સુદી ૬ના દિને ઉદયસાગરસૂરિએ ગૂર્જર પદ્યમાં 'કલ્યાણસાગરસૂરિ રાસ' રચ્યો.

૨૧૭૦. ઉદયસાગરસૂરિ કચ્છમાં ઘણું વિચર્યા. નલિયામાં તેમણે ઉપા. દર્શનસાગરજીને દીક્ષા પ્રદાન કરી. સં. ૧૮૦૩માં દીક્ષા થઈ હોઈને એમના વિશે રાસમાં થયેલો ઉલ્લેખ ભ્રાંતિયુક્ત છે, એ સ્પષ્ટ છે. અલબત્ત, 'કલ્યાણસાગરસૂરિ રાસ'ની પ્રમાણભૂતતા શંકિત હોઈને તેની મૂળ પ્રત શોધવી ઘટે છે. સં. ૧૮૦૭માં ગચ્છનાયક વાગડમાં વિહર્યા અને ત્યાં આધોઈ ગામમાં જ્ઞાનસાગરજીને દીક્ષિત કર્યા. સં. ૧૮૧૧મા તેમના મુંદરમાં થયેલા વિહાર દરમિયાન બુદ્ધિસાગરજીને પણ દીક્ષા આપવામાં આવી. આ બધાં પ્રમાણો દ્વારા જણાય છે કે ઉદયસાગરસૂરિ કચ્છમાં પોતાના જીવનના ઉત્તરાર્ધ કાળમા પણ ઘણું વિચર્યા અને અનેકને ધર્મ પમાડ્યો બીજા શબ્દોમાં કહીએ તો ગચ્છનાયકની કર્મભૂમિ કચ્છ બની. એમણે પોતાના જીવનના ઘણાં વર્ષો ત્યા વિતાવ્યાં અને ઉગ્ર વિહાર કરી ધર્મોદ્યોતનાં અનેક કાર્યો કર્યા.

## તીર્થયાત્રાઓ

૨૧૭૧. ઉદયસાગરસૂરિએ અનેક તીર્થોની સંઘ સહિત યાત્રાઓ કરી છે તે વિશે ઉલ્લેખ કરવો અહીં પ્રસ્તુત છે. સં. ૧૮૦૪મા સુરતના શ્રીમાલી ઝીકાના પુત્ર કચરાએ શત્રુંજયનો સંઘ કાઢયો હતો. તેમાં ખરતરગચ્છીય અધ્યાત્મ રસિક પં. દેવચંદ્ર, તપાગચ્છીય ઉત્તમવિજય, સુમતિવિજય અને ઉદય-સાગરસૂરિ પણ શામેલ હતા. સંઘમા રૂપચંદ નામના શ્રેષ્ઠી પણ સંઘપતિ હતા. આ સંઘમાં પં. યોગવિમલ સાથે હતા એમ ચારિત્રવિજય રચિત 'ગુરુમાલા' દ્વારા જાણી શકાય છે જુઓ 'પટ્ટાવલી સમુચ્ચય' પૃ. ૧૧૨.

૨૧૭૨ સંઘ સુરતથી દરિયામાર્ગે વિદાય થઈ કાર્તિક વદિ ૧૩ના દિને ભાવનગર પહોંચ્યો ત્યાં ભાવસિંહજી (જેમણે સં. ૧૭૭૯ના વૈશાખ સુદી ૩ના દિને ભાવનગર વસાવેલું અને ૬૧ વર્ષ રાજ્ય કરી સં. ૧૮૨૦મા સ્વર્ગવાસ કર્યો) રાજ્ય કરતા હતા તેમણે ચાંચિયાઓને જેર કરી, જકાત ઓછી કરી, સમુદ્રને નિર્ભય અને વેપારીઓને આબાદ કર્યા હતા ભાવનગરના પાદરમા ત્રણ દિવસ રોકાઈ વરતેજ, કનાડ થઈ સંઘ પાલીતાણામા આવ્યો ત્યા પૃથ્વીરાજ ગોહેલના કુંવર નવઘણજીનું રાજ્ય હતું આ સંઘમાં બધા ગચ્છોના અગ્રણીઓ હોઇને તે ઐતિહાસિક બની ગયો તત્કાલીન અનેક કૃતિઓમાં આ સંઘનો ઉલ્લેખ છે. દેવચંદ્રજીએ સિદ્ધાચલ સ્તવનમાં, તેમના શિષ્ય મતિરત્ને 'સિદ્ધાચલ તીર્થયાત્રા' નામક પદ્યકૃતિમા આ સંઘનું વર્ણન આપ્યુ છે.

૨૧૭૩. યોગવિમલ અને અચલગચ્છીય દર્શનસાગરજીના આગ્રહથી ઉદયસાગરસૂરિએ સંઘ સાથે

યાત્રા કરતાં 'સ્નાત્ર પંચાશિકા' ગ્રંથ પોષ સુદી ૧૫ ને સોમવારે પાલીતાણામાં રચ્યો. બધાયે ગચ્છોના અગ્રણીઓ વચ્ચે આવો સ્નેહભાવ ખરેખર, અનુકરણીય છે. ઉદયસાગરસૂરિએ આવું સ્વચ્છ વાતાવરણ સર્જવા સુંદર સહયોગ આપેલો એની પ્રતીતિ આવા અનેક પ્રસંગો દ્વારા મળી રહે છે.

૨૧૭૪. સંઘવી કચરા કીકાના પુત્ર તારાચંદે પણ શત્રુંજયનો સંઘ કાઢેલો. જેમાં સુરતના શ્રેષ્ઠી ભૂખણદાસ પણ સંઘપતિ તરીકે હતા આ સંઘમાં પણ ઉદયસાગરસૂરિ ઉપસ્થિત રહેલા. એમના શિષ્ય તિલોકચંદે 'સિદ્ધાચલ સ્તવન'માં આ સંઘનું વર્ણન કર્યું છે. સં. ૧૮૨૭માં લખાયેલા પ્રાચીન પત્રમાં તારાચંદ ફતેચંદના સંઘનો ઉલ્લેખ છે, તે આ સંઘ જુઓ 'રાધનપુર પ્રતિમા લેખ સંદોહ' પૃ. ૨૨૮. તારાચંદે શત્રુંજયગિરિ ઉપર શિખરબંધ જિનાલય બંધાવ્યું હતું.

૨૧૭૫. સં. ૧૮૨૧ના માગશર સુદી ૭ને સોમવારે કચરા કીકાએ ગોડીજીનો સંઘ કાઢ્યો હતો, તેમાં પણ ઉદયસાગરસૂરિ ઉપસ્થિત હતા. આ સંઘમાં હાજર રહેલા ચારે ગચ્છોના આચાર્યોનાં નામ ઉપા. જ્ઞાનસાગર 'તીર્થમાલા સ્તવન'માં આ પ્રમાણે આપે છે—

શ્રી વિજયાનંદ પટોધર પ્રગટ, શ્રી વિજયઉદયસૂરિ રાજ રે;
શ્રી ઉદયસાગરસૂરિ અંચલગચ્છનો, નાયક સવિ સિરતાજ રે.
સાગરગચ્છપતિ• ગુરુ સવાઈ, શ્રી પુન્યસાગરસૂરિરાય રે;
આગમગચ્છપતિ સિંહરત્નસૂરિ, એ ચ્યારે હર્ષિત થાય રે.

—જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૮-૯.

### ઉપાધ્યાય સહજસાગર ગણિ

૨૧૭૬. મહો. રત્નસાગરજીની પરંપરામાં ઉપા. હીરસાગરના શિષ્ય ઉપા સહજસાગર થયા. તેમણે સં. ૧૭૮૧ના ભાદ્રપાદમાં પર્યુષણના દિને મુંદરામાં ચોમાસુ રહીને 'શીતલનાથ સ્તવન' રચ્યું. તેઓ જ્ઞાનસાગરજી પાસે સંસ્કૃત તેમજ વ્યાકરણાદિ શાસ્ત્રો ભણ્યા, પોતાના વિદ્યાગુરુની પ્રેરણાથી 'ગુર્વાવલી સ્તવન' નામનો ગ્રંથ રચ્યો હતો એમ પટ્ટાવલીના ઉલ્લેખ દ્વારા જણાય છે સં. ૧૮૦૪ના કાર્તિક સુદી ૨ના દિને સોજીતરામાં રહીને તેમણે પોતાના ગુરુ હીરસાગરજીનો જીવનવૃત્તાંત લખેલો. એમના શિષ્ય માનસાગરજી થયા.

### તેજસાગર ગણિ

૨૧૭૭ સં ૧૮૧૯ના ભાદ્રવા સુદી ૧૦ ને રવિવારે સુરત બંદરમાં રહીને તેજસાગર ગણિએ મંત્રી જીવનદાસના પુત્ર હર્ષચંદ્રના પુત્ર વિજયચંદ્રના પઠનાર્થે જ્ઞાનવિમલસૂરિ કૃત 'સીમન્ધર જિન સ્તવન-બાલાવબોધ'ની પ્રત લખી

૨૧૭૮. જર્મન વિદ્વાન ડૉ. ક્લાટ નોંધે છે કે તેજસાગરે સુરત બંદરમાં સં. ૧૮૪૪, શાકે ૧૭૦૮ ના આષાઢ સુદી ૫ ને બુધવારે બર્લિન સંગ્રહની ૨૦૧૩ નંબરની પ્રત લખી તેજસાગર, અમરસાગર-સૂરિના શિષ્ય સત્યસાગરગણિના શિષ્ય ક્ષમાસાગરના શિષ્ય હતા. જુઓ—

Tejasagara wrote in Surati bandara, the Ms of fol. 2013 of the Berlin Collection Samvat 1844 varshe Sake 1709 pravartamane ashadha sudi 5 budhe. This Tejasagara was a pupil of Kshamasagara gani (who was a pupil of Satya-sagara gani) who was a pupil of

No. (65) Amarasagrasuri ( Indian Antiquary Vol. XXIII, pp. 174-8 No. 69.

### સૌભાગ્યચંદ શિષ્ય ખુશાલચંદ ગણિ

૨૧૭૯. સં ૧૮૩૬ ના માગશર સુદી ૧૨ ને રવિવારે મુનિ ત્રિકમજીએ અંજારથી કોટડીમાં બિરાજતા મુનિ ખુશાલચંદને લખેલો પત્ર પ્રાપ્ત થાય છે, જેમાં ચંદ્ર શાખાના સૌભાગ્યચંદ, દયાચંદનો ઉલ્લેખ પણ છે. આવો જ અન્ય પત્ર આષાઢ વદિ ૮ ના દિને તેઓ કોઠારામાં બિરાજતા હતા ત્યારે પીતાંબર માનસિંઘ પ્રભૃતિ ભૂજના શ્રાવકોએ એમને લખ્યો હતો તે પ્રાપ્ત થાય છે, જેમાં મુનિ ભુવનસુંદરનાં નામનો ઉલ્લેખ પણ છે. ચંદ્રશાખાના યતિઓની વૈદકીય તેમજ ભૂસ્તર ક્ષેત્રે અનુપમ સેવાઓ નોંધાઈ છે. સૌભાગ્યચંદે મંત્રવાદી તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી. તેઓ વિંઝાણ પોશાળના હતા.

૨૧૮૦. વિંઝાણપોશાળની પરંપરા આ પ્રમાણે મનાય છે પુનમચંદ—વિમલચંદ—કુશળચંદ—ભક્તિચંદ—માનચંદ—કલ્યાણચંદ—સૌભાગ્યચંદ—ખુશાલચંદ—રાયચંદ—મૂલચંદ—સુમતિચંદ—તારાચંદ—ગુલાબચંદ—ગુણચંદ, જેઓ હાલ વિદ્યમાન છે.

૨૧૮૧. ઉક્ત મૂલચંદના અન્ય શિષ્ય તિલકચંદ, તેમના માનચંદ, તેમના જવેરચંદ, તેમના કેશવજી થયા.

૨૧૮૨. જખૌની પોશાળના ચંદ્રશાખીય યતિઓની પરંપરા આ પ્રમાણે મળે છે.—રૂપચંદ—માણેકચંદ—કુશળચંદ—ભક્તિચંદ—સૌભાગ્યચંદ—સ્વરૂપચંદ—હેમચંદ —હુકમચંદ—હરખચંદ—ચત્રભૂજ—ભાનુચંદ—વિશનજી

૨૧૮૩. ડુમરાની પોશાળના યતિઓ આ પ્રમાણે થયા ખુશાલચંદ—રાયચંદ—ખીમચંદ—કરમચંદ—જ્ઞાનચંદ—ભાગ્યચંદ—હુકમચંદ—લખમીચંદ—મોહનલાલ—દલીચંદ

૨૧૮૪ રાયણપોશાળના યતિઓ આ પ્રમાણે થયા માનચંદ—વીરચંદ—વિદ્યાચંદ—ત્રિકમચંદ—રામચંદ—પ્રતાપચંદ—કરમચંદ—હીરાચંદ. એવી જ રીતે ભૂજપુર, સુથરી, નલિયામાં પણ આ શાખાના યતિઓની પોશાળો હતી. વિંઝાણમા આ શાખાની બે પોશાળો હતી, બીજીમાં તિલકચંદજીની પરંપરાના યતિઓ થયા.

### વિવેકસાગરના શિષ્યો

૨૧૮૫. સં. ૧૮૧૪ ના શ્રાવણ સુદી ૧ ને રવિવારે નલિયામાં રહીને પં. દીપસાગર શિ. વિજયસાગર શિ પ્રીતસાગર શિ. વિવેકસાગરે શિ દયાસાગર, રંગસાગર તથા ચતુરસાગરના વાચનાર્થે જગોજી કૃત 'રાઠોડરત્ન મહેશ દાસોત્તરી વચનિકા'(સં. ૧૭૧૫)ની પ્રત લખી સં. ૧૮૧૮ ના ચૈત્ર વદી ૨ ને શનિવારે આસંબીઆમા વિવેકસાગરના શિષ્ય રંગસાગર તથા ચારિત્રસાગરે જયરંગ કૃત 'શ્રીપાલ રાસ' (સં. ૧૭૨૬ )ની પ્રત લખી.

### ક્રિયસાગર અને દેવસાગર

૨૧૮૬. સં. ૧૮૨૧ ના ફાગણ સુદી ૧૪ ને બુધવારે બિદડામાં મેઘસાગર શિ. ગંગસાગર અને દોલતસાગર શિ. ક્રિયાસાગર અને દેવસાગરે જ્ઞાનસાગર કૃત 'શ્રીપાલ રાસ'(સં ૧૭૨૬ )ની પ્રત લખી.

### જિનલાભ

૨૧૮૭. સં. ૧૮૨૦ ના વૈશાખ વદિ ૧૩ ને સોમે જામનગરમાં રહીને જિનલાભે ' દંડક ટબાર્થ ' ની રચના કરી, તથા ઉપા. વિનયસાગર કૃત ' વિદ્વચ્ચિન્તામણિ ' ગ્રંથની પ્રત સં. ૧૮૩૭ના ચૈત્ર વદિ ૧૨ ના દિને ભૂજપુરમાં લખી.

### પં. ભક્તિલાભના શિષ્યો

૨૧૮૮. પં. ભક્તિલાભગણિના શિષ્યો ભુવનસુંદર, સુમતિસુંદર, રૂપવર્ધન, જયલાભ અને પુણ્યવર્ધનનાં નામો દયાસાગર કૃત ' સુરપતિ કુમાર ચોપઈ '( સં. ૧૬૬૫)ની પ્રતપુષ્પિકામાંથી મળે છે. એ પ્રત સુરતમાં પ્રાગજીના પઠનાર્થે જાદવજીએ સં ૧૮૧૪ના માગશર વદિ ૧૪ ને રવિવારે ઉદયસાગરસૂરિના રાજ્યમાં લખી.

### તિલકચંદ્ર

૨૧૮૯ સંઘવી કચરા કીકાના પુત્ર તારાચંદે ભૂખણદાસની સાથે સુરતથી શત્રુંજયનો સંઘ કાઢેલો તેમાં ઉદયસાગરસૂરિની સાથે તેમના શિષ્ય તિલકચંદ્ર પણ હતા. સંઘ સાથે યાત્રા કર્યા બાદ તેમણે ' સિદ્ધાચલ સ્તવન ' રચ્યું, જેમાં એ સંઘ વિશે ઉલ્લેખ છે.

### જ્ઞાનશેખરગણિ

૨૧૯૦. સં. ૧૮૧૩ ના આસો વદિ ૨ ના દિને કચ્છના સાભરાઈ ગામમાં વા. લક્ષ્મીશેખર શિ. લાવણ્યશેખર શિ. અમૃતશેખર શિ. જ્ઞાનશેખરગણિએ ગંધર્વરાજ પુષ્પદંત કૃત ' શિવ મહિમ્નાખ્ય સ્તોત્ર 'ની પ્રત લખી.

### હર્ષવર્ધન

૨૧૯૧. નિધાનલાભગણિના શિષ્ય હર્ષવર્ધને સં. ૧૮૧૮ના ભાદરવા સુદી ૫ ને બુધે ભૂજમાં રહીને ' નંદીસૂત્ર 'ની પ્રત લખી.

### ન્યાયસાગર અને સકલચંદ્ર

૨૧૯૨. સં ૧૭૯૭ માં સુરતમાં ચાતુર્માસ રહીને આષાઢ સુદી ૨ ના દિને ઉદયસાગરસૂરિ કૃત ' ગુણવર્મા રાસ 'ની એમણે પ્રથમાદર્શ પ્રત લખી, એમ એ ગ્રંથની પ્રશસ્તિ દ્વારા જાણી શકાય છે.

### ઉપાધ્યાય ભાગ્યસાગર શિ. પુણ્યસાગર ગણિ

૨૧૯૩. શત્રુંજયગિરિ ઉપર મૂલ ટૂંકની ભમતીમાં એમના ઉપદેશથી દેવ–ગુરુ પાદુકાઓની સ્થાપના થઈ. ઊંચા સ્તુપ ઉપર દેરીમાં ૭ પાદુકાઓ આ પ્રમાણે છેઃ (૧) શ્રી ઋષભદેવ (૨) શ્રી પાર્શ્વનાથ (૩) શ્રી મહાવીર (૪) કલ્યાણસાગરસૂરિ (૫) ઉપા ભાગ્યસાગર (૬) ઉપા ક્ષેમસાગર. જુઓ–અ. લેખ સંગ્રહ, લેખાંક ૩૨૩.

### પં. લક્ષ્મીરત્ન શિ. હેમરાજ

૨૧૯૪. ચારિત્ર્યરત્ન શિ કુશલરત્ન અને લક્ષ્મીરત્ન શિ. હેમરાજ થયા. મેવાડના દેવકુલપાટકમાં સં. ૧૭૯૮ ના માઘ સુદી ૫ ને ગુરુવારે રાજા રાઘવદેવના રાજ્યમાં એમના ઉપદેશથી ઉપાશ્રય બંધાયો. સં. ૧૮૦૫ ના માઘ સુદી ૧૩ ને શુક્રે ત્યાં જિનાલયનું નિર્માણ થયું. આ કાર્યોમાં રાજ્ય તરફથી સહાય મળી હોઈને આ શ્રમણોનો પ્રભાવ સૂચિત થાય છે. દેલવાડાના એ ખંડિત ઉપાશ્રયની શિલાપ્રશસ્તિ

તથા દરવાજાની છત્રી પરના લેખ દ્વારા એમના ભક્ત શ્રાવકો વિશે પણ જાણી શકાય છે. પૂરણચંદ નાહરે ઉક્ત બન્ને લેખો 'જૈન લેખ સંગ્રહ'માં પ્રકાશિત કરેલા. જુઓ અં. લેખ સંગ્રહ, લેખાંક ૩૨૧-૨. આ શ્રમણોનો વિહાર રાજસ્થાન તરફ જ હશે

## પં. મલૂકચંદ શિષ્ય હેમચંદ

૨૧૯૫ સં. ૧૮૧૫ના વૈશાખ સુદી ૩ ને રવિવારે વડનગરમાં પં. મલૂકચંદે તેમના શિષ્ય હેમચંદના વાંચનાર્થે 'રમલશાસ્ત્ર'ની પ્રત લખી પ્રતપુષ્પિકામાં એમની પરંપરા આ પ્રમાણે દર્શાવેલ છે: ગુણનિધાનસૂરિ—પુણ્યચંદ્ર—માણિક્યચંદ્ર—વિનયચંદ્ર—રવિચંદ્ર—કલ્યાણચંદ્ર—વીરચંદ્ર—મલૂકચંદ્ર—હેમચંદ્ર. પ્રત લેખકના કાકાગુરુ ખીરચંદ્ર શિ મેઘચંદ્ર અને પદ્મચંદ્રનો ઉલ્લેખ પણ પુષ્પિકામાં છે. અંચલગચ્છની ચંદ્રશાખાની આ શ્રમણ-પરંપરા છે.

## શાહ કસ્તુરચંદ લાલચંદ

૨૧૯૬. બુરહાનપુરના અગ્રણી શ્રાવક શ્રેષ્ઠી કસ્તુરચંદ લાલચંદનો ઉલ્લેખ અનેક પ્રાચીન ગ્રંથોમાંથી મળે છે. એ અરસામાં જૈનાચાર્યોનો એ તરફ સવિશેષ વિહાર હોઈને એમને વિશે ઘણું લખાયું છે. સં. ૧૭૮૭માં ઉદયસાગરસૂરિએ ત્યાં ચાતુર્માસ રહીને '૭ ભાવ સઝાય' લખી તેમાં કવિ એમને વિશે આ પ્રમાણે જણાવે છે—

> ધર્મ ધુરંધર પુણ્ય પ્રભાવક, કસ્તુરચંદ સૌભાગી રે;
> જિન પૂજે જિનચૈત્ય કરાવે, સૂત્ર સિદ્ધાંતના રાગી રે.

કવિએ એમના આગ્રહથી ઉક્ત ગ્રંથ રચ્યો.

૨૧૯૭. વા. નિત્યલાભ 'વિદ્યાસાગરસૂરિ રાસ'માં જણાવે છે કે સૂરિએ વિશેષાવશ્યક વિવરણ સહિત સંભળાવીને કસ્તુરશાહને પ્રતિબોધ કર્યો—

> કસ્તુરશાહ તિહાં બૂઝવ્યા, ટાલ્યા મનસંદેહ;
> વિશેષાવશ્યક સંભલાવિને, સૂત્ર અરથ ધરિ નેહ.

૨૧૯૮. અન્ય ગચ્છોના સાહિત્યમાંથી પણ એમને વિશે ઘણું મળે છે. 'ન્યાયસાગર રાસ' (સં. ૧૭૯૭)માં કવિ પુણ્યરત્ન જણાવે છે કે કસ્તુરચંદે શ્રી પાર્શ્વપ્રભુનો જન્મોત્સવ ઉજવ્યો. જુઓ—જિનવિજયજી સંપાદિત જૈ. ઐ. ગૂ. કા. સંચય, પૃ. ૭૯. પદ્મવિજયકૃત 'ઉત્તમવિજય નિર્વાણ રાસ' (સં. ૧૮૨૮)માં કસ્તુરચંદ વિશે સુંદર ઉલ્લેખ મળે છે. એ રાસમાં જણાવાયુ છે કે સં ૧૭૯૬ના વૈશાખ સુદી ૬ પહેલા શ્રેષ્ઠીવર્ય મૃત્યુ પામ્યા. જુઓ 'જૈન રાસમાળા', ભા. ૧, પૃ. ૧૫૮-૯.

૨૧૯૯. કસ્તુરચંદ શાહે પ્રતિષ્ઠાદિ કાર્યો ઉપરાંત ગ્રંથોદ્ધારનું કાર્ય પણ કર્યું. 'રત્નાકરાવતારિકા'ની પ્રત તેમણે સં. ૧૭૮૭ કાર્તિક વદિ ૮ના દિને લખાવી. જુઓ—'જૈ. સા પ્રદર્શન-પ્રશસ્તિ-સંગ્રહ' ભા. ૨, પૃ. ૩૦૭. સં. ૧૭૮૯માં એમના વાંચનાર્થે જ્ઞાનસાગરજીએ 'પ્રતિષ્ઠા કલ્પ'ની પ્રત લખી એમ પુષ્પિકા દ્વારા જણાય છે.

## શાહ ખુશાલચંદ કપૂરચંદ સિંઘા

૨૨૦૦. શ્રીમાલી વૃદ્ધશાખીય ખુશાલચંદ અને તેમના પત્ની સૂર્યાબાઈ સુરતના સંઘમાં અગ્રપદે હતા. એમના પૂર્વજો વિશે ઉદયસાગરસૂરિએ 'ગુણવર્મા રાસ'માં ઘણું જણાવ્યું છે. શ્રીમાલી જ્ઞાતિ શિરો-

મણી સિંધાએ આબૂ–સિદ્ધાચલના તીર્થસંઘો કાઢી અપાર દ્રવ્ય-વ્યય કર્યું. તેનો પુત્ર કપૂરચંદ પ્રતાપી તેમજ ઉદાર હતો. તેણે આચાર્યપદ મહોત્સવો કર્યા, પક્વાન્ન કરી ચોર્યાસી ગચ્છના સ્વામીઓને જમાડયા, કુંભડના સ્વામીને પણ સંતોષ્યા અને જૈન ધર્મની ટેક રાખી. તેના પુત્ર ખુશાલચંદ શુભ્ર કીર્તિવાળા હતા. તેમણે નવે ક્ષેત્રમાં ધન વાપર્યું, યાચકોને દાન આપ્યાં, ગચ્છનાયકને ચાતુર્માસ કરાવી, તેમની ખૂબ ભક્તિ કરી, ભરત ચક્રવર્તી જેમ સિદ્ધાચલજીનો સંઘ કાઢયો.

૨૨૦૧. ઉપા. દર્શનસાગરજી 'આદિનાથ રાસ' ની ગ્રંથ પ્રશસ્તિમાં જણાવે છે કે કપૂર સિંધાના વંશ-વિભૂષણ શાહ ખુશાલચંદે ઉપાશ્રય, ધર્મશાલા વિગેરે બંધાવ્યાં ખુશાલશાહનાં ધર્મકૃત્યો વિશે 'વિદ્યાસાગરસૂરિ રાસ' માં વિસ્તારથી કહેવાયું છે. પટ્ટાવલીમાં જણાવાયું છે કે સં. ૧૭૬૫ માં વિદ્યા-સાગરસૂરિ સુરતમાં ચાતુર્માસ હતા ત્યારે કપૂરચંદે તેમની ઘણી ભક્તિ કરી, ગુરુના ઉપદેશથી તેણે સર્વ ગચ્છના યતિઓને વસ્ત્રો અને પાત્રો વહોરાવ્યાં, સમસ્ત સંઘમાં સાકર સહિત પિત્તલની થાળીઓની પ્રભાવના કરી, શ્રી ચંદ્રપ્રભુ પ્રમુખ પાંચ જિનબિંબોની સુરતમાં પ્રતિષ્ઠા કરી

૨૨૦૨ સં. ૧૮૨૩ મા સુરતમાં કીર્તિસાગરસૂરિનો પદમહોત્સવ ખુશાલશાહે તથા ભૂખણદાસે રૂપીઆ છ હજાર ખરચીને કર્યો આ બન્ને શ્રેષ્ઠીઓ વચ્ચે ગાઢ મિત્રતા હોઇને તેમના બન્નેના ઉલ્લેખો પ્રાચીન ગ્રંથોમાં સાથે મળે છે સં. ૧૮૨૧ માં ત્યાંના કચરા કીકાએ ગોડીજીનો સંઘ કાઢયો હતો તેમાં પણ તે બન્ને સાથે જ હતા

૨૨૦૩. ખુશાલચંદના ભાઇ ભાઈસાજીના પુત્ર નિહાલચંદ, તેમના પુત્ર ઇચ્છાભાઈએ શત્રુંજયગિરિ પર સં. ૧૮૬૧ માં 'ઇચ્છાકુંડ' બંધાવ્યો તે વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું.

૨૨૦૪. સં. ૧૮૨૭ના માઘ સુદી ૨ ને શુક્રે ખુશાલચંદ અને તેની પત્ની સૂર્યાબાઈએ શ્રી સુમતિનાથબિંબ ભરાવી, ઉદયસાગરસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી.

### મંત્રી ગોડીદાસ અને જીવનદાસ

૨૨૦૫. પ્રાગ્વાટ જ્ઞાતીય શાહ ગોવિંદજી મહેતાના સુપુત્રો મંત્રી ગોડીદાસ અને જીવનદાસ સુરતના આગેવાન શ્રેષ્ઠીઓમાના એક હતા. રાજ્યમા તેઓ ઉચ્ચ હોદ્દો ધરાવતા હતા ઉદયસાગરસૂરિ 'ગુણવર્મા રાસ'ની ગ્રંથ-પ્રશસ્તિમાં એ બન્ને બાંધવો વિશે પ્રશસ્ત ઉલ્લેખ કરે છે વા નિત્યલાભે 'વિદ્યા-સાગરસૂરિ રાસ'મા એમના સુકૃત્યોનુ સુંદર વર્ણન આપ્યું છે બે અવતરણો નોંધવા અહીં પ્રસ્તુત ગણાશે—

તિમ વળી પોરવાડ જ્ઞાતે સોહતા, મહેતા ગોડીદાસ;<br>
જીવણદાસ એ બેહુ બંધવ, ગુરુ ધર્મ રાગી જાસ રે

જીવદયાદિક ધર્મક્રિયા કરે, દિયે સુપાત્રે દાન;<br>
સંઘભક્તિ ગુરુભક્તિ કરે સદા, આપે વસન અન્નપાન.

*

મંત્રી ગોડીદાસ સવાઈ બંધવ જીવણ સખાઈ રે;<br>
ચોરાસી ગચ્છના સાધ તેડાવે અસન વસન વહોરાવે રે

સાહમીવાચ્છલ્ય રૂડા કીધા નવખંડમાં જસ લીધા રે;<br>
યાચક જનને દાન દેવાઈ સાધોને પડિરામણી થાઈ રે.

એમ હુઆ નિહા ઉચ્છવ અનેક વાધ્યા ઘણા વિવેક રે;
આચારજનેં સંઘ સહૂ વદે, ભવભવ પાપ નિકંદે રે.

૨૨૦૬. નાગપુરના જૈન ભંડારના ગુટકા દ્વારા શત્રુંજયની છીપા વસહી ટૂંકની વિગત આ પ્રમાણે છે : **संवत् १७८१ (? १७८१) वैशाख शुदि ७ विधपक्षे विद्यासागरसूरिविजय राज्ये सूरतनगरवास्तव्यः सा० गोविन्दजी पुत्र गोडीदास जीवनदास कारितं श्री आदिनाथ बिम्बं प्रतिष्ठितं च खरतरगच्छे उपाध्याय दीपचंदगणि पं० देवचन्द्रगणिना ।** આ લેખ દ્વારા જણાય છે કે એ બાંધવોએ શત્રુંજયગિરિ પર છીપાવસહીની ટૂંકમાં શ્રી આદિનાથબિંબની પ્રતિષ્ઠા કરાવી. જુઓ–'જૈ. ધા. પ્ર. લેખ', પરિશિષ્ટ પૃ. ૯, સં. મુનિ કાન્તિસાગરજી.

૨૨૦૭. સં. ૧૮૨૭માં રાધનપુરથી સુરત લખાયેલા પત્રમાં જીવનદાસના ક્ષયોપશમ વિશે કહેવાયું છે. જુઓ–'રાધનપુર પ્ર. લે. સં.' સં. વિશાલવિજયજી, પૃ. ૨૨૯.

૨૨૦૮. ગોડીદાસના પુત્ર નિહાલચંદ પણ પ્રતાપી પુરુષ હતા. એમને વિશે ઉપા. દર્શનસાગરે 'આદિનાથ રાસ'ની ગ્રંથ-પ્રશસ્તિમાં ઉલ્લેખ કર્યો છે. સં. ૧૮૨૧ માં કચરા કીકાએ ગોડીજીનો સંઘ કાઢેલો તેમાં નિહાલચંદ ભળેલા અને ઘૃત લહાણું કરેલી. ગોડીદાસના ભાણેજ એ સંઘમાં સંઘપતિ તરીકે હતા. જુઓ—ઉપા. જ્ઞાનસાગર કૃત 'તીર્થમાળાનું વર્ણન.

૨૨૦૯. મંત્રી જીવનદાસના પુત્ર મંત્રી હર્ષચંદ પુ. વિજયચંદના પઠનાર્થે ઉદયસાગરસૂરિના રાજ્યમાં મુનિ તેજસાગરે સં. ૧૮૧૯ના ભાદ્રવા સુદી ૧૦ને રવિવારે સુરતમાં રહીને જ્ઞાનવિમલસૂરિ કૃત 'સીમંધર જિન સ્તવન બાલાવબોધ'ની પ્રત લખી.

### શાહ ધર્મચંદ અને ગુલાબચંદ

૨૨૧૦. સુરતનાં ઓશવાળ શાહ હાંસાના પુત્ર ધર્મચંદે ઉદયસાગરસૂરિના ઉપદેશથી અનેક પ્રતિષ્ઠાઓ કરાવી હતી. 'ગુણવર્મા રાસ'ની પ્રશસ્તિમાં એમને વિશે કહેવાયું છે–

ઓશવાળ જ્ઞાતે અતિ ઘણું દીપના, ધર્મચંદ ધર્મવંત;
ગુરુ ઉપદેશે અતિ આડંબરે, કીધા પ્રતિષ્ઠા મહંત.
વ્રતધારી ગુરુરાગી અતિ ઘણા, હાંસશાના સુત સાર;
સુગુરુ કૃપાએ જીવાદિક તણા, અર્થ લહે સુવિચાર રે.

૨૨૧૧. સુરતના ધર્મકાર્યોમાં શાહ ખુશાલ, મંત્રી ગોડીદાસ અને જીવનદાસ સાથે ધર્મચંદનું નામ પણ સંકળાયેલું રહેતું એમ 'વિદ્યાસાગરસૂરિ રાસ'ના નિમ્નોક્ત ઉલ્લેખ દ્વારા જણાશે—

મંત્રી ગોડીદાસજી રે, બાંધવ જીવણ જોડ;
ધરમચંદ શાહ સંઘમાં રે, મલીઆ મનને કોડ.

૨૨૧૨. સં. ૧૮૨૧ માં કચરા કીકાએ સુરતથી કાઢેલા ગોડીજીના સંઘમાં ધર્મચંદ પણ સંઘપતિ તરીકે હતા. જુઓ જ્ઞાનસાગર કૃત 'તીર્થમાલા.' કચરા કીકાએ કાઢેલા શત્રુંજયના સંઘમાં ગુલાબચંદ પણ ઉપસ્થિત રહેલા.

૨૨૧૩. ઉદયસાગરસૂરિએ સુરતમાં રહીને સં. ૧૭૯૭ના આષાઢ સુદી ૨ ના દિને 'ગુણવર્મા રાસ' શાહ ગુલાબચંદના આગ્રહથી રચ્યો, જુઓ—

શાહ ગુલાબચંદ જૈનાગમ રુચિ, પંડિતશું ધરે પ્રીતિ;
આગ્રહથી રાસ રચ્યો ભલો, ધરી આગમની પ્રતીતિ.

આ એક જ ઉલ્લેખ દ્વારા ગુલાબચંદશાહની મહત્તાનાં દર્શન થાય છે

૨૨૧૪ સં. ૧૮૨૭ના કાર્તિક સુદી ૭ ને શુક્રે રાધનપુરથી વારિયા શાંતિદાસ લાધાએ સુરતમાં શાહ ગુલાબચંદ દુર્લભને પત્ર લખ્યો છે, તે આ શ્રાવક જ સંભવે છે એ પત્ર ઉપલબ્ધ હોઇને તેમાંથી તત્કાલીન અનેક માહિતીઓ જાણી શકાય છે ઉદયસાગરસૂરિના ઉપદેશથી તારાચંદ ફત્તેહચંદે શત્રુંજયનો સંઘ કાઢેલો તેનો પણ પત્રમાં ઉલ્લેખ છે. પત્ર લેખક ગુલાબચંદને જણાવે છે—'તમે, સા ઝવેર કુસલાણી તથા સહુ હમણે ટોલાવાલા જિનશાસનના રાગી થયા છો.' આમાં સંદિગ્ધપણે ગચ્છનું સૂચન થયું જણાય છે. એ વખતે ખાસ કરીને સુરતના શ્રેષ્ઠીવર્યો અચલગચ્છના અનુયાયીઓ હતા

૨૨૧૫ ઉપા. દર્શનસાગરજી 'આદિનાથ રાસ'ની ગ્રંથ–પ્રશસ્તિમાં શાહ ગલાલ અને તેમના પુત્ર સકલચંદનો ઉલ્લેખ કરે છે, તે પ્રાયઃ ગુલાબચંદ વિશે જ છે જુઓ—

વ્રત ધારી ગુરુરાગી અતિ ઘણા, ગલાલશાહ શ્રીકાર;
તસ સુત સકલચંદ રૂડો જિનધરમી સુખકાર રે.

## શ્રેષ્ઠી ભૂખણદાસ

૨૨૧૬. સુરતના શ્રીમાલી જ્ઞાતીય મોહનદાસના પુત્ર ભૂખણદાસે ઉદયસાગરસૂરિના ઉપદેશથી અનેક ધર્મકાર્યો કર્યાં છે. તેઓ અચલગચ્છના પ્રખર હિમાયતી હતા ઉપા દર્શનસાગરજી 'આદિનાથ રાસ'ની પ્રશસ્તિમાં કહે છે—

મોહનદાસના વંશમાં દીવો, ભૂખણદાસ ચિરંજીવ,
અતિ આડંબરે પ્રતિષ્ઠા કીધી, ગચ્છરાગી અતીવ રે

૨૨૧૭ ભૂખણદાસે ગચ્છનાયકના ઉપદેશથી શત્રુંજયતીર્થનો સંઘ કાઢ્યો, ગિરિરાજ પર વિદ્યાસાગરસૂરિની પાદુકા સ્થાપી, તળેટીમાં રાણાવાવ બંધાવી ડુંગર ચડતા છેલ્લો કુંડ, જે ભૂખણકુંડ કહેવાય છે, તે તથા પાલીતાણામા ગોડીજીના જિનાલય સામે અંચલગચ્છીય ઉપાશ્રય બંધાવ્યો થોડા વર્ષો પહેલા એ ઉપાશ્રયનો વહીવટ અચલગચ્છીય શ્રાવકો કરતા હતા, હાલ આણંદજી કલ્યાણજીની પેઢી હસ્તક છે. શેઠ નરશી નાથાએ આ ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરાવેલો. વા. નિત્યલાભ રાસમાં જણાવે છે કે એ ઉપાશ્રય વિદ્યાસાગરસૂરિના ઉપદેશથી બંધાયો

૨૨૧૮. સુરતના શ્રેષ્ઠીવર્યો વિશે ઉલ્લેખ કરી ગયા તેમાં ખુશાલચંદ અને ભૂખણદાસની જોડી ગણાતી. આ મિત્ર જોડલીએ સાથે રહી સુરતમાં ધર્મપ્રવૃત્તિને વેગવંતી બનાવેલી એમની જોડી વિશે ઉપા. જ્ઞાનસાગરજી 'તીર્થમાળા'મા જણાવે છે—

શ્રી સુરતથી આવીઓ રે, શા કપૂરનો પૂત,
શા ભૂખણ તસ જોડલી રે, જોડી નિજ યુથ રે

૨૨૧૯ પટણી કચરા કીકાએ કાઢેલા ગોડીજીના સંઘની વ્યવસ્થા એ જોડીએ સંભાળી હોઈને ઉક્ત 'તીર્થમાળા'મા એમને વિશે સવિશેષ ઉલ્લેખો મળે છે. ઉદયસાગરસૂરિના અનુગામી પટ્ટધર કીર્તિસાગરસૂરિનો પટ્ટમહોત્સવ સં. ૧૮૨૩મા સુરતમા રૂપીઆ ૭ હજાર ખરચીને ખુશાલચંદે અને ભૂખણદાસે કરેલો.

૨૨૨૦. પ્રતિષ્ઠા-લેખો દ્વારા જણાય છે કે સં. ૧૭૯૩ માં ભૂખણદાસના પિતા મોહનદાસે શ્રી વાસુપૂજ્યબિંબની તથા સં. ૧૮૦૨ ના માઘ સુદી ૧૩ને શુક્રે ભૂખણદાસે શ્રી વીરપ્રભુની ધાતુમૂર્તિ ભરાવી તેમની પ્રતિષ્ઠાઓ કરાવી. શત્રુંજયગિરિ ઉપરના ભૂખણકુંડનો લેખ કોઈએ ઘસીને લીસો કરી દીધો હોઈને તથા ગામની ધર્મશાળાનો શિલાલેખ હાલમાં ઉખેડી નાખ્યો હોઈને આ શ્રાવક શ્રેષ્ઠી વિશે ઝાઝું જાણી શકાતું નથી દુઃખનો વિષય છે કે શેઠ નરશી નાથાએ એ ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરેલો ત્યારે ત્યાં શિલાલેખ મૂકાવેલો તે પણ હાલ ઉપલબ્ધ રહ્યો નથી ! ! ઉપર્યુક્ત પ્રમાણો ઉપરાંત કવિ રત્નપરીક્ષક કૃત 'તીર્થમાલા સ્તવન'માંથી એ અંચલગચ્છીય ઉપાશ્રય વિશે જાણી શકાય છે. સૌ એ ઉપાશ્રયને સાત ઓરડાની ધર્મશાળા તરીકે જ ઓળખતા. એનો લેખ નષ્ટ કરી દીધો હોવા છતાં શ્રેષ્ઠી ભૂખણ-દાસનું એ યાદગાર સ્મારક ગણાશે ।

### ઉદયસાગરસૂરિની મહોર

૨૨૨૧. ગચ્છનાયકના આજ્ઞા-પત્રો ઉપર દોઢ ઇંચ વ્યાસના પરિમાણની મહોર લગાડવામાં આવતી, જેમાં આ પ્રમાણે લખાણ છે. **ऑश्वर्या तप आलंकृते श्रीमदंचलगच्छे भट्टारक श्री पू उदयसागरसूरिवर प्रचण्डप्रतापचत्साम्राज्ये ॥** રાજફરમાનો પર લગાડાતી મુદ્રા જેવી આ મહોરની છાપ અને તેના શબ્દો ગચ્છનાયકની વિશાળ સત્તાના દ્યોતક છે. ઉક્ત મહોરની પ્રતિકૃતિ ખરતરગચ્છીય મુનિ મંગલસાગરજી દ્વારા પ્રાપ્ત થઈ છે.

### ઉદયસાગરસૂરિના પ્રતિષ્ઠા-લેખો

૨૨૨૨. ઉદયસાગરસૂરિના ઉપદેશથી અનેક પ્રતિમાઓની પ્રતિષ્ઠા થઈ હતી, કિન્તુ એમના પ્રતિષ્ઠા-લેખો અદ્યાવધિ અપ્રકટ રહ્યા છે સં. ૧૭૯૭ના કાર્તિક સુદી ૫ ને મંગળવારે વિદ્યાસાગરસૂરિ સુરતમાં દિવંગત થયા, તેની સ્મૃતિરૂપે ત્યાં ઉદયસાગરસૂરિના ઉપદેશથી એમની ચરણપાદુકાની સ્થાપના થઈ. હરિપુરામાં ભવાનીના વડની પાસેના અંચલગચ્છીય ઉપાશ્રયમાં એ પાદુકા હતી એમ મણીલાલ બકોરભાઈ વ્યાસ 'શ્રીમાલી વાણીઆઓના જ્ઞાતિભેદ' પુસ્તકમાં નોંધે છે. તેઓ જણાવે છે-' આ ઉપાશ્રય વેંચાઈ ગયો છે તે ભવાનીના વડથી દક્ષિણ દિશાની સડક ઉપર ડૉ ઇશ્વરલાલના ઘરની જોડેનુ મકાન છે. હાલ (સને ૧૯૨૧) તે કોઇ કણબીની માલીકીનુ ઘર છે. તેમાં બે દહેરીઓ છે ને તેમાં પગલાની સ્થાપના છે

૨૨૨૩. સુરતના ગોપીપુરાનાં શ્રી સંભવનાથ જિનાલયમા ઉદયસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત ધાતુમૂર્તિના ખંડિત લેખો નિમ્નોક્ત છે :

**(१) संवत् १८०२ वर्षे माघ सुदी १३ शुक्रे । श्रीमालीज्ञातिय सा० भूषणेन श्री महावीर बिंब . ..**

(२) सं० १८१२ माघ सुदी २ शुक्रे । श्रीमालज्ञातिय वृद्धशाखायां सा० अभयचंद्र पु० कस्तुरचंदेन श्री ऋषभदेवबिंबं कारितं श्री अंचलगच्छे भ० उदयालब्धिसूरिभिः प्रतिष्ठितं......

**(३) संवत् १८१५ वर्षे फागुण सुदी ७ सोमे । दशावाल ज्ञातिय लघुशाखायां सा० झवेरचंद ऋपुरचन्देन नमिनाथबिंबं प्रतिष्ठितं ...**

(४) सं० १८१५ व० फा० सु० ७ सोमे । धर्मनाथबिंबं कारितं ...

(५) सं० १८१५ व० फा० सु० ७ सोमे । सा० ऋषभ भा० मानकया ऋषभबिंबं...

(૬) सं० १८१५ व० फागुण सु० ७ चन्दे मानकुंअरवहुइ श्री सुमतिनाथ विंबं कारापित श्री अंचलगच्छे .....

(७) स० १८१५ व० फा० सु० ७ सोमे......व । व......बाई......

(८) सं० १८१५ व० फा० सु० ७ सोमे सा० देवचंद भा० देवबाई महावीरविंबं...

(९) सं० १८१७ व० माघ सु० २ शुक्रे श्री सुपार्श्वविंबं प्रतिष्ठितं......

(१०) सं० १८२१ वर्षे महा वदि ५ सोमे नदकुंअर पार्श्वकस्य विंबं कारापितं श्री अंचलगच्छे श्री उदयसागरसूरीश्वराणामुपदेशात् प्रतिष्ठितम् ........

(११) संवत् १८२२ वर्षे माघ वदि ५ सोमे चन्द्रप्रभुकस्य बिंबं कारापितं......

(१२) सं० १८२३ वर्षे वैशाख सुदी १३ श्री धर्मनाथविंबं सा० कस्तुरचन्द म...... कारापितं ...

(१३) सवत् १८२७ वर्षे माघ सुदी २ शुक्रे श्री अंचलगच्छे श्री श्रीमाली ज्ञातीय । वृद्ध शाखायां सा० श्री षुशालचंद कपूरचंद भार्या सूर्यबहू संज्ञकया......। सुमतिनाथ-विंबं कारितं प्रतिष्ठितं भ० उदयसागरसूरिभि ।

### ગ્રંથકાર ઉદયસાગરસૂરિ

૨૨૨૪. ગ્રંથકાર અને બહુશ્રુત વિદ્વાન તરીકે ઉદયસાગરસૂરિએ સાહિત્યક્ષેત્રે સુંદર સેવા કરી છે. એમણે રચેલા ગ્રંથોની સંક્ષિપ્ત નોંધ અહીં પ્રસ્તુત છે :–

(૧) સમકિતની સઝાય અપરનામ વીરજિન સ્તવન. સં. ૧૭૮૬ માં બુરહાનપુરમાં રહી પાંચ ઢાલમાં આ કૃતિ રચી ઉત્તરાધ્યયનસૂત્રનો આધાર લઈ શ્રીવીર પ્રણીત સમકિતનું સ્વરૂપ એમાં વર્ણવ્યું છે.

(૨) ભાવપ્રકાશ અપરનામ છ ભાવ સઝાય સં. ૧૭૮૭ના આસોમાં ગુરુવારના દિને બુરહાનપુરમાં રહીને નવ ઢાલમાં આ કૃતિ રચી. ગ્રંથમાં અનુયોગ દ્વાર પડશીતિકાનો આધાર લીધો છે. ત્યાંના શ્રેષ્ઠીઓ કસ્તુરચંદ, ભોજા, દોશી દુર્લભ, જેઓ મહાભાષ્ય વિશેષાવશ્યકસૂત્રનું શ્રવણ કરતા હતા, તેમના આગ્રહથી કવિએ આ ગ્રંથ રચ્યો એમ પ્રશસ્તિ દ્વારા જણાય છે.

(૩) સ્નાત્ર પૂજા આચાર્યપદસ્થ થયા પહેલાં આ પૂજા કવિએ લખી.

(૪) ચોવીશી . સં ૧૭૮૮ ના કાર્તિક સુદી મંગળવારે સ્તંભતીર્થમાં લખી

(૫) અંતરીક્ષ પાર્શ્વ સ્તોત્ર સં ૧૭૮૮ માં ગુરુ સાથે દક્ષિણાપથના વિહાર દરમિયાન વરાડ અંતર્ગત શીરપુરના પ્રસિદ્ધ તીર્થની યાત્રા કરી લખ્યું કવિ જણાવે છે કે એ તીર્થની યાત્રા કરવાની લાંબા સમયની ઈચ્છા પરિપૂર્ણ થઈ.

(૬) ગોડીપાર્શ્વનાથ સ્તોત્ર કવિએ આ તીર્થની યાત્રા કરી આવા બે ત્રણ સ્તોત્રો લખ્યા છે. કર્તા તરીકે જ્ઞાનસાગર નામ હોઈને દીક્ષા લીધા બાદ થોડા સમયમાં રચાયા હોવાનું સ્પષ્ટ છે. આ તીર્થ પ્રત્યે કવિને સવિશેષ આસ્થા હતી

(૭) નેમિનાથ ગીતો કવિએ હિન્દી અને મરાઠીમાં પ્રભુ નેમિનાથ વિશે ગીતો રચ્યાં છે. અન્ય ભાષી પ્રદેશોના વિહાર દરમિયાન તેઓએ એ ભાષાઓને પણ પોતાના વિચારોનું વાહન બનાવ્યું.

(૮) ચોત્રીશ અતિશયનો છંદ : સં. ૧૭૮૮ ના અરસામાં રચ્યો.

(૯) ગુણવર્મા રાસ : જિનપૂજાનાં માહાત્મ્યને પ્રકટ કરનારો ૭૨૦૦ શ્લોક પરિમાણનો આ ગ્રંથ સં. ૧૭૯૭ ના આષાઢ સુદી ૨ ના દિને સુરતમાં ચાતુર્માસ રહીને ત્યાંના શાહ ગુલાબચંદના આગ્રહથી રચ્યો. કવિ રચનાનું વર્ષ 'નય નિધિ મુનિ શશિ' એમ જણાવતા હોઈને તથા પોતાનું નામ જ્ઞાનસાગર દર્શાવતા હોઈને રચનાનુ વર્ષ સં. ૧૭૯૨ સંગતપ્રતીત જણાય છે. કેમકે સં. ૧૭૯૭ ના કાર્તિક સુદી ૩ ને રવિવારે તેઓ આચાર્યપદસ્થ થયા અને એમનું નામ ઉદયસાગરસૂરિ રાખવામાં આવેલું. 'નય'ને બેનો આંક પણ સ્વીકારી શકાય છે. વિદ્વાનોએ સં. ૧૭૯૭ નુ વર્ષ કેમ સ્વીકાર્યું હશે એ પ્રશ્ન છે. માણિક્યસુંદરસૂરિની સંસ્કૃત કૃતિનો કવિએ આધાર લીધો છે, એટલે કથાવસ્તુ વિશે પુનર્લેખન અપ્રસ્તુત છે. આ રાસ કવિની શ્રેષ્ઠ પદ્યકૃતિ છે. વિશેષ માટે જુઓ પાલીતાણાના જૈ. ધ. વિ. પ્રસારક વર્ગ દ્વારા પ્રકાશિત આ રાસની પ્રસ્તાવના. સંક્ષેપમાં, કવિએ રસમાધુર્ય અને શબ્દ-લાલિત્ય સારુ દર્શાવ્યું છે. કાવ્યમાં મુખ્યત્વે દેશીઓ અને દૂહાઓનો ઉપયોગ છે, વચ્ચે સંસ્કૃત અનુષ્ટુપ શ્લોકો પણ આવે છે, એટલે સંસ્કૃત મહાકાવ્યની શૈલીને તે અનુસરતું જણાય છે. દર્શનશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, શુકનશાસ્ત્ર ઇત્યાદિ વિષયક બાબતો પણ કવિએ વણી લીધી છે.

(૧૦) કલ્યાણસાગરસૂરિ રાસ : કવિનાં નામે આ કૃતિ પ્રસિદ્ધ થઈ છે, જેની પ્રમાણભૂતતા શંકિત છે. પ્રકાશિત કૃતિ દ્વારા જણાય છે કે સં. ૧૮૦૨ ના શ્રાવણ સુદી ૬ ના દિને માંડવીમાં રહીને વર્ધમાનશાહના પ્રપૌત્ર વલમજી શાહના આગ્રહથી કવિએ રાસ રચ્યો. ગ્રંથની અનેક બાબતો તત્કાલીન પ્રમાણોથી નિરાધાર ઠરે છે.

(૧૧) સ્નાત્ર પંચાશિકા : આ કૃતિનું અપરનામ 'સમ્યક્ત્વ દીપિકા' છે. સં. ૧૮૦૪ ના પોષ સુદી ૧૫ ને સોમે કવિએ આ ગ્રંથ રચ્યો. પ્રશસ્તિમાં તેઓ જણાવે છે કે યોગ્યવિમલ સાધુ અને દર્શનસાગરની પ્રાર્થનાથી આ ગ્રંથની પાલીતાણામા રચના કરવામાં આવી છે શ્રીમાલવંશીય દેવગુરુ ભક્ત ઝીકાના પુત્ર કચરાએ કાઢેલા સંઘની સાથે યાત્રા કરતાં જિનરાજની ભક્તિ માટે આ ગ્રંથ રચાયો. પ્રો વેલણકરની નોંધ અહીં ઉપયોગી છે.

**स्नात्रपञ्चाशिका** ( Gram 1300 ) another similar collection (containing 50 stories on Jina worship) compiled by Udayasagara, pupil of Vidyasagara-suri of the Vidhipaksa Gaccha in Sam 1804. It is also called Samyaktva-dipika Svopajna Vritti. (Jinaratna Kosa. p 456).

(૧૨) ષડાવશ્યક સઝાય —આદિ-'સદ્‌ગુરુને પ્રણમીજે.'

(૧૩) શીયલની સઝાય.—આદિ-'સુણ સુણ પ્રાણી શીખડી.'

(૧૪) સ્થૂલિભદ્ર સઝાય —વિદ્યાવિજયજીના સંગ્રહમાં છે જૈ ગૂ ક. ભા. ૨, પૃ. ૫૮૧.

(૧૫) કલ્પસૂત્ર લઘુવૃત્તિ.—મોટી પટ્ટાવલીમા ઉલ્લેખ છે.

(૧૬) શ્રાવક વ્રત કથા.—મોટી પટ્ટાવલીમા ઉલ્લેખ છે

(૧૭) આતુર પ્રત્યાખ્યાન અવચૂરિ.—જૈન ગ્રંથાવલીની નોંધ.

(૧૮) પૂજા પંચાશિકા :—ખેડાના ભંડારમા છે. 'જિનરત્નકોશ'ની નોંધ,

(૧૯) શાંતિનાથ ચરિત્ર —૨૭૦૦ શ્લોકપરિમાણનો સંસ્કૃત ગદ્ય ગ્રંથ.

(૨૦) લઘુ ક્ષેત્રસમાસ બાલાવબોધ —જેની સં ૧૮૫૬ મા લખાયેલી પ્રત લીંબડીના ભંડારમાં છે. નં. ૬૨૫.

(૨૧) સિદ્ધગિરિ સ્તુતિ મો. દ દેશાઈ ઉદયસાગરસૂરિની કૃતિ જણાવે છે જૈ. ગૂ ક. ભા. ૩, પૃ ૧૪.

(૨૨) વર્ધમાન દ્વાત્રિંશિકા અવચૂરિ સિદ્ધસેન દિવાકરજીની મૂળ બત્રીશી પર ઉદયસાગરસૂરિએ સુંદર અવચૂરિ લખી મૂળગ્રંથ એવો અર્થઘન છે કે તેની ટીકાના આધાર વિના કાવ્ય ચમત્કૃતિ કે મૂળ અર્થ સમજવો ભારે કઠિન છે. ૨૦૩ શ્લોક પરિમાણની આ અવચૂરિમાં મૂલગ્રંથની અનેક ખૂબીઓ કવિએ સુંદર રીતે દર્શાવી છે. અફસોસની વાત છે કે જૈન સાહિત્યમાં અનેક ટીકાકારો થઈ ગયા પરંતુ કોઈએ ભાગ્યે જ દિવાકરજીની ગૂઢ અને ગંભીરાર્થક બત્રીશીઓ પર પ્રકાશ પાડ્યો હોય. આ બત્રીશીઓની અપૂર્વાર્થતા અને કર્તાની મહત્તાનો ખ્યાલ કરીએ તો તેના પર અનેક વાર્તિક અને વિશદ વ્યાખ્યાઓ થવા જોઈતાં હતાં. કિન્તુ અતિ ગૂઢાર્થક હોવાના કારણે એનુ રહસ્ય પ્રકટ કરવા કોઈએ હિમ્મત ન કરી હોય। પ્રસ્તુત અવચૂરિ જૈ ધ પ્ર સભા, ભાવનગર દ્વારા પ્રકટ થઈ છે.

૨૨૨૫ ઉદયસાગરસૂરિએ કેટલાક ગ્રંથો પણ લિપિકૃત કર્યા છે. ઉદાહરણાર્થે સં. ૧૭૮૯ માં બુરહાનપુરના શ્રેષ્ઠી કસ્તુરચંદ લાલચંદના વાંચનાર્થે તથા પ્રતિષ્ઠાર્થે તેમણે તપાગચ્છીય ગુણરત્નકૃત 'પ્રતિષ્ઠા કલ્પ'ની પ્રત લખી. એ ગ્રંથમાં બિંબ, ધ્વજ, કલશ ઇત્યાદિનો પ્રતિષ્ઠા વિધિ દર્શાવેલ છે. અંચલગચ્છ પ્રણીત વિધિ-વિધાનો ઓસરતા જતા હતા તેનુ સૂચન આ ગ્રંથની લોકપ્રિયતા દ્વારા મળે છે અંચલગચ્છ-નાયક પોતે અન્ય ગચ્છના વિધિ-વિધાનો દર્શાવે એવા ઉદાહરણો ભાગ્યે જ અન્ય ગચ્છોમાં જોવા મળે !

૨૨૨૬. ઉદયસાગરસૂરિએ અનેક ગ્રંથો રચ્યા, તે વિશે અલ્પ ઉલ્લેખ કરી ગયા સાહિત્યક્ષેત્રે આવું ઉચ્ચ પ્રદાન કરી જનાર આ ગચ્છના પટ્ટધરોમા તેઓ છેલ્લા જ છે એ પછીના પટ્ટધરોએ કોઈ ઉલ્લેખનીય કૃતિ પણ લખી નથી એ વાત ખરેખર, આશ્ચર્યપ્રદ જ ગણાય ઉદયસાગરસૂરિની વિદ્વત્તાને બિરદાવના ઉપા દર્શનસાગરજી વર્ણવે છે·

તસ પાટે સંપ્રતિ સમયમાં મુજ ગુરુ પરમ સોહાય;<br>
શ્રી ઉદયસાગરસૂરિ રાજે ગચ્છમાં જસ પ્રતાપ સવાય રે.<br>
આગમ નિગમને જાણે જે ગુરુ જૈન ન્યાય લહે જેહ;<br>
લક્ષણ સાહિત્ય અલંકૃત છંદના પાર લહ્યા ગુણ ગેહ રે.

૨૨૨૭. એમની ઘણી કૃતિઓ મુદ્રિત થઈ હોઈને, આ ગ્રંથકારે અનેક વિદ્વાનોનું ધ્યાન ખેચ્યું છે. સાહિત્ય-પ્રવૃત્તિની ઓટ વખતે એમણે રચેલી કૃતિઓ સારી ગણના પામી શકી છે સાંપ્રત ભારતીય ગ્રંથકારો ઉપરાંત પાશ્ચાત્ય ગ્રંથકારોએ પણ ઉદયસાગરસૂરિની સાહિત્યકૃતિઓ વિશે રસપ્રદ નોંધો કરી છે, જેનાં અવતરણો ઉધ્ધૃત કરવા પ્રસ્તુત છે.

૨૨૨૮. ડૉ જહોન્નેસ ક્લાટ એમને વિશે આ પ્રમાણે જણાવે છે :

67. Udayasagara-suri, son of Sa Kalyanji in Navanagara and of Jayantibai, mula naman Udayachandra, born Samvat 1763, diksha 1777, acharya 1797, gachchhesa in the same year, margasir sudi 13 +

1826 asvin sukla 2 in Surat-bandara at the age of 63. He composed Snatri-panchasika ( see Peterson, III Rep. pp. 236-9); in the date V. 6, read varshe'bdhi-khahındumite=1804, ınstead of abdhi-khagnindu = 1304. For Kshamasagara ganı see No. 69. ( The Indian Antiquary, Vol. XXIII, p. 178.)

૨૨૨૯. પ્રો. પીટર્સને પોતાના સંસ્કૃત હસ્તપ્રત વિષયક સને ૧૮૮૬–૯૨ ના અહેવાલમા 'સ્નાત્ર પંચાશિકા' વિશે સુંદર નોંધ લખી છે, જે નિમ્નોક્ત છે—

Udayasagara-Author of the Snatrıpanchasika. " Vıdhipakshagachchhadhıraja pujya bhattaraka." Udayasagara, who composed this book in Samvat 1804 ( ? wrote perhaps "Varshe'bdhıkhashtindumıte") in Padalıpta cıty ( Palıtana) of Saurashtra ( Sorath ), gives his spıritual genealogy as follows :—

(1) Dharmamurtı. Of the Chandra kula and the Vıdhıpaksha gachchha. See Weber II, p. 257.
(2) Sıvasindhusurı
(3) Amarabdhısurı ( Amarasagarasurı ).
(4) Vıdyasagara. " Upakesavansajanushah."
(5) Udayodadhı (Udayasagara) Our author. Sıvasindhusurı ın thıs lıst ıs a synonym of Kalyanasagara (See that sentry : ıva=kalyana and sındhu=sagara). His guru was Dharmaguttı (Dhammamutti at 3, p. 22o, must be a mıstake for Dhammamutti ).

Udayasagara wrote at the request of Vımala sadhu. 3, App. p. 236.

**સ્વર્ગગમન**

૨૨૩૦. કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન, મધ્યભારત, મહારાષ્ટ્ર અને દક્ષિણના પ્રદેશોમાં અપ્રતિહત વિચરી, અનેક ભવિ જીવોને ધર્મ પમાડી, જિનશાસનનો ઉદ્યોત કરીને તેમજ ગચ્છનો મહિમા વધારીને ગચ્છનાયક ઉદયસાગરસૂરિ ૬૩ વર્ષની વયે સં. ૧૮૨૬ ના આસો સુદી ૨ ના દિને સુરતમાં દિવંગત થયા.

૨૨૩૧. એમના સ્વર્ગગમનનાં વર્ષ માટે પ્રમાણોમા વિરોધાભાસ વર્તાય છે. ડૉ. ક્લાટ અને ભીમશી માણેકે સં. ૧૮૨૬ નું વર્ષ નોંધ્યું છે, જ્યારે પટ્ટાવલી–યંત્રમાં તેમણે ૭૩ વર્ષનું આયુ પાળ્યું એવા ઉલ્લેખો પણ મળે છે જુઓ 'શતપદી–ભાષાંતર,' પૃ. ૨૨૩ પ્ર. રવજી દેવરાજ. સ. ૧૮૨૮માં સુરતમા જ્ઞાનસાગરે રચેલી પટ્ટાવલીમાં એમની વિદ્યમાનતા જણાવી છે. **एवं मदीयास्ते गुरवः संप्रति निजचरणन्यासमहिमंडलं पवित्रयंतो विचरंति ।** આ ઉલ્લેખ દ્વારા સં. ૧૮૨૮ સુધી ઉદયસાગરસૂરિની વિદ્યમાનતા નિશ્ચિત થાય છે.

૨૨૩૨. પ્રતિષ્ઠા લેખો દ્વારા જોયું કે સં. ૧૮૨૭ ના માઘ સુદી ૨ ને શુક્રવારે ઉદયસાગરસૂરિએ જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી. આ ઉલ્લિખિત પ્રમાણ દ્વારા પણ સ્પષ્ટ થાય છે કે તેઓ સં ૧૮૨૬

પછી પણ વિદ્યમાન હતા. આથી સં. ૧૮૨૬ માં ગચ્છનાયક કાલધર્મ પામ્યા હતા એ વાત વિચારણીય ઠરે છે આ વિશે અન્વેષણ કરવું અપેક્ષિત છે

૨૨૩૩. ઉદયસાગરસૂરિએ ગચ્છના કર્ણધાર તરીકે સારી નામના પ્રાપ્ત કરી હતી. તેઓ સ્વભાવે અત્યંત મિલનસાર હોઈને કયારે ય વિતંડાવાદમાં પડ્યા નથી કે ગચ્છ ઘર્ષણ વધાર્યું નથી. તેઓ અન્ય ગચ્છના અગ્રેસરો સાથે હળીમળીને રહ્યા વિશેષમાં તેઓ બહુશ્રુત વિદ્વાન હોઈને ભારે પ્રભાવ વર્તાવી શકયા હતા. આ ગચ્છનાયકની સુંદર કારકિર્દીને બિરદાવતા ઉપા દર્શનસાગર 'પંચસયત વિચાર'ની પુષ્પિકામા એમને 'યુગ પ્રધાન'નું ઉચ્ચ બિરુદ આપી દે છે. કવિવર નિત્યલાભે તો ઉદયસાગરસૂરિના ગુણગાનમાં 'વિદ્યાસાગરસૂરિ રાસ'નો ઘણો મોટો ભાગ રોકી લીધો છે. એ વર્ણનમાંથી એક કડિકા જ નોંધીએ—

ગુણ ભરીઓ દરીઓ, ગુહિર જ્ઞાન તણો ગુરુરાજ;<br>
સરસ વચન રચના સરસ, ગિરૂયો ગરીબનિવાજ.

# ૨૨. શ્રી કીર્તિસાગરસૂરિ

૨૨૩૪. કચ્છદેશ અંતર્ગત દેશલપુર ગામના ઓશવાળ જ્ઞાતીય, વૃદ્ધશાખીય શાહ માલસિંહની ભાર્યા આસબાઈની કૂખે તેમનો સં. ૧૭૯૬ માં જન્મ થયો. તેમનું મૂલ નામ કુંઅરજી હતું.

૨૨૩૫. ભીમશી માણેક ગુરુપટ્ટાવલીમાં નોંધે છે કે તેઓ સં. ૧૮૦૪ માં ઉદયસાગરસૂરિના શ્રાવકપણે શિષ્ય થયા સં. ૧૮૦૯ માં માંડવી બંદરમાં ગુરુ પાસે દીક્ષા લીધી અને તેમનું કીર્તિસાગર અભિધાન રાખવામાં આવ્યું. સં. ૧૮૨૩ માં સુરતમાં તેમને આચાર્યપદ-સ્થિત કરવામાં આવ્યા શાહ ખુશાલચંદે તથા ભૂખણદાસે ૬ હજાર રૂપીઆ ખરચીને પદમહોત્સવ કર્યો. અંજારમાં તેઓ સં. ૧૮૨૬ માં ગચ્છેશ-પદે અભિયુક્ત થયા. સં. ૧૮૪૩ ના ભાદરવા સુદી ૬ ને દિવસે તેઓ સુરતમાં ૪૮ વર્ષનું આયુ પાળીને સ્વર્ગે સંચર્યા.

૨૨૩૬. ધર્મસાગરજી અંચલગચ્છની પટ્ટાવલીમાં ઉપર્યુક્ત હકીકતોનો બહુધા હવાલો આપે છે. તેમના મતાનુસાર સં ૧૮૨૬ ના આસો સુદી ૨ ને દિવસે અંજારમાં કીર્તિસાગરસૂરિને ગચ્છેશપદ પ્રાપ્ત થયું. વિશેષમાં ધર્મસાગરજી કીર્તિસાગરસૂરિના સ્વર્ગગમનની મિતિ તથા તિથિ પણ નોંધે છે. તેમના જણાવ્યા પ્રમાણે આચાર્ય સં. ૧૮૪૩ ના ભાદરવા સુદી ૬ ને દિવસે દિવંગત થયા જુઓ મોટી પટ્ટાવલી પૃ. ૩૭૩.

૨૨૩૭. પટ્ટાવલી-યંત્રમાં પણ કીર્તિસાગરસૂરિ વિશે એ પ્રમાણે નોંધ મળે છે. આચાર્યના ગચ્છેશ-પદનું વર્ષ તેમાં સં. ૧૮૨૬ છે, પરંતુ એ વિચારણીય છે. આપણે ગયા પ્રકરણમાં, એ પછી પણ પૂર્વગામી પટ્ટધર ઉદયસાગરસૂરિની વિદ્યમાનતા હતી એમ સિદ્ધ કરી ગયા છીએ. પટ્ટાવલી યંત્રની નોંધ માટે જુઓ 'શતપદી ભાષાંતર' પૃ ૨૨૩, પ્રો રવજી દેવરાજ દ્વારા પ્રકાશિત.

૨૨૩૮. ડૉ જહોન્નેસ ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે. અંચલગચ્છીય પટ્ટાવલીમાં તેઓ કીર્તિસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છે.—

68. Kirtisagarasuri, son of Osavansa jnatiya, Saha Malasinha in Desala pura (Kachchha-dese), and of Asabai, mula naman Kumaraji, born Samvat 1796, became 1804 Sishya of Udayasagarasuri, diksha 1809 in Mandavi-bandara, acharya-pada 1823 in Surat, at which occasion Sa Khusalachand and Bhukhandas spent 6000/- rupees, on the preparation of a mahotsava, gachchhesa 1826 in Anjara, + 1843 bhad-

rava sudi 6 in Surat–bandara, at the age of 48 (The Indian Antiquary, Vol. XXIII, p. 178)

**શિષ્ય સમુદાય**

૨૨૩૯ કીર્તિસાગરસૂરિના સમયમાં અચલગચ્છીય શ્રમણોની સંખ્યા અલ્પ હતી. ગચ્છનાયકના ગુરુબંધુઓ, ઉદયસાગરસૂરિના ચાર ઉપાધ્યાયો (૧) કીર્તિસાગર (૨) દર્શનસાગર (૩) જ્ઞાનસાગર (૪) બુદ્ધિસાગર પ્રભૃતિ શ્રમણોનો ઉલ્લેખ અહીં પ્રસ્તુત છે.

૨૨૪૦. ખંભાતના શ્રીમાલી સોમચંદ્રે સં. ૧૭૯૮ માં ઉદયસાગરસૂરિ પાસે દીક્ષા લીધી. સં. ૧૮૦૩ માં વડી દીક્ષા વખતે એમનું કીર્તિસાગર નામ રખાયું. જૈન શ્રુતનાં અધ્યયન બાદ સ. ૧૮૦૫ મા તેઓ ઉપાધ્યાયપદે વિભૂષિત થયા. તેમણે રચેલાં સ્તવનો ઉપલબ્ધ છે. જુઓ 'જૈન પ્રબોધ' ભા. ૧, પૃ. ૪૧૨, પ્ર. ભીમશી માણેક.

૨૨૪૧. નલિયાના ઔદિચ્ય બ્રાહ્મણ દેવશંકરે સં. ૧૮૦૩ ના પોષ સુદી ૧૩ના દિને ઉદયસાગરસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી અને તેમનું દર્શનસાગર નામ રાખવામાં આવ્યું. તેઓ સારા પદ્યકાર હતા અધ્યયન બાદ સં. ૧૮૦૮ માં ઉપાધ્યાયપદે વિભૂષિત થયા. એમની સાહિત્યપ્રવૃત્તિ ઉલ્લેખનીય છે.

૨૨૪૨. દર્શનસાગરે સં. ૧૮૧૯ માં સુરતમાં ચોમાસુ રહી 'પંચકલ્યાણક ચોવીશી' રચી. સં. ૧૮૨૩ ના માગશર સુદી ૧૦ ને ગુરુવારે સુરતના વડાચૌટામા આવેલા ઉપાશ્રયમાં રહીને 'પ્રિયંકર નૃપ કથા' અપરનામ 'ઉપસર્ગહર પ્રભાવિની કથા'ની પ્રત લખી મૂલ ગ્રંથના કર્તા વિશાળરાજસૂરિ શિ. સુધાભૂષણ શિ. જિનસૂરમુનિએ આણંદપુરમાં ગ્રંથ લખ્યો. દર્શનસાગરે લખેલી પ્રત ભાંડારકર પ્રાચ્ય વિદ્યા મંદિરમા છે, જે પરથી પં. બેચરદાસે ગ્રંથ પ્રકટ કર્યો

૨૨૪૩. ૧૮૨૬ ના કાર્તિક સુદી ૪ ને શુક્રવારે સુરતના હરિપુરાના ઉપાશ્રયમાં રહીને દર્શનસાગરે 'પંચસંયત વિચાર'ની પ્રત લખી, જે પાલીતાણામાં વીરબાઈ પાઠશાળાના ભંડારમા છે. સં ૧૮૨૪ ના માઘ સુદી ૧૩ ને રવિવારે સુરતમાં વડાચૌટાના ભાઈસાજીના ઉપાશ્રયમા રહીને 'આદિનાથ રાસ' રચ્યો. ૬ ખંડની આ પદ્ય કૃતિમાં સર્વ ૬૦૮૮ પદ્યો છે મૂળ ગ્રંથ સોમચંદ ધારસીએ પ્રકાશિત કર્યો છે આ ગ્રંથની પ્રશસ્તિમા અચલગચ્છનાં પૂર્વ નામાભિધાનો, પટ્ટાવલી, તત્કાલીન સુરતના શ્રાવકો વિષયક ઘણી માહિતીઓ છે. આ રાસ રચવામાં કવિએ ચાર ગ્રંથાનો આધાર લીધો છે એમ પણ તેમણે રાસમા સ્વીકાર્યું છે—(૧) હેમચંદ્રાચાર્ય કૃત આદિનાથ ચરિત્ર (૨) વિનયચંદ્રસૂરિ કૃત આદિનાથ ચરિત્ર (૩) શત્રુંજય માહાત્મ્ય (૪) ઉપદેશ ચિન્તામણિ વૃત્તિ કવિએ આ રાસ પ્રાગ્વાટ ખુશાલચંદના પુત્ર નિહાલચંદ, મોહનદાસના પુત્ર ભુખણદાસ, ગલાલશાહના પુત્ર સકલચંદ્રના આગ્રહથી રચ્યો આગમગચ્છીય સિંહરત્નસૂરિના શિષ્ય હેમચંદનો પણ આગ્રહ હતો એમ ગ્રંથને અંતે જણાવાયું છે. આ કૃતિએ દર્શનસાગરજીને ભારે નામના અપાવી છે

૨૨૪૪. ઉપાધ્યાય દર્શનસાગરજી પાસે અનેક શ્રમણોએ વિદ્યાભ્યાસ કરેલો પટ્ટાવલીના ઉલ્લેખ દ્વારા જણાય છે કે મહો રત્નસાગરજીના પ્રશિષ્ય વૃદ્ધિસાગરના શિષ્ય હીરસાગરે પોતાના દાદાગુરુ મેઘસાગરની આજ્ઞાથી દર્શનસાગરજી પાસે ભાષા–પિંગલનો અભ્યાસ કર્યો હતો. દર્શનસાગરજીએ ચોવીશ જિનેશ્વરોનાં સ્તવનો આદિ ભક્તિપૂર્ણ કૃતિઓ પણ રચી હતી.

૨૨૪૫. વાગડના આધોઈ ગામમાં નાનચંદે સં. ૧૮૦૭માં ઉદયસાગરસૂરિ પાસે દીક્ષા લીધી. અને એમનું જ્ઞાનસાગર નામ રાખવામાં આવ્યું. સં. ૧૮૧૩ માં તેઓ ઉપાધ્યાયપદે વિભૂષિત થયા. સંસ્કૃત, વ્યાકરણાદિ શાસ્ત્રોમાં તેઓ નિપુણ હતા. સહજસાગર પ્રભૃતિ મુનિઓએ એમની પાસે વ્યાકરણ, પિંગલ વિગેરેનો અભ્યાસ કરેલો. એમની પ્રેરણાથી વિદ્યાશિષ્ય સહજસાગરે પદ્યગ્રંથો રચેલા. ઉપાધ્યાય જ્ઞાનસાગરે અનુસંધાનરૂપ પટ્ટાવલી સંસ્કૃતમાં લખી. ઉદયસાગરસૂરિની આજ્ઞાથી સં. ૧૮૨૮માં સુરતમાં રહીને એ લખાઈ એમ પટ્ટાવલીને અંતે ઉલ્લેખ છે. આ પટ્ટાવલીની પ્રમાણભૂતતા શંકિત હોઈને તેની મૂળ પ્રત શોધવી ઘટે છે. સાંપ્રત પ્રતોમાં ઉલ્લેખ છે કે સં. ૧૮૯૩ ના માગશર સુદી ૯ના દિને નાગોરમા સાચીહર બ્રાહ્મણ રામચંદ્ર લહીઆએ તે લખી., આ પ્રત પણ શોધવી ઘટે છે.

૨૨૪૬. કચ્છ–મુદરાના ઓશવાળ વડેરા હરસીએ ઉદયસાગરસૂરિ પાસે સં. ૧૮૧૧ માં દીક્ષા લીધી અને તેમનું બુદ્ધિસાગર નામ રાખવામાં આવ્યુ. સં. ૧૮૧૫ માં તેઓ ઉપાધ્યાયપદે વિભૂષિત થયા. ઉપર્યુક્ત ચારે ઉપાધ્યાયો ગચ્છનાયક ઉદયસાગરસૂરિના હસ્તદીક્ષિત શિષ્યો હતા. હવે કીર્તિસાગરસૂરિના સમયના શ્રમણોનો ઉલ્લેખ પ્રસ્તુત છે.

૨૨૪૭. જ્ઞાનસાગરના શિષ્ય કરુણાસાગર અથવા તો દયાસાગરે આ અરસામાં કેટલાંક સ્તવનો રચ્યાં. કયા જ્ઞાનસાગર તેનો નિર્ણય થઈ શકતો નથી.

૨૨૪૮. વા ક્ષમારાજના શિષ્ય પં. જ્ઞાનરાજે સં. ૧૮૩૩ના કાર્તિક સુદી ૧૧ને શુક્રે જયપુરમાં કનકસુંદર કૃત 'હરિશ્ચંદ્ર રાજાનો રાસ'(સં. ૧૬૯૭)ની પ્રત લખી. પુષ્પિકામાં એમના ભક્ત શ્રાવક દેવાનંદસખાગોત્રીય વોહરા સ. દીવાન માણેકચંદ દેવજી જીવરાજ, દીવાન ગુલાબચંદ નિહાલચંદનો ઉલ્લેખ છે. કછવાહ રઘુવંશીય મહારાજા પૃથ્વીસિંહના રાજ્યમાં એ પ્રત લખાઈ. મૂલ ગ્રંથના કર્તા કનકસુંદર ભાવડગચ્છના હતા જુઓ– જૈ. ગૂ ક. ભા. ૧, પૃ. ૫૮૪.

૨૨૪૯. ત્રિપુટીમહારાજ જણાવે છે કે ભટ્ટારક કીર્તિસાગરસૂરિના શિષ્ય શિવરત્ને 'ચૌદ ગુણસ્થાનક સ્તવન' ૯૮ કંડિકામાં રચ્યું. જૈ. પ. નો ઇતિહાસ, ભા ૨, પૃ ૫૩૭.

૨૨૫૦. સં. ૧૮૩૦ના શ્રાવણ સુદી ૧૫ ને ગુરુવારે નવાનગરમાં શાહ રૂપસી રત્નપાલ પ્રમુખ શ્રાવકોના પઠનાર્થે મેઘરાજ કૃત 'સત્તરભેદી પૂજા'ની પ્રત લખાઈ.

૨૨૫૧. હરખચંદ્રગણિના શિષ્ય શિવચંદે સ. ૧૮૪૨ માં સુરતના વડચૌટાના ઉપાશ્રયમાં રહીને 'પ્રત્યેક બુદ્ધ કથા સ્તબક'ની પ્રત લખી. જુઓ મુનિ પુણ્યવિજયજીનો પ્રશસ્તિ–સંગ્રહ, ભા. ૨, નં. ૩૯૯૦.

૨૨૫૨. ચદ્રશાખાના કલ્યાણચંદના શિષ્ય સૌભાગ્યચંદ્ર સં. ૧૮૪૮ મા વિંઝાણમાં આવ્યા અને ત્યાં પોશાળ બંધાવી. તેઓ મંત્રવાદી હતા તે વિશે અનુશ્રુતિમાં અનેક આખ્યાયિકાઓ સભળાય છે. એમના દાદા ગુરુ માનચંદ્રનો વાગડમા વિહાર હતો. કલ્યાણચંદ્ર સં. ૧૭૯૦ મા રામાણીઆ આવ્યા સૌભાગ્યચંદ્રના શિષ્ય ખુશાલચંદ્ર થયા, જેઓ સ. ૧૮૬૦ મા વિંઝાણની પોશાળમા કાળધર્મ પામ્યા તેમના શિષ્ય રામચંદ્ર થયા

૨૨૫૩. આ અરસામા સાધ્વી દાનશ્રીનો ઉલ્લેખ મળે છે. તેમણે સં. ૧૮૩૩ના માગશર વદિ ૭ ના દિને સુરતમાં રહી સાધ્વી ગુણશ્રી કૃત 'ગુરુગુણચોવીશી'( સં. ૧૭૨૧ )ની પ્રત લખી. જુઓ પટ્ટાવલી પૃ ૩૯૧. પ્ર૦ સોમચદ ધારસી,

૨૨૫૪. પં. મેઘસાગર શિ. ગંગસાગર શિ કૃપાસાગરે સં. ૧૮૨૮ ના શ્રાવણ સુદી-૫ ને બુધવારે ગોડીજીની યાત્રા કરી એ વિશે સ્તવન રચ્યું સંભવત આ સંઘમાં કીર્તિસાગરસૂરિ પણ ઉપસ્થિત રહેલા. પ્રશસ્તિમાં એમના નામનો ઉલ્લેખ છે.

## કીર્તિસાગરસૂરિના પ્રતિષ્ઠા લેખો

૨૨૫૫. કીર્તિસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી મૂર્તિઓના લેખો સુરતનાં ગોપીપુરાનાં શ્રી સંભવનાથ જિનાલયમાંથી આ પ્રમાણે પ્રાપ્ત થાય છે, જે અદ્યાવધિ અપ્રકટ છે

(१) संवत् १८३१ वर्षे माघ वदि ५ सोमे श्री प्राग्वाटज्ञातीय...

(२) संवत् १८३१ वर्षे माघ वदि ५ श्री प्राग्वाटज्ञातीय लघु सं......विमलमत्री... श्रेयोऽर्थं श्री पार्श्वनाथविंवं अंचलगच्छे सुरती विंदरे .

(३) संवत् १८३१ वर्षे शाके १६९६ प्रवर्त्तमाने माव वदि ५ सोमवासरे श्री प्राग्वाट ज्ञातिय विमलमंत्रीश्वर संताने मह० .मालती तत् पुत्र...आणंदजी तत् पुत्र...चंदजी तत् पुत्र मह मानीदास तत् पुत्र...निहालचंद आत्मश्रेयसे...

(४) सवत् १८३१ वर्षे माघ वदि ५ सोमे मं० निहालचन्दकस्य विंवं कारापितं। श्री अञ्चलगच्छे पूज्य भट्टारक श्री कीर्त्तिसागरसूरीश्वराणामुपदेशेन प्रतिष्ठतं ।

(५) संवत् १८३१ वर्षे माघ वदि ५ सोमे सा० सुरचंद मुलचंदकस्य श्री वासुपूज्य स्वामी विंवं कारापितं श्री सुरत वन्दरे प्रतिष्ठितंः ।

(६) संवत् १८३१ वर्षे माघ वदि ५ सोमे......श्री नमिनाथकस्य बिंबं कारापितं ॥

(७) संवत् १८३१ वर्षे माघ वदि ५ सोमे झवेरवाईकस्य बिंबं कारापितं ॥

(८) सं० १८३१ वर्षे माघ वदि ५ सोमे राजवहुकस्य विंवं कारापितं ॥

(९) सं० १८३१ वर्षे माघ वदि ५ सोमे लालचंद.. विंवं कारापितं ॥

(१०) सं० १८३१ शाके १६९६ माघ वदि ५ सोमे . ...सा० दीपा भार्या दीरवी श्री ऋषभदेव विंवं कारा० सं० सुरती ॥ स०...

(११) संवत् १८३१ वर्षे माघ वदि ५ सोमे लखमीयाईकस्य यिंवं कारापितं...

(१२) संवत् १८३१ वर्षे...मासे...सोमवारे...

(१३) स. १८३१ वर्षे माघ वदि ५ सोमे ..बाईकस्य विंवं कारापितं ..

(१४) सं. १८३१ वर्षे माघ वदि ५ सोमे देववाईकस्य विंवं कारापितं...

(१५) सं. १८३१ वर्षे माघ घदी ५ ..कुशलकस्य विंवं कारापित...

(१६) सं. १८४३ वर्षे वैशाख सुदी ६ सोमे श्रीमालज्ञातीय याई मा...य...विंवं कारापितं श्री अंचलगच्छे ॥

(१७) सं. १८४३ वैशाष सुदी ६ सुमतिनाथ...केवलवाई...

(१८) विमलनाथ । राजावहु नामनी संवत १८४३ वेशाप सु० ६ चन्द्रे...

### જિનાલય-ઉપાશ્રય નિર્માણ

૨૨૫૬. અમદાવાદમાં શેખના પાડામાં શ્રી પાર્શ્વનાથ જિનાલય કીર્તિસાગરસૂરિના સમયમાં અંચલગચ્છીય સંઘે બંધાવ્યું. આ મંદિરમાં ૧૯ મા સૈકાની શ્યામ આરસની પ્રાચીન ચોવીશી છે. લાકડાનાં તોરણો અને થાંભલાનું નકશીકામ દર્શનીય છે. પાસે જ અંચલગચ્છીય ઉપાશ્રય છે. રતનપોળમાં શ્રી શાંતિનાથ જિનાલય પણ અંચલગચ્છીય શ્રાવકોએ બંધાવ્યું, જેમાં ૬૯ પાષાણની અને ૧૦ ધાતુની પ્રતિમાઓ, ૧૫ સિદ્ધચક્રો તથા ૨ ધાતુનાં યંત્રો હતાં. જુઓ—'જૈન શ્વેતાંબર મંદિરાવલી.'

માંડલ પણ અંચલગચ્છની પ્રવૃત્તિનું પહેલેથી જ મહત્ત્વનું કેન્દ્ર રહ્યું છે. ત્યાં આજે પણ ગચ્છના ઘણા શ્રાવકો છે. ત્યાં સાધુ–સાધ્વીના બે ભિન્ન ઉપાશ્રય તથા જૈન ભારતી ભૂપણ વિદ્યાશાળા પુસ્તકાલય, બે જિનમંદિરો આદિ છે. અહીંના સાધુના ઉપાશ્રયનો લેખ આ પ્રમાણે છે :

**संवत् १८४२ वर्षे श्रावण वदि, १२ श्री च...भट्टारक श्री ७ श्री कीर्तिसागरसूरीश्वर...**

આ પચકોણ શિલાલેખ દ્વારા જાણી શકાય છે કે ઉપાશ્રય કીર્તિસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૮૪૨ ના શ્રાવણ વદિ ૧૨ ના દિને અંચલગચ્છીય શ્રાવકોએ બંધાવ્યું. હાલ ઉપાશ્રયનું નૂતન સંસ્કરણ થયું છે, પણ ઉક્ત લેખ પહેલાની જેમ જ રાખ્યો છે.

---

## ૬૩. શ્રી પુણ્યસાગરસૂરિ

૨૨૫૭. વડોદરાના પ્રાગ્વાટ જ્ઞાતીય શાહ રામસીની ભાર્યા મીઠીબાઈની કૂખે સં. ૧૮૧૭ માં એમનો જન્મ થયો. એમનું મૂળ નામ પાનાચંદ હતું. તેઓ સં. ૧૮૨૪ માં કીર્તિસાગરસૂરિના શ્રાવકપણે શિષ્ય થયા. સં. ૧૮૩૩ માં ભૂજપુરમાં તેમને દીક્ષા આપી તેમનુ પુણ્યસાગર એવું નામાભિધાન રાખવામાં આવ્યુ. સં. ૧૮૪૩ માં સુરતમાં તેમને આચાર્ય તેમજ ગચ્છેશપદ પ્રાપ્ત થયા. શાહ લાલચંદે એમનો પદમહોત્સવ ઘણું ધન ખરચીને કર્યો. સં. ૧૮૭૦ ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે ૫૩ વર્ષનું આયુ પાળીને તેઓ પાટણમાં કાળધર્મ પામ્યા. જુઓ ભીમસી માણેક કૃત 'ગુરુપટ્ટાવલી' પૃ. ૫૧૭.

૨૨૫૮. ઉક્ત પટ્ટાવલીને અનુસરતી જર્મન વિદ્વાન ડૉ. ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે:

69. Punyasagara-suri, son of gama Sri Vadodarana-Poravada jnatiya Sa Ramsi in Gujarata and of Mithibai, mula naman Panachand born Samvat 1817, became 1824 pupil of Kirtisagarasuri, diksha 1833 in Bhujapura, acharya and gachchhesa 1843 in Surata, the mahotsava being prepared by Sa Lalchand. He died 1870 Karttika Sudi 13 in Patana, at the age of 53. Inscr. Samvat 1861 (Epigr. Ind. II 39).

એ પછી ડૉ. ક્લાટે તેજસાગરનો ઉલ્લેખ કર્યો છે, જેમને વિશે ગયા પ્રકરણમાં કહેવાઈ ગયું. જુઓ—ઇન્ડિયન એન્ટીક્વેરી, પુસ્તક ૨૩, પૃ. ૧૭૮.

૨૨૫૯. પટ્ટાવલી યંત્રમાં પણ ઉપર્યુક્ત હકીકતને જ પુષ્ટિ મળતી હોઈને પુણ્યસાગરસૂરિની જીવન-ચારિકા વિશે કોઈ પણ મતભેદ રહેતો નથી. જુઓ 'શતપદી ભાષાંતર' પ્રો. રવજી દેવરાજ દ્વારા પ્રકાશિત, પૃ. ૨૨૩ પુણ્યસાગરસૂરિનાં અંગત જીવન વિશે ઝાઝી માહિતી ઉપલબ્ધ થતી નથી. વિંઝાણના જ્ઞાન-ભંડારમાં પુણ્યસાગરસૂરિ સુધીની પટ્ટાવલી છે, જે દ્વારા એમનાં જીવન પર સવિશેષ પ્રકાશ પાડી શકાશે એમ જણાય છે.

### શિષ્ય સમુદાય

૨૨૬૦. પુણ્યસાગરસૂરિના ગચ્છનાયકકાલ દરમિયાન થયેલા શ્રમણોનો અલ્પ ઉલ્લેખ અહીં પ્રસ્તુત છે. ગચ્છનાયકના સહચર શિષ્ય ધનસાગરગણિએ સં. ૧૮૬૧ ના માગશર સુદી ૩ ને બુધે શત્રુંજયગિરિ પરના ઇચ્છાકુંડની શિલા-પ્રશસ્તિ લખી. પુણ્યસાગરસૂરિના શિષ્ય મોતીસાગરે 'શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન' લખ્યું, જેની પ્રત જશવિજય ભંડારમા છે. ચૈત્રી પૂનમે એ તીર્થની યાત્રા કરી એ સ્તવન રચ્યુ. જુઓ—'શંખેશ્વર મહાતીર્થ', ભા. ૨, પૃ. ૧૬૨-૩. મોતીસાગરે સં. ૧૮૭૯ ના આષાઢ વદિ ૭ ના દિને

પાટણના ફોફલીઆવાડામાં રહીને ખરતરગચ્છીય લાભવર્દ્ધન કૃત 'વિક્રમ ચોપાઈ' (સં. ૧૭૨૩)ની પ્રત લખી.

૨૨૬૧. સં. ૧૮૪૭ના માગશર સુદી ૧ ના દિને વા. સત્યલાભના શિષ્ય ન્યાયવર્ધનગણિએ શિષ્ય રત્નસુંદરનાં પઠનાર્થે વા. નિત્યલાભ કૃત 'સદેવંત–સાવલિંગા રાસ'ની પ્રત લખી, જે પાલીતાણાના વીરબાઈ પાઠશાળાના ભંડારમાં છે.

૨૨૬૨. સં. ૧૮૬૦ ના દ્વિ. ચૈત્ર વદિ ૧૧ ને રવિવારે પાલીતાણામાં આણંદશેખરે સાધ્વી પ્રેમશ્રી શિ. અજબશ્રીનાં પઠનાર્થે નયનસુંદરકૃત 'શત્રુંજયમંડણ તીર્થોદ્ધાર રાસ'(સં. ૧૬૩૮)ની પ્રત લખી. ભૂજનાં ચિન્તામણિ પાર્શ્વનાથ જિનાલય, જેની પ્રતિષ્ઠા કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૬૬૩ માં થયેલી, તે સં. ૧૮૭૫ના જેઠ વદિ ૯ ને બુધવારે ધરતીકંપથી ખંડિત થયેલું. સં. ૧૮૭૬ માં આણંદશેખરના ઉપદેશથી શાહ પ્રાગજી ભવાનજી, આશકરણ રામજી પ્રમુખ સમસ્ત અંચલગચ્છીય સંઘે તે જિનાલયનો જીર્ણોદ્ધાર કર્યો. તે વખતના તામ્રપત્રમાં આણંદશેખરને સંવેગી સાધુ કહ્યા છે. જુઓ પટ્ટાવલી પૃ. ૩૫૨.

૨૨૬૩. મહો. રત્નસાગરજીની પરંપરામાં થયેલા સહજસાગરજીના શિષ્ય માનસાગરજીએ સં. ૧૮૪૬ ના કાર્તિક વદિ ૫ ને શનિવારે ભૂજમાં રહીને 'રહસ્ય શાસ્ત્ર' નામક ગ્રંથ રચ્યો. ૭૭૦ શ્લોક પરિમાણનો આ રહસ્ય વિષયક ગ્રંથ સાહિત્યમાં નવી ભાત પાડે છે.

૨૨૬૪. કલ્યાણજી પુત્ર કવિ રૂપચંદે સં. ૧૮૫૦ માં મુનરામાં 'નેમજી બારમાસો સ્તવન' રચ્યું, એ વર્ષે ગચ્છનાયક પુણ્યસાગરસૂરિ ત્યાં ચાતુર્માસ હતા. કવિ રૂપે ૧૧૨ પદ્યોમાં 'ગોડી પાર્શ્વનાથ છંદ' રચ્યો, જેમાં એ તીર્થની ઉત્પત્તિ વિશે પ્રમાણભૂત માહિતીઓ છે. જુઓ—જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૫૪૫. પ્રો. બનારસીદાસને કવિ રૂપ કૃત 'કોરપાલ સોનપાલ લોઢા ગુણ પ્રશંસા' નામક ૧૪ હિન્દી પદ્યોની ઐતિહાસિક કૃતિ પ્રાપ્ત થયેલી જુઓ—જૈ. સા. સં. ખંડ ૨, અંક ૧, પૃ. ૩૫. એ કૃતિ આ કવિની જ સંભવે છે. આ કવિકૃત પ્રકીર્ણ સ્તવનાદિ કૃતિઓ પણ ઉપલબ્ધ થાય છે.

૨૨૬૫. સૌભાગ્યચંદ્રના શિષ્ય સ્વરૂપચંદે 'ચોવીશી', 'માલણનું ગીત', 'યુગપત્ સ્તુતિ', 'ત્રેસઠ શિલાકા પુરુષનાં પ્રભાતિયાં', 'આદિનાથ ચોઢાલિયું' ઈત્યાદિ અનેક પદ્યકૃતિઓ રચી, જે વિવિધ પૂજા, સ્તવનાદિ સંગ્રહોમાં પ્રકાશિત થઈ છે કવિ પોતાના ગ્રંથોની પ્રશસ્તિઓમાં પોતાના ગુરુનું ઋણ સ્વીકારે છે.

### પુણ્યસાગરસૂરિનાં સ્તવનો

૨૨૬૬. પુણ્યસાગરસૂરિએ કેટલાંક સ્તવનોની રચના કરી છે. લીંબડી જ્ઞાનભંડારમાં તેમણે રચેલાં શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવનની એક પ્રત ઉપલબ્ધ છે. કૃતિને અંતે તેઓ જણાવે છે—

> શ્રી અંચલગચ્છ સિણગાર, શ્રી પુણ્યાબ્ધિસૂરીસરુજી;
> જે સેવે શ્રી શંખેશ્વર મહારાજ, મુક્તિ રમણી વરે સુંદરુજી. ૯

### પુણ્યસાગરસૂરિના પ્રતિષ્ઠા લેખો

૨૨૬૭. પુણ્યસાગરસૂરિના સમયના કેટલાક ઉપલબ્ધ પ્રતિષ્ઠાલેખોનો ઉલ્લેખ અહીં પ્રસ્તુત છે. સુરતના શ્રી સંભવનાથજીના અંચલગચ્છીય જિનમંદિરની ધાતુમૂર્તિનો લેખ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે—

**संवत् १८४४ वर्षे वैशाख सुद् १३ दिने ओसवाल ज्ञातीय...पुशालचन्द सुरचंद श्री धर्मनाथ बिंबं श्री अञ्चलगच्छे ॥**

૨૨૬૮. એ જિનાલયની આરસની મૂર્તિ ઉપર આ પ્રમાણે ત્રુટક લેખ પ્રાપ્ત થાય છે— **सं. १८४६ वर्षे . वदि प शुक्रे सा० ना**...એ અરસામાં પુણ્યસાગરસૂરિ સુરતમાં જ બહુધા બિરાજતા હતા. સં. ૧૮૪૩ માં એમને આચાર્ય તેમજ ગચ્છનાયક પદ સુરતમાં જ પ્રાપ્ત થયેલાં.

૨૨૬૯. શત્રુંજયગિરિ ઉપર પાંચ પાંડવનાં મંદિરની પાછળના સહસ્રકૂટનું મંદિર સં. ૧૮૬૦ ના વૈશાખ સુદી ૫ ને સોમવારે સુરતના શ્રી શ્રીમાલ જ્ઞાતીય શાહ ભાઈસાજી પુ૦ લાલભાઈ પુ૦ માહાભાઈના પુત્ર ખુબચંદભાઈએ પુણ્યસાગરસૂરિના ઉપદેશથી ગોહેલ ઉનડજીનાં રાજ્યમાં બંધાવ્યું. આરસના સહસ્રકૂટનાં પ્રવેશદ્વાર તરફના બન્ને લેખોમાં થોડા ફેરફાર સાથે ઉક્ત હકીકતનો ઉલ્લેખ છે. પાછળથી ઉમેરવામા આવ્યુ છે કે એ સહસ્રકૂટ જિનબિંબની પ્રતિષ્ઠા તપાગચ્છીય વિજયજિનેન્દ્રસૂરિએ કરી. મૂળ લેખો માટે જુઓ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાંક ૩૨૪ અને ૩૨૫. ડૉ. બુહ્‌લરે આ લેખ વિશે 'એપિગ્રાફિયા ઇન્ડિકા,' ભા ૨, પ્રકરણ ૬ માં નોંધ લખી છે.

૨૨૭૦. પુણ્યસાગરસૂરિનો પદ મહોત્સવ કરનાર લાલચંદ્ર ઉક્ત લેખમા કહેલ લાલભાઈ સંભવે છે.

૨૨૭૧. શત્રુંજયગિરિ ચડતાં સૌ પ્રથમ ડાબી તરફ આવતા 'ઇચ્છા—કુંડ'નુ નિર્માણ પણ પુણ્યસાગરસૂરિના ઉપદેશનું જ ફળ છે. એ કુંડની સમચોરસ આરસની તખ્તી ઉપર વિસ્તૃત શિલા પ્રશસ્તિ છે. તેમાં જણાવાયું છે કે સ. ૧૮૬૧ ના માગશર સુદી ૩ ને બુધવારે પુણ્યસાગરસૂરિના આધ્યાત્મિક શાસનમાં ઇચ્છાભાઈએ આ કુંડ બંધાવ્યો. સુરતના શ્રીમાલી જ્ઞાતીય સિંધા પુ૦ કપૂરચંદ પુ૦ ભાઈસાજી પુ૦ નિહાલચંદના પુત્ર ઇચ્છાભાઈ થયા. તે વખતે પાલીતાણામાં ગોહેલ ઉનડજીનુ રાજ્ય હતુ. નિહાલચંદની આજ્ઞાથી શાહ ભાઈચંદે તથા રતનચંદે કાર્ય કર્યું. મુનિ ધનસાગરે પ્રશસ્તિ લખી, ઈત્યાદિ. મૂળ લેખ માટે જુઓ—'અંચલગચ્છીય લેખસંગ્રહ' લેખાંક ૩૨૬

૨૨૭૨. ઇચ્છાભાઈ તથા તેની પત્નીની પ્રતિમા એ લેખની સામી બાજુએ છે. ઇચ્છાભાઈના પૂર્વજો વિશે આગળ વિસ્તારથી કહેવાઇ ગયું છે ડૉ બુહ્‌લરે પણ આ લેખની સંક્ષિપ્ત નોંધ 'એપિગ્રાફિયા ઈન્ડિકા' ભા ૨, પ્રકરણ ૬ માં આપી છે, જેને આધારે મૂળલેખ શોધી શકાયો.

૨૨૭૩. પુણ્યસાગરસૂરિની અધ્યક્ષતામાં કચ્છના ઋષભપુરમા શ્રી આદિનાથ જિનાલયની ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા થઈ. સં. ૧૮૪૬ ના વૈશાખ સુદી ૧૩ ના દિને મૂલનાયકની સ્થાપના થઈ વીશા ઓશવાળ, ગાંધીગોત્રીય શાહ પત્રામલ ભારાના પુત્રો જીવરાજ અને થોભણે સ્નાત્ર મહોત્સવ કર્યો, યાચકોને દાન આપી સંતોષ્યા અને સ્વામીવાત્સલ્ય કર્યું. ગચ્છનાયક ઉપરાંત સૌભાગ્યચંદના શિષ્ય સ્વરૂપચંદ એ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા. તેમણે પ્રતિષ્ઠાનુ વર્ણન 'આદિનાથ ચોઢાળિયામાં કર્યું છે. માનસાગર શિ. રંગસાગરે સં. ૧૮૫૧ ના ચૈત્ર સુદી ૧૦ ના દિને 'ધૃતકલ્લોલ સ્તવન' રચ્યુ તેમા તેઓ નોંધે છે કે એ દિવસે પુણ્યસાગરસૂરિ સુથરી પધારેલા, એ વર્ષના આષાઢ વદિ ૧ ના દિને ગચ્છનાયક જખૌ પધારેલા એમ શ્રી વીર ગહુલી દ્વારા જણાય છે—

અચલગચ્છપતિ સોહે, પુણ્યસાગરસૂરિ મન મોહે રે;<br>
સુથરી શહેરે આવીઆ, એ તો દિન દિન તેજ સવાયા.

# ૨૪. શ્રી રાજેન્દ્રસાગરસૂરિ

૨૨૭૪. આ ગચ્છનાયક વિશે ઝાઝી વિગત જાણવા મળતી નથી. ભીમસી માણેક ગુરુપટ્ટાવલીમાં નોંધે છે કે રાજેન્દ્રસાગરસૂરિ સુરતમાં જન્મ્યા અને સં. ૧૮૯૨ માં માંડવીમાં નિર્વાણ પામ્યા. ડૉ જ્હોન્નેસ ક્લાટે પણ એટલી જ હકીકત નોંધી છે. જુઓ :—

70. Rajendrasagara-suri, born in Surat, + Samvat 1892 in Mandavi. Inscrp. Samvat 1886 ( Op. Cit. 39, n. 21 ). ( The Indian Antiquary, Vol XXIII p. 178).

૨૨૭૫. પૂર્વગામી પટ્ટધર પુણ્યસાગરસૂરિ સ. ૧૮૭૦ ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે પાટણમાં કાળધર્મ પામ્યા તે અરસામાં કે થોડો સમય પહેલાં રાજેન્દ્રસાગરજી સૂરિપદ પામ્યા હશે અને ઉક્ત દિવસ પછી તેઓ ગચ્છેશપદે અભિયુક્ત થયા એ નિર્વિવાદિત છે. સ. ૧૮૭૬ ના તામ્રપત્ર પરથી પણ જાણી શકાય છે કે તે વખતે તેઓ સૂરિપદ-ધારક તેમજ ગચ્છનાયકપદે હતા.

## પ્રતિષ્ઠા લેખો

૨૨૭૬. રાજેન્દ્રસાગરસૂરિના પ્રતિષ્ઠા-લેખો ઉપલબ્ધ હોઈને તેનો ઉલ્લેખ અહીં પ્રસ્તુત છે. સં. ૧૬૬૩ માં ભૂજમાં અચલગચ્છીય સંઘે મહારાવ ભારમલ્લજીના રાજ્ય શાસનમાં શ્રી ચિન્તામણિ-જિનાલયનું નિર્માણ કરેલું, જેના ખરચમા રાજ્યાધિકારી વોરા ધારસીએ ચોથો ભાગ આપ્યો હતો, એ વિશે આગળ ઉલ્લેખ થઈ ગયો છે.

૨૨૭૭. આ જિનાલયના તામ્રપત્ર પરના લેખ દ્વારા એ વિશે બીજી પણ ઘણી માહિતી ઉપલબ્ધ થાય છે. જુઓ લેખ. 'શાં. ૧૬૬૩ ના શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીનો દેરાસર શ્રી ભુજનગરે અંચલગચ્છે મધ્યે સમસ્તેન શ્રી કલ્યાણસાગરસૂરિ ઉપદેશે કરેઉ. તે દેરો જીરણ થયો તે વારે સાં. ૧૮૪૯ મધે ભંડારમાંથી શમો કરાવેઉ, તે દેરો શાં ૧૮૭૫ ના જેઠ વદી ૯ બુધેનો ધ્રુશ થઈ. તે દેરો ખરેખરી લુકો. તે શાં. ૧૮૭૬ મોં શંવેગી સાધુ શ્રી આણંદશેખરજી ઉપદેશે દેરો નવો કમઠાણ શા. પ્રાગજી ભવાનજી તથા આશકરણ રામજી તથા અચલગછ શંગ શમસ્ત દેરો નવો કરાવીઉ છે. તેની પ્રતિષ્ઠા શાં. ૧૮૭૭ ના માઘ વદી ૫ ગુરૌની કીધી છે. તે ઉપરે ખરજાત પ્રતિષ્ઠા સુધી કોરી ૬૫૦૦૦ હજાર બેઠી છે. પૂજ્ય ભટારક શ્રી ૧૦૮ રાજેંદ્રસાગરસૂરીશ્વરજીને વારે કીધી છે.' જુઓ 'મોટી પટ્ટાવલી' પૃ. ૩૫૧-૨, પ્ર૦ સોમચંદ ધારસી.

૨૨૭૮. સુરતમાં ગોપીપુરાના શ્રી સંભવનાથજીના અચલગચ્છીય જિનાલયની ધાતુમૂર્તિ દ્વારા જાણી શકાય છે કે સં. ૧૮૮૧ ના વૈશાખ સુદી ૬ ને રવિવારે રાજેન્દ્રસાગરસૂરિના ઉપદેશથી શ્રી

શ્રીમાલ જ્ઞાતીય શાહ વિજયચંદ વિમલચંદ્રે શ્રી અજિતનાથબિંબ ભરાવ્યું, જેની પ્રતિષ્ઠા તપાગચ્છીય ભટ્ટારક આણંદસોમસૂરિના શિષ્ય ભટ્ટારક વિજયદેવેન્દ્રસૂરિએ કરી. જુઓ લેખ :—

**संवत् १८८१ शा० १७४६ प्र० वै० शु० ६ रवौ श्री भ० राजेन्द्रसागरसूरीश्वरजी श्री अंचलगच्छे । श्री श्रीमाली ज्ञातिय सा० श्री विजेचद विमलचन्द श्री अजितनाथजी विंबं कारापित । प्रतिष्ठितं भ० आणदसोमसूरि शि० भ० विजयदेवेन्द्रसूरि प्रतिष्ठित । तपागच्छे ॥**

૨૨૭૯. શત્રુંજયગિરિ ઉપર હેમાભાઈ વખતચંદની ટૂકમાં પ્રવેશતાં દ્વાર આગળની ડાબી બાજુની દેવકુલિકાની બેસણી ઉપરના લેખ દ્વારા આ પ્રમાણે જાણી શકાય છેઃ સં. ૧૮૮૬ ના માઘ સુદી ૫ ને શુક્રવારે રાજનગરવાસી, ઓશવંશીય, વૃદ્ધશાખીય શાહ મુલચંદના પુત્ર હરખચંદની ભાર્યા બાઈ રામકુંવરનાં કલ્યાણાર્થે, દોસી કુશલચંદ અને તેની ભાર્યા ઝવેરબાઈએ પુત્રીના શ્રેયાર્થે શત્રુંજયગિરિ ઉપર પ્રાસાદ કરાવી તેમાં ભટ્ટારક રાજેન્દ્રસાગરસૂરિનાં રાજ્યમાં શ્રી પાર્શ્વનાથબિંબની પ્રતિષ્ઠા કરાવી. એ લેખમાં એ કુટુંબનાં કેટલાંક નામો છે. મૂલ લેખ ગે કાઉન્સેસે નોંધેલો, જેનો સંક્ષિપ્ત સાર ડૉ. બુહ્લરે 'એપિગ્રાફિયા ઇન્ડિકા,' ભા. ૨, પ્રકરણ ૬ માં આપેલો. જુઓ—'અંચલગચ્છીય લેખ સંગ્રહ,' લે.૩૨૮.

૨૨૮૦. એ અરસામાં શ્રીમાલી જ્ઞાતીય વિંજલગોત્રીય શ્રેષ્ઠી ધારા અને ધનરાજ કાકરેચીમાં થયા. તેમણે એક લાખ રૂપીઆ ખરચીને શ્રી ઋષભદેવપ્રભુનો જિનપ્રાસાદ કરાવ્યો, વાવ બંધાવી અને દાનશાળા પણ ખોલી. સં. ૧૮૮૨ માં વચ્છરાજ, વિજમ અને જાદવ નામના શ્રેષ્ઠીઓએ અર્ધ લક્ષ દ્રવ્ય ખરચી સંઘ સહિત શત્રુંજયની યાત્રા કરીને સંઘવી પદ મેળવ્યું. તેમણે દાનશાળાઓ પણ ખોલેલી. જુઓ—'જૈન ગોત્ર સંગ્રહ,' પ્ર૦ પં. હી. હં. લાલન.

## શત્રુંજયની તીર્થયાત્રા

૨૨૮૧. રાજેન્દ્રસાગરસૂરિ બહુ જ ક્રિયાપાત્રી અને વિરક્ત આત્મા હતા. તેમણે ગચ્છ-પ્રવૃત્તિને ઝાઝો વેગ આપ્યો નહોતો. કિંતુ પોતાનાં જીવનને બાહ્ય પ્રવૃત્તિઓથી બહુધા અલિપ્ત રાખી ધ્યાન માર્ગનો તેમજ પ્રભુભક્તિનો આશ્રય લીધો હતો એ રીતે જોતાં એમનું શ્રમણ જીવન છેલ્લા ગચ્છનાયક જિનેન્દ્રસાગરસૂરિને તદ્દન મળતું છે.

૨૨૮૨. રાજેન્દ્રસાગરસૂરિએ અનેક તીર્થોની યાત્રાઓ કરી હતી તેમણે શત્રુંજયની યાત્રા કરી તે દરમિયાન ત્યાંના સંઘે સુરતમાં લખેલા પત્રનો એક ત્રુટક ભાગ ખરતરગચ્છીય મુનિ મંગલસાગરજી દ્વારા પ્રાપ્ત થયો, તેમાં આ પ્રમાણે લખેલું છે—

**श्री सूरत विंदरथी श्रीजी० भ० राजेन्द्रसागरसूरी यात्रा सारु श्री सिद्धाचलजी आव्या छे। तेउअें पोतानी हकीगति कही ते अम्हे सांभली.....**

જો આ પત્ર સંપૂર્ણ પ્રાપ્ત થયો હોત તો રાજેન્દ્રસાગરસૂરિનાં જીવન ઉપર વિશેષ પ્રકાશ પાડી શકાત.

## રાજસ્થાન અને કચ્છમાં વિહાર

૨૨૮૩. રાજેન્દ્રસાગરસૂરિનો વિહાર ગુજરાત પ્રદેશમાં સવિશેષ હતો. તેઓ રાજસ્થાન અને

કચ્છમાં પણ ઘણું વિચર્યા હતા. રાજસ્થાનના વિહાર વિશે 'મહાજનવંશ મુક્તાવલિ'માં કહેવાયું છે કે–' ઇસ વખ્ત આંચલગચ્છકે શ્રીપૂજ્ય રત્નસાગરસૂરિકે દાદા ( રાજેન્દ્રસાગરસૂરિ ) સમ્બત ૧૮મેં ગુજરાતસે કચ્છમેં પધારે. પહેલે મારવાડમેં વિચરતે થે. ઇન્હોને જિન જિન પૂર્વોક્ત ગચ્છો કે પ્રતિબો૦ મહાજનો કો અપણી હેતુ યુક્તિઓ સે અપણે પક્ષમેં કરે થે. વો કઈ દિનોં તક ઇન્હોંકી રાહ દેખતે રહે. યે તો કચ્છ દેશમેં ઉતર ગયે તબ મારવાડ કે આંચલિયે લોકોને નાગોરી તથા ગુજરાતી કુંવરજીકે ધનરાજ પક્ષકો માનને લગે. મારવાડમેં જ્યાદા પ્રચાર નાગોરી લોકોકા હો ગયા ' ઇત્યાદિ

૨૨૮૪. કચ્છમાં તેરાના શ્રી શામળા પાર્શ્વનાથજીનાં જિનાલયની પ્રતિષ્ઠા રાજેન્દ્રસાગરસૂરિની નિશ્રામાં થઇ. સ. ૧૮૭૮ ના માગશર સુદી ૬ ને સોમવારે આ જિનાલયની પ્રતિષ્ઠા થઈ. પુનિતશેખરના શિષ્ય ભક્તિશેખરના ઉપદેશથી જિનાલયનુ નિર્માણ થયેલું.

## મુંબઈમાં ધર્મપ્રવૃત્તિ

૨૨૮૫. રાજેન્દ્રસાગરસૂરિના ગચ્છનાયકકાલ દરમિયાન મુંબઇમાં જૈન ધર્મની પ્રવૃત્તિનાં મંડાણ થઈ ચુકયાં હતાં. સ. ૧૮૮૯ના શ્રાવણ સુદી ૯ ને દિવસે કાથા બજારમાં શેઠ નરસી નાથા પ્રભૃતિ અચલગચ્છીય શ્રાવકોએ શ્રી અનંતનાથ જિનાલયની ઐતિહાસિક પ્રતિષ્ઠા કરાવી.

૨૨૮૬. ખીમજી હીરજી કાયાણી નોંધે છે કે ' તે વખતે મુંબઈમાં આપણા સંઘનો સ્વ જિનાલય ન હતો. હમણાં જે તિર્થંકર શ્રી અનંતનાથજી મહારાજની પ્રતિમા દેરાસરજીમાં છે તે, તે વખતે શામજી શારંગવાલા ભાઈ શારંગને ઘેર પધરાવેલ હતી. ખરેખર રીતે જ્ઞાતિનો શેઠ તે વખતે શારંગ હતો. દેરાસર બાંધવું એવો વિચાર થવાથી જ્ઞાતિમાં ફન્ડ જમા કરી હમણાં જેટલો ગભારો છે તેટલો જ માત્ર એક જ ઘર તે વખતે લઈ તેને દેરાસરમા ફેરવી મૂર્તિ પધરાવી. એના ઉપર આશરે ૬ થી ૬॥ હજાર રૂપીઆ ખરચ થયેલ. અને ટીપમાં રૂપીઆ કમી હતા તેથી બે એક હજાર રૂપીઆ તે વખતે નરશીશેઠે દેરાસરને ધીર્યા હતા. આ રૂપીઆ પછવાડેથી તેઓને પાછા મલેલ. આમ મુખ્ય દેરાસર સ. ૧૮૯૨મા બંધાયો. પછવાડેથી બેઉ બાજુના ઘરો લઈને તે પહોડો કરવામાં આવેલ છે. તે સાલથી દેરાસરના વહીવટનું ખાતુ નરશીશેઠને ત્યા પડ્યું કે જે આગળ જીવરાજ રતનશી પાસે હતું ' જુઓ–ક. દ. ઓ. દર્પણ ' સને ૧૮૯૯ના માર્ચનો અંક, પૃ. ૪૨.

૨૨૮૭. ઉક્ત જિનાલયની પ્રતિષ્ઠા પ્રસંગે બહુધા રાજેન્દ્રસાગરસૂરિની ઉપસ્થિતિ હતી અંચલગચ્છનાયકોમાં મુંબઈમાં જનારાઓમાં રાજેન્દ્રસાગરસૂરિ સૌ પ્રથમ હતા એમ જણાય છે.

૨૨૮૮. જિનાલયનો વહીવટ શેઠ નરશી નાથા અને એમના વારસદારો તથા જ્ઞાતિના અન્ય શેઠીઆઓ કરતા હતા. સ. ૧૯૨૩ માં તેનું ટ્રસ્ટ ડીડ કરવામાં આવ્યું હતું. અંચલગચ્છની ધર્મપ્રવૃત્તિ માટે આ પ્રધાન સંસ્થા ગણાય છે.

## વિદ્યાધામ ભૂજ

૨૨૮૯. કચ્છનું પાટનગર ભૂજ ૧૭મા સૈકાથી અર્વાચીન સમય સુધી વિદ્યાધામ તરીકે પંકાતું હતું, રાજમાન પામેલા અચલગચ્છીય ગોરજી માણેકમેરજી વિશે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ, એમની

પોશાળે આ દિશામાં પ્રશસ્ત કાર્ય કરેલુ. 'પાટણના જ્ઞાનભંડારો ' એ નામના લેખમાં મુનિ પુણ્યવિજયજીએ અહીંના કુશળશાખાના યતિઓ વિશે જે ઉલ્લેખ કર્યો છે તે પણ અહીં નોંધનીય છે.

૨૨૯૦. 'કુશળશાખાના આ યતિઓને કચ્છના મહારાવનો આશ્રય હતો અને તેમને કચ્છના મહારાવે ગામ ગરાસ વગેરે આપ્યાં હતાં વિક્રમના સત્તર, અઢાર, ઓગણીસમા સૈકામાં આ યતિઓ પાસે રાજસ્થાન અને ગુજરાતમાંથી કવિત્વનો અભ્યાસ કરવા માટે અનેક વ્યક્તિઓ આવતી હતી. એક રીતે કહીએ તો તે યુગમાં કવિત્વનો અભ્યાસ કરવા માટેની આ એક વિશિષ્ઠ સ્કૂલ જ હતી. ભાઈશ્રી અમૃતલાલ પંડિતને જોધપુરમા એક બુઝર્ગ કવિ મળ્યા હતા, તેમણે કહ્યુ હતું કે "મૈને કવિત્વકા અભ્યાસ કચ્છ ભૂજકી પોશાલમે રહકર કિયા હૈ." ડૉ, ભોગીલાલ સાંડેસરાને એવું સાંભળ્યાનું યાદ છે કે કેટલાક ઘરડાઓ વહાલમાં બોલતા કે "મારો ભાઈ તો ભૂજની પોશાળમાં ભણશે." ગુજરાતના પ્રસિદ્ધ કવિવર શ્રી દલપતરામ પણ થોડો વખત કચ્છની પોશાળમાં રહ્યા હતા એમ સાંભળવા મળ્યું છે. આ ઉપરથી ભૂજની પોશાળમાથી મેળવેલી કવિતા અને પિંગળ ગ્રંથોનો આ સગ્રહ કેવો મહત્ત્વનો છે તેની આપણને ખાત્રી થાય છે. તે સાથે એ પણ એક મહત્ત્વની વાત છે કે ગુજરાતમાં વસતા ગુજરાતીઓ વ્રજ અને રાજસ્થાની ભાષામાં આવી સમર્થ રચનાઓ કરી જાણતા હતા.'

## શિષ્ય સમુદાય

૨૨૯૧. રાજેન્દ્રસાગરસૂરિના સમયમાં અચલગચ્છીય શ્રમણોની પ્રવૃત્તિ વિશે ઝાઝું જાણી શકાતું નથી. સુવિહિતનો આચાર લુપ્તપ્રાય થયો અને સૌ ગોરજી–જતિ જેવુ જીવન જીવતા થયા. સૌએ પોતાનાં સ્થાનોમાં પોશાળો બંધાવી વસવાટ કર્યો. ગોરજીઓ જ્યોતિષ, વૈદક, ભૂસ્તર, ગણિત, વ્યાકરણાદિ વિષયોમાં નિપુણ હોઈને સમાજને સહાયભૂત રહ્યા. સમાજોપયોગી પ્રવૃત્તિથી તેઓ લોકોની ચાહના પ્રાપ્ત કરી શકયા. અહી કેટલાક યતિઓ વિશે અલ્પ નોંધ પ્રસ્તુત છે.

૨૨૯૨. મેઘશેખરના શિષ્ય ગુલાબશેખરે સ. ૧૮૮૨ ના ફાગણ વદિ ૪ ના દિને 'ધૂનકલ્લોલ પાર્શ્વનાથ સ્તવન ' રચ્યું, જેમાં શ્રેષ્ઠી મોણસી અચલજીએ સુથરીનો સઘ કાઢ્યો તેનુ વર્ણન છે. તેમણે સિદ્ધચક્રનુ સ્તવન રચ્યુ. કવિ પ્રેમચદે પણ આ તીર્થની યાત્રા કરી સ ૧૮૮૬ ના ચૈત્રી પૂનમે સ્તવન રચ્યુ.

૨૨૯૩. ચદ્ર શાખાના યતિ દેવચદ ગુણચદ ભૂજની પોશાળમાં થઈ ગયા, જેમણે સ. ૧૮૮૪ ના વૈશાખ સુદી ૮ ને મંગળવારે માંડવીમાં રહીને મોહનવિજયકૃત 'પુણ્યપાલ–ગુણસુદરી રાસ' (સં. ૧૭૬૩) ની પ્રત લખાવી, શિષ્ય મેઘજીએ લખી

૨૨૯૪. ભૂજમાં યતિ ખૂબચદના શિષ્ય યતિ પીતાંબરના વાંચનાર્થે સ. ૧૮૭૧ ના માગશર વદિ ૭ ને સોમે ભક્તિલાભ કૃત 'ચિત્રસેન–પદ્માવતી બાલાવબોધ 'ની પ્રત લખાઈ. જુઓ–જૈ. ગૂ. ક. ભા. ૩, પૃ. ૧૫૯૭.

૨૨૯૫ સં ૧૮૭૪ માં હાલાપુરમાં રહીને તેજલાભના શિષ્ય મેઘલાભે 'વૈરાગ્ય પચ્ચીશી ' રચી. તેમણે 'ધૃતકલ્લોલ સ્તવન ' પણ રચ્યુ જિનલાભના શિષ્ય મેઘમુનિએ ' સિદ્ધપદ સ્તવન ', ' આચાર્યપદ સ્તવન ', ' દર્શનપદ સ્તવન ' ઈત્યાદિ પ્રકીર્ણ કૃતિઓ રચી.

૨૨૯૬ અંચલગચ્છની શેખરશાખાના યતિઓ તેરાની પોશાળના હતા. સં. ૧૮૨૪ માં આ શાખાની પરંપરા કચ્છના મહારાવની પ્રેરણાથી કચ્છમાં આવેલી એમની પરંપરા નિમ્નોક્ત છે.—




૨૨૯૭. પુનિતશેખરે અને ભક્તિશેખરે તેરામાં આવી પોશાળ બંધાવી જેને કચ્છનાં રાજ્ય તરફથી આશ્રય મળેલું તથા સં. ૧૮૭૮ના માગશર સુદી ૬ ને સોમે શ્રી શામળાપાર્શ્વનાથ જિનાલય બંધાવ્યું, જેની પ્રતિષ્ઠા વખતે રાજેન્દ્રસાગરસૂરિ ઉપસ્થિત રહ્યા હતા. મંદિરના રંગમંડપના કાચ ઉપર સુંદર ચિત્રકામ કરેલું છે. ગોખમાં શિલાપ્રશસ્તિ છે. ત્રણસો વર્ષ પહેલાં ગોરજી હીરાચંદ-તારાચંદે જિનાલય બંધાવ્યું હતું એમ 'જૈનતીર્થ', ભા. ૧, પૃ. ૧૪માં ઉલ્લેખ છે. મંદિરમાં પાષાણની ૪, ધાતુની ૬, સોનાની ૨, ચાંદીની ૧ મળી કુલ્લે ૧૩ પ્રતિમાઓ છે. પાસે શ્રી જીરાવલા પાર્શ્વનાથનું જિનાલય છે.

## ૨૫. શ્રી મુક્તિસાગરસૂરિ

૨૨૯૮. માળવા અંતર્ગત ઉજ્જૈયિનીમાં ઓશવાળ જ્ઞાતીય શાહ ખીમચંદની ભાર્યા ઉમેદબાઈની કૂખેથી તેઓ સ. ૧૮૫૭માં જન્મ્યા. તેમનું મૂળ નામ મોતીચંદ હતું. સં. ૧૮૬૭ના વૈશાખ સુદી ૩ના દિને તેમણે દીક્ષા લીધી. સ. ૧૮૯૨ના વૈશાખ સુદી ૧૨ના દિને તેમને પાટણમાં આચાર્ય તેમજ ગચ્છનાયક પદ પ્રાપ્ત થયાં. પદમહોત્સવ નથુ ગોકળજીએ ઘણું ધન ખરચીને કર્યો. જુઓ– 'ગુરુપટ્ટાવલી' પ્ર૦ ભીમસી માણેક.

૨૨૯૯. ડૉ. જ્હોન્નેસ ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે :

71. Muktisagara-surı, son of Oswal-jnatıya Khımchand in Ujjayani, and of Umedabaı, mula-naman Motıchand, born Samvat 1857, dıksha 1867 Vaisakh sudı 3, acharya and gachchhesha-pada 1892 Vaısakh sudi 12 ın Patana, the mahotsava beıng arranged by Setha Narsınha Natha ( Laghu jnatıya Nagada-gotrıya ) ( ? Setha Nathu Gokaljı ), M. made Samvat 1897 maha sudı 5 the pratıshtha of chandra prabhu, and Samvat 1905 maha sudi 5 he consecrated the Mahavır chaitya, established by Sa Jıvaraja Ratanshinha + Samvat 1914 at the age of 57. Inscr. Samvat 1905 ( Epıgr. Ind. II. 39). –The Indian Antiquary, Vol. XXIII, p. 178.

૨૩૦૦. મુક્તિસાગરસૂરિ શ્રીપૂજ હોવા છતાં ભારે તપસ્વી અને ઉગ્ર વિહારી હતા. ઉદાહરણાર્થે સં. ૧૮૯૮માં તેઓ જામનગરમા ચાતુર્માસ રહ્યા ત્યારે તેમણે માસકલ્પ કર્યું. એક સ્થાને બેસી ન રહેતાં તેમણે જુદા જુદા સ્થાનોમાં વિચરીને અનેકને ધર્મબોધ પમાડ્યો છે. એમના ઉપદેશથી થયેલી પ્રતિષ્ઠાઓનો પાછળથી ઉલ્લેખ કરીશું. આચાર્ય સં. ૧૯૦૨માં જખૌમાં તથા સ. ૧૯૧૭માં ભૂજ-પુરમાં પણ ચાતુર્માસ રહેલા, જે અંગે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું. સ. ૧૮૯૩ના ચૈત્ર વદિ ૧૨ના દિને મુક્તિસાગરસૂરિએ પાવાગઢની યાત્રા કરી. મહાકાલીદેવીની ભક્તિ કરી વરદાન પ્રાપ્ત કર્યું. આ વિશે ક્ષમાલાભે 'મહાકાલી માતાનો છંદ'માં સુંદર વર્ણન કર્યું છે. ગચ્છનાયક મહાકાલીના અનન્ય ભક્ત હતા.

### કચ્છી શ્રાવકો

૨૩૦૧. હવે પછીનો ઇતિહાસ બહુધા આ ગચ્છના કચ્છી શ્રાવકોના ઐતિહાસિક ધર્મકૃત્યોથી અંકાયેલો રહેશે. કચ્છના સાહસિક શ્રેષ્ઠીવર્યોએ વિક્રમના ૨૦મા શતકના પૂર્વાર્ધમાં લખલૂટ દ્રવ્ય ખરચીને

ઉપાશ્રયો, જ્ઞાનમંદિરો અને જિનાલયોના નિર્માણ કાર્યો તેમજ સંઘ કાર્યો કર્યા. વસ્તુતઃ મુક્તિસાગરસૂરિ અને રત્નસાગરસૂરિના સમયને 'પ્રતિષ્ઠા યુગ' કહેવો અનેક દૃષ્ટિએ યુક્ત છે. આપણે એ વિષય પર આવીએ તે પહેલાં 'મહાજન-વંશ મુક્તાવલિ'ના કર્ત્તાની 'કચ્છી દેશી શ્રાવકોકા વૃત્તાંત' એ શીર્ષક હેઠળની નોંધ અહીં ઉલ્લેખનીય છે:

૨૩૦૨ 'પારકર દેશ પાલી શહરકે મહાજન લોક સોલહસે ૨૫ કે વર્ષમેં, મરૂધરમે બડા કાલ પડા, ઉસ વક્ત પાંચ હજાર ઘર સિંધુ દેશમેં અનાજકી મુકલાયત જાણકે ચલે ગયે. ઉહા મહનત કર ગુજરાન ચલાણે લગે. દો તીન પીઢિયાં વીતને પર ધરમ કરણી ભૂલ ગયે. ઉપદેશક કોઈ થા નહિ. વિના ખેપટિયે નાવ ગોતા ખાવે, ઈસમેં તો આશ્ચર્ય હી ક્યા! ઉહાં ઈતના માત્ર જાણતે રહે કે, હમ જૈન મહાજન ફલાણે ફલાણે ગોત્રકે હૈ. તત્પીછે સંવત સતરસે સમમે એક આંચલ સંપ્રદાયકે યતિ કચ્છ કે રાજા કે પાસ પહુચ્યા ઓર રાજાસે કહા, "મેરા કુછ સત્કાર કરો તો વાણિયોંકી વસ્તી લા દેતા હું." રાજાને કહા, "જાગીર દૂગા, ગુરૂભાવ રખુંગા." તબ વહ જતિ સિંધમેં પહુંચા, ઔર ઈન લોકોંકો મિલા ઔર પૂછા, "ઈસ દેશમેં સુખી હો યા દુઃખી?" તબ વહ લોક બોલે, "મુસલમાન લોક બહોત તકલીફ દેતે હૈ, કોઈ જિનાવર ઘરમેં બિમાર હોતા હૈ તો કાજીકો ખબર દેણી હોતી હૈ. તબ કાજી આ કરકે હમારે ઘર પર છૂતી ગાઉ કે ગલે છુરી ફેરતા હૈ. આધે મુસલમાન હો ગયે હૈ." ઉસ જતિને કહા, "હમકો તુમ જાણતે હો હમ કોણ હૈ?" ઉન્હોંને કહા, "નહિ"-તબ વહ બોલા, "હમારે સંગ ચલો. કચ્છ દેશમેં રાવ ખેંગાર કે રાજ્ય મે તુમકો મુખસ્થાનમેં વસા દુંગા" વહ સબ ઈકઠે હોકર ઉસ જતિ કે સાથ કચ્છ દેશમેં આયે રાવ ખેગારને સુથરી, નલિયા, જખૌ આદિ ગામોમે બસાયા, બહુત ખાતર તબજ્જા કરી. અબ વહી જતિજી તો રાજ્યકે માનનીય જાગીરદાર બણ બેઠે. એક તો રાજ્ય મદ, દુસરે બિના કમાયા જાગીરકા ધન. અબ ધર્મોપદેશ ઉન્હો શ્રી બલાય કરે વો મહાજન ખેતી કરે, ગુરૂજી જાગીરદારસે રૂપિયા વ્યાજસે ઉધારી લેવે, રોટીભી જતિકે યહા ખા લેવે, ઈત્યાદિ. હાલ એસા બના કે બાબાજીકા બાબાજી, તરકારીકા તરકારી. બાબાજી તુમ્હારા નામ ક્યા તો બાબાજી બોલે બચ્ચા વેગણપુરી. વો હાલ બણાયા તબ રાજાને અપને જો રાજગુરૂ પ્રોહિત થે વહ ઇનેકિ ગુરૂ બણા દીયે, પરણે મરણે, જન્મણે પર, વો બ્રાહ્મણોને અપના ઘર ભરણે ઈન્હોકો પોપ લીલા શીખલાઈ, અનેક દેવી-દેવ પુજને લગે. ખેતી મેં કામ કરણે મેં જ્યાહિ ધનવાન ઇન્હોમે કોઈ નહિ થા કયોં કિ નીતિમેં લિખા હૈ, વાણિજ્યે વર્દ્ધતે લક્ષ્મી, કિંચિતુ કિંચિતુ કર્ષણે; અસ્તિ નાસ્તિ વ સેવામં, ભિક્ષા નૈવચ નૈવચના. અર્થાત્-વ્યાપારસે લક્ષ્મી બઢતી હૈ, ખેતીમેં કભી હોય કભી બરસાત નહિ હોય તો કરજદારી હો જાવે, નોકરીમેં ધન હોય કિસી સુંમકે નહિ હોય ખાઉ ખરચકે ઔર ભિક્ષુક વ ભીખ માગણે વાલે કે કભી ધન હોવે નહિ. ઈસ વક્ત મુંબઈ પતનકે અગ્રેજ સરકારને વ્યાપારકા માનસાગર હી ખોલ કે બસાયા. ઈસ બખત આચલગચ્છકે શ્રીપૂજ્ય રત્નસાગરસૂરીકે દાદા સંવત ૧૮ મેં ગુજરાતસે કચ્છમેં પધારે. પહેલે મારવાડમેં વિચરતે થે, ઉન્હોને જિન જિન પૂર્વોક્ત ગચ્છાં કે પ્રતિબોધી મહાજનોકો અપણી હેતુ યુક્તિ. બોસે અપણે પક્ષમેં કરે થે વો કઈ દિનો તક ઈન્હોંકી રાહ દેખતે રહે, યે તો કચ્છ દેશમેં ઉતર ગયે, તબ મારવાડકે આંચલીયે લોકોને નાગોરી તથા ગુજરાતી કે ધનરાજ કે પક્ષકો માનને લગે. મારવાડમેં જ્યાદા પ્રસાર નાગોરી લોકોકા હો ગયા. સંવત ૧૮ મેં કચ્છ દેશકે મહાજન લોક જાતિ થોડી હોને કે કારણ બેટી નહી મિલણેમે નાતાજાી કરણે લગ ગયે, ઉસ વખત આચલ આચાર્યને ઉન્હોંકો ધર્મોપદેશ દેકર સમજાયા-ખેતીમેં બડા પાપ હૈ, કહી લોગોકો સોગદ દીલાઈ. વ્યાપારકે વાસ્તે મુંબઈ પત્તન બતાયા. કઈએક લોક ઇધર આયે. બદનકે મજબુત ઔર ઉદ્યમી સાહસીકપણે કર પહેલી મજદુરી કરનેસે કુછ ધન હુઆ. પીછે કમ્પની વ્યાપાર ખોલા. ગુરૂદેવકી ભક્તિ ઔર જતિ લોકોકે ઉપકાર પર કાયમ રહે કિન

પર દિન ચઢતી કલા, અબ ઔર ધનસે હોતી ગઈ. નરશી નાથા કોટચાધિપતિ પ્રથમ ધર્માત્મા હુઆ, ઉસ્ને બહુત સહાયતા દેકર જાતિકા સુધારા કરા. જગહ જગહ મંદિર, ધર્મશાલા, ગુરૂભક્તિ, સાધર્મિ ભક્તિમે કચ્છવાસી શ્રાવકોને સો દેઢસો વર્ષો મે લગાયા વહ પ્રત્યક્ષ હૈ. જતિ શ્વેતાંબરીયોકા માનપાન ભક્તિ જૈસા કચ્છી શ્રાવકો રખતે હૈ ઐસા કોઈ વિરલા રખતા હૈ દશોંકા નાતા નરશી નાથાને બન્દ કરા અબ તો ધર્મજ્ઞ હો ગયે. લક્ષ્મીસે કુસંપ બઢ ગયા યે પંચમ કાલકા પ્રભાવ સબ ગચ્છકે થે લેકિન વર્તમાન આચલગચ્છ માનતે હૈ દસ્સે સબ, વીસે કચ્છમે માંડવી બંદરાદિક મે સેકડો ઘર ખરતરગચ્છ અભી માનતે હૈ વીસ્સે વ્યાપારકે વાસ્તે મારવાડસે ઉઠકે કચ્છમે બસ ગયે ગુજરાતી કચ્છમે ગયે વો તપાગચ્છ માનતે હૈ '

૨૩૦૩. ઓશવાળ કોમના ઇતિહાસમાં નીચેનુ કથન પણ ઉલ્લેખનીય છે. કચ્છી શ્રાવકોના પરિચય માટે તે ઉપયોગી છે કચ્છમા ઓશવાલો બે રીતે આવેલા છે. એક ગુજરાત થઈને અને બીજા સિંધ તથા પારકર થઈને. તેઓ સં. ૧૫૫૦ થી સ. ૧૭૦૦ સુધીમાં જુદા જુદા જથ્થાઓમાં આવેલા છે. ગુજરાત થઈને આવ્યા તેઓ પૂર્વે વ્યાપારમાં પડેલા હતા. અને વ્યાપાર સબબસર જ કચ્છમા આવી વસ્યા તેઓ ગૂર્જર ઓશવાલોનાં નામે ઓળખાવા લાગ્યા આ ગૂર્જર ઓશવાલોની કચ્છમાં પંદર હજારની સંખ્યા છે કચ્છી શબ્દોના મિશ્રણવાળી ગુજરાતી ભાષા તેઓ બોલે છે. તેમના પુરોહિત મુખ્યત્વે ભોજક બ્રાહ્મણ છે ગૂર્જર ઓશવાલો કચ્છ સિવાય અન્યત્ર ધંધાર્થે અલ્પ સંખ્યામા જ જાય છે. કચ્છમાં જ વ્યાપાર કરે છે. સાધન-સંપન્ન છે અને તેમની સંસ્કૃતિ કચ્છી ઓશવાલોથી ભિન્ન પણ જણાય છે તેમની જ્ઞાતિ પણ જુદી છે

૨૩૦૪ જે મારવાડથી સિંધ-પારકર થઈ કચ્છમાં આવ્યા છે તે કચ્છી ઓશવાલ છે. તેઓ ગામડામાં વસે છે અને ખેતીનો ધંધો કરે છે. આ લોકોએ પોતાનો ગરાસ પણ જમાવ્યો છે. હાલમાં મુંબઈમાં કેટલાક વ્યાપાર ધંધો કરવા લાગ્યા છે તેઓ સાદા, સંયમી, મહેનતુ અને સ્વભાવે વીરવૃત્તિવાળા છે. તેઓમા ત્યાગવૃત્તિ વિશેષ હોવાથી નિડરતા અને નિર્ભયતાના ગુણો ખીલેલા છે.

૨૩૦૫. કચ્છી ભાષી ઓશવાલો ક્ષત્રિયવટથી રહે છે તેઓ રાજપુતાના તથા સિંધનો પ્રાચીન મર્યાદાવાળો પોશાક ધારણ કરે છે. મારવાડમા જેને ચૂડીદાર પાયજામો કહે છે, તેને કચ્છમાં ચોરણો કહે છે, તે પગની ઘૂટણ પાસે બટનવાળો પહોળા સુરવાળ જેવો ચોરણો પહેરે છે ઉપર મર્યાદા જાળવવા આડિયો કે ફાળિયુ બાંધે છે ગામનાં દરેક કાર્યો રાજ્યાધિકારીઓ કે રાજભાયાતો સાથે મળીને કરે છે. લુચ્ચા-લફંગાથી ડરતા નથી ને સમય પડે સામનો પણ કરે છે તેમને હથિયારોનો પણ શોખ છે. તલવાર, બંદુક, ગુપ્તિ આદિ હથિયાર ઘરમાં રાખે છે, અને સમય આવ્યે ઉપયોગ પણ કરે છે. સ્ત્રીઓ પણ બહાદુર અને નિડર હોઈ પોતાનો બચાવ જાતે કરી શકે છે.

૨૩૦૬. ઓશવાળો રાજસ્થાન અને સિંધમાથી કાલક્રમે સ્થળાંતર થઈ કચ્છમાં કયારે અને કેવા સંજોગોમા આવ્યા હતા તે વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરી ગયા છીએ. હવે પછી ગચ્છના ઇતિહાસમા કચ્છી શ્રાવકોએ અત્યંત મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો છે, જે વિશે ઉલ્લેખ કરીએ તે પહેલાં બીજી એક મહત્ત્વની નોંધ કરીએ.

૨૩૦૭. મુક્તિસાગરસૂરિના સમયમાં અંગ્રેજ લેખિકા પોસ્ટન્સે કચ્છની મુલાકાત સને ૧૮૩૭ મા લીધેલી અને તે આધારે 'કચ્છ ઓફ વેસ્ટર્ન ઇંડિયા' નામક ગ્રંથ એ વર્ષમા પ્રકટ કરેલ. પોતે ચિત્રકાર હોઈને કચ્છના વિવિધ જીવનનાં પાસા દર્શાવતા સુંદર ચિત્રો દોરેલા અને એ ગ્રંથમાં પ્રકાશિત કરેલાં.

એકસોત્રીસ વર્ષ પહેલાંનુ એમણે દોરેલું જૈન સાધુનું ચિત્ર ખરેખર, દર્શનીય છે. લેખિકાની તે વિષયક નોંધ પણ રસપ્રદ છે, જે આ પ્રમાણે છે :

"The Jains are a peculiar class of ascetics, and well known by the notices of many learned oriental writers. They are frequently to be seen in Cucth, and have temples both at Anjar and Mandavie. Their dress is a simple white garments, descending in full folds from the shoulder to the feet; their heads are bare, and closely shaven; their walk is peculiarly slow, and their eyes are fixed on the ground, in apparently abstract contemplation: they carry in one hand a bunch of feathers, and in the other a small bag, or earthen pot. The most striking peculiarity in their appearance is given by a piece of gauze which they wear over the mouth, to prevent–as they believe–the possibility of any insect entering with the air they breathe To destroy life, however unintentionally; is considered by the Jains to be an inexpiable sin; and lest they should ignorantly commit such, it is their custom to obstain from food after sun–set, to use no water which has not been previously strained, and to sweep the ground before their footsteps, lest they should cause death to some minute insect."—('Cutch' by Marianne Postans.)

## જ્ઞાતિ શિરોમણી શેઠ નરશી નાથા

૨૩૦૮. કચ્છી દશા ઓશવાળ જ્ઞાતીય, નાગડા ગોત્રીય, વિરાણી શાખીય નરશી નાથા સમર્થ પુરુષ થઈ ગયા તેમણે પોતાની અનુપમ કારકિર્દીથી પોતાની જ્ઞાતિમા શિરોમણીનુ માનવતું બિરુદ પ્રાપ્ત કર્યું. તેમની સમગ્ર જ્ઞાતિ પોતાના સર્વાંગી વિકાસ માટે આ પ્રાતઃ સ્મરણીય મહાપુરુષનુ ઋણ સ્વીકારવામા તથા પોતાને 'નરશી નાથાની નાત'ના ગણાવવામાં બહુમાન કે ગૌરવ અનુભવે છે સામાજિક અને ધાર્મિક મૂલ્યાંકનોના પરિવર્તનના આ યુગમાં પણ એમનાં કાર્યો જ્ઞાતિ તેમજ ગચ્છના ભવ્ય પુરુષાર્થ અને પ્રબળ ધર્મપ્રેમનાં પ્રતીક સમાન ગણાયા છે. અને સૌ એમનાં સુકૃત્યોની અસરથી ઓતપ્રોત રહ્યા છે, તે દ્વારા જ એમનો અસાધારણ પ્રભાવ સૂચિત થાય છે.

૨૩૦૯ સં. ૧૮૪૦ મા નલીઆ ગામમાં નાથા ભારમલની પત્ની માકબાઈની કૂખે એમનો જન્મ થયો. માતાનાં સ્વર્ગવાસથી તેઓ પિતાની છત્રછાયા હેઠળ ઉછર્યા. તે વખતે કેળવણીનો ખાસ પ્રચાર નહોતો, તેમાયે તદ્દન ગરીબ સ્થિતિ હોઈને તેઓ અક્ષર જ્ઞાનથી વચિત રહ્યા. મૂલ–મજૂરી કરી પેટિયુ રળનાર કુટુંબમા કોટિધ્વજ શ્રેષ્ઠી થયા એ વાત એમના પુરુષાર્થને મહાન અજલિરૂપ છે.

૨૩૧૦. એમના વડદાદા પાલણના વીરો અને તોરેઓ એ નામના બે પુત્રો થયા. વીરોના ભારમલ અને તેમના હરશી, લખમણ, નાથા અને તેજા એમ ચાર પુત્રો થયા. નાથાના પુત્ર નરશી થયા, તેમના હીરજી અને મૂલજી એમ બે પુત્રો થયા. ઉક્ત તેજાના શોદે અને નેણશી થયા જેમનું વંશ વૃક્ષ વૃદ્ધિ પામ્યું. લખમણના પુત્ર રાઘવ (ભાર્યા હેમતબાઈ) થયા. તેમના પુત્રો વીરજી (ભાર્યા લીલબાઈ),

હરભમ (ભાર્યા જેતબાઈ), અભેચંદ (ભાર્યા ઉમાબાઈ) થયા. હરભમની સંતતિમાં માત્ર મીઠાબાઈ અને રતનબાઈ થયાં. મીઠાબાઈ ત્રીકમજી વેલજી માલુને પરણ્યાં, જેમનાં, પુત્રી ખેતબાઈને જેઠાભાઈ વર્ધમાનને પરણાવ્યાં. રતનબાઈ સર વશનજીને પરણ્યાં, તેમની સંતતિમાં મેઘજી, લક્ષ્મીબાઈ વિગેરે થયાં.

૨૩૧૧. કિશોરાવસ્થામાં નરશી શેઠ કુવાપધરના ભારમલ તેજશીનાં ધર્મનિષ્ઠા બહેન કુંવરબાઈ સાથે પરણ્યા. તેમના જ્યેષ્ઠ પુત્ર હીરજીને સં ૧૮૮૭ માં સુજાપુરના વેલજી ઠાકરશી સાંયાની પુત્રી પૂરબાઈ સાથે પરણાવ્યો. એ પછી એમનાં સાંસારિક જીવનમાં ભારે ઝંઝાવાતો આવ્યા. પાંચ વર્ષનો પુત્ર મૂલજી મુંબાદેવીનાં તળાવમાં અકસ્માતે ડૂબીને મૃત્યુ પામ્યો. સં. ૧૮૯૫-૯૬ માં મુંબઈમાં ઝેરી તાવનું મોજું ફરી વળ્યું જે હીરજી અને કુંવરબાઈને અનુક્રમે ભરખી ગયુ.

૨૩૧૨. નલીઆનાં જિનાલયની પ્રતિષ્ઠા વખતે સાંતક તરીકે બેસવા, આપ્તજનોના આગ્રહ-વશાત્ નરશીશેઠે સં. ૧૮૯૬ માં બારોઈના વેરશી મુરજીની ફોઈ વીરબાઈ સાથે પુનર્લગ્ન કર્યું. એ વખતે વિધવા વિવાહની પ્રથા પ્રચલિત હતી. આ લગ્ને એમનાં જીવન પર ભારે ફટકો પાડ્યો એટલુ જ નહી, એમની સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા પણ ભયમાં મૂકયાં. વીરબાઈનાં દુષ્કર્મો અને અધમ ચારિત્ર વિશે હીરજી હંશરાજ કાયાણીએ જ્ઞાતિપત્ર 'દર્પણ' (માર્ચ, ૧૮૯૯)માં ભારે ઉહાપોહ કર્યો હતો. કલુષિત ગૃહ-જીવનના કડવા ઘૂંટડા ત્રણેક વર્ષ સુધી પીને તેઓ આ ફાની દુનિયા છોડી ગયા.

૨૩૧૩. પતિનાં મૃત્યુ બાદ વીરબાઈએ અનેક ષડ્યંત્રો રચ્યાં અને એ રીતે જ્ઞાતિના ઇતિહાસમાં કલંકિત પૃષ્ઠ ઊમેર્યું. એમની ઉજળી બાજુ એ હતી કે ઉત્તરાવસ્થામાં એમણે પોતાનાં દુષ્કર્મો વિશે ભારે પશ્ચાત્તાપ કર્યો, અને રહીસહી મિલકતનુ પોતાનાં નામનુ ટ્રસ્ટ કરી લક્ષ્મીનો સદુપયોગ કર્યો.

૨૩૧૪. વીરબાઈનાં દોષિત પાત્રની સાથે તેમનાં પુત્રવધૂ પૂરબાઈનાં નિર્મળ પાત્રની સરખામણી પણ કરવા જેવી છે. હીરજીનાં અકાળ અવસાન બાદ તેમણે ભોગવેલાં સુદીર્ઘ વૈધવ્યને તેમણે ધર્મકૃત્યોથી નિર્મળ બનાવ્યું. નરશી નાથાનાં નામને સમાજમાં ઉન્નત રાખવાનુ શ્રેય ખરેખર, પૂરબાઈને ફાળે જાય છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી નરશી નાથાનાં મૃત્યુ બાદ તેમનાં નામથી થયેલાં સુકૃત્યો પાછળ પૂરબાઈની જ મુખ્યત્વે પ્રેરણા હતી. સ. ૧૯૧૧ મા પૂરબાઈએ સમેતશિખરજીનો તીર્થ સંઘ કાઢ્યો, જેની વ્યવસ્થા ભારમલ તેજશીએ સંભાળેલી. આ સંઘમા ઉપાધ્યાય વિનયસાગર ઉપસ્થિત રહેલા. કાર્તિક સુદી ૫ના દિને પ્રયાણ કરી માઘ વદિ ૧૧ ના દિને સમેતશિખરજીની, ફાગણ વદિ ૫ના દિને પાવાપુરીની યાત્રા કરી તથા રાજગૃહી, ગૌતમજન્મપુરી ગોબરગામ, વિપુલાચલ, રત્નગિરિ, ઉદયગિરિ, સોનગિર, વૈભારગિરિ, બનારસ, ચંદ્રપુરી, સિંહપુરી, તક્ષશિલા વિગેરે તીર્થંકરોની કલ્યાણક ભૂમિની યાત્રા કરી તે વિશે ઉપા. વિનયસાગરે તે વખતે રચેલાં વિવિધ સ્તવનોમાં વર્ણન કર્યું છે પચીસેક હથિયારબંધ સિપાઈઓ, ઘણા સહાયકો ઉપરાંત આઠેક ગાડીઓ સાથે સંઘે મુંબઈથી પ્રયાણ કર્યું ત્યારે ઠેઠ પનવેલ સુધી સંબંધીઓ તેમને વળાવવા ગયેલા. દસેક માસ બાદ યાત્રા કરી સૌ ક્ષેમકુશળ મુંબઈ પાછા પધાર્યા. પૂરબાઈએ આ યાત્રામાં લાખો રૂપીઆ ધર્મકાર્યોમાં ખરચીને મહાપુણ્ય ઉપાર્જન કર્યું. સં. ૧૯૦૪ માં સંઘની આજ્ઞા મેળવીને તેમણે પોતાના સાસુ-સસરા નરશી નાથા અને કુંવરબાઈ તથા પોતાના પતિ હીરજીની પ્રતિમાઓ કરાવી શ્રી અનંતનાથજીના ગભારા સામે આરીઆમાં પધારાવેલાં. પોતાનાં કર્તવ્યોની સુવાસ ફેલાવી તેઓ સં. ૧૯૪૩ માં મૃત્યુ પામ્યાં

**મુંબઈમાં પ્રયાણ**

૨૩૧૫ સ, ૧૮૦૦ મા કચ્છથી ભાટિયાઓએ મુંબઈ આવવાની શરુઆત. કરી. સં. ૧૮૪૦ માં

દશા ઓશવાળો અહીં આવી મજૂરી કરવા લાગ્યા. એ જ્ઞાતિના સૌ પ્રથમ વ્યાપારી જેતશી જીવરાજ તેરાવાલા અને મુકાદમ શામજી સારંગ ગોધરાવાલા થયા. નરશીને પણ પોતાનું નસીબ અજમાવવાની ઈચ્છા થઈ. એ વખતે વરસાદ સારો થયો હોઈને ઘઉં અને ચણા પુષ્કળ થયેલા. પિતા-પુત્ર નલીઆના ઓતરાદા 'સર' નામથી ઓળખાતા ખેતરોનું રખોપું કરતા. ખેતરોના માલીકોને મનની વાત કરતાં સૌએ ઘઉં-ચણાનો પોંક ભાતા લેખે આપ્યો. સં. ૧૮૫૭ માં પિતા-પુત્ર જખૌથી દરિયાઈ માર્ગે મુંબઈ પહોંચ્યા.

૨૩૧૬. મુંબઈના ટાપુઓમાં મીઠાં પાણીની ખેંચ હોઈને પુત્રે પાણી પાવાનો ધંધો પકડ્યો. આ કાર્યથી તેઓ ભોમિયા બન્યા. પછી ભાગ્ય અને પુરુષાર્થના બળે તેઓ બારભાયાના મુકાદમ થયા. સં. ૧૮૮૦ માં એ પેઢી નરમ પડતાં તેનો વહીવટ નરશી નાથા હસ્તક આવ્યો. ગોકલચંદ સાકરચંદના ભાગમાં પણ આડતનો ધંધો કર્યો વ્યાપાર ક્ષેત્રે સફળતા મળતાં તેમણે પોતાના સાળા ભારમલ, ભાણેજ માડણ તેજશી અને કુટુંબી વર્ધમાન નેણશીને મુંબઈ તેડાવ્યા અને રૂનો સ્વતંત્ર વ્યાપાર શરુ કર્યો. વ્યાપારમાં ભારમલ ખીલી ઊઠ્યા અને નરશીશેઠનો ભાગ્યરવિ મધ્યાહ્નને તપી રહ્યો

૨૩૧૭. મોતીચંદ ગિ. કાપડિયા નરશીશેઠ વિશે નોંધે છે કે-'તેઓ તદ્દન સામાન્ય વ્યક્તિ તરીકે મુંબઈમાં આવ્યા અને આડતનું કામ શરુ કર્યું. પોતાની પ્રમાણિકતાથી સારી નામના મેળવી જ્ઞાતિના આગેવાન થયા. પોતાની જ્ઞાતિના માણસો ઉપર ઉપકાર કરવાની અને તેમને મુંબઈમાં આધાર આપી રસ્તે ચડાવી દેવાની બહુ નામના મેળવી અને વ્યાપારમાં આંટ પણ ઊંચા પ્રકારની જમાવી. તેમને પારસી વ્યાપારીઓ સાથે પણ સારો સંબંધ હતો અને ખાસ કરીને હોરમસજી એદલજી કામા અને તેના પુત્રો સાથે ઘર જેવો સબંધ ચાલુ રહ્યો હતો તેમણે વિશુદ્ધ વ્યવહાર પ્રામાણિકપણું અને ધર્મ સેવા માટે ખાસ નામના મેળવી હતી.. કચ્છી ભાઈઓ આટલા વર્ષને અંતરે પણ શેઠ નરશી નાથાને બહુ રસથી યાદ કરે છે.' ('શેઠ મોતીશા')

૨૩૧૮. 'જ્ઞાતિ-શિરોમણી'નું બિરુદ એમનાં સામાજિક અને ધાર્મિક કાર્યોને જ આધારિત છે. એમનાં સદ્‌ગુણોમા સાહસિકતા, સહૃદયતા, સાદાઈ વગેરે હતા આ અંગેનો એક પ્રસંગ ઉલ્લેખનીય છે. એમના વ્યાપાર-ધંધાનો કારોબાર ભારમલ તેજશી સંભાળતા. એમની ગેરહાજરીમાં રૂપીઆની જરૂર પડતાં શેઠ કોટની ઓફિસે ગયા. એમનો ગામડી પરિવેશ જોઈ એમને પટાવાળાએ અટકાવ્યા ત્યારે તેમણે કહ્યું કે 'હું પોતે જ નરશી નાથા છું' ત્યારે સૌ ખડખડાટ હસી પડ્યા ! મનાય ?

૨૩૧૯. તેઓ કચ્છ પધારેલા ત્યારે તેમની નામના સાંભળી અનેક લોકો તેમને જોવા આવેલા. મહારાવે પણ એમના સન્માનાર્થે છત્ર, ચામર વિગેરે સામૈયામાં મોકલેલાં. ભારમલ તેજશી પણ સાથે હતા. તેમનું વ્યક્તિત્વ એવું તેજસ્વી હતુ કે સૌ તેમને નરશી નાથા માની સ્વાગત કરવા નજીક આવ્યા. પરંતુ તેમણે સમયસૂચકતા વાપરી પોતાના હાથમા છત્ર લઈને શેઠ ઉપર ધર્યો અને એ રીતે સૌની સમજ ઠીક કરી !

૨૩૨૦. શેઠ કુમઠા ગયેલા ત્યારે સોનાનો કંદોરો ઘડાવ્યો હતો. ઘાટ ગમી જતા તેમણે તેની ઘણી પ્રશંસા કરી. ગુમાસ્તાએ ટહૂકો કર્યો કે 'શેઠ, અમને પહેરાવો તો તમને શોભે !' આ સાભળતાં જ શેઠે બધા ગુમાસ્તા માટે સોનાના કદોરા ઘડાવવાનો હુકમ કર્યો અને સૌને પહેરાવીને પછી જ પહેર્યો ! આવા તો અનેક પ્રસંગો અનુશ્રુતિમાં સંગૃહિત છે

૨૩૨૧. મહા નગરી મુંબઈનાં મંડાણ વખતે નરશી નાથાએ જ્ઞાતિબંધુઓને મુંબઈ તેડાવી આશ્રય

આપ્યું. તેઓ વ્યવસાયમાં સ્થિર થાય, પ્રગતિ સાધે અને જ્ઞાતિ અને ધર્મનું નામ ઉન્નત રાખે એ જોવા જ્ઞાતિશિરોમણી સદા ઉત્સુક રહ્યા કચ્છ જેવા પછાત પ્રદેશમાંથી મુંબઈના અજાણ્યા અને ઉજ્જડ ટાપુઓમાં વ્યાપાર–પ્રભુત્વ જમાવવા નીકળેલી ખોબા જેવડી જ્ઞાતિને ઐક્ય, ભ્રાતૃભાવ વિગેરે અનેક ગુણોની આવશ્યકતા હતી જેની પૂર્તિ જ્ઞાતિશિરોમણીની સ્નિગ્ધ છત્ર–છાયામાં થઈ શકી. જ્ઞાતિના સર્વાંગી ઉત્થાનનું સ્વપ્ન સિદ્ધ કરવા જ્ઞાતિને અનેક પ્રક્રિયામાંથી પસાર થવાનુ હતુ, એનો ઇતિહાસ અત્યંત રસપ્રદ અને પ્રેરણાદાયક છે. જ્ઞાતિની આકાંક્ષાઓને મૂર્તિમંત કરવા નરશી નાથા મુખ્ય પ્રેરક–બળ રૂપે હોઈને તેમની કારકિર્દી જ્ઞાતિ તેમજ ગચ્છના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાશે. સર જમશેદજી ટાટાએ એક વખત કહેલું કે વ્યાપારના ખરા સુકાનીઓ માત્ર કચ્છીઓ જ છે કારણ કે જગતના વ્યાપારની જડ રૂ અને અનાજ છે અને તે જ વ્યાપાર કચ્છીઓના હાથમાં છે ! એ વ્યાપારનો સૂત્રપાત કરનાર નરશી નાથાને સર જમશેદજીના ઉદ્‌ગારો અપ્રત્યક્ષ અંજલિરૂપ જ છે. પોતાની આવી કાર્ય સૌરભથી જગતમાં અહોભાવ તથા જ્ઞાતિની અસ્મિતા જગાડીને આ મહાપુરુષ સં ૧૮૯૯ ના માગશર વદિ ૦)) ૧૧ મી ડિસેમ્બર સન ૧૮૪૨ ના દિને દેવગતિ પામ્યા. એમનાં માનમાં મુંબઈનાં બધાં બજારો બંધ રહ્યાં.

## શેઠ નરશી નાથાના વારસદારો

૨૩૨૨. એમનાં દેહાવસાન બાદ તેમની પત્ની વીરબાઈએ સઘળી મિલકતનો કબજો જમાવવા અનેક પડ્યંત્રો રચ્યાં. સદ્‌ગતના સીધા વારસદાર કોઈ ન હોઈને અનેક મુસ્કેલીઓ હતી. હીરજી હંસરાજ કાયાણીના શબ્દોમાં જ એનું વર્ણન કરીએ—'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ. આ પુનર્લગ્ન કરેલી સ્ત્રી સ્વાભાવિક રીતે, કમનસીબે બહુ જ નીચ વૃત્તિની, કુછંદી અને કુળને લાંછન લગાવનારી નીકળી. પોતાની હયાતિમાં નરશીશેઠે આ અઘટિત પગલુ ભરવા માટે બહુ જ અફસોસ કરેલ. આખરે આ જ્ઞાતિના શિરોમણી–રત્ન સં. ૧૮૯૯ માં આ અસાર સંસાર ત્યાગી સ્વર્ગવાસી થયા, એટલે તેઓની કુપાત્ર સ્ત્રીને કશાબી તરેહની ચિંતા થવાને બદલે પોતાની દુષ્ટવૃત્તિ અનુસાર વર્તવા વધારે અનુકૂળ થયું. લાખેણી આબરૂના કાંકરા કર્યા અને ઘરેઘર પોતાનાં કુકર્મે સ્ત્રી ગવાઈ. આ સ્ત્રી વાગા જોષી નામના એક દુષ્ટ વૃત્તિના અને હલકટ રાજગોર સાથે આડો વ્યવહાર ખુલ્લી રીતે રાખતી. સ્ત્રી જાતિ અને વળી સજ્જડ રીતે આ નીચ માણસના પંજામાં અભાગ્યે સપડાયેલ હોવાથી એકદમ બધો કબજો તેણીના હાથમાં આવી જશે, એવી લાલચ બતાવી વાગાએ જંગી પ્રપંચ વીરમતીની સંમતિથી રચ્યો; કે જે પ્રપંચથી સદ્‌ભાગ્યે તેની ખાનાખરાબી થવા સાથે શેઠશ્રીના ઘરની આબરૂને વધારે નુકશાન થતુ અટક્યું હતુ. પ્રપંચ એમ હતો કે સં ૧૯૦૩ ની સાલમાં આગળથી કરી રાખેલ ગોઠવણ મુજબ એક દિવસે સવારના પાંચ વાગ્યા અગાઉ ૧૦૦–૧૫૦ હરામખોર ભાડુતીઓ સાથે વાગીએ આવી જથ્થાવાલા ઘરને ઘેરી લીધું અને પોતાની મતલબ પાર પાડવાનો વિચાર કરતા બધા બેઠા હતા. ભારમલશેઠે એ લોકોને ઉપરથી જોયા અને તેઓની મતલબ સમજી એકદમ શેઠ શિવજી નેણુશી તથા કેશુ જાદવજીને આ બનાવની ખબર કરી. એ બેઉ જણા આવીને જુએ છે તો ભારમલ, માડણ, વીરોકાકા, વીરજીશેઠ વિગેરે બધાની જિંદગી જોખમમા આવી પડેલી જોઈ. શિવજીશેઠે ન્યાતના તમામ માણસોને તથા કેશુશેઠે બીજી કોમના કેટલાક લોકોને એકદમ એકઠા કરી આ હરામખોરોને માર મારીને ત્યાંથી ભાગી જવાની ફરજ પાડી. દુષ્ટ વાગો નાસી જઈ, કાકુ ફીરપારવાલા માળામાં પડેલ એક મોટા પટારામાં સંતાઈ ગયો. આ ઠેકાણેથી તેને શોધી કાઢી ગુસ્સે થયેલ ન્યાતિલાઓએ એટલો સખત માર માર્યો કે તે મરણતોલ થઈ ગયો. આ વખતમા મુંબઈમાં બધી રીતે અંધેર અને મુગલાઈ જેવો કારોબાર ચાલતો...' (દર્પણ, માર્ચ, ૧૮૯૯).

પાસેથી અપાવે તેને શા. નરસી નાથાવાલો આપે સઈ, એજ ગરાસ મધેથી આપે સઈ, ને એ ગરાસ શા. નરસી નાથાવાલાને સ્વાધીનમા રહે સઈ, એ ગરાસ ચંદરકાલ (કાયમ માટે) સુધી કોઈથી વેચાય નઈ, એ ગરાસ નાત સમસતનું છે, તે સદાવ્રત એ લેખ પ્રમાણે રેહે સઈ.

(૩) કલમ ત્રીજી : શ્રી સંઘ સમસતના હુકમથી નરીઆ મધે જાડેજા આશારીઆજી હોથીજી તથા ઠકરાઈ સમસત શ્રી નરીઆની મેલીને શા. નરસી નાથાના નામનું સદાવ્રત્ત બાંધ્યાં છે તે સદાવ્રત-માંથી એકને લોટ શેર રાા તથા દોકડો ૧। રોકડો આપવો એવી રીતે એ નીબંધ (નિયમ) બાંધ્યો છે તે સદાવ્રત્તના ખરચ સારૂ શા. નરસી નાથાવાલે ગામ શ્રી છાડુરા મધે ગરાસ લીધો છે તે ગરાસ સદાવ્રત હેઠે ગરાસ તથા ભોણી (મકાનો) જેટલી હોય તેને ગામ શ્રી નરીઆની ઠકરાઈ જાડેજા આશારીઆજી હોથીજી તથા ભાઈઆત સરવે રખોપો કરે સઈ ને એ સદાવ્રત હેઠલનુ ગરાસ તે માટે ઉબઅચો (આઘોપાછો) કરવો નઈ, એ ગરાસની ઓપત (ઉપજ) જેટલી થાએ તેનું ઉપરે દરબાર શ્રી નરીઆની ઠકરાઈનું ભાભ કોઈ લીએ નઈ. એ સદાવ્રતની જણશ તથા ધાન તથા જે કાંઈ વેચાય તથા લેવાય તેનું દાણ તથા તરોટ લેવો નઈ. એવી રીતે જાડેજા શ્રી આશારીઆજી હોથીજી તથા એના ભાઈઆત મેલીને લખી આપીઉ છે.

(૪) કલમ ચોથી : જે આપણી નાત મધે સગાઈ થાએ તેની રીતની કોરી ૧૦૦) અખરે (અંકે) કોરી એકસો વરનું બાપ આપે સઈ. કદાપી વધારે આપે અથવા કન્યાનું બાપ લીએ તો જણ ૨ (બન્ને) નાત શ્રી સંઘના ગુનેગાર થાએ સઈ.

એવી રીતે કલમ ૪ ઉપરે લખી છે તે પરમાણે આપણી નાત સરવે પોતાના સત ધરમથી પાળવું સઈ એ લેખ નાત સમસત ભેરી થઈને ૨ દારા (દહાડા) નીવત (નિવૃત્ત) થઈ એક મતે ઠરાવ્યું છે તે આપણી નાત સમસતને કબુલ છે એ પરમાણે ઉપર લખ્યું છે તે સરવેને પાળવું સઈ. એ ઉપર લેખથી આપણી નાત માંહેથી જે કોઈ કરે તેને શ્રી ચોવીશ તીર્થંકરની આણ છે તથા શ્રી ગણધરની ગાદી શ્રી મુક્તિસાગરસૂરીની આણ છે. સં. ૧૯૦૦ ના ફાગણ સુદી ૩ શનેઉ.

૧. શા. આણંદ માલુઆણીની સઈ છે. ૧. શા. વીરજોર ખીયાણીની સઈ છે. ૧. શા. મેઘા હેમા-ણીની સઈ છે. ૧ શા. સામત મુરજીની સઈ છે. ૧. શા. હાલારના માજન સમસતની સઈ. દસ્તક શા. લાધા મેઘાણી રેવાસી ખાવડી મધે.'

૨૩૩૩. 'મુંબઈનો બહાર'ના પારસી લેખક રતનજી ફરામજી જ્ઞાતિશિરોમણીના વિધવા વિવાહ વિષયક વિચારોથી અનભિજ્ઞ હોઈને એમનાં જીવન વૃત્તમાં તેમણે ભારે ગૂંચવાડો કરી દીધો છે. તેમના મતાનુસાર નરશી નાથા વિધવા વિવાહના હિમાયતી હતા, પરંતુ ખરેખરી હકીકત ઉક્ત ઠરાવથી પ્રતીત થાય છે.

## પ્રતિષ્ઠા કાર્યો

૨૩૩૪. પાલીતાણામાં નરશી નાથાનાં ધર્મસ્થાપત્યોમાં ધર્મશાળા તેમ જ શ્રી ચંદ્રપ્રભુનું જિનાલય મુખ્ય છે. સં. ૧૯૦૫ ના માઘ સુદી ૫ ને સોમવારે મુક્તિસાગરસૂરિના ઉપદેશથી ૩૨ જિનબિંબોની પ્રતિષ્ઠા વીરજીશેઠે કરાવી, વિશાળ ધર્મશાળા બંધાવી તથા શ્રી ગોડીજી જિનાલય સામેના અંચલગચ્છીય ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ધર્મશાળામા પણ શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાવ્યુ. ત્યાના શિલાલેખો માટે જુઓ—અ. લેખસંગ્રહ ન. ૩૩૩–૪ વીરજીશેઠે નલીઆની વીરવસહીમા પણ દેવકુલિકાઓ બંધાવી અને પ્રતિષ્ઠાઓ કરાવી.

૨૩૩૫. વીરજીશેઠનાં મૃત્યુ બાદ હરભમશેઠે ધર્મકાર્યો ચાલુ રાખ્યાં. શ્રી અનંતનાથ જિનાલયના વિસ્તૃતીકરણમાં એમનો સવિશેષ હિસ્સો હતો. તેમના વખતમાં ટ્રસ્ટ સબંધક કેટલાક કેસો લડાયા, પરંતુ તેમનાં નેતૃત્વ હેઠળ જ્ઞાતિનું ઐક્ય સુદઢ રહ્યુ તેમની ગરિષ્ઠ કારકિર્દી દ્વારા તેઓ નરશી નાથા જેવું ઉન્નત સ્થાન પામ્યા. જ્યાં જ્યાં તેમની પેઢીઓ હતી ત્યાં તેમણે ધર્મસ્થાપત્યો રચી નરશી નાથાનું નામ કાયમ રાખ્યુ. પારોલામાં તેમણે યતિ જશરાજ અને મુનીમ અરજણ પાસવીરની પ્રેરણાથી સં. ૧૯૧૬માં શ્રી શાતિનાથ જિનાલય બધાવ્યુ. ખાનદેશની ધર્મપ્રવૃત્તિનુ એ અગત્યનું કેન્દ્ર બનતાં સં. ૧૯૮૭ માં જિનાલયને યતિ લાલચદ્રની પ્રેરણાથી શિખરબંધ કરી વૈશાખ સુદી ૭ ને શુક્રવારે તેની પ્રતિષ્ઠા કરવામાં આવી, સ. ૨૦૧૬ માં જિનાલયનો શતાબ્દી મહોત્સવ ઉજવાયો. એવી જ રીતે નાંચણગાંવમાં તેમણે શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાવ્યું. હાલ તેનો જીર્ણોદ્ધાર થતાં નરશી નાથાના ઉલ્લેખવાળા શિલાલેખને કાઢી નાખવામાં આવ્યો છે, તેમજ મૂલનાયક પણ બદલી નાખવામાં આવ્યા છે!! પાલીતાણાના ઉક્ત ઉપાશ્રયના જીર્ણોદ્ધાર વખતના નરશી નાથાના શિલાલેખનું પણ એમ જ થયુ છે!!

૨૩૩૬. હરભમશેઠે સં.૧૯૧૮માં શ્રી નલીઆમાં અષ્ટાપદજીનુ સુદર જિનાલય બધાવ્યું. પૂરબાઈમાની પ્રેરણાથી તેમણે સં. ૧૯૧૦ ના માગશર સુદી ૫ ને સોમવારે ત્યાં ગૌશાળા, જ્ઞાનભડાર સ્થાપ્યાં. નલીઆ તેમજ સુથરીનાં જિનાલયોને રૂપાનાં કમાડ ચડાવ્યાં, સ. ૧૯૦૫ ના વૈશાખ સુદી ૨ ના દિને નલીઆના જિનાલયો રંગાવ્યાં, હેમની આંગી કરાવી, સિદ્ધગિરિમાં પ્રતિષ્ઠાઓ કરાવી તેમજ જ્ઞાતિમેળો કરી ઘણું ધન ખરચ્યું. જુઓ વીરવસહીના શિલાલેખો.

૨૩૩૭. ઉદેપુરમાં હરભમશેઠે સ. ૧૯૪૮માં શ્રી શીતલનાથ જિનાલય, ધર્મશાળા બંધાવ્યાં. વરાડ અંતર્ગત અમરાવતીમાં જિનાલય, શીરપુરમાં ધર્મશાળા, કુમઠામાં જિનાલય બધાવ્યાં. સાંધાણના જિનાલયોમાં તેમણે ઘણો હિસ્સો આપેલો. ધાર્મિક કાર્યોની જેમ સામાજિક કાર્યોમાં પણ ઘણો દ્રવ્ય–વ્યય કર્યો. બાવન ગામોને નિમત્રી મેળાઓ કર્યા, જ્ઞાતિમા સુંદર પ્રણાલિકાઓ સ્થાપી; એ વખતે દવાખાનાની સગવડ ન હોઈને ભાતબજારમા સખાવત આપી દવાખાનું ખોલ્યુ જેમાં ડો રજબઅલી અલારખની સેવાઓ પ્રાપ્ત થયેલી. જીવદયાનાં કાર્યોમા પણ ઘણી રકમો આપી. નરશી નાથાનાં મૃત્યુ બાદ એમના વારસદારોએ આઠ વખત જ્ઞાતિમેળા કર્યા. પૂરામાની અનુમતિથી હરભમશેઠે સં. ૧૯૧૨ ના વૈશાખ વદિ ૨ ના દિને કેશરીઆજીનો મોટો તીર્થ–સઘ કાઢી ઘણું ધન ખરચ્યુ તથા ત્યાં નરશી નાથાના નામથી ધર્મશાળા પણ બધાવી

૨૩૩૮. પોતાના જ્ઞાતિબધુઓ પણ સમયોચિત પરિવર્તનો સાધે તે માટે તેમણે ખાસ પ્રયાસો કર્યા. ઉદાહરણાર્થે ભાટિયાઓ અને પારસીઓ તે વખતે સુધરેલા ગણાતા, તેમની જેમ દશા જ્ઞાતિ પણ રહેણી–કરણીમાં આગળ રહે તે હેતુથી તેમણે મહાજનમાં ઠરાવ કરાવ્યો કે કોઈએ પણ રેશમી આબોટીઆ કે રેશમી સાડી સિવાય મહાજનવાડીમા જમવા આવવુ નહીં, નહીં તો રૂા. પ્રા નો દંડ થશે. ગરીબો રેશમી કપડાં ન વસાવી શકે, તેથી તેમને હરભમશેઠે પોતાને ખર્ચે પૂરા પાડ્યાં!!

## શેઠ નરશી નાથા ચેરિટી ટ્રસ્ટ

૨૩૩૯. વીરજીશેઠે સં. ૧૯૦૪ના કારતક સુદી ૯ ને બુધવારે તથા તેવી જ રીતે હરભમશેઠે સ. ૧૯૦૯ ના આસો વદિ ૨ ને શનિવારે કરી આપેલાં લખાણોના આધારે હરભમશેઠની બન્ને પુત્રીઓ દેવકોરબાઈ તથા રતનબાઈએ તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૯૨ ના કરી આપેલા ટ્રસ્ટ ડીડ મુજબ નરશીશેઠની

૨૩૨૩. ઉક્ત પ્રસંગ મહત્ત્વનો છે. જો ભારમલ તેજશી પ્રભૃતિ આગેવાનોને સફળતા મળી ન હોત તો સદ્‌ગતની વિશાળ મિલકત ગેરવલે જાત અને સામાજિક અને ધાર્મિક કાર્યો, જેની શરુઆત હવે પછી થવાની હતી, તે ન થાત. સં. ૧૯૦૩ માં ભારમલે શેઠનાં નામથી ચાલતો વહીવટ બંધ કરી વીરજી નરશીનાં નામથી શરુ કર્યો. શેઠે પિત્રાઈ રાઘવ લખમણના જ્યેષ્ટ પુત્ર વીરજીને દત્તક લીધેલા. તેઓ સગીર વયના હોવાથી ભારમલ, માડણ અને વર્ધમાને કારોબાર ચલાવ્યો. વીરજીશેઠ પ્રતાપી હોઈને નામ દીપાવ્યું. દુર્ભાગ્યે તેઓ અલ્પજીવી હતા. સં. ૧૯૦૯ માં એમણે શત્રુંજયનો સંઘ કાઢી કચ્છમાં દેશતેડું કરેલું, જે વખતે ઝેર અપાયાથી ૨૪ મી માર્ચ, સન ૧૮૫૨ માં એમનું માત્ર ૨૨ વર્ષની ઉંમરે મૃત્યુ થયું. એમનાં મૃત્યુ માટે વીરબાઈ કારણભૂત મનાય છે અને તે કારણે 'વેરણ વીરમતી'નાં શોક-ગીતો ગવાતાં એમ કહેવાય છે.

૨૩૨૪. એ પછી વીરજીના લઘુબંધુ હરભમ નરશી નાથાની મિલકતના વારસદાર થયા. તેઓ ધર્મનિષ્ઠ અને શ્રદ્ધાળુ હતા. તેમના સમયમાં જ્ઞાતિએ સ્તુત્ય પરિવર્તનો સાધ્યા, નરશી નાથાનાં નામથી અનેક સંસ્થાઓ સ્થપાઈ અને પૂરબાઈની પ્રેરણાથી અઢળક ધન ધર્મકાર્યોમા વપરાયું. અનેક દૃષ્ટિએ તેઓ નરશી નાથાના સુયોગ્ય વારસદાર હતા. હરભમશેઠ સને ૧૮૮૬ માં મૃત્યુ પામ્યા.

## શેઠ નરશી નાથાનાં સુકૃત્યો

૨૩૨૫. જ્ઞાતિશિરોમણીએ પોતાનું જીવન ઊર્ધ્વગામી આદર્શોને મૂર્તિમંત કરવામાં ખરચેલુ તથા જ્ઞાતિ, ગચ્છ તેમજ શાસનની સેવા કરવા ભગીરથ પુરુષાર્થ કર્યો, જેનાં ફળસ્વરૂપે એમનાં નામથી લોકોપયોગી અનેક સંસ્થાઓ પ્રાદુર્ભૂત થઈ. આ બધુ એમને વરેલી અખૂટ સંપત્તિ તેમજ એમનાં તારા-મંડળના પ્રયાસોનું શુભ પરિણામ હતું.

૨૩૨૬. નરશી નાથાની ચિર સ્મૃતિ શ્રી અનંતનાથ જિનાલયના પાયા સાથે જ જડાયેલી છે. સં. ૧૮૮૯ મા એની સ્થાપનામાં તથા એના વિકાસમાં એમના પ્રયાસો અદમ્ય હતા. સં. ૧૮૯૦ ના શ્રાવણ સુદી ૯ ના દિન મૂલનાયકની પ્રતિષ્ઠા તેમણે મુક્તિસાગરસૂરિની શુભ નિશ્રામાં કરી. ત્યારથી મૂલ શિખર ઉપર ધ્વજારોપણ કરવાનું માન એમને વંશપરંપરાગત આપવામાં આવ્યુ. માત્ર ૭ હજાર રૂપીઆથી ઊભું થયેલું ટ્રસ્ટ આજે ભારતમાં પ્રથમ હરોળનુ ગણાય છે. આ ટ્રસ્ટનાં સુકાર્યોની સાથે નરશી નાથાની કીર્તિ–સુવાસ સમગ્ર ભારતમાં પથરાયેલી જોવા મળે છે

૨૩૨૭. નલીઆ અને જખૌ વચ્ચે વટેમાર્ગુ માટે વિશ્રાંતિગૃહ તેમજ પરબવાળી વાવ બંધાવી ભોજનનો પ્રબંધ કર્યો. નલીઆમા ધર્મશાળા બધાવી, સદાવ્રત પણ ચાલુ કર્યું. માંડવીમાં વિશ્રાંતિગૃહ તેમજ જિનાલય બંધાવ્યા. અંજારનાં અંચલગચ્છીય જિનાલયનો જીર્ણોદ્ધાર કર્યો તથા સાધુ–સંતોના ઉતારા માટે મેડી બધાવી આપી. આવાં નાનાં મોટાં અનેક કાર્યો ઉપરાંત કૂતરાને રોટલો, પંખીને ચણ વિગેરે કાર્યોમાં પણ દ્રવ્ય–વ્યય કરી નરશીશેઠે પોતાનુ જીવન ઉદાહરણીય બનાવ્યું.

૨૩૨૮. નલિયામાં તેમણે શ્રી ચંદ્રપ્રભુનુ મનોહર જિનાલય બંધાવ્યું. સં ૧૮૯૭ ના મહા સુદી ૫ ને બુધવારે, મુક્તિસાગરસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા થઈ. આ શુભ અવસરે કચ્છમાં સૌ પ્રથમ દેશતેડું થયું. બાવન ગામોને નોતરીને જ્ઞાતિમેળો ભરાયો. એ પ્રસગે ખરાવાડમાં એક ઓટલો બધાવી-તેમાં સ્તંભ મૂકવામાં આવ્યો હતો, તે ઉપર ધ્વજારોપણ કરવામાં આવ્યુ હતુ. એ ઓટલો હજી પણ મોજૂદ રહ્યો છે.

## પુનર્લગ્ન નાબૂદી

૨૩૨૯. તેમણે સમસ્ત વીશા તેમજ દશા ઓશવાળોનાં પ્રત્યેક ઘેર સાકર ભરેલી થાળી તથા રૂપીઆની પ્રભાવના કરી કેટલાક સમય બાદ પુન. દેશતેડુ કરી બાવન ગામોના મહાજનોને જમાડયા. સંઘાગ્રેસર નરશી નાથાની ખ્યાતિ સાંભળીને મહારાવ દેશળજી પણ તેમના પ્રત્યે મિત્રતા ભર્યો સંબંધ ધરાવતા થયા. તેઓ શેઠને ખૂબ માનપાન આપતા. મિત્રાચારીના સંબંધને લઈને શેઠે આ જ્ઞાતિ મેળા વખતે દેશળજીની સાહાય્યથી તેમજ જ્ઞાતિ મહાજનની સંપૂર્ણ સંમતિથી સં. ૧૮૯૭ માં પુનર્લગ્નનો પ્રચલિત રીવાજ સદંતર બંધ કરાવ્યો

૨૩૩૦. ઉક્ત ઠરાવના દસ્તાવેજને ઉધ્ધૃત કરીએ તે પહેલાં અહીં એક વાતની નોંધ કરવી ઈષ્ટ છે કે જ્ઞાતિશિરોમણીના આ યાદગાર કાર્ય દ્વારા, જ્ઞાતિના બંધારણ પર એ ઠરાવે દૂરગામી અસર કરી. એનાં ચુસ્ત અમલથી દશામાંથી પંજાની નાત અસ્તિત્વમાં આવી એ એક કમનસીબી જ હતી. વસ્તુતઃ એ પ્રસ્તાવની ભૂમિકા એ હતી કે પુનર્લગ્નની બહુચર્ચિત પ્રથાથી દશા–જ્ઞાતિ ખૂબ જ વગોવાઈ હતી. ગ્રામ્યજનોમાંથી શહેરીજનોની સૂક્ષ્મ પ્રક્રિયામાંથી પાર પામ્યા પછી, એ પ્રચલિત રીવાજને બંધ કરી દેવાની આવશ્યકતા સર્જાઈ અને જ્ઞાતિ–શિરોમણીએ એ કાર્યની પૂર્તિ કરી. અન્ય જ્ઞાતિઓનાં સ્વામી-વાત્સલ્યો જેવા પ્રસંગોમાં એ ઠરાવ પહેલાં કચ્છી દશા ઓશવાળોની અવગણના થતી આવી માનહાની નિવારવા કહેવાય છે કે મોતીશાહે પણ નરશી નાથાને સમજાવેલા. અધૂરામાં પૂરું એમને પોતાને પણ પુનર્લગ્ન બાદ વિષમય ફળો ચાખવા મળેલાં એ પણ જોગાનુજોગ બન્યુ

૨૩૩૧. કોણ જાણે કેમ, પુનર્લગ્નના રીવાજથી વીશામાંથી દશાની નાત થઈ એ વાત અનેકનાં મનમાં રૂઢ થઈ ગયેલી જણાય છે આ વિપરિત માન્યતાથી દોરવાઈને પુનઃ દશાઓમાંથી પંજાની નાત ફંટાઈ. હકીકતમાં પુનર્લગ્નની નાબૂદીનો ઠરાવ જ્ઞાતિના આદર્શને જ રજૂ કરે છે, એ જ્ઞાતિના ભાગાકારનો આંક નથી! દશા કે વીશા લઘુતા કે ગુરુતાદર્શક શબ્દો ન હોવા છતાં, દશામાંથી પજાની નાતના સર્જકો અને તેના હિમાયતીઓએ પોતે લઘુ જ્ઞાતિના હોવાનુ અનાયાસે સ્વીકારી લીધુ છે!!

૨૩૩૨ જ્ઞાતિશિરોમણીના ઉક્ત ઠરાવ પાછળનો શુભાશય નિમ્નોક્ત મૂલ ઠરાવથી જ વધુ સ્પષ્ટ થશે. વિધવાઓનું દુઃખ દૂર કરવા કેવી વ્યવસ્થા વિચારાઈ હતી તે પણ એ દ્વારા જાણી શકાશે:—'શ્રી સહી. કચ્છી દશા ઓશવાલોની નાતી સમસત જોગ જત બીજુ મહારાવશ્રી દેશલજી વેરાજમાને તે વારે શા. નરસી નાથાવાલાએ શ્રી મુબઈ બંદરથી સંઘ લઈને શ્રી સિદ્ધાચલજીની જાતરા કરીને શ્રી કચ્છ દેશ મધ્યે આવીને આપણી નાત સમસત ભેગી કરી શ્રી નરીઆ મધે સામીવછલ નાત જમણ કરીઉં તે અમે નાત મેલીને શા. નરસી નાથાવાલાને શોભા આપી છે તેની વીગત છે.

(૧) કલમ એક. જે આપણી નાત મધ્યે ગરગરણો નાતરો ચાલ હતી તે શ્રી સંઘ નાત મેલીને ટારી નાખી છે. તે હવેથી આપણી નાત મધે ગરગરણો કોઈ કરે નઈ કદાપી કોઈ કરે તેને સાથે નાત વેવાર રાખવો નઈ ને નાતથી બારે રેહે સઈ ને વલી મોટી દરબારનો પણ ગુનેગાર થાએ સઈ અથવા આપણી નાત મધ્યેથી એની સબાવત (સિફારસ) કોઈ કરે તે પણ નાત તથા મોટી દરબારનુ ગુનેગાર થાએ સઈ.

(૨) કલમ બીજી. જે નાત મધેથી ગરગરણો ટારીઉ તેને પેટે શા. નરસી નાથા વારે કોરી ૧૫૦૦૦) પંદર હજારનુ ગરાસ વટાંતર લઈને નાત મધે આપ્યુ છે તેનુ કારણ એ છે નાત મધ્યે કોઈ બાઈ બાવડીનુ વસીલો નઈ હોય તેનુ ખરચ સારૂં નાતવાલા મેલીને એ કોરી શા. નરસી નાથાવાલા

પાસેથી અપાવે તેને શા. નરસી નાથાવાલો આપે સઈ, એજ ગરાસ મધેથી આપે સઈ, ને એ ગરાસ શા. નરસી નાથાવાલાને સ્વાધીનમા રહે સઈ, એ ગરાસ ચંદરકાલ (કાયમ માટે) સુધી કોઈથી વેચાય નઈ, એ ગરાસ નાત સમસતનું છે, તે સદાવ્રત એ લેખ પ્રમાણે રેહે સઈ.

(૩) કલમ ત્રીજી : શ્રી સંઘ સમસતના હુકમથી નરીઆ મધે જાડેજા આશારીઆજી હોથીજી તથા ઠકરાઈ સમસત શ્રી નરીઆની મેલીને શા નરસી નાથાના નામનું સદાવ્રત્ત બાંધ્યાં છે તે સદાવ્રત-માંથી એકને લોટ શેર રાા તથા દોકડો ૧‌ા રોકડો આપવો એવી રીતે એ નીબંધ (નિયમ) બાંધ્યો છે તે સદાવ્રત્તના ખરચ સારૂ શા. નરસી નાથાવાલે ગામ શ્રી છાદુરા મધે ગરાસ લીધો છે તે ગરાસ સદાવ્રત હેઠે ગરાસ તથા ભેણી (મકાનો) જેટલી હોય તેને ગામ શ્રી નરીઆની ઠકરાઈ જાડેજા આશારીઆજી હોથીજી તથા ભાઈઆત સરવે રખોપો કરે સઈ ને એ સદાવ્રત હેઠલનુ ગરાસ તે માટે ઉબઅચો (આઘોપાછો) કરવો નઈ, એ ગરાસની ઓપત (ઉપજ) જેટલી થાએ તેનું ઉપરે દરબાર શ્રી નરીઆની ઠકરાઈનું ભાભ કોઈ લીએ નઈ એ સદાવ્રતની જણશ તથા ધાન તથા જે કાંઈ વેચાય તથા લેવાય તેનું દાણુ તથા તરોટ લેવો નઈ. એવી રીતે જાડેજા શ્રી આશારીઆજી હોથીજી તથા એના ભાઈઆત મેલીને લખી આપીઉ છે.

(૪) કલમ ચોથી : જે આપણી નાત મધે સગાઈ થાએ તેની રીતની કોરી ૧૦૦‌ા અખરે (અકે) કોરી એકસો વરતું બાપ આપે સઈ. કદાપી વધારે આપે અથવા કન્યાનું બાપ લીએ તો જણ ૨ (બન્ને) નાત શ્રી સંઘના ગુનેગાર થાએ સઈ.

એવી રીતે કલમ ૪ ઉપરે લખી છે તે પરમાણે આપણી નાત સરવે પોતાના સત ધરમથી પારવું સઈ એ લેખ નાત સમસત ભેરી થઈને ૨ દારા (દહાડા) નીવંત (નિવૃત્ત) થઈ એક મતે ઠરાવ્યુ છે તે આપણી નાત સમસતને કબુલ છે એ પરમાણે ઉપર લખ્યુ છે તે સરવેને પારવું સઈ. એ ઉપર લેખથી આપણી નાત માંહેથી જે કોઈ કરે તેને શ્રી ચોવીશ તીર્થંકરની આણ છે તથા શ્રી ગણધરની ગાદી શ્રી મુક્તિસાગરસૂરીની આણ છે. સ. ૧૯૦૦ ના ફાગણ સુદી ૩ શનેઉ.

૧. શા. આણંદ માલુઆણીની સઈ છે. ૧. શા. વીરજોર ખીયાણીની સઈ છે. ૧. શા. મેઘા હેમા-ણીની સઈ છે. ૧ શા. સામત મુરજીની સઈ છે. ૧. શા. હાલારના માજન સમસતની સઈ. દસ્તક શા. લાધા મેઘાણી રેવાસી ખાવડી મધે.'

૨૩૩૩. 'મુંબઈનો બહાર'ના પારસી લેખક રતનજી ફરામજી જ્ઞાતિશિરોમણીના વિધવા વિવાહ વિષયક વિચારોથી અનભિજ્ઞ હોઈને એમનાં જીવન વૃત્તમાં તેમણે ભારે ગૂંચવાડો કરી દીધો છે. તેમના મતાનુસાર નરશી નાથા વિધવા વિવાહના હિમાયતી હતા, પરંતુ ખરેખરી હકીકત ઉક્ત ઠરાવથી પ્રતીત થાય છે.

## પ્રતિષ્ઠા કાર્યો

૨૩૩૪. પાલીતાણામા નરશી નાથાનાં ધર્મસ્થાપત્યોમાં ધર્મશાળા તેમ જ શ્રી ચંદ્રપ્રભુનું જિનાલય મુખ્ય છે. સ. ૧૯૦૫ ના માઘ સુદી ૫ ને સોમવારે મુક્તિસાગરસૂરિના ઉપદેશથી ૩૨ જિનબિંબોની પ્રતિષ્ઠા વીરજીશેઠે કરાવી, વિશાળ ધર્મશાળા બંધાવી તથા શ્રી ગોડીજી જિનાલય સામેના અચલગચ્છીય ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ધર્મશાળામાં પણ શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાવ્યુ. ત્યાંના શિલાલેખો માટે જુઓ—અં લેખસંગ્રહ નં. ૩૩૩–૪ વીરજીશેઠે નલીઆની વીરવસહીમાં પણ દેવકુલિકાઓ બંધાવી અને પ્રતિષ્ઠાઓ કરાવી.

૨૩૩૫ વીરજીશેઠનાં મૃત્યુ બાદ હરભમશેઠે ધર્મકાર્યો ચાલુ રાખ્યાં. શ્રી અનંતનાથ જિનાલયના વિસ્તૃતીકરણમાં એમનો સવિશેષ હિસ્સો હતો. તેમના વખતમાં ટ્રસ્ટ સબંધક કેટલાક કેસો લડાયા, પરંતુ તેમનાં નેતૃત્વ હેઠળ જ્ઞાતિનુ ઐક્ય સુદઢ રહ્યુ તેમની ગરિષ્ઠ કારકિર્દી દ્વારા તેઓ નરશી નાથા જેવું ઉન્નત સ્થાન પામ્યા. જ્યાં જ્યાં તેમની પેઢીઓ હતી ત્યાં તેમણે ધર્મસ્થાપત્યો રચી નરશી નાથાનું નામ કાયમ રાખ્યુ. પારોલામાં તેમણે યતિ જશરાજ અને મુનીમ અરજણ પાસવીરની પ્રેરણાથી સં. ૧૯૧૬માં શ્રી શાંતિનાથ જિનાલય બધાવ્યુ. ખાનદેશની ધર્મપ્રવૃત્તિનુ એ અગત્યનું કેન્દ્ર બનતાં સં. ૧૯૮૭ મા જિનાલયને યતિ લાલચંદ્રની પ્રેરણાથી શિખરબંધ કરી વૈશાખ સુદી ૭ ને શુક્રવારે તેની પ્રતિષ્ઠા કરવામાં આવી, સં. ૨૦૧૬ માં જિનાલયનો શતાબ્દી મહોત્સવ ઉજવાયો. એવી જ રીતે નાંચણગાંવમાં તેમણે શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાવ્યું. હાલ તેનો જીર્ણોદ્ધાર થતાં નરશી નાથાના ઉલ્લેખવાળા શિલાલેખને કાઢી નાખવામાં આવ્યો છે, તેમજ મૂલનાયક પણ બદલી નાખવામાં આવ્યા છે!! પાલીતાણાના ઉક્ત ઉપાશ્રયનાં જીર્ણોદ્ધાર વખતના નરશી નાથાના શિલાલેખનું પણ એમ જ થયુ છે!!

૨૩૩૬. હરભમશેઠે સં.૧૯૧૮માં શ્રી નલીઆમાં અષ્ટાપદજીનુ સુદર જિનાલય બધાવ્યું. પૂરબાઈમાની પ્રેરણાથી તેમણે સ. ૧૯૧૦ ના માગશર સુદી ૫ ને સોમવારે ત્યાં ગૌશાળા, જ્ઞાનભડાર સ્થાપ્યાં નલીઆ તેમજ સુથરીનાં જિનાલયોને રૂપાનાં કમાડ ચડાવ્યાં, સ. ૧૯૦૫ ના વૈશાખ સુદી ૨ ના દિને નલીઆના જિનાલયો રંગાવ્યાં, હેમની આંગી કરાવી, સિદ્ધગિરિમાં પ્રતિષ્ઠાઓ કરાવી તેમજ જ્ઞાતિમેળો કરી ઘણું ધન ખરચ્યું. જુઓ વીરવસહીના શિલાલેખો.

૨૩૩૭. ઉદેપુરમાં હરભમશેઠે સ. ૧૯૪૮માં શ્રી શીતલનાથ જિનાલય, ધર્મશાળા બંધાવ્યાં. વરાડ અંતર્ગત અમરાવતીમાં જિનાલય, શીરપુરમાં ધર્મશાળા, કુમઠામાં જિનાલય બધાવ્યાં. સાંધાણના જિનાલયોમાં તેમણે ઘણો હિસ્સો આપેલો. ધાર્મિક કાર્યોની જેમ સામાજિક કાર્યોમાં પણ ઘણો દ્રવ્ય-વ્યય કર્યો. બાવન ગામોને નિમંત્રી મેળાઓ કર્યા, જ્ઞાતિમા સુદર પ્રણાલિકાઓ સ્થાપી, એ વખતે દવાખાનાની સગવડ ન હોઈને ભાતબજારમા સખાવત આપી દવાખાનુ ખોલ્યુ જેમાં ડૉ. રજબઅલી અલારખની સેવાઓ પ્રાપ્ત થયેલી. જીવદયાના કાર્યોમાં પણ ઘણી રકમો આપી. નરશી નાથાનાં મૃત્યુ બાદ એમના વારસદારોએ આઠ વખત જ્ઞાતિમેળા કર્યા. પૂરામાની અનુમતિથી હરભમશેઠે સ. ૧૯૧૨ ના વૈશાખ વદિ ૨ ના દિને કેશરીઆજીનો મોટો તીર્થ-સંઘ કાઢી ઘણુ ધન ખરચ્યુ તથા ત્યાં નરશી નાથાનાં નામથી ધર્મશાળા પણ બધાવી.

૨૩૩૮. પોતાના જ્ઞાતિબધુઓ પણ સમયોચિત પરિવર્તનો સાધે તે માટે તેમણે ખાસ પ્રયામો કર્યા ઉદાહરણાર્થે ભાટિયાઓ અને પારસીઓ તે વખતે સુધરેલા ગણાતા, તેમની જેમ દશા જ્ઞાતિ પણ રહેણી-કરણીમાં આગળ રહે તે હેતુથી તેમણે મહાજનમાં ઠરાવ કરાવ્યો કે કોઈએ પણ રેશમી આબોટીઆ કે રેશમી સાડી સિવાય મહાજનવાડીમાં જમવા આવવુ નહીં, નહીં તો રૂ. ૫) નો દંડ થશે. ગરીબો રેશમી કપડાં ન વસાવી શકે, તેથી તેમને હરભમશેઠે પોતાને ખર્ચે પૂરા પાડયાં!!

### શેઠ નરશી નાથા ચેરિટી ટ્રસ્ટ

૨૩૩૯ વીરજીશેઠે સ. ૧૯૦૪ના કારતક સુદી ૯ ને બુધવારે તથા તેવી જ રીતે હરભમશેઠે સં. ૧૯૦૯ ના આસો વદિ ૨ ને શનિવારે કરી આપેલા લખાણોના આધારે હરભમશેઠની બન્ને પુત્રીઓ દેવકોરબાઈ તથા રતનબાઈએ તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૯૨ ના કરી આપેલાં ટ્રસ્ટ ડીડ મુજબ નરશીશેઠની

સઘળી સખાવતોનું એક ટ્રસ્ટ એમનાં નામે કરવામાં આવ્યું. મજકૂર ટ્રસ્ટના અભેચંદ રાઘવજી, હીરજી ઉકરડા, લાલજી શામજી અને વાલજી વર્ધમાનને પહેલા ટ્રસ્ટીઓ તરીકે નીમવામાં આવેલા. આ ટ્રસ્ટ હાલ આ પ્રમાણે ખાતાંઓ ચલાવી રહ્યું છે—નલિયામાં નરશી નાથાનાં નામથી ચાલતા બાલાશ્રમ, કન્યાશાળા, સદાવ્રત, ધર્મશાળા તથા પાલીતાણામાં ધર્મશાળા, બે જિનાલયો ઉપરાંત નલિયામાં કૂતરાને રોટલા, પક્ષીને ચણની વ્યવસ્થા અને પાલીતાણામાં યાત્રિકો માટે ભોજનની વ્યવસ્થા ઈત્યાદિ. નલિયાની વીરવસહીની ટૂકનો વહીવટ ક. દ. ઓ. જૈ મહાજન હસ્તક સ્કીમ ફંડના ટ્રસ્ટીઓ કરે છે. આ ટૂકના વહીવટ માટે તા. ૨ જી ઓગસ્ટ ૧૮૯૦ ના મુંબઈની વડી અદાલતે અભેચંદ રાઘવજી, હીરજી ઉકરડા, લાલજી શામજી, ડાહ્યાભાઈ કલ્યાણજી, વાલજી વર્ધમાન, ઠાકરશી દેવરાજ અને શામજી ગંગાજરને ટ્રસ્ટીઓ તરીકે નીમ્યા આ પહેલા ટ્રસ્ટ ડીડ થયેલુ હતું. માંડવીના વડાનો વહીવટ સ્કીમ ફંડના ટ્રસ્ટીઓ કરે છે. પાલીતાણાની ધર્મશાળાની બાજુમાં આણંદજી કલ્યાણજીનો વંડો છે તે જમીન મૂળ આ ધર્મશાળાનો જ ભાગ હતો. સર વસનજીના ટ્રસ્ટી પદ દરમિયાન તે જમીન પેઢીને ભેટ આપવામાં આવેલી. પાલીતાણામાં દેવજી પુનશી ધર્મશાળા અને ગિરિરાજ પરનાં જિનાલયનો વહીવટ પણ ટ્રસ્ટ હસ્તક છે. ઉદેપુર, અમરાવતી, માંડવી વિગેરે જિનાલયોનો વહીવટ સ્થાનિક ટ્રસ્ટો હસ્તક છે

## શેઠ નરશી નાથાનું સ્મારક

૨૩૪૦. જ્ઞાતિ-શિરોમણીનાં લોકોપયોગી કાર્યોના ઉપલક્ષમાં સ. ૧૯૯૫ માં મુંબઈ શહેર સુધરાઈએ કાથા બજારથી ભાત બજારના નાકા સુધીના રસ્તાને નરશી નાથા સ્ટ્રીટ નામ આપ્યું. સં. ૧૯૯૪ માં સુધરાઈએ કમિશ્વર મી ટોન્ટન, શ્રી અનંતનાથ ટ્રસ્ટ અને જ્ઞાતિના પ્રતિનિધિ ડૉ. પુનશી હીરજી મૈશરીએ ચલાવેલી વાટાઘાટોના પરિણામે કમીશનરે તા. ૧૯ મી ઓક્ટોબર ૧૯૩૮ ના પત્રમાં પોલીસ કમિશ્નરની પરવાનગી મળતાં મસ્જિદ બંદર તથા નરશી નાથા સ્ટ્રીટના યોગમ ઉપર નરશી નાથા કે હરભમશેઠનું બાવલું મૂકવાનું ઠરાવ્યુ હતું. આ યોજનાના અમલથી મુંબઈના વિકાસમાં પારસી અને ભાટિયા કોમની સાથે કચ્છીઓનો પણ વિશિષ્ટ હિસ્સો હતો એ વાતના સ્વીકારની સાથે એક મહાન શહેરી પ્રત્યેનું ઋણ અદા કરી શકાશે. કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિ તો નરશી નાથાનાં ઋણમાંથી ક્યારે પણ મુક્ત થઈ શકે એમ નથી. લગ્નાદિ શુભ પ્રસંગોમાં આ મહા પુરુષના શલોકાઓ ગાઈને જ્ઞાતિજનો એમનાં કાર્યોને સંભારે છે અને ઊગતી પેઢીને એમનો વારસો જાળવી રાખવાની પ્રેરણા બક્ષે છે.

## શેઠ નરશી નાથાનું તારા મંડળ

૨૩૪૧. કુવાપધરના વીસરીઆ મોતા ભારમલ તેજશી, નરશી નાથાના સાળા હતા. એમની કાર્યદક્ષતાથી નરશી નાથાએ વ્યાપારક્ષેત્રે ભારે સફળતા પ્રાપ્ત કરેલી. જ્ઞાતિના ઇતિહાસમાં એમની વ્યાપારપટુતા તેમજ સામાજિક કારકિર્દીની ગૌરવપૂર્વક નોંધ લેવાશે. સં. ૧૯૧૦ મા મંદીનુ સખત મોજું ફરી વળેલુ, જેમાં જ્ઞાતિની બધી પેઢીઓને તાળા લાગે એવી સ્થિતિ થઇ ગયેલી. પરંતુ એમની તન, મન અને ધનની સહાયથી બધા કસોટીમાંથી પસાર થયા. એ પછી સં. ૧૯૧૧ થી ૧૯૨૧ નો દશકો જ્ઞાતિના ઇતિહાસમાં સુવર્ણયુગ જેવો બની ગયો. ભારમલશેઠે કોઇને કોર્ટમા જવા દીધા નથી એ વિશે તેમણે મહાજનમાં ઠરાવ પણ કરાવ્યો હતો. એટલું જ નહીં નાતિના વાધાઓ તેમણે ન્યાયનિષ્ઠાથી પતાવ્યા અને જ્ઞાતિનાં નામને દીપાવ્યુ. આ વિષયક ઉદાહરણો જ્ઞાતિના ઈતિહાસમાં જ પ્રસ્તુત ગણાય. અહી એમની ધાર્મિક કારકિર્દીનો ઉલ્લેખ જ પ્રસ્તુત છે.

૨૩૪૨. સં. ૧૯૧૧ ના કાર્તિક સુદી ૫ ને દિવસે ભારમલશેઠે સમેતશિખરજીની તીર્થયાત્રા કરી.

પૂરામા તેમની સાથે હતાં એ વિશે ઉલ્લેખ કરી ગયા છીએ. દસેક માસની મુસાફરી બાદ એમની તબિયત બગડી. સં. ૧૯૧૪ ના આસો માસમાં તેઓ મરણ પામ્યા. મૃત્યુ પહેલાં બધા જ્ઞાતિ—અગ્રેસરોને પોતાની પાસે બોલાવીને હિતશિખામણ આપી અને ઉપા. વિનયસાગર પાસે અણસણ વ્રત લીધું એમના પછી જ્ઞાતિએ કોર્ટ—કચેરીઓમાં લાખો રૂપીઆ બરબાદ કર્યાં.

૨૩૪૩. ભારમલશેઠે સ. ૧૯૦૯ માં નલીઆમાં ઉપાશ્રય બધાવ્યો તથા ત્યાં સં. ૧૯૧૦ માં શ્રી શાંતિનાથ જિનાલય તથા પુંડરિક ગણધરની દેરી બધાવ્યાં. એમનાં મરણ પછી એમના ભત્રીજા માડણ ગોવિંદજી, વીરજી નરશીની પેઢીના ભાગીદાર થયા માડણને કેશવજી અને ગોવિંદજી નામે બે પુત્રો થયા. કેશવજીના પૌત્ર લક્ષ્મીચદ ધનજી કેશવજી સર વસનજીની પુત્રી લીલબાઈ સાથે પરણ્યા હતા.

૨૩૪૪ નરશી નાથાનાં સુકૃત્યોમાં એમના ભાણેજ માડણ તેજશીનો સારો હિસ્સો હતો. સાંધાણના ધુલ્લા તેજશી હીરજીનાં પત્ની સારબાઈની કૂખે તેઓ જન્મ્યા એમનાં પત્ની કુંવરબાઈથી પુત્ર જેઠાલાલ થયા. સં. ૧૯૨૧ માં થયેલી અજનશલાકા વખતે એમણે અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી હતી. એ પ્રતિમા—લેખોમાં એમને ધુલ્લા—લોડાયા ઓડકના કહ્યા છે, જે દ્વારા સ્પષ્ટ થાય છે કે લોડાયાની પેટાશાખા ધુલ્લા ઓડક હતી. જુઓ હાલારના મોટી ખાવડીનાં શ્રી ચદ્રપ્રભુ જિનાલયના મૂળનાયકજીનો લેખ— **सवत् १९२१ ना माघ सुद ७ गुरौ श्रीमदंचलगच्छे पूज्य भट्टारक श्री रत्नसागर-सूरीश्वरजीमुपदेशात् श्री कच्छदेशे श्री सांघाणनगरे उशवंशे ज्ञाति लघु शाखायां धुला-लोडाया गोत्रे सा० माडण तेजसी भार्या कुंवरबाई पुत्र जेठाभाई श्री चन्द्रप्रभबिंब कारापित ॥** આવા બીજા પણ અનેક લેખો ઉપલબ્ધ થાય છે.

૨૩૪૫. માડણ તેજશીએ સાંધાણમાં તિલકટૂકની સ્થાપના કરી ટૂકમાં હાલ નવ જિનાલયો છે. શ્રી શાંતિનાથ પ્રભુનું મૂલ જિનાલય, શિખર ઉપરનુ શ્રી આદીશ્વર જિનાલય, તળનુ શ્રી શાતિનાથ જિનાલય અને શ્રી પાર્શ્વનાથજીની બે દેવકુલિકાઓ તથા શ્રી મુનિસુવ્રત જિનાલય તેમણે સ. ૧૯૧૦ માં મુક્તિસાગરસૂરિના ઉપદેશથી બધાવ્યાં. તદુપરાંત નલીઆમાં વીરવસહી ટૂકમાં શ્રી સુમતિનાથની દેવકુલિકા બધાવી. તિલકટૂકમાં પાછળથી બીજાં જિનાલયો થતા તેનો ઘણો વિસ્તાર થયો. માડણશેઠ સં. ૧૯૩૧ માં દેવશરણ પામ્યા.

૨૩૪૬. નરશી નાથાના કુટુંબીબધુ વર્ધમાન પણ આ તારા મડળના તેજસ્વી સિતારા હતા. તેઓ શેઠના અત્યંત વિશ્વાસુ અને આજ્ઞાંકિત હતા. એમને પગલે વર્ધમાનશેઠે પણ ધર્મકાર્યોમાં ઘણું ધન વ્યય કર્યું છે. એમનું વંશ—વૃક્ષ આ પ્રમાણે છે : પાલણ—વીરો—ભારમલ—તેજા—નેણશી, ભાર્યા પૂરબાઈ પુત્ર વર્ધમાન. તેમના વંશજો હાલ વિદ્યમાન છે. વર્ધમાનશેઠે નલીઆમા વીરવસહીમાં શ્રી કુંથુનાથ પ્રભુની દેવકુલિકા બંધાવી તથા સ. ૧૯૨૧ ના મહા સુદી ૭ ને ગુરુવારે પાલીતાણામાં અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવેલી.

૨૩૪૭. નરશી નાથાનાં કુટુંબમાં હરભમશેઠ પછી અભેચંદ રાઘવજી મુખ્ય હોઈને તેઓ જ્ઞાતિ શિરોમણીનાં નામે વહીવટ કરતા અને જ્ઞાતિમાં અગ્રપદે બિરાજતા. એમનાં માર્ગદર્શન હેઠળ અનેક કાર્યો થયાં જે જ્ઞાતિના ઇતિહાસમાં ખૂબ જ મહત્ત્વપૂર્ણ ગણાશે અભેચદનો પ્રભાવ જ્ઞાતિ ઉપર ઘણો હતો. ઓભાયા રાઘવજીનાં નામે જ્ઞાતિના અગત્યના દસ્તાવેજોમા એમનો ઉલ્લેખ થયો છે સ. ૧૯૪૨ ના આસો સુદી ૧૩ ને રવિવારે મહાજને હરભમશેઠનાં મૃત્યુ પછી અભેચદશેઠને પાગડી બધાવીને જ્ઞાતિ—શિરોમણીની ગાદીએ બેસાડેલા. નરશી નાથા ચેરિટી ટ્રસ્ટના સર્જનમા એમનો હિસ્સો મહત્ત્વપૂર્ણ છે.

## શેઠ જીવરાજ રતનશી

૨૩૪૮ જખૌના લોડાઈઆ રતનશી વીરજીની પત્ની કોરબાઈના પુત્ર જીવરાજશેઠ પણ જ્ઞાતિના શેઠીઆઓમાંના એક છે સં. ૧૮૫૦ લગભગમાં તેઓ મુબઈમાં આવી મજૂરી કરતા. તેમના બધુઓ ભીમશી તથા પીતાંબરના આગ્રહથી પુનઃ ખેતી કરવા લાગ્યા. નબળાં વર્ષોમાં પુનઃ મુંબઈ આવી થોડી બચતમાંથી વ્યાપાર શરુ કર્યો. ભાગ્યે યારી આપતાં થોડાં વર્ષોમાં જ સૌરાષ્ટ્ર, ખાનદેશ, વરાડ, સિંધ અને દખ્ખણમાં એમની રૂની પેઢીઓ ધીકતો વ્યાપાર કરતી થઈ ગઈ. અમેરિકાની લડાઈ વખતે વ્યાપારમાં ખૂબ જ વૃદ્ધિ થઈ.

૨૩૪૯. સં ૧૯૦૫ના માઘ સુદી ૫ના દિને મુક્તિસાગરસૂરિના ઉપદેશથી તેમણે જખૌમાં શ્રી મહાવીર પ્રાસાદ કરાવ્યો. વિશાળ વંડાના નવ જિનાલયોનો ઝૂમખો જીવરાજશેઠના પિતાનાં નામથી 'રત્નટૂક' કહેવાય છે. વીશ શિખરયુક્ત મૂલ જિનાલય ઘણું ભવ્ય છે. તેમાં પ્રતિમાઓનો પરિવાર પણ ઘણો છે. અબડાસાની પંચતીર્થીમાં રત્નટૂકની ગણના થાય છે. આચાર્યના ઉપદેશથી તેમણે જખૌમાં ત્રણ લાખ કોરી ખરચીને જ્ઞાનભંડાર કરાવ્યો તેની સામે ગૌતમ ગણધરની મૂર્તિ પ્રતિષ્ઠિત કરાવી. કચ્છમાં વિચરતા સર્વ યતિઓને વસ્ત્રો વહોરાવ્યાં તેમજ તેમના માટે જખૌમાં ઉપાશ્રય બધાવ્યો.

૨૩૫૦ એમના બંધુ ભીમશીશેઠે ત્યાં પાંજરાપોળ તથા આયંબિલવાડી બંધાવ્યાં, તથા રત્નટૂકને નિભાવવા સારુ ભંડોળ કાઢી આપ્યું એમનાં જિનાલયનું કામ ચાલતુ હતુ ત્યાં તેઓ ગુજરી ગયા. આથી કોઠારામાં મળેલા મહાજનમાં પૂરામાશેઠાણીને કોઈકે ટોણું માર્યું—'રન બાયડી કોરો કંધી, ઈ તો પાંકે કયો ખપધો.' શેઠાણી મૌન રહ્યાં. જિનાલયનું કામ સંપૂર્ણ કરી તેમણે કોઠારામાં મળેલા મહાજનમાં એ ટોણા સામે પડકાર ફેંક્યો કે—'રન બાયડી તો કરે દેખાણું, હાણે નાતમેં કયો મુડસ આય જોકો હેની ભારથે જો નિભાવ કંધો ?' આ સાંભળી ટોણું મારનાર ભાઈ શરમીંદા થયા !

૨૩૫૧. ભીમશી રતનશીના ટ્રસ્ટ સબંધી મુંબઈની કોર્ટમાં સને ૧૮૯૨મા અગત્યનો ફેસલો થયો તેની તથા ટ્રસ્ટડીડની વિગત માટે જુઓ 'ક. દ. ઓ નાતના કેસો', પૃ. ૫૧૪–૨૦ ગોકળદાસ જેચંદ ઝવેરી. સં. ૧૯૨૨ સુધી રત્નટૂકનો વહીવટ જીવરાજશેઠે અને પછી ભીમશીશેઠ અને તેમના કુટુબીઓએ સંભાળ્યો. સં. ૧૯૭૯માં ભીમશીશેઠના પ્રતિનિધિઓ અને જખૌના મહાજન હસ્તક વહીવટ આવ્યો. પછી ટ્રસ્ટડીડ કરવામા આવ્યું.

૨૩૫૨. જીવરાજશેઠે અંજારમા સં. ૧૯૨૧માં શ્રી સુપાર્શ્વનાથ જિનાલય બંધાવ્યુ. મુન્દ્રા તથા વણથલીમાં પ્રતિષ્ઠાદિ કાર્યો કર્યાં. જામનગરમાં વિશાળ જમીન ખરીદી શ્રી અજિતનાથ જિનાલય અને ધર્મશાળા બધાવ્યાં, જે જીવરાજ રતનશીના વંડા તરીકે ઓળખાય છે ભીમશીશેઠે મુબઈના ડોંગરી વિસ્તારમાં પુષ્કળ જમીન ખરીદેલી જે ભીમપુરા તરીકે ઓળખાતી આ જગ્યા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટે સંભાળી લીધી. જીવરાજશેઠના પુત્ર કુંવરજી પણ કાબેલ હતા

૨૩૫૩ જીવરાજશેઠે જ્ઞાતિનાં કાર્યોમા આગેવાની ભર્યો ભાગ લીધો. અન્ય અગ્રેસરો સાથે તેઓ જ્ઞાતિના ઝગડાઓ પતાવતા અને સૌને ન્યાય આપતા શ્રી અનંતનાથ જિનાલયનો વહીવટ શરુઆતમાં તેઓ સંભાળતા. એમની સેવાઓને અનુલક્ષીને જ્ઞાતિએ એમને જિનાલયની વર્ષગાંઠના દિવસે મહાકાલી દેવીનાં શિખર ઉપર ધ્વજારોપણ કરવાનો વંશપરંપરાગત હક્ક આપ્યો જીવરાજશેઠ સને ૧૮૭૬માં તથા ભીમશીશેઠ ૩૭ ફેબ્રુઆરી ૧૮૬૩ના દિને મૃત્યુ પામ્યા.

## શ્રી ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ તીર્થ

૨૩૫૪. અબડાસાની ૫ચતીર્થનું મુખ્ય કેન્દ્ર સુથરી છે. મૂલનાયક શ્રી ઘૃતકલ્લોલજીની પ્રતિમા પ્રભાવિક હોઈને તેના વિશે અનેક આખ્યાયિકાઓ સંભળાય છે, જેનો સાર આ પ્રમાણે છે: ખાણુમાં કામ કરતા મેઘજી ઉડીઆને અધિષ્ઠાયક દેવ દ્વારા સૂચન મળ્યુ કે ગોધરા જવું, ત્યાં છીકારીનો દેવરાજ ઉગમણાં નાકે બળદ ઉપર પ્રતિમા સાથે મળશે તેને સો કોરી આપી પ્રતિમા લઈને સુથરી આવવુ છીકારીમાં દેવરાજને પણ સ્વપ્નમાં સૂચન મળ્યું, જે અનુસાર ઘટતા બની અને ચમત્કારિક પ્રતિમા સુથરી પધાર્યા. સંપ્રતિએ મૂલ બિબ ભરાવેલુ અને પાછળથી કલ્યાણસાગરસૂરિએ તેને છીકારીમાં પ્રતિષ્ઠિત કરેલું એ વિશે નોંધી ગયા છીએ. ગામમાં શ્રાવકોની વસ્તી ન રહેતાં પ્રતિમાજી હાલારથી કચ્છ પધાર્યા.

૨૩૫૫. પ્રતિમાજીનાં નામાભિધાન સબધક અનુશ્રુતિ દ્વારા જણાય છે કે એક વાર મેઘણે સાધર્મિક વાત્સલ્ય કર્યું. હવાડામાં ઘી રાખેલુ જનસંખ્યા વધતાં ઘી ઘટશે એમ લાગેલું, આથી ઉડીઆએ પ્રતિમાજીને હવાડા પાસે મૂકયાં. સૌ જમી રહ્યા છતાં ઘી ઘટયું નહી. એ ચમત્કાર પછી તેનું ઘૃતકલ્લોલ નામ રાખવામાં આવ્યું આ નામનુ કોઈ તીર્થ પ્રસિદ્ધિમાં નથી છતાં ઉક્ત પ્રતિમાની સ્થાપના પહેલાં પણ ઘૃતકલ્લોલજીનુ નામ સુપ્રસિદ્ધ હતુ એથી એમ પણ સૂચિત થાય છે કે આ તીર્થ સત્તરમા સૈકા પહેલાં પ્રાદુર્ભૂત થયુ આ વિશે કેટલાંક પ્રમાણો નિમ્નોક્ત છે.

૨૩૫૬. કલ્યાણસાગરસૂરિ શિ. મોહનસાગરે 'પાર્શ્વનાથ છંદ'માં આ પ્રમાણે નોંધ્યું છે—'ભીડભંજન ને ઘૃતકલ્લોલ, વિઘ્ન હરો થાપે નિજ બોલ.' સ. ૧૬૬૭ માં પ. વિનયકુશલ શિ. પં. શાંતિકુશલે 'ગોડી પાર્શ્વનાથ સ્તવન'માં ઘૃતકલ્લોલજીનો ઉલ્લેખ કર્યો છે. જુઓ 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ.' વિજયપ્રભસૂરિ શિ. પં મેઘવિજયે 'પાર્શ્વનાથ નામમાલા' (સં. ૧૭૨૧)માં આ તીર્થ—નાયકનો ઉલ્લેખ કર્યો છે. ૧૭ મા સૈકાના પ્રારંભમાં પં. રત્નકુશલે 'પાર્શ્વનાથ સખ્યા સ્તવન'માં પ્રભુનો મહિમા આ પ્રમાણે ગાયો છે—

ઘૃતકલ્લોલ જિણેસર જે નર પૂજસઈ, તસ ઘરિ ઘૃતકલ્લોલ;
ધણુ કણુ કંચણુ કપ્પડ કામિની પુત્રસું રે, કરસઈ તે રંગ લોલ.

૨૩૫૭. હાલ જ્યાં જિનાલય છે ત્યાં પહેલાં ચોક હતો, જ્યાં આંબલીનાં ઝાડ નીચે ધોરી માર્ગ પર કોઠલો બનાવીને પ્રતિમાજી મૂકવામાં આવેલાં, સ. ૧૭૨૧ માં જ્ઞાનસાગરના ઉપદેશથી સઘે કાષ્ઠ ચૈત્ય કરાવ્યું, સં. ૧૮૯૬માં શિખરબધ જિનાલય બધાવીને તેમાં વૈશાખ સુદી ૮ ના દિને પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરી.* ગૂર્જર પુરુષોત્તમ જેઠાએ પ્રતિષ્ઠાખર્ચ આપ્યો હોઈને તેને તથા ઉડીઆને ધ્વજારોપણુનો વંશપરપરાગત હક્ક પ્રાપ્ત થયો ઉડીઆના વંશજોએ ત્યાં ઉપાશ્રય બંધાવ્યો. તેરાના ગોરજી હીરાચંદ તારાચદે ત્યાં શ્રી અજિતનાથ જિનાલય બંધાવ્યુ. અહી થયેલી પ્રતિષ્ઠાઓ વિશે પ્રસંગોપાત ઉલ્લેખ કરીશું. અહીંના દંડ નાગજીશાહને મહારાવ દેશળજીએ નગરશેઠની પાગડી બધાવી અને જમીન જાગીર આપી તામ્રપત્ર કરી આપેલુ. એમની તથા એમના વંશજોની તેમજ સર વશનજી, ખેતશી ખીઅશી, એમના બંધુ ડોસા ખીઅસીની અહી ઘણી સેવાઓ છે. સ. ૨૦૧૨ ના ચૈત્ર વદિ ૧૨ ના દિને જિનાલયનો શતાબ્દી મહોત્સવ ઉજવાયો, જે પ્રસગે અહી અનેક ગામોના સંઘે નેમસાગરજીને આચાર્યપદ–સ્થિત કર્યો.

---

* ક્ષમાનદજીના મતાનુસાર આઠમના દિને પ્રતિષ્ઠા ન હોઈ શકે તેઓ અનુમાન કરે છે કે જિનાલયની પ્રતિષ્ઠા સાતમના દિને થઈ હશે. એવી જ રીતે જ્યોતિષાનુસાર તેઓ જણાવે છે કે શ્રી અનંતનાથ જિનાલયની વર્ષગાંઠ શ્રાવણ સુદી ૯ ના દિને ઉજવાય છે તે વ્યાજબી નથી. નોમ રક્તાતિથિ હોઈને પ્રતિષ્ઠા ન થાય, દસમના દિને થાય.

## પ્રતિષ્ઠાઓની પરંપરા

૨૩૫૮. મુક્તિસાગરસૂરિ સં. ૧૮૯૩ માં પાલીતાણા પધાર્યા. ત્યાં તેમણે મોતીશાની ટૂકમાં સાતસો જિનબિંબોની પ્રાણપ્રતિષ્ઠા કરાવી. ખંભાત પાસેનાં વટાદરામાં ગોડીજીના બિંબની પ્રતિષ્ઠા કરાવી. સં. ૧૮૯૨ના માઘ સુદી ૧૦ ને બુધવારે રાજનગરમા વીસા ઓશવાળ દલીચંદ અભયચંદે તથા વીસા શ્રીમાલી હીરાચંદ જોઈતારામની ભાર્યાએ આચાર્યના ઉપદેશથી કરાવેલી પ્રતિષ્ઠા માટે જુઓ—અં. લેખસંગ્રહ, નં. ૩૨૯ થી ૩૩૪.

૨૩૫૯. સ. ૧૯૦૩ ના માઘ વદિ ૫ ને શુક્રવારે રાધનપુરના અંચલગચ્છીય શ્રાવક પારેખ કસલચંદ મવચંદ વીરચંદે શ્રી ઋષભદેવનું શ્યામ બિંબ ભરાવ્યું, તે વખતે સંઘે અનેક બિંબોની પ્રતિષ્ઠા કરાવી. જુઓ અં. લેખસંગ્રહ નં. ૫૧૦ થી ૧૨. સાવરકુંડલામાં શેઠ કુટુંબના વાસણ પ્રેમજીના વંશજોએ સં. ૧૯૦૯ માં શ્રી ધર્મનાથ જિનાલય બંધાવ્યું. ત્યા માણેકચંદ કુવરજી દેવજીએ સં. ૧૯૯૯ના ફાગણ સુદી ૨ ના દિને ઉપાશ્રય બંધાવ્યો. અહીં અંચલગચ્છની પાટ હતી. અમરેલીમાં ઓશવાળ પટ્ટણીઓએ સં. ૧૮૬૭ માં જિનાલય અને ઉપાશ્રય બંધાવ્યાં. ભાવનગરમા વખતસાગર શિ. ભાવસાગરના ઉપદેશથી સં. ૧૮૫૦ લગભગમાં શ્રી ગોડીજી જિનાલય, ઉપાશ્રય અને જ્ઞાનભંડાર બંધાયાં. ભાવસાગર મહાકાલીના ભક્ત હોઈને ઉપાશ્રયમાં દેવીની પ્રતિમા પૂજનાર્થે સ્થાપેલી. ઉપાશ્રયનો ભાગ સુધરાઈએ કાપી નાખતાં પ્રતિમાજીને જિનાલયમાં મૂકેલાં.

૨૩૬૦. કચ્છના ભુજપુરમાં ચાંપશી જામશીએ સ. ૧૮૯૭ ના ફાગણ સુદી ૩ ના દિને શ્રી ચિન્તામણી પાર્શ્વનાથ જિનાલય બંધાવ્યું. સુજાપુરના છેડા માલુ ગોવિંદ ખીમણાંદ, ભાર્યા હાંસાબાઈ, પુત્ર નાંગશીએ સં. ૧૯૦૫ ના માઘ સુદી ૫ ને સોમવારે પાલીતાણામા ઘણાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી નાના આસંબીઆ અને બાએટમાં સં. ૧૯૦૯મા શ્રી આદિનાથ જિનાલયો, મોટા આસંબીઆમાં સ. ૧૯૨૦ માં શ્રી સુપાર્શ્વનાથ જિનાલય સંઘે બંધાવ્યાં. બાએટનાં જિનાલયનો જીર્ણોદ્ધાર શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા થયો.

૨૩૬૧. નૂતન જિનાલયો ઉપરાંત અન્ય જિનાલયોના જીર્ણોદ્ધારનાં કાર્યો પણ થયાં, જેની નોંધ આ પ્રમાણે છે: ધમડકામાં સ. ૧૫૨૨ ના કાર્તિક વદિ ૫ ને ગુરુવારે જયકેશરીસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠાદિ કાર્યો થયાં જુઓ—અ. લેખસંગ્રહ, નં. ૧૩૧. માંડવીમા સ. ૧૮૫૦ માં શ્રી શાંતિનાથ જિનાલય બંધાયું, જેમાં ભુલાણી કુટુંબની ઘણી સેવાઓ છે. કુંદરોડીમાં સ. ૧૮૫૧મા શ્રી પાર્શ્વનાથ તથા વિંઝાણમાં સં. ૧૮૯૭ માં શ્રી શાંતિનાથ જિનાલયો સંઘે બંધાવ્યાં. કુંદરોડીનાં હાલ નૂતન જિનપ્રાસાદ થયો છે. આધોઈમાં સં. ૧૮૫૪ માં શ્રી અજિતનાથ જિનાલય સંઘે બંધાવ્યું. વડાલામા સં. ૧૬૦૫ માં ગોરજી ગુણપતજીની પ્રેરણાથી શ્રી આદિનાથ જિનાલય બંધાયું. આ જિનાલયોના જીર્ણોદ્ધાર ઉપરાંત ગામોગામ ઉપાશ્રયોનાં મંડાણ થયાં અને અગત્યનાં કેન્દ્રોમાં જ્ઞાનશાળાઓ પણ બંધાઈ.

## શિષ્ય-સમુદાય

૨૩૬૨. સુવિહિત શ્રમણોની અવિદ્યમાનતામા સાતસોથીયે અધિક સંખ્યામાં ગોરજીઓએ ધર્મપ્રવૃત્તિ જારી રાખી. તેઓ શિલ્પ, સ્થાપત્ય, વ્યાકરણ, વૈદક, ગણિત, જ્યોતિષ અને ભૂસ્તરશાસ્ત્રમાં નિપુણ હોઈને સમાજ—સેવા દ્વારા ધર્મસેવા કરી શક્યા તેમણે ગામોગામ ખોલેલી પોશાળોએ વિદ્યાશાળાની ગરજ સારી. બાળક ત્યાંથી એકડો ઘૂંટીને જીવનની કારકિર્દી ઘડતો. અન્ય ગચ્છોમાં પણ આ જ સ્થિતિ હતી. તપાગચ્છમા હીરવિજયસૂરિ પછી ચારેક પેઢી બાદ પટ્ટધરો 'શ્રીપૂજ' કહેવાયા અને ભિન્ન સ્થળે ગાદીઓ સ્થાપીને રહ્યા ખરતરગચ્છમાં પણ એવું જ બન્યુ

સાગર, શેખર, ચંદ્ર, તિલક, સુંદર, લાભ, મેરુ, કુશલ, મૂર્તિ વિગેરેની પોશાળોના યતિઓને પટ્ટધર દ્વારા ચોમાસાનો આજ્ઞાપત્ર મળતો. સં. ૧૯૬૪ સુધી આ પ્રથા રહી. એ પછી યતિઓનું પ્રભુત્વ ઓસરી ગયું. પહેલા પોશાળોની સેવા ઘણી હતી. મહારાવે પણ ઘણી પોશાળોને રાજ્યાશ્રય આપેલો જેમાં આ પોશાળો મુખ્ય છે : ભૂજની મોટી પોશાળ, અંજારની ભટ્ટારકવાળી નાની પોશાળ, ગુંદાલાની દેવચંદ્રની પોશાળ, બેરાજાની મણીતિલકની પોશાળ, રતડીઆની ઘેલાભાઈની પોશાળ, બાંડીઆની ગણેશવાલાની પોશાળ તેમજ વાગડ, કટારીઆ, ભચાઉ પ્રમુખ બાર પોશાળો. આ પોશાળો હસ્તક રેહાગામ, વીરાગામ વિગેરે ગામો તથા ઘણી જાગીર હતાં. કચ્છમાં માત્ર અંચલગચ્છની જ ૨૦૦ પોશાળો હતી !

૨૩૬૩. સં. ૧૮૯૯ માં મુક્તિસાગરસૂરિ જામનગરમાં ચાતુર્માસ રહ્યા ત્યારે ચોવીસ શિષ્યો પણ સાથે હતા એમ આ લેખ દ્વારા જણાય છે

**संवत् १८९९ वर्षे पोष वद ९ सोम श्री अंचलगच्छे पूज्य भट्टारक श्री १०८ श्री मुक्तिसागरसूरीश्वरजीविजयराज्ये श्री नवानगरमध्ये चतुरमास मुनि महिमारत्नजी। मुनि सुमतिलाभजी। मुनि जेसागरजी। प्रमुख ठाणा २५ मुक्तिसागरजी तत् शिष्य धर्मसागरजी तत् भाई गुलाबचन्दजी, तत् भाई त्रीकमलाल। श्री रस्तु। मुनि प्रताप सागर। मुनि कुशलसागर। मुनि विनीतसागर। मुनि भोजसागर। मुनि ललितसागर। मुनि जिनेन्द्रसागर। ल० मुनि जेसागरेण। श्री रस्तु॥**

૨૩૬૪ સૌભાગ્યચંદ્ર શિ. દેવચંદ્રે સં. ૧૯૧૨ના વૈશાખ વદિ ૨ના દિને મુંબઈથી હરભમ નરશીએ કાઢેલા કેશરીઆજીના સંઘમાં યાત્રા કરી સ્તવન રચ્યું. આઠ દિવસ સંઘે ભાવથી યાત્રા કરી અને સંઘપતિએ સ્વામીવાત્સલ્યાદિમાં ઘણું ધન ખરચ્યું એ વિશે તેમાં વર્ણન છે કવિએ 'ચક્કેસરી આરતી', 'દીપોત્સવી સ્તવન' વિગેરે ઘણી પદ્યકૃતિઓ રચી. એમના શિષ્ય સકલચંદ્ર પણ સ્તવનકાર હતા. સૌભાગ્યચંદ્રના શિ સ્વરૂપચંદ્રના કુશલચંદ્ર, હીરાચંદ્ર શિષ્યો થયા. હીરાચંદ્રે સં. ૧૯૦૫ ના માઘ સુદી ૫ ને સોમવારે જખૌમાં રહીને 'મહાવીર પંચકલ્યાણક ચોઢાળિયા' ની પ્રત લખી પં. કુશલચંદ્રે ઘેલાભાઈ પદમશીના વાંચનાર્થે 'અલ્પ–બહુત્વ વિવરણ' ની પ્રત મુંબઈમાં લખી.

૨૩૬૫ ગોરજી રતનચંદજી મુંબઈમાં શ્રી અનંતનાથ જિનાલયમાં બિરાજતા. સં. ૧૮૯૨ ના ચૈત્ર વદિ ૨ ને સોમવારે જિનાલયને આપવાના લાગાઓ વિષયક ઠરાવ તેમણે ઘડી આપેલો, જે દ્વારા જિનાલયની આવકમાં ઘણી જ વૃદ્ધિ થઈ

૨૩૬૬ વા ભક્તિસાગરના શિષ્ય પં રાજસાગરે મુંદરામાં રહીને શ્રી શીતલનાથ સ્તવન રચ્યું. તદુપરાંત મુક્તિસાગરસૂરિના અજ્ઞાત શિષ્યોએ અનેક પદ્યકૃતિઓ રચી, જેમાં 'પાંખી ખામણા' ના પદ્યો ખૂબ પ્રસિદ્ધ છે. ભૂજપુરમાં સં. ૧૯૦૭ ના પોષ સુદી ૧૦ ના દિને મુક્તિસાગરસૂરિ સાથે ચાતુર્માસ રહીને અજ્ઞાત શિષ્યે 'નારકીનું પટ્ ઢાલિઉ' રચ્યું. એવી જ રીતે સં ૧૯૧૨ ના શ્રાવણ વદિ ૫ ના દિને જખૌમાં ચાતુર્માસ રહીને અજ્ઞાત શિષ્યે 'સુતક સઝાય' રચી. આવી અનેક કૃતિઓમાં અંતે 'મુક્તિ' નામ આવે છે.

૨૩૬૭. વિંઝાણ પોશાળના રાયચંદ્ર શિ. મૂલચંદ્ર મંત્રવાદી હતા એક વખતે દુષ્કાળમાં થરપારકરના સોઢાઓના ઝઘડાથી સિન્ધી ચોખાની પોઠો બંધ પડી. માંડવીના વચ્છરાજે તંગી નિવારવા પોઠો મંગાવી પરંતુ ગઢશીશામાં ઊંટો માંદગીમાં પટકાયા. મૂલચંદ્રે મંત્રવિદ્યાથી અસાધ્ય રોગ દૂર કર્યો જેના બદલામાં યતિએ અબડાસામાં અનાજ પહોંચાડવાનું જ માંગ્યું પોઠોના માલીકોએ બે ઊંટો વિંઝાણની પોશાળને સ્વેચ્છાએ ભેટ ધર્યા.

## ૨૬. શ્રી રત્નસાગરસૂરિ

૨૩૬૮. કચ્છદેશ અંતર્ગત મોથારા નામનાં ગામમાં વીશા ઓશવાળ જ્ઞાતીય શાહ લાડણ પચાણનાં ઘેર, તેની ભાર્યા ઝૂમાબાઈની કૂખે સં. ૧૮૯૨ માં એમનો જન્મ થયો. સં. ૧૯૦૫ માં એમણે દીક્ષા લીધી તથા સં. ૧૯૧૪ માં તેઓ આચાર્ય તેમજ ગચ્છેશપદ પામ્યા. સં. ૧૯૨૮ ના શ્રાવણ સુદી ૨ ને દિવસે ૩૬ વર્ષની વયે તેઓ કચ્છના સુથરી ગામમાં સ્વર્ગસ્થ થયા.

૨૩૬૯. સં. ૧૯૧૧ ના જેઠ સુદી ૧૧ ને રવિવારે ભુજનગરમાં રત્નસાગરસૂરિનો પટ્ધર મહોત્સવ થયો હતો એમ કવિ પ્રેમચંદ કૃત 'ગુરુગહુંલી' દ્વારા જાણી શકાય છે. જુઓ—

> કચ્છ દેશે મોથારા ગ્રામે, વૃદ્ધ ઓસવંશ સોહાયજી;
> સાહા લાડણ કુલ દિનમણી દીપે, માતા જુમાંબાઈએ જાયા રે.
>
> સંવછરી ઉગણીસા વરસેં, ઈગ્યારા મોઝાર જી;
> જેઠ માસ શુક્લ પક્ષ વખાણે, એકાદશી રવિવારે રે.
>
> ભુજ નગરનો સંઘ સોભાગી, રાગી બહુ નરનારી જી;
> પાટ મહોછવ પ્રેમે ભણાવે, ભક્તિ કરંતા અતિ સારી રે.
>
> અંચલગચ્છપતિ અધિક બિરાજે, મુક્તિસાગરસૂરિ રાયાજી,
> તાસ સીસ જુગ મહીયલ વિચરે, રત્નસાગરસૂરિ રાયો રે
>
> રત્નસાગરસૂરિ અવિચલ પ્રતિપના, જીહાં લગેં મેરુગિરિરાયાજી,
> ગેલચંદ સુત હરખ ધરીનેં, પ્રેમચંદે ગુણ ગાયા રે.

૨૩૭૦. ઉપર્યુક્ત વર્ણન દ્વારા એમ પણ કહી શકાય કે સં. ૧૯૧૧ ના જેઠ સુદી ૧૧ ને રવિવારને દિવસે એમને ગુરુએ પટ્ટશિષ્ય તરીકે અથવા તો આચાર્યપદે સ્થાપ્યા હશે

૨૩૭૧. સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન ડૉ. જ્હોન્નેસ ક્લાટની નોંધ પણ અહીં ઉલ્લેખનીય છે. તેઓ અંચલગચ્છની પટ્ટાવલીમા રત્નસાગરસૂરિ વિશે આ પ્રમાણે નોંધે છે·

*72. Ratnasagara–suri, son of Sa Ladana Pachana in Mothara–grama (Kachchha–dese) and of Jhumabai, born Samvat 1892, diksha 1905, acharya and gachchhesa 1914 Under him the Laghu Osa–Vansiya Setha Narsi Natha became an Anchala–gachcha Sravaka. R. died Samvat 1928 Sravana sudi 2 in Suthari–grama at the age of 36. Inscr. Samvat 1918*

(See D. P. Khakhar, Report Province of Kaccha, p. 75), Samvat 1921 (Epigr. Ind. II. 39 )

૨૩૭૨. રત્નસાગરસૂરિએ હજારો જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠાઓ કરાવીને ગચ્છના ઈતિહાસમાં વિશિષ્ટ પ્રકરણ ઉમેર્યું છે. એમણે પ્રતિષ્ઠિત કરેલી પ્રતિમાઓ સમગ્ર ભારતમાંથી ઠેર ઠેર મળે છે એ વખતે અંચલગચ્છીય શ્રાવક શ્રેષ્ઠીઓની સમૃદ્ધિનો પણ પાર નહોતો. ગચ્છનાયકના ઉપદેશથી તેમણે અનેક જિનાલયો, ઉપાશ્રયો, જ્ઞાનમંદિરો વિગેરેનુ નિર્માણ કરાવ્યું.

૨૩૭૩. ગચ્છનાયક બહુધા કચ્છમાં જ વિચર્યા છે અને ત્યાં શાસનોન્નતિનાં અનેક કાર્યો કર્યાં છે. એમનો પ્રભાવ જ એવો હતો કે અનેક સંઘો એમને પોતાનાં ગામે ચોમાસું કરાવવા વિનતિઓ કરતા અને ગચ્છનાયક પણ બધાને રાજી રાખતા. તેઓ ભૂજમાં એક સાથે ચાર ચોમાસાં રહેલા તે વિશે સુંદર ગહુંલી ઉપલબ્ધ થાય છે. આ ગહુલીમાંથી તેમના શ્રાવક ભક્તો વિશે પણ જાણી શકાય છે. જુઓ—

ભૂજ નગર માહે અધિકારી રે, શેઠ શિવજીશા સમકીત ધારી રે,
તે તો વાટ જુએ છે તમારી . ૪

શેઠ લાલણ ને કાંટીઆ ઉસવાલ રે, વોરા સુંખણને વડોરા ઉદાર રે,
ભૂજ નગર દેવાણી મેવાલ ૫

૨૩૭૪ રત્નસાગરસૂરિ મુંબઈના સંઘની વિનતિથી મુંબઈ પણ પધારેલા તે વખતે કવિ પ્રેમચંદે એમની ગહુંલી રચી એમના ગુણોનું સુંદર વર્ણન કર્યું છે. જુઓ—'ગહુંલી સંગ્રહ', નં. ૧૩૦.

૨૩૭૫. રત્નસાગરસૂરિનાં જીવન વિષયક એક મહત્ત્વનો પ્રસંગ આ પ્રમાણે સંભળાય છે—દશા ઓશવાળ જ્ઞાતિનો બાવન ગામનો મેળો નલિયામાં થયો. ગચ્છનાયક રાધનપુર બિરાજતા હોઈને તેમને ખાસ કાસદ દ્વારા સંદેશો પહોંચાડવાનો હતો. એ વખતે યતિઓમાં બે પક્ષો પડેલ. સામા પક્ષવાળા યતિએ સંદેશો પહોંચાડવાની જવાબદારી સ્વીકારી. તેમને થયુ કે જો ગચ્છનાયક પધારે તો તેમનું વર્ચસ્વ તેમજ પેદાશ ન રહે એટલે તેમણે કાસદને ફોડી સંદેશો મોડો પહોંચાડવાનુ ષડ્યત્ર રચ્યું રવિવારે મેળો હતો. અને વિનતિપત્ર શુક્રવારે પહોંચાડયો રત્નસાગરસૂરિએ કારણ પૂછતા તેમના પ્રભાવથી કાસદે સત્ય હકીકત જણાવી અને ક્ષમા યાચી આચાર્યે તરત નવાબ, જે તેમનો ખાસ ભક્ત હતો, તેની પાસેથી બે સાંઢણીઓ મંગાવી અને તે ઉપર બિરાજી શનિવારે સાંજે તેરા ગામે આવી પહોંચ્યા.

૨૩૭૬. તેરામાં તે વખતે તારાચંદજી ( તેજશેખર દોલતશેખર ) એક સમર્થ યતિ હતા. તેઓ તથા બીજા પાસવીરજી, હરખચંદજી અને તારાચંદજી શિ. કરમચંદજી યતિ હતા. સૌ જ્યોતિષ, વૈદક શાસ્ત્રમાં કુશળ હતા. કરમચંદજીની શક્તિ ઉપર તો મહારાવ દેશળજી પણ ફિદા હતા. આ યતિઓએ નલિયા મહાજનમાં રજૂઆત કરેલી કે ગાદીપતિને બોલાવ્યા વિના મેળો થાય છે અને ત્યાના યતિ કશું બોલતા નથી એટલે અંદર મેલી રમત છે. આ વિરોધમાં તેરા, કોઠારા, સુજાપુર, બાંઢીઆ, કુઆપધર, લાખણીઆ, ખુદ શિણુાઈ, નલિયાનો મોટો વર્ગ ભળ્યા તારાચંદજીની પોશાળમાં આ ચર્ચા થતી હતી ત્યા રત્નસાગરસૂરિ અણધાર્યા આવી પહોચ્યા સૌને આશ્ચર્ય થયું. તેમને સર્વ બીના સંભળાવવામાં આવી. તેરા દરબારનો રથ, મિયાનો, ઘોડેસ્વારો મંગાવવામાં આવ્યા. રવિવારે નિયત સમયે ગાદીપતિ નલિયા ભાગોળે પધાર્યા છડીદારે નેકી પોકારી—'સોનેકી છડી, રૂપેકી મશાલ, આજુસે બાજુમે નિગાહ રખીએ, તપે જૈનકો બાદશાહ, ઘણી ખમ્મા સલામ!' ગાદીપતિના છડીદારને જોઈ સૌ દંગ થઈ ગયા,

યતિ તો હેબતાઈ જ ગયા. ગાદીપતિ એ દિવસમાં રાધનપુરથી અહીં આવી પહોંચશે એવી તેમને કલ્પના પણ ક્યાંથી હોય ?

૨૩૭૭. સંઘે રત્નસાગરસૂરિનું ઉમળકાથી સામૈયુ કર્યું. મેળો કરનારના ઉમંગનો તો પાર ન હતો. ગચ્છનાયકની ગેરહાજરીમાં મેળો થાય એ વાતનુ એમને દુ:ખ હતું મેળાનો દિવસ ફેરવી ન શકાય એટલે તેઓ લાચાર હતા. સંઘની ઉપસ્થિતિમાં રત્નસાગરસૂરિએ તેમને કહ્યું—'મહાનુભાવ ભારમલ શેઠ ! સૌભાગ્યચંદ્રજીની આ રમતમાં તમારા જેવા ચતુર વિચક્ષણ પુરુષ કેમ ફસાઈ ગયા ?' આ સાંભળતાં જ તેમનુ હૈયું ભરાઈ આવ્યુ. જેમની આંખમાંથી આંસુ ન આવે એવા શક્તિશાળી ભારમલશેઠ રડી પડ્યા. સૂરિજીના ચરણે માથું ઢાળી ખૂબ રડ્યા. યતિજીને પોતાની ભૂલ સમજાઈ. ગાદીપતિનો દ્રોહ કર્યો હોઈને શરમિંદા થયા. દ્રોહ બદલ તેમનો દંડ કરવામાં આવે અને સુંદર દાખલો બેસાડવામાં આવે એમ સૌ યતિઓનો અનુરોધ થતાં રત્નસાગરસૂરિએ કોરી એક હજાર એક હાજર કરવા ફરમાવ્યુ. ભારમલશેઠના અનુરોધથી એમના અંગત માણસોએ કોરી પાંચ હજાર એક સૂરિના ચરણોમાં ધરી. આ થેલી હસ્તસ્પર્શ કરી રત્નસાગરજીએ શેઠને પાછી સોંપી પરંતુ શેઠે ઉપાડવાની ના કહી. થોડી આનાકાની પછી એ કોરીઓ છેવટે જીવદયા માર્ગે વપરાઈ. આમ મેળો સરસ બન્યો અને ચિરસ્મરણીય રહ્યો ! જુઓ 'જ્ઞાતિ જ્યોત' સં. ૨૦૨૩

## જ્ઞાતિ મુકુટમણી શેઠ કેશવજી નાયક

૨૩૭૮. કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિના મુકુટમણી કેશવજી નાયકની સામાજિક તેમજ ધાર્મિક કારકિર્દી ખરેખર, અનુપમ છે. તેમણે ધર્મકાર્યોમાં છૂટે હાથે ધન વાવરીને જૈન ઇતિહાસમાં પોતાનું નામ અવિસ્મરણીય રાખ્યું છે. એ કારણે તેઓ જ્ઞાતિશિરોમણી નરશી નાથાની હરોળનું સર્વોચ્ચ પદ પોતાની જ્ઞાતિમા પામ્યા છે.

૨૩૭૯ ગાંધી મહેતા ગોત્રીય, દંડશાખીય નાયક મણસીની પત્ની હીરબાઈની કૂખે સં ૧૮૭૫માં કચ્છના લાખણીઆ ગામમાં એમનો જન્મ થયો. પાછળથી કોઠારામાં આવી વસ્યા. પાંચેક વર્ષની ઉમરે જ પિતાનુ મૃત્યુ થવાથી એમનો ઉછેર વિધવા માતાએ મૂલ-મજૂરી કરીને કર્યો. દસેક વર્ષની ઉમરે મામા સાથે મુંબઈ ગયા અને સૌ પ્રથમ નરશી નાથાની પેઢીમા અને પાછળથી જીવરાજ રતનશીની પેઢીમાં કેટલોક સમય નોકરી કરી તેઓ સાહસિક અને બુદ્ધિશાળી હોઇને ક્રમે ક્રમે આગળ આવતા ગયા.

૨૩૮૦ એક વખત વિલાયત જતું વહાણ સફર રદ થતાં મુંબઈ લાંગર્યું તેમાં ભરેલી ખારેકનું લિલામથી વહેચાણ થતાં, પાસે પૂરા પૈસા ન હોવા છતાં કેશવજીશેઠે માલ ખરીદ્યો. સદ્ભાગ્યે ભાટીઆ ઝવેરી દેવજી શિવજીની સહાય મળી જતાં એ માલ રૂ. ૮૦૦૦ના નફાથી ત્રણેક દિવસમાં વેચી નાખ્યો. આમ એમના ભાગ્ય રવિનો ઉદય થયો પછી જેતશી જીવરાજ તેરાવાળા તથા ગૂર્જર દેવજીશેઠના ભાગમા તેમણે કામ કર્યું સ. ૧૯૦૦મા તેમના મામા શિવજી નેણસીએ પેઢી શરુ કરતાં, તેઓ તેમની સાથે ભાગમા જોડાયા.

૨૩૮૧ સ. ૧૮૯૫માં એમનું પ્રથમ લગ્ન સુથરીના વેરસી પાસુનાં બહેન પાબુબાઈ સાથે થયું. માંકબાઈ એમના દ્વિતીય પત્ની હતાં પાછળથી તેઓ વીરબાઈ સાથે પરણ્યા. પાબુબાઈથી સ. ૧૯૦૦માં પુત્રી તેજબાઈ અને સં. ૧૯૦૩મા નરશીભાઈનો જન્મ થયો માકબાઈએ ત્રીકમજીને જન્મ આપ્યો, પરંતુ તે અલ્પજીવી થયો. વીરબાઈ સાથે એમને ઝાઝો મેળ રહ્યો નહીં શેઠના પુત્ર નરશીભાઈ ભારે પ્રતાપી હતા. તેમનાં પત્ની રતનબાઈથી જેઠાભાઈ, મૂળજી અને જીવરાજ નામે ત્રણ પુત્રો થયા એમના વંશજોમાં હાલ નાયકભાઈ જેઠાભાઈ જ્ઞાતિકાર્યોમા આગેવાનીભર્યો ભાગ લે છે

૨૩૮૨. કેશવજીશેઠે શિવજી નેણશીની પેઢીને સમૃદ્ધ બનાવી સ. ૧૯૦૯ માં ઠેઠ ચીનનાં હોંગકોંગ બંદરમાં પેઢી સ્થાપી. ત્યાં ખોજાઓએ આ પેઢીને તોડી પાડવા ષડ્યંત્ર રચ્યુ. જેના પ્રત્યાઘાત રૂપે મુંબઈમાં વાણીઆ અને ખોજા વચ્ચે સં. ૧૯૧૦ માં મોટું હુલ્લડ ફાટી નીકળ્યું. ત્રણ દિવસ સુધી ખોજાગલી સૂનમૂન બની ગઈ. તે વખતે ખટો મડાઈ નામનો લુહાણો માંડવી લતાનો દાદો કહેવાતો, તેણે ૫૦૦ ગુંડાઓ સાથે ખોજાગલીમાં હાહાકાર મચાવી દીધેલ. અંતે ખોજા આગેવાન ધરમશી પૂજાએ બન્ને જ્ઞાતિનુ સ્વમાન જળવાય એ રીતે સમાધાન કર્યું. તેમજ ભારમલ તેજશીની સમયસરની સહાયતાથી શિવજી નેણશીની પેઢી પર ઘેરાયેલા આર્થિક વાદળો પણ વિખરાયાં

૨૩૮૩. વિલિયમ નીકલની કંપની, જે રૂ માટે મશહૂર ગણાતી, તેના ભાગીદાર જહોન ફ્લેમીંગ સાથે કેશવજીશેઠને મિત્રતા હોઇને તેમની મુકાદમીનુ કામ શિવજી નેણશીની પેઢીને મળેલું. એ પહેલાં ભાટીઆ ઉકેડા કાઠ પાસે મુકાદમી હતી તેઓ કેશવજીશેઠને પુત્રવત્ રાખતા હોઈને મુકાદમીનું કામ એમને મળી શક્યું, અને પેઢી તરતી થઈ. ઘેલાભાઈ પદમશી સાથે મતભેદ ઉગ્ર થતાં સં. ૧૯૧૭ માં કેશવજીશેઠે નરશી કેશવજીનાં નામે સ્વતંત્ર પેઢી શરુ કરી. નીકલ કંપનીની મુકાદમીનું કામ પણ આ પેઢીને જ મળ્યું. આથી શિવજી નેણશીની પેઢીને ઘણો ધક્કો લાગ્યો.

૨૩૮૪ એ વખતે આફ્રિકા અને આરબ રાજ્યોમાં ભારતનો ઘણો વ્યાપાર હતો પણ ખાસ વ્યાપાર તો ચીન સાથે ગણાય. અંદાજે વીસ કરોડ રૂપીઆનુ અફીણુ દર વર્ષે ચીન જતું અને ત્યાંથી સોનું, ચાંદી, સાકર, રેશમ વિગેરે આયાત થતાં. ચીન સાથેના વ્યાપાર સબંધમાં 'મુબઈનો બહાર'માં આ પ્રમાણે નોંધ છે. 'ચીન ખાતેની સફરમાં જો કે હિંદુઓ જઈ આવેલ તો પણ તેઓ ઉપરે તેમની નેઆતે જફા પાડેઆમાં કાંઈજ આઘું પાછું જોએઉ નહોતું. તે છતાંબી નીચલી સંખ્યા સારી દેખાએ છે. સને ૧૮૫૪ માં શેઠ કેશવજી નાયકના સંબંધમાં મી કેશવજી શિવજીની કું. તે નામની એક પેઢી જે પહેલ વહેલી ગઈ હતી તેનો વહીવટ અસલી ભાગીદારોના વિચારથી બંધ પાડીને સને ૧૮૬૦ માં બે જુદે જુદે નામથી સ્થપાઈ. તેમા શા ઘેલાભાઈ શિવજીની કુંપની જે નીકળી તેના માલીકો સને ૧૮૬૬ માં ખુટી પડેઆથી ઉળકાઈ ગઈ અને મી નરશી કેશવજીની કુંપની જે ચાલુ થઈ તેનો વહીવટ માલીકની સારી જુગરીતને લીધે હજી તક નીભી રહેયો છે પણ બેઉ પહેડીઓ મંે અસલથી જ ખોજા લોકો સેવાએ એકલી હિંદુ તાંહાં ગયો જ નથી.' કેશવજીશેઠે હોંગકોંગમાં પોતાના પ્રતિનિધિ તરીકે ખોજા પીરભાઈ ખાલેકદીનાને મોકલેલા. એમની જ્ઞાતિના ભારમલ પરબતે પણ ચીનમાં પેઢી સ્થાપીને પ્રતિનિધિ તરીકે બેએક ભાટીઆઓને ત્યાં મોકલ્યા હતા.

૨૩૮૫ ઈ. સ. ૧૮૬૨ મા અમેરીકન લડાઈ ફાટી નીકળતા રૂના ભાવો ઊંચા ગયા. લોકોએ ગાદલા-ગોદડાનુ રૂ પણ વેચી નાખેલુ. વેપારીઓમા નાણાંની રેલમછેલ થઈ. આથી બેંકો, ફાઈનેન્સીઅલ કોરપોરેશનો વગેરે અસ્તિત્વમાં આવ્યાં. કેશવજીશેઠ આ કાર્યમા પણ પાછળ રહ્યા નહી. તેમણે આ કંપનીઓ સ્થાપેલ· (૧) બેન્ક ઓફ ઇન્ડિયા લિ. જે ખોજા બેંકનાં નામે ઓળખાતી. (૨) બોમ્બે ટ્રેડિંગ એન્ડ બેંકીંગ એસોસીએશન લિ. જે બરજોરજી વાડિયા ટ્રેડિંગના નામે ઓળખાતી. (૩) ઈસ્ટ ઇન્ડિયા બેંક લિ. જે નવી ખોજા બેંક તરીકે ઓળખાતી (૪) ઈસ્ટર્ન ફાઈનેન્સીઅલ એસોસીએશન લિ. જે ખોજાની ફીનેન્સ તરીકે ઓળખાતી (૫) એલ્ફીન્સ્ટન લેંડ એન્ડ પ્રેસ કું જે નીકલના 'બચા' તરીકે ઓળખાતી.

૨૩૮૬ એ અરસામા કાપડની મિલોનો પ્રારંભ થયો. મંગળદાસ નથુએ સૌથી પહેલાં ધી બોમ્બે

યુનાઈટેડ મિલ્સ તથા દીનશા માણેકજી પીટીટે અને બમનજી હોરમસજીએ કેશવજીશેઠના ભાગમાં ધી રોયલ મિલ્સ ઊભી કરી એ પછી નરશી કેશવજી કંપનીએ પ્રીન્સ ઓફ વેલ્સ મિલ્સ, એલેકઝાન્ડ્રા મિલ્સ, કોલાબા મિલ્સ, ફ્લેમીંગ મિલ્સ અને નરશી મિલ્સ, જે કૈસરે હિન્દ મિલ તરીકે આજે ઓળખાય છે, તે ઊભી કરી અથવા ખરીદ કરી.

૨૩૮૭. કેશવજીશેઠ નીકલ કંપનીના ભાગીદાર બન્યા તે વખતે કલેર બંદર, કર્નાક બંદર, મસ્જિદ બંદર, એલ્ફીન્સ્ટન બંદર ઈત્યાદિ બંદરો અને વિશાળ જાગીરો એમના હસ્તક હતાં ભારત સરકારના હુકમ અનુસાર આ ખાનગી બંદરોનો વહીવટ સંભાળી લેવા મુબઈના ગવર્નરે સર સાઈમુર ફીટ્ઝજીરાલ્ડે પત્ર દ્વારા શેઠની મુલાકાત માગી. કેશવજીશેઠે પોતાના દાણાબંદરમાં કલાઈવ રોડ સ્ટ્રીટ પર આવેલ બંગલાથી ઠેઠ મસ્જિદ બંદરના પૂલ સુધી વિશાળ મંડપ બંધાવી ગવર્નરનું ભવ્ય સ્વાગત કરેલું અને તેમની સાથે વાટાઘાટો કરેલી તે વખતે એમનો વૈભવ જોઈને ગવર્નર પણ આંજો થઈ ગયેલો! બંદરોનાં વેચાણમાં એમને ખૂબ નફો થયેલો. સરકાર પ્રત્યેની મૈત્રીપૂર્ણ વર્તણૂંકથી એમને સરકાર તરફથી જરિયન તુરો આપી એમનુ બહુમાન કરવામાં આવેલુ કચ્છી નાગરિકોમાં જે. પી.નું પદ મેળવનારાઓમાં તેઓ સૌ પ્રથમ હતા. કહેવાય છે કે શેઠની ગાડી ઉમરખાડી જેલ પાસેથી પસાર થાય ત્યારે કોઈ કેદીને ફાંસી અપાતી હોય તો તે રદ કરવી એવો મુબઈ સરકારે હુકમ કર્યો હતો.

૨૩૮૮. એમના સમયમાં મુબઈ સુધરાઈનો વહીવટ સરકાર તરફથી નિમાયેલ જસ્ટીસીસ સમિતિ કરતી આ સમિતિમાં કેશવજી નાયક, નરશી કેશવજી અને વેલજી માલુ ચાલુ નિમાયેલ સભ્યો હતા. સુધરાઈએ એમની સેવાઓની નોંધ લઈ એમની યાદમાં સને ૧૯૪૭ થી ફુવારાથી શરુ થતા ટ્રામવે સુધીના વિશાળ રસ્તાનુ 'શેઠ કેશવજી નાયક રોડ' નામાભિધાન કર્યું.

૨૩૮૯. કેશવજીશેઠની વ્યાપાર કારકિર્દી જ્વલંત હતી તે વિશે લંબાણ ન કરતાં, તેમના વૈભવ, પ્રભાવ, ઉપરાંત તેમનાં હૃદયની સૌજન્યતા દર્શક કેટલાક પ્રસંગોની નોંધ કરીશુ. એમનાં ભરાવદાર શરીર વિશે પણ જાણવા જેવું છે. 'હિલોળા' ગ્રંથમાં ઉલ્લેખ છે કે—'શેઠ કેશવજી નાયકના શરીરનો બાંધો કદાવર અને ચહેરો બહુ મોટો અને ભરાવદાર હતો માથા ઉપર તેઓ ચાંચવાળી પાઘડી ઘાલતા અને હમેશાં ચાર ઘોડાની ગાડીમાં બેસતા. ગાડીનો સાઈપ ટોપાવાળો હતો. એક વખત તેઓ શ્રી વાલજી વર્ધમાન નામના સબંધીને ત્યાં ગયા હતા. તે વખતે બેસવા સારૂ તેઓશ્રી માટે સારામાં સારી મજબૂત ખુરશી હોલમાં ગોઠવેલી હતી. તેઓશ્રી ૩૦૦ ઉપરના રતલના બેઠા કે ખુરશીના ફૂરચા થઈ ગયા.'

૨૩૯૦. નરશી કેશવજીની કંપનીએ અફીણ તથા રૂનો મોટા પાયા પર સટ્ટો કરતાં તે સં. ૧૯૩૩ માં નાદાર સ્થિતિમાં આવી પડી. કંપનીએ મિલોનાં નાણાનો ઉપયોગ ધંધામાં કરતાં તેના શેરહોલ્ડરોએ એમના પર દાવો માંડ્યો. મામલો કોર્ટમાં જતા કેશવજીશેઠને પણ જુબાની આપવા જવાનુ થયુ. તેમના શરીરનો બાંધો ખૂબ જ મોટો હોઈને તેઓ કોર્ટમાં ઉપરને મજલે જઈ શકયા નહી. કહેવાય છે કે ભોંયતળીએ કોર્ટ બેસાડીને એમની જુબાની નોંધવામાં આવેલી।

૨૩૯૧. 'જૂનું મુબઈ' નામના ગ્રંથમાં ઉલ્લેખ છે કે–'તે વખતે માંડવી લતામાં રૂના વેપારીઓ પાસે લક્ષ્મીની રેલમ–છેલ હતી અને બે ઘોડાની ગાડીઓ પણ એ લતામાં સારા પ્રમાણમાં નજરે પડતી. આવા શ્રીમંતોમાં શ્રી કેશવજી નાયક અગ્રપદે લેખાતા અને કરોડાધિપતિ ગણાતા. શેઠશ્રી કેશવજી નાયક પોતાના નેપિયન્સી રોડ પર આવેલા બંગલામાંથી ચાર ઘોડાની ગાડીમાં માંડવી પર પોતાની દુકાને આવજા

કરતા. ગાડીનો કોચમેન સાઈસ અંગ્રેજ ટોપાવાળો હતો. શેઠશ્રીના શરીરનો બાંધો ઘણો મોટો હતો. લોકો તેમને જોવા રસ્તે ઊભા રહેતા. તેમણે નરશી નાથા સ્ટ્રીટ તથા ચિંચબંદર રોડ (હવે કેશવજી નાયક રોડ)ના ત્રિભેટા પર રૂ. ૨૩૦૦૦) જેટલી સારી રકમ ખરચી પાણીનો ફુવારો તથા હવાડો બંધાવ્યા અને મ્યુનિસિપાલિટીને સુપ્રત કર્યાં.'

૨૩૯૨. 'ફુવારાનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું તે દિવસે કચ્છ, કાઠિયાવાડના રાજા–મહારાજાઓ, મુંબઈના ગવર્નર, યુરોપિયન વેપારીઓ તથા મુંબઈના તમામ આગેવાન વેપારીઓ અને સજ્જનોની ખૂબ ગીરદી જામી હતી. પરોણાઓને બેસવા ફુવારાથી લઈ મસ્જિદના પૂલ સુધી શમિયાણો બાંધવામાં આવ્યો હતો, અને તેને ખૂબ શણગારવામા આવ્યો હતો.' મુંબઈના તે સમયના ગવર્નર વુડહાઉસે તા. ૮–૧–૧૮૭૬ ના દિને ફુવારાનું ઉદ્‌ઘાટન કર્યું.

૨૩૯૩. સર કાવસજી જહાંગીર અને કેશવજી નાયક પાસે જ તે વખતે ચાર ઘોડાની ગાડી હતી એમ 'મુંબઈનો બહાર' ગ્રંથના ઉલ્લેખો દ્વારા જાણી શકાય છે. તેમાં જણાવવામાં આવ્યુ છે કે સં. ૧૯૨૯ ના મહા વદિ ૧૩ ને મંગળવારે સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્ય આવેલા ત્યારે એ ગાડીનો ઉપયોગ તેમના સ્વાગત માટે થયેલો જુઓ–' ઘણા હિન્દુ ગરસ્થો તેમને (ભગવતપ્રસાદજી રઘુવીરજીને) લેવા માટે મરીણલેણના મઠક આગલ જઈ ઊભા હતા, અને સર કાવસજી જહાંગીર તથા શેઠ કેશવજી નાએક વાલી ચાર ઘોડાવાળી ચારતો માહેલી એકાતમાં તેમને બેસાડીને તાંહાંથી શહેરમાં લાવેઆ હતા.'

૨૩૯૪. અપૂર્વ સમૃદ્ધિમાં પણ કેશવજીશેઠ કેવા સહૃદયી હતા તેના અનેક ઉદાહરણો અનુશ્રુતિમાં સંભળાય છે. એમની ચીન ખાતેની પેઢીમાં ખોજા પીરભાઈ ખાલેકદીના મુખ્ય પ્રતિનિધિ હતા ચીનમાં સૌ પ્રથમ હિન્દુ કે જૈન પેઢી કેશવજીશેઠની જ ગણાય. ત્યાંની પેઢીએ સારી પ્રગતિ કરેલી, જે પીરભાઈની કુનેહનું ફળ હતુ એક વખત દિવાળીના દિવસે પીરભાઈ શેઠનાં આશીર્વાદ લેવા તેમની પાસે જાય છે. શેઠે 'અચો પીરભાઈ શેઠ, અચો!' એમ કહી સત્કાર્યા. પોતાને શેઠ કહ્યા હોઈને એમને મશ્કરી જેવું લાગ્યું. પરંતુ ખરી હકીકત જાણી ત્યારે તેઓ ગદ્‌ગદિત થઈ ગયા. શેઠે પીરભાઈની પ્રામાણિક્તા જોઈ એમનો ભાગ નક્કી કરી રાખેલો. ચોપડામાં પીરભાઈને નામે ત્રણેક લાખ રૂપીઆ જમા હતા! પીરભાઈએ પણ મરતા સુધી શેઠની સેવા બજાવી અને પોતાના પુત્ર જેરાજભાઈને પણ એ પ્રમાણે વર્તવાનું કહ્યુ!

૨૩૯૫. કોઠારાના જિનાલયની પ્રતિષ્ઠા વખતે શેઠનું ભવ્ય સામૈયું કરવામા આવેલું એમનો એક લંગોટીઓ મિત્ર વાડામાં છાણા થાપતો હતો, તે શેઠને જોઈને બોલી ઊઠ્યો—'એય ભેસા કેશા!' શેઠ પણ એને જોઈને હર્ષથી ઉદ્‌ગાર્યા અને બેય લંગોટીઆ મિત્રો ભાવથી ભેટી પડ્યા એક હતો કચ્છનો કુબેર, બીજો કચ્છનો રંક પોતાના રેશમી રૂઆબદાર વસ્ત્રો પર છાણના ડાઘાઓએ શેઠને પોતાનું બાળપણ યાદ દેવડાવ્યુ અને એમની આંખો દ્રવી ઊઠી!

૨૩૯૬ રાજાઓ–મહારાજાઓ દ્વારા સન્માનિત થયેલા આ કોટિધ્વજ શ્રેષ્ઠીના ગુણો અગણિત હતા. સં. ૧૯૪૧ ના વૈશાખ સુદી ૧૫ ને બુધવારે આ મહાપુરુષે પાલીતાણામાં સદાને માટે આંખ મીચી ત્યારે સમગ્ર જૈન સમાજ શોક–સાગરમા ડૂબી ગયેલો તેઓ પોતાની પાછળ અનેક સ્મૃતિ ચિહ્નો મૂકી ગયા છે. તેમના કાર્યો વિશે હવે સંક્ષિપ્ત પરિચય કરીશુ જ્ઞાતિએ એમના પ્રત્યે અપૂર્વ માન પ્રદર્શિત કર્યું. શ્રી અનંતનાથ જિનાલયની વર્ષગાંઠે ચક્રેશ્વરી માતાની દહેરીના શિખર ઉપર ધ્વજારોપણ

કરવાનો તથા ત્યાં પર્યુષણ પર્વના વ્યાખ્યાન પ્રસંગે શ્રાવણ વદિ ૧૪ ના દિન ગહુંલી કાઢવાનો તેમને વંશ પરંપરાગત હક્ક આપવામાં આવ્યો. આવું બહુમાન નરશી નાથા પછી એમને જ મળ્યું છે.

## શેઠ કેશવજી નાયકનાં ધર્મકાર્યો

૨૩૯૭ સં. ૧૯૧૪ મા પોતાના વતન કોઠારામાં તેમણે વેલજી માલુ અને શિવજી નેણશીના ભાગમાં વિશાળ જિનપ્રાસાદ બંધાવવાનો પ્રારંભ કર્યો. આ કાર્યમાં તેમણે બે લાખ કોરીનો ખર્ચ કર્યો. સં. ૧૯૧૮ના માઘ સુદી ૧૩ને બુધવારે ગચ્છનાયક રત્નસાગરસૂરિના ઉપદેશથી જિનાલયની પ્રતિષ્ઠા થઈ. કેશવજીશેઠે મૂલનાયક શ્રી શાંતિનાથ પ્રભુનાં બિંબને બિરાજિત કરાવ્યાં. આ પ્રસંગે મોટો ઉત્સવ કરવામાં આવ્યો હતો. આ જિનાલય વિશે પાછળથી સપ્રમાણ ઉલ્લેખ કરીશું.

૨૩૯૮. કોઠારાની પ્રતિષ્ઠા વખતે કેશવજીશેઠ સંઘ સાથે પાલીતાણાની યાત્રા કરીને કચ્છ ગયેલા તે વખતે ગિરિરાજ ઉપર બન્ને ટૂંકોની તથા ગામમાં કોટ બહાર ધર્મશાળાની જગ્યા નક્કી કરી ખાત-મુહૂર્ત કર્યું અને સારા કારીગરો રોકીને બાંધકામ પણ શરુ કરાવી દીધું. ખાસ માણસો મોકલીને ઠેઠ મકરાણાથી ઉચ્ચ પાષાણ મેળવ્યો અને હજારો જિનબિંબો તૈયાર કરાવ્યાં. હરભમ નરશી નાથા, જીવરાજ રતનશી, હીરજી ભીમશી, શિવજી નેણશી, ધેલાભાઈ પદમશી, ત્રીકમજી વેલજી માલુ, ભારમલ પરમત, માડણ તેજશી વિગેરેએ પણ જિનબિંબો તૈયાર કરાવ્યાં. જૈન સમાજના અન્ય અગ્રેસરોએ પણ આ કાર્યમાં ભાગ લીધો અને કુલ્લે સાતેક હજાર જિનબિંબોની પ્રાણ પ્રતિષ્ઠા કરાવવાં કેશવજીશેઠે સં. ૧૯૨૧ ના માઘ સુદી ૭ ને ગુરુવારનું શુભ મુહૂર્ત નક્કી કર્યું. વાચક વિનયસાગર અને એમના શિષ્ય દેવચંદ્રના માર્ગદર્શન હેઠળ ધેલાભાઈ પદમશીએ અંજનશલાકા માટે સામગ્રી તૈયાર કરી.

૨૩૯૯. સં. ૧૯૨૧ ના માગશર સુદી ૧ ને બુધવારે દેશ-દેશાવરમાં નિમંત્રણ પત્રિકાઓ મોક-લવામાં આવી. પોષી પૂનમે સંઘની તૈયારીઓ શરુ થઈ. પોષ વદિ ૫ ને મંગળવારે સંઘે જલમાર્ગે પ્રયાણ કર્યું ત્યારે સંઘને વળાવવા મોટો વરઘોડો નીકળ્યો હતો જેમાં જૈનો, જૈનેતરો ઉપરાંત પારસીઓ અને અંગ્રેજો પણ ઘણી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા. સંઘપતિ ખીમચંદ મોતીચંદે કેશવજીશેઠને તિલક કરી તેમનું બહુમાન કર્યું.

૨૪૦૦. ભાવનગરમાં પહોંચતાં મહારાજા જશવંતસિંહે સંઘનું સામૈયું કર્યું. ડેરા-તંબુ વિગેરેની વ્યવસ્થા ધેલા સૂરચંદે કરી. દક્ષિણ, કચ્છ, ગુજરાત, મહારાષ્ટ્ર, મારવાડ, સિંધ, મેવાડ, હાલાર, પૂર્વ, સોરઠ, ગોલવાડ ઈત્યાદિ દેશમા સંઘવીઓ એકત્રિત થયા. સંઘમાં એકાદ લાખનો સમુદાય થયો. ૭૦૦ સાધુ-સાધ્વીઓ હતા હાથી, ઘોડા, પાલખીઓની સંખ્યા પણ ઘણી હતી પાલીતાણામાં મહારાજા સુરસિંહ ગોહેલે સંઘનો સત્કાર કર્યો.

૨૪૦૧. અંચલગચ્છાધિપતિ રત્નસાગરસૂરિનું અપૂર્વ સ્વાગત થશે અને તેમની અધ્યક્ષતામાં ઐતિ-હાસિક અંજનશલાકા યોજાશે એ જાણી તેજોદ્વેષથી તપાગચ્છના આચાર્યોએ વિઘ્નો નાખ્યાં હતાં એમ ક્ષમાનંદજીએ નોંધ્યું છે. તેઓ જણાવે છે—'તપાગચ્છના શ્રીપૂજ્યજી મહારાજ સાહેબે પોતાના રાગાંધ અનુયાયી શેઠીઆઓ મારફત એવી ગોઠવણ કરાવેલી કે પૂજ્યપાદ ગચ્છાધિપતિ શ્રીમદ્ રત્નસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ પાલીતાણા પધારે ત્યારે એમના ઉપર ધરાતો મેઘાડંબર છત્ર પાલીતાણા નરેશે એવું કહીને ઉતરાવવો કે "ભારતના સમસ્ત જૈનોનું મહાન શાશ્વત તીર્થ મારાં રાજ્યમા છે એટલે જૈનોની

દૃષ્ટિએ અને સંબંધથી ભારતના તમામ રાજાઓથી હું મોટો છું મેઘાડંબર છત્ર ફક્ત રાજવંશી મહાપુરુષોને ધરાય અને સિદ્ધક્ષેત્રમાં તેવો અધિકાર એકલા મને જ છે..."* અમદાવાદના આગેવાનોને બાતમી મળતાં આ પડ્યંત્રનો તેમણે વિરોધ કર્યો કેમકે આ અપમાન ગચ્છનું નહી પરંતુ જૈનશાસનનું છે કેશવજીશેઠે પણ રાજાને ચેતવણી આપી કે 'હું જોઉં છું કે મારા શિરછત્રના શિર ઉપરથી છત્ર કોણ ઉતારે છે!' એમની નિડરતા અને હિમ્મતથી કાવતરું નિષ્ફળ ગયું એટલું જ નહીં રાજાએ ગચ્છનાયકનાં સામૈયામાં જાતે હાજરી આપી પ્રાયશ્ચિત કર્યું.

૨૪૦૨. અંજનશલાકા માટે વિશાળ મંડપ રચી તેમાં સાતેક હજાર જિનબિંબો પધરાવવામાં આવ્યાં. પોષ વદિ ૧૦ના દિને ઠાઠમાઠથી જલજાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો ૧૧ ના દિને દેવચંદ્રગણિએ કુંભ

---

* આ બાબત ખરી ન હોય તો પણ સૂરસિંહની જૈન સમાજ વિરુદ્ધની પ્રવૃત્તિ સર્વવિદિત છે. તેની મનોભાવના આ હતી. (૧) શત્રુંજય પહાડ ઉપર ટૂંકો વિગેરે મિલકત છે તેને રાજ્યની માલીકીની ઠરાવી ભારતના સર્વ જૈનોના રાજા બનવુ. (૨) વિવિધ ઉપાયો યોજી રખોપાની રકમ વધારવી. (૩) જૈનોની એકતા તોડવી અને આણંદજી કલ્યાણજીની પેઢીને ભૂસી નાખવી. પોતાના ઉદ્દેશો પાર પાડવા સન ૧૮૬૧ માં ગાદીએ આવતા જ તેણે રૂા. ૨] મુંડકાવેરો નાખ્યો કર્નલ ડબ્લ્યુ લેગ (સન ૧૮૪૫ મે થી ૧૮૫૯ ફેબ્રુઆરી) જણાવે છે કે તેણે બંધાતી ધર્મશાળાઓમાં સતામણી શરુ કરી, આથી એજન્સીએ પાલીતાણામાં તેના અમલદાર રામરાયને નીમ્યો. સૂરસિંહે પહાડ ઉપરનું ખોડા ઢોરનું ગામ જપ્ત કર્યું. આથી એજન્સીએ વચ્ચે પડીને અમદાવાદ પાસેનુ રાંચરડા ગામ અપાવ્યું. જૈનોએ ખોડા ઢોરનું ખાતુ છાપરીઆળી ગામમાં રાખ્યુ. સન ૧૮૬૪ માં સૂરસિંહનાં લગ્ન પ્રસંગે રાજ્યે જૈનોનો વંડો, ધર્મશાળા વિગેરે માગી લીધાં પરંતુ પરત કરતા ઘણી મુશ્કેલીઓ ઊભી કરી. આણંદજી કલ્યાણજીની પેઢીના એજન્ટ પાસે મહેમાનો માટે પાકું સીધુ માગી તોફાનો કરાવ્યા. કેશવજી નાયકની ટૂંકમાં તેમ જ બાબુ ધનપતસિંહની ટૂંકમાં પણ રાજાએ ઘણી ડખલો ઊભી કરી પોલીટીકલ એજન્ટ આર. એચ કીટીંજે (તા ૩૧-૧-૧૮૬૩ થી તા ૮-૭-૧૮૬૭) રાજાને એજન્સીની મંજૂરી મેળવીને કામ કરવા ચેતવણીઓ આપી સૂરસિંહ જૈનો પાસેથી વધુ રકમ મેળવવા તેણે એજન્સી પાસે જૈનોએ આપેલ નજરાણાની નોંધ બુક તૈયાર કરાવી રજૂ કરી વિનતિ કરી કે જૈનો અમને દર સાલ આટલી રકમ ભરે. કમીશન એજન્સીએ આની તપાસ માટે જૂનાગઢના દીવાન ગોકળભાઈ અને પોરબંદરના દીવાન કબા ગાંધીનું કમીશન નીમ્યુ. આ કમીશને જાહેર કર્યું કે 'ચોપડી વિશ્વાસ કરવા લાયક નથી' સૂરસિંહે અંગ્રેજ સરકારને વિનતિ કરી કે જૈનોએ દર સાલ રાજ્યને રૂા. ૨૦૧૦૦] આપવા. સને ૧૮૭૨ માં ઈડરનો યાત્રા સંઘ લૂંટાયો રાજ્યે વળતર આપવામાંથી છટકી જવા માટે સરકારને જાહેર કર્યું કે અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈનો આમાં હાથ છે જે બી પીસે આનો કેસ ચલાવ્યો. સને ૧૮૭૫ માં ઉચ્ચ કક્ષાનુ કમીશન નીમાયું. તેણે જાહેર કર્યું કે (૧) પાલીતાણાના અમલદારોએ આ બાબતના કાગળોમાં ગરબડ કરી છે (૨) ઠાકોરે શેઠ ઉપર જે આક્ષેપ કર્યો છે તેની તેઓ દિલગીરી જાહેર કરે. (૩) રાજ્ય સંઘને ચોરીના વળતરના રૂા ૪૫૦૦] આપે (૪) રાજ્યના અમલદારો વજનદાર ન હોઈને હવેથી પોતાના સર ન્યાયાધીશ, ન્યાયાધીશ અને પોલિસ અમલદારો એજન્સીની મંજૂરી લઈ રાખે. સને ૧૮૭૭ (સં ૧૯૩૩-૩૪ ભાદરવા વદિ ૦)) ના દિને સૂરસિંહે ગિરિરાજ ઉપર ટેકલોકોનો મેળો ભરાવી, ડુંગરી વિગેરેનું ભોજન ખવડાવી જૈન મંદિરોને અપવિત્ર બનાવ્યા. આની તપાસ માટે પણ કમીશન નીમાયુ હતુ, ઈત્યાદિ. આવા તો અનેક પ્રસંગો ઇતિહાસને પાને નોંધાયા છે.

સ્થાપના કરાવી. ૧૨ના દિને નંદાવર્ત પૂજન, નવગ્રહ સ્થાપના, દશ દિક્પાલ અને અષ્ટમંગલ પૂજન તેમજ બલિનો વિધિ થયાં. હમેશાં શ્રીફળ, મેવા વિગેરેની પ્રભાવના થતી ચોથે દિવસે ક્ષેત્રપાલ તથા શાસન રખેવાળ દેવદેવીઓને આમંત્રણ અપાયું તથા ચોસઠ ઈન્દ્રદર્શન, ભૂત બલિ–બાકુળા, સિદ્ધચક્ર પૂજન વિગેરે થયાં. પાંચમે દિવસે શેઠના પુત્ર અને પુત્રવધૂ ઈન્દ્ર–ઈન્દ્રાણી થયા. છઠ્ઠે દિવસે ચ્યવન કલ્યાણક, ચૌદ સ્વપ્ન–દર્શન વિગેરે. સાતમે દિવસે જન્મ મહોત્સવ, છપ્પન દિક્કુમારીકાઓએ પ્રભુને નવરાવ્યા. કેશવજીશેઠ ઐરાવત હાથી ઉપર ચામર ઢાળતા હતા. હરભમશેઠ અચ્યુત ઈન્દ્ર થયા. વેલાભાઈ વિગેરે ઈન્દ્રદેવો થયા. જન્મ વખતે સોના–રૂપાની વૃષ્ટિ થઈ આઠમે દિવસે અષ્ટોત્તરી સ્નાત્રવિધિ, નવમે દિવસે પ્રભુ નિશાળે જાય તેનો વરઘોડો તથા દશમે દિવસે પ્રભુના વિવાહનો શાનદાર વરઘોડો કાઢવામા આવ્યો. કેશવજીશેઠ જાનૈયા થઈ, વેવાઈ બનેલા વેલાભાઈના ઘેર વાજતે ગાજતે લઈ ગયા. માંકબાઈએ લામણ દીવડો લીધો. પદ્માબાઈએ પ્રભુને પોંખ્યા. સોના–રૂપાનાં વાસણોની ચોરી બાંધીને પ્રભુને પરણાવ્યા. કાનજી લાલજી સાળા થયા. માકબાઈના ભાઈને મોસાળ કર્યા. એ પછી પ્રભુનો રાજ્યાભિષેક થયો. અગિયારમે દિવસે દીક્ષામહોત્સવનો વરઘોડો નીકળ્યો અને વરસીદાન અપાયું. બારમે દિવસે મોક્ષગમનનો મહોત્સવ ઉજવાયો. આમ માઘ સુદી ૬ સુધી બાર દિવસનો અપૂર્વ મહોત્સવ ઉજવાયો પાલીતાણાના રાજા તથા અગ્રગણ્ય શ્રેષ્ઠીઓ આ પ્રસંગે ઉપસ્થિત રહેલા

૨૪૦૩. સં. ૧૯૨૧ના માઘ સુદી ૭ને ગુરુવારે એક ઘડી ચોવીશ પળે સાતેક હજાર જિનબિંબોને ગચ્છનાયક રત્નસાગરસૂરિએ સોનાની અમીએ અંજન કરી પ્રાણ–પ્રતિષ્ઠા કરી. માઘ સુદી ૧૩ને બુધવારે શત્રુંજયગિરિ ઉપર નરશી કેશવજીના નામથી બંધાવેલ ટૂકમા શ્રી અભિનંદનસ્વામી આદિ પ્રતિમાઓને ધામધૂમથી બિરાજિત કરવામા આવ્યાં તથા ધર્મશાળામાં બંધાવેલ મંદિરમા ઋષભાનન, ચંદ્રાનન, વર્ધમાન અને વારિષેણ એ ચાર શાશ્વતા જિનેશ્વરોનાં ચતુર્મુખ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી. અન્ય શ્રેષ્ઠીવર્યોએ પણ એ પ્રસંગે પ્રતિષ્ઠાદિ કાર્યો કરી લક્ષ્મીને કૃતાર્થ કરી સં. ૧૯૨૮માં ગિરિ ઉપર વાઘણ પોળની પાસે શ્રી અનંતનાથ ટૂક બંધાવી પ્રતિષ્ઠા કરાવી. આ કેશવજી નાયકની ટૂક તરીકે ઓળખાય છે.

૨૪૦૪. કેશવજીશેઠે અંજનશલાકામાં સર્વ મળી પંદર લાખ રૂપીઆનું ખર્ચ કર્યું. ભાટ–ભોજકોને છૂટે હાથે દાન આપવામાં આવેલું. આ ઐતિહાસિક પ્રસંગને યાદગાર બનાવવા તેમણે આણંદજી કલ્યાણજીની પેઢીમાં એક લાખ રૂપીઆ સાધારણ ખાતામાં ભરી સૌને દંગ કરી દીધા. કમનસીબે તે વખતે મરકી ફાટી નીકળતાં અનેક લોકો મૃત્યુ પામ્યા આ દુર્ઘટનાને લોકો હજી પણ 'કેર' તરીકે યાદ કરે છે. વદિ ૧ના દિને કેશવજીશેઠને સંઘપતિની માળા પહેરાવી તિલક કરવામા આવ્યું આ પ્રસંગે કવિ રત્નપરીક્ષકે 'અંજનશલાકા સ્તવન'માં જણાવ્યું છે કે હઠીસંગ કેશરીસંગ અને મોતીશાએ પણ આવાં કાર્યો કરી મહા પુણ્ય ઉપાર્જન કર્યું પરંતુ તેઓ કેશવજીશેઠની જેમ સ્વહસ્તે એ લહાવો લેવા ભાગ્યશાળી ન થઈ શકયા!

૨૪૦૫. શત્રુંજયગિરિ ઉપરની બન્ને ટૂકોના નિભાવાર્થે કેશવજીશેઠે પૂનામાં વિશાળ ધર્મશાળા પણ બંધાવી આપી આ મહાપુરુષના એ યાદગાર કાર્યો સૌને રોમાંચિત કરી દે એવાં ગૌરવાન્વિત છે. છતા આ ટૂકોનો વહીવટ આણંદજી કલ્યાણજીની પેઢીને સોંપી દઈને કેશવજી નાયક ચેરિટી ટ્રસ્ટ તથા વિશાળ દષ્ટિએ કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિ પોતાની જવાબદારી ચૂકી ગયા છે! કેશવજીશેઠે પોતાના યાદગાર કાર્યોથી જ્ઞાતિને જે ગૌરવ અપાવ્યું, તેનું ઋણ કોઈ અદા કરશે ખરુ? શ્રી અનંતનાથ ટ્રસ્ટની ઉજ્જ્વળ કારકિર્દીમાં દેખાતી આ કાળી ટીલી ભૂંસવાનો કોઈ પ્રયાસ કરશે?

૨૪૦૬. પાલીતાણાનો વહીવટ દામજી મેઘજીને સોંપી, સંઘ સહિત કેશવજીશેઠ ગિરનારજીની યાત્રાએ પધાર્યા અને ભાવપૂર્વક જિનભક્તિ કરી અહીનાં મંદિરો ખુલ્લા હોઈને કોટ બંધાવવાની આવશ્યકતા હતી. આ કાર્ય તેમણે રૂા. ૪૫૦૦૦)ના ખર્ચે પૂરું કરાવી આપ્યું જુઓ વસ્તુપાલ–તેજપાલની ટૂંકના વડાના દ્વાર પાસેનો શિલાલેખ. સં. ૧૯૨૯થી ૩૨ સુધીમાં એમણે ત્યાં જીર્ણોદ્ધારનાં કાર્યો કર્યાં. માનસંઘ ભોજરાજ ટૂંકમાં સૂરજકુંડનો તેમણે ઉદ્ધાર કરાવ્યો તેમજ શ્રી નેમિનાથજીના કોટના દરવાજા પર માળ બંધાવી આપ્યો. ૧૪મા સૈકામાં સમરસિંહે, ૧૭મા સૈકામાં લાલણ વર્ધમાન અને પદ્મસિંહે અને તે પછી ૨૦મા સૈકામા કેશવજીશેઠે આ તીર્થનો ઉદ્ધાર કર્યો.

૨૪૦૭. સંઘ પાછો ફરતાં અમદાવાદ આવ્યો ત્યારે નગરશેઠ પ્રમુખ સંઘે તેનું સામૈયું કર્યું. કેશવજીશેઠની પ્રતિભાથી અંજાઈને ત્યાના આગેવાનોએ એવી ઇચ્છા પ્રદર્શિત કરી કે તેઓ એમની જ્ઞાતિ સાથે લગ્નાદિ સંબંધ બાંધવા આતુર છે. કેશવજીશેઠે આ બાબત સંઘના ભાઈઓ સમક્ષ મૂકવાની ખાતરી આપી. એ સમયે પટેલોનું ઘણું જ વર્ચસ્વ હતું. તેમણે પ્રસ્તાવ નામંજૂર કર્યો એટલે દશ કન્યાઓ લેવાની અને દશને ત્યાં પરણાવવાની વાત ઉડી ગઈ આથી અમદાવાદના અગ્રણીઓને ઘણું માઠું લાગ્યું. તેઓ દશા ઓશવાળ જ્ઞાતિને નવકારશીમાં ભેળવવા તૈયાર હતા પરંતુ પછી નવકારશી પણ બંધ રહી. અમદાવાદના રોકાણથી લાભ એ થયો કે આણંદજી કલ્યાણજીની પેઢીમા મુંબઈના સંઘ તરફથી એમની જ્ઞાતિને પ્રતિનિધિત્વ મળ્યું, જે કેશવજીશેઠના પૌત્ર જેઠાભાઇ નરશીએ છેટ સુધી ભોગવ્યું

૨૪૦૮. સં. ૧૯૩૧ના માઘ સુદી ૧૦ ને સોમવારે કેશવજીશેઠે સમેતશિખરમાં શ્રી કુંથુનાથ અને શ્રી ધર્મનાથ પ્રભુની દેવકુલિકાઓનો જીર્ણોદ્ધાર કરાવી વિજયગચ્છના ભટ્ટારક જિનશાંતિસાગરસૂરિ દ્વારા પ્રતિષ્ઠા કરાવી તેમણે કેશરીઆજીનો તીર્થસંઘ પણ કાઢ્યો વાલકેશ્વરમાં પોતાના બંગલા પાસે જિનાલય બંધાવ્યું, જે હજી મોજૂદ છે. ભાવનગરમાં ગોડીજીના મંદિરમાં ગૌતમગણધરનું મંદિર બંધાવ્યું હાલારના મોટી–ખાવડી ગામમા વિશાળ જમીન મેળવી સં. ૧૯૩૨મા ગૃહચૈત્ય તેમજ ઉપાશ્રય બંધાવ્યાં અને સં. ૧૯૩૪મા શ્રી પાર્શ્વનાથ, શ્રી વાસુપૂજ્ય અને શ્રી સુવિધિનાથ પ્રભુની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી. આ જિનાલયને જામ વિભાજી તરફથી મદદ મળતી હતી, જે હજી પણ સરકાર દ્વારા અપાય છે. આકોલામાં જિનાલય માટે જમીન ખરીદી આપી કચ્છમાં મહારાવ પાસેથી જશાપુર ગામ ખરીદી ત્યા જ્ઞાતિજનોને વસાવવા રહેઠાણો બાંધ્યાં તથા સં ૧૯૩૨મા શ્રી આદિનાથ જિનાલય પણ બંધાવ્યું. આ જિનાલયનો જીર્ણોદ્ધાર શ્રી અનંતનાથ ટ્રસ્ટ તરફથી થયેલ છે. મુંબઈમા બરાખવાળો માળો ખરીદી તેમાં પોતાના ભાગીદારોને વસાવ્યા. સાહિત્ય પ્રત્યે પણ એમને ઘણો પ્રેમ હતો. ભીમશી માણેકે જૈનશ્રુતને મુદ્રિત કરવા જે ભગીરથ પુરુષાર્થ કર્યો તેમાં કેશવજીશેઠે ઉદાર રીતે આર્થિક પોષણ આપ્યું.

૨૪૦૯. તેમનાં પત્ની વીરબાઈ સં. ૧૯૫૨ના વૈશાખ સુદી ૩ને રવિવારે મુંબઈમા મૃત્યુ પામ્યાં. તેમણે કરેલાં વસિયતનામા અનુસાર સર વશનજી અને હીરજી ઘેલાભાઈએ વીરબાઈ પાઠશાળા, ગ્રંથભંડાર, શ્રી વીરપ્રભુ જિનાલય બંધાવી ઉમદા કાર્ય પાર પાડ્યું પાઠશાળામા અનેક વિષયોના નિષ્ણાત પંડિતોને રોકીને સાધુ–સાધ્વીઓને અભ્યાસ કરાવવામા આવતો. શેઠના મુનીમના પ્રયાસોથી ડુંગર ઉપર વલ્લભકુંડ, ગામમા ગૌશાળા વિગેરે સ્થપાયા, જેમાં કેશવજીશેઠે તથા નરશીશેઠે ઘણી મદદ કરેલી. નરશીશેઠની સામાજિક કારકિર્દી અજોડ હતી. તેઓ ૧૨ જુન સન ૧૯ ૦માં પૂના ખાતે મૃત્યુ પામ્યા. જ્ઞાતિના પ્રથમ બંધારણીય પ્રમુખ તરીકે તેઓ જ્ઞાતિના ઇતિહાસમાં અમર બની ગયા છે.

૨૪૧૦. કચ્છના અર્વાચીન કુબેર તરીકે પંકાયેલા કેશવજીશેઠને જૈન સમાજ કદિયે ભૂલશે નહી. તેમણે ઉદાર સખાવતોથી જગડૂશાહની કીર્તિ પ્રાપ્ત કરી તથા લખલૂટ નાણું ધર્મક્ષેત્રે વહાવીને ધર્મ-

શ્રદ્ધાનો અનુપમ દાખલો બેસાડ્યો છે 'મુજા ભા મુ જેડા કો ન થીએ?' એવી એમની ઉન્નત ભાવના અને તદનુસાર કાર્યો ખરેખર, સૌને હેરત પમાડે એવા રોમાંચક છે!!

### શેઠ વેલજી માલુ

૨૪૧૧ કચ્છી દશા ઓશવાળ જ્ઞાતીય, લોડાયા ગોત્રીય માલુ મેઘજી કેશવાણીની પત્ની વાલબાઈની કૂખે સં. ૧૮૬૫માં એમનો જન્મ કોઠારામાં થયો હતો. એમના પિતા માંડવી બંદરમાં મજૂરી કરતા હતા. પાછળથી લાના ગુલાબશાહને ત્યાં માત્ર વાર્ષિક પાંચસો કોરીના પગારે નોકરી સ્વીકારી. પુત્ર વેલજી ખૂબ જ તોફાની હોઈને તેઓ દુખી થતા. તે બારેક વર્ષનો થતાં તેના મામા ગોધરાના શામજી સારંગને ત્યાં મુંબઈમાં ધકેલી પિતાએ સંતોષ અનુભવ્યો.

૨૪૧૨. મામાને ત્યાં એકાદ વર્ષ એ નામું-ઠામુ શીખ્યો. ઠોઠ જણાતો છોકરો મામાને ધંધામાં ભારે પ્રવીણ જણાયો. આથી તેમણે તેના બાપને પાંચ હજાર કોરી મોકલવાની ભલામણ કરી. એ રકમમાંથી વેલજીએ કાથાની દુકાન માંડી. આ વખતે એની વય ચૌદેક વર્ષની હશે પ્રથમ વર્ષમાં જ એણે સોએક રૂપીઆ પેદા કર્યા અને એનો ઉત્સાહ વધ્યો. પછી તો એક માણસ પણ રાખ્યો અને ધંધામાં સર્વ શક્તિઓ રાત દિવસ ખરચી પરિણામે વ્યાપારમાં ઠીક સફળતા મેળવી અને 'વેલિયા'માથી તેઓ વેલજી-શેઠ થયા.

૨૪૧૩. સં. ૧૮૮૧માં સોળ વર્ષની વયે તેમનાં લગ્ન કમીબાઈ સાથે કચ્છમાં થયાં. લગ્ન કરીને પાછા વળતાં મા-બાપને એ મુંબઈ લઈ આવ્યા એણે મા-બાપને આબૂ, પાલીતાણા, ગિરનારની યાત્રા કરાવી. પુત્રની સારી સફળતાથી માતપિતા હર્ષિત થયા.

૨૪૧૪. વેલજીશેઠ ભારે સાહસિક હતા. તેમણે મુંબઈમાંથી કાથાનાં દોરડાં ખરીદીને વેચવાને બદલે મલબારથી માલ મંગાવવા માંડ્યો. વહાણ માટે મોટા રસાઓનો વ્યાપાર પણ ચાલુ કર્યો. વહાણવટીઓ સાથે વિશેષ સંપર્ક થતાં દરિયાપારના દેશોમાં સફરો ખેડવાના એમને કોડ થયા. એક વખત મામાની રજા લઈ બસરાવાળા અલકાસમનાં વહાણમાં સં ૧૮૯૨ માં એડન, હોડેડા, બસરા, મોખા વિગેરે વ્યાપાર કેન્દ્રોની સફર માટે માલ સાથે પ્રયાણ કર્યું. માર્ગમા અલકાસમની દાનત બગડી પણ વેલજીશેઠ ગાંજ્યા જાય એવા નહોતા ત્યાંથી પસાર થતી મનવારના કેપ્ટનની એમણે મદદ માગી, અને યુક્તિ-પ્રયુક્તિથી અલકાસમને મિત્ર બનાવી દીધો પછી આઠેક માસ સુધી નિયત બંદરોમા તેઓ પહોંચ્યા, વેપાર કર્યો, આડતો બાંધી, અરબીભાષાનો અભ્યાસ કર્યો, માલ વેચ્યો અને લીધો અને ઘણા નવા અનુભવો મેળવી ચોખ્ખો રૂ. ૧૧૦૦૦નો નફો મેળવી ક્ષેમકુશળ સ્વદેશ પધાર્યા. આવી તો એમણે ચારેક લાંબી સફરો ખેડી. સાપ્રત જૈન ઇતિહાસમા આવા સાહસવીર ભાગ્યે જ કોઈક થયા હશે. દરિયાપારની આવી લાંબી સફરો ખેડનાર તો તેઓ પ્રથમ જ છે

૨૪૧૫ લાંબી સફરો બાદ મુંબઈ આવી તેઓ મોટો વ્યાપાર કરવા લાગ્યા મલબાર કિનારાનાં બંદરો સાથે વેપાર કરવા સાતનાડમાં પેઢી નાખી. પોતાના સાળા મેઘજી દેવશી સાવણવાળાને કોચીન તથા અલપઈ મોકલાવીને વ્યાપાર ખીલવ્યો. મલબારમા તેઓ પ્રથમ પંક્તિના વ્યાપારી તરીકે પંકાયા.

૨૪૧૬ હીરજી હંસરાજ કાયાણી કોચીન ગયા ત્યારે તેમણે જોયુ કે ધંધાનો આધાર મુનીમોની હોશિયારી, ચાલાકી અને પ્રામાણિકતા પર જ હતો. મલબારના વ્યાપારમાં દ્રવ્ય વૃદ્ધિ થવાથી રૂનો વેપાર પણ શરુ કર્યો, અને ખરીદી માટે વર્ધમાન પુનશીને કુમઠા મોકલાવ્યા રૂમા ફાવતા મલબાર સાથેનો

વ્યાપાર બંધ કરી રૂનો વ્યાપાર મોટે પાયે શરુ કર્યો. પરબત લધા, ગોવિંદજી લધા, સામત ભીમશી, પરબત પુનશી, નાગશી દેવણાંધ, હીરજી ઉકરડા, રતનશી દામજીને ભાગીદાર બનાવી ખાનદેશ, બીરાર, મુગલાઈ, હુબલી, કુમઠા વગેરે સ્થળે રૂનો વ્યાપાર ખીલવ્યો. સં. ૧૯૧૭ થી ૧૯ સુધીમાં ત્રીકમજી વેલજીની કંપનીની મૂડી પોણા કરોડની થઈ. પછી તો ભાગીદારો પણ સ્વેચ્છાએ સ્વતંત્ર વ્યાપાર કરવા લાગ્યા ભોજરાજ દેશર જુદા થતાં શેઠે તેમને તેમના ભાગની રકમ લેખે રૂપીઆ ચાર લાખનો ચેક લખી આપેલો, અને એ રીતે વ્યાપારમાં તેમણે તંદુરસ્ત પ્રણાલિકા સ્થાપેલી. અન્ય મોટી પેઢીઓમાં આવું ભાગ્યે જ જોવા મળતું વેલજીશેઠ અને કેશવજીશેઠ એવી ભાવના સેવતા કે પોતાનો નોકર પણ બરોબરીઓ બને !

૨૪૧૭. દેશ-પરદેશનાં પાણી પીનાર વેલજીશેઠની સમૃદ્ધિ દિન પ્રતિદિન વધતી જતી હતી. એમને ત્યાં ત્રીસેક મહેતાજીઓ કામ કરતા થયા, ગામેગામ શાખા પેઢીઓ સ્થપાઈ, ઘરનાં ગાડી-ઘોડા થયાં. માળા બંધાયા અને આ રીતે આબરૂ સંપત્તિની વૃદ્ધિ સાથે સં ૧૯૦૨ માં પુત્ર ત્રીકમજીનો જન્મ થયો. બીજો પુત્ર ઉમરશી થયો તથા પુત્રી પન્નાબાઈ થઈ.

૨૪૧૮. સં. ૧૯૧૭ની શરૂઆતમાં રૂનો ભાવ રૂા. ૧૦૦) હતો તે ઇંગ્લેન્ડ-અમેરીકા વચ્ચેના યુદ્ધને કારણે અમેરિકન કપાસ ઈંગ્લેન્ડ આવતું બંધ થતાં રૂા. ૮૨૦)ના ભાવે વેંચાયું ! એ લડાઈ દરમિયાન ખૂબ કમાણી થઈ. પણ બીજી તરફ લડાઈમાં એકાએક સમાધાન થતાં રૂના ભાવ ગગડી ગયા. આ વખતે દેશાવરોની એક સામટી રૂપીઆ પચીસેક લાખની હુંડીઓ ખડી રહી જે મહિનાઓ સુધી ભરાઈ નહીં. વેલજીશેઠને પ્રતિષ્ઠા જળવાશે કે નહી તે ભય સતાવવા લાગ્યો. એ વખતે અંગ્રેજ વ્યાપારીઓમાં એમની આંટ સારી હતી. અંગ્રેજો પાસે રોકડ નાણું ન હોવાથી વેલજીશેઠને વીસેક લાખની સોનાની પાટો આપી આથી સોનું આપી હુંડીઓ ભરપાઈ કરી આમ ત્રણેક મહિના સુધી વેલજીશેઠે બહુ જ ચિન્તા અને સંકટ ભોગવ્યાં. તે પછી ભારતમાં ખપત ન થતાં રૂ વિલાયત ચડાવ્યું અને ખૂબ નુકશાની ખમવી પડી. વર્ષ આખરે સરવૈયું કાઢતા બહુ નુકશાન જણાયું નહીં. સદ્ભાગ્યે તેઓ આફત-માંથી સહિસલામત પાર નીકળી ગયા

૨૪૧૯. વેલજીશેઠના વખતમા શેરોનો સટ્ટો પૂર જોશમાં ચાલતો હતો. તેમને આ ધંધા માટે અતિશય ધિક્કાર હોવાથી પોતે તેમા સંડોવાયા નહોતા, એટલું જ નહી પોતાના પુત્ર ત્રીકમજીને પણ એ ધંધાથી દૂર રહેવાની ભારપૂર્વક ભલામણ કરી હતી એમ પારસી ગૃહસ્થ લિખિત 'મુંબઈના શેર સટ્ટાની તવારીખ' નામના ગ્રંથ દ્વારા જાણી શકાય છે ત્રીકમજીએ પિતાની એ શિખામણ ન ગણકારતા આ ધંધામાં પડ્યા હતા અને વેસ્ટર્ન ઈન્ડિયા ફાઈનેન્સ એન્ડ એક્ષચેંજ કોરપોરેશન લિ કાઢી પોતાની અખૂટ પૂંજીનો મોટો ભાગ ખોયો હતો. વડિલોના પુણ્ય પ્રતાપે પૂંજીનો સારો એવો ભાગ બચાવી પોતાની આબરૂ સંભાળી લીધી હતી. આ શેર 'મેનીઆ' નામે ખ્યાતિ પામેલ પ્રસંગની વિસ્તૃત માહિતી માટે વિશેષમાં જુઓ—મનચેરજી કાવસજી શાપુરજી કૃત 'શેર અને સટ્ટાબાજી', શાવકશા શરાફ કૃત 'શેર સોદા અને શેર બજાર' ઈત્યાદિ.

૨૪૨૦. એમની જ્ઞાતિમાં તેઓ શેઠની પદવી પામ્યા, એટલું જ નહીં સમગ્ર જૈન સમાજના નામાંકિત વ્યાપારી અને મુંબઈના અગ્રગણ્ય નાગરિક તરીકે ખૂબ જ પ્રસિદ્ધિ પામ્યા. 'મુંબઈનો બહાર' મા પારસી ગ્રંથકારે આ સાહસવીરની ભારોભાર પ્રશંસા કરી છે. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ 'શેઠ મોતીશાહ' નામના ગ્રંથમા એમને નામાંકિત નાગરિક તરીકે બિરદાવ્યા છે. બીજા પણ અનેક ગ્રંથોમાં એમને વિશે ગૌરવપૂર્ણ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

૨૪૨૧ એમનું સૌથી યાદગાર કાર્ય તો એમણે બંધાવેલો શ્રી શાંતિનાથ પ્રભુનો જિનપ્રાસાદ છે. આ મંદિર કોઠારામાં જ નહીં સમગ્ર કચ્છમાં સર્વોત્કૃષ્ટ અને સમગ્ર પશ્ચિમ ભારતમાં આ શૈલીનું બેનમૂન સ્થાપત્ય છે. સં. ૧૯૧૪ મા જિનાલય બંધાવવાનો તેમણે પ્રારંભ કર્યો સં. ૧૯૧૮મા એનું કામ પૂર્ણ થયું ત્યારબાદ વેલજીશેઠે સ્નેહી, સંબંધી, સ્વધર્મી પર કંકોતરી મોકલી મોટો સંઘ કાઢ્યો. શત્રુંજય, ગિરનારની હજારો લોકોને યાત્રા કરાવી. મોરબી માર્ગે સંઘ કચ્છ આવ્યો કોઠારામાં અપૂર્વ પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો એ પ્રસંગે શ્રમણ સમુદાય પણ સારી સંખ્યામાં ઉપસ્થિત રહેલો નવટંકનો મેળો કરવામાં આવેલો. આ જિનાલય વિશે પાછળથી ઉલ્લેખ કરીશું.

૨૪૨૨. આ કોટિધ્વજ શ્રેષ્ઠીને સૌ વેલા માલુનાં હુલામણાં નામથી જ ઓળખતા. તેમના પુત્ર ત્રીકમજીનું લગ્ન હરભમ નરશી નાથાની પુત્રી દેવકુંવર સાથે સં ૧૯૧૭માં થયું. જ્ઞાતિ શિરોમણીની પૌત્રી કચ્છમાંથી મુંબઈ ધકેલી દીધેલ એક રખડુના દીકરાને મળે એ અજબ પલટો ગણાય એવી તે વખતની પ્રચલિત માન્યતા હતી.

૨૪૨૩. ૫૬ વર્ષની વયે તેમને સારણગાંઠનો વ્યાધિ ઉપડ્યો. ગ્રાંટ મેડિકલના સર્જન ડૉ. બાલીંગલે ડૉ. ભાઉ દાજીને સાથે રાખીને શસ્ત્રક્રિયા કરી. પરંતુ દુર્ભાગ્યે તે નિષ્ફળ નીવડી. વિપુલ સંપત્તિ, મોટો વ્યાપાર અને સુદીર્ઘ કીર્તિ મૂકીને જ્ઞાતિ–દીપક વેલજી માલુ તા ૨૦–૧૧–૧૮૬૪ના દિને મૃત્યુ પામ્યા. શ્રી અનંતનાથ જિનાલયની વર્ષગાંઠ વખતે માતાજીની દેરીઓ ઉપર ધ્વજારોપણ કરવાનો તથા પર્યુષણના વ્યાખ્યાન પ્રસંગે ભાદરવા સુદી ૧ ના દિવસે ગહુંલી કાઢવાનો એમને વંશપરંપરાગત હક્ક આપીને જ્ઞાતિએ એમના પ્રત્યે વિશેષ આદરમાન વ્યક્ત કર્યું છે.

૨૪૨૪. ત્રીકમજીશેઠ પણ ધર્મનિષ્ઠ પુરુષ હતા. તેમણે કેશવજી નાયકે કરાવેલી અંજનશલાકા પ્રસંગે ઘણાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવેલી. સં. ૧૯૨૨ ના કાર્તિક વદિ ૨ ને રવિવારે તેમણે સંઘ સહિત કેશરીઆજીની યાત્રા કરેલી. મુંબઈથી સંઘ સુરત, રાજનગર વિગેરે સ્થળે પ્રભુ સેવા–પૂજા કરતો કેશરીઆજી પહોંચેલો. ત્રીકમજીશેઠની માતા કમીબાઈ, લઘુ ભ્રાતા ઉમરશી, પત્ની દેવકુંવર, પુત્રી લક્ષ્મી વિગેરે કુટુંબ ઉપરાંત હરભમ નરશી નાથા, નરશી કેશવજી, માડણ ગોવિંદજી, વર્ધમાન નેણશી, જાદવ પરબત, લાલજી દેવશી રતનશી વિગેરે આગેવાનો સંઘમા ઉપસ્થિત રહ્યા હતા ૭ દિવસ સુધી સંઘ કેશરીઆજી તીર્થમાં રહ્યો અને સંઘપતિએ ધર્મોત્સવો અને સ્વામીવાત્સલ્યોમાં ઘણું ધન ખરચ્યું, યાચકોને દાન દીધું સંઘે સર્વ મળીને સત્તર તો સ્વામીવાત્સલ્યો કર્યાં. આ સંઘમાં દેવચંદ્રના શિષ્ય સકલચંદ્ર, કવિ જિનદાસ વિગેરે પણ સાથે હતા, જેમણે આ સંઘનું વર્ણન તેમણે રચેલાં સ્તવનોમાં કર્યું છે.

૨૪૨૫. ત્રીકમજીશેઠે કોઠારાનાં શ્રી શાંતિનાથ પ્રભુનાં જિનાલયને ઈશાન ખૂણે દેવકુલિકા કરાવીને તેમાં શ્રી પાર્શ્વનાથ પ્રમુખ ત્રણ જિનબિંબો સ્થાપ્યાં, જુઓ 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' લેખાંક ૩૩૬. ત્રીકમજીશેઠને બે પુત્રીઓ હતી. મોટી પુત્રી લક્ષ્મીબાઈને નથુ ભોજરાજ સાથે તથા નાની પુત્રી મેતલાઈને જખૌના જેઠાભાઈ વર્ધમાન સાથે પરણાવેલ, જેમનો પરિવાર વિદ્યમાન છે. આ બન્ને પુત્રીઓએ પણ પ્રતિષ્ઠા કાર્યો કરેલ જુઓ 'અંચલગચ્છીય લેખ–સંગ્રહ' લેખાંક ૩૫૭, ૩૮૫.

૨૪૨૬. શ્રી અનંતનાથ જિનાલયના વહીવટમાં તેમજ જ્ઞાતિનાં કાર્યોમાં વેલજી માલુની જેમ જ ત્રીકમજીશેઠ આગેવાનીભર્યો ભાગ લેતા. તા ૭–૧૨–૧૮૯૬મા તેઓ મૃત્યુ પામ્યા. એ પછી એમના વિધવા દેવકુંવરબાઈ અને પુત્રી મેનબાઈએ નરશી નાથાનું ટ્રસ્ટ ડીડ સાકાર કરવામાં ખૂબ જ સાથ

આપેલો. અમેચંદ રાઘવજીએ તેમના વતીથી એ યાદગાર કાર્ય પાર પાડ્યું તે વિશે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ.

## શેઠ શિવજી નેણશી

૨૪૨૭. કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિના પાંચમા શેઠ શિવજી નેણશી લોડાયા ગોત્રીય, કોઠારાના વતની હતા. તેમનાં કુટુંબનું વંશવૃક્ષ આ પ્રમાણે છે—




૨૪૨૮. શિવજીશેઠ અને તેમના બંધુ પદમશી મુંબઈ ક્યારે આવ્યા તે ચોક્કસ કહી શકાતું નથી. સં. ૧૮૯૦ ની આસપાસ આવ્યા હોવાનુ અનુમાન થાય છે. શરુઆતમાં તેઓ બંદરમાં મજૂરી કરતા. થોડો અનુભવ મળતાં પડાવો બંધાવી માલની હેરફેરનું કામ કરતા થયા એ વખતે સ્ટીમરો ખાસ ન હોવાથી નાના પડાવો દ્વારા જ માલ જતો આવતો. આ ધંધામાં એમને સારો નફો થયો.

૨૪૨૯. સં. ૧૯૦૦ ની આસપાસ પોતાના નામથી પેઢી ઉઘાડી, ભત્રીજા ઘેલાભાઈ અને ભાણેજ કેશવજી નાયક પણ તેમાં ભાગમાં જોડાયા. તેઓ બન્ને વાણિજ્યપટુ હોઈને પેઢી તરતી થઈ. પછી તો દેશદેશાવર અને ઠેઠ ચીનમાં પણ પેઢીઓ નાખી. આ વિશે કેશવજી નાયકના જીવન–વૃત્તના સંદર્ભમાં આગળ ઉલ્લેખ થઈ ગયો છે

૨૪૩૦. શિવજી નેણશીનુ યાદગાર સ્મારક તે કોઠારાનું શ્રી શાંતિનાથ ભગવાનનુ જિનમંદિર છે. કેશવજી નાયક અને વેલજી માલુના ભાગમાં તેમણે આ જિનાલય બંધાવ્યુ. નાદુરસ્ત તબિયતને લીધે તેઓ કોઠારામાં રહ્યા અને કુશળ કારીગરોને કામે લગાડી કાર્ય પાર પાડ્યુ. બાંધકામ પાછળ છૂટે હાથે ધન ખરચવામાં આવ્યુ અને પરિણામે બેનમૂન સ્થાપત્યનુ નિર્માણ થયું. શિવજીશેઠની દેખરેખનું એ ફળ હતું એમ કહેવામા વાંધો નથી

૨૪૩૧. સં. ૧૯૧૮ મા એ જિનાલયની ધામધૂમથી પ્રતિષ્ઠા થઈ. નવટંકનો મેળો કરવામાં આવ્યો. શિવજીશેઠ પોતાનું મૃત્યુ અલ્પ સમયમાં ધારી ધનને છૂટે હાથે ખરચી જીવન કૃતાર્થ કર્યું. એમની અંતિમ ઈચ્છા પરિપૂર્ણ થઈ. એ પછી તેઓ કોઠારામાં જ મૃત્યુ પામ્યા

૨૪૩૨. હીરજી હંસરાજ કાયાણી એમને વિશે 'દર્પણ'માં નોંધે છે કે 'તેઓ શરીરે પુષ્ટ, મહા તેજસ્વી અને બધી રીતે દેખાવડા હતા. બુદ્ધિએ ચંચલ અને ઘણા પ્રામાણિક, પરમાર્થી, જ્ઞાતિ શુભેચ્છક તથા સ્વભાવે શાંત, સમજુ અને મિલનસાર હતા.' તેમના ભત્રીજા વેલાભાઈ પદમશીએ જ્ઞાતિનાં કાર્યોમાં ખૂબ જ આગેવાનીભર્યો ભાગ લઈ નામના કાઢેલી. ધર્મકાર્યોમાં પણ તેમણે મોખરાનુ સ્થાન લીધેલું.

૨૪૩૩. શ્રી અનંતનાથ જિનાલયની વર્ષગાંઠ વખતે જ્ઞાતિના શેઠ તરીકે શિવજીશેઠને જ્ઞાનભંડાર ઉપર ધ્વજારોપણ કરવાનો વંશપરંપરાગત હક્ક અપાયો. એમના પહેલા બે પુત્રો એમની હયાતિમાં જ યુવાન વયે મૃત્યુ પામ્યા હતા. એ પછી લખમશીભાઈ સં. ૧૯૩૩માં અને ઉકાભા સં. ૧૯૪૦માં પરલોકવાસી થયેલા.

## કોઠારાની કીર્તિ-કથા

૨૪૩૪. કચ્છના સાહસિક સપૂતોએ પોતાની કારકિર્દી માત્ર વાણિજ્યક્ષેત્રે જ નહિ, કિન્તુ કળા અને સ્થાપત્યનાં ક્ષેત્રે પણ એવી જ દીપાવી છે. કચ્છના વ્યાપારપટુ શાહ સોદાગરોએ ધનના ઢગલાઓ ખડકીને જ પોતાનાં જીવનની ઇતિકર્તવ્યતા માની નથી, પરંતુ કળામય સ્થાપત્યો દ્વારા તેઓ પોતાની જન્મભોમકાને આભરિત કરતા ગયા છે. કોઠારાનો ભવ્ય જિનપ્રાસાદ આ વાતની સાક્ષી પૂરાવે છે.

૨૪૩૫. કોઠારાની કીર્તિ-કથાની પતાકાઓ લહેરાવતા એ અડીખમ જૈનભવનના નિર્માતાઓ કેશવજી નાયક, વેલજી માલુ અને શિવજી નેણશી વિશે આગળ વ્યક્તિગત ઉલ્લેખ કરી ગયા છીએ. એ ત્રણેય શ્રેષ્ઠીઓએ ભવ્ય જિનપ્રાસાદ કરવાની યોજના તૈયાર કરી. અમદાવાદનાં પ્રખ્યાત જૈનમંદિરની શૈલીમાં કચ્છી કારીગરોને હાથે એ બંધાય એવી ગોઠવણ થઈ. સાભરાઈના સલાટ નથુને સૂત્રધાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યો. એની આગેવાની હેઠળ સેંકડો કારીગરોને રોકવામાં આવ્યા. આ કાર્ય માટે ૭૮ ફૂટ લંબાઈ, ૬૪ ફૂટ પહોળાઈ અને ૭૩ ફૂટ ૬ ઇંચ ઊંચાઈ સૂચવતો પરિમાણદર્શક નકશો પણ જાડેજાઓની મંજૂરી માટે રજૂ કરવામાં આવ્યો.

૨૪૩૬. તે વખતે કચ્છ પર મહારાવ પ્રાગમલ્લજીનું રાજ્ય શાસન હતું. કોઠારાના રાજકર્તા જાડેજા મોકાજી હતા. તેમણે એ નકશો પ્રથમ નામંજૂર કર્યો, કેમકે જો એ માળનાં સ્થાપત્યને મંજૂર રાખવામાં આવે તો એટલી ઊંચાઈથી પોતાનો ઝનાનો વિલોકય બને. એ એમની પરંપરાગત પ્રણાલિકાની વિરૂદ્ધ હતું. આખરે એવો તોડ કાઢવામાં આવ્યો કે મૂળ નકશો મંજૂર રાખવો અને જાડેજાઓનો ઝનાનો અવિલોકય રહે એટલી ઊંચી ગઢની દીવાલો રાજમહેલને ફરતી શ્રેષ્ઠીઓએ બંધાવી આપવી.

૨૪૩૭. સં. ૧૯૧૪-૧૫ માં કામ તડામાર શરુ કરવામાં આવ્યું. શિવજી નેણશી જાતે દેખરેખ રાખવા મુંબઈથી ખાસ કચ્છ આવ્યા. સં. ૧૯૧૮ મા કામ સંપૂર્ણ થયું. જિનાલયોના ઝૂમખાને કલ્યાણ ટૂક કહેવાય છે. શ્રી મેરુપ્રભ જિનાલય સાત ગભારાયુક્ત તથા ઉપર ત્રણ ચૌમુખ અને તે ઉપર પાંચ શિખર પ્રેક્ષણીય થયા રંગમંડપ અને મુખમંડપ ઉપર ચારે બાજુ સામણી તેમજ જિનાલયને નીચે મોટું ભોયરું કરવામા આવ્યા.

૨૪૩૮. જિનાલયની પ્રતિષ્ઠા વખતે ત્રણે શ્રેષ્ઠીઓએ મળીને શત્રુંજયનો મુંબઈથી સંઘ કાઢેલો, જેનું વર્ણન 'કચ્છની પ્રસિદ્ધ પ્રતિષ્ઠાના ચોઢાળિયા'માં આ પ્રમાણે મળે છે: 'કોંકણ દેશના મુંબઈ બંદરમાં માંડવી કત્તામા શ્રીઅનંતનાથજીનું દહેરું છે. ત્યા ચતુર્વિધ સંઘની ઘણી શોભા છે. દશા ઓશવાળ જ્ઞાતિમાં શિવજી નેણશી, વેલજી માલુ અને કેશવજી નાયક થયા, જેમણે શત્રુંજયનો મોટો સંઘ કાઢ્યો. વેલાભાઈ પદમશી પણ સાથે હતા સં. ૧૯૧૮ના માગશર સુદી ૧૧ના દિને મુંબઈથી પ્રયાણ કરી સંઘ

ઘોઘા બંદર પહોંચ્યો. ત્યાં નવખંડજીને જુહારી ભાવનગર આવ્યો અને ગોડીજીને વંદના કરી. સંઘ પાલીતાણા પહોંચતાં તેનું શાનદાર સામૈયું થયું. ટળેટીમાં પડાવ નાખ્યો યાત્રા કરી સૌ કૃતાર્થ થયા. ધર્મ-સ્વામીવાત્સલ્યાદિ કાર્યો થયાં, સાધુઓની ભક્તિ કરી સૌ પાવન થયાં. સિદ્ધાચલથી સંઘ રાજકોટ આવ્યો, સંઘ જોઈ સૌ પ્રભાવિત થયા. મોરબી, શિકારપુર, અંજાર થઈ સંઘ કોઠારા પહોંચ્યો. સંઘમાં ૧૧૦૨ ની સંખ્યા હતી. કંકોત્રીઓ પાઠવી કોઠારામાં મોટો મેળો થયો. આઠ દિવસ ઉત્સવ ચાલ્યો. ગચ્છનાયક રત્નસાગરસૂરિ સમેત અનેક શ્રમણો ઉપસ્થિત હતા. ત્રીકમજી વેલજી માલુ સ્તવનો ગવડાવતા. સંઘના ઉમંગનો પાર નહોતો. માઘ સુદી ૧૩ ને બુધવારે શ્રી શાંતિનાથ પ્રભુનાં બિંબની મૂલનાયક તરીકે પ્રતિષ્ઠા થઈ. સ્વામીવાત્સલ્યાદિ ઘણાં થયાં. ઘેર ઘેર થાળની પ્રભાવના થતાં ૫૦૦૦ થાળ ત્રીકમજી વેલજી માલુ તરફથી વહેંચાયા. યાચકોને ઘણું ધન અપાયું જેથી જગમાં યશ વિસ્તર્યો.' ઈત્યાદિ

૨૪૩૯. સં. ૧૯૧૮ ના માઘ સુદી ૧૩ ને બુધવારે વિજય મુહૂર્તમાં રત્નસાગરસૂરિના ઉપદેશથી મૂલનાયક શ્રી શાંતિનાથ પ્રભુ પ્રમુખ અનેક જિનબિંબોની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા થઇ. પાચુભાઈ તેજશી, ત્રીકમજી વેલજી, પદમશી વીરજી, શામજી હેમરાજ, પરબત લાધા, લાલજી મેઘજી વગેરેએ પણ કલ્યાણ ટૂંકના ગઢમાં દેહરાઓ બંધાવ્યાં. આની વિગત માટે જુઓ જિનાલયનો શિલાલેખ—'અંચલગચ્છીય લેખસંગ્રહ' લેખાંક, ૩૩૬.

૨૪૪૦. જિનાલય ઉપરાંત એ માળનો વિશાળ ઉપાશ્રય, મહાજનવાડી, પાંજરાપોળ, ફૂલવાડી વિગેરે ઉક્ત ત્રણે શેઠીઆઓએ તૈયાર કરાવ્યાં. પ્રતિષ્ઠા વખતે મુંબઈથી શત્રુંજયનો તીર્થસંઘ કાઢેલો. કોઠારામાં નવટંકનો જ્ઞાતિ મેળો કરી સમસ્ત જ્ઞાતિમાં પ્રત્યેક ઘેર બે કાંસાની થાળી અઢી શેર સાકરથી ભરેલી તથા કોરી બેની પ્રભાવના કરેલી. આ કાર્યમાં સોળ લાખ કોરીનો ખર્ચ થયેલો જેમાં ૭ લાખ શિવજી નેણશી, આઠ લાખ વેલજી માલુ તથા બે લાખ કેશવજી નાયકે આપી.

૨૪૪૧ જાણે એક મોટો પહાડ ખડો કર્યો હોય એવી ઘટ્ટ બાંધણીનું આ જૈન મંદિર આખાયે કચ્છમાં વિશાળતા અને ભવ્યતામાં અજોડ છે. પર્વતની શિખરમાળાનું ભાન કરાવતા એનાં ઉપરનાં બાર ઉન્નત શિખરો દૂરથીયે પ્રેક્ષકોનું મન હરી લે છે. મંદિરમાં કાચનું કામ પ્રેક્ષણીય છે. અબડાસાની પંચતીર્થીમાં ગણાતા આ તીર્થ સમાન જિનાલયનાં દર્શન કરી ભાવુકો કૃતકૃત્ય થાય છે. સં. ૨૦૦૫ ના શ્રાવણ સુદી ૧૫ ને ગુરુવારે જિનાલયની ધ્વજદંડ પ્રતિષ્ઠા થઈ. શ્રી અનંતનાથ ટ્રસ્ટ તરફથી જિનાલયનો જીર્ણોદ્ધાર થયો. સં. ૨૦૨૧ ના જેઠ વદિ ૧૦ ના દિને જિનાલયનો શતાબ્દી મહોત્સવ સંઘે ઉજવ્યો. એ પ્રસંગે નાયકભાઈ જેઠાભાઈના પ્રમુખપદે ત્યાના સંઘે પંજાની નાતને દશા ઓશવાળ નાતમાં ભેળવી લેવાનો મહત્ત્વપૂર્ણ ઠરાવ કર્યો, જેને અન્ય સંઘોએ પણ પુષ્ટિ આપી.

૨૪૪૨. કચ્છ-પાલણપુર-મહીકાંઠા વિષયક 'બોમ્બે ગેઝેટિયર' પુસ્તક ૫, પૃ. ૨૩૧-૨ માં આ જિનાલય વિશે આ પ્રમાણે ઉલ્લેખ છે·

Kothara–In this village was finished in 1861 (S. 1918) the richest of modern Cutch Temples, of £ 400000/– the whole cost of the building, one half was given by Velji Malu and the other half in equal shares by Shah Keshavji Nayak and Shivji Nensey, Oswal Vaniyas of Kothara now living in Bombay. The temple, dedicated to Shantinath the sixteenth of the Jain Saints, was; after the style of one in Ahme-

-dabad, built by Cutch workmen, under the superintendence of Salat Nathu of Sabharai. Through a very rich two storied entrance gate, and outer yard surrounded by buildings set apart for the use of priests, opens into a walled quadrangle, on a plinth six feet nine inches high, reached by a flight of fifteen steps, is the temple, 78 feet long, 69 wide and 73-1/2 high, supported on three sides by rich two-storied domed porches. The domed hall, mandap, rises in two stories, and over the shrine is a spire with richly carved figures, niches and mouldings. Inside, the hall the mandap surrounded by aisles or verandahs with a richly designed pavements of different coloured marbles, has twenty two pilasters and sixteen pillars, and a dome supported on eight pillars with foiled arches and streets. Inside of a wall, chiefly formed of twenty pillars richly carved with flowers, leaves and creepers, is the shrine, where, supported on either side by seven small figures is a large image of Shantinath crowned with a golden crown, and seated cross legged on a richly carved marble throne. The upper storey of the hall, reached by stone steps from the south-west porches, has a corridor with rich shrines each containing a large marble sitting image. Below the hall there is a underground shrine, with about 25 large white marble figures with precious stones set into the eyes, chests and arms. Besides the underground shrine there is a secret cellar especially prepared against a time of trouble.

૨૪૪૩. 'આર્કિઑલોજીકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઈન્ડિયા' ના કચ્છ વિષયક અહેવાલમાં, આ મંદિરનો શિલાલેખ તેના નકશાઓ ઈત્યાદિ સાથે જિનાલયના સ્થાપત્ય વિશે, તેના વિદ્વાન સંપાદક દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે સુંદર પ્રકાશ પાડેલ છે. ડૉ. બર્જેસનાં માર્ગદર્શન હેઠળ આ અહેવાલ તૈયાર થયેલ હોઈને ખૂબ જ પ્રમાણભૂત છે. અહીં એ અહેવાલનાં અવતરણને ઉધ્ધૃત કરવુ પ્રાપ્ત થાય છે.

૨૪૪૪. The temple of Shantinath (शान्तिनाथ) at Kothara was built in Samvat 1918 by the Oswal Vaniyas (ओशवाळ वाणिया) originally of Kothara, but now residing in Bombay. They spent 1600000 Koris, one-half of which was contributed by Sah Velji Malu (शा वेलजी मालु), and the other half in equal shares by Sah Keshavji Naik (शा केशवजी नायक) and Sivaji Nensi (शिवजी नेणसी) (Vide Ins. No. 1, App. No. I).

It was built after the style of one at Ahmedabad, and is the best in Kachh. It is 78 feet long, 69 feet wide, and 73 feet 6 inches

high. Its workmanship is of a superior order and I have, therefore, added it to the number. The drawing (Vide drawing No. 3, App. II), of course can not be expected to give details; it only shows the outlines It was built by natives of Kachh under the superintendence of Salat Nathu (सलाट नथु) of Sabharai (साभराइ)

The entrance of the first courtyard, which is surrounded by the buildings of the priests, is very richly carved, and has a corridor of three beautiful semi-circular cusped arches with struts, issuing from the mouths of elephants On the second storey, supported by of the the arches are three temples, richly carved, the shafts of the columns containing figures of men in various costumes, and animals of various sorts in different attitudes. The eaves are supported by female musicians playing upon the fiddle, lyre, drum, or kartal (करताळ) or telling beads. The entrance is 6 feet wide and 12 feet high to the capital. The whole is elegantly designed, and has a magnificent effect.

Entering the gate, we approach in view of a beautiful two storeyed temple, built in another courtyard, on a stylobate or plaltfrom 6 feet and 9 inches high and approached by 15 steps The porch is two storeyed and the arches semi-circular and cusped and supported by trunks of three elephants on each side The eaves are supported on the heads of female guards armed with swords and shields.

The second porch is 18 feet 9 inches square, surrounded by aisles or verandahs on all sides, and paved with well-polished white and black marble. There are 22 pilasters and 16 pillars. The dome is supported on 8 pillars with cusped arches and struts. The Jadeja ruler of the town, considering that the temple, if raised high, would over look his Zenana, had limited its height, and so the dome was originally designed on the first storey only. But subsequently the Vaniyas having agreed to raise the castle walls of the Jadeja's residence, permission was given, when the second storey, on pillars with arches with pavements similar to what is seen below, was built. In the middle of the pavements are squares, flowers, sathiyas (साथिया), circles, and rosettes of various designs and patterns made on black and yellow grounds of marble resembling mosaic work, most skilfully executed.

The sides of this porch are approached by smaller porches as at the entrance.

In the shrine is a pabbasan about 3½ feet high. In the centre is a marble throne richly carved, in which is seated a large image of Santi-*nath*, crosslegged, with a gold crown over his head and having on each side seven images of a somewhat smaller size.

In the same way the second storey has a corridor of fine cells, in which larger idols of marble squat on the pabbasan.

The domes of the northern and southern side-porches, which are two storeyed are very richly carved, and have terraces. The upper storey is approached by stone-steps from the side of these double porches on the south and west.

The outer side of the dome of the mandap has a large spires, ten in each line radiate to the edge. They look like small pyramids and the four cardinal points of the radii have figures of lions and elephants alternatively sitting on their haunches.

Under the mandap floor there is a basement or underground storey, in which there are about 25 large white marble idols of tirthankaras, having precious stones set in the eyes, chests, arms, etc. presented by different Seths, whose names to-gether with the date of the gifts are sculptured in balbodh characters in the pedestals. This is a secret chamber and there are rooms still more secret, hidden by flagstones, and specially designed for times of danger.

The outside of the screen-wall of the mandap is chiefly formed by 20 pillars, richly carved with flowers, leaves, and creepers in the base, capitals and cornice; and the figures of men on the shafts serve as atlantes

The shrine tapers to a spire and has offsets and mouldings in the sides, all finely carved and having figures in the niches and elsewhere. The stones are ash-coloured and greyish red The temple is surrounded by a strong wall with five turrets or Kothas.

There are four other temples on the four sides, built by other Sethias, one of them by Seth Trikamji Velji.

**જિનાલયોનું નિર્માણ**

૨૪૮૫. તેરામાં વિસરીઆ મોતા હીરજી ડોસા અને પાસવીર રાયમલે સં. ૧૯૧૫ મા શ્રી જીરાવલા

પાર્શ્વનાથ જિનાલય બંધાવ્યું, જે તેની ભવ્યતાથી સુથરીની પંચતીર્થીમાં સ્થાન પામ્યું છે. સં. ૧૯૮૦ ના માઘ સુદી ૫ ને સોમવારે ત્યાં દંડમહોત્સવ થયો. યતિ સૂરચંદ હરખચંદ તથા તેમના શિષ્યો મણીલાલ, મોહનલાલ અને ધનજીએ અહીંનાં ધર્મકાર્યોમાં સારો ફાળો આપ્યો. અહીં ઘણી પ્રતિમાઓ સં. ૧૯૨૧ ની અંજનશલાકા વખતની છે.

૨૪૪૬. ગુજરાતના બોરસદના વીશા ઓશવાળ રણછોડ, હરગોવિંદ, ચુનીલાલ તથા કલ્યાણજી દયાળજીએ રત્નસાગરસૂરિના ઉપદેશથી શ્રી આદિનાથ જિનાલય બધાવી સં. ૧૯૧૪ના શ્રાવણ સુદી ૧૦ને શુક્રવારે પ્રતિષ્ઠા કરાવી. એ કુટુંબના છગન ઘેલાએ પણ પ્રતિષ્ઠાકાર્યો કર્યાં. જિનાલયની શિલા–પ્રશસ્તિમાં આ કુટુંબનું વંશવૃક્ષ આ પ્રમાણે છેઃ–




૨૪૪૭. કચ્છમાં મગુઆનામાં સંઘે સં. ૧૯૧૭ માં શ્રી આદિનાથ જિનાલય બધાવ્યુ. વડસરમાં ગુણસાગરના ઉપદેશથી હરઘોર કરમશીએ સં. ૧૯૧૮માં શ્રી પાર્શ્વજિનાલય બંધાવ્યુ. શ્રાવકોની વસ્તી ન રહેવાથી જિનાલયનુ ઉત્થાપન કરી પ્રતિમાઓ નલીઆમાં લાવવામા આવ્યાં છે. વારાપધરમાં નાંગશી દેવણીએ તથા કેશવજી ગોવિંદજીએ સ. ૧૯૧૮ માં શ્રી આદિજિનાલય બધાવ્યુ, જેનો જીર્ણોદ્ધાર શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા થયો. સં. ૨૦૨૨ ના વૈશાખ વદિ ૨ ને શુક્રવારે તેની શતાબ્દી ઉજવાઈ. બારોઈમાં હેમા અરજણે અને લધા જીવણે સં. ૧૯૧૮ માં શ્રી શાંતિનાથ જિનાલય બધાવ્યું, જેનો જીર્ણોદ્ધાર શ્રી અનતનાથ ટ્રસ્ટ દ્વારા થયો. સાંધાણમાં રત્નસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૯૧૯ મા ગોશર વીરજીર જેતશી કરમણે શ્રી સભવનાથ જિનાલય તથા સં. ૧૯૨૭ માં લાડણ આશારીઆ અને લખમશી આશારીઆએ શ્રી શાતિનાથ જિનાલય બધાવ્યાં. અહીના જિનાલયોનો જીર્ણોદ્ધાર શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા થયો.

૨૪૪૮. કાંડાગરામાં ગોરજી આણંદજી માલાજીના પ્રયાસથી સઘે સ ૧૯૨૧ માં શ્રી શાતિનાથ જિનાલય બધાવ્યુ, જેનો શતાબ્દી મહોત્સવ એકાદ લાખ કોરીના ખરચે સઘે ઉજવ્યો. બાંડીઆમાં રાઘવજી વેરશીએ સં. ૧૯૨૨ મા શ્રી વિમલનાથ જિનાલય બધાવ્યુ, જેનો સં ૨૦૦૬ મા માઘ સુદી ૧૦ ને ગુરુવારે જીર્ણોદ્ધાર થયો સ. ૧૯૨૨ માં સાધવમાં કાનજી ભારમલે શ્રી શાતિનાથ જિનાલય તથા ડુમરાના સઘે શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બધાવ્યાં. ચીઆસરમા સઘે સ. ૧૯૨૭ માં શ્રી આદિ જિનાલય બધાવ્યુ. કોડાયમાં નથુ હંશરાજની ભાર્યા ચાંપાબાઈએ સ, ૧૯૨૮ માં શ્રી અનંતનાથ જિનાલય, કોટડી

મહાદેવપુરીમાં સંઘે શ્રી કુંથુનાથ જિનાલય તથા પત્રીમાં શ્રી ચંદ્રાપ્રભુ જિનાલય બંધાવ્યાં. જખૌના ખેના કાનજી લખમશી ભાર્યા રાણબાઈ પુત્ર મૂલજીએ સં. ૧૯૨૧ ની અંજનશલાકા વખતે અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. જખૌના મહાજનમા મોટો સંઘર્ષ થયો જેને નિવારવા અનેક પ્રયાસો થયા. જુઓ વિદ્યાવિજયકૃત 'મારી કચ્છ યાત્રા.'

**શિષ્ય–સમુદાય**

૨૪૪૯. વખતસાગર શિ. ભાવસાગર શિ. ઝવેરસાગર અપરનામ રત્નપરીક્ષક સારા કવિ થઈ ગયા. તેઓ ભાવનગરમાં સવિશેષ રહ્યા. કવિ પોતાના વિદ્યાગુરુ તરીકે અમરવિજય અને ચિદાનંદનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરે છે. જુઓ—

> કવિ નિજ ઉપકારી અબ વરણે, તપગચ્છ વંશ દીપાયો રે;
> અમરવિજય વિદ્યાગુરુ મારા, શ્રુતવર આશીષ પાયો.
>
> પાઠક નવ પલ્લવ સમ કર્તા, અર્થ આચાર્ય ગણાયો રે;
> શ્રી ચિદાનંદ ગુરુ ધર્માચારય, અનુભવ શ્રદ્ધા છાયો.
>
> સિદ્ધગિરિની તલેટીએ વાંદી, ચરણસું પ્રેમ લગાયો.

૨૪૫૦. સં. ૧૯૧૮ ના કાર્તિક પૂનમ ને રવિવારે શત્રુંજયની યાત્રા કરી ૧૬ ઢાલમાં સિદ્ધગિરિ વર્ણન રૂપ 'તીર્થમાલા' તેમણે ભાવનગરમાં રચી. પ્રેમાભાઈ હેમાભાઈના મુનીમ ખેમચંદ જયચંદે કવિ સાથે યાત્રા કરી રાયણ પગલાની દેરીનો ઉદ્ધાર કર્યો. તેના પુત્ર લલ્લુભાઈને કવિએ ટૂંકોની સમજ આપી.

૨૪૫૧. સ. ૧૯૨૧ ના માઘ સુદી ૭ ને ગુરુવારે કેશવજી નાયકે કરાવેલી અંજનશલાકા પ્રસંગે કવિ પાલીતાણામાં ઉપસ્થિત રહેલા અને ફાગણ સુદી ૮ ને સોમવારે ૮ ઢાલમા 'અંજનશલાકા સ્તવન' ભાવનગરમાં રચ્યું જેમાં એ ઐતિહાસિક પ્રસંગનું વિશદ વર્ણન છે. કવિએ ૫ ઢાલમાં 'ભવ નાટકનો ગરબો' તેમજ પ્રકીર્ણ કૃતિઓ રચ્યાં અંજનશલાકા વખતની અનેક મૂર્તિઓના લેખોમાં કવિનું નામ છે. ભાવનગરમાં એમના ઉપદેશથી કેશવજી નાયકે ગૌતમ ગણધરની દેરી બંધાવી. કવિના શિષ્ય કસ્તુરસાગર થયા, જેમનાં નામથી ભાવનગરમાં કસ્તુરસાગર ગ્રંથ ભંડારની સ્થાપના થઈ

૨૪૫૨ ઉપા. મુક્તિલાભ શિ. ક્ષમાલાભે સં ૧૮૯૩ ના ચૈત્ર વદિ ૧૨ ના દિને મુક્તિસાગરસૂરિ સાથે પાવાગઢની યાત્રા કરી 'મહાકાલી માતાનો છંદ' રચ્યો, તથા નલીઆમા સ્નાત્ર મહોત્સવ પ્રસંગે 'સ્નાત્ર પૂજા' રચી. તેમણે તથા તેમના શિષ્ય સુમતિલાભે સ. ૧૮૯૭ માં નલીઆમાં ચોમાસું રહીને માઘ સુદી ૫ ને બુધવારે વીરવસહીની શિલા–પ્રશસ્તિઓ લખી ક્ષમાલાભે સં ૧૮૯૭ની શરદ પૂર્ણિમા ને શનિવારે ભૂજમા મુક્તિસાગરસૂરિના પસાયથી નવપદજીનાં સ્તવનો રચ્યાં. સ. ૧૮૯૯ માં તેઓ ગચ્છનાયક સાથે જામનગરમા પણ ચાતુર્માસ રહ્યા અને ત્યાં સવૈયા, સ્તવનાદિ કૃતિઓ રચી.

૨૪૫૩ દેવચંદ્રના શિષ્ય સકલચદ્રે સં ૧૯૨૨ ના કાર્તિક વદિ ૨ ને રવિવારે ત્રીકમજી વેલજી માલુના સંઘ સાથે કેશરીઆજીની યાત્રા કરી 'ધૂલેવા સ્તવન' રચ્યું. કવિ જિનદાસે પણ 'કેશરીઆજી સ્તવન'માં આ સંઘનું વર્ણન કર્યું. હીરજી હંસરાજ ખોનાએ જિનદાસ નામથી ભક્તિ કાવ્યો રચ્યા સ ૧૯૨૨ ના આષાઢમાં ઉપા વિનયસાગરના પસાયથી 'જ્ઞાનની લાવણી', સ. ૧૯૩૦ ના આષાઢી પૂનમ ને બુધે વિવેકસાગરસૂરિના પસાયથી 'ચોવીશી', સ ૧૯૩૧ મા નરસિંહપુરામાં 'ત્રણ ચોવીશી પૂજા'

તેમજ અનેક લાવણીઓ અને પ્રકીર્ણ કૃતિઓ રચી. કવિ 'આત્મ બત્રીશી'ની પ્રશસ્તિમાં પોતાને 'હંસ લઘુ સુત' કહે છે.

૨૪૫૪. માણિક્યસાગર શિ. ઉપા. વિનયસાગરે કેશવજી નાયકની ટૂંકોની શિલાપ્રશસ્તિઓ રચી. સં. ૧૯૨૧ ની અંજનશલાકા વખતે એમણે વિધિવિધાનો કર્યાં. તેઓ બહુધા મુમ્બઈમાં રહ્યા નરશી નાથાના પુત્રવધૂ પૂરબાઈએ સ ૧૯૧૧ ના કાર્તિક સુદી ૫ ના દિને સમેતશિખરનો સંઘ કાઢેલો તેમાં સાથે રહી માઘ વદિ ૧૧ ના દિને તીર્થયાત્રા કરી શિખરજીનું સ્તવન રચ્યું; ફાગણ વદિ ૫ ના દિને પાવાપુરીની યાત્રા કરી શ્રી વીર જિન સ્તવનો રચ્યાં. કવિએ રાજગૃહી, ગૌતમ જન્મપુરી ગોબરગામ, વિપુલાચલ, રત્નગિરિ, ઉદયગિરિ, સોનગિરિ, વૈભારગિરિની યાત્રા કરી 'રાજગૃહી સ્તવન' રચ્યું. શ્રી પાર્શ્વપ્રભુનાં ચાર કલ્યાણકની ભૂમિ બનારસ, ભિલ્લુપુરનાં પ્રાચીન મંદિર, રામઘાટના કુશલાજીનાં મંદિર, બદનીઘાટનાં શ્રી સુપાર્શ્વમંદિર, સાત કોસ દૂર શ્રી ચંદ્રપ્રભુના તીર્થ ચંદ્રપુરી, ત્રણ કોસ દૂર શ્રી શ્રેયાંસધામ સિંહપુરી વિગેરેની યાત્રા કરી 'શ્રી પાર્શ્વ જિન સ્તવન' રચ્યું કવિ જણાવે છે કે ઉક્ત ચારે તીર્થંકરોનાં સોળ કલ્યાણકોની એ ભૂમિ છે. કવિએ અહીં 'શ્રી પાર્શ્વ જિન પદો' તથા તક્ષશિલાની યાત્રા કરી શ્રી આદિ જિન સ્તવનો પણ રચ્યાં. ભારમલ તેજશી આ સંઘમા સાથે હતા. મુમ્બઈમાં કવિએ એમને અણશણ વ્રતનાં પચ્ચખાણ આપ્યાં. કવિના શિષ્ય દેવચંદ્ર થયા, જેઓ ઉક્ત અંજનશલાકા પ્રસંગે ઉપસ્થિત રહેલા.

૨૪૫૫. સુગ્યાનસાગરે ઓરસદનાં જિનાલયની સ. ૧૯૧૪ ની શિલાપ્રશસ્તિ લખી એ વર્ષે તેઓ રત્નસાગરસૂરિ સાથે ત્યાંજ ચાતુર્માસ રહેલા પં મુક્તિવિજય, ભક્તિવિજય ગણિ પણ સાથે ચાતુર્માસ હતા. જુઓ. અં. લેખસંગ્રહ, નં. ૩૩૫. રત્નસાગરસૂરિના શિષ્ય ગુણસાગરના ઉપદેશથી વડસરમાં હરઘોર કરમશીએ સ. ૧૯૧૮ માં શ્રી પાર્શ્વજિનાલય બંધાવ્યુ. મહિમાસાગર શિ. નયસાગર જૈન શ્રુતના અભ્યાસી હતા. જૈનો અને બ્રાહ્મણો વચ્ચે ચાલેલા કેસમાં એમણે પ્રમાણોના આધારે જુબાની આપેલી. તેઓ વૈદકના પણ જાણકાર હતા. મહિમાસાગરની પ્રેરણાથી ભીમશી માણેકે ઘણા ગ્રંથો પ્રકાશિત કર્યા. આ અરસામા કવિ પ્રેમચંદ ગેલચંદ પણ સારા કવિ થઈ ગયા, જેમની ઘણી કૃતિઓ ઉપલબ્ધ છે.

૨૪૫૬. વિઝાણ પોશાળના મૂલચંદ શિ સુમતિચંદ બાલબ્રહ્મચારી અને મંત્રવાદી હતા. એમના ચમત્કારોની અનેક વાતો સંભળાય છે. મંત્રપ્રભાવથી ત્યાંના તિલાટની અસાધ્ય બીમારી દૂર કરતાં પોશાળને ૧૮ વીઘાનું ખેતર ભેટ મળેલું. એમની પછેડી ધોઈને પાણી પીવાથી અનેક ફાયદા થતા એમ બધે સંભળાતુ. ભૂજના ચાતુર્માસ બાદ ભદ્રેશ્વર યાત્રાએ જતાં માર્ગમાં વડાલામાં એમણે ચમત્કારો બતાવેલા

૨૪૫૭. મુક્તિસાગરસૂરિનાં આજ્ઞાવર્તી સાધ્વી દેવશ્રીએ સ. ૧૯૩૨-૩૩ મા અનુક્રમે સુથરી અને નલીઆમા ચાતુર્માસ કર્યાં અને ત્યાં ભક્તિ-સભર ગરબીઓ રચી. તેમનાં શિષ્યા દયાશ્રી થયાં. દેવશ્રી રચિત ગરબીઓ માટે જુઓ ભીમચંદ ધારશી પ્રકાશિત 'પ્રતિક્રમણ સૂત્રાદિ.'

## ૨૭. શ્રી વિવેકસાગરસૂરિ

૨૪૫૮. કચ્છ અંતર્ગત નાના આસંબીઆના વીશા ઓશવાળ શાહ ટોકરશીની ભાર્યા કુંતાબાઈની કૂખે સં. ૧૯૧૧ માં એમનો જન્મ થયો. એમનું પૂર્વાશ્રમનું નામ વેલજી હતું. શૈશવમાંજ રત્નસાગરસૂરિ પાસે રહી જૈન શ્રુતનો અભ્યાસ કર્યો. સં. ૧૯૨૮ ના શ્રાવણ સુદી ૨ ના દિને સુથરીમાં ગુરુનાં કાળધર્મ બાદ ત્યાં દીક્ષિત થયા, માંડવીના સંઘની વિનંતિથી ત્યાં ચાતુર્માસ રહ્યા અને કાર્તિક વદિ ૫ ને શનિવારે આચાર્ય તેમજ ગચ્છેશ પદ પામ્યા. જુઓ :

કચ્છ દેશ સોહામણો, લઘુ આસંબીઓ મન જાણુ;
ગોત્ર દેવયા દીપતા, કુલ વૃદ્ધ ઊશ વંશ વખાણુ.

ટોકરશી સુત શોભતા, જનની કુંતાબાઈ માત;
વંશવિભૂષણ જાણીએ, નામ વિવેકસિન્ધુ વિખ્યાત.

માંડવી બંદર મનોહરુ, શ્રી સંઘને અતિ ઘણો પ્યારઃ
સંઘ ચતુર્વિધ મલી કરી, કરે પાટ મહોત્સવ સાર.

સંવત ઓગણીશ અઠાવીસે, કાર્તિક વદિ પાચમ ધાર;
આચારજ પદ પામીઆ, તિહાં શોભે શુભ શનિવાર.

(ગહુંલી સંગ્રહ, નં. ૧૩૨).

૨૪૫૯. જર્મન વિદ્વાન ડૉ. જ્હોન્નેસ ક્લાટે વિવેકસાગરસૂરિની વિદ્યમાનતામાં પટ્ટાવલી લખી હોઈને, તેમણે એમને વિશે માત્ર સંક્ષિપ્ત ઉલ્લેખ જ કર્યો. જુઓ–

73 Viveksagarasuri, the present suri. Inscr. Samvat 1940, ib; his portrait in the beginning of Vidhipaksha Pratikr; Bombay, Samvat, 1945, 1889.

૨૪૬૦. ગચ્છનાયકને સિદ્ધગિરિની યાત્રા કરવાની ઈચ્છા થતા વિશાળ યતિસમુદાય તેમની સાથે પધાર્યો, જેમાં સ્વરૂપચંદ તથા તેમના શિષ્યો પણ હતા યાત્રા કરી સૌ પાવાગઢ ગયા. મહાકાલી દેવીની ભક્તિ કરી સૌ મુંબઈ ગયા. ત્યાં એમનું શાનદાર સામૈયું થયું. શ્રી અનંતનાથ જિનાલયના ઉપાશ્રયમાં તેઓ બિરાજ્યા. સંઘે તેમની ભાવથી ભક્તિ કરી. થોડા સમય બાદ યતિ સમુદાયે કચ્છ જવાની આજ્ઞા માગી. નરશી નાથાના ખર્ચે બધા માટે વહાણની વ્યવસ્થા થઈ. સં. ૧૯૨૮ માં ગચ્છનાયક ત્યાંજ ચાતુર્માસ રહ્યા. એ પછી પણ તેઓ મુંબઈમાં ઘણું રહ્યા. સં. ૧૯૩૨ માં સંઘ સાથે કેશરીયાજીની તીર્થયાત્રા કરી,

૨૪૬૧. કચ્છનાં મહત્ત્વનાં કેન્દ્રોમાં તેઓ ચાતુર્માસ રહેલા અને મહારાવ તરફથી સારું માન પામેલા. સં. ૧૯૩૪ માં એમની અધ્યક્ષતામાં ઉનડોઠમાં જિનાલયની પ્રતિષ્ઠા થઈ. સ. ૧૯૩૯ માં જામનગરમા ચાતુર્માસ પણ રહેલા તે વખતે જામ વિભાજી-તેમના વ્યાખ્યાનો સાંભળવા ખાસ પધારતા. જામસાહેબે એમના પ્રત્યે અત્યત ભક્તિભાવ વ્યકત કરેલો. આ દ્વારા એમનો પ્રભાવ સૂચિત થાય છે

૨૪૬૨. સં. ૧૯૪૦ થી ૧૯૪૮ સુધી સતત તેઓ મુંબઈમાં રહ્યા. સં. ૧૯૪૮ ના માગશર માસમાં ભીમજી શામજીએ કેશરીઆજીનો સઘ કાઢેલો તેમા ઉપસ્થિત રહેલા. યાત્રા બાદ વળતી વખતે ઝામરાની ગભીર બીમારી થઈ. જિનેન્દ્રસાગર, ભાગ્યસાગર આદિ શિષ્યોએ સુંદર શુશ્રૂષા કરી; યુરોપિયન તથા દેશી ડૉકટરો રાતદિવસ સેવામાં હાજર રહ્યા પરંતુ વ્યાધિ જીવલેણ નીવડ્યો. પટ્ટશિષ્ય જિનેન્દ્રસાગરજીને ગચ્છનો ભાર સોંપીને તેઓ સં. ૧૯૪૮ ના ફાગણ સુદી ૩ ને ગુરુવારે ૩૭ વર્ષનું આયુ પાળીને મુંબઈમાં કાલધર્મ પામ્યા.

### યતિ સમુદાય

૨૪૬૩. વિવેકસાગરસૂરિના સમયમાં તેમજ તેમના પછી યતિ સમુદાયનો પ્રભાવ ઉતરતી કળામાં હતો. છતા કેટલાક યતિઓએ શાસન સેવામાં ઠીક ઠીક કાર્ય કર્યું છે. ગચ્છનાયકના શિષ્ય ભાગ્યસાગરે શત્રુંજયમાં કેટલીક પ્રતિષ્ઠાઓ કરાવી. 'ચિત્રસેન-પદ્માવતી ચરિત્ર બાલાવબોધ'ની પુષ્પિકા દ્વારા ક્ષમાવર્ધન વિશે આ પ્રમાણે જાણી શકાય છે: 'સ ૧૯૨૯ ફા. વદિ ૨ રવૌ રાત્ર ઘટી ૪. જાતે ભ. વિવેકસાગરસૂરિ શ્રી મુબઈ ચાતુર્માસ તદ્ આજ્ઞાકારિ પૂજ્ય માવિત્ર શ્રી મેઘલાભજી તત્ શિષ્ય મુ. સુમતિવર્દ્ધનજી તત્ શિષ્ય મુ. ક્ષમાવર્દ્ધનેન લિપીકૃત સ્વવાચનાર્થં. શ્રી બાએટ મધ્યે શ્રી આદિનાથ પ્રસાદાત્' સં ૧૯૩૮ ના માગશર સુદી ૧૧ ને ગુરુવારે તિલકકુશલે 'ધૃતકલ્લોલ સ્તવન' રચ્યુ.

૨૪૬૪. પાટણ નિવાસી શામજીએ ગચ્છનાયકની ગહુલી રચી છે તેમાં સં. ૧૯૪૫ ના મહા સુદી ૩ ને રવિવારે વિવેકસાગરસૂરિની નિશ્રામાં સુથરીમાં થયેલા દીક્ષા-મહોત્સવનો ઉલ્લેખ-છે. જુઓ-'ગહુંલી સંગ્રહ' નં ૧૩૧ કવિ પ્રેમચદે પણ ગુરુગુણ ગર્ભિત સુદર ગહુલીઓ રચી છે.

૨૪૬૫. વિઝાણ પોશાળના સુમતિચદ્ર શિ. તારાચદ વિધિ-વિધાનમા નિપુણ હતા. તેમણે લખેલી હાથ પ્રતો, જમીન-મહેસૂલ અગેના દસ્તાવેજો ઈત્યાદિ ઘણી જગ્યાએ ઉપલબ્ધ છે. સં. ૧૯૨૧ માં પાલીતાણામાં થયેલી અંજનશલાકા પ્રસગે તેઓ ખાસ ઉપસ્થિત રહેલા. તેમના શિષ્ય ગુલાબચંદ્ર થયા.

### સામાજિક અને ધાર્મિક સમસ્યાઓ

૨૪૬૬ આ અરસામાં નાની મોટી અનેક સામાજિક અને ધાર્મિક સમસ્યાઓ આવિર્ભૂત થઈ. એક કે સમાન જ્ઞાતિઓમાં પળાતા બે ધર્મોને પરિણામે કેટલાક પ્રસંગોમાં ધર્મપરિવર્તનો થયાં, તો વળી કેટલાકમાં એક જ જ્ઞાતિ અને ધર્મમાં સામાજિક અને ધાર્મિક હિતો અથડામણમા આવ્યાં. કેટલાકમાં બ્રાહ્મણો અને જૈનો વચ્ચેના વર્ષો જૂના પ્રણાલિકાગત સામાજિક હક્કોનો ધાર્મિક મુદ્દા પર અનાદર થયો. આ બધા અવનવા પ્રસંગો પલટાતા યુગનાં એંધાણો જ કહી શકાય. સામાજિક અને ધાર્મિક મૂલ્યોનાં પરિવર્તનના આ યુગમા આ બધી સમસ્યાઓએ દૂરગામી અસર પહોચાડી હોઈને તેનો સક્ષિપ્ત ઉલ્લેખ કરવો પ્રાપ્ત થાય છે.

૨૪૬૭. કચ્છી દશા ઓશવાળ અને કરાડ એ બે જ્ઞાતિઓ વચ્ચે સં. ૧૯૨૫ માં મુંબઈની

હાઈકોર્ટમાં કેસ લડાયો. આ જ્ઞાતિઓ અનુક્રમે જૈન અને મહેશ્વરી-હિન્દુ ધર્મ પાળતી, છતાં બન્ને વચ્ચે સામાજિક સંબંધો ચાલુ હતા. સં. ૧૮૭૧ માં તેમની વચ્ચે કેટલીક સમજૂતિઓ પણ થયેલી. કરાડ જ્ઞાતિ મોટી જ્ઞાતિ સાથે હળીમળીને રહેતી. જ્યારે એ જ્ઞાતિએ દશાઓની સામાજિક મિલકતોમાં હક્કો માગ્યા ત્યારે તેમની વચ્ચે ઘર્ષણ થયું. કેસમાં કરાડજ્ઞાતિના આગેવાનો પ્રેમજી લધા, લખમશી રવજી, લખમશી શિવજી વાદી હતા. પ્રતિવાદી તરીકે દશા જ્ઞાતિના અગ્રેસરો હરભમ નરશી નાથા, માણુ તેજશી, ત્રીકમજી વેલજી, કેશવજી નાયક, ધેલાભાઈ પદમશી, વર્ધમાન પુનશી, પત્રામલ રતનશી, નાગશી સોટે અને ચત્રભૂજ આશારીઆ હતા. આ કેસ પાછળ રૂ. ૨૦૦૦૦૦નું પાણી થયુ.

૨૪૬૮. બીજે જ વર્ષે—એટલે કે ૧૬ મી ડીસેમ્બર ૧૮૭૦ માં ઘરમેળે સમાધાન કરીને કેસ પાછો ખેચી લેવામા આવ્યો. ગચ્છનાયક રત્નસાગરસૂરિના ઉપદેશથી કરાડ જ્ઞાતિએ જૈનધર્મ સ્વીકારતાં તેને દશા જ્ઞાતિમાં ભેળવી દેવામાં આવી અને એ રીતે ઝગડાનો યથોચિત અંત આવ્યો.

૨૪૬૯. નાગર વાણિઆઓની બાબતમા ઉપર્યુક્ત બાબતથી ભિન્ન પરિણામ આવ્યું. જૈન મહાજનની ૮૪ જ્ઞાતિઓમાં નાગર પણ એક જ્ઞાતિ હતી, મેરુતુંગસૂરિએ અનેક નાગરોને જૈનધર્મી બનાવ્યા હતા એ વિશે આગળ સપ્રમાણ ઉલ્લેખ કરી ગયા છીએ. અંચલગચ્છની જેમ અન્ય ગચ્છો પણ નાગરોના પ્રતિબોધકો હતા. પરંતુ કાળક્રમે જૈન નાગરોની સંખ્યા ઘટતી ગઈ વલ્લભ સંપ્રદાયની અસરથી જૈન નાગરો મોટી સંખ્યામાં ધર્મપરિવર્તન કરી ગયા. છેલ્લે વડનગરમાં સં. ૧૯૩૦-૪૦ માં આ જ્ઞાતિના માત્ર ૨૦-૩૦ કુટુંબો જ રહ્યા. આ સ્થિતિમાં વૈષ્ણવ નાગરોએ એમને સંભળાવી દીધું કે કંઠી નહીં બાંધો તો કન્યાની લેવડ-દેવડ બંધ થશે. જૈન નાગરોએ આથી અમદાવાદના સંઘને વિનતિ કરી કે તેમને જૈન જ્ઞાતિ સાથે ભેળવી દેવામાં નહીં આવે તો ધર્મત્યાગ કરવાની ફરજ પડશે. અમદાવાદના સંઘમાં આ પ્રશ્ન ખૂબ ચર્ચાયો. જૈન હોવા છતાં સંઘે જ્ઞાતિ બંધનને વધુ વજન આપ્યુ અને પરિણામે જૈન નાગરોએ પરાધીન દશામાં કંઠી બાંધી. એ પછી સદા માટે નાગરો જૈન સંઘમાંથી નીકળી ગયા.

૨૪૭૦. સં. ૧૯૩૭ માં મુંબઈની કોર્ટમાં શ્રી અનંતનાથ જિનાલયના વહીવટ સંબંધમાં કેસ લડાયો. વાદીઓ ઠાકરશી દેવરાજ, ભારમલ રતનશી, આસપાલ મુલજી, હીરજી હંસરાજ અને નાગશી લધા હતા. પ્રતિવાદીઓ હરભમ નરશી, કેશવજી નાયક, ધેલાભાઈ પદમશી, કુંવરજી જીવરાજ, ઉમરશી વેલજી અને મેગજી જેઠા હતા. વાદીઓ અને પ્રતિવાદીઓ એકજ જ્ઞાતિના હતા. વાદીઓએ ટ્રસ્ટનાં નાણાંનો ઉપયોગ અંગત કાર્યોમાં કર્યો હોવાનો પ્રતિવાદીઓ પર આરોપ મૂક્યો અને પરિણાને અનેક તથ્યો પ્રસિદ્ધિમાં આવ્યા તેમજ અનેક એકરારો થયા. જ્ઞાતિના અગ્રેસર હરભમ નરશી નાથાએ બચાવમાં જણાવ્યું કે—'કેશવજી નાયક, ધેલાભાઈ પદમશી, અને મજકૂર ત્રીકમજી વેલજી અને જીવરાજ રતનશીએ આ પ્રતિવાદી તથા તેના ભાગીઆ પાસેથી રૂ. ૨૪૮૨૬૩-૩-૬ અગર તેનો કોઈ પણ ભાગ વસૂલ ન કર્યો તેમા તેઓએ કંઈ દગો કર્યો નથી. આ પ્રતિવાદી ધારે છે કે મજકૂર પ્રતિવાદી કેશવજી નાયક અને ધેલાભાઈ પદમશી અને મજકૂર ત્રીકમજી વેલજી અને જીવરાજ રતનશીએ આ પ્રતિવાદી તથા તેના ભાગીઆ સામે તેનાં નાણાં વસૂલ કરવાને સારૂં કંઈ કાયદેસર ઈલાજ ન લીધા. તે કામ તેઓએ નાતની મરજી પ્રમાણે કર્યું છે. કેમકે આ પ્રતિવાદીના વડવા મજકૂર નરશી નાથાને અને પાછળ થનારને આ નાત મોટી આબરૂ અને માનતા સાથે જોતી હતી. કારણ કે-મજકૂર નરશી નાથાએ નાતની મોટી સેવા બજાવી હતી અને તેથી નાતની મરજી હતી કે આ પ્રતિવાદી તથા તેના ભાગીઆ પર તેમની પડતી દશામાં કંઈ પણ કાયદેસર ઈલાજ લેવા નહીં,' (તા. ૨૬-૧-૧૮૮૨). આ કેસમાં અપ્રત્યક્ષ રીતે

સામાજિક અને ધાર્મિક હિતો અથડામણમાં આવ્યાં. જસ્ટીસ સ્કોટે તા ૨૭-૬-૧૮૮૪ માં કેસનો ફેસલો કર્યો તેમાં એ વિશે વિશદ છણાવટ કરી.

૨૪૭૧. સં. ૧૯૫૦ માં મુંબઈની હાઈકોર્ટમાં બ્રાહ્મણોના હક્ક સંબંધક કેસ લડાયો. મુંબઈમા કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિની મહાજનવાડીમાં બ્રાહ્મણોને જમણવારોનો હક્ક આપવો જોઈએ નહી એમ વાદીઓનુ મંતવ્ય હતુ. પ્રતિવાદીઓએ જણાવ્યુ કે બ્રાહ્મણો નાતને પ્રાચીન કાળથી વળગેલા છે. તેમને નાતના ભાગ તરીકે ગણવામાં આવ્યા છે. તેઓ હક્ક તરીકે જમણવારમા હાજર રહેતા. આ બ્રાહ્મણો જન્મથી મૃત્યુ સુધીની અનેક ક્રિયાઓ કરતા હોઈને નાતને જરૂરના છે જ્ઞાતિના અગ્રેસરો અભેચંદ રાઘવજી અને ઘેલાભાઈ પદમશી એ વિચારના હતા. તેમની વિરૂદ્ધ નરશી કેશવજી અને કુંવરજી જીવરાજ હોઈને આ કેસ ઘણી ઉગ્રતાથી લડાયો. એક જ જ્ઞાતિના આગેવાનો સામે સામે હોઈને જ્ઞાતિમાં કડવાશ ખૂબ જ વધી ગઈ. ખટાઉ હીરજી, ફકીરચંદ પ્રેમચંદ વિગેરે અન્ય જ્ઞાતિઓના આગેવાનોએ પણ પોતાની જુબાની આપી. મહીમાસાગર શિ નયસાગરે પણ શાસ્ત્રના પૂરાવાઓ રજૂ કર્યા. તા ૩૧-૫-૧૮૯૫ માં કેસનો ફેંસલો થયો અને હુકમનામુ વાદીઓની તરફેણમાં આવ્યું. એ પછી મહાજનવાડીમાં બ્રાહ્મણોને જમાડવાનો હક્ક અમાન્ય થયો પ્રાચીન પ્રણાલિકાનો આથી સમયોચિત અંત આવ્યો.

૨૪૭૨. દેવકરણ મુલજી તથા દેવશી દયાલચંદે વડી અદાલતમાં એફીડેવીટ કરી કે દશા તથા વીશા ઓશવાળો જૈન સંઘમાં નથી. આ અપમાનસૂચક બાબતના પ્રતિકારરૂપે બન્ને જ્ઞાતિએ મળીને નક્કી કર્યું કે જ્યાં સુધી એનો સંતોષકારક નિવેડો ન આવે ત્યાં સુધી ટીપોમાં કાંઈ ભરવુ નહીં. જો અગાઉ રકમ ભરી હોય અને ચૂકવી ન હોય તો તે પણ આપવી નહીં. (ઠરાવ તા ૧૧-૧૧-૧૯૨૫)

૨૪૭૩. શ્રી અનંતનાથ ટ્રસ્ટના સાધારણ ખાતા પર બોજો વધતાં દેરાસરનાં નાણા ઉછીના લઈ ખાધ પૂરવામાં આવી. રકમ રૂ. ૫૦૦૦૦) થી ઉપર જતાં પ્રશ્ન વિકટ બન્યો મુંબઈની વરિષ્ટ અદાલતે ચૂકાદો આપતાં જણાવ્યુ કે મજકૂર મિલકત ખરીદવામા આવી ત્યારથી જ તે સાધારણ ખાતાની હતી. એને દેવદ્રવ્યમા લઈ જવાની જરૂર નહોતી પણ વચગાળામાં એવુ બન્યુ હોય તેથી સાધારણ દ્રવ્યમાં તેને લઈ જતા રોકી શકાય નહી, એટલુ જ નહી પણ એ જ યોગ્ય માર્ગ છે. દેવદ્રવ્ય કે તેની આવકને સાધારણ દ્રવ્યમા પલટાવવાનો અહીં પ્રશ્ન જ નથી વસ્તુત જે મિલકત સાધારણમાંથી ખરીદાય છે અને જેની આવકનો ઉપયોગ પણ સાધારણ દ્રવ્ય તરીકે જ થયેલો તેને એના મૂળ સ્વરૂપમાં આણવાનો આ પ્રશ્ન હતો છતાં આ પ્રશ્ને વિવાદનું સ્વરૂપ ધર્યું. દેવદ્રવ્યનો દુરૂપયોગ ન થયો જોઈએ-એનો મર્યાદાપૂર્વક ઉપયોગ થવો જોઈએ, એ બધુ સમજાય છે પણ જેની ઉપર વચગાળાના સમયમાં દેવદ્રવ્યની છાપ પડી હોય તેને કાયમી ગણવાના આગ્રહને અદાલતે નિરર્થક ગણ્યો ચૂકાદામાં ન્યાયમૂર્તિ બ્લેગ્ડને એ પ્રશ્ન વિગતવાર છણ્યો છે. ખરી રીતે આવા બધા પ્રશ્નો તટસ્થભાવે સંઘહિતની દૃષ્ટિએ જ ચર્ચાવા જોઈએ અને એક અદાલની નિર્ણય જેટલી સંભાળથી તેનો નિર્ણય થવો જોઈએ. આવા મહત્ત્વના પ્રશ્નો અભિનિવેશ કે આગ્રહાતિશયથી ખરડાય તો એ સમાજનુ દુર્દૈવ જ ગણાય! ('જૈન' તા. ૩-૯-૧૯૪૪).

### કચ્છમાં સદાગમ પ્રવૃત્તિનો ઉદય

૨૪૭૪. આ અરસામાં સદાગમ પ્રવૃત્તિનો ઉદય થયો. તેના પ્રણેતા હતા હેમરાજભાઈ. એમના પ્રયાસોને પરિણામે શતાબ્દી પહેલા કચ્છમાં સાંસ્કૃતિક પ્રવૃત્તિનાં વહેણો વહેતાં થયાં. સં. ૧૮૯૨ ની ગુરુપૂર્ણિમાના દિવસે વીશા ઓશવાળ ભીમશીભાઈના પત્ની ઉમાબાઈની કૂખે એમનો કોડાયમા જન્મ થયો. એમનાં લગ્ન રાજબાઈ સાથે થયાં. એમનો તેજશી નામે પુત્ર થયો.

૨૪૭૫. કચ્છમાં તે વખતે કેળવણી કે સાંસ્કૃતિક પ્રવૃત્તિ માટે વ્યાસપીઠ નહોતુ. આ કાર્યની પૂર્તિ એમણે તેમના બંધુ હંસરાજભાઈ, દેવજી લખમણ, માલશી ભોજરાજના સહકારથી કરી. સદાગમ પ્રવૃત્તિના ભાગરૂપે તેમણે સં. ૧૯૨૭ ના જેઠ સુદી ૪ ને મંગળવારે અવઠંભશાળાની યોજના ઘડી. સં. ૧૯૨૮ માં શાળાની શરુઆત થઈ. હેમરાજભાઈ એ વિશે નોંધે છે કે—'સં. ૧૯૨૮ ના વર્ષે મિતિ ભાદરવા વદિ ૪ દિને વિચાર કરીને એક મહાન અવઠંભ કર્યુ છે, જે હરકોઈ આત્માર્થી પુરુષ નિર્પક્ષી યોગ્ય જીવન હોય તે અત્ર આવીને શાલામાં બેસીને એકાંત આત્મસાધન કરે, જ્ઞાન શીખવાનો ઉદ્યમ કરે...'

૨૪૭૬. સં. ૧૯૨૯ ના વૈશાખ સુદી ૧૦ ને બુધવારે શ્રી વીરપ્રભુનાં જિનાલયની યોજના તેમણે વિચારી. મિત્રોનો સાથ મળતાં તે સાકાર થઈ. સં. ૧૯૩૦ ના ફાગણ વદિ ૭ ને મંગળવારે હેમરાજભાઈએ સદાગમ પ્રવૃત્તિનો પ્રારંભ કર્યો. આ પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે મુમુક્ષુઓ કુટુંબની જેમ સાથે હળી મળીને જ્ઞાન–ધ્યાન–ચિંતન કરી શકે, નિવૃત્ત જીવન જીવી આત્મસાધના કરી શકે.

૨૪૭૭. જૈન ધર્મના બહુમૂલ્ય ગ્રંથ લુપ્તપ્રાયઃ થતા જતા જોઈને તેમજ વિદ્યાની ઓટ થતી જાણીને હેમરાજભાઈએ એ દિશામાં પ્રયત્નો કરવાનુ પણ વિચાર્યું. તેઓ જણાવે છે—'ત્યાં પહેલો પ્રયત્ન એ કરવાનો છે કે એક મોટી જૈન પાઠશાળા સ્થાપવી જેની અંદર એક સર્વ શાસ્ત્ર શિખવી શકે એવો પંડિત રાખવો, અને બીજો પ્રયત્ન એ કરવાનો છે કે વર્તમાન કાળમા જે સૂત્ર, પંચાગી, પ્રકરણો, ચરિત્રો વિગેરે શાસ્ત્રો વર્તે છે તે બધા એકત્ર સંગ્રહ કરી મોટો જ્ઞાનભંડાર કરાવવો.' સં. ૧૯૩૨ માં જ્ઞાનભંડાર માટે ફન્ડ એકત્રિત કરી વિશાળ પાયા પર ભંડાર તૈયાર કરાવ્યો. એમના ભગીરથ પ્રયાસોના ફળસ્વરૂપે એ ભંડાર સમૃદ્ધ થયો. જેસલમેર, પાટણ, ખંભાત, લીંબડી પછી કોડાયના ભંડારનું સ્થાન છે. આ ભંડારને લીધે જ કોડાયનુ નામ વિદ્વત્સમાજમાં સવિશેષ જાણીતુ થયુ. સં. ૧૯૩૫ માં તથા સં ૧૯૪૧ ના શ્રાવણ વદિ ૧૧ ને રવિવારે ઉક્ત સંસ્થાઓના વિકાસ માટે નાણાંની ટહેલ નાખી, જે સમાજે ઝીલી લીધી. સારી રકમ પ્રાપ્ત થતાં અનેક ગ્રંથો લિપિબદ્ધ કરી શકાયા. કોડાયની પાંજરાપોળ માટે પણ એમણે પ્રયાસો કર્યા. એ પછી સમગ્ર કચ્છમાં સદાગમ પ્રવૃત્તિની અસર ફેલાઈ વળી.

૨૪૭૮. હેમરાજભાઈ સં. ૧૯૪૪ ના આષાઢ વદિ ૬ ના દિને વડોદરામાં મૃત્યુ પામ્યા એમનાં પત્ની રાજબાઈ પણ એ પછી ટૂંકમાં વિદાય થયાં. સદાગમ પ્રવૃત્તિમાં એમનો ફાળો નાનોસૂનો નહોતો. સં. ૧૯૪૫ માં તેમણે બે હજાર કોરી સંસ્થાને ચરણે ધરેલી.

૨૪૭૯. કચ્છની અંધકારરૂપ સાંસ્કૃતિક પ્રવૃત્તિમાં હેમરાજભાઈએ જ્ઞાનના દીવડાઓ પ્રકટાવ્યા. તેઓ કચ્છ માટે મોટો વારસો મૂકી ગયા છે. અહીં આવવા તેમણે અનેક જ્ઞાન–પિપાસુઓને આકર્ષ્યા છે. એમણે ઉપાડેલી પ્રવૃત્તિએ સમગ્ર કચ્છ પર અસર જમાવી હોઈને, કેટલાક એ સહી શકયા નહીં. કેટલાકે એમને શાસનદ્રોહી પણ કહ્યા. જ્ઞાન પ્રસારનું કાર્ય શ્રમણો જ કરી શકે એ વિધાન નૂતન વિચારધારાને અમાન્ય હોઈને એ બધો વિરોધ સમય જતાં આપોઆપ શમી ગયો. બીજું, સદાગમ પ્રવૃત્તિથી ઘડાયેલા અનેકે પોતાનાં કાર્ય તેમજ વ્યક્તિત્વથી સમાજમાં એવું તો આદરણીય સ્થાન મેળવી લીધુ કે એ પ્રવૃત્તિનું મૂલ્ય સમજવામાં લોકોને કોઈનું સાંભળવાની જરૂર ન રહી. કોડાયમા પોતાના વ્યક્તિત્વનુ ઘડતર કરી ગયેલાં રત્નોમાં માલશી ભોજરાજ, દેવજી લખમણ, શિવજી દેવશી, રાણબાઈ હીરજી, પાનબાઈ ઠાકરશી માટે જુઓ—'કચ્છ કોડાયની કલ્પ લતા.' એ ગ્રંથમાં શિવજીભાઈએ 'કોડાયમાં જે જાય તે હેમાપંથી થાય,' એવી જાણે–અજાણે થયેલા વિરોધીઓની ઉક્તિનો આ પ્રમાણે જવાબ વાળ્યો છે.

'હેમાપંથની વાત કરનાર કેવા પામર છે, કેવા અજ્ઞાની અને કેવા બાલિશ છે તે સમજાતું નથી. નથી હેમરાજભાઈનું ચરિત્ર, નથી તેમનાં બાળપણની વિગતો, નથી તેમની નોંધપોથી, નથી તેમનાં જીવનની વિગતો, નથી નાનકડો ફોટો, નથી કોઈ મૂર્તિ, નથી કોઈ સ્મારક, નથી કોઈ સમાધિ. હેમાપંથ સ્થાપનાર તો આવાં ઘણાં ઘણાં ધતિંગો કરીને જગતને આંજી શકત તે તો સાચા જ્ઞાની હતા. પ્રતિષ્ઠા કે કીર્તિના પૂજારી નહોતા. સાચા કર્મવીર હતા. પુસ્તકનાં પાનાંમાં પ્રકાશવા કરતાં હજારોનાં હૃદયોમાં તેઓ પ્રકાશતા હતા. તેથી જ તેઓ ક્રાંતિકારી અને સાચા શાંતિકારી હતા.'

## જૈન શ્રુત પ્રસારક શ્રાવક ભીમશી માણેક

૨૪૮૦. દશા ઓશવાળ, મજલ રેલડીઆના વતની ભીમશી માણેકે જૈન શ્રુત પ્રસારક તરીકે અજોડ કીર્તિ પ્રાપ્ત કરી છે. તેઓ માત્ર સાહિત્ય પ્રકાશક જ નહોતા, વિવિધ શાસ્ત્રોના સારા અભ્યાસી પણ હતા. પોતાની કારકિર્દીની શરૂઆત તેમણે વ્યવસાયક્ષેત્રે કરેલી. માલશી શિવજીની પેઢીમાં તેઓ ભાગીદાર હતા એ પેઢી ખોટમાં જતાં તેમણે કુવરજી ભીમશીનાં નામે વ્યાપાર શરુ કર્યો. તેમાં પણ ખોટ આવતાં તેમણે ગ્રંથ-પ્રકાશક તરીકેની કારકિર્દીનો આરંભ કર્યો.

૨૪૮૧. તેમણે સં. ૧૯૨૧માં મુદ્રાના કેશવજી નામના શ્રાવકને પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો ખરીદવા પૂર્વ પ્રદેશોમાં મોકલ્યો. કેશવજી ગુજરાત, મારવાડ, કાશી વિગેરે પ્રદેશો ફરીને રૂ. ૧૦૦૦૦)ના ગ્રંથો ખરીદી એક વર્ષે પાછો આવ્યો. એ બધા ગ્રથોનું અધ્યયન કરી ભીમશી માણેકે તે પ્રકાશિત કરવાની યોજના ઘડી. કેશવજી નાયકનો સાથ મળતાં તેઓ ગ્રંથ પ્રકાશનનાં કાર્યમા સફળ થયા. મોહનલાલ દલીચંદ દેશાઈએ 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' પ્રક. ૩ માં ભીમશી માણેકનાં કાર્યો વિશે મનનીય લેખ રજૂ કર્યો છે, જેનું અવતરણ ઉધ્ધૃત કરવું પ્રાપ્ત થાય છે

૨૪૮૨. 'તાડપત્ર પછી લૂગડા પર ને કાગળ પર હાથેથી લખવાની કળા અઢારમા શતક સુધી કાયમ રહી. ઓગણીસમી સદીમાં શિલાછાપનો પ્રચાર થતાં તેમાં થોડાં રાસ-ચોપઈ-પૂજા આદિ છપાયાં. પછી વીસમી સદીમા મુદ્રણકલાનો વિશેષ આવિષ્કાર થયો ને તે કલાનો આશ્રય લઈ ધર્મપુસ્તકો છપાવવામાં પહેલ કરનાર કચ્છી બંધુ શા ભીમશી માણેક હતા તેમણે એક લાખ રૂપીઆના ખર્ચે "પ્રકરણ રત્નાકર" ચાર ભાગમાં છાપવાની યોજના કરી. તેનો પ્રથમ ભાગ સં. ૧૯૩૨ જેઠ સુદ ૨ ગુરુવારે "નિર્ણયસાગર" નામના મુબઈના પ્રસિદ્ધ મુદ્રાયત્રમા છપાવી પ્રસિદ્ધ કર્યો પ્રસ્તાવનામાં એ પણ જણાવ્યું કે "એવા વખતમાં (કાલાંતરે લખવાની મહેનતને લીધે ગ્રથો લખવાનો વ્યાપાર ઓછો થવા લાગ્યો તે સમયમા) વર્ત્તમાન કાલાશ્રિત યુક્તિપૂર્વક જ્ઞાનરક્ષા અથવા વૃદ્ધિના જે જે સાધનો હોય, તેઓનું ગ્રહણ કરીને તેના ઉપયોગ વડે એ શુભ કૃત્ય કરવામા કાંઈ પણ પ્રમાદ કરવો નહી. ચાલના સમયમાં જ્ઞાનવૃદ્ધિનું સર્વોત્કૃષ્ટ સાધન મુદ્રાયત્રકલા છે. એ કલાનો મૂલ પાયો જો કે યુરોપ દેશમાં અન્ય ધર્મીઓના હાથથી પડ્યો છે, તો પણ તે સર્વ લોકોને અતિ ઉપયોગી હોવાથી તેનો તિરસ્કાર ન કરતાં, સર્વ જ્ઞાનની વૃદ્ધિની ઇચ્છા કરનારા મનુષ્યોએ અગીકાર કરવો જોઈએ. હરેક સર્વોપયોગી વસ્તુની ઉત્પત્તિ ગમે ત્યાં થઈ હોય, તો પણ તેને નિષ્પક્ષપાતથી ગ્રહણ કરી લેવી એ નીતિ છે. માટે પુસ્તક મુદ્રિત કરવાની અતિ ઉત્કૃષ્ટ અને સહુથી સહેલી રીતને ન ગ્રહણ કરવાને લીધે જ્ઞાનની ન્યૂનતારૂપ મહા હાની કરી લેવી નહીં. પણ જેમ બને તેમ જ્ઞાનની વૃદ્ધિના સાધનોને ઉપયોગમા આણીને તે ઉદ્યોગનો આરભ કરવો, તેમાં કાંઈ દોષ નથી પણ મહોટો પુણ્યાનુબંધી પુણ્ય છે. કેમકે સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરીએ તો એથી જ્ઞાનનો વિનય થાય છે, કારણ કે મોટા શ્રમેથી પરોપકાર બુદ્ધિથી પૂર્વાચાર્યોએ જે ગ્રથો કરેલા છે, તેને

અપમાન આપી કોઈને ઉપયોગમાં પણ ન આવે એવી રીતે છાના રાખી મૂકવા કરતાં બીજું વધારે રૂડું કામ કોઈ પણ જણાતુ નથી. મારા વિચાર પ્રમાણે તો જે તે પ્રકારે ગ્રંથો છપાવીને પ્રસિદ્ધ કરવા જોઈએ, જેથી અનેક ભવ્ય જીવો જ્ઞાનને પામે અને જ્ઞાનની વૃદ્ધિ થાય કેમકે એક વખત છપાઈ ગયેલો ગ્રંથ હમેશ કાયમ રહે છે; તેનો ઘણા કાલ સુધી વિચ્છેદ થતો નથી, કારણ કે જે ગ્રંથોની ઘણી પ્રતો પ્રસિદ્ધ થઈ હોય, તે બધી ઘણા કાળ સુધી નાશ થાય નહીં. તેમ છતાં જે અલ્પ બુદ્ધિવાળા, અવિચારીઓ એ કૃત્યનો ધિક્કાર કરે છે, તેઓ મૂર્ખ, જ્ઞાનના દ્વેષી અને અજ્ઞાની જાણવા. એવા મનુષ્યોની કાંઈ પણ પરવા ન કરતા મે આ મોટુ પુસ્તક છાપવાનો આરંભ કરીને તેનો પહેલો ભાગ સમાપ્ત કર્યો છે, અને બાકીના ત્રણ ભાગ પણ જ્ઞાનીની કૃપાથી કોઈ વિઘ્ન ન પડતાં સમાપ્ત થાઓ તથાસ્તુ."

૨૪૮૩. 'આ છપાવવામાં શેઠ કેશવજી નાયકે મુખ્યપણે અને રાવબહાદુર લક્ષ્મીપતિસિંહજીએ તથા અન્યે સહાયતા આપી હતી. ને આં. મુનિ મહિમાસાગરે અને વિવેકસાગરસૂરિએ તથા સુરતના મુનિ હુકમચંદે, શાંતિસાગરજીએ, વિજયધરણેન્દ્રસૂરિએ ઉત્તેજના આપી આશ્રય અપાવ્યો હતો'

૨૪૮૪. 'ભીમશીએ ૧૯૩૩ના પોષમાં અને ૧૯૩૪ના પોષમાં પ્રકરણ રત્નાકર બીજો અને ત્રીજો ભાગ અનુક્રમે "નિર્ણયસાગર"માં જ છપાવી પ્રસિદ્ધ કર્યાં. તેનો ચોથો ભાગ સં. ૧૯૩૭માં પ્રગટ કર્યો પણ તે પહેલાં પાંડવચરિત્રનો બાલાવબોધ, સાર્થ પ્રતિક્રમણસૂત્ર, વિવિધ પૂજા સંગ્રહ, સમ્યક્ત્વમૂલ બાર વ્રતની ટીપ તથા રાય ધનપતિસિંહજી તરફથી સૂયગડાંગ સૂત્ર મૂલ તથા દીપિકા અને ટબા સહિત છપાવી નાખ્યાં. પુસ્તક છપાવવામા જ્ઞાનની આશાતના થાય છે એ જાતનો વિચાર સાધુ અને શ્રાવકોના મોટા સમૂહમાં પ્રવર્તતો હતો તેવા કાળે છપાવવાની પહેલ કરવી એ સાહસ હતું; છતા તેમ કરવામાં પોતાનો નમ્રભાવ અને પોતાનો ઉચ્ચ ઉદ્દેશ પોતે નીચેના જે રૂપમાં પ્રકટ કર્યો તે ધ્યાન ખેંચે તેવો છે—

૨૪૮૫ "હાલના સમયમાં ગ્રંથોનો જીર્ણોદ્ધાર કરવાના જેવાં સાધનો મલી આવે છે તેવાં આગળ કોઈ વખતે પણ નહોતાં. પહેલાં પ્રથમ ગ્રંથોનો જીર્ણોદ્ધાર તાલપત્ર ઉપર થયેલો દેખાય છે, ને ત્યાર પછી કાગળ ઉપર થયો છે, તે અદ્યાપિ સિદ્ધ છે. પરંતુ તે હસ્તક્રિયા વિના યંત્રાદિકની સહાયતાથી થયેલો નથી. ને હાલ તો મુદ્રાયંત્રની અતિ ઉત્કૃષ્ટ સહાયતા મળી આવે છે, તેનો ઉપયોગ કરવાનું મૂકી દઈને આળસ કરી બેસી રહેશું તો ગ્રંથો કેમ કાયમ રહેશે? હાલ વિદ્યાભ્યાસ કરીને નવા નવા ગ્રંથોની રચના કરવી તો એક કોરે રહી, પણ છતી શક્તિએ પુરાતન ગ્રંથોની રક્ષા કરવાનો યત્ન નહી કરશું તો આપણે જ જ્ઞાનના વિરોધી ઠરશું. કેમકે જે જેની રક્ષા કરે નહીં તે તેનો વિરોધી અથવા અહિતકર હોય છે, એ સાધારણ નિયમ આપણી ઉપર લાગુ પડશે.

૨૪૮૬. "શ્રાવક ભાઈઓ, પુરાતન ગ્રંથોનો જીર્ણોદ્ધાર કર્યાથી તે ગ્રંથોનુ અવલોકન થશે, પ્રયાસ વિના કેટલાએક વિદ્યાભ્યાસ થશે, રસ ઉત્પન્ન થઈને જ્ઞાન સંપાદન કરવાની અંતઃકરણમાં ઉત્કંઠા થશે. શુદ્ધ ધર્મ ઉપર પ્રીતિ વધશે, અભિરુચિ એટલે પુનઃ પુનઃ જ્ઞાન મેળવવાની ઇચ્છા થશે, અને ઉદ્યોગ પ્રમુખ સર્વ જ્ઞાનના સાધનો તો સહજ પ્રાપ્ત થશે. ઉદ્યોગ એ સર્વ પદાર્થ મેળવવાનુ અથવા વૃદ્ધિ કરવાનું મુખ્ય સાધન છે; પરંતુ એકલા ઉદ્યમથી જ કાંઈ થઈ શકતું નથી તેની સાથે દ્રવ્યની પણ સહાયતા જોઈએ છે. દ્રવ્ય જે છે તે સર્વોપયોગી પદાર્થ છે. માટે દ્રવ્યવાન પુરુષોએ અવશ્ય એ કામ ઉપર લક્ષ દેવું જોઈએ. કેમકે તેઓની એ ફરજ છે કે જેમ બને તેમ જ્ઞાનની વૃદ્ધિ કરવી જોઈએ. તે આ પ્રમાણે—સારા સારા પંડિતોની મારફતે પ્રાચીન ગ્રંથો સુધારી લખાવી અથવા છપાવીને પ્રસિદ્ધ કરવા. તેનો ભાવિક લોકોને અભ્યાસ કરાવવો, ઈત્યાદિક શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે સર્વ પ્રકારે જ્ઞાનની

વૃદ્ધિ કરવી. એવા હેતુથી જ મેં આ ગ્રંથો છપાવવાનું કામ હાથમાં લીધું છે.” ( પ્રકરણ રત્નાકર ભા. ૨. પ્રસ્તાવના ).

૨૪૮૭. ‘વિશેષમાં, છપાયેલા ગ્રંથો વિશેષ લોકપ્રિય બને તે માટે શાસ્ત્રી લિપિ રાખી સુંદરમાં સુંદર ટાઈપમાં, મોટા સુવાચ્ય વર્ણોમાં, પાકા પુંઠાવાળા દળદાર આકારમાં પ્રકરણ રત્નાકરના ચાર ભાગ, સૂયગડાંગ આદિ આગમો પણ, જૈન કથારત્ન કોશના કરવા ધારેલા પંદર ભાગો પૈકી આઠ ભાગ—એ સર્વ લોકો સમજી શકે તેવી ભાષામા કરેલા અનુવાદ સહિત બહાર પાડયે ગયા. પરિણામ ધારેલું આવ્યુ. બહોળો પ્રચાર થયો, ધર્મજ્ઞાન લોકોમાં વધતુ ગયું. આ રીતે આ શ્રાવક ભાઈએ સાહિત્યવૃદ્ધિ કરી લોકોપકાર કર્યો છે, કારણ કે વર્ત્તમાન જૈનોમાં કાંઈક પણ જાગૃતિ–બોધ આપવાની શરુઆત કરનાર એમના છપાવેલા ગ્રથો ગણી શકાય. તેઓ સ. ૧૯૪૭ના જેઠ વદ ૫ ગુરુને રોજ સ્વર્ગસ્થ થયા. એ ભાઈને આયુષ્યે વિશેષ યારી આપી હોત, તો તે ખચીત જૈન કોમ ઉપર વિશેષ ઉપકાર કરી શકત. તેઓનો દેહ છૂટયા પછી પણ તેમની પેઢી તરફથી યોગશાસ્ત્ર, હરિભદ્રાષ્ટકાદિ પુસ્તકો મૂળ અને અનુવાદ સહિત બહાર પડયાં છે. વળી તેમણે ગૂજરાતી રાસ, ચોપાઈ આદિ પણ પ્રકટ કર્યાં છે.’

૨૪૮૮. ભીમશી માણેકે ૩૦૦ થી અધિક ગ્રથોનુ પ્રકાશન કર્યું હતુ તેઓ કહેતા—‘જ્યાં સુધી મારું શરીર વિદ્યમાન રહેશે ત્યાં સુધી હું જૈન ગ્રથો છાપ્યા સિવાય બીજો કોઈ ઉદ્યોગ કરનાર નથી.’ પોતાનું વચન તેમણે જિંદગીના છેલ્લા શ્વાસ સુધી પાળ્યું ! તેઓ નિ:સંતાન હતા, તેમજ એ પછી કોઈ સમર્થ સાહિત્ય–પ્રકાશક અનુગામી પણ ન પાકયો તે જૈન શાસનનું દુર્દૈવ ગણાય. અચલગચ્છ તો તેમને કદિય ભૂલી ન શકે. ગચ્છાચાર્યો રચિત ગ્રથો તેમજ પટ્ટાવલી તેમણે સૌ પ્રથમ પ્રકાશિત કરી ગચ્છની સાહિત્ય–પ્રવૃત્તિનો સૌને પરિચય કરાવ્યો પાશ્ચાત્ય વિદ્વાનોને ભીમશીના ગ્રથો દ્વારા જ અંચલ-ગચ્છના ઇતિહાસનો બહુધા પરિચય મળેલો.

## સર વશનજી ત્રીકમજી નાઈટ

૨૪૮૯. જૈન સમાજમાં ‘સર’ નો ઇલ્કાબ મેળવનાર તેઓ પ્રથમ હતા તદુપરાત સમાજે એમને ‘સખાવતે મશહુર’ ના બિરુદથી ભારે નવાજ્યા છે. જૈન સમાજને અર્વાચીન યુગને અનુરૂપ નેતૃત્વ પૂરું પાડનારા આગેવાનોમાં તેઓ મોખરે હતા પ્રેમચંદ રાયચંદ પછી સર વશનજીએ પોતાનાં કાર્યો દ્વારા નવી દિશાઓનુ સૂચન કરેલું.

૨૪૯૦. સુથરીના દશા ઓશવાળ, લોડાયા ત્રીકમજી મૂલજી દેવજીનાં પત્ની લાખબાઈની કૂખે સં. ૧૯૨૨ માં જ્યેષ્ટ માસમાં એમનો જન્મ મુબઈમાં થયો હતો છટ્ઠે દિવસે માતાએ સૂતિકાગૃહમાં પ્રાણ છોડયો. એમના પિતામહ સં. ૧૮૯૦ માં ધધાર્થે મુબઈ આવેલા કેટલોક વખત કેશવજી નાયક સાથે ભાગમા વેપાર કરેલો. પરંતુ પાછળથી છૂટા થઈ સ. ૧૯૨૨ મા સ્વતત્ર પેઢી શરુ કરી.

૨૪૯૧ વશનજીભાઈને બાળપણથી જ ધાર્મિક સસ્કારો મળેલા એમના પિતામહ ધર્મનિષ્ટ હતા લક્ષ્મી પ્રાપ્ત થતા સ ૧૯૨૮ માં એમણે કેશરીઆજીનો મોટો સઘ કાઢી રૂ ૪૦૦૦૦) ધર્મ-કાર્યોમાં ખર્ચેલા દુર્ભાગ્યે વશનજીભાઈના પિતા સં. ૧૯૩૦ માં તથા પિતામહ સં. ૧૯૩૨ ના કાર્તિક વદિ ૧૧ના દિને મૃત્યુ પામતાં વ્યાપારનો ભાર બાળ વયમા એમના પર આવી પડયો, જે તેમણે લખમશી ગોવિંદજીના માર્ગદર્શન હેઠળ સફળતાપૂર્વક વહ્યો

૨૪૯૨. તેમણે સસારની ઘટમાળના વિવિધ પ્રસગોમાં સુખ–દુખના દ્વદ્વો જોયા. તેમનું પ્રથમ લગ્ન વાલજી વર્ધમાનના કુટુબની પુત્રી ખેતબાઈ સાથે થયું. તેમણે પ્રેમાબાઈ, લીલબાઈ અને હાંસબાઈને

જન્મ આપ્યો. ખેતબાઈનાં મૃત્યુ બાદ હરભમ નરશી નાથાની પુત્રી રતનબાઈ સાથે એમનું બીજું લગ્ન થયુ. તેમણે મેઘજી અને લક્ષ્મીને જન્મ આપ્યો. રતનબાઈ પણ મૃત્યુ પામતાં એમનું તૃતીય લગ્ન ઠાકરશી પસાઈઆની પુત્રી વાલબાઈ સાથે થયું, જેમણે બંકિમચંદ્રને જન્મ આપ્યો. પં. લાલન અને શિવજી દેવશી જેવા વિદ્વાનોએ એમનાં કુટુંબમાં શિક્ષણ અને સંસ્કારોનું સિંચન કર્યું.

૨૪૯૩. વસનજીભાઈની સખાવતોનો આરંભ બાલ્યવયથી જ થયેલો. સં. ૧૯૩૩ માં તેમનાં માતા અને દાદીમાનાં ઉજમણામાં તેમણે ખૂબ ખર્ચ કર્યો. સં. ૧૯૩૪ માં રતનશી દામજીના ભાગમાં રૂપિયા ૧૦૦૦૦) ને ખર્ચે સાંએરામાં શ્રી આદિનાથ જિનાલય બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠામાં રૂ. ૫૦૦૦) ખર્ચ્યા. સં. ૧૯૫૨ માં જ્ઞાતિબંધુઓની ગરીબાઈમાં ભાગ લેવા દોઢ વર્ષ સુધી ઓછા ભાવે અનાજની દુકાન કરી રૂ ૫૦૦૦) ની ખોટ સહન કરી આ કાર્યથી તેઓ ખૂબ પ્રશંસા પામ્યા. મુંબઈમાં મરકીનો ઉપદ્રવ થતાં બંદર ઉપર ચિકિત્સાલય ત્રણ વર્ષ સુધી ચલાવી. રૂ. ૪૦૦૦૦) ખર્ચ્યા છપ્પનીઆના ભયંકર દુષ્કાળ વખતે પોતાનાં વતન સુથરીમાં ઓછા ભાવે અનાજની દુકાન કરી. રૂ. ૧૫૦૦૦) નો ખર્ચ ગરીબો માટે કર્યો. બારસીમાં સ. ૧૯૪૮ માં શ્રી આદિનાથ જિનાલય કર્યું આકોલાનાં શ્રી આદિનાથ જિનાલયમાં પણ એમનો ફાળો મુખ્ય હતો. સં. ૧૯૫૮ માં તેની પ્રતિષ્ઠા થઈ. સુથરીમાં સદ્દગત પત્નીઓનાં નામથી ખેતબાઈ જૈન પાઠશાળા અને રતનબાઈ જૈન કન્યાશાળા સ્થાપી. પત્ની વાલબાઈનાં નામથી જશાપુરમાં જૈન પાઠશાળા સ્થાપી. સુથરીમાં વેરશી પાસુ પીર અને બીજાના ભાગમાં સાર્વજનિક ધર્મશાળા પણ બંધાવી.

૨૪૯૪. એમનાં લોકોપયોગી કાર્યોની કદર રૂપે સરકારે એમને સં. ૧૯૫૨માં જે પી. અને સં. ૧૯૫૫ માં રાવસાહેબનો ઇલ્કાબ આપ્યો. તેમજ સં ૧૯૬૪ માં તેમને ઓનરરી મેજીસ્ટ્રેટ નિયુક્ત કર્યા. સં. ૧૯૬૭ માં રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સને રૂ. ૨૨૫૦૦૦) ની નાદર રકમ અર્પણ કરી પોતાની સખાવતોમાં કલગી ઉમેરી. તે જ વરસે વિલાયત જઈ શહેનશાહના દરબારમાં હાજર રહેવાનું માન તેઓ પામ્યા. સરકાર તરફથી તા. ૨૦-૧૨-૧૯૧૧ માં નાઈટહુડનો ખિતાબ મળ્યો. વિલાયતથી વતનમાં પધારેલા ત્યારે તેમનું ભવ્ય સ્વાગત કરવામાં આવેલું, પરંતુ તેમણે પગે ચાલી સૌ પ્રથમ શ્રી અનંતનાથ જિનાલયમાં દર્શને પધારી વિનમ્રતા દર્શાવી.

૨૪૯૫ એમની સેવાઓ અનેકવિધ હોઈને તે વિશે અહીં વિસ્તાર થઈ શકે એમ નથી. નરશી નાથા ચેરીટી ફંડ, કુમઠા જિનાલય, પાલીતાણામાં વીરબાઈ પાઠશાળા તથા પોતાનાં નામથી અંકિત જૈન બોર્ડિંગ, મુંબઈની પાંજરાપોળ, શ્રી અનંતનાથ ટ્રસ્ટ, કચ્છની જૈન શાળાઓ, જૈન વિદ્યા પ્રસારક વર્ગ, પાલીતાણા, માંગરોળ જૈન સભા, ખોજા રીડીંગ રૂમ ઇત્યાદિ અનેક સંસ્થાઓમા એમણે સેવાઓ આપેલી. એ સંસ્થાઓના સ્થાપક, ટ્રસ્ટી, આજીવન સભ્ય કે સક્રિય કાર્યકર તરીકે તેમણે સુંદર કાર્ય કર્યું સર વશનજીના વિદ્યા પ્રેમનું જ્વલંત પ્રતીક રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સની લાયબ્રેરી છે, જે એમનાં નામથી ચાલે છે.

૨૪૯૬. એમની જ્ઞાતિમા સંપનું વાતાવરણ સર્જવા એમણે ભારે પ્રયાસો કરેલા મહાજનના અગ્રણી તરીકે સર વશનજીએ એ સંસ્થાનો ઉચ્ચ દરજ્જો જાળવવા વિશેષ રસ લીનો. અનેક રોકાણો છતાં સામાજિક પ્રવૃત્તિઓમાં તેઓ ઓતપ્રોત બની પોતાનું જીવન પ્રેરક બનાવ્યુ. તેઓ કેટલા લોકપ્રિય હતા તેની સાક્ષી એમને મળેલા માનપત્રો અને એમના સ્વાગત માટે યોજાયેલા મેળાવડાઓ જ પૂરશે.

૨૪૯૭. સામાજિક, શૈક્ષણિક તેમજ ધાર્મિક ક્ષેત્ર ઉપરાંત વ્યાપારી પ્રવૃત્તિઓમાં પણ તેઓ અગ્રણી હતા કોટન એક્ષચેંજ, કોટન ટ્રેઈડ એસોસીએશન વગેરે વ્યાપારી મંડળોમાં તેઓ ભાગ ભજવતા. દુષ્કાળના સંકટ વખતે રૂના વ્યાપારીઓએ ઊભા કરેલા ફંડમાં એમણે સારો હિસ્સો આપ્યો હતો. મુંબઈના પ્રથમ સર દીનશા પીટીટના તેઓ ગાઢ મિત્ર હતા એ પરથી પણ સર વશનજીની પ્રતિભાના સહજ દર્શન થઈ શકે એમ છે.

૨૪૯૮. સર વશનજીની સખાવતોની યાદી વિસ્તૃત છે રોયલ ઈન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સ રૂ; ૨૨૫૦૦૦). પાલીતાણા જૈન બોર્ડિંગ રૂ ૫૦૦૦૦). કલાઈવિ પ્લેગ હોસ્પીટલ રૂ. ૫૦૦૦૦). સાંએરા જિનાલય રૂ ૩૦૦૦૦). જૈન વિદ્યા પ્રસારક વર્ગ, પાલીતાણા રૂ. ૧૩૦૦૦) હરભમ નરશી નાથા ધર્માદા દવાખાનું રૂ. ૧૨૦૦૦). કચ્છમા કન્યાશાળાઓ માટે રૂ ૧૪૦૦૦). પુસ્તકોદ્ધાર ફંડ રૂ. ૧૦૦૦૦૦). યતિ કેળવણી ફંડ રૂ. ૭૫૦૦) કરમશી દામજી સ્કોલરશીપ માટે યુનિવર્સિટીને રૂ ૬૦૦૦). કચ્છી દશા ઓશવાળ બોર્ડિંગ રૂ ૫૦૦૦). દુષ્કાળ વખતે રૂના વેપારીઓના ફાળામાં રૂ. ૪૦૦૦). જામનગરમાં આણુદા બાવા અનાથાશ્રમ રૂ ૪૦૦૦). સર દીનશા પીટીટ સ્મારક ફંડ રૂ. ૩૦૦૦). જિનાલયોના જીર્ણોદ્ધાર માટે રૂ. ૨૦૦૦). લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ રૂ. ૧૦૦૦). તદુપરાંત સર જમશેદજી હોસ્પીટલ નર્સિંગ ફંડ, મેડમ વાઈલી હોસ્પીટલ ફંડ, ફરગ્યુસન કોલેજ જીર્ણોદ્ધાર ફંડ, જખમી થયેલા જાપાનીઓની સારવાર માટેના ફંડમાં સારી રકમ નોંધાવી. ગુપ્ત દાનોની વિગત તો અપ્રાપ્ય જ છે. સર વસનજીની સર્વ સખાવતો રૂ. ૧૫૦૦૦૦૦) થીયે અધિક ગણાય છે

૨૪૯૯ કચ્છના મહારાવ ખેંગારજીએ તથા પાલીતાણાના ઠાકોર માનસિંહજીએ સર વશનજીને ઘણું માન આપેલુ અંગ્રેજ સરકારે તો 'સર'નો ઉચ્ચ ખિતાબ આપીને એમને માનના અધીકારી બનાવી દીધા પરંતુ સર વસનજીએ તો પ્રજા પ્રેમને જ સર્વોચ્ચ માન ગણ્યુ હતુ તેઓ નોંધે છે કે–'માણસ પર પ્રદેશમા ગમે તેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે, પરંતુ જ્યાં સુધી તે સ્વદેશમાં કે સ્વવતનમાં પોતાની ઉદારતા કે સખાવત પ્રસારે નહીં, ત્યા સુધી તેની પ્રતિષ્ઠા પૂર્ણ કહેવાય નહી.' 'સખાવતે મશહુર' સર વસનજી તા ૧૨–૧–૧૯૨૫ માં મૃત્યુ પામ્યા.

## જ્ઞાતિભૂષણ દાનવીર શેઠ ખેતશી ખીંઅશી ધુલ્લા

૨૫૦૦. ધુલ્લા ખેતશી ખીંઅશીનો જન્મ સં. ૧૯૧૧ માં સુથરીમાં થયો. એમના પરદાદા મોરના દેવણુંદ, નરપાર, નાથા આદિ સાત પુત્રો થયા. નરપાળના પુત્ર કરમણ અને તેમના ખીંઅશી થયા. ખીંઅશી ચાર પુત્રોના સ્વર્ગવાસથી ખિન્ન થઈ પ્રવ્રજિત થવા તૈયાર થયા. પરંતુ ગામ તિલાટે આશ્વાસન આપીને ગૃહસ્થાશ્રમમાં રહેવા સમજાવ્યા. એ પછી એમના પત્ની ગંગાબાઈએ એક પુત્રી ઉપરાંત ડોસા, લધા, ખેતશી, સોજપાર અને હેમરાજને જન્મ આપ્યો. ખેતીવાડી કરી તેઓ પોતાનું ગુજરાન ચલાવતા.

૨૫૦૧. તેર વર્ષની ઉમરે ખેતશીભાઈ ફોઈ સાથે મુંબઈ આવ્યા અને માધવજી ધરમશીની રૂની પેઢીમા નોકરી રહ્યા. પછી ખેતશી મુળજીના નામે પેઢી ખોલી પરંતુ ખોટ જતા ભાગીદારો છૂટા થયા. ત્યાર બાદ ઇંદોરમાં સોજપાર ખેતશીની પેઢી શરુ કરી આડતનો વેપાર ચલાવ્યો. રામનારાયણ એન્ડ સન્સવાળા હરનંદરાયની મિત્રાચારીના કારણે એમને સહકાર મળતાં તેઓ પગભર થયા. પ્રથમ લગ્ન સં. ૧૯૩૨ માં વેજબાઈ સાથે અને દ્વિતીય સં. ૧૯૩૭ માં વાંકુના હીરજી જેઠાના બહેન વીરબાઈ સાથે થયાં સં. ૧૯૪૪ના આષાઢી પૂનમે વીરબાઈએ હીરજીને જન્મ આપ્યો અને સં. ૧૯૪૫માં હીરજી ખેતશીના નામે પેઢી ખોલી રૂનો વ્યાપાર કર્યો. પુત્ર પ્રાપ્તિ બાદ તેઓ અખૂટ સંપત્તિ પામ્યા.

૨૫૦૨. ખેતશીશેઠ સ્વબળે આગળ આવ્યા હતા. તેઓ સરળ, સાહસિક, ધાર્મિકવૃત્તિના તેમજ ભદ્રિક સ્વભાવના હતા. રૂના વ્યવસાયમાં તેઓ ખૂબ જ્ઞાન અને નિપુણતા ધરાવતા હતા. એમના હરીફો પણ એમના ગુણોની પ્રશંસા કરતા થાકતા નહીં. ગુજરાત, સૌરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, ખાનદેશ, વરાડ, કર્ણાટક મોગલાઈ, બંગાળ વિગેરેમાં એમની પેઢીઓ ધમધોકાર વ્યાપાર કરતી થઈ. વ્યાપાર-પટુતાથી તેઓ બેન્ક ઓફ ઇન્ડિયા લી; બોમ્બે સેફ ડીપોઝીટ લી, જ્યુપીટર સ્વદેશી સ્ટોર્સ લી; ન્યુ સ્ટોક એક્ષચેઈન્જ અને બોમ્બે કોટન એક્ષચેઈન્જના ડીરેક્ટર તેમજ મૂળ સ્થાપકોમાંના એક હતા. તેઓ કરોડો રૂપીઆ કમાયા અને એવી જ રીતે વિવિધ ક્ષેત્રે છૂટે હાથે સખાવતોનો ધોધ વહેવડાવ્યો.

૨૫૦૩. સં. ૧૯૫૬ માં કચ્છ-હાલારમાં દુષ્કાળ પડેલો જેને લોકો 'છપ્પનિયાના કાળ' તરીકે ઓળખાવે છે. તે વખતે તેમણે પંદર પાંજરાપોળોને મદદ કરી હતી તેમજ ખેતશીશેઠે અને હેમરાજશેઠે જાતે કચ્છ આવીને લોકોને અનાજ, કાપડ વિગેરેની મદદ કરી. સુથરીમાં એમણે અન્નસત્ર ખોલ્યું. એ વખતે ત્યાં સર વસનજી, જેઠાભાઈ દામજી મેગજીએ સુથરીમાં તથા લાલજી શામજીએ નલીઆમાં સસ્તા અનાજની દુકાનો પણ ખોલેલી. ખેતશીશેઠે હાલારમા પોતાના સ્નેહી ગોવિંદજીભાઈને મોકલી છ માસ ચાલે તેટલુ અનાજ-કાપડ વહેચ્યું. હાલારમાં કોઈ એવો શ્રીમંત નહોતો જે આ કાર્ય કરી શકે. ટોકરશી કાનજીએ એક માસ ચાલે તેટલું અનાજ વહેચેલું, પરંતુ જો ખેતશીશેઠે રાહત કાર્ય ન ઉપાડયુ હોત તો શું થાત તે કહેવુ મુશ્કેલ છે. દલતુંગીનાં જિનાલયની પ્રતિષ્ઠા વખતે હાલારના મહાજને એક ઠરાવમાં એમની પ્રશંસા કરી અને એમને જગડૂશા કહ્યા ! ! દુષ્કાળ દરમિયાન શેઠે સર્વ મળી બાર લાખ રૂપીઆની સખાવત કરી, ગુપ્ત દાન પણ ઘણું કર્યું. લોકો એમનાં આ કાર્યને કદાપિ ભૂલશે નહી. હેમરાજશેઠે પણ દુષ્કાળ પ્રસંગે રૂપીઆ લાખની સખાવત કરેલી

૨૫૦૪. એ વખતે દશા ઓશવાળ જ્ઞાતિ કોર્ટ કચેરીઓમાં બરબાદ થઈ ગઈ હતી કેસોની પાછળ મુબઈની મહાજનવાડી હાથમાંથી જવાની અણી ઉપર હતી. માત્ર કરાડ કેસમાં જ રૂા. ૨૦૦૦૦)નો ખર્ચ થયો હતો ! આથી રૂપીઆ છઉંતેર હજારનુ કરજ ચૂકવીને તેમણે જ્ઞાતિને કરજમુક્ત કરી. સર પુરશોત્તમદાસ ઠાકોરદાસની અધ્યક્ષતામાં તા ૧૯-૧૨-૧૯૧૭ ના દિને એમને આ કાર્ય માટે માનપત્ર આપવામાં આવ્યું, તે પ્રસંગે યુરોપિયનોએ પણ હાજરી આપેલી. એમનો ફોટો પણ મહાજનવાડીમાં મૂકવામાં આવ્યો માનપત્રની ખુશાલીમાં ખેતશીશેઠે રૂા. ૧૦૧૦૦૧) નિરાશ્રિત ફંડમાં, તથા રૂા. ૨૫૦૦૦) અન્ય સંસ્થાઓને આપ્યા. એમના લઘુબંધુ હેમરાજશેઠે રૂા. ૨૧૦૦૦) નિરાશ્રિત ફંડમા, તથા રૂા. ૬૦૦૦) નલિયા બાલાશ્રમને ભેટ આપ્યા. એમના ભત્રીજા વિશનજી તથા શિવજી સોજપાળે રૂા. ૫૦૦૦) નિરાશ્રિત ફંડમાં, રૂા. ૧૦૦૦) બાળાશ્રમ અને બોર્ડિંગમાં ભેટ આપ્યા આ પ્રસંગની યાદગીરીમાં ફતેહચંદ રાવળ નામના મુલતાની ગૃહસ્થે ખેતશી ખીંઅશી જૈન ધાર્મિક સ્કોલરશીપ માટે રૂા. ૨૦૦૦) પાઠશાળાને અર્પણ કરેલ.

૨૫૦૫. જ્ઞાતિ તરફથી જેઠાભાઈ નરશી કેશવજીએ ખેતશીશેઠને પાઘડી તથા શાલ એનાયત કર્યા. ત્યારથી તેઓ મહાજનના પ્રમુખ તરીકે વર્ષો સુધી હતા. એમનો ફોટો પણ મહાજનવાડીમાં મૂકવામાં આવ્યો. જ્ઞાતિ પ્રત્યેની એમની સેવાઓ મોટી હોઈને તેઓ 'જ્ઞાતિભૂષણ' કહેવાતા.

૨૫૦૬. સુથરીમાં સાધુ-સાધ્વીઓના ઘણાં ચોમાસાં કરાવ્યાં, વંદનાર્થી સંઘોની ભક્તિ કરી, દીક્ષોત્સવો કર્યા, ધાર્મિક ગ્રંથો છપાવ્યાં તથા જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. ત્યાંના જિનાલયની હીરા-મોતીની આંગી કરાવી. પૂલ, ચબૂતરો, ઈસ્પીતાલનું મકાન ચણાવી આપ્યા. પ્રતિવર્ષ રૂા. ૨૫૦૦) ખરચીને દવાખાનું ચલાવતા. ત્યાં પાંજરાપોળની ચાલ પણ બંધાવી. ત્યાંનાં જિનાલયનું સાધારણ ખાતું ૪૨૦૦૦ કોરીનાં દેવામાં હતું તે દેવું ચૂકવી દીધુ એમનાં નાનાં મોટા કાર્યોની યાદી પણ વિસ્તૃત બને તેમ છે

૨૫૦૭. સં. ૧૯૬૩ માં તેમણે બાવન ગામોના સંઘોને નિમંત્રી જ્ઞાતિમેળો કર્યો અને સાત ટંક મિષ્ટાન્ન ભોજન કરાવ્યું. સં. ૧૯૭૨ માં હાલારમાં આવીને પણ એવો જ્ઞાતિમેળો કર્યો, જેને લોકો હજી સંભારે છે. હાલારમાં બે ત્રણ જ્ઞાતિમેળાઓ જ થયેલા. આ જ્ઞાતિમેળાઓમાં રૂપીઆ લાખ ઉપર ખર્ચ થયેલ.

૨૫૦૮. સં ૧૯૬૯ માં તેમણે શત્રુંજયનો સંઘ કાઢ્યો. જિનેન્દ્રસાગરસૂરિને પધારવાની ઘણી વિનંતિ કરી. જો તેઓ પધારે તો માંડવીથી ચાર્ટર્ડ સ્ટીમરમાં તેમને મુંબઈ તેડી ત્યાંથી રેલ્વે સલૂનમાં પાલીતાણા લઈ જવાની તૈયારી દર્શાવી. ત્યાંના ઠાકોર દ્વારા સન્માન તેમજ માળ પહેરામણી પ્રસંગે રૂ. ૧૦૧૦૦૧) તેમનાં ચરણે ધરે એવી અભિલાષા વ્યક્ત કરી. જો એ વાત મંજૂર રહી હોત તો ધર્મ જાગૃતિ વિશેષ થઈ હોત. એ અરસામાં જખૌમાં લખમશી લધાએ જ્ઞાતિમેળો કરેલો. મેળો પૂરો થતાં ત્રણ સ્ટીમરો ભરાઈને, લોકો તીર્થસંઘમાં ભળેલા. ગૌતમસાગરજી મહારાજ પ્રભૃતિ અનેક સાધુ-સાધ્વીઓ પણ પધારેલાં આ સંઘમાં તેમણે રૂ. ૧૭૫૦૦૦)નો ખર્ચ કર્યો. એ પછી કુટુંબીજનો સાથે જ્ઞાતિમાં રૂ. ૮૦૦૦૦)ના ખર્ચે સાત વાસણોની લહાણી કરી.

૨૫૦૯. તેમણે ઉદેપુર, વણથલી, ચાલીસગામ, ખંડવા, આકોલા, શિકારપુર વિગેરે સ્થળોએ ઉપાશ્રય-ધર્મશાળા બંધાવ્યાં. પાલીતાણા પાસેના ચોક ગામમાં ઈસ્પીતાલનું મકાન બંધાવી આપ્યું. હાલારના બ્બાસંગ પરગણાના ઘણાં ગામોમાં પોતાના ખરચે પાઠશાળાઓ ચલાવી. જિનાલયોની ટીપોમાં તેમણે લાખો રૂપીઆ નોંધાવ્યા છે અથવા તો ગુપ્ત રીતે આપ્યા છે. ખંડવામાં શ્રી જગવલ્લભ પાર્શ્વનાથ જિનાલયમાં એમનો ફાળો મુખ્યત્વે હતો. ઉજ્જૈનમાં જેશીંગપુરામાં પણ શ્રી પાર્શ્વનાથ જિનાલય બંધાવી આપ્યું.

૨૫૧૦. લીંબડીના ઠાકોર સર દૌલતસિંહજી તેમને વડિલ તરીકે માન આપતા. તેમના માનમાં ઠાકોર દ્વારા શૈક્ષણિક કારકિર્દી માટે પ્રતિવર્ષ સુવર્ણચંદ્રક અપાતો. લીંબડીમાં ખેતશીશેઠે રૂ. ૨૭૦૦૦) ના ખર્ચે બોર્ડિંગ તથા રૂ. ૨૫૦૦૦)ના ખર્ચે શ્રી શાંતિનાથ પ્રભુનું શિખરબંધ જિનાલય બંધાવી આપ્યાં. ત્યાં બે ઉપધાન પ્રસંગે પણ રૂ. ૨૪૦૦૦)નો તેમણે ખર્ચ કર્યો.

૨૫૧૧. પં. માલવીઆજીએ સ્થાપેલ બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયમાં તેમણે રૂપીઆ એક લાખની નાદર સખાવત કરી, તથા ત્યાં 'જૈન ચેર' માટે રૂ. ૪૦૦૦૦) અર્પણ કર્યા. શિવજી દેવશી મઢડાવાળાએ પાલીતાણામાં સં. ૧૯૫૯ માં છાત્રાલયની સ્થાપના કરેલી તેમાં રૂ. ૫૦૦૦૦) ની સખાવત કરી. સર વશનજીએ પણ એટલી જ રકમ આપી હોઈને એમના બન્નેનાં નામો એ સંસ્થા સાથે જોડવામાં આવ્યાં. સં. ૧૯૬૯ માં ત્યાં રેલની હોનારત થતાં રૂ ૧૫૦૦૦) છાપરાઓનાં બાંધકામ પાછળ ખરચ્યા. તે ઉપરાંત મુંબઈની બોર્ડિંગમાં રૂ. ૧૦૦૦૦) તથા અન્ય બોર્ડિંગો, બાળાશ્રમો, અનાથાશ્રમો, પાઠશાળાઓ, કન્યાશાળાઓ, શ્રાવિકાશ્રમોમાં મળીને લાખેક રૂપીઆની સખાવતો કરી. પ્રોફેસર બોયઝની ઈન્સ્ટીટયુટને રૂ ૫૦૦૦) આપ્યા જામનગરમાં આનંદબાવાના અનાથાશ્રમને તેમણે સંગીન સહાય કરી, તેના ટ્રસ્ટી નીમાઈ ગરીબોનાં દુઃખો નિવારવા ઘણો પુરુષાર્થ કર્યો. આમ દરેક ક્ષેત્રમાં એમણે સખાવતોનો ધોધ વહાવ્યો.

૨૫૧૨. મુંબઈમાં નવપદજીનાં ઉજમણા પ્રસંગે નવ દિવસ આયંબિલ અને અઢાર ટંક જ્ઞાતિ જમણોમાં રૂ. ૮૦૦૦૦) ખરચ્યા. દેરાસરોના જીર્ણોદ્ધારમાં તેમણે રૂપીઆ લાખની સખાવતો કરી. એમના પુત્ર હીરજીશેઠે પૂનાની ભાંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઈન્સ્ટીટયુટની લાયબ્રેરીને રૂ. ૫૦૦૦૦) ભેટ ધર્યા, ત્યાં

જૈનોના હસ્તલિખિત ગ્રંથો માટે રૂમ બંધાવી આપેલ જેના ઉપર એમનાં નામની આરસની તખ્તી ચોડવામાં આવી. હીરજીશેઠના પુત્ર હીરચંદશેઠે ( જન્મ સને ૧૯૨૦ ) ઇ સ ૧૯૪૭ માં યોજાયેલા જ્ઞાતિ સમેલન, જેના તેઓ સ્વાગત પ્રમુખ હતા, તે વખતે રૂા. ૨૧૦૦૦) શિક્ષણ પ્રચારક સમિતિ ટ્રસ્ટને અર્પણ કર્યા. આમ ખેતશીશેઠના વંશજોએ પણ એમના પગલે પગલે ચાલીને સખાવતોનો પ્રવાહ અખંડિત રાખ્યો. ખેતશીશેઠની પ્રગટ સખાવતોનો આંકડો રૂા. ૨૫૦૦૦૦૦)થી પણ વધારે થાય છે. ! ! +

૨૫૧૩. ઈ સ. ૧૯૧૭ મા કલકત્તામાં મળેલ જૈન શ્વેતાંમ્બર કોન્ફરન્સના અગિયારમા અધિવેશન પ્રસંગે ખેતશીશેઠની પ્રમુખ તરીકે વરણી કરવામાં આવી હતી, તથા હીરજી શેઠને મંત્રી તરીકે ચૂંટવામા આવ્યા હતા. કોન્ફરન્સના તેઓ સૌ પ્રથમ કચ્છી પ્રમુખ હતા. આ પ્રસંગની યાદગીરીમાં તેમણે મોટી સખાવતો કરી. તેમના ભાષણને વર્તમાનપત્રોએ ખૂબ પ્રસિદ્ધિ આપી હતી. વેપારી કુનેહ અને ઉદાર સખાવતોના કારણે સરકાર તરફથી તેમને જસ્ટીસ ઓફ ધી પીસનો ઈલ્કાબ એનાયત થયો હતો.

૨૫૧૪. હીરજીશેઠે જાપાન અને યુરોપની અનેક સફરો ખેડી હતી. તેમને રાજા–મહારાજાઓ સાથે ઘનિષ્ઠ સંબધ હતો. પાલણપુરના નવાબ તાલેમહમદખાન, વડોદરાના કુવર જયસિંહરાવ, પોરબંદરના રાણા નટવરસિંહજી અને લીબડીના યુવરાજ દિગ્વિજયસિંહજી સાથે તેમને કુટુંબ જેવો સંબધ હતો. તા. ૧૬–૭–૧૯૨૦ ના દિને પેરીસમા એમનુ અચાનક મૃત્યુ થતા ખેતશીશેઠને ભારે આઘાત લાગેલો. લીંબડી નરેશ તેમને લીંબડી તેડી ગયા. પરંતુ એકના એક વહાલસોયા પુત્રના અવસાનના શોકમા તા. ૨૩–૩–૧૯૨૨ ના દિને એમનુ અવસાન થયુ. એમના સ્વર્ગગમન બાદ શેઠાણી વીરબાઈએ શોકનિવારણ પ્રસંગે સમસ્ત જ્ઞાતિને આમંત્રણ આપીને મુંબઈથી પૂનાનો સંઘ કાઢ્યો હતો.

૨૫૧૫. ખેતશીશેઠની મહાનતા માટે એક જ પ્રસગ નોંધવો બસ થશે. કોઈ સરકારી સંસ્થામાં રૂપીઆ સવા બે લાખનું દાન તેઓ આપે તો સરકાર તેમની કદર કરે એવુ પ્રલોભનયુક્ત સૂચન તેમને કરવામાં આવતાં તેમણે સાફ સંભળાવી દીધેલું કે 'સરકાર કરતાં મારો પ્રભુ મારી કદર કરે એ હુ વધુ પસદ કરું છુ ?' એમ કહી તેમણે કોઈ મોટો ઈલ્કાબ મેળવવા કરતા ગરીબોની દુવા મેળવવાનુ જ પસદ કર્યુ. દુષ્કાળગ્રસ્ત વિસ્તારોની જાતે મુલાકાત લઈ અનાજ અને કપડાં આપી તેમણે અનેક જીવોને ઊગાર્યા અને જગડૂશાહ જેવી ચિર કીર્તિ પ્રાપ્ત કરી આમ તેઓ 'સર' ને બદલે લોકોના શિરતાજ બની ગયા ! ! આ કોટિધ્વજ શ્રેષ્ઠીના કાર્યોએ અનેકને રોમાંચિત કર્યા છે અને અનેકની આંખોમાંથી હર્ષાશ્રુઓ વહાવ્યા છે ! !

## ધર્મકાર્યો અને પ્રતિષ્ઠાઓ

૨૫૧૬. સાંધાણના પરબત લાધાએ સં. ૧૯૭૨ ના કાર્તિક સુદી ૧૩ ને ગુરુવારે વિવેકસાગરસૂરિના ઉપદેશથી કેશરીઆજીનો સઘ કાઢયો માંડવી, મુદ્રા, ભદ્રાવતી, રાધનપુર, શખેશ્વર, ચાણસ્મા વિગેરેની

+ ખેતશીશેઠના પૂર્વજો પણ એવા જ દરિયાવ દીલના હતા કચ્છીમા આવા લોકોને 'ધુલ્લારાજા' કહેતા આ પરથી તેઓ ધુલ્લા ઓડકથી ઓળખાયા. મૂળ તેઓ લોડાયા ઓડકના કહેવાય. સર વશનજીના પુત્ર મેઘજી સાથે હેમરાજશેઠની પુત્રી લક્ષ્મીનાં લગ્ન થતાં લોડાયા અને ધુલ્લા વચ્ચે લગ્ન સબધો બધાયા ધુલ્લા–દુલ્લામાંથી કેટલાક દોંઢત કહેવાયા. તેઓ ઉદયપુરના સૂર્યવંશી રાણાના વશજો હોવાના પ્રમાણો સાંપડે છે. સો વર્ષ પહેલાના મૂર્તિ લેખોમા 'લોડાયા–ધુલ્લા' ગોત્ર નોંધાયેલ છે, તે વિશે પ્રસગોપાત ઉલ્લેખ થઈ ગયો છે. જુઓ. જેઠાભાઈ દેવજી નાગડાકૃત 'કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિનો ઇતિહાસ.'

યાત્રા કરી માગશર સુદી ૧૦ ના દિને કેશરીઆજીને ભેટયા. ગચ્છનાયક ઉપરાંત દેવસાગર શિ. સ્વરૂપ-સાગર વિગેરે પણ સંઘમાં હતા. સં. ૧૯૩૪ માં સંઘપતિએ તથા એમના બંધુ ગોવિંદજીએ સાંધાણમાં શ્રી વીર જિનાલય તથા શ્રી પદ્મપ્રભુ જિનાલયો બંધાવ્યાં.

૨૫૧૭. સુથરીના વેરશી પાસુ પીરે માંડવીમાં સં. ૧૯૩૪ માં શ્રી અજિતનાથ જિનાલયનું ખાત મુહૂર્ત કર્યું. સં. ૧૯૩૬ માં તેમના પુત્ર ઠાકરશીએ તેની પ્રતિષ્ઠા કરાવી સુથરીની ધર્મશાળામાં પણ એમનો હિસ્સો હતો.

૨૫૧૮. મોટી ઉનડોઠમાં સંઘે શ્રી ધર્મનાથ જિનાલય બંધાવીને સ. ૧૯૩૮ ના શાખ સુદી ૧૧ ને શુક્રવારે વિવેકસાગરસૂરિની અધ્યક્ષતામાં પ્રતિષ્ઠા કરાવી. પ્રતિષ્ઠાનાં વર્ણન માટે જુઓ સ્વરૂપસાગર કૃત 'ધર્મનાથ સ્તવન'.

૨૫૧૯. સં. ૧૯૪૦ ના વૈશાખ સુદી ૩ ને સોમવારે નલીઆના ત્રીકમજી આસારીઆ ખેનાના વંશજોએ શત્રુંજયમાં કેશવજી નાયકની ટૂકમાં પુંડરિક જિનાલય બંધાવ્યું. તેની શિલા–પ્રશસ્તિમાં શ્રેષ્ઠીનું વંશવૃક્ષ છે. ડૉ. બુહ્લરે 'એપિગ્રાફિયા ઈન્ડિકા' પુસ્તક ૨ માં એનો સાર આપ્યો છે. મુનિ ખેતશીએ પ્રતિષ્ઠા કરાવી. જુઓ–અં. લેખસંગ્રહ, નં. ૩૮૦.

૨૫૨૦. સ. ૧૯૪૮ ના માગશર સુદી ૧૧ ને શુક્રવારે દંડ દામજી નરશી કેશવજીએ પાલીતાણામાં વિવેકસાગરસૂરિ અને ભાગ્યસાગરજીના ઉપદેશથી જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી, જુઓ—અં. લેખસંગ્રહ નં. ૩૮૨. એજ દિવસે તેરાના દંડ રતનશી પેથરાજની વિધવા રતનબાઈએ તેમજ મંજલના લોડાયા ટોકરશી જેવતની વિધવા સોનબાઈએ ગચ્છનાયકના ઉપદેશથી જિનબિંબો ભરાવ્યાં, ભાગ્યસાગરજીએ પ્રતિષ્ઠા કરી.

૨૫૨૧. સ. ૧૯૪૮ ના માગશર માસમાં સાંએરાના ભીમજી શામજીએ કેશરીઆજીનો સંઘ કાઢચો તથા ત્યાં ધર્મશાળા બંધાવી. સંઘમાં ગચ્છનાયક ઉપસ્થિત રહેલા. સંઘપતિએ સાંએરાના જિનાલયમાં પણ ઘણી દ્રવ્ય સહાય કરેલી આરીખાણાના ટોકરશી શામજી જીવરાજે તથા જખૌના કરમશી પાચારી-આએ પણ કેશરીઆજીના સંઘો કાઢચા.

૨૫૨૨. નવીનારમાં સં. ૧૯૩૨ મા તેજશી નથુ ભૂજવાલાએ શ્રી શાંતિનાથ જિનાલય બંધાવ્યું. સં. ૧૯૩૭ માં વીઢી–મોડકુબાવાડીમાં સંઘે અને મોટા રતડીઆમાં રતનશી રણશીએ અનુક્રમે શ્રી સુમતિ-નાથ અને શ્રી વાસુપૂજ્ય જિનાલયો બંધાવ્યા. સુજાપુરમા વર્ધમાન ગોવિંદજીએ સ. ૧૯૩૮ માં શ્રી અજિતનાથ જિનાલય બંધાવ્યુ, જેનો શ્રી અનંતનાથ ટ્રસ્ટે જીર્ણોદ્ધાર કરાવ્યો સ ૧૯૪૦મા નાના રતડીઆમા સંઘે શ્રી સંભવનાથ જિનાલય, સં ૧૯૩૮ માં મંજલરેલડીઆમાં શ્રી આદિનાથ જિનાલય તથા એજ વર્ષે ભૂવડમા શ્રી અનંતનાથ જિનાલય બંધાવ્યા.

૨૫૨૩. કરાદીમાં સં. ૧૯૪૨ માં તથા દુર્ગાપુર-નવાવાસમાં સં ૧૯૪૪ મા સંઘે શ્રી શાંતિનાથ જિનાલયો બંધાવ્યાં આરીખાણામાં ટોકરશી શામજી જીવરાજે સં. ૧૯૪૫ મા શ્રી જીરાવલા પાર્શ્વનાથ જિનાલય, તુંબડીમા સંઘે સ. ૧૯૪૬ માં શ્રી નેમનાથ જિનાલય તથા ગુંદીઆળીમા હીરજી વેલા ડોસા-ણીએ શ્રી શાંતિનાથ જિનાલય બંધાવ્યાં. સ. ૧૯૪૮ મા આ પ્રમાણે જિનાલયો બંધાયાં વાંકીમાં શ્રી પાર્શ્વપ્રભુનું, દેસલપુરમાં શ્રી શાંતિનાથનું, વીથોણમા શ્રી આદિનાથનું, મેરાઉમા શ્રી વાસુપૂજ્યનું, રાયણ-

ગઠ્વાળીમાં શ્રી ગોડીજીનું. ભવાનજી ચાંપશીની માતા વાલબાઈએ ગોડીજીનાં જિનાલયનો ખર્ચ આપ્યો તથા ગંગાબાઈ ટોકરશી માણેકે પ્રતિષ્ઠા કાર્યો કર્યાં. શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા ઉક્ત ઘણાં જિનાલયોના જીર્ણોદ્ધાર થયા.

૨૫૨૪. સુરતના અંચલગચ્છીય શ્રાવકોએ સં. ૧૯૮૯ ના માઘ સુદી ૫ ને સોમવારે પ્રતિષ્ઠાઓ કરાવી. દશા શ્રીમાળી હીરાચંદ મોતીચંદે ( ભાર્યા જેકોર ) તથા ઓશવાળ શ્રાવકો ખીમચંદ કપૂરચંદ, જીવણચંદ કેશરીચંદ ( ભાર્યા નંદકુંવર ) વિગેરેએ જિનબિંબો ભરાવ્યાં. એ વખતે અંચલગચ્છીય શ્રમણોનો વિહાર એ તરફ ન હોઈને વિજયગુણરત્નસૂરિ શિ પં. નવલવિજયે પ્રતિષ્ઠા કરાવી. જુઓ– ગોપીપુરાનાં શ્રી સંભવનાથ જિનાલયના ગોખલાના લેખો.

---



કચ્છનું પ્રેરક, પ્રેક્ષણીય, પ્રાચીન તીર્થ ભદ્રેસર (જુઓ પેરા નં. ૨૬૬૩)
ફોટો શ્રી કાંતિરાય ફોટોગ્રાફર્સ, મુંબઈના સૌજન્યથી.

## ૨૮. શ્રી જિનેન્દ્રસાગરસૂરિ

૨૫૨૫. કચ્છ ગોધરામાં વીશા ઓશવાળ જ્ઞાતીય છેડા ગોત્રીય શા. કલ્યાણજી જીવરાજનાં ઘેર તેમની પત્ની લાછલબાઈની કૂખે સં. ૧૯૨૯ના કાર્તિક સુદિ ૭ના દિને એમનો જન્મ થયો. એમનું મૂળ નામ જેસિંઘભાઈ. આખું કુટુંબ ધર્મપરાયણ હોઈને તે બાળવયમાં ધર્મ સંસ્કારોથી પોષાયા. એમના પિતા કલ્યાણજીભાઈ ભાગવતી દીક્ષાના અભિલાષી બન્યા નાનાં બાળકોને દીક્ષા આપવાની પ્રવૃત્તિ તે સમયમાં ન હતી, છતાં પોતાનું સંતાન સન્માર્ગગામી બને એ જોવા તેઓ સચિંત હતા. પાયચંદગચ્છીય કુશળચંદજી મહારાજ પાસે સલાહ માગતાં, તેમણે બાળકને ગચ્છનાયક વિવેકસાગરસૂરિને વહોરાવી દેવા સલાહ આપી. કલ્યાણજીભાઈને એ સલાહ ગમી, પણ પોતાના એકના એક કુલાધારને શ્રીપૂજ્યજીને વહોરાવી દેવા બાળકનાં માતા સહમત નહિ થાય એમ સમજી તેઓ અબડાસાની પંચતીર્થીની યાત્રા કરવા બાળકને લઈને નીકળ્યા.

૨૫૨૬ જખૌ બિરાજતા વિવેકસાગરસૂરિ પાસે પહોંચી પોતાની મનોભાવના વ્યક્ત કરી. સૂરિએ જેસિંઘભાઈનાં સામુદ્રિક લક્ષણો જોઈ પોતાના ગાદીવારસ થવાની યોગ્યતાવાળા જાણી સંઘની સમ્મતિપૂર્વક તેમને પોતાના શિષ્ય તરીકે સ્વીકારી લીધા. માતા લાછલબાઈ તથા મામા ખીમરાજભાઈ આથી નારાજ થઈને મહારાવ પાસે ધા નાખવા ભૂજ ગયા. પરંતુ ભૂજના નગરશેઠની સમજાવટથી તેઓ જખૌ આવી પુત્રને મળ્યા સૂરિજી અને સંઘની સમજાવટથી અને બાળકની ખુશીથી છેવટે તેમણે વાત પડતી મૂકી. એ પછી કલ્યાણચંદજીભાઈએ કુશળચંદજી પાસે ભાગવતી દીક્ષા લીધી અને તેમનું નામ કલ્યાણચંદજી પાડવામા આવ્યુ. ત્રણ વર્ષનો દીક્ષાપર્યાય પાળી સં ૧૯૩૯માં તેઓ સ્વર્ગે સંચર્યા.

૨૫૨૭. જેસિંઘભાઈને ગુજરાતી અને ધાર્મિક અભ્યાસ કરાવવા વિદ્વાન યતિને સોંપ્યા, તેમજ સૂરિજીએ જાતે પણ અભ્યાસ કરાવ્યો. સં. ૧૯૩૯નું ચાતુર્માસ જામનગરમાં કર્યું ત્યારે ત્યાં કુશળચંદજીના અનુયાયી ભ્રાતૃચંદજી મહારાજ, જેઓ પણ ત્યાં ચાતુર્માસ હતા. તેમણે બાળકને ધાર્મિક તેમજ સંસ્કૃત ભણાવવાનુ માથે લીધું. ભ્રાતૃચંદજી પાસે શાસ્ત્રીજી હતા તેમનો પણ જેસિંઘભાઈએ સારો લાભ ઉઠાવ્યો.

૨૫૨૮. જામનગરના મહારાજા જામ વિભાજી ગચ્છનાયકનાં વ્યાખ્યાનો સાંભળવા કે એમનાં દર્શને આવતા ત્યારે બાળક જેસિંઘભાઈ પ્રત્યે વિશિષ્ટ સ્નેહ દર્શાવતા બાળકના સદ્‌ગુણોની તેઓ ભારે પ્રશંસા કરતા. પંચ મહાવ્રત સ્વીકાર્યા પહેલાજ બાળકની નિસ્પૃહતા સૌનુ ધ્યાન ખેંચતી.

૨૫૨૯. ગુરુનું સં. ૧૯૪૦નું ચાતુર્માસ કચ્છી દશા ઓશવાળ મહાજનની વિનતિથી મુંબઈ થયુ. મુંબઈનો સંઘ જેસિંઘભાઈની ગુરુભક્તિ, અધ્યયનવૃત્તિ, વિનયપરાયણતા, નિઃસ્પૃહતા અને સંસ્કારમય

જીવન જોઈ રાજી થયો અને ગાદી લાયક વારસ તેઓ થશે એ લાગણીથી હરખાયો. અહીં ખાસ પંડિતો રોકી ત્રણ વર્ષ સુધી વ્યાકરણ, કાવ્યકોશ, છંદ શાસ્ત્ર અને ન્યાયદર્શનનું અધ્યયન કર્યું. જૂનાગઢના ડૉ. ત્રિભુવનદાસે અને રાજચંદ્રજીએ જેસિંઘભાઈનો અભ્યાસ જોઈ ખુશ થઈ સમર્થ જૈન શાસ્ત્રી પાસે અભ્યાસ કરાવવા ગુરુને ભલામણ કરી આથી આત્મારામજી મહારાજે તૈયાર કરેલા નૈયાયિક જૈન પંડિત અમીચંદજી પંજાબી પાસે સટીક આગમ ગ્રંથો, પ્રાચીન તેમજ નવ્ય ન્યાય અને જૈન શ્રુતનો ઉચ્ચ અભ્યાસ કરાવ્યો. સત્તર વર્ષના બાળકની સૌએ પ્રશંસા કરી તે વખતે મુંબઈ પધારેલા મોહનલાલજી મહારાજે જેસિંઘભાઈને આત્મારામજી પછીના વિદ્વાન કહ્યા ! આ અરસામાં તેઓ અનેક વિષયોનો અભ્યાસ કરી ગયા. વ્યાકરણ ગ્રંથોમાં ચંદ્રિકા અને સિદ્ધાંત કૌમુદી, નૈષધ અને કાદમ્બરી પર્યંતના કાવ્ય ગ્રંથો, સમ્મતિતર્ક પર્યંત જૈન ન્યાય ગ્રંથો તથા અલંકાર ગ્રંથો, અને અમરકોશ વિગેરે શબ્દ શાસ્ત્રો તેમણે અવગત કર્યા. જૈન દ્રવ્યાનુયોગમાં સારી પ્રગતિ સાધી, સિદ્ધહેમનો અષ્ટમ અધ્યાય કંઠસ્થ કર્યો. બધા આગમો મૂળ ટીકા—ચૂર્ણિ સહિત જોઈ ગયા. શાસ્ત્રીય સંગીતનો અભ્યાસ પણ કર્યો.

૨૫૩૦. એ અરસામાં ભીમજી શામજીએ સં. ૧૯૪૮ ના માગશરમાં મુંબઈથી કેશરીઆજીનો સંઘ કાઢ્યો. તેમાં વિવેકસાગરસૂરિ પણ પધારેલા. વળતા તેમને ઝામરાની બીમારી થઈ. સાડત્રીશ વર્ષની નાની વયમાં તેઓ જીવલેણ બીમારીમાં ઘેરાઈ ગયા. શિષ્ય ભાગ્યસાગરજીએ તથા જેસિંઘભાઈએ એમની સારી સારવાર કરી. પણ તેઓ માંદગીના બિછાનેથી ઉઠે એવું ન લાગ્યું યતિવર્ગ અને સંઘ સમક્ષ ગાદી વારસનો પ્રશ્ન રજૂ થયો. સૌએ જેસિંઘભાઈની લાયકાતનો સ્વીકાર કર્યો. જેસિંઘભાઈએ સ્પષ્ટ કહ્યું કે 'ગાદીએ તો મોટાભાઈ ભાગ્યસાગરજી શોભે' પરંતુ ગુરુની આજ્ઞા સામે તેમણે પોતાનો નમ્ર મત રજૂ કર્યો કે—'બાપુ ! આપણાં શાસ્ત્રોમાં ત્યાગ કહ્યો છે તે કેમ સાધી શકાય ? આ ત્યાગ વિષે આપે મને ઘણું ઘણું સમજાવ્યું છે. મારા પિતાશ્રી કલ્યાણજીભાઈએ લીધી તેવી સંવિગ્નપક્ષીય દીક્ષા મને અપાવો અને ગાદી મોટાભાઈ ભાગ્યસાગરજીને સોંપાય એવી આજ્ઞા ફરમાવો. દીક્ષા લેવી એ તો મારી પણ મનોકામના છે, પણ ગાદીનો આ બોજો—આ જવાબદારી ઉઠાવવી એ તો આપ સરખા સમર્થ પુરુષસિંહનું કામ છે. મુજ બાળકનું એ ગજું નહિ, આમાં હું તો રગદોઈ જ જાઉં !'

૨૫૩૧. ગુરુદેવે જનક વિદેહીનો દાખલો આપી ધર્મરાજા તરીકેની જવાબદારી ઉઠાવવા પ્રેમભરી વાણીમાં સમજાવ્યું, જેનો જેસિંઘભાઈએ લાંબી રકઝક પછી સ્વીકાર કર્યો અને સં. ૧૯૪૮ના મહા વદિ ૧૧ ના દિને પ્રવ્રજિત થઈ તેઓ જિનેન્દ્રસાગરજી બન્યા! અંતિમ ઘડીએ ગુરુએ એમની પાસેથી ગાદી સ્વીકારવાનું વચન લઈ સં. ૧૯૪૮ ના ફાગણ સુદી ૩ ને બુધવારે દેહ છોડ્યો એમની વિદાયથી જિનેન્દ્રસાગરજીને ભારે દુઃખ થયું. આવી અવસ્થામાં ગાદી સ્વીકારવાનો પ્રશ્ન દૂર ઠેલાતો ગયો આખરે પાંચ મહિને શ્રાવણ સુદી ૧૦ ના દિને તેમને અંચલગચ્છની ગાદીએ બિરાજમાન કરવાનો પાટ મહોત્સવ થઈ શક્યો. મુંબઈમાં એ મહોત્સવ અપૂર્વ રીતે ઉજવાયો તમામ ગચ્છના ખાસ પ્રતિનિધિઓ, યતિઓ, શ્રીપૂજ્યો, અનેક ગામો અને પ્રદેશોના સંઘો વિગેરે તે પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા. તે જમાનાના મુંબઈના દશા ઓશવાળ મહાજનની જાહોજલાલી અને ગાદીના દરજ્જાને શોભે તેવો શાનદાર મહોત્સવ કરી સંઘે જિનેન્દ્રસાગરસૂરિને અંચલગચ્છાધિપતિ અભિષુક્ત કર્યા હવે એમના પર ધાર્મિક નેતૃત્વની વિશાળ જવાબદારીઓ આવી પડી.

૨૫૩૨. કવિ પાનાચંદે ગહુંલીમાં એ પ્રસંગ વિશે આ પ્રમાણે નોંધ કરી છે—

ગામ ગોધરા ગુણવંત ગાયા રે, વિસા ઓસવાલ મુજ મન ભાયા રે,
શા કલ્યાણજી કુલ આયા રે, માત લાડકબાઈ રત્ન જાયા. ૬

કચ્છ દેશ શુભ સાર રે, સંઘ મિલિયો સવિ વિસ્તાર રે;
લઘુ ઓશવાલ અતિ શ્રીકાર રે, એ તો મુબઈ બંદર મુઝાર ૭

પાટ મહોચ્છવ પ્રેમસુ થાય રે, સહુ સઘ સકલ હરખાય રે;
ગુણિજન તિહાં ગુણાવલિ ગાય રે, નરનારી સર્વે નમે પાય. ૮

× × ×

ઓગણુસે અડતાલિસમાંયે રે, શ્રાવણ માસ શુકલ પક્ષ તાપે રે;
દશમી બુધવાર ઠહરાયે રે, પાટ મહોચ્છવ તે દિન થાપે. ૧૨

એમના વિશે અન્ય કવિઓએ પણ ગહુંલીઓ રચી છે જુઓ 'ગહુંલી સંગ્રહ', ન. ૧૩૫ થી ૧૩૭. શોધક મુનિ ધર્મસાગર.

૨૫૩૩. તે વખતની દમામદાર સાહેબી, શહેનશાહી ગાદીનો ઠાઠ, સંઘનું અજોડ સન્માન, જૈન જગતમાં અંચલગચ્છનુ ગૌરવ અને ખુદ ગાદીપતિની અસાધારણ વિદ્વત્તા એ બધા એકત્રિત સયોગો છતાં સૂરિજી એમાં કદિય અજાયા કે લેપાયા નહિ પ્રાકૃતમાં પ્રાકૃત માણસને તેઓ અગાઉ જેટલા જ હળતા-મળતા. વૈભવ અને વિદ્વત્તાના ઢગની નીચે છુપાયેલુ એમનુ જીવન સત કોટીનું જીવન હતું. અપાર વૈભવ વચ્ચે તેઓ જનક વિદેહીનુ જીવન જીવતા એમનુ સંત જીવન અદરથી અટુલાપણું, એકત્વ અને અલિપ્તતા ઝખતુ હતું એમની યોગનિષ્ટ કારકિર્દીનું એ જ રહસ્ય હતુ.

## જીવન પરિવર્તન

૨૫૩૪. ગચ્છનાયક જિનેન્દ્રસાગરસૂરિના જીવનનું પરિવર્તન કરવામાં તે વખતના કલુષિત વાતાવરણે મુખ્યત્વે ભાગ ભજવ્યો એમનું આંતરિક જીવન તો ભિન્ન જ હતું. હવે બાહ્ય જીવન પણ પરિવર્તિત થવાનુ હતુ. પર્યુષણ પર્વની વ્યાખ્યાન સભાને અગાઉથી ઝગડતા બે જ્ઞાતિ-પક્ષોએ નિમિત્ત બનાવી અને ઝગડો વ્યાખ્યાનપીઠ લગી પહોચાડ્યો કિન્તુ સૂરિજી કોઈપણ પક્ષના સાધન કે નિમિત્ત ન બન્યા. કોઈ પક્ષ તરફ વજન પાડવાને બદલે તરત જ વ્યાખ્યાન સભા છોડી ગયા અને મુંબઈને તિલાંજલિ આપવાના નિર્ણય પર આવી ગયા. વીશા ઓશવાળ જૈન સઘ અને ગુજરાતી જૈન સંઘને આ વાતની ખબર પડતાં તેમણે પોતાને ત્યા પધારવા ખૂબ વિનતિઓ કરી પણ સૂરિજી દાદર આવ્યા. ત્યાં પણ તેમને ઘણી વિનતિઓ આવી પરંતુ તેમને હવે મુંબઈ પરથી મોહ છૂટી ગયો હતો. અતે સ. ૧૯૫૧ મા તેઓ કચ્છ પધાર્યા.

૨૫૩૫. કચ્છમા ગોધરા, ભૂજપુર, માંડવી, જખૌ, તેરા, નલિયા એમ વિવિધ સ્થળે ચોમાસા કર્યાં, અને બધે વિચર્યા. સ. ૧૯૫૬ માં તેઓ જખૌ ચાતુર્માસ રહ્યા. અબડાસામા એમનુ સૌ પ્રથમ ચોમાસું હોઈને ગામોગામથી સંઘો મોટી સખ્યામાં એમના દર્શનાર્થે આવતા. ચોમાસુ ઉતરતા પોષ વદિ ૩ને રવિવારે જખૌથી નલિયા પધાર્યા. લક્ષ્મીચદજી અને એમના શિષ્ય દયાલચદજી એમને વળાવવા જખૌના સઘ સાથે ઠેઠ નલિયા સુધી ગયેલા. નલિયામાં એમનુ સુંદર સ્વાગત થયું પદરેક દિવસ એમના રોકાણ દરમિયાન ખૂબ ધર્મચર્ચાઓ થઈ મહા સુદી ૭ ને ગુરુવારે તેઓ વિહાર કરી તેરા પધાર્યા, જ્યાં સઘે એમનું ઉમળકાભેર સ્વાગત કર્યું અને ચાતુર્મસ માટે વિનતિ કરી. કચ્છ તો જાણે પોતાને પ્રભુ મળ્યા હોય, દેવાંશી તત્ત્વે અવતાર લીધો હોય, એવુ એમનુ તેજ નીરખી, જ્ઞાન અનુસારી વાણી સાંભળી મંત્ર મુગ્ધ બની ગયું! હિન્દુ, મુસલમાન સહિત અઢારે આલમ એમને વચનસિદ્ધ મહાપુરુષ તરીકે પૂજવા લાગી. સ. ૧૯૬૦ માં નલિયા ચાતુર્માસ રહ્યા.

૨૫૩૬. સં. ૧૯૫૭ માં એમનું જીવન તદ્દન પરિવર્તિત થયું. એ વિષે એમણે બધા યતિઓને, શસ્ત્રધારી નોકર-ચાકરોને, સિપાઈઓને, જમાદારોને એક સામટી રજા આપી દીધી. દમામી ગાદીનાં અસબાબ છડી, છત્ર, ચામર, રથ, મ્યાના, પાલખી વિગેરે બધાં સાધનો તજી પોતે એકાકી જીવન ગાળવા લાગ્યા. સંઘોની વિનતિઓનો જવાબ આ પ્રમાણે વાળતા–'મારામાં ગાદી ચલાવવાની શક્તિ નથી. તમે બીજા શ્રીપૂજ્ય સ્થાપી શકો છો!' કચ્છ માંડવીનો અચલગચ્છનો સંઘ સૌથી મોટો ગણાય. એની વિનતિ પણ માન્ય ન રહી. મુંબઈથી દશા તેમજ વીશા ઓશવાળ સંઘોના અગ્રણીઓ આવ્યા અને ગાદી ચલાવવા વિનવણીઓ કરી ગયા, ખાસ કાશીથી ખરતરગચ્છીય બાલચંદ્રજી મહારાજ જેઓ સૂરિજીના પરમ મિત્ર હતા, તેઓ પણ સમજાવવા આવ્યા, પણ તેઓ ન ડગ્યા તે ન જ ડગ્યા. અંતે માંડવીના સંઘે જણાવ્યું કે ગાદીનું નામ આ મંગલમૂર્તિ સાથે જોડાઈ રહે એ પણ ગચ્છનું સદ્‌ભાગ્ય છે, એટલે બધા શાંત થયા. સુડતાલીસ વર્ષ ગયાં, તેમાં સાપ કાંચળી છોડે તે પછી તેના તરફ કદી ન જુએ તેમ દમામ કે ઠાઠ તરફ તેમણે કદી પણ મીટ ન માંડી. અનેક મેળા, ઉજમણાં, પ્રતિષ્ઠા મહોત્સવોમાં એમને નિમંત્રણો મળતાં, પરંતુ તે બધાથી તેઓ ક્રમે ક્રમે અલિપ્ત થતા ગયા. આ વિશે અનેક પ્રસંગો 'શ્રી જિનેન્દ્રસાગરસૂરીશ્વરજી સ્મૃતિ ગ્રંથ' માં નોંધવામાં આવ્યા છે એમનાં જીવન વિષયક મુનિ કલ્યાણચંદ્રજીનો 'સમયધર્મ' માં પ્રકાશિત થયેલો લેખ પણ વાંચનીય છે એ બધામા નિરૂપિત ગચ્છનાયકના નાના મોટા જીવન પ્રસંગો એમનાં અધ્યાત્મશીલ વ્યક્તિત્વનું સુંદર પ્રતિબિંબ પાડે છે.

૨૫૩૭. મુનિ કલ્યાણચંદ્રજી ચરિત્રનાયકનાં અંતર્મુખ થતા જતાં જીવનને વિશે નોંધે છે કે—'લાંબી એકાંત સાધનાથી જનતા ચેતી જશે તો ભક્તિ અને પૂજાનું, સત્કાર અને સન્માનનું, ચિંતન અને એકાંત વિરોધી વાતાવરણ સર્જાઈ જશે. આ કારણથી સૂરીશ્વરજી સદા દૂર ને દૂર રહેતા; અને એમાંથી છૂટવા કોઈ પ્રયત્ન કરવાનું બાકી ન રાખતા. સત્કાર અને સન્માનનાં સંભવિત વાતાવરણ ટાળવા માનસશાસ્ત્રીય ઉપાયો યોજતા.' જીવનસંધ્યાએ ગચ્છનાયકને ચિત્તભ્રમ થયેલ એવું માનનારાઓને ખરી હકીકત સમજવા માટે ઉક્ત વિધાન ઉપયોગી થશે.

૨૫૩૮. સં. ૧૯૫૧ માં મુંબઈ છોડ્યા પછી તેઓ બહુધા કચ્છમાં જ વિચર્યા હતા વચ્ચે સં. ૧૯૭૭ માં રેલ્વેમાં મુંબઈ આવેલા. સં. ૧૯૮૯ ના આષાઢ વદિમાં તબિયતની સારવાર માટે જલમાર્ગે પુનઃ મુંબઈ આવેલા. એ વખતે બંદર પર એમનું અપૂર્વ સ્વાગત થયું. ત્રણેક માસ પછી તેમણે જ્યારે વિદાય લીધી ત્યારે સૌએ એમને ભવ્ય વિદાય આપી. એ પછી તેઓ બહુધા ભૂજપુરમાં જ રહ્યા. સં. ૨૦૦૪ ના કારતક વદિ ૧૦ ને રવિવારે સાંજે પોતાની પોશાળમા પચીસ દિવસની સામાન્ય માંદગી ભોગવી ચૌતેરમેં વર્ષે આ ફાની દુનિયા તેઓ છોડી ગયા. એમના જવાથી ગચ્છે પોતાનો અંતિમ પટ્ટધર, અને જૈનશાસને પરમ જ્યોતિર્ધર ગુમાવ્યો. સંઘે મળીને શાનદાર રીતે એમની અંત્યેષ્ઠિ ક્રિયા કરી અને એ અવધૂતને હૃદયની અંજલિઓ સમર્પિત કરી.

## ગચ્છનાયકનાં સ્મારકો

૨૫૩૯. અંચલગચ્છના ચરમ પટ્ટનાયકનાં સ્મારકો માટે એમના વિદ્વાન શિષ્ય ક્ષમાનંદજી (ખેતશી ભાઈ)એ સુંદર પ્રયાસો કર્યા છે. એમણે સ્થાપેલી સાર્વજનિક શૈક્ષણિક સંસ્થાઓ આ પ્રમાણે છે. (૧) ગુજરાત રાજ્ય સરકારના સહયોગથી ભૂજપુરમાં "શ્રી અંચલગચ્છાધિપતિ શ્રીમદ્ જિનેન્દ્રસાગરસૂરીશ્વરજી હાઈસ્કૂલ" (૨) ભૂજપુર ગ્રામપંચાયતના સહયોગથી ત્યાં "શ્રી અંચલગચ્છાધિપતિ શ્રીમદ્ જિનેન્દ્રસાગર. સૂરીશ્વરજી મહિલા બાલ કલ્યાણ કેન્દ્ર" (૩) કચ્છી દશા ઓશવાળ જૈન સમાજના સહયોગથી ધુલીઆમાં "શ્રી અંચલગચ્છાધિપતિ શ્રીમદ્ જિનેન્દ્રસાગરસૂરીશ્વરજી શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન વિદ્યાર્થી ગૃહ."

૨૫૪૦. ક્ષમાનંદજીએ પોતાના ગુરુદેવનું "ગુરુમંદિર" તથા એમનાં પ્રેરક જીવન પર પ્રકાશ પાડતો "સ્મૃતિ ગ્રંથ" પણ સારી રકમ ખરચી તૈયાર કરાવ્યાં છે. તદુપરાંત ગુરુની સ્મૃતિમાં સામાજિક કે શૈક્ષણિક સંસ્થાઓમાં પણ એમણે સારી રકમો આપી છે. પ્રતિષ્ઠા, ધ્વજદંડ મહોત્સવ, શાંતિસ્નાત્ર, વાસ્તુ મુહૂર્ત કે પર્યુષણના વ્યાખ્યાન પ્રસંગોએ સંઘ દ્વારા મળતી પછેડીની રકમો ગુરુનાં સ્મારકનિધિમાં આપી દઈને એમણે ગુરુ પ્રત્યેનું ઋણ અદા કરવા પ્રશસ્ય પ્રયાસો કર્યા છે. એ દ્વારા એમણે નવી દિશાનું સૂચન પણ કર્યું જ છે. એમની પાસેથી હજી પણ વિશેષ અપેક્ષાઓ રાખવી અસ્થાને નહિ જ ગણાય. એમની અનેકવિધ સેવાઓના ઉપલક્ષમાં સં. ૨૦૨૦ માં (તા ૨૩-૨-૬૪ને રવિવારે) મુંબઈમાં ભવાનજી અરજણ ખીમજીના પ્રમુખપદે એમને કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિ તરફથી માનપત્ર અર્પણ કરવામાં આવ્યુ.× એમનું અધ્યાત્મિક નેતૃત્વ ગચ્છની આજે શોભા વધારે છે.

## પંડિત હીરાલાલ હંસરાજ લાલન

૨૫૪૧. જામનગરમાં થયેલા વર્ધમાનશાહના વંશજ, વીશા ઓશવાળ લાલન ગોત્રીય પંડિત લાલન સારા પંડિત થઈ ગયા. એમના દાદા પં. શામજી જેઠા (ભાર્યા વીરબાઈ) પ્રજ્ઞાચક્ષુ હતા પિતા હંસરાજભાઈ કર્મગ્રંથના અજોડ અભ્યાસી હતા. તેમણે સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકાને દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરાવ્યો. એમના પુત્ર હીરાલાલ પણ એવા જ પંડિત અને શોધક હતા

૨૫૪૨. પં. હીરાલાલે અનેક ગ્રંથો લખ્યા છે તેમજ અનેક ગ્રંથો સંપાદિત કરી પ્રકાશિત કર્યા છે. અનેક ગ્રંથોનું તેમણે ભાષાંતર કર્યું છે. એમની સાહિત્ય પ્રવૃત્તિ અત્યંત પ્રશંસનીય હતી. સંશોધન ક્ષેત્રે પણ એમનુ પ્રદાન ઉલ્લેખનીય છે સ. ૧૯૬૦-૬૧ માં જૈન શ્વે કોન્ફરન્સે એમને જેસલમેરના ભંડારનું સૂચિપત્ર કરવા મોકલેલા. તેમણે લગભગ ૨૨૦૦ ગ્રંથોનું વિગતવાર લિસ્ટ તૈયાર કરેલુ, જેમાં તાડપત્રીય અને કાગળો પર લખાયેલી એક બે પાનાવાળી પ્રતોની પણ નોંધ કરેલી એમની એ નોંધનો એ સંસ્થા દ્વારા પ્રકાશિત થયેલા ગ્રંથ 'જૈન ગ્રંથાવલી' (સને ૧૯૦૯)માં વિશેષ ઉપયોગ થયો છે. પં લાલન જેસલમેર ગયેલા એ વખતે જ મુંબઈ સરકારે પ્રો. શ્રીધર ભાંડારકરને એવાં જ કાર્ય માટે ત્યાં મોકલેલા. પ્રો. ભાંડારકરનો એ સંબંધી રિપોર્ટ પ્રકાશિત થયેલ છે. એ રિપોર્ટમાં પ્રો ભાંડારકરે પણ પં. લાલનની નોંધોનો જ આધાર લીધેલો.

૨૫૪૩ પં. લાલને સંપાદિત કરેલી કે ભાષાંતર કરેલી કૃતિઓની સંખ્યા સેંકડોની છે. 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ' બે ભાગમાં, 'જૈન ગોત્ર સંગ્રહ', 'વિજયાનંદાભ્યુદય કાવ્ય' વિગેરે એમની કૃતિઓ ઉપરાંત એમણે લખેલી પ્રસ્તાવનાઓ પણ ખૂબ જ માહિતીપૂર્ણ છે.

## પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલન

૨૫૪૪. વીશા ઓશવાળ, લાલનવંશીય કપૂરચંદ જેરાજની પત્ની લાધીબાઈની કૂખે તા. ૧-૪-૧૮૫૭ મા માડવીમાં જન્મ. મૂળ જામનગરના પત્ની મોંઘીબાઈ પુત્રી ઉજમ પંડિતજીએ મુંબઈમા ધર્મશિક્ષક તરીકે કારકિર્દી શરુ કરી. ચિકાગોની વિશ્વધર્મ પરિષદમાં ભાગ લીધો. વીરચંદ રાઘવજી ગાંધી પણ આત્મારામજીના પ્રતિનિધિ તરીકે ત્યાં ગયેલા અને જૈનધર્મના સિદ્ધાંતોનો વ્યાપક પ્રચાર કરેલો

---

× એ પ્રસંગે સામાજિક તેમજ ધાર્મિક કારકિર્દી ધરાવતા બહેનો માનબાઈ પદમશી લોડાયા તથા રાણબાઈ હીરજી છેડાનું પણ જાહેર સન્માન કરી માનપત્રો અર્પણ કરવામાં આવ્યાં. એ પહેલા ભક્ત કવિ શિવજી દેવશી મઢડાવાલાનો મણીમહોત્સવ તા ૫-૧-૧૯૬૪ ને રવિવારે મુંબઈમાં ખૂબ જ ઉત્સાહપૂર્વક ઉજવાયો. એમની શૈક્ષણિક અને સાહિત્યિક પ્રવૃત્તિ ખૂબ જ ઉલ્લેખનીય છે.

૨૫૪૫. લાલને અમેરીકામાં સાડા ચાર વર્ષ રહી જૈનધર્મ વિશે સુંદર પ્રવચનો આપ્યાં, મહાવીર બ્રધર હૂડ-'વિશ્વમૈત્રી' નામે સંસ્થા સ્થાપી, જેના પ્રમુખ હરબર્ટ વૉરન, ઉપપ્રમુખ જે. એલ. જૈની, મંત્રી ઍલેકઝાન્ડર ગોરડન હતા. સં. ૧૯૫૭ માં લાલન ભારત આવ્યા. સં. ૧૯૯૨ માં પુનઃ વિજય-વલ્લભસૂરિના પ્રતિનિધિ તરીકે વિશ્વધર્મ પરિષદમાં ભાગ લેવા ઈંગ્લાંડ ગયા. ત્યાં સાતેક માસ રહી જૈન-ધર્મનો પ્રચાર કર્યો. એમના પછી જૈનધર્મનું અસરકારક પ્રતિનિધિત્વ કોઈએ કર્યું નથી.

૨૫૪૬. તેઓ અનેક ભાષાના જાણકાર અને તત્ત્વચિંતક હતા. વક્તા તરીકે તેમણે દેશ-પરદેશમાં નામના કાઢી હતી. જૈન શ્વેતાંબર કોન્ફરન્સ વિગેરે સંસ્થાઓના વ્યાસપીઠ પરથી એમણે યાદગાર પ્રવચનો આપ્યાં હતાં. રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ આગળ પડતો ભાગ લીધો. એમણે જૈનધર્મ વિષયક અનેક ગ્રંથો રચ્યા. શ્રમણ નારદ નામની પાલી ભાષીય બોધપ્રદ આખ્યાયિકાનું ભાષાંતર કર્યું. શુભચંદ્રસૂરિ કૃત યોગ પ્રદીપના સારભૂત શુદ્ધોપયોગ સહજ સમાધિ નામક ગ્રંથ ઉપરાંત દિવ્યજ્યોતિ દર્શન, જૈનધર્મ પ્રવેશ પોથી ૩ ભાગમાં માનવ ગીતા, સમાધિ શતક, જયશેખરસૂરિ કૃત આત્માવબોધ કુલકનું ભાષાંતર ઈત્યાદિ ૨૬ ગ્રંથો ગુજરાતી અને અંગ્રેજીમાં લખ્યા. એમર્સનના વિચારોને અનુસરતું એમનું પુસ્તક Gospel of man ખૂબ પ્રસિદ્ધિ પામ્યું. એમના સમાધિ શતક ગ્રંથનું એમના દ્વારા જૈન ધર્મની દીક્ષા પામેલા હરબર્ટ વૉરને સં. ૧૯૭૦ માં અંગ્રેજીમાં ભાષાંતર કર્યું.

૨૫૪૭. તેઓ ક્રાંતિકારી વિચારના હોઈને રૂઢિચુસ્તો સાથે સંઘર્ષમાં આવેલા. એમની અસરથી જૈન થયેલા પારસી ગૃહસ્થ માણેકજીએ શત્રુંજયમાં જિનપૂજા કરતાં જૈન સમાજે ક્ષોભ અનુભવેલો. તેમણે આ ભવ અને ભવોભવનાં પ્રતિક્રમણ તથા મંદિરોમાં નર્કનાં ચિત્રોની સાથે સ્વર્ગનાં ચિત્રો મૂકવાનો વિચાર દર્શાવતાં સાધુ સમાજ ખળભળી ઉઠેલો. યોગીન્દ્રદેવ કૃત સ્વાનુભવ દર્પણ, જેમાં મૂર્તિપૂજાનો નિષેધ છે, તેનાં ભાષાંતરથી તેમણે ભારે વિરોધ વહોર્યો શત્રુંજયમાં પોતાની પૂજા કરાવી એવા આરોપસર એમને સંઘ બહાર કાઢવા હિલચાલ થઈ. તેમણે તથા ભક્તકવિ શિવજી દેવશી મઢડાવાળાએ અડીખમ રહીને અનેક વિરોધોનો સામનો કર્યો. વિશેષ માટે જુઓ ભક્તકવિ કૃત 'પં. લાલન.'

૨૫૪૮. પાતંજલ અને જૈનયોગનો સમન્વય એ તેમના ચિન્તનનો મુખ્ય વિષય હતો. તેઓ વર્ષમાં ૧૮૦૦ સામાયિક કરતા અને તેથી વધુ કરાવતા. સામાયિક વિષયક એમનો ગ્રંથ ભારે આદર પામ્યો છે. પ્રગતિશીલ વર્ગે લાલનની પ્રવૃત્તિને આવકારી અને તેમનું બહુમાન કર્યું. ૯૬ વર્ષની વયે તા. ૭-૧૨-૧૯૫૩ માં તેઓ જામનગરમાં મૃત્યુ પામ્યા.

## રાવસાહેબ રવજી તથા મેઘજી સોજપાલ

૨૫૪૯. લાયજાના સોજપાલ કાયાની પત્ની ખેડઈબાઈએ સં. ૧૯૩૭ માં રવજી, સં. ૧૯૩૯ માં પાલણ અને સં. ૧૯૪૧ માં મેઘજીને જન્મ આપ્યો. ત્રણે ભાઈઓએ મુંબઈમાં કોન્ટ્રેક્ટર તરીકે નામના કાઢી. તેજુ કાયાની કંપનીમાંથી સં. ૧૯૮૫ માં પિતાના તથા રવજી સોજપાલના નામથી પેઢીઓ કાઢી. રવજીભાઈની અનેકવિધ સેવાઓની કદરરૂપે સરકારે તેમને રાવસાહેબનો ઈલ્કાબ એનાયત કરેલો. તા. ૨૯-૮-૧૯૨૬ માં એમની જ્ઞાતિએ એમને માનપત્ર આપ્યું સં. ૧૯૮૬ માં જૈ. શ્વે. કોન્ફરન્સનું ૧૩ મું અધિવેશન જુન્નેરમાં એમની અધ્યક્ષતામાં મળ્યું. બાલ દીક્ષાના પ્રશ્ને રૂઢિચુસ્તોએ અધિવેશનમાં ભંગાણ પાડવા અનેક પ્રયાસો કર્યા. સં ૨૦૦૫ના મહા સુદી ૫ને ગુરુવારે રવજીભાઈએ તેમનાં પત્ની કંકુબાઈના શ્રેયાર્થે માટુંગામાં શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ જિનાલય બંધાવી પ્રતિષ્ઠા કરાવી. એમનું પ્રથમ લગ્ન હંસાબાઈ સાથે થયેલું

૨૫૫૦. મેઘજીભાઈની સેવાઓ પણ ઘણી છે શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ; આર્યરક્ષિત જૈન

તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ, મેરાઉ; જૈન એન્યુકેશન બોર્ડ, વર્ધમાન જૈન બોર્ડિંગ, કટારીઆ; જીવદયા મંડળી મુમ્બઈ, લાલવાડી જિનાલય, આયબિલશાળા અને સેવામંડળનાં દવાખાના વિગેરેમાં એમણે આપેલી સેવાઓ અને આર્થિક સહાય પ્રેરણાદાયક છે. જ્ઞાતિના પ્રમુખપદે રહી તેમણે સુંદર નેતૃત્વ આપ્યું. સં. ૧૯૯૦ માં ચાંદવડ (નાસિક) માં તેમણે શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ જિનાલય બંધાવી આપ્યું સ ૧૯૮૧માં બનેવી કુરપાળ પુનશીના સહકારથી લાયજામાં પિતાનાં નામથી દવાખાનું, પત્ની હીમાબાઈનાં નામથી ચેરીટી ટ્રસ્ટ સ્થાપ્યાં. સ. ૨૦૦૦ માં મેઘજીભાઈના પ્રમુખપદે કોન્ફરન્સનું ૧૬ મુ અધિવેશન મુમ્બઈમાં મળ્યું. સ. ૨૦૦૪માં કચ્છ માંડવીમાં નિરાધાર, વૃદ્ધ તથા અશક્ત માટે આશ્રમ સ્થાપી સારુ ભંડોળ એકઠું કરી આપ્યું, તથા ત્યાં જિનાલય બંધાવ્યું. હાલ આશ્રમ સાથે એમનુ શુભ નામ જોડવામાં આવ્યું છે.

૨૫૫૧. મેઘજીભાઈએ ૫૩ વર્ષે નિવૃત્ત જીવન ગાળી સામાજિક, શૈક્ષણિક તેમજ ધાર્મિક ક્ષેત્રે સવિશેષ સેવાઓ બજાવી એમણે આપેલ ગુપ્તદાનનો આંકડો રૂપીઆ દશ લાખથી ઉપર થાય છે! તા. ૧૪-૧૧-૧૯૬૪ ના દિને ૭૯ વર્ષની વયે તેઓ મુમ્બઈમાં મૃત્યુ પામ્યા

## દેવસાગર શિ. સ્વરૂપસાગરજી

૨૫૫૨. મહો. રત્નસાગરની પરંપરામાં થયેલા ફતેહસાગર શિ. દેવસાગર નાના આસંબીઆના પાટને સંભાળતા હતા. તેમના શિષ્ય સ્વરૂપસાગર ગચ્છનાયકની આજ્ઞાથી ભૂજનો પાટ સંભાળતા. સં. ૧૯૨૫ માં મારવાડમાં દુષ્કાળ પડ્યો. તે વખતે દેવસાગર તથા અન્ય ગોરજીઓ શિષ્યો માટે ત્યાં આવ્યા અને પાલી નગરમાં આઠ બાળશિષ્યો મેળવ્યા. બીદડા આવી સૌએ આ પ્રમાણે વહેંચણી કરી. અભયચંદ્રે ચાર શિષ્યો લીધા · (૧) કાનજી (૨) લાલજી (૩) લાલજી-નાના (૪) કરમચંદ. દેવસાગરે કલ્યાણજીને, નાનચંદ્રે નંદુને તથા વીરજીએ સૂરચંદ તથા ઝવેરચંદને લઈ શિષ્ય કર્યા. દેવચંદ્રને પાલીના શ્રીમાલી બ્રાહ્મણ ધીરમલ્લ જોષીનો પુત્ર ગુલાબમલ્લ પણ પ્રાપ્ત થયેલો એ બન્ને શિષ્યોને સ્વરૂપસાગરના શિષ્યો કર્યા. તેરાના યતિ તારાચંદ્રે શિષ્યોની માગણી કરતાં સ. ૧૯૨૭નુ ચોમાસુ ઉતરતાં દેવસાગરે શિષ્યો મેળવવા પુન. મારવાડ જવાનુ નક્કી કરેલું પાવાગઢની યાત્રા કરી તેઓ પાલણપુર પહોંચ્યા, જ્યાં અચાનક તેઓ કાલધર્મ પામ્યા. સ્વરૂપસાગર તે વખતે પોતાના બન્ને બાળ શિષ્યો સાથે કાકાગુરુ હેમસાગર પાસે સાભરાઈની પોશાળમાં હતા. ગુરુના આકસ્મિક કાળધર્મથી એમને ખુબ જ દુઃખ થયું

૨૫૫૩ સ્વરૂપસાગર સં ૧૯૨૮ માં વિવેકસાગરસૂરિ સાથે સિદ્ધગિરિ, પાવાગઢ વિગેરેની યાત્રા કરી મુમ્બઈ આવ્યા. સં. ૧૯૨૯ માં કચ્છ પ્રયાણ કર્યું. માર્ગમાં કલ્યાણજી ગંભીર માંદગીમાં પટકાયો. સ. ૧૯૩૧-૩૩માં અનુક્રમે ભૂજપુર, કોઠારા અને ગોધરામાં ચાતુર્માસ રહ્યા. અન્ય શિષ્ય લાલજી ગંભીર માંદગીમાં પટકાયો. મહાકાલીની માનતા લીધી, અને યાત્રા કરી સ. ૧૯૪૦ માં મુમ્બઈ ગયા જ્યા જ્ઞાનચંદ્રને દીક્ષિત કરી એમનું ગૌતમસાગર નામ રાખવામાં આવ્યું. ગૌતમસાગરના કાર્યો વિશે પછીના પ્રકરણમાં વિશદ્ ઉલ્લેખ કરીશું.

૨૫૫૪. સ્વરૂપસાગર સારા પદ્યકાર હતા સાધાણુના પરબત લાધાએ સં. ૧૯૩૨ મા કેશરીઆજીનો સંઘ કાઢ્યો તેમાં તથા સ. ૧૯૩૮ માં ઉનડોઠમા થયેલી જિનાલય પ્રતિષ્ઠા પ્રસંગે તેઓ ઉપસ્થિત રહેલા અને તે પ્રસંગોને વર્ણવતાં સ્તવનો રચેલાં. સં ૧૯૭૩મા ભૂજમાં થયેલી પ્રતિષ્ઠા પ્રસંગે ઉપસ્થિત રહી કલ્યાણસાગરસૂરિની મૂર્તિને બિરાજિત કરી. એ પછી તેઓ અલ્પ જીવ્યા

## સેવક

૨૫૫૫ જિનેન્દ્રસાગરસૂરિ શિ. સેવકે સુંદર પદ્યો રચ્યાં સ. ૧૯૫૧ ના આષાઢ સુદી ૨ ને બુધવારે

જિનેન્દ્રસાગરસૂરિની ગહુંલી, પંચતીર્થીની આરતી, મોટી આરતી, પર્યુષણ સ્તવન, તેમજ આબૂની યાત્રા કરી અર્બુદાચલ સ્તવન વિગેરેની તેમણે રચના કરી.

## રૂપસાગર શિ. દયાસાગર શિ. મહેન્દ્રસાગર

૨૫૫૬. પાટણમાં રૂપસાગરની મુખ્ય ગાદી હતી. એમના શિષ્ય દયાસાગર માંડલની ગાદી સંભાળતા. દયાસાગરના શિષ્ય મહેન્દ્રસાગર થયા, જેમના ઉપદેશથી માંડલમાં સ. ૧૯૮૨ ના વૈશાખ સુદી ૩ને શુક્રવારે મહાકાલીદેવીની મૂર્તિ બિરાજિત થઈ. દયાસાગર ત્રીસેક જ્ઞાનાર્થિઓને ભણાવતા, જેમાં ત્રણેક ન્યાયના પ્રખર પંડિત થયા. એમની પ્રેરણાથી માંડલમાં બે અંચલગચ્છીય જિનાલયો, ઉપાશ્રયો, પાંજરાપોળ તથા પાટડીમાં ઉપાશ્રય આદિ બંધાયાં અને ગચ્છના શ્રાવકો ટકી રહ્યા

૨૫૫૭. માંડલમાં સં. ૧૯૬૧ ના શ્રાવણ સુદી ૭ ના દિને શ્રી વાસુપૂજ્ય જિનાલય સંઘે બંધાવ્યું. છગનલાલ ન્યાલચંદે સં. ૧૯૮૬ ના માઘ સુદી ૬ ના દિને શ્રી શાંતિનાથ જિનાલય બંધાવ્યું. મફતલાલ ભૂદરભાઈ લાડકચંદના શ્રેયાર્થે તેની પત્ની સૂરજબાઈએ સં. ૧૯૯૩ મા સાધ્વીનો ઉપાશ્રય બંધાવ્યો. સાધુના ઉપાશ્રયનો સંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો. સં.૧૯૫૭માં સાધ્વી ચંદનશ્રીના ઉપદેશથી ' જૈન ભારતીભૂષણ વિદ્યાશાળા ' સ્થપાઈ જેમા છગનલાલ માવજીની વિધવા જડાવબાઈએ રૂ. ૪૦૦૧નો મુખ્ય ફાળો આપ્યો.

## કચ્છમાં ધર્મપ્રવૃત્તિ

૨૫૫૮. નલીઆમાં જાદવ પરબત, ભોજરાજ દેસર, અરજણ ધનરાજ, દેવજી નાથા, વશનજી લાલજી, નાંગશી શેઠે વિગેરએ દેવકુલિકાઓ બંધાવી. સંઘના ઉતારા માટે લાડણ ખીમજીએ લાડણપુરો બંધાવ્યો. મુક્તિસાગરસૂરિની દેરી હીરજી ઉકરડાએ બંધાવી. દેવજી પુનશીની વિધવા ભચીબાઈએ પાઠશાળાનું મકાન લાડણ ખીમજી ટ્રસ્ટને ભેટ આપ્યું, તથા આયંબિલ શાળા માટે જગ્યા આપી. શામજી ગગાજરે પાંજરાપોળ બંધાવી. દામજી હીરજી ઉકરડાએ મહાજનવાડીની ચાલ બંધાવી. ભોજરાજ દેશર અને ભીમશી પરાયાએ જ્ઞાનશાળા બંધાવી તદુપરાંત નરશી નાથા બાલાશ્રમ, કન્યાશાળા, ધર્મશાળા, વીરજી લધાભાઈ હાઈસ્કૂલ વિગેરે સંસ્થાઓ સ્થપાઈ. સં. ૧૯૮૫ ના માઘ સુદી ૬ ને શુક્રવારે વીરવસહીનો દંડ–મહોત્સવ તથા સં. ૧૯૯૭ માં શતાબ્દી મહોત્સવ ઉજવાયો.

૨૫૫૯. રાયધણજરમાં થોભણ પત્રામલ તથા રતનશી દેવશીએ સં. ૧૯૪૯ માં શ્રી આદિનાથ જિનાલય બંધાવ્યું. સં. ૧૯૫૦ માં પરજાઉમા નેણશી દામજી કાયાણી, વર્ધમાન જેતશી અને તેજપાળ વીરપાળે શ્રી ચંદ્રપ્રભુ જિનાલય; પુનડીમાં સંઘે શ્રી અજિતનાથ જિનાલય, સાભરાઈમા સંઘે શ્રી શાંતિનાથ જિનાલય બંધાવ્યાં. સં. ૧૯૯૦ ના ફાગણ સુદી ૩ ને શુક્રવારે પુનડીમાં તથા સ. ૨૦૦૭ ના માઘ સુદી ૧૦ ને શુક્રવારે સાભરાઈમાં જીર્ણોદ્ધાર પ્રતિષ્ઠાઓ થઈ. નાગરેચામાં સ. ૧૯૫૦ માં શ્રી શાતિનાથ ગૃહ–ચૈત્ય બંધાયું હતું, ત્યાં હાલ શિખરબંધ જિનપ્રાસાદ છે.

૨૫૬૦. સં. ૧૯૫૧ માં વાંકુમાં ભારમલ રતનશી લોડાયા અને હીરજી જેઠાભાઈ સોનીએ શ્રી અજિતનાથ જિનાલય બંધાવ્યું અહીં પહેલાં ગૃહચૈત્ય હતું. સં. ૧૯૫૨ માં બાડામાં રઘુ નથુએ તથા નારાણપુરમાં સંઘે શ્રી ચંદ્રપ્રભુ જિનાલયો, ગઢશીશામાં દેવરાજ ટોકરશીએ તથા પાંચુ કોરશીએ શ્રી આદિનાથ જિનાલય બંધાવ્યા

૨૫૬૧. નાનચંદ ગોવિંદજીએ મુદ્રામાં સં ૧૯૫૫ માં શ્રી પાર્શ્વપ્રભુ જિનાલય તથા રાયણમાં સંઘે શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાવ્યા. સં. ૧૯૫૮ માં ગોધરામા સંઘે શ્રી આદિનાથ જિનાલય, લઠેડીમાં

શ્રી શાંતિનાથ જિનાલય, નાંગલપુરમાં શામજી પદમશી માંડવીવાલાએ શ્રી અજિતનાથ જિનાલય બંધાવ્યાં. સં. ૧૯૫૯માં કોટડા તથા ભોજાઈમાં સંઘે શ્રી શાંતિનાથ જિનાલયો બંધાવ્યાં.

૨૫૬૨. સં. ૧૯૬૦માં લુણીમાં સંઘે શ્રી શાંતિનાથ જિનાલય,શેરડીમાં શ્રી પાર્શ્વનાથ જિનાલય બંધાવ્યાં. લુણીનાં જિનાલયનો શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા જીર્ણોદ્ધાર થયો. શેરડીમાં સ. ૨૦૦૬ના માઘ સુદી ૬ ને શુક્રવારે ઉત્સવપૂર્વક જીર્ણોદ્ધાર પ્રતિષ્ઠા થઈ. સં ૧૯૬૦ માં વરાડીઆમાં દેવજી મુરજીની મુખ્ય સહાયથી શ્રી પાર્શ્વનાથ જિનાલય બંધાયુ, જેમાં સં ૧૯૮૦ માં નાંગશી સોજપારની પુત્રી ગંગાબાઈએ મીનાકારી કામ કરાવ્યું. અહીં નારાણજી શામજીએ પણ ધર્મ કાર્યોમાં ઘણું ધન ખરચ્યું.

૨૫૬૩. સં. ૧૯૬૨ માં કુંવરજી શામજીએ રાણપુરમાં શ્રી વીર જિનાલય, મોટી વંઢીમાં સંઘે શ્રી કુંથુનાથ જિનાલય, સં, ૧૯૬૩ માં તલવાણામાં સંઘે શ્રી સુમતિનાથ જિનાલય તથા ચુંદડી અને મકડામાં જિનાલયો બંધાવ્યાં.

૨૫૬૪. ચાંગડાઈમાં સં ૧૯૬૫ માં તથા ત્રગડીમાં શ્રી આદિનાથ જિનાલયો બંધાયાં. ચાંગડાઈમાં શ્રાવણ સુદી ૫ ને રવિવારે શ્રી અનંતનાથની પ્રતિષ્ઠા થયેલી પરંતુ ધ્વજારોપણ પ્રસંગે માણસો પડી જવાથી આશાતના થયેલી. આથી જિનાલયનું પાયાથી વિસર્જન કરી, નવું જિનાલય બંધાવી સંઘે તેની સં. ૧૯૮૯ ના માઘ સુદી ૧૩ ને બુધવારે રવિચંદ્રના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

૨૫૬૫. સં. ૧૯૬૬ માં સંઘે હાલાપુરમાં શ્રી શીતલનાથ જિનાલય, ખીંઅરાજ લધાએ લાલામાં, તથા સંઘે સં.૧૯૬૭માં નરેડીમાં તેમજ રામાણીઆમાં શ્રી ચંદ્રપ્રભુ જિનાલયો, સં. ૧૯૬૮માં દેઢીઆમાં શ્રી આદિનાથ જિનાલય બંધાવ્યાં.

૨૫૬૬. નાના આસંબીઆના દેરાજ યમલે સ. ૧૯૭૦ માં ખીદડામાં શ્રી પાર્શ્વનાથ જિનાલય, સંઘે સ. ૧૯૭૧માં વાંઢમાં શ્રી કુંથુનાથ જિનાલય, સં. ૧૯૭૨ માં ડોણમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ જિનાલય, સં. ૧૯૭૨ માં છસરામાં શ્રી શાંતિનાથ જિનાલય બંધાવ્યાં

૨૫૬૭. સંઘે સં ૧૯૭૮માં મોથારામાં તથા દેવપુરમાં, સં. ૧૯૭૯ માં ભીંયસરામાં શ્રી પાર્શ્વનાથ જિનાલયો બંધાવ્યાં. સં. ૧૯૭૯ ના માઘ સુદી ૧૧ ના દિને લાયજામાં શ્રી વીર જિનાલયની ગૌતમ-સાગરજીના ઉપદેશથી પ્રતિષ્ઠા થઈ. અહીં રાવસાહેબ રવજી સોજપાલે અનેક ધર્મ કાર્યો કર્યાં.

૨૫૬૮. ગોયરસમામાં ઠાકરશી હીરજી કારિત શ્રી ચંદ્રપ્રભુ જિનાલયની સં. ૧૯૮૪ ના વૈશાખ સુદી ૭ ને ગુરુવારે, એ વર્ષે સુથરીમાં ગોવિંદજી લખમશી કારિત શ્રી અજિતનાથ જિનાલયની શ્રાવણ સુદી ૧૫ ને શુક્રવારે તથા સં. ૧૯૮૫ ના માઘ સુદી ૧૩ ને શુક્રવારે સંઘ કારિત શ્રી નેમનાથ જિનાલયની ખારુવામાં પ્રતિષ્ઠા થઈ. ગોવિંદજી લખમશીએ સં. ૧૯૮૮ ના વૈશાખ સુદી ૧૩ ને બુધવારે રાપરગઢ-વાલીમાં શ્રી પાર્શ્વબિંબની પણ પ્રતિષ્ઠા કરાવી.

૨૫૬૯. જખૌમાં કાયાણી કારિત શ્રી શામળીઆજી જિનાલયની સં. ૧૯૮૮ ના માઘ સુદી ૧૦ ને ગુરુવારે, સં.૧૯૮૮ના વૈશાખ વદિ ૭ને ગુરુવારે વારાપધરમાં વેલજી ડુંગરશીએ શ્રી આદિનાથ પ્રભુની, એ જ વર્ષે વૈશાખ વદિ ૧૩ ને ગુરુવારે સુથરીમાં સંઘે કલ્યાણસાગરસૂરિની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી.

૨૫૭૦. હામલા મંજલમાં પૂંજા રાધાના પ્રયાસથી સં. ૧૯૯૦ ના વૈશાખ સુદી ૧૦ ને ગુરુવારે તથા સં. ૧૯૯૨ ના વૈશાખ સુદી ૬ ને સોમવારે સણોસરામાં શ્રી અજિતનાથ જિનાલયોની પ્રતિષ્ઠા થઈ. એ વર્ષે સાંતલપુરમા પણ જિનાલય બંધાયુ.

૨૫૭૧. સ. ૧૯૯૩ માં મૂલજી ઓભાયાએ કપઈઆમાં શ્રી પાર્શ્વનાથ જિનાલય, સં. ૧૯૯૫ માં

લધા જીવણે બારોઈમાં શ્રી મુનિસુવ્રત જિનાલય, સં. ૧૯૯૭ ના માઘ વદિ ૮ ને સોમવારે બાંભડાઈમાં સંઘે શ્રી અજિતનાથ જિનાલય બંધાવી પ્રતિષ્ઠાઓ કરાવી. મોટી સીંધોડીમાં સં. ૧૯૯૭માં શ્રી નેમિનાથ જિનાલય બંધાયું, જેનો શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા જીર્ણોદ્ધાર થયો.

## હાલારમાં ધર્મપ્રવૃત્તિ

૨૫૭૨. મોટી ખાવડીમાં જખૌના વીરપાર પાસુની પુત્રી દેવલીબાઈ નરશી ભાણજીએ જેઠાભાઈ ઠાકરશી ખોનાની પ્રેરણાથી સં. ૧૯૬૨ ના શ્રાવણ સુદી ૬ ને બુધવારે ગૃહચૈત્યનું ઉત્થાપન કરી શ્રી ચંદ્રપ્રભુનાં શિખરબંધ જિનાલયની પ્રતિષ્ઠા કરાવી. સં ૨૦૨૨ ના જેઠ સુદી ૨ ને રવિવારે રૂપશી માણેક તથા હંસરાજ દેવજીના પ્રયાસોથી તેનો શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા જીર્ણોદ્ધાર થયો તથા જેઠ સુદી ૧૦ને રવિવારે શ્રી પાર્શ્વગૃહચૈત્યની પ્રતિષ્ઠા થઈ. ઉપાશ્રયમાં કલ્યાણસાગરસૂરિની દેરી સં. ૧૯૯૧ ના આસો સુદી ૧૫ ને સોમવારે જખૌના વેજબાઈ પુનશી આસપારે ગૌતમસાગરજીના ઉપદેશથી કરાવી. પાસે વિશાળ ઉપાશ્રય છે.

૨૫૭૩. સાંએરાના માણેકજી ચાંપશી ખોનાએ સં. ૧૯૪૯ ના શ્રાવણ સુદી ૧૫ ના દિને રંગપુરમાં ઉપાશ્રય બંધાવ્યો. ભરૂડીઆમાં પણ ઉપાશ્રય બંધાયો. મોડપુરના જિનાલય–ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર સં. ૧૯૯૦માં ગૌતમસાગરજીના ઉપદેશથી થયો, તથા કલ્યાણસાગરસૂરિની મૂર્તિ પણ બિરાજિત થઈ.

૨૫૭૪. લતુંગીમાં પટેલ ડાહ્યાભાઈ ખેરાજના પુત્રો અને પુત્રી જમનાબાઈની મુખ્ય સહાયથી શ્રી અજિતનાથ જિનાલય બંધાયું. સં. ૧૯૬૦ના વૈશાખ સુદી ૫ ને બુધવારે સંઘે તેની કપૂરસાગરજીની નિશ્રામાં પ્રતિષ્ઠા કરાવી. ગૌતમસાગરજીના ઉપદેશથી અહીં કલ્યાણસાગરસૂરિની મૂર્તિ બિરાજિત થઈ.

૨૫૭૫ નવાગામમાં ગૌતમસાગરજીના ઉપદેશથી સાંએરાના બંધુ મેગજી તથા દેવજી ખેતશીની મુખ્ય સહાયથી શ્રી ચંદ્રપ્રભુ જિનાલય તથા ઉપાશ્રય બંધાયાં સં ૧૯૭૬ ના વૈશાખ સુદી ૭ને રવિવારે તેની પ્રતિષ્ઠા થઈ. ઉપાશ્રયમાં કલ્યાણસાગરસૂરિની મૂર્તિ પણ બિરાજિત કરવામાં આવી. હજી પણ અહીં અંચલગચ્છના ઘણાં ઘરો છે.

૨૫૭૬. નાની ખાવડીમાં દામજી કચરાણી નાગડા, પત્ની ગંગાબાઈ તથા પુત્ર પુનશીના સ્મરણાર્થે તેની પત્ની મૂરબાઈએ સં. ૧૯૯૩ ના વૈશાખ સુદી ૩ ને ગુરુવારે ઉપાશ્રય બંધાવ્યો. રતનશી દેવાણીની પુત્રી મીઠાબાઈએ તે માટે જમીન ભેટ આપી. હાલ ત્યાં સુંદર ગૃહચૈત્ય છે.

૨૫૭૭. જામનગરના સૌભાગચંદ કપૂરચંદે પાલીતાણામાં ધર્મશાળા તથા જામનગરમાં કલ્યાણસાગરસૂરિની દેરી બંધાવી, અનેક ગ્રંથો છપાવ્યા. વોરા અજરામલ હરજીએ સં. ૧૯૪૫ માં હરજી બાગ, હરજી જૈનશાળા, પુસ્તકાલય, સં. ૧૯૫૨ માં શ્રી આદિનાથ જિનાલય બંધાવ્યા. તેમના વંશજ ટોકરશી દેવશીએ તથા સૌભાગચંદ કપૂરચંદે વર્ધમાન અને રાયશીશાહે બંધાવેલાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. વોરા તારાચંદ દેવશીએ સં. ૧૯૭૭ના માગશર સુદી ૬ ને બુધવારે અજરામલના વંડાનાં જિનાલયમાં કલ્યાણસાગરસૂરિની દેરી બંધાવી. જામનગર પાસેના દાતા ગામમાં પણ ગૌતમસાગરજીના ઉપદેશથી ગુરુની દેરી બંધાઈ. જામનગરમાં સંઘાગ્રણી સાંકરચંદ નાગજીની ઘણી સેવાઓ છે

## સિદ્ધક્ષેત્રમાં ધર્મપ્રવૃત્તિ

૨૫૭૮. નલીઆના વિસરીઆ નોના સામત ભાર્યા ભીમલબાઈ, પુત્ર પુનશી ભાર્યા જીવાબાઈ પુત્ર દેવજીએ સં. ૧૯૫૦ ના પોષ સુદી ૫ ને શુક્રવારે ગિરિ ઉપર શ્રી ધર્મનાથ જિનાલય બંધાવી જિનેન્દ્રસાગરજીના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી, તથા ગામમાં ધર્મશાળા બંધાવી. તેમનાં પત્ની ભમીબાઈએ નલીઆમાં અનેક ધર્મકાર્યો કર્યાં.

૨૫૭૯. નરશી કેશવજી નાયકના પુત્રો નરશી, મૂલજી તથા જીવરાજે ગુમાસ્તા વલ્લભજી વસ્તાના નામથી વિશાળ કુંડ બંધાવ્યો સં. ૧૯૫૮ ના કાર્તિક સુદી ૧ ને મંગળવારે યતિ હેમચંદ્રે તેની વિધિ કરી. વીરબાઈ પાઠશાળા વિશે આગળ નોંધી ગયા છીએ. તેનું ખાતમુહૂર્ત સં. ૧૯૫૪ના ચૈત્ર વદિ ૧ ને ગુરુવારે તથા ઉદ્‌ઘાટન સં. ૧૯૫૬ ના કાર્તિક વદિ ૬ ને ગુરુવારે ઠાકોર માનસિંહે કર્યું. સર વશનજી તથા હીરજી ઘેલાભાઈની આમાં ઘણી સેવાઓ છે. અહીંના ગ્રંથભંડારની ઘણી ખ્યાતિ હતી.

૨૫૮૦ ઠાકોર માનસિંહના આશ્રયથી મંજલના નથુ રતનશી તથા જખૌના ટોકરશી કાનજીએ વશનજી જેઠા હસ્તક ગૌશાળા બંધાવી. સં. ૧૯૬૦માં તેની શુભ શરુઆત કરી ગોધરાના દેવજી ધનજીએ તેમાં મકાન બંધાવી આપ્યું. આજે આ સંસ્થા ફૂલીફાલી છે

૨૫૮૧ મોટા આસંબીઆના કોરશી વીજપાલે કેશવજી નાયકની ધર્મશાળામાં વ્યાખ્યાન મંદિર બંધાવ્યું, કેશવજી નાયકની ટૂંકમાં સં ૧૯૮૬ માં પોતાનાં માતા હીરબાઈ, પિતા વીજપાલ નેણશી, પત્ની રતનબાઈ અને પુત્રી પાનબાઈના શ્રેયાર્થે ચાર દેવકુલિકાઓનો જીર્ણોદ્ધાર કરાવ્યો, ગ્રંથ પ્રકાશનનાં કાર્યમાં ઘણી મદદ કરી, રંગુનમાં પણ ધર્મપ્રવૃત્તિ વિસ્તારવા દ્રવ્ય સહાય કરી * તેમણે મોટા આસંબીઆમાં પુત્ર રવજીનાં નામે મહાજનવાડી તથા ભદ્રેસરમાં ધર્મશાળા બંધાવી, તેમજ ધર્મકાર્યોમાં લાખો રૂપીઆ ખરચ્યા.

૨૫૮૨. જામનગરના કપૂરચંદ ખેંગાર ભાર્યા વીરૂબાઈ પુત્ર સોભાગચંદે સં. ૧૯૫૭ના ફાગણ વદિ ૪ ના ધર્મશાળાનું ખાતમુહૂર્ત કરી શ્રાવણ સુદી ૧૪ને બુધવારે તેનું વાસ્તુ કર્યું. સં. ૧૯૭૨માં મોટી ખાખરનાં પુરબાઈ કોરશી કેશવજીએ ધર્મશાળા બંધાવી. તેમણે મુંબઈ પાલાગલીમાં કન્યાશાળા તથા સોનગઢ આશ્રમમાં ભોજનાલય બંધાવ્યા.

૨૫૮૩. નરશી નાથાની ધર્મશાળામાં સં. ૧૯૫૩ માં શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાયું હતું તેનો જીર્ણોદ્ધાર સં ૨૦૦૮ ના માઘ સુદી ૬ ને શુક્રવારે થયો. તેમાં રૂા. ૧૦૬૩૩૮) નો ખર્ચ થયો, જેમાં શ્રી અનંતનાથ ટ્રસ્ટે રૂા ૫૦૦૦૦)નો ફાળો નોંધાવ્યો

૨૫૮૪. સં. ૨૦૨૧ ના કાર્તિક સુદી ૧૩ ના દિને ગોવિંદજી જેવત ખોનાએ માટુંગામાં અંજનશલાકા કરાવી, બાબુ ધનપતસિંહની ટૂંક પાસે જિનાલય બંધાવ્યું. ગિરિરાજ ઉપર તેમણે સં. ૨૦૧૫ માં જિનબિંબોની પ્રતિષ્ઠા કરી તથા પીપરલામા ઉપાશ્રય બંધાવ્યો. તેમણે ધર્મકાર્યોમાં ઘણું ધન ખરચ્યું છે.

૨૫૮૫ બાબુ ધનપતસિંહની ટૂંકમાં આ પ્રમાણે દેવકુલિકાઓની પ્રતિષ્ઠા થઈ:—

(૧) વરાડીઆના ગેલા તથા દેવજી માણેક ડાઘાએ સં ૧૯૭૫ ચૈ વદ ૧૧ રવિ શ્રી શીતલનાથ દે. નં. ૨૯.
(૨) ગેલા માણેકની વિધવા લીલબાઈએ ગૌતમસાગરજીના ઉપદેશથી કલ્યાણસાગરસૂરિની દેરી બંધાવી.
(૩) બીદડાના માલશી લાધાએ સં. ૧૯૬૬ મ. વ ૩ રવિ શ્રી સુમતિનાથ દે. નં ૨૧.
(૪) તેરાના ભીમશી ખીમજીએ સં. ૧૯૭૨ ચૈ સુ ૩ શુક્ર. શ્રી પાર્શ્વનાથ દે નં. ૩૦.
(૫) વરાડીઆના પૂંજા ખીંઅશી લોડાયાએ સં. ૧૯૭૫ ચૈ. વ ૧૨ સોમ. શ્રી ધર્મનાથ દે. નં. ૩૧.

* નવાવાસના આસુ વાઘજીએ સં ૧૯૪૦ મા રંગુનમા સૌ પ્રથમ ચોખાનો વ્યાપાર જમાવ્યો. એ પછી અનેક કચ્છીઓ ત્યા વસ્યા. જૈનોની વસ્તી વધતા સં ૧૯૫૬ માં ત્યા ગૃહચૈત્ય બંધાવ્યું. સં. ૧૯૬૨ મા ખીઅશી હેમરાજે કોડાયથી શ્રી વીરપ્રભુની પ્રતિમા લાવી મૂલનાયક તરીકે પધરાવી. સં. ૧૯૭૦ ના વૈશાખ વદિ ૫ ના દિને સંઘે વિશાળ જિનાલય, પાઠશાળા, જ્ઞાનાગાર બંધાવ્યા. કચ્છી શ્રાવકોએ સૌ પ્રથમ બ્રહ્મદેશમા જૈનધર્મની પતાકા લહેરાવી, જેનું આફ્રિકા, સિલોન વિગેરેના શ્રાવકોએ અનુસરણ કર્યું.

(૬) કોઠારાના રતનશી ઉકેડા ભાર્યા. ખેતબાઈએ સં. ૧૯૬૯ પો. વ. ૯ બુધે. શ્રી આદિનાથ દે. નં.૩૩.
(૭) સાંએરાના ધારશી રામજીએ સં. ૧૯૭૧ કા. સુ. ૧૦ બુધે. શ્રી સંભવનાથ દે. નં. ૪૨.
(૮) નલીઆના રતનશી રાઘવજી, નરપાર પાસુએ સં. ૧૯૭૩ મ. સુ. ૧૧ શુક્રે શ્રી આદિનાથ દે. નં. ૪૩.
(૯) પરજાઉના રતનશી આશારીઆએ સં. ૧૯૯૦ જે. સુ. ૧૧ શનિ. શ્રી નેમિનાથ દે. નં. ૫૬.
(૧૦) વરાડીઆના શિવજી કરમશી મોમાયાના પુત્રોએ સં. ૧૯૬૧ અ. વ. ૩ બુધે. શ્રી આદિનાથ દે. ન.૫૭.
(૧૧) વારાપધરના જીવરાજ ભારમલ દેવશીએ સં. ૧૯૯૦ જે. સુ. ૧૧ શનિ. શ્રી નેમિનાથ દે. ન. ૫૮.
(૧૨) મજલ રેલડીઆના ખીમજી હંસરાજે સં. ૧૯૫૬ પો. વ. ૮ બુધે. શ્રી પાર્શ્વનાથ દે. નં. ૬૨.
(૧૩) વારાપધરના માનબાઈ માલશી દેવશીએ સં. ૧૯૬૧ પો. સુ. ૧૨ બુધે શ્રી અરનાથ દે. નં. ૬૪.
(૧૪) કોઠારાના લખમશી લાલજી વરસગે સં. ૧૯૫૯ મ. સુ. ૫ સોમે શ્રી વાસુપૂજ્ય દે. નં. ૭૮.
(૧૫) નલીઆના શામજી માલશીએ સં. ૧૯૫૨ મા. સુ. ત્રણ બિંબોની પ્રતિષ્ઠા કરી દે. નં. ૭૭.
(૧૬) જખૌના ગોવિંદજી કાનજી પાંચારીઆએ સં. ૧૯૬૭ મ. સુ ૫ શનિ. ચૌમુખ જિનાલય બંધાવ્યું.

૨૫૮૬. નરશી કેશવજીની ટૂકમાં આ પ્રમાણે દેવકુલિકાઓની પ્રતિષ્ઠા થઈ :—

(૧) નલીઆના ટોકરશી દેવજી જેવતે સં. ૧૯૬૦ વૈ. સુ. ૧૨ બુધવારે દેરી બંધાવી.
(૨) જખૌના ટોકરશી કાનજીએ સ. ૧૯૬૮ ફા. સુ ૨ મંગળ શ્રી મુનિસુવ્રતની દેરી બંધાવી
(૩) નલીઆના રતનશી ભીમજીએ સં. ૧૯૬૧ મા. સુ. ૫ સોમે દેરી બંધાવી.
(૪) લાલાના દેવજી ગોવિંદજી દેઢીઆએ સં. ૧૯૫૮ માં દેરી બંધાવી. સં. ૧૯૬૦ વૈ. સુ. ૫ બુધે પ્રતિષ્ઠા.
(૫) નલીઆના કેશવજી ભારમલની પુત્રી જેતબાઈએ સં. ૧૯૬૯ પો. સુ. ૭ મંગળવારે શ્રી વીર દેરી બંધાવી.
(૬) કોઠારાના નરશી કેશવજીની પુત્રી રાજબાઈએ સં. ૧૯૫૮ વૈ. વ. ૬ બુધે શ્રી નેમિનાથ દેરી બંધાવી.
(૭) ઉક્ત નરશીશેઠની પુત્રી જમનાબાઈ, સુથરીના ભાણજી જેઠા વિરમની વિધવાએ શ્રી નેમનાથ દેરી બંધાવી.
(૮) સુથરીના તેજપાલ વિરમની વિધવા જેઠીબાઈએ સં. ૧૯૭૧ કા. વ. ૬ સોમે શ્રી ધર્મનાથ દેરી બંધાવી.
(૯) બાંડીઆના ઉકેડા ખીમજીની વિધવા વેલબાઈએ સં. ૧૯૭૨ મ. સુ ૪ સોમે શ્રી વીર દેરી બંધાવી
(૧૦) સુથરીના માણેકજી રૂપશી પીતાંબરે સ. ૧૯૭૭ મા. સુ. ૨ રવિ શ્રી મલ્લીનાથ દેરી બંધાવી.
(૧૧) વારાપધરના માલશી દેવશીએ સં. ૧૯૭૧ વૈ. સુ. ૩ સોમે શ્રી કુંથુનાથ દેરી બંધાવી.
(૧૨) તેરાના કેશવજી ભીમજી છેડાએ સં. ૧૯૫૫ પો. વ. ગુરુ શ્રી અનંતનાથ દેરી બંધાવી.
(૧૩) નલીઆના હેમરાજ ધનરાજ ખીંઅરાજ નાગડાએ શ્રી ધર્મનાથ દેરી બંધાવી.
(૧૪) વાંકુના વીરજી ત્રીકમની વિધવા રતનબાઈએ સં. ૧૯૯૭ મ. સુ. ૭ સોમે શ્રી કુંથુનાથ દેરી બંધાવી.
(૧૫) સુથરીના ઠામજી મેઘણુ રાઘવે જિનબિંબની પ્રતિષ્ઠાઓ કરાવી
(૧૬) નાયકભાઈ તથા ગોવિંદજીભાઈએ સં. ૨૦૧૨ મા. સુ. ૫ બુધે શ્રી આદિનાથબિંબને પધરાવ્યાં.

૨૫૮૭. કેશવજી નાયકની ટૂકમાં આ પ્રમાણે દેવકુલિકાઓની પ્રતિષ્ઠા થઈ :—

(૧) આરીખાણાના લધા રામજી માલુએ સં. ૧૯૫૦ આ. સુ. ૯ રવિ. શ્રી સંભવનાથ દેરી બંધાવી.
(૨) વરાડીઆના લખમશી માણેક ભાર્યા પ્રેમાબાઈએ સં. ૧૯૮૭ માં (૧)નો જીર્ણોદ્ધાર કરાવ્યો.
(૩) કોઠારાના જેઠાભાઈ નરશીએ સં. ૧૯૫૨ વૈ. સુ. ૧૫ સોમે શ્રી વીરપ્રભુ દેરી બંધાવી.

(૪) તેરાના જીવરાજ વીરજી પાસુએ સં. ૧૯૪૯ મ. સુ. ૫. સોમે શ્રી અજિતનાથ દેરી બંધાવી.
(૫) ગોધરાના કલ્યાણજી લાલજી વિધવા દેકાબાઈએ સં. ૧૯૭૮ વૈ. વ. ૬ બુધે શ્રી મુનિસુવ્રત દેરી બંધાવી.
(૬) વરાડીઆના મારૂ દેવજી વીશરે સં. ૧૯૬૪ મ. સુ. ૧૩ શનિવારે દેરી બંધાવી
(૭) સાંધાણના ખીમજી લખમશી આશારીઆએ સ.૧૯૬૯ પો. સુ. ૫ રવિ. શ્રી મુનિસુવ્રત દેરી બંધાવી.
(૮) સુથરીના મેઘજી વિરમની વિધવા વાલબાઈએ સં ૧૯૫૮ મ.વ. ૫ ગુરુ. શ્રી અભિનંદન દેરી બંધાવી.
(૯) નલીઆના નાથીબાઈ પુત્ર ખેતશીએ સં. ૧૯૫૧ પો. સુ. માં દેરી બંધાવી.
(૧૦) કોઠારાના વશનજી તથા સોજપાલ હીરજીએ સ. ૧૯૫૪ મા. સુ. ૧૦ શુક્રે દેરી બંધાવી.
(૧૧) વરાડીઆના મોમાયા ખેરાજ દેધરે સં. ૧૯૫૫ વૈ. સુ. ૧ બુધે શ્રી ચંદ્રપ્રભ દેરી બંધાવી.
(૧૨) સુથરીના આણંદજી માલશી દંડ કોચીનવાલાએ સં ૧૯૮૬ માં (૧૧) નો જીર્ણોદ્ધાર કરાવ્યો.
(૧૩) કોઠારાના ખીંઅરાજ મેઘણ પાલાણીએ સં. ૧૯૫૭ ફા સુ. ૧૩ ગુરુ. શ્રી પાર્શ્વનાથ દેરી બંધાવી.
(૧૪) સુથરીના કાયાણી વીરઘોર રામૈયા ભાર્યા પૂરબાઈએ સં. ૧૯૮૬ માં દેરીનો જીર્ણોદ્ધાર કરાવ્યો.
(૧૫) કોઠારાના ઠાકરશી તેજશી પાલાણીએ સ. ૧૯૫૭ ફા. સુ ૩ ગુરુ શ્રી અભિનંદન દેરી બંધાવી.
(૧૬) સુથરીના પાસુ નરશી કાયાણીએ સં. ૧૯૮૬ માં દામજી ઠાકરશી હસ્તક દેરીનો જીર્ણોદ્ધાર કરાવ્યો.
(૧૭) પરજાઉના નાગડા બંધુ હીરજી તથા શિવજી ખેતશીએ સં. ૧૯૪૯ મ. સુ. ૧૦ શુક્રે દેરી બંધાવી.
(૧૮) સુથરીના પાસુ નરશીની વિધવા કુંવરબાઈએ સ. ૧૯૮૬ માં દેરીનો જીર્ણોદ્ધાર કર્યો.
(૧૯) કોઠારામાં ખેતશી ગોવિંદજી માણેકે સ. ૧૯૫૧ ફા સુ ૫ શુક્રે જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી.
(૨૦) કોઠારાના ગોવિંદજી નથુએ સં. ૧૯૮૬ માં સુથરીના દામજી ઠાકરશી હસ્તક જીર્ણોદ્ધાર કરાવ્યો.
(૨૧) નલીઆના હંસરાજ ધનરાજે સ. ૧૯૫૫ મ. સુ. ૧૩ બુધે જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી.
(૨૨) જખૌના રાઘવજી તથા વિરપાર પાસુએ સં. ૧૯૬૬ વૈ. સુ. ૧૦ બુધે શ્રી પાર્શ્વનાથ દેરી બંધાવી.

૨૫૮૮. ઉપર્યુક્ત દેવકુલિકાઓ ઉપરાંત આ પ્રમાણે બિંબ પ્રતિષ્ઠાઓ થઈ: (૧) કુમરાના હીરાચંદ જેઠાભાઈ નરશીએ સ. ૧૯૯૮ ફા. સુ ૩ (૨) કોઠારાના રાયચંદ શામજી માણેકે સં. ૨૦૦૦ ફા. સુ. ૩ (૩) સુથરીના રતનશી અને મેઘજી કુરશીએ સં. ૧૯૫૮ ફા. વ. ૧૦ ગુરુ (૪) ગોધરાના મેઘજી તથા આણંદજી હીરજીએ સં. ૨૦૦૦ જે. સુ ૨ બુધ (૫) સાંધાણના ખીમજી ઠાકરશીએ સં. ૨૦૧૨ મા. વ ૭ બુધ (૬) રાયણના પદમશી પાંચારીઆએ સં. ૨૦૦૧ વૈ સુ. ૩ (૭) તેરાના નરશી મણશીએ સં. ૧૯૯૦ મા. સુ. ૧૫ શુક્રે (૮) કોઠારાના જીવરાજ નરશી કેશવજીએ સં. ૧૯૫૪ મા. સુ. ૨ શુક્રે.

૨૫૮૯. તદુપરાંત આ પ્રમાણે ગિરિરાજ ઉપર પ્રતિષ્ઠા કાર્યો થયાં (૧) ચોરીવાળા જિનાલયમાં નલીઆના છેડા પરબત જેતશી ભાર્યા નેણબાઈના પુત્રો જાદવજી, ભારમલ તથા મેઘજીએ બિંબો ભરાવ્યાં. (૨) મોતીશા ટૂકની ૭૨ મી દેરી જખૌના હીરજી ઉકરણે બંધાવી જેમાં નલીઆના હીરજી લુંભા, હસ્તે દેવકાબાઈએ સ. ૧૯૬૭ ચૈત્ર વ. ૧ શુક્રે શ્રી પદ્મપ્રભુની પ્રતિષ્ઠા કરાવી. (૩) નલીઆના શામજી ગંગાજર ખોનએ સં. ૧૯૫૦ ફાગણ સુ. ૨ શુક્રે જિનેન્દ્રસાગરસૂરિના ઉપદેશથી જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. (૪) શાકળશા ટૂકમાં ત્રીકમજી વેલજી માલુની ભાર્યા દેવકુંવરના શ્રેયાર્થે ખેતબાઈ તથા માણેકજીએ સં. ૧૯૫૨ મા. સુ. ૫ ગુરુવારે શ્રી સંભવનાથની દેવકુલિકા બંધાવી હસ્તીસાગરજી દ્વારા પ્રતિષ્ઠા કરાવી.

**દેશાવરમાં ધર્મ-પ્રવૃત્તિ**

૨૫૯૦. સુથરીના જેઠાભાઈ વિરમે સ. ૧૯૫૮ માં વિશાળ જમીન ભાંડુપના સંઘને અર્પણ કરતાં ત્યાં નલીઆના વેરશી માલશીએ સં. ૧૯૬૦ ના આષાઢ સુદી ૫ ના દિને શ્રી વીર ગૃહચૈત્ય બંધાવ્યું. પછી સંઘે શ્રી આદિનાથનું શિખરબંધ જિનાલય બંધાવી સં. ૨૦૦૨ ના જેઠ સુદી ૧૦ ના દિને તેની

ક્ષમાનંદજીના શુભ હસ્તે પ્રતિષ્ઠા કરાવી પરજાઉના હીરજી ખેતશી મેપાણીએ તથા અન્ય શ્રેષ્ઠીવર્યોએ ભાંડુપમાં સેનિટેરિયમ બંધાવ્યું.

૨૫૯૧. સાંધવના શિવજી દેરાજ ખોનાએ ભાયખલામાં મોતીશા કારિત જિનાલય સામે શ્રી અજિત-નાથ જિનાલય બંધાવી તેની પ્રતિષ્ઠા કરાવી. ધ્વજા–રોપણનો હક્ક અબાધિત રાખી આ જિનાલયનો વહીવટ ત્યાંના ટ્રસ્ટને સોંપી દીધેલ.*

૨૫૯૨. કચ્છી વીશા ઓશવાળ સંઘે ભાતબજારમાં સ. ૧૯૯૦ ના વૈશાખસુદી ૬ ને સોમવારે શ્રી આદિનાથ જિનાલય, લાલવાડીમાં સ. ૧૯૮૨ માં શ્રી સુવિધિનાથ જિનાલય તથા ઘાટકોપરમાં સ. ૧૯૯૬ માં શ્રી જીરાવલા પાર્શ્વનાથ જિનાલય તથા ઉપાશ્રયો બંધાવ્યા. માટુંગાનાં જિનાલય વિશે આગળ ઉલ્લેખ થઈ ગયો છે. આ કાર્યોમાં રાવસાહેબ રવજી તથા મેઘજી સોજપાલની ઘણી સેવાઓ છે.

૨૫૯૩. મુલુંડમાં સં. ૧૯૭૫ મા ગૃહચૈત્ય હતું. ત્યા રાણબાઈ હીરજી તથા હરગોવિંદ રામજી સમેત સંઘના પ્રયાસોથી શિખરબંધ જિનાલય અને ઉપાશ્રય અસ્તિત્વમાં આવ્યાં. મૂલનાયક શ્રી વાસુ-પૂજ્ય પ્રભુનું બિંબ નરશી નાથા ટ્રસ્ટ દ્વારા મળેલ. સં. ૨૦૦૯ ના ફાગણ સુદી ૫ ને બુધવારે તેની ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા થઈ. રાણબાઈમાએ રૂ ૧૧૨૫૧) સંઘને અર્પતાં ઉપાશ્રયનાં ઉપરનાં વ્યાખ્યાન

* વહીવટ સોંપતી વેળાએ તેમણે સં. ૧૯૩૮ ના શ્રાવણ વદિ ૧૦ ને ગુરુવારે કરેલા દસ્તાવેજની નકલ ખોના દેવજી દામજી દ્વારા પ્રાપ્ત થઈ છે, જેનો મૂળ ભાગ આ પ્રમાણે છે :

To Sha Dayachand Malukchand, the agent (constituted attorney) of Sheth Khimchandbhai Motichand, written by Sha Shavji Deraj. To wit: (we) hereby give you in writing that there is a Derasarji in your Wadi, known as Sheth Motisha's Wadi, situated in the lane called Love Lane on the Byculla Road outside the Fort of Bombay. On the door of that Derasarji you have got prepared a new inner room of marbles (Gabhara) and in that at your direction (with your permission) we have installed an idol (Pratimaji). We have no right; privilege or ownership of any kind whatsoever over the said idol (Pratimaji) in accordance with the Scriptures of our Jain religion and in this also we have no right, title or interest of any sort. We may perform the birthday ceremony of Swami Ajitnathji Maharaj according to our status and position in life and only upto the time we and our family are in a position to do so. But we have no right of any kind whatsoever over the aforesaid idol (Pratimaji) and Derasarji and we, our present heirs as well as our future heirs and our family have also no right (over the same). This what is written above is agreeable to and binding on us and our heirs and representatives. Samvat year 1938. Second Shravan Vad 10th, the day of the week being Thursday, corresponding with English date the 7th day of September 1882.

મંદિર સાથે એમનું નામ જોડવામાં આવ્યું. સં ૨૦૦૬ માં અંચલગચ્છ અને તપાગચ્છના શ્રાવકોએ મળીને શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘની સ્થાપના કરી જેના દ્વારા અહીંનો વહીવટ ચાલે છે. બન્ને ગચ્છો વચ્ચે ઘણો જ સુમેળ અને સ્નેહભાવ વર્તે છે

૨૫૯૪. કોચીનમાં લાલન હાથીભાઈ ગોપાલજીની વિધવા લક્ષ્મીબાઈએ પુત્ર અનુપચંદ્રના શ્રેયાર્થે સં ૧૯૮૯ માં શ્રી ચંદ્રપ્રભુ જિનાલય બંધાવ્યું. સ. ૧૯૯૨ ના જેઠ સુદી ૫ ને સોમવારે તેની પ્રતિષ્ઠા થઈ. આણંદજી માલશીએ પોતાની પત્ની હીરબાઈના શ્રેયાર્થે ત્યાં ઉપાશ્રય બંધાવી આપ્યો. અલેપીમાં સંઘે ગૃહ ચૈત્ય બંધાવી, શ્રી વાસુપૂજ્ય સમેત ચાર બિંબો નરશી નાથા ટ્રસ્ટ દ્વારા મેળવી, સં ૧૯૯૪ ના જેઠ સુદી ૩ ને બુધવારે બિરાજિત કર્યાં. દામજી હંસરાજની પેઢીએ તેની પ્રતિષ્ઠા કરાવી. કલીકટમાં શ્રી આદિનાથ જિનાલય સંઘે બંધાવ્યું. અહીં સંઘ એક વર્ષ ચોથ અને બીજે વર્ષ પાંચમના દિને સંવત્સરી ઉજવે છે. બડગરામાં મૂલજી રતનશીની પેઢીએ ગૃહચૈત્ય બંધાવ્યું.

૨૫૯૫ બારસીમાં સર વશનજીએ સ. ૧૯૪૮ માં શ્રી આદિનાથનું શિખરબંધ જિનાલય બંધાવ્યું. મૂલનાયકજી વિવેકસાગરસૂરિ દ્વારા પ્રાપ્ત થયેલા. સ. ૧૯૭૬ ના વૈશાખ સુદી ૧૩ તથા સ. ૨૦૧૨ ના વૈશાખ સુદી ૩ ના દિને ત્યાં પ્રતિષ્ઠાઓ થયેલ છે.

૨૫૯૬ આકોલાના રહીસ વારાપધરના ચત્રભૂજ પૂંજાએ કેશરીઆજી પાર્શ્વનાથ તીર્થની સ્થાપનામાં અગ્રભાગ ભજવ્યો. 'પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ'માં એ વિશે ચમત્કારિક પ્રસંગો નોંધાયા છે સ ૧૯૬૬ ના માઘ સુદી ૫ ને સોમવારે સ્વપ્નાનુસાર ભાંડકનાં વનમાંથી ૭ ફણાયુક્ત પ્રતિમાનાં દર્શન થતાં ત્યાં જમીન ખરીદી ચાંદાના સંઘે જિનાલય બંધાવ્યું. અંતરિક્ષજી તીર્થમાં પણ એમની સેવાઓ હતી.

૨૫૯૭. હુબલીમાં સંઘે સ. ૧૯૬૪ ના વૈશાખ સુદી ૧૦ ના દિને શ્રી પદ્મપ્રભુ જિનાલયની પ્રતિષ્ઠા કરાવી. પ્રતિમામાં ચીરા પડતાં સં. ૧૯૯૦ ના જેઠ સુદી ૬ ના દિને તે સ્થાને શ્રી અજિતનાથ પ્રભુને મૂલનાયક તરીકે બિરાજિત કરવામાં આવ્યા. સં ૨૦૧૧ ના માગશર સુદી ૬ ને બુધવારે જિનાલયની જીર્ણોદ્ધાર પ્રતિષ્ઠા થઈ. જિનાલયનો વહીવટ દશા ઓશવાળ મહાજન હસ્તક છે

૨૫૯૮. કુમઠાનાં શ્રી પાર્શ્વનાથ જિનાલયની શાખારૂપે ત્યાંના સંઘે વાલગિરિ અને કુગુરમાં અનુક્રમે શ્રી શાંતિનાથ અને શ્રી આદિનાથ જિનાલયો બંધાવ્યાં. ઉક્ત ત્રણે જિનાલયોનો વહીવટ શ્રી અનંતનાથ ટ્રસ્ટ હસ્તક છે.

૨૫૯૯. ગદગમાં કચ્છી દશા ઓશવાળ સંઘે શ્રી પાર્શ્વનાથ જિનાલયની સ. ૧૯૭૦ ના શ્રાવણ સુદી ૧૦ ના દિને પ્રતિષ્ઠા કરાવી અહીં દેવશી ખેતશી અને લાલજી લધાએ અનુક્રમે સ. ૧૯૯૭ અને ૧૯૮૦ માં શ્રી શીતલનાથ અને પદ્મપ્રભુનાં ગૃહ ચૈત્યો કર્યાં.

૨૬૦૦ બાગલકોટમાં શ્રી વાસુપૂજ્ય ગૃહ ચૈત્યનું ઉત્થાપન કરી, શ્રી અનંતનાથ ટ્રસ્ટની સાહાય્યથી શ્રી વિમલનાથ જિનાલયની સ ૨૦૧૨ ના ચૈત્ર સુદી ૧૦ ના દિને પ્રતિષ્ઠા થઈ અહીંના બિંબો સં. ૧૯૨૧ ની અંજનશલાકા વખતનાં છે

૨૬૦૧. કુરદુવાડીમાં રાયમલ હીરજીએ સ. ૧૯૭૦ માં શ્રી અનંતનાથ ગૃહચૈત્ય, ડીગ્રસમાં શિવજી સોજપાલ પ્રમુખ સંઘે સં. ૧૯૮૪ મા શ્રી પાર્શ્વનાથ ગૃહ ચૈત્ય, કારંજામાં અરજણ ખીમજી, દામજી આણંદજી સમેત સંઘે સ. ૧૯૯૨ માં શ્રી આદિનાથ જિનાલય, રાયચુરમાં કોઠારાના રતનશી ભવાનજી ધરમશી આદિ સંઘે નૂતન જિનાલય બંધાવ્યાં.

૨૬૦૨ નીમાડ જીલ્લાના ખીડકીઆમાં લીલાધર વેલજીએ શ્રી પાર્શ્વનાથ જિનાલયની પ્રતિષ્ઠા

કરાવી. નાંદેડમાં શ્રી ચંદ્રપ્રભુ જિનાલયની પ્રતિષ્ઠા સં. ૨૦૧૦ના વૈશાખ સુદી ૧૦ના દિને નેણશી ભીમશીની આગેવાની હેઠળ થઈ. ખંડવાનાં શ્રી પાર્શ્વનાથ જિનાલયની પ્રતિષ્ઠા સં. ૨૦૧૧ના માઘ વદિ ૩ ના દિને રાયચંદ પીતાંબરની આગેવાની હેઠળ થઈ.

૨૬૦૩. ચાલીસગામમાં કચ્છી દશા ઓશવાળ સંઘે સં. ૧૯૬૪માં શ્રી પદ્મપ્રભુ જિનાલય બંધાવી પ્રતિષ્ઠા કરી. આ કાર્યમાં કલ્યાણજી કેશવજીની ઘણી સેવા હતી.

૨૬૦૪. બાહડમેરમાં ગોકળચંદ કરમચંદ પઢાઈઆ પ્રમુખ સંઘે સં. ૧૯૭૫માં શ્રી પાર્શ્વનાથ જિનાલય બંધાવ્યું. અહીં ૧૭મા સૈકાનાં શ્રી પાર્શ્વનાથ જિનાલય સમેત ચાર જિનાલયો અંચલગચ્છીય છે. ૫૦૦ ઘર ગચ્છના શ્રાવકોના હજી રહ્યા છે. ઉદેપુરમાં પણ ગચ્છના ઘણા શ્રાવકો છે. તથા ચાર ઉપાશ્રયો વિદ્યમાન છે. અહીના શેઠ કુટુંબનાં ઘણાં ઘરો અચલગચ્છના ચુસ્ત અનુયાયી છે. નાડોલમાં અંચલગચ્છીય પોશાળની પરંપરાના યતિ જગદીશચંદ્રજી હજી વિદ્યમાન છે. રાજસ્થાનમાં એમના સિવાય બધી પોશાળની પરંપરા લુપ્ત છે.

૨૬૦૫. શિરોહીનાં જિનાલય વિશે ઉલ્લેખ થઈ ગયો છે. ગચ્છના શ્રાવકોએ સં. ૨૦૦૧ના વૈશાખ સુદી ૬ ને શુક્રવારે ધ્વજ–દંડ પ્રતિષ્ઠા કરી, પંદર દેવકુલિકા તથા બે ગવાક્ષ બંધાવ્યાં. પાસે પૌષધશાળા પણ વિદ્યમાન છે. ભિન્નમાલમાં પણ હજી ગચ્છની પ્રવૃત્તિ પૂર્વવત્ ચાલુ રહી છે.

૨૬૦૬. સમેતશિખર તીર્થના જીર્ણોદ્ધાર પ્રસંગે સં. ૨૦૧૬માં શ્રી અનંતનાથ ટ્રસ્ટે રૂા. ૧૨૫૦૦૦)ની નાદર રકમ આપી યશકલગી ઉમેરી. ટ્રસ્ટે ભારતવ્યાપી આવાં કાર્યો કરી ગચ્છની સૌરભ બધે પ્રસારી. ગચ્છની આ પ્રધાન સંસ્થા વિશે પ્રસંગોપાત ઉલ્લેખો કરી ગયા છીએ. સમેતશિખરમાં જખૌના જીવરાજ રતનશીએ ઓરડાઓ બંધાવી આપ્યા, ગોધરાના જવેરબેન શિવજી વેલજીએ મધુવનમા રસોડું કરાવેલ.

## ઓસરતાં પૂર

૨૬૦૭. એક વખત આ ગચ્છની પ્રવૃત્તિ બધે પ્રસરેલી હતી, કાલક્રમે તે મર્યાદિત થતી ગઈ. ગુજરાતમાં ગચ્છનો પ્રભાવ સવિશેષ હતો. પરંતુ જિનેન્દ્રસાગરસૂરિના સમયમાં ત્યાં ગચ્છનું માત્ર નામ જ રહ્યું. જે પ્રદેશમાં ગચ્છનો ઉદય થયો ત્યાં હવે માત્ર પ્રાચીન અવશેષો જ રહ્યાં છે. જૈન શ્વેતાંબર કોન્ફરન્સે સં. ૧૯૬૫માં ગુજરાત પ્રદેશ વિશે પ્રકાશિત કરેલ ડીરેક્ટરી અનુસાર આ ગચ્છના શ્રાવકોની વસ્તી નિમ્નોક્ત છે.

| | |
|---|---|
| (૧) કડી પ્રાંત | ૯૦૯ |
| (૨) મહી કાંઠો | ૨ |
| (૩) પાલણપુર એજન્સી | ૨૮૯ |
| (૪) અમદાવાદ જીલ્લો | ૧૫૮૨ + ૯૬ અવચળ ગચ્છ |
| (૫) ખેડા જીલ્લો | ૧૭૪ |
| (૬) વડોદરા પ્રાંત | ૩૧૧ |
| (૭) પંચમહાલ | ૩૨ |
| (૮) નવસારી પ્રાંત | ૩૭ |
| (૯) ભરૂચ જીલ્લો | ૧૬ |
| (૧૦) સુરત જીલ્લો | ૫૮ + ૫૩ આંચળીઆ ગચ્છ |
| કુલ્લે | ૩૪૧૦ + ૧૪૯ = ૩૫૫૯ |

૨૬૦૮. ડીરેક્ટરીમાં જણાવેલ અચલગચ્છ અને આંચળીઆ ગચ્છની વસ્તી વસ્તુતઃ આ ગચ્છનાં શ્રાવકોની જ જણાય છે. સાધુ-સાધ્વીના વિહારના અભાવે તથા ગચ્છના મુખ્ય કેન્દ્રો સાથે સદંતર વિમુખ રહ્યા હોવા છતાં ત્યાંના શ્રાવકોએ પોતાના મૂળ ગચ્છનું ભાંગ્યું-તૂટયું નામ તો યાદ રાખ્યુ જ છે! જો ત્યાં અચલગચ્છીય સાધુ-સાધ્વીઓનો વિહાર ચાલુ રહ્યો હોત તો પરિસ્થિતિ બીજી જ હોત. આમ છતાં માંડલે ગચ્છ પ્રવૃત્તિનો વેગ પૂર્વવત્ જાળવ્યો છે.

૨૬૦૯. બીજી મહત્ત્વની વાત એ છે કે તળ ગુજરાતમાં ગચ્છના શ્રાવકોની સંખ્યા અલ્પ હતી એ ખરું, પરંતુ ડીરેક્ટરીમાં દર્શાવેલ છે એટલી અલ્પ સંખ્યા તો નહીં જ. ઉદાહરણાર્થે સં. ૧૯૬૯ માં ગૌતમસાગરજી ખંભાત પધારેલા તે વખતે વરાડીઆના લીલબાઈ ઘેલાભાઈ માણેક તથા જખૌના ધનબાઈ દેવશી માવજીએ ત્યાં અંચલગચ્છના ઘર દીઠ સાકરની લહાણુ કરેલી પચ્યાસી લહાણુ થતાં જણાયું કે ખંભાતમાં અચલગચ્છના ઘરોની સંખ્યા પંચ્યાસી હતી. એવી જ રીતે અમદાવાદમાં અંચલગચ્છનો સંઘ સંવત્સરી બાદ સ્વામીવાત્સલ્ય રાખે છે ત્યારે હજારો અંચલગચ્છીય શ્રાવકો તેમાં ભાગ લે છે. આથી સ્પષ્ટ થાય છે કે ડીરેક્ટરીમાં દર્શાવેલ સંખ્યાથી અધિક સંખ્યામાં ગચ્છના શ્રાવકો હતા, પરંતુ તેમણે નોંધ વખતે પોતાના ગચ્છ વિશે સ્પષ્ટતા ન કરી હોય અને તેમને તપાગચ્છના ગણી લેવામાં આવ્યા હોય એમ માની શકાય છે.

૨૬૧૦ એવી જ રીતે ડીરેક્ટરીમાં અચલગચ્છીય ઉપાશ્રયો અને પૌષધશાળા વિશે આ પ્રમાણે માહિતી છે—પાલણપુર ૧, રાધનપુર ૩, અમદાવાદ ૧, વિરમગામ ૧, પાટડી ૧, માંડલ ૨, વટાદરા ૧, સુરત ૧. અલબત્ત, તેમાં અમદાવાદના અન્ય ઉપાશ્રયો, બોરસદ, ખંભાત,* ખેડા, ભરૂચ, લોલાડા, રાંદેર, સિદ્ધપુર, પાલણપુર, પાટણ વિગેરે અનેક ઉપાશ્રયોની નોંધ નથી.

૨૬૧૧. ગચ્છ પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર આજે કચ્છ રહ્યું છે. કચ્છ, હાલાર, માંડલ આદિ ગુજરાતનાં કેન્દ્રો વિગેરેની સંખ્યા તથા રાજસ્થાનની છૂટી છવાઈ સંખ્યા ગણીએ તો ગચ્છના શ્રાવકો લાખેક ઉપર થાય આ શ્રાવકોએ દેશ-દેશાવરમાં વ્યાપારાર્થે પ્રસરી ગચ્છની પ્રવૃત્તિનો પ્રવાહ અખંડિત રાખ્યો છે. તેમ છતાં ગચ્છના ઘોડ પૂરો તો ઓસરી ગયા જ જણાય !!

---

* ' ખંભાતનો પ્રાચીન જૈન ઇતિહાસ 'મા નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટ નોંધે છે. ' અંચલગચ્છનો ઉપાશ્રય—નાગરવાડામાં બે માળનું મકાન છે, જેમાં નીચેના ભાગમાં વર્ધમાન આયંબીલ તપનું ખાતું પૂર્વે હતુ. જ્યારે ઉપર યાત્રાળુઓને ઉતરવાની સગવડ છે. આયંબીલ તપનું ખાતું નાના ચોળાવાડામા લઈ જવામા આવ્યુ છે. '

## ૨૯. પુનઃ પ્રસ્થાન

### મુનિમંડલાગ્રેસર ગૌતમસાગરજી

૨૬૧૨. મુનિમંડલાગ્રેસર ગૌતમસાગરજીએ સુવિહિત માર્ગ પર પુનઃ પ્રસ્થાન કરીને અચલગચ્છનો અભ્યુદયનો અભિનવ સૂત્રપાત કર્યો. તેમણે ક્રિયોદ્ધાર કરીને સમગ્ર ગચ્છનો પણ સમુદ્ધાર કર્યો. આ ગચ્છના વર્તમાન સ્વરૂપનું ઘડતર કરવા તથા તેની આકાંક્ષાઓને મૂર્તિમંત કરવા એમણે ભગીરથ પુરુષાર્થ કર્યો, જેની યશોગાથા ખરેખર, ગૌરવપૂર્ણ છે, કેમકે આ ગચ્છની લુપ્તપ્રાય. થયેલી શતાબ્દી જૂની વિચારધારાને એમણે જ પુનઃ સચેતન કરી બધે વ્યાપ્ત કરી. ગચ્છનાયક જિનેન્દ્રસાગરસૂરિના અનુગામી તરીકે કોઈ પણ અભિયુક્ત ન થતાં શ્રીપૂજ્યોના અનિવાર્ય ગણાયેલા આધ્યાત્મિક નેતૃત્વનો આ રીતે યથોચિત અંત આવ્યો. ગચ્છનો હવે પછીનો ઇતિહાસ મહત્ત્વના તબક્કામાં પ્રવેશે છે, જેના કર્ણધાર બન્યા સુવિહિત શિરોમણી મુનિ ગૌતમસાગરજી મહારાજ.

૨૬૧૩. મારવાડ અંતર્ગત પાલી નામના ગામમાં શ્રીમાલી બ્રાહ્મણ જોષી ધીરમલ્લજીનાં ઘેર તેની પત્ની ક્ષેમલદેની કૂખે એમનો સં ૧૯૨૦ મા જન્મ થયો. એમનું મૂલ નામ ગુલાબમલજી. સં. ૧૯૨૫માં મારવાડમાં ભયંકર દુષ્કાળ પડતાં ગોરજી દેવસાગરજીને બાળક સોંપવામાં આવ્યો ગોરજી દેવસાગરજીએ પોતાના શિષ્ય સ્વરૂપસાગરજીના શિષ્ય તરીકે જ્ઞાનચંદ્ર નામે તેમને સ્થાપ્યા અને સં. ૧૯૪૦ના વૈશાખ સુદી ૧૧ ના દિને માહિમમા તેમને ગોરજી તરીકે દીક્ષા આપી તેમનું ગૌતમસાગરજી નામાભિધાન રાખવામાં આવ્યું એ વિશે આગળનાં પ્રકરણમાં સવિસ્તાર ઉલ્લેખ કરી ગયા છીએ.

૨૬૧૪. ગચ્છનાયક વિવેકસાગરસૂરિએ દીક્ષા આપતી વખતે એમને રાત્રિભોજન તેમજ કંદમૂળ પરિહારનાં બે વ્રતો આપ્યા, પરંતુ નવ-દીક્ષિત તો સર્વત્યાગના જ અભિલાષી હતા. સંવિજ્ઞપક્ષી દીક્ષા અંગીકાર કર્યા વિના તેઓને જંપ નહોતો. એ ભૂમિકા પ્રાપ્ત કરવા એમણે પછી તો અનેક મથામણો કરી, અને અંતે સફળ થયા

### ધર્મ પ્રચાર

૨૬૧૫. ગૌતમસાગરજીએ ક્રિયોદ્ધાર કર્યો તે પહેલાંના એમના વિહાર તથા ધર્મ પ્રચારના કાર્યો વિશે અલ્પ નોંધ કરવી અહી પ્રસ્તુત છે. સં. ૧૯૪૧માં દેવપુર તથા સ. ૧૯૪૨ માં મુંદરામાં ચાતુર્માસ. સિદ્ધગિરિ તથા ગિરનારજીની યાત્રા કરી. સં. ૧૯૪૩ મા ગોધરા તથા સં. ૧૯૪૪-૪૫મા શેરડીમાં ચાતુર્માસ સિદ્ધગિરિમાં નવ્વાણું યાત્રા કરી, કડક નિયમો આચર્યા. સં. ૧૯૪૬ માં ખીદડામાં ચાતુર્માસ. ક્રિયોદ્ધાર માટે ઉત્સુક હોઇને ગુલાબચંદ પાસેથી પ્રતો લઈ, ગુરુબંધુ લાલજીને બધુ સોંપી, કુશલચંદ્ર શિ. મોતીચંદ્રની ભલામણથી તથા આમુ વાગજીની સલાહથી પાયચંદ ગચ્છીય ભાઈચંદ્ર પાસે ક્રિયોદ્ધાર

કરવાના નિશ્ચય સાથે કચ્છ છોડ્યુ સં. ૧૯૪૬ના ફાગણુ સુદી ૧૧ ના દિને પાલીનગરમાં ભાઇચંદ્રે ક્રિયોદ્ધાર કરાવી ગુરુ સ્વરૂપસાગરના નામથી વાસક્ષેપ નાખ્યો એ પછી પાટણુ ચાતુર્માસ રહ્યા. સ. ૧૯૪૮ મા કોડાયમાં ચાતુર્માસ.

૨૬૧૬ ગચ્છ–પરિવર્તન માટે ભારે દબાણુ થતાં તેમણે એકાકીપણું પસંદ કર્યું. સં. ૧૯૪૯માં ભૂજમાં ચાતુર્માસ. ત્યાં મહા સુદી ૧૦ ના દિને ઉત્તમસાગરને દીક્ષિત કર્યા. ખરતરગચ્છીય મયાચંદ્રે ક્રિયા કરાવી. મૂલચંદ ઓધવજી ભાર્યા પૂતલીબાઈએ દીક્ષોત્સવ કર્યો. જેઠ સુદી ૧૦ના દિને ગુણુસાગરને સુથરીમાં દીક્ષિત કર્યા. એ પ્રસંગે શિવશ્રી, ઉત્તમશ્રી અને લક્ષ્મીશ્રી પણુ દીક્ષિત થયાં, ડોસાભાઈ ખીઅશી કરમણે દીક્ષોત્સવ કર્યો. સં. ૧૯૫૦ માં નલીઆમા ચાતુર્માસ. સ. ૧૯૫૧ માં નવાવાસમાં ચાતુર્માસ. મહા સુદી ૫ ના દિને કનકશ્રી અને રત્નશ્રીને દીક્ષિત કર્યાં. પુનશી આસુ વાગજી અને એમનાં કુટુંબે ગુરુભક્તિ કરી. ચૈત્ર સુદી ૧૩ ના દિને ત્યાં નિધાનશ્રીને દીક્ષા આપી. ત્રણુ સાધ્વીઓને માંડવીમાં વૈશાખ સુદી ૧૩ના દિને વડી દીક્ષા અપાઈ અને ત્યાં ચાતુર્માસ રહ્યા. સં. ૧૯૫૨ ના માગશરમાં નારાણપુરમાં જિનાલયની પ્રતિષ્ઠા પ્રસંગે ચંદનશ્રીને દીક્ષા આપી મહા સુદી ૫ ના દિને માંડવીમાં જતનશ્રી, લબ્ધિશ્રી અને લાવણ્ય-શ્રીને દીક્ષા આપી. ભદ્રેશ્વરમાં પ્રમોદસાગરને દીક્ષિત કર્યો. સ. ૧૯૫૩મા મુંદરા અને સં. ૧૯૫૪ માં નાના આશબીઆમા ચાતુર્માસ.

૨૬૧૭. સ. ૧૯૫૫ માં પાલીતાણામાં ચાતુર્માસ. ત્યાં ફાગણુ સુદી ૧૩ના દિને ગુલાબશ્રી, કુશલશ્રી અને જ્ઞાનશ્રીને દીક્ષા આપી. હાથીની અંબાડી પર દીક્ષાર્થિઓનો વરઘોડો નીકળેલો. બીજું ચોમાસું પણુ ત્યાં કર્યું અને હેતશ્રીને દીક્ષા આપી. સં. ૧૯૫૭ માં માંડલ તથા સ. ૧૯૫૮ માં જામનગરમાં ચાતુર્માસ. મોટી ખાવડીમાં સં. ૧૯૫૮ ના ફાગણુ સુદી ૪ ને ગુરુવારે હેતશ્રીને વડી દીક્ષા આપી. તે વખતે સમવસરણુની રચના થઈ. દબાસંગમાં સં. ૧૯૫૯ના વૈશાખ સુદી ૫ ના દિને સુમતીશ્રીને દીક્ષા આપી. એ વર્ષે મોટી ખાવડીમાં ચાતુર્માસ.

૨૬૧૮. મોટા આશબીઆમાં સં. ૧૯૬૦ ના ચૈત્ર વદિ ૮ ના દિને તિલકશ્રી, જડાવશ્રી, પદ્મશ્રી, અને વિનયશ્રીને તથા વૈશાખ સુદી ૮ ના દિને લાભશ્રીને દીક્ષિત કર્યા. એ વર્ષે જખૌમાં ચાતુર્માસ. ભૂજમાં માસ કલ્પ રહ્યા તથા ખંતશ્રી, જમનાશ્રીને દીક્ષિત કર્યા અને ત્યાં જ ચાતુર્માસ રહ્યા. મહા સુદી ૫ ના ભોજાયમાં કસ્તુરશ્રીને દીક્ષા આપી સં. ૧૯૬૨ ના જેઠ સુદી ૧૫ ના દિને શિવશ્રી સુથરીમાં કાલધર્મ પામતાં સાધ્વી સમુદાય કનકશ્રીને સોંપ્યો, અને સુથરીમાં ચાતુર્માસ રહ્યા. મોટી વઢીમાં જિનાલય પ્રતિષ્ઠા પ્રસંગે વિવેકશ્રીને દીક્ષા આપી.

૨૬૧૯. સ. ૧૯૬૩ માં વરાડીઆમાં ચાતુર્માસ. એ વર્ષે ગઢશીશાના દેવરાજ ટોકરશીએ કરેલા જ્ઞાતિમેળામા ઉપસ્થિત રહ્યા. સં. ૧૯૬૪મા ભૂજમાં ચાતુર્માસ. શંખેશ્વરમા વલ્લભશ્રી, મગનશ્રી શિવકુંવર શ્રી અને હર્ષશ્રીને દીક્ષિત કર્યાં. ગેલા માણેકે દીક્ષોત્સવ કર્યો. સ. ૧૯૬૫મા માંડલમા ચાતુર્માસ. ત્યાંથી કેશરીઆજી, આબૂ વિગેરે તીર્થોની યાત્રા કરી. સરખેજમા નીતિસાગરને દીક્ષા આપી. સં ૧૯૬૬ મા પાલીતાણામા ચાતુર્માસ. અમદાવાદમાં ત્રણુને દીક્ષા આપી સ. ૧૯૬૭માં ઘાટકોપરમાં ચાતુર્માસ. મહા સુદી ૩ ના દિને મણીશ્રી, દેવશ્રી, પદ્મશ્રી, આણંદશ્રી, જડાવશ્રી, નેમશ્રીને દીક્ષિત કર્યા. સ. ૧૯૬૮ માં મુમ્બઈમાં ચાતુર્માસ. મહા સુદી ૧૧ ને સોમવારે ભાંડુપમા ધર્મસાગર તથા દાનશ્રીને દીક્ષા આપી. સ ૧૯૬૯ માં મુમ્બઈ ચાતુર્માસ ખેતશી ખીંઅશીએ કાઢેલા શત્રુંજયના સંઘમાં ઉપસ્થિત રહ્યા અને પછી કચ્છમા વિહાર કર્યો.

૨૬૨૦. સં. ૧૯૬૯ ના ફાગણુ સુદી ૭ ના દિને દયાશ્રીને આજ્ઞામાં લીધા. રવિચંદ્ર, કપૂરચંદ્ર

અને ભાઈચંદ્રને શિષ્ય કરી રવિસાગર, કપૂરસાગર અને ભક્તિસાગર નામ રાખ્યાં. ભૂજમાં માસકલ્પ તથા ચાતુર્માસ. માંડવીમાં માસકલ્પ કોટડાના કાનજી માલશીએ ચૈત્ર વદિ ૨ ના દિને જ્ઞાતિમેળો કર્યો તે પ્રસંગે ધનશ્રીને દીક્ષા આપી. સં. ૧૯૭૧ માં માંડવીમાં ચાતુર્માસ. માગશર સુદીમાં ત્રણને દીક્ષા આપી. કપૂરશ્રી, રૂપશ્રી તથા મુક્તિશ્રીને પણ દીક્ષિત કર્યા. નાંગલપુરમાં વદિ ૫ ના દિને દોલતશ્રીને, રામાણીઆમાં મહા સુદી ૫ ને સોમવારે કેશરશ્રીને દીક્ષિત કર્યાં. ફાગણ સુદી ૫ ને ગુરુવારે વિમલશ્રીને આજ્ઞામાં લીધાં તથા ન્યાયશ્રીને દીક્ષિત કર્યાં. વૈશાખ વદિ ૧૧ ને મંગળવારે બાડામાં દીપશ્રીને દીક્ષિત કર્યા. સં. ૧૯૭૨માં સુથરીમાં ચાતુર્માસ. માંડવીમાં માસકલ્પ રહ્યા. બાડામાં ધર્મોત્સવ થયો. સં. ૧૯૭૩ માં તેરામાં ચાતુર્માસ. ભૂજમાં કલ્યાણસાગરસૂરિની મૂર્તિની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. સં. ૧૯૭૪ માં સુથરીમાં ચાતુર્માસ. મેરાઉમાં મહા સુદી ૫ ને શુક્રવારે સૌભાગ્યશ્રી અને અમૃતશ્રીને દીક્ષા આપી. ચૈત્ર વદિ ૬ ને બુધવારે પુનડીમાં મેનાશ્રીને તથા વૈશાખ સુદી ૩ ને સોમવારે મોટા લાયજામાં ઋદ્ધિશ્રીને દીક્ષા આપી. સં. ૧૯૭૫ માં ગોધરામાં ચાતુર્માસ.

૨૬૨૧. સં. ૧૯૭૬માં પાલીતાણામાં ચાતુર્માસ. ત્યાંથી ગિરનારની તીર્થયાત્રા કરી દયાસંગમાં ચૈત્ર સુદી ૨ ને રવિવારે મંગલશ્રીને દીક્ષા આપી. નવાગામમાં જિનાલયની પ્રતિષ્ઠા થઈ. સં. ૧૯૭૭ માં જામનગરમાં તથા સં. ૧૯૭૮ માં માંડવીમાં ચાતુર્માસ વૈશાખ સુદી ૮ ને ગુરુવારે દેવપુર જિનાલયની પ્રતિષ્ઠા. સં. ૧૯૭૯ માં સાંયેરામાં ચાતુર્માસ; અમારી પડાવી. મહા સુદી ૮ને બુધવારે મોટા લાયજામાં જિનાલય પ્રતિષ્ઠા. સં. ૧૯૮૦ માં સુથરીમાં ચાતુર્માસ.

૨૬૨૨. સં. ૧૯૮૧ થી ૧૯૮૫ માં જામનગરમાં ચાતુર્માસ. સં. ૧૯૮૧ ના વૈશાખ સુદી ૬ ના દિને નાના આશંબીઆમાં શીતલશ્રી, ભક્તિશ્રી અને દર્શનશ્રીને તથા કાર્તિક વદિ ૧૧ ના દિને જશાપુરમાં કેવલશ્રી તથા મુક્તિશ્રીને તેમજ માગશર સુદી ૩ ને શુક્રવારે નવાગામમાં હરખશ્રીને દીક્ષિત કર્યા. સં. ૧૯૮૨ ના માગશર સુદી ૫ ને શુક્રવારે નાગેડીમાં ક્ષાંતિસાગરને દીક્ષા આપી. સ. ૧૯૮૪ના માગશર સુદી ૫ ના દિને નાગેડીમાં દીક્ષિતશ્રીને, મહા સુદી ૫ ને ગુરુવારે લાખામાવળમાં ચતુરશ્રીને તથા ફાગણ વદિ ૩ ને ગુરુવારે નવાગામમાં લક્ષ્મીશ્રીને દીક્ષા આપી. પડાણામા જિનાલય બંધાવવા ઉપદેશ આપ્યો, એમના ઉપદેશથી સારી રકમ થઈ. સં. ૧૯૮૫ માં જામનગરમાં ચાતુર્માસ. પછી સંઘના આગ્રહથી ભૂજ પધાર્યા. મોટા લાયજામાં મહા સુદી ૫ ને ગુરુવારે અશોકશ્રીને દીક્ષા આપી. સ. ૧૯૮૬ માં ભૂજમાં ચાતુર્માસ. ભદ્રેસરની યાત્રા કરી. અને સં ૧૯૮૭ માં જામનગમાં ચાતુર્માસ.

૨૬૨૩. સાંધવામાં સં. ૧૯૮૭ના માગશર સુદી ૧૦ ને સોમવારે ઈન્દ્રશ્રીને, મોટા આશંબીઆમાં વિદ્યાશ્રી અને રમણીકશ્રીને દીક્ષા અપાઈ. મોટી ખાવડીમાં ફાગણ વદિ ૯ ને ગુરુવારે અષ્ટાહ્નિકા મહોત્સવ થયો. જામનગરમાં માસકલ્પ તથા ચાતુર્માસ. જેઠ સુદી ૩ ને શુક્રવારે કનકશ્રી કાલધર્મ પામ્યા. સ. ૧૯૮૯ તથા ૧૯૯૦ માં જામનગરમાં ચાતુર્માસ. નાની ખાવડીમાં ફાગણ વદિ ૪ને સોમવારે સમવસરણની રચના. સં. ૧૯૯૧મા મોટી ખાવડીમાં ચાતુર્માસ. દાનસાગરજી સાથે સમાધાન થયું. પોષ સુદી ૧૫ ના દિને રંગપુરમાં સૌભાગ્યશ્રીને દીક્ષા આપી. સં. ૧૯૯૨ માં જામનગરમાં ચાતુર્માસ. ડોસાભાઈ તારાચંદની વિધવા રઢીઆતબાઈએ એમના ઉપદેશથી ભલસાણનો સંઘ કાઢ્યો. મોડપુર જિનાલયનો ધ્વજ-દંડ મહોત્સવ વૈશાખ વદિ ૭ ને બુધવારે છગનલાલ ગોપાલજી હજીએ કર્યો. જિન-બિંબોની પ્રતિષ્ઠા થઈ. સં. ૧૯૯૩ માં જામનગરમાં ચાતુર્માસ. કલ્યાણસાગરસૂરિની મૂર્તિ બિરાજિત કરી. માઘ વદિ ૬ ને બુધવારે ધુણીઆમા જયંતીશ્રીને વડી દીક્ષા અપાઈ. ગોરખડીમાં ચૈત્ર વદિ ૧૧ ને

ગુરુવારે અષ્ટાહ્નિકા મહોત્સવ. સં. ૧૯૯૪ માં જામનગરમાં ચાતુર્માસ. નેમસાગર તથા ગુણસાગર કચ્છથી પધાર્યા. બીજું ચોમાસું પણ જામનગરમાં રહ્યા. સં. ૧૯૯૫ ના જેઠ સુદી ૩ ને શનિવારે ગુણસાગરને તથા સમતાશ્રીને ત્યાં વડી દીક્ષા અપાઈ. ભૂજમાં મહા સુદી ૧૩ ને ગુરુવારે મનોહરશ્રી અને ધીરશ્રીને દીક્ષા અપાઈ. સં. ૧૯૯૬ માં પાંચે શ્રમણોએ જામનગરમાં સાથે ચાતુર્માસ કર્યું. અહીં ગ્રંથો લખાવ્યા. પછી કચ્છમાં વિહાર કર્યો.

૨૬૨૪. એમના ઉપદેશથી ફાગણ સુદી ૪ ને મંગળવારે અંજારના સંઘે ભદ્રેસરની યાત્રા કરી ભૂજમાં માસક્ષમણ રહ્યા તુંબડીમાં જેઠ સુદી ૧૫ ને ગુરુવારે નરેન્દ્રશ્રીને દીક્ષા આપી એ વર્ષે ભૂજમાં ચાતુર્માસ. ત્યાં નીતિસાગર કાલધર્મ પામતાં એમને ઘણુ લાગી આવ્યું. સં. ૧૯૯૭ના પોષ વદિ ૧૨ ને શુક્રવારે નલીઆના જિનાલયની શતાબ્દી ઉજવાઈ. મહા વદિ ૧૧ ને શુક્રવારે લાલામાં નરેન્દ્રશ્રીને વડીદીક્ષા અપાઈ. સ. ૧૯૯૮ માં ગોધરામા ચાતુર્માસ. માંડવીનો સંઘ વાંદવા આવ્યો. ફાગણ સુદી ૩ને મંગળવારે સુંદરાથી ભદ્રેસરનો સંઘ નીકળ્યો. લાયજામાં વરસીતપનાં પારણા તથા સુખપરની શ્રી વીર પ્રભુની પ્રતિમાની પ્રતિષ્ઠા એમની નિશ્રામાં થયાં. મોટા આશંબીઆના સંઘ તથા કોરશી વીજપાળ વચ્ચે ચાલતાં ઘર્ષણનું નિવારણ કર્યું. સં. ૧૯૯૯ માં કોરશી વીજપાળના આગ્રહથી ત્યાં જ ચાતુર્માસ રહ્યા.

૨૬૨૫. સ. ૧૯૯૯ના પોષ વદિ અમાસ ને બુધવારે સુથરીમાં લબ્ધિશ્રી અને રતનશ્રીને, વરાડીઆમાં મહા સુદી ૧૫ ને શુક્રવારે કાંતિશ્રી અને પ્રધાનશ્રીને દીક્ષા અપાઈ. દેવપુરમા વૈશાખ સુદી ૧૧ ને શનિવારે જગતશ્રી અને હીરશ્રીને દીક્ષા અપાઈ. સં. ૨૦૦૦ માં નલીઆમાં ભોજરાજ દેશરની જ્ઞાનશાળામાં ચાતુર્માસ. વડસરની યાત્રા કરી ફાગણ વદિ ૧૧ ને સોમવારે વરાડીઆમાં નેમસાગર સાથે સમાધાન થયુ. ત્યાં સં. ૨૦૦૧ ના ચૈત્ર વદિ ૧૧ ને બુધવારે ઉત્તમશ્રીને દીક્ષા અપાઇ. એ વર્ષે નલીઆમાં ચાતુર્માસ. જખૌ તથા સુથરીમાં માસકલ્પ રહ્યા. સં. ૨૦૦૨ માં દેવપુરમા ચાતુર્માસ. દેશર નેણશીએ કલ્યાણસાગરસૂરિની પ્રતિમા બિરાજિત કરાવી. દેઢીઆમાં માઘ સુદી ૧૦ ને ગુરુવારે ધર્મશ્રીને દીક્ષા આપી.

૨૬૨૬. પાલીતાણામાં સ્થિરવાસ કરવાની ઇચ્છા થઈ પરંતુ સુથરીના સંઘની વિનંતિથી સં. ૨૦૦૩ માં ત્યાં ચાતુર્માસ રહ્યા વૃદ્ધાવસ્થા હોઇને માગશર વદિ ૧ને સોમવારે સંઘાડાની સર્વ જવાબદારી ગુણસાગરજીને સોંપી. વૈશાખમાં વિનયેન્દ્રસાગરને તથા સ. ૨૦૦૪ના મહા સુદી ૧૦ ને શુક્રવારે સુથરીમા અમરેન્દ્રસાગરને દીક્ષિત કર્યા. સં. ૨૦૦૪–૫ માં સુથરીમાં ચાતુર્માસ સ. ૨૦૦૫ મા ત્યા ભદ્રંકરસાગરને, મહા વદિ ૬ ના દિને વિદ્યુતપ્રભાશ્રીને, જખૌમાં વૃદ્ધિશ્રીને દીક્ષિત કર્યા. સં ૨૦૦૬ માં ગોધરામાં ચાતુર્માસ રહ્યા

૨૬૨૭. એ વર્ષે માગશર સુદીમાં પાલીતાણામાં નિરંજનાશ્રી અને અમરેન્દ્રશ્રીને દીક્ષિત કર્યા. ફાગણ સુદી ૫ના દિને વિદ્યુતપ્રભાશ્રીની વડી દીક્ષા પ્રસંગે ગિરિવરશ્રી, સુરેન્દ્રશ્રીને આજ્ઞામાં લીધાં. સુથરીમાં તત્ત્વસાગરને દીક્ષિત કર્યા. નાના આશંબીઆમાં વૈશાખ વદિ ૩ ના દિને ખીરભદ્રાશ્રીને દીક્ષા આપી. સ. ૨૦૦૭ મા રાયણ જિનાલયના સુવર્ણ મહોત્સવમા પધાર્યા અને વડીદીક્ષાઓ આપી. આંખે ઝામરવાતુ ઓપરેશન કરાવ્યુ. સં. ૨૦૦૭ મા પ્રેમસાગરને દીક્ષિત કર્યા અને ગોધરામા ચાતુર્માસ રહ્યા.

૨૬૨૮. સ. ૨૦૦૮ ના માગશર સુદી ૧૦ ના દિને ભૂજપુરમાં ગુણોદયશ્રી અને હીરપ્રભાશ્રીને દીક્ષિત કર્યા ગોધરા તથા બાડાના જિનાલયોના સુવર્ણ મહોત્સવો એમની નિશ્રામાં ઉજવાયા, જ્યાં વડી દીક્ષાઓ પણ થઈ. ભોજાયમા રવિચંદ્રના સંઘાડાના પુષ્પાશ્રી આદિ સાધ્વીઓને આજ્ઞામા લીધાં. અન્ય ગચ્છોનો પ્રચાર વધતાં સ. ૨૦૦૮ મા ખાસ ત્યાં ચાતુર્માસ રહી સુંદર પ્રચાર કર્યો. પછી મોટા આશં-

બીઆમાં ચાતુર્માસ નક્કી કર્યું. રામાણીઆ જિનાલયનો સુવર્ણ મહોત્સવ એમની નિશ્રામાં ઉજવાયો. તે પછી ભૂજ પધાર્યા. સ. ૨૦૦૯ ના ફાગણમાં મહેન્દ્રશ્રી અને પુણ્યપ્રભાશ્રીને ત્યાં વડી દીક્ષાઓ આપી. પછી એકાએક એમની તબિયત કથળી. ગુણસાગરજી સમેત સમુદાયે એમની ઘણી સુશ્રુષા કરી. વૈશાખ સુદી ૧૩ ની પાછલી રાતે શુભધ્યાનપૂર્વક તેઓ ભૂજમાં દેવગતિ પામ્યા.

## શિષ્ય-પરિવાર

૨૬૨૯. ગૌતમસાગરજીના ગુરુબંધુઓ ન્યાયસાગર, લાલજી, કલ્યાણજી વિગેરે ગોરજીપણામાં રહ્યા. અહીં તેમણે આપેલી સુવિહિત દીક્ષાની નોંધ પ્રસ્તુત છે:

| સંવત | નામ | વિશેષ નોંધ |
|---|---|---|
| ૧૯૪૯ | ઉત્તમસાગરજી | મૂલ નામ ઉભાયાભાઈ. ગામ સુથરી. ૩૨ વર્ષની ઉમરે ભૂજમાં દીક્ષા લીધી. તેમણે 'કચ્છ કેવલનાણી' રચી. સૌ પ્રથમ સુવિહિત શિષ્ય. |
| ૧૯૪૯ | ગુણસાગરજી | મૂલ નામ ગોવર ગેલા લખુ. ગામ ચીઆસર. સુથરીમાં દીક્ષા લીધી. સં. ૧૯૫૪માં નાંગલપુરમાં કાલધર્મ. |
| ૧૯૫૨ | પ્રમોદસાગરજી | મૂલ નામ પૂંજા કોરસી. ગામ નાંગલપુર. ભદ્રેસરમાં ગુણસાગરજી પાસે દીક્ષા લીધી મુંદરામાં વડી દીક્ષા. |
| ૧૯૫૮ | દયાસાગરજી | સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષિત. આષાઢ સુદી ૭ ના દિને જામનગરમાં શિષ્ય થયા. સં. ૧૯૬૦ માં ભૂજમાં વડી દીક્ષા. સં. ૧૯૭૩ માં તેરામાં કાલધર્મ. |
| ૧૯૬૫ | નીતિસાગરજી | કોટડીના. તેજપાલ લાલજી પિતા. દેવબાઈ માતા. સં. ૧૯૪૧ ના શ્રાવણ સુદી ૫ ના દિને જન્મ. મૂલ નામ નાગજીભાઈ. વૈશાખ સુદી ૫ ના દિને સરખેજમાં દીક્ષા, જેઠ સુદી ૩ ના દિને પાલીતાણામાં વડી દીક્ષા ગુરુની સુંદર ભક્તિ કરી. સ. ૧૯૯૭ ના કાર્તિક સુદી ૩ ને શનિવારે ભૂજમાં દાદર પરથી પડી જતા કાલધર્મ. |
| ૧૯૬૬ | દાનસાગરજી | વર્તમાન કાલમાં સૌ પ્રથમ આચાર્ય થયા. વિશેષ પરિચય હવે પછી. |
| ૧૯૬૬ | મોહનસાગરજી | સાભરાઈના. મૂલ નામ મણસી કોરસી માઘ સુદી ૧૩ ના દિને અમદાવાદમાં દીક્ષા. ચૈત્ર વદી ૫ ના દિને ઘાટકોપરમાં વડી દીક્ષા. |
| ૧૯૬૬ | ઉમેદસાગરજી | ઉનડોઠના. મૂલ નામ ઉમરશી ધપુ મોહનસાગરજી સાથે દીક્ષા તથા વડી દીક્ષા |
| ૧૯૬૮ | ધર્મસાગરજી | બાયઠના. મૂલ નામ ધનજી ગેલા પૂજાણી માઘ સુદી ૧૧ને સોમવારે ભાડુપમાં દીક્ષા. સં. ૧૯૭૦ ના વૈશાખ સુદી ૩ ને શુક્રે અંજારમાં નીતિસાગરજીના શિષ્ય તરીકે વડી દીક્ષા. અચલગચ્છની પટ્ટાવલી સમેત ગ્રંથો રચ્યા. સ ૧૯૯૫ માં મારવાડના ગામમાં કાલધર્મ. |
| ૧૯૭૧ | સુમતિસાગરજી | લાયજાના. મૂલ નામ શિવજી વેલજી. માગશર સુદી ૧૧ ના દિને દયાસાગરજી પાસે માંડવીમાં દીક્ષા. |

| | | |
|---|---|---|
| ૧૯૭૧ | કપૂરસાગરજી | વાગડના. મૂલ નામ કાનજી ભીમજી. માગશર સુદી ૧૧ ને શુક્રવારે માંડવીમાં દીક્ષા. |
| ૧૯૭૧ | ગુલાબસાગરજી | કોટડાના મૂલ નામ ગેલા પરબત. કપૂરસાગરજી સાથે જ દીક્ષા. દાનસાગરજીના શિષ્ય થયા. સં. ૧૯૭૨ માં મુંબઈમાં કાલધર્મ. |
| ૧૯૮૨ | ક્ષાંતિસાગરજી | આધોઈના મૂલ નામ ખીમજી હીરજી. માગશર સુદી ૫ ને શુક્રે નાગેડીમાં નીતિસાગરજી પાસે દીક્ષા. ફાગણ વદિ ૫ ના દિને મોડપુરમાં વડી દીક્ષા. |
| ૧૯૮૨ | મતિસાગરજી | ફાગણ સુદી ૩ ને સોમવારે મોડપુરમાં દીક્ષા. હાલ વિદ્યમાન છે |
| ૧૯૯૩ | ગુણસાગરજી | વર્તમાનમાં એક માત્ર વિદ્યમાન આચાર્ય. વિશેષ પરિચય હવે પછી. |

૨૬૩૦. ઉપર્યુક્ત શ્રમણો ઉપરાંત રવિચંદ્રજી અને એમના શિષ્યો પણ કેટલોક સમય ગૌતમ સાગરજીની આજ્ઞામાં રહેલા. નવીનારના ભારમલ તેજુ ભાર્યા લીલબાઈ પુત્ર રતનશી, સં. ૧૯૪૩ ના શ્રાવણ સુદી ૨ ના દિને જન્મ સ્થાનકવાસી વિજપાલ પાસે મુંદરામાં સં. ૧૯૬૩ ના ચૈત્ર સુદી ૧૩ ના દિને દીક્ષા લીધી. પછી ધીરવિજય પાસે પણ રહ્યા. અંતે જિનેન્દ્રસાગરસૂરિએ સાંધાણમાં વાસક્ષેપ આપી રવિચંદ્ર નામ સ્થાપ્યું. અંજારના સંઘના આગ્રહથી સં. ૧૯૬૯ માં ગૌતમસાગરજીની આજ્ઞામાં રહ્યા. સં. ૧૯૭૪ માં શેરડીના કાનજી ઘેલા તથા તલકશી નાગજી ઘેલાએ આકોલાથી ભાંડક તીર્થનો સંઘ કાઢેલો તે પ્રસંગે વૈશાખ વદિ ૭ ને શનિવારે ત્યાંના સંઘોએ મળીને તેમને ઉપાધ્યાયપદે સ્થાપ્યા. એમના ઉપદેશથી અમલનેરથી માંડવગઢનો સંઘ પણ નીકળેલો તેમણે અનેક પૂજાઓ અને પદ્યકૃતિઓ રચી તેમણે ભોજાયના કોરશી પચાણ અને સાભરાઈના ભાણજી કાથડને દીક્ષા આપી અનુક્રમે કપૂરચંદ્ર અને ભાઈચંદ્ર નામ સ્થાપ્યાં કપૂરચંદ્ર પ્રખર વિદ્વાન અને સ્તવનકાર હતા. આ ચંદ્ર શાખામાં ગુણચંદ્ર, માણેકચંદ્ર, પૃથ્વીચંદ્ર, મંગળચંદ્ર, નેમચંદ્ર, વિશાલચંદ્ર, દેવચંદ્ર, વૃદ્ધિચંદ્ર, હીરાચંદ્ર અને રામચંદ્ર થયા. છેલ્લા બે શ્રમણો વિદ્યમાન છે. એમનો સાધ્વી સમુદાય પણ ઘણો વિશાળ હતો. રવિચંદ્ર સં. ૨૦૦૨ ના શ્રાવણ વદિ ૨ ના દિને પાલણપુરના ગઢગામે કાલધર્મ પામ્યા ત્યાં વીરવાડીમાં એમની પાદુકા હજી પૂજાય છે.

૨૬૩૧. ઉપા રવિચંદ્રજીનો આજ્ઞાવર્તિ સાધુ–સાધ્વી પરિવાર હાલમા આ પ્રમાણે વિદ્યમાન છેઃ–

| ક્રમ નામ | ગામ | દીક્ષા મિતિ–સ્થળ | વડી દીક્ષામિતિ–સ્થળ |
|---|---|---|---|
| (૧) હીરાચંદ્રજી | વડોદરા | સં ૨૦૦૯ ચૈત્ર વ. ૧૩ સોમ.(કોટડી) | સ. ૨૦૦૯ જે.શુ. ૯ શનિ(ગોધરા) |
| (૨) રામચંદ્રજી | ભચાઉ | સં. ૨૦૧૧ (પાલીતાણા) | સં. ૨૦૧૧ (પાલીતાણા) |
| ૧ ઝવેરશ્રીજી | દેવપુર | સં. ૧૯૬૩ જે.સુ. (દેવપુર) | સં. ૧૯૬૪ જે વ. ( સાભરાઈ) |
| ૨ કાંતિશ્રીજી | સુથરી | સં ૧૯૮૨ જે સુ.૭ સોમ (રામાણીઆ) | સં. ૧૯૮૩ મ. સુ. ૫ રવિ (બીદડા) |
| ૩ ગુણશ્રીજી | તલવાણા | સ. ૧૯૮૩ વૈ (તલવાણા) | સ. ૧૯૮૪ મ. સુ. ૫ રવિ (વીઢ) |
| ૪ તારાશ્રીજી | રાપરગઢવાલી | સં. ૧૯૮૮ વૈ સુ ૧૧(રાપર) | સં. ૧૯૮૯ પો. સુ. ૩ (ભોજાય) |
| ૫ ભાનુશ્રીજી | સાંએરા | સ ૧૯૯૨ (બીંઅસરા) | સં. ૧૯૯૩ (ભુજપુર) |
| ૬ દર્શનશ્રીજી | મંજલરેલડીઆ | સં. ૧૯૯૩ વૈ. સુ ૬ (મંજલ) | સ ૧૯૯૪ વૈ. (બીદડા) |
| ૭ રામશ્રીજી | ચાગડાઈ | સં. ૧૯૯૩ વૈ સુ. ૬ (મંજલ) | સં. ૧૯૯૪ વૈ. (બીદડા) |
| ૮ રત્નશ્રીજી | રાયણ | સં.૧૯૯૮ મા. વ. ૫ સોમ (રાયણ) | સં. ૧૯૯૯ પો. સુ ૧૩ (બાડા) |

| | | | |
|---|---|---|---|
| ૯ સુલક્ષણાશ્રીજી | બીદડા | સં. ૨૦૦૫ | સં. ૨૦૦૬ |
| ૧૦ જયપ્રભાશ્રીજી | ભીંઅસરા | સં. ૨૦૦૯ જે.સુ. ૧૧ સોમ (ભૂજ) | સં. ૨૦૧૧ (લાયજા) |
| ૧૧ દિવ્યપ્રભાશ્રીજી | બાડા | સં.૨૦૧૪ પો વ.૧૧ રવિ (પાલીતાણા) | સં. ૨૦૧૪ મ.સુ.૬ રવિ(પાલીતાણા) |
| ૧૨ હર્ષકાંતાશ્રીજી | ભાડિયા | સં.૨૦૧૮ મા. સુ.૨ રવિ (પાલીતાણા) | સં.૨૦૧૮ પો.વ.૧ સોમ(પાલીતાણા) |

૨૬૩૨. ચંદ્રશાખાના યતિ ગુલાબચંદ્ર ઘણી વિદ્યાઓમાં પારંગત હતા. બનારસ જઈ ઘણાં વર્ષ સુધી સસ્કૃતનો તેમણે અભ્યાસ કર્યો. તેમણે ઘણી પ્રતિષ્ઠાઓ કરાવી. તેમના શિષ્ય ગુણચંદ્રજી વિદ્યમાન છે. તેઓ વૈદક અને ભૂસ્તરમાં નિષ્ણાત છે. ભદ્રેસર આદિ અનેક સ્થળોમાં મીઠું પાણી મેળવી આપી એમણે મોટો ઉપકાર કર્યો. એમણે પણ અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે.

### યુગપ્રધાન આચાર્ય કલ્યાણસાગરસૂરિનાં ગુરુમંદિરો

૨૬૩૩. અચલગચ્છની મૂળ સમાચારીમાં ગુરુમંદિરો તથા ગુરુ–મૂર્તિઓનો સ્પષ્ટ નિષેધ છે. છતાં ગૌતમસાગરજીએ સૌ પ્રથમ અનેક સ્થાને ગુરુમંદિરો સ્થાપી તેમા કલ્યાણસાગરસૂરિની મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરાવી. આનુ કારણ એ છે કે આ યુગપ્રધાન આચાર્યનું નામ આ ગચ્છમાં એટલું બધું વ્યાપક તેમજ પ્રભાવક છે કે એમનાં સ્મરણમાત્રથી ગચ્છ–ઐક્યના માર્ગે સદોદિત પ્રેરણા મળી રહે એમ છે. ત્રણેક શતાબ્દીઓ પછી પણ એમની પ્રેરણામૂર્તિ આ ગચ્છના પ્રસ્થાનમાં અકથ્ય બળનો સચાર કરી રહેલ છે, અને કરશે આ ભાવનાથી જ ગુરુમંદિરો સ્થાપવામાં આવ્યાં છે. અંચલગચ્છના શ્રાવકોની જ્યાં જ્યાં વસ્તી છે ત્યાં ત્યાં પ્રાય કલ્યાણસાગરસૂરિની પ્રતિમા તો હશે જ. ગૌતમસાગરજીએ આ ગચ્છના નવ પ્રસ્થાનમાં યુગવીર આચાર્યની મૂર્તિનું અવલબન લઈને કાલોચિત પરિવર્તન સ્વીકાર્યું છે, એમ કહી શકાય. સં. ૧૯૭૩ ના મહા વદિ ૮ ને ગુરુવારે ભૂજમાં સૌ પ્રથમ ગુરુમંદિર એમના ઉપદેશથી થયું. એ પછી બધે એનું અનુકરણ થયુ છે.

### કચ્છ–હાલાર દેશોદ્ધારક

૨૬૩૪. ગૌતમસાગરજી કચ્છ અને હાલારમાં જ બહુધા વિચર્યા એમના ઉપદેશથી ત્યાં જિનાલય, ઉપાશ્રય, જ્ઞાનભંડાર–નિર્માણનાં અનેક કાર્યો થયાં. ગામેગામ તેમણે ગચ્છ પ્રવૃત્તિ ગૂંજતી કરી અને બધે ધર્મબોધ પમાડયો. શાસન સેવાના તેમના ઉચ્ચ પરિશ્રમ અને પુરુષાર્થ દ્વારા તેઓ કચ્છ–હાલાર દેશોદ્ધારકનું માનવંત બિરુદ પામેલા. તેમણે કરેલા ધર્મપ્રચારની અસર અદ્યાવધિ વર્તાય છે અને એ રીતે હજી તેઓ અહીંના પ્રદેશોમાં ચિરંજીવી રહ્યા છે. આ દૃષ્ટિએ એમણે પ્રાપ્ત કરેલુ બિરુદ સર્વથા ઉચિત છે.

### ગચ્છને ચેતવણી

૨૬૩૫. ગૌતમસાગરજી ગચ્છના ઉત્થાન માટે સદૈવ ચિંતિત રહેતા. તેમણે લખેલા પત્રો દ્વારા એમના વિચારો જાણી શકાય છે. સં. ૨૦૦૧ ના માગશર સુદી ૧૧ ને રવિવારે તેમણે જખૌથી ભૂજના સંઘપતિ નાથા નારાણજી, હસ્તે સાકરચંદ પાનાચંદને ગચ્છને ચેતવણી આપતો પત્ર લખ્યો આ પત્રની નકલ જિનેન્દ્રસાગરસૂરિ તથા અનેક સઘોને પણ પાઠવી. આ પત્રમાં તેમણે ગચ્છના અભ્યુદય માટે પોતાનો સુઝાવ રજૂ કર્યો છે, જે આજે પણ દિશાસૂચન કરે એવો હોઈને ઉધ્ધૃત કરવો પ્રસ્તુત છે.

૨૬૩૬. 'વિશેષમા અંચલગચ્છના હિતેચ્છુ સઘને ચેતવણી તરીકે લખું છું કે નીચેની વિગત ધ્યાનમાં લઈને પોતાના હૃદયગૃહને સમૃદ્ધ બનાવવા માટે પ્રમાદ ત્યજીને પ્રયત્નશીલ બનો, એ તરફની બેદરકારી ત્યજો! હમણાં અંચલગચ્છ કંગાળ પ્રાણ બન્યો છે તેને નિષ્ણાત સંઘવૈદ્ય સિવાય કોઈ પણ સ્વસ્થ

અને પુષ્ટ બનાવી શકે નહી. માટે શ્રી શ્રી સઘવૈદ્યે જાગૃત થઈને અંચલગચ્છને સ્વસ્થ અને પુષ્ટ બનાવવા માટે નીચે પ્રમાણે કાર્યો હાથ ધરવા જોઈએ :—અંચલગચ્છના પ્રાણભૂત અચલગચ્છાચાર્ય— આ બાબત નૈષ્ઠિક બ્રહ્મચારી ભટ્ટારક શ્રી શ્રી ૧૦૦૮ શ્રી જિનેન્દ્રસાગરસૂરીશ્વરજી લગભગ ૭૫ વર્ષના વૃદ્ધ થયા છે. માટે તેમના ભાવિ પટ્ટધરની મંડલાચાર્ય તરીકે હમણાં સ્થાપના કરવી જોઈએ. આ કાર્ય શ્રી સંઘ સિવાય કોઈનું નથી સંઘને કદાચ એવો પણ વિચાર ઉદ્ભવે કે યતિ પરિવાર ક્યાં છે ? યતિવેશધારી ત્રણથી ચાર પણ પૂરા નથી તો અંચલગચ્છના પાટધણી રાજ્ય કોના બળથી ચલાવે ? પરિવાર વિના કેમ શોભે ? સંઘનો આ વિચાર બરાબર જ છે. પરિવાર તો જોઈએ જ. તે વિષયમાં હું એમ કહું છું કે આચાર્ય શ્રી જિનેન્દ્રસાગરસૂરીશ્વરની પાટે જેને સ્થાપવા હોય તે હમેશને માટે ત્યાગી આચાર્ય જીવનમાં જ રહેવા જોઈએ આ સમય પરિગ્રહધારીનો નથી. તેમ શ્રી સુધર્માસ્વામીના પાટના ધણી તો ત્યાગી જ હોય. આવી રીતે જો ત્યાગી મંડલાચાર્યની સ્થાપના શ્રી સઘ કરે તો હું મારો સાધુ–સાધ્વીનો પરિવાર પણ તે ત્યાગી મડલાચાર્યને સોંપી દઉં. એટલે તે ત્યાગી મંડલાચાર્ય ત્યાગી સાધુ–સાધ્વીના પરિવારથી શોભા પામશે, અને હુ મારી વૃદ્ધાવસ્થાનું બાકીનું જીવન શાંતિમાં પસાર કરુ—એટલે કે પરિવારથી નિવૃત્ત થાઉં. હાલમાં અચલગચ્છમાં કેટલાક સાધુ–સાધ્વીઓ ગુરુ વિનાના વિચર્યા કરે છે. તેમ કોઈની આજ્ઞામાં પણ નથી તે આ ગચ્છની શોભા નથી. તેમ શાસન વિરૂદ્ધ પણ છે. માટે તેવા સાધુ–સાધ્વી ઉપર શ્રી સંઘે ફરજ પાડવી જોઈએ કે તમને અચલગચ્છમાં રહેવુ હોય તો આ ત્યાગી આચાર્ય પાસેથી યોગ કરીને તેના શિષ્ય થઈ જાઓ અને તેની આજ્ઞામાં રહો. હવેથી ગુરુ વિનાના સાધુ–સાધ્વીને નહીં માનવાની અમે જાહેરાત કરી દઈશું. આ પ્રમાણે કરવાથી મંડલાચાર્યની આજ્ઞામાં લગભગ ૧૧૦ સાધુ–સાધ્વીઓનો પરિવાર થશે. ત્યાર બાદ ગચ્છને સમૃદ્ધ બનાવવા અને સુદર રીતે ચલાવવા માટે જે કાયદાકાનૂનો ઘડવા હોય તે મંડલાચાર્ય તથા સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા સઘ મળીને ઘડે શ્રી જિનેન્દ્રસાગરસૂરીશ્વરની પાટે તેમની હયાતિ બાદ તે ત્યાગી શ્રમણ, ક્રિયાવાન, સંઘ માન્ય મંડલાચાર્યને ગચ્છપતિ તરીકે શ્રી સંઘે સ્થાપવા. ગચ્છના સાધુઓ વિદ્વાન બને તે માટે તેમજ ગચ્છના પૂર્વાચાર્યો રચિત ગ્રંથોની શોધ અને તેના તેમજ નવીન કૃતિના સંશોધન, પ્રકાશન અને પ્રચાર માટે પ્રબલ સાહાય્ય કરવી જોઈએ. કારણ કે એ ગચ્છનું સદાને માટેનું ધન છે. ગચ્છ સાહિત્યથી શોભશે. વળી ગચ્છમાં સાધુ સસ્થાની વૃદ્ધિ થાય તેવા શક્ય ઉપાય હાથ ધરવા જોઈએ. સાધુ સંસ્થાની વૃદ્ધિથી ગચ્છ બહુ જ પુષ્ટ બનશે. આ રીતના ગચ્છને સમૃદ્ધ બનાવવાનાં કાર્યો કરવા માટે અંચલગચ્છ શ્રી સંઘ કટિબદ્ધ થાઓ! એ તરફની ઉપેક્ષારૂપ નિદ્રાને ત્યજો અને જાગૃત થઈને પ્રગતિને માટે પગલું ભરો! એજ એક શુભાભિલાષા. મારી ૮૨ વર્ષની જર્જરિત વય થઈ. છેલ્લે છેલ્લે તમને આ ચેતવણી આપી છે. આ કાર્ય અતિ ત્વરાથી કરો; આજે થાતું હોય તો કાલ ન કરો. મારુ પાકુ પાન છે. એટલેથી સમજશો!'

## આચાર્ય દાનસાગરસૂરિ તથા આચાર્ય નેમસાગરસૂરિ

૨૬૩૭. રોહાવાળા કેટડાના ગણપત પરબત, ભાર્યા કુંવરબાઈની કૂખે સ. ૧૯૪૪ માં દેવજીભાઈનો જન્મ થયો. તેમણે પાલીતાણામાં સ. ૧૯૬૬માં ગૌતમસાગરજી પાસે અધ્યયન કરી માઘ સુદી ૧૩ને સોમવારે અમદાવાદમા ૨૨ વર્ષની વયે દીક્ષા લીધી. ગુરુએ દાનસાગર નામ આપી પોતાના શિષ્ય કર્યા. નવાવાસના લાલજી પુનશી તથા વરાડીઆના ગેલા માણેકે દીક્ષોત્સવ કર્યો. ચૈત્ર વદિ ૫ ના દિને ઘાટકોપરમાં એમને વડી દીક્ષા અપાઈ અને પ્રથમ ચાતુર્માસ ગુરુ સાથે મુબઈમા જ રહ્યા.

૨૬૩૮. એમની આત્મ નિર્મળતા અને ભદ્રિકતા પાછળ એમના કુટુબમા ઓતપ્રોત થયેલા ધાર્મિક

સંસ્કારો હતા એમનાં કુટુંબની સાત વ્યક્તિઓએ દીક્ષા લીધી છે એમના બંધુ ગાગજીભાઈ, બહેન તથા મામી પ્રવજિત થયા અને તેમનાં નામ અનુક્રમે ગુલાબસાગર, આણંદશ્રી તથા કુશલશ્રી રખાયા. તદુપરાંત દીક્ષા લેનાર હતા નાનાભાઈનાં પત્ની, કાકાની પુત્રી, મામા તથા સાતમા પોતે. આમ માતૃ–પિતૃ પક્ષે ધાર્મિક સંસ્કારો અને આત્મનિષ્ઠાનું સુભગ પ્રતિબિંબ એમના નિર્મળ જીવનમાં દેખાય છે.

૨૪૩૯ ગુરુ સાથે સં. ૧૯૬૭ થી ૬૯ સુધી મુંબઈ ચાતુર્માસ રહ્યા. ખેતશી ખીંયશીના સંઘમાં પધારી સં ૧૯૬૯ના પોષી પૂનમે શત્રુંજયની યાત્રા કરી સં ૧૯૭૦ થી ૭૬ માં અનુક્રમે ભૂજ, માંડવી, સુથરી, તેરા, સુથરી, ગોધરા અને પાલીતાણામા ગુરુ સાથે ચાતુર્માસ રહ્યા એ પછી ગુરુ સાથે વિચારભેદ થવાથી ભિન્ન વિચર્યા વળી કેટલોક સમય સાથે થયા, પરંતુ ગુરુ શિષ્ય વચ્ચે અંતર વધતુ ગયુ. આવી સ્થિતિમાં એકાકીપણુ સ્વીકારી આત્મસાધના કરી. સં ૧૯૭૬ થી ૭૯ સુધી આ પ્રમાણે એકલા ચાતુર્માસ રહ્યા—જામનગર, માંડવી, સાંયરા અને ગોધરા. એ પછી નેમસાગરજીને શિષ્ય કરી એકલવિહારીપણું ટાળ્યું.

૨૬૪૦. નારાણપુરના વોહરા કચરા જાગાણી ભાર્યા દેમીબાઈની કૂખે માગશર વદિ ૧૨ ના દિને નાગજીભાઈનો જન્મ થયો. દાનસાગરજીનો પરિચય થતા, તેમને વૈરાગ્ય ઉપજ્યો ગુરુ સાથે અબડાસાની પંચતીર્થી, ભદ્રેસર, ગિરનાર આદિ તીર્થોની પગપાળી યાત્રા કરી સં ૧૯૮૦ના ચૈત્ર સુદી ૫ ના દિને જૂનાગઢમાં દીક્ષા લીધી અને એમનુ નેમસાગર નામાભિધાન થયુ મણીવિજયે દીક્ષામાં સારો સહયોગ આપ્યો. એ વર્ષે આષાઢ સુદી ૭ ના દિને ભક્તિવિજયની નિશ્રામાં પાલીતાણામાં એમને વડી દીક્ષા પ્રદાન થઈ. અને પ્રથમ ચાતુર્માસ ત્યાં જ રહ્યા, એ પછી તેમણે જૈનશ્રુતનો અભ્યાસ કરી પોતાની કુશાગ્ર બુદ્ધિનો પરિચય કરાવ્યો. ગુરુ–શિષ્યની આ અપ્રતિમ જોડીએ ગચ્છને સુંદર આધ્યાત્મિક નેતૃત્વ પૂરું પાડીને શાસનનું નામ અજવાળ્યું.

૨૬૪૧. નેમસાગરજીએ બહુધા પોતાના ગુરુ સાથે અનુક્રમે સં. ૧૯૮૦ થી ૨૦૧૩ સુધીમા આ પ્રમાણે ચાતુર્માસ કર્યા:—પાલીતાણા, પ્રાંતીજ, માંડલ, બે વર્ષ મુંબઈ, પાલીતાણા, લલિતપુર, મોરબી, નલીઆ, સાંએરા, માંડવી, ભૂજ, લાયજા, માંડવી, ત્રણ વર્ષ જામનગર, લલિતપુર, મોરબી, ભૂજ, માંડવી, ભૂજ, ખારૂવા, લાયજા, ભૂજ, ખીદડા, દેઢિયા, નારાણપુર, નરેડી, કોટડી, વરાડીઆ, ભૂજ, બે વર્ષ ગોધરા. છેલ્લા ચાતુર્માસો ગુરુથી ભિન્ન થયા. સં. ૨૦૧૪ પછી મુંબઈમાં જ જુદે જુદે સ્થળે ચાતુર્માસો થયાં.

૨૬૪૨. દાનસાગરજીએ બુદ્ધિસાગરસૂરિ શિ અજિતસાગરસૂરિની નિશ્રામાં યોગ વહન કરી સં ૧૯૮૨ માં મહુડીમાં રિદ્ધિસાગરસૂરિ પાસે ગણિ પદ અને પ્રાંતીજમાં પંન્યાસ પદ ગ્રહણ કર્યા જખૌનાં ધનબાઈ દેવરાજ માનજીએ પદોત્સવ કર્યો. આ અરસામાં તેઓ બહુધા ઉત્તર ગુજરાતમા વિચર્યા

૨૬૪૩ રવાના ચાંપશી તથા દામજી માલશી માયાએ દાનસાગરજીની નિશ્રામાં સં ૧૯૮૪ માં ભાંડુપમા ઉપધાન તપનો યાદગાર ઉત્સવ કર્યો મુંબઈમાં આવો ઉત્સવ સૌ પ્રથમ હોઈને લોકોએ ઘણો ઉત્સાહ દર્શાવ્યો. આ પ્રસંગે કમલશ્રી તથા કલ્યાણશ્રીને દીક્ષાઓ અપાઈ. એ પછી ભાયખલામાં પણ એમની નિશ્રામાં સુંદર ધર્મોત્સવ થયા, તેમજ વૈશાખ સુદી ૫ ના દિને જયશ્રીને દીક્ષા પ્રદાન થઈ કમલશ્રીના ઉપદેશથી સુથરીના ખીમજી આણંદજી પીરે, તથા રૂપશી પીતાંબરે ભદ્રેસરનો સંઘ કાઢ્યો. માલશી માયાનાં કુટુંબે દાનસાગરજીના ઉપદેશથી ધર્મકાર્યોમા ઘણુ ધન ખરચ્યું, તેમણે રવામા શાળા કરી, દુષ્કાળમા અન્નસત્ર શરૂ કર્યા તથા માલાસર તળાવ બંધાવ્યું.

૨૬૪૪ સં ૧૯૮૬ મા લલિતપુરનું ચાતુર્માસ ચિર સ્મરણીય રહેશે અહીં અંચલગચ્છના શ્રાવકો ન હોવા છતા સંઘે ગુરુનું અપૂર્વ સ્વાગત કર્યું. દાનસાગરજીની સહૃદયતાનુ જ એ પરિણામ હતુ

વૈશાખ સુદી ૩ ના દિને એમની નિશ્રામાં ત્યા વરસીતપનાં પારણાં, અષ્ટાહ્નિકા મહોત્સવ આદિ થયા. ચાતુર્માસ બાદ સઘ પગે ચાલતો એમને વળાવવા દૂરનાં ગામ સુધી ગયો લતિપુરથી ટંકારા થઈ મોરબી પધાર્યા અને ચાતુર્માસ રહ્યા અહીનુ જ્ઞાનભડારનુ ખાતુ અવ્યવસ્થિત હતુ તેને વ્યવસ્થિત બનાવ્યુ અને ભારે લોકપ્રીતિ પ્રાપ્ત કરી

૨૬૪૫ સ. ૧૯૮૮ માં સાંયરામા પટેલ દેવરાજ મૂળજીના પ્રયાસથી મહાવીર જયતી દાનસાગરજીની નિશ્રામાં ખૂબ ઉત્સાહથી ઉજવાઈ નલિયામાં એમના ઉપદેશથી આયબિલ ખાતુ ખોલવામા આવ્યુ સ ૧૯૮૯ માં નલિયામાં નેમસાગરજીને અધ્યયનાર્થે રોકી પોતે ગુરુ ગૌતમસાગરજીને વાંદવા જામનગર પધાર્યા. વર્ષો બાદ ગુરુ–શિષ્યનુ મિલન થતા સઘમાં ઉત્સાહ પ્રકટયો સઘાગ્રેસર સાકરચદ નારાણજીના પ્રયાસોથી એમના મનનુ સમાધાન થયુ. આ વિષયક દસ્તાવેજ પણ સઘે કર્યો

૨૬૪૬. નાના આસબીઆમા સ ૧૯૯૦ ના વૈશાખ વદિ ૯ ના દિને વયસ્ક જેઠાભાઈ વેરશીએ દાનસાગરજી પાસે દીક્ષા લીધી અને એમનુ ઝવેરસાગર નમાભિધાન થયુ એ પ્રસગે તલવાણાના ગોશર લખમશીની વિધવા જેઠીબાઈને ત્યા દીક્ષા આપી તેમનુ ઝવેરશ્રી નામ રાખ્યુ. સ. ૧૯૯૧ માં ઝવેર-સાગર ભૂજમા કાલધર્મ પામ્યા. ચાતુર્માસ બાદ દાનસાગરજીના ઉપદેશથી એક સો જણાનો ભદ્રેસરનો સઘ નીકળ્યો, જેનો ખર્ચ હીરાચદ ટોકરશીએ આપ્યો સ. ૧૯૯૨ મા રાવસાહેબ રવજી સોજપાલના અત્યાગ્રહથી લાયજામાં ચાતુર્માસ રહેલા એ પછી દાનસાગરજી સ ૧૯૯૩ માં માડવીમા તથા સં. ૧૯૯૪ થી ૯૬ માં જામનગરમાં ચાતુર્માસ રહ્યા સ. ૧૯૯૫ ના માગશર સુદી ૧૦ ને રવિવારે માંડલમાં મફાભાઈ ભૂદરભાઈની વિધવા સૂરજબાઈને દીક્ષા આપી અને તેમનું સમતાશ્રી નામાભિધાન કર્યું. ગુરુ ગૌતમસાગરજી પણ જામનગરમા જ ચાતુર્માસ હોઈને ઘણા વર્ષો બાદ ગુરુ શિષ્યના ચાતુર્માસ સાથે થયાં એ પછી તેઓ પુન લતિપુર, મોરબી ઇત્યાદિ સ્થળે વિચર્યા અને ત્યાં ચાતુર્માસો રહ્યા.

૨૬૪૭ સં ૧૯૯૬ ના માઘ વદિ ૧૩ના દિને મીઠોઈના વેરશીભાઈને દીક્ષા આપી એમનું વિવે-કસાગર નામાભિધાન કર્યુ, વૈશાખ વદિ ૬ ના દિને ગોધરાના લાલજી વેલજીને દીક્ષા આપી એમનુ લબ્ધિ-સાગર નામાભિધાન કર્યુ સ ૧૯૯૭ મા જખૌના જેઠાભાઈ લખમશી તથા બાયઠના નરશી દેવશીને દીક્ષા આપી એમનાં નામ અનુક્રમે જયેન્દ્રસાગર તથા નરેન્દ્રસાગર રાખ્યા. આ બધી દીક્ષાઓ જામનગરમા જીવરાજ રતનશીના વડામાં મહોત્સવપૂર્વક થઈ

૨૬૪૮ સ. ૨૦૧૧ માં ગાટુગામા વાંકુના કરમશી ખેતશી ખોનાને દીક્ષા આપી એમનુ કીર્તિસા-ગર નામ રાખ્યુ ગોવિદજી જેવત ખોનાએ દીક્ષોત્સવ કર્યો કીર્તિસાગરજીએ હાલારમાં સારી ધર્મજાગૃતિ કરી. એ વર્ષના માઘ સુદી ૧૦ને બુધવારે ભાયખલામાં ટુન્ડાના કુવરજી કરમશીને દીક્ષા આપી એમનુ કૈલાસ-સાગર નામ રાખ્યુ.

૨૬૪૯ દાનસાગરજીના આજ્ઞાવર્તી હેતશ્રીજી મહત્તરા સાધ્વી થયાં મૂલ નામ હીરબાઈ મણશી, સં. ૧૯૧૯ મા તેરામા જન્મ સાંએરાના લખમશી દેવશી મોમાયા સાથે લગ્ન. વૈધવ્ય પામતા પાલીતાણા-માં જ્ઞાનાભ્યાસ કર્યો તથા ધર્મકાર્યોમા ઘણુ ધન ખરચ્યુ. સં ૧૯૫૬ મા છીપાવસહી ટૂકમાં દેવકુલિકા બધાવી ત્રણ જિનબિબોની પ્રતિષ્ઠા કરાવી અને ઉજમણાઓ કર્યા. ફાગણ સુદી ૫ ના દિને ત્યાં દીક્ષા અગીકાર કરી તેમને શિવશ્રી શિ ચદનશ્રીના શિષ્યા સ્થાપવામાં આવ્યા એમને હાથીની અંબાડી પર બેસાડીને વરઘોડો કાઢવામાં આવેલો એમના પિતાએ ઉત્સવ કરી એ પ્રસગે ઘણુ ધન ખરચ્યુ. ૬૪ વર્ષનુ સુદીર્ઘ સયમ જીવન પાળીને સોએક વર્ષની ઉંમરે સ. ૧૯૧૯ના પોષ સુદી ૮ ને સોમવારે તેઓ જામનગરમા કાલધર્મ પામ્યા. હાલ કેશરશ્રીજી એમના સમુદાયના અગ્રપદે છે.

૨૬૫૦. દાનસાગરજીનો આજ્ઞાવર્તી સાધ્વી સમુદાય હાલમાં આ પ્રમાણે વિદ્યમાન છે.—

| ક્રમ | નામ | ગામ | દીક્ષાવય | દીક્ષામિતિ | વડી દીક્ષામિતિ |
|---|---|---|---|---|---|
| ૧ | કેશરશ્રીજી | રામાણીઆ | ૧૫ (કુ) | સ. ૧૯૭૧ મ. સુ. ૫ | સં. ૧૯૭૧ વૈ. સુ. ૧૧ |
| ૨ | ચારિત્રશ્રીજી | મંજલરેલડીઆ | ૩૦ | સં. ૧૯૮૨ વૈ. | સં. ૧૯૮૩ મ. સુ. ૫ સોમ |
| ૩ | મનહરશ્રીજી | નલીઆ | ૨૪ | સં. ૧૯૮૩ ચૈ. સુ. ૧૩ | સં. ૧૯૮૪ મ. સુ. ૫ રવિ |
| ૪ | કમલશ્રીજી | જખૌ | ૪૫ | સં. ૧૯૮૪ મા. સુ. ૮ | સ. ૧૯૮૪ જે. |
| ૫ | કંચનશ્રીજી | સુથરી | ૩૪ | સં. ૧૯૮૮ વૈ.સુ ૧૧શનિ | સં. ૧૯૮૯ પો. સુ. ૭ |
| ૬ | ચંદનશ્રીજી | જખૌ | ૨૮ | સં. ૧૯૮૯ ફા. સુ. ૩ | સં. ૧૯૮૯ જે. |
| ૭ | કંચનશ્રીજી | જખૌ | ૧૮ | સં. ૧૯૮૯ મા. સુ. ૧૩ | સ. ૧૯૯૦ વૈ સુ. ૫ |
| ૮ | પ્રભાશ્રીજી | બીદડા | ૨૧ | સં. ૧૯૯૨ વૈ. સુ. ૧૧ | સં. ૧૯૯૩ (ભુજપુર) |
| ૯ | જસવંતશ્રીજી | તેરા | ૨૯ | સં. ૧૯૯૩ પો. સુ. ૭ | સં. ૧૯૯૫ |
| ૧૦ | મનહરશ્રીજી | ભુજ | ૧૯ (કુ) | સં. ૧૯૯૫ મ. સુ. ૧૩ | સં. ૧૯૯૬ વૈ. |
| ૧૧ | વસંતશ્રીજી | રાપરગઢવાલી | ૩૦ | સં. ૧૯૯૯ વૈ. સુ. ૨ | સં. ૨૦૦૨ |
| ૧૨ | ધર્માનંદશ્રીજી | રાયણ | ૪૫ | સ. ૨૦૦૬ મા. સુ. ૧૧ | સં. ૨૦૦૭ ફા. |
| ૧૩ | હેમપ્રભાશ્રીજી | ભુજ | ૪૩ | સં. ૨૦૦૬ મા. સુ ૧૧ | સં. ૨૦૦૭ ફા. |
| ૧૪ | રત્નપ્રભાશ્રીજી | આરીખાણા | ૩૮ | સં. ૨૦૦૬ | સં. ૨૦૦૭ |
| ૧૫ | તરુણપ્રભાશ્રીજી | અમદાવાદ | ૪૨ | સં.૨૦૧૦ જે. સુ. ૭ | સ. ૨૦૧૦ અ. સુ. ૧૧ |
| ૧૬ | જયાનંદશ્રીજી | કોડારા | ૩૩ | સં. ૨૦૧૧ વૈ. સુ. ૭ | સં. ૨૦૧૧ જે. સુ. ૭ |
| ૧૭ | અરુણપ્રભાશ્રીજી | ડુમરા | ૨૭ | સં. ૨૦૧૪ | સ. ૨૦૧૫ |
| ૧૮ | ચંદ્રયશાશ્રીજી | ગોધરા | ૨૦ (કુ) | સં. ૨૦૧૫ પો. વ. ૬ | સ. ૨૦૧૫ મ. સુ. ૧૪ |
| ૧૯ | કીર્તિલતાશ્રીજી | માંડવી | ૨૪ (કુ) | સં ૨૦૨૧ ફા. સુ. ૭ | સં. ૨૦૨૨ જે. સુ. ૧૨ |
| ૨૦ | વિશ્વલતાશ્રીજી | ભુજ | ૨૫ (કુ) | સં. ૨૦૨૨ વૈ. વ. ૨ | સં. ૨૦૨૨ જે. સુ. ૧૨ |

**આચાર્યપદ અને અંતિમ જીવન સાધના**

૨૬૫૧. સ. ૨૦૧૦માં અંચલગચ્છ ઉત્કર્ષ સાધક સંઘ સમિતિની સ્થાપના થતાં તેનાં આમંત્રણથી દાનસાગરજી જામનગરથી મુંબઈ પધાર્યા, અને સં. ૨૦૧૧માં લાલવાડીમા ચાતુર્માસ રહ્યા કચ્છથી ગુણસાગરજી પણ પધાર્યા. બન્ને વચ્ચે મતભેદ ટાળવા રાવસાહેબ રવજી સોજપાલ, ચુનીલાલ માણેકચંદ, દેવજી દામજી ઓના પ્રમુખ સવે પ્રયાસો આદર્યા. બન્ને વચ્ચે એકદીલી થતાં એવો નિર્ણય લેવામાં આવ્યો કે બન્નેને વહેલી તકે આચાર્યપદ આપવું. દાનસાગરજીએ તો નમ્રભાવે સ્પષ્ટ કહ્યું કે—" મારામાં જ્ઞાન તેમજ શક્તિ નથી, તેથી આચાર્યપદ લેવાની બિલકુલ ઇચ્છા નથી !' પરંતુ સંઘના અત્યાગ્રહથી તેનું બહુમાન કરવા એમને અંતે સંમતિ આપવી પડી.

૨૬૫૨. સં. ૨૦૧૨ના વૈશાખ સુદી ૩ને રવિવારે સવારે ૯—૨૪ કલાકે કચ્છી સંઘના ઉપક્રમે તેઓને આચાર્યપદ આપી ગૌતમસાગરજીના પ્રથમ પટ્ટધર તરીકે સ્થાપવામાં આવ્યા. સાથે ગુણસાગરજીને પણ આચાર્યપદ પ્રદાન થયું. ઘણાં વર્ષે પદોત્સવનો સંઘને લહાવો મળ્યો હોઇને અનેરો ઉત્સાહ પ્રકટ્યો. પં. વિકાસવિજયજી તે પ્રસંગે ખાસ ઉપસ્થિત રહેલા. જોગાનુજોગ નેમસાગરજીને પણ કચ્છના સંઘોના અત્યાગ્રહથી એજ સમયે સુથરીમા આચાર્યપદે વિભૂષિત કરવામાં આવ્યા. સુથરી જિનાલયના શતાબ્દી પ્રસંગે પદોત્સવ થયો હોઇને એ ચિર સ્મરણીય બની ગયો, યતિ ગુણચંદ્ર ગુલાબચંદે વિધિ-વિધાનો કર્યાં.

૨૬૫૩. એ પછી દાનસાગરસૂરિ મુંબઈમાં ૭ ચાતુર્માસો રહ્યા. સં. ૨૦૧૭ માં માટુંગામાં ચાતુર્માસ વખતે નેમસાગરસૂરિની નાદુરસ્ત તબિયતના કારણે તેમને બોમ્બે હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યા, આથી દાનસાગરસૂરિ માટુંગાથી સતત વિહાર કરી દશા ઓશવાળ મહાજનવાડીમાં પધાર્યા. ત્યાં શ્રાવણ સુદી ૬ ના રાત્રે ૧૧ કલાકે તેઓ ૭૪ વર્ષની ઉમરે કાલધર્મ પામ્યા. તેમણે ૫૨ વર્ષનું દીર્ઘ નિર્મળ સાધુ જીવન પાળ્યું. અત્યંત શાંત પ્રકૃતિ, નિખાલસપણું, સંયમ અને તપયુક્ત ચારિત્ર્ય એ એમનું જીવન વૈશિષ્ઠય હતું. પ્રતિવર્ષ નવપદની ઓળી પ્રસંગે આયંબિલ અને પર્યુષણ પ્રસંગે અઠ્ઠાઇનો અવિચ્છિન્ન ક્રમ તેમણે છેવટ સુધી જાળવ્યો. યોગાનુયોગ વિજયલબ્ધિસૂરિ પણ એ જ રાતે લાલબાગમાં કાલધર્મ પામ્યા. બન્ને આચાર્યોની પાલખીઓ બાણગંગા પર લઈ જવામાં આવી. શોકમગ્ન માનવ-મહેરામણની ઉપસ્થિતિમાં બન્નેની સાથે અંત્યેષ્ઠિ થઈ. મુંબઈ માટે એ અભૂતપૂર્વ પ્રસંગ હતો !!

૨૬૫૪. ભદ્રિક સ્વભાવના દાનસાગરસૂરિ અને વ્યાખ્યાનપટુ નેમસાગરસૂરિની જોડીને લોકો કદિયે ભૂલશે નહીં. બધા વડિલોની ઉપસ્થિતિમાં પણ નેમસાગરસૂરિ જ વ્યાખ્યાનો આપતા એમની વ્યાખ્યાન શૈલી ભાવુક હૃદયમાં ધર્મના ઓજસ પ્રગટાવતી. ખંડન-મંડન કે રાગદ્વેષ વિહિન એમની વ્યાખ્યાન પટુતા એમનાં વ્યક્તિત્વની ઉજ્જવળ અને વિશિષ્ટ બાજુ હતી. તેઓ જ્યારે જૈન દર્શનના ઉદત્ત સિદ્ધાંતો સમજાવતા ત્યારે શ્રોતાઓ એમની હૃદયસ્પર્શી વાણીથી મંત્રમુગ્ધ બની સન્માનપૂર્વક પોતાનું મસ્તક ધુણાવતા ! એમની વ્યાખ્યાન-વાણી લોકો હજી રસપૂર્વક યાદ કરે છે

૨૬૫૫. અંચલગચ્છની ભવ્ય પ્રણાલિકા અને તેના ઈતિહાસને ગ્રંથબદ્ધ કરવાના તેમના આદેશને પરિણામે શ્રી અનંતનાથ ટ્રસ્ટ દ્વારા 'અંચલગચ્છીય લેખ સંગ્રહ' નામનો શિલાલેખોનો સંગ્રહ પ્રકાશિત થયો, જે તેમના જ પુનિત કર કમલમાં સમર્પિત કરવામાં આવ્યો. તેમના ઉપદેશથી 'અંચલગચ્છ-દિગ્દર્શન'નું પ્રકાશન મુલુંડ અંચલગચ્છ સમાજે કર્યું. આ ઈતિહાસ ગ્રંથમાં એમની જ પ્રેરણા તેમજ માર્ગદર્શન હતાં. તેમની નાદુરસ્ત તબિયત હોવા છતા ગચ્છનો શૃંખલાબદ્ધ બૃહદ્ ઈતિહાસ ગ્રંથ પ્રકટ કરવાની તેમણે હામ ભીડી હતી અને એ દ્વારા શાસનસેવા કરવાની સાથે પોતાની ધાર્મિક મહત્તા સિદ્ધ કરી હતી. આવાં અન્ય ગ્રંથરત્નોનું પ્રકાશન કરવાની પણ એમને મહેચ્છા હતી દુર્ભાગ્યે એ સાકાર થાય તે પહેલાં જ સં ૨૦૨૨ ચૈત્ર વદિ અમાસ ને બુધવારે સવારે ૯ વાગે તેઓ મુંબઈમાં કાલધર્મ પામ્યા એમની ચિર વિદાયથી અંચલગચ્છે પોતાના સમર્થ અને પ્રતિભાસંપન્ન આચાર્યને ગુમાવ્યા, શાસને યશસ્વી આધારસ્તંભ ખોયો !

## આચાર્ય ગુણસાગરસૂરિ

૨૬૫૬ દેઢિયાના લાલજી દેવશીની ભાર્યા ધનબાઈની કૂખે સં. ૧૯૬૯ના મહા સુદી ૨ ને શુક્રવારે જન્મ. મૂલ નામ ગાંગજીભાઈ. બાળપણમાં પં લાલન, યતિશિષ્ય ટોકરશીભાઈ તથા પં. ભૂરાલાલ કાળીદાસ પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો. વિજયક્ષમાભદ્ર તથા પં. પૂંજાભાઈ પાસે સિદ્ધહેમ વ્યાકરણનું અધ્યયન કર્યું. તેમણે સં ૧૯૯૩ ના ચૈત્ર વદિ ૮ ના દિને દેઢિયામાં દીક્ષા અંગીકાર કરી અને એમનું ગુણસાગરજી નામ રાખવામાં આવ્યું. દાનસાગરજી અને નેમસાગરજીની નિશ્રામા દીક્ષા થઈ સં. ૧૯૯૫ ના જેઠ સુદી ૩ ને શનિવારે તેમને જામનગરમા વડીદીક્ષા પ્રદાન થઈ, અને નીતિસાગરજીના શિષ્ય તરીકે સ્થાપવામાં આવ્યા.

૨૬૫૭. તીવ્ર યાદદાસ્ત તેમજ શીઘ્ર ગ્રહણશક્તિને કારણે થોડા સમયમાં જ તેમણે ૭ કર્મગ્રંથ, ન્યાય, વ્યાકરણ, કાવ્ય વિગેરેનો અભ્યાસ પૂર્ણ કરી સંસ્કૃત કાવ્યમય શ્લોકો અને ગ્રંથો લખ્યા. એમની વક્તૃત્વ શૈલી પણ અસરકારક છે. વિદ્યાવ્યાસંગથી તેઓ સં. ૧૯૯૮ ના માઘ સુદી ૫ ને ગુરુવારે મેરાઉમા

ઉપાધ્યાય પદે અભિષુક્ત થયા. દાદાગુરુ ગૌતમસાગરજીની શુશ્રુષા કરી એમની પ્રીતિ સંપાદન કરી. દાદાએ પણ એમની શક્તિઓ પારખી સં. ૨૦૦૩ માં એમને સમગ્ર શિષ્ય-પરિવાર સોંપ્યો, તથા સં ૨૦૧૨ ના વૈશાખ સુદી ૩ ને રવિવારે સંઘે મુંબઈમાં આચાર્ય પદે વિભૂષિત કર્યા તે વિશે ઉલ્લેખ થઈ ગયો છે. આચાર્યપદ દાદાગુરુ ગૌતમસાગરજીના પટ્ટધર તરીકે આપવામાં આવ્યું.

૨૬૫૮. સં. ૨૦૦૪ ના આષાઢી પૂનમે સુથરીમાં શ્રીપાલચરિત્ર એમણે સંસ્કૃતમાં રચ્યું, જે દ્વારા એમની વિદ્વત્તાનો પરિચય મળી રહે છે હાલ તેઓ એક માત્ર વિદ્યમાન આચાર્ય હોઈને ગચ્છની વિશાળ જવાબદારીઓ એમના શિરે છે. ગચ્છનો અભ્યુદય કરવાની દિશામા એમણે સુંદર પુરુષાર્થ દાખવ્યો છે, જેનુ ઉદાહરણ આર્યરક્ષિત જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ પૂરું પાડે છે. એમની પ્રેરણાથી સં ૨૦૧૭ ના દ્વિતીય જ્યેષ્ટ સુદી ૩ને શુક્રવારે મેરાઉમાં એ સંસ્થાની સ્થાપના થઇ. 'જૈન ધર્મના તત્ત્વજ્ઞાન, આચાર, શ્રદ્ધા અને ધાર્મિક જીવનના તત્ત્વો ટકાવી અને તેનું જ્ઞાન આપવા, યોગ્ય ધાર્મિક શિક્ષકો, પંડિતો તૈયાર કરવા, પ્રાચીન જૈન શાસ્ત્રોના જુદા જુદા વિષયોના જ્ઞાતા ઉત્પન્ન કરવા, તેમજ સાધુ–સાધ્વીઓને પણ ધાર્મિક શિક્ષણ અપવાના ઉદ્દેશથી આ સંસ્થા સ્થાપવામાં આવેલ છે' રામજી રવજી લાલનના પ્રમુખપદે, ભવાનજી અરજણ ખીમજીએ તા. ૧૬–૬–૧૯૬૧ ના દિને તેનુ ઉદ્ઘાટન કર્યું. તેમા બનારસ, ભારતીય વિદ્યાભવન અને એવી મુસંસ્કૃત વિદ્યાપીઠોને માન્ય અભ્યાસક્રમ હોઇને પરીક્ષાઓ પસાર કરીને વિશ્વવિદ્યાલયની સમકક્ષ ઉપાધિઓ પ્રાપ્ત કરી શકાય છે. આથી કચ્છમાં આ વિદ્યાપીઠને 'ઘર આગણે ગંગા' કહીને બિરદાવાઈ છે. (જુઓ 'કચ્છ મિત્ર', તા. ૨૪–૫–૬૪) આ જ્ઞાન ગંગોત્રી ધર્મોદ્યોત, અધ્યાત્મ શિક્ષણ અને સંસ્કારનો પ્રવાહ ચોગમ પ્રસારે એવી અભીપ્સા છે

૨૬૫૯. આચાર્યે દીક્ષિત કરેલા શિષ્યોની વિગત નિમ્નોક્ત છે :–

| સંવત | નામ | ઉમર | સ્થાન તથા વિશેષ નોંધ |
|---|---|---|---|
| ૧૯૮૬ | ચંદનસાગરજી | ૨૭ | સં. ૧૯૯૮ માં ૪૪ વર્ષની ઉમરે શિષ્ય. |
| ૧૯૯૬ | ચંદ્રસાગરજી | ૧૭ | સુરતના પાટીદાર. |
| ૧૯૯૬ | ધરણેંદ્રસાગરજી | ૬૩ | જામનગરના સોરઠીઆ. |
| ૧૯૯૯ | કીર્તિસાગરજી | ૪૫ | લાખાપુર. પહેલાં સ્થાનકવાસી. |
| ૧૯૯૯ | વિદ્યાસાગરજી | ૩૬ | નારાણપુર |
| ૧૯૯૯ | દેવેંદ્રસાગરજી | ૩૦ | બીદડા. દિવ્યાનંદ તરીકે પ્રસિદ્ધ હતા. |
| ૨૦૦૩ | વિનયેંદ્રસાગરજી | ૫૦ | સાંએરા. |
| ૨૦૦૪ | અમરેંદ્રસાગરજી | ૫૦ | જખૌ. |
| ૨૦૦૫ | ભદ્રંકરસાગરજી | ૧૩ | વાંકુ. |
| ૨૦૦૬ | તત્ત્વસાગરજી | ૪૦ | સૌરાષ્ટ્ર. |
| ૨૦૦૭ | પ્રેમસાગરજી | ૩૫ | ચુંનડી |
| ૨૦૧૦ | પુષ્પસાગરજી | ૫૦ | ગોધરા. |
| ૨૦૧૧ | રત્નસાગરજી | ૫૧ | કોદારા. |
| ૨૦૧૧ | ઉત્તમસાગરજી | ૫૩ | કાડાગરા. |
| ૨૦૧૧ | પ્રવીણસાગરજી | ૨૬ | સૌરાષ્ટ્રના લોહાણા. |
| ૨૦૧૧ | નિર્મલસાગરજી | ૨૩ | સૌરાષ્ટ્રના લોહાણા. |

| | | | |
|---|---|---|---|
| ૨૦૧૪ | ગુણોદયસાગરજી | ૨૬ | કોટડા |
| ૨૦૧૫ | કરુણાસાગરજી | ૩૦ | સૌરાષ્ટ્રના પાટીદાર. |
| ૨૦૨૧ | રત્નપ્રભસાગરજી | ૨૦ | મોટી ખાખર. |

૨૬૬૦ આચાર્યના પ્રશિષ્યોની નોંધ આ પ્રમાણે છે –

| | | | |
|---|---|---|---|
| ૧૯૯૯ | ચંદનસાગરજી શિ. ભક્તિસાગરજી | ૨૫ | નવાવાસ |
| ૨૦૧૧ | ઉત્તમસાગરજી શિ કાંતિસાગરજી | ૫૨ | કાંડાગરા. |
| ૨૦૨૦ | ગુણોદયસાગરજી શિ. ગુણરત્નસાગરજી | ૨૦ | જખૌ. |
| ૨૦૨૨ | કીર્તિસાગરજી શિ કાંતિસાગરજી | ૫૦ | બીહારી |

૨૬૬૧ તદુપરાંત વિદ્યમાન મુનિતિલોકચંદજી જેઓ સં. ૧૯૬૪ થી દીક્ષિત છે તેઓ સં. ૨૦૦૫ થી આચાર્યની આજ્ઞામાં વિચરે છે. આચાર્યે અનેક સાધ્વીજીઓને દીક્ષિત કર્યાં. તેમનો આજ્ઞાવર્તી સાધ્વી સમુદાય હાલમાં આ પ્રમાણે વિદ્યમાન વિચરે છે –

| ક્રમ | નામ | ગામ | દીક્ષા સંવત | દીક્ષા વય | વડી દીક્ષા સંવત |
|---|---|---|---|---|---|
| ૧ | લાભશ્રીજી | દુર્ગાપુર | ૧૯૬૦ | ૨૨ | ૧૯૬૦ |
| ૨ | પદ્મશ્રીજી | નાના આશંબીઆ | ૧૯૬૭ | ૨૩ | ૧૯૬૭ |
| ૩ | રૂપશ્રીજી | નાના રતડીઆ | ૧૯૭૧ | ૧૮ | ૧૯૭૧ |
| ૪ | દીપશ્રીજી | મોટા રતડીઆ | ૧૯૭૨ | ૧૮ | ૧૯૭૨ |
| ૫ | આણંદશ્રીજી | મોટા આશંબીઆ | ૧૯૭૨ | | ૧૯૭૨ |
| ૬ | ઋદ્ધિશ્રીજી | મોટા લાયજા | ૧૯૭૪ | ૨૦ | ૧૯૭૪ |
| ૭ | શીતલશ્રીજી | નાના આશંબીઆ | ૧૯૮૮ | ૨૮ | ૧૯૮૧ |
| ૮ | ભક્તિશ્રીજી | ,, | ૧૯૮૦ | ૨૬ | ૧૯૮૧ |
| ૯ | દર્શનશ્રીજી | ,, | ૧૯૮૦ | ૨૪ | ૧૯૮૧ |
| ૧૦ | મુક્તિશ્રીજી | સાંધવ | ૧૯૮૧ | ૧૪ (કું) | ૧૯૮૧ |
| ૧૧ | હરખશ્રીજી | ચેલા (હાલાર) | ૧૯૮૧ | ૧૭ | ૧૯૮૧ |
| ૧૨ | ગિરિવરશ્રીજી | નારાણપુર | ૧૯૮૪ | ૨૮ | ૧૯૮૪ |
| ૧૩ | હંસશ્રીજી | બીદડા | ૧૯૮૪ | ૨૬ | ૧૯૮૫ |
| ૧૪ | અશોકશ્રીજી | લાયજા | ૧૯૮૫ | ૩૮ | ૧૯૮૭ |
| ૧૫ | વિદ્યાશ્રીજી | પુનડી | ૧૯૮૭ | ૩૨ | ૧૯૮૮ |
| ૧૬ | મુક્તાશ્રીજી | જખૌ | ૧૯૯૨ | ૩૫ | ૧૯૯૨ |
| ૧૭ | ઇન્દ્રશ્રીજી | સાંધવ | ૧૯૮૭ | ૨૩ | ૧૯૯૩ |
| ૧૮ | રમણિકશ્રીજી | મોટા આસંબીઆ | ૧૯૮૭ | ૩૧ | ૧૯૯૩ |
| ૧૯ | જયન્તિશ્રીજી | તલવાણા | ૧૯૯૦ | ૩૨ | ૧૯૯૩ |
| ૨૦ | રંજનશ્રીજી | બીદડા | ૧૯૯૬ | ૨૦ (કું) | ૧૯૯૬ |
| ૨૧ | નરેન્દ્રશ્રીજી | તુંબડી | ૧૯૯૬ | ૨૦ (કું) | ૧૯૯૬ |
| ૨૨ | સુરેન્દ્રશ્રીજી | કોડાય | ૧૯૯૭ | ૨૫ | ૧૯૯૭ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૩ રત્નશ્રીજી | નલીઆ | ૧૯૯૭ | ૩૧ | ૧૯૯૯ |
| ૨૪ કાન્તિશ્રીજી | રવા | ૧૯૯૯ | ૫૧ | ૧૯૯૯ |
| ૨૫ પ્રધાનશ્રીજી | પરજાઉ | ૧૯૯૯ | ૪૫ | ૧૯૯૯ |
| ૨૬ હેમલતાશ્રીજી | પુનડી | ૧૯૯૯ | ૩૦ | ૧૯૯૯ |
| ૨૭ નિર્મલાશ્રીજી | વારાપધર | ૧૯૯૯ | ૩૬ | ૧૯૯૯ |
| ૨૮ ચંદ્રપ્રભાશ્રીજી | ડુમરા | ૧૯૯૯ | ૨૧ | ૧૯૯૯ |
| ૨૯ સૂર્યયશાશ્રીજી | ચીઆસર | ૧૯૯૯ | ૨૦ | ૧૯૯૯ |
| ૩૦ પ્રિયંવદાશ્રીજી | દેઢીયા | ૧૯૯૯ | ૧૧ (કુ) | ૧૯૯૯ |
| ૩૧ વૃદ્ધિશ્રીજી | જખૌ | ૨૦૦૫ | ૫૦ | ૨૦૦૫ |
| ૩૨ વિદ્યુત્પ્રભાશ્રીજી | કોઠારા | ૨૦૦૫ | ૨૫ | ૨૦૦૬ |
| ૩૩ નિરંજનાશ્રીજી | કોડાય | ૨૦૦૬ | ૩૧ | ૨૦૦૪ |
| ૩૪ અમરેન્દ્રશ્રીજી | કોટડા | ૨૦૦૬ | ૪૩ | ૨૦૦૬ |
| ૩૫ ખીરભદ્રાશ્રીજી | નાનાઆશંબીઆ | ૨૦૦૬ | ૪૫ | ૨૦૦૭ |
| ૩૬ ગુણોદયશ્રીજી | ભૂજપુર | ૨૦૦૮ | ૨૬ (કુ) | ૨૦૦૮ |
| ૩૭ હીરપ્રભાશ્રીજી | ,, | ૨૦૦૮ | ૨૭ ,, | ૨૦૦૮ |
| ૩૮ મહેન્દ્રશ્રીજી | ,, | ૨૦૦૫ | ૨૭ ,, | ૨૦૦૯ |
| ૩૯ પુણ્યોદયશ્રીજી | મોટા આશંબીઆ | ૨૦૧૦ | ૧૬ ,, | ૨૦૧૦ |
| ૪૦ રત્નરેખાશ્રીજી | ,, | ૨૦૧૦ | ૧૬ ,, | ૨૦૧૧ |
| ૪૧ ચારુલતાશ્રીજી | તુંબડી | ૨૦૧૧ | ૨૦ ,, | ૨૦૧૧ |
| ૪૨ વસંતપ્રભાશ્રીજી | મોટાઆશંબીઆ | ૨૦૧૧ | ૧૪ ,, | ૨૦૧૧ |
| ૪૩ હેમલેખાશ્રીજી | ,, | ૨૦૧૧ | ૧૬ ,, | ૨૦૧૧ |
| ૪૪ અરૂણોદયશ્રીજી | ફરાદી | ૨૦૧૧ | ૨૧ ,, | ૨૦૧૧ |
| ૪૫ કનકપ્રભાશ્રીજી | ભૂજપુર | ૨૦૧૨ | ૧૯ ,, | ૨૦૧૨ |
| ૪૬ અરૂણપ્રભાશ્રીજી | ,, | ૨૦૧૨ | ૨૦ ,, | ૨૦૧૨ |
| ૪૭ વનલત્તાશ્રીજી | કાડાગરા | ૨૦૧૨ | ૧૬ ,, | ૨૦૧૨ |
| ૪૮ કલ્યાણોદયશ્રીજી | અંજાર | ૨૦૧૩ | ૨૩ ,, | ૨૦૧૩ |
| ૪૯ ચંદ્રોદયશ્રીજી | લાલા | ૨૦૧૩ | ૨૩ ,, | ૨૦૧૩ |
| ૫૦ અનુપમાશ્રીજી | તલવાણા | ૨૦૧૨ | ૫૦ | ૨૦૧૩ |
| ૫૧ ભુવનશ્રીજી | ભૂજપુર | ૨૦૧૩ | ૨૩ (કુ) | ૨૦૧૩ |
| ૫૨ વિશ્વોદયશ્રીજી | ,, | ૨૦૧૩ | ૧૮ ,, | ૨૦૧૩ |
| ૫૩ નિત્યાનંદશ્રીજી | વરાડીઆ | ૨૦૧૩ | ૪૧ | ૨૦૧૪ |
| ૫૪ કલ્પલતાશ્રીજી | ડોણ | ૨૦૧૪ | ૪૦ | ૨૦૧૪ |
| ૫૫ આનંદપ્રભાશ્રીજી | ડોણ | ૨૦૧૪ | ૨૦ (કુ) | ૨૦૧૪ |
| ૫૬ પૂર્ણાનંદશ્રીજી | દેવપુર | ૨૦૧૫ | ૨૪ ,, | ૨૦૧૫ |
| ૫૭ સદ્ગુણાશ્રીજી | તુંબડી | ૨૦૧૫ | ૨૪ | ૨૦૧૫ |
| ૫૮ મનોરમાશ્રીજી | લાયજા | ૨૦૧૫ | ૨૫ | ૨૦૧૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૯ હીરાશ્રીજી | સાંધાણ | ૨૦૧૪ | ૫૦ | ૨૦૧૫ |
| ૬૦ હંસાવલીશ્રીજી | તેરા | ૨૦૧૫ | ૧૬ (કું) | ૨૦૧૫ |
| ૬૧ જિનમતિશ્રીજી | સાભરાઇ | ૨૦૧૬ | ૫૨ | ૨૦૧૬ |
| ૬૨ સુનંદાશ્રીજી | માંડલ | ૨૦૧૬ | ૧૯ (કું) | ૨૦૧૭ |
| ૬૩ જયલક્ષ્મીશ્રીજી | સુથરી | ૨૦૧૬ | ૨૦ | ૨૦૧૮ |
| ૬૪ મહોદયશ્રીજી | માંડવી (કચ્છ) | ૨૦૧૭ | ૧૯ (કું) | ૨૦૧૮ |
| ૬૫ વિનયલત્તાશ્રીજી | કોઠારા | ૨૦૧૭ | ૪૫ | ૨૦૧૮ |
| ૬૬ વિપુલયશાશ્રીજી | નલીઆ | ૨૦૧૭ | ૪૭ | ૨૦૧૮ |
| ૬૭ ગુણલક્ષ્મીશ્રીજી | સાંયરા | ૨૦૧૭ | ૪૦ | ૨૦૧૮ |
| ૬૮ વિનયપ્રભાશ્રીજી | જખૌ | ૨૦૧૭ | ૧૯ (કું) | ૨૦૧૮ |
| ૬૯ અવિચલશ્રીજી | ફરાદી | ૨૦૧૮ | ૫૨ | ૨૦૧૮ |
| ૭૦ નિર્મલગુણાશ્રીજી | નાનાઆશંબીઆ | ૨૦૧૮ | ૩૪ (કું) | ૨૦૧૮ |
| ૭૧ જયરેખાશ્રીજી | લાયજા | ૨૦૧૮ | ૩૦ | ૨૦૧૮ |
| ૭૨ સુવ્રતાશ્રીજી | સુથરી | ૨૦૧૭ | ૬૧ | ૨૦૧૮ |
| ૭૩ જ્યોતિપ્રભાશ્રીજી | નાનાઆશંબીઆ | ૨૦૧૮ | ૨૫ (કું) | ૨૦૧૮ |
| ૭૪ વિમલગુણાશ્રીજી | લાયજા | ૨૦૧૮ | ૨૫ (કું) | ૨૦૧૮ |
| ૭૫ દીવ્યપ્રભાશ્રીજી | રાયણ | ૨૦૧૮ | ૨૩ | ૨૦૧૮ |
| ૭૬ ધર્મકીર્તિશ્રીજી | ડોણ | ૨૦૧૮ | ૨૦ (કું) | ૨૦૧૮ |
| ૭૭ વિચક્ષણાશ્રીજી | કાડાગરા | ૨૦૧૯ | ૨૨ (કું) | ૨૦૧૯ |
| ૭૮ અભયગુણાશ્રીજી | બીદડા | ૨૦૧૯ | ૨૦ (કું) | ૨૦૧૯ |
| ૭૯ મોક્ષલક્ષ્મીશ્રીજી | સુથરી | ૨૦૧૯ | ૫૦ | ૨૦૧૯ |
| ૮૦ પ્રિયદર્શનાશ્રીજી | ,, | ૨૦૧૯ | ૨૪ (કું) | ૨૦૨૦ |
| ૮૧ વિમલયશાશ્રીજી | સુજાપુર | ૨૦૧૯ | ૩૮ | ૨૦૨૦ |
| ૮૨ અક્ષયગુણાશ્રીજી | કાંડાગરા | ૨૦૧૯ | ૧૭ (કું) | ૨૦૨૦ |
| ૮૩ રમ્યગુણાશ્રીજી | અંજાર | ૨૦૨૦ | ૨૨ (કું) | ૨૦૨૦ |
| ૮૪ આત્મગુણાશ્રીજી | બીદડા | ૨૦૨૦ | ૩૨ | ૨૦૨૦ |
| ૮૫ અનંતગુણાશ્રીજી | રામાણીઆ | ૨૦૨૨ | ૨૦ (કું) | ૨૦૨૨ |
| ૮૬ નિર્મલપ્રભાશ્રીજી | કોઠારા | ૨૦૨૨ | ૪૪ | ૨૦૨૨ |
| ૮૭ ભાવપૂર્ણાશ્રીજી | નવોવાસ | ૨૦૨૨ | ૨૮ (કું) | ૨૦૨૨ |
| ૮૮ વિપુલગુણાશ્રીજી | નાંગલપુર | ૨૦૨૩ | ૧૯ ,, | ૨૦૨૩ |
| ૮૯ હર્ષગુણાશ્રીજી | ,, | ૨૦૨૩ | ૨૦ ,, | ૨૦૨૩ |
| ૯૦ જયગુણાશ્રીજી | ,, | ૨૦૨૩ | ૧૭ ,, | ૨૦૨૩ |
| ૯૧ ધૈર્યપ્રભાશ્રીજી | નલીઆ | ૨૦૨૩ | ૧૯ ,, | ૨૦૨૩ |
| ૯૨ યશપ્રભાશ્રીજી | ,, | ૨૦૨૩ | ૧૭ ,, | ૨૦૨૩ |
| ૯૩ દીવ્યપ્રભાશ્રીજી | ,, | ૨૦૨૩ | ૨૭ ,, | ૨૦૨૩ |

**ગચ્છોન્નતિ કેમ થાય ?**

૨૬૬૨. અંચલગચ્છની ઉન્નતિ સાધવાની વર્તમાનમા ખાસ જરૂરિયાત ઊભી થઈ છે. આપણે

જોયું કે એક વખત ગચ્છની પ્રવૃત્તિથી સમગ્ર પશ્ચિમ ભારત ગુંજતું. પરંતુ હાલ ગચ્છનું ક્ષેત્ર કચ્છ હાલાર પૂરતું જ મર્યાદિત બની ગયું છે. આ દિશામાં ઘણું કરી શકાય એમ છે. આ અંગે આચાર્ય ગુણસાગરસૂરિજી નિમ્નોક્ત ૧૦ મુદ્દાઓ સૂચવે છે: (૧) સાધુ–સાધ્વી સમુદાય ત્યાગ માર્ગે ટકી રહે તેમજ સુસંગઠિત બને તેવી વ્યવસ્થા કરવી. (૨) તેમની સંખ્યામાં વૃદ્ધિ થાય તે માટે સક્રિય પ્રયાસો આદરવા. (૩) તેમના ઉચ્ચ અભ્યાસ માટે કાયમી વ્યવસ્થા કરવી. (૪) સાધુ–સાધ્વીઓનાં સમ્મેલનો યોજી ધર્મ પ્રચારના કાર્યક્રમો ઘડવા અને તે મુજબ સૌએ વર્તવું. (૫) પૂર્વાચાર્યોનાં પ્રેરક જીવનવૃત્તોનું અને ગ્રંથરત્નોનું પ્રકાશન કરવું. ગુજરાત અને રાજસ્થાન, જ્યાં ગચ્છના શ્રાવકો નામના રહ્યા છે, ત્યાં આવું સાહિત્ય ખાસ પાઠવવું. (૬) મિશનરી પ્રવૃત્તિને ધોરણે કાર્ય કરવા શ્રાવકોએ પણ સેવા આપવી. (૭) સાધુ–સાધ્વીઓએ લોક–સંપર્કને જીવંત બનાવી ધર્મપ્રચાર સવિશેષ કરવો અને એ રીતે સમાજમાં આદરણીય સ્થાન મેળવવું. (૮) ગચ્છની સાંપ્રત સમસ્યાઓ અને તેની પ્રવૃત્તિથી સૌને વાકેફ રાખવા અને તે દ્વારા એકતા કેળવવા પ્રચાર તંત્ર ઊભું કરવું. (૯) ઉક્ત કાર્યો માટે ભંડોળ ઊભું કરી સર્વોચ્ચ સમિતિ નીમી તેને સોંપવું. (૧૦) ચતુર્વિધ સંઘનું સંમેલન યોજી ગચ્છની ઉન્નતિને સ્પર્શતા પ્રત્યેક મુદ્દાઓ પર વિચાર કરવો.

### ભદ્રેશ્વરનો જીર્ણોદ્ધાર

૨૬૬૩. કચ્છના પૂર્વ કિનારે આવેલી પ્રાચીન તેમજ સમૃદ્ધ નગરી ભદ્રાવતીનો નાશ થયા બાદ ૧૭ મી સદીમાં મૂલનાયક શ્રી પાર્શ્વનાથની પ્રતિમા બાવાના હાથમાં જતાં સંઘે સં. ૬૨૨ માં અંજનશલાકા થયેલી શ્રી વીરપ્રભુની પ્રતિમાને બિરાજિત કરેલી. સંઘની સમજાવટથી તીર્થનાયકની પ્રતિમા પ્રાપ્ત થતાં આ પ્રતિમા દેવકુલિકામાં પ્રસ્થાપિત કરવામાં આવી. બીજી વાર પણ આવો જ કમનસીબ પ્રસંગ બનેલો જેમાં અહીંના ઠાકોરે તીર્થનો કબજો કર્યો. પાછળથી સંઘે કબજો મેળવી સં. ૧૯૨૦માં તેનો જીર્ણોદ્ધાર કર્યો નવાવાસના આસુ વાગજીના પ્રયાસોથી સં. ૧૯૩૯ ના માહ સુદી ૧૦ ના દિને માડવીના મીઠીબાઈ મોણસી તેજશી દ્વારા તેનો પુનઃ જીર્ણોદ્ધાર થયો એ વખતે ત્યાંથી એક તામ્રપત્ર મળેલું, જેને કચ્છ રાજ્ય દ્વારા ડૉ. એ. ડબ્લ્યુ. રૂડોલ્ફહોર્નલેને વાચવા મોકલવામાં આવ્યું. એમના કહેવા પ્રમાણે તેમાં બ્રાહ્મી (? ખરોષ્ટ્રી) લિપિમાં આ પ્રમાણે લખાણ હતુઃ **१ देवचंद्रीय श्री पार्श्वनाथदेवस्येतो २३॥** બાકીના શબ્દો વાંચી શકાયા નથી. આ લેખ દ્વારા જણાય છે કે શ્રી વીર સ. ૨૩ માં દેવચંદ્રે આ તીર્થની સ્થાપના કરી, જેમાં અહીંના રાજા સિદ્ધસેને પણ સાહાય્ય કરેલી એમ પણ મનાય છે. શ્રી વીર સં. ૪૫ માં કપિલમુનિએ બિંબપ્રતિષ્ઠા કરેલી જે પ્રસંગે વિજયશેઠ અને વિજયા શેઠાણીએ દીક્ષા લીધેલી એવા ઉલ્લેખો પણ મળે છે. ઉક્ત પ્રાચીન તામ્રપત્ર હાલ ક્યાં છે તે સમજાતું નથી એ વખતે ભુજપુરના યતિ સુંદરજી પાસે હતું. યતિ ટોકરશીના દાદાગુરુ સુમતિસાગરે તથા યતિ ગુણચંદ્રે અહીં સારી સેવા બજાવી છે. તદુપરાંત અંચલગચ્છીય સંઘે અહીં ધર્મશાળા બંધાવી, મહાકાલીદેવીની તથા કલ્યાણસાગરસૂરિની મૂર્તિઓ સ્થાપી. ગચ્છના પ્રતિનિધિઓ અહીં વર્દ્ધમાન કલ્યાણજીની પેઢી દ્વારા ચાલતા વહીવટમાં સુંદર સહયોગ આપે છે.

વસંતપ્રભાશ્રી તથા જ્યોતિપ્રભાશ્રીના ઉપદેશથી ધરમશી સરાએ સં. ૨૦૨૪ કા. વ. ૮ શુક્રવારે ભુજપુરથી ભદ્રેશ્વરનો સંઘ કાઢ્યો. નાગશી જીવરાજના સુપુત્રોની દ્રવ્ય સહાયથી માગશરમાં મુંબઈથી પાવાગઢનો સંઘ પણ નીકળ્યો. એ પહેલાં રતીલાલ ડુંગરશી નાગડાએ કુંભારિયાજીનો સંઘ કાઢ્યો આવા પ્રેરણાદાયક પ્રસંગો પછી ગુણસાગરસૂરિજીની નિશ્રામાં ગચ્છનું સમ્મેલન ભદ્રેશ્વરમાં યોજાઈ રહ્યું છે, તે દિશાસૂચક બનો એ જ અભ્યર્થના !!

**અસ્તુ.**

# પૂર્તિ

## જૈનતીર્થ પાવાગઢ

૧૭૧ અ. રત્નમણિરાવ ભીમરાવ 'ગૂજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ' ખં. ૨ માં જૈનતીર્થ તરીકે પાવાગઢનો ઉલ્લેખ કરી અનેક પ્રમાણો ટાંકે છે. આચાર્ય આનંદશંકર ધ્રુવ જણાવે છે કે હિન્દના નકશાને ઊભો એવડો વાળો તો ચાપાનેર . પ્રાવાગઢ જ્યાં બગાળમાં અડશે તેની સમીપમાં જૈનોનાં મોટાં સ્થળો ચ પાપુરી અને પાવાપુરી આવેલાં છે, એટલે જૈનોએ આ તીર્થને પોતાનું યાત્રા ધામ બનાવ્યુ હોય અને પોતાનાં પવિત્ર મહા સ્થાનોનાં નામ આપ્યાં હોય એવો સંભવ પણ છે ચાંપાનેર અને પાવાગઢમા જૈનોનાં ઘણા મંદિરો હતાં અને પાવાગઢ ઉપર હજી પણ એના અવશેષો છે, એ આ સભવને ટેકો આપે છે. આપણા ધાર્મિક સપ્રદાયો કોઈ પણ અગત્યના સ્થળમાં એક સાથે જ વિકાસ પામ્યા હોય એમ માનવામાં બહુ વાંધો નથી.*

## મુનિશેખરસૂરિની કૃતિ

૮૨૧ અ. મુનિશેખરસૂરિ કૃત 'પાર્શ્વનાથ સ્તોત્ર વૃત્તિ' ઉપલબ્ધ થાય છે. ગ્રંથનો આરંભ આ પ્રમાણે છે. **लक्ष्मीर्महस्तुल्यसतीसतीसती.** જુઓ જોધપુર સંગ્રહનું સૂચિ પત્ર, ભા. ૧, નં. ૬૬૩, સ. આચાર્ય જિનવિજયજી.

## ઋષિવર્દ્ધનસૂરિ શિષ્ય પં. જિનપ્રભગણિ

૧૦૭૨ અ ઋષિવર્ધ્ધનસૂરિએ પુષ્પદંત રચિત મહિમ્નસ્તોત્રની ઋષભમહિમ્નસ્તોત્ર નામના ગ્રંથમાં સમસ્યાપૂર્તિ કરી. એમની સ્વોપજ્ઞ ટીકાની પ્રત એશિયાટિક સોસાયટીના ભંડારમાં છે, જેની ફોટો કોપી વિચક્ષણવિજયજીના સંગ્રહમાં છે. રઘુનાથ આદિ કવિઓએ પાર્શ્વમહિમ્ન, મહાવીરમહિમ્ન આદિમાં સમસ્યાપૂર્તિ કરી છે. ઋષિવર્દ્ધનસૂરિની સર્જનાત્મક પ્રતિભા ઉક્ત ગ્રથ દ્વારા સૂચિત થાય છે. તેમના શિષ્ય પ. જિનપ્રભગણિનો ઉલ્લેખ ઉત્તરાધ્યયન સૂત્ર બાલાવબોધની પુષ્પિકામાંથી આ પ્રમાણે મળે છે: **संवत् १५५४ वर्षे वैशाख सुद ९ सोमे शुभयोगे लोलीयाणांग्रामे श्री प्राग्वाट ज्ञातीय दोसी काला स्तस्य भार्या......तत्पुत्र्या हेमाई श्राविका श्री उत्तराध्ययनसूत्र-वृत्ति पुस्तकं लेखयित्वा श्री अञ्चलगच्छेश श्री सिद्धांतसागरसूरीणां विजयराज्ये आचार्य श्री ऋषिवर्द्धनसूरीणां शिष्य पं० जिनप्रभगणिनामुपकारित तत्साधुभिः प्रतिदिनं वाच्यमानं चिरं नंदतात्। पत्तनमध्ये त्रवाडी श्रीनाथ लषितं।** આ ગ્રંથની પ્રત કાન્તિસાગરજીના સંગ્રહમાં છે.

---

* ઇગ્લેન્ડના લોકોએ અમેરીકા જઈ પોતાનાં શહેરોનાં નામ ત્યાં આપ્યા. એવા દાખલા આપણે ત્યાં મથુરા, મદુરા આદિમાં મળે છે.

## મેરુતુંગસૂરિના અજ્ઞાત શિષ્ય

૧૦૭૩ અ. મેરુતુંગસૂરિના કોઈ અજ્ઞાત શિષ્યે (श्री गच्छेश मेरुतुंगसूरि शिष्य कश्चित्) 'નવતત્ત્વ બાલાવબોધ' ગ્રંથ રચ્યો, જેની સં. ૧૬૫૨ માં શ્રીરામપુરમાં લખાયેલી એક પ્રત જોધપુરના સંગ્રહમાં છે. જુઓ ત્યાંનું જિનવિજયજી દ્વારા સંપાદિત સૂચિપત્ર, ભા. ૨, ગ્રંથ નં. ૪૦૬૧.

## માણિક્યસુંદરસૂરિની કૃતિઓ

૧૦૭૮ અ માણિક્યસુંદરસૂરિની ૨૦ મી કૃતિ 'સિંહસેન કથા'ની પ્રત જોધપુરના સંગ્રહમાં ઉપલબ્ધ છે. જુઓ જિનવિજયજીનું સૂચિપત્ર, ભા. ૧, નં. ૧૨૦૫. વસ્ત્રદાન વિષયક આ કૃતિને અંતે કવિ કાવ્ય રચનાનો હેતુ આ પ્રમાણે જણાવે છે :

> सिंहसेनकथां श्रुत्वा विवेकेन मनीषिणा ।
> वस्त्रदानं विधातव्यं साधुभ्यः सर्वदा मुदा ॥ ७८ ॥
> माणिक्यसुन्दरः सूरिर्वस्त्रदानकथामिमाम् ।
> अकार्षीत् सुधियः सर्वे गृह्णन्तु गुणशालिनीम् ॥ ७९ ॥

## માણિક્યશેખરસૂરિથી ભિન્ન માણિક્યકુંજરસૂરિ

૧૧૦૩ અ. આપણે જોયું કે મોહનલાલ દલીચંદ દેશાઈ અને ત્રિપુટી મહારાજ જેવા વિદ્વાનોએ માણિક્યસુંદરસૂરિ અને માણિક્યશેખરસૂરિને એક જ ગ્રંથકાર ગણીને જે ભૂલો કરેલી એવી જ ભૂલ માણિક્યશેખરસૂરિ અને માણિક્યકુંજરસૂરિને એક જ ગ્રંથકર્તા માનવામાં થાય. અગાઉ આપણે એવી સંભાવના કરેલી સમાન નામના આચાર્ય પદ ધારક સાહિત્યકારો એક જ સમયમાં અને એક જ ગચ્છમાં થઈ ગયા હોઈને આવા ભ્રાન્ત ઉલ્લેખો સ્વાભાવિક રીતે થાય, પરંતુ વિશેષ પ્રમાણો ઉપલબ્ધ થતાં સત્ય હકીકત પ્રકાશમાં આવી શકે.

૧૧૦૩ બ માણિક્યકુંજરસૂરિનો પ્રતિષ્ઠાલેખ નોંધી ગયા. એમની ગુરુપરંપરા આ પ્રમાણે પ્રાપ્ત થાય છે : (૧) જિનચંદ્રસૂરિ (૨) પદ્મદેવસૂરિ (૩) સુમતિસિંહસૂરિ (૪) અભયદેવસૂરિ (૫) અભયસિંહસૂરિ (૬) ગુણસમુદ્રસૂરિ (૭) માણિક્યકુંજરસૂરિ (૮) ગુણરાજસૂરિ (૯) વિજયહંસસૂરિ (૧૦) પુણ્યપ્રભસૂરિ (૧૧) વા. જિનહર્ષગણિ (૧૨) વા. ગુણહર્ષગણિ. આપણે જોયું કે માણિક્યશેખરસૂરિ મેરુતુંગસૂરિના શિષ્ય હતા, જ્યારે ઉક્ત પરંપરા અનુસાર માણિક્યકુંજરસૂરિ ગુણસમુદ્રસૂરિના શિષ્ય હતા. બન્ને ગ્રંથકારો ભિન્ન થઈ ગયા તેનું આ સબળ પ્રમાણ છે.

૧૧૦૩ ક. રાજહંસ કૃત 'દશવૈકાલિક સૂત્ર બાલાવબોધ'ની પ્રત–પુષ્પિકા ઉપરાંત બીજી પણ કેટલીક પુષ્પિકાઓ એમની પરંપરા વિશે પ્રકાશ પાડે છે. માણિક્યસુંદરસૂરિ કૃત 'સિંહસેન કથા'ની પ્રત–પુષ્પિકા આ પ્રમાણે છે : वस्त्रदाने सिंहसेन कथा श्री माणिक्यसुन्दरसूरिकृताः सम्पूर्णाः । संवत् १५०२ वर्षे आषाढ शुदि ५ सोमे । श्री अञ्चलगच्छे । श्री श्री गुणसमुद्रसूरितत्पट्टालंकार श्री माणिक्यकुंजरसूरीणां तस्य शिष्य पं० गुणराज गणेः । જુઓ જિનવિજયજીનું જોધપુરના ગ્રંથભંડારનું સૂચિપત્ર, રાજસ્થાન પ્રાચ્ય વિદ્યા પ્રતિષ્ઠાન દ્વારા પ્રકાશિત.

૧૧૦૩ ક. વર્ધમાનપુરના રહીસ શ્રેષ્ઠી વર્ધમાન, ભાર્યા ઝાંઝરની પુત્રી અગનાએ સુધર્માસ્વામી કૃત ઉત્તરાધ્યયન સૂત્રની પ્રત માણિક્યકુંજરસૂરિના ઉપદેશથી સં. ૧૫૨૬ ના આષાઢ વદિ ૧૩ ને ગુરુવારે લખાવી સાધુઓના વાચનાર્થે સમર્પિત કરી આ પ્રત સં. ૧૬૮૯ મા દ્વિપબંદરમાં પં. દયાકુશલગણિ પાસે હતી, જે જોધપુરના ગ્રંથભંડારમા ઉપલબ્ધ છે. જુઓ જિનવિજયજીનું સૂચિપત્ર, ભા ૨, નં. ૧૮૬૮.

૧૧૦૩ ઈ. સં. ૧૫૮૧ના ચૈત્ર સુદી ૧૨ અનન્તરે ૧૩ને બુધવારે એમના અજ્ઞાત શિષ્યે 'શ્રાવક દૈવસિક પ્રતિક્રમણ વિધિ' નામક ગ્રંથ લખ્યો. તેમાં ગ્રંથકારે આદિમાં **श्री माणिक्यकुञ्जर सद्गुरुभ्यो नमः।** નોંધી શ્રાવકની વિધિ વર્ણવી છે. સમાચારી વિષયક આ ગ્રંથ મહત્ત્વપૂર્ણ છે, કેમકે શ્રાવકોની મૂળ વિધિનું પરિમાર્જિત સ્વરૂપ તેમાથી જાણી શકાય છે. આજે તો જુદા સ્વરૂપે જ પ્રતિક્રમણ વિધિ આચરાય છે અહી આ વિશે વધુ ચર્ચા અપ્રસ્તુત છે.

### પ્રમાણ સાહિત્ય

૧૧૦૮અ અંચલગચ્છીય સોમતિલકસૂરિ સુધીની પટ્ટાવલી કાન્તિસાગરજીના સંગ્રહમાં છે. નાગપુરીય તપાગચ્છીય આચાર્યોની નિધિની 'સ્વાધ્યાય પુસ્તિકા' (સંકલન કાલ સં ૧૪૭૧–૧૫૬૧)મા આ ગ્રંથનો ઉલ્લેખ હોઈને તેની મહત્તા સહેજે સમજી શકાય એમ છે. આ ઐતિહાસિક ગ્રંથ પણ અપ્રકટ જ છે. જયશેખરસૂરિ જેવા સાહિત્યકારોના ગ્રંથોની નોંધ 'સ્વાધ્યાય પુસ્તિકા'મા છે ઉક્ત પટ્ટાવલીમાં જય-કીર્તિસૂરિની પાટપરંપરામા રત્નશેખર—મહીતિલક—સોમતિલકને દર્શાવવામાં આવ્યા છે. આ પરંપરા અંગે વિશેષ અન્વેષણ આવશ્યક છે

### નયચંદ્રગણિ

૧૨૦૩ અ. જયકેસરીસૂરિના ગચ્છનાયક સમય દરમિયાન નયચંદ્રગણિએ સં. ૧૫૦૧ માં મંડલી-નગરમા રહીને ભદ્રબાહુ કૃત 'આવશ્યક નિર્યુક્તિ'ની પ્રત લખી, જે જોધપુરના સંગ્રહમાં છે જુઓ જિનવિજયજીનું સૂચિપત્ર, ભા. ૨, નં. ૧૮૫૩.

### જયકેસરીસૂરિના પ્રતિષ્ઠા-લેખો

૧૨૦૪ અ વલભીપુરનાં શ્રી પાર્શ્વનાથ જિનાલયની ખંડિત ધાતુ મૂર્તિ પર આ પ્રમાણે લેખ વંચાય છે ..**श्रावकेण भार्या राणी वृद्ध भार्या रूपमा सहितेन श्री अञ्चलगच्छे श्री जय-केशरिसूरि उपदेशेन श्री विमलनाथबिंबं का० प्रति० श्री संघेन ॥ श्रीः ॥**

### કડવાશા

૧૨૩૭. અ. કડવાગચ્છની અન્ય પટ્ટાવલીમાં જણાવવામાં આવ્યું છે કે કડવાએ આઠ વર્ષની ઉમરે હરિહરનાં પદો રચેલાં. આથી અચલગચ્છીય શ્રાવકે તેને જૈન ધર્મ વિષયક પદો રચવાનું કહ્યું. કડવાને જૈન ધર્મ અંગે જિજ્ઞાસા થતાં તે શ્રાવક અચલગચ્છને ઉપાશ્રયે તેડી ગયો પછી તે નિયમિત ઉપાશ્રયે જવા લાગ્યો જુઓ: 'બાલ્યતઃ પ્રજ્ઞાવાન્ સ્તોક દિને માઈ પ્રમુખ સૂત્રાભણી ચતુર પાણિ આઠમા વર્ષથી હરિહરનાં પદબંધ કરી કેતલિ દિનાંતરિ પલવિક શ્રાદ્ધ મલ્યો તિણિ કહિઉ જે તુમ્હે હરિહરનાં પદબંધ કરો છઉ તિમ કાંઈ જૈનના માર્ગનુ જોડો તો સારું છિ. પછિ જૈન એહવો શબ્દ સાંભળી જીવ આનંદ પામ્યો. કહિજે મુઝનિ જૈન માર્ગ સંભલાવો પછિ તે આચલીઈકનું શ્રાવક પોતાનિ ઉપાશ્રય તેડી ગયું...'

૧૨૩૭ બ. સં. ૧૫૪૮ માં પાટણમાં કડવાશાને કોઈએ પ્રશ્ન પૂછ્યો કે પાગડી ઉતારીને દેવ વાંદવા કે નહીં ? ત્યારે એનો તેમણે જયશેખરસૂરિ કૃત 'ઉપદેશ ચિન્તામણીવૃત્તિ'નો આધાર આપી ખુલાસો કરેલો. અચલગચ્છની વિચારધારાનો એમના પર ભારે પ્રભાવ હતો તેના પૂરાવાઓ આવી અનેક બાબતોથી મળે છે. સં. ૧૫૫૫ માં જાલોર પ્રમુખ તીર્થોની યાત્રા કરેલી તે વખતે યતિ પ્રતિષ્ઠા, સાધુકૃત્યો, પર્વ-પૌષધ ઇત્યાદિ અનેક વિષયો સંબંધે અંચલગચ્છ અને ખરતરગચ્છના આચાર્યો સાથે તેમણે ધર્મચર્ચાઓ પણ કરેલી.

## અંચલગચ્છીય શ્રાવકો અને શ્રમણો

૧૩૩૬ અ. કલ્પસૂત્રની ૩૬ સુવર્ણમય ચિત્રોયુક્ત પ્રત જોધપુરના સંગ્રહમાં છે. તેની ઐતિહાસિક પ્રશસ્તિનો સાર આ પ્રમાણે છે. 'કલ્યાણ અને મોક્ષદાયક, પરમ સંતોષી, સમાજશ્રેષ્ઠ તથા સંપૂર્ણ શાસ્ત્રોના જ્ઞાતા, વિધિપક્ષગચ્છાધિશ ભાવસાગરસૂરિ જય પામો ! રત્નોની માળા સમાન ભિન્નમાલ નગરમાં ઉકેશવંશીય સાધુ આભા વસતા હતા. તેના પુત્ર સાદરાજ અને તેના ધુડશી થયા, જેની પત્ની અવર્ણનીય ગુણસંપન્ન વાછુ નામક હતી તેનો પુત્ર મનોવાંછિત ફલપ્રદાતા, કામધેનુ સમાન લોલા હતો. તેની ચંદ્રાઉલી અને જાની નામક યશસ્વી અને ચારિત્ર્યવાન બે પત્નીઓ હતી; વજ્રાંગ, દૂદા, હેમરાજ, ચાંપા અને નેમરાજ નામે પુત્રો હતા; તેમજ ઝાઝુ, સાંપૂ અને પાતુ નામક કન્યાઓ હતી. વિશાળ પરિવારયુક્ત, શ્રાવક ધર્મના વિશુદ્ધ પરિપાલક તથા સંઘ-પ્રધાન શ્રેષ્ઠી લોલાએ વિવિધરંગી સ્વર્ણમય ચિત્રોથી સુસજ્જિત કલ્પસૂત્રની પ્રત સં. ૧૫૬૩ માં ભાનુવાચક પાસે લખાવી, વાચક શિરોમણી વિવેકશેખરને અર્પણ કરી.' જુઓ જિનવિજયજીનું સૂચિપત્ર, ભા. ૨, ન. ૧૯૨૨.

## કવિ સેવક

૧૩૭૬ અ. સેવકે ૪૮ પદ્યોમાં 'સંવેગરસ ચંદ્રાયણા'ની રચના કરી કે. કા. શાસ્ત્રીએ 'સંદેશ'ના સં. ૨૦૦૫ ના દીપોત્સવી અંકમાં 'આદિ ભક્તિયુગમાં રાસયુગ' નામક લેખમાં સેવક રચિત ગીતનુ સૌ પ્રથમ સૂચન કરેલુ. હીરાલાલ ૨. કાપડીઆએ આ વિધાન માટે આધાર માગેલો. પરંતુ અંતે કાન્તિસાગરજીએ ઉક્ત ગ્રંથ તેમના સંગ્રહમા હોવાનું જણાવેલુ. તેઓ 'રાજસ્થાનકા અજ્ઞાત સાહિત્ય વૈભવ' ગ્રંથમાં એ ગીત વિશે નોંધે છે કે-'ઇસ સંવેગરસ ચંદ્રાયણાકી પ્રાપ્તિ સે અબ ભલીભાંતી સ્પષ્ટ હો ગયા કિ શ્રી શાસ્ત્રી દ્વારા ઉલ્લિખિત ઉપદેશગીત યહી રચના હૈ. ક્યોંકિ યહ શુદ્ધ ઔપદેશિક કૃતિ હૈ. ઔર ગેય કાવ્ય હોનેસે ઇસકા ગીત નામમે ભી સંકેત મિલના હોગા.'

૧૩૭૬ બ. સેવક કૃત 'સમ્યક્ત્વ કુલક' તેમજ 'નેમિનાથ ચંદ્રાઉલા'ની પ્રતો પણ ઉપલબ્ધ છે. સેવક રચિત એક અન્ય સ્તવનની પ્રત સં. ૧૭૦૪ મા બાલાપુરમા ઋ૦ ભોજાએ ઋ૦ વાઘા અને શિ૦ સાદુલના પઠનાર્થે લખી, તે આ કવિની રચના છે.

## ગુણનિધાનસૂરિનો પ્રતિષ્ઠા લેખ

૧૩૯૬ અ. વલ્લભીપુરના શ્રી પાર્શ્વનાથ જિનાલયની ધાતુમૂર્તિ પર આ પ્રમાણે લેખ છે:

**संवत् १५९८ वर्षे कार्त्तिक शुदि ३ सोमे श्रा श्रीवंशे परीक्ष वरदे भार्या रूमी पुत्री बाई सरूपदे श्रीपाल भार्या लगी सुत संग्राम भार्या वरबाई । रामदास भार्या**

**अमरादे समस्त कुटुंब श्रेयार्थें। श्री अञ्चलगच्छे श्री गुणनिधानसूरीणामुपदेशेन श्री पार्श्वनाथबिंब कारापितं प्रति० ॥**

### ખંડન-મંડનાત્મક ગ્રંથો

૧૪૫૬ અ. વર્ધમાનસૂરિ પ્રણીત 'મુહપત્તિ પ્રકરણ'ને અંતે અંચલગચ્છીય સિદ્ધાંતોની સૂચિ આપવામાં આવી છે. તેમાં એવું દર્શાવાયું છે કે અન્ય ગચ્છોની અને અંચલગચ્છની મૂલ માન્યતાઓમાં કેટલું સામ્ય તેમજ વૈષમ્ય છે સૈદ્ધાન્તિક ત્રેપન માન્યતા બાદ તેમાં મુહપત્તિ વિશે વિચારણા કરવામાં આવી છે. ગ્રંથમાં અંચલગચ્છની વિચારધારાને વિકૃત રીતે રજૂ કરવામાં આવી હોઈને તે ખૂબ જ વાંધાજનક છે. તેમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે આ ગચ્છે ૧૨૦ જિનાજ્ઞાઓનો નિષેધ કર્યો છે! ક્રાંતિસાગરજીના સંગ્રહમાં એની પ્રત છે, જેનો લેખન સમય ૧૬ મી સદી છે.

૧૪૫૬ બ. ધર્મમૂર્તિસૂરિએ પણ 'વિચારસાર' નામક સમાચારી વિષયક ગ્રંથ રચ્યો છે, જેમાં અન્ય ગચ્છોની ૧૩૫ માન્યતાઓની વિચારણા છે. આ ગ્રંથની પ્રત જોધપુરના સંગ્રહમાં છે. જુઓ જિનવિજયજીનું સૂચિપત્ર, ભા. ૧, નં. ૯૯૯. અમરસાગરસૂરિના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં આ મહત્ત્વપૂર્ણ ગ્રંથનો ક્યાંયે ઉલ્લેખ સુદ્ધાં નથી! ધર્મમૂર્તિસૂરિના ગ્રંથો માટે જુઓ પેરા નં. ૧૫૮૭-૯૨.

### વિવેકમેરુ

૧૫૦૮ અ. વિવેકમેરુએ ગચ્છનાયકનાં ઐતિહાસિક ગીતો પણ લખ્યાં, જેનું સંકલન ૧૭ મી સદીના હસ્તલિખિત ગુટકામાં થયું છે; જે કાંતિસાગરજીના સંગ્રહમાં ઉપલબ્ધ છે.

### શ્રેષ્ઠીવર્યો અને ગ્રંથોદ્ધાર

૧૫૭૯ અ ધર્મમૂર્તિસૂરિના પ્રયાસોથી ગ્રંથોદ્ધારનાં વિશદ કાર્યો થયાં. તે વખતની પ્રત-પુષ્પિકાઓ ઈતિહાસપૂરક છે. ઉમાસ્વાતિ કૃત 'તત્ત્વાર્થસૂત્ર સભાસ્ય'ની પ્રતના અંતે જણાવાયું છે કે-'સં ૧૬૩૧ ના કાર્તિક વદિ ૮ ને શનિવારે રસોઈઆ ગોત્રીય શ્રેષ્ઠી સૂરા, ભાર્યા રત્નાદે પુત્ર આસા ભા૦ વેધૂ પુ૦ ડાહીઆ ભા૦ રંગાઈ પુ૦ સીધર અને દેધર. સીધરે જીરાપલ્લી, અર્બુદાચલ આદિ મહા તીર્થોની યાત્રા કરી સાતે ક્ષેત્રોમાં વિત્ત સફળ કર્યું. તેની ભાર્યા ખીમાઈ શીલાલંકાર ધારિણી, દેવ-ગુરુ-ધર્મારાધક હતી. એની રત્નકુક્ષીથી રાજહંસ સમાન નગરાજ અને પાસા નામક બે પુત્રો અવતર્યા. નગરાજની ભાર્યા લીલાઈ સમ્યક્ત્વ, શીલાદિ સકલ ગુણ ધારિણી હતી તેને કર્મસી, દેવા, સહિજા અને રાજપાલ એમ ચાર સંઘવી પદધારક પુત્રો હતા. ચતુર્થ પુત્ર રાજપાલની ભાર્યા મનાઈની રત્ના અને રમા નામક બે કન્યાઓએ 'તત્ત્વાર્થ ભાસ્ય'ની પ્રત બહુ દ્રવ્યવ્યય કરી પોતાનાં કલ્યાણાર્થે અંચલગચ્છેશ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી નાઈઆ પાસેથી લખાવી અને આચાર્યને સમર્પિત કરી.'

૧૫૭૯ બ સિદ્ધસેનગણિ કૃત 'તત્ત્વાર્થ સૂત્ર સટિક'ની પ્રત પણ ઉક્ત રત્ના અને રમાએ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી પં સપાતાન પાસેથી લખાવી આચાર્યને સમર્પિત કરી આ ગ્રંથની પુષ્પિકામા પણ ઉપર્યુક્ત વર્ણન સંસ્કૃતમાં શબ્દશ. છે. જુઓ જોધપુરના સંગ્રહનું જિનવિજયજીનું સૂચિપત્ર, ભા ૨, નં. ૨૫૬૬-૬૭.

### ધર્મમૂર્તિસૂરિનો પ્રતિષ્ઠા-લેખ

૧૫૮૦ અ. પાલીતાણાના શ્રી ગોડીજી જિનાલયની ધાતુમૂર્તિ પર આ પ્રમાણે લેખ ઉત્કીર્ણિત છેઃ

संवत् १६५८ अञ्चलगच्छे श्री धर्ममूर्त्तिसूरि उपदेशात् ..सं० गोपाल भा० गंगादेकया श्री सुपार्श्वबिंब प्रतिष्ठापितं... ॥

## કલ્યાણસાગરસૂરિનો શ્રમણ-સમુદાય

૧૭૦૩ અ. મહો. વિનયસાગરે સં. ૧૬૬૯ માં તેજપુરમાં રહીને 'વિદગ્ધ મુખમંડન ટીકા' તેમજ શ્રાવિકા છજ્જૂનાં પઠનાર્થે ગુરુગુણગર્ભિત ગીતો રચ્યાં, જેની પ્રતો કાંતિસાગરજીના સંગ્રહમાં છે. 'કલ્યાણસાગરસૂરિ છંદ'માં કવિ ગચ્છનાયકનાં ગુણોનું કીર્તન આ પ્રમાણે કરે છે :

જવ લગિ જિનવર આંણ જી, વહઈ ગંગ જલ સાર વા;
તબ લગિ ગુરુ ચિરજીવ જી, સુરતરુ સમ સુખકાર વા.

સુરતરુ સમ સુખકર સેવહિ, નર નાગર નવલ સુજાંણ નરં;
વાદી ગજ ભંજણ જગજન રંજણ, જસ પરમ પુણ્ય પ્રતાપધર.

વિદ્યા બહુ વાંણી અમૃતસમાંણી, વિનયસાગર ગુણવાન વા;
શ્રી કલ્યાણસાગર ગુરુ જીવઈઉ, જવ લગી જિનવર આંણવા.

—ઇતિ શ્રી કલ્યાણસાગરસૂરીણાં છંદાંસિ લિખિતા વા૦ વિનયસાગર મુનિભિ. શ્રાવિકા છજ્જૂ પઠનાર્થં.*

૧૭૨૦ અ. ગજસાગરસૂરિ શિ. પં. લલિતસાગરે સં. ૧૭૦૦ લગભગમાં 'શનિશ્ચર છંદ' ૨૭ ગૂર્જર પદ્યોમાં રચ્યો, જેની પ્રત કાંતિસાગરજીના સંગ્રહમાં છે.

૧૭૩૪ અ. દયાશીલ, મહિમાનિધાન, મહિમાસાગર, વિમલ તથા વા. રત્નસિંહે (પેરા નં. ૧૬૬૬) કલ્યાણસાગરસૂરિના ગુણકીર્તનરૂપે ગીતો રચ્યાં, જેની પ્રતો કાંતિસાગરજીના સંગ્રહમાં છે. વા. દાનસાગરે 'પંચાસરા પાર્શ્વનાથ સ્તવન' તથા મોહનસાગરે 'પાર્શ્વનાથ છંદ' રચ્યાં. અજ્ઞાત શિષ્યે વીરભદ્રગણિકૃત ચતુઃશરણ પ્રકીર્ણ પર બાલાવબોધ લખ્યું, જેની પ્રત જોધપુરના સંગ્રહમાં છે, જુઓ જિનવિજયજીનું સૂચિપત્ર, ભા. ૧, નં. ૮૮૯. વાગ્ભટ્ટ પ્રણીત 'વાગ્ભટ્ટાલંકાર'ની પં. સિંહદેવે કરેલી ટીકાની પ્રત-પુષ્પિકામાં સ્વરૂપચંદનો ઉલ્લેખ છે. 'વા૦ શ્રી કુશલવિમલજી શિષ્ય વા૦ શ્રી કીર્તિસાગરજી શિષ્ય પં૦ રત્નચંદ્રેણ ગૃહિતા શ્રી રાયધણપુર મધ્યે પાનો ૧ ઓછો હતો તે સરૂપચંદજી અચલગચ્છવાલા તેણે પૂર્ણ કર્યો.' જિનવિજયજી ઉક્ત પ્રતને ૧૭મી સદીની ગણાવે છે. જુઓ જોધપુરના સંગ્રહનું સૂચિપત્ર ભા. ૧, નં. ૨૪૮૩. ગુણહર્ષે સં. ૧૬૫૫ માં મહેન્દ્રપ્રભસૂરિ રચિત 'તીર્થમાલા સ્તવન'ની સબાલાવબોધ પ્રત નવાનગરમાં લખી, જે જોધપુરના સંગ્રહમાં છે, જુઓ સૂચિપત્ર ભા. ૧, ગુણહર્ષની ગુરુપરંપરા માટે જુઓ પેરા નં. ૧૦૬૯.

## કલ્યાણસાગરસૂરિની સાહિત્ય-કૃતિઓ

૧૬૪૦ અ. કાંતિસાગરજીના સંગ્રહનાથી એમની અન્ય સાહિત્ય-કૃતિઓની પ્રતો ઉપલબ્ધ થાય છે

(૩૦) સૌરીપુર નેમિનાથ સ્તવન ૧૨ પદ્ય સં. ૧૬૮૮ માં સિકંદરાબાદ સ્થિત પ્રભુની સ્તવના રૂપે. આદિ—'નેમ જિણંદ જુહારીએ, સૌરીપુર સિણગાર હો.'

---

* કાંતિસાગરજીના સંગ્રહમાં અંચલગચ્છની ઐતિહાસિક કૃતિઓની ઘણી પ્રતો ઉપલબ્ધ છે. કલ્યાણસાગરસૂરિને લખાયેલ સંઘ વિજ્ઞપ્તિ પત્રિકાની એક સચિત્ર પ્રત પણ એમના સંગ્રહમાં છે. આવા અનંત મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક ગ્રંથો પ્રકાશમાં આવે એ ખૂબ જ આવશ્યક બને છે.

(૩૧) શાંતિનાથ સ્તવન : ૧૦ પદ્ય. સં. ૧૬૮૯ માં ચાટસૂ મંડણુ પ્રભુને ભેટીને સ્તવના રૂપે જુઓઃ ' ભેટ્યો ભાવે હે ભગવંતજી નયર ચાટસૂ મંડણુ એ ' પ્રશસ્તિમાં કવિ વર્ણવે છેઃ—

સંવત સોલ નિવ્યાસીયે, પ્રભુ ભેટીઓ ભાયગ વડે;
કલ્યાણસાગરસૂરિ ગુરુકું, નિત નવી શોભા વદે. ૧૦

(૩૨) પાર્શ્વનાથ સ્તવન : ૮ પદ્ય. સં. ૧૬૯૨ માં ઉદેપુર સ્થિત પ્રભુની યાત્રા કરી સ્તુતિ કરી.

આદિ: મૂરતિ મોટી સોમ શ્રી સાંમલીઓ પાસ જુહારીએ;
નયણાં લાગૌ લોમ ઉદયપુર ઉદ્યોત કિયો ઘણુઉ.

અંતે: સ્પર્શ્યા પ્રભુના પાય, સવત સૌલે બાણુવૈ સહી;
સ્વામી સુષદાઇક સૂરિ કલ્યાણુ કહૈ શ્રી સંઘનૈ.

**અમરસાગરસૂરિનો શ્રમણ સમુદાય**

૨૦૧૦ અ. મહો. રત્નસાગરના શિ. ઉપા. મેઘસાગરે સં. ૧૬૯૪ માં સુધર્માસ્વામી કૃત સૂત્રકૃતાંગ પર મહ્લાચાર્યાન્તેવાસી રત્નમાલ શિ. ચક્રમુનિ રચિત બાલાવબોધની પ્રત અમરકોટમાં રહીને લખી. જુઓ જોધપુરના સગ્રહનું જિનવિજયજી દ્વારા સંપાદિત સૂચિપત્ર, ભા. ૨, નં. ૧૭૯૫.

૨૦૩૯ અ. અમરચંદ શિ. રૂપચદે પ્રકૃતિચિત્રણુ વિષયક ' બારમાસો ' તથા સં. ૧૭૫૦ ના પોષ સુદીમાં ' વૈરાગ્ય પચ્ચીશી 'ની રચના કરી, જેની પ્રતો કાંતિસાગરજીના સગ્રહમાં છે.

૨૦૪૨ અ. વિનયસાગરસૂરિએ ' આયુર્વેદ સર્વસાર સગ્રહ ' નામક એક વૈદક ગ્રથ રચ્યો, જેની પ્રત કાંતિસાગરજીના સંગ્રહમાં છે. જુઓ- પ્રશસ્તિ **संवत् १७५६ वर्षे श्री श्री विधिपक्षे श्री भट्टारक श्रीमद् १०८ विनयसागरसूरिजी .....तिथौ शुक्रवासरे लिपिकृतं पीतांबरजी उदयपुरनगरे राजाधिराज जगत् (?) राज्ये सार सम्पूर्ण ॥** ઉપા. જ્ઞાનસાગરના નામે પ્રસિદ્ધ થયેલી પટ્ટાવલીમાં આ મહત્ત્વપૂર્ણ ગ્રથનો કે તેના આચાર્યપદ ધારક કર્તાનો ઉલ્લેખ સુદ્ધા નથી। આ વૈદક ગ્રથ વિનયસાગરસૂરિ તથા એમના શિષ્ય પીતાંબરના અનુભૂત પ્રયોગોના સગ્રહરૂપે છે. તેની વિશિષ્ટતા એ છે કે મસ્તકથી માંડીને પગ સુધીના પ્રત્યેક અગો પર તેમાં વૈદક પ્રયોગો નિબદ્ધ છે, જે કાષ્ટાદિ ઔષધિઓ સાથે સબધિત છે. સકલન કર્તાએ એ વાતનુ ધ્યાન રાખ્યુ છે કે પ્રત્યેક રોગ માટે સર્વત્ર ઔષધ પ્રાપ્ય બની રહે અને સંકલિત પ્રયોગો જન–સાધારણુના વિશેષ ઉપયોગમાં આવી શકે. કાંતિસાગરજી જણાવે છે કે તેઓ છેલ્લા ત્રીસ વર્ષથી આ પ્રતના આધારે કોઈ પણ અસાધ્ય રોગના ઉપચારમા નિષ્ફળ નીવડયા નથી. આ ગ્રંથના આધારે તેઓ એક વૈદક ગ્રથ પ્રકાશિત કરવાનું વિચારે છે. વૈદક જેવા અત્યત ઉપયોગી શાસ્ત્રમાં અચલગચ્છીય શ્રમણોએ આગવો ફાળો નોંધાવ્યો છે એટલુ જણાવવું જ અહીં બસ થશે.

**ગોરખડી જિનાલય**

૨૫૭૨ અ. સ. ૧૯૮૪ માં જખૌના ટોકરશી કાનજીએ ગોરખડીમાં શ્રી અજિતનાથ જિનાલય બંધાવી આપ્યું. પાસે ઉપાશ્રય પણ છે.*



* પૂર્તિ છપાઇ ગયા બાદ મળેલી માહિતી ગ્રંથની શરૂઆતમાં ' અનુપૂર્તિ 'માં લઈ લીધેલ છે, તે પણ જોઈ જવા વિનતિ છે.

# : સૂચિપત્ર :

## ભારતીય ગામ, નગરાદિની નામાવલી

સંગ્રહમાં છે. જુઓ એમનું સૂચિપત્ર ભા. ૧, નં. ૩૦૫૬. આ ગ્રંથમાં કર્તાએ પોતાના ગુરુ મેરુતુંગસૂરિની કરેલી સ્તુતિ ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

## ધર્મમૂર્ત્તિસૂરિએ કરેલાં ગ્રંથોદ્ધારનાં કાર્યો

૧૫૭૯અ. મલ્લવાદી પ્રણીત "નયચક્ર" પર સિંહસૂરિ વિરચિત વૃત્તિની પ્રત ધર્મમૂર્ત્તિસૂરિના ઉપદેશથી મંત્રી ગોવિંદના 'મુંજની ઉપમા યોગ્ય' પુત્ર પુંજે લખાવી જ્ઞાનભંડારમાં મૂકાવી હતી. જમ્બૂવિજયજી "દ્વાદશારં નયચક્રમ્"માં જણાવે છે કે-'આ પ્રતિ જેના ઉપરથી લખવામાં આવી હશે, તે પ્રતિ હજી સુધી ક્યાંય અમારા જોવામાં આવી નથી એટલે આ જાતની પ્રતિ વિશ્વમાં એક જ છે એમ ધારીએ છીએ.' તત્કાલિન સર્વ દર્શનોની તુલનાત્મક વિચારણા કરતો મૂળ ગ્રંથ ૭૦૦ વર્ષ પહેલાં જ નષ્ટ થઈ ગયો હોઈને, ભાવનગરના સંગ્રહમાંથી પ્રાપ્ત થયેલી, ધર્મમૂર્ત્તિસૂરિના ઉપદેશથી લખાયેલી ઉક્ત પ્રતિ અત્યંત મહત્ત્વપૂર્ણ બને છે.

વિષ્ણુદાસકૃત "સિદ્ધિ વિનિશ્ચય ટીકા"ની કચ્છ-કોડાયના ભંડારની પ્રત પણ ધર્મમૂર્ત્તિસૂરિના ઉપદેશથી સં. ૧૬૬૨માં નાગડાગોત્રીય ધનરાજે લખીને જ્ઞાનભંડારમાં મૂકાવેલી, એમ પ્રત-પુષ્પિકા દ્વારા જણાય છે. ઉપર્યુક્ત પ્રત પણ એ અરસામાં જ લખાઈ હશે એમ બન્ને ગ્રંથોની લગભગ એક જ જાતની પુષ્પિકા દ્વારા મનાય છે. આ અરસામાં ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી ગ્રંથોદ્ધારનાં વિશદ્ કાર્યો થયાં.

## ગ્રંથ-લેખનની પ્રવૃત્તિ

વિક્રમના ૧૭ અને ૧૮ મા સૈકામાં ગ્રંથ-લેખન તથા પ્રત-લેખનની પ્રવૃત્તિ અત્યંત જોશભરી હતી તે અંગે ઘણું નોંધી ગયા છીએ. પુણ્યવિજયજીનાં સંગ્રહમાંથી કેટલીક અન્ય બાબતો મળે છે, તેની સંક્ષિપ્ત નોંધ નિમ્નોક્ત છે :—

૧૪૮૭અ. સં. ૧૬૬૫ વૈ. સુ. ૬ શનિવારે ખાનનગરમાં પં. ક્ષમાકીર્તિ શિ......કીર્તિગણિએ જિનપ્રભસૂરિકૃત 'અપાપા બૃહત્કલ્પ'ની પ્રત લખી તેની પુષ્પિકામાં પં. જયવન્તગણિ શિ. કુલકીર્તિ, શિ. મુનિકીર્ત્તિ વિગેરેનો ઉલ્લેખ પણ મળે છે.

૧૪૮૭બ. સં. ૧૬૬૭ વદિ ૩ ને શનિવારે દીવમાં ધર્મમૂર્તિસૂરિના રાજ્યમાં પં. રાજકીર્તિ શિ. શ્રુતકીર્તિ શિ. વિજયકીર્તિના વાંચનાર્થે સિદ્ધસેનસૂરિ કૃત 'કલ્યાણ મંદિર' પર અવચૂરિ લખાઈ.

૧૪૮૭ક. સં ૧૬૬૯ માં પં. ક્ષમાકીર્તિ શિ વા. રાજકીર્તિગણિ, પં ગુણવર્દ્ધનગણિ શિ શ્રુતકીર્તિએ પારકર નગરમાં ઋષિ દયાકીર્તિ અને હર્ષકીર્તિ સહિત 'રત્ન સમુચ્ચય'ની પ્રત લખી

૧૪૮૭ડ. સં. ૧૬૮૨ માં ભિન્નમાલના સં. સૂરા ભાર્યા કસ્તુરાઈએ ઉત્તરાધ્યયનની પ્રત લખાવીને પં. વિશાલકીર્તિને અર્પણ કરી.

૧૪૯૩અ. સં. ૧૬૨૯ કા. વ ૫ ને શુક્રવારે ધર્મમૂર્તિસૂરિના રાજ્યમાં મેવાતમંડલના રાઢદેશ અંતર્ગત બરડોદનગરમાં ઉપા. ભાનુલબ્ધિ શિ. માણિક્યરાજે જીવાભિગમસૂત્રની પ્રત લખી.

૧૫૫૨અ. સોમમૂર્તિગણિના શિષ્ય ઋષિ રૂડાએ સં. ૧૬૪૨ માં તિજારામાં રહીને 'લઘુ ક્ષેત્રસમાસ પ્રકરણ-બાલાવબોધ'ની પ્રત લખી.

૧૬૮૩અ. સં. ૧૬૯૭ ફા. વ. ૮ ને ગુરુવારે મુનિ કીકાએ તથા વૈરાગ્યસાગરે વીરભદ્રગણિ કૃત 'ચતુઃશરણ' પર લખાયેલ સ્તબકની પ્રતો ખંભાતમાં રહીને લખી

૧૭૪૯અ સં. ૧૭૧૬ મધુમાસે અસિતપક્ષે ગુરુવારે માણિક્યસાગર શિ. ન્યાનસાગર શિ. નયસાગરે શેખપુરમાં રહીને કલ્પસૂત્રની પ્રત લખી.

૧૭૫૨અ. સં. ૧૭૧૪ માહ સુદી ૬ ના દિને નવાનગરમાં વા. વિવેકશેખર શિ. વા. ભાવશેખરે (પેરા નં. ૧૬૫૭) સાધ્વી વિમલા શિ. કપૂરા શિ. દેમા શિ. પદ્મલક્ષ્મીના વાંચનાર્થે સુધર્માસ્વામી કૃત 'સૂત્ર કૃતાંગ'ની પ્રત લખી.

૧૯૯૮અ. લાલચંદ્રના ગુરુ મુનિચંદ્રે સં. ૧૭૦૫ માં ઉગ્રસેનપુરમાં રહીને અજિત શાંતિ સ્તવ સ્તબકની પ્રત લખી.

૨૦૩૦અ. રત્નશેખર શિ. લબ્ધિશેખરે સં. ૧૭૭૦ પોષ ૧૦ ના દિને નગરથટ્ટામાં રહીને સિદ્ધસેન-સૂરિ કૃત 'કલ્યાણ મંદિર' પર બાલાવબોધ લખ્યું.

૨૦૩૨અ. સં. ૧૭૩૯ કા. સુ. ૯ ને રવિવારે દીપસાગરે સુથરીમાં રહીને 'પાંડવગીતા બાલાવબોધ'ની પ્રત લખી. પ્રત પુષ્પિકામાં "દરિયાવને કાંઠે" એવો ઉલ્લેખ પણ છે

૨૦૩૪અ. સ. ૧૭૨૦ માઘ સુદી ૧૦ ને ગુરુવારે વા. જ્ઞાનશેખરગણિના શિષ્ય મુનિ જીવાએ રતાડી-આમાં રહીને ગજસાગર કૃત 'દંડક પ્રકરણ બાલાવબોધ' તથા રત્નશેખરસૂરિ કૃત 'લઘુ ક્ષેત્ર સમાસ પ્રકરણ'ની પ્રતો લખી.

૨૧૨૧અ. સં. ૧૭૮૭ ભા. સુ ૧૨ ને શનિવારે વિદ્યાસાગરસૂરિના શિષ્ય હિતાબ્ધિએ ૫૪૬ ગાથામાં 'રત્નસમુચ્ચય સ્તબક'ની રચના કરી.

૨૨૬૫અ. સં. ૧૮૫૭ આસો વદિ ૫ ને મંગળવારે ભાણચંદ્રે ગુણચંદ્રના પઠનાર્થે રાજનગરમાં હાજા પટેલની પોળમાં ચાતુર્માસ રહીને ગજસાગર કૃત 'દંડક પ્રકરણ'ની પ્રત લખી

૨૨૮૪અ. મહિમારત્ન શિ. વિનયહંસે દશવૈકાલિકસૂત્ર પર સ. ૧૫૭૨ માં નીઝરાનગરમાં વૃત્તિ રચી હતી તેની પ્રત ભટ્ટારક રાજેન્દ્રસાગરસૂરિના ઉપદેશથી રાજપુરના સંઘે લખાવી જ્ઞાનભંડારમાં મૂકાવી.

૨૨૯૭અ. પં ધનસાગરગણિ શિ. પં. માણિક્યસાગરે સુધર્માસ્વામી કૃત 'પ્રશ્ન વ્યાકરણ'ની પ્રત લખી.

૨૪૧૭અ સં. ૧૯૧૭ કા. સુ ૧૧ ને શુક્રવારે મુંબઈ–ભાતબજારમાં વીસાના ઉપાશ્રયમાં ચાતુર્માસ રહીને ભાગ્યશિખર શિ. પ્રમોદશિખર શિ. કીર્તિશિખર શિ. મોતીચંદે ભક્તામર સ્તોત્ર વૃત્તિની પ્રત લખી.

### ધાતુમૂર્તિ લેખોમાં છત્રધારી ચિત્રાકૃતિ

આ ગચ્છના આચાર્યોના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી મૂર્તિઓમાં પ્રાય "ઉપદેશાત્" શબ્દ યોજાયેલો હોય છે, એ વિશિષ્ટતા ઉપરાંત કાંતિસાગરજી નોંધે છે કે આવી પ્રતિમાઓના પાછળના ભાગમાં લેખ સાથે નિયત સ્થાને પ્રેક્ષણીય અને ભવ્ય છત્રધારીનું ચિત્ર ઉપસાવેલું કે ઉત્કીર્ણિત નીરખાય છે. અદ્યાપિ કોઈ પણ મૂર્તિ વિધાન વિષયક શાસ્ત્રમાં આવી ચિત્રાકૃતિ મૂકવાનો આદેશ કે તેના સમર્થનનો ઉલ્લેખ મળતો નથી એટલે પ્રભુભક્તિના પ્રતીકરૂપે, મંગલ–ચિહ્નરૂપે કે ગચ્છની પ્રતિમા ઓળખવાના સંકેતરૂપે આ ચિત્રાકૃતિ ઘડાવી શકાય છે. અન્ય ગચ્છની મૂર્તિઓમાં તે નીરખાતી નથી તે ખાસ નોંધનીય છે.

### પ્રતિષ્ઠા લેખો

શત્રુંજયગિરિ પરના ધાતુમૂર્તિ લેખો જે અદ્યાવધિ અપ્રકટ હતા, તે કાંતિસાગરજીએ હાલમાં નોંધ્યા છે, તે સંવતક્રમાનુસાર નિમ્નોક્ત છે,

---

નોંધ—આ સૂચિપત્રમાં પેરા નંબરની સાથે 'અ' 'બ' આદિ સંલગ્ન છે, તે પેરા ગ્રંથના અંતે આપેલી પૂર્તિના છે. આવા પેરા મૂળ પેરા સાથે સાંકળી લેવાના હોઈને અથવા તો મૂળ પેરાના સંદર્ભમાં સુધારો–વધારો સૂચવતા હોઇને પેરાનો મૂળ નંબર એ જ આપ્યો છે.

# અંતિમ પૂર્તિ

## આર્યરક્ષિતસૂરિ દ્વારા પ્રતિબોધિત પ્રાગ્વાટ મંત્રી ખેતલ

૨૨૭અ. આર્યરક્ષિતસૂરિએ અનેક મહાનુભાવોને પ્રતિબોધ આપીને ધર્મ પમાડ્યો છે, એ વિશે ભટ્ટ-ગ્રંથોમાં પ્રચુર સામગ્રી સંપ્રાપ્ત છે. તેમણે પ્રતિબોધેલા પ્રાગ્વાટ, વામંગા ગોત્રીય મંત્રી ખેતલ ભાર્યા ખેતલદે અંગેનો મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ સુધર્માસ્વામીકૃત "સ્થાનાંગ સૂત્ર"ની પ્રત પુષ્પિકામાંથી ઉપલબ્ધ થાય છે. તેમાં મંત્રીવર્યના વંશવૃક્ષ વિષયક ઉપયોગી માહિતી નિબદ્ધ છે એ વંશમાં થયેલા મંત્રી ટોકરે ભાવસાગરસૂરિના ઉપદેશથી ઉક્ત ગ્રંથની પ્રત સં. ૧૫૧૭માં લખાવીને તેમને અર્પણ કરી. પુષ્પિકા માટે જુઓ પુણ્યવિજયજીના હસ્તપ્રત વિષયક સંગ્રહનું સૂચિપત્ર, ભા. ૧, ન. ૨૪૧.

## મહેન્દ્રસિંહસૂરિ દ્વારા પરાજિત પુણ્યતિલકસૂરિ

૫૨૮અ. કાસહૃદ ગચ્છીય પાદલિપ્તસૂરિની પરંપરામાં પુણ્યતિલકસૂરિ પ્રખર વિદ્વાન થયા. તેઓ વિહરતા અવંતીપુર પધાર્યા જ્યાં 'વિધિપક્ષગચ્છાધિરાજ, સરસ્વતી લબ્ધપ્રસાદ' આચાર્ય મહેન્દ્રસિંહસૂરિ બિરાજતા હતા. તેમનો અપૂર્વ મહિમા જોઈને વિદ્યામદથી પુણ્યતિલકસૂરિ ગુરુ પાસે વાદલિપ્સાથી આવ્યા અને આહ્‌વાન આપ્યું. ગુરુએ કહ્યું—વૃથા વાદનું પ્રયોજન શું? જવાબમાં પુણ્યતિલકસૂરિએ જણાવ્યું કે વૃથા શા માટે? જે જય પામે તે અન્યને શિષ્ય કરે। ગુરુએ તે સ્વીકાર્યું અને વાદનો પ્રારંભ થયો. ગુરુએ તેમને મુહૂર્તમાં જ જીતી લીધા. આથી પુણ્યતિલકસૂરિ પોતાને ધન્ય માનવા લાગ્યા. ગુરુને વંદના કરી તેમજ સ્તુતિ કરી તેમના શિષ્ય થયા. ગુરુએ પણ તેમની મહત્તાના રક્ષણાર્થે દીક્ષા આપી તેમને શાખાચાર્યપદે સ્થાપ્યા. વળી તેમના પૂર્વજાચાર્ય પાદલિપ્તસૂરિ વિરચિત "વીર જિન સ્તોત્ર" ને "સપ્રભાવ, બહુયોગ સિદ્ધિ-સંપન્ન" જોઈ, સપ્તસ્મરણ મહાસ્તોત્રમાં તૃતીય મહાસ્તોત્ર તરીકે સ્થાપ્યું. આ સ્તોત્રનું મહત્ત્વ ઉપસર્ગહર સ્તોત્રની જેમ 'અનેક યોગ સિદ્ધિમય' હોઈને નવોદિત શિષ્યને દીક્ષા આપ્યા બાદ સૌ પ્રથમ તેનો જ પાઠ શીખવવામાં આવે છે.

ઉપર્યુક્ત પ્રસંગ પાદલિપ્તસૂરિ કૃત "મહાવીર સ્તોત્ર" પર લખાયેલ અવચૂરિની પ્રશસ્તિમાંથી જાણી શકાય છે, જેની પ્રત પુણ્યવિજયજીના સંગ્રહમાં છે. જુઓ ઉક્ત સૂચિપત્ર ભા. ૧, ન. ૧૯૭૩. પ્રસ્તુત અવચૂરિ અમરસાગરસૂરિના રાજ્યમાં, વા. દયાસાગરના શિષ્ય વા. પુણ્યસાગરે સં. ૧૭૩૯ના આસો સુદી ૧૦ ને રવિવારના દિને બુરહાનપુરમાં લખી. વા. પુણ્યસાગરના અન્ય ગ્રંથો માટે જુઓ પેરા નં. ૧૯૮૨-૮૩ અંચલગચ્છની સમાચારી અંગે ઉકત પ્રસંગ અત્યંત મહત્ત્વપૂર્ણ છે.

## ઉપા. ધર્મનન્દનની કૃતિ

૧૦૫૬અ. ઉપા ધર્મનન્દને "લોક નાલિકા" પર અવચૂરિ લખી, જેની પ્રત પુણ્યવિજયજીના

સંગ્રહમાં છે. જુઓ એમનું સૂચિપત્ર ભા. ૧, નં. ૩૦૫૬. આ ગ્રંથમાં કર્તાએ પોતાના ગુરુ મેરુતુંગ-સૂરિની કરેલી સ્તુતિ ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

## ધર્મમૂર્તિસૂરિએ કરેલાં ગ્રંથોદ્ધારનાં કાર્યો

૧૫૭૯અ. મલ્લવાદી પ્રણીત "નયચક્ર" પર સિંહસૂરિ વિરચિત વૃત્તિની પ્રત ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી મંત્રી ગોવિંદના 'મુંજની ઉપમા યોગ્ય' પુત્ર પુંજે લખાવી જ્ઞાનભંડારમાં મૂકાવી હતી. જમ્બૂવિજયજી "દ્વાદશારં નયચક્રમ્"માં જણાવે છે કે-'આ પ્રતિ જેના ઉપરથી લખવામાં આવી હશે, તે પ્રતિ હજી સુધી ક્યાંય અમારા જોવામાં આવી નથી એટલે આ જાતની પ્રતિ વિશ્વમાં એક જ છે એમ ધારીએ છીએ.' તત્કાલિન સર્વ દર્શનોની તુલનાત્મક વિચારણા કરતો મૂળ ગ્રંથ ૭૦૦ વર્ષ પહેલાં જ નષ્ટ થઈ ગયો હોઈને, ભાવનગરના સંગ્રહમાંથી પ્રાપ્ત થયેલી, ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી લખાયેલી ઉક્ત પ્રતિ અત્યંત મહત્ત્વપૂર્ણ બને છે.

વિષ્ણુદાસકૃત "સિદ્ધિ વિનિશ્ચય ટીકા"ની કચ્છ-કોડાયના ભંડારની પ્રત પણ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી સં. ૧૬૬૨માં નાગડાગોત્રીય ધનરાજે લખીને જ્ઞાનભંડારમાં મૂકાવેલી, એમ પ્રત-પુષ્પિકા દ્વારા જણાય છે. ઉપર્યુક્ત પ્રત પણ એ અરસામાં જ લખાઈ હશે એમ બન્ને ગ્રંથોની લગભગ એક જ જાતની પુષ્પિકા દ્વારા મનાય છે. આ અરસામાં ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી ગ્રંથોદ્ધારનાં વિશદ્ કાર્યો થયાં.

## ગ્રંથ-લેખનની પ્રવૃત્તિ

વિક્રમના ૧૭ અને ૧૮ મા સૈકામાં ગ્રંથ-લેખન તથા પ્રત-લેખનની પ્રવૃત્તિ અત્યંત જોશભરી હતી તે અંગે ઘણું નોંધી ગયા છીએ પુણ્યવિજયજીનાં સંગ્રહમાંથી કેટલીક અન્ય બાબતો મળે છે, તેની સંક્ષિપ્ત નોંધ નિમ્નોક્ત છે .—

૧૪૮૭અ. સં. ૧૬૬૫ વૈ. સુ. ૬ શનિવારે ખાનનગરમાં પં. ક્ષમાકીર્તિ શિ......કીર્તિગણિએ જિનપ્રભસૂરિકૃત 'અપાપા બૃહત્કલ્પ'ની પ્રત લખી. તેની પુષ્પિકામાં પં જયવન્તગણિ શિ. કુલકીર્તિ, શિ. મુનિકીર્તિ વિગેરેનો ઉલ્લેખ પણ મળે છે.

૧૪૮૭બ. સં. ૧૬૬૭ વદિ ૩ ને શનિવારે દીવમાં ધર્મમૂર્તિસૂરિના રાજ્યમા પં. રાજકીર્તિ શિ. શ્રુતકીર્તિ શિ. વિજયકીર્તિના વાંચનાર્થે સિદ્ધસેનસૂરિ કૃત 'કલ્યાણ મંદિર' પર અવચૂરિ લખાઈ.

૧૪૮૭ક. સ ૧૬૬૯ માં પ. ક્ષમાકીર્તિ શિ. વા. રાજકીર્તિગણિ, પં. ગુણવર્દ્ધનગણિ શિ શ્રુત-કીર્તિએ પારકર નગરમા ઋષિ દયાકીર્તિ અને હર્ષકીર્તિ સહિત 'રત્ન સમુચ્ચય'ની પ્રત લખી

૧૪૮૭ડ. સં. ૧૬૮૨ માં ભિન્નમાલના સં. સૂરા ભાર્યા કસ્તુરાઈએ ઉત્તરાધ્યયનની પ્રત લખાવીને પં. વિશાલકીર્તિને અર્પણ કરી.

૧૪૯૩અ. સં. ૧૬૨૯ કા. વ. ૫ ને શુક્રવારે ધર્મમૂર્તિસૂરિના રાજ્યમાં મેવાતમંડલના રાઢદ્રદેશ અંતર્ગત બરડોદનગરમા ઉપા. ભાનુલબ્ધિ શિ. માણિક્યરાજે જીવાભિગમસૂત્રની પ્રત લખી.

૧૫૫૨અ સોમમૂર્તિગણિના શિષ્ય ઋષિ રૂડાએ સં. ૧૬૪૨ માં તિજારામાં રહીને 'લઘુ ક્ષેત્રસમાસ પ્રકરણ-બાલાવબોધ'ની પ્રત લખી.

૧૬૮૩અ. સં. ૧૬૯૭ ફા. વ. ૮ ને ગુરુવારે મુનિ કીકાએ તથા વૈરાગ્યસાગરે વીરભદ્રગણિ કૃત 'ચતુ શરણ' પર લખાયેલ સ્તબકની પ્રતો ખભાતમા રહીને લખી.

૧૭૪૯અ. સં. ૧૭૧૬ મધુમાસે અસિતપક્ષે ગુરુવારે માણિક્યસાગર શિ. ન્યાનસાગર શિ. નયસાગરે શેખપુરમાં રહીને કલ્પસૂત્રની પ્રત લખી.

૧૭૫૨અ. સં. ૧૭૧૪ માહ સુદી ૬ ના દિને નવાનગરમાં વા. વિવેકશેખર શિ. વા ભાવશેખરે (પેરા નં. ૧૬૫૭) સાધ્વી વિમલા શિ. કપૂરા શિ. દેમા શિ. પદ્મલક્ષ્મીના વાંચનાર્થે સુધર્માસ્વામી કૃત 'સૂત્ર કૃતાંગ'ની પ્રત લખી.

૧૯૯૮અ. લાલચંદ્રના ગુરુ મુનિચંદ્રે સં. ૧૭૦૫ માં ઉગ્રસેનપુરમાં રહીને અજિત શાંતિ સ્તવ સ્તબકની પ્રત લખી.

૨૦૩૦અ. રત્નશેખર શિ. લબ્ધિશેખરે સં. ૧૭૭૦ પોષ ૧૦ ના દિને નગરથટ્ટામાં રહીને સિદ્ધસેન-સૂરિ કૃત 'કલ્યાણ મંદિર' પર બાલાવબોધ લખ્યું.

૨૦૩૨અ. સં. ૧૭૩૯ કા. સુ. ૯ ને રવિવારે દીપસાગરે સુથરીમાં રહીને 'પાંડવગીતા બાલાવબોધ'ની પ્રત લખી. પ્રત પુષ્પિકામાં "દરિયાવને કાંઠે" એવો ઉલ્લેખ પણ છે.

૨૦૩૪અ. સ ૧૭૨૦ માઘ સુદી ૧૦ ને ગુરુવારે વા. જ્ઞાનશેખરગણિના શિષ્ય મુનિ જીવાએ રતાડીઆમાં રહીને ગજસાગર કૃત 'દંડક પ્રકરણ બાલાવબોધ' તથા રત્નશેખરસૂરિ કૃત 'લઘુ ક્ષેત્ર સમાસ પ્રકરણ'ની પ્રતો લખી.

૨૧૨૧અ. સ. ૧૭૮૭ ભા. સુ ૧૨ ને શનિવારે વિદ્યાસાગરસૂરિના શિષ્ય હિતાબ્ધિએ ૫૪૬ ગાથામાં 'રત્નસમુચ્ચય સ્તબક'ની રચના કરી.

૨૨૬૫અ. સં. ૧૮૫૭ આસો વદિ ૫ ને મંગળવારે ભાણચંદ્રે ગુણચંદ્રના પઠનાર્થે રાજનગરમાં હાજા પટેલની પોળમાં ચાતુર્માસ રહીને ગજસાગર કૃત 'દંડક પ્રકરણ'ની પ્રત લખી

૨૨૮૪અ. મહિમારત્ન શિ વિનયહંસે દશવૈકાલિકસૂત્ર પર સ. ૧૫૭૨ માં નીઝરાનગરમાં વૃત્તિ રચી હતી તેની પ્રત ભટ્ટારક રાજેન્દ્રસાગરસૂરિના ઉપદેશથી રાજપુરના સંઘે લખાવી જ્ઞાનભંડારમાં મૂકાવી.

૨૨૯૭અ પં ધનસાગરગણિ શિ. પં. માણિક્યસાગરે સુધર્માસ્વામી કૃત 'પ્રશ્ન વ્યાકરણ'ની પ્રત લખી.

૨૪૦૭અ સં. ૧૯૧૭ કા સુ. ૧૧ ને શુક્રવારે મુંબઈ–ભાતબજારમાં વીસાના ઉપાશ્રયમાં ચાતુર્માસ રહીને ભાગ્યશિખર શિ. પ્રમોદશિખર શિ. કીર્તિશિખર શિ મોતીચંદે ભક્તામર સ્તોત્ર વૃત્તિની પ્રત લખી.

## ધાતુમૂર્તિ લેખોમાં છત્રધારી ચિત્રાકૃતિ

આ ગચ્છના આચાર્યોના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલી મૂર્તિઓમાં પ્રાય "ઉપદેશાત્" શબ્દ યોજાયેલો હોય છે, એ વિશિષ્ટતા ઉપરાંત કાંતિસાગરજી નોંધે છે કે આવી પ્રતિમાઓના પાછળના ભાગમા લેખ સાથે નિયત સ્થાને પ્રેક્ષણીય અને ભવ્ય છત્રધારીનુ ચિત્ર ઉપસાવેલું કે ઉત્કીર્ણિત નીરખાય છે. અદ્યાપિ કોઈ પણ મૂર્તિ વિધાન વિષયક શાસ્ત્રમા આવી ચિત્રાકૃતિ મૂકવાનો આદેશ કે તેના સમર્થનનો ઉલ્લેખ મળતો નથી એટલે પ્રભુભક્તિના પ્રતીકરૂપે, મંગલ–ચિહ્નરૂપે કે ગચ્છની પ્રતિમા ઓળખવાના સંકેતરૂપે આ ચિત્રાકૃતિ ઘટાવી શકાય છે. અન્ય ગચ્છની મૂર્તિઓમાં તે નીરખાતી નથી તે ખાસ નોંધનીય છે.

## પ્રતિષ્ઠા લેખો

શત્રુંજયગિરિ પરના ધાતુમૂર્તિ લેખો જે અદ્યાવધિ અપ્રકટ હતા, તે કાંતિસાગરજીએ હાલમાં નોંધ્યા છે, તે સંવતક્રમાનુસાર નિમ્નોક્ત છે,

॥ सं० १४८६ वर्षे वैशाख शुदि २ सोमे श्री श्रीमाल ज्ञातीय श्रे० जोगा भार्या गरदे पु० श्रे० आल्हणसिंहेन श्री अंचलगच्छेश श्री जयकीर्त्तिसूरीणामुपदेशेन श्री वासुपूज्य स्वामिबिंब कारितं प्रतिष्ठितं श्री संघेन ॥ श्री ॥ श्री ॥

संवत् १४९१ वर्षे माह शुदि ६ उशवंशे सा० जेसा भार्या जसमादे पुत्र सा० सोनपालेन अंचलगच्छे श्री जयकीर्त्तिसूरीणामुपदेशेन श्री अजितनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री सूरिभिः ॥

सं .....श्री श्रीवंशे सुगंधो सा० सालिग भार्या सहजलदे पु० गोविंद सुश्रावकेण भार्या .....पुत्री कुताई सहितेन श्रेयोर्थं कुंथुनाथबिंबं का० प्र० विधिपक्षगच्छे श्री सूरिभिः मंडलीग्रामे ॥ श्री ॥

सं० १४९३ .. .उपकेशवंशे सा० ढंका भार्या काजलदे पुत्र सा० पोपट..... अंचलगच्छे श्री जयकीर्त्तिसूरीणामुपदेशेन श्री पार्श्वनाथबिंबं कारापितं प्र० श्री संघेन ॥

सं० १५०१ वर्षे फाल्गुण शुदि ३.. ...श्री अंचलगच्छे श्री जयकीर्त्तिसूरीणामुपदेशेन... गर भार्या ..पद्म बिंबं का० प्र० श्री सूरिभिः ।

सं० १५ ..वर्षे ज्येष्ट शुदि ९ श्रीमाल ज्ञा...सुश्रावकेण श्री जयकीर्त्तिसूरीणामुपदेशेन श्री आदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री सूरीणा ।

॥ सं० १५०५ वर्षे माघ शुदि १० रवौ उकेशवंशे मीठडीआ सा० साईआ भार्या सिरीआदे पुत्र सा० चोला सुश्रावकेण भार्या कन्हाई तत्सु भ्रातृ सा० अहिराज हरराज तया भार्या भ्रातृ सा० सीरीपति प्रमुख समस्त कुटुम्बसहितेन श्री विधिपक्षगच्छपति श्री जयकेशरीसूरीणामुपदेशेन स्वश्रेयोर्थं श्री सुविधिनाथबिंबं कारितं प्रतिष्ठितं च श्री संघेन आचंद्रार्कं विजयताम् ॥

सं० १५५५ वर्षे माघ शुदि १० रवौ उकेशवंशे सा० साईआ भार्या सिरीआदे पुत्र सा० सुद्दडा भार्या रंगाई सुश्राविकया पुत्र सा० सीरीपति प्रमुखसमस्त निजकुटुम्बसहितया श्री अंचलगच्छे श्री पूज्य गच्छनायक श्री श्री जयकेशरीसूरीणामुपदेशेन श्री कुंथुनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री संघेन । चिरं नंदतु ॥

सं० १५११ वर्षे वै० शु० २ बुधे प्राग्वाट सा० भूर्मसिंहेन भार्या तामू सुत मेघा युतेन स्वश्रेयसे श्री अंचलगच्छेश श्री जयकेसरिसूरीणामुपदेशेन श्री नमिनाथबिंबं कारितं प्रतिष्ठितं च ।

सं. १५२३ वर्षे मार्ग शुदि २ सोमे उपकेशज्ञातीय व्यवगोत्रे सा० भूणा भा० कुसाली पु० सा० हेमा भा० सलषू पु० हांसा सहितेन स्वश्रेयसे श्री आदिनाथबिंबं कारितं प्रतिष्ठितं अंचलगच्छे भ० श्री जयकेसरसूरिभिः शिणोद्य स्थाने ।

॥ संवत् १५-९ वर्षे फाल्गुण शुदि २ सोमे श्री श्रीमाल ज्ञातीय...शिवदासेन श्री कुंथुनाथबिंबं कारितं श्री अंचलगच्छे श्री सिद्धांतसागरसूरीणामुपदेशेन प्रतिष्ठितं श्री संघेन ॥ मडपमहादुर्गे ॥ शुभं भवतु ॥

# " અંચલગચ્છ દિગ્દર્શન "

## રોકડ દાતાઓનાં શુભ નામોની યાદી

| | | |
|---|---|---|
| રૂા. ૧૫૦૦ | શ્રી મુલુંડ અંચલગચ્છ જૈન સમાજ | મુલુંડ |
| રૂા. ૧૦૦૧ | શ્રી મુલુંડ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ | " |
| *રૂા. ૫૦૦ | કચ્છ-ભૂજ પૂ. સાધ્વીજી મહારાજશ્રી હેમપ્રભાશ્રીજીના સદુપદેશથી<br>હા. શેઠ ભવાનજી હીરાચંદ સંઘવી<br>( શેઠ ચુનીલાલ માણેકચંદ માટુંગાવાળા મારફત ) | કચ્છ-ભૂજ |
| રૂા. ૨૦૦ | " શ્રી જ્ઞાનભક્તિ દાનમાળા " ના પુસ્તકોના હિસાબમાંથી<br>હા. બહેન શ્રી મુરબાઈ ભવાનજી વર્ધમાન | માટુંગા |
| *રૂા. ૧૦૧ | શેઠ લક્ષ્મીચંદ સવચંદ દોશી માંડલવાળા | ઇંદોર |
| *રૂા. ૧૦૦ | માતાજી કંકુબાઈ રવજી સોજપાલ | માટુંગા |
| રૂા. ૩૪૦૨ | કુલ | |

* પુસ્તકો આપવાના.

# અગાઉથી થયેલા ગ્રાહકોનાં શુભ નામોની યાદી

| ગ્રંથ પ્રત | શુભ નામ | સ્થાન |
|---|---|---|
| ૨૫૦ | શ્રી અનંતનાથજી મહારાજ જૈન દેરાસરજી ટ્રસ્ટ | મુંબઈ |
| ૨૦૦ | શ્રી કચ્છી વીસા ઓસવાળ દેહરાવાસી જૈન સંઘ ટ્રસ્ટ | ,, |
| ૧૦૦ | શ્રી કચ્છ ચિઆસર વીસા ઓસવાળ જૈન મહાજન | ,, |
| ૧૦૦ | શ્રી જામનગર અંચલગચ્છ જૈન સંઘ | જામનગર |
| ૯૦ | શ્રી માંડલ અચલગચ્છ જૈન સંઘ ( હા. શેઠ હીરાચંદ ધરમશી–મુંબઈ ) | માંડલ |
| ૯૧ | શ્રી કચ્છ–માંડવી અચલગચ્છ જૈન સમાજ ( હા. શેઠ વચ્છરાજ તથા શેઠ પ્રેમચંદ સાકરચંદ ભૂલાણી ) | કચ્છ–માંડવી |
| ૭૪ | શ્રી કચ્છ–રાયણ અંચલગચ્છ જૈન સંઘ ( પૂ. સાધ્વીજી મહારાજશ્રી કેસરશ્રીજીના સદુપદેશથી ) | કચ્છ–રાયણ |
| ૬૦ | શ્રી હુબલી કચ્છી દસા ઓસવાળ જૈન મહાજન | હુબલી |
| ૬૫ | મલબાર કેન્દ્ર— | |

| | | |
|---|---|---|
| ૨૫ | શ્રી અલપઈ જૈન શ્વે. મૂ. સંઘ | અલપઈ |
| ૧૦ | શ્રી મેઘજી માલસી | કોચીન |
| ૫ | શ્રી આણંદજી માલસી | ,, |
| ૫ | શ્રી ગોરધનદાસ હાથીભાઈ | ,, |
| ૪ | શ્રી દેવસી ભાણજી ખોના | ,, |
| ૧૬ | પરચુરણ ગ્રાહકો—કોચીન, કલીકટ, કોઈમ્બતુર | |
| ૬૫ | | |

| | | |
|---|---|---|
| ૫૦ | શ્રી મેસર્સ ખીમજી વેલજીની કું. | મુંબઈ |
| ૩૫ | શ્રી પારોલા ( ખાનદેશ ) ક. દ. ઓ. જૈન મહાજન | પારોલા |
| ૨૫ | શ્રી કચ્છ કોટડી વી. ઓ. જૈન મહાજન | મુંબઈ |
| ૨૫ | શ્રી કચ્છ નારાણપુર જૈન સંઘ ( હા. શેઠ પ્રેમજી નેણસી–મુંબઈ ) | ,, |
| ૨૫ | શ્રી ભાણજી કેશવજી ટ્રસ્ટ ( હા. શેઠ પ્રેમજી ભાણજી–મુંબઈ ) | કચ્છ–ગોધરા |
| ૨૫ | કચ્છ ગોધરા વી. ઓ. જૈન ચેરિટેબલ ટ્રસ્ટ ( હા. શેઠ કેશવજી કાનજી ઉકેડા તાલપત્રીવાલા–મુંબઈ ) | ,, |
| ૨૫ | વૈદરાજ શ્રી ગુણચંદજી ગુલાબચંદજી | અમદાવાદ |

| | | |
|---|---|---|
| ૨૫ | માતુશ્રી રાણુબાઈ હીરજી | મુલુંડ |
| ૨૫ | શેઠ માડણ હરસી કચ્છ–આસંબીઆવાળા (હા. સૌ. બહેનશ્રી રતનબાઈ કુંવરજી) | ,, |
| ૨૫ | શેઠ શામજી તેજપાલ | ,, |
| ૨૫ | મેસર્સ લહેરચંદ મેઘજીની કું. (રેતીવાળા) | ,, |
| ૨૫ | શેઠ રવજી ખેરાજ કચ્છ–કોડાયવાળા (હા. શેઠ કુંવરજી રણશી) | મુંબઈ |
| ૨૫ | શેઠ હરસી મેઘજી દેઢીઆ | ઘાટકોપર |
| ૨૫ | શેઠ કાનજી ખીમજી પીર | ,, |
| ૨૫ | શેઠ લખમશી મણશી | ,, |
| ૨૫ | શેઠ નેણસી આસુભાઈ (હા. શેઠ પ્રેમજી નરસી, મુંબઈ) | ખરગોણ |
| ૨૫ | શેઠ હીરજી નાગજી નરેડીવાળા (હા. મેસર્સ લાલજી રવજીની કું) | મુંબઈ |
| ૨૫ | શ્રી લાલવાડી અંચલગચ્છ જૈન સંઘ<br>(પૂ. સાધ્વીજી મહારાજ શ્રી પ્રભાશ્રીજીના સદુપદેશથી) | મુંબઈ |
| ૨૫ | માતુશ્રી જેઠીબાઈ નરસી ગંગાજર નાગડા<br>(પ. પૂ. આચાર્યશ્રી નેમસાગરસૂરિજીના સદુપદેશથી) | માટુંગા |
| ૨૫ | શેઠ નરસી ભોજરાજ કચ્છ–સુથરીવાળા (હા. શેઠ ભવાનજી નરસી) | ,, |
| ૨૫ | શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિની બહેનો (સામાયિક મંડળ)<br>(હા. બહેનશ્રી ચાંપુબાઈ વેરશી) | મુંબઈ |
| ૨૨ | શ્રી ક. વી. ઓ. વર્ધીતપવાળા આઠ બહેનો (હા. બહેનશ્રી પાનબાઈ ગાંગજી) | મુંબઈ |
| ૨૨ | શ્રી ક. વી. ઓ. દેહરાવાસી જૈન મહાજન | કચ્છ–દુમરા |
| ૧૬ | શેઠ હરગોવિંદદાસ રામજી શાહ | મુલુંડ |
| ૧૫ | શેઠ ધનજી શામજી કચ્છ–કોટડીવાળા (હા. બહેનશ્રી મણિબાઈ) | મુંબઈ |
| ૧૫ | શેઠ જેતશી મેઘજી (પટવા ચાલ) | ,, |
| ૧૫ | શ્રી ગોરૂપદેવ (મુંબઈ) કચ્છી જૈન સમાજ<br>(પૂ. સાધ્વીજી શ્રી પ્રભાશ્રીજીના સદુપદેશથી<br>હા. ગં. સ્વ. બહેનશ્રી સુરબાઈ ભવાનજી વર્ધમાન) | ,, |
| ૧૨ | શ્રી ગદગ ક. દ. ઓ. જૈન જ્ઞાતિ મહાજન | ગદગ |
| ૧૧ | શ્રી ભિન્નમાલ (મારવાડ) જૈન સંઘ (હા. શેઠ સોનરાજ નવાજી, મુંબઈ) | ભિન્નમાલ |
| ૧૧ | મેસર્સ પી. પોપટલાલની કું. (રેતીવાળા) | મુલુંડ |
| ૧૧ | માતુશ્રી માનબાઈ ચાપશી ખીઅશી અજાણી | કચ્છ–કોઠારા |
| ૧૦ | કચ્છ–દુમરા ક. વી. ઓ. દહેરાવાસી જૈન મહાજન (હા. શેઠ રાયશી મોરારજી–મુંબઈ) | કચ્છ–દુમરા |
| ૧૦ | શેઠ લાલજી આસારીઆ કચ્છ–દુમરાવાળા | મુંબઈ |
| ૧૦ | શેઠ જેઠાભાઈ મોણશી (લાલવાડી) | ,, |
| ૧૦ | સંઘવી ચમનલાલ મોતીચંદ (માટુંગા) | ,, |
| ૧૦ | વોરા વલ્લભજી રતનશી (દાદર) | ,, |